"ભગવાન કરૂણાસાગરો વિજયતે"

# વિશ્વભ્રમ વિધ્વંસ નિધિ ગ્રંથ



: પ્રકાશક અને સટીક ભાષાંતર કરનાર :

સંતશ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સુરત

"ભગવાન કરૂણાસાગરો વિજયતે"

# વિશ્વભ્રમ વિધ્વંસ નિધિ ગ્રંથ


**: સ્વરચિત :**

પરમદયાળુ ભગવાન કરૂણાસાગર

**: સંયોજક :**

પરમહંસ સુખાનંદજી - વડોદરા

**: પ્રકાશક અને સટીક ભાષાંતર :**

સંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સુરત

**: સહાયક :**

બાબુભાઈ કે. પટેલ - સુરત



**: પ્રકાશન :**

ભગવાન કરૂણાસાગર મંદીર, કુંભાલ પાટીયા - સુરત

**કિંમત - અમુલ્ય**

છપામણી ખર્ચ રૂા. ૧૪૦-૦૦

( પોસ્ટ ખર્ચ અલગ )

**પુસ્તકોનું પ્રાપ્તિસ્થાન :**

(૧) સંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
ભગવાન કરૂણાસાગરનું મંદીર, કરૂણેશનગર સોસાયટી,
કુંભાલ પાટીયા, સુરત.

(૨) ભગવાન કરૂણાસાગરનું મંદીર
વડોદરા ગોયાદરવાજા બહાર,
ગાંધી ઓઈલ મીલ પાછળ,
પરમહંસ સુખાનંદજીનું મંદીર,
દાળીયાવાડી, વડોદરા.

**પ્રથમ આવૃતિ :** સંવત ૨૦૫૨
મહાસુદી બીજ ભગવાન કરૂણાસાગર પ્રાગટ્ય દિન
કુવેર પ્રાગટય સં. ૨૨૪

**પ્રત :** ૨૦૦૦
સને ૧૯૯૬

**મુદ્રક :** સાધના પ્રિન્ટરી
સુરેન્દ્રહાઉસ, ઘીકાંટા, અમદાવાદ. ફોન : ૩૮૪૫૦૨

# શ્રી નરવેદસાગર ઉર્ફે નારણદાસજી



॥ ગુરૂ સેવા પુરણ કરી, રીઝ દીયા વરદાન; ॥
॥ નારણદાસ નિશ્ચે કહે, જીત જાવું તિત માન.

# સમર્પણ



## સહાદર સમર્પણ પ્રેમ પુષ્પ

હમારા ગુરૂવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ
સિધ્ધાંતનાં પ્રાજ્ઞ અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની
શ્રી મોહનદાસજી મહારાજના આશિર્વાદથી
પ્રાપ્ત થયેલું અગાધ અનુભવ વૃક્ષનું એક
ગ્રંથરૂપી પ્રેમ પુષ્પ અનેક વાર
નમસ્કાર કરીને તેમના
પરમ પવિત્ર ચરણ
કમળમાં સમર્પણ
કરું છું.

લિ.
આપના ચરણરજનો અભિલાષી
**સંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**
**સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**
સુરત

*મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને મારી અતિ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.*

।। ભગવાન કરૂણાસાગરો વિજયતે ।।

# પ્રકાશકના બે બોલ

અનંત દયાળુ સર્વજ્ઞ પરમગુરૂના ચરણ કમળમાં આ અનિનદાસના અનેકવાર નમસ્કાર હો, નમસ્કાર હો, નકસ્માર હો- કારણકે એકરૂણાસિંધુ પ્રભુ અનંત લોકના તારણહાર અને જીવ માત્રના જીવનદાતા હોવાથી વિશ્વભરના અંશોનુ પરમકલ્યાણ કરવાના હેતુથી પરમકૃપાવંત થઈને ભવભરનો ભરમ નિવારવા અને સ્વજાતિ સકર્તા પતિને ઓળખાવવા પોતાના સ્વમુખે વિશ્વભ્રમ વિધ્વંસ મહાનિધિ ગ્રંથની રચના કરીને અપાર કૈવલજ્ઞાનનો પ્રકાશ આ જગત ઉપર પાડયો છે તે અલૌકિક જ્ઞાનમય વચનોમાં જીવમાત્રનું કલ્યાણ સમાયેલું છે. તે સામાન્ય કે વિશેષ કોઈપણ અંશ નિર્મળ દ્રષ્ટિએ સર્વજ્ઞના વચનોનું અવલોકન કરશે તેને આપનપુ ને પતિપદનો પ્રત્યક્ષ અનુભવ થશે જેથી કાળમાયાના કલેશમાંથી મુકત થઈ અવિનાશી કૈવલપદને પ્રાપ્ત કરી શકશે એવા આ વિશ્વભ્રંમ વિધ્વંસ મહાનિધિ ગ્રંથને સટીક કરનાર મહાન ઉજાગ્રત વૃતિના અનુભવી પરમહંસ સુખાનંદજી મહારાજ છે. તેમણે ઘણા ધર્મસંકટો સહન કરીને કાયમ સમાજના જનોને શુધ્ધજાગ્રત કરવા પોતાના તનમન ને જીવનનો ભોગ આપી ભગવાન કરૂણાસાગરના ગ્રંથોને સટીક કરી જન સમાજમાં જાહેર કરી ગયા છે. તેમના પ્રતાપથી માર્ગદર્શન મળતાં મહારાજશ્રી મહંત શાન્તિદાસજી ગુરૂ વિષ્ણુદાસજીએ આ વિશ્વભ્રંમ વિધ્વંસ મહાનિધિ ગ્રંથની બીજી આવૃત્તિ બહાર પાડેલી. તેજ ગ્રંથ સટીક કરવાની કિંચિત કરૂણા ભગવાન કરૂણાસાગરે કરી જેથી અમારા સદ્દગુરૂ શ્રી મોહનદાસ મહારાજના સ્વરૂપે હૃદયમાં વસીને વાજાપેટી ગાંધર્વના ન્યાયે આદિવ્ય જ્ઞાન ગ્રંથમાં વચનોના અર્થો કર્યા છે તે પ્રભુએ પોતેજ કરેલા હોઈ હું નિમિત્ત માત્ર છું.

આ ગ્રંથ લખવામાં મદદ કરનાર અમદાવાદ નિવાસી પરમગુરૂના પરમ પ્રેમાળુ ભકતરાજશ્રી નાનજીભાઈ પુનમચંદ મિસ્ત્રી તથા પરમગુરૂના અનિન ઉપાસક પરમભકત શ્રી બાબુભાઈ મણીલાલ પટેલ એ બન્ને ગુરૂભાઈઓએ પોતાના તનમનનો અને અમુલ્ય સમયનો ભોગ આપી ગ્રંથ છપાવી પૂર્ણ થયો ત્યાં સુધી સહાય કરવામાં લાગણીપૂર્વક સાથ-સહકાર આપીને ગ્રંથ છપાવવાનું કાર્ય પુરણ કર્યુ છે જેથી ભગવાન કરૂણા સાગર મહેર કરીને તેમના હૃદય કમળમાં વસે અને તેમને નિર્મળ બુધ્ધી સુખસંપતિ જ્ઞાન ભકિતને વૈરાગ બક્ષો જેથી તેમને કૈવલમોક્ષ પ્રાપ્ત થાય એવી સર્વજ્ઞ પરમગુરૂને અમારી હાર્દિક વારંવાર અનિન પ્રાર્થના; તેવીજ રીતે ભકત શ્રી લાલજીભાઈ ધનજીભાઈ પટેલ ગ્રંથ સટીક કરવાના કાર્યમાં સમય મળતાં અવરનવર મદદ કરી છે જેથી ભગવાન કરૂણાસાગર તેમને સદ્દબુધ્ધી આપો અને તેમની મનોઈચ્છા પૂર્ણ કરે એજ પ્રાર્થના.

તેજ પ્રમાણે મંદિરના પુજારી ભકતરાજ શ્રી ઈશ્વરભાઈ તેમજ ભકતરાજ શ્રી ઘનશ્યામભાઈએ લખવામાં મદદ કરી છે. જેથી ભગવાન કરૂણાસાગર તેમને સદ્દબુધ્ધી બક્ષે અને તેમનું કલ્યાણ કરે. એવી

અમારી પરમગુરૂને પ્રાર્થના એવીજ રીતે ગામ સણીયા હેમાદના ભાવિક ભક્ત શ્રી પુષ્પાબેન તથા કુસુમબેન તથા મંજુબેન તેમજ તારાબેન તે ચારે બહેનો સર્વજ્ઞ પરમ ગુરૂ ચરણકમળના અભિલાષિ હોવાથી ગ્રંથસટીક કરવાના લેખનકાર્યમાં તેમણે કિંમતી સમયનો ભોગ આપી તનમનથી હેતપૂર્વક ઘણી મદદ કરી છે તે બદલ ભગવાન કરૂણાસાગર તેમને કૈવલમોક્ષ આપે ને અખંડ શરણમાં રાખે એવી સર્વજ્ઞ પરમગુરૂને અનિન પ્રાર્થના.

(૧) પ્રેમપુષ્પથી પુંજા કરતાં; પ્રભુભયા પ્રસન્ન. ।
અંતરની આરત જોઈને; દયાળુએ દીધા દર્શન ।।

(૨) ભકિત વૃક્ષને લાગ્યાં, કરૂણા કુસુમ સાર ।
સતની સુગંધી પ્રસરી રહી, અનિતી અસત્યનો થયો નાશ ।।

(૩) મનનો ઉદય જ્યાંથી થયો, તે સ્વરૂપમાં લાગે લક્ષ્ય ।
મન જેનું હતું ત્યાં સમ્યું, પ્રભુ દેખાયા પ્રત્યક્ષ ।।

(૪) તારા નિજ સ્વરૂપને નિહાળવા, રૂપ ગુણનો કરવો ત્યાગ ।
લક્ષમાં વૃત્તિ નિશ્ચય રાખી, પરમગુરૂ સાથે અખંડ અનુરાગ ।।
એજ હમારા ભગવાન કરૂણાસાગરના ચરણકમળમાં અનંતવાર નમસ્કાર.

લી.

પ્રકાશક

★★★

અબ તુમ તેહી લક્ષ રખો અભ્યાસુ, તો હમ સદા તુમારી પાસુ ।
મહોરમંત્ર જેમ વશ હોય સરપુ, તેમ એહી જાપ સકલમેં સમરપુ ।।

સબ જાપન જાપનકે જાપા, જબ પાવે આપના નિજ આપા ।
સો આપા તુમકો કહી દીના, હદ બેહદ જડ તન કરી ભિન્ના ।।

(આ.બો.ગ્રં. અં. - ૮૪, ચો-૭ અને ૯)

# નિવેદન

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનિધિ મહાન સમર્થ ભગવાન કરૂણા સાગરનાં સ્વમુખે રચાયેલો વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ કરૂણા સિંધુ મહાપ્રભુ પોતાની પાસે જ રાખતા હતા. તે સમયની બનેલી હકિકત જુના વડીલ સંતો પાસેથી સાંભળીને જાણવા મળેલી તે અત્રે રજૂ કરવામાં આવેલી છે. એવી રીતે કે ભગવાન કરૂણા સાગરે પ્રથમ પોતાના શિષ્ય ઉત્તમ અધિકારી વિષ્ણુદાસજી નામે ગુરુગાદી સારસાપુરીનાં ભવ્ય મંદિરનું વિલ કરી આપ્યું હતું. પરંતુ કેટલોક સમય વિતી જતા પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજ ગુરુ ગમ જ્ઞાન ગતિનાં સંપૂર્ણ અધિકારી થયેલા સર્વજ્ઞ પરમગુરુ એ જોયા ત્યારે નરવેદસાગરની પરમ પ્રભુતાનો અતિ નિર્મળ પ્રભાવ નિહાળીને સર્વે સંત સજ્જનો એક મતે મળીને પોતાના અંતરહંગમાં પ્રાર્થના કરતા હતા. કે ભગવાન કરૂણા સાગર નરવેદ સાગર મહારાજને ચાદર ઓઢાડે તો ઘણું જ સારુ પરિણામ આવે જ્યારે ચાદર ઓઢાડવાનો સમય આવ્યો. ત્યારે ભગવાન કરૂણાસાગર સર્વ સંત સજ્જનોની સભા ભરીને તેની મધ્યે બિરાજમાન થયા. તે સર્વજ્ઞ પ્રભુ કાશ્મીરી એક કિંમતી ચાદર લઈને બેઠા હતા. તે વખતે પરમ કૃપાનિધિએ એવી અકળ ખુબી કરી કે પોતાની પાસે રાખેલી ચાદર હાથ વડે આકાશમાં ઉછાળી તે ચાદર એની મેળે ચારે છેડે ખુલ્લી થઈને સંત સજ્જનોની સભા ઉપર ફરવા લાગી અને તે ચાદર સંત વિષ્ણુદાસજીનાં શિર ઉપર અડે એટલી નીચે આવીને ફરી ઉંચે ચઢી ગઈ. ત્યાર પછી ભગવાન કરૂણાસાગરે નક્કી કરેલી ઘડી પળનો અતિ ઉત્તમ યોગ આવી પહોંચ્યો. તે પ્રમાણે ચાદર નીચી ઉતરીને પૂજ્ય શ્રી નારણદાસજી મહારાજનાં શિર ઉપર આવીને પડી જેમ કોઈ મનુષ્ય વ્યવસ્થિત રીતે ઓઢાડે એમ નરવેદ સાગર મહારાજનાં સર્વાંગે ચાદર વિંટાઈ વળી, તે પ્રસંગે ઘણા ઘોરશોરથી ભગવાન કરૂણાસાગરના જય ધ્વની સાથે કૈવલ મંત્રનો પ્રગટ જાપ સર્વે સંત સજ્જનો અંતરનાં અતિ ઉમંગથી હર્ષ ભર્યા વદને ગર્જનાં કરવા લાગ્યા. તે દ્રષ્ય જોઈને સંત વિષ્ણુદાસજીનાં નામનું વિલ ગુરુગાદી સારસાપુરીનાં મંદિરનું ભગવાન કરૂણાસાગરે કરી આપેલુ છતાં ચાદર નરવેદ સાગર મહારાજને આપી તે વિષ્ણુદાસજીને સારુ નહીં લાગવાથી તુર્તજ ઉભા થઈ ગયા. તેમને નારાજ થયેલા જોઈ ભગવાન કરૂણાસાગર કહેવા લાગ્યા કે તમારે ગાદીની જરૂર છે. કે મારી ? ત્યારે વિષ્ણુદાસજીએ કહ્યું કે મારે આપની જરૂર છે. પછી ભગવાન કરૂણાસાગરે પ્રસન્ન થઈને પોતાની પાસે રાખેલો હસ્ત લેખીત વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિગ્રંથ સંત વિષ્ણુદાસજીને આપીને જણાવ્યું કે, આ મારુ નિજસ્વરૂપ છે. તેનું જતન કરીને જાળવી રાખજે. પછીથી સંત વિષ્ણુદાસજી અને બીજા (૨૬) છવ્વીસ સંતો સાથે સારસાપુરી છોડીને વડોદરા મુકામે સુખાનંદજી મહારાજે જે મંદિરમાં

# મહાન તપસ્વી રઘુરામજી મહારાજ



: જન્મ :
ફાગણ સુદ ૧૧
સંવત્ ૧૮૨૫

: કૈવલ નિવાસ :
જેઠ સુદ ૧૧
સંવત્ ૧૯૫૬

ભગવાન કરૂણાસાગરની સ્થાપના કરી છે. એ મંદિર તે સમયમાં સત્યનારાયણનું હતું. ત્યાં આવીને વિષ્ણુદાસજી છવ્વીસ (૨૬) સંતો સાથે રહેવા લાગ્યા. જ્યારે ભગવાન કરૂણા સાગરે નિરવિકારી અવ્યક્ત તત્વોનો દેખાવ માત્ર દિવ્ય દેહ અદ્રષ્ય કર્યો. અને જે ચૈતન ચિદ કહેવાય છે. તેજ કરૂણાસાગર સ્વરૂપ હોય, સમસ્ત જગતનાં અનેક તનુધારી જીવોનાં સાક્ષીરૂપે સનમુખ રહેલા છે. તે ભગવાન કરૂણાસાગરનાં દિક્ષાધારી સારસાપુરી મંદિરમાં રહેલા સર્વે સંતો પોતાની સમજ પ્રમાણે કાયમપંથી અનુયાયીઓનાં ગામોમા જઈ અવર નવર કથાઓ કરતા હતા. જે વિષ્ણુદાસજી છવ્વીસ (૨૬) સંતો સહીત વડોદરા મુકામે સત્યનારાયણનાં મંદિરમાં જઈને રહ્યા હતા. તેમનાં દેહોનો અંતકાળ આવતા એક પછી એક બધાં કૈવલ ધામ નિવાસી થયા. અને જે વિષ્ણુદાસજી નામનાં સંત; ભગવાન કરૂણાસાગરે તેમને વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ આપેલો તેમનાં દેહનો પણ અંત કાળ આવી પહોંચ્યો. ત્યારે તેમણે ઘણો વિચાર કરીને વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ સત્યનારાયણ મંદિરનાં એક ટ્રસ્ટીને સુપ્રત કરેલો ત્યારથી જ તે ગ્રંથ અદ્રષ્ય થયો હતો. તેના જાણકાર સંતોએ શોધખોળ કરવા છતાં, હાથ લાગેલો નહી. તે મહાનિધિ ગ્રંથને પુજ્ય મહાન તપસ્વી રઘુરામ પણ જાણતા હતા. જેથી તેમણે યોગ સમાધિ દ્વારા તપાસ કરીને જોયુ ત્યારે વડોદરામાં એક ઘાંચીનાં ઘેર, દેવ સેવામાં મૂકી રાખેલો ગ્રંથ તેમનાં દેખવામાં આવ્યો. જેથી તે મહાન તપસ્વી રઘુરામ મહારાજ વડોદરા ઘાંચીના ઘેર લેવા ગયા. અને માંગણી કરવા છતાં, ઘાંચી એ ગ્રંથ આપ્યો નહીં. ત્યારે મહાન તપસ્વી રઘુરામ મહારાજે મહાનિધિ ગ્રંથમાં ઘણા ગુઢાર્થ અતિ અદ્ભુત જ્ઞાન રહસ્યથી ભરપુર ભરેલા સિદ્ધાંતો ની ચોપાઈઓ લખીને ઉમરા મંદિરે લાવેલા. તેની નોંધ હસ્ત લેખીતમાં કરીને જણાવી ગયેલા કે વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથના જ્ઞાનને જાણવાની ઈચ્છાવાળા સંત કોઈ ભવિષ્યમાં થાય તેને અમારી કરેલી નોંધ જોઈને આ ગ્રંથને પ્રાપ્ત કરી લેશો. તે નોંધ પ્રમાણે જ્યારે પરમહંસ સુખાનંદ મહારાજ કાયમ સમાજના સદ્ભાગ્યે મહાન જ્ઞાની થયા. તેમણે ગ્રંથો છપાવવાનું કામ હાથ પર લીધુ. ત્યારે જીલ્લો ખેડા બોરસદ તાલુકાનાં સુરકુવા ગામે ભગવાન કરૂણા સાગરનાં મંદિરમાં રહી સવંત ૧૯૭૪ની સાલમાં મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરનાં સ્વમુખે રચાયેલાં ૧૬ ગ્રંથોમાંથી એક સકર્તા ભાષ્ય નામનો ગ્રંથ "કૈવલ પ્રકાશ" એવું ઉપનામ આપી વડોદરા મુકામે લક્ષ્મી વિલાસ પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવી ગ્રંથને કાયમ સમાજમાં પ્રસિદ્ધ કર્યો ત્યાર બાદ સુરત જીલ્લાનાં વ્યારા ગામે ભાવસાર મગનલાલ ભગવાનદાસને ત્યાં રહી "કૈવલ જ્ઞાનોદય" નામનું માસિક સોળ પેજી ફરમાનું જૈન વિજય પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવવાનું શરૂ કર્યું તે માસિક એક વર્ષ સુધી છપાવવાનું ચાલુ રાખ્યું હતું.

તે પછી પરમહંસ સુખાનંદ મહારાજ ઉમરા ગામે આવ્યા તે ઉમરા ગામનાં ધર્મ ભાવનાવાળા ભક્ત જનોએ પરમહંસ સુખાનંદજી માટે તાપી નદીનાં કિનારે એક સુંદર સુશોભિત મંદિર બંધાવી આપ્યું. તે

મંદિર આજે પગલી મંદિરનાં નામથી ઓળખાય છે. એ મંદિરમાં રહીને સુખાનંદજી મહારાજે પંચમ સૂક્ષ્મવેદ આવૃત્તિ પહેલી સોળ પેજી ફરમાની સાઈઝવાળુ જૈનાનંદ પ્રિન્ટિંગ પ્રેસ સુરતમાં સંવત ૧૯૭૬માં છપાવીને કાયમ પંથી અનુયાયીઓને જાગ્રત થવા ગ્રંથ જાહેર કર્યો હતો. ત્યારબાદ સૂક્ષ્મવેદ ઉપનીસદ ગ્રંથ (અચરત સાગર) આવૃત્તિ પહેલી ધી ડાયમંડ જયુબીલી પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં સંવત ૧૯૭૬માં છપાવ્યો. ત્યાર પછી બાલકૃષ્ણ ગુરુ શ્રી નારણદાસ રચિત "પાખંડનો પરાજય" (અનુભવોદયકારક) પંચમ શ્વસંવેદ ઉપનીસદ જૈન વિજય પ્રિન્ટિંગ પ્રેસ સુરતમાં સંવત ૧૯૭૭માં છપાવ્યું હતું. ઉપરનાં નામવાળા ત્રણે ગ્રંથોને પ્રકાશક સુખાનંદજીએ ઉમરાગામ રહી છપાવ્યા હતા.

ત્યાર પછી પરમહંસ સુખાનંદજી વડોદરા આવ્યાં. જ્યાં તેઓશ્રીને એક મંદિર બક્ષીશ મળ્યું. જે મંદિર ગોયા દરવાજા બહાર વડોદરામાં ભગવાન કરૂણાસાગરનાં મંદિરનાં નામથી ઓળખાય છે. એ મંદિરમાં રહીને પરમગુરુનાં ગ્રંથોનો ઝીણવટ ભર્યો અભ્યાસ ચાલુ રાખ્યો. તે સમયમાં જ્ઞાનનાં અભિલાષીજનોની ધર્મગ્રંથો વસાવવા સંબંધે માંગણી વધી ગયેલી જોઈને, પરમહંસ સુખાનંદ મહારાજને ભગવાન કરૂણાસાગરનાં ગ્રંથો છપાવવાની ફરજ પડી. ત્યારે સંવત ૧૯૭૯માં 'કૈવલ પ્રકાશ' ગ્રંથ આવૃત્તિ બીજી અને "કૈવલ પ્રકાશ" આવૃત્તિ ત્રીજી સવંત ૧૯૮૪માં ધી લક્ષ્મી ઈલેકટ્રીક પ્રિન્ટિંગ પ્રેસ વડોદરામાં છપાવીને ગ્રંથો પ્રસિદ્ધ કર્યા. તે પછી શિક્ષાપત્રિ નામનો ગ્રંથ જેનું સર્વજ્ઞ પરમગુરૂના હસ્ત લેખિત ગ્રંથમાં "સ્વાચાર પત્રિકા" નામ છે. તે પુસ્તિકાનું ઉપનામ શિક્ષાપત્રી આપી પરમહંસ સુખાનંદજીએ ધી લક્ષ્મી ઈલેક્ટ્રીક પ્રિન્ટિંગ પ્રેસ વડોદરામાં તા. ૧૨-૧૧-૨૫ની સાલમાં જાહેર કર્યો. અને તે આ સ્વાચાર પત્રિકા જ્ઞાન સંપ્રદાયનાં કેટલાયેક મંદિરોમાં હસ્ત લેખિત ગ્રંથોની અંદર છે. જે જીજ્ઞાસુ જનને જોવાની ઈચ્છા થાય. તેને હસ્ત લેખીત ગ્રંથોમાં જોઈ લેવું. ત્યારબાદ ભગવાન કરૂણાસાગરનો "જીવન પ્રભાવ" નામનો ગ્રંથ સવંત ૧૯૮૬માં ધી આર્ય સુધારક પ્રેસ વડોદરામાં પરમહંસ સુખાનંદજીએ છપાવી પ્રસિદ્ધ કરવામાં પરમહંસ સુખાનંદજીને ગામ ઉમરા મંદીરનાં મહંત શ્રી શાંતિદાસજી ગુરુ શ્રી વિષ્ણુદાસજીએ પોતાના તન, મન અને ધનનો ભોગ આપી હૃદયનાં અતિ ઉમંગથી સાથ આપી જગત જનોનાં પરમ કલ્યાણ અર્થે ગ્રંથો છપાવી જ્ઞાનનો પ્રકાશ પાડયો અને તેમની અતિ અદ્ભુત વિદ્વતાથી ધર્મની લાગણીપૂર્વક પરમ દયાળુનાં પ્રેમાળુ ભક્તોને જ્ઞાન લક્ષનાં અધિકારી બનાવી જગત જંજાળમાંથી મુક્ત કર્યા. તેમજ પરમહંસ સુખાનંદજીને વ્યારાનાં સેવક દરજી પ્રાણજીવનદાસ લલ્લુભાઈ તરફથ પણ સારી એવી આર્થિક મદદ આ બધા ગ્રંથો પ્રકાશીત કરવામાં મળી હતી. જેની આ જગ્યાએ કાયમ સમાજનાં ભક્તજનોને જાણવા માટે નોંધ કરવામાં આવી છે. આ ચાલુ નિવેદનનાં લેખમાં ઉપર જણાવ્યા પ્રમાણે વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ લોપ થયેલો હતો. તે ગ્રંથ મહાન તપસ્વી રઘુરામ મહારાજે સમાધી દ્વારા શોધ કરીને ઉમરા મંદિરનાં હસ્ત લેખીત ગ્રંથમાં લખી

## સંતશ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી
## (સુરત)



ભક્તિ અનંગ ત્રિયા તન તણો, ક્રિયા જીનુ નૈન નચાય,
મુસક વદન સો બોલાવણો, મીલહી પ્રત્યક્ષ પિયુ આય.

ગયેલાં તે લેખનાં આધારે વડોદરામાં એક ઘાંચીના ઘેરથી પરમહંસ સુખાનંદજી મહારાજે આ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ ઘણો પ્રયત્ન કરી પ્રાપ્ત કર્યો હતો.

ઉપરનાં ગ્રંથો પ્રકાશીત કર્યાબાદ બીજા ગ્રંથો સંયુક્તપણે તેમણે નીચે પ્રમાણે છપાવ્યા.

૧. વિશ્વભ્રંમ વિધ્વશં મહાનિધિગ્રંથ આવૃતિ પહેલી સંવત - ૧૯૮૭

૨. ભવતિમિર ભાસ્કર ગ્રંથ આવૃત્તિ પહેલી સંવત - ૧૯૮૯

૩. ભગવાન કરૂણાસાગરની અગાધગતિ ગ્રંથ આવૃત્તિ પહેલી સંવત - ૧૯૯૧

૪. પંચમ શ્વસંવેદગ્રંથ આવૃત્તિ બીજી સંવત ૧૯૯૫

ઉપર પ્રમાણેનાં ચાર ગ્રંથો અનુક્રમે સુર્ય પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં છપાવ્યા. ત્યાર પછી સકર્તા ભાષ્ય આવૃતિ ચોથી ધી સુર્ય પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદમાં સવંત ૧૯૯૮માં છપાવી પ્રસિદ્ધ કર્યો. ત્યાર બાદ સકર્તા ભાષ્ય ગ્રંથ (હિન્દી અનુવાદ) આવૃત્તિ પહેલી ધી સાધના પ્રિન્ટિંગ પ્રેસ વડોદરામાંથી સંવત ૨૦૦૦માં છપાવી પ્રસિદ્ધ કર્યો.

ઉપર દર્શાવેલા તમામ ગ્રંથોના પ્રકાશક પરમહંસ સુખાનંદજી હતા. અને ઉમરાનાં મહંત વિષ્ણુદાસજી તથા શાંતિ દાસજી ગુરુ શ્રી વિષ્ણુદાસજી બન્ને ગુરુ શિષ્યે તન, મન અને ધનથી સાથ બળ આપ્યુ હતું. આ તમામ છાપીત ગ્રંથોની ગુજરાતી લીપીમાં ટીકા કરવામાં પરંમહંસ સુખાનંદ મહારાજે પોતાની મહાન વિદ્વતાનો સદ્ઉપયોગ કરી સર્વે સિદ્ધાંતોની પારનું પરમ શ્રેષ્ઠ જ્ઞાન આ જગતનાં જીજ્ઞાસુ ભક્તજનો માટે તૈયાર કરી આપ્યુ. જેથી સરળ પણે પોતાનું પરમ કલ્યાણ કરી શકે. એવી રીતે અનુવાદ કરી ગ્રંથો જાહેર કરનાર મહાન ધર્મ ધુરંધર પુરુષ, પરમહંસ સુખાનંદજી છે. આ કાયમ પંથ જ્ઞાન સંપ્રદાયમાં સવાર સાંજ કરવાની ભગવાન કરૂણાસાગરની ઉપાસનાં પરમહંસ સુખાનંદ મહારાજે જાહેર કર્યા બાદ કાયમ સમાજમાં સંત સજ્જનો નરનારી વગેરે પરમ લાભ લઈ શકેલા છે. એવી જ રીતે જન સમાજને જાગ્રત કરવા માટે પારાયણ કરવાની પ્રથા અને તેનાં નીતિ નિયમો પ્રથમ પરમહંસ સુખાનંદજી મહારાજ ચાલુ કરી ગયા છે. એટલા જ માટે આખા સંપ્રદાયના સંત સજ્જનો મહારાજ શ્રી પરમહંસ સુખાનંદજીના રૂણી છે. જેથી આ લેખક તરફથી મહારાજ શ્રી સુખાનંદજીને અનેકવાર ધન્યવાદ સાથે તેમનો અખંડ જય હો..... જય હો...... જય હો......

વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથને પ્રથમ સુખાનંદજી મહારાજે સટીક કરી છપાવેલો અને બીજી આવૃતિ મહંત શ્રી શાંતિદાસજી ગુરુશ્રી વિષ્ણુદાસજીએ છપાવી ત્યારે કોઈ કોઈ ચોપાઈઓનાં અર્થો સુધારી ગ્રંથ છપાવીને પ્રકાશીત કરેલો તે જ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ ત્રીજીવાર સટીક કરીને પ્રકાશીત કરનાર સંત શ્રી સરજ્યુદાસજી ગુરુ શ્રી મોહનદાસજી અને સંત શ્રી નિર્મળદાસજી ગુરુશ્રી

મોહનદાસજી છે. તેઓ પોતે મુ. સુરત સહરા દરવાજા બહાર પુણા કુંભારીયા રોડ, ડુંભાલ પાટીયા, હરિ નર્સરીની બાજુમાં , કરૂણેશ નગર નામની સોસાયટી ત્યાં ભગવાન કરૂણા સાગરના મંદિરમાં રહે છે.

તે મંદિરનું બાંધકામ કરી આપનાર સૌરાષ્ટ્ર, અમરેલી જિલ્લાના દાડમાં ગામનાં વતની ભાઈશ્રી બાબુભાઈ કેટલાક વર્ષોથી સુરતમાં રહે છે. તે સ્વભાવનાં ઘણા સરળ અને નિર્મળ બુધ્ધિવાળા, બહુ જ નમ્રતાવાળા, ધર્મપ્રેમી અને સેવાભાવી છે . તેમણે પોતાના તન, મન, ધનનો અને કિમતી સમયનો ભોગ આપી અંતરના અતિ ઉમંગથી સવંત ૨૦૪૬ ની સાલમાં મંદિરનુ કામ પૂર્ણ કરી વિષ્ણુ યાગ સાથે સાત દિવસનું પારાયણ કરાવી તા. ૯-૫-૯૦ વૈશાખ સુદ ૧૫ને બુધવારે બપોરે ૧૨ કલાક અને ૧૫ મિનીટે સંત સજજનો સહિત ઘણી ધામધૂમથી વેદોકત વિધિ પ્રમાણે ભગવાન કરૂણા સાગરની પ્રતિષ્ઠા કરી હતી. મુકામ ઉમરાં ગામના ચુસ્ત કાયમપંથી સેવાભાવી ભાઈશ્રી વસંતભાઈ ગોવિંદભાઈ ઉમરીગર તેમનાં કુટુંબ સહીત મંદિરના બાંધકામમાં મોટો ફાળો આપેલો છે. અને ભગવાન કરૂણા સાગરની મૂર્તિ છડીદારો સહિત પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ અને મહાન તપસ્વી રઘુરામ મહારાજની પાંચે મુર્તિનો ખર્ચ આપીને પ્રાણ પ્રતિષ્ઠા કરાવનાર તેમનુ કુટુંબ અને ભાઈ શ્રી બાબુભાઈ કુરજીભાઈ રાદડીયા તેમનાં કુટુંબ સાથે મળીને સંત સજ્જનો સમક્ષ તેમજ શાસ્ત્રી બ્રાહ્મણોની રૂબરૂમાં ઘણાં જ પ્રેમ ઉમંગથી સર્વજ્ઞ પરમ ગુરૂની પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. તે સમયે જ્ઞાન સંપ્રદાય કાયમ પંથના સંત સજ્જનો નરનારી સહિત અંતર હંગનાં શુધ્ધ ભાવથી કૈવલમંત્ર અને અમરમંત્રનો જાપ જપીને પ્રાણ પ્રતિષ્ઠા વખતે સમર્પણ કર્યો હતો. જ્યારથી આ મંદિરમાં ભગવાન કરૂણા સાગરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. ત્યારથી દર વર્ષે પરમ ગુરૂ પ્રાગટય દિવસ મહાસુદી બીજ અને વૈશાખી પૂનમ પ્રતિષ્ઠા ઉત્સવ તેમજ ગુરૂ પૂનમનો ઉત્સવ ઉજવવામાં આવે છે. તે ઉત્સવોમાં થતા ખર્ચાની જવાબદારી વિશેષ કરીને ભાઈશ્રી બાબુભાઈના શિરે રહે છે. એવી જ રીતે વસંતભાઈ ગોવિંદભાઈ ઉમરીગર દરેક થતાં ઉત્સવનાં કાર્યમાં બનતી મદદ કરતા જ રહે છે. જેથી ભગવાન કરૂણા સાગર તેમને સદબુધ્ધિ આપે, તેમની સુખ સંપતિમાં વધારો કરે, તેમજ બન્ને કુટુંબીજનોના પરિવારને સર્વજ્ઞ પરમગુરૂ કૃપાવંત થઈને જ્ઞાન ભકિત બક્ષે અને ઉત્તરો ઉત્તર ધર્મ કાર્યો કરતા રહે એ જ અમારી ભગવાન કરૂણા સાગર ને અંતરની પ્રાર્થના છે.

મુ. સુરત ડુંભાલ પાટીયા , હરી નર્સરીની બાજુમાં, કરૂણેશ નગર સોસાયટીમાં આવેલ ભગવાન કરૂણા સાગર મંદિરનાં સંચાલક સંત શ્રી સરજ્યુદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી અને સંત શ્રી નિર્મળદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી પોતે જ છે.

★★★

## સંતશ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી
## (સુરત)



ચૌદ તબક દસુ દસ દસા, જલ થલ સપ્ત પાતાળ,
બિનું નિજ ભક્તિ અનિન મમ, ઔર સબ આળ પંપાળ.

# પ્રસ્તાવના

પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, પરમ ગતિવાન, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરનાં સ્વમુખે રચાયેલો વિશ્વભ્રમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ જેમાં અતિ અદ્દભુત અલૌકિક અપૂર્વ કૈવલ જ્ઞાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે જ્ઞાન દ્વારા સર્વજ્ઞ પરમગુરુ જણાવે છે કે તમે કોણ અને તમારા સજાતિય કર્તા કોણ ? તે સબંધની જગતભરનાં જીવોને ભુલ પડી જવાથી અત્યાર સુધી નિજ કર્તાને કોઈ જાણી શકેલા નથી. એ વિશ્વભરનાં ભ્રમનો યાને અજ્ઞાનનો નાશ કરવા ભગવાન કરૂણાસાગરે ગ્રંથનાં પ્રારંભમાં પાંચ મંગલા ચરણ રચીને આ જ્ઞાન ગ્રંથમાં છપ્પન સિદ્ધાંત વર્ણવી બતાવ્યા છે. તેમાં સિર્ગુણ નિર્ગુણનાં સર્વ સિદ્ધાંતોને બાદ કરી એક સકર્તા સત્ કૈવલ સ્વામિનો ન્યાય સહીત નિર્ણય કરાવ્યો છે. પ્રથમ મંગલાચરણમાં નિજ સકર્તા પતિએ પોતાની સ્વઈચ્છાથી શુદ્ધ સંકલ્પ દ્વારા કોઈની સહાય કે મદદ વિના સમસ્ત સૃષ્ટિની રચના કેવી રીતે કરી તે દર્શાવવામાં આવ્યું છે. બીજા મંગલા ચરણમાં આ જગતરૂપી ખેતરમાં પોતાનાં સજાતિ અનેક અંશોને બીજગરૂપે વાવીને તે સર્વનું પાલન, પોષણ અને રક્ષણ જે રીતે કરે છે. તે સમજાવવામાં આવ્યું છે. ત્રીજા મંગલાચરણને વિશે જયાં જેવા લોક ત્યાં તેવા પ્રકારનાં શરીરો અંશોને પ્રાપ્ત થયેલા હોય, તે ઘાટનાં વિલાસને વશ પડી વર્તી રહ્યા છે. તે કારણને લઈ ચોથા મંગલાચરણમાં આચાર્યજનો અને અવતારી ઈશ્વરો આ જગત અમારુ બનાવેલુ છે એવુ કહીને જીવોને કેવી રીતે ભરમાવ્યા ? તેનું સ્પષ્ટ વિવરણ કરી જણાવ્યું છે. તેજ પ્રમાણે પાંચમા મંગલાચરણમાં ગુણના અવતારી ઈશ્વરો અને આચાર્યોએ સૃષ્ટિભરનાં સર્વ જીવોને કર્મ ઉપાસનાનાં ફંદમાં ફસાવી પોતાને પુંજાવા અને જગત કર્તા મનાવવા માટે જે જુઠ પરપંચનો પસારો કર્યો છે. તેનો ભિન્ન ભિન્ન પ્રકારે ખુલાસો કરી બતાવ્યો છે. વળી, અવતારી ઈશ્વરોની આદ્ય લઈ ત્રણ ગુણનાં દેવો, આદ્યશકિત અને નિરંજન સુધી નિજકર્તાનાં કરેલા જગત રૂપીકૃતમાં નવીન અંશ કે નવીન તત્વ ઉત્પન્ન કરી શકતા નથી. તેના દ્રષ્ટાંતો આપીને સાબીત કરાવ્યું છે. તેમજ જંગમ જાતીનાં સર્વ શરીરોમાં કયા કયા દેવોનાં અંશ કયા કયા સ્થાને આવીને વસેલા છે ? અને સકર્તા પતિનો ચૈતન્ય અંશ શરીરનાં શિખરે આવીને બિરાજેલો હોય તેનો યથાર્થ નિર્ણય કરી બતાવ્યો છે. બીજા સગુણ પક્ષનાં ઈષ્ટદેવો અને અવતારી ઈશ્વરોને જગતનાં લોકો માનતા આવ્યા છે. પરંતુ જેના અંશો આપણા શરીરોમાં આવ્યા નથી. તેમનીસાથે અંદર કે બહાર કોઈ પ્રકારનો સબંધ લાગતો નહી હોવાથી, તેમનાં નામની કરેલી ઉપાસનાઓ પહોંચતી નથી. એવીજ રીતે અસલ રામકૃષ્ણ કયા અને નકલી કયા ? તેનો સ્પષ્ટ ખુલાસો કરી જણાવ્યો છે. તેમજ સમસ્ત સૃષ્ટિનાં સકર્તા પતિને પંચ વિશેષણ કેવી રીતે લાગે છે. તેનાં દ્રષ્ટાંતો આપીને વિસ્તાર પૂર્વક વિવરણ કરી બતાવ્યું છે. તેમજ સિર્ગુણ નિર્ગુણનાં ઉપાસકોની માન્યતા કેટલે સુધીની છે ? અને કેવી રીતે તેમાં અટકી રહ્યા હોય, તેના પણ દ્રષ્ટાંતો આપીને સંશય રહીત ચોક્કસ કહી જણાવ્યું છે. તે સિર્ગુણ નિર્ગુણથી ન્યારા રહેલા સકર્તા સ્વામિએ જગતનું સર્જન કર્યુ તેની આદ્યથી લઈ મધ્ય અને અંત સુધીનું સંપૂર્ણ જ્ઞાન સર્વજ્ઞ પરમગુરુને બક્ષેલુ છે. તે નિજપતિ સાથે કેવી રીતે એક મેક રહીને પોતાનાં શરણમાં આવેલા અંશોને કૈવલધામમાં પહોંચાડે છે તે કૈવલકર્તા સમદ્રષ્ટિવાળા હોવાથી કોઈની સાથે તેમને વેરઝેર નથી. તે સારી રીતે સમજાવેલું છે. તે સર્જનહાર સકર્તા સ્વામિ

પોતાની સાથે કોઈને પણ રાખતા નથી. અને એકલા કેવી રીતે રહે છે ? તે પાંચ દ્રષ્ટાંતો આપીને સંશય રહીત નિશ્ચય કરાવેલો છે. તેજ પ્રકારે જેને તુર્યાનુ ઘર યાને તુર્યાનુ પદ કહેવામાં આવે છે. તેને જગતભરનાં તત્વવેતા અને જ્ઞાનીદર્શી જાણી શકેલા નથી. તેનું યથાર્થ નિરૂપણ કરીને જણાવેલું છે. જે નિર્ગુણ અકર્તા બ્રહ્મ સદાના માટે અચેત અને જડવત છે. છતાં બ્રહ્મજ્ઞાનીઓ તેને સજાતિયપદ માનીને તેની ઉપાસનાં કરી રહ્યા છે. તેનું કોઈ ઉપાયે ફળ મળતું નથી. તેનાં અનેક પ્રમાણ આપીને ભગવાન કરૂણાસાગરે નક્કી કરી બતાવ્યું છે.

કરૂણેશ પતિ પરમ કૃપાનિધિને કહે છે કે અત્યાર સુધીમાં કરોડો કલ્પવીતી ગયા પરંતુ મને કોઈ જાણી શક્યું નથી કારણકે વિશેષ અને સામાન્ય અંશો માયાનાં આવરણથી અવરાયેલા હોય, કોઈની ગતિમતિ શુદ્ધ જાગ્રત રહી નથી તે સર્વને અલૌકિક લક્ષ જણાવવા માટે નિજપતિએ સર્વજ્ઞ ગતિનાં પરમ વિશેષ પરમગુરુને આ વિશ્વમાં મોકલ્યા છે. વળી, આદિ નારાયણ નિરંજન પુરુષે બ્રહ્માજી ઉપર કરૂણા કરીને ચાર વેદનો ઉચ્ચાર કરાવ્યો છે. તે ચારે વેદમાં તપાસીને જોતા દશે અવતારોનો ઉલ્લેખ ક્યાંય પણ કરવામાં આવ્યો નથી. તે વેદોનાં જ્ઞાન કાંડમાં નિજકર્તાને સર્વવ્યાપક મનાવી ચૈતન્ય અંશોનાં સરખાજ વર્ણવી બતાવ્યા છે તે વ્યાપક અને માપક ઈષ્ટોનાં સિદ્ધાંતો રદ કરી સકર્તા સિદ્ધાંત સ્થાપિત કરવા કરૂણેશ પતિએ અંતરમાં વિચાર કર્યો કે હું કોના હૃદયમાં વસી મારા કૈવલજ્ઞાનનો પ્રકાશ પાડું ? બ્રહ્માજી પણ રજો ગુણી હોવાથી તેમનું શરીર પણ મારે વસવા લાયક નથી તેજ પ્રમાણે વિષ્ણુનાં શરીરમાં સત્વગુણ વધારે પડતો હોય, તેમનામાં વિશેષ શાંતિ રહેલી છે. વિશેષ શાંતિમાં જડતાનો ગુણ હોવાથી તે પણ યોગ્ય ગણાય નહી. શિવજીના તનુમાં તમોગુણના ભાગ વધારે પડતા પોખેલા હોવાના કારણને લઈ તેમનાં અંતસઃકરણમાં અંધકાર રહેલો છે. જેથી તે પણ પવિત્ર ગણાય નહી એ ત્રણે દેવોનાં પિતા નિરંજન પુરુષ તે મારે વસવા લાયક ખરા, પરંતુ જયારે તેમણે શકિતનો સંગ કર્યો ત્યારથી તેમનું બ્રહ્મચર્ય ભંગ થઈ ગયેલું હોવાથી, એ ગણી બતાવેલા પાત્રો મારે વસવા માટે કામ લાગે તેમ નથી. વળી બ્રહ્માજીનાં પુત્રો સનકાદિકો જન્મથી મહાત્યાગી અને તિવ્ર વૈરાગી ખરા, પરંતુ અકર્તા બ્રહ્મના અનુરાગી થવાથી તેમની સુરત, નુરત વિજાતિમાં પચી ગયેલી છે. જેથી મારે વાસ કરવા યોગ્ય ગણાય નહી, આવી રીતે નિજપતિએ અલૌકિક દ્રષ્ટિએ નિહાળીને જોતા પરમ વિશેષ, પરમ ગતિવાન સર્વજ્ઞ પરમગુરુનાં અંતરમાં વસીને આપનપું અને પતિપદની એકતાનો લક્ષજ્ઞાન જગતમાં જાહેર જણાવ્યો છે. તે પરમગુરુ પોતે કરૂણાઓના સાગર હોય, કરૂણેશ પતિ અનેક કરૂણાઓના પરમ ઈષ્ટ અધિપતિ છે. તેમને કરૂણાસાગર કહી શકાય નહી તે વિષયનું નિરાકરણ યથાર્થ કરી બતાવ્યું છે. એવીજ રીતે નિર્ગુણ અકર્તા બ્રહ્મ અચેત નિજ જાણ સિવાયનું જડવત છે. તે સાબીત કરાવવા માટે દીવાનું, લોહ ચુંબકનું, ભંમરકમળનું, નદીનું અને કુવાનું દ્રષ્ટાંત આપી ન્યાય સહીત નિર્ણય કરાવ્યો છે. એવીજ રીતે ઉપજણ અને અંકુરની અલૌકિક હકીકત અતિ અદ્દભુત અને અકળ ગતિની હોવાથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન જેવા પણ જાણી શકયા નથી. તે ઉપજાણ કેવી રીતે ઉપજી અને અંકુરોની રચના કઈ કઈ વસ્તુઓ મેળવીને કરવામાં આવી છે. તેને સમજાવવા સાત દ્રષ્ટાંતો આપીને કરૂણેશ પતિએ નિરૂપણ કરી બતાવ્યું છે. તે અગમ્ય ઉપજણ અને અંકુરોની ગતિ પરમ કૃપાનિધિ અને કરૂણેશ પતિ સિવાય કોઈપણ જાણતું નથી તેજ પ્રકારે ગર્ભ ગોષ્ટિની ગુપ્ત ગમ સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી અજાણ રહેલી તેને કોઈ જાણી શકયુ નથી. તેનો જેમ છે તેમ ખુલાસો કરીને કહી બતાવ્યું છે અને નરનારીનાં તનુઓની રચના કેવી રીતે થાય છે અને જન્મ્યા પછી અંશ આવે છે તેનો પણ સત્ય નિર્ણય કરાવ્યો છે.

પરમ કૃપાનિધિએ કરૂણેશ પતિને વિનંતી કરીને કહ્યું કે આપનું કૈવલપદ કેવી રીતે પ્રાપ્ત થાય એવો પ્રશ્ન પુછવાથી નિજપતિએ જવાબમાં જણાવતા કહ્યું છે કે તમારા અંતરમાં હું વસેલો હોય, તમે જે કહેશો તે સત્ય વચનોમાં જગતભરનાં જીવોનું પરમ કલ્યાણ સમાયેલુ છે. હું જેવી રીતે પ્રાપ્ત થાઉ એ મારા મુખથી કહેવાનું કદાપી બની શકશે નહી. કારણકે પોતાની પ્રશંસા આ જગતમાં કોણે કરી છે ? અને જો કદાચ કોઈ કરે તો ખોટી છે. જેથી ભગવાન કરૂણાસાગર કહે છે કે હવે મને કંઈપણ જાણવાની અભિલાષા બાકી રહી નથી. કારણકે ક્રત અક્રત સર્વે અંશો સહિત સકર્તા પતિને જેમ છે તેમ હું જાણી શકયો છું. જે સત્કર્મ કરવાથી નિજપરમ પતિ પ્રાપ્ત થાય છે. તેજ સાચો અલૌકિક સુધર્મ છે. પરંતુ આ જગતમાં સિર્ગુણ પક્ષનાં સર્વ ઉપાસકો અવતારી ઈશ્વરો અને ગુણનાં ઈષ્ટોની ઉપાસનાં કરે છે. તેમજ નિર્ગુણ મતનાં અકર્તાવાદી બ્રહ્મને જ પોતાનું સ્વજાતિય પદ માને છે. પરંતુ જેમ કોઈ બાળક પોતાની માતાને તજી દઈ પારકી માતા પાસે જઈ વલખા મારે તેથી તેનું દુઃખ દૂર થતું નથી, એવી રીતે સિર્ગુણ નિર્ગુણના ઉપાસકો વિજાતિને વળગી પડેલા હોવાથી, પરમ પદ પામવાનો હેતુ પૂર્ણ થતો નથી. જે કોઈ આરતવાન અંશો સર્વજ્ઞ પરમગુરુએ દર્શાવેલી અલૌકિક રહેણીમાં રહીને સત્ય કરણી કરી શકે તેજ સકર્તા પતિને મળી શકે છે. પરંતુ વિજાતિ દેવ ઈષ્ટોના નામથી જપ તપ યોગ યજ્ઞાદીક કરવાથી ભવનો નિવેડો લાવી શકાતો નથી. દ્રષ્ટાંતે જેમ કોઈ મહેલની સીડી પર ચઢવાથી સ્વર્ગમાં જઈ શકાતું નથી. એવીજ રીતે દીવાના પ્રકાશથી સૂર્યને જોઈ શકાય નહી તેજ પ્રકારે દેવ દેવીઓની ઉપાસના કરવાથી પરમ કૈવલ મોક્ષ મળી શકતો નથી.

આ જગતમાં જે જે કોઈ જન જાગ્રત થયા હોય તેમનાં હૃદયમાં નિર્મળ વૈરાગ દ્રઢ થયો છે તે નિજ પતિના લક્ષમાં રહીને અહોનિશ અવલોકન કરે છે. તે અનિત્ય ઈષ્ટોને નજરે જોવાની પણ ઈચ્છા કરતો નથી. પોતાના તનમનને સત્યની કસોટીથી કસીને સંપૂર્ણ સંયમમાં રહી અંતરવૃત્તિએ પરમ પતિનો અખંડ અનુરાગી થયો છે તેણે ભવભરનાં નાશવંત ભોગોને સ્વપ્ન વત જાણીને સદંતર ત્યાગી દીધા છે. તે અંશને સકર્તા પતિ પોતાનાં કૈવલધામમાં તુરતજ બોલાવી લે છે. ધર્મ ને સુધર્મનું વિસ્તારપૂર્વક વર્ણન કરી જગતભરનાં નરનારીને અનુસરવા. માટે સર્વજ્ઞ પરમગુરુએ સહેલાઈથી સમજી શકાય એવી રીતે ખુલાસો કરીને જણાવ્યું છે.

સર્વ દેવો વૈરાટનાં અંતરિક્ષમાં રહેલા છે તે દેવોનાં અંશો જંગમ જાતિનાં મનુષ્ય દેહમાં આવીને વસ્યા ત્યારેજ તેમની પ્રશંસા થયેલી છે. એટલાજ માટે મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ હોય, દેવ શરીરોથી મોક્ષનું સાધન થઈ શકતું નથી. તે પરમ મોક્ષની પ્રાપ્તિ તો મનુષ્યદેહ થીજ થઈ શકે છે. સૃષ્ટિનાં પ્રારંભ પછી કેટલાયસમય સુધી માનવ તનુધારી સકર્તા પતિનાં અંશો આપણે એકજ પરમ પિતાનાં પુત્રો છીએ એવુ સમજીને સમતાભાવે સમદ્રષ્ટિ રાખીને સર્વજનો સાથે મળી ધર્મ નિતિનું આચરણ કરતા હતા. પરંતુ જયારે ગુણોનાં અવતાર આ પૃથ્વી પર થયા ત્યારથીજ ચોરી હેરી અને વેરઝેરવાળા સર્વ જીવો થઈ ગયા. આચાર્યજનોએ કૃષ્ણચંદ્રને ના ઘટે કે ના સંભવે એવી અનહૃત ઉપમાઓ આપીને જગતનાં જીવોને ખોટા ભ્રમમાં ભરમાવી દીધા છે. શિવ અને બ્રહ્મા, કૃષ્ણનાં દર્શન કરવા ગયેલા એવું મિથ્યા વર્ણન કરીને મહત્વ વધારી ગયા છે. આદ્ય અસલ રમેતીરામ ભવભરના સ્થાવર જંગમ સર્વે ઘાટોની અંદર ઘટોઘટમાં રમી રહેલ છે. તેને જીજ્ઞાસુજનો સરળતાથી સમજી શકે એવું વિવરણ કરીને સમજાવ્યુ છે. વળી, દશરથ રાજાને ત્યાં જન્મ લઈને આવેલા રામચંદ્રજી, લક્ષ્મણ અને સીતાજીનું સંક્ષેપમાં વર્ણન કરીને જણાવ્યું છે. ભગવાન કરૂણાસાગરે કરૂણેશ પતિને જગત રચનાનાં

સંબંધમાં ઘણા પ્રશ્નો પુછેલા છે. તેનો જવાબ કરૂણેશપતિએ આપેલો છે. મનુષ્ય તનુધારી સર્વે અંશો શરીર છોડતી વખતે ચાર દ્વારે થઈને જાય છે. તે કયા દ્વારે કઈ અવસ્થા વર્તતી હોય, ત્યારે કયાં જાય અને કેવી ગતિ થાય છે ? તેના જવાબમાં જુદા જુદા પ્રકારે નિર્ણય કરીને જણાવ્યો છે. વળી, જે જે કોઈ અંશ સર્વજ્ઞ પરમગુરુને ઓળખી શરણાગત થયા છે તે મુકતદશાનાં અંશો પરમ વિશેષ કહેવાય છે. તે અંશ શરીર છોડીને જાય ત્યારે કોઈપણ દ્વાર કે અવસ્થા તેને અટકાવી શકતી નથી. તેમજ કર્તુમ મા કર્તુમ અને અન્યથાનો ખુલાસો જીજ્ઞાસુ મુમુક્ષુજનો સમજી શકે એવી રીતે કરી બતાવ્યો છે.

નિજસકર્તાપતિએ જણાવ્યું છે કે જગતભરનો કોઈપણ અંશ મારા પરમ વિશેષ અંશ સિવાય મને મળી શકતો નથી. મને મળવાની જે જે અંશોને આરત હોય, તેમણે ભગવાન કરૂણાસાગરનાં નામનો જાપ જપવો તેમનાં ચરણ કમળનું ધ્યાન અહો નિરંતર ધરવાથી મારા કૈવલપદને પ્રાપ્ત કરી શકશે. સર્વજ્ઞ પરમ ગુરુનાં ચકવે જ્ઞાનને જાણીને જે નરનારી પરમ કૃપાનિધિની આજ્ઞાનું પાલન કરી શકશે તે મનુષ્યની ગણત્રીમાં ગણાશે. જે પરમગુરુનાં લક્ષની જાણ સિવાયનાં રહી જશે તે સર્વે પશુપક્ષી સમાન જ છે. સર્વે મતપંથોના આચાર્યો અને વિપ્રજનોએ જગતભરનાં જીવોને ભુલાવી કર્મકાંડની ભ્રમજાળમાં ફસાવી દીધા છે. એ હકીકત આદી થીઈતિ સુધી કહી બતાવી છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન સુધી નિજકર્તાને ત્યજી દઈને પોતાને ભજાવી રહ્યા છે. એવો અન્યાય જોઈને કરૂણેશ પતિએ નિશ્ચય કરી જણાવ્યું છે કે, ફરીથી જયારે હું જગતની રચના કરીશ ત્યારે સમસ્ત ભવભરનો વહીવટ પરમ ગતિવાન મારા પરમ વિશેષ અંશનેજ આપીશ. વળી, આ સૃષ્ટિમાં લાંબા સમયથી જૈન મત સ્થપાયેલો છે તેમની સમજ કર્મવાદની હોવાથી, શુભ કર્મો કરવાથીજ મોક્ષ મળે છે. અશુભ કર્મો કોઈ પણ પ્રકારનાં કરવા નહી. પરંતુ કર્મ કરનાર જીવ અલ્પજ્ઞ હોય, અને કર્મ જડ છે તો પછી તેમને ફળ કોણ આપશે ? એ હકીકતને તે સમજી શકયા નથી તેજ પ્રમાણે અન ઈશ્વરવાદીઓ અંતર અને બહારનાં ચક્ષુ ગુમાવી બેઠેલા હોય, પોતાને સ્વતંત્ર માને છે છતાં દેહ અને દેહનું જીવન પોતાને સ્વાધીન નથી, પરંતુ તેનાં કરનાર નિજકર્તા ન્યારા છે. તે ન્યાય સહીત સમજાવેલું છે. અથર્વવેદને અનુસરવાવાળા મુસલમાન લોકો એક આદ્ય અલ્લાને નક્કી પણે માનતા આવેલા હોય, ઘટોઘટમાં વસીને રહેલા જીવ એકજ ખુદાનાં ઉત્પન્ન કરેલા છે એમ કહે છે. છતાં બીજા જીવને હણતા તેમને જરાય દયા આવતી નથી. એટલાજ માટે મુસલમાનો પણ સત્યધર્મને સમજી શકેલા નથી. આ જગતમાં વૃથા વહેમ કયું ? અને કયાં સુધી પસરેલુ છે ? તેનું ઉથાપન કરવા કરૂણેશ પતિએ પરમ કૃપાનિધિને આજ્ઞા આપેલી છે એનું વર્ણન પણ વિસ્તાર પૂર્વક કરી બતાવેલું છે. સકર્તાપતિનાં શુધ્ધ સંકલ્પ વિના અણુમાત્ર પણ બનેલુ નથી. તેમનાં અલોકિક અમલનો પ્રભાવ ભગવાન કરૂણાસાગરે ન્યાય સહિત પ્રત્યક્ષ પ્રમાણથી બતાવેલો છે. મનુષ્યનો લક્ષ પોતાના નિજ સ્વરૂપમાં જાગ્રત થઈને પરમ પતિ સાથે એકતા કરી શકે તેનેજ મનુષ્ય કહી શકાય તે સિવાયનાં પશુપક્ષીની ગણત્રીમા ગણાય છે. વળી સર્વ અંશોનાં સ્વજાતિ સકર્તાપતિ એકજ છે. તે પરમગુરુના ચરણકમળનાં અનુરાગી બનવાથી કૈવલપદ પ્રાપ્ત કરી શકે છે. તેમજ ભગવાન કરૂણાસાગર પોતાનાં સ્વમુખે કહે છેકે આ વિશ્વભરમાં કોઈ વખતે અમારુ જ્ઞાન ચકવે થશે ત્યારે કોઈપણ જીવનાં હૃદયમાં કિંચિંતમાત્ર કપટ રહેશે નહી. તે ભવિષ્યની વાત તો ભવિષ્યમાં રહી પરંતુ અત્યારે વર્તમાનકાળમાં કૈવલજ્ઞાનને ચકવે કરવાની રીત આપણને બતાવી છે તે પ્રમાણે કરી શકીયે તો આજે પણ કૈવલજ્ઞાન ચકવે થાય. જે સંત સજ્જનો નિર્મળ નેંન વેણ વાળા સર્વજ્ઞ પરમગુરુનાં સત્ય વચનોની રહેણીકરણીમાં રહેનાર સમજીને સ્થિર થયેલા છે તે એક બીજાને આદરપૂર્વક

પરમગુરુનાં લક્ષનો ઉપદેશ આપી તમે કોણ અને કોના સજાતિ તે ન્યાય સહીત નિર્ણય કરાવી શકે છે. એવી રીતે સંતો અને ભકતજનો અન્યોઅન્ય આપસ આપસમાં અંશ બંધુત્વ ભાવે સમજાવવાનો પ્રયત્ન કરે તો જરૂરથી કાયમપંથ ચકવે થાય.

કાયમપંથ ચકવે થાય જેથી પરમશ્રેષ્ઠ પરમ પવિત્ર પરમગુરુનાં પ્રતાપથી લક્ષનાં અધિકારી અંશો નિજપતિને જઈ મળી શકે એટલાજ માટે ભવભરમાં પુરુષ અને પ્રકૃતિ સુધી પડેલી ભુલ દુર કરીને ભગવાન કરૂણાસાગરે કૈવલજ્ઞાનનો માર્ગ ખુલ્લો કરી બતાવ્યો છે. સૃષ્ટિની આદ્યથી બ્રહ્માજીથી લઈ વેદ વ્યાકરણનાં જે જે વેત્તાઓ થયા તેમને વિમલ વ્યાકરણનાં જ્ઞાનથી જગતરૂપી કતનું વર્ણન કરી જણાવ્યું છે. પરંતુ નિજકર્તાને તેઓ જાણી શકયા નથી એ કારણને લઈ સર્વજ્ઞ પરમગુરુએ આસ્તિક અને નાસ્તિક ધર્મના વિધ વિધ પ્રકારે ખુલાસા કરીને સ્પષ્ટ સમજાવ્યું છે. સકર્તા પતિનાં ત્રણ શુદ્ધ સંકલ્પ દ્વારા ત્રણ પ્રકારનાં અંશો ઉત્પન્ન કરેલા છે. પ્રથમ સંકલ્પના પરમ વિશેષ, બીજા સંકલ્પથી વિશેષ અને ત્રીજા સંકલ્પથી સર્વ સામાન્ય અંશો ઉત્પન્ન કર્યા છે. તેમજ બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજનએ પાંચે વ્યકતરૂપે અને પાંચ અવ્યકતરૂપે શુધ્ધ રજોગુણ, શુધ્ધ સત્વગુણ, શુધ્ધ તમોગુણ અને શુધ્ધ અવ્યાકૃત મહામાયા તેમજ શુધ્ધ અવ્યાકૃત નિરંજન પુરુષ પાંચે તત્વો સહીત એ દસ પ્રકારનાં વ્યકત અવ્યકત દેવો કેટલુ કેટલુ આયુષ્ય ભોગવીને લય પામે છે તેમનું એક પછી એક વિવરણ કરી બતાવ્યું છે તે સર્વજ્ઞ ગતિના પૂર્ણપુરુષ ભગવાન કરૂણાસાગર નવ બુધ્ધિને ધારણ કરીને પ્રગટ થયેલા છે. તે એક એક બુધ્ધિમાં અપાર સાગ્રથ સમાયેલુ હોય, તેના પરાક્રમનું વર્ણન થઈ શકે તેમ નથી. એવી રીતે સંસ્કૃત અને પ્રાકૃતનું કેટલું મહત્વ છે, અને કઈ ભાષાથી મનુષ્ય જાતિને શદ્ધ અને સરળ જ્ઞાન મળે છે તેવી વિધવિધ પ્રકારના વ્યવહારો કરી શકે એવી સર્વશ્રેષ્ઠ પ્રાકૃત ભાષાનું નિરૂપણ કરી બતાવ્યું છે.

તેમજ પાંચે તત્વોનું ખાનપાન એવી રીતે સર્વે દેવોનું અને દશ ઈન્દ્રિઓની આદ્ય લઈ અંતસકરણ સહીત ગણ ગુણ પ્રકૃતિ પુરૂષ અને ઓહમ સોહમ સુધીનું ખાનપાન ભિન્ન ભિન્ન પ્રકારે કહી બતાવ્યું છે. એવી રીતે સર્વ અંશોને લપટાઈને રહેલા પંચ દેહો તે એક એક દેહનું આયુષ્ય કયાં સુધી પહોંચે છે ? અને કેટલા દેહોનો અંતકાળ આવતા અંશ નિજકર્તાને મળી શકે છે તેમજ તીર્થ વ્રત અને કર્તાનાં કતની સીમાનો અંત કયારે આવી રહે છે ? તેનું છેવટ સુધીનું નિરૂપણ કરી જણાવ્યું છે. વળી સકર્તા પતિએ પોતાનાં સજાતિય અંશોને પંચ તનુઓના મહેલમાં વસાવીને કયા મહેલની કઈ ભૂમિકામાં રમણ કરીને વિધ વિધ પ્રકારનો આનંદ ભોગવે છે. તેનો ન્યાય સહીત નિર્ણય કરાવ્યો છે. તેજ પ્રમાણે નિજ કર્તાના કતનો જયાં સુધી પસારો થયેલો છે ત્યાં સુધી બહેર શુન્ય વ્યાપક રહેલું હોવાથી, સામાન્ય કે વિશેષ કોઈપણ અંશ કયાંથી આવ્યા અને કયાં જવું ? તે કહી શકેલા નથી તે કારણને લઈ જગત રચાયુ ત્યારથી અત્યાર સુધી જે નિજ ઘેરથી સર્વે અંશો આવ્યા તે કોઈ જાણી શકેલા નથી. તેનો પ્રત્યક્ષ અનુભવ કરાવવા સર્વજ્ઞ પરમગુરુ દિવ્ય તનું ધારણ કરીને આ જગતમાં પધારેલા છે. નિજ સકર્તા પતિએ સર્વ અંશોને ભવ બંધનમાંથી છોડાવી પોતાનાં અવિનાશી ધામમાં વસાવેવાનાં હેતુથી પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુને અહીં મોકલેલા છે. તેમનાં સ્વમુખનો લક્ષ ઉપદેશ જેટલા અંશો ગ્રહણ કરશે તે જાગ્રત થઈને અમને આવી મળશે. બાકીના અંશો કલ્પનો અંત આવે ત્યાં સુધી ભવભરમાં ભટકતા રહેશે. ભગવાન કરૂણાસાગર પરમ ગતિવાન અખંડ ઉજાગ્રત સર્વજ્ઞ ગતિનાં પરમ પુરુષ હોવાથી તેમની અલૌકિક દિવ્ય દ્રષ્ટિ સ્થાવર જંગમનાં સર્વ ઘાટોમાં વ્યાપકરૂપે પસરેલી હોય, કર્તાનાં કતનો ભાગ ત્યાગ કરીને આરતવાન અંશોને કેવી રીતે નિજપતિને મળવું ? એ અતિ અદ્દભુત જ્ઞાન જણાવીને વિશ્વભરને પાવન

કરવા મહાન સમર્થ પરમગુરુ પ્રગટ થયેલા છે. તે સર્વજ્ઞ પરમગુરુ અને નિજપરમ પતિ સદા સદોદિત અખંડ એકમેકપણે રહેલા છે તે કોઈ કાળે, કોઈ પ્રકારે, કોઈપણ સંજોગે સકર્તા સ્વામિની એકતામાંથી ભિન્ન પડતા નથી જેમ અંકુર બીજગના ન્યાયે આદ્ય ઉપજણ કરૂણેશ પતિનાં અંતર હંગમાં મળ્યા કે ભળ્યા સિવાય જેમ છે તેમ રહે છે. જેવી રીતે બીજગમાં અંકુર હોવા છતાં બીજગમાં ભળી શકતુ નથી. એ દ્રષ્ટાંતનાં ન્યાયે સર્વજ્ઞ પરમગુરુ અને પતિપદ સ્વરૂપાકારે કાયમ નિરંતરપણે અભિન્ન રહે છે. તે મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરે જગતભરનાં સર્વે જીવો ઉપર અપાર કરૂણા કરીને અંશ અંશીપદની એકતાનો સર્વોપરી અનુભવ લક્ષ દર્શાવ્યો છે. તે જીજ્ઞાસુ મુમુક્ષુ અધિકારી જેમ છે તેમ સરળતાથી સમજીને અમલમાં મૂકી શકે. એવા પરમ હેતુથી આ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ અંતર હંગનાં ઉચ્ચારથી રચીને કાયમ પંથી જ્ઞાન સંપ્રદાયનાં સર્વ સંત સજ્જનોની નજર સમક્ષ મુકવામાં આવ્યો છે. તે જ્ઞાનસાગર ગ્રંથને સટીક કરવાનો અતિ ઉત્તમ સમય સારા સંસ્કાર અને સદ્દભાગ્યનાં યોગે અમને પ્રાપ્ત થયેલ છે. જે અમારા સદ્દગુરુશ્રી મહંતશ્રી મહાન તત્વવેતા મોહનદાસજી મહારાજની કૃપા અને અંતરના આશિર્વાદથી ગ્રંથને સટીક કરવામાં અમે સફળ થયા છીએ. આ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ પ્રથમ મહા અનુભવી પરમહંસ સુખાનંદ મહારાજે અનુવાદ કરીને પહેલી આવૃત્તિ છપાવીને કાયમ સમાજમાં આ જ્ઞાનસાગર ગ્રંથ પ્રસિધ્ધ કર્યો હતો. છતાં સમય અને સંજોગો વસાત સર્વજ્ઞ પ્રભુની અતિ ગર્ભિત ચોપાઈઓનાં અર્થ સંક્ષેપમાં કરી બતાવ્યા છે. વળી બીજી આવૃત્તિ મહંત શ્રી શાંતિદાસ ગુરુશ્રી વિષ્ણુદાસજીએ ચોપાઈઓના અર્થનો સુધારો વધારો કરીને આ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ છપાવેલો છે. પરંતુ સર્વજ્ઞ પરમગુરુની ચોપાઈઓનાં અતિ ગુઢાર્થ અર્થ વધુ સ્પષ્ટ કરવામાં આવે તો જીજ્ઞાસુજનો સહેલાઈથી સમજીને ગ્રહણ કરી શકે એવા હેતુથી અમે સંતશ્રી સરજ્યુદાસજી, ગુરુશ્રી મોહનદાસજી અને સંતશ્રી નિર્મળદાસજી, ગુરુશ્રી મોહનદાસજીએ ભગવાન કરૂણાસાગરની કિંચિંત કરૂણા દ્રષ્ટિની પ્રેરણા થવાથી ગ્રંથને સટીક કરવાનો અતિ ઉત્તમ આદર ઉદ્દભવેલો હોવો જોઈએ. આ ગ્રંથનું અનુવાદ કરવા સંબંધમાં હું વ્યાકરણનો જાણકાર કે વિદ્વાન નથી. સર્વજ્ઞ પરમગુરુની ચોપાઈઓમાં કેટલીક ભાષાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેનું પણ અમને લેશમાત્ર જ્ઞાન નથી તેમજ વિશાળ બુધ્ધિ, જ્ઞાન કે વિશેષ અનુભવ નહી હોવા છતાં, અલ્પજ્ઞ બુધ્ધિએ ભગવાન કરૂણાસાગરની સહેજ કૃપા થવાથી અને મહા અનુભવી વડીલ સંતોના પ્રતાપ વડે આ વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ સટીક થયો છે. સર્વજ્ઞ પ્રભુના અલૌકિક વચનોનાં અર્થો જેમ છે તેમ હું કરી શકયો છું એમ કહી શકતો નથી. એટલાજ માટે કાયમપંથી જ્ઞાન સંપ્રદાયના સર્વે સંત મહંતોને તેમજ પરમગુરુનાં પરમ પ્રેમાળ ભક્તજનો નરનારી સહીત સર્વને વિનંતી સાથે જણાવવાનું કે ગ્રંથની ચોપાઈઓના અર્થ કરવામાં ભુલચુક થઈ હોય, તો ઝીણી દ્રષ્ટિએ તપાસીને સુધારીને વાંચવા વિનંતી છે. કોઈ શબ્દનો સમજ ફેર અર્થ થયો હોય, તો તસ્દી લઈને અમને લખી જણાવશો. જેથી અમારી થયેલી ગલતીનો અમને આછો ખ્યાલ આવે. વળી વિશેષમાં કાયમ સમાજનાં સંત સજ્જનોને જણાવવાનુંકે, તમારી અંતરની આરત પૂર્વક સટીક કરેલા વિશ્વભ્રંમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથનું નિર્મળ દ્રષ્ટિએ ખોજ પૂર્વક અવલોકન કરશો તો સદેહે વિદેહ પણાની મુકત દશા પ્રાપ્ત કરી શકશો. એજ અમારી હાર્દિક કાયમપંથી સંત સજ્જનોને નમ્રતાપૂર્વક વિનંતી છે.

★★★



કૈવલજ્ઞાન જ્યોતિર્ધર
પરમહંસ સુખાનંદજી-વડોદરા

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના પ્રખર
તત્વજ્ઞાની મહંત શ્રી મોહનદાસજી
ગુરુ શ્રી લક્ષ્મણદાસજી-અમદાવાદ

# સત્કર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતનાં અનુભવી અને પ્રખર તત્વવેત્તા મહંત શ્રી મોહનદાસજીની જીવન જ્યોત

હમારા ગુરૂવર્ય સદ્‌ગુરુ શ્રી મોહનદાસજી મહારાજ તીવ્ર વૈરાગી જ્ઞાની અને પરમગુરુની અનિન ભક્તિમાં પ્રવિણ હતા. તેઓ ભગવાન કરૂણાસાગરના ૧૮ ધર્મ ગ્રંથોની બારીક ખોજ કરીને સૂક્ષ્મ દ્રષ્ટિયે અંદર રહેલું પરમ રહસ્ય સમજીને અંતરલક્ષના હિમાયતિ થયા હતા. તેમની અલૌકીક વિચાર ધારા અહોર્નિશ પરમગુરૂના દીવ્ય વચનોમાં રમણ કરતિ હોવાથી સારાસારને નિત્યા નિત્યનો પરમ વિવેક કરી સ્વરૂપ સ્થિતિમાં રહી જીવન મુક્ત દશા ભોગવતા; જેથી તેમની નિજ દ્રષ્ટિનો અનુરાગ અંશીપદ સાથે જોડાયેલો રહેતો તેથી પરમગુરૂ ને ક્ષણવાર પણ ભુલતા ન હતા તેમજ પરમગુરુના વચન અનુસાર રહેણીકરણીમાં ભરપુર રહીને જ્ઞાન વિભુતિના પ્રભાવથી કાયમ પંથના સેવક સમાજને આકર્ષી લીધું હતું. એવી જ રીતે તેમના નેણ વેણ અતિ નિર્મળ હોવાથી જ્યાં જ્યાં કથા કરવા જતા ત્યાં પરમગુરૂના અદ્‌ભુત વચનોનો પ્રકાશ પાડી શ્રોતા જનોના મનને ગરક કરી દેતા હતા. મહારાજ શ્રી મોહનદાસજીને ઘણી વખત કથા કરતાં કરતાં લક્ષ લાગી જતો જેથી ઘણા પ્રેમી ભક્તો આશ્ચર્ય ચકીત થઈ જતા કોઈ પણ પ્રકારનો પ્રશ્ન મહારાજશ્રીને પુછવામાં આવે તો જ્ઞાન સંપ્રદાયના વિશે ઉત્તર આપવામાં તેઓનો નંબર પહેલો હતો તે ઉપરાંત કોઈ પણ ધર્મનો ઉપદેશક વિદ્વાન પંડિત હોય તેની સાથે શબ્દાર્થ તેમજ શાસ્ત્રાર્થ કે આધ્યાત્મિક દ્રષ્ટિએ સંવાદ કરવામાં નીપુણ હતા. તેઓનું શરીર વિદ્યમાન રહ્યું ત્યાં સુધી કોઈપણ પ્રતિવાદીના પ્રશ્નનો જવાબ ન આપ્યો હોય તેવું જાણવા મળ્યું નથી ભગવાન કરૂણા સાગર તેમના હૃદય કમળમાં બિરાજેલા હોવાથી તેઓ વચન સિદ્ધ હતા; જેથી કાયમ સમાજના કોઈ કોઈ ભક્તજન સંતતિ કે સંપતિના દુઃખના પ્રશ્ન રજૂ કરતા ત્યારે મહારાજશ્રી તે ભક્તોના સામી દ્રષ્ટિ કરીને કહેતા કે ભગવાન કરૂણાસાગર તમારી મનો ઈચ્છા પૂર્ણ કરશે આ રીતે ઘણા ભક્તોનું કામ થયેલું તેનું પ્રમાણ અમદાવાદ, પંચમહાલ મહેસાણા વડોદરા અને ભરૂચ જિલ્લામાં કોઈ કોઈ ભક્તજન દ્વારા જાણવા મળે છે. તેઓશ્રી ગંભિર ધૈર્યવાન અને દીલના દયાળુ અને ઉદાર હતા તેઓ શિલવાન અને અતિ સંતોષિ હોવાથી ભૌતિક પદાર્થની લેશમાત્ર ઈચ્છા રાખતા નહીં જ્યારે ભાવિક ભક્તજનો મહારાજશ્રીની પધરામણી કરાવતા ત્યારે તે ભક્તજનોની આર્થિક પરિસ્થિતિને જાણી લેતા અને તે પ્રમાણે જ યોગ્ય વ્યવસ્થા કરાવતા. જ્યારે ભક્તજનો ભાવથી ભેટ ધરતા-તે ભેટ જરૂર જેટલી સ્વીકારીને બીજીપાછી આપી દેતા આવી રીતે મહંત શ્રી મોહનદાસજી મહારાજનું પવિત્ર જીવન વ્રતાંત ખરેખર સત્ય જાણવા મળ્યું છે તેટલું જ અત્રે દર્શાવ્યું છે. વિશેષ હકીકત લખી નથી.

પરમ પુજ્ય ગુરૂવર્ય શ્રી મોહનદાસજી મહારાજના ચરણકમળનો અનિનદાસ

**સંત શ્રી સરજ્યુદાસજી**

**સંત શ્રી નિર્મળદાસજીના સતકૈવલ સાહેબ**

## વિજ્ઞપ્તિ

આ ગ્રંથમાં જેજે દાતાઓએ પોતાનાથી બની શકે તેટલી શકિત પ્રમાણે પ્રેમના પુષ્પરૂપે દાન સમર્પણ કરી ધન્ય બન્યા છે. તેઓના હૃદય કમળને ભગવાન કરૂણાસાગર વિકસિત કરે અને સદાને માટે આવા ઉત્તમ પ્રકારના પરોપકારી કાર્યમાં મદદ કરતા રહે તેવી પ્રેરણા આપે અને તેમને ભૌતિક તેમજ આધ્યાત્મિક સુખ શાન્તિ અર્પે એ જ પ્રાર્થના

"ભગવાન કરૂણા સાગરો વિજયતે''

વિશ્વભ્રમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ છપાવતી વખતે કાયમપંથી ભાવિક ભકતજનો તરફથી આવેલ દાનની યાદી.

| ક્રમ | નામ | ઠેકાણું | રૂા. |
|---|---|---|---|
| ૧ | શ્રી બાબુભાઈ કુરજીભાઈ રાદડીયા | દાડમા ગામ, સુરત | ૫૧,૦૦૦ |
| | શ્રી પરશોતમભાઈ લાલજીભાઈ માળવિયા | નાના લીલીઆ, સુરત | |
| | (ઉર્ફે દાસભાઈ) પીંકસીટીના ભાગીદારો વિ. | | |
| ૨ | રામભરોંસે | સુરત | ૫૦,૦૦૧ |
| ૩ | કૈવલ કોમ્પ્લેક્ષ પાર્ટનરો વિગેરે... | નવાગામ (ઈશ્વરપુરા) | |
| | | ડીંડોલી રોડ, સુરત | ૨૫,૦૦૧ |
| ૪ | અશોકભાઈ બીયાની (બ્રહ્મચારી) | ગજાનંદ એપાર્ટ., | |
| | | ડુંભાલ પાટીયા, સુરત | ૧૧,૧૧૧ |
| ૫ | શ્રી શાન્તાબેન ઠાકોરભાઈ પટેલ | લંડન | ૧૧,૦૦૦ |
| ૬ | શ્રી ડાહીબા મંગળદાસ | મણીયારાશેરી સુરત | ૫,૦૦૦ |
| ૭ | શ્રી ભુપતભાઈ બચુભાઈ માંગરોળીયા | ધર્મનગર સુરત | ૫,૧૦૧ |
| ૮ | શ્રી ઘનશ્યામભાઈ પરશોત્તમદાસ | જરખીયા વાળા, સુરત | ૫,૦૦૦ |
| ૯ | શ્રી વાલીબા પ્રભુદાસ પટેલ | કુંભારીયા | ૫,૦૧૧ |
| ૧૦ | શ્રી ઈચ્છાબા ઠાકોરભાઈ | એના | ૫,૦૦૧ |
| | શ્રી ઠાકોરભાઈ ડાહ્યાભાઈ | | |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | શ્રી સુશીલાબેન મંગુભાઈ પટેલ | પર્વત ગામ, સુરત | ૫,૦૦૧ |
| ૧૨ | શ્રી ભુપતભાઈ વઘાસીયા<br>સ્વર્ગસ્થ મોહનભાઈ જેરામભાઈના<br>સ્મરણાર્થે હ. અનિલભાઈ | એકલેરા | ૫,૦૦૧ |
| ૧૩ | શ્રી ગોવિંદભાઈ રતનજીભાઈ | દામકા | ૩,૫૦૦ |
| ૧૪ | શ્રી દિલીપભાઈ નટુભાઈ પટેલ | સુરત | ૨,૫૦૧ |
| ૧૫ | શ્રી સખીમંડળ | સણીયા હેમાદ | ૨,૫૦૧ |
| ૧૬ | જયગીરનારી રેસ્ટોરન્ટ | સુરત | ૨,૫૦૧ |
| ૧૭ | શ્રી કુસુમબેન મનુભાઈ પટેલ | એના | ૨,૨૨૨ |
| ૧૮ | શ્રી મગનભાઈ પોપટભાઈ દેવમોરારી | કરૂણેશનગર સુરત | ૨,૦૦૦ |
| ૧૯ | શ્રી ચંદ્રકાન્ત શાંન્તિલાલ વકિલ | કરૂણેશ નગર સુરત | ૨,૦૦૦ |
| ૨૦ | શ્રી ભિખાભાઈ માધાભાઈ પટેલ | ચુડા સોરઠ | ૧,૫૦૧ |
| ૨૧ | શ્રી મંજુબેન રમણભાઈ પટેલ | સણીયા હેમાદ | ૧,૫૦૧ |
| ૨૨ | શ્રી વાલીબા પ્રભુભાઈ પટેલ | કુંભારીયા | ૧,૧૧૧ |
| ૨૩ | શ્રી પરશોત્તમભાઈ ભાયાભાઈ (દાસ) | ગુ.હા.બોર્ડ સુરત | ૧,૧૧૧ |
| ૨૪ | શ્રી સોમાભાઈ નાનાભાઈ | સુરત | ૧,૧૧૧ |
| ૨૫ | શ્રી ઈન્દુબેન રતિભાઈ પટેલ | દિવ્ય વસુંધરા સુરત | ૧,૧૧૧ |
| ૨૬ | શ્રી લાલજીભાઈ ડી. પટેલ હ. સંજયકુમાર | ગુ.હા.બોર્ડ,સુરત | ૧,૧૧૧ |
| ૨૭ | શ્રી સુરેશકુમાર લાલજીભાઈ હ. રીટાબેન | ગુ.હા.બોર્ડ,સુરત | ૧,૧૧૧ |
| ૨૮ | શ્રી રતીલાલ ચુનીલાલ હ. પુષ્પાબેન | ચલથાણ | ૧,૦૧૧ |
| ૨૯ | શ્રી પાલીબા | સણીયા હેમાદ | ૧,૦૦૧ |
| ૩૦ | શ્રી લક્ષ્મીબેન ભુપેન્દ્રભાઈ | અમદાવાદ | ૧,૦૦૧ |
| ૩૧ | શ્રી પરબતભાઇ જાગાભાઇ પટેલ | સુરત | ૧,૦૦૧ |
| ૩૨ | શ્રી લક્ષ્મીબેન ઇશ્વરસિંહ અટોદરિયા | સુરત | ૧,૦૦૧ |

| | | | |
|---|---|---|---|
| ૩૩ | શ્રી વિનુભાઈ શ્યામજીભાઈ | ધરમનગર સુરત | ૧,૦૦૧ |
| ૩૪ | શ્રી પુષ્પાબેન ચંપકભાઈ પટેલ | સણીયા હેમાદ | ૧,૦૦૧ |
| ૩૫ | શ્રી મંજુબેન જલાભાઈ પટેલ | એના | ૧,૦૦૧ |
| ૩૬ | શ્રી ચંદનબેન નગીનભાઈ પટેલ | સણીયા હેમાદ | ૧,૦૦૧ |
| ૩૭ | શ્રી ભિખુભાઈ છિતુભાઈ પટેલ | સણીયા હેમાદ | ૧,૦૦૧ |
| ૩૮ | શ્રી ગુણવંતભાઈ ગોરધનભાઈ પટેલ | સણીયા હેમાદ | ૧,૦૦૧ |
| ૩૯ | કૈવલ ભક્ત તરફથી | નવસારી | ૯૦૦ |
| ૪૦ | શ્રી જયાબેન અમૃતભાઈ પટેલ | દસ્તાન | ૫૦૧ |
| ૪૧ | શ્રી મોરારજીભાઈ સુખાભાઈ | નવસારી | ૫૦૧ |
| ૪૨ | શ્રી રેખાબેન કિશોરભાઈ પારેખ | સુરત | ૫૦૧ |
| ૪૩ | શ્રી પારવતીબેન ચંપકભાઈ | સોયાણી | ૫૦૧ |
| ૪૪ | શ્રી લક્ષ્મીબેન મોહનભાઈ | સોયાણી | ૫૦૧ |
| ૪૫ | શ્રી નગિનભાઈ છગનભાઈ | નવસારી | ૫૫૧ |
| ૪૬ | શ્રી રંજનબેન બચુભાઈ પટેલ | સણીયા હેમાદ | ૫૦૧ |
| ૪૭ | શ્રી પ્રવિણભાઈ મગનભાઈ પટેલ | એના | ૫૦૧ |
| ૪૮ | શ્રી વિણાબેન ભરતભાઈ પટેલ | સણીયા હેમાદ | ૫૦૧ |
| ૪૯ | શ્રી કાશીબેન બાલુભાઈ પટેલ | મોતા | ૫૦૫ |
| ૫૦ | શ્રી મણીબેન ડાહ્યાભાઈ પટેલ | એના | ૫૦૧ |
| ૫૧ | શ્રી વિઠ્ઠલભાઈ ધરમશીભાઈ પટેલ | સુરત | ૫૦૧ |
| ૫૨ | શ્રી ભાનુબેન છીતુભાઈ પટેલ | એના | ૫૦૧ |
| ૫૩ | શ્રી કલ્પનાબેન દીપકકુમાર પટેલ | વાસન મુંબઈ | ૫૦૧ |
| ૫૪ | શ્રી કૈવલ ભકત | નોગામા માંડવી | ૫૦૧ |
| ૫૫ | હીરજીભાઈ મનજીભાઈ | માતાવાડી સુરત | ૫૦૧ |
| ૫૬ | દુર્લભભાઈ નમલાભાઈ પટેલ | સરસાણા | ૫૦૧ |

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ચંપકભાઈ ઠાકોરભાઈ પટેલ | સરસાણા | ૫૦૧ |
| ૫૮ | પ્રકાશભાઈ જયન્તિભાઈ પટેલ | સરસાણા | ૫૦૧ |
| ૫૯ | શ્રી નરોત્તમભાઈ પ્રહલાદભાઈ લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૦ | શ્રી ચંદુભાઈ લક્ષ્મણજી લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૧ | શ્રી આત્મારામ ચીમનભાઈ લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૨ | શ્રી મહેન્દ્રભાઈ ઈશ્વરભાઈ લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૩ | શ્રી પન્નાલાલ પુનમચંદ લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૪ | શ્રી વિષ્ણુભાઈ સોનાજી લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૫ | શ્રી નાનજીભાઈ પુનમચંદ લુહાર | અમદાવાદ | ૫૦૧ |
| ૬૬ | શ્રી કાન્તિલાલ સોમાલાલ શાહ<br>સાધના પ્રિન્ટરી | અમદાવાદ | ૫૦૧ |

★★★

## અનુક્રમણિકા

**મહદ સર્વજ્ઞ સજાણ જાણ સકર્તા સરજનહારને અંગિક્ત પ્રગટ મહામંત્ર**
**ૐ આધ સકત સ્વરાજ કરૂણેશ કૈવલ નમામી**

## સ્તુતિ

*કૈવલં દિવ્ય દ્રગ સાક્ષિ; આદિ કર્તારં કૃપાનિધે ।*
*પ્રણત કલેશ નાશાય; અનંતાય નમોનમઃ ।।*

**અર્થ :-**

અહો હે કૈવલ દિવ્ય દૃગરૂપ એટલે મહાદ સુજાણ જાણ સ્વરૂપે આપ પોતે જ છો જેથી અંશ અનેક ઉપજાવ્યા તે પિંડ પિંડ પ્રત્યે ભિન્નભિન્ન સાક્ષી છે. તે સર્વ અંશના સાક્ષી સર્વજ્ઞ અમાપ પોતે હોઈ સર્વના અનાદિ ધામરૂપ છો. હે સકર્તા આપ સર્વના સર્જનહાર બાપ છો. કૃપાનિધે કહેતા પરમગુરૂનુ શ્રેષ્ઠ સ્વરૂપ અને આપ પોતે કર્તા એ બન્ને એક ગતિરૂપ કૈવલ જ છો. માટે હે પરમગુરૂ દેવ તમારા ચરણારવિંદે પ્રણત એટલે હું અનન્ય અંશ અંકુર સજાણવૃત્તિએ તમારા શરણને વિષે નમસ્કાર કરુછું હવે અમારા કલેશનું નિવારણ કરનાર એક અવિનાશી આપ છો. હે પરમગુરૂ દેવ અમોને તે કલેશ કયા પ્રકારના થાય છે. તે વિશેનું નિવેદન કરુ છું. તમોએ જે તત્વોના વિભાગવાળા દેહ કરીને આપ્યા છે તેમની પ્રવૃતિ અમારા અનુભવમાં સંપૂર્ણ ઉત્તમ રીતે આવતી નથી. તે સંપૂર્ણ પ્રતિતી આવે તો સારુ એવી ચિતાં વારંવાર ઉપજે છે. અને તેજ વાતની અંતરમાં તાલાવેલી થયા કરે છે. તેનો લક્ષ જયારે પ્રાપ્ત થઈ અનુભવ થશે ત્યારે અખિલ કલેશ નાશ પામશે હે ગુરૂદેવ આપ તો અનંત અપાર છો. અને અખંડ અમર સદોદીત છો. તમારી પરમ ગતિનો પાર કોઈને પણ જડે નહી. એવા પરમ ગુરૂ અને કૈવલકર્તા એકમેક અદ્વૈત સકર્તા આદી દેવ દિવ્ય અમર હોઈ અક્ષય , વૈભવ તથા રૂપ - અરૂપથી રહીત એવા સ્વરૂપે આપ છો. આ પ્રકારના તમે અનંત ગતિવંત હોઈ સાક્ષાત અવ્યય ધામ રૂપ આપના દિવ્ય પદને નમો નમસ્તે આમ વારંવાર નમસ્કાર કરું છુ.

આ પ્રકારની સ્તુતિ કલેશ નિવારણના અર્થે સર્વ સામાન્ય વિશેષ અંશ કરે છે. તેજ પ્રમાણે આપણે પણ અખંડીત વિનંતી કરીને તેમનુ ભજન કરવું આતો સર્વની ઉપરાંત વરિષ્ઠ પ્રકાર કહ્યો. તે સત્ય છે. હવે બીજુ આથી વધારે બોલવાનું શું રહયું . આ ગ્રંથનો અભ્યાસ જે નરનારી વારંવાર કરશે અને નિતિએ વર્તશે તો તેના પ્રતાપે અવિનાશી પદ પ્રાપ્ત થશે. અને તેનો પરમ ભાગ્યોદય થઈને અનંત જન્મના કલેશનુ પુર્ણ નિવારણ આ એક જ જન્મમાં થઈ જશે. વળી જો આદી મધ્યાંત ગ્રંથને વિશે ઉપાસના, વૈરાગ અને જ્ઞાન જે કહ્યું છે. તે પ્રમાણે ન્યાય જાણીને વૃતિ ઠરે તો કૃતાર્થ થતા વાર લાગશે નહી. માટે એ વિશે નિજ ભાવના હેતુ રાખીને સમર્થ કરૂણેશને વિનવીએ છીએ. કે હે કૃપા નિધી તમારા પદ પદ્મને વિશે આ અનાથ દાસને અખંડ રાખજો એ જ અરજ સર્વજ્ઞ પરમગુરૂ સતકૈવલ પ્રત્યે અભંગ નમસ્કાર !

★★★

# परम कृपाळु भगवान करुणासागर



પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહા સુદી ૨     લીલા સંકલન સંવત ૧૯૩૪ ભાદરવા વદી-૧૩

जबी नीज लक्ष हम तीनु दीया, देखहु नीज अधिकार;
गुपत कहीथी सो अब कही, नारणदास तोई झार.
जो गत हम तुजसे कही, ओरु तुम ओरसे केह;
कुन अधिक महतम मम, धरी आवनकु देह

શ્રીમંત કુવેરાય નમઃ પરમ ગુરુવે નમઃ

ભગવાન કરૂણાસાગરાયે નમઃ

સત્ કૈવલાય નમઃ  સત્ કૈવલાય નમઃ

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, પરમ કૃપાળુ ભગવાન કરૂણાસાગર વિરચિત વિશ્વભ્રમ વિધ્વંશ મહાનિધિ ગ્રંથ....

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર સત છે. તેમની લૌકિક અને અલૌકિક ઉપાસના સત્ય છે. તેમનાં સ્વમુખનો અમરમંત્ર સત છે. તેમનાં પરમ કલ્યાણકારી વચનો અક્ષરે અક્ષર સત છે. તેમનો અદલ ઈન્સાફ છે. તેમનું અતિ અદ્દભુત ચક્રવર્તી જ્ઞાન છે. જીવન મુક્ત દશાનું ધ્યાન છે. એવાં પરમપદ દાતા પરમગુરૂનાં સર્વજ્ઞ શરણમાં અમારા અનેકવાર **નમસ્કાર હો.... નમસ્કાર હો.... નમસ્કાર હો....**

...પરમ કૃપાળુ ભગવાન કરૂણા સાગરો વિજયતે...

# વિશ્વભ્રમ વિધ્વંશ મહાનિધિગ્રંથ

## ...કરૂણેશ કૃપાનિધિ સ્વરૂપ દર્શન...

## સિદ્ધાંત-૧ મંગલાચરણ

..અથ નિજ સકર્તા સત્ કૈવલ નિરૂપણ સ્તુતિકો પ્રથમ સિદ્ધાંત નિર્ણય..

**अविगत पुरस पुरान, अेक नीज आद्य परापर ।**

**जिनने कीये पसार, यार होइ सकल चराचर ।। (१)**

"ભગવાન કરૂણાસાગર' કહે છે કે," સકર્તા સત્ કૈવલ તમો અવિગત પુરાણા પુરૂષ હોવાથી આપની ગતિનું વર્ણન વાણી દ્વારા થઈ શકે તેમ નથી, આપ પોતે એકલાં હોય, આદ્ય અંતથી રહિત બ્રહ્મ પ્રકાશની પાર સદા સદોદીત અવધિકાળ વિનાના અચળ રહો છો. એવા તમો હે સકર્તાપતિ ! આપની સ્વઈચ્છાથી સ્થાવર જંગમની આદ્ય લઈ દશ્ય અદશ્ય સમસ્ત લોકની રચના કરનાર જડ ચૈતન સંયુક્ત સર્વ અંશોનાં ધણી આપ પોતે એકલા જ છો.

**नहि कोउ संग न साथ, नाथ बाबज कीये अनहुत ।**

**ज्यौं सुपनेका न्याव रचित, रचनार अेकलयुत ।। (२)**

"હે સર્જનહાર," આપે કોઈનાં સંગ કે સાથ વિના શુદ્ધ સંકલ્પ દ્વારા અનહુત એટલે કાંઈ જ ન હતું, તો પણ એવું રંગ રૂપવાળુ જગત ઉત્પન્ન કર્યું. **દષ્ટાંતે** - જેમ કોઈ મનુષ્યને નિંદ્રામાં સ્વપ્ન આવે છે, તે સ્વપ્નાની આશ્ચર્યચકિત કરી નાંખે, એવી તત્વ સામગ્રી સુતી વખતે પોતાની પાસે હતી જ નહિં છતાં ચિત્રવિચિત્ર પ્રકારનું સ્વપ્નું ઉપજી આવ્યું, એ સ્વપ્નાનો રચનાર દ્રષ્ટા એકલો જ હતો. તેને કિંચીત સ્ફુરણા ઉપજી આવતાં

સ્વપ્નાનાં ખેલની રચના અચાનક ગોઠવાઇ જાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે હે સકર્તાપતિ" વિધવિધ પ્રકારની ભાતવાળુ વિશ્વ આપ એકલાં એ જ ઉત્પન્ન કર્યું છે.

**त्यां न बनीत उभयेल, अकेलनके कुल केलन ।**

**त्यौं करता अेही सृष्ट सजीत, निज आप अमेलन ।। (३)**

**દ્રષ્ટાંતે** - જેમ સ્વપ્નાનો રચનાર અને જોનાર એકલો જ હતો તે સ્વપ્નના આનંદને ભોગવનાર અને અનુભવનાર બીજો કોઈ હતો જ નહિં, તેવી જ રીતે એકલાં કર્તાએ જ સકલ સૃષ્ટિનું સર્જન કરી, કોઈપણ તત્વમાં મળ્યાં સિવાય પોતે ન્યારા એકલા જ રહ્યા છે.

**सकल आद्य द्रष्टाय, द्रष्टि निज आप अकेलन ।**

**ओर नहि कीनु कोइ, सोइ जीनुं समल सबेलन ।। (४)**

"હે સકર્તા સ્વામી," સર્વ સૃષ્ટિનાં રચનાર આપ ન્યારા રહીને પોતાની દિવ્ય દ્રષ્ટિ વડે સમસ્ત ખલકનાં ખેલને પ્રેમપૂર્વક નિહાળી રહ્યાં છો. હે સર્જનહાર ! વળી આપના સ્વધામમાં મદદ કરી શકે એવો સમર્થ આપની સાથે મળેલો બીજો કોઈ હતો જ નહિ.

**अणबेल न बनाव, चाहावसे चाहाव करीत जीत ।**

**सुपनंतरकी केल भेल, कोऊ हुते न उत इत ।। (५)**

"હે સકર્તા" સ્વામી જગતની રચના કરવાના કાર્યમાં આપની સાથે મદદગાર અને સલાહકાર બીજો કોઈ હતો જ નહિ, સ્વયંભૂ આપ એકલાં જ સ્વઈચ્છાથી જે જે ઈચ્છા થઈ, તે પ્રમાણે શુદ્ધ સંકલ્પ કરી તત્ત્વો ઉત્પન્ન કર્યાં. આપને જેવી ધારણા હતી. તેને અનુસરીને જગતની રચના કરી છે. જેમ કોઈ મનુષ્યને સ્વપ્નું થાય છે તે સ્વપ્નાના ખેલની ક્રિયાને જોનાર અને જાણનાર દ્રષ્ટા એકલો જ હતો. એવી જ રીતે જગતની રચના કરવામાં આપ સિવાય આ બાજુ કે તે બાજુ બીજો કોઈ હતો જ નહિ.

**कोउसे करे मेलान, अेक विनु आप न कोउ कीनु ।**

**तो समळे कीनु संग, रंगभर रचन करन जीनुं ।। (६)**

"હે કૈવલકર્તા," આપના અલૌકિક ધામને વિશે આપના વિના બીજો કોઈ હતો જ નહિં, તો મેળાપ કોની સાથે કરી શકો ? જેથી આપ એકલાએ જ સમસ્ત સૃષ્ટિને સરજી ઉમંગનો રંગ ભરીને બહુવિધ પ્રકારની રચના આપે પોતે જ કરી છે.

**तबत्ये हुता न कोय, आप वीन अंश सहीत इत ।**
**महा शून्य सर्वज्ञ, मग्न तहां हुते करीत मीत ।। (७)**

'હે કરૂણેશ," જ્યારે આપે બાહ્ય દ્રષ્ટિનું જગત ઉમંગનો રંગ ભરીને ઉત્પન્ન કર્યું ન હતું, ત્યારે આપની પાસે બીજું કોઈ હતું જ નહિ. તે વખતે અંશોનો પણ ઉદય કરી આ બાજુના ઘાટોમાં પ્રેરક કર્યાં ન હતાં, તે સમયે આપ પોતે મહાશૂન્યની મધ્યે શૂન્ય સાથે મિત્રભાવે સર્વજ્ઞ સજાણ જાણ સ્વરૂપે નિજાનંદ આનંદની મસ્ત દશામાં આપ અખંડ બિરાજમાન હતાં.

**शुन्यके शुन्य सभाव, आप पण हुत चकित मुन ।**
**पण गुपतही गुढ ज्ञान, भान तज नहि भवीत सुन ।। (८)**

મહાશૂન્યનો સ્વભાવ સદાના માટે શૂન્ય જ છે. જેમાં વિત્ત જેવી વિભુતિઓ છે જ નહિં. જાણપણું, સક્રિયગતિ કે ચૈતનતા રહિત જડાકાર છે. એવા જે મહાશૂન્યની મધ્યે આપ કૈવલ અદ્વૈત સ્વરૂપે મૌન ધારણ કરી, નિજની અંતર દશામાં ચકચૂર હતાં. મહાશૂન્ય સાથે અખંડ એકતા રાખીને રહેલા હોવા છતાં પોતાની અંતરગતિમાં અતિ ઉજાગ્રત સજાણપણે સચેતન હોવાથી પોતાને ભુલી શૂન્ય જેવા થઈ જતાં નથી.

**ओही निज आद्य निदान, अकल अवन्यासन के अत ।**
**जांहां नहि पहोची सकेत, निगम आचारजकी गत ।। (९)**

ઉપર બતાવ્યા પ્રમાણે "હે કૈવલકર્તા," આપ સર્વની આદ્યે અંતરિક્ષ મહાશૂન્યમાં અકળ સ્વરૂપે અવિનાશી આપ અખંડ બિરાજો છો. એવા હે નિજકર્તા ! આપને યથાર્થ નિશ્ચયાત્મક નહિ જાણવાથી વેદો પણ વર્ણન કરી શકયાં નથી, તો પછી વેદને અનુસરીને જે જે આચાર્યો થયાં, તેમની ગતિ મતિ કેવી રીતે પહોંચી શકે ?

**या विधि अलख अभेव, छेवके छेवटे सोइ सद ।**

**क्यौं करी कहुं कहांन, महान के महान महाद पद ।। (१०)**

આવી રીતે ઉપર જણાવ્યા પ્રમાણે સકર્તા પતિ અક્ષરોના લેખથી રહિત હોવાથી, વાણીના વર્ણનમાં આવી શક્યા નથી. એ અવિનાશી સદાના માટે અક્ષરાતિત રહેલા હોય, પરમ કૃપાનિધિ કહે છે કે, હે જગતના જનો ! તમને કેમ કરીને કયા પ્રકારની કહેણીઓથી કહીને નિજ સકર્તા પતિને ઓળખાવું ? એ નિજ પતિનું પરમ પદ મહાનથી પણ મહાન અમાપ ગતિવાળુ હોવાથી, કોઈ પ્રકારની ઉપમા આપી શકાય તેમ નથી.

**जेही कारन नीज छेक, अेक जीनुं रहीत अखील तन ।**

**प्रगट वीनुं अहंमेव, रहीत रतु अनुकुल ज्यौं वन ।। (११)**

જે સગુણરૂપે સમસ્ત કૃત, તેના કારણરૂપ અકર્તા નિર્ગુણ બ્રહ્મ, તેની છેવટે આપ પરમ પુરુષ પોતે એકલા જ રહો છો, જ્યારે આપના સંકલ્પનો વેગ સમાઇ જાય ત્યારે અનંત બ્રહ્માંડની આદ્ય વ્યષ્ટિ-સમષ્ટિનાં નાના મોટા સર્વે ઘાટો એકી સાથે લય પામે છે, તે સમયે કાર્યકારણથી રહિત થયેલાં આપ પોતાની બાહ્ય અલૌકિક દ્રષ્ટિ સંકેલી અંતરવૃત્તિમાં લીન કરી દ્વૈતભાવ વિના અદ્વૈત સ્વરૂપે એકલાં જ બિરાજો છો. **દ્દષ્ટાંતે જેમ અઢાર લાખ વનના વૃક્ષોને** અનુકૂળ ઋતુ આવે નહિ ત્યાં સુધી તેને ફુલ કે ફળ લાગતાં નથી. તે જ ન્યાયે "હે પરમ પુરૂષ" આપની અંતર વૃત્તિમાં ઉપજાણ સંયુક્ત ઉમંગ ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી નિજ પદમાં અખંડ વિરામો છો.

**अति अथाह विनुं थाह, अरस उनमान करनवत ।**

**अेही विधि आद्य अकेल, छेलके कर्ता अकळ गत ।। (१२)**

**દ્રષ્ટાંતે** : જેમ મહા આકાશનું માપ કાઢતાં અનુમાન ગતિ પણ પહોંચતી નથી, તે મહા આકાશ આદિ અંતથી રહિત અનંત હોઇ અપરંપાર છે. તે ન્યાયે આપ અતિ અથાહ ગતિવાળા હોવાથી કોઈપણ ઉપાયે થાહ લાવી પાર પામી શકાય તેવા નથી. તેવી જ રીતે

આપ પ્રથમથી એકલા જ રહેલા હોય, છેલ્લામાં છેલ્લું આપનું પરમપદ આવેલું છે. એવી આપની અકળગતિને કોઈપણ કળી શક્યું નથી.

**ते कोउसे प्रणवाय, दाय जांहां पाय न कोउकीत ।**
**जब तीनुं करत महांय, देखो सब फसेहु उतइत ।। (१३)**

"હે સકર્તા પતિ" એવા આપનાં અકળ પદને સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી જેમ છે તેમ જાણી જોઈને પ્રવેશ કરવા બીજો કોઈ દાવો રાખી પહોંચીને પ્રાપ્ત કરી શકયા હોય તેમ બની શકયું નથી. જેથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે લોકનાં ઉપાસકો કર્તાનાં કરેલા મહાન કૃતમાં ફસાઈ ગયા છે. અહીં મૃત્યુલોકથી લઈ દશ અવતારોની આદ્યે મહામાયા અને નિરંજન સુધીના ઉપાસકો મહાતત્વોમાં વિરામ પામી ગયા છે.

**कोउकीनुं कर्ता न चीन, इन अदबद जेही अबलग ।**
**अनुभव उग्र अगाध, स्वाद्य होइ चीनेहु मोइ मग ।। (१४)**

જગત રચાયુ ત્યારથી અત્યાર સુધી ઘણાં જ્ઞાની મહાપુરુષો થયાં છે. પરંતુ તે પૈકીના કોઈપણ જ્ઞાની, દર્શી કે બ્રહ્મવેત્તા સકર્તાપદને યથાર્થ જાણી કે ઓળખી શકયા નથી. એ કૈવલપદનો ચોક્કસ નિર્ણય ન થવાથી અત્યાર સુધીનાં જ્ઞાનીઓ અદબદ રહી ગયા છે, જેને અંશ અંશીપદની એકતાનો અતિ ઉગ્ર અનુભવ છે. એવા અગાધ ગતિવાળા પરમ પુરૂષ જેને અખંડિત ચકવે જ્ઞાન સ્વાધીન છે. "કરૂણેશપતિ કહે છે કે "મને મળવાના ઉર્ધ્વગતિના માર્ગને તે જ જાણતાં હોવાથી સર્વને જણાવી શકે છે.

**जब कोउ धरे अंदेश, आद्य अेही जग नही जाइत ।**
**हुता नहि कीनुं कोइ, तायकी तुम कीम पाइत ।। (१५)**

કૈવલ પદને કોઈએ જાણ્યું નથી, એવું સાંભળી કોઈ પ્રતિવાદીને સંશય થાય કે, જ્યારે આદ્ય કૈવલકર્તા એકલાં જ હતા, ત્યારે સૃષ્ટિ રચના પૈકીનું એકપણ તત્વ પદાર્થ ઉત્પન્ન કરેલું ન હતું; તો પછી સકર્તાપદને પ્રાપ્ત કરવાની જ્ઞાનગતિ તમોએ કેમ કરીને જાણી ?

**कर्ता करतकी आद्य, महाद्य मोइ अंश उपाइत ।**

**तबत्ये लहु अनाद्य आद्य, जेही अंत सहाइत ।। (१६)**

નિજકર્તાએ જગત રચનાનું કૃત ઉત્પન્ન કર્યા પહેલાં અમોને તેમની અંતરવૃત્તિમાંથી મહાદ ગતિના પાટવી પરમ વિશેષ અંશ અમને પ્રગટ કર્યાં છે, જેથી અમો અનાદિ કૈવલકર્તાને અને જગતનાં આદિ, અંત અને મધ્યને યથાર્થ જેમ છે તેમ જાણીએ છીએ.

**खुदके उर संदेश, भेजत हमकु भवसागर ।**

**तेही मतलबके काज, कीयेहुं मोइ अंश उजागर ।। (१७)**

જગતનાં કર્તા ખુદધણીનાં અંતરનો સંદેશો સર્વે અંશોને કહી જણાવવા સારું અમને આ સંસાર સાગરમાં મોકલ્યાં છે, અને નિજકર્તાની અંતર ઈચ્છાનો આશય સર્વે અંશો મને જાણે અને મારી આજ્ઞાને અનુસરે એ હેતુ પુરો પાડવા સકર્તા પતિએ અમને અતિ ઉજાગ્રત મહાદ ગતિના પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ સર્વકૃત અને બધા અંશોની પહેલાં નિજકર્તાએ અમને ઉત્પન્ન કર્યા છે.

**कहो करता करूणेश, पठावत मुज कुन कारन ।**

**मोइ विसरावन पक्ष, लक्ष तेही भरम निवारन ।। (१८)**

"મહાન સમર્થ પરમગુરૂ કરૂણેશ પતિને વિનવતા કહે છે કે "હે નિજનાથ ! અમને કયા કારણને લઈ જગતમાં મોકલવાની આજ્ઞા કરો છો, તે કૃપા કરીને જણાવો ? ત્યારે સકર્તાપતિ ઉત્તર આપતાં કહે છે કે, મારા નિજસ્વરૂપને ભુલાવી સર્વે અંશોને અનેક મતમતાંતરોનાં ફંદમાં નાખી મને જાણવા દીધો નથી, અને કૃત પૈકીનાં ઘણાં પક્ષો ઉભા કરી, વિજાતિય લક્ષ આપી વિધવિધ પ્રકારનાં કર્મો કરાવી જીવમાત્રને રોકી રાખ્યાં છે. તે સર્વ પ્રકારના કરમ-ભરમનું નિવારણ કરી, અમારી એકતાનો પરમ લક્ષ આપી જગતના જીવોને શુદ્ધ જાગ્રત કરવા તમને મોકલીએ છીએ.

**जेतनेभर भवमांय, उपासन धरन परनकी ।**

**हम बीन विकल विलाय, साफ तेही करन सरनकी ।। (१९)**

"ખુદ ખાવિંદ કહે છે કે" ભવરૂપ સંસારમાં જેટલી ઉપાસનાઓ છે, તે વિજાતિય ઈષ્ટોની હોઈ અનેક મતપંથના સ્થાપકોએ જીવમાત્રને ધારણ કરાવેલી છે, તે કારણને લઈ કોઈપણ અંશ હું કોણ ? અને મારા કર્તા કોણ ? તે જાણી શક્યા નથી. એ નિજલક્ષની જાણના અભાવે અતિ વ્યાકુળ થઈને અકળામણપૂર્વક વિલાપ કરતાં હોવાથી, વિશ્વમાં જ્યાં ને ત્યાં ભટકે છે, તેમના અંતઃકરણમાં કરમ ભરમનો મેલ ચઢી ગયેલો હોય, જ્ઞાન, વૈરાગ્ય અને મારી સત્ય ઉપાસના વડે ધોઈને નિર્મળ કરી મારા શરણમાં લાવો.

**करी निजपति प्रणाम, हामधर आयेहु भव तब ।**
**याते सुज सतंत, अंतकी आद्य परीत जब ।। (२०)**

ભગવાન કરૂણા સાગર પરમ પતિને નમસ્કાર કરી અસીમ અનુભવની ઐશ્વર્યતારૂપ હિંમત ધારણ કરીને સૃષ્ટિમાં પધાર્યા, ત્યારે પોતે પરમ ગુરૂ કહે છે કે અમારી સ્વતંત્ર સુજાણ જાણ સર્વજ્ઞ ગતિ દ્વારા દિવ્ય દ્રષ્ટિએ જગતની આદ્યથી અંત સુધી જેમ છે તેમ અમે જોઈને જાણી શકીએ છીએ.

**अब जन करो न अंदेश, वेश मोइ देखी मनुणके ।**
**आगु कीये जेही अंश, उपायेल परम पुरूषके ।। (२१)**

જ્યારે ભગવાન કરૂણાસાગર કૈવલ લક્ષ લઈ વિશ્વમાં પધાર્યા ત્યારે જીજ્ઞાસુ અને મુમુક્ષુજનોને ઉદ્દેશીને કહે છે કે હે સંત સજ્જનો ! અમારો મનુષ્યનો દેહ જોઈ કોઈ પણ સંશય લાવશો નહિ. કારણ કે સર્વે અંશોનાં પહેલાં આદ્ય સકર્તાએ અમને ઉત્પન્ન કરેલાં છે.

**तेही तन धर हम आय, लाय निज ज्ञान अगमहीत ।**
**तबते लहु लहाण जाण, मोही रगन रग महीत ।। (२२)**

"પરમ કૃપા નિધિ કહે છે કે" હે જગતનાં જનો ! ઉપર જણાવ્યા પ્રમાણે મહાદ અવ્યક્ત તત્વોનો દિવ્ય દેહ ધારણ કરી તેમજ કર્તાના ઘરનું અદ્‌ભુત જ્ઞાન લઈ જીવોને ચેતાવી જાગ્રત કરવા અમે આવ્યા છીએ. અમને રોમ-રોમ અને રગેરગનું અલૌકિક જ્ઞાન

નિજ કરતારે બક્ષેલું છે. તે જ્ઞાનલક્ષનું લહાણું અમે જગત ભરમાં ઘેર ઘેર પહોંચાડી નિજકર્તાને જણાવવાનો હેતુ પૂરણ કરીશું.

**अब जेही सुनो सुजान, आद्य जेही करता निदांनुं ।**
**धरीत सकल उर हेत, जेत जीनुं करी अविलानुं ।। (२३)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરુ કહે છે, કે હે સજાણ વૃત્તિના સંત સજ્જનો ! જે આદ્ય સકર્તા સ્વામી સર્વે અંશોને ઉત્પન્ન કરવાવાળા છે, તેમને ન્યાય સહિત નિર્ણય કરીને જણાવું છું કે, જેણે સ્થાવર જંગમની આદ્ય લઈ સમસ્ત જગતનો પસારો કરેલો હોવાથી, ઘાટોની રચના ન્યુનાધિક તત્વોના ભાગ મેળવીને કરેલી છે. જે જે ઘાટોની અંતર બાહેર ક્રિયાનું જ્ઞાન જેમ છે તેમ જણાવીશ. તે તમે સર્વે અંતરમાં શુદ્ધ હેત ધારણ કરીને અવલોકન કરશો.

**जेही हम कीये अकेल बेल, विनु सकल सजायल ।**
**अपरम पर परमेश, परंतु परम अजायल ।। (२४)**

"કરૂણેશ પતિ કહે છે કે" જે સકલ વિશ્વનું સર્જન કોઈની પણ મદદ વિના શુદ્ધ સંકલ્પ દ્વારા અમો એકલાએ જ કરેલું છે. જે સરજાયેલાં સ્થાવર અને જંગમ સર્વે ઘાટોનાં પ્રેરક અમાપગતિવાળા પરમેશ્વર જે સોહમ્ સ્વરૂપ છે, તેની પણ પાર અમારું સત્ય, નિત્ય, અચળપદ આવેલું છે, તે પદના અમો અખંડ નિવાસી હોય અજન્મા છીએ.

**अहो अहो अजनेल, धन्य तुम धणी हमारन ।**
**निज चैतन तुम अंश, हंस मोइ हवुं नोछारन ।। (२५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે" હે સકર્તા સ્વામી ! આપ ઉપમા રહિત અનુપમ હોય આપની પ્રશંસા કયા શબ્દો વડે કરી શકું ? આપના સત્યપદનું અવલોકન કરતાં આશ્ચર્યચકિત થઈ જવાય છે, ત્યાં આપના પદમાં મન વાણી કે વિચાર પહોંચતો નથી. જેથી આપને અનેકવાર ધન્યવાદ હો ! જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી આપને

કોઈ ઓળખી શકયુ નથી. જે મતલબથી તમોએ વિશેષ અને સામાન્ય અંશો વિશ્વમાં વસાવ્યા છે તે હેતુ પુરો પાડવા અમારું વ્યાપક સ્વરૂપ તેમાં અપાર જ્ઞાનગતિ પોંખીને આપે ઘણાં પ્રેમથી સર્વે અંશોને અમારા હવાલે કર્યાં છે.

**अब क्या करुं स्तुत, उत नही रहे उबारन ।**
**अब बकसो मुज आप, बाप तव करुं उचारन ।। (२६)**

હવે આપની શું વધારે સ્તુતિ કરું ? આપની પરમગતિ સિવાય આ બાજુ કોઈ પણ વસ્તુ ઉગરતી નથી. તો આપના શરણમાં શું સમર્પણ કરી શકુ ? આ બાજુ જે કંઈ દેખાય છે તે કીટ મહુરથી લઈ પ્રકૃતિ, પુરુષ સુધીની સર્વે રચના આપના શુદ્ધ સંકલ્પથી સર્જાયેલી છે. અહો પ્રભુ ! આપના શુદ્ધ સંકલ્પ સિવાય ઉપજેલી વસ્તુ મારી પાસે શું હોય કે જેથી આપના શરણમાં અર્પણ કરી શકુ ? હે સર્વાતીત સ્વામી ! આપનું જ ઉત્પન્ન કરેલું આપના શરણમાં ધરવું તેમાં શું વિશેષતા ગણાય ? જેથી મારા અંતરની આરત આપને નિવેદન કરુ છું. હવે તો હે પરમપિતા ! આપની સર્વજ્ઞગતિ મને બક્ષો; જેના પ્રતાપે હું જગતમાં પ્રૌઢ ટહંકાર કરી આપના અંતરનો આશય સર્વ જીવોને જણાવી શકુ.

**हुते आप अनुकुल, करन अनुभव लग तद्वत ।**
**वेगेही कीये वसुल, अमुलही दीयेहु अखील गत ।। (२७)**

"પરમકૃપાનિધિ કહે છે કે" હે કરૂણેશપતિ ! મારા અંતરની માંગણી પ્રમાણે અતિ પ્રસન્ન થઈ યથાર્થ અને યોગ્ય અપાર અનુભવની ગતિ મને બક્ષી છે. જેના વડે આપની સાથે એકમેક રસબસ રહી શકું અને મહાતત્વથી લઈ બ્રહ્માંડભરની અંતર બાહેર થતી ક્રિયા ભવનો અંત આવે ત્યાં સુધી યથાર્થ જાણીને જોઈ શકુ છું. એ અમાપ જ્ઞાનગતિનાં વેગ વડે સર્વ જીવોને ચેતાવી આપની આપેલી વિભૂતિઓ અક્કલ, આરત, સુરતા, નુરતા, ઐશ્વર્ય ચૈતન જે ભવના ભોગોમાં સર્વ અંશોએ રોકી દીધાં છે. તેમાથી છોડાવી તેજ વિભૂતિઓ વડે આપની સાથે અખંડ સંબંધ જોડી આપીશ. અને અંશઅંશીની એકતાનું અમુલ્ય લક્ષજ્ઞાન અનેક જીવોને જણાવી ભવ બંધનમાંથી મુક્ત કરીશ.

**पति परम सर्वज्ञ, सबनकी जाण्य चराचर ।**

**अणुनी आद्य ब्रह्मांड, सतंतर सुरत परापर ।। (२८)**

સકર્તાપતિ આદ્ય પ્રથમ હોય સજાણ જાણ સર્વજ્ઞ ગતિવાળા છે. તે સર્વજ્ઞગતિ સ્થાવર જંગમ, નાના, મોટા સર્વ ઘાટોમાં અંતર અને બાહેર વ્યાપક રહેલી છે. જેથી નિજકર્તા પ્રગટ અને ગુપ્ત થતી ક્રિયાને તાદશ્યપણે જોઈને જાણી શકે છે. તદ્ઉપરાંત ઝીણામાં ઝીણું અણુથી લઈ બ્રહ્માંડભરની દ્રષ્ય અદ્રષ્ય હકીકત તેમની સ્વતંત્ર ગતિ દ્વારા જાણે છે, તે નિજકર્તાની સચેતન સુરતા પ્રકાશ બ્રહ્મની પાર આવેલી છે.

**स्थावर जंगम छांण, हाण जीनु व्रध विलोकीत ।**

**जेही जीनुं रहेण सहेण, देण तीनुं दान अलौकीत ।। (२९)**

ઉપર જણાવ્યા પ્રમાણે દિવ્ય જ્ઞાન દ્રષ્ટિએ સ્થાવર જંગમના તનુધારી સર્વે જીવોનો અધિકાર અતિ સૂક્ષ્મ દ્રષ્ટિએ નિહાળીને જેની જેટલી યોગ્યતા હોય તે તપાસીને જેનામાં જેટલું રહી શકે અને સહનશીલતા રાખી શકે, તેટલાં જ પ્રમાણમાં અલૌકિક અમુલ્ય લક્ષજ્ઞાનનું દાન આપી જગત જંજાળથી મુક્ત કરીશ.

**कंचीत फेर न फरक, करत जीनुं कळित कहीत जन ।**

**भव उद्दभव जीनुं आद्य, अंत मध्य लहीत अगम गम ।। (३०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે " નિજપતિએ અમને અલૌકિક જ્ઞાન આપ્યું છે. તે ન્યાય સહિત વિવેક દ્રષ્ટિએ નિહાળીને કિંચિત માત્ર ફેરફાર કર્યા સિવાય નિજકર્તાએ ન્યૂનાધિક તત્વોની મેળવણી કરીને જ્યાં જ્યાં જેવા જેવા ઘાટ નિર્માણ કર્યા છે, તેની જેમ છે તેમ જાણ જીજ્ઞાસુ જીવોને જણાવીશ. ચકવેગતિનાં અમો પૂરણ પુરુષ હોવાથી સકર્તાપતિએ જગતનાં સર્જન પહેલાં અમોને ઉત્પન્ન કરેલ છે. અમારી નજર આગળ નિજકર્તાએ સૃષ્ટિની રચના કરેલી હોવાથી આદ્ય, અંત અને મધ્યની ગમગતિને અમો યથાર્થ જાણીએ છીએ. જેથી નિજકર્તાની આજ્ઞા અનુસાર જેમ છે તેમ લક્ષજ્ઞાન સર્વેને જણાવીશું.

**ज्यौं करखी क्रत खेत वेत, कण बोहीत पकीत लग ।**

**त्यौं करता जीनुं खेत जेत, रग रणीत अखील जग ।। (३१)**

જેમ ખેડૂત પોતાના ખેતરમાં અનાજ ઉત્પન્ન કરવા સારું જુદી જુદી જાતનું બી વાવે છે, તે અનાજ પાકીને તૈયાર થતાં સુધી રૂડી પેરે જતન યાને રક્ષણ કરે છે. એ ખેડૂતને પોતે વાવેલા જુદા જુદા ધાન્યનાં બીજનાં ઉગેલા છોડની ખબર છે. તેવી જ રીતે કૈવલકર્તાએ અખિલ કહેતાં આખાયે જગતરૂપી ચૌદે ભુવન સુધી ભવરૂપી ખેતરમાં પોતાની અંતરવૃત્તિનાં સંકલ્પથી ઉત્પન્ન કરેલા નિજનાં અંશરૂપી બીજ સાથે ભાવરૂપી અંકુર કે જે બીજની સાથેજ તેનાં અંગમાં સમાયેલ હોય એકરસ બનીને રહેલું છે તેને વાવ્યું છે, અને તે અનેક જીવોનાં અંતરહંગ સાથે સંયુક્ત મળીને આ સકલ સંસારરૂપ ઉત્પન્ન થયેલું છે. આ સંસારમાંના પ્રત્યેક જીવરૂપ છોડનાં ઉપર કર્તાનું પૂર્ણ હેત હોય તે સંભાળ રાખતા હોવાથી સર્વેની ગતિને જાણે છે.

**तब तीनुं कछु न अयान, रचीत रचनार आप निज ।**

**जेतने भर तनु तंत जंत, जीमु अंश प्रेरीत बीज ।। (३२)**

" હે સરજનહાર સ્વામી " ભવરૂપ રચનાની ખેતીનાં રચનાર આપ પોતે જ હોય તમારૂ કંઈ પણ અજાણ્યું નથી. તત્વ સામગ્રીના, જેટલા ઘાટ જ્યાં સુધી આપની ધારણા ગતિએ ધારીને સરજ્યાં છે તેને નાના મોટા સર્વને સક્રિય કરવા આપનાં સજાતિ અંશોરૂપી બીજકો પ્રેરીને ચૈતન કર્યા છે.

**तेही सकल कुल अंश, वंश आपनी अनुसारीत ।**

**जीनुं रखत संभाळ, न्याळ निज नेन पसारीत ।। (३३)**

ઉપર દર્શાવ્યા મુજબ સર્વે અંશો હે નિજ કૈવલપતિ ! આપની સજાતિનાં હોય આપની ઈચ્છા અનુસાર આપનાં જ વંશના અંશો આપે સર્વે તનુઓમાં વસાવ્યા છે, તે તે અંશોની સંભાળ રાખી આપની અલૌકિક બાજ દષ્ટિએ સર્વને નિહાળી રહ્યાં છો.

**जेही जीनके चीत चलन, हलन हकीकत गत पेखीत ।**
**या विध सकल स्वराज, काज कीनुं नहीन अनपेखीत ।। (३४)**

જે જે અંશોને જેવા જેવા ઘાટ પ્રાપ્ત થયા તે તે ઘાટની રચના પ્રમાણે અંશવૃત્તિનો ભાસ પ્રકૃતિ પર પડવાથી સંકલ્પ ઉઠયો. સંકલ્પનાં વેગથી ચિત્ત ચલિત થયું, તે ચિત્તની ચંચળતા અનુસાર અંતર બહાર હલન ચલનની ક્રિયા થવા લાગી. જે જે શરીરોમાં તત્વોનાં ઓછાવત્તા ભાગ કર્તાની ક્રિયાવૃત્તિએ પોંખાયેલા હતા, તે પ્રમાણે તત્વોનાં સ્વભાવને વશ પડી અંશો વર્તવા લાગ્યા. તે સર્વે હકીકત આપ નિરંતર જાણો છો. એજ રીતે સમસ્ત લોકમાં આપનું સામ્રાજ્ય ચાલી રહેલું હોવાથી સામાન્ય કે વિશેષ કોઈ અંશ આપની જાણ બહાર નથી.

**ओही परकार न होय, स्वामी सर्वज्ञ सचेतन ।**
**तो कुण कज करतार, रचीत रमणीक भव खेतन ।। (३५)**

ઉપર જણાવ્યા પ્રમાણે સકર્તાધણી સર્વજ્ઞ સજાણ જાણવાળા સચેતન ના હોય તો કયા મતલબથી ભવરૂપી ખેતરમાં સ્થાવર અને જંગમની બહુવિધ ભાતવાળી રસીક ખેતી ખંતપૂર્વક શા માટે રચે ?

**ओर जीनुं अकरम करम, पुनित पति हेत कहेतन ।**
**जो न लहे सरजनहार, बनीत कीम जीम जीनुं देतन ।। (३६)**

ભવભરનાં સઘળા જીવો શરીરોનાં સંયોગે યોગ્ય અયોગ્ય સારા નરસા કર્મો કરે છે, તે જીવો પૈકીના નિજ સકર્તાપતિ સાથે શુધ્ધ હેતવાળા અને જેને હેત નથી તેવા જીવોના કર્મને નિજપતિ જાણે નહિ તો જેણે જેવાં શુભ અશુભ કર્મ કર્યા હોય તેનો બદલો જેમ છે તેમ કેવી રીતે આપી શકે?

**ओही जगमे जन जेत, क्रत जीनुं जेही पसारीत ।**
**लेत देत कछु काज, राजकी आद्य समारीत ।। (३७)**

દ્રષ્ટિગોચર થતાં આ ત્રિગુણી જગતમાં તનુધારી જે જે જીવો દિર્ઘ લઘુ બુધ્ધિવાળા હોવાથી સુક્રિત દુષ્ક્રિત કર્મો એક બીજાની સાથે જેવો સંબંધ હોય તે પ્રમાણે કર્મોનો વિસ્તારવૃધ્ધિ પામતો જાય છે, તેથી લેવડ દેવડનાં યોગ્ય અયોગ્ય ફળ રાજાની આદ્ય લઈ રંક સુધી જેણે જેવા કાર્યો કર્યા હોય તેનાં ન્યાય સહિત સર્વે સત્તાધિશ નિજ સકર્તા સ્વામી સુખ દુઃખ ભુક્તમાન કરાવી ચુકાદો આપે છે.

**जेही जीनसे नवेराय, करीत तेही माप सकल कज ।**
**अधीक करन कुन काज, साज अन काज रहीत अज ।। (३८)**

જગતનાં જે જે જીવો તેમની ગતિમતિ પ્રમાણે નિવેડો લાવી શકાય તેટલું જ કાર્ય કરે છે. પોતાની શક્તિ બહારનું વધારે પડતું કાર્ય કરતા નથી, તે જાણીને વિચારે છે કે પોતાની પાસે વધારે કાર્ય કરવાની સામગ્રી હોવા છતાં કરવા જાય તો લાભ મળવાને બદલે હાની થાય છે, એવું સમજીને કોઈપણ જીવાત્મા હદ બહારનું કાર્ય કરી શકતા નથી. તો પછી આધ્ય અંતથી રહિત અજન્મા સકર્તાપતિ સર્વજ્ઞ સજાણ જાણવાળા હોય તે પોતાની જાણ બહારનું કાર્ય કેમ કરી શકે?

**अल्पज्ञ जेही जंत क्रत, यौं करीत विचारीत ।**
**तो खुद खलक सहयान, अयान क्यौं हवीत विचारीत ।। (३९)**

જગતની અંદરના સર્વ અલ્પજ્ઞજીવ બુધ્ધિ અનુસાર શુભ કે અશુભ વ્યવહારીક કે પરમાર્થીક કોઈપણ કાર્ય સમજ શક્તિ બહારનું વિચાર્યા વિના કરતા નથી, તો પછી ખુદ ખાવિંદ ખલકના ધણી અપરંપાર ગતિવાળા છે. તેમણે સંપૂર્ણ વિચાર કરીને જગત રચનારૂપ કાર્ય કરેલું છે, તે નિજકર્તાની જાણ બહાર કશું છે જ નહિ તે યથાર્થ સર્વની હકિકત જાણે છે.

**रचीत तीनुं रचनाय, ताय कमती न रखीत जीत ।**
**अजभव प्रकृति पुरेश, शेष सहीतम गम जीनुं प्रित ।। (४०)**

નિજ કેવલ કર્તાએ જગતની રચના ઈચ્છા પ્રમાણે સંપૂર્ણ વિચારીને કરેલી છે. જ્યાં જ્યાં જેવા ઘાટો રચ્યાં છે ત્યાં કયાંય પણ યદૃકિંચિત કચાશ રાખી નથી, વળી ચૌદલોક સુધીના સંસારમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમજ મહામાયા અને આદિપુરુષ નિરંજન સુધી આપ સર્વને યથાર્થ જાણો છો; અને સર્વની ઉપર પ્રિતિ રાખીને આપ અમી દ્રષ્ટિએ નિહાળી રહ્યા છો.

**इन्द्र चंद्र सुर यक्ष रक्ष, द्रगपाळ दसु दस ।**
**गण गांध्रव अही लोक, सप्त पाताळ यौं तस ।। (४१)**

સકર્તા સર્જનહારને જગત ઉપર ઘણું હેત હોવાથી સામાન્ય જીવોને અનુકુળ સુખ આપવા અંતરિક્ષમાં દેવોના ધામ રચીને ન્યારા ન્યારા કામ સોંપ્યા છે. એવી રીતે કે ઈન્દ્રને વરસાદ વરસાવવો, ચંદ્રએ સર્વને શીતળતા આપવી, સુર્યએ પ્રકાશ પાડવો. યક્ષ નામનાં દેવો, સિધ્ધિઓના સાધક, રક્ષણ કરનાર રક્ષકો પણ નિર્માણ કર્યા છે. દશેદિશાનાં દિક્પાળો દિશાઓને નિર્મળ રાખે છે. અને ગણ નામનાં દેવો, મહાદેવજીનાં અનુચરો, ગાંધર્વ નામનાં દેવો, દેવ લોકનાં ગાયકો, દેવોનાં મનોરંજન કરે છે. તેવીજ રીતે પૃથ્વીનાં અંતરપટમાં નાગલોક વિગેરે સાત પાતાળમાં અલગ અલગ ઓછીવત્તી વિભૂતિઓવાળા દેવો નિજકર્તાએ વસાવ્યા છે.

**और गगन सुरलोक सहित, ससुमाळकी जत मत ।**
**कीन्न अधर अनुकर्म, परम उत्कृष्ट अचीत गत ।। (४२)**

નિજકર્તાએ આકાશનાં વિષે ભિન્ન ભિન્ન વિભૂતિવાળા દેવો એકબીજાની બરાબરીમાં ન આવી શકે એવા તેત્રીસ કરોડ દેવોની આદ્ય લઈ તારામંડળ સહિત સસુમાર ચક્ર પર વસાવ્યા છે. તે સસુમાર ચક્ર મહદ્ પવનનું રચેલું હોઇ વૈરાટના મધ્યભાગે જતમતપણે ધીમીગતિએ ફરી રહેલું છે. એવી નિજકર્તાની પરમ ઉત્કૃષ્ટ ગતિ હોઇ અચિંત એટલે જેનું ચિંતવન કરી વર્ણન થઈ શકે તેમ નથી.

**पुनी स्थावर जग माय, आद्य जीव जहांन जंत तन ।**
**तीनुं पालण पोषण, अन उपजावन सघन घन ।। (४३)**

સર્જનહારે ફરીથી સર્વ જીવોને સુખી કરવા સ્થાવર જંગમની આદ્ય લઈને જ્યાં સુધી જગતનો વિસ્તાર થયેલો છે તે જગતમાં આવેલા સર્વજીવોને જેવા જેવા શરીરો પ્રાપ્ત થયાં છે, તેમનાં ખાનપાન અને પાલન પોષણ કરવા કરુણેશ કર્તાએ સઘન ઘન દ્વારા વરસાદ વરસાવી અન્ન ઔષધિ ઉત્પન્ન કરેલી છે.

**या विधि प्रभु क्रत काळ, वाळ नहीं वंक अनीत कीत ।**
**सरळ सकल संभाळ, पाळ रग रग लग जीनुं मीत ।। (४४)**

આવી રીતે "હે સકર્તા સત્ કૈવલ " આપ સમસ્ત ક્રતનાં કારણરૂપ સ્વયં આપજ હોવાથી આપની ઈચ્છા પ્રમાણે આ સઘળા સંસારમાં જ્યાં જ્યાં જેવા ઘાટો બનાવ્યા છે તે અનિત્ય હોય ન્યુનાધિક ગતિવાળા હોવા છતાં એકબીજાનો વાળ વાંકો કરવાની આપ વિના કોઈની તાકાત નથી. એ અકળ કળાની કળ આપનાજ હાથમાં રાખીને સરળતા પૂર્વક પળે પળે સર્વની સંભાળ રાખી રહ્યાં છો; વળી સર્વે જીવોની રગેરગની ગતિને આપ જાણનાર હોઈ વ્યાપક દ્રષ્ટિએ પ્રત્યેક જીવ ઉપર હેત રાખી રહ્યા છો.

**जमी अरस असमान, मान वीनुं शुन्य सतंतर ।**
**कीयेहु दिव्य मेहेमंत, तंत मजबुत ही जंतर ।। (४५)**

પૃથ્વી, પાણી અને બ્રહ્માંડ મહાશુન્યનાં વિશે માન અપમાન રહિત સ્વતંત્ર શક્તિવાળા નિર્માણ કરેલાં છે. તે એકબીજાનાં વિરોધી હોવા છતાં વિશાળ ગતિનાં તત્વો પરસ્પર મેળવીને વૈરાટ ખડું કરેલું છે. સર્વેશ્વર સકર્તા સ્વામિએ મોટા મેહેમંત આશ્ચર્યચકિત કરી નાંખે એવા દિવ્ય તત્વો સર્જીને મહા મજબુત બ્રહ્માંડરૂપી જંત્ર રચેલું છે જેની અંદર ચૌદલોક પર્યંત સુધી દેવોનાં ધામો આવેલાં છે.

**એહી विधि इंड अनेक छेक, सर्वके प्रति पालन ।**
**आद्य अंत मध्यमांय, कांय नही विसर जनारन ।। (४६)**

ઉપર કહી ગયા તે યુક્તિ પ્રમાણે નિજકર્તાએ શુન્યની અંદર અનંત બ્રહ્માંડો રચીને તેના વિષે સામાન્ય વિશેષ અનેક અંશો નાની મોટી વિભૂતિવાળા વસાવ્યાં છે. તે સર્વેનું પાલન-પોષણ હેતપૂર્વક કરી રહ્યા છે. જગત રચનાની આદ્યથી મધ્ય અને અંત સુધી કરૂણેશપતિની દિવ્યદ્રષ્ટિ વ્યાપક હોવાથી કોઈપણ જીવને ક્ષણમાત્ર ભુલતાં નથી.

**सो साम्रथ स्रजनार, अंशके सकळ अकळवीत ।**
**तीनुं सकळ वसवंत, अंत विनु तंत अपारीत ।। (४७)**

તે સમસ્ત જગતના સર્જનહાર અપાર વિભૂતિઓવાળા હોવાથી સર્વ અંશોને અકળ ગતિનાં વિત્તવાળા ઉત્પન્ન કર્યા છે. તે અંશોને વસાવવા વિશ્વમાં પાંચતત્વોનાં અનેક શરીરો સરજીને જડ ચૈતન સંયુક્ત ચાલુ કરેલી પ્રણાલિકાનો અંત ના લાવી શકાય એટલા તનુઓ વિશ્વમાં સરજ્યા છે.

**पुम परधान समेत, खेत अणुं आद्य सचरचर ।**
**बोहीत अंश जीमु बीज, आप अज रहीत परमपर ।। (४८)**

પુરુષ-પ્રકૃત્તિની આદ્ય લઈ સ્થાવર અને જંગમ અણુ-પરમાણું સુધીનાં ઘાટોરૂપી નાના મોટા ખેતરો આપે જ નિર્માણ કર્યા છે. તે સર્વ ખેતરોમાં ચૈતન્ય અંશરૂપી બીજ વાવીને વિશ્વનો ખેલ રચી આપ સકર્તા ધણી જન્મ રહિત હોય પૂરણ બ્રહ્મની પાર ન્યારા રહી અવિગત ગાદી પર અખંડ બિરાજો છો.

**हवित सजीव सब संच, रंच नही बंच रहीत वीत ।**
**कहीत आगु तनुखेत, तेतके वेत भवीत हीत ।। (४९)**

કૈવલકર્તાનાં અંશોની સજીવનવૃત્તિનો સામાન્ય આભાસ પ્રકાશ બ્રહ્મવૃત્તિના ત્રણ મહાતત્વોને ચૈતન કરી સંજમ ભોગવૃત્તિના ત્રણ ચક્ષસત્વોમાં સામાન્ય આભાસ આવતા

પુરુષ પ્રકૃત્તિથી લઈ બોત્તેર તત્વોનાં પાંચદેહ સામાન્ય ચૈતનતાવાળા થઈ રહ્યા છે. શરીરોરૂપી સંચાઓમાં કોઈપણ તત્વો ચૈતનતા વિના રંચમાત્ર બચેલું નથી. ભગવાન કરુણાસાગર આગળની ચોપાઈઓમાં સર્વે શરીરોને ખેતરરૂપી સંબોધી ગયાં છે. તે તનુઓરૂપી ખેતરના જાણકાર ચૈતન્ય અંશ હોય તે પોતાનાં સ્વરૂપે થઈ સરજનહાર ઉપર પૂર્ણ હેત ધારણ કરે ત્યારે ભવ રચનાનું હિત સચવાયું અને કર્તાનો હેતુપૂર્ણ થયો ગણાય.

**जड चैतन सन मेळ, मेळ भव चलीत प्रभाइत ।**
**आद्य थकी अबलंत, अंत बीनुं पसरीत जीततीत ।। (५०)**

કૈવલ કર્તાના સર્વ અંશોને જડ શરીરો સાથે ભાવ સંયુક્ત ગાઢ સંબંધ થયો, એટલે અંશોની ચૈતનવૃત્તિ જડ શરીરોમાં ભેગી મળી જવાથી જડરૂપી બની ગઈ. એવી રીતે જડ અને ચૈતનનો પરસ્પર મેળાપ થવાથી જગત રચનાથી લઈ ઘાટોની ઉત્પત્તિનો પ્રભાવ અતુટપણે ચાલી રહ્યો છે. આખા વિશ્વની અંદર જયાંને ત્યાં ઉત્તરો-ઉત્તર ઘાટોની વૃદ્ધિનો પ્રસારો વધતો જ જાય છે. જેની ગણતરી કરીને તેનો અંત લાવી શકાય તેમ નથી.

**जब लगी कर्ता उमंग, रंग भर रहही अखील कुल ।**
**समेट जदीप उमंग, भंग भव हवित सकल मुल ।। (५१)**

જયારે કૈવલ કર્તાને દ્વૈત ઉમંગ ઉપજી આવ્યો ત્યારે ખટવૃત્તિ દ્વારા ઉમંગનો રંગ ભરીને સમસ્ત જગતની રચના કરી છે. જ્યાં સુધી કર્તાનો ઉમંગ રહે છે ત્યાં સુધી આખો ભવરૂપ સંસાર અને કર્તાના સજાતિ અંશો પ્રકૃતિ પદાર્થો સાથે પ્રેમના આવેશમાં આનંદ કરે છે. જયારે વિશ્વનો અવધિકાળ આવે છે, ત્યારે સકર્તાપતિ પોતાનો ઉમંગ અંતરવૃત્તિમાં સમાવી લે છે. ઉમંગ સમતાની સાથે ભવભરનો નાશ થઈ જાય છે. અને ભવનાં મૂળરૂપે પ્રકૃત્તિ અને પુરુષ નાશ પામતા હોય એક પણ તત્વ રહેવા પામતું નથી.

**एही अनुक्रम करतार, न्यार के न्यार रहीत तीत ।**
**उपजावन समेट आप नीज, रहही सदोदीत ।। (५२)**

એવી રીતે અનુક્રમના અંતે સકર્તાધણી ન્યારાને ન્યારા જ રહે છે. પોતાને ઉપજણ ઉપજી આવે છે ત્યારે શુધ્ધ સંકલ્પ દ્વારા જગત સર્જે છે, અને સંકલ્પનો વેગ સમતા વિસર્જન કરે છે. આવી રીતે સકર્તાધણી સ્વધામમાં અટલ આસને સદા સદોદિત અખંડ બિરાજે છે.

**जुग जनी तव तुम तात, ख्यात तुमही प्रणीतव कीत ।**
**नेती नेती नरवेव, छेव जीनुं कहीत अपरमीत ।। (५३)**

હે પરમ પુરુષ, પરમપિતા ! જગતમાં થયેલા સિર્ગુણ નિર્ગુણના સિધ્ધાંતવાદીઓ, ધર્મ ઉપદેશકો, મતમતાંતરોવાળા આપને જગતકર્તાને કોઈએ યથાર્થ ઓળખ્યા નથી. છતાં આપની ખ્યાત એટલે જગતનાં કર્તા કોઈક છે એમ કહેતા આવ્યા છે, પરંતુ જેમ છે તેમ આપનો અલૌકિક લક્ષ જાણ્યા વિના પ્રાર્થના કે ઉપાસના કેવી રીતે કરાવી શકે? તે સત્ય જ્ઞાનનાં અભાવે વેદવક્તા બ્રહ્માજી જેવા નેતિ પોકારીને કહી ગયા છે કે તે છેવટનું પરમપદ અપરમીત એટલે અમાપ હોય અમારી ગતિ પહોંચતી નથી, જેને જેવું સમજાય તે સત્યમાનીને ત્યાંજ અટકી ગયા છે.

**अब न रही कछु कहाण, वाण बरनन करनन जीन ।**
**अती अपरमपर परम, मरम कोहु लहीन सकत तीन ।। (५४)**

હવે નેતિ પાર પરનેતિ નિજકર્તાનું અનાદિ પદ જેમ છે તેમ જાણીને જણાવવા કંઈ પણ કહેણ કહેવાનું બાકી રહેતું નથી, તે સદાના માટે શબ્દાતિત હોવાથી વાણી દ્વારા વર્ણન કેવી રીતે કરી શકાય? માટે સનાતન સ્વામીનું પદ વારપાર વિનાનું જે વ્યાપક બ્રહ્મ છે, તેની પાર નિજકર્તાનું પરમ પદ હોય તેમને પ્રાપ્ત કરવાનો લક્ષરૂપી મર્મ કોઈપણ ધર્મનાં જ્ઞાતાઓ જાણતાં નથી.

**तबते रहे अजमाल, ख्याल के खेल करन जेहुं ।**
**अगणीत कीये उचार, आचारजने भीन भीन तेहुं ।। (५५)**

જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી નિજકર્તાનુ પદ ગુપ્ત રહી ગયું છે. જેથી જગત રૂપ ખેલના કરનાર ખ્યાલી કોણ છે? તે નિશ્ચયાત્મક સંશય રહિત કોઈ જાણી શક્યું નથી, તે નહીં જાણવાનાં કારણને લઈ જગતમાં અત્યાર સુધી થયેલા આચાર્યો અગણિત પ્રકારનો ઉચ્ચાર કરી જગતનાં જીવોને ભુલમાં નાંખી દીધાં છે, જેથી સત્ય સમજ વિના હું કોણ ? અને મારા સજાતિ કર્તા કોણ ? તે કોઈ જાણી શકયા નથી.

**सकल वारके वार, पारकी प्रणीत न कोउकीत ।**
**ज्यौं बावन पर वचन, रचनको उरची सकत न जीत ।। (५६)**

કલ્યાણની આશાએ સર્વ જીવો આચાર્યોની વાણી પર વિશ્વાસ લાવી શાસ્ત્ર પુરાણમાં વર્ણવેલા માપક ઈષ્ટોની ઉપાસનામાં વિરામ પામ્યા છે. તે કારણને લઈ વાર એટલે માપકની પાર જે અમાપગતિ છે ત્યાં કોઈની દ્રષ્ટિ પહોંચી નથી. તો પછી નિજ પતિની પ્રાર્થના કોઈપણ કેવી રીતે કરી શકે ? નિજપદને જાણવાનો લક્ષ બાવન અક્ષરોની બહાર આવેલો છે, તે સમજાવવા વચનોની રચના કરી, વાણીનાં ઉચ્ચારમાં લાવી જ્યાં કર્તા પદ આવ્યું છે ત્યાં તે ગતિ પરમગુરૂ વિના દર્શાવવા કે જણાવવા કોઈ સમર્થ નથી.

**ओर वाळे जेही अंक, गणित के ज्ञान चतुर खट ।**
**पीछु नहि गनी ताय, अंक की अवधहु छेवट ।। (५७)**

મત પંથના સ્થાપકોએ અક્ષરો વડે જે જે વર્ણન કર્યું છે તે ગણતરીમાં આવી શકે એવાં નામરૂપ ગુણવાળા ઈષ્ટોનું જ્ઞાન કહી બતાવ્યું છે. ચાર વેદ અને છ શાસ્ત્રો દ્વારા જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનું હોય પ્રકૃત્તિ, પુરુષ સુધીનું જ છે. જ્યાં બાવન અક્ષરોનો અંત આવી જાય છે, તે અક્ષરોના કારણરૂપ ઓમકાર હોય તેની પાર જે નિત્યપદ આવેલું છે તેને કોઈ જાણી શક્યું નથી.

**अंक अक्षरकी न्याय, परत हुं ज्यौं न वदीत सद ।**
**त्यौं कोउसे न प्रणाय, पुरंजन पत परमीत पद ।। (५८)**

અત્યાર સુધી જે જે જ્ઞાનીઓ થયા તે અક્ષરોનો ન્યાય પહોંચ્યો ત્યાં સુધીનું જાણીને વર્ણન કરી ગયા છે. અક્ષરોની પર જે સર્વેશ્વર પદ આવેલુ છે, તેને જેમ છે તેમ ઓળખીને કોઈએ પણ ઉચ્ચાર કર્યો નથી. તે પરમ પતિનું સુજાણ જાણ પદ જે પ્રાપ્ત કરવા જેવું છે તે અમાપ હોવાથી કોઈની ગતિ નહિ પહોંચવાને લીધે તે પદ જાણવા સંબંધમાં અદબદ રહી ગયું છે.

**खुद घरके फरमान, ज्ञान लइ हुकम हजुरीत ।**
**पठवायेहु निज आप, जवाप जीनुं लेइ परीपुरीत ।। (५९)**

જે નિજ ઘરમાં કર્તા કૈવલ કાયમ બિરાજે છે તે સકર્તા ધણીના અમો પ્રથમ પરમ વિશેષ અંશ હોવાથી ખુદ ધણીના હજુરમાં અહોનિશ રહીએ છીએ. અંશ અંશી પદની એકતાનો લક્ષ અને જ્ઞાન જગતના જીવોને જણાવવા જયારે નિજકર્તાને ઈચ્છા થઈ ત્યારે અગમગતિનો વિચાર કરી પ્રસન્ન થઈ અમોને હુકમ કરી પૂછવા લાગ્યા કે નિજઘરનો સંદેશો પહોંચાડવાનું કામ પુરુ પાડશો કે કેમ ? તે આ સબંધમાં તપાસીને અમારી પાસેથી પૂરેપૂરો જવાબ લીધો જેથી નિજકર્તાને પૂરો વિશ્વાસ આવ્યો, અને કહેવા લાગ્યા કે મારો પરમ વિશેષ અંશ સમસ્ત લોકને ચેતાવી જાગૃત કરશે તેવું જાણીને અમારા ઉપર અપાર કરૂણા કરીને જગતમાં મોકલવાની આજ્ઞા આપી.

**तेही आवत जबी आंहांय, तांहांयकी तलब जनावन ।**
**कहहीत सकल पसार, रचीत रचना जेहु खावन ।। (६०)**

તે મહાન સમર્થ પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ ભગવાન કરૂણાસાગર જ્યારે નિજકર્તાની આજ્ઞા લઈ જગતમાં આવવા પ્રયાણ કર્યું. ત્યારે અંતરિક્ષમાં આવેલા અગિયાર ધામ છોડીને પ્રથમ નિરંજનનાં ધામમાં આવી રહ્યા. તે નિરંજન પુરુષ ઉજાગ્રત વૃત્તિના હોવાથી ભગવાન કરૂણાસાગરે કૈવલ લક્ષનો ઉપદેશ આપ્યો, જેથી તેમને સમજતા વાર લાગી નહિ. એવી રીતે શક્તિધામ, ગૌલોક અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને કર્તા લક્ષનો સંદેશો જણાવી બીજા દેવોને ચેતાવતા, ચેતાવતા ભુમંડલમાં પધાર્યા. ત્યારે

સાતેદ્વિપના નિવાસી જીજ્ઞાસુ જનોને એટલે નિજકર્તાના અંતરની ઈચ્છા સર્વ અંશોને નિજ ઘેર લાવવાની છે, તે અગમગતિનો લક્ષ જાણાવી અધિકારી જીવોને ભવબંધનમાંથી મુક્ત કર્યા, વળી સર્વ જગત રચનાના પસારાનું જ્ઞાન દેવ, દાનવ અને માનવની આદ્ય લઈ સ્થાવર અને જંગમ ચોરાશીની ચારે ખાણોના ઘાટ ખુદ કૈવલકર્તાએ કેવી રીતે રચ્યાં છે ? તે ભિન્ન ભિન્ન કરીને કહી બતાવ્યું છે તે અહીંથી એટલે મૃત્યુ લોકથી લઈ નિજકર્તાના ધામ સુધી સમજાવવામાં કંઈ બાકી રાખ્યું નથી.

**ओरु कर्ता कुल आप, थाप अस्तान अमोघीत ।**

**तिनु करन प्रति पाण, जाण जीनुं सकल समोघीत ।। (६१)**

જ્યાં કૈવલપતિ સ્વયમ્ બિરાજે છે તે કૈવલધામ અમોઘીત એટલે જેનો તોલ કે મુલ કરી શકાય તેવું નથી. જગતમાં આવેલા વિશેષ અને સામાન્ય સર્વ અંશો કૈવલની સજાતિના છે, તે કરુણેશ પતિપદને ઓળખાવવાનાં હેતુથી ન્યાય સહિત સ્થાપના કરી નિજઘેર પહોંચાડવા આપનપુ અને પતિપદને પ્રાપ્ત કરવાનું લક્ષજ્ઞાન અગમ્ય હોવા છતાં સુગમ કરીને સર્વ જીજ્ઞાસુજનો સરળતાથી સમજી શકે, અને જ્યાંથી આવ્યા છે તે નિજઘેર અંશો જઈ શકે એવી અલૌકિક જાણ સર્વને જણાવું છું.

**पुनही अंश सामान्य विशेष, सहीत इत के मीत ।**

**तेही न लहत नीरवाण, जाणकी हाण हवीत इत ।। (६२)**

ભગવાન કરૂણાસાગર ફરીથી કહે છે કે વિશેષ ગતિવાળા અને સામાન્ય ગતિવાળા સર્વ અંશો પ્રકૃતિના પદાર્થોમાં પ્રિતિ બાંધીને તેને આધિન થઈ અહીંના અહીં રહ્યા છે. સગુણપક્ષનાં ઉપદેશકોએ દેહધારી ઈશ્વરોનો લક્ષ ઉપદેશકોને જે ઈષ્ટ સાથે નિષ્ઠા હોય તે પ્રમાણે સામાન્ય જીવોને દ્રઢ કરાવ્યો. દશ અવતારોની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન સુધીની જાણ તત્વો પદાર્થોની હોવાથી તેનો અવધિકાળ આવતાં નાશ પામે છે. તે પૈકીની ઉપાસના કરવાવાળા કોઈપણ જીવ નિરવાણપદે પહોંચી શકતા નથી.

## અવતાર વિષે વિતંડાવાદ

**मृग तृष्णाकी माण, करीत कहीं काळ कफेलन ।**
**निष्ट मये न हरिलेप, चेप चटीतवसरी के मन ।।** (६३)

શાસ્ત્રો અને પુરાણોના સિદ્ધાંતને અનુસરી જે જે આચાર્યો થયા તેમણે નાશવંત ઈશ્વરોની ઉપાસનાનો ઉપદેશ આપી સંખ્યાબંધ જીવોને ભ્રાન્તિમાં નાખી દીધાં છે. જેમ મૃગતૃષ્ણાનું જળ જોઈ મૃગ પીવા દોડે છે, પરંતુ એ પાણી સાચું ન હોવાથી મૃગ દોડીદોડીને મરી જાય છે. એવી રીતે ભુતકાળમાં થયેલા ધર્મ ઉપદેશકો, આચાર્યોએ દેહધારી અનિત્ય ઈશ્વરોને કર્તા મનાવી નવ્વાણું ટકા માનવ સમાજને નાશવંત ઉપાસનામાં લગાડી દીધાં છે. તે ઈશ્વરો અંતકાળ આવતા મરી ગયા, ત્યારે તેમની મૂર્તિઓ બનાવી સ્થાપના કરી સમજાવ્યું કે તેમની સેવાપૂજા કરવાથી તમારૂં કલ્યાણ થશે, એવું કહીને પોતાની વાસનાઓ તૃપ્ત કરવા ધર્માચાર્યોએ કોઈપણ જીવને છટકવા દીધાં નથી. મૃગ તૃષ્ણાનાં જળ જેવી ઈશ્વરોની ઉપાસનાં કરાવવાથી જીવોની જીજ્ઞાસા પરમપદ પામવાની હતી, પરંતુ કોઈની આશા પૂર્ણ થઈ નથી. તો પણ જીવોને જકડી રાખવા ન જોયેલી કે ન જાણેલી કલ્પિત વાતો કરી અંધશ્રદ્ધાવાળા ઉપાસકોને અનિત્ય ઈશ્વરોની ઉપાસનામાં રોકી રાખ્યાં છે, તે હરી માયાના લેપમાં લેપાયેલા ઈન્દ્રિયોનાં વિષયમાં વશ પડેલા અને તેમાં રચ્યા પચ્યા રહીને આનંદ માનવાવાળા હોવા છતાં તેમને સાચા કર્તા છે એમ સમજાવીને આચાર્યજનોએ ભવના જીવોને નકલીકર્તાને અસલ મનાવી ભજાવ્યાં છે.

**पण सुजन अनुकरम, मरम अवतारनकु इत ।**
**मच्छ, कच्छ, वराह, व्याघ्र, सघ्र कारज करना जीत ।।** (६४)

અનુક્રમ એટલે એક પછી એક અંશ અવતારી પુરુષો આ જગતમાં આવ્યા, તેમની સાચી સમજ જગતના જીવોને પડી નથી. તે કયાંથી આવ્યા? અને કયાં ગયા? તેની ખબર નહિ હોવાથી, કોઈ નિર્ણય કરી શક્યા નથી. છતાં કહેતા કહેતી અંધશ્રધ્ધાના કારણે માનતા આવેલાં છે. એવી રીતે કે સતયુગમાં ચાર અવતાર થયા તે મચ્છ, કચ્છ, વરાહ

અને નરસિંહ. એ ચાર અવતાર ધારણ કરીને જગતજનોના હિતાર્થે ત્વરીત મોટા કાર્યો કરી બતાવ્યા છે, એમના જીવનની કથાઓ પંડિતો અને પુરાણીઓ સંસારમાં જ્યાં ને ત્યાં કરતાં દેખાય છે.

**यहां लग जीनुं भवमांय, करीत नहि अघ अनुछाजने ।**
**पति परम जेही आद्य, शकते नहि करीत निराजन ।। (६५)**

આ સંસારમાં દશ અવતારોને જગતનાં ઈશ્વર માનીને મનાવનાર પંડિતો અને પુરાણીઓ છે, તેમણે આજ દિન સુધી ભૂમંડળમાં કોઈ પણ જીજ્ઞાસુ અને મુમુક્ષુજનોનું અજ્ઞાન મટાડી માયાનાં આવરણમાંથી મુક્ત કર્યા નથી. એ કારણને લઈ પરમ સકર્તાધણી જગતની આદ્ય સર્વોપરી રહેલાં છે, તેમને પ્રાપ્ત કરવાનું અલૌકિક જ્ઞાન મતપંથીઓ પાસે ન હોવાથી કર્તાપદનો નિવેડો લાવી સમજાવીને નિર્ણય કરાવી શકયા નથી.

**तवते जुगधर जाण, सहीत अवतार आचारज ।**
**तिनुं करन अविलान, प्राणी कुल धरही पसारज ।। (६६)**

જગતનો પ્રારંભ થયો ત્યારથી આચાર્યોએ દશ અવતારોને સર્જનહાર સ્થાપીને જગતનાં જીવોને જણાવેલું છે, તેમનું કહેવું સાચું માનીને અત્યાર સુધીનાં ઉપાસકો અવલોકનપૂર્વક અવતારોનુંજ સ્મરણ ધ્યાન કરે છે. ઉત્તરોઉત્તર તેમનાં માર્ગદર્શીઓ અવતારો વિષેનો ઉપદેશ જીવોને દ્રઢ કરાવતાં હોવાથી જીવોએ સાચું માની તેમના વચનોને હજુ સુધી અનુસરતા આવેલા છે.

**जब ते निज करतार, न्यार के न्यार रहे अज ।**
**तेही लहीत विनु नेट, अंशके कोउ न सरीत कज ।। (६७)**

અનંત બ્રહ્માંડોની આદ્ય લઈ સર્વ અંશોના ઉપાદાન કારણ પ્રકાશ બ્રહ્મનાં પ્રકાશક પોતાનાં અલૌકિક ધામમાં અનાદિથી ન્યારાને ન્યારા ગુપ્ત રહેલાં છે. તે નિજકર્તાને પરમગુરૂના લક્ષજ્ઞાન દ્વારા યથાર્થ ઓળખી નિશ્ચય કર્યા વિના કોઈપણ અંશનું પરમ કલ્યાણરૂપ કાર્ય થશે નહિ.

**तब लगी इत के इत, अनीत के करीत असारथ ।**
**नीत्य नीरंतर नाथ, आद्य भव लही न परमारथ ।। (६८)**

જ્યાં સુધી જગતનાં જીવો અનિત્ય ઈષ્ટોની ઉપાસનામાં પ્રિતિ બાંધીને વળગી રહ્યાં છે ત્યાં સુધી સાર વિનાનાં મિથ્યા અર્થમાં અહિંના અહિં સંસારમાં ભટકતા જ રહેશે. જે નિત્ય અને નિરંતર સમસ્ત લોકનાં નિજનાથ છે તે ક્રત અક્રતની આદ્ય પોતાના અવિનાશીપદે અચળ બિરાજે છે, તે કૈવલકર્તાને ન્યાયદ્રષ્ટિએ જેમ છે તેમ જાણ્યા વિના ભવના જીવો જે પરમ અર્થ પરમપદ છે; તે પરમપદની પ્રાપ્તિ કરી શકતાં નથી.

**अज भव ओरु सरीयेस, मुक्ति चौं मोक्ष सहीत पुन ।**
**नवधा के फळ जेत, तेत के देत कहीत गुन ।। (६९)**

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ઉપાસના કરવાથી ચાર પ્રકારની મુક્તિ જે કહેવાય છે તે સાલોક્ય, સામિપ્ય, સાયુજ્ય અને સાનિધ્ય. એ ચાર મુક્તિને જ મોક્ષ મનાવેલો છે. તે નવધા ભક્તિ કરવાથી સંસારના જીવોને ત્રણ ગુણોના દેવ ઉપર બતાવેલું ચારે મુક્તિનું ફળ આપે છે; એમ સિગુર્ણના આચાર્યો કહી ગયા છે.

**ऐही वहीवट वहेवार, हलीत भव भेड अनादीक ।**
**सुर मनु समळ सबंध, जजत तिनुं देत देवादीक ।। (७०)**

અંતરદ્રષ્ટિના આંધળા જીવોની વ્યવસ્થા પ્રમાણેનો વહેવાર દેખાદેખી અને કહેતા કહેતી સારાસારની સમજ વિના અનાદિકાળથી ચાલ્યો આવે છે. અનાદિ એટલે કોઈને યાદ નથી કે અમો કોણ ? અને કયાંના વતની ? એ સત્યજાણના અભાવે ભવભરના જીવો ઘેટાંના લહારાની જેમ એક પાછળ એક એમ ચાલ્યા જ જાય છે, કોઈએ પાછા ફરીને જોયું નથી. મનુષ્યોનો દેવલોકો સાથે પરસ્પરનો સંબંધ એવી રીતે કહી બતાવ્યો છે કે પૃથ્વી પરનો કોઈપણ મનુષ્ય જે જે દેવને ઈષ્ટમાંની તેની સેવાપુજા અને શુભ કર્મ કરે તો તે દેવો પોતાની પાસે પોતાના ધામમાં વસાવે છે; આવી માન્યતાના લીધે કોઈ પણ જીવ ભવપાર થયા નથી.

**नहीन आवत पति परम, अवन पर अनित तणे तन ।**

**अरे अंध आचारज विचारन, क्यौं न करीत मन ।। (७१)**

સર્વે અંશોના સાચા પરમ સકર્તાપતિ પોતાનું સ્વધામ છોડીને કદાપી પૃથ્વી પર આવીને અનિત્ય મનુષ્ય શરીર ધારણ કરતા નથી. છતાં ઓ અંધ આચાર્યો ! તમારા મનમાં જરા પણ વિચાર ના કર્યો? કે જગતકર્તા અવતાર લેતા જ નથી.

**परके कीये पसार सुनीत, इश्वर अभिमानीत ।**

**निजपति निगम नयेत, हेत अवतार न जानीत ।। (७२)**

એક આદ્ય સકર્તાના અગમ્યપદની ગમ નહીં હોવાને લીધે વ્યાસ અને વાલ્મિકી જેવા પંડિતો અવતારી પુરુષોને જોઈને પ્રાર્થના યાને સ્તુતિનાં રૂપમાં ઘણી પ્રશંસાઓ કરીને કહેવા લાગ્યા કે જગતનો પસારો કરવાવાળા તમે જ છો. એવું સાંભળીને ઈશ્વરોને અભિમાન આવી ગયું, પરંતુ એ ઈશ્વરોને પણ ખબર નથી કે કર્તાનાં પદની વેદોએ નેતિ પોકારી છે, તે નેતિ પારનો પરમ અર્થ નહીં જાણવાથી આચાર્યો અવતારી ઈશ્વરો ઉપર હેત રાખીને પોતે ગુણ ગાયા છે; અને જગતનાં જીવો પાસે ગવડાવ્યાં છે.

**धरेन इंड कटाक्ष, कीटकी वहार महुर तन ।**

**त्यौं करता नहीं लेत, मनुष्य तन काज करनजन ।। (७३)**

જ્યારે કોઈ કીડીને દુઃખ આવી પડયું હોય ત્યારે તેના તરફ વૈરાટ નજર પણ નાંખતું નથી. તો મહુરજંતુનું શરીર ધારણ કરીને કીડીને સહાય કરવા આવે છે એવું કેવી રીતે કહી શકાય? એ દૃષ્ટાંતનાં ન્યાયે કોઈ સંત સજ્જનને ધર્મ સંકટ આવી પડે ત્યારે નિજકર્તા મનુષ્યનો દેહધરીને તેનું કાર્ય કરવા આવતાં નથી; પરંતુ પોતાના સ્વધામમાં રહીને વ્યાપક ગતિ દ્વારા અકળ વિભૂતીઓ વડે સહાય કરે છે.

**ज्यौं नरपत दळ महाय, जीत जन लेत बोलाइत ।**

**देत मोज तीनुं ताय, राय नहि जाय देवन तीत ।। (७४)**

જેમ કોઈ એક ચક્રવર્તિ રાજા પોતાના લશ્કરમાંથી પરાક્રમી શુરવીરે વિદેશમાંથી ચડી આવેલા શત્રુઓ સામે મુકાબલો કરી જીત મેળવી હોય તેને રાજા પોતાનાં રાજ્યમાં બોલાવી મહામોજ બક્ષીસ આપે છે. પરંતુ બક્ષીસ આપવા તેના ઘેર જતા નથી.

**त्यौं करता निज आप, सकल जन काज करनकु ।**
**लेत हेत कर नाथ, बोलाइत आप सरनकु ।। (७५)**

ઉપર જણાવેલા દષ્ટાંતના ન્યાયે પરમ સકર્તાપતિ અનંત બ્રહ્માંડની આદ્યે સમસ્ત લોકના ચક્રવર્તી મહારાજા છે. અને જગતભરની અંદર તેમના ચરણકમળનાં ઉપાસક અનેક સંત સજ્જનોના સમુહ તેજ તેમનું લશ્કર છે. તે લશ્કરની અંદર કોઈક સંત ભક્તજન નિજપતિનાં ધર્મને અનુસરનાર મહાન શુભટ કાળમાયા ઉપર જીત મેળવીને પરમગુરૂનાં કૃપાપાત્ર બન્યા હોય, એવા અધિકારી અંશોને નિજ નાથ કૈવલકર્તા તેમનાં પ્રત્યે હેત ધારણ કરીને પોતાનાં શરણમાં બોલાવી પરમપદના સુખની મહામોજ બક્ષે છે.

**या विधि अविगत आद्य, स्वाद्य निज परम पुराने ।**
**शिव सुनकादिक शेष, देखी तप जात न जाने ।। (७६)**

એવી રીતે સકર્તાપતિ અવિગત એટલે જેની વિગત વાણીનાં વર્ણનમાં નહીં આવી શકવાથી તેમને જાણવા સબંધમાં જગત અજાણ રહી ગયું છે, તે સર્વલોકની આદ્ય હોય તે સ્વયં સનાતન પતિ છે, તે શિવ, શેષ અને સુનકાદિકોનું ઉગ્ર તપ જોઈને તેમને નિજકર્તા ફળ આપવા કે દર્શન દેવા ગયા છે; એવું કોઈએ જોયું કે જાણ્યું હોય એમ સાંભળવા મળ્યું નથી.

**तो अल्पज्ञे अंश, अवन पर जेही वसनारन ।**
**नही न आवत निजनाथ, अल्प कजके जेहीकारन ।। (७७)**

ઉપર જણાવ્યા પ્રમાણે સનકાદિકોનું ઉગ્ર તપ જોઈ નિજકર્તા દર્શન આપવા ગયા નથી, તો અલ્પજ્ઞ અંશો જે પૃથ્વી ઉપર રહેવાવાળા છે તેમનાં ગૌણ કાર્યો કરવા માટે સકર્તા ધણી પોતે દેહ ધારણ કરી અલ્પ કાર્યો કરવા આવે છે એવું કદાપી બની શકે જ નહીં.

**तो तुम ही कहो कुन, इश थइ आप सरावत ।**
**उभय चक्षु के अंध, घोर गत गम नहीं पावत ।। (७८)**

ત્યારે તમે હે અવતારી પુરુષો ! કહો તો ખરા કે તમારી ગણતરી કોણ કરે છે? તમે ઈશ્વર થઈને પોતાનું ભજન કરાવી રહ્યા છો, પોતે ઈશ્વર થઈ બેઠેલા તમો અંતર જ્ઞાન અને બાહ્ય દ્રષ્ટિનાં અંધ છો તેથી તમારી ગતિ ઘોર અંધકારમય થઈ જવાથી તમો નિજકર્તા પદને જોઈને જાણી શકયા નથી.

**एकदम कीये करतार, सृष्टिके साज सफुरने ।**
**तो तुमही क्या कीन, आद्य क्या हुते अधुरन ।। (७९)**

નિજકર્તાએ સંકલ્પ કરતાની સાથે સૃષ્ટિ રચનાની તત્વ સામગ્રી ઉત્પન્ન કરી છે, તે જ તત્વો વડે વૈરાટની આદ્યે સમસ્ત રચનાનાં ઘાટ બનાવ્યા છે. તો હે જગતનાં ઈશ્વરો! કર્તાના કરેલા ક્રતમાં શું અધુરું હતું કે જેથી તમે પૂર્ણ કર્યું ? તેનો ઉત્તર આપશો? આપો ક્યાંથી ? કંઈ પણ કર્યું હોય ત્યારે ને?

**गंडुर गुजरीमांय आय, ज्यौं फसो अचानक ।**
**देखीत अती रचनाय, ताय उर भये सतानक ।। (८०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે " દ્રષ્ટાંતે જેમ કોઈ અતિ વિશાળ બજારમાં મોટી ગુજરી ભરાયેલી હતી, તેની અંદર વિધવિધ પ્રકારના રસીક પદાર્થો ગોઠવાયેલાં ત્યાં હતા. તેમાં એક અચાનક ગાંડો માણસ આવી ચઢયો, તેણે બહુ ભાતનાં મનોરથ પદાર્થો જોઈને જેવી રીતે કોઈ ફસાઈ જાય, તેજ પ્રમાણે ભાન ભુલીને તેનાં હૃદયમાં સતાનક એટલે ચટપટી થવા લાગી, અને મન સાથે નકકી કર્યું કે આ સર્વે મારું બનાવેલું છે. એમ કહીને નિડરપણે તે પદાર્થોનો ઉપયોગ કરવા લાગ્યો. એ દ્રષ્ટાંતનાં ન્યાયે અવતારી પુરુષો ગાંડાની માફક આ જગતરૂપી ગુજરીમાં આવીને સ્વતંત્રપણે મનસ્વી વર્તન કરી ગયેલાં છે.

**कहन लगे तव तेह, अेह सब मोही बनावन ।**

**अण समजे अंधेर, हेर गत हवीतव खावन ।। (८१)**

પરમ કૃપાનિધિ કહે છે કે જ્યારે તે ઈશ્વરો આ સૃષ્ટિમાં આવ્યા ત્યારે નિજકર્તાની કરેલી પ્રભાવશાળી રચના જોઈને કહેવા લાગ્યા કે આ સર્વે અમારું બનાવેલું છે, એમ કહીને આ ભવભરનાં અલ્પજ્ઞ અણસમજુ માનવ સમાજમાં અંધાધુંધ ચલાવવાનો પ્રારંભ કર્યો. તે ઈશ્વરોની ગતિ મતિ હેરાય જવાથી જગતનાં જનોને કહેવા લાગ્યા કે અમે તમારા ખાવન એટલે કર્તા ધણી છીએ.

**भये गरध गंडुर, करीत तुम क्यौं न विचारन ।**

**कर्ता कीये तीनुं माहाय, कुन तुम कीये पसारन ।। (८२)**

હે અવતારી ઈશ્વરો ! તમે ગધેડાં જેવા મુરખ અને ગાંડા દેખાવ છો. આ સંસારનાં જીવોને અમે જગતકર્તા છીએ, એમ કહેતાં પહેલાં તમે વિચાર સરખોય કેમ નથી કરતા? ત્રણલોકની અંદર નિજકર્તાએ કરેલા કૃતમાં એમ તો કહો કે તમે કયા પદાર્થો ઉત્પન્ન કરીને તેનો પસારો કર્યો છે ? કે પછી ગાંડા માણસની માફક બકયા જ કરો છો.

**तो वरथा थै वेत, अचेतन जगत भुलाने ।**

**जीने रचे कुल जांहांन, ज्ञान तेही तुम नहीं जाने ।। (८३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે આચાર્યો! જેમાં પરમ કલ્યાણનો અર્થ જ નથી, એવા વૃથા નકલી ઈશ્વરોના જાણકાર થઈ અચેત ભાન વિનાના બનીને આ સંસારના જીવોને તમે મહાન ભુલમાં નાખી દીધા છે. સકળ વિશ્વની જેણે રચના કરી તે રચનાને તેમજ રચનાના કરનાર નિજકર્તાને તો તમે જાણતા જ નથી.

**वंक नही तुम केर, भेर कीये भवन आचारज ।**

**तीनु धरीत अभिमान, तदीप तुम भये लाचारज ।। (८४)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરુ કહે છે કે, હે અવતારી ઈશ્વરો ! તમારો કંઈપણ દોષ નથી, પરંતુ મતપંથનાં આચાર્યોએ પોતાની બુદ્ધિથી બનાવટ કરી વૈખરી વાણીની ભુંગળ વગાડીને ભવભરના જીવોને ભંભેરી નાંખ્યા છે. એવી રીતે કે નકલી ઈશ્વરોને અસલ કર્તાની ઉપમાઓ આપી ત્યારથી અનિત્ય ઈશ્વરોને કર્તાપણાનું અભિમાન આવી ગયું, અને આચાર્યજનોએ જગતના જીવોને જણાવ્યું કે, તે જ તમારા સાચા પરમેશ્વર છે, તેમને ભજવાથી તમારું પરમ કલ્યાણ થશે. એમ કહેવા છતાં તે ઈશ્વરોને હું કોણ અને મારા કર્તા કોણ? એ અગમગતિની જાણ નહીં હોવાથી, તેમને ભજવાવાળા જીવોનું કલ્યાણ કેમ કરીને કરી શકે? આ સબંધમાં અવતારી ઈશ્વરોને લાચાર બનવું પડેલું છે.

**तेही तस्कीर तुम तरप, करप करतार जदीप हुत ।**
**त्यांहां क्या देहो जबाप, इश थइ पुजनकु उत ।।** (૮૫)

પરમકૃપાનિધિ કહે છે કે, હે અવતારી ઈશ્વરો ! આચાર્યજનો તમારા પક્ષના થઈ નિજકર્તાના નામની ચોરી કરીને તે કર્તાનું નામ તમારા શીર ઉપર ધારણ કરાવ્યું છે, જેથી આચાર્યજનોએ તમને જગતના પરમેશ્વર મનાવી તમારા નામને ભજાવીને અહીં સંસારમાં તમે પૂજાયા છો, પરંતુ યાદ રાખો કે નિજ સકર્તા સ્વામીનો તમારા ઉપર કોપ ઉતરી આવશે, ત્યારે તમે ત્યાં શું જવાબ આપશો ? તે તમારા માટે કહેવું ઘણું કઠીન છે.

**कर्ता कोप जीनुं ताय, सहीत कुन सके अपारन ।**
**कोटी कोटी कल्पंत, अंत बिनुं खावत मारन ।।** (૮૬)

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે અવતારી ઈશ્વરો ! આચાર્યોના કહેવાથી નિજકર્તાનો ડર રાખ્યા સિવાય તમે પોતે પરમેશ્વર થઈ બેઠા તે મહાન મોટી ભુલ કરી છે, એ અપરાધ પાર ન પામી શકાય એવો અપાર હોવાથી, નિજ કર્તાનો કોપ તમારા ઉપર થશે ત્યારે તે મહાન દુઃખ કેમ કરીને સહન કરી શકશો? અને તમારી સહાય કોઈ પણ કરી શકશે નહી, તે કારણને લઈ કરોડો કલ્પ વિતી જાય ત્યાં સુધી અંત ન લાવી શકાય એવા અનંત પ્રકારનાં કષ્ટો તમારે ભોગવવા પડશે.

**तेही माटे गुरु द्रोह, होड करतारन करहीत ।**

**पावत दुःखन अघोर, ठोर कबहु नही ठरहीत ।। (८७)**

પરમ કૃપાનિધિ કહે છે કે, એટલાજ માટે હે જગતના આચાર્યો ! અને ઈશ્વરો ! ગુરુની અવગણના અને જગતકર્તાની હોડ કોઈ કરશો નહી. એવી ભુલ કરશો, તો તમારું કલ્યાણ થશે નહી, તે કારણોને લઈ આ સંસાર સાગરમાં જન્મ મરણનાં અનેક ફેરા ફરશો, જેથી ભયંકર અઘોર યાતનાઓ ભોગવવી પડશે, તેમજ ભવભરનો અંત આવે ત્યાં સુધી ઠરીને ઠેકાણે બેસી શકશો નહી.

**पुनी पतिके गुन्हेगार, तायके सार न गाइत ।**

**अल्पज्ञे थइ इश, विश्वकु वेग ठगाइत ।। (८८)**

" પરમકૃપાનિધિ કહે છે કે " ઉપર દર્શાવ્યા પ્રમાણે હે અલ્પજ્ઞ ઈશ્વરો ! તમને ફરીથી કહું છું કે નિજપતિનાં ગુન્હેગાર થઈને સર્વ સિધ્ધાંતનાં છેવટ સારરૂપ પરમપતિના પરમ કલ્યાણકારી નામનાં જશ તમે ગાયા કે ગવરાવી શક્યા નથી, પરંતુ આ જગતમાં પોતે જ ઈશ્વર થઈને તમારી કુશળ બુધ્ધિ વડે ભવનાં જીવોને બહુ ઝડપથી ઠગી લઈને આડું અવળું સમજાવી તમારું નામ ભજાવ્યું છે, અને સર્વજીવોને નિજકર્તાથી વિમુખ રાખ્યા તેનો અપરાધ લાગવાથી અંતે તમારી કેવી ગતિ થશે ? તે કહેવું ઘણું મુશ્કેલ છે.

**तुम नही तारन तरन, ओर निजकर्ता भुलायन ।**

**दिव्य भये दुनी मांय, तांहांयकी गम नही पायन ।। (८९)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે હે આચાર્યો ! અને ઈશ્વરો ! તમે પોતે આ જગતમાં તરી શકો કે બીજા જીવોને તારી શકો તેવા નથી, કારણકે આપનપુ અને પતિપદનાં જ્ઞાન લક્ષ સિવાયનાં હોવાથી, આ સંસારના સર્વ જીવોને નિજકર્તાથી વિમુખ રાખી ભુલાવવાવાળા છો; તમે આ દુનિયામાં અમે દિવ્ય ગતિવાળા છીએ એમ જણાવીને મહાન મોટા કહેવાયા, પરંતુ સકર્તા પતિની અગમ ગતિને લેશમાત્ર જાણતા નથી.

**तो जीव रहे अलाध, दाद कुण सुणे सपारस ।**
**पुजावन निज आप, प्रताप न कीये क्रतारसें ।। (९०)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, તમે તો સકલ સંસારનાં જીવોને નિજકર્તાનાં જ્ઞાનથી દુર રાખ્યા છે, તે દુઃખી થતાં જીવોની ફરીયાદ કોણ સાંભળશે ? અને ભલામણ પણ કોને કરે? તમે તો કર્તા બનીને પોતાને ભજાવી રહ્યા છો; પરંતુ પરમ પતિનાં પરમ પ્રતાપને યથાર્થ સમજાવી જીવોને જગાડી કર્તાની અનીન ભક્તિ રસનું પાન કરાવ્યું નથી.

**तबये सकल जाहांन, ज्ञान विन कीये बेहालन ।**
**अनीत तणे तन तान, लगय फेरावही मालन ।। (९१)**

તમે તો સમસ્ત જગતના જીવોને નિજકર્તા પદનાં જ્ઞાન વિના જડબુધ્ધિનાં કરી નાંખ્યા છે, એ કારણને લઈ બેહાલ એટલે લાચાર યાને કંગાલ બનીને કલ્પાંત કરે છે, (જેવી રીતે ઉંચા કુળની સ્ત્રી નીચને હાથ પડી જાય ત્યારે લાચાર થઈને જીંદગી ગુજારવી પડે છે.) એ ન્યાયે તમોએ જગતના જીવોને અનિત્ય દેહધારી સાથે પ્રિતિ જોડાવી છે, તે નાશવંત શરીરોમાં લગની લગાવડાવીને જગતના જીવોની પાસે તમોએ પોતાનાં નામની માળા ફેરવાવી છે.

**तुम कहांके करतार, यार भव भरम भुलाने ।**
**व्रथा देहेकाइत जक्त, मुक्त तुमही नही जाने ।। (९२)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે મિથ્યા અભિમાની ઈશ્વરો ! તમે પોતાની મેળે સ્વઈચ્છાએ ઈશ્વર બની બેઠેલા છો. કહો તો ખરાં ? કે તમે કયાના અને કોના કિરતાર છો? તે અગમ ગતિને નહી જાણવા છતાં તમે જગતનાં યાર એટલે ધણી થઈ ભવનાં જીવોને પોતાની સાથે પ્રેમ આસક્તિવાળા બનાવી, ભુલાવીને ભ્રમજાળમાં નાંખી દીધાં છે. તમે તો અનિત્ય નાશવંત દેહધારી હોવા છતાં જગતનાં જીવોને કહી રહ્યા છો કે અમે તમારા મોક્ષદાતા છીએ; પરંતુ મોક્ષ આપવાનાં જ્ઞાનને તો રેખમાત્ર જાણતા નથી.

**निजपति परम सुजाण, सकलकी आद्य सकरता ।**
**ते तुमही नही जान, अनीतकी करी वीवरता ।। (९३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે આચાર્યજનો ! અનેક વિભૂતિઓ જેમાં સંયુક્ત સમાઈને રહેલી છે, એ કૈવલપદનાં અખંડ નિવાસી સ્વયં સકર્તા આ સઘળા વિશ્વને ઉત્પન્ન કરનારા હોય, ભવનાં જીવોની સઘળી હકીકત જાણવાવાળા પરથમ પુરુષ છે, એ નિજકર્તાને તમે નહીં જાણવાથી જે અનિત્ય નાશવંત દેહધારી છે તેની મહત્તા વધારીને વર્ણન કરી રહ્યા છો.

**कोटी कोटी ब्रह्मांड उपावत, जीनुं संकल्प हीत ।**
**ते तुमसे क्यौं होय, देखी तुम गति अल्पहीत ।। (९४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે જે નિજ સકર્તા પતિએ શુદ્ધ સંકલ્પ દ્વારા અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કર્યા છે, તે પ્રમાણે હે ઈશ્વરો ! તમારાથી રેખમાત્ર બની શકે તેમ નથી. કારણકે જ્ઞાન દૃષ્ટિએ તપાસી જોતા, તમે અલ્પજ્ઞ ગતિવાળા દેખાવ છો. જેથી આ કૃત શું છે? અને હું કોણ? તેની તમને લેશમાત્ર પણ ખબર નથી.

**तुम गुणके अवतार, अखील गत नही न सतंतर ।**
**करन अलोकीत काज, साज समलीत भव जंतर ।। (९५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે ઈશ્વરો ! તમે ગુણના અવતારી પુરુષો હોવાથી, ગુણો સુધી જ તમારી દ્રષ્ટિ પહોંચે છે, પરંતુ સકર્તા સર્જનહારની પરમગતિ જે સ્વતંત્ર છે તે ગતિ દ્વારા અસંખ્ય લોક ઉત્પન્ન થયેલા હોય, તેની તમને લેશમાત્ર ખબર નથી. એવા જે સર્વે અંશોના સ્વજાતિય સકર્તા ધણી પોતાની સ્વઈચ્છાથી વૈરાટની આદ્ય લઈ પુરુષ પ્રકૃતિ તેમજ ચૌદ લોક સહિત સ્થાવર અને જંગમ સમસ્ત ઘાટોની રચનાનું અલૌકિક કાર્ય નિજકર્તાએ કર્યું છે, તે ક્રિયાવૃતિ વડે તત્વોના ન્યુનાધિક ભાગ પોંખીને આ ભવભરનું જંતર ખડું કરેલુ છે, તેને જેમ છે તેમ જાણવા સબંધમાં પરમગુરુ વિના કોઈ પાર પામી શકે તેમ નથી.

**या गति कोउन बनेत, वेतविन विविधी असंखीत ।**
**तन तन प्रत्ये अनेर, अकळगत कोउन लहत कीत ।। (९६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે અગણીત જીવોથી ભરેલા આ સંસારનું સર્જન કરવાની અગમ્ય ગતિનાં ધારણ કરનાર સંપૂર્ણ જાણકાર નિજકર્તા વિના કોઈથી બની શકે તેમ નથી, કારણકે તત્વોનાં અનુસંધાનથી શરીરને શરીરની સાથે જે રીતે જોડેલું છે તે કર્તાની અકળકળા અત્યાર સુધી કોઈ કયાંયથી પણ જાણી શક્યાં નથી.

**अचर चराचर रचन वचन, सहीतम तनुं फरकीत ।**
**कोउ कीनसे कीनुं ना होय, हाल हजरत जीनुं नरखीत ।। (९७)**

પરમકૃપાનિધિ કહે છે કે, સંસારભરનાં સ્થાવર અને જંગમની આદ્યે શરીરોની રચના કરીને સર્વજીવોને વસાવી, જે અકળ કળા કરી છે તે કોઈ પણ શરીરમાં યદ્રકિંચિત ભુલ કરી નથી. શરીર શરીર પરત્વે સર્વેનાં વાણી ઉચ્ચાર અલગ અલગ હોય, કોઈની સાથે કોઈનો અવાજ મળતો આવતો નથી, એવું અદ્‌ભુત કાર્ય કદીયે કોઈથી કરી શકાય તેમ નથી. એ કાર્ય તો સમર્થકર્તા કૈવલે જ કરેલું છે, અને જીવોની સઘળી હકિકત પણ તેજ જાણી રહ્યા છે.

**ओही विधि अंश अनंत, तंत त्रीये विधि वसवावन ।**
**विशेष परमविशेष, सहीत सामान सहावन ।। (९८)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, આ પ્રમાણે સકર્તા કૈવલે અગણીત અંશો તેમની અંતરવૃતિનાં સત્ સંકલ્પ દ્વારા ત્રણ પ્રકારનાં જે પરમ વિશેષ, વિશેષ અને સામાન્ય અંશો ઉત્પન્ન કર્યા છે . તે ત્રણ ભુવનનાં વિશે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં શરીર શરીર પરત્વે જ્યાં જેવા અંશને વસાવ્યા છે. ત્યાં તેવી વિભૂતિઓ પોંખી છે. એવી રીતે કે પરમ વિશેષ અંશને પોતાની પાસે રાખ્યા, વિશેષ અંશ તે દેવતનુવાળા હોય, તે સામાન્ય અંશોની સહાય અર્થે તેમને નિમણુંક કરવામાં આવ્યા છે, અને સામાન્ય અંશો સ્થાવર અને જંગમમાં પ્રેરી વિશ્વનો પસારો કર્યો છે.

**तुम आये तीनुं मांहांय, अंश त्रीये विधी वितपनमित ।**
**तो न लहो नीरवाण, जाण तुम कर्ता रचन कीत ।। (९९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, જે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ ત્રણે પ્રકારનાં લોકમાં પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુ સિવાય વિશેષ અને સામાન્ય અંશો તેની ગતિ પ્રમાણે તત્વ પદાર્થવાળા દેહોમાં આવીને વસ્યા ત્યારથી નિજકર્તાનું નિર્વાણ પદ પ્રાપ્ત કરી શક્યા નથી. કારણકે ગુણના અવતારી ઈશ્વરો પણ માયાના વિલાસમાં અનુરાગી થયેલા હોવાથી, નિજકર્તાથી રચાયેલા જગતરૂપી કૃતને જાણી શક્યા નથી. તો પછી સામાન્ય અંશ તો જાણી શકે જ ક્યાંથી ?

**जेतने भर अवतार अंश, कोटीन के कल्पीत ।**
**तीनकी सुध बुध सहीत, वहीत उत्पन्न तनु अल्पीत।। (१००)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરુ કહે છે કે, હે ગુણના ઈશ્વરી અવતારો ! વિશેષ કોટિનાં આ ભવ ભરમાં જેટલા થયા છે, તે સર્વે કલ્પીત હોવાથી, તેમની સુધબુધ માયાનાં વિલાસમાં હેરાઈ ગઈ છે, વળી તેમના દેહો જન્મ પામેલા અલ્પ આયુષ્યવાળા હોય, અંતકાળ આવતા નાશ પામવાવાળા છે.

**तेही अल्पीत अविलोक अवध, गुनके गुन लगहीत ।**
**तो तुम इस अवतार, सतंतर जाण विहुनजीत ।। (१०१)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે અવતારી ઈશ્વરો ! તમે અલ્પજ્ઞ ગતિના હોવાથી, તમારુ અવલોકન ગુણો સુધીનું જ હોય, તે ગુણો અવધિકાળ આવતા નાશ પામવાવાળા છે, તો પછી આ જગતમાં તમે અવતાર લઈને ઈશ્વર કહેવાયા છતાં નિજ કર્તાની સ્વતંત્ર ગતિને તમે લેશમાત્ર જાણતા નથી, તે કારણને લઈ સ્વજાતિય સકર્તા પદનાં લક્ષ જ્ઞાન વિના જ્યાં સુધી ગુણોની ગતિ પહોંચે છે ત્યાં સુધીનાં તમે જાણકાર થયેલા છો.

**सुज बिनुं समळ सतंत, जंत नही कर्ता केहुन कीन ।**
**तीनुं थपे करी इस, आचारज अंध गमगति बीन ।। (१०२)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે આચાર્યજનો ! જે સકર્તા પતિની પરમગતિ ભવભરનાં સર્વે શરીરોમાં સમલીતપણે વ્યાપક થઈને રહેલી છે, તેને તમે રેખમાત્ર જાણતા નથી, તે કારણને લઈ જીવ ગતિના અનિત્ય દેહધારી ઈશ્વરોને જગતકર્તા મનાવી તમે સ્થાપના કરી છે, પરંતુ તે ઈશ્વરો કોઈને પણ ઉત્પન્ન કરનાર નહી હોવા છતાં અંતરદ્રષ્ટિના અંધ આચાર્યોએ અગમની ગમ ગતિને જાણ્યા વિના જગતને ભંભેરી અસ્તવ્યસ્ત કરી નાખ્યું છે.

**अरे अंध अज्ञान ज्ञान गुंज, गम विन गंडुर ।**
**इश थपवे कुण काज, साज सजी तव भव भंडुर ।। (१०३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ સ્વરૂપનાં ગુપ્ત જ્ઞાનની ગમ વિનાના હે અંધ આચાર્યો ! તમે કર્તાનાં લક્ષ જ્ઞાનને કેમ ગ્રહણ કરતા નથી ? જેથી સત્ય સમજ વિનાનાં ગાંડાની જેમ ચિત્તભ્રમ જેવા થઈ તમે જેને ઈશ્વર સ્થાપી સંસારનાં જીવો પાસે તેમને ભજાવ્યા છે, તે કયું કાર્ય અધુરુ હોય, જેને પૂર્ણ કરવા નિરધાર્યું છે? તે જરા સમજાવશો? જ્ઞાન દ્રષ્ટિથી નિહાળીને જુઓ તો નિજકર્તાએ તત્વોથી જે નાના મોટા દેહો રચ્યા છે તેજ પ્રકારે તમારા માનેલા ઈશ્વરો પણ પાંચ તત્વનાં દેહધારી જ છે. જેમ પ્રજાપતિ નાનામોટા પાત્રો બનાવે છે તે પૈકી તમારા ઈશ્વરો મોટાપાત્ર જેવા હોવા છતાં નાશ થવાવાળા છે.

**भंडुर भव सम साज, लंज नही धरीत हवीत इश ।**
**करता करत कराळ, न्याय नही तुम वसवा विश ।। (१०४)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, દ્રષ્ટાંતે જેમ કુંભાર નાના મોટા ઘણા પાત્રો બનાવે છે. એવીજ રીતે આ ભવભરનાં સર્વે તનુધારી જીવોમાં તમે ભંડ એટલે મોટાપાત્ર જેવા છો. તમે જન્મ મરણ પક્ષે, સર્વ જીવોના સરખા જ હોંવા છતાં અભિમાનને ધારણ કરી જગતનાં ઈશ્વર થઈ બેઠા છો, તો પણ તમને લાજ કે શરમ આવી નથી. તમે જ્ઞાન દ્રષ્ટિએ જાગીને જુઓ તો ખરા ? કે નિજકર્તાએ આ જગતરૂપી અતિ વિકરાળ કાર્ય કેટલુ ભયંકર બનાવ્યું છે, તેને જેમ છે તેમ જાણવા સબંધમાં તમારી બુદ્ધિ જરાય પણ ચાલે તેમ

નથી, તેથી તમે સકર્તા સિદ્ધાંતનાં ન્યાય વિરૂદ્ધ પોતાને ઈશ્વર મનાવો છો એ વાત સો એ સો ટકા જુઠે જુઠી છે.

**अल्पज्ञे थइ आप, माप के हवित अमापक ।**
**न लहो खुद करतार, व्याप उर धरीतव आसक ।। (१०५)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે ઈશ્વરો ! તમે માપક અલ્પજ્ઞ બુદ્ધિવાળા હોવા છતાં પોતાને અમાપ ગતિવાળા મનાવો છો, એવુ મિથ્યા અભિમાન ધારણ કરવાથી તમે નિજ કર્તા ધણીને ઓળખી શકયા નથી. કારણકે તમારા હ્રદયમાં માયાનાં વિલાસની આશક્તિ રોમે રોમે અને રગે રગમાં વ્યાપક થઈને પસરી ગયેલી છે, જેથી નિજ કર્તાને જાણવાનો પરમ લાભ લઈ શક્યા નથી.

**वर्णवित प्रचा पुरान, मान हीत साच न कंचीत ।**
**मरत लोक लग मान, इस लग कोहु न बंचीत ।। (१०६)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, નિજકર્તાના જ્ઞાન રહિત એવા પ્રકારની માન્યતાવાળા વ્યાસમુની જેવાં આચાર્યોએ અઢાર પુરાણો રચ્યાં છે. તેમાં આ અવતારી પુરુષોનાં ચમત્કારથી ભરેલા અનેક પરચાનાં વર્ણન કરેલાં છે. ત્રણ ભુવનનાં મૃત્યુલોક સુધી જ તેને માનશે, પરંતુ સકર્તા સ્વામીનાં નિજપદમાં પહોંચતા સુધી કોઈપણ ઉપમાં બચવા પામશે નહી, તે ઈશ્વરોનું સ્થાપન કરી આ સંસારનાં જીવોને મનાવવા જે ઉપમાઓ આપી છે તેમાં લેશ માત્ર સાચું નથી.

**निज इशवन नव होय, देखीतव करत करामल ।**
**करीत सकल सब कोइ, भोय भव सरख सरामल ।। (१०७)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે ઈશ્વરો ! સકર્તા ધણીના રચેલા જગતમાં તમારી ઈચ્છાથી કંઈપણ બની શકે તેમ નથી. તમે જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને જુઓ, તો જરૂરથી તમને જણાશે કે, આ ભવ રચનાનાં કતની અકળ કળા નિજકર્તાએ કેટલી અદ્‌ભુત અને

અટપટી કરેલી છે, તે પૃથ્વી, પાણી, અગ્ની, વાયુ અને આકાશ. તેની અંદર સામાન્ય, વિશેષ સર્વે અંશો એકજ સરખા પ્રમાણમાં વર્તે જ જાય છે. એ તત્વોરૂપી ક્રતથી અલગ થવાની ગમગતિ તમે જાણતા નથી, તો પછી નવીન તત્વ કે પદાર્થ તમે કરી શકો જ કેમ? (જેથી હું કંઈ કરુ છુ એવું બોલવું તે તમારા માટે શરમાવવા જેવું છે.)

**तो तुम इश अहंमेव, धरीत कुन काज अधीक गम ।**
**क्रतव पणे नही भीन, सकंल जीवकी सरभर सम ।। (१०८)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે ઈશ્વરો ! તમે કર્તાપણાનો અહંભાવ ધારણ કરીને અમે અધિક ગમગતિવાળા છીએ એમ જણાવો છો. તો તમે કહેશો ખરા ! કે નિજકર્તાનાં કરેલા જગતમાં તમે નવીન કાર્ય કયું કરી બતાવ્યું છે? એ ન્યાય દ્રષ્ટિએ જોતાં નિશ્ચય થતો નથી, એટલાજ માટે તમામ શરીરોરૂપી ક્રતનો વહેવાર સર્વે જીવોનો એકજ સરખો હોવાથી, ભવભરનાં સામાન્ય વિશેષ અંશો કર્મ કરવા સબંધમાં સરખે સરખાજ છો.

**बिनुं परचा उपमेव, देव तुम कुन करत कीत ।**
**अमथे अमथ अजाण, आचारज युं लगाइत ।। (१०९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, વગર પરચે એટલે કે સંસારનાં કોઈ પણ જીવનું પ્રત્યક્ષ રીતે સર્વને ન દેખાય તેવું પરચાની ઉપમા આપીને ફલાણાનું ફલાણા દેવે આ કાર્ય કર્યું. એમ આ જગતના આચાર્યોએ પુરાણોમાં વર્ણન કરી જણાવ્યું છે. પરંતુ એ આચાર્યોએ પોતાની અકકલ હોશિયારીથી અને યુક્તિપૂર્વક ઉપમાઓ ઉપજાવી કાઢેલી હોવાથી અણ છાજતું, અસંભવતું જાણ્યા જોયા વિનાનું તુત ઉભુ કરી આ સંસારનાં જીવોને તેમાં ભરમાવી દીધા છે.

**ऐसे नही हम अंध, रंघ तुम सरख समोवड ।**
**हम जुगधर सब जनीत, बनीत नही तदीप तमोवड ।। (११०)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે સગુણ મતનાં આચાર્યજનો ! અમે તમારા જેવા અંતર દ્રષ્ટિનાં અંધ, રૂંધાયેલી બુદ્ધિવાળા મંદ મતિનાં તમારા સરખા નથી. અમો તો નિજ સકર્તા પતિનાં પરમ વિશેષ અંશ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી, જગત રચનાની આદ્યથી લઈ અંત સુધીની ભવભરની સર્વે રચનાને જેમ છે તેમ યથાર્થ જાણીએ છીએ. એવી જ રીતે જગત રચનાને જાણવાનું જ્ઞાન પ્રાપ્ત કરવું તે અમારા સિવાય તમારાથી કદાપિ પણ બની શકે તેમ નથી.

**जेतने भव अवतार, विष्णुके अंश अल्पज्ञ ।**
**मैं विष्णुपति परधर, पुरस सरवस सर्वज्ञ ।। (१११)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, ભવરૂપ સંસાર સાગરમાં જેટલા અવતાર થયા છે તે વિષ્ણુની સાથે રહેવાવાળા કેટલાક દેવો છે, તેમાંથી જ્યારે અવતાર લેવાનો હોય, ત્યારે વિષ્ણુના હુકમથી અલ્પ વિભૂતિ લઈને આવે છે. તે પણ અલ્પ બુદ્ધિનાં છે. પરંતુ મારા અને વિષ્ણુ સહિત સર્વલોકના પરમ પતિ સર્વથી પર આવેલા છે. તે પોતાના સ્વધામમાં બિરાજતા હોય, તે પરમ પુરુષ સર્વ વિભૂતિઓથી પૂરણ છે. તેમનો હું પરમ વિશેષ અંશ હોવાથી, સર્વજ્ઞ ગતિવાળો છું. જેથી હું સર્વની હકિકત જાણું છું, અને નિજકર્તા ધણીની હજૂરમાં અખંડ રહું છું.

**निज कर्ता करुणेश, सृष्टिकी आद्य सजीत मुज ।**
**पीछे रचे स्रव सष्ट जदीप, मोइ जाण सरल सुज ।। (११२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, સૃષ્ટિની આદ્યે નિજકર્તા કરૂણેશપતિએ પ્રથમ અમને ઉત્પન્ન કરેલા છે, જેથી અમારી નજર આગળ સમસ્ત સૃષ્ટિની રચના નિજકર્તાએ કરેલી છે, તેથી અમે સજાણ જાણવાળા હોય, ભવની રચનાને સહેલાઈથી જેમ છે તેમ જાણીએ છીએ.

**लख चोरासी तंत जंत निज, आद्य सकल जग ।**
**जीनमे प्रकृति पुरेस, सकलते श्रेष्ठ सजीत अग ।। (११३)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, સમસ્ત જગત રચનાની આદ્યે નિજકર્તાએ અમને પ્રથમ ઉત્પન્ન કરેલા છે. ત્યારપછી નિરંજન અને આદ્યશક્તિ પછી વૈરાટ રચનાની સાથે ત્રણ ગુણના અને ત્રણ ગણનાં મહાદેવો, એવી જ રીતે સ્થાવર અને જંગમ તેમજ જંતુ-તંતુ વગેરે ચોરાસી લાખ યોનિ દ્વારા ઉત્પન્ન થતાં ચારે ખાણના તનુઓની રચના અનુક્રમ પ્રમાણે સકર્તા પતિ એજ કરેલી છે.

**એ મેરે ફટવાય, પાટણ પત હમ તીનકે નિજ ।**
**સરજન સજે સરાજ સાજ, મોઇ અગમ અમીત રીજ ।। (૧૧૪)**

પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે નિજકર્તા કૈવલના અમે પ્રથમ પાટવીપુત્ર હોય, સર્વ અંશોથી મહાન મોટા છીએ. બીજા વિશેષ અને સામાન્ય એ બધા અમારાથી નાના છે, તેનો ઉત્પત્તિ ક્રમ જેવી રીતનો છે તે પ્રમાણે કહી બતાવું છું. જ્યારે સરજનહારે પોતાની ઈચ્છાવૃતિ દ્વારા સર્વ તત્વો ઉપજાવીને પ્રકૃતિથી લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સહિત સમસ્ત સૃષ્ટિની રચના કરેલી છે. તે એવી રીતે કે દેવ, દાનવ, માનવ, સ્થાવર અને જંગમ એવા ચોરાસી લાખ પ્રકારના બીબા સર્જીને વિસ્તાર કર્યો છે. તે તત્વ સમૃદ્ધિના ન્યુનાધિક ભાગ મેળવીને વૈરાટની આદ્ય સમસ્ત શરીરોની રચના જે રીતે કરી છે તેને જેમ છે તેમ જાણવાની ગુપ્ત અગમ્ય ગમની અમાપ ગતિ કરૂણેશ પતિએ કૃપાવંત થઈને અમને બક્ષિસ કરી છે.

**તબ જેતની ભવ માંય, ભરમકી ભુલ મટાવન ।**
**રચી બેઠે આચાર, સ્વાર્થપણું ન દેવન તન ।। (૧૧૫)**

પરમ કૃપાનિધિ કહે છે કે, આ ભવની અંદર જેટલા આચાર્યો થયા તે બધા પોતાનો સ્વાર્થ સાધવા જેને જેવી સમજણ પડી તે દેવની સાથે પ્રિતિ બાંધી છે, તે દેવો મનુષ્ય શરીર ધારી ગુણનાં અવતારોને કર્તા સ્થાપી તેમને ભજાવી જગતના જીવોને મોટી ભુલમાં નાખી દીધા છે. તેમાંથી કોઈપણ જીવને ગુણના દેવો મુક્તિ આપી શકવાનાં નથી, તે ભ્રાન્તિમાં પડેલા જીવોની ભુલ મટાડી તમે કોણ? અને તમારા કર્તા કોણ? તે લક્ષ જ્ઞાન આપી જગતનાં જીવોને મુક્ત કરવા અમે આ જગતમાં આવ્યા છીએ.

**भुलवाये भगवंत, अंतके छेवट पतीयन ।**
**अगल बगल विलमाय, तायकी पाय न गतियन ।। (११६)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, આવી રીતે જગતના આચાર્યોએ ગુણનાં અવતારોને કર્તા મનાવી જગતનાં જીવોને મોટી ભ્રમજાળમાં નાખી દીધા છે, તે કારણને લઈ જેને જેવી ગતિનાં ગુરુ મળ્યા તેને તેવો બોધ આપી તે તે ઈષ્ટોની ઉપાસના દ્રઢ કરાવી જગતભરનાં જીવોને આમ તેમ જ્યાં ને ત્યાં વિરામ પમાડી દીધા છે, જેથી નિજ કર્તાને કોઇ પ્રાપ્ત કરી શકયાં નથી.

**तेही दरसावन दिव्य न्यावसे, नरणीत सदपद ।**
**पीछे करु पहेमाळ, परमहीत पक्ष सकल रद ।। (११७)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, સ્વયં સકર્તા પતિનાં સ્વ સ્વરૂપની અગાધ ગતિ નિર્મળ દ્રષ્ટિએ નિરખવા અને પરખવા, અધિકારીજનોને નિજ લક્ષ લખાવીશ. તે લક્ષજ્ઞાન દ્વારા સાર અસાર નિત્ય અનિત્ય અવિનાશી અને વિનાશી તેમજ સજાતિ અને વિજાતિનો અદલ ઈન્સાફથી નિર્ણય કરાવીશ. નિજકર્તાના નામથી આચાર્યોએ નકલી મતપંથો સ્થાપીને જગતના જીવોને ભંભેરી નાંખ્યા છે, તે નકલી પંથોને મારી પરમજ્ઞાન વિભૂતિ અને અતિઉગ્ર અનુભવ વિભૂતિઓ વડે જેમ છે તેમ સમજાવીને જડમૂળથી ઉખાડીને સફાચટ કરી નાંખીશ.

**रद पक्षन के ज्ञान भान, विनुं भरमीत करी हीत ।**
**तीनुं देखायेहु नेन बेंन, अवलोकीत करी जीत ।। (११८)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, રદ એટલે નાશવંત મતપક્ષોનું જ્ઞાન સાંભળીને ભવભરનાં જીવો પોતાનાં સ્વરૂપનું ભાન ભુલી ભરમીત થઈ ગયેલા છે. તેમનો ભ્રમ મટાડીને પરમ કલ્યાણ કરવાના હેતુથી મારા સ્વમુખ દ્વારા અગાધ બોધનાં અદ્‌ભુત વચનોનો ઉપદેશ આપી તેમનાં દિવ્ય નેત્ર ખુલ્લાં કરીને નિજ સ્વરૂપનો અનુભવ

કરાવીશ. જેથી નિજ સ્વરૂપને જાણવાવાળા અનુભવી અંશો તેમની દિવ્ય દ્રષ્ટિએ જ્યાં નિજ સકર્તા પતિ બિરાજે છે, તેનું દર્શન કરીને પરમ શાન્તિ પામી, પરમાનંદનું અખંડ સુખ ભોગવશે.

**तब हम भवसर आय, लाय गति अगम अगोचर ।**
**महामत द्रढ गंभीर, सुनीत सकीतव नही भूचर ।। (११९)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે, એટલાજ માટે અમે દિવ્ય તનુ ધારણ કરીને આ ભવસાગરમાં આવ્યા છીએ. અને અમારી સાથે નિજકર્તાને પ્રાપ્ત કરવાનું અલૌકિક અગમગતિનું ગુપ્તજ્ઞાન લાવ્યા છીએ. તે લક્ષજ્ઞાનને આ સંસારભરમાં કોઈપણ જાણતા નથી. એજ નિજકર્તાના જ્ઞાનને જગતમાં જાહેર અમે જાણાવીએ છીએ પરંતુ અમારો અલૌકિક બોધ સાંભળવા છતાં, અચેત ગતિના જીવો આશ્ચર્યચકિત થતા નથી. કારણકે ભૂચર ગતિના હોવાથી, તેમની ગતિમતિ ભૂચરમાં જ પચી ગયેલી છે.

**जंबु न सके सबोध, सींगके शब्द सताडन ।**
**त्यौं मेरे टहंकार राढ, अतलीत कुल फाडन ।। (१२०)**

પરમ કૃપાનિધિ કહે છે કે દ્રષ્ટાંતે જેમ સિંહની મહાન ગર્જનાનો ભયંકર અવાજ સાંભળીને શિયાળ સહન કરી શકતુ નથી, અને ભયભીત થઈને દૂર ભાગી જાય છે. એવી જ રીતે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુનાં અગાધ બોધનાં અતિ ઉગ્ર અનુભવ શબ્દોનાં પ્રચંડ ધ્વનિનો ટહંકાર સાંભળીને સિર્ગુણ નિર્ગુણનાં સર્વે આચાર્યોનાં તનમન છેદાઈ જતાં હોવાથી, ધીરજ પણ ધરી શકતા નથી. (તો પછી અમારા સન્મુખ આવી શકે જ કેમ?)

**सके न अल्पज्ञेव भेव, हमके उर धरहीत ।**
**तब लगी विकळ विलाप, ताप त्रीये भव नही तरहीत ।। (१२१)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે, અલ્પજ્ઞાનને જાણવાવાળા આચાર્યો અને તેમના મતને અનુસરવાવાળા આ જગતનાં જીવો સહિત નિજ લક્ષભેદ ગ્રહણ કરી

શકતા નથી. તેમના પરમ કલ્યાણના અર્થે અમારા અંતરનો અલૌકિક આશય નિજકર્તા પદની પ્રાપ્તિનો અગાધ બોધ તેમના હૃદયમાં ધારણ કરશે નહી, ત્યાં સુધી આધ્યાત્મિક, આધિ દૈવિક અને આધિ ભૌતિક. એ ત્રણે તાપોનાં ત્રાસમાં વ્યાકુળ બની વિલાપ કરશે. આવી રીતે કરૂણાજનક રડી રડીને અનેક જન્મમરણની ઘટમાળામાં યુગોનાં યુગો સુધી ભટક્યા કરશે, તો પણ ત્રિવિધી તાપોમાંથી મુક્ત થઈ ભવસાગર તરી શકશે નહી.

**तेही तारणके काज, कलप कल्पे तनुं धारीत ।**
**प्रौढ पुरुष हम परम, गये तन पीछे संभारीत ।। (१२२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, એક કલ્પમાં અમે અવ્યકત તત્વોની વિભૂતિઓનો દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી એક જ વખત આવીએ છીએ. આદ્યશકિતનાં શરીરનો અવધિકાળ આવી રહે તેને એક કલ્પ કહેવાય છે. અમે નિજકર્તાનાં મહાદ અંશ હોવાથી, સર્વે વિભૂતિઓથી પૂર્ણ સર્વજ્ઞ ગતિનાં અમે પ્રૌઢ પુરુષ છીએ. આજે અમારા કલ્યાણકારી વચનો ઉપર વિશ્વાસ લાવી પ્રિતિ કરતા નથી, પરંતુ હે જગતના જનો ! અમારો દેખાવ માત્ર દ્રષ્ય દિવ્યદેહ અદ્રશ્ય થઈ જશે ત્યારે તમે અમને સંભારી સંભારી ઘણા પસ્તાશો.

**अगणीत अगम उच्चार, करीत मोइ काज तमन हीत ।**
**धरी तन करन कहेण चेन, मोइ गनीत समन वीत ।। (१२३)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, જગતની આદ્યથી અત્યાર સુધી નિજકર્તાને યથાર્થ ઓળખી કોઈ જાણી શક્યું નથી. તે કર્તાપદને પ્રાપ્ત કરવાનાં અગમ્ય જ્ઞાનનાં વિત્તથી ભરેલાં અગણીત શબ્દોનો અમે ઉચ્ચાર કરીએ છીએ. અમે તમારું પરમ કલ્યાણરૂપ કાર્ય કરવા શબ્દો દ્વારા જે જ્ઞાન કહી બતાવીએ છીએ તેમાંજ તમારું હિત સમાયેલું છે. અમે નિજકર્તાની હજૂરમાંથી દિવ્ય તનું ધારણ કરીને તમારું કલ્યાણ કરવાને અર્થે કર્તાનાં લક્ષ જ્ઞાનનો દિવ્ય સંદેશો લઈ કર્તાનાં કહેલા કહેણને સર્વ જનોને કહેવા અમે આવ્યા છીએ, અમે સર્વજ્ઞ સુજાણ જાણવાળા હોવાથી, સર્વે અંશોનાં મોક્ષદાતા છીએ, જેથી ભવભરમાં રહેલા બીજા જીવોનાં જેવા અમને ગણશો નહી.

**पण हम सम नही तुल्य, कोहुनकी केहेण सभरभर ।**

**पुनीत ज्ञान गुनेस, अगम हमसे अपरंपर ।। (१२४)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, અમારા સમાન આ વિશ્વની અંદર કોઈ થયા જ નથી, વેદવક્તા બ્રહ્માજીથી લઈ વેદની શ્રૃતિનો ઉચ્ચાર કરવાવાળા આચાર્યો ઘણી વાણીનો વિસ્તાર કરી ગયા છે. પરંતુ અમારી અલૌકિક દિવ્યવાણીમાં નિજકર્તા પદને ઓળખાવનાર તેમજ પ્રાપ્ત કરાવનાર સંપૂર્ણ જ્ઞાન વિત્ત સમાયેલુ છે. તે અમારા વચનોની તુલનામાં યાને બરાબરીમાં આવે એવું બીજા કોઈ બોલ્યા જ નથી. એવી અમારી વાણી પરમ પવિત્ર અનુભવ સિદ્ધ હોવાથી, અને તે વાણીનાં વચનો અનુસરવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે, ગુણના અવતાર મનુષ્ય શરીરમાં આવી જે જ્ઞાનને જણાવી ગયા તેમનું જ્ઞાન અમારા સર્વોપરી જ્ઞાનની બરોબરી કરી શકે તેવું નથી.

**उभय नही गम समन, उच्चारन गति गुढारथ ।**

**समरी सृष्टि अबलंत, अंत कोहु लही न जथारथ ।। (१२५)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, આ સંસારમાં સિર્ગુણ નિર્ગુણનાં જે જે આચાર્યો થયા તેમણે જેટલી વાણીનો ઉચ્ચાર કર્યો છે તેમાં, અને અમારી વાણીનાં ઉચ્ચારનું જ્ઞાન કર્તા પદને ઓળખાવનારુ હોય, તેવુ તેમની વાણીમાં નથી, સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી અત્યાર સુધીમાં કર્તાનાં એ ગુઢજ્ઞાનનો પાર કોઈ પામ્યા નથી. તેથી તે જેમ છે તેમ કોઈ જણાવનાર નહી હોવાથી, કર્તા પદનું જ્ઞાન સંસારનાં જીવોની જાણ બહાર રહી ગયું છે, તે અંશ અંશી પદની એકતાનું યથાર્થ જ્ઞાન જણાવવા માટે આ ભવમાં અમે આવ્યા છીએ.

**बरनी गये विदवान, भान बीन भरम भवाटीक ।**

**नीजपति परम न जान, साहान अक्रत क्रत नाटीक ।। (१२६)**

પરમ કૃપાનિધિ કહે છે કે, સિર્ગુણ નિર્ગુણના સર્વે આચાર્યો હું કોણ ? અને મારા સ્વજાતિય કર્તા કોણ? એ સર્વોપરી જ્ઞાન વિના બેભાન બનીને વૃથા વર્ણન કરી ગયા છે.

તે અકર્તા બ્રહ્મ અને સિર્ગુણરૂપી કૃતનાં અવતારી ઈશ્વરો તેમને જ કર્તા મનાવી જગતનાં જીવોને મિથ્યા ભ્રમ જાળમાં નાખી દીધા છે. આ કારણને લઈ સૃષ્ટિનાં પ્રારંભથી ભવભરનું નાટક દેવ, દેવીઓ અને અવતારી પુરુષોનો પ્રભાવ જોઈ અંદરનું અંદર પચી ગયું છે. પરંતુ સર્વ સૃષ્ટિનાં સર્જનહાર અને અનેક અંશોનો ઉદય કરનાર સજાતિય સકર્તા ધણીને યથાર્થ નહી જાણી શકવાથી મતપંથનાં આચાર્યો કોઈપણ જગતમાં જણાવી શક્યા નથી.

**करत सो इष्ट तनेश, वेश वणसीत तन धरीतव ।**
**अक्रत ब्रह्म अवेस, वेश बिनुं कछु न करी तव ।। (१२७)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, આ જગતમાં જે જે ઈષ્ટ દેવો વિશેષ વિભૂતિવાળા પાંચેય તત્વોનાં કૃતનો દેહરૂપી વેશ ધારણ કરી જન્મ લઈને આવેલા છે, તેમનાં અનિત્ય દેહ નિત્ય નહી હોવાથી, અવધીકાળ આવતાં દેહ છોડી છોડીને ચાલ્યા ગયા છે. ત્યારે જે નિર્ગુણ અકર્તા બ્રહ્મ કર્તવ્ય શક્તિ સિવાયનું અચેત હોવાથી, જડ જેવું છે એ કારણને લઈ તેનાથી કંઈ સર્જવું કે વિસર્જન કરવુ એ રેખમાત્ર બની શકતું નથી.

**अे जुगलनमे जंत तंत, कोहु नही न बनारन ।**
**नीजपति कर्ता विनाय, समळ तन नही न समारन ।। (१२८)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે સિર્ગુણ પક્ષનાં સર્વ ઈષ્ટો અવતારી ઈશ્વરોની આદ્ય લઈ ત્રણ ગુણનાં દેવ, આદ્યશક્તિ અને નિરંજન સુધીનો સિર્ગુણમાં સમાવેશ થાય છે. બીજુ નિર્ગુણ અકર્તા બ્રહ્મ સંકલ્પ કે ઈચ્છા સિવાયનું નિર્વિત્ત છે. તે સિર્ગુણ અને નિર્ગુણ એ બન્નેથી સૃષ્ટિ રચવાનું નવીન કોઈ તત્વ પદાર્થ અને ચૈતન અંશ કદાપિ ઉત્પન્ન થઈ શકતા નથી. જે ભવ ભરનાં પ્રત્યેક શરીરોને તેમાં વસાવેલા તમામ અંશોને ઉત્પન્ન કરવાવાળા સર્વ સત્તાધીશ સર્વજ્ઞ નિજ સકર્તા સ્વામી હોય, તે સર્વનું પાલન, પોષણ અને રક્ષણ કરી રહ્યા છે.

**तेही कर्ता कुल कंथ, तंत ओर जंत समेतन ।**
**उपजावन अनुक्रम, परम तीनके सब जेतन ।। (१२९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, તે નિજકર્તા સમસ્ત લોકનાં સ્વામી હોય, તે જડ ચૈતન સંયુક્ત તત્વ સામગ્રીના જડ તનુઓ રચીને પોતાના સ્વજાતિય અંશ પ્રેરક કર્યા છે. પ્રથમ નિરંજન અને આદ્યશક્તિને ઉત્પન્ન કરી એ બન્નેનાં સંયોગે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉત્પન્ન થયા છે. એ અનુક્રમ પ્રમાણે દેવ, દાનવ, માનવ અને સ્થાવર જંગમ ચોરાસી લાખ ઘાટોનાં બિબા દ્વારા અનેક તનુઓનો વિસ્તાર કર્યો છે.

**तेही नीज करन नवेर, फेर भव फरक देखावन ।**
**अनीत नित्य करी वेन, हेत धरी सकल पेखावन ।। (१३०)**

પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, તે સકર્તા સત્ કૈવલ સ્વામી આ જગતનાં કર્તા છે, તેનો નિર્ણય કરાવીને ભવનાં જીવોનો ભ્રમ દુર કરીશ અને પછીથી સંસારમાં જે ગુણનાં અવતારો મનુષ્ય તન ધરીને ઈશ્વર બની બેઠેલા છે તે અને સકર્તા વચ્ચેનો તફાવત દેખાડીશ. જે નાશવંત છે તે અને સદોદિત અખંડ સકર્તા અવિનાશી છે. તેનું વિગતે વર્ણન કરીને વહાલથી આ સંસારનાં સઘળા જીવોને કહી સંભળાવીને સત્ય જણાવીશ.

**तेही कारण हम आय, कुवेर नीज कर्ता पठायल ।**
**जाहेर जक्त जहुर, अगम अनुभव गति गायल ।। (१३१)**

પરમ કલ્યાણદાતા કરૂણાસિંધુ કહે છે કે આ જગતનાં રચનાર કોણ ? અને સર્વે અંશો કોની સ્વજાતિયનાં છે ? તેનું સાચું જ્ઞાન કોઈને નહી હોવાથી, એ અજ્ઞાન મટાડવા સકર્તા પતિએ અમને મોકલ્યા છે, જેથી સકર્તા સત્ કૈવલનાં પદને પ્રાપ્ત કરવાનું અલૌકિક જ્ઞાન લઈ દિવ્ય તનું ધારણ કરીને આ જગતનાં વિષે અમે આવ્યા છીએ. સત્ શ્રીમંત કુવેર સ્વામી, ભગવાન કરૂણાસાગર કહે છે કે એ કૈવલ જ્ઞાન જગતમાં જાહેર જણાવી સર્વે અંશોને આપનું આપ અને નિજપતિ પદની એકતાનો લક્ષ લખાવી ન્યાય સહિત નિર્ણય કરાવીશ.

**ઈતિશ્રી નિજ સકર્તા સત્કૈવલ નિરૂપણ સ્તુતિકો પ્રથમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

# સિદ્ધાંત-૨

## ...અથ શ્રી સકર્તા અદ્વૈત એક નિરૂપણકો દ્વિતીય સિદ્ધાંત નિર્ણય...

**प्रथम कीओ जीने पुरुष, शक्ति सहीतम समजुतन ।**
**कीट पतंगनी आद्य, अखील रची तव भवभुतन ।। (१)**

નિજ સકર્તા પતિએ ઈચ્છાવૃતિ દ્વારા શુદ્ધઅહંમેવ ભરીને નિરંજન પુરુષ અને આદ્યશકિત મહામાયાને ઉત્પન્ન કર્યા છે. સઘળા જીવોના શરીરો નાના મોટા આકાશ તત્વથી લઈ પૃથ્વી પર આવેલા સર્વ ઘાટો જ્યાં સુધી પાંચ તત્વોનો પસારો છે, ત્યાં સુધી વિસ્તાર પામેલા છે. કીટ પતંગથી લઈ અનંત બ્રહ્માંડોની આદ્યે સ્થાવર અને જંગમ સર્વ ઘાટોનાં મુળરૂપે આદ્યશક્તિ અને નિરંજન હોય, મહાન ઐશ્વર્યતાવાળા અને પ્રભુતાવાળા જગત રચનાની આદ્યે ઉત્પન્ન કરેલા છે.

**आप विना रती रंच संच, कोउ कीये न सुरसर ।**
**जड चैतन सनमेळ देव, तव करे ते क्यौं कर ।। (२)**

હે સકર્તા પતિ ! આપ વિના યદ્દકિંચિત રજ માત્ર તત્વો સર્જીને સઘળા શરીરોની રચના યુક્તિપૂર્વકની ગોઠવણી આપ સિવાય બીજાથી થઈ શકે તેમ નથી. જડ ચૈતન સંયુક્ત ચર અને અચર સમસ્ત ઘાટોની રચનાનું અદ્દ્ભુત કાર્ય દેવોના અધિપતિ નિરંજનથી પણ બની શકે તેમ નથી.

**ज्यौं भंडुर भवनार, रचीत रचना अपरंपर ।**
**कीये न भंडेभंड ओक, परजापत बीनुं कर ।। (३)**

જેવી રીતે માટીનાં વાસણો બનાવનાર કુંભાર નાના-મોટા અનેક વાસણો બનાવે છે પણ વાસણ વાસણને બનાવી શકતું નથી, તેનો બનાવનાર તો કુંભાર જ છે. તેવી જ રીતે આ સકળ સંસારના સર્જનહાર સકર્તા એ જડ ચૈતન સંયુક્ત અનેક ઘાટ ઉત્પન્ન કરી

રમણીક સંસારની જે રચના કરી છે તેનો કોઈથી પાર પામી શકાય તેમ નથી. તે સર્વે નિજકર્તાના કર્યા સિવાય સંસારનો એકપણ જીવ-જીવને અને ઘાટ-ઘાટને કોઈપણ બનાવી શકે તેમ નથી.

**छोटा मोटा सर्व परणीया, आद्य भरण कण ।**
**त्यौं करता बीनुं तंत, बणेसे बने न कोउ पण ।। (४)**

નાનામાંથી નાના પરણાયા (કોડીયા) થી લઈને પાણી ભરવાના પાત્રો તેમજ અનાજ ભરવાના કોઠારો સુધીનાં બનાવનાર કુંભાર જ છે. એવી જ રીતે અનંત બ્રહ્માંડોમાં રચેલા નાના મોટા ઘાટોને તેમાં વસનારા જીવોને બનાવનાર સકર્તા સત્ કૈવલ જ છે. એ સકર્તાથી ઉત્પન્ન થયેલા જીવોથી જીવ બની શકતા નથી. તેમજ ત્રણ ગુણના દેવ અને પ્રકૃતિ પુરુષ મોટા તનુધારી હોવા છતાં નવિન તત્વો સર્જીને નાના ઘાટોને ઉત્પન્ન કરી શકતા નથી.

**कीये ज्यौं लख चोरासी, पुरुषनी आद्य प्रकृति तन ।**
**त्यौं भीन भीन सौ तंत, रचीत निज आप क्रतारन ।। (५)**

આદિ પુરુષ નિરંજન અને મહામાયાથી લઈ ચોરાસી લાખ યોનીના અનેક ઘાટો પ્રથમ આપે જ ઉત્પન્ન કર્યા છે. તેવી જ રીતે તત્વ સામગ્રીના ભિન્ન ભિન્ન અનંત તનુઓની રચના કરીને પ્રત્યેક તનુઓમાં અંશોને વસાવી ભવભરનો વિસ્તાર હે સકર્તા સત્ કૈવલ સ્વામી ! આપે પોતે જ કરેલો છે.

**सब तंन कीये पसार, अेही भव भये भवाटीक ।**
**देखहुं विश्व विचित्र, चित्र विविधी विध नाटक ।। (६)**

ઉપર જણાવ્યા પ્રમાણે કરૂણેશપતિએ નાના મોટા દ્રષ્ય અદ્રષ્ય અનેક ઘાટો રચીને આ વિશ્વના ખેલનો પસારો કરેલો છે. તે જુદી જુદી ભાતના રૂપરંગ અને ગુણવાળા બહુ પ્રકારના ચિત્ર વિચિત્ર વિધ વિધ પ્રકારનું જગત રૂપ નાટક આશ્ચર્ય ચકિત કરી નાખે તેવુ અદ્દ્ભુત દેખાવવાળુ કાર્ય નિજ કર્તાએ જ કરેલુ છે.

**अेही सब अल्प विभुत, जुठ जीनुं दीये जनायन ।**

**रहेसो दीर्घ देवाय, तायकी सुनो पसायन ।। (७)**

ઉપર દર્શાવ્યા મુજબ નિજકર્તાએ ભવરૂપ નાટકનો ખેલ અલ્પ વિભૂતિવાળા તત્વોથી રચ્યો હોય, તે મનુષ્ય દેહધારી સર્વે જીવો અલ્પજ્ઞગતિવાળા છે. તે કારણને લઈ જગતના આચાર્યોએ ગુણના અવતારોને સર્જનહાર મનાવીને તેમને ભજાવ્યા છે. તે જુઠે જુઠ્ઠ હોય, તેનો ભેદ ખુલ્લો કરીને હું સર્વને જણાવું છુ. એ ત્રણ ગુણના દેવોનો પસારો કેવી રીતે થયેલો છે તે તમને કહી બતાવું છું.

**प्रथम शक्ति संजोग, पुरुषके, कीये परमहीत ।**

**ताय भये तीनुं देव, रजो तम सात्विक गुणइत ।। (८)**

નિજ કેવલ કર્તાએ ભવરચનાનો પરમ હેતુ પ્રકાશમાં લાવવા આદ્યશક્તિ અને નિરંજન પુરુષના સંયોગની પ્રેરણા કરી, તે વિષય કર્મના સેવનથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉત્પન્ન થયા છે. તે બ્રહ્મા રજોગુણ, વિષ્ણુ સત્વગુણ અને મહેશ્વર તમો ગુણ. આ ત્રણે દેવ ત્રણ ગુણનો અધિકાર વિશેષ ધરાવતા હોવાથી ત્રણે લોકની રચના થયેલી છે.

**तीनकी भवीत प्रजाय, देव ओर दनुज मनुंस लग ।**

**तदीप सकल संसार, न्यारके न्यार देखीत जग ।। (९)**

એ ત્રણે ગુણના દેવોની પ્રજા ઉત્પન્ન થઈ તે એવી રીતે કે તમો ગુણના દાનવો, સત્વગુણના દેવો, અને રજોગુણના મનુષ્યો હોય, તે કારણને લઈ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એમ ત્રણ લોકના વર્ગ પાડેલા છે. એ સર્વના પ્રકૃતિ સ્વભાવ ન્યારા ન્યારા હોવાથી, એકબીજાની સાથે મળતા નથી. આ જગતમાં તમે વિવેક બુદ્ધિથી તપાસીને જુઓ તો જરૂરથી જણાશે અને કર્તાના કરેલા કૃતની પ્રભુતાનો ખ્યાલ આવશે.

**कीयेहु आगु तीनुं देव, ताय मही अेक शरीर सज ।**
**विष्णुं लेत अवतार, अवनपर करन कछुं कज ।। (१०)**

ઉપર ત્રણ દેવોની ઉત્પત્તિ કહી ગયા તેમાંથી એક વિષ્ણુ નામના દેવ શરીરને ધારણ કરે છે, તે મનુષ્ય શરીરને ધારણ કરી જગતનાં કોઈ સંત ભક્તની સહાય અર્થે મહત્વનું કાર્ય કરવા વિષ્ણુ અવતાર લઈને પૃથ્વી પર આવે છે.

**तीनुं कीये करतार, आचारजने अनहुत इत ।**
**अेही सर्व क्रतवन देव, कर्ता कोउ कीये न कीनुं कीत ।। (११)**

જેટલા વિષ્ણુના અવતાર આ પૃથ્વી પર થયા તેને જગતના આચાર્યોએ અનહુત ઉપમાઓ આપીને કર્તા તરીકેનું સ્થાપન કરી જગતના જીવોને તે તરફ વાળ્યા, અને તે વિષ્ણુના સર્વે અવતારો કર્તાના કરેલા ક્રતની અંદરના ક્રત નાજ દેવો છે. તેમણે કરેલા જગતરૂપી ક્રતમાં આવીને કોઈ નવી વસ્તુ ઉપજાવીને કયાંય પણ વધારો કર્યો નથી.

**तबत्ये इश अवतार, पार नही पाय परम पद ।**
**गरूड हंसकी होड महुर, ज्यौं करी न सकत सद ।। (१२)**

જેવી રીતે મહુર નામનું જંતું, ગરુડ અને હંસની હરીફાઈ એટલે બરાબરી કદાપિ કરી શકતુ નથી, તે ન્યાયે ગુણના અવતારી પુરુષો પરમપદનો પાર પામી શકતા નથી, પરમપદની પ્રાપ્તિ તો મહાન સમર્થ પરમગુરુ જ કરાવી શકે છે.

**अे गुण के अवतार, खपत देवनमे दरहीत ।**
**करही काज तेही माप, अनीत तनके जेही सरवीत ।। (१३)**

ગુણોના અવતાર જેટલા પૃથ્વી પર થયા તે બધાને નિજકર્તાએ આપેલી વિભૂતિ પ્રમાણેના અધિકારોવાળા હોવાથી જેનાથી જેટલુ કાર્ય થઈ શકે તે તેટલુ જ કરી શકે છે. તેઓ વિશેષ દેવ ગતિના દરજ્જાવાળા ઈશ્વરો પોતાના આશ્રયે આવેલા સંસારના જીવોને હદ માપક ફળ આપે છે, તે ફળ દેવલોકની પ્રાપ્તિનું હોય, જગતના જીવો તેને જ

મોક્ષ માને છે, તે ગુણના અવતારો અનિત્ય મનુષ્ય દેહ ધારણ કરીને આજ દિન સુધી જગતના જીવોનું કાર્ય કરતા આવ્યા છે અને કરશે.

**पण निज आतम अरथ, सरत नही काज कोहु न कीत ।**
**उपले अरथ सो करत, वरथ वदीतव इतके इत ।। (१४)**

ઉપર જણાવ્યા પ્રમાણે સગુણ મતના આચાર્યોએ આ સંસારના સઘળા જીવોને બોધ આપી ત્રણ ગુણોના દેવોની અને અવતારી ઈશ્વરોની ઉપાસના દ્રઢ કરાવી છે, તે ઉપાસનાઓ કરવાથી અહિંનું ભૌતિક સુખ પૃથ્વીથી લઈ ચૌદ લોક સુધીનું ગણાય છે, એ સુખની પ્રાપ્તિ માટેનું સાધન આચાર્યોએ વિસ્તારપૂર્વક વર્ણન કરીને જપ, તપ, તીર્થ, વ્રત, હોમ યજ્ઞાદિ શુભ કર્મો કરવાથી મનવાંછીત ફળ મળે છે. એવું સમજાવીને નાશવંત સુખની આશામાંને આશામાં અત્યાર સુધી હુ કોણ છું ? અને કયાંનો વતની છું ? એવો કોઈપણ વિચાર કરી શક્યા નથી. એ કારણને લઈ જેને આત્માનો અર્થ કહેવામાં આવે છે, એ આત્મા સ્વરૂપનું જ્ઞાન સિર્ગુણના કોઈપણ દેવોની ઉપાસના કરવાથી આત્મજ્ઞાન થતુ નથી, અને આત્માને ઓળખ્યા વિના પરમાત્માને જાણી શકાતા નથી.

**छेहुन पदारथ छेह देह, दुरलभ नीज आपन ।**
**तेही न लहत गुन जेह वेह, वीतपन जीनुं थापन ।। (१५)**

આ મનુષ્ય દેહ મહામોંઘો પદાર્થ હોય, પૂર્વના પુન્ય પ્રતાપથી મળેલો છે. આ મનુષ્ય દેહનો દુર્લભ હેતુ પોતાના સ્વરૂપને ઓળખવાનો હતો, પરંતુ એવા જ્ઞાની ગુરુ નહી મળવાથી પોતાના સ્વરૂપને જાણી શક્યા નથી, એ કારણને લઈ ગુણોના અવતારી ઈશ્વરોને જગતકર્તા માનીને આચાર્યોએ સ્થાપના કરી છે. તે આચાર્યોના યુક્તિ ભરેલા વચનો સાંભળીને અલ્પ બુદ્ધિના જીવો વિશ્વાસ લાવી અવતારોની ઉપાસના કરતા થઈ ગયા છે; તો પછી હવે નિજ સ્વરૂપના જ્ઞાન વિના છેવટે આવેલા કર્તાપદને કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

**विपु सहीत जेही साजकी, काज करनन अवतारन ।**
**अेही वारके वार न्यार, निज रहे क्रतारन ।। (१६)**

આ સંસારના સર્વ દેહધારી જીવોને દેહ સાથે ઘણી પ્રિતિ છે. તેથી દેહના ઉપયોગી પદાર્થો ઉપર પણ પ્રેમ રાખતા હોય છે, જે જે જીવોને જેવા જેવા પદાર્થોની ઈચ્છા થાય તે પૂર્ણ કરવા કર્મ ઉપાસના કરે છે. રામ કૃષ્ણથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને આદ્યશકિત મહામાયા સુધીની શાસ્ત્ર વિધિ પ્રમાણે સેવા પુંજા અને સ્મરણ, ધ્યાન કરવાથી જીવોની માંગણી પ્રમાણે આ લોકનું સુખ તેમજ પરલોકનું સુખ આપવાનું કાર્ય ગુણોના અવતાર કરે છે. તે સર્વ સુખ અંતવાળુ હોવાથી, નાશવંત છે. પરંતુ સર્વે અંશોનો જેમાંથી ઉદય થયો છે તે સ્વયંમ કર્તાનું અવિનાશી પદ સદા સદોદિત ન્યારુને ન્યારુ જ રહેલું હોય, કોઈપણ જાણી શક્યા નથી.

**गुण के गुण लग ज्ञान, गुणातीत जीनुं पोकारीत ।**
**क्या जाने तेही लक्ष, दक्ष अवतार बचारीत ।। (१७)**

ચોવીસ અવતારોની આદ્ય લઈ આ પૃથ્વી પર જે જે ગુણના અવતારી પુરુષો થયા તેમને ગુણ સુધીનું જ જ્ઞાન એટલે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં ધામ પ્રાપ્ત કરી શકે ત્યાં સુંધીનું જ જ્ઞાન કહી બતાવ્યું છે, જે ગુણાતીત એટલે ગુણોના કારણરૂપ પ્રકૃતિ અને તેમના શિર પર નિરંજન પુરુષ તેમજ તેમની પાર સકર્તા ધણીનું નિજપદ આવેલુ છે. તે નહી જાણી શકવાને લીધે અવતારી પુરુષોએ પણ નેતિ પોકારી છે. ગુણોનાં અવતાર, ગુણોની ગતિ પહોંચે ત્યાં સુધીનું જ્ઞાન જણાવવામાં પ્રવિણ છે. પણ અવિનાશી કર્તાપદ જાણવા પક્ષે લાચાર હોવાથી તે અલખનો લક્ષ કેવી રીતે જાણી શકે?

**जेही जीनके आचार, विचार करीत वित ठांनीत ।**
**देइ उपमा अहलाद महाद, करी करत सरानीत ।। (१८)**

જે જે યુગમાં જે જે અવતારી પુરુષો થયા તે જુગના જેવા જ આચાર્યો હતા. તે આચાર્યોએ વિચારીને અવતારી પુરુષના પરિબળનો નિર્ણય કરીને આ જ જગતકર્તા છે.

એવું જણાવી સ્થાપના કરી છે, તે સકર્તાપદના જ્ઞાન વિનાના અચેત અલ્પજ્ઞ ગતિવાળા ગુણોના અવતારી ઈશ્વરો અયોગ્ય હોવાં છતાં કર્તાપદની ઉપમાઓ આપી તેમના નામની પ્રશંસાઓ કરી છે.

**ओर थापे ब्रह्मवेत, जेत अवतार अभे कर ।**
**पाप पुनथी फरक गरक, सुनमें कीये सरभर ।। (१९)**

સગુણના આચાર્યો સિવાય બીજા બ્રહ્મજ્ઞાનીઓએ જે જે અવતારી ઈશ્વરો જેટલા થયા તેમને બ્રહ્મસમાન બ્રહ્મરૂપ ગણીને મહાશુન્યની સાથે સરખાવ્યા છે. તે ઈશ્વરો સર્વ પ્રકારના ભયથી રહિત અભય સ્વરૂપે હોવાથી સદાના માટે નિર્ગુણ બ્રહ્મમાં ગરકાવ રહે છે, તેમને પુન્ય કે પાપ સ્પર્શી શકતા નથી. એમ જગતના જનોને નક્કી કરાવી ગયા છે.

**शुन्य सम ब्रह्म सराड, आड बीनुं अटक लहित गीत ।**
**तेहु ते भये कफेल मेल, नही गनीत अहंम मीत ।। (२०)**

જે જે બ્રહ્મજ્ઞાની થયા તેમણે અવતારી પુરુષોને શુન્યના જેવા નિર્ગુણ બ્રહ્મ કહી કોઈની આડ અંતરાય વિના અટક્યાં કે ખંચકાયા સિવાય એનું એ જ ગીત કહેતા તેજ સાક્ષાત બ્રહ્મ સ્વરૂપ છે. એમ કહી વર્ણન કરતાં આવ્યા છે, એવી રીતે સંસારના જીવોને રાગે પાડયા, એટલે તમે જે કરો છો તે જ ખરું છે, એમ કહી ઉલટા માર્ગે ચઢાવ્યા. ત્યારથી અવતારી પુરુષોને હું બ્રહ્મ છુ એવો મદ ચઢી ગયો છે; તે અભિમાનના અહ્મપણામાં સારાસારનો કે નિત્ય અનિત્યનો વિચાર કર્યો નથી.

**ज्यौं कोइ केफी पुरुष, केफ करी फरत बेहालन ।**
**तीनुं कीये कोउ तरफ, नरपत तुही जग पालन ।। (२१)**

જેમ કોઈ વ્યસની પુરુષ વ્યસનને વશ પડી વ્યસનનાં નશામાં ચકચુર બની જાય છે અને પોતાની શુદ્ધ બુદ્ધ ભુલી જઈને ભાન વિનાનો થઈને ફરે છે, ત્યારે તેને કોઈ મજાક કરતા કહે છે કે તમે તો જગતનું પાલન પોષણ કરવાવાળા મહારાજા છો. એવું સાંભળીને કેફી માણસ રાજાની જેમ માન મર્તબાવાળા જેવું વર્તન કરે છે. તેવી રીતે બ્રહ્મજ્ઞાનીઓ વર્તે છે.

**हुते केफ वसताय तेहुंनकी, सत करी मांनीत ।**

**गुण कही ब्रह्म न होय, अमल वरी भये अजानीत ।। (२२)**

ઉપર કહી ગયા તે પ્રમાણે અહંમપણાનો જે મત તે ચઢેલા મદના નશામાં આધીન થઈને બ્રહ્મજ્ઞાનનો દાવો કરવાવાળા અમે બ્રહ્મ છીએ. એવી વાણી બોલ્યા છે. એ વાણી એમના શિષ્ય સમુદાયે સાંભળીને સાચી માની જગતનાં જીવોને સમજાવ્યા છે. પરંતુ એ ગુણના દેવો અવતારી પુરુષો નિર્ગુણ બ્રહ્મ જેવા થઈ શકે ખરાં? કદાપિ નહી, એતો અહંમપણાનાં કેફે કરીને અજ્ઞાન દશામાં જ બોલેલા છે.

**दश इंद्री द्रीन मांन आन, मही वसे अंश गुन ।**

**तीनुं केफ करुडेस देस, नही लहे आपन जुन ।। (२३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે મધ્યમ બ્રહ્મવેતાઓ કહે છે કે અમે પોતે બ્રહ્મ સ્વરૂપ છીએ એવું બોલતા પહેલાં જડ ચૈતનની વિભક્તિનો વિચાર સરખોય કર્યો નથી. તે કારણને લઈ ત્રણે ગુણના અંશોનો નિવાસ ઈન્દ્રિયો, અંતઃકરણ આદી તત્વોમાં થયેલો છે. અને એ તત્વાસ્મિના કડક કેફનાં આવેશમાં ચકચૂર થઈ તે અયોગ્ય વાણી જેમ તેમ બોલવા લાગ્યા. તેઓ પોતાનું ભાન ભૂલીને હું કોણ અને ક્યાંનો વતની છું ? એ રેખમાત્ર જાણતા નથી.

**परके कीये परमेस आप, नव लेस न जानीत ।**

**देखे नही नीज नेन उरनके, अनुभव छानीत ।। (२४)**

બીજા મત પંથના આચાર્યોના કહેવાથી ગુણના ઈશ્વરી અવતારો પોતાને પરમેશ્વર માની બેઠા છે. પરંતુ પોતાની આંખે નિહાળીને જોતા નથી કે આપણે કોણ અને કોના સ્વજાતિય છીએ. તે લેશમાત્ર જાણતા નહી હોવાથી એ કારણને લઈ તેમના હૃદયમાં વિચાર સરખો પણ આવ્યો નથી, કે જડ શું અને ચૈતન શું? એમ સજાતિ અને વિજાતિના સત્યજ્ઞાન વિના સકર્તાપતિને જાણી શક્યા નથી.

**लहे जो निज गंम नेंन, चेंन आपने तंन मंनकी ।**

**तो न हवे इस आप, मापकी मरीत देहनकी ।। (२५)**

જયારે ઈશ્વરના અવતારી પુરુષોએ પોતાના અંતર ચક્ષુ એટલે જ્ઞાન દ્રષ્ટિએ નિરખી પરખીને તનમનને તપાસી પોતાની વર્તમાન હાલતને વિચારી જેમ છે તેમ સમજી શકયા હોત તો અમે કર્તા છીએ એમ કદાપિ પણ કહેવડાવત નહી, કારણકે જ્ઞાન દ્રષ્ટિએ જોતા જણાય છે કે ધારણ કરેલો પંચ ભુતનો દેહ અનિત્ય હોવાથી અંતકાળ આવતા નાશ પામે છે.

**जीव करननकी करत, आप ते कीये करामळ ।**

**परचा ग्रंथ गबोळ, भोळ भव करन हरामळ ।। (२६)**

તે સર્વે જીવોને ઉત્પન્ન કરવાની કરામત એટલે જે અકળ કળા છે તે સકર્તા સત્ કૈવલ વિના કોઈ કરી શકે તેમ નથી. છતાં જગતના આચાર્યોએ બનાવટ કરીને તેમના રચેલા શાસ્ત્ર પુરાણોમાં લખી ગયા છે કે ગુણના ઈશ્વરી અવતારો જીવમાત્રને પેદા કરવાવાળા છે એવા અમસ્તા ગપ્પા મારી ગયા છે તે પરચા અને ચમત્કારોની વાતો કલ્પિત ઉભી કરીને આ સંસારમાના ભોળા જીવોને ઠગી ભુલમાં નાખી મોટી હરામખોરીનું કામ કર્યુ છે.

**जीमु डह्‍काये जगत, मुक्ति आस उमाइत ।**

**कीये न नीज अवतार सार, सुन लेइ पराइत ।। (२७)**

આ ભવના આચાર્યોએ પરચા ચમત્કારની અસત્ય વાતો ઉપજાવી કાઢી જીવમાત્ર ને જુઠી ભ્રાન્તિમાં નાખી દીધા છે. તે જીવોને સંબોધીને જણાવ્યું છે કે તમને જીવન મુક્તિ મળશે, એવી આશામાં ને આશામાં જગત ભરનાં જીવો કલ્પિત વાતોને માનતા આવ્યા છે. વળી ઈશ્વરી અવતારોએ કયાંય પણ કહ્યું નથી કે અમે જીવોને ઉત્પન્ન કરનાર કર્તા છીએ, છતાં આચાર્યોની વાતો પરસ્પર સાંભળીને તેમાં વિશ્વાસ લાવી આ જગતનાં જીવો ગુણનાં ઈશ્વરી અવતારોની ઉપાસનાં ઉમંગભેર કરે છે.

**अे उपमाके अरथ वरथ, कुन काज करन हीत ।**

**छोडो गुन गमसाण, जाव कीनुं व्रथा सरन हीत ।। (२८)**

આચાર્યોએ ઈશ્વરી અવતારોને જગત કર્તાની ઘણી ઉપમાઓ આપી વખાણ કર્યા છે તે સર્વ વૃથા હોય તેથી કોઈ પણ જીવનું હિત એટલે કલ્યાણ થતું નથી. એટલા માટે ભગવાન કરૂણાસાગર સંસારના જીવોને ઉદ્દેશી કહે છે કે ચમત્કારોથી ભરેલા પરચાઓની વાતોનાં તોફાન તજી દો, નહી તો તે વૃથા વાતો સાંભળીને ગુણનાં શરણમાં જે જે જીવો ગયા તેમનું કોઈનું પણ જન્મ મરણનું મહા દુઃખ દુર થયુ નથી.

**अधम कीये अग घोर सोर, आचारजने अत ।**

**अलग आहाडु जग न पाय, विनुं नीज कर्ता गत ।। (२९)**

સત્યને છોડી આચાર્યોએ જગતમાં મહા અસત્યનો ફેલાવો કરેલો છે, એ અધોદ્રષ્ટિના મહાઅંધ હોવાથી અજ્ઞાનરૂપી ઘોર અંધકારમાં જીવોને નાંખી દીધા છે, અને ઘણા જોરથી વાતોનો કોલાહલ મચાવી સંસારના જીવોને સત્ય પદથી વિમુખ રાખ્યા છે. વળી સર્વ જીવોને સત્ય કર્તાપદની વચ્ચે અસત્યનો મોટો અંતરાય ઉભો કરી નિજ કર્તાને પ્રાપ્ત કરવાની ગતિ કોઈને જાણવા દીધી નથી.

**अेही परकार अजाण, रहे भव भरम सहेतु ।**

**कोहो कीनुं क्रता न जाण, जोत सिद्धांत सबेतु ।। (३०)**

એવી રીતે સર્વ જગતના જીવો સત્યકર્તાપદથી અજાણ રહેલા અજ્ઞાનરૂપી અંધકારમાં પડી જવાને લીધે કર્તાપદને પ્રાપ્ત કરવાનો હેતુ આ મનુષ્ય દેહે નિજજ્ઞાનનો લક્ષ લેવાનો હતો તે સદંતર ભુલી ગયા, તેથી કોઈપણ નિજકર્તા પદને જાણી શક્યા નથી, જે કાંઈ જાણ્યું તે બધા સિધ્ધાંતોને નિહાળી જોતા અસત્યનો જ નિર્ણય થાય છે, અસત્યને જાણી આચાર્યોએ સંસારના જીવોને અસત્યમાં જ વિરામ પમાડયા છે.

**हुंमकु कहे जो कोइ सोइकी, तुम कीम पाइत ।**
**में खुदके खरीयान, अगम गत उनसे लाइत ।। (३१)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે આચાર્યો પૈકીના કોઈ પ્રતિવાદી મને એમ પૂછે કે સગુણ-નિર્ગુણના સિધ્ધાંતવાદીઓ નિજકર્તાથી અજાણ છે, તો તમે આ કર્તાપદને કેવી રીતે જાણી શક્યા છો? પરમ કૃપાનિધિ જવાબ આપતા જણાવે છે કે અમે સકર્તા સત્ કૈવલના પરમ વિશેષ અંશ હોવાથી ખુદ ખાવિંદના હજૂરમાં હંમેશા રહીએ છીએ, તે સકર્તા પાસેથી અલૌકિક પદની પ્રાપ્તિ કરાવવા માટે અગમ્ય લક્ષની જ્ઞાનગતિ અમે લાવ્યા છીએ.

**करेन सकल नरवेड, भेदके भरम मटावन ।**
**क्रता विनाय नीकंद, करन जेही पंथ पटावन ।। (३२)**

આ જગતના સઘળા મત પંથના આચાર્યો, જગતના રચનાર અને સર્વ અંશોને ઉત્પન્ન કરનાર આદ્ય કર્તા કોણ છે? તેનો નિવેડો લાવી નિર્ણય કરી શક્યા નથી, જેથી આ સંસારના જીવોને આજ દિન સુધી કર્તા સબંધમાં સંશય રહેલો છે તે ભ્રમને મટાડવા અને નકલી કર્તાનું સ્થાપન કરનાર મતપંથોનો નાશ કરવા અમે નિજકર્તાની પાસેથી અગમ ગતિનું લક્ષ જ્ઞાન લઈને આ વિશ્વમાં આવ્યા છીએ.

**अगणीत गये पटाइ आगु, अनहुत अवनीपर ।**
**अजहुं धरत अहंमेव देव, हवीतव तीनुं सरभर ।। (३३)**

ભૂતકાળમાં થઈ ગયેલા ઘણા આચાર્યોએ અગણીત જીવોને જુઠું સમજાવી તેઓના મનનું સમાધાન કર્યું છે. એવી રીતે કે આ પૃથ્વી ઉપર ઈશ્વરી અવતારો થયા તેને કર્તા મનાવી તેમના નામનું ભજન કરાવ્યું છે, જે અનહુત એટલે હતું જ નહી તે જીવોને દ્રઢ કરાવ્યું છે. જે ગુણના અવતાર તેમજ ઈશ્વરો અત્યાર સુધી અમે કર્તા છીએ એવું અભિમાન ધારણ કરી રહ્યા છે, પરંતુ હે આચાર્યો ! તમારો જેવો દેહ પંચભૂતનો છે તેવોજ તમારા માનેલા ઈષ્ટનો પણ છે.

**मोइ अनुभव नही चीन, मीन ज्यौं फरत कुप मत ।**
**अब कोउ कहे अवतार, अरक उद्येति अंधगत ।। (३४)**

જેમ કુવાનું માછલું કુવાને સમુદ્ર માંની કાયમ કુવામાંજ રહે છે, તે સાગરની સમજ વિના બીજી કોઈ ઈચ્છા કરતું નથી. એવી રીતે મત પંથના કુવામાં પડેલા જીવ ગુણના અવતારી ઈશ્વરોને જગતકર્તા માની તેમાં જ વિરામ પામેલા છે.કોઈ અંધ માણસ સૂર્યના ઉદયથી અસ્ત થતા સુધી પ્રકાશને જોઈ શકતો નથી, એમ દશ અવતારોની આદ્ય લઈ ત્રણ ગુણના દેવ અને શક્તિ નિરંજન સુધીની નિષ્ઠાવાળા આ સંસારના જીવ પ્રથમથી જ અંતર દ્રષ્ટિના અંધ હોવાથી, કોઈ સકર્તા પતિના જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ પાડે તો પણ જોઈ કે જાણી શકતા નથી.

**अंधे अंध सराय सरण जत, तेही अन सुजीत ।**
**पण नीज कर्ता प्रसार, अपारन कोउ कीनु बुजीत ।। (३५)**

અત્યાર સુધી થઈ ગયેલા આચાર્યો અને તેમના અનુયાયીઓ આંધળે આંધળા બધા ભેગા મળીને દશ અવતાર અને ત્રિગુણી દેવોના શરણે ગયા, પરંતુ આપનપુ અને પતિપદના લક્ષજ્ઞાન રૂપી ચક્ષુ વિનાના હોવાથી નિજકર્તાથી સ્થાપેલા વિશ્વરૂપી અપાર પસારાને જોઈ, જાણી કે સમજી શકયા નથી.

**ज्यौं छोनुनके राय जाय, तांही छोनुं सकळ मील ।**
**सरखे सरख सहोड जोड, जुथ फरतही हलमल ।। (३६)**

જેવી રીતે છોકરાઓનો સમૂહ પોતાના સમૂહમાંથી એક ચાલાક છોકરાને રાજા બનાવે છે, અને પછી બાકીના બધા છોકરા સાથે મળીને જે છોકરાને રાજા બનાવ્યો છે તેની પાસે જાય છે, અને એક બીજાની સમોવડીયા એક બીજાની સાથે હોડ બાંધે છે અને સંગ્રામ ખેલે છે, પરંતુ એમાં કોઈને કાંઈ મેળવવાનું હોતુ નથી, બલ્કે એ રીતે સઘળા હળીમળીને મહાલે છે, મતલબ કે એ છોકરાઓનો રાજા કોઈને કાંઈ શિરપાવ આપતો નથી. કેમકે રાજા તરીકેનો અધિકાર બનાવટી હોય, ખરેખર તે રાજા રાજ સત્તા વિનાનો છે.

**अेही परकार अचेत, वेत, कोउ नही करतारन ।**
**कोउसे कीये सहेत, जेत, जन गुनके यारन ।। (૩૭)**

ઉપર જણાવ્યા પ્રમાણે ભવ ભરનાં આચાર્યો અને તેમના માનેલા દશ અવતારો વગેરે તે ઈશ્વરો સર્વે અચેત ગતિવાળા હોવાથી, કોઈ પણ નિજકર્તા પદના જાણકાર નથી. એ આચાર્યો અને તેમના ઈષ્ટો બધાજ સરખી ગતિવાળા હોવાથી, આપસ આપસમાં કોને ખરા જગત કર્તા માની કોણ કોની સાથે શુદ્ધ હેત ધારણ કરે, જેથી પરમ પદ મળે ? આજ દિન સુધી જેટલા થયા તે બધા ગુણના જ દેવોની પ્રિતીવાળા હોય, તેમાંથી કોઈ કોઈને મોક્ષ આપી શકે એવા નથી.

**तब हम रहे अकेल, छेल भव भरके अंदर ।**
**अजा सींघ सरमेल, भेळ मळ रखु कोहंदर ।। (૩૮)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, તેથી જ અમે અમારા છેવટે આવેલા સ્વધામમાં એકલા જ રહીયે છીએ. આ ભવભરની અંદર સિંહ બકરા સાથે સુમેળ કેવી રીતે રાખી શકે ? એ ન્યાયે મત પંથના આચાર્યો અને તેમના સર્વે અનુયાયીઓ આપનપુ અને પતિપદનાં જ્ઞાન લક્ષ સિવાયનાં ઘેટાં બકરા જેવા હોવાથી, હું કોની સાથે શુદ્ધ હેત રાખુ ?

**पुनही जमी असमान रेन, देन मीलन ज्यौं ज्यम ।**
**त्यौं मेरे मत ज्ञान कोहुनसे, मळे न त्यौं तम ।। (૩૯)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે જેમ જમીન - આસમાન તેમજ રાત્રી અને દિવસ એકબીજાની સાથે મળી શકતાં નથી. તેવી જ રીતે મારા જ્ઞાન માર્ગના અલૌકિક મતપંથના સિદ્ધાંતની સાથે ઉપરના દ્રષ્ટાંત અનુસાર સર્વ મતના સિદ્ધાંત મળી શકે તેમ નથી.

**ओर तो नही तकरार, पतीनकी पेज विना कीत ।**
**रवि विन अति अंधियार, नरप बिन ज्यौंते भवभीत ।। (૪૦)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર "પરમ ગુરુ' કહે છે કે સગુણ નિર્ગુણનાં સર્વે મતપંથના ઉપદેશકો સાથે અમારી બીજી કોઇ તકરાર નથી, પરંતુ આ જગતના કર્તા કોણ છે ? તેની ખરેખર જાણ કે ઓળખાણ વિના ધર્મના ઉપદેશકો અને તેમના અનુયાયીઓ કયાં જશે ? અને કેવી ગતિ થશે ? દ્રષ્ટાંતે જેમ સૂર્યના પ્રકાશ વિના પૃથ્વી પર ઘોરઅંધકાર છવાઈ જાય છે; ત્યારે કોઈને કંઈ પણ સુઝ પડતી નથી. તેમજ રાજા સિવાય રૈયતમા અંધાધુંધી વ્યાપી જાય ત્યારે પ્રજા ભયભીત થઈ જાય છે. એજ ન્યાયે અનંત બ્રહ્માંડોના ઉપાદાન કારણ આદ્ય સકર્તાપતિનું પરમજ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશ વિના આ જગતના જીવોને હું કોણ અને મારા કર્તા કોણ ? કયાંથી આવ્યો અને કયાં જઇશ ? તે સત્ય માર્ગની સુઝ પડતી નથી, જેમ ભયભીત થયેલી પ્રજાને રાજા વિના ભયમાંથી કોણ મુક્ત કરી શકે ? તેવી રીતે નિજ કર્તા સમસ્ત લોકના મહારાજા હોય, કાળમાયાના ભયમાંથી બચાવી લે છે.

**त्यौं करता बिन करत, आसरीत रहीत ग्रहीत कीनुं ।**
**प्रकृति पुरुषनी आद्य, अचरचर सहीतम गुन तीनु ।। (४१)**

ન્યાયપૂર્વક જ્ઞાન દ્રષ્ટિએ વિચારી જોતા સિદ્ધ થાય છે કે નિજકર્તા વિના જગતરૂપી ક્રત બની શકે જ નહી, દ્રષ્ટાંતે જેમ જેમાંથી જે વસ્તુ ઉત્પન્ન થાય તે તેના આધારે જ રહી શકે છે. તેવી જ રીતે જો તેનો સ્વજાતિય ના હોય તો સજાતિ આશરા વિનાનો કોણ કોનો હાથ પકડી શકે ? માટે નિરંજનથી લઇ આદ્યશક્તિ તથા બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર, તેમજ સ્થાવર અને જંગમ સમસ્ત વિશ્વના સર્જનહાર સકર્તા સત્ કેવલ સ્વામી જ છે. તેમની બાહ્ય દ્રષ્ટિનું દ્રષ્ય ક્રત છે. અને અંતર દ્રષ્ટિના સામાન્ય વિશેષ સર્વે અંશો જોણે ઉત્પન્ન કર્યા છે, તેમનાં જ આધારે રહીને વર્તમાન કરી રહ્યા છે.

**यांहां ल्यौं क्रत महीमान, तेहुनके क्रता कोहो कुन ।**
**थयेजो गुन अवतार, अकर्ता ब्रह्म पुनीत सुन ।। (४२)**

પુરુષ પ્રકૃતિથી લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, તેમજ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ અહીં સુધીનું દ્રષ્ય-અદ્રષ્ય જે ક્રત તે સર્વે મહીમંડ ઇંડથી (વિશાળ વૈરાટ ની અંદર) આવી

જાય છે. તો તેના ઉત્પન્ન કરનાર કર્તા કોણ ? અને જો કર્તા ના હોય તો આપો આપ સહેજા સહેજ કોઈ પણ વસ્તુ ઉત્પન્ન થઈ શકતી નથી. તો સિર્ગુણ -નિર્ગુણના સિદ્ધાંત વાદીઓ સામે પરમગુરુનો પ્રશ્ન છે કે આ ક્રતનાં રચનાર અને જીવોને ઉત્પન્ન કરનાર કહો કોણ છે ? સગુણના આચાર્યોએ ગુણના અવતારી ઈશ્વરોને કર્તા તરીકે વર્ણવ્યા છે, તેમજ નિર્ગુણ મતના આચાર્યોનું માનવું છે કે જીવમાત્રના ઉપાદાન કારણ નિર્ગુણ બ્રહ્મ છે, એ નિર્ગુણ બ્રહ્મ કર્તવ્ય શક્તિ વિનાનું હોય, ચૈતન્યતા કે જાણ પણું તેનામાં સંભવતુ નથી, તેમજ ઈચ્છા કે સંકલ્પ વિનાનું શૂન્યના જેવું છે. ત્યારે આ બાજુ જેટલા સગુણના ઈષ્ટો થયા, તે જગત રચના પછી જ થયા, અને જગત હોવા છતાં તે ગયા, જેથી તે ગતિની કોઈને ખબર નથી.

**अे दोउसे न बनेत, करत गुन अकरतसे इत ।**
**ज्यौं ते पुरुष नपुचताइ, ते प्रजा न होय कीत ।। (४३)**

સકર્તાના શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલુ સર્વે ક્રત કે સિર્ગુણનો પસારો હોય, તેની અંદર આવેલા સર્વે અવતારોની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમના શરીરો તત્વરૂપી ક્રતથી જ રચાયેલા છે. તે ક્રતથી ક્રત ઉત્પન્ન થઈ શકતુ જ નથી. ત્યારે જે અકર્તા બ્રહ્મ કહેવાય છે તે ભાવાભાવ રહીત નિર્વિત્ત હોવાથી, કંઇપણ ઉત્પન્ન કરી શકતુ નથી. જેમ કોઈ નપુંશક પુરુષ, પુરુષાતન સિવાયનો હોય, તેનાથી પ્રજા ઉત્પન્ન થતી નથી એમ સમજવું.

**ओरु देखे कुल पंथ कंथ, विन जेही द्रढाइत ।**
**सहीत पति सेहे वरत कुवेर, तेही कहे समजाइत ।। (४४)**

જગત રચનાની આદ્યથી સિર્ગુણ અને નિર્ગુણ બે પક્ષો સ્થપાયેલા છે. સિર્ગુણ પક્ષમાં દશ અવતારની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન સુધીનો સમાવેશ થઈ જાય છે. અને નિર્ગુણ પક્ષમાં આત્મા પરમાત્મા અને અકર્તા બ્રહ્મની દ્રઢ માન્યતા રાખી રહ્યા છે. એ બંને પક્ષના ઉપદેશકોએ ઘણાં મતપંથ રચી વિશ્વમાં પ્રચલિત કર્યા છે, અને સંસારભરના જીવોને જે મતના ગુરુ મળ્યા તે તે ઉપાસનાં નક્કી કરાવી છે ,પરંતુ

તુ કોણ ? અને તારા સ્વજાતિય કર્તા કોણ ? તે નિજ, જ્ઞાનના અભાવે અત્યાર સુધીનું જગત ક્રત અને અક્રતની અંદર જ અટવાઈ ગયુ છે. તે ઘરને સહેલાઈથી પ્રાપ્ત કરી શકે તેવી પરમશ્રેષ્ઠ અલૌકિક જાણ જણાવીશ, એટલા જ માટે સત્‌ શ્રીમંત કુવેર સ્વામી મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે આપનપું અને પતિ પદની એકતાનો અલૌકિક લક્ષ લખાવીને આરતવાન અંશોને નિજ કૈવલ ધામમાં પહોંચાડીશ.

**ઈતિ શ્રી સકર્તા અદ્વૈત એક નિરૂપણકો દ્વિતિય સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૩

## અથ અંશ સમળીત સુર સહીતમ નિજ તનમે દેખાવનકો તૃતિય સિદ્ધાંત નિર્ણય

**सुनवा सकल सचेत, वेत जेही विगत विचारन ।**
**सनमुख रहो सखेत, कहीत भव उपजन कारन ।। (१)**

હે સર્વ જીજ્ઞાસુજનો ! જે હું કહી બતાવું છું. તે સાંભળવા માટે અંતરનું શુદ્ધ હેત ધારણ કરીને સાવધ થઈ રહો. તમારા દ્રવ્ય તનુમાં નિજકર્તાનો અંશ અને દેવોના અંશ કેવી રીતે રહેલા છે. તે સત્ય હકિકતને જાણવા અને વિચારવા વર્ણન કરીને તમને જણાવું છું. પરમ કૃપાનિધિ કહે છે કે મારા સન્મુખ આતરવાન બનીને સ્થિર થઈ રહો, જેથી સમસ્ત ભવની ઉત્પત્તિનું મુળ કારણ કોણ છે ? તે તમને જણાવું છું.

**ओही नीज इंड कटाक्ष, वसत जेही देव भरीत ग्रीत ।**
**कर्ता सहीत जीनुं अंश, वैंस तनमे आपने इत ।। (२)**

હે સંત સજ્જનો ! તમારી દ્રષ્ટિ સામે જે વિશાળ બ્રહ્માંડ દેખાય છે તેના વિશે સકર્તા પતિએ ન્યારા ન્યારા ધામ રચીને ઓછી વત્તિ વિભૂતિવાળા સર્વે દેવોને વસાવ્યા છે, જે તે દેવોનાં સ્વજાતિ અંશો આપણા પ્રત્યેક શરીરોમાં આવેલા છે; તેમજ સકર્તા પતિના સ્વજાતિ અંશ સર્વે શરીરોનાં શિખરે બિરાજેલાં છે.

**प्रथम पुरस प्रकतेव, अंश वसीतव ब्रह्मरुंधर ।**

**जोगी धरत समाध, सुनत जांहां नाद दसुंदर ।। (३)**

સકર્તા પતિએ ભવનો પસારો કરવા પ્રથમ પુરુષ નિરંજન અને આદ્યશક્તિને ઉત્પન્ન કરેલા છે, તે જ પુરુષ પ્રકૃતિના અંશ શરીર માત્રનાં શિખરે બ્રહ્મરંધ્રમાં જ્યોતિ સ્વરૂપ આવેલું છે. ભ્રકુટી સ્થાને મહામાયાનો અંશ નિવાસ કરે છે. તેનો પ્રત્યક્ષ અનુભવ કરવા દશે ઇંદ્રીયોનાં વિષયોનો ત્યાગ કરી યમ, નિયમ, આસન, આદી યોગીઓ યોગનાં આઠે અંગ સાધીને સિદ્ધ કરે છે. ત્યારે સમાધિ લાગે છે, તે સમાધિ દ્વારા જ્યોતિના દર્શન થતાંની સાથે તેમાં તલ્લીન થઈ જાય છે, વળી દશ પ્રકારનાં નાદ અતિ રસિક સુમધુર હોય, તે સાંભળતાં જ મગ્ન બની જાય છે.

**त्रतीये रवि शशी नैंन बेन, जहां वसे अगन अप ।**

**नाशा अश्वनीकुमार, ग्रहीत वित सार असारप ।। (४)**

જંગમના સર્વે શરીરોમાં ત્રીજા નેત્ર દ્વારે ચંદ્ર અને સૂર્ય વસેલાં છે. જમણા ચક્ષુમાં સૂર્યદેવ ગરમીને ઉત્પન્ન કરતા હોય, ડાબા ચક્ષુમાં ચંદ્ર પાણીને પ્રગટ કરી શીતળતા આપે છે. નાસીકા દ્વારે અશ્વનીકુમાર રહેલા હોવાથી, તે સુગંધ-દુર્ગંધ ને પરખી સુગંધરૂપી સારને ગ્રહણ કરે છે. અને દુર્ગંધરૂપી અસારને ત્યજી દે છે.

**सुनन नाद द्रिगपाल, वास जहां वसीतव करनन ।**

**नीगम आद्य टहंकार, सुनन जिनके जेही समरन ।। (५)**

દસે દિશાના દિક્‌પાલ નામનાં દેવોનો વાસ શરીરોમાં આવેલા શ્રવણ દ્વારે રહેલો છે. તે ઘણા પ્રકારના શબ્દો સાંભળવાનું કામ કરે છે. નિગમ એટલે વેદની આદ્ય મંત્રોનો ઉચ્ચાર મહા ગર્જનાવાળો અવાજ સાંભળીને સારા સારનું જ્ઞાન થાય છે, જ્યાં જ્યાં જેને જેવું અને જેટલું યાદ હોય ત્યાં ત્યાં તેવા પ્રકારના શબ્દ ધ્વનિનો ઉચ્ચાર કરી શકે છે.

**हरदे रुद्रके अंश, नाभीतळ वसे विष्णुं वीत ।**

**रज गुन अजके अंश, वसत जांहां इंद्री अनंग जीत ।। (६)**

હૃદય કમળનાં વિષે મહેશ્વરનો અંશ વાસ કરી રહેલો છે. તેમજ વિષ્ણુના વિત્ત રૂપે તેમનો અંશ નાભી કમળમાં આવીને વસેલો છે. બ્રહ્માજીનો અંશ રજો ગુણ રૂપે હોય, સર્વે શરીરોમાં ઉપસ્થ ઇંદ્રિ જ્યાં આવેલી છે ત્યાં તે વસીને રહેલો હોવાથી, તે કામદેવે દસ ઇંદ્રિ અને ચાર અંતસકરણ ને જીતી લઈ પોતાના તાબામાં રાખી રહેલ છે.

**रहत इंद्र कर अंश, वसे जीनुं वितपन पति सुर ।**

**त्वचा मारुतके अंश, शब्द रस रूप गंध उर ।। (७)**

દેવોના પતિ જે ઈન્દ્ર તેમનો વિત્ત રૂપી અંશ હાથોમાં આવીને રહેલો હોય, તેમજ શરીર માત્રની ત્વચામાં વાયુ દેવનો અંશ આવીને વસેલો છે તે ત્વચાને શુદ્ધ રાખે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે માત્રાઓની વ્યવસ્થાનો નિર્ણય હૃદયમાં થાય છે.

**अेही देवनके अंश, वंश वसीतव आपने तन ।**

**भीन भीन अस्थान कहीत, जे कज जेही जीनुं करनन ।। (८)**

ઉપર જે જે દેવોનું વર્ણન કરી જણાવ્યું, તે દેવો વિશેષ વિભૂતિવાળા હોય, વૈરાટનાં વિશે અલગ અલગ ધામોમાં વસીને રહેલા છે, તે દેવોની વંશનાં અંશો આપણા શરીરોમાં જુદા જુદા સ્થાનો પર આવેલા હોવાથી, જેના જે જે કામ તે ભિન્ન ભિન્ન દ્વારોમાં વસીને કરી રહ્યા છે તેનું નિરૂપણ કરીને સર્વને સમજાવ્યું છે.

**कर्ता अंश सर्वज्ञ, सकलके द्रष्टा द्रग वत ।**

**आतम परमातम प्रणव, प्रसरन कर जीनु गत ।। (९)**

આપણા શરીરમાં દેવોના અંશ દશ ઇંદ્રિ, ચાર અંતઃકરણ, સાત ચક્રો અને કમળો વગેરેમાં આવીને વસેલા છે. જે જે દેવોનું જે જે કામ તે તેના સ્થાન પર રહી સદંતર કરી રહ્યા છે. અને આત્મા પરમાત્મા એટલે ઓહંગ સોહંગ. એ બંને પ્રાણાયમોને નિજ અંશ

પોતાની ચૈતનગતિનું પોષણ આપી પિંડમાં પ્રસરાવે છે. સર્વના શીર પર સકર્તા પતિનો અંશ નિજ જાણ સ્વરૂપે ન્યારો રહીને અટલ આસને બિરાજે છે. તે નખથી લઈ શીખા પર્યંતનો પ્રકાશક હોય, અંદર બહારથી થતી ગુપ્ત અને પ્રગટ ક્રિયાનો જાણકાર છે. શરીરના વહીવટ પક્ષે સર્વજ્ઞ કહેવાય છે. વળી સર્વને દેખવાવાળો, દ્રષ્ટા હોવાથી, સાક્ષી રૂપે રહેલો છે.

**अहोनिश जीनुं हुशियार, रोम रग रग लग जीनुं हीत ।**
**समळ सर्व सतंत, मीत नीमीत रहत तीत ।। (१०)**

સકર્તા પતિનો જે અંશ હર હંમેશ સ્વયં જાગ્રત સક્રિય ગતિવાળો હોય, રોમે રોમ અને રગેરગમાં તેની ચૈતન ગતિ વ્યાપી રહેલી છે, તેથી સર્વાંગે તેનું સરખુ હેત રાખી સર્વને સંભાળે છે, અને શરીરનાં તે તત્વોમાં ગતિ દ્વારા મળેલો હોય, સળંગ સુત્રવત અલગનો અલગ અને ગતિએ સલંગ હોવા છતાં આ સ્થૂલ દેહનો અવધિકાળ જ્યાં સુધી નક્કી થયેલો હોય, ત્યાં સુધી શરીર સાથે રહે છે.

**सकल करत करूणेश, इंद्री अंतसकरण गुण गण ।**
**लेपत नही लव लेस, वेसके साक्षी सरळ पण ।। (११)**

નિજ સકર્તા પતિ તત્વરૂપી સર્વ કૃતના કરનાર હોય, ઈંદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ આદિ તત્વ સમુદાયનો દેહરૂપી વેશ બનાવીને પોતાના સ્વજાતિય ચૈતન અંશને વસાવ્યો છે, તે ચૈતન અંશ શરીરનો સાક્ષી સ્વયં અંશ જ હોય, પોતાની ચૈતનવૃત્તિ દ્વારા શરીર સાથે સરળપણે મળીને રહ્યો હોવા છતાં સ્વસ્વરૂપે લવલેશ પણ લેપાયેલો નથી તે કારણને લઈ નિર્મળનો નિર્મળ જ રહે છે.

**ज्यौं मुकरनके मुखन विकस, नीजके वीक साहर ।**
**त्यौं कर्ताके अंश मुकरवत, मही पण बाहर ।। (१२)**

જેવી રીતે અરીસો હાથમાં લઈ પોતાનું મુખ જોઈએ છીએ ત્યારે મુખનો પ્રતિભાસ અરીસામાં જેમ છે તેમ સ્પષ્ટ દેખાય છે. એવી રીતે પ્રણવરૂપી અરીસો વૃત્તિરૂપી હાથમાં લઇ એક ધ્યાનથી જોવામાં આવે તો અંશના નિજ સ્વરૂપનો ભાસ પ્રત્યક્ષ દ્રશ્યમાન થાય છે. તેજ પોતાના સ્વરૂપનો અનુભવ સિદ્ધ કરાવે છે. તેજ પ્રકારે અંશના નિજ સ્વરૂપનો ભાસ્ સમ પ્રણવમાં ભિન્ન દેખાવા છતાં સ્વયં સ્વરૂપે અંશ ન્યારો રહેલો છે.

**जिनके थान रहांन ज्ञान, गम जेही जग वसीतव ।**
**अंतसकरण रहीत अवस्ता, जहां नही फसीतव ।। (१३)**

જે સ્થળ પર સ્વયં અંશ રહેલો છે, તે જ્ઞાન ગતિ સંયુક્ત માયાની ઉપાધિ રહિત નિજ સ્વરૂપે અલગનો અલગ છે. છતાં પોતાની ગમ એટલે બાહ્ય જાણ દ્વારા શરીર રૂપી જગતમાં આવી વસ્યો છે. જે મુક્ત ભૂમિકા પર અંશ બિરાજે છે, ત્યાં અંતસકરણ કે અવસ્થાનું આવરણ નથી.

**जीनत्ये हवीत सचेत करन, गुण गण ल्यौ चलीयत ।**
**आप अलगके अलग सलग, समद्रष्टि मलायत ।। (१४)**

જે નિજ અંશની ચૈતન સત્તા વડે જડ તત્વો સચેતન ગતિવાળા થયાં, તે સચેતન ગતિ ઉત્તરોત્તર લોહ ચુંબકના ન્યાયે ગુણ ગણમાં ઉતરી આવવાથી ચલિત ગતિવાળા થયા છે. પરંતુ નિજ અંશ અલગનો અલગ રહી પોતાની બાજ દ્રષ્ટિએ પ્રણવ દ્વારા સમભાવે તત્વ સાથે મળીને રહ્યો છે.

**ज्यौं चुंबकके न्याय न्यार, रही लोह चलाइत ।**
**कर्ता अंश वत चमक लोह, गत इंद्री नचाइत ।। (१५)**

જેવી રીતે ચુંબક અલગ હોવા છતાં તેની સામે લોખંડની પુતળી રાખવામાં આવે ત્યારે ચુંબકનું આકર્ષણ લોખંડની પૂતળીમાં પ્રવેશ થવાથી તે પુતળી ચેષ્ટા કરવા લાગે છે; તે ચુંબકના ન્યાયે નિજ અંશ ન્યારો રહી પોતાની વૃત્તિના ભાસ રૂપી ગતિ વડે ઇંદ્રિયોને નચાવે છે.

**रहत अंश नरलेप, अखील तंत उपजावन रत ।**
**कोउन लहत तीनुं ताय, आपमें अरस परस गत ।। (१६)**

સકર્તા પતિનો અંશ નિજ જાણ સ્વરૂપે અલંગ રહે છે. જ્યારે અંશને દ્વૈત વિલાસ કરવાની ઈચ્છા થાય ત્યારે વૃક્ષ બિજગના ન્યાયે સઘળા તત્વો પરમ કારણ દેહમાં અવ્યક્ત રૂપે રહેલા હતાં, તે અંશ વૃત્તિનો ચૈતન્ય ભાસ પડતાં બધાજ તત્વો એક પછી એક ઉત્પન્ન થઈ વિસ્તાર પામે છે. ત્યારે એ તત્વ સમુદાયના પસારામાં વૃતિની ગતિ દ્વારા આરતપૂર્વક અરસ પરસ મળીને રમણ કરે છે.

**चंबु सतावत सोय, अंशके संकल्पके वीत ।**
**तेही संकल्पके करन केद, विनु सुख दुःख भुगहीत ।। (१७)**

જેમ તે ચુંબકની સત્તાએ લોખંડની પુતળી ચેષ્ટા કરવા લાગે છે. તેવી જ રીતે અંશનાં સંકલ્પથી ભાવ સંજુક્ત વૃત્તિ પ્રણવ દ્વારા શરીર રચનાના તત્વોમાં પ્રસરી જાય છે. તેથી વિજાતિ તત્વોનાં સંગ દોષથી જેવી ઈચ્છા થાય, તેવા શુભાશુભ કર્મ કરી સુખ દુઃખ ભોગવે છે, છતાં સંકલ્પનો કરનાર સંકલ્પી નિજ અંશ બંધનમાં આવતો નથી.

**अंश विना तनु तत्व, इंद्री गुण अंतसकरणा ।**
**तेही सकळ जड तंत, करीत हम सकल विवरणा ।। (१८)**

નિજ કર્તાના ચૈતન અંશ વિના શરીર રચનાના જે તત્વો, ઇંદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ, આદિ સર્વ તત્વો જડવત્ રહે છે, તે સર્વે તત્વો જડે જડ હોય, તેનુ વિવેચન કરીને સવિસ્તારપૂર્વક સમજાવ્યુ છે.

**जडकु नही गुण ज्ञान, करम अकरम करनन हीत ।**
**प्रेरक अंश कुवेर, करीत त्यौं काज सकल जीत ।। (१९)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સ્થુલથી લઈ પરમકારણ સુધીના કોઇપણ તત્વ સક્રિય બનીને ચૈતનતા વિના સારા-નરસા કર્મો કરી શકતા નથી. ભગવાન કરૂણા સાગર કહે છે કે જ્યારે સકર્તા પતિનો અંશ આવીને ઘાટમાં પ્રેરક થાય ત્યારે અંદર અને બહાર અંશની ઈચ્છા પ્રમાણે ક્રિયા થવા લાગે છે.

**ઈતિ શ્રી અંશ સમળીત સુર સહીતમ નિજ તનમેં દેખાવનકો તૃતિય સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪

## ...અથ શ્રી અંશ વિના અંશેશ પરિહારકો ચતુર્થ સિદ્ધાંત નિર્ણય...

**अंश विनु अंशेस करीत, जीनु व्रथा व्रणव भव ।**
**भ्रमीत करन जुग जंत, अंत बिनु पाय परम तव ।। (१)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે, કે જેનો અંશ આપણા દેહમાં આવેલો નથી,તો તેના અંશીપદને સ્થાપી સ્મરણ, સેવા કે ઉપાસના કરવી કે કરાવવી તે સદંતર મિથ્યા હોય, તેનું આચાર્યોએ વ્રથા વર્ણન કરી, સંસારના જીવોને અનિત્ય ઈશ્વરોનું ભજન કરાવ્યુ છે. એ કારણને લઈ જગતના જીવો ખોટા ભ્રમમાં પડી જવાથી કોઈ સત્ય, અસત્ય, વિનાશી, અવિનાશી તથા સજાતિ, વિજાતિનો નિર્ણય કરી શકયા નથી. તે સત્ય જ્ઞાનના અભાવે જ્યારે તેમનાં દેહનો અંત આવે છે, ત્યારે પોતાના સ્વજાતિય સકર્તા પતિનું પરમ પદ કોઈ પણ પ્રાપ્ત કરી શકતા નથી.

**जीनके नही इत अंश, शरीर आपनेमें अनुसुत ।**
**तो तीनुं करीत सहेत, पति बिन अंत जहो कुत ।। (२)**

જગતમાં થઈ ગયેલા જે જે ઈશ્વરોના અંશ અહીંયા દેખાતા આપણા પ્રગટ દેહોમાં આવેલા જ નથી, તો એકતા થાય જ કયાંથી ? એમ છે ત્યારે સંસાર ભરના જીવ કોની સાથે શુદ્ધ હેત ધારણ કરશે ? જ્યાં સુધી સજાતિય પતિ પદનું જ્ઞાન ના થાય તો દેહના અંતે જીવો કયાં જશે ?

**तब तुम करो सबेत, खोज आपने तन मांही ।**
**जीनके अंश न आहांय, तांहांयकी आश न कांही ।। (३)**

હે જીજ્ઞાસુજનો ! તમે તમારા પોતાના દેહમાં જ્ઞાન દ્રષ્ટિ એ ખોજ કરીને જુઓ તો તમને નક્કી દેખાશે કે જેના અંશો આપણા શરીરમાં આવ્યા જ નથી, તો પછી તેમના પદને પામવાની આશા રાખવી તે વ્યર્થ છે.

**गौलोक ओरु निज धाम, विहारी कृष्ण थपे जीत ।**

**कुनहे तीनके अंश आपनमे, वसीतव कांहां कीत ।। (४)**

હે સિર્ગુણના આચાર્યો ! જે ગૌલોક તે તેમનું પોતાનું ધામ કહેવાય છે. એવા જે વિલાસી કૃષ્ણ ચંદ્રને તમે કર્તા સ્થાપી, અને જીવોને મનાવી તેમને ભજાવો છો. તો તમે કહેશો ખરા ? કે આપણા શરીરમાં તેમનો અંશ ક્યાં અને કયા સ્થાન ઉપર આવીને વસ્યો છે ?

**ओरु थापे जेही ब्रह्म, करम विनुं सरल सुन पद ।**

**तीनुं आपनमें काय, करत विनु कारन कुन कद ।। (५)**

સિર્ગુણ સિવાયના બીજા બ્રહ્મવેત્તાઓએ અકર્તા બ્રહ્મ સ્થાપીને પોતાનું સ્વજાતિય પદ માનીને મનાવ્યુ છે. તે નિષ્ક્રિય અને નિષ્કર્મ હોય, સદાના માટે શૂન્યના જેવુ જ છે. તે આપણા શરીરમાં કઈ ક્રિયા કરે છે ? તે તો ચૈતનતા કે સક્રિય ગતિ વિનાનું હોવાથી, તેણે કયુ અને કેટલા માપવાળુ કાર્ય કર્યું છે ? તે હે બ્રહ્મજ્ઞાનીઓ તે નક્કી કરીને બતાવશો ?

**जेतने भर जीनुं अंश, अंशी सब दीये देखाइत ।**

**तेही आपनेमे हाल, हजुरीत जुओ जनाइत ।। (६)**

સમસ્ત વિશાળ વૈરાટની અંદર જેટલા દેવલોકના અંશીપદ આવેલા છે, તે દેવોનાં વ્યષ્ટિ અંશ આપણા શરીરોમાં ભિન્ન ભિન્ન સ્થાને આવીને વસેલા છે. તે હાલ હજુર આ દેહમાં જ્ઞાન દ્રષ્ટિએ નિહાળીને જુઓ તો તમને પ્રગટ ક્રિયા કરતા જણાશે.

**पीछे थपे कुन काज, कारन बीनुं बोध करन जन ।**

**अब कांहां कहु अबेह, अधम तुम तेज आतम हन ।। (७)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે, જે જે અંશીઓના અંશ આપણા દેહમાં આવ્યા છે તે મેં પહેલાં તમને જણાવી દીધુ છે. તો પછી હે આચાર્યો કયા કારણને

લઈ કયુ કાર્ય કરાવવા સંસારના જીવોને તમે બોધ કરી રહ્યા છો ? તો હવે તમને કહી કહીને કેટલુ કહું ? તમે અધમ ગતિના હોય, આત્મ હત્યારા આત્માની ગતિ હણી લઈ જીવોને ખોટા માર્ગે દોરી રહ્યા છો. તે વાત ક્યાં જઇને કોને કહું ?

**स्वार्थ अल्प सकाज, लाज तीनमे रहे जंपीत ।**

**जग जीव दीये भुलाय, तायके त्रास न कंपीत ।। (८)**

હે આચાર્યો ! તમે પોતાનો સ્વાર્થ સાધવા જેના તમે અંશ છો તેને તજીને ત્રણ ગુણના અનેક દેહધારી અવતારો થયા તેને તમે નિજ કર્તા માની મનાવી ભજાવી રહ્યા છો. તો તમને લાજ સરખી પણ ના આવી ? તે અજ્ઞાની જીવોને કલ્પીત અનિત્ય ઈશ્વરોમાં વળગાડી દીધા. જેથી તમારા આત્માને ત્રાસ કે કંપારી કેમ ના આવી ?

**जेही सुख अल्पज्ञेव, अनीतमे रहे सपागीत ।**

**नीज पति क्रता सनात, अबीत ल्यौं जोइ तन जागीत ।। (९)**

ત્રણ ગુણના દેવોની ઉપાસના કરવાથી જે ભૌતિક પદાર્થોનું સુખ મળે છે તે શરીર રહે ત્યાં સુધી જ ભોગવી શકાય છે. તેવા અલ્પ સુખના સર્વ અનિત્ય ઈષ્ટોની સાથે પ્રિતિ બાંધીને પચી જવુ તે યોગ્ય નથી. આપણા સર્વના સ્વજાતિય સનાતન પતિ છે. તેમને જેમ છે તેમ યથાર્થ ઓળખવા યાને પ્રાપ્ત કરવા અત્યારે જ પ્રગટ મનુષ્ય દેહમાં જ્ઞાન દ્રષ્ટિએ નીજ સ્વરૂપમાં જાગ્રત થઈ જોશો તો જરૂરથી નિજ કર્તા પદનો પ્રત્યક્ષ અનુભવ થશે.

**जीनुं कज शीव सुखदेव, भेव लइ भजत अनादीक ।**

**अजके सुत जग आद्य, स्वाद्य रही जेही सुनकादीक ।। (१०)**

જે પોતાનું પરમ કલ્યાણ કરવાના હેતુથી શીવજી અને વ્યાસ મુનિના પુત્ર શુકદેવ ભેવ એટલે પ્રણવ લક્ષનો ભેદ ગ્રહણ કરીને જગતનાં કર્તા કોઈ છે. તેવા અનુમાનથી તેમને પ્રાપ્ત કરવા આદિકાળથી ભજન કરી રહ્યા છે. એવી જ રીતે બ્રહ્માજીનાં પુત્ર સનકાદિકો તન મન ને સ્થિર કરી જગતનાં પ્રારંભથી આજ દિન સુધી ધ્યાન ધરી રહ્યા છે.

**तेही न भजत अवतार, गुननके जेही जग आयल ।**
**तीनु करत तेही ध्यान, आचरज, यौं लगायल ।। (११)**

જે ત્રણ ગુણના દેવો મનુષ્ય અવતાર લઈને પૃથ્વી પર આવ્યા છે, તે અવતારોનું ભજન શિવ, સુખદેવ અને સનકાદિકો કરતા નથી, છતાં શિવ, સનકાદિક અને સુખદેવ તેઓ અવતારોનું ધ્યાન ધરે છે, એવુ આચાર્યો હળાહળ જુઠ્ઠું બોલીને જગતના જીવોને ભુલાવી નિજ કર્તાથી વિમુખ રાખ્યા છે.

**जपे शेष ररंकार, शीव रघुनाथ रटाये ।**
**कृष्ण सहीत उभयेव, भेव सुनकादिक गाये ।। (१२)**

શેષનાગ રરંકારનો જાપ જપે છે. અને શિવજી રઘુવંશી રામનું રટણ કરે છે. છતાં આચાર્યજનો કહે છે કે વિષ્ણુનાં અવતાર જે રામ અને કૃષ્ણ થયા તે બન્ને અવતારોના નામનું સનકાદિકો અને સઘળો સંસાર તેમનું સ્મરણ ધ્યાન કરે છે, એવું ખોટે ખોટું જગતનાં જનોને જણાવી ગયા છે.

**अेही व्रथा द्रढवाव, उपासीनके अनुकरमीत ।**
**तबते अल्पज्ञेव मानीत, सत जीव भव भरमीत ।। (१३)**

ઉપર જણાવેલા ઉપાસક શિવ સનકાદિકો વગેરેનાં પ્રમાણ આપી આચાર્યજનોએ રામ અને કૃષ્ણ એ જગતકર્તા છે, એવું સમજાવી તે અલ્પજ્ઞ ઈશ્વરોનું વ્રથા વર્ણન કરી જુઠ્ઠાને સાચું મનાવી, જગતના જીવોને ભ્રાંતિમાં નાખી દીધા છે.

**निज करतार न लेत, जेत अवतार अवनपर ।**
**तब तिनकु न भजेत, गुणकु गुणके जेही सरभर ।। (१४)**

આ પૃથ્વી ઉપર જેટલા અવતાર થયા, તે ત્રિગુણી દેવોના હોય, ગુણના જ અવતાર અને ગુણના જ દેવ છે તે સમોવડીયા હોય, સરખે સરખા જ છે. પરંતુ નિજ સકર્તા પતિ

અવતાર લઈ પૃથ્વી પર આવતા જ નથી. તેમનું સાચુ જ્ઞાન બતાવનાર કોઈ ન હોવાથી તે કારણને લઈ સંસારના જીવો નિજકર્તાને ભજી શકયા નથી.

**जग अवतार भजेत, नाम जीनुं देखी परमपर ।**

**कैंहै कुवेर संकेत, वेत जन सुनो करन घर ।।** (१५)

આ પૃથ્વી ઉપર ગુણના દેવો યુગે યુગમાં અવતાર લેતા આવ્યા છે, તે કારણને લઈ જગતનાં જનો તેમનું નામ લઈ ભજે છે, તેમજ ભવભરના જે જે જનો એક બીજાનું જોઈને પરંપરાથી ચાલતી આવેલી પ્રણાલીકાને અનુસરતા આવ્યા છે. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામી કહે છે કે જગત રચનાની આદ્યથી અત્યાર સુધી જે જે ગુણના અવતારો થયા; તે સંક્ષેપમાં વર્ણન કરી જણાવ્યું છે. હે સાચુ સમજવાની જીજ્ઞાસાવાળા તત્વવેતાઓ ! તમે ધ્યાન પૂર્વક સાંભળીને વિચારી જોશો તો સાચા જુઠાનો નિર્ણય કરી શકશો.

**ઈતિ શ્રી અંશ વિના અંશેશ પરિહારકો ચતુર્થ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૫

**...અથ શ્રી વેદ પ્રતિપાદ રામ લક્ષકો પંચમ સિદ્ધાંત નિર્ણય...**

**अक्षरमें ओहंकार, उयके भये ॐहंकर ।**

**बींदम माकी जाग, रेपकु कीये रोरंकर ।।** (१)

બાવન અક્ષરોની આદ્યે મુળ અક્ષર પ્રથમ ૐકાર છે તે અકાર, ઊકાર અને મકાર મળીને પૂર્ણ ૐ બન્યો છે. તેના ઉપર રેફ અને બિંદુ ચઢાવવાથી ''બિંદમાં માકી જાગ'' એટલે બિંદુમાં માયાનું સ્થાન છે. એમ વેદનું નિરૂપણ કરનાર બ્રહ્માજી જણાવી ગયા છે. જેવી રીતે શૂન્યમાં વાદળો અદ્રષ્યપણે રહ્યા છે. એ જ ન્યાયે ૐકારમાં માયા મળીને રહી છે, અને રેફનાં ઉર્ધ્વ ભાગે રરંકાર ધ્વનિ જે નિકળે છે, તે પ્રત્યેક શરીરોમાં રોમે રોમ અને રગે રગમાં રમી રહેલ છે.

**उभे करीत सनमेळ नाम, जीनुं राम धराइत ।**

**नीगम आद्य प्रतिपाद करीत, जीनुं परम पराहीत ।। (२)**

રેફ અને રરંકાર એ બંને સાથે સંયુક્ત મળવાથી તેને જ રમેતી રામ નામ ધારણ કરાવ્યુ છે. વેદોમાં તેજ રમેતી રામનું સ્થાપન કર્યું હોય, ''પરમ પરાહીત'' એટલે પ્રથમ આદિ રામ લક્ષ પરમ કલ્યાણકારી હોવાથી સદ્‌ગુરુ દ્વારા સમજીને જે જે અધિકારી જન રમેતી રામનું રટણ કરે છે, તે ભવનો નિસ્તાર લાવીને જ્યાં રરંકાર ધ્વનિ સમાય છે. તે પદને પ્રાપ્ત કરી કલ્પનો અંત આવે ત્યાં સુધીનું સુખ ભોગવી શકે છે.

**जबी चकवेपत नाम, रामके वेद परायन ।**

**चौद लोक चर अचर, ताइत्ये सकल सरायन ।। (३)**

જેથી તે રમેતી રામને ચકવે પતિ જાણીને વેદો એ તે જ રામ નામનું પારાયણ કર્યું છે. એ અકાર,મકાર સંયુક્ત રમેતી રામ સ્થવાર-જંગમથી લઈને ચૌદ લોક સુધીના ઘાટોમાં રમી રહ્યો હોય, તે સમસ્ત જગતના કારણ રૂપે હોવાથી, સર્વે વિદ્વાનોએ તે રમેતી રામની પ્રશંસા કરી છે.

**कहीं गुपता कहीं प्रगट, भजत अेही नाम नीरंतर ।**

**लख चोराशी तंत रचीत, सांम्रत जीनुं जंतर ।। (४)**

સદર નામ કોઈ ગુપ્ત રીતે તો કોઈ પ્રગટ અહોનિશ આડ અટક વિના નિરંતર ભજે છે. તે રમેતી રામમાં ''જંતર'' એટલે ચોરાશી લાખ પ્રકારના તનુઓને ચાલુ રાખવાની ગતિનું સામ્રથ્ય સમાયેલું છે. તે કારણને લઈ સૃષ્ટિ ક્રમનાં ઘાટોની પ્રણાલિકા તે રમેતી રામ દ્વારા અવિરતપણે સતત ચાલુ રહી છે.

**ॐ कार जेही प्रणव, रकार मकार समेतु ।**

**अणुंनी आद्य तन तरण, वरण जीनुं सकल भजेतु ।। (५)**

ઓહમ્ પ્રણવ શ્વાસોશ્વાસની ગતિ રૂપે રેફ માત્રા અર્ધ ચંદ્રાકાર અને બ્રહ્મ ભાવ ધારી બિંદુ સાથે મળીને ૐ શબ્દનો જે દેહ બંધાયો છે, તે ૐ શબ્દને નાનામાં નાના તરણાથી લઈ મોટા મોટા તરૂવરો સહિત સઘળા શરીરોમાં "ભજેતુ" એટલે ૐકાર જપ ચાલુ રહેલો છે.

**तीमुं जंगम मुगताय, गुपत जप थावर थरहीत ।**

**जीनत्ये चरळ सबेत, सवरते कुवेर अमरहीत ।। (६)**

જંગમ એટલે મનુષ્ય જાતિમાં કોઈક કોઈક અધિકારી જન ઇંદ્રીયોની વાસનામાંથી મુક્ત થઈ, તન મન સહીત પ્રિતિપૂર્વક ગુપ્ત ૐકારનો જાપ જપવાથી તીમુ એટલે તે મંત્રના પ્રતાપે પાપ રહીત થઈ ભવનો નિસ્તાર લાવી શકે છે. તે જાપ સ્થાવર જાતિમાં વ્યાપકપણે રહેલો હોય, ગુપ્તપણે ઉલટ સુલટની ક્રિયા કરે છે. તેની ગતિના પ્રભાવથી હાલવું, ચાલવું, સ્થિર રહેવુ વગેરેની પ્રબળ ક્રિયા પ્રણવ દ્વારા થઈ શકે છે. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામીજી કહે છે કે "અમરહીત" એટલે સ્વર સરળપણે મળતો રહે ત્યાં સુધી શરીરો સજીવન રહે છે, અને જ્યારે જીવન ન મળે ત્યારે ઘાટ મૃત્યુ પામે છે.

**ઈતિ શ્રી વેદ પ્રતિપાદ રામ લક્ષકો પંચમો સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૬

### ...અથ શ્રી રામકૃષ્ણ દર્શાવનકો ષષ્ટ્મ સિદ્ધાંત નિર્ણય...

**तेही नीज स्वर स्वास दम करीतव, घरीतव ॐ स्वरूपं ।**

**तीनुं शीर छत्र रकारं, मकार जबत्ये ॐ अनुपं ।। (१)**

જે નિજ સ્વરપૂરક શ્વાસ તે જ ૐ હોય, નિજ અંશ વૃત્તિની ચૈતનતાએ કરી સક્રિય ગતિવાળો થયો છે. તે પ્રણવને કુંભક કરવામાં આવે ત્યારે ઈચ્છા કે ક્રિયા સિવાય આપો આપ ૐ પોતાનું સ્વરૂપ ધારણ કરે છે. તે સ્વરૂપના ઉર્ધ્વભાગે તેની સુંદરતાને શોભાવનાર છત્રરૂપે અર્ધ ચંદ્રાકાર માત્રા રકારં અને મકાર રૂપ બિંદુથી જ્યારે પૂર્ણ બને છે; ત્યારે ૐ નું સ્વરૂપ દ્રષ્યમાન થાય છે.

**सोही रकार मकार नाम नीज, राम रमेत कहायन ।**

**तीनमे दसरत सुतके करीतव, व्यालमिक अेकतायन ।। (२)**

ઉપર જે ૐ નું વાસ્તવિક સ્વરૂપ વર્ણવી બતાવ્યુ, તેૐકાર માં અર્ધમાત્રા યાને બિંદુ નામ રકાર-મકાર બંનેના મિલનથી જે સ્વયં રમેતી રામ નામ પાડવામાં આવ્યુ છે. એ રમેતી રામ નામથી સંબોધી ઓળખાવ્યો હોય, તે જ રમેતી રામને વાલ્મીકી ઋષિએ દશરથ રાજાના પુત્ર રામની સાથે ઘટાવી દઈ રમેતી રામની યોગ્યતા સાથે અયોગ્ય રીતે સરખાવીને એક મોટી નવલકથા લખી નાંખી છે.

**तेही अेकताय सकल भव, भजीतव राम नाम रसनाइ ।**

**घ्यान घरत दशरथ सुतके इत, तीतके खोज न काइ ।। (३)**

આ રીતે અસલ રામ નામની સાથે નકલી નામને જોડી દઈ રામનામનો મહીમા વાલ્મિકીએ ગાયો. જેથી કરી સંસારના સઘળા જીવોની જીભે એ જ નકલી રામનામનું રટણ થવા લાગ્યુ. એટલું જ નહ્રી પરંતુ ધ્યાન પણ એ જ અયોધ્યાનાં રાજા દશરથના પુત્ર રામનું આ સંસારમાં સઘળા જીવો ધરતા થઈ ગયા. પરીણામ એ આવ્યુ કે ખરા સચરાચર વ્યાપક રમેતી રામની ખોજ કોઈએ ના કરી.

**ओरु अवतार कृष्णकु भजीतव, सुनो सकल जन तीनकी ।**

**नंद जशोदा के जेही लालन, तीनसे कहुगत भीनकी ।। (४)**

તેમજ બીજા અવતારી પુરુષ તરીકે સંસારનાં મનુષ્યો જેનું ભજન કરે છે તે કૃષ્ણ કે જેઓ ગોકુળના રાજા નંદ અને તેમની સ્ત્રી; યશોદાના લાડકવાયા પાલક પુત્ર રૂપે આ પૃથ્વી ઉપર મનુષ્ય તન ધારણ કરીને જન્મેલા છે. તેમની હકિકત દશરથ રાજાના પુત્ર રામચંદ્રના કરતા જુદા જ પ્રકારની છે તે કથા સર્વ મનુષ્યોને કહી સંભળાવુ છું. તે તમે સાંભળો !

**पुरवे मंथन कीये साहेरके, मंद्राचळसे जेही ।**

**दानव देव जुगल करी संजम, कीये वलोवन तेही ।। (५)**

પૂર્વકાળમાં મંદ્રાચળ નામનાં પર્વતનો રવૈયો કરી એકબીજાથી વિરુદ્ધ સ્વભાવના દેવો અને દાનવો પરસ્પર મિત્ર ભાવે મળીને સમુદ્ર મંથન એટલે વલોવવાનું શરૂ કર્યું.

**नगन नेत्रे खेंचत सुर असुरन, डगमग गीरी कराइ ।**
**कृष्ण रूप धरीके गीरी शीरपर, बेठीत अचल रहाइ ।। (६)**

કાળી નાગના નેત્રા કરી દેવો અને દાનવો સામ સામા ખેંચવા લાગ્યા ત્યારે મંદ્રાચળ પર્વત ડોલવા લાગ્યો, તે વખતે ડોલતા રવૈયા રૂપે મંદ્રાચળ પર્વતનાં માથે શિખર ઉપર કૃષ્ણ સ્વરૂપ ધારણ કરીને આદિ પુરુષ નિરંજન આવીને બેસી ગયા કે તુરત જ ડોલતો મંદ્રાચળ સ્થિર થઈ ગયો.

**तेही कृष्ण तन लीये प्रकृति पत, देव दनुज पछ जबही ।**
**वैद धनंतर आद्य चतुर दस, रतन निकासन तबही ।। (७)**

મંદ્રાચળ, પર્વતનો રવૈયો ડોલવા લાગ્યો, જેથી દેવો અને દાનવો તે જોઈને વિચારવા લાગ્યા. ત્યારે તેમનું કાર્ય સિદ્ધ કરવા પ્રકૃતિના પતિ નિરંજન કૃષ્ણરૂપ ધરીને પર્વતને માથે બેઠા. તે વખતે સમુદ્રમંથનના પરિણામે વૈદ ધનવંતરી આદિ ચૌદ મહા મૂલ્યવાન રત્નો તેમાંથી નીકળ્યા.

**सोही कृष्णके नाम मनुष्यमें, ओरु देवन दानवमें ।**
**जबते सकल लोक जन जानत, आद्य थकी भवभरमें ।। (८)**

એજ કૃષ્ણનાં નામનું સ્મરણ મૃત્યુલોકનાં મનુષ્યો તેમજ દેવો અને દાનવોમાં થઈ રહ્યું છે. અને ત્યારથી નિરંજને ધારણ કરેલા અસલ કૃષ્ણ નામને ત્રણે લોકનાં જનો જાણે છે. પ્રથમથી તે આજ દિન સુધી સમસ્ત સંસારભરમાં તે કૃષ્ણનું નામ આદિ પુરુષ નિરંજન, દેવો અને દાનવોનાં કાર્ય અર્થે સ્વરૂપ ધારણ કરી પર્વતનાં શિખર ઉપર બેઠા હતા. ત્યારનું જ એ નિરંજનના સ્વરૂપનું નામ છે.

**तबते नाम कृष्णके पुरहीत, उरहीत पत गोपीनके ।**

**तीनुं मेलायत नीज नामनमे, करीत व्यास ओपीनके ।। (९)**

દેવ અને દાનવોનું હિત વિચારી આદી પુરુષ નિરંજન તેમના પ્રત્યે હેત ધારણ કરી મંદ્રાચળ પર્વત પર આવી બેઠા, તે સમયના કૃષ્ણરૂપ નામને યશોદા નંદનનાં કુંવર કૃષ્ણનાં નામ સાથે જોડી દઈ, શ્રી વ્યાસજીએ એવું જાહેર કર્યું કે, ગોપીઓનાં હીતને માટે હૃદયમાં હેત લાવી કૃષ્ણએ સ્વરૂપ ધારણ કર્યું; તે અસલ કૃષ્ણનો મહિમા અવતારી કૃષ્ણનાં નામ પર ઘટાવીને ઉપમાઓ આપી અને અસલ કૃષ્ણનાં નામથી સંસારનાં જીવોને વિમુખ રાખ્યા છે.

**जेही नाम क्रतव कृष्णनके, निज नामे अेकताइ ।**

**क्रतव नाममें जग जीव फंदे, करीन व्यास भलाइ ।। (१०)**

જે કૃષ્ણનામ અસલ નિરંજનનાં સ્વરૂપનું હતું તે નામ નંદ - જશોદાનાં પુત્ર સાથે જોડી દઇ વ્યાસજીએ નકલી નામમાં જગતનાં જીવોને ફસાવી દીધા છે. તેથી વ્યાસજીએ સંસારનાં જીવોનું કંઇ પણ ભલું કર્યું નથી.

**भवके जीव करत करशनमे, व्यासे दीए भुलाइ ।**

**निज बोधन क्यौं करे जीवनकुं आप मरम नही पाइ ।। (११)**

આવી રીતે વ્યાસજીએ સંસારના જીવોને કર્તાના ક્તરૂપ કૃષ્ણના નામમાં ફસાવીને ભ્રમમાં નાંખી દીધા છે. ખુદ વ્યાસજી પણ નિજ સ્વરૂપને જાણી શકયા નથી, તો પછી સંસારના જીવોને આત્માનો ઉપદેશ કેવી રીતે કરી શકે ?

**ब्रह्म समा ससुन सम करीतव, ओर सगुन अवतारा ।**

**आद्य पुरुष अविगत अपरंपर, तेन लहीत करतारा ।। (१२)**

નંદને ઘેર જન્મેલા કૃષ્ણ ચંદ્રજી નિર્ગુણ બ્રહ્મ સમાન મહા શુન્યના જેવા હોવા છતાં જગત જીવોના કલ્યાણ અર્થે સિર્ગુણ મનુષ્ય શરીર ધારણ કરી અવતાર લઈને આ પૃથ્વી

ઉપર આવ્યા છે એમ કહીને વ્યાસ મુનીએ ભવભરના જીવોને ભુલાવી ભ્રાન્તિમાં નાખી દીધા છે. તે કારણને લઈ સિર્ગુણ નિર્ગુણથી ન્યારા રહેલા નિજ કર્તાને વ્યાસજી ન તો જાણી શકયા કે ન તો જગત જીવોને જાણવા દીધા.

**जेही निज नाम आद्य रामनके, निगम अंग प्रतिपादु ।**
**ॐ कार रहे अचरचर, तनभर नाम अनादु ।। (१३)**

વેદમાં પ્રતિપાદન એટલે નક્કી કરવામાં આવેલું એ સ્વયં સનાતન રામનામ છે. તે સ્થાવર જંગમ સર્વે જીવોના સઘળા શરીરો વિષે પ્રણવની ગતિમાં ઉઠતા ૐ ધ્વનિમાં રકાર મકારરૂપે રામનામ રહેલું છે. અને જ્યાં સુધી પાંચ તત્ત્વોના સઘળા શરીરો સજીવન રહે છે ત્યાં સુધી ૐ હયાતીપણું ધરાવે છે. જેથી સ્થાવર અને જંગમ સઘળા તનુઓમાં રહી તે સર્વેનું અવિરલપણું ચાલુ રાખે છે. આ ૐ આદ્ય અક્ષરરૂપે વ્યાપક રહેલો છે જેથી રમેતી રામ નામ જ્યારથી આ સમસ્ત સંસારનું સર્જન થયું. ત્યારથી અસ્તિત્વ ધરાવતું હોવાથી તે નામ સર્વ જીવો માટે હિતકારી હોય, સનાતન છે.

**तेही परकारन नाम कृष्ण के, गर्भित नही ॐ कारु ।**
**तेही ॐ कार सकलमां व्यापक, जीमे न कृष्ण आकारु ।। (१४)**

જે પ્રકારે ૐકારમાં રમેતીરામ ગર્ભિત રૂપે વ્યાપક રહેલ છે. તેવી રીતે કૃષ્ણનું નામ અર્થ સૂચક નથી. જે ૐકારમાં વ્યાપકરૂપે રહેલ રમેતીરામ સંસારના સઘળા ઘાટોમાં પ્રણવ સાથે પ્રસરીને રહેલો હોય, એજ સર્વ શરીરોને જીવન પોષે છે. એવી રીતે કૃષ્ણ નામનો કોઈ ઘાટમાં આકાર યાને ભાસ સરખોય દેખાતો નથી. પરંતુ ૐકાર અવ્યક્ત વિકાર રહીત સંકલ્પ સિવાયનો પ્રત્યેક શરીરોમાં પૂરક રૂપે રમી રહ્યો છે. તે ૐ સિવાય ભવભરમાં એકપણ ઘાટ બાકી રહેલો નથી. જેથી તેને જ વેદોમાં બ્રહ્માજીએ જગતનો ઈશ્વર તેજ છે એમ કહીને વિશિષ્ટ બ્રહ્મના નામથી ઓળખાવ્યો છે.

**जिनके अंकन प्रणव पेचमें, केही विधी सकल सराहु ।**
**ऐतो नाम जक्त जायन के, तन धर जेही परवाहु ।। (१५)**

જેવી રીતે ૐકારની સાથે રકાર અને મકારરૂપે રમેતી રામ સંબંધ ધરાવે છે. તે પ્રમાણે કૃષ્ણનામ સંબંધ ધરાવતું નથી. તો પછી સંસારના સઘળા જીવોને હું કઈ રીતે સમજાવું કે તમો કૃષ્ણનું ભજન કરો ? એ નામ તો જગતના જીવોને ઓળખાવા માટે પાડેલું છે. તેમજ સંસારના બીજા જીવોની માફક જેણે પંચતત્ત્વનું શરીર ધારણ કરેલું છે, તે ધારણ કરેલા દેહનું નામ સંસારના બીજા દેહ ધારીઓનાં પાડવામાં આવેલા નામની જેમજ કૃષ્ણ નામ પાડવામાં આવેલું છે.

**जेही नाम नीज कृष्ण राम के, जीमे अेतने फेरफारी ।**

**प्रणव अंकके राम सकलमें, कृष्ण नाम उपचारी ।। (१६)**

જે રામ નામ અને કૃષ્ણ નામ જેમાં એટલો તફાવત રહેલો છે. તે પ્રણવ કહેતા શ્વાસોશ્વાસની ગતિમાં રહેલો સચરાચર વ્યાપક રમેતી રામ જીવોને કલ્યાણકારી છે, એવું કહેવું વેદ મતને અનુસરનાર આચાર્યોનું હોવાથી, જગતના જીવો અત્યાર સુધી માનતા આવ્યા છે. એવું કૃષ્ણ નામ નથી. એ તો સમુદ્ર મંથન વખતે મંદ્રાચળ પર્વતને સ્થિર કરવા નિરંજને જે રૂપ ધારણ કરેલું તેનું જ કૃષ્ણ નામ છે. તે શ્વાસોશ્વાસની સાથે સંબંધ ધરાવતું નથી. તે કૃષ્ણ નામ ઉચ્ચારવાથી જીવોને કંઈ પણ ફળ મળતું નથી.

**पण उभय अवतार गुननके, नीज कीना विन इतके ।**

**देइ उपमा अविगत करी बरने, जेही उपासक जीनके ।। (१७)**

રામ અને કૃષ્ણ એ બંન્ને વિષ્ણુના સગુણી અવતાર છે. તેની જ કર્તાના હુકમ સિવાય પૃથ્વી પર મનુષ્ય દેહ ધારણ કરી આવેલા હોય તેમને સિર્ગુણના આચાર્યજનોએ સકર્તા પતિની અપાર શક્તિની ઉપમાઓ આપી જગતકર્તા મનાવી વૃથા વર્ણન કરી ગયા છે.

**राम कृष्ण जेही नाम आद्यके, तीनते अेही सराये ।**

**इष्ट सहित नहीं गति आचारज, बरनन कीये पराये ।। (१८)**

રામ અને કૃષ્ણ એ બન્નેના નામ જગતની શરૂઆતથી જ પાડવામાં આવેલા છે. જે ગુણોના દેવ મનુષ્ય અવતાર લઈને આવ્યા તે નામ, રૂપ ગુણવાળા હોય, તે અલ્પજ્ઞ ઈશ્વરોની સાથે સકર્તા ધણીને સરખાવી તેમની પ્રશંસાઓ કરી છે. પરંતુ આચાર્યો અને તેમનાં માનેલા ઈષ્ટો નિજકર્તા પદની ગતિ નહીં જાણવાથી સજાતિ કર્તાને છોડી બીજા વિજાતીનું વર્ણન કરી તેમનાજ ગુણ ગાયા છે.

**ओरु नीज राम अंक प्रतिपादन, कृष्ण सहीत आगमके ।**
**तेही पण नही करतार आद्यके, पुम परधान लागमके ।। (१९)**

જે અસલ રામ નામ અક્ષરોથી સંબોધીને વેદમાં નક્કી કરવામાં આવ્યું છે. તે રકાર અને મકારરૂપે હોય, ૐ પ્રણવમાં હિરણ્યગર્ભિતપણે મળેલું હોવાથી, ઘટોઘટમાં વ્યાપક રહેલું છે. એવી જ રીતે કૃષ્ણ અને રામનામ જગતની આદ્યથી પાડવામાં આવેલા છે. તે રામ અને કૃષ્ણ એ બન્નેના નામનો જાપ કરવાથી તે જાપ આદ્ય શક્તિ અને નિરંજનને પહોંચે છે. તે વિજાતિ નામનો જાપ નિજ કર્તાને પહોંચતો નથી.

**पुमके भये रकार प्रणवमे, पुनी मकार प्रधानु ।**
**ऊभे अंकके करीत मेलायक, भवीतव राम नीदानु ।। (२०)**

પુમ એટલે પુરુષ તેજ રકાર રૂપ હોય, પ્રધાન કહેતા પ્રકૃતિ એજ મકાર અર્ધ માત્રા ૐ ના ઉર્ધ્વ ભાગે ખેંચવામાં આવે છે. એ રકાર અને મકાર બંને ૐ પ્રણવની અંદર વ્યાપક થઈને રહેલા છે. તે રકાર રૂપ પુરુષ અને મકાર રૂપ પ્રકૃતિ પરસ્પર મળવાથી રમેતીરામ નામ બ્રહ્માજીએ વેદોમાં વર્ણન કરી બતાવ્યું છે. સ્થાવર અને જંગમની આદ્ય લઈ ચૌદ લોક સુધી સમસ્ત ઘાટોમાં પ્રણવના વિષે મળેલું હોવાથી, રોમે રોમ અને રગે રગમાં વ્યાપક થઈને રહેલું છે. તે અસલ રમેતી રામનો મહિમા વાલ્મિકિજીએ દશરથના પુત્ર રામચંદ્રમાં ઘટાવીને ખરા રમેતીરામથી, જગતજનોને અજાણ્યા રાખ્યા છે.

**कृष्ण नाम करतवके धरीतव, आद्य सहीत नंद सुतके ।**
**श्याम रंग ते कहीत कृष्णतव, जदीप देखी भव उतके ।। (२१)**

સમુદ્ર મંથન વખતે મંદ્રાચળ પર્વત ઉપર શ્યામરૂપ ધારણ કરીને આદિ પુરુષ નિરંજન આવીને બેઠેલા. તે શ્યામ સ્વરૂપનું અસલ કૃષ્ણ નામ છે. તે અસલ કૃષ્ણ નામ નંદ યશોદાના ઘેર પાંચ તત્ત્વોના દેહધારી જન્મેલા શ્યામ રંગના શરીરને જોઈ વ્યાસમુનીએ તેમના શીર ઉપર ધારણ કરાવી દીધું ત્યારથી જ તે નકલી કૃષ્ણને જગતના લોકો જાણે છે. પરંતુ નિરંજનના શ્યામ સ્વરૂપનું અસલ કૃષ્ણ નામ કોઈ જાણતું નથી. તે અસલ કૃષ્ણ નામ નકલની સાથે જોડી દઈ વ્યાસ મુનીએ નિરંજનના ખરા કૃષ્ણ નામથી જગતજનોને અજાણ્યા રાખ્યા છે.

**आद्य नाम जेही कृष्ण रामके, कीये अर्थ समजाई ।**
**तेही नाम दशरथ सुत नंद के, तीनुं सीर दिये धराइ ।। (२२)**

જે ઘટોઘટમાં વ્યાપી રહેલો ૐકાર પ્રણવ છે. તેમાં રહેલા રકાર અને મકાર સંજુક્ત મળેલા હોય, તે રમેતી રામ નામ વેદમાં નક્કી કરવામાં આવ્યું છે, એવી જ રીતે ડગમગતા મંદ્રાચળ પર્વતને સ્થિર કરવા શ્યામવર્ણરૂપ ધારણ કરી નિરંજન પુરુષ આવીને બેઠેલા તેમનું કૃષ્ણ નામ ઉપર જણાવેલું રામનામ તે સનાતન હોય, જીવોના કલ્યાણ અર્થે જગતની આદ્યથી જ ચાલતા આવેલા તે અસલ નામ હોવાથી એ અર્થ તમને સમજાવી દીધો છે. રમેતી રામ નામ દશરથના પુત્ર રામના શીર પર અને બીજુ કૃષ્ણ નામ નંદના પુત્રના શીર પર ધારણ કરાવીને જગતના જીવોને વાલ્મીક અને વ્યાસ મુનિએ સાચુ મનાવ્યુ છે.

**धरीत नाम जप काज न होवत, बदरी फळ अमरतके ।**
**तीनके भक्ष अमर नही रहेवत, कहे कुवेर विनुं वितके ।।(२३)**

દ્રષ્ટાંતે જેમ બોરડીના ફળ અમૃત સમાન ગણીને કોઈ ખાય, તો પણ તે અમર થઈ શકતો નથી. તે દષ્ટાંતના ન્યાયે રામ કૃષ્ણના અસલ નામ અવતારી ઈશ્વરોમાં ઘટાવી સંસારના જીવોને જપાવવાથી કોઈનું પણ કલ્યાણ થશે નહી. જેવી રીતે બોરડીના ફળમાં અમૃતનું સત્વ નથી. તેવી જ રીતે ભગવાન કરૂણાસાગર કહે છે કે; અવતારી પુરુષોમાં આત્મ કલ્યાણ કરવાનું લક્ષ જ્ઞાન નથી.

**ઈતિ શ્રી રામકૃષ્ણ દર્શાવનકો ષષ્ઠ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

# સિદ્ધાંત-૭

## ...અથ શ્રી સકર્તા વિશેષણ નામ સપ્તમ સિદ્ધાંત નિર્ણય...

**जबते निज करतार आद्यके, नाम जपत निस्तारु ।**
**करीत खोज जेही नाम अनादीक, भवभर कोइ न सकारु ।। (१)**

નિજકર્તા પોતે સગુણ નિર્ગુણની આદ્ય હોય, તેમનું પરમશ્રેષ્ઠ પરમકલ્યાણકારી નામ જપવાથી શુભાશુભ કર્મનો નિવેડો લાવી ભવ પારંગત થઈ શકાય છે. એવું સકર્તાપતિનું સર્વોતમ નામ જે આદ્ય અંતથી રહિત અનાદી છે. તે પરમ પવિત્ર નામીના નામની ખોજ કરીને સર્વજ્ઞ પરમગુરુ જીવમાત્રના પરમ હિતાર્થે ઉપદેશ કરી જણાવે છે. છતાં જગતનાં જનો કોઈ સ્વીકારતા નથી.

**क्यौं सक्रत नाम नहीं आद्यकु, पति परम अेकनके ।**
**कुन धरावत नाम तेहुनके, सृष्टि धरन छेकनके ।। (२)**

એ સકર્તાનું નામ જગતની આદ્યથી કયાંય કોઈને પણ લાગી શકતું નથી. એ નામ એક અદ્વૈત સનાતન પરમપતિને જ લાગી શકે છે. તે નિજપતિનું નિર્મળ નામ બ્રહ્માંડ ભરમાં કોણ ધારણ કરી શકે તેમ છે ? સૃષ્ટિની આદ્યથી લઈ અંત સુધી સંપૂર્ણ ઐશ્વર્યતાવાળો અધિકારીજન એ નામને ધારણ કરી શકે એવો નિજ કર્તાએ ઉત્પન્ન કર્યો જ નથી.

**निज अनुभवसे करीत निरूपण, करता नामके सोइ ।**
**जेतने नाम सृष्टिके शीर पर, ते तहां लगत न कोइ ।। (३)**

તે સકર્તા ધણીનું નામ ''પરમ કૃપાનિધિ કહે છે કે'' મારા સ્વસિધ્ધ અનુભવથી ન્યાયપૂર્વક નિશ્ચયાત્મક નિરૂપણ કરીને નિર્ણય કરાવુ છું, જે દસ અવતારથી લઈ ચૌદ લોક પર્યંત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન સુધી ભવભરમાં જેટલા ઈષ્ટોના નામ છે. તે કોઈ નામનો જાપ નિજકર્તાના પદમાં પહોંચતો નથી.

**अेही परकार नामके अनुभव, निज करतार अेकनके ।**

**पुम परधान आद्य ओलंगीत, करीत सीध छेकनके ।। (४)**

એજ પ્રકારે અલૌકિક નામનો અનુભવ કરી, પરમજ્ઞાનની દિવ્ય દ્રષ્ટિએ નિહાળીને દ્રઢ કર્યું છે. એ નામનું વિશેષણ એક સકર્તા પતિને જ લાગે છે. આદ્યશકિત અને નિરંજનની પાર છેવટે પરમપતિનું પરમધામ આવેલું છે. તે મારી અગાધ ગતિના અનુભવથી સાબિત કરી બતાવ્યું છે.

**जबते हुतान रवी शशी सुरसर, जमी असमान समेतु ।**

**तबते हुतान रज, तम, सात्वीक, पुरुष शक्ति सनमेतु ।। (५)**

જયારે અદ્વૈત કાયમ કેવલ એકલા જ હતા ત્યારે સુર્ય, ચંદ્ર, દેવોના રાજા ઈન્દ્ર જમીન અને આસમાન સહિત કંઈપણ હતું જ નહી. તેમ જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, મહામાયા, પુરુષ, નિરંજન જુગલ જોડીવાળા તનુધારી કોઈ હતા જ નહી.

**जबते हुतान पवन तेज अप, शून्य सत्व नहीं ताइ ।**

**जबते हुतान बीज सृष्टिके, कुन रहत फेरी ताइ ।। (६)**

જે સમયે પવન, પ્રકાશ, પાણી, ગત આકાશ અને સૃષ્ટિનાં કારણ રૂપે શબ્દ કે શૂન્ય સત્વ પણ હતું નહીં ત્યારે સૃષ્ટિ સર્જનનાં સમસ્ત બિંદુ અને બિજક પણ હતાં નહી તો તે સમયે ત્યાં બીજુ કોણ હોઈ શકે?

**जबते हुतान वेद विमळ जस, अंक नही ॐ कारु ।**

**भेदा भेद न हुता जांही पद, पाप पुन्य अनुसारु ।। (७)**

જયારે નિજકર્તાને ઈચ્છા થઈ ન હતી, ત્યારે પવિત્ર બહ્મના જશનું વર્ણન કરનાર વેદો પણ નહિ હતા. તેમજ અક્ષરોના કારણરૂપ આદ્ય ૐકાર પણ હતો જ નહિ તથા મારાતારાના ભેદ પણ હતા નહી. જ્યાં અવિગત પદમાં નિજપતિ સ્વયં બિરાજે છે. ત્યાં પાપ, પુન્ય અનુસરનાર, સુખ, દુઃખ ભોગવનાર કોઈ બીજા જીવ પણ હતા જ નહીં.

**जब नहि इच्छ हुती करतारन, बहु स्वामिन सफुरनके ।**
**सम संकल्प शांति वत सरजन, अहम न ग्रहीत उरनके ।। (८)**

જ્યારે કેવલકર્તાને ઈચ્છા પણ થઈ ન હતી, ત્યારે બહુવિધી ભવનો પસારો કરવાની સ્ફુરણા પણ ઉપજી ન હતી. તેમજ સંકલ્પ પણ થયો ન હતો તે સમયે સર્જનહાર દ્વૈતભાવ વિના અખંડ શાંતપણે જગત રચનાનું શુધ્ધ અભિમાન હ્રદયમાં ધારણ કર્યા સિવાય, અચળપદે બિરાજમાન હતા.

**औसे ही परम पुरुष अरूढाअरूढ, अपरम अरस अेकलही ।**
**कुन करही तिनु नाम निराकरण, ज्यांहां कोउ नुता बेकलही ।। (९)**

એવા જે પરમ પુરુષ સર્વાતિત સ્વામિ જેનો પાર ના પામી શકાય, એવા એકલમલ સ્વરૂપે મહાશૂન્યની મધ્યે અવિગત તખત પર આરૂઢ થયેલા અદ્વૈતપણે અચળ હતા. તેમના સિવાય બીજુ કોઈ હતું જ નહી તો સકર્તા પતિના નામનો નિર્ણય કોણ કરી શકે ?

**अेकाअेक छेकके साक्षी, पाक्षी नहीं कोउ कुनके ।**
**हे कोउ अर्ध उर्ध बीचके तळ, धरीत नाम निज उनके ।। (१०)**

એવા જે અનામી પુરુષ એકાએક, છેવટે આવેલા અનંત શુન્યના સાક્ષી એકલા જ હતા. ત્યારે તેમનો પક્ષકાર બીજો કોઈ હતો જ નહી. તો કોણ કોને કહી શકે? હદ-બેહદની વચ્ચે એવો કોણ છે કે તે નિજપતિનું નામ ધારણ કરાવી શકે?

**कर्ता नाम हम धरीत आद्य जब, कीअे सो क्रत सपेखी ।**
**तेही पण नाम आद्य नहि निजके, उचरनकु भव भेखी ।। (११)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " નિજકર્તાના કરેલા કૃતના પસારાને જોઇ અગમગતિનો વિચાર કરી અનંત ઐશ્વર્યતાવાળા સુજાણ-જાણ સર્વજ્ઞપુરુષને અકળગતિવાળા જાણીને યોગ્યતા ધરાવતા વિશેષણ આદ્ય સકર્તા નામ ધારણ કરાવ્યું છે. આ સંસારમાં અનેક મતપંથના ભેખધારીઓ જે જે ઈષ્ટોને માને છે તે તે નામના ઉચ્ચારોનો જાપ જ્યાં આદ્ય નિજકર્તા બિરાજે છે, ત્યાં તેમને અંગિકાર થતો નથી.

**तेही गमके जेही पुरुष आदीभव, उपजीत अंश परमही ।**
**कर्ता सेती सनमंध समाधीक, पामीक सकल मरमही ।। (१२)**

સૃષ્ટિ સર્જનનાં પહેલાં સર્વ અંશોની આદ્યે પરમ વિશેષ અંશને સકર્તાપતિએ પ્રથમ ઉત્પન્ન કરેલાં હોવાથી, નિજકર્તાને જેમ છે તેમ જાણતા હોય, ભવરચનાને આદ્યથી લઈ અંત સુધી તે જાણે છે, તેમજ પરમગુરુ પોતે પરમપતિની સાથે કાયમ એકમેક પણે મળેલા હોય, તેમની અંતર દ્રષ્ટિ કૈવલપદમાં તદ્દ્વત તદાકાર રહે છે. જેથી અગમ નિગમની સર્વે હકીકતને તેઓ સંપૂર્ણ જાણે છે.

**तेही तनु परम धरीत पोमीन पर, सधर हुकम लेइ आवे ।**
**जिनकी पहोच परम अपरमकी, तेही पति नाम धरावे ।। (१३)**

તે પરમ વિશેષ અંશ અવ્યકત તત્વોનો દિવ્યદેહ ધારણ કરીને સંપૂર્ણ વિભુતિઓ સહીત કૈવલકર્તાનો હુકમ લઈ જીવોના પરમ કલ્યાણ અર્થે, પૃથ્વી પર પધાર્યા છે. જેમની જ્ઞાનગતિ અસિમ હોય જેથી તેમની દ્રષ્ટિ હદ-બેહદની પાર પહોંચેલી હોવાથી; તેઓ જ સકર્તાપતિના નામને ધારણ કરાવી જીજ્ઞાસુ મુમુક્ષુજનોને નિજ પતિના નિર્મળ સ્વરૂપનો લક્ષ ઉપદેશ આપે છે.

**तेही नाम भजवे के लायक, निजपति पते पगनके ।**
**सहीत विशेषण साम्रथ के सम, निजकु जाइ लगनके ।। (१४)**

" મહાન સમર્થ કૃપાનિધિ કહે છે કે, " તે સકર્તાપતિનું નામ ભજવા લાયક હોવાથી, તેના પ્રતાપે ખાત્રીપૂર્વક નિજપતિ ઓળખાય છે. જેથી જેવા પરમપતિ અલૌકિક અદ્દ્ભુત અનુપમ છે તેવી તેમની વિભૂતિઓની સામ્રથતા પ્રમાણે તેમના નામનું વિશેષણ યોગ્ય રીતે લાગી શકે છે.

**कहुं कर्ता के नाम विशेषण, जीनु अर्थ समजाइ ।**
**सृष्टि महीं कोउ नही उतइतमें, तेही विधि तदीप लखाइ ।। (१५)**

નિજકર્તાને જે જે વિશેષણો લાગે છે જેનો અર્થ જેમ છે તેમ સમજાવીને તમને કહું છું કે આ સૃષ્ટિની અંદર આ બાજુ મૃત્યુલોકમાં કે તે બાજુ દેવલોકમાં એવો જ્ઞાનગતિવાળો અધિકારીજન કોઈ નથી. કે જે રીતે કર્તાના નામ સમજાવ્યા. તે પ્રમાણે કોઈપણ કહી શકે તેમ નથી.

**आद्य सकर्ता स्वेक सबनके, स्वराज निज करूणेसुं ।**
**वल वीनु कैवल केतनी बंधन, निजपति नाम नवेसुं ।। (१६)**

સમસ્ત સૃષ્ટિ અને સર્વે અંશોને ઉત્પન્ન કરનાર સર્જનહાર પોતે જ હોય, રૂપ-અરૂપથી રહીત તેમનું અવિગત સ્વરૂપ છે. તેમને લાગતાં યોગ્ય વિશેષણો જે આદ્ય, સકર્તા, સ્વરાજ, કરૂણેશ, કૈવલ છે. તે નિજકર્તાનું અકળ સ્વરૂપ અતિ નિર્મળ હોય તેમના સ્વરૂપમાં કોઈપણ પ્રકારનો વળ, મળ કે આવરણ છે જ નહી, તો બંધન હોય જ શાનું?

**आद्य कहीत कोइ हुता न शुन्यभर, अविगत अेक विनाइ ।**
**जो कहेसो शून्य सम संघीतके, ते तो जड संगनाइ ।। (१७)**

સગુણ કર્ત અને અકર્તા નિર્ગુણ બ્રહ્મની આદ્યે મહાદ શુન્યમાં અવિગત પતિ એકલાજ હતા. તેમના વિના બીજુ કંઈ જ હતું નહી. ત્યારે કોઈ પ્રતિવાદી કહે કે, મહાશૂન્ય સાથે મળીને રહેલા હતા. તો શુન્યનાં સંગની અસર થઈ તો નથી ને? ઉત્તર એટલો જ છે કે, સકર્તાપતિ સજાણ સચેતન હોય, અખંડ ઉજાગ્રત રહે છે. ત્યારે શુન્ય તો સ્વભાવે જડ હોવાથી જાણપણું કે ચેતના સિવાયનું છે.

**जड के जड ओरु मिथ्या अमस्तु, बिनकछु वेत अचेता ।**
**सब घटघटमां रहे भराभर, पण नव हवे सचेता ।। (१८)**

એમ મહા આકાશ અમસ્તે અમસ્તુ જડ હોય, સક્રિયગતિ વિનાનું જુઠેજુઠું છે તે જાણપણું કે ચેતના વિનાનું અચેત છે. છતાં વિશ્વભરના ઘટેઘટમાં અંદર અને બહાર વ્યાપક રહેલું છે. તે ભાવાભાવ રહીત હોવાથી, સર્વજ્ઞ સચેતન ગતિવાળા સકર્તાને અસર કરી શકતું નથી.

**तब निज पत सत हुता अकेलन, खेल वीना नरसेसु ।**
**अे कुनके शीर लगे धरनकु, जबते कीये अभीसेसु ।।** (१९)

તે નિજ સકર્તાપતિ ખલક ખેલની રચના સિવાય મહાશૂન્યમાં એકલાજ બિરાજમાન હતા. એ આદ્ય સનાતન પતિ વિના બીજુ કોઈ હતું જ નહી. તો નકકી કરેલા પંચ વિશેષણ સકર્તા પતિ સિવાય કોના શિર પર લગાડી શકાય? જેથી ખુદ કૈવલકર્તાના શિર પર ધારણ કરાવ્યા છે.

**ओरु करता सब आद्य करनके, बीजग सर्व सबनके ।**
**पीछे परमपर चली अन्योअन्य, जेही जिनके तनतनके ।।** (२०)

જયારે સર્વજ્ઞ સકર્તાપતિ આદ્યમાં એકલા જ હતા. ત્યારે અચાનક ઉપજણ ઉપજી આવવાથી શુધ્ધ સંકલ્પ કરીને પોતાની ઈચ્છા પ્રમાણે વિશ્વભરનો પસારો કરવા પ્રથમ જંગમ અને સ્થાવરનાં બિજગો રચીને પોતાના સજાતિ ચૈતન અંશોને પ્રેરક કર્યા. તે એક પછી એક ઘાટોની વૃધ્ધિની પરંપરા ચાલવા લાગી. જંગમથી જંગમ અને સ્થાવરથી સ્થાવર એમ એક બીજા શરીરોના સંગે કરીને આજદિન સુધી પ્રણાલિકા ચાલુ જ રહેલી છે.

**अबके कहुं अर्थ स्वेराजन, स्वेअंग थकी उत्पन्नके ।**
**ओर नही कोइ अमल दुतीनके, आप मही कोउ कुनके ।।** (२१)

હવે સ્વરાજ વિશેષણનો અર્થ હું કહી સમજાવું છું તે હે જીજ્ઞાસુજનો ! તમો સુરતા ધરીને સાંભળો ! સકર્તાપતિએ પોતાના સ્વરૂપની બાજવૃત્તિમાંથી ક્રત સર્જ્યું છે. તેમજ અંતરવૃતિમાંથી અંશો ઉત્પન્ન કરી સર્વે તનુઓમાં વસાવ્યા છે. તે સર્વની ઉપર પોતાનો જ અમલ ચાલે છે. તેમના કરેલા ક્રતમાં બીજા કોઈનો પણ અમલ હોય જ ક્યાંથી? જગત સર્જનનાં કાર્યમાં આપ સિવાય બીજો કોઈ હતો જ નહિ. જેથી એ બધું આપનું જ સર્જેલું હોવાથી, અમલ પણ આપનો જ ચાલે છે.

**अेकाअेक आप अविरलपत, सामराज सर्वज्ञे ।**
**आपे आप हवीत उदभवके, पामीत नहि तप जगने ।।** (२२)

જે સહેજા સહેજ પ્રાપ્ત ના થઈ શકે એવા જે કૈવલ ધામનાં ધણી આપ એક અદ્વૈત સ્વયં સનાતન સ્વામી, આપ પોતે જ ચક્વેપતિ હોવાથી, ચક્રવર્તિપણું ભોગવો છો, તે જ આપનું સામ્રાજ્ય હોય, આપ સર્વજ્ઞ ગતિવાળા પોતે પોતામાંથી અખીલ જગતનો ઉદય કરવાની જે અગાધ શકિતઓ હતી, તેમાંથી અચાનક ઉપજાણ ઉપજી. તેમાં અંતર અને બાહ્ય હેતુ ધારણ કરી સમસ્ત જગતની રચના કરી છે. એવી અનંત શકિતઓવાળા આપ પોતે જ હોય આપને પ્રાપ્ત કરવા દેવો, દાનવો કે માનવો અનંત યુગો સુધી તપ કરે તો પણ આપને પ્રાપ્ત કરી શકતા નથી.

**या विधके कोउ राज न हवीतव, स्वयंग थकी उपजणके ।**
**ते कीनके शीर धरीत सहायत, जिनु विशेषण विनके ।। (२३)**

આ પ્રમાણે હે સકર્તાપતિ ! આપે પોતાના સર્વજ્ઞ અંતરહંગમાંથી ઉપજાણને ઉપજાવી દ્વૈત ઉમંગને ધારણ કરી અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કર્યા તેમાં સર્વત્ર આપની આણ વરતાય છે. તે ચક્રવર્તિ સામ્રાજ્યના અધિષ્ઠાતા આપ જ હોય. આ જગત રચનાના કાર્યમાં સહાય કરનાર બીજો કોઈ હતો જ નહીં, તો અલૌકિક વિશેષણો બીજા કોના શીરે લગાવી શકાય?

**कहु करूणेश करत के कारण, रचना जेही रचाइ ।**
**फेरी उपजाये दिव्य देवकु, तीनकी सुनो सताइ ।। (२४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, '' હે કરૂણેશપતિ ! તત્વરૂપી ક્તના મુળ કારણ રૂપે આપ જ હોવાથી, તે જ તત્વોના ઘાટ બનાવીને ભવભરની રચના આપે જ કરી છે, તે રચના તનુધારી સર્વે જીવોને અનુકુળ સુખ આપવા માટે દેવોને ઉત્પન્ન કર્યાં છે, તે કઈ કઈ સત્તાના અધિકારી છે? તે તેઓનું વર્ણન કરી બતાવું છું.

**अेक अेक करूणा देही तेहुनकु, भव करनन प्रतिपालु ।**
**रज तम सात्वीक आद्य सकळ सुर, जिनु वित महाद विशालु ।। (२५)**

કરૂણેશપતિએ વિશ્વભરના સર્વે જીવોની સંભાળ રાખવા અને રક્ષણ કરવા ત્રણ ગુણના દેવોને નિમણુંક કર્યા છે. તેમને વિશેષ વિભુતિઓની સત્તા આપીને સર્જન, પાલન, પોષણ અને સંહાર કરવાનો અધિકાર સોંપ્યો છે. તેમજ તેમની સાથે બીજા દેવો પણ ઉપજાવ્યા છે. તેમનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવશે.

**महाद विशाळ भये वित जबसे, करूणा करी करूणेसु ।**
**हजरत हुकम देइ वसवायल, करन काज सर्वेसु ।। (२६)**

જયારે નિજકર્તાએ કરૂણા કરી ત્રણે દેવોને અલગ અલગ કાર્ય કરવાની સત્તા આપી છે. તે વિશાળ ગતિવાળા હોય, મનુષ્ય વગેરે સર્વે તનુધારી જીવોનું ભૌતિક પદાર્થના અર્થનું કાર્ય કરવા કરૂણેશપતિએ કૃપા કરી ત્રણે દેવોને વસાવ્યા છે.

**सुरकु देइ परकाश करनकु, शशी करन शीतलाइ ।**
**शेषनके शीर घरन घरनकु, तदीप सत्ता देइ ताइ ।। (२७)**

કરૂણેશ કૈવલપતિએ સુર્યને પ્રકાશ કરવાની સત્તા, ચંદ્રને શીતળતા આપવાની સત્તા તેમજ શેષનાગને શીર પર પૃથ્વીને ધારણ કરી રાખવાની સત્તાઓ આપી તેઓને નિમણુંક કર્યા છે.

**अजकु देइ नीज बीज पसारन, पालण सतो करनकु ।**
**भवकु भवके करन संघारन, हुत अविकाश धरनकु ।। (२८)**

બ્રહ્માજી રજોગુણ દ્વારા બિજ વાવી ઘાટોની વૃધ્ધિનો પસારો કરવાનું કામ, વિષ્ણુ સત્વ ગુણની વિશેષ વિભુતિ વડે સર્વે ઘાટોને પાલણ, પોષણ અને જતન કરવાનુ કામ તેમજ શિવજી તમોગુણની વિશેષ ઉગ્રતા ધારણ કરી સંહાર કરવાનું કામ કરે છે. એ ત્રિગુણી સૃષ્ટિના સ્થુલ, સૂક્ષ્મ, કારણ આદી વ્યકત-અવ્યકત સર્વે તનુઓને ધારણ કરી રાખનાર અવિકાશ એટલે ૐકાર પ્રણવ છે.

**अेही देवनकी आद्य सकलकुल, करूणा देइ करूणेसुं ।**
**बारोबार पताअे देवनसे, आपे अलग रहेसुं ।। (२९)**

આવી રીતે કરૂણેશપતિએ ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરની આદ્ય લઈ જે જે દેવોને કાર્ય કરવાની સત્તાઓ આપેલી છે, તે જ પ્રમાણે જગતભરના વહેવારનો વહિવટ આજદિન સુધી કરી રહેલા છે. એ સઘળા દેવો જેને જે કાર્ય કરવાની જવાબદારી બારોબાર સોંપીને નિજકર્તા સર્વથી ન્યારા ને ન્યારા જ રહ્યા છે.

**जब दाता करूणाय देवनके, करूणेशर तब तेही ।**
**अेही परकारन कीअे कुन भवमे, जीनुं अेही नाम लगेही ।। (३०)**

જે નિજકર્તા અનેક કરૂણાઓના દાતાર હોઈ સર્વે દેવોના અધિકાર પ્રમાણે કરૂણાઓ બક્ષી છે. એવી કરૂણાઓ આપીને વિશ્વનું સંચાલન કરાવી રહ્યા છે. તેવી કરૂણાઓ બીજો કોણ આપી શકે તેમ છે? જેથી તેમને કરૂણેશ વિશેષણ લગાડવામાં આવ્યું છે.

**कैवल कारण कहे जेहुनकु, મળ વળ विनु अनादी ।**
**पुम परधान आद्य गुण गण ल्यौं, पुनीतत रहीत उपाधी ।। (३१)**

નિજ કર્તા કૈવલ કારણોનાં એ કારણરૂપ પ્રથમ કારણ પોતે હોય, મળ, વળ વિનાં અતિ પવિત્ર પોતાનાં અવિનાશીપદે અનાદી કાળથી, સ્થિર પણે અચળ રહેલાં હોય, પુરુષ પ્રકૃતિથી લઈ ગુણ, ગણ વગેરે સર્વે તત્વોની ઉપાધી સિવાય સદા સદોદિત ન્યારા રહે છે.

**ओरु अंतसकरण चितवन भव, अेही अल्पज्ञे इतके ।**
**इतके इत चितवन करननके, समधीन कैवल तीतके ।। (३२)**

આ સંસારના સર્વજનો અલ્પબુધ્ધિવાળા હોય, અંતસકરણો દ્વારા નાશવંત ભૌતિક પદાર્થોનું ચિતવન કરવાવાળા છે. તે અહીંના અહીં ચૌદલોક સુધી પ્રકૃતિના પદાર્થોની પ્રિતિવાળા છે. એ કારણને લઈ સર્વ લોકથી પર રહેલા નિજકર્તાની એકતાનો લક્ષ કોઈપણ અંશ સાધી કે આરાધી શકયા નથી.

**अविरल अंश उपाध असंखीत, तेहीपण जीनुं संकल्पकी ।**
**संकल्पतीत करन संकल्प के, जिनकी पेज कलपकी ।। (३३)**

નિજસકર્તાપતિએ અંતર બાહ્ય હેતુ સંયુક્ત શુધ્ધ સંકલ્પ કરી, કલ્પભરની કળ ભરીને પ્રણવની અતૂટ ધારા ચાલુ કરેલી છે. તેમાં તત્વોનો વળ ભરીને ઉલટ સુલટની યુક્તિ અદ્દભૂત કરેલી છે. તેમાંજ અંતરવૃત્તિના અંશોને વસાવી ખલકનો ખેલ બંધ ના પડે એવી અકળ કળાની ખુબી કરેલી છે. તે અવિરલ પ્રણવની સાથે અંશો અનુસુતપણે રહેલા હોય, અધો દ્રષ્ટિ થવાથી વળ ભરેલા તત્વોના દેહની પ્રિતીવાળા થયા, ત્યારે જ તે અંતસકરણો, ઈન્દ્રીયો આદિ સઘળા તત્વોની ઉપાધિ માથે લઈ પરવશ પડયા છે. જ્યાંથી સંકલ્પ ઉઠે છે તે ગતિને જાણતો નથી. એટલે બાહ્યદ્રષ્ટિની ભાવનાએ ઉપાધી વધારતો જ જાય છે. ઉપાધીમાંથી કોઈ છુટવાની ઈચ્છા કરે, તો જ્યાંથી સંકલ્પ ઉઠે છે; તે સંકલ્પના સંકલ્પીને ઓળખવા પરમગુરુનો લક્ષ લઈ સંકલ્પી સકર્તાના સન્મુખ થાય તો જ ભવના બંધનમાંથી છુટી જવાય તેમ છે.

**जिनने रची सकल इतनी भर, तेही क्यौं करी वळ बिनके ।**
**जीनकी समज पडे आपसही, कहु दष्टांत ही तीनके ।। (३४)**

જે સકર્તાપતિએ કલ્પ સુધીની કળ ભરીને વળવાળી ભવભરની રચના કરી છે, તે નિજકર્તા વળ સિવાયના કેવી રીતે રહ્યા છે ? તેની સર્વ અંશોને આપસ આપસમાં સમજ પડે તેવું દ્રષ્ટાંત આપીને કહું છું.

**ज्यौं कोइ विधवा नार समर सत, भुगते अइश सकलही ।**
**सहीत समरती दीन अेतने लग, शरीर न हवे वकलही ।। (३५)**

જેમ કોઈ વિધવા નારી પ્રારબ્ધના યોગે પ્રાપ્ત થયેલા પદાર્થોની સમૃધ્ધિ સો વર્ષ સુધી ભોગવે છે, તેથી જીંદગીના અંત દિવસ સુધી તેનું શરીર વ્યાકુળ બનતું નથી.

**तेही तरीया तनुभर कंते सुत, भरभर वळ अनुरागी ।**
**पण करतो विनु वळ अमळीतके, समळीत रहत सरागी ।। (३६)**

તે સ્ત્રીનો દેહ રહ્યો ત્યાં સુધી પ્રેમપૂર્વક વળ ભરી ભરીને સુતરને કાંતતી રહે છે. પરંતુ તેના જે હાથ વડે સુતરને વળ ચઢાવતી હતી, તે વળનો આમળો અથવા આંટી તેના હાથને પડી ન હતી, બલ્કે તેનો હાથ તો વળ અથવા આંટી પડયા વિનાનો જ હતો, છતાં સુતરને આંટી પાડવાની ક્રિયામાં સુતરની આંટી સાથે હાથ વડે વળ ભરીને પ્રેમ રાખી રહે છે, તો પણ હાથને આંટી પડતી નથી.

**रागी रहत पण राग लगत नही, सुतरनकी अद आंटी ।**

**अगणीत तार प्रोत त्राकनमे, करीकर उलट बेलांटी ।। (३७)**

એ હાથ સુતરને વળ દેવામાં પ્રેમ રાખવા છતાં સુતરને ચઢતાં વળની આંટીના અર્ધા ભાગ જેટલી પણ હાથને આંટી લાગી નથી. અગણીત તાર એ હાથે ઉલટાવી સુલટાવીને રેંટિયાની ત્રાકમાં પરોવે છે.

**उलट पुलट कर्ता कर कंचीत, अमळीत हवे न एकु ।**

**जेही कर सेवा मनभर वेंटीत, त्राके तार अनेकु ।। (३८)**

એવી રીતે સકર્તા સત્ કૈવલે પોતાની ક્રિયાવૃતિ રૂપી હાથે, મનના ભાવ પ્રમાણે સમસ્ત જગતના ઘાટોમાં ત્રણ મહાતત્વોરૂપી ત્રાકનાં વિષે ઉલટ-સુલટ અનેક તાર પરોવવા છતાં નીજકર્તાની વૃત્તિરૂપી હાથે એકપણ આંટી પડી નથી. એ જ પ્રમાણે સંસારરૂપી સુતરના કોકડામાં એટલે કે સંસારના સર્વે ઘાટોમાં કારણ કાર્યનો ઉલટા સુલટી જગતનો ક્રમ ચાલુ રાખવા માટે વળ ભરેલો છે. એમા એકપણ જીવનું શરીર વળ ભરાયા સિવાય બાકી રહ્યું નથી. જેમકે વિધવા સ્ત્રીના હાથે જીવનભર સુતર કાંતવા છતાં તેના હાથને વળ ચઢતો નથી. તેમ સંસાર ભરના સર્વ જીવોનાં તનુઓમાં કારણ કાર્યનો વળ ભરવા છતાં કર્તા કૈવલની વૃત્તિરૂપી હાથે કિંચિત પણ વળ ચડ્યો નથી.

**पुनी सुलजावन सुत त्राकनसे, तेही करकी करीयनसे ।**

**एही विधि करत सकल सब करके, पण कर नही फरीयनसे ।। (३९)**

પુન એટલે બીજીવાર ફરીથી સ્પષ્ટ રીતે સમજાવતા ભગવાન કરૂણાસાગર કહે છે કે, ત્રાક ઉપર સુતર ચઢાવી તેમાં વળ ભરવાનું કાર્ય હાથની ક્રિયા વડે કરીને કર્યું છે. તે પ્રમાણે કર્તાની વૃત્તિરૂપી હાથે સંસારનું સઘળું કૃત વળ ભરીને કરેલું છે. તેમ છતાં કર્તાની વૃત્તિરૂપી હાથમાં વળ ચઢયો નથી.

**जेही करसे रुइ भरे सकळ वळ, तेही वळ वीनु सदाइ ।**
**ज्यौं का त्यौं कर रहे सदोदित, कदमो कदम तदाइ ।। (४०)**

જે હાથથી રૂમાં સઘળો જોઈતો વળ ભરવાનું કાર્ય થાય છે તે હાથ તો વળ વગરનો હંમેશનાં માટે તેવોને તેવો જ રહે છે. તેવીજ રીતે સકર્તા સત્ કૈવલ વૃત્તિરૂપી હાથથી જગત રૂપી સુતરમાં વળ ભરે છે. છતાં તે કર્તાની વૃત્તિરૂપી હાથ જેમ હતો તેમજ સદોદિત નિર્મળ પ્રકાશમય રહે છે.

**ओरु परजापत भंडनमे वळ, देवत कळ करीयंन से ।**
**बहु प्रकार भरत भाजनमे, लकरी चक्र फेरीयन से ।। (४१)**

દ્રષ્ટાંત બીજું. જેમ કે કુંભાર માટીના વાસણો બનાવતા ભીની માટીના પીંડાને ચાકડા ઉપર મુકી હાથથી ક્રિયા કરીને તેમાં વળને ભરી દે છે. અને પછી નાના મોટા ઘાટ અનેક પ્રકારનાં ઉતારે છે તે માટે હાથ વડે દંડ લઈને ચાકડાને ગોળ ફેરવવાની ક્રિયા કરીને પાત્રોમાં વળ ભરે છે.

**अेही प्रकार अनेक कुंभ घट, वळदीन अंफ घरनमे ।**
**पण तेही चक्रीनके तन अेकही, पडी न आट करनमे ।। (४२)**

એવી રીતે નાના મોટા અસંખ્ય વાસણોના ઘાટ કુંભાર વળ ભરીને ઉતારી તેના અક્ષરો વડે જુદા જુદા નામ પાડે છે. પણ કુંભારના હાથને વળની એક પણ આંટી પડી નથી.

**अेही उभयनके करसे करन कज, वळके वळीत अनेकु ।**
**पण दोउके नही कर करमोडीत, त्यौं के त्यौं कुशळेकु ।। (४३)**

બંને દ્રષ્ટાંતોમાં વિધવા સ્ત્રી તથા કુંભાર એ બંને હાથથી વળ ભરવાનું કાર્ય કરવા છતાં તે બંનેના હાથ અમળાયા નથી. બલ્કે હાથથી અનેક પાત્રોમાં વળ ભરવા છતાં હાથને વળ ચઢયો નથી. તેવી જ રીતે વિધવા સ્ત્રી સુતરમાં વળ ભરવા છતાં તેના હાથે વળ ભરાયો નથી એ બંનેના હાથ વળ ચઢયા સિવાયના મુક્ત રહ્યા છે.

**तेसेही करकी आद्य सकलतन, बीनुं वळके नीखशीखही ।**

**अस्ती रोम त्वचा रगके लग, सहीतम रुद्र अमीखही ।। (४४)**

તેવી જ રીતે હાથથી લઈ નખથી શિખા સુધીનું આખું શરીર વળ ભરવાની ક્રિયામાં સામેલ હોવા છતાં વળ વિનાનું રહે છે. અસ્થિ, રોમ, ત્વચા, રગ રુદ્ર અમીખહી એ સહિત સઘળુ શરીર વળ વગરનું રહે છે.

**सकल तनु वळ विनके रहीतल, सुत भंडन वळ भरतां ।**

**त्यौं ते कैवल रहे नीवळके, कोटी कोटी तन करतां ।। (४५)**

જેમ વિધવા નારી અને કુંભાર અનુક્રમે સુતર કાંતતી સ્ત્રીના હાથને સર્વાંગ શરીરને અને કુંભાર અનેક વાસણોમાં વળ ભરવા છતાં તે બંનેના શરીર વળ વગરનાં રહે છે; તેજ પ્રમાણે સકર્તા સત્ કૈવલ કે જેમણે અનંત બ્રહ્માંડના અસંખ્ય અગણીત ઘાટ વળ ભરીને ઉત્પન્ન કરેલાં છે. છતાં તેનો સર્વથી ન્યારા વળ વગરનાં રહ્યા છે.

**तेही तन जेही जंगम स्थावरके, जीनमें वळ अपरमही ।**

**बहु प्रकारन तन भिन्न भिन्नके, न्यारे न्यार करमही ।। (४६)**

સ્થાવર કે જંગમ સઘળાં શરીરો નિજકર્તાએ પાર ના પામી શકાય તેટલો વળ ભરીને રચેલાં છે અને બહું પ્રકારનાં જુદા જુદા એકબીજાની સાથે સરખાવી ન શકાય એવા અસંખ્ય ઘાટો સ્થાવર અને જંગમ એ સર્વેનાં થતાં કર્મો અલગ અલગ છે.

**तेही संच कळ कीओ करतारन, तन तन प्रते अलगही ।**

**प्रजापति ओरु नार न्यावसे, कैवल वळ न वळगही ।। (४७)**

એવા પ્રકારની ગુપ્ત કરામત કૈવલે શરીર શરીર પરત્વે અલગ અલગ કરેલી છે. નાના મોટા વાસણોના ઘાટ ઘડનાર કુંભાર અને રૂના અનેક તારમાં વળ ભરનાર વિધવા સ્ત્રીની જેમ આ જગત રચનાના કરનાર સકર્તાને તેમના કૃતની કરામતનો વળ ચઢતો કે વળગતો નથી.

**भंड कुलाल नार सुतके सम, आभव सकळ वळनके ।**

**वळ वळमे सब करीत विलासीक, देव मनुष्य तनु जडके ।।(४८)**

કુંભારના હાથે બનાવેલા માટીના વાસણોમાં અને સુતરને કાંતનારી સ્ત્રીનાં સુતરમાં વળ ભરેલો છે, તેની જેમ આ સંસારના સઘળા જીવોનાં ઘાટોમાં વળ ભરેલો છે. દેવ મનુષ્ય અને મંદ બુધ્ધિના બીજા જીવોના શરીરો સઘળા પોતપોતાના વળમાં ક્રીડા તથા સંસારનો વિલાસ ભોગ ભોગવી રહેલા છે.

**ज्यौं चक्रीनके करसे करीत वळ, भंड सकळ भाजनमे ।**

**त्यौं करसे सुत नार समारत, आवत पट काजनमे ।। (४९)**

જેમ કુંભારના હાથથી ચાકડા ઉપર ભીની માટીના પીંડામાં વળ ભરીને વાસણો બનાવવાના ઉપયોગમાં આવે છે, તથા સુતર કાંતનારી સ્ત્રીના હાથ વડે રૂમાં વળ ભરીને સુતર બનાવી એ વળ ભરેલું સુતર વસ્ત્ર વણવાના કામ લાગે છે.

**तेही परकार भरत करता वळ, संकल्प पाण पसारी ।**

**पण संकल्प सहीतम कर्ता निज, बीनुं वळ सकळ समारी ।। (५०)**

તેવી જ રીતે કર્તાએ સંકલ્પ રૂપી હાથ પસારી નિશ્ચય કરી યુક્તિ યાને કરામત કરીને સંસારના સઘળા જીવોના ઘાટોમાં વળ ભર્યો છે. છતાં પોતે તો વળ સિવાયનાં ન્યારા જ રહ્યા છે.

**देखो अेही निज करता परमकी, क्रिया अलोकित केसी ।**
**सकळ तंत वळ भरी विलसावत, आपे वळन वळेसी ।। (५१)**

હે નિર્મળ બુધ્ધિવાળા સંત સજ્જનો ! પરમ સકર્તા પતિએ સંસાર ભરનાં સ્થાવર અને જંગમ સર્વ શરીરો સહીત ચૌદ લોક પર્યંતની અલૌકિક ક્રિયા કરી છે, તે તમે જ્ઞાન દ્દષ્ટિએ નિહાળો. ઉપર જણાવેલા સર્વ તનુઓમાં બહુ પ્રકારનો વળ ભરીને વિસ્તાર કર્યો છે. કૈવલકર્તા પોતે વળમાં વણાયા સિવાય સર્વથી અલગ રહ્યા છે.

**तब विनु वळके कैवल नामु, तेही कीनके शीर छाजे ।**
**जब ते कैवलके कैवल शीर, अेहीं निज नाम विराजे ।। (५२)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " જે કૈવલ નામ છે તે કોઈ પણ પ્રકારના કોઈપણ જાતનાં વળ વિના પરમ પવિત્ર નામ બીજા કોના શીર પર શોભે તેમ છે? જેથી તે કૈવલ નામ કૈવલ કર્તાના શીર પર ધરાવ્યું છે; અને તે નામ તેમને જ શોભે છે.

**कर्ता नाम के हुते विशेषण, तेही निज लक्ष लखाये ।**
**जमी असमान पाताल अचळ चळ, कोइ के शीर न सहाये ।। (५३)**

આદ્ય સકર્તા સત્ કૈવલ નામનું જે વિશેષણ છે, તેનો લક્ષ જગતનાં જનોને જણાવ્યો. હવે તે નામ જમીન, આસમાન, પાતાળ તથા સ્થાવર અને જંગમમાં કોઈના શીર પર શોભે નહીં. કારણકે એવા કોણ સર્વજ્ઞ સર્વ વિભુતિઓમાં સમર્થ હોય કે જે મહાન પતિનું નામ શોભાવી શકે? માટે તે નામ સકર્તા પતિના શિર પર ધરાવ્યું છે.

**राज तिलक राजनकु होवत, रहीयत के शीर नाही ।**
**तेही परकार नाम करता के, बीन करता पर नाही ।। (५४)**

રાજ તિલક રાજાને જ કરી શકાય છે. તે કાંઈ રૈયતને કરી શકાતું નથી. તેવી જ રીતે કર્તાના નામનું વિશેષણ કર્તા પદના સામર્થ વિનાના કર્તાનાં કરેલા કત વિશે સમસ્ત લોકોમાં કોઈના શિરપર ધારણ કરાવી શકાતું નથી.

**जेतने भर अवतार गुननके, विष्णु वेश धरी आवे ।**

**तिनके शीरपर नाम सृष्टिके, लेइ लेइ सकळ धरावे ।। (५५)**

જેટલાં આ સંસારમાં અવતારો થયાં તે બધા ગુણના દેવ વિષ્ણુએ ધારણ કરેલાં છે. તેમના શિર પર જગતનાં જનોએ આદ્યથી વપરાતાં આવેલાં નામ પ્રભુ, પરમાત્મા, પરમેશ્વર, હરી અને ભગવાન વગેરે નામો અવતારોના શીર ઉપર ધારણ કરાવી તેમને જ કર્તા તરીકે માન્યા અને મનાવ્યા છે.

**वैकुंठ ओरू गौलोक स्वर्ग सत्, पुनि पुरुष परकरती ।**

**वाणी विलास करनकी कारन, जेही निज सुरती समरती ।। (५६)**

વૈકુંઠ, ગૌલોક, સતલોક, સ્વર્ગલોક વગેરે તેમજ પ્રકૃતિ અને પુરુષ સુધી એ બધા તત્વોની આકૃતિવાળા હોઈ, એ સર્વે માયાનો જ પ્રસારો છે, જે જે ઉપમાઓ લાગે છે તે નામ રૂપ ગુણવાળા હોવાથી વેદોની શ્રુતિ અને સ્મૃતિએ ઘણી પ્રશંસાઓ કરી આખા વિશ્વમાં વાણીનો વિસ્તાર કરેલો છે.

**तहां लग नाम विश्वके व्यापक, ज्यां लग कर्ता करतही ।**

**दनुजलोक सुरलोक आद्य सब, ओरु ततलोक मरतही ।। (५७)**

જયાં સુધી કર્તાના કૃતનો પ્રસારો છે. ત્યાં સુધી ગુણના અવતારી ઈશ્વરોના નામ પ્રસિધ્ધ છે. આદ્યશક્તિ નિરંજનથી લઈ ગૌલોક, વૈકુંઠ, સતૂલોક, દેવ, દાનવ, માનવો અને નાગલોક વગેરે મૃત્યુને આધિન હોઈ તે સર્વે નાશ પામવાવાળા છે.

**अेतने भरके गोलकमे सब, आइ गये क्रत नामुं ।**

**पण कर्ता निज पद कैवलसे, इत सब पाय विरामुं ।। (५८)**

ઉપર જણાવ્યા પ્રમાણે અવતારી પુરુષોના સર્વે નામ કર્તાના કૃતનાજ હોઈ, વિશાળ વૈરાટરૂપી ગોળામાં આવી જાય છે. આ સર્વે કૃતનો પસારો નિજકર્તા કૈવલના સંકલ્પથી

થયેલો હોવાથી તે ક્રતમાંજ બધા વિરામ પામેલા છે. એ કારણને લઈ કૈવલ પદને કોઈ પણ જાણી શકયા નથી.

**तेही विराम पायलके नामुं, शिर अवतार घराये ।**
**निज कर्ताके नाम विना तन, करतव इष्ट ठराये ।। (५९)**

આ સંસારનાં જીવો જે જે નામમાં વિરામ પાંમ્યા છે, તે નામો અવતારી ઈશ્વરોનાં શિર પર ધારણ કરાવ્યાં છે; પરંતુ કર્તાના ક્રતથી રચાયેલા શરીરો તેમને જ ઈષ્ટ નક્કિ કરાવી નિજકર્તા પદથી જીવોને અજાણ્યા રાખ્યા છે.

**जब अवतार सकल करतवके, स्थापन करन समेतु ।**
**करते करत मली सब विलसत, इष्ट सहीत धर हेतु ।। (६०)**

જ્યારથી ગુણોના અવતારો એક પછી એક આજદિન સુધીમાં થયેલાં, તે સર્વને કર્તા માની મનાવી તેમની સ્થાપના કરી છે. અવતારી ઈશ્વરો તે પણ તત્વોના શરીરવાળા અને તેમને માનવાવાળા આચાર્યો પણ પંચ તત્વના દેહધારી. એ બધા ક્રતે ક્રત મળીને દ્રવ્ય પ્રેમના આવેશમાં આનંદ કરે છે. ઈષ્ટોની સાથે પરસ્પર મળીને તમેજ જગતના કારણ રૂપ કર્તા છો એમ કહીને તેમની પ્રશંસાઓ કરે છે.

**जब जुगधर नहि करता थापनके, थपेसो नही करतारु ।**
**ओही वहीवट इतके इतनके, रमतल बारोबारु ।। (६१)**

જ્યારથી જગતની રચના થઈ ત્યારથી અત્યાર સુધી જગતને ધારણ કરી રાખનાર નિજ સકર્તા પતિની સ્થાપના કોઈએ કરી જ નથી. જેણે કર્તા માની સ્થાપનાઓ કરી છે તે નિજકર્તા નથી. આ બધો કારભાર અહીંના જ આચાર્યોએ અહીં આ પૃથ્વી પર મોટી મોટી ઉપમાઓ આપી તેમના વખાણ કર્યા છે. એ બધી બારોબારની રમત હોય નિજકર્તા સાથે કાંઈ લાગતું વળગતું નથી.

**अल्प बुध्धके जेही आचारज, सुने न नाम कर्ताके ।**
**एही भवके भर नाम बटोरीत, धरे इष्ट शीर जाके ।। (६२)**

કર્તાનું અસલ નામ જાણ્યું કે સાંભળ્યું નથી. એવા અલ્પ બુધ્ધિના આચાર્યજનોએ એ બધા અવતારી પુરુષોના નામ ભેગા કરીને તેમના શિરે કર્તાનું નામ ધારણ કરાવ્યું છે.

**मच्छ कच्छ वेराह व्याघ्र नाम च्यौं, जेही नाती तेही तीनके ।**
**एही सब आगु हुते स्वजातिक, लइने धरे कोउ कीनके ।। (६३)**

મચ્છ, કચ્છ, વરાહ અને વ્યાઘ્ર (નરસીંહ) એ ચારે નામો જે જે જાતિના હતા તે જાતિને જોડીને તેમના નામ ધારણ કરાવ્યા છે. એમના નામની આગળ જે સ્વજાતિ હતી એ ઉપરથી દશ યુગ અવતારો પૈકી આચાર્યોએ તે અવતાર તરીકે એ નામ પાડીને જાહેર કરેલા છે. વળી કોણ જાણે ક્યારે અને કયા આચાર્યોએ આવા નામ પાડયા હશે ? તે અત્યાર સુધી કોઈ નકકી કરી શકેલું નથી.

**ओरु वामन जेही राम कृष्ण लौं, आद सकळ अवतारे ।**
**विश चतुर शीर नाम जक्तके, धरी सकळ पोकारे ।। (६४)**

ઉપર જણાવ્યા પ્રમાણે વામન તથા રામ કૃષ્ણ સુધીના પ્રથમથી આજ દિન સુધીમાં સંસારમાં જે જે અવતારો થયા તેની કુલ સંખ્યા ચોવીસની છે. આ ચોવીસ અવતારો મનુષ્ય દેહ ધારણ કરી જન્મ લઈ અવતરેલાઓના શિરે આ જગતના જનોએ કર્તા, ઈશ્વર, ભગવાન એવા નામ ધારણ કરાવીને સઘળો સંસાર એજ નામનું રટણ કરે છે.

**जेही जेही नाम जगतके जपतां, तीनुं निज कर्ता न माने ।**
**ज्यौं रैयतकु रैयत बोलावत, त्यां क्यौं राय हेराने ।। (६५)**

જેણે જેણે આ જગતનાં પાડેલા નામના જાપ જપ્યા છે તે સકર્તા સત્ કૈવલને પહોંચતા નથી. કયાંથી પહોંચે? જ્યાં રૈયતને રૈયત બોલાવતી હોય ત્યાં શા માટે રાજાને હેરાન થવું પડે?

**जबते रहीयते रैयत सकलकु, इस अवतार समेतु ।**
**जिनके नाम जपत तेही जनपर, निजपति धरत न हेतु ।। (६६)**

જેવી રીતે રાજા સિવાય બાકીના જેટલા હોય, તેને રૈયતજ કહેવાયા છે, તે દ્રષ્ટાંતના ન્યાયે દેવ, દાનવ અને માનવ સર્વે ઈશ્વરી અવતારો સહિત રૈયતની ગણતરીમાં ગણાય છે. તે અવતારોના નામનો આચાર્યો અને જગતના જનો જાપ જપે છે. તેના પ્રત્યે નીજ કેવલ પતિ કદાપિ હેત ધારણ કરતા નથી.

**हेत घरे क्यौं क्रतव नाम पर, आपने शीर विनु जिनमें ।**
**ज्यौं प्रजापतके घट टेरत, चक्री न बोलत तीनमें ।। (६७)**

સકર્તા કેવલ તે ક્રતવી નામ જપનારની ઉપર હેત ધારણ કરતા નથી. કારણ કે તે ક્રતનું નામ તેમના શીર પર લાગતું નથી. જેમ કોઈ પ્રજાપતિ ઘડા ઉપર ટકોરો મારે ત્યારે ઘડો રણકો કરે પણ કંઈ કુંભાર બોલતો નથી.

**जेही जेही नाम निगम प्रतिपादीक, तेही तो आद्य अगमके ।**
**तीनकु कछु कहत नही हमही, अे सब कही सुगमके ।। (६८)**

જે જે નામો વેદોમાં નક્કિ કરવામાં આવ્યા છે, તે નામો જગતની આદ્યથી જીવોની જાણ બહાર રહ્યા હતા. તેજ વેદોએ જાહેર કરી જણાવ્યા છે. તે નામ પરમાત્મા, પરમેશ્વર, પ્રભુ, હરિ વગેરે આ સંબંધમાં " પરમ દયાળુ, પરમકૃપાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મારા મુખથી કંઈ અપવાદ કરતો નથી. પરંતુ ગુણના ઈશ્વરી અવતારોના નામ જગતને જાણીતા છે. તેમના શિર પર ઉપર જણાયેલા નામો લગાડેલા છે. એજ અમારે વાંધો છે.

**तेही माटे कोइ के नामे कोइ, बोलत नही बीनुं सरके ।**
**बारोबार पोकार मरो सब, निज पतिके विन अरके ।। (६९)**

તે માટે બીજાનાં નામનો પોકાર પાડવાથી, સકર્તા સત્ કૈવલ બોલતા નથી. જયારે તેમનું નામ લઈને બોલાવવામાં આવે ત્યારે જ તે બોલે છે. બીજા અનિત્ય નામો નિજપતિ સકર્તા કૈવલ ને લાગતાં નહી હોવાથી તમે ચાહો તેટલો બારોબાર પોકાર કરી કરીને મરી જશો તો પણ તે સકર્તા પતિ સાંભળવાનાં નથી.

**जबते जीतने नाम करत के, निज करतार न लागे ।**

**कुवेर अनुभव दिपक से उर, धरो के मरो अभागे ।। (७०)**

સકર્તા કૈવલે સર્જેલા ક્રતનાં જે જે નામોનું રટણ સંસારી જીવો કરી રહ્યા છે તે બધા ક્રતવી છે. તે નામો સકર્તાને પહોંચતા નથી. મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામી કહે છે કે, મારા અનુભવ જ્ઞાનરૂપી દિપકનાં પ્રકાશથી હું તમને જે સકર્તા પતિનું પદ ઓળખાવું છું તે તમારા હૃદયમાં દ્રઢતા પૂર્વક ધારણ કરો, એમ ન કરવુ હોય, તો હે અભાગી જનો ! અજ્ઞાનરૂપી અંધકારમાં ભલે અથડાઈ મરો.

**ઈતિશ્રી સકર્તા વિશેષણ નામ સપ્તમ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૮

**..અથશ્રી સગુણ નિર્ગુણ પરિહારિત સકર્તા દેખાવનકો અષ્ટમ સિધ્ધાંત નિર્ણય..**

**निज कर्ता जेही आद्य सृष्टिके, आप अकेल रहाइ ।**

**उपजे प्रेम भाव अेही भवके, जबते रचन रचाई ।। (१)**

નિજ સકર્તાપતિ સૃષ્ટિની આદ્યે અપાર શૂન્યના મધ્યે તેઓ પોતે એકલાજ રહેલા હતા. ત્યારે સહેજા-સહેજ અચાનક પોતાની અંતરવૃત્તિમાં પ્રેમભાવ ઉપજી આવ્યો; તે અંતરના દ્વૈત આશયને પ્રકાશમાં લાવવા ભવની રચનાનો બાહ્ય હેતુ ધારણ કરીને સમસ્ત જગતની રચના કરી છે.

**तेही रचनाके सकल अंश तुम, जीनु संकल्प ते सरजे ।**
**उत इतके सब फसे फोगटमे, तिनकु सकल विवरजे ।। (२)**

સકર્તા સત્ કૈવલે કરેલી સકળ સંસારની રચનાના હે સર્વે અંશો ! તમે બધા સકર્તાની સજાતિના છો. સકર્તાપતિની અંતરવૃતિમાંથી પ્રેમભાવ ઉદ્ભવ્યા પછી તમો સર્વે અંશોને શુધ્ધ સંકલ્પ દ્વારા ઉત્પન્ન કરેલા છે, તે સકર્તાથી વિખુટા પડી મતપંથમાં સ્થપાયેલા ઈષ્ટોની ઉપાસનામાં ફસાઈ જવાથી જયાં ને ત્યાં પ્રિતિ બાંધી તેમનું સ્મરણ ધ્યાન કરવા લાગ્યા તે કારણને લઈ તમો ખરા કર્તાને ભુલી ગયા છો.

**तबते जेही अपने पति पावन, जो कोइ धरो उमागी ।**
**तो मेरे अनुभव दिपकसे, जबक जुओने जागी ।। (३)**

આ ભવ ભરની અંદર જે કોઈ અંશને સકર્તા પતિને મળવાની આતુરતા યાને ઉમંગ ઉત્પન્ન થયો હોય તો પરમગુરુ કહે છે કે, મારા નિજજ્ઞાન લક્ષરૂપી દિપકનાં પ્રકાશથી જલ્દી જાગ્રત થઈને નિજ દ્રષ્ટિને નિર્મળ કરી જોશો તો જરૂર તમે નિજકર્તા પદને જોઈને જાણી શકશો.

**जागंता ऐही सकल पदारथ, कछु न आवे मनही ।**
**अल्प हवे अनहितके अगणीत, ज्यौं रविपे उडघनही ।। (४)**

હે નિજકર્તાના અંશો ! મારા અનુભવ જ્ઞાનપ્રકાશથી જયારે જાગીને જોશો ત્યારે આ સંસારના તત્વ પદાર્થો યાને ઈન્દ્રિયોના વિષયો પરત્વે તમારા હૃદયમાંથી સંપૂર્ણ અભાવ થશે, જેથી કોઈ વિષય પદાર્થની ઈચ્છા થશે નહિ. અને અલ્પમતિના આચાર્યોએ ઉપજાવી કાઢેલા ઈશ્વરો અને દેવદેવીઓનું તમારા અંતસકરણમાં અજ્ઞાનથી થતું ચિંતવન છુટી જશે, તે પછી તમને સાચું સમજાશે. કોઈ દેવી-દેવતા કે ઈશ્વરો તમારું હીત કરવાવાળા નથી. જેમ સુર્યોદય થતાં સુર્યના પ્રકાશથી અલ્પ પ્રકાશવાળા અગણિત તારાઓ અદ્રશ્ય થઈ જાય છે, એમ કર્તાપદના જ્ઞાનથી તારાઓ જેવા સગુણના ઈષ્ટો તમારી દ્રષ્ટિમાં દેખાશે નહિ.

**त्यौं निज परमपति सुरके पद, तरुणीवत सब देवा ।**
**जिनकी सेव करत तुम सबही, पावन पद अहंमेवा ।। (५)**

સકર્તાપતિનું પદ સુર્ય સમાન હોવાથી સમસ્ત લોકના પ્રકાશક છે. તારા સમાન સર્વ દેવો હોય, મુક્ત થવાના ભાવથી તમો સેવા સ્મરણ કરો છો, પરંતુ તમને મોક્ષપદ મળશે નહી.

**तेही पद तो तुम नही पावनके, व्रथा धरो उमाइ ।**
**अब जो मेरी कही न मानत, अंत काळ पस्ताइ ।। (६)**

હે અંશો ! તમો કૈવલ મોક્ષ પામવાની આશા રાખી દેવ-દેવીઓ કે અવતારી ઈશ્વરોમાં ઉમંગ ધારણ કરીને સ્મરણ ધ્યાન કરો છો, તે અર્થ સિવાયનું હોય તે નિષ્ફળ થઈ જશે. પરમ દયાનિધિ કહે છે કે મારૂ કહ્યું જો નહિ માનો તો દેહના અંતકાળની ઘડીએ તમો ઘણાં જ પસ્તાશો.

**पुनी मेरी अनुभवकी आंखन, देखहु द्रष्ट पसारी ।**
**देव मोक्ष कीनु देइ न सकतही, कहु ते जुवो विचारी ।। (७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતના જનો ! તમારી ચર્મ દ્રષ્ટિ તજીને મારી અનુભવની આંખથી તમે દ્રષ્ટિ ફેરવીને જોશો તો જરૂરથી તમને જણાશે કે સઘળા દેવીદેવતાઓ કે ગુણના અવતારો કોઈપણ તમને મોક્ષ આપી શકે તેવા નથી. એ મારા કૈવલલક્ષ જ્ઞાનથી ભરેલા વચનોનો વિચાર કરશો, તો તમે નિશ્ચયાત્મક આપનપુ અને પતિપદને જાણી શકશો.

**देव सकल आपने आसरीतके, दीये आपनके खाइ ।**
**उलटी आश करे आपनेकी, तीनसे कांहां देवाइ ।। (८)**

હે પરમ કલ્યાણની ઈચ્છા રાખનાર જીજ્ઞાસુ જનો ! સર્વે પ્રકારના દેવો મનુષ્યજનોનાં આધારે રહેલા છે, અને મનુષ્યનું આપેલું જ તે ખાય છે, વારંવાર મનુષ્યની આશા રાખે છે તેવા દેવો તમોને શું ફળ આપી શકશે?

पुनी देवनसे मोक्ष न पावत, कही गये संत सबेत ।
जो सेवत तुम फळ प्राप्तकु, तेही कीनकु कहां देइ ।। (९)

ફરીથી જણાવું છું કે, સર્વ જ્ઞાની સંત પુરુષો કહી ગયા છે, કે એ દેવોની ઉપાસના કરવાથી કદી પણ મોક્ષ મળશે નહીં. જો તમો સંસારના સુખની આશા રાખી સેવા કરતા હોય, તો કહો કયા દેવે કોને કયું ફળ આપ્યું? તે તપાસ કરીને જોશો.

भीक्षुक होय तो मरे भीखंतो, दरबवान रहे दरबही ।
राजा होय तो राज करतहे, कंकर रहे कंकरही ।। (१०)

ભિખારી હોય તો તે જીવનભર ભીખ માંગતોજ મરી જાય છે. અને દ્રવ્યવાળો દ્રવ્યવાનજ રહે છે. વળી જે રાજા હોય છે તે રાજ કરે છે. અને ગરીબ બિચારો ગરીબીમાંજ જીંદગી ગુજારે છે.

अे चौं होय देवनके सेवक, ज्यौं का त्यौं मरी जाइ ।
तो देवनकी सेव करनसे, कुनसी भइ अदकाइ ।। (११)

ઉપર જણાવેલા ચારે જણ જે તે દેવની સેવા ભક્તિ કરતા હોય, તો પણ તેમની તેજ સ્થિતિમાં મરી ગયા છે. તો પછી દેવોની સેવા કરવાથી શું વધારે ફળ મળ્યું?

तेही माटे तुम भजो भरम तज, खुद करता अपनाइ ।
तुमेरे खानपान की खातर, जीने सब रकम बनाइ ।। (१२)

તે માટે સંસારના મતપંથોમાં ભુલા પડેલા હે મનુષ્યો ! ભરમને ત્યજી દઈ તમે તમારા ઉત્પન્ન કરનાર ખુદકર્તાનું ભજન કરો. એ સકર્તા ધણીએ આપણા સૌના માટે ખાવા પીવાની જોગવાય સારુ જેણે સઘળી રકમ અન્ન, ફળ, ફળાદિ વગેરે અગાઉથી ઉત્પન્ન કરી રાખ્યા છે.

अेकदम कीये सकल तुमेरे कज, जेही जम लगे अरथकु ।
अेसे परम दयाळ छोरीके, तो क्यौं जजो वरथकु ।। (१३)

તે જગતકર્તાએ તમારા માટે જુદા જુદા પ્રકારની સામગ્રી એકી વખતે તૈયાર કરી છે. વળી જયાં જેને જેવું જોઈએ, ત્યાં તેને માટે તે હાજર રાખેલું છે. એવા અનંત દયાળુ કરૂણેશપતિને તજી દઈ શા માટે બીજા અનિત્ય દેવોનું ભજન કરો છો?

**अरे जीव तुम तोल करत नही, अनुभव दीर्घ लघुकी ।**
**भेडे भेड कतार चलत हो, राखीत पेज वगुकी ।। (१४)**

અરે ઓ સંસારના મનુષ્યો ! તમે નિજ આપનપુ અને પતિપદની એકતાનાં લક્ષજ્ઞાનની સાચી સમજ વિના તોલ કરી શકતા નથી. પરમગુરુ કહે છે કે કોનો અનુભવ કનિષ્ઠ અને કોનો શ્રેષ્ઠ છે. તે સત્ય જ્ઞાનગતિની પરખ વિના આચાર્યોના દોરવાયેલા મનુષ્યો ઘેટાંના લહારાની જેમ ઊંધુ ઘાલીને એકની પાછળ એક એમ ચાલી રહ્યાં છે. તે તમારા માર્ગદર્શી આચાર્યોએ પોતાનો સ્વાર્થ સાધવા અનેક યુક્તિઓ યોજી તેમના નક્કિ કરેલા પંથમાં ખેંચી રાખેલા છે. તેથી અમારા સત્યજ્ઞાન અનુભવનો બોલ સાંભળતા નથી, અને આચાર્યોએ તમને વળગાડેલા તેમના મતપંથની વગ રાખી એક તરફી જુઓ છો.

**जेही जिनकी वगके पख जगमे, तेही तीनुं फंद परेहुं ।**
**खोलीत नेन न कोहु देखी तव, अंधे अंध मरेहुं ।। (१५)**

એવી રીતે આચાર્યોનાં મતપંથની વગ પ્રમાણે અનુસરી તેનાં પક્ષના ફંદમાં પડેલા છે, છતાં અત્યાર સુધી જ્ઞાનનેત્ર ખોલીને કોઈએ જોયું નથી. જે જે જીવ જે તે પંથનાં પક્ષનાં આલંબનમાં રહે છે, તેઓ જ્ઞાનહીન અંધ આચાર્યોની પાછળ આંધળા બનીને અંધ શ્રધ્ધામાં અટવાઈને છેવટે મરી જાય છે.

**तेही पक्ष पुराण अगमके, लघुगम सकल घोराये ।**
**ज्यौं छोटे बाळक फोसलावन, खनखन देही भुराये ।। (१६)**

જગતનાં આચાર્યોએ પોતે નક્કિ કરેલા મતપંથ વેદ પક્ષનાં જુના છે. એમ કહીને એ આચાર્યોએ અલ્પબુધ્ધિવાળા સંસારના જીવોને અજ્ઞાનરૂપી રાત્રીના ઘોર અંધકારમાં ફસાવ્યા છે. જેમ નાદાન બાળકને ઘુઘરો ખખડાવીને ફોસલાવવામાં આવે છે, અને બાળક ઘુઘરાનો અવાજ સાંભળીને ખુશ થાય છે. તેવીજ રીતે આચાર્યોએ એમના મતપંથ પુરાણા હોવાનો ઉપદેશ કરીને સંસારના અલ્પબુધ્ધિના જીવોને અસત્યના માર્ગે દોર્યા છે. અને અજ્ઞાની જીવો આચાર્યોની પ્રપંચજાળમાં ઠગાયા છે.

**तेही परकार सकल खनखनमे, बालकवत मन वेधे ।**
**कही कही थके परम सद्‌गुरु जब, कोइके उर नही भेदे ।। (१७)**

ઉપર જણાવ્યા પ્રમાણે આ દુનિયાના આચાર્યોની કલ્પીત ઈશ્વરો વિશેની ઘુઘરારૂપી કહેણમાં સંસારના સમસ્ત માનવજીવોનાં મન નાદાન બુધ્ધિના અજ્ઞાન બાળકની જેમ ભોળવાઈ ગયેલા છે. તેમને સત્ય સમજાવવા સકર્તાની સર્વજ્ઞગતિને જાણનારા પરમ-પરમાર્થી પરમપદના દાતા પરમગુરુ વારંવાર કર્તાપદની પ્રાપ્તિના અનુભવ વચનો કહીકહીને થાકી ગયા. છતાં આચાર્યોના મતપંથોમાં ફસાયેલા તેમના અસત્ય કથનને સત્ય માની બેઠેલાઓના હૃદય ભેદાયા નથી. એ કારણને લઈ નિજકર્તાપદના અજાણ રહી ગયા છે.

**भेद शके क्यौं भरम परे सब, आगले पक्ष पुराने ।**
**सार असारकी समज नही सद, जांहीके जांही मुझाने ।। (१८)**

ભુતકાળમાં સ્થપાયેલા મતપંથના પક્ષો 'પુરાને' એટલે જુના છે. એવું માનીને સંસારના મનુષ્યો ભ્રમમાં પડી ગયા છે. જેને સજાતિ-વિજાતિનું જ્ઞાન જ નથી. તે કારણને લઈ પરમગુરુના અનુભવ સિધ્ધ અલૌકિક વચનો સાંભળવા છતાં તેમના હૃદય વિંધાયા નથી. સાર-અસાર, સત્ય-અસત્ય, નિત્ય-અનિત્યની સાચી જાણ વિના આચાર્યોના મતપંથ વિશે કરમ-ભરમની જાળમાં મુંઝાઈ રહ્યા છે.

**ज्यौं लरकाकु रतन देहीनके, खनखन लेत छीनाइ ।**
**करी कलकारी लगे रोवनकु, खनखन दे तन ताइ ।। (१९)**

જેમ નાના બાળકને રતન આપી ખનખન થતો ઘુઘરો લઈ લેવામાં આવે ત્યારે તે બાળક ચીસ પાડીને રડવા લાગે છે. પણ ઘુઘરો છોડવાનું તેને ગમતું નથી.

**त्यौं लडकावत अेही जगके जन, खनखन देव सकलही ।**
**सतगुरु लक्ष रतन लखवावत, ग्रहीत न छोड नकलही ।। (२०)**

ઉપર કહેલા દ્રષ્ટાંતના ન્યાયે બાળકના જેવા દુનિયાભરના અંધશ્રધ્ધાવાળા મનુષ્યોને ઈષ્ટદેવોના નામ સ્મરણ કિર્તન રૂપી ઘુઘરો આચાર્યોએ પકડાવીને તેમનાં મનોરંજન કર્યા છે. તે સર્વ જીવોને કાળમાયાના મહા દુઃખમાંથી બચાવવા મહાન સમર્થ સદ્ગુરુ સકર્તાપતિના લક્ષરૂપી રત્ન આપીને દેવોની ઉપાસનારૂપી ઘુઘરો છોડાવવા ઘણો પ્રયત્ન કરવા છતાં નકલરૂપી ઘુઘરો છોડતા નથી. અને અમુલ્ય લક્ષરૂપી રતન લેતાં નથી.

(કાયમપંથી સંત સજ્જનોને વિનંતી પૂર્વક જણાવવાનું કે, આ આઠમા સિદ્ધાંતનું નામ સર્વજ્ઞ પરમગુરુએ સિગુર્ણ-નિર્ગુણ પરિહારીત સકર્તા સિદ્ધાંત દેખાવનકો નામ આપેલું છે. તે સિદ્ધાંતને અનુસરી વચનોને વિચારી જોતાં ૨૦મી ચોપાઈ સુધી સિર્ગુણનાં સિદ્ધાંતવાદીઓનું વર્ણન કરી જણાવ્યું છે. અને ૨૧મી ચોપાઈથી છેલ્લી ૩૩મી ચોપાઈ સુધી અકર્તા બ્રહ્મવાદીઓનો મત અને સમજ કેવી છે તેનો ખુલાસો કરી બતાવ્યો છે. એટલે ધારા કે વિષય કંઈ પણ બદલાતો નથી. પરંતુ સિર્ગુણ નિર્ગુણ બંને સિદ્ધાંતો બાદ કરી ન્યાય સહિત સકર્તા સિદ્ધાંતનો સત્ય નિર્ણય કરાવ્યો છે.)

**ज्यौं कोइ पुरुष शस्त्र तन सजीतव, करीत घाव जेही जनकुं ।**
**तीनके खुन लगत तेही तीनकु, हवीतन हथीयारनकु ।। (२१)**

જેમ કોઈ મનુષ્ય હથિયારોથી સજ્જ થઈ બીજા મનુષ્યને ઘા કરીને મારી નાંખે છે. ત્યારે તેના કરેલા ખુનની સજા હથિયારને ભોગવવી પડતી નથી, પરંતુ હથિયાર વડે મારનારને જ ગુનો લાગે છે; અને તેને જ શિક્ષા ભોગવવી પડે છે.

**ब्रह्मज्ञानीके लक्ष कहनजे, इंद्री इंद्री वर्तंतु ।**
**तीनके दोष न लगीत आतमकु, सुनीत भ्रमीत जुगजंतु ।। (२२)**

ઉપરના દ્રષ્ટાંત પ્રમાણે બ્રહ્મજ્ઞાનીઓનો એવો ઉપદેશ છે કે ઈંદ્રિયોથી થતાં કર્મો ઈંદ્રિયો જ ભોગવે છે. પરંતુ આત્માને ઈંદ્રિયોથી થતાં કર્મનો દોષ લાગતો નથી. એવી રીતે બ્રહ્મજ્ઞાનીઓનો ઉપદેશ સાંભળી જગતના જીવો પાપનો ડર નહી રાખતા નિર્ભય થઈ અશુભ કર્મ કરે છે.

**जो इंद्रि क्रत लगे न निजकु, कुन दमे तन अेही ।**
**सुनकादिक सुखदेव सहीत शिव, तज क्यौं भये वदेही ।। (२३)**

જો બ્રહ્મજ્ઞાનીઓના કહેવા પ્રમાણે ઈંદ્રિયોના કર્મનો દોષ આત્માને લાગતો ન હોય તો શિવજી, સનકાદિક અને સુખદેવ સંસારના ભોગોનો ત્યાગ કરી વનમાં શા માટે ગયા? ઈંદ્રિયોનો નિગ્રહ કરી યોગના આઠેઅંગની કષ્ટસાધ્ય કસોટી શું કરવા કરે? વળી સનકાદિકો જગતની શરૂઆતથી આજદિન સુધી તપ કરી રહ્યા છે. જો કર્મનો દોષ આત્માને લાગતો ન હોય તો કોઈ કસોટી કે સાધન કંઈ પણ કરવું પડે જ નહી. તે જરા વિચાર કરી જોશો.

**तेही माटे ब्रह्मज्ञान वहीतवित, मेटन करन जप घ्यानुं ।**
**अेक सतंतर आप सहीतमे, कुन करही अविलानुं ।। (२४)**

ઉપર જણાવેલા બ્રહ્મજ્ઞાની મિથ્યા બ્રહ્મજ્ઞાનનો બકવાદ કરી વહીતળ મનનાં ઈંદ્રિયોના વિષયમાં વશ પડેલા વિટંડાવાદી અમે બ્રહ્મસ્વરૂપ છીએ એવું અભિમાન કરે છે. જેથી કહે છે કે જપ, ધ્યાન કે ઉપાસના કરવાની કોઈ જરૂર નથી. અમે તો આપોઆપ સ્વતંત્ર હોય બીજો કોઈ છે જ નહી. તો પછી સેવાસ્મરણ કે વંદન દર્શન કોનું કરવું? આ પ્રમાણે જો તમારું કહેવું સત્ય હોય તો ભેખ લઈને વૈરાગી શા માટે થયા ?

**पुनी समजता सरल साक्षीगत, प्रेम भक्ति कुन करही ।**
**सहीत वैराग समेत हेत तज, भ्रमीत थका भव फरही ।। (२५)**

બ્રહ્મજ્ઞાનીઓનું એવું સમજવું અને માનવુ છે કે, સર્વેનો સરળ સાક્ષી એકજ છે. બીજો કોઈજ નથી. તો સ્મરણ, ભક્તિ કે ધ્યાન કોનું કરો છો? તેમજ સંસારના વિષયો અને પદાર્થોના ભોગનો ત્યાગ કરી વૈરાગ શા માટે લીધો? અને ગાંડાની જેમ ભ્રમિત થઈને સંસારમાં ભટકો છો, ત્યારે તમારા કહેવા પ્રમાણે એકજ બ્રહ્મમાં સાક્ષી કોના થયા? એવી જ રીતે એકજ બ્રહ્મ હોય તો ગ્રહવા, ત્યાગવાનું કે કરવાનું કશું જ રહેતું નથી.

**एही प्रकार सगुण समरणके, तेही पण गुणके ग्रागी ।**
**एही उभयके अंत लहीत वित, कोउ न भये निज ग्रागी ।। (२६)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, '' સગુણ મતના સ્થાપકો અને એમના ઉપદેશને અનુસરનાર એ સર્વે ગુણોને ગ્રહણ કરવાવાળા ગુણોના જ ઉપાસક છે. તેમજ નિર્ગુણ બ્રહ્મના વેત્તાઓ બ્રહ્મનો દાવો રાખી અમો સ્વતંત્ર છીએ એમ કહે છે. એ બંનેનો સાર તપાસી એનું માપ કાઢી અમો નિશ્ચય પૂર્વક કહીએ છીએ કે નિર્ગુણ અને સિર્ગુણ જેના વડે ઉત્પન્ન થઈ રૂપ અને અરૂપ સાથે મળી જે પસારો થયો છે એ સકર્તા સત્ કૈવલને સગુણના કે નિર્ગુણના આચાર્યો જાણતા નથી. તો પછી નિજકર્તાના લક્ષને કેમ કરીને ગ્રહણ કરી શકે?

**निजके हेत करतार पुरंजन, जिनुं संकल्प सब सरजे ।**
**तीनकी खोज विनाय विहुनगत, जदपी ताय हम बरजे ।। (२७)**

બ્રહ્મ પ્રકાશના પ્રકાશક સકર્તા સત્ કૈવલે પોતાના શુધ્ધ સંકલ્પથી સિર્ગુણ સૃષ્ટિનો સર્વ પ્રસારો કરેલો છે. વળી સગુણ પસારાના પ્રત્યેક ઘાટોમાં પોતાના સજાતિય અંશો પ્રેરક કરેલા છે. તે સર્વે અંશોની ઉપર હેત રાખનાર નિજસકર્તા પતિની કોઈએ શોધ કરી નથી તે કારણને લઈ તેમની અમાપ ગતિને નહી જાણવાથી '' મહાન સમર્થ ભગવાન

કરૂણાસાગર કહે છે કે,'' સકર્તાપતિને જાહેર જણાવવા ટહંકાર કરીને અગમ ગતિનો લક્ષ પ્રાપ્ત કરાવવાના હેતુથી અભયવાણીનો ઉચ્ચાર કર્યો છે.

**बरजत सो निज न्याव विना मत, पति बीन परम सहेतु ।**
**कीनुं लगावही छेक छेवटमां, अंते सुन्य सखेतु ।। (२८)**

આ ભવનાં મતપંથના સ્થાપકો ધર્મ આચાર્યો જે જે કંઈ બોલી ગયા છે તે ન્યાય વિના સંસારના જીવોને સિર્ગુણ-નિર્ગુણની ઉપાસનામાં લગાડી દીધાં છે. સર્વે અંશોના અંતરનું શુધ્ધ હેત પરમપતિ સાથે ધારણ કરવાનું હતું તે વિજાતી ઈષ્ટોમાં રોકી દીધું, તે વિજાતી ઈષ્ટોના ઉપદેશકો નિજકર્તા પદના હીમાયતી નથી, તો પછી જે નિજઘેરથી અંશો આવ્યા છે. એ છેવટનાં પરમપદમાં તેમને કોણ પહોંચાડશે? તે નિર્ગુણના મતવાદીઓનો સિધ્ધાંત તો વ્યાપક બ્રહ્મ છે. તે શુન્ય સરખું હોય જેનામાં સક્રિય ગતિ કે ચૈતનતા કે જાણપણું છે જ નહી, તો તેમની પ્રાર્થના કોણ સાંભળશે?

**सुन्य समो नहि पति पुरंजन, जेही उपजावन हरता ।**
**सुन्य सम होय तो करीत हरित क्यौं, तब ते कहीत सकरता ।। (२९)**

આ ખલકનાં ખાવિંદ યાને વિશ્વ સકલના ધણી વિત્ત વગરના નિર્વિત્ત શુન્યના જેવા નથી, પરંતુ એ તો અનંત ઐશ્વર્યતાવાળા હોવાથી, તેજ સંસારનું સર્જન કરનાર સર્જનહાર છે, અને સંહાર કરનાર પણ તેજ છે. જો વિત્ત વગરના શુન્યની બરાબર તે હોય તો આ સંસારના સર્જન અને વિનાશનું કાર્ય એ કેમ કરી શકે? પરમવિશેષ પરમદયાળુ, મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીજી કહે છે કે તેથી અમો તેમને સર્વજ્ઞ સકર્તા સચેતન અને સક્રિયગતિવાળા અજરાઅમર અવિનાશી કહીએ છીએ.

**सक्रत सो जेही पुरुष प्रकृति लग, जीनु उपजावनहारा ।**
**ते न हवीत जडतंत समोवड, अरुप स्वरुपते न्यारा ।। (३०)**

તે સકર્તાપતિ પ્રથમ નિરંજન પુરુષ, આદ્યશકિત અને ત્રણ ગુણના દેવો તેમજ ચૌદ લોક પર્યંત ચર અને અચર સમસ્ત વિશ્વનાં કરનાર અપાર ગતિવાળા સકર્તા ધણી છે. તેમણે રચેલા સર્વે ઘાટોનો ખેલ ચલાવવા પોતાના સ્વજાતિ અંશો પ્રેરક કરી કલ્પના અંત સુધી ચાલુ રહે તેવી કળ ભરીને આ જગતનો અદ્ભુત ખેલ કર્યો છે, તે સકર્તા પતિ જડ તત્વ જેવા કે નિષ્ક્રિય શુન્ય જેવા કદાપિ થઈ શકતા નથી. એ તમે જ્ઞાન દ્રષ્ટિએ ન્યાય પૂર્વક નિર્ણય કરીને જુઓ. તે સિર્ગુણ રૂપ આકારવાળા કે નિર્ગુણઅકર્તા બ્રહ્મ અરૂપ જેવા નથી; એ રૂપ અરૂપથી ન્યારા રહી સકર્તા પતિ સર્વને નિહાળી રહ્યા છે.

**कहेसो ते बीन स्वरूप करीत क्यौं, तीनके करीत निवारु ।**

**सुपने के तन अरुप स्वरुप बीन, करीत सकल परीवारु ।। (३१)**

કોઈ પ્રતિવાદી પ્રશ્ન કરે કે, રૂપ વિના નિજકર્તાએ જગતનું સર્જન કેવી રીતે કર્યુ? તેનો ઉત્તર. જેમ સ્વપ્નાનો રચનાર દ્રષ્ટા રૂપ અને અરૂપથી અલગ રહે છે. છતાં તેની સંકલ્પવૃત્તિની ઈચ્છાએ દ્રષ્ય સ્વપ્નાની રચના કરે છે. તેજ ન્યાયે સકર્તા સત્ કૈવલ રૂપ-અરૂપથી નિજ સ્વરૂપે ન્યારા રહ્યા છે. છતાં સર્જન, પાલન, પોષણ અને વિસર્જન એમની ઈચ્છા પ્રમાણે કરે છે.

**रूप कहे तो प्रगट देखीतव, अरूप देखीत न ओरु ।**

**अेही दोहुनके कीये नीवारन, अरूप रूप बीन बोहोरु ।। (३२)**

જે જે રૂપ કહીયે તેની આકારવાળી આકૃતિઓ આપની નજર સમક્ષ દેખાય છે. અને જેને અરૂપ કહીયે છીએ તે નિરાકાર હોય દ્રષ્ટિ ગોચર થતું નથી. તે રૂપ અને અરૂપથી નિજ સકર્તાપતિ ન્યારા રહ્યા છે. રૂપ તે સર્વ સમસ્ત સંસારનો પસારો, અને અરૂપ તે નિર્ગુણ બ્રહ્મ આકાશની જેમ સર્વ વ્યાપક રહેલું છે એમ સમજવું.

**केती कहु कही कही थके अब, सबकु सीख समजाइ ।**

**कहे कुवेर मेरी कही मानीत, तेही न भव भरमाइ ।। (३३)**

હે જગતનાં જનો ! કહી કહીને તમને કેટલું કહું? તમારા પરમ કલ્યાણના અર્થે અલૌકિક જ્ઞાનના વચનો કહેવામાં મેં કાંઈ બાકી રાખ્યું નથી. તે ન્યાય સહીત નિજજ્ઞાન યુક્ત અગણિત વચનોનો ઉચ્ચાર કરી થાકી ગયો છતાં કહેવાની ઈચ્છા રાખું છું. મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીજી કહે છે કે, મારા ઉપદેશને ગ્રહણ કરી સમજીને અમલમાં મુકશો તો આ ભવના ભરમમાંથી છુટીને હું કોણ? અને મારા નિજકર્તા કોણ? એ યથાર્થ જાણીને મુક્ત થઈ શકશો.

**ઈતિશ્રી સગુણ નિર્ગુણ પરિહારિત સકર્તા દેખાવનકો અષ્ટમ સિધ્ધાંત નિર્ણયસંપૂર્ણ.**

# સિદ્ધાંત-૯

**...અથશ્રી સક્રત છેક સિધ્ધાંત પ્રતિપાદકો નવમ સિધ્ધાંત નિર્ણય...**

**माहा मत जिनके आद्य अंतको, कर्ता सेती उत्पन्नके ।**
**तीनकु अनुभव हवीत अलोकित, रोकीत नही उत हनके ।। (१)**

સકર્તા સત્ કૈવલે સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યુ તેના આદી અંતનું જ્ઞાન મહાન સમર્થ ભગવાન કરૂણા સાગરને છે. કારણકે તે સર્વે અંશોના શિર પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ ગતિવાન મહા મતવાળા પ્રથમ પુરુષ છે. તેમનો અલૌકિક અનુભવ સર્વાતિત અને સર્વોપરી હોવાથી, તે સમસ્ત લોકને આરપાર જેમ છે તેમ જોઈ અને જાણી શકે છે. જેથી તેમના વ્યાપક અનુભવ જ્ઞાનને આ બાજુ કે તે બાજુ કોઈ રોકી શકે તેમ નથી.

**चौदेइ तबक फोर जिनकी गत, असंख्य लोक उपराइ ।**
**आ भवभर सरभर नही तीनके, देव सहीत जीनु ताइ ।। (२)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, પરમ વિભુતિવાન, પરમ કૃપાવંત ભગવાન કરૂણાસાગરનું અગાધ જ્ઞાન હોય તેમની અલૌકિક અનુભવ દ્રષ્ટિ ચૌદ તબકની પાર અસંખ્ય લોકને વિંધીને છેવટે રહેલું સકર્તાપતિનું કૈવલધામ તેની સાથે એકમેક પણે સદા સદોદિત રહે છે.

એવા જે પરમગુરુની સરખામણી કે બરાબરી કરી શકે એવા આ બાજુ કે તે બાજુ ભવભરમાં કોઈ છે જ નહી.

**जितने अनुभवी भये सकलमें, आचारज सहीतमही ।**
**सृष्ट रची जबत्ये अबलग ल्यौं, नीगम सहीत नही गमही ।। (३)**

આ પૃથ્વી ઉપર ઘણા આચાર્યો અને ઘણા અનુભવી થયા, તે સૃષ્ટિ રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી જગતકર્તાને કોઈ જાણી શકયા નથી. વેદ સરખા પણ સગુણ-નિર્ગુણનું વર્ણન કરી વિરામ પામ્યા છે, જેથી અગમ્ય કર્તાપદની ગમ નહીં પડવાથી વર્ણન કરી શક્યા નથી.

**एतनेके पर परम हेतुपत, सकल जहांन जीवनके ।**
**या बिन नही कोउ कर्ता कारवता, अणुनी आद्य कोउ कीनके ।। (४)**

સઘળા સંસારની જેમણે રચના કરી છે તે સકર્તાપતિ સર્વના ઉપર હેત રાખીને સ્થાવર, જંગમ સર્વ શરીરોને પળે પળે જીવન પોંખી રહ્યા છે. ઝીણામાં ઝીણા અણુંને ઉપજાવનાર પણ તેજ છે. આ ખલકના ખેલની રચના રચનાર, સંભાળનાર અને વ્યવસ્થા કરનાર સકર્તાપતિ પોતેજ છે. તેમના સિવાય અણું પણ કોઈથી બનાવી શકાય તેમ નથી.

**ओर सकल विस्तार जेहुनके, पुनी पालनके तेही ।**
**ता बिन इष्ट थपे करता भव, वरथा विकल वदेही ।। (५)**

જે સકર્તાપતિ સર્જનહારે સમસ્ત વિશ્વની રચના કરી છે તે રચનાર નિજકર્તા સર્વે તનુધારી જીવોનું લાલન, પાલન અને ભરણ, પોષણ હેત પૂર્વક કરી રહ્યા છે. એવા જગતકર્તાને જેમ છે તેમ નહીં જાણવાથી ગુણના અવતારી ઈશ્વરોની આદ્ય લઈ ઘણા દેવ-દેવીઓની કર્તા તરીકે સ્થાપના કરીને જગતના આચાર્યો પાગલ બનીને વૃથા વર્ણન કરી ગયા છે.

**जब त्ये पुरुष आद्य प्रकृति भव, गुण अवतार समेतु ।**
**इनमे कोउ करता नही आपने, ओर नही जीवन सहेतु ।। (६)**

આદ્ય શક્તિ મહામાયા અને આદી પુરુષ નિરંજનથી લઈ ત્રણ ગુણના દેવ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમજ દશઅવતાર અને બ્રહ્માંડભરના બીજા દેવ દેવીઓ આ બધા કર્તા કૈવલના સંકલ્પથી ઉત્પન્ન થયેલા હોય તેને ક્રત કહેવામાં આવે છે. એ ક્રત પૈકીના કોઈપણ દેહધારી કર્તાના કરેલાં તત્વ પદાર્થને તેમજ કોઈપણ જીવને ઉત્પન્ન કરવાની ઐશ્વર્ય ગતિવાળા કોઈ છે જ નહી, પરંતુ કર્તા કૈવલનો જગત રચવાનો જે હેતુ છે તે મારા અંશો મારી આજ્ઞાને અનુસરે અને મારી સાથે પ્રિતિ રાખીને સ્મરણ ધ્યાન કરે તે લક્ષજ્ઞાન આપીને મારી એકતા કરાવવા પરમગુરુ સિવાય કોઈ સમર્થ નથી.

**मच्छ कच्छ वेहेरा व्याघ्र समेतन, मारे मरे सकोइ ।**
**अेही सब काम जीव ओरु गुनके, करता करे न कोइ ।। (७)**

મચ્છ, કચ્છ, વરાહ અને નરસિંહ અવતાર લઈ આ ભવસાગરમાં જે આવેલા છે. એ સર્વનાં શરીરો દ્વારા એમણે સંસારમાં કોઈને મારવાનું કામ કર્યું છે, અને કોઈના હાથે તે પણ મરી ગયા છે. આ સઘળું એમણે આ સંસારમાં કરેલું કાર્ય સાધારણ જીવોના જેવું કર્યું છે. આવું કોઈ પણ કાર્ય સકર્તા સત્ કૈવલ સ્વામી કરતાંજ નથી.

**निज कर्ता करूणेश सकलके, वेर वरग नही ताइ ।**
**जीव अंश आपने उपजायल, कोउसे करे कटुकाइ ।। (८)**

આ સમસ્ત જગત નિજસકર્તાપતિનું સર્જેલું છે. દેવ, દાનવ અને માનવ પ્રત્યેક ઘાટોમાં કર્તાએ પોતાના સ્વજાતિય અંશોને વસાવેલા છે. એ સર્વના ઉપર કરૂણાદ્રષ્ટિ રાખીને હેત પૂર્વક નિહાળે છે, તો પછી કોની સાથે વેર, ઝેર કે કડવી નજર રાખે?

**पवन पसावत अमी चुवावत, रवी शशी उदे करीनके ।**
**तीनमे कुन रखे करतारन, पवन अमी सूकविनके ।। (९)**

નિજ કરૂણેશપતિ અનેક કરૂણાઓના ઈશ છે, તેમને જ પોતાની સ્વઈચ્છાથી સમસ્ત વિશ્વનું સર્જન કરીને સ્વજાતિય અંશોને વસાવ્યા છે, તે સર્વે અંશોના ઉપર પૂર્ણ પ્રેમ રાખીને સુખ શાંતિ આપવા તેમણે પવનનો પસારો કરેલો છે, તેમજ સઘનઘન દ્વારા વરસાદની અમી વરસાવે છે, અને સુર્ય-ચંદ્રને અંતરીક્ષમાં સ્થાપિ વિશ્વમાં પ્રકાશ અને શીતળતા સર્વ જીવોને આપવા મહાન કરૂણા કરી છે. તે મહાતત્વોમાં રહેલી અમીને સુકાવીને કોણ ઓછી કરી શકે તેમ છે?

**जेही जीनके करतव तेही भुगतत, आप आपने जीवजंतु ।**
**तो करतार कमेहेर हवे कीम, वंक विना कीत हेतु ।। (१०)**

આવી સકર્તાની અદ્દભુત કરામતની કરેલી રચનામાં જે જે જીવો આ સંસારમાં સારા-નરસા કર્મ કરે છે તેને તેવું ફળ નિજકર્તા આપે છે. અને તેને તે ભોગવવું પડે છે. તો એમ કેવી રીતે કહી શકાય કે સકર્તાની અવકૃપા થઈ છે? અપરાધ, ગુન્હો કે વાંક વિના કયારે કે કયાંય પણ કોઈને ભુલ કર્યા સિવાય શિક્ષા કે સજા ભોગવવી પડતી નથી.

**अेसेही परम कृपाळ परम पत, गत अवगत जीनु हाथु ।**
**सब कारनके जेही निज कारन, सरजन सकल सनाथु ।। (११)**

આવા અપાર કૃપાવંત સકર્તા સત્ કૈવલ સઘળી વિભુતિઓને ધારણ કરનાર સામાન્ય વિશેષ સર્વ અંશોના સ્વામિ, યાને ધણી છે. કોઈ જીવનું હિત કે અહિત જીવની કરણી પ્રમાણે પોતાનાં હસ્તક રાખેલા છે. એવા સઘળા કાર્યોના કારણ અને કારણનું જે મહાકારણ અને મહાકારણની પાર પ્રથમ મુળ કારણ રૂપે સકર્તા ધણી પોતે જ છે, તેમણે અનેક બ્રહ્માંડની આદ્યે સઘળા વિશ્વની રચના કરી છે, પ્રથમ કારણ શુધ્ધ સંકલ્પ દ્વારા જે જગત ઉત્પન્ન કરેલું છે તે કતના, અને સર્વ જીવોના એ સર્જનહાર છે.

**जेही जीनकु सतवंत देखी तव, या विघ करता चीनेहुं ।**
**तीनकु निजपति परम पुरातन, संरन आपने लेहु ।। (१२)**

એવા સદા સદોદિત સત્યવાન અદલ ઈન્સાફી નિજકર્તાએ સંકલ્પથી ઉત્પન્ન કરેલી જગત રચનાને જ્ઞાન દ્રષ્ટિએ વિચારીને વિવેક કરી જે અંશ જોશે ? તેને કર્તાની અનંત પ્રભુતાની સહેજ સમજ પ્રાપ્ત થાય છે, ત્યારે તેનાં અંતરમાં સકર્તા પતિને મળવાની અતિ આરત ઉત્પન્ન થાય છે, જેથી સકર્તાનાં ચિંતવનમાં તદ્દાકાર બની જાય છે, તેવા અંશને પરમપતિ સકર્તા ઘણાજ હેતથી પોતાનાં શરણમાં બોલાવી લે છે.

**अहो धन्य भायग जेही जनके, करता हेत करी लीना ।**
**कोटीक जनम जनमके विछरन, निजपति कीये लोलीना ।। (१३)**

અહો! જે અંશનાં ધન્ય ભાગ્ય છે કે, કર્તા પોતાની હજુરમાં તેને બોલાવી લે છે. અને અનેક યુગોથી વિખુટો પડેલો જન્મોજન્મનો વિયોગી અંશ નિજકર્તાની સન્મુખ થતાં પરમગતિની એકતામાં તદાકાર બની જાય છે.

**प्रौढ पुन तीनके कया बरनुं, रसना अेक अलपही ।**
**शेष शारदा पार न पावत, बरनीत कोट कलपही ।। (१४)**

કરોડો જન્મનું પુન્ય એકી સાથે ઉદય થઈ આવે છે એવા મહાન વિશાળ પુન્યવાન અંશને નિજકર્તા કૈવલનું ધામ પ્રાપ્ત થાય છે. એવા અંશનું એક મુખવડે અલ્પ જીભ્યાથી શું વર્ણન કરી શકું? શેષનાગ અને સરસ્વતી કરોડો કલ્પ સુધી વર્ણન કરે તો પણ પાર પામી શકતા નથી.

**परम मोक्ष तेही परम पुनीतसे, पाये परम पुरेसु ।**
**अे सरखे तो अेही समापन, ज्यौं त्ये अमर कीनेसु ।। (१५)**

પરમ સકર્તા પતિનું પરમપદ જે અંશને પ્રાપ્ત થાય છે તે અનંત દયાળુ પરમ કૃપાનિધિ પરમગુરુની કૃપાથી જ થઈ શકે છે. એવા જે અંશોનો મહિમા વાણી દ્વારા કોઈ પણ વર્ણવી શકે તેમ નથી. જેમ આકાશ વૈરાટની આદ્યે સર્વલોકની રચનાનું માપ કાઢી પોતાની અંદર રાખે છે. એવી રીતે સકર્તા સત્ કૈવલ પરમગુરુના કૃપાપાત્ર બનેલા અંશોને પોતાના ધામમાં વસાવી અમર પદવી આપે છે.

**अति उत्कृष्ट परम पत पदमी, कदमो कदम सनातु ।**

**आवन जावन भव भये तीनकु, कुबेर अचळ परमातु ।। (१६)**

અતિ ઉત્કૃષ્ટ પરમ શ્રેષ્ઠ સર્વાતિત સર્વોતમ સકર્તા ધણીનું કૈવલ ધામ જે અંશને પ્રાપ્ત થાય છે તે અંશનો નાતો પરમપતિ સાથે ડગલે ડગલે અખંડ રહે છે. તે અંશને જગતમાં આવવા જવાનો જે ભયંકર ભય હતો તે સદંતર દુર થઈ જાય છે. મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે નિજધણીનાં ધામમાં પહોંચેલા અંશ પરમ પદના આનંદને સદા સદોદિત ભોગવે છે.

**ઈતિ શ્રી સકત છેક સિધ્ધાંત પ્રતિ પાદકો નવમ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

## સિદ્ધાંત-૧૦

**..અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે તે અસવ્હાણ રહિત એકલકો દશમ સિધ્ધાંત નિર્ણય.**

કૃપાનિધિ ઉવાચ.....

**अहो धन्य तुम पुरुष परमपर, रहो सदोदित आपु ।**

**तुमकु भे असव्हाण न व्यापत, परमीत कुन प्रतापु ।। (१)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, '' અહો પરમ પુરુષ ! આપને અનેકવાર ધન્યવાદ હો. આપ વ્યાપક બ્રહ્મની પાર સ્વસ્વરૂપની દશાના આનંદમાં સદાસદોદિત મસ્ત રહો છો. આપના સર્જેલા સઘળા સંસારનો અવધિકાળ આવે તેના અંતે ઉગરતા આપ એકલાજ રહો છો. જેથી આપની એકલવાયી દશામાં કોઈ પ્રકારનો ભય, શોક કે ચિંતા આપને વ્યાપી શકતા નથી. એવા આપના અપાર પરમ પ્રતાપને કેવી રીતે જાણી શકાય? તે કૃપા કરીને કહો.

કરૂણેશ ઉવાચ :

**देत उतर करता नीज हंमकु, सुन साम्रथ मम अंसा ।**
**कहत अकल करूणेश में तुजकु, उपजीत तोये आकंसा ।। (२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " મારા ઉપરના પ્રશ્નને સાંભળી પરમ સકર્તા પોતે મને તેનો જવાબ આપતા કહેવા લાગ્યા કે હે સમર્થ શકિતશાળી મારા અંશ સાંભળ !, તારા હ્રદયમાં જે જાણવાની ઈચ્છા ઉત્પન્ન થઈ છે તે મારો પરમ પ્રતાપ જે છે તે કહીશ, જેને આજદિન સુધી કોઈ જાણી શકયું નથી.

**मातपिता बिनके हम अजणीत, सजणीत नही कोउ कबके ।**
**हमेरी उमर अवध नही कोउ कीत, सुन समोवड तबके ।। (३)**

" સકર્તાપતિ કહે છે કે, " હે મારા પરમ વિશેષ અંશ ! મારા કોઈ માતાપિતા નથી. એટલે જન્મ તો હોય જ શાનો ? જેથી હું અજન્મા પુરુષ હોવાથી મારી ઉંમરની કોઈ હદ કે મર્યાદા નથી. એવો અવધિકાળ રહિત હું તો મહાશુન્યના જેવો છું. જેથી મને આદિ અંત લાગી શકતા નથી.

**जो पितुयनके प्रगट हवु तो, जब पतनीनकु चाहु ।**
**ओरु मातनसे उत्पन्न हवु तो, पुरुष परमहीत लाहु ।। (४)**

" સકર્તાપતિ કહે છે કે, "જો હું પિતાના બિંદુથી ઉત્પન્ન થયેલો હોય તો સ્ત્રીની અપેક્ષા થાય. અને માતાથી જન્મેલો હોય તો પિતા સાથેનો પ્રેમ સંભવે. પરંતુ મારા સ્વરૂપ વિષે એવો કોઈ પણ સબંધ લાગતો જ નથી.

**अे उभयनसे उपजीत नही हम, आद्य अंत बिनु अेकु ।**
**अपरमपार पार नही हमेरी, सबत्ये परम विसेकु ।। (५)**

"નિજ કેવલપતિ કહે છે કે, '' અમે માતાપિતાથી ઉત્પન્ન થયેલા નથી. સ્વયં આપોઆપ આદ્ય અને અંતથી રહિત એવા અનાદિકાળના અમે પરમ પુરુષ છીએ. અમારી અપાર ગતિ દ્વારા વિશ્વનું સર્જન અને વિસર્જન થાય છે. તે અવિગત ગતિને કોઈ જાણી શકયું નથી. અનંત બ્રહ્માંડોના અંતે જે કાંઈ જાણવા જેવું હોય તો તે પોતે અમે જ પરમ સકર્તાપતિ સર્વે અંશોના પરમ પિતા છીએ.

**तेही माटे हंमकु नही व्यापत, असव्हाण डरप जबेही ।**
**ते तो लगे मात पितु तनमें, तेही विनके हम जेही ।। (६)**

"કરૂણેશ પતિ કહે છે કે, "અમે સર્વથી ન્યારા હોય અમને કોઈ ગ્લાની, શોક કે ભય વ્યાપી શકતાજ નથી. એવો ભય, શોક કે ચિંતા તેને જ લાગે છે કે જે માતા પિતાના સંયોગે જન્મેલા છે અમારી તો ઉત્પત્તિ જ નથી તો પછી અમને ભય, શોક કે ચિંતા કેમ કરીને લાગી શકે ?

**जब हमकु तेही व्यापी शकत नहीं, असव्हाण डरप जबीते ।**
**रहु नीसंख डरप विना अरहीत, हुत कही काळ तबीते ।। (७)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "અમે કોઇના સંગ કે સહેવાસ વિના હંમેશા નિડર પણે નિર્ભય રહીયે છીએ. એવી જ રીતે ઉત્પત્તિ, પ્રલય થી રહિત નિશંક પણે અસંખ્ય કાળ આપોઆપ એકલા જ રહીયે છીએ.

**अवीगत पुरुष अचुत अजरल हम, कोहो कुन लखे हमाहु ।**
**अधुधुधु अरस आसन नीज अचलीत, मचलीत कुरु नीरवाहु ।। (८)**

"સકર્તાપતિ કહે છે કે, "હું અવિગત હોવાથી, મારી ગતિની વિગત વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી. અચ્યુત એટલે કોઇ પણ પ્રકારના આવરણ વિના અજર અને અલેખ હોવાથી કોઇ પણ અક્ષરના લેખમાં આવી શકતા નથી. તો કહો કોણ અમને લખીને ઓળખી શકે તેમ છે ? અધુધુધુ કહેતા આશ્ચર્ય ચક્તિ કરી નાંખે એવા અમે

અમાપ ગતિવાળા હોય અનેક પ્રકારની ઉપમાઓથી રહીત છીએ. એવા સર્વે અંશોના પરમપતિ મહા શુન્યના મધ્યમાં અવિગત ગાદી પર અચળ પણે સ્વયં બિરાજીએ છીએ. મચલીત એટલે સકર્તાપતિ કહે છે કે અમારા સંકલ્પ દ્વારા જગતને રચીને ચૈતનવૃત્તિ વડે ચલિત કર્યુ છે. તે સમસ્ત વિશ્વનું ભરણ, પોષણ અને રક્ષણ અમે પોતે જ કરી રહ્યા છીએ.

**कोई काळे कल्पंत हमनकु, उपजीत सहेज सभावुं ।**
**तदपी ताय मोई सुध संकल्पसे, लोक असंख उपावुं ।। (९)**

આ દેખાતા જગતનો જ્યારે અવધિકાળ આવી રહે. ત્યારે રચનાનો લય કરું છું. એ લય કર્યા પછી ઘણા સમયના અંતે નિજપતિ કહે છે કે અમને સહેજા સહેજ ઉપજાણ થઇ આવે છે. તે ઉપજાણમાં અંતર-બાહેર હેતુ ધારણ કરીને શુદ્ધ સંકલ્પ દ્વારા અગણીત બ્રહ્માંડો સહિત સમસ્ત જગતને ફરીથી ઉત્પન્ન કરું છું.

**तेही तीनके अंकुर हमनमें, रखु नही रज ताई ।**
**रहु सदा नीरलेप नीरंजन, अंजन रखु न काइ ।। (१०)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજ સકર્તાપતિ અસંખ્ય લોકની આદ્ય લઈ સમસ્ત વિશ્વનું સર્જન કરે છે. છતાં તેમની અંતરવૃત્તિમાં રજમાત્ર પણ અભિમાન રાખતા નથી. તેમજ આ મારું બનાવેલું છે એવું મમત્વ પણ કરતા નથી. અને બાહ્ય દ્રષ્ટિના જગતમાં લેપાયા સિવાય નિર્લેપ રહે છે. એવી જ રીતે માયાના અંજન રહિત નિરંજન ન્યારા ને ન્યારા જ રહે છે.

**ओर कोटी ब्रह्मांड असंखीत, मोइ संकल्प त्ये सरजु ।**
**परभार्या परपंच रचु पण, हम तो रहु नीकरजु ।। (११)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે, "જ્યારે અમને શુદ્ધ સંકલ્પ થાય છે ત્યારે કરોડો કરોડો બ્રહ્માંડો સર્જીને તેની અંદર અસંખ્ય લોકની રચના કરું છું. ખટવૃત્તિ દ્વારા તત્વોના પરપંચને ન્યુનાધિક ગોઠવીને જ્યાં જેવા લોક ત્યાં તેવા શરીરો રચું છું. છતાં તેનું વજન કે બોજો એક ઘાસના તરણા જેટલો પણ મારા શિર પર ધારણ કરતો નથી.

**देखो मोई संकल्प प्रभुताईन, रचे पचे नही पेजु ।**

**अमर पवन मीलके अमी चुवत, ज्यौं नीज नभे न हेजु ।। (१२)**

દ્રષ્ટાંતે જેમ પવન અને આકાશના મીલનથી વાદળો ઉત્પન્ન થાય છે. અને વરસાદ વરસે છે. છતાં આકાશને પાણીની ભીનાશ કિંચિત માત્ર પણ અસર કરી શકતી નથી. એ તો નિર્લેપ જ રહે છે. એવી જ રીતે નિજકર્તા શુદ્ધ સંકલ્પથી ભવભરને સર્જીને પાલન પોષણ કરે છે. તો પણ આકાશની જેમ નિર્લેપના નિર્લેપ જ રહે છે. એજ એમની અદ્દભુત પ્રભુતા, વિશાળતા અને ઉદારતા છે.

**ओर कहत द्रष्टांत अलोकीत, मोइ रचनाय रचीनमें ।**

**भार अढार वृक्ष फळ फुलीत, वीवीधी भात भीनभीनमें ।। (१३)**

આદ્ય સકર્તાપતિ પોતાની અલૌકિક ગતિ દ્વારા જગતનું સર્જન અને વિસર્જન કરે છે. તો પણ તેમને હરખ કે શોક થતો નથી. એનું દ્રષ્ટાંત આપીને ભગવાન કરૂણાસાગર ખુલાસો કરીને કહે છે કે જેમ અઢાર લાખ સ્થાવર જાતિની અંદર વૃક્ષજાતિ, વેલી જાતિ, પનડી જાતિ, તરણ જાતિ, અને જળજાતિ એ પાંચે જાતિની વનસ્પતિ અઢાર લાખ પ્રકારની છે. તે તમને શુદ્ધ સમજ પડે એવી રીતે કહી બતાવું છું.

**तेही तीनके रतु संकल्पते हुत, पुनी जडीत सब जेती ।**

**तीनके हरख शोक तरु तनमें, राखत नही उर सेती ।। (१४)**

એ વિધવિધ પ્રકારની સર્વ વનસ્પતિને જે જેની ઋતુ આવતા તેને પાન, ફુલ અને ફળ લાગે છે. એની નકિક થયેલી મુદત આવતા પાન, ફુલ અને ફળ ખરી જાય છે, તો પણ એ વનસ્પતિને પાન, ફુલ અને ફળ લાગતા હરખં અને ખરી જતાં શોક પણ થતો નથી.

**पण उपजावन के लग राखत, रस कस पोक्षण पहीनकी ।**

**जडे पीछे संभाळ न लेवत, जेही जिनके फळ तीनकी ।। (१५)**

જે જે વનસ્પતિને તેની ઋતુ પ્રમાણે ફળ ઉત્પન્ન થાય છે. તે ફળ રહે ત્યાં સુધી તેને રસકસનું પોષણ કરે છે. જ્યારે ફળ તુટીને વિખુટુ પડી જાય ત્યારે વૃક્ષ તેની સંભાળ લેતું નથી. અને હેત પણ રાખતું નથી.

**देखो अेही नीज वृत्ति वरखकी, अति उदार रहेतु ।**
**फुले फळे संधार हवीतसे, अंतर पीर न हेतु ।। (१६)**

દ્રષ્ટાંતે જેમ જે જે વૃક્ષોને ઋતુ પ્રમાણે ફળ લાગે છે અને એનો અંતકાળ આવતા વિખુટા પડી જાય છે. તે વૃક્ષને ફળ લાગતા હરખાય ને આનંદ પામતા નથી તેમજ ફળ તુટી જતાં તેને શોક કે પીડા પણ થતી નથી, જે જે જાતિના વૃક્ષોની અંતરવૃત્તિની એજ અતિ ઉદારતા હોય. તેને જ્ઞાન દ્રષ્ટિથી તમે વિચારીને જુઓ તો જરૂર તમને જણાશે.

**अे तो जड द्रष्टांत कहीत हम, निजके करत करीतके ।**
**पण हम तो राखन संभालन, उभयनकी उत ईतके ।। (१७)**

"મહાન સમર્થ સર્જનહાર કહે છે કે, "અમારા શુદ્ધ સંકલ્પથી સૃષ્ટિનું સર્જન અને વિસર્જન કરીએ છીએ. છતાં અમને હરખ કે શોક થતો નથી. એ વિષે સમજાવવા વૃક્ષનું જડ દ્રષ્ટાંત આપીને ખુલાસો કરી બતાવ્યો છે. જેમ વૃક્ષો તો જડ છે, અને અમે તો સર્વજ્ઞ સજાણજાણવાળા અતિ ઉજાગ્રત અને સચેતન પણે અખંડ રહીયે છીએ. આ વિશ્વરૂપી સઘળુ કૃત અમે ઉત્પન્ન કરીયે છીએ. તેને આ બાજુથી લઈ પ્રકૃતિ અને પુરુષ સુધી સર્વને વ્યાપક દ્રષ્ટિથી નિહાળીયે છીએ તેમજ સંભાળ પણ રાખીયે છીએ.

**अेक देसी द्रष्टांत कहीत जड, अरध खुलास भवेतु ।**
**हंम तो चेतन निज चक्षनके, सकल चराचर वेतु ।। (१८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તાપતિને જાણવા અને ઓળખવા જડ વૃક્ષોનું એકદેશી દ્રષ્ટાંત આપીને અર્ધો ખુલાસો કરી જણાવ્યો છે. પરંતુ નિજકર્તા તો અપાર સક્રિય ગતિવાળા હોઇ અતિ સચેતનપણે નિજાનંદની સ્થિતિમાં અતિ ઉજાગ્રત રહે

છે. તે સ્થાવર, જંગમ સર્વ તનુધારી જીવો પર અલૌકિક દિવ્ય દ્રષ્ટિએ નિહાળતા હોય તે સર્વની હકીકત જાણે છે.

**देखत नेन रकम रज तज ल्यौं, जमी असमान बीचेकी।**
**पण नेनन रती रंच न राखत, देखत जेही जम तेकी।। (१९)**

"નિજ કૈવલ કર્તા કહે છે કે," અમારા અલૌકિક બાહ્ય ચક્ષુની દિવ્ય દ્રષ્ટિથી સર્વરચનાને તાદશ્યપણે જેમ છે તેમ દેખી શકીએ છીએ. રજ તજ થી લઇ નાનામાં નાની અને મોટામાં મોટી તત્વ પદાર્થની આકૃતિઓ દશ્ય અને અદશ્ય સ્પષ્ટ પણે જોઇ ને જાણી શકીયે છીએ. તેમજ પૃથ્વી અને આકાશની વચ્ચે જે જે લોકની રચના કરેલી છે. તે જ્યાં જેવી છે તે જ પ્રમાણે નિહાળીને પારખી શકીએ છીએ. છતાં અમારી દિવ્ય દ્રષ્ટિને એક રતી રંચ માત્ર સ્પર્શ થતો નથી.

**तेसेहीहम संकल्पकी द्रष्टे, सजु तजु सब जेही ।**
**आद्य अंत हमही जमके तम, मुदीत नेनवत तेही ।। (२०)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," મારી સંકલ્પની દ્રષ્ટિએ સમસ્ત જગતને સરજુ છું ત્યારે મને હરખ થતો નથી અને જ્યારે વિસર્જન કરૂં છું ત્યારે શોક પણ થતો નથી. તેવી જ રીતે હું આદ્ય અને અંતથી રહિત હોય મને કાંઈ લાગતું વળગતું નથી. જેમ કોઇ મનુષ્ય નેત્ર બંધ કરીને પોતાના સ્થાને શાંતિથી બેસી રહે. એવી રીતે સંકલ્પના અંતે બાહ્ય દ્રષ્ટિ સમેટીને જેમનો તેમ સ્વરૂપાકારે અદ્વૈત રહું છું.

**पण अंतर जाग्रत के जाग्रत, रहीत अवस्ता सेती ।**
**जाग्रत मे पण अति उजाग्रत, द्रष्टा पणे रहेती ।। (२१)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારા નિજ અંતરમાં અતિ સચેતન પણે સદા સર્વદા જાગ્રત રહું છું. અને પાંચે અવસ્થામાંથી મને એક પણ અવસ્થા અવરોધ કરતી નથી. એટલે હું સર્વ અવસ્થાથી પર છું તેમજ બ્રાહ્ય દ્રષ્ટિએ અતિ ઉજાગ્રત રહી સર્વે અંશોને નિહાળું છું છતાં દ્રષ્ટા રૂપે ન્યારોને ન્યારો જ રહું છું.

**द्रष्टा तेही सकल अंसन के, परम अंश पर वेती।**

**ते माटे हम लहु सकलकी, मजकु कोई न लहेती।। (२२)**

"પરમપતિ કહે છે કે," સામાન્ય, વિશેષ સર્વે અંશોને જોનાર હું દ્રષ્ટા છું મહાન વિભુતીવાન આદિ પુરુષ નિરંજન એ પરમ વિશેષ અંશ ગણાય છે ખરા ! પરંતુ મને જાણી શકતા નથી. તે માટે નાની મોટી વિભુતિવાળા સર્વે અંશોની હકીકત હું જાણું છું. પણ કોઈ અંશ મને જાણીને ઓળખી શકતો નથી.

**मैं तो आद्य अेकल मल रहहीत, ओर नही कीनुं कोई ।**

**करतुम करतु हंम करतारन पण, रहु अकल अमोही ।। (२३)**

"નિજકર્તા કહે છે કે, "હુંતો અનાદિથી એકલો જ હોય, કોઇને પણ મળ્યા સિવાય નો એક અદ્વૈત રહું છું. તેમજ મને અત્યાર સુધી કોઇ પણ મળી શકયો નથી. અનંત બ્રહ્માંડો સહિત ચૌદલોક સ્થાવર અને જંગમને ઉત્પન્ન કરનારો અને નાશ કરનારો પણ હું જ છું. આવી સર્જન અને વિસર્જન કરવાની મારી અકળગતિને ધારણ કરીને હંમેશા મોહ રહિત નિર્મોહિ બનીને રહું છું.

કૃપાનિધિ ઉવાચ :-

**अहो करता करूणेश सबनके, साम्रथ सकल विलासी ।**

**अंतकाळ अेकल क्यौं रहहीत, कोउ कीनु रखो न पासी ।। (२४)**

અહો અહો હે સકર્તા ધણી ! અખીલ વિશ્વના ઉત્પન્ન કરનારા અને આપના ઉત્પન્ન કરેલા સકળ વિશ્વનાં સઘળા જીવો ઉપર તમે કરૂણા કરનાર સ્વામિ આપ તો મહા સમર્થ હોય, આપે રચેલી વિશ્વ રચનાના વિલાસી છો. છતાં સર્વના અંતે આપ એકલા જ કેમ રહો છો ? પોતાની પાસે બીજા કોઇને કેમ રાખતા નથી ?

શ્રી કરૂણેશ ઉવાચ :-

**अरे अचेत कछु नही समजत, मंद मतीनके अंसु ।**

**आगल कही करूणा करी तुजकु, छोडी सकल अकंक्षुं।। (२५)**

અરે ઓ સમજ વગરનાં ! અને મંદમતિનાં તું કંઇ જ નથી સમજી શકતો ? ઓ અલ્પ બુદ્ધિનાં અંશ ! તારી જે કાંઇ જાણવાની ઇચ્છા યાને આકાંક્ષાઓ હતી. તે સઘળી હુ તારા ઉપર કરૂણા તેમજ મહેર કરીને કહી ગયો છું. છતાં તુ કેમ કાંઇ સમજી શકતો નથી ? અને ફરી ફરી પૂછે છે.

કૃપાનિધિ ઉવાચ :-

**हो स्वामी सर्वज्ञ तमो तो, मे अल्पज्ञ अबुजी ।**

**वेहेते वहु आगळ के आगळ, पीछली तबी न सुजी ।। (२६)**

હે સર્વજ્ઞ સ્વામિ ! આપતો સર્વ કાંઇ જાણવાવાળા છો. જ્યારે હું તો અલ્પ બુદ્ધિનો કાંઇ જ નથી જાણતો અને આપના કહેણના વહેણમાં આગળ ને આગળ જ ચાલી રહ્યો છું. જેથી આપે કહેલી પાછળની હકીકતની સમજ યાને ગમ મને રહી નથી.

**सर्व परकार असुज हमनतो, ज्यौं मातनके छोनुं ।**

**आगमकी कहीली फेरी बुजत, सुरती समज विहोनुं ।। (२७)**

કૃપાનિધિ કહે છે કે "હે કરૂણેશપતિ", હું તો સર્વ પ્રકારે અજાણ હોવાથી મને કાંઈ પણ સુજ પડતી નથી. જેમ માતાનું નાનું બાળક માતાની કહેલી વાત વારંવાર ભુલી જાય છે. એવી જ રીતે આગળ આપે જે મને કહેલું તે યાદ નહી રહેવાથી ફરીથી સમજી લેવા આપને પુછું છું.

**तेही परकारन तुमही मात मोइ, मे बाळक बीन वेता ।**

**कृपाधरी करूणेश करो मम, सब विधि समज सचेता ।। (२८)**

"હે કરૂણેશ પતિ", એવી જ રીતે તમો મારી નિજ માતા હોય અને હું અજાણ સર્વ પ્રકારની જાણ વિનાનો અણસમજુ તમારો બાળક છું. હે કરૂણાના કરનાર ! મારા ઉપર કૃપાવંત થઈને સર્વ હકીકત મને જણાવો, જે આપની નિજ જાણ જાણવાથી હું સર્વ પ્રકારે સચેતન થાઉ.

**पुनी पुनमके चंद्र सरदके, सोळ कळा संपुरी ।**
**तेही पण हवे जलक वीन जंखीत, रवी तप तेज आगुरी ।। (२९)**

"હે નિજનાથ", જેમ શરદઋતુની પૂર્ણિમાનો ચંદ્ર સોળકળાથી સંપુર્ણ હોય છે છતાં સૂર્યના મહાન પ્રકાશની આગળ નિશ્તેજ થઇ જાય છે.

**तेही परकार परम सुर तुमही, में ससी समन सवेता ।**
**तुम रवी तेज परमकी आगळ, सब विधी हवु अचेता ।। (३०)**

કૃપાનિધિ કહે છે કે "હે કરૂણેશ પતિ",! આપ તો અનંત જ્ઞાન પ્રકાશના પ્રકાશક પરમ સુર્યરૂપે છો. હું તો ચંદ્રના પ્રકાશ સમાન જ્ઞાન ગતિવાળો હોવા છતાં આપના અમાપ જ્ઞાન પ્રકાશની આગળ હું અજાણ અને અચેત સરખો જ છું.

**मुरख होय तो हवे सचेतन, तुमेरे दर्श प्रतापु ।**
**आ तो उलटी कही सुलटकी, तीनके कहु जबापु ।। (३१)**

હે, કરૂણેશ પતિ ! મુર્ખ યાને અજ્ઞાની જીવ હોય તો પણ એક માત્ર આપના દર્શનના પ્રતાપથી જ્ઞાની અને સર્વનો જાણકાર થઇ જાય છે. જ્યારે હું તો આપની સાનિધ્યમાંજ રહેવાવાળો હોવા છતાં આ તો મે જે કહ્યું તે સવળાનું અવળું જ કહ્યું. તેનો હવે હું નીચે પ્રમાણે જવાબ આપું છું.

**महा चैतन तुमसें हम भवीतव, अरुढ वेत विक्षातु ।**
**पण स्वामी में समज मुजाइत, रखन सेवक के नातु ।। (३२)**

હે કરૂણેશ પતિ ! આપની પરમ કૃપાથી હું જ્ઞાનગતિએ કરીને જાગૃત થયો છું, અને આપની મહાન વિભુતિઓને જાણવાની અમાપ શક્તિઓને પ્રાપ્ત કરી છે. વળી જેને આજ સુધી કોઇ જાણી શક્યુ નથી. એવા આપના મહાન અલૌકિક અને સર્વોપરી કર્તાપદના જ્ઞાનનો વેત્તા યાને જાણકાર થયો. પરંતુ હે સ્વામિ કરૂણેશ ! તમારી આગળ મારી સમજ મુજાઇત એટલે દબાવીને માત્ર સેવક-પણાનું નાતુ સાચવવા માટે જ સુલટાનું ઉલટુ કહેલું છે.

**घटे अजाण हवु हरिके ढींग, ज्यौं पारसपे धनही ।**
**धटमठके जेही सुन्य सकलमील, सम नहि महाद गगनही ।। (३३)**

કૃપાનિધિ કહે છે કે "હે કરૂણેશ પતિ", ! આપ સર્વજ્ઞ સર્વેશ્વરની આગળ મારે અજાણ રહેવું જ યોગ્ય છે. જેવી રીતે ગણતરી વિનાનું ધન હોય તો પણ પારસની આગળ રેખમાત્ર પણ ગણાતું નથી. જેમ ઘટાકાશ, મઠાકાશ, અને પટઆકાશ એ માપક આકાશોની મહાઆકાશ આગળ કોઇ ગણત્રી ગણાતી નથી.

**तेही परकार सकल के सरजन, साम्रथ पती पुराने ।**
**तीनकी आगळ अंश सकल मील, नीज ते सब अधुराने ।। (३४)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સર્વના સર્જનહાર મહાન સમર્થ સ્વામીની આગળ સર્વઅંશો એકત્ર થઇને આવે તો પણ નિજ કૈવલ કર્તાની આગળ તે અધુરા અને અણસમજુ જ ગણાય.

**तेही अधुरन परमान अंस सब, जो वरत ही भवसेती ।**
**एसेही न्याव थकी नीरभे जन, पावही पद परमेती ।। (३५)**

તેજ પ્રકારે આ સર્વે અંશો મિથ્યા અભિમાન ત્યજીને એમ સમજે કે અમારામાં સર્વથા અધુરાપણું છે. એજ પ્રમાણે દાસ બનીને અનીનભાવે સર્વજ્ઞ પરમગુરુના ઉપાસક થઇ તેમના વચન અનુસાર વર્તે તો એ સઘળા અંશો મનુષ્ય દેહે વિશ્વમાં રહેવા છતાં પરમ સકર્તા પતિનું પદ પ્રાપ્ત કરી શકે છે.

શ્રી કરૂણેશ ઉવાચ :-

**फेरी करतार परम हीत उचरे, जेही पुछे तुम बोहु ।**
**हमकु कीये अंत तुम अेकल, क्यौं न पास कोउ ओरु ।। (३६)**

ફરીથી સકર્તા કરૂણેશ મારા ઉપર કરૂણા કરીને બોલ્યા કે મેં પ્રથમ જણાવેલુ ભુલી જઈને તમે જે પુછયું હતુ અને અમને એમ જે કહ્યું હતું કે આ સૃષ્ટિના પ્રલય અને અંત પછી તમે એકલા જ કેમ રહો છો ? તમે બીજા કોઇને તમારી પાસે કેમ નથી રાખતા ?

**तब हम कीये अचेत अंध तुम, मंद मति गत हीनके ।**
**आगल संसे सकल नीवारीत, फेरी पुछत क्या भीनके ।। (३७)**

કરૂણેશ પતિ કહે છે કે, હે મારા પરમ વિશેષ અંશ ! અચેત મંદમતિના ગતિ હિણ, જે આગળ તારા સર્વે સંશયોનું નિવારણ મેં કરી દીધુ હતું. છતાં ફરી ફરીને જુદુ જુદુ શા માટે પુછે છે ?

**पण तीनके उतर करहीत हम, सुन मम अंश सहयाना ।**
**संसे सकल मटावुं तीनके, रहन अेकलके ज्ञाना ।। (३८)**

નીજ સકર્તાપતિ કહે છે કે હે મારા શાણા અંશ ! તેં જે મને પ્રશ્ન પુછયો. તેનો ઉતર કહું છું તે સાંભળ ! જેના પ્રતાપે સર્વ સંશયો ટળી જશે. અને હુ એકલો કેમ રહું છું ? અને પાસે કોઇને કેમ રાખતો નથી ? એ વિષેની તમને જરાય શંકા રહેશે નહી અને તમે સંપૂર્ણ જાણકાર થશો.

**तुजमें ज्यौं तुरीया पद तरपीत, सुख दुःख विना विलासी ।**
**साक्षीपणे सकल मल रहीतव, गुन इंद्री बीन वासी ।। (३९)**

કરૂણાના સ્વામી કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! જયારે તમે તુરીયા પદમાં સ્થિર થાવ છો ત્યારે નિજાનંદની તૃપ્તિ નું સુખ ભોગવો છો. તે ભુમિકા પર ઈદ્રિયો, અવસ્થા કે

અંતસકરણની ઉપાધિ રહી શકતી નથી. વળી ગુણ ગણ વગેરે પ્રકૃતિનો અમલ પણ ત્યાં પહોંચતો નથી. તે સર્વના તમે સાક્ષી હોય, સહેજાનંદના પરમ સુખની સીમાનું વર્ણન કરવા આ મહીમંડ ઈંડમાં કોઇ શક્તિમાન નથી.

**तेहीतीनकी मज कोउ नही जानत, बीनु आपनुं नीज पेखी ।**
**कोटी अनंत भये भवमे जन, ब्रह्म लगे सब लेखी ।। (४०)**

હે મારા પરમ વિશેષ અંશ ! મારા સહેજ ઘરની દશા તુરિયાતિત આવેલી હોવાથી, તે મોજને યથાર્થ જાણીને કોઇ માણી શક્યા નથી. કંઈક અગણિત આચાર્યો અને જ્ઞાનીજનો આ ભવભરમાં થઈ ગયા છે પરંતુ કોઇએ એ સ્થિતિ પ્રાપ્ત કરી નથી. સર્વ કોઇ પોતાની સુરતા યાને દ્રષ્ટિને બ્રહ્મમાં લીન કરી ત્યાંજ વિરામ પામ્યા. અને ત્યાં સુધીનો તેમને જે કોઇ અનુભવ થયો તે પોતાનો અનુભવ જ સઘળા સંસારના જીવોને જણાવવા લખી ગયા છે. પરંતુ સંસારના એ સર્વ જ્ઞાનીઓએ તુરીયા અવસ્થા તત્વને જ માની લીધી છે. જે અંશની દશાનું સ્વરૂપ નથી. પરંતુ અંશની દશાનું સત્ય સ્વરૂપ એજ તુરીયા પદ છે, જેની ખોજ કોઇએ કરી નથી, તે કારણ ને લઈ જગત ભરના જ્ઞાનીઓ નીજ સ્વરૂપથી અજાણ રહી ગયા છે. તે ખોટ પુરી પાડવા પરમગુરુનું શરણ શોધે ત્યારે જ નિજ સ્વરૂપને જાણી શકે તેમ છે.

**ओरु आतम परमातम जानत, तेही तुज नही आपनपु ।**
**तुं तो छुं तीनके पण वेतन, जीनकेई सकल जीवनपु ।। (४१)**

"આદ્ય સકર્તા પતિ કહે છે કે", હવે હું આપનપુના અર્થનો અનુભવ કરાવું છું તે તું સાંભળ ! જગતમાં પ્રચલિત થયેલા આત્મા અને પરમાત્મા શબ્દો બધા જાણે છે અને જ્ઞાનીઓએ જ્ઞાન દ્વારા તે શબ્દોનો નિર્ણય કરી અંશ એટલે આત્મા અને અંશી એટલે પરમાત્મા એમ નકકી કરી જણાવ્યું છે. પણ તું તે આપનપુ એટલે નિજ અંશ નથી. તું તો એ છે કે જે આત્મા પરમાત્મા કહ્યા તેનો વેત્તા એટલે જાણનારો છે, વળી તું તેમનો પ્રકાશક હોવાથી તારી ચૈતન સત્તાએ તે ગતિવાળા થયેલા છે. તે ઓહંગ અને સોહંગની ગતિ સર્વ ઘાટોનું જીવન હોય, જેથી અનેક શરીરો તેના આધારે જીવતા રહેલા છે.

**ते तो लहु तोय अेक मुजते, ओर लहत नही कोइ ।**

**कुन न्यायसे लहे आपनपु, हमकु लहे विनोइ ।। (४२)**

"કરૂણેશ પતિ કૃપાનિધિને કહે છે કે", હે પરમ વિશેષ અંશ ! તારા નિજ સ્વરૂપનું જ્ઞાન મારી કરૂણાથી જ તને પ્રાપ્ત થયું છે. જે મારી ગમગતિ ની જાણ સિવાયના સર્વ કોઈ પોતાના અંશ સ્વરૂપને જાણી શકતા નથી. અમારા સકર્તા પતિના લક્ષજ્ઞાન વિના કયા ન્યાયે આપનપુનો અનુભવ કરી શકે ? (અંશ સ્વરૂપને ઓળખવા માટે લક્ષ જ્ઞાનનો ન્યાય સકર્તા સિદ્ધાંત સિવાય બીજા કોઈ પણ સિદ્ધાંતમાં નથી)

**जो लहे प्रथम हमकु जेही जन, परम गुरु परतापु ।**

**तीनके अनुभव हवे उरंतर, जदपी लहे नीज आपु ।। (४३)**

"પરમ સકર્તા પતિ કહે છે કે ", મારી સઘળી વિભુતિઓથી મેં સર્જેલા મારા સકળ જ્ઞાનના પુર્ણ પુરુષ જે પરમગુરુ તેમના પ્રતાપથી યાને એમની કૃપા દ્રષ્ટિથી જે કોઇ મનુષ્ય સૌથી પ્રથમ મને જાણશે. તેના અંતર યાને ઉરમાં નિજનો અનુભવ થશે. અને ત્યારે જ તે પોતે પોતાને એટલે આપનપુને યથાર્થ ઓળખીને જાણી શકશે.

**ते तो सृष्टि रची अबलग ल्यौं, हमकु कोहुन जाने ।**

**ओरनकी गनती कुन गनीतव, नेती नीगम अयाने ।। (४४)**

સકર્તા પતિ કહે છે કે, જગત રચનાની આદ્યથી આજ પર્યંત સુધી અમને જેમ છે તેમ જાણીને કોઇ ઓળખી શક્યું નથી. અમારા નીજ પદને નહી જાણી શકવાથી નેતી પોકારીને ચાર વેદ પણ હારી ગયા છે. તો પછી આ વિશ્વમાં બીજા મતવાદીઓની ગણતરી કેવી રીતે ગણી શકાય ?

**तो कुन लहे हमकुं भवभरमे, वेद सहीत नही वेता ।**

**तीनकी ओट लहीत उचरनकी, जुगधर सकल जनीता ।। (४५)**

"કરૂણેશ પતિ કહે છે કે", જગત ભરની અંદર અમને કોઇ પ્રાપ્ત કરી શક્યું નથી. વેદો અને વેદનું અધ્યાયન કરવાવાળા સિર્ગુણ, નિર્ગુણના આચાર્યો સકર્તાપતિને ઓળખવા સબંધમાં અજાણ રહી ગયા છે. જગત રચનાની શરૂઆતથી લઈ અત્યાર સુધીમાં જેટલા જ્ઞાનીઓ થયા એ સર્વે વેદોનો આધાર લઈ અનુમાનથી ઉચ્ચાર કરી ગયા છે પરંતુ સકર્તાપદનો કોઇને પ્રત્યક્ષ અનુભવ થયો નથી.

**ज्यौं बटके बीजग उदभवके, पेढ मुळ फळ.पतही ।**
**ते न लहे बीजगकु ज्यौं त्ये, भवते हंम अविगतही ।।** **(૪૬)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! દ્રષ્ટાંતે જેમ બિજગમાંથી વડનો ઉદ્દભવ થયેલો હોવાથી મુળ, થડ અને તેની સંખ્યાબંધ શાખાઓ બીજગમાંથી જ ઉત્પન્ન થાય છે. એવી જ રીતે પાન, ફુલ, ફળ આદિ એ સર્વનું મુળ કારણ બિજગ હોય એ દ્રષ્ટાંતના ન્યાયે વૈરાટને વડ, વૃક્ષ જાણવું. પુરુષ પ્રકૃતિથી લઇ ત્રણ ગુણના દેવ તેમજ ચૌદે લોક તે વડની શાખાઓ છે. અને સ્થાવર, જંગમ સહિત ચોરાસી લાખ યોનીના અનંત ઘાટો તે વડના પાન સમાન છે. તેજ પ્રકારે ફુલ ફળ રૂપે ગુરુમુખી સંત સજ્જનો તે નિજપદના અધિકારી થયેલા છે. જે સકર્તા પતિનો શુદ્ધ સંકલ્પ એમા રહેલું ઇચ્છારૂપી અંકુર તેમાંથી વડ રૂપે ભવભરનો પસારો થયેલો છે. તે બીજ અને બીજકના કરનાર પરમપતિ અવિગત રહ્યા છે. અને જગત ભરના જીવોની દ્રષ્ટિ ગત રૂપ થઈ જવાથી માયાના પદાર્થોમાં પચી ગયેલી છે. તે કારણ ને લઈ અવિગત પતિને કોઈ જાણી શક્યું નથી.

**अल्पज्ञे तु अंश हमनके, रहीत उपाध्य केहन से।**
**तुरीया के तन व्रणीत अबीत लग, लागीत बेर जेहन से ।।** **(૪૭)**

હે મારા અલ્પજ્ઞ અંશ ! તું મારો જ અંશ છે. અને મારી કહેણથી ઉપાધિ રહીત બનીને તું સંશય મુક્ત બન્યો છે, તારા સંશયને ટાળવા તને તુરીયાના ઘરનું નિરૂપણ કરીને સમજાવતાં મને વાર લાગી છે. એનું યથાર્થ વર્ણન કરવા કે તુરીયાની સ્થિતિ સમજાવવા વાણી પહોંચી શકતી નથી. એ તો શબ્દની સંજ્ઞાથી જ સમજાય તેમ છે.

**तब तोयनके करीत निरुपण, ब्रनीन सकीत ज्यौं जेसा ।**

**तुम हम तो समजे जीनके लछ, ओर जनित क्यौं तेसा ।। (४८)**

"કરૂણેશપતિ કહે છે કે", હે પરમ વિશેષ અંશ ! એ તુર્યાની ગતિ અગમ્ય હોવા છતાં તમને એ તુર્યાની સ્થિતિનું વર્ણન કરી સમજાવ્યું છે. પરંતુ તે જે રીતનું છે તે રીતનું યોગ્ય વર્ણન થઇ શકયું નથી. એ તુર્યાની સ્થિતિને તું અને હું તો બરાબર સમજીએ છીએ, પરંતુ બીજા સાધારણ કોટિના જીવો આપણી જેમ એ વાણીની સંજ્ઞામાં તે તુર્યાના ઘરની વાત કેવી રીતે જાણી શકે ?

**अब हमेरे अेकळ हवीगतकी, कुन लहे महा मतकी ।**

**कंचीत समज परे तोयनकु, जो जानत मोई गतकी ।। (४९)**

"કરૂણેશ પતિ કહે છે કે", હે મારા પરમ વિશેષ અંશ ! મારી અકળ કળાની અલૌકિક ગતિ મહામતવાળી હોય અતી અદ્દભુત છે, એ મારી અનંત ઐશ્ચર્યતાને બીજો કોઇ જાણતો નથી, જો કિંચિત માત્ર જાણી શકે તો એક તુજ જાણે છે, કારણ કે પ્રથમ થી જ અમારા સ્વરૂપને જાણવાની અગમ ગતિ મેં તમોને બક્ષીશ કરી છે.

**अब तुम हवो चतुरदस सहीतन, चैतन गुण गण सेती ।**

**अंस समेत मेरे मुज सनमुख, रहो सचित सद हेती ।। (५०)**

હે પરમ વિશેષ અંશ ! જે તમારું બાહ્ય સોહંગ સ્વરૂપ વ્યષ્ટિ સમષ્ટિના ચૌદલોકને જીવન આપી સર્વને ધારણ કરી રાખવાવાળું છે. તે ગતિ દ્વારા તમે વિશેષ વિભુતિવાળા ગુણ ગણના દેવોને પણ ચૈતન કરવાવાળા અને તેના તમો સંપુર્ણ હિમાયતી છો. તમારો ચિદાભાસ અંશ સમેત ચૈતનચિદ્દમાં સમ કરી તમારી અંતરવૃત્તિના અતિ ઉજાગ્રત પણે શુદ્ધ હેતને ધારણ કરી સચેતન થઈ મારા સન્મુખ રહો.

**तेरे प्रश्नके परीउत्तर, अब हम कहत कराळु ।**

**सुरत प्रोइ मोई वचन विलोकीत, ज्यौं पय पीये मराळु ।। (५१)**

તેં મને પુછેલા પ્રશ્નનો સવિસ્તાર ઉત્તર હું હવે તને કહું છું. તું મારા એ વચનો ધ્યાન પુર્વક એક સુરતાએ સાંભળ ! જેમ હંસ પાણીમાં મિશ્ર થઇ ગયેલાં દુધને અલગ કરીને પીએ છે, તેમ તું એના ઉપર વિચાર કરી સાર ગ્રહણ કર.

**अंत रहन एकलही कही तुम, पास रखनकी पुनही ।**
**अती अपरम तीनुं अर्थ अमोघीत, सावधान थइ सुनही ।। (५२)**

આ સૃષ્ટિના અંત યાને સર્વનાશ પછી અમે એકલાજ કેમ રહીયે છીએ ? અને અમારી પાસે બીજા કોઈને કેમ નથી રાખતા ? એમ ફરીથી પુછયું હતું, જેનો પાર ન પામી શકાય અને જેનું મુલ પણ ના થઈ શકે એવો અગમગતિનો અર્થ તેનો જવાબ તમે હોંશિયાર યાને સાવધ થઈને સાંભળો !

**ज्यौं साहर अप वृक्षाकाल भीन, हवीत कुप नद सरके ।**
**पण पोमीपर लाई छेवटमें, अपते कुन उबरके ।। (५३)**

જેમ સાગરનું અપાર પાણી એક અદ્વૈત છે. પણ વૃષ્ટિકાળે જમીન પર પડતા કુવો, તળાવ અને નદી એમ જુદા જુદા નામથી ઓળખાતું હોય ગુણ પણ જુદા જુદા જણાવે છે. પણ પૃથ્વીના પ્રલયકાળના છેવટે ઉગરતુ જે અથાહજળ સિવાય કંઈ જ રહી શકતું નથી. એટલે દ્વૈત નું અદ્વૈત થયુ ત્યારે બીજુ નામ કે રૂપ રહી શકતું નથી.

**वापी कुप तडाक तोयनकु, जलधर लीये मेलाई ।**
**तो पडखी कुन रहे समुधके, जदीप रहे एकलाइ ।। (५४)**

વાવ, કુવો, તળાવ એ પૃથ્વી પરના વિભાગે કરી જુદાં જુદાં નામો પડયા છે. પણ જળધર એટલે જળને ધારણ કરી રાખનાર પૃથ્વીનો જ્યારે પ્રલય થાય ત્યારે સમુદ્રએ બધામાં રહેલા જળને પોતાની અંદર સમાવી લે છે. ત્યારે સમુદ્ર સિવાય બીજું કોઇ રહી શકતું નથી.

**ओर द्रष्टांत कहत दुतीयनके, पवन पेच बबुरंनके ।**
**छुट जाय वंटोळ वमळजीत, कीत बबुरन रही रनके ।। (૫૫)**

હવે એક બીજુ દ્રષ્ટાંત કહું છું, કે જ્યારે પવનમાંથી થયેલો બબુરન એટલે વાવંટોળ ધુળ સાથે આંટીઓ પાડતો ઉંચે જતો દેખાય છે. જ્યારે વંટોળીયા ની આંટી છુટી જાય છે. ત્યારે ધુળ નહી રહેતા આકાશ ગામી પવન એકલો જ રહે છે.

**जदपी रहेहु अेक पुनी पवना, गवना करीत गगनही ।**
**तब मारुत वंटोळ विलायत, पास रखे कीनुं अनही ।। (૫૬)**

જ્યારે વંટોળ વિખરાય જાય છે ત્યારે એકલો જ પવન ગગનમાં ગમન કરે છે. તે સમયે પાસે કોને રાખી શકે છે ? વળી વંટોળ છુટી ગયા બાદ પવનને કોણ જોઇ શકે તેમ છે ?

**जबतो रहे पवन बबुरन वीन, अेकाअेक अरसमें ।**
**बीन आवरण के वहीत वेगकु, आवत नहि दरसमें ।। (૫૭)**

જ્યારે વંટોળીયાની ધૂળ વિનાનો પવન એકલોજ આકાશમાં રહે છે, ત્યારે ધૂળના આવરણ વિનાનો એ પવન વેગપૂર્વક વહે છે. તે વખતે કોઇની દ્રષ્ટિમાં દેખાતો નથી.

**अब के कहु त्रीतीयनके देवन, जेही द्रष्टांत सलागी ।**
**सुपने हवीत पुरसकी परजा, रखीत नही को जागी ।। (૫૮)**

હવે હું એક ત્રીજું દ્રષ્ટાંત કહું છું. જે દ્રષ્ટાંત મેં પ્રથમ કહેલા તે બંને દ્રષ્ટાંતોને બરાબર સાબિત કરાવે છે. જેમ કોઇ પુરૂષને જ્યારે સ્વપ્નું આવે છે. ત્યારે સ્વપ્નમાં ઘણી પ્રજા ઉત્પન્ન થાય છે. પરંતુ જાગ્રત થયા પછી તેના સ્વપ્નાની પ્રજા પોતાની પાસે એકપણ રાખી શકતો નથી.

**ओर कोई पुरूष वंज अेकलही, प्रजा विना दुःख पाई।**
**तीनके सुत सुपनके जाग्रत, अेकेई क्यौं न रखाई ।। (૫૯)**

જેમ કોઇ વંજ પુરૂષ પરજા વિના ઘણો દુઃખી થાય છે. જ્યારે તેને સ્વપ્નું આવે છે ત્યારે તેને ઘણી પ્રજા થાય છે, સ્વપ્નાનો અંત આવતા જાગ્રત થાય છે તે સમયે એકપણ પ્રજાને પાસે રાખી શકતો નથી.

**आगम अेक हुते बीनु परजा, पीछे रहे अेकल ही ।**

**बीच गबोल सुपन के सरजीत, कीये कछुक हलमल ही ।। (६०)**

દ્રષ્ટાંતે કોઇક પુરુષ પ્રથમ જાગ્રતમાં એકલો જ હતો. સુતી વખતે નિંદ્રા અવસ્થામાં પણ એકલો જ છે પરંતુ વચ્ચે સ્વપ્નું આવવાથી તેને કેટલીક પ્રજા રૂપી ગડબડ ઉભી થઇ તેની સાથે હળીમળીને આનંદ કરવા લાગ્યો.

**अेही वीधके अब कहु चतुरनके, महाद्रष्टांत अमरके ।**

**अति अजरायल अधर सबनसे, बने न वरन अपरके ।। (६१)**

હવે હું ચોથું દ્રષ્ટાંત કહું છું જે મહા આકાશ સર્વ વ્યાપક છે કે જે આકાશ કોઈથી જન્મ પામેલું નથી જેને કોઇનો આધાર નથી જેને કોઈની સાથે સંબંધ નથી તેમજ વૈરાટની આદ્ય લઈ સમસ્ત રચનાથી અતી ઉચું છે. એવું અમાપ અંત સિવાયનું હોય જેનું વાર્ણન થઈ શકે તેમ નથી.

**कोटीक घटमठके जेही अंतर, भींन भींन रहे आकासु ।**

**फुटे घटमठ अवन अंतमे, महा सुंन सकल समासु ।। (६२)**

"કૃપાનિધિ કહે છે કે," કરોડો ઘડાની અને મઠોની અંદર અનુક્રમે ઘડા આકારે અને મઠ આકારે જે અંતર આકાશ રહેલું છે, તે જુદા જુદા ઘટઆકાશ અને મઠઆકાશના નામે ઓળખાતું ભિન્ન ભિન્ન પ્રકારનું આકાશ છે, જ્યારે પૃથ્વીનો અંતકાળ આવે છે, ત્યારે ઘટમઠ આદી સર્વેનો નાશ થઈ જાય છે, તે સમયે એટલે તે ઘટ અને મઠ ફુટી જઈને એમાં રહેલ ભિન્ન ભિન્ન પ્રકારનું આકાશ મહા શુન્યની અંદર સમાય જાય છે, ત્યારે ઘટનું તેમજ મઠનું અલગ આકાશ રહી શકતું નથી. અને છેવટે એક મહા આકાશ જ રહે છે.

**जबी घटमठ नभ अवन अंतमे, रहे न्यार कोहुं कुनसे ।**

**सकल समेट भीन नभही सब, मीले सो अमर अजीनसे ।। (६३)**

"કરૂણેશપતિ કહે છે કે," અનેક ઘડાઓમાં અને અનેક મઠોમાં રહેલા કહેવાતા અંતર આકાશ જ્યારે પૃથ્વીનો અંત આવે છે ત્યારે સર્વ અંતર આકાશ સમેટાઇને અનંત આકાશમાં સમાઇ જાય છે, તે સમયે અમાપ આકાશ સિવાય કોઇ પણ અંતર આકાશ અલગ રહી શકતું નથી.

**जेही जेही अमर अखील घटमठके, माहाथ सुन मीली जाई।**

**मीलतां भये सकल अवीरल नभ, कुनसे रहे जुदाइ ।। (६४)**

" સકર્તાપતિ કહે છે કે, " જે જે ઘડા અને મઠનાં અગણિત આંતર આકાશો એક મહાઆકાશમાં જયારે મળી જાય છે, ત્યારે તે બધા ઘડા અને મઠનાં પેટા આકાશો મહાઆકાશથી જુદા રહી શકતા નથી, તે વખતે મહાશુન્ય સળંગ સુત્રવત એકજ રહે છે.

**तब छेवट अेक रहे अमर अज, आद्य अंत वीन वाणी ।**

**कुण सुनकु रखे महासुंने, संगे करन सव्हांणी ।। (६५)**

" નિજ સકર્તા પતિ કહે છે કે, " છેવટે એકજ મહાઆકાશ અજન્મા રહેલું હોવાથી આદિ અંત સિવાયનું અનંત છે. જેનું વર્ણન વાણીથી થઈ શકે તેમ નથી એવું જે મહાશુન્ય તેની અંદર , કોઈ બીજુ માપક શુન્ય નથી, તો પછી એ મહાઆકાશ કોને પોતાના સહેવાસમાં રાખી શકે?

**अेकाअेक जदीप अद्वैत सुंन, आव्रण अवन समाते ।**

**कुन अंतरे द्वैत रहाइत, हवीत सजात मीलाते ।। (६६)**

" કરૂણેશ પતિ કહે છે કે," જયારે પૃથ્વીનું આવરણ સમાઈ જતાં એકાએક એક અદ્વૈત આકાશ જ રહે છે, હવે કયા આવરણે કરીને અંતર આકાશ જુદુ રહી શકે ? જે કહેવાતા અંતર આકાશ મહાશુન્યની સ્વજાતિમાં મળી ગયા.

**कहेसो ते पुनरुप क्यौं उच्चरीत, अेकही अर्थ अटाटे ।**
**फेरी फेरी वदीत तदीप तेहीके तेही, माहाद्य सुन तेही माटे ।। (६७)**

" કૃપાનિધિ કહે છે કે, " ફરી ફરીને એકની એકજ વાત કયા હેતુથી કહો છો? કારણકે અર્થતો એકનો એકજ નીકળે છે. તો વૃથા વાણી ઉચ્ચારનો શ્રમ શા માટે કરો છો?

જવાબ : એટલા જ માટે તમને ફરી ફરીને કહેવામાં આવે છે કે, મહાઆકાશ અનંત હોય નિર્વિકારી કોઈપણ ઉપાધિ સિવાયનું અતિનિર્મળ નિરાધાર અને સદા સદોદિત નિર્ભય રહેલું છે. તે અમારા સ્વરૂપને સાબિત કરાવવાના મતલબથી ફરી ફરીને તેનું તેજ દ્રષ્ટાંત કહીને ખુલાસો કરી બતાવ્યો છે.

**अे चतुरनद्रष्टांत कही तमे, तोइ कछु परी समजही ।**
**तवद्रष्टांत पंचमो लहीतव, तदीप वेत द्रढ धजही. ।। (६८)**

" પરમ સકર્તાપતિ કહે છે કે, " આ ઉપર મુજબના મેં જે ચાર દ્રષ્ટાંતો તમને કહી બતાવ્યા તે પછી કંઈક થોડી સમજ પડી હશે. પરંતુ જયારે પાંચમું દ્રષ્ટાંત કહીશ અને તેને તમે સમજશો ત્યારે જ દ્રઢ નિશ્ચયને ધારણ કરીને જાણકાર યાને વેત્તા બની શકશો.

**अबके सुनद्रष्टांत पंचमो, नीजमे करन विचारु ।**
**अंतर खोजित अती सुक्ष्मता, जीनके अपरंपारु ।। (६९)**

" નિજપતિ કહે છે કે," હવે હું પાંચમું દ્રષ્ટાંત કહું છું. જેમાં ઘણોજ વિચાર કરવાનો છે, અને નિજના અંતરની ખોજનું કે જે અંતર તપાસવું એ અતિ બારીક છે. તે આકાશ કરતાં પણ બહું પાતળું છે. અને જેનો પાર કોઈ પામી શકે નહીં એવું દુર્લભ છે.

**तेही अपरंकी सोध करनकु, कही जन जोग आराधे ।**
**सीव सुनकादीक सहीत कपीलदत्त, मुनी अजगर सुख साधे ।। (७०)**

" નિજ સકર્તાપતિ કહે છે કે, " ઓહંગ પ્રણવની પાર જે નિત્ય, સત્ય અને અતિ નિર્મળ પરમેશ્વરને પ્રાપ્ત કરવા માટે જગતની આદ્યથી અત્યાર સુધીના કેટલાય મહાપુરુષો તિવ્ર વૈરાગને ધારણ કરી યોગની અંતર દશામાં શોધ કરી રહ્યા છે જેવાકે સનકાદિકો, શિવજી, કપિલ, દત્તાત્રેય, અજગરમુની અને સુખદેવજી ૐકારની અંતિમ સીમામાં સ્થિર થઈને અહોનિશ આરાધના કરી રહ્યા છે.

**तीनकी आद्य लहीत जोगंदर, भव भरके सब जेही ।**

**आतम परमातम शोधनकु, घ्यान धरन सब तेही ।। (७१)**

ઉપર જણાવેલા મહા પુરુષોની આદ્ય લઈ ભવની અંદર બીજા યોગી પુરુષ થયા. તે સર્વે યોગ દ્વારા આત્મા પરમાત્માની શોધ કરી રહ્યા છે. તે સ્વરૂપને યથાર્થ ઓળખવા અને તેમના પદને પ્રાપ્ત કરવા વિશ્વના સર્વે વિલાસને તજી દઈ સમદમ આદી ખટસંપતિ ને શાધી યોગની અંતીમ સીમામાં વિરામ પામ્યા છે.

**ओरु बाहर भीतर अेकतायन, सरल भये ब्रह्म ज्ञाने ।**

**अेही परकार सकल सब विलमे, हंमकु कोहु न जाने ।। (७२)**

જેટલા અકર્તા સિધ્ધાંતના બ્રહ્મજ્ઞાનીઓ થયાં તે બધા નિર્ગુણ બ્રહ્મને સર્વ વ્યાપકમાની આપણ પોતે બ્રહ્મ સ્વરૂપ છીએ, એવું સમજી નિશ્ચિંત થયા છે, બહાર અને ભીતર સરળ એકજ બ્રહ્મ હોય તેનાથી આપણે જુદા નથી એવું સમજીને સર્વ બ્રહ્મજ્ઞાનીઓ વિરામ પામ્યા છે, પરંતુ સકર્તાપતિને કોઈએ જાણ્યા નથી.

**जो हंमकु कोइ लहे हुते कोउने, अहं ब्रह्म कीम होइ ।**

**अे तो हमसे विमुख परनके, अहं कहनके सोइ ।। (७३)**

' સકર્તાપતિ કહે છે કે, " કોઈ બ્રહ્મજ્ઞાનીઓએ અમને જાણ્યા હોત તો હું બ્રહ્મ છું એમ કહેત જ નહીં. તે કારણને લઈ અહં બ્રહ્માસ્મિનાં અભિમાનને ધારણ કરી નિજકર્તાથી વિમુખ થઈને પોતાને સ્વતંત્ર માને છે.

**कोटी कोटी ब्रह्मांड असंखीत, उपजत मोइ संकल्प मे ।**
**पुनी पालन पोषन करननमे, बोहरहु हनु कल्पमे ।। (७४)**

" સકર્તાપતિ કહે છે કે, " મારા શુધ્ધ સંકલ્પથી અનંત બ્રહ્માંડો સર્જીને સર્વ લોકની આદ્યે વિશ્વભરમાં મારા સ્વજાતિ અંશોને મેં જ વસાવ્યા છે. એ સર્વેનું પાલન, પોષણ અને રક્ષણ પણ હું જ કરૂ છું. બોહરહું એટલે ફરીથી મારા સંકલ્પનો વેગ પુરો થાય ત્યારે એક કલ્પ થાય છે, કલ્પનાં અંતે દ્રષ્ય અદ્રષ્ય સમસ્ત જગતનો હું લય કરું છું.

**अेही परकार उपावन मेटन, पालन करन समेती ।**
**मे साम्रथ सबके सीर सर्जन, कोउ नही होड हमेती ।। (७५)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " એ રીતે ઉત્પન્ન, પાલન અને નાશ એ સૌ મારા સંકલ્પથી થાય છે. અને હું એ બધાનો સર્જનહાર હોવાથી સર્વશ્રેષ્ઠ મહાન શકિતશાળી છું. અને મારી સર્જન શકિત સાથે હરીફાઈ કરી શકે એવો બીજો કોઈ જ નથી.

**भंडकुलाल घडे आपने कर, बहु वीधी भात अपारु ।**
**टेर टकोर बोलावत सबकु, कोइ कहे अहंग कुंभारु ।। (७६)**

"સકર્તા સત્ કૈવલ કહે છે કે, કુંભાર પોતાના હાથે અનેક વાસણો બનાવે છે અને અનેક પ્રકારની ભાતો તેમાં પાડે છે, વળી તે વાસણોને ટકોરો મારે છે પણ તે વાસણોના રણકામાંથી " હું કુંભાર છું " એવો અવાજ કોઈ પાત્રમાંથી નીકળતો નથી, કયાંથી નીકળે? (કુંભાર અંદર હોય ત્યારે ને?)

**अेही परकार सकळ भवभरके, मोइ सरजनके घाटु ।**
**हंमके कीहे सो होड हंमनकी, क्यौं कहे ब्रह्म अटाटु ।। (७७)**

" કૃપાનિધિ કહે છે કે, " આ રીતે આ સકળ ભવમાં મારા સર્જેલા સર્વે ઘાટ છે. અને તે ઘાટોમાંથી કોઈ હું પરમેશ્વર છું, એમ કહે તો અમારી સાથે હોડ કરી એમ ગણાય. તો પછી જે સર્જન શકિત વિનાના હોવા છતાં હું બ્રહ્મ છું. એવો મિથ્યા બકવાદ શા માટે કરતા હશે ? તેને એવો બકવાદ કરવાનો શો હક છે?

**ज्यौं परजापत टेर टकोरीत, भंड बोलावत सोइ ।**
**तेही परकार टकोर हमनके, सुनो सकल सब कोइ ।। (७८)**

" કરૂણેશપતિ કહે છે કે, " જેમ પ્રજાપતિ ભંડને બોલાવવા ટકોર મારે છે. તેવીજ રીતે અમારો ટકોરો તમો સર્વ સાંભળો ! જેથી સર્વ પ્રકારની સમજ પડશે.

**भंड सकल भवके भर तनही, प्रणव टेर उचरनही ।**
**तेही उचरन कारण कीलीयनकी, सुजन कोहु परनही ।। (७९)**

" સકર્તાપતિ કહે છે કે, " કુંભારના ઘડેલા વાસણોની જેમ સંસારના સઘળા જીવોના ઘાટોરૂપી વાસણોમાં પ્રણવની ગતિને પ્રેરક કરનાર હું જ છું. અને તે પ્રણવમાંથી શબ્દ ઉચ્ચારનું કારણ મારી અંતર વૃત્તિના અંશની દ્રષ્ટિની ટકોર પડતા પ્રણવની ગતિ ચૈતન થાય છે. તેથી સઘળા જીવો વાણીનો ઉચ્ચાર કરતાં થયા છે, આ કળકુંચીની સમજ કોઈને પડી નથી.

**तेही पण अंश मोइ अनुकुलसे, प्रणव सजिव होय जबही ।**
**तबते टेर टकोर करीत धुन, सुन करीत नही कबही ।। (८०)**

" નિજકૈવલ સ્વામી કહે છે કે, " મારી અનુકુળતા અંશ પર ને અંશની અનુકુળતા વૃત્તિપર અને વૃત્તિ પ્રણવ સાથે અથડાતાં પ્રણવ સજીવન થાય છે, એથી જ શબ્દની ધુન મચી રહે છે, આવી રીતે સુંન (આકાશ) કદાપી પણ કરી શકતું નથી.

**अंश मोय आसन अचळीत पर, अटल बीराजित सोइ ।**
**तीनुं प्रतीभास सासपर परीतव, सुरत सजीवन होइ ।। (८१)**

" સકર્તા પતિ કહે છે કે, " મારી અંતરવૃતિમાંથી ઉત્પન્ન કરેલો અંશ અચળ આસને અડગપણે બેઠેલો છે, તે આસન કદીયે ચલાયમાન ના થાય તેવું અચળ છે, એ અચળ આસન ઉપર બેઠેલા અંશની દ્રષ્ટિનો ભાસ જયારે ઓહંગ પ્રણવની ઉપર પડે છે. ત્યારે જ સુરતા સજીવન યાને જાગૃત થાય છે, બલ્કે ચાર અંતસકરણો સહીત દશે ઈંદ્રિયો જે બધાં જડ હોય તે નિષ્ક્રિય છે તે સઘળા મારા અંશની દ્રષ્ટિના ભાસથી સક્રિય યાને ચેતનતાવાળા થયા છે.

**ओही अनुकुळ मोइ प्रणव अंशके, खुले द्वार जब लगही ।**
**मुदे द्वार जब नींद परीतसे, स्वास सुन तब लगही ।। (८२)**

" નિજ સકર્તાપતિ કહે છે કે, " મારા અંશની પ્રાણવ સાથે અનુકુળતા હોય છે ત્યાં સુધી અંશવૃત્તિના ભાસથી અંતસકરણોને ઈંદ્રિયો ચૈતનતાવાળા થવાથી તે દ્વાર પણ ખુલ્લા રહે છે. જયારે અંશની અંતરવૃત્તિ વિરામ પામે ત્યારે ઈંદ્રિયોને અંતસકરણો નિષ્ક્રિય બની નિંદ્રાવશ થાય છે. ત્યારે અંશની ચૈતનવૃત્તિના ભાસ વિના શ્વાસ શુન્યવત થઈ જતો હોવાથી શબ્દ ઉચ્ચારની ક્રિયા થતી નથી.

**ओही प्रकारन प्रणव सजिवते, टेरत करीत उचारु ।**
**अति सुक्ष्मता कहीत अगम तुज, ते मोइ कही सुविचारु ।। (८३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજ સકર્તા પતિ કહે છે કે, મારા અંતર વૃત્તિના અંશની દ્રષ્ટિની ટકોર જયારે પ્રણવ ઉપર પડે છે ત્યારે પ્રણવ સજીવન ચૈતન ગતિવાળો થઈને શ્વાસ ઉચ્છવાસમાં શબ્દો ઉચ્ચારની ક્રિયા થવા લાગે છે, એ અગમગતિનું જ્ઞાન ઘણું જ અલૌકિક હોય, તે તમારે વિચારવા અને સમજવા માટે કહી જાણાવ્યું છે.

**प्रणव टकोर सजिव उचरनकी, कहे सकल सब मरमुं ।**
**अब पुछन प्रतिवादनके फेर, रहे नहि कोइ भरमुं ।। (८४)**

" નિજ કૈવલપતિ કહે છે કે, " જયારે અંશવૃત્તિની ટકોર પ્રાણવ પર પડે છે. ત્યારે પ્રણવ સજીવન થઈ શબ્દ ઉચ્ચારની ક્રિયા કરવા લાગે છે, આ અગમ્ય લક્ષનો ભેદ ખુલ્લો કરીને તમને જાણાવ્યો, ફરીને પ્રતિવાદી તરીકે પુછવાનું બાકી રાખ્યું નથી, જેથી સર્વ પ્રકારનો ભ્રમ દુર થઈ જશે.

**सुरत समेत स्वास सजीवनसे, करीत उचारन सोइ ।**
**तेही भासन अब करत बोहोतु हम, सुनीत सुरत चीत प्रोइ ।। (८५)**

અંશની સજીવન સુરતા શ્વાસ સાથે સંયુક્ત મળીને રહે છે ત્યાં સુધી શબ્દનો ઉચ્ચાર થાય છે, તેનો વિશેષ ખુલાસો હવેથી હું કરી બતાવું છું, તે તમારી સુરતાને ચિત્તમાં પરોવી સ્થિર થઈને સાંભળો.

**प्रणव अंश एकताय सजीवसे, सब घट टेर बोलाहु ।**
**आप आपने वहीवट लग बचनीत, कोउ कहे ब्रह्म हमाहु ।। (८६)**

પ્રાણવ સાથે અંશવૃત્તિની એકતાથી શરીર સજીવન ગતિવાળા થયા છે, ત્યાં સુધી પ્રત્યક્ષ શરીરોરૂપી ઘાટમાંથી શબ્દ ઉચ્ચાર થાય છે. તે સઘળા શરીરોનો અંતકાળ આવે ત્યાં સુધી શબ્દ ઉચ્ચારનો વહીવટ કરી શકે છે તો પછી તે પૈકીનો કોણ કહી શકે કે હું બ્રહ્મ છું.

**यौं चर अचरनके तन भीतर, हुस न ब्रह्म हवीनके ।**
**एतो अहम ब्रह्म केहनकी, कलभरी गुरु तेहीनके ।। (८७)**

આવી રીતે આ પૃથ્વી ઉપર સ્થાવર અને જંગમના સર્વ શરીરોમાં રહેલા જીવોની હું બ્રહ્મ છું એમ કહેવાની કોઈની મગદુર નથી, છતાં મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓએ વાક્ચાતુર્યની કળ ભરીને હું બ્રહ્મ છું એમ જીવોને બોલતા કરી દીધાં છે, પરંતુ એક ઘાસનું તરણું બનાવવાની તેમની શક્તિ નથી. તે પણ અમો જગતના ગુરુ છીએ એમ મોટા બનવાની ઈચ્છાએ નવિન વેદાંતિઓએ બોલવાની યુક્તિ શોધી કાઢી છે.

**अेसेही गुरु जेतने जुग भरके, हंमसे वहीत विटंडी ।**
**जप तप साधन सहीत उपासन, करनहारके खंडी ।। (८८)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " આ જગતમાં જેટલા ગુરૂઓ થઈ બેઠેલા છે તે બધા અહં બ્રહ્મની માન્યતાવાળા હોવાથી અમારી સાથે વિવાદ યાને વિટંડાવાદ કરે છે. એવી રીતે કે ઈંદ્રિયોનો નિગ્રહ, સંયમ, નિયમ, જપ, તપ, સાધન આદિ ઉપાસનાઓ કરવાની કોઈ જરૂર નથી એવું કહીને સત્ કર્મોનો ત્યાગ કરાવી જીજ્ઞાસુજનોની શ્રધ્ધાનો ભંગ કરે છે. એવા સત્ધર્મને ખંડીને મિથ્યા બકવાદ કરીને જગતના જીવોને ગુરુથી વિમુખ રાખે છે.

**तेही सब खंड करीत नही खोजित, निजपति कर्ता हमनकु ।**
**ज्यौं कोइ पती तजीत भइ वीसवा, जांही तांही मुगत रमनकु ।। (८९)**

આ સંસારમાં જેટલા નવિન વેદાંતિઓ થયા છે તે બધા " અહં બ્રહ્મસ્મિ " એટલે અમો બ્રહ્મ છીએ એવું કહેવાવાળા નિજપતિ સાથેના સત્ય ધર્મનું ખંડન કરે છે. એવા મિથ્યા અભિમાની પોતાને ઈશ્વર મનાવતા હોય નિજકર્તા ધણીની ખોજ કરતા નથી, અને સજાતિય પરમપતિને ત્યજી દઈ નિડર બની સંસારના ભોગ ભોગવવા મુક્તપણે વેશ્યાની જેમ જયાં ત્યાં ભટકીને વિજાતી ઈષ્ટોની સાથે પ્રિતિ બાંધીને રમણ કરે છે.

**त्यौं जेतने भर ब्रह्म लक्षके, हंमपति तेही तजेहुं ।**
**भरमे भरम सरल सुनमे होइ, कोहु कीन कुन भजेहुं ।। (९०)**

" સકર્તા પતિ કહે છે કે, " આ ભવમાં જેટલા અહમ બ્રહ્મનાં મતવાળા ઉપદેશક આચાર્યો અને તેમના અનુયાયીઓ પોતાને ઉત્પન્ન કરનાર સકર્તા ધણીને ત્યજી દઈ અહં બ્રહ્મસ્મિના મતવાળા એ જડ બુધ્ધિના અલ્પજ્ઞ હોવા છતાં હું બ્રહ્મ છું. એમ કહેવાવાળા પણ જડ છે, તેમજ તેમનું માનેલું બ્રહ્મ શુન્યના જેવું સરળ ગતિવાળું પણ જડ હોય કહો કોણ કોને ભજે ? અને એકબીજાને કેવી રીતે જાણી શકે તેમ છે?

**करम धरम मेटी भये भुगता, हंमकु सहीत तजीने ।**
**सकल उपाध रहीत कहे मुखसे, बेठे जुगत सजीने ।। (९१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓ નિજસકર્તા ધણીને ત્યજી દઈ પોતે હું બ્રહ્મ છું, એમ કહીને સંસારના ભોગ ભોગવવા માટે કરમ-ધરમને પણ જુઠા કહે છે, એવી રીતે કે પુન્ય-પાપ કોને ભોગવવા છે? એવી વાતો કરી સંસારના જીવોને ભરમાવી પોતાને સરસ શોભાવે છે અને કહે છે કે, અમે તો જગતનાં વ્યવહારને ત્યજી ઉપાધીમાંથી મુક્ત થયા છીએ, પરંતુ મનની વાસનાઓ તૃપ્ત કરવા સંસારના વૈભવોને સંગ્રહ કરીને બેઠેલા છે.

**पण अंतरमे चाहाय रगेरग, भटके देश वदेसु ।**
**मनके मुखी पतीशीर हीनके, विभळीत फरे उरेसु ।। (९२)**

મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓએ ઉપલગ દ્રષ્ટિથી યોગને ધારણ કર્યો પણ તેમના અંતસકરણમાં તો ભોગની વાસના રોમેરોમને રગેરગમાં ભરેલી છે. એ ભોગની ઈચ્છા તૃપ્ત કરવા દેશ-પરદેશ ભટકે છે. વળી ખરા નિજધણીને માથે ધારણ કર્યા નથી, એ કારણને લઈ સ્વતંત્ર પણે મનમુખી મોટા અહંબ્રહ્મ કહીને મન મસ્તાન ગધ્ધાની જેમ વિભળ મનના વ્યાકુળ થઈને ઈંદ્રિયોના વિષયની લોલુપતાએ જયાં ત્યાં વલખાં મારે છે, આ કારણને લઈ ઉપર ધારણ કરેલા યોગ યાને વૈરાગને પણ લજાવે છે.

**पाप पुन्यकी संख धरीत नही, रहे मस्त दिनराती ।**
**इंद्रि दमनके दरद न जिनकु, भाखन ब्रह्म गपाती ।। (९३)**

તેઓ પાપ-પુન્યનો જરા પણ ડર રાખ્યા સિવાય અહં બ્રહ્મનાં નશામાં રાત અને દિવસ મસ્ત બનીને ફરે છે. ઈંદ્રિયોનો નિગ્રહ કરી તનમનને સંયમમાં રાખવાની કસોટી સહન કરવા જરાપણ ઈચ્છા કરતા નથી. ધણી વિનાના હરાયા ઢોરની જેમ અમસ્તા ધર્મજ્ઞાનના ગપ્પા મારે છે.

**तेही गपाट ब्रह्म भाषणकु, अरथीत इष्ट विहोना ।**
**अटक आड विनु फरे कफेलन, ज्यौं अंकित गौ छोना ।। (९४)**

એવી જ રીતે અહં બ્રહ્મના મતવાલા શુષ્ક વેદાંતિઓ બ્રહ્મજ્ઞાનના ગપાટા મારી બકતાજ ફરે છે. તેમનાં માથા ઉપર નિજધણીને ધારણ કરેલા ના હોવાથી જે કાંઈ બોલે છે તે અર્થ વિનાનું હોય લેશમાત્ર પણ ફળ મળતું નથી, અને અનિતિ ભરેલાં દુષ્ટકર્મનો ભય રાખ્યા સિવાય ગાયના આંકેલા વાછરડાની જેમ આડ અટક વિના જ્યાં ને ત્યાં ભટકતાં દેખાય છે.

**पुनी महीसी सुतके सम सरडीत, करडीत करे ओरनसे ।**
**समता स्वांत देखावन जगकु, अहंता आप फोरनसे ।। (९५)**

વળી ભેંસના પુત્ર પાડાની જેમ દેખાતા હોય બ્રહ્મજ્ઞાનની વાતોનો બકવાદ કરતા રહે છે. બાહ્ય દ્રષ્ટિએ સમતાવાળા બનીને જાણે શાંતિના ગુણને ગ્રહણ કરેલાં હોય એવું બતાવે છે, પરંતુ એમના જેવો બીજો કોઈ વાણી બોલવાની કુશળતાવાળો આવી ચઢે તો પોતાના અનુયાયીઓમાં મારું મહત્વ ઘટી જશે, એવા હેતુથી પાડો પાડાને જોઈ જેમ માથા મારે છે તેવી રીતે કડક નજરે આવેલા બીજા ઉપદેશકની સામે કડવા વચનોનો પ્રહાર કરે છે.

**अे तो ज्यौं त्यौं करी करतारन, हंमसे विमुख मीलनकु ।**
**अकरत ब्रह्म अचीत दरसावीत, सुंन सम कहे जीलनकु ।। (९६)**

નિજ સકર્તા ધણીથી વિમુખ થયેલા મિથ્યા બકવાદીઓ જેમ તેમ વાતો કરીને કલ્યાણની આરતવાળા જીવોને નિજકર્તાથી વિખુટા પાડે છે અને ઉપદેશ કરતાં કહે છે કે, આ બધુ બ્રહ્મરૂપજ છે, એટલે જોવા કે જાણવા જેવું તેમજ કરવા જેવું પણ કશું જ નથી એવું સમજાવે છે.

**बोहोत बेर क्या करहु कोलाहल, छेवट तुजकु बरजे ।**
**अेसे नही हम सुसक सनातन, हवु तो जग क्यौ सरजे ।। (९७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, " વેદાંતિઓએ એવો મિથ્યા બકવાદ કર્યા છે કે, તેમને વારંવાર શું સમજાવું ? છેવટે કહેવાનું એટલું જ છે કે સરજનહાર સકર્તાપતિ અક્રિય જડ જેવા અચેત હોય તો આ સમસ્ત જગતની રચના કોણ કરે? અને કેવી રીતે ? એનો તમે સુક્ષ્મ દ્રષ્ટિથી જરા વિચાર કરજો.

**सो बातनकी अेक बात अब, सुणले सुरत धरीनके ।**
**आड खीच अेही विटल ज्ञानकु, जोस न फेरी फरीनके ।। (९८)**

" સર્વ જીવોના કલ્યાણદાતા ભગવાન કરૂણાસાગર કહે છે કે, " સો વાતની એક વાત તમને કહું છું તે સુરતા ધરીને એક ધ્યાને સાંભળો ! જો તમારે સત્યજ સમજવું હોય તો મિથ્યા બ્રહ્મજ્ઞાન કથવાવાળા વિટંડાવાદીઓ પર આડી લીટી ખેંચીને તેમની તરફ નજર પણ કરશો નહી, પ્રતિજ્ઞાપૂર્વક પુંઠવાળીને ફરીથી જોવાની ઈચ્છા પણ રાખશો નહી.

**ओरु अवतार धरत नही हंमही, अे भव सकल भरनही ।**
**गुन अवतार अवनपर आवत, कोइ कछु काज करनही ।। (९९)**

" નિજ સકર્તાપતિ કહે છે કે, " આ ભવભરની અંદર અમો કદી અવતાર લઈ આવતા નથી, પરંતુ આ સંસારમાં સગુણની ઉપાસના કરવાવાળા કોઈ કોઈ જીવોનું કાર્ય કરવા ગુણોના દેવ અવતાર લઈને આવે છે..

**करन काज तीनके तेही मापस, देव विभुत जबेही ।**
**पण चैतन्य मोइ अंश अकळ अज, तारी सके नही तेही ।। (१००)**

" પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " ગુણોના દેવ અવતાર લઈ પૃથ્વી પર આવે છે, નિજકર્તાની આપેલી વિભુતિ પ્રમાણે કોઈ કોઈ જીવોનું કાર્ય કરે છે. તે મર્યાદાવાળુ હોય તેના પુન્યનો પ્રતાપ પહોંચે ત્યાં સુધી ભોગવી શકે છે, પરંતુ સકર્તાપતિનો સજાતિ જે અકળ ગતિવાળો અંશ છે તેને ઓળખાવી કે તારી શકતા નથી.

**जेही परकार ब्रह्मकी कही तम, तेसेही पुनी अवतारु ।**

**मोइ अंश तारक नही उभये, अब क्या बोहरु उचारु ।। (१०१)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, '' ઉપર જે મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓનું વર્ણન કરી બતાવ્યું, એવી જ રીતે ગુણોના અવતારોની હકીકત પણ તમને જણાવી, એ બન્નેમાંથી નિજકર્તાના ચૈતન અંશને ભવસાગરમાંથી તારી કે બચાવી શકે તેવા કોઈ જ નથી, તો હવે પછી તમને ફરી ફરીને કેટલું સમજાવું?

**आगळ जेही द्रष्टांत पंचमो, कहत रहे अधुरेहु ।**

**आतो नीकस गइ परभारीत, जबत्ये अबलग जेहु ।। (१०२)**

પરમ સકર્તાપતિ કૃપાનિધિને કહે છે કે, આ સિધ્ધાંતની ચાલુ ધારામાં હું એકલો કેવી રીતે રહું છું. તે લક્ષ સમજાવવા પાંચમું દ્રષ્ટાંત અધુરુ રહી ગયું છે, અને આતો સહેજા સહેજ બારોબારની વાત નીકળી જવાથી સિર્ગુણ-નિર્ગુણના આચાર્યોની હકીકત કહી જણાવી છે.

**अब तेही उत्तर पंचमो कहीतव, सुनीत अंश मोइ सजनुं ।**

**तुरी परन जेही रहन अखंडीत, ते तोइ कहुं तुज कजनुं ।। (१०३)**

કરૂણેશપતિ કૃપાનિધિને કહે છે કે, પાંચમા દ્રષ્ટાંતમાં જે વિષય અધુરો રહ્યો હતો તે હવે હું કહી જણાવું છું. માટે હે સજ્જન મારા પરમ પ્રિય સર્વ શ્રેષ્ઠ ગતિવાળા અંશ તુ સાંભળ ! સર્વે પ્રકારનો અહંભાવ જેનો ઓગળી ગયો યાને ગળી ગયો છે, એવો નિર્મળ દ્રષ્ટિવાળો અંશ આ લક્ષને ગ્રહણ કરી શકશે, તુરીયા અવસ્થાની પાર સહેજ શુન્ય કહેવાય છે તે સહેજ દશામાં સ્થિર થનાર અંશ અંશીપદની એકતાનો પ્રત્યક્ષ અનુભવ કરી શકે છે.

**जेही रहत जोनार अहरनीस, पंच अवस्था परही ।**

**भाग त्याग करता तनके तत, छेवट जेही उगरही ।। (१०४)**

જે નિજકર્તાનો ચૈતન્ય અંશ ઈંદ્રિયો, અંતઃકરણ, ગુણ, ગણ આદી પાંચે દેહોના તત્વોનો સાક્ષી યાને જાણનાર અને જોવાવાળો જે દ્રષ્ટા, એ પાંચે અવસ્થાની પાર રહેલો છે તેને યથાર્થ ઓળખવા અને પ્રાપ્ત કરવા જે તત્વો જેમાંથી ઉત્પન્ન થયા છે તે તેમાં મેળવતાં વૃત્તિને પાછી વાળી સુલટ કરતાં, જયાં તત્વોનો અંત આવી જાય છે ત્યાં ઉગરતી વસ્તુરૂપ પોતાનું સ્વરૂપ જ રહે છે.

**आपे आप साक्षी सरुपानंद, सकळीत फंद फरकही ।**
**गुन ईन्द्रि अंतसकरननकी, गम जिनु हवे गरकही ।। (१०५)**

સાંખ્ય સિધ્ધાંતના ન્યાયે જે જે તત્વોની સજાતિમાં મેળવી દેતાં અંશવૃત્તિના ભાસની જાણ પ્રણવ દ્વારા પ્રસરી જઈને ત્રણ ગુણ અને ત્રણ ગણના સર્વે તત્વોને ચૈતન કરી વિધવિધ પ્રકારની ક્રિયા કરાવતી હતી તે જાણ સમેટાયને એકત્રીત થઈ નિજ લક્ષમાં તલ્લીન થાય છે, ત્યારે અંશ માયાની સર્વ ઉપાધિમાંથી મુક્ત થઈને નિજાનંદમાં મસ્ત બની જાય છે.

**जीनके करन वेग रुपनकु, दरसीत नही कीनु कोइ ।**
**अंतस तीत करणके साक्षी, कुन सके तीनुं जोइ ।। (१०६)**

જે નિજકર્તાનો અંશ તત્વોનાં સમુદાયથી પર રહેલો છે, તે અંશવૃત્તિનું કિરણ જયારે પ્રણવ પર પડે છે. ત્યારે દ્રષ્ય-અદ્રષ્ય તત્વોની ગતિનો વેગ ચાલુ થાય છે, જેથી અંશવૃત્તિનાં કિરણનાં વેગથી દ્રષ્ય તત્વો ચૈતનતાવાળા થતા હોય, તે વેગના કારણરૂપ અંશ વૃત્તિનું કિરણ છે તે કિરણ અંતસકરણની પાર આવેલુ હોવાથી તેનો સાક્ષી જોનાર અને જાણનાર તે વૃત્તિની પણ પાર રહેલો છે, તેને જેમ છે તેમ જોઈ જાણીને કોણ જણાવી શકે તેમ છે?

**करण सफुर करन कज कारन, हवीतव जाग्रत जरुखे ।**
**पुनी समेट करणकु बेठत, तुरीया तखत हरुखे ।। (१०७)**

કરૂણેશ પતિ કહે છે કે મારા સ્વસ્વરૂપની સહેજ દશામાં અખંડ ઉજાગ્રત પણે રહુ છુ તે ઉજાગ્રત અંતરવૃત્તિના કિરણમાંથી અચાનક ઈચ્છા વિના દ્વૈતભાવની સ્ફૂરણા ઉત્પન્ન થઈ તે ભાવ સંયુક્ત અંતરવૃત્તિના કિરણનો ભાસ બાહ્યવૃતિ ઉપર પડયો, તે અનંત બ્રહ્માંડની આદ્યે સમસ્ત સૃષ્ટિનાં કારણરૂપે હોય તેમાંથી કાર્યરૂપ ભવભરનું સર્જન થયેલું છે, એ બાહ્યવૃત્તિનું જગત અને અંતરવૃતિના અંશો સહિત નીજ સકર્તા પતિ પોતાની અલૌકિક દિવ્ય દ્દષ્ટિએ હેત પૂર્વક સર્વને નિહાળે છે, જયારે દ્વૈત ઉમંગનો વેગ સમી જાય ત્યારે નીજ કર્તા પોતાની બાહ્યવૃતિને અંતરવૃતિમાં લીન કરે છે તે સમયે જગત રચનાનું એકપણ તત્વ રહી શકતું નથી, ત્યારપછી પરમ સકર્તા પતિ દ્વૈત ભાવ વિના નિજાનંદની સ્થિતિમાં શુધ્ધ જાગ્રતનાં જરુખે બિરાજમાન થઈને અસંખ્યકાળ સુધી પરમશાંતિના સુખનો આનંદ અનુભવે છે.

**करण समेट करण सफूरनकु, अकलीत थको अचंतु ।**
**रहे नही दुसरे दर्शनकु, तुरी तने कोइ तंतु ।। (१०८)**

પરમ સકર્તા પતિ કહે છે કે, મારી અંતરવૃતિના કિરણમાંથી જે સ્ફૂરણા દ્વૈંત ઉમંગરૂપે ઉત્પન્ન થયેલી હતી તેનો બાહ્યવૃતિ સાથે હેતુ ધારણ કરીને સમસ્ત જગતની રચના કરુ છું. પરંતુ જયારે અંતરવૃતિના કિરણમાંથી ઉત્પન્ન થયેલા દ્વૈત ભાવને બાહયવૃતિ સહિત અંતરવૃતિમાં લીન કરી દઉં છું, તે મારી અકળ કળાને કોઈ કળી શકે તેમ નથી, ત્યારે ચિંતવન સિવાયનો નચિંત થઈને મારા સ્વસ્વરૂપના તુરીયાપદે હું એકલોજ રહું છું, ત્યાં જોનાર જાણનાર કે કોઈ તત્વ પણ રહી શકતું નથી.

**तेही तुरीया तनकी सुज तुजकु, हुसे के नहि हे तोइ ।**
**जो कदपी कछु हवु गफलतमे, तंत तपासीत जोइ ।। (१०९)**

કરૂણેશપતિ કૃપાનિધિને કહે છે કે, સર્વોપરી છેવટે આવેલા તુરીયાના ઘરની અલૌકિક જાણ તમને જણાવી તે જેમ છે તેમ શુધ્ધ સમજણ પડી છે કે નહિ ? જો કોઈ ગફલતમાં જાણ બહાર રહી ગયું હોય, તો ફરીથી અંતરદ્રષ્ટિએ તપાસીને જુઓ, એવી રીતે જોવાથી મારા તુરીયાના ઘરની સુજાણ જાણનો અતિ ઉગ્ર અનુભવ થશે.

**करण समेट करन सफुरनही, तुजसे हवे सबेइ ।**

**तो तुरीपद तु अंश अेकलही, रखेन कोउ कीनुं केइ ।। (११०)**

"સકર્તા પતિ કહે છે કે, " હે મારા પરમવિશેષ અંશ ! કિરણોને સમેટી લેવાનું અને તેને સ્ફુરાયમાન કરવાનું એ બંનેય કાર્ય તારાથી થઈ શકે તેમ છે તારી અંતરવૃત્તિના કિરણનો ભાસ બાહ્યવૃતિના કિરણ ઉપર પડે ત્યારે જગતનું સર્જન થાય છે, તે કિરણના ભાસને અંતરવૃતિમાં લિન કરવામાં આવે ત્યારે જગતનું વિસર્જન થાય છે. આવી રીતે તારી અંતરવૃત્તિ સ્વસ્વરૂપાકારે થાય તેજ તારું તુરીયા પદ છે, ત્યાં કોઈને પણ તું પાસે રાખી શકતો નથી.

**अेही द्रष्टांत पंच कहीतंन तुज, मुज अेकल रहनके ।**

**झीणी द्रष्टि पसरीत जोइ तमतो, समजे कही जेहनके ।। (१११)**

" નિજ સકર્તાપતિ કૃપાનિધિને કહે છે કે, " હું એકલો કેવી રીતે રહું છું તે સમજાવવા પાંચ દ્રષ્ટાંત આપીને તમને યથાર્થ ખુલાસો કરી બતાવ્યો છે. મારી અંતરવૃતિના શુધ્ધ સંકલ્પથી બાહ્ય દ્રષ્ટિની એકતાએ જગતની રચના કરું છું અને સંકલ્પનો વેગ સમાતા બાહ્યવૃતિ અંતરવૃત્તિમાં લીન કરીને હું તુરીયા પદે એકલો જ રહું છું તેવી જ રીતે હે પરમ વિશેષ ! તું પણ તારી બાહ્યદ્રષ્ટિને અંતરવૃત્તિમાં સમાવીને જોઈશ ત્યારે તારી પાસે બીજુ કોણ રહી શકે છે? એ અવિગતગતિની ગમ પાંચે દ્રષ્ટાંત આપીને તને સમજાવી છે અને તમે અતિ ઉજાગ્રતવૃત્તિનાં હોવાથી મારી અકળ ગતિની હકિકત તમો યથાર્થ સમજી શક્યા છો.

**पंच कीये द्रष्टांत परमहीत, सकल सिघ्धांत मलीनके ।**

**परेन कोउ कीनु लंज कहीत में, संसे तोही हनीनके ।। (११२)**

" સકર્તાપતિ કૃપાનિધિ પરત્વે કહે છે કે, " આ પાંચ દ્રષ્ટાંતો મેં જે તમને કહ્યા તેમાંજ પરમહીત યાને કલ્યાણ રહેલું છે. કારણકે તેમાં સર્વ સિધ્ધાંતોનો સમાવેશ થયેલો

હોવાથી સર્વના સારરૂપ છે, મેં જે તમારા સંશયને દુર કરવા માટે કહ્યું છે તેમાં કોઈ પણ ઠેકાણે મને જાણવા સબંધમાં વિક્ષેપ પડતો નથી, એ સઘળુ તમને સમજાવવામાં મેં કોઈ પણ અંતર રાખ્યું નથી.

**संसे तेही मोइ अेक रहनके, कीअे प्रश्न छेकंतु ।**
**तीनके परी उतर सरभरके, दिये पंच द्रष्टांतु ।। (११३)**

સર્વ સૃષ્ટિના પ્રલયકાળના અંતે આપ એકલા જ કેમ રહો છો? એ પ્રશ્ન તમોએ મને પુછેલો તેના જવાબમાં મેં પાંચ દ્રષ્ટાંતો આપીને ખુલાસો કરી બતાવ્યો, તેમાં રેખમાત્ર સંશય રહેશે નહી, મારા છેવટના સ્વરૂપને સમજવા સબંધમાં એ પાંચે દ્રષ્ટાંતો બંધ બેસતા આવે છે એ તમારા પ્રશ્નનાં ઉત્તરમાં કોઈ પણ શંકા ના રહે એવું સમાધાન કરી સમજાવ્યું છે.

**प्रथम तोय के कीये पसारन, वापी कुप तडाकु ।**
**सलीता खइ खाबड खालनके, ज्यांहां तांहां भरीत खडाकु ।। (११४)**

જયારે વર્ષાકાળ ઋતુ આવે છે ત્યારે સઘનઘનમાંથી વરસાદ વરસે છે, તે વરસાદનું પાણી પૃથ્વી પર પડતાં વાવ, કુવો અને તળાવના નામથી ઓળખાય છે. નદી, ખીણ, ખાબડા અને ખાડા પૃથ્વીના ભેદે કરી જુદા જુદા નામ, રૂપ, ગુણવાળા સંબોધનો કરવામાં આવે છે.

**अेतेही भाग भये तोयनके, जीनके पति साहरही ।**
**पण प्रथवी परलाय समुद्रसें, कोउ न रहे बाहरही ।। (११५)**

એ સઘનઘનમાંથી આવેલું પાણી પૃથ્વીના જુદા જુદા સ્થળો પર પાણીના વિભાગ પડી જવાથી અલગ અલગ નામથી ઓળખાય છે, એ સર્વ સ્થળે ભરાયેલા પાણીનો પતિતો એક સમુદ્ર જ છે. જયારે પૃથ્વીનો પ્રલય થઈ જાય ત્યારે એ બધું પાણી સમુદ્રમાં ભળી જાય છે, જેથી કોઈ પણ પાણીનું ભિન્ન નામ રહેતું નથી.

**तेसेही पवन बबुर विलाइत, मारुत अेक रहाइ ।**

**आंटी छुट पवन सरलीतके, संघे कुन सहाइ ।। (११६)**

જેવી રીતે બબુર એટલે વંટોળિયો તેની પડેલી આંટી છુટી જવાથી એકલો પવન જ રહે છે, તે પવન આકાશની અંદર સરળતા પણે વહન કરે છે, તેની સાથે ધુળ કે તરણાં કશું જ રહી શકતું નથી તે એકલો નિર્મળ પવન જ રહે છે.

**अेही परकारन शुन्य सरभरके, जीनु घट मठ पट जाते ।**

**कुण शुन्य रहे संघ सुन्यकी, छेवट अमर रहाते ।। (११७)**

જેવી રીતે ઘડો, મકાન કે મંદિર તેમજ પડદો અને ઘટઆકાશ તથા મઠઆકાશ અને પટઆકાશના નામથી ઓળખાય છે, પરંતુ એ બધા ઘટ, મઠ, પટનો નાશ થઈ જાય, ત્યારે બીજું કોઈ નામ રહી શકતું નથી, પરંતુ એક અદ્વૈત આકાશ જ રહે છે.

**अेसेही प्रजा सुपन पीतुयनकी, जाग्रत कोउ न रहावे ।**

**तबतो रहे अेक पितु बीन सुत, कोउ कीनु लाड लडावे ।। (११८)**

જેમ કોઈ વંઝ પુરુષને સ્વપ્નુ આવતાં તે પુત્રવાન થયો, તે સ્વપ્નાના પુત્રની સાથે વ્હાલપણું રાખી લાડ લડાવે છે, પરંતુ સ્વપનનો અંત આવતાં તે પુરુષની પાસે સંતાન રહેતા નથી, તો પછી કોને લાડ લડાવે?

**या विधसे तुरीयनकी कही तुज, बुज बाबज सबजेती ।**

**अेसी सफुट सुज सरललमे, कोउ कीनु रहे अचेती ।। (११९)**

ઉપર જણાવ્યા પ્રમાણે તુરીયાના ઘરની અગમ ગમ તમને જાહેર કરીને જણાવી, જ્યાં તમારું નિજસ્વરૂપ રહેલું છે, તેને જ તુરીયાનું ઘર કહેવામાં આવે છે, તેનો ભિન્ન ભિન્ન ખુલાસો કરીને શુધ્ધ સમજ પાડી છે, તો પછી એવો કોણ અચેત હોય કે જે ના સમજી શકે ?

**शंसे सकल निवार करनकुं, कीये द्रष्टांत सबेइ ।**
**रहे सिध्धांत छेक अेकमके, हमके कहुं अबेइ ।। (१२०)**

" કરૂણેશપતિ કૃપાનિધિને કહે છે કે, '' ઉપરના સર્વ દ્રષ્ટાંત તમને તુરીયાનું ઘર સમજાવવા માટે આપેલા, તે તુરીયાની ગુપ્ત જાણ તમો સરળતાથી શુધ્ધ સમજી શક્યા છો. પરંતુ સમસ્ત જગતનો નાશ થતાં છેવટમાં ઉગરતું અવિનાશી પદ તે અમો એકલાજ રહીએ છીએ, એ હકીકત હવેથી તમને સમજાવીશ.

**कोटी अनंत कल्प छेवटही, समटु सकल सबेही ।**
**रहे नहि कोउ तंत तरणभर, समता पीछे तबेही ।। (१२१)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે, અનંત કરોડ કલ્પનો અંત આવતાં છેવટે સમસ્ત જગતને સમેટી મારી અંતરવૃત્તિમાં લીન કરી દઉ છું, ત્યાર પછી કોઈપણ તત્વ તરણાં જેટલું પણ રહી શકતું નથી.

**पंचदेह परलाय जदीपसे, गुण गण करत समेती ।**
**पुम परधान समेत न उगरीत, अंकीत अमर सहेती ।। (१२२)**

કર્તા કૈવલનાં સંકલ્પનો વેગ સમતા વ્યષ્ટિ સમષ્ટિનાં પાંચે દેહ નાશ પામે છે ત્યારે ગુણ ગણ આદ્યશકિત અને આદિ પુરુષ નિરંજન સહિત કોઈપણ બચી શકતાં નથી, જે ગતઆકાશ હેત રાખીને ઘટોઘટમાં શબ્દોરૂપે નિવાસ કરીને રહેલું છે, તેની નકકી કરેલી મુદત પુરી થતાં તે પણ લય પામી જાય છે.

**जबते उत ईत कुण रहेतब, नाम रुप गुण जाते ।**
**नाम रुप गुण मीले प्रकृतमें, प्रकृति मीली ईच्छाते ।। (१२३)**

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે આ બાજુથી લઈ તે બાજુના ચૌદ લોક પર્યંત નામ, રૂપ અને ગુણવાળા ઘાટોનો અંત આવી જાય છે, ત્યારે દ્રવ્યરૂપ તત્વોનો લય ગુણ ગણમાં

થાય છે. અને ગુણ ગણનો લય પ્રકૃતિમાં થાય છે. ત્યારે પ્રકૃતિનો અવધિકાળ આવતા ઇચ્છામાં જઈને સમાય જાય છે.

**ईच्छा मीली फरी मोई संकल्प में, जाते जात सजाते ।**
**जब तो अंश रहे उबरीतके, ते क्यौं मीले विजाते ।। (१२४)**

આવી જ રીતે એક પછી એક જેમાંથી ઉત્પન્ન થયેલા તત્વો તેમાં મળીને ભળી જતાં સર્વે તત્વોના કારણ રૂપ ઇચ્છા વૃતિ રહે છે. તે ઇચ્છાવૃત્તિ નિજકર્તાના સંકલ્પમાં સમી જાય છે, તે ઇચ્છા સંકલ્પમાંથી ઉપજેલી હોય, સંકલ્પમાંજ લય થઇ જાય છે, ત્યારે નિજકર્તાનો અંશ સર્વ તત્વોથી નિરાળો થઇ પોતાના નિજ સ્વરૂપે રહે છે.

**प्रथम आद्यसे मोई संकल्पसे, ईच्छा हवीत सहीरु ।**
**जीनते भये पुरुष प्रकृती तन, जगकी आद्य जे हीरु ।। (१२५)**

પ્રથમ સકર્તાપતિને શુદ્ધ સંકલ્પ થયો. તે અંતર બાહ્ય હેતુના ભાવ પ્રમાણે ઇચ્છાવૃત્તિ ઉત્પન્ન થઇ, તે ઇચ્છાવૃત્તિમાંથી આદિ પુરુષ નિરંજન થયાં, અને નિરંજનમાંથી આદ્યશક્તિ ઉત્પન્ન થયાં છે.

**सुक्ष्म स्थुल अचर चर उपजित, शक्ति पुरुषते सोई ।**
**अणुनी आद्य ईडज अजभव ल्यौं, आई गये सब कोइ ।। (१२६)**

આદિ પુરુષ નિરંજન અને આદ્ય શક્તિનાં સંયોગથી બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વર ઉત્પન્ન થયેલા છે, એ ત્રણે દેવોથી દાનવ અને માનવ સુક્ષ્મ, સ્થુલ, કારણ આદિ શરીરોવાળા સ્થાવર અને જંગમ અણુંરાણું સહિત મહીમંડ ઇંડનો પસારો થયેલો છે.

**अेसेही लक्ष चोरासीनके तन, तंते तंत सफुरे ।**
**जेटली मतलब हुत हमनकु, करीत सकल परीपुरे ।। (१२७)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," એજ પ્રકારે ચોરાસીલાખ તનુઓની રચના કરેલી તે નરમાદાના તનુઓના સ્પર્શથી સર્વ ઘાટોની વૃદ્ધિનો વિસ્તાર થયેલો છે, જેટલી મતલબ પસારો કરવાની હતી, તેજ પ્રમાણે પોતાની દ્રષ્ટિ પહોંચે ત્યાં સુધી પરિપુર્ણ પસારો કરેલો છે.

**यांहां ल्यौं सउ संकल्पे सफुरीत, जेही हमसे उपजेहु।**
**तबते सकल मीलाइत जीनमें, कहीत सजात तबेहु ।। (१२८)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," જ્યાં લગી જગતનો પસારો થયેલો છે, તે સર્વે મારા શુદ્ધ સંકલ્પની સ્ફુરણાથી જ થયેલો છે, અમારી ઇચ્છાવૃત્તિથી તત્વો ઉપજાવીને ક્રિયાવૃત્તિ દ્વારા ઓછાવત્તા ભાગ મેળવીને વિધવિધ પ્રકારના ઘાટોની રચના કરી તે સર્વે ઘાટોની અંદર અમારી અંતરવૃત્તિનો સજાતિય અંશ વસાવેલો છે, જ્યારે વિશ્વનો અંત આવે છે, ત્યારે જે તત્વો જેમાંથી ઉત્પન્ન થયા હોય તે તેમાં મળી જાય છે, પરંતુ અમારો સ્વજાતિય અંશ કોઇ પણ તત્વમાં મળ્યા સિવાય એકલો જ રહે છે.

**सकल उपाघि मलीत उपजितमें, हवीत अद्रष्ट अरूपी ।**
**संकल्प सहीत अंश जब भवीतव, आव्रण रहीत अनुपी ।। (१२९)**

"પરમ સકર્તાપતિ કહે છે કે," અનંત બ્રહ્માંડોની આદ્ય અસંખ્ય લોકની વિશ્વ રચનાનું કાર્ય મારા શુદ્ધ સંકલ્પરૂપ કારણમાંથી ઉત્પન્ન થયેલું છે. જ્યારે સંકલ્પવૃત્તિનો વેગ સમી જાય છે, ત્યારે આ દશ્ય જગતની સઘળી ઉપાધી મારા અરૂપી સંકલ્પમાં સમાય જાય છે.,એ અરૂપ સંકલ્પ સર્વ ઉપાધિના કારણ રૂપ હોય, તેને અત્યાર સુધી કોઈ જોઈ કે જાણી શકયું નથી, તે સંકલ્પની પાર ઉગરતો મારો અંશ તત્વ ઉપાધિના આવરણ સિવાયનો મારો સ્વજાતિય હોય મને જ મળી શકે છે.

**हुवे सजात सबेत हमनकी, संकल्प करीत समाहुं ।**
**उग्र द्रष्ट अब जोईत अंश मोई, कुन रहे जब ताहु ।। (१३०)**

"નિજકેવલપતિ કૃપાનિધિને કહે છે કે હે પરમ વિશેષ અંશ બાહ્ય દ્રષ્ટિનું ઉપાધિવાળું સમસ્ત જગત મારા સંકલ્પમાં સમી જાય છે. ત્યારે સામાન્ય, વિશેષ સર્વે અંશો અંતરવૃત્તિના હોય, સંકલ્પ સહીત મારી અંતરવૃત્તિમાં સમાવી લઉ છું, ત્યારે મારી પાસે બીજુ કોઈ રહી શકતું નથી, તે તારી ઉગ્ર અનુભવની દ્રષ્ટિથી નિહાળીને જો.

**निरसत सुन्य रहे नीरमालीक, नरवे वै नरजीवुं ।**
**आन्य अवेव रहीत विनु वितके, रहेवत सदा सदीवुं ।। (१३१)**

"નિજકર્તા કેવલ કહે છે કે," મારા સંકલ્પને સમાવી મહાશુન્યના વિષે એકલમલ સ્વરૂપે અદ્વૈત રહું છું. તે શુન્ય નિર્સત્વ, નિર્માલ્ય, ચૈતન શક્તિ વિનાનું અક્રિય અને અભોક્તા છે. તે દ્રશ્ય રૂપ રહીત હોવાથી તેને અવધિકાળ પણ લાગતો નથી, એવું જે અનંત આકાશ સદોદિત અમારી પાસે રહે છે.

**अति अमथो अवीकास अमीतवीन, वास्तवीक नहि सवेतु ।**
**फोगट फरक फेलास जासके, जीमे न हेत कहेतुं ।।(१३२)**

જે મહા આકાશ છે તે અમસ્તે અમસ્તુ હોય, અમી વિનાનું અજાણ જડવત રહેલું છે. તે વિકાસની ગતિ વિનાનું પાર ન પામી શકાય એવું અપાર પસરેલું છે. તે સદાના માટે ભાવ-અભાવ વિનાનું હોય તે અમારી સાનિધ્યમાં રહેલું છે.

**एही वरथा मोई वदीत वीनाकीत, जेही सुनवादी सराये ।**
**मोही वेत विनु ज्ञान गंडुरके, संसे करन पराये ।। (१३३)**

ઉપર જે શુન્યનું વર્ણન કરી જણાવ્યું તે શુન્યના જેવું જ બ્રહ્મ હોય તે કોઇ પણ ઐશ્વર્યતા, સંકલ્પ કે ઇચ્છા વિનાનું અક્રિય અને અચેત છે છતાં વેદ મતનાં આચાર્યો ગાંડાની જેમ ભાન વિનાના એ નિરસત્વ બ્રહ્મની પ્રશંસા કરીને સંસારના જીવોને ભ્રાન્તિમાં નાંખી દીધા છે.

**सुन अवेव करीत नीरवारन, जामे कछु न काई ।**

**शब्द सुनके तीत रहनके, तीनके कीये बरनाइ ।। (१३४)**

શુન્ય અને બ્રહ્મ એ સક્રિય ગતિ સિવાયના હોવાથી સર્જન કે વિસર્જન કાંઇ પણ કરી શકતા નથી. વળી જે બ્રહ્મનાદ કહેવાય છે, તે શબ્દ પણ શુન્ય અને બ્રહ્મથી ન્યારો હોય બ્રહ્મ કે શુન્યમાંથી ઉત્પન્ન થયેલો નથી, છતાં મિથ્યા બ્રહ્મજ્ઞાનનો દાવો રાખનાર તે બ્રહ્મનાદનું વર્ણન કરી જીવોને ભરમાવે છે, કે તેની પ્રાર્થના, ઉપાસના કરવાથી બ્રહ્મરૂપ થવાય છે.

**सुनवादीनके सुसक ज्ञानकु, मेटीक दीये मीथ्याई ।**

**समज बीना सरजन मोइ गतिया, अनरथ कीये वीसताइ ।। (१३५)**

શુન્યવાદી અને બ્રહ્મવાદીઓનું વર્ણન વૃથા છે. જેમાં કોઈ પણ અર્થની પ્રાપ્તિનો હેતુ નથી. જે સર્જનહારની અપાર સક્રિયગતિ છે. છતાં તે લેશમાત્ર સમજી શકયા નથી જેમાં સાર કે હિત જેવું કાંઇ જ નથી એવા અનર્થથી ભરેલા મિથ્યા જ્ઞાનને મટાડી જડ ઉપદેશને અટકાવી દઈ સકર્તા સિદ્ધાંતને સ્થાપી જગતમાં જાહેર કરવો એ યોગ્ય અને પરમ હિતકારી છે.

**ब्रह्मज्ञान सहीतम समतुलक, भुलीक उभे मोयनकु ।**

**अेही सरभर कोई नहि भुलभव, छेवट कीये तोयनकु ।। (१३६)**

"કરૂણેશપતિ કહે છે કે", હે પરમ વિશેષ અંશ ! નિર્ગુણ બ્રહ્મ અને શુન્યને માનવાવાળા એ બંને સરખે સરખા હોય, અમને સકર્તાને ત્યજી દઈને તે બન્ને પક્ષવાદી અમારાથી વિમુખ રહ્યા છે, સંસારમાં એમના બરાબર બીજી એકપણ ભુલ નથી. અમે તમને જે છેક છેવટનું કહેવાનું હતું તે કહી દીધું છે.

**अबके रहननकी बाबज तुज, कहुं हुं हवे जेहंनकी ।**

**आगे कीये डरपकी हंमकु, सुणले कहु तेहनकी ।। (१३७)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "અમે એકલા રહીયે છીએ તે ગતિની હકીકત હવે જણાવું છું. હે પરમ વિશેષ અંશ ! આગળ તમે પ્રશ્ન પુછયો હતો કે જ્યારે તમે એકલાજ રહો છો ! ત્યારે તમને કોઈ પ્રકારનો ડર લાગે છે કે કેમ ? તેનો ઉત્તર આપું છું. તે તમે સાવધ થઇને સાંભળો !

**अंधाधुंध हवीत अनसुजित, अति अघोर अभावुं ।**
**दिव्य द्रष्ट मोइ सुज सदोदीत, ता मही तदीप रहावुं ।। (१३८)**

"કરૂણેશપતિ કહે છે કે," મહા પ્રલયના અંતે જ્યારે સઘળા તત્વોનો લય થઇ જાય છે ત્યારે સર્વત્ર એક ખગાકાર શુન્ય અંધાધુંધ એટલે ઘોર અંધકાર મય રહે છે, અને તેમાં કશું જ નજરે પડતું નથી એવા એ ઘણા જ ભયંકર અને કોઈ પણ જાતનાં ભાવાભાવ વગરનાં ખગાકાર શુન્યમાં તેના વિષે હું મારી દિવ્ય યાને મહા તેજસ્વી દ્રષ્ટિએ સદા, સર્વદા અખંડ અતિ ઉજાગ્રતપણે રહું છું.

**संकल्प अंश मीले जब मुजमे, मीलता होई गये हंमही ।**
**आगळ कीये द्रष्टांत पंचजे, जीनमे सकल सुगमही ।। (१३९)**

"નિજ કૈવલપતિ કહે છે કે," જ્યારે મારા સંકલ્પ સહીત મારા સ્વજાતિ અંશ મારામાં મળી જાય છે ત્યારે તે મારી સાથે મળી જતાં મારામાં એકરૂપ થઈ જાય છે, કહેવાનો તાત્પર્ય એ છે કે, જે વખતે ત્યાં મારા અંશ સર્વે મારામાં સમાતાં બીજુ કંઈ પણ રહેવા પામતું નથી, એના ખુલાસામાં પાંચ દ્રષ્ટાંતો કહી બતાવ્યા છે, એ દ્રષ્ટાંતોમાં તેની સઘળી હકીકત અમે તમને જણાવી ગયા છીએ.

**पवन तोय सुपनन जन जाग्रत, ओर अमर अवीकासा ।**
**तुरीया सहीत अंत एकलके, कुन रहत कोउ पासा ।। (१४०)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," પવન, પાણી, સ્વપ્નાની પ્રજાનો પિતા, આકાશ તથા તુરીયા અવસ્થા અને અંતમાં એકલા રહેવાનું એ વિષેના પાંચ દ્રષ્ટાંતો વિચારી જોતાં,

તમારા સંશયનું નિવારણ થઈ જશે, એ બધા છેવટે એકલા જ હોય, ત્યારે કોણ તેની પાસે રહે છે ?

**तेही परकार सकलके अंतु, हंम रहे अेक अचंता ।**
**उबरे कुन मोई डरप तेहुनके, नरभे रहुं नचंता ।। (१४१)**

"પરમ સકર્તા પતિ કહે છે કે," તેવી જ રીતે સર્વ નાશના અંતે કાર્ય કારણની ઉપાધિથી રહીત અમે એકલા જ રહીયે છીએ. અમારા સિવાય બીજી કોઈ વસ્તુ ઉગરતી જ નથી. તો પછી ડર કે ભય તો હોય જ કયાંથી ? જેથી અમે ચિંતા રહિત નિર્ભયપણે રહીયે છીએ.

**ओर सव्हांण करनकी कही तुज, जबमे हवुं निरवाणी ।**
**तुजकु तुरी लगे तेही तनमें, तांहां कुन चहे सव्हाणी ।। (१४२)**

"પરમ પુરુષ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! તમે મને પ્રશ્ન પુછયો હતો કે બીજા કોઈને સંગમાં કે સાથે કેમ રાખતા નથી? તો તેનો ઉતર સાંભળો! જ્યારે હું સૃષ્ટિના સર્જન પહેલા અને અંત પછી સંકલ્પ સિવાય અદ્વૈત સ્વરૂપે નિજાનંદની સ્થિતિમાં એકલો જ મસ્ત રહુ છું, ત્યાં બીજુ કોણ હોઈ શકે ? જેવી રીતે તમારા આ સદેહે તુરીયાના ઘરમાં સ્થિર થઈને નિજ સ્વરૂપની સ્થિતિએ થાવ છો, ત્યાં તમારી સાથે બીજો કોણ રહી શકે છે ?

**ओर सव्हांण डरप अंतसकु, ते तो नही हमासु ।**
**अंत रहु अेकल अनुचंतीक, जदपी लगे कीन कासु ।। (१४३)**

"નિજસકર્તાપતિ કહે છે કે," બીજાનો સહેવાસ કે ડર અંતસકરણને લાગી શકે છે, પરંતુ મારે તો અંતસકરણ આદી કોઈ તત્વ છે જ નહી, હું તો મારી અંતરદશામાં સંકલ્પનાં અંતે અદ્વૈત રહું છું, જેથી મને કોઇ ચિંતન પણ થતું નથી. તો પછી હું સહેવાસ પણ કોનો કરું ? અને ડર પણ કોનો લાગી શકે ?

**अति अथाह थाह विनुं अपरम, मेरे सरुप नीदानुं ।**
**या विषके अविगत गत हमही, कुन करत अवीलानुं ।। (१४४)**

"સ્વામિ સરજનહાર કહે છે કે," મારું નિજ સ્વરૂપ અથાહ, અપાર અને અમાપ ગતિવાળું હોય, કોઇ પણ પાર પામી શકે તેમ નથી, એવું નિશ્ચલ, નિરાલંબ, અવિગત હોવાથી વાણી દ્વારા વ્યકત કરીને કોણ કહી શકે એમ છે ? એવું અમારું શાશ્વત સત્ય-નિત્ય સ્વરૂપ હોય, એ સ્થિતિની દશામાં કોણ અવલોકન કરી શકે તેમ છે ?

**तबत्ये लोक सकल मोइ अजणीत, जाहीं तांही रहे फसाई ।**
**तुजकु कीये नीदान मेरे तन, तांहां कोउ कीनुं पोचाइ ।।(१४५)**

"કરૂણેશ પતિ કહે છે કે," તેથી જ સંસારના સઘળા જીવો મારાથી અજાણ્યા રહ્યા છે, અને જ્યાં ત્યાં શુન્ય મતવાદીઓ અને બ્રહ્મ મતવાદીઓના કહેણમાં ફસાઈ ગયા છે, એટલે કે સત્ય જ્ઞાનથી વિખુટા પડયા છે. જેથી મારું નિદાન યાને નિર્ણયાત્મક મારું સત્ય સ્વરૂપ, હે પરમ વિશેષ ! મેં તમને જણાવ્યું; તે મારા નિજધામમાં કોણ કોને પહોંચાડી શકે તેમ છે ?

**यागतसे मोइ रहु अेकल अत, कोइ काळे जग सरजु ।**
**थोरेक दीन तीनु करुं हुलावण, रही थीरके थीर धरजु ।। (१४६)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," મારી એવા પ્રકારની અલૌકિક અકળગતિમાં હંમેશા એકલો જ રહું છું, તેમજ કોઈક સમયે આ વિશ્વની રચના કરું છું ત્યારે મારા સજાતિય અંશોને થોડાક દિવસ એટલે એક કલ્પ સુધી ઉમંગભર આનંદ કરાવું છું, વળી કલ્પના અંતે વિસર્જન કરીને મારી બાહ્યવૃત્તિને અંતરવૃતિમાં લીન કરી દઉ છું, જેથી મારી તેની તેજ સ્થિતિએ તેવોને તેવો એક સરખી દશામાં સ્વરૂપાકારે નિજાનંદ આનંદના અનુભવમાં રહું છું.

**तेही पुछन परसनके तुजकुं, दीये जबाप सबेइ ।**
**अब बोहरु पुछनकी तुजकु, उपजे नही कबेइ ।। (१४७)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારા પુછેલા પ્રશ્નનો ન્યાય પુર્વક અતિ યોગ્ય ઉત્તર આપ્યો, હવે ફરીથી કોઇ પણ પ્રશ્ન પુછવાની તમારા અંતરમાં ઇચ્છા થશે નહી.

**अब तेरे मेरे समवादीक, हवीत सकळ समपुरा ।**

**अति भाषण मोइ कीये अकेहेरन, जाहेर जकत कुवेरा ।। (१४८)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," હે સત્ શ્રીમંત કુવેર !હવે તારો અને મારો પરસ્પરનો સંવાદ બધો સંપૂર્ણ યાને પુર્ણ થયો છે. અને મેં તમને જે કહેવાનું હતું તે હદ-બેહદની પારનું સઘળું કહી દીધું છે. એટલે કે મેં તે વિષે ઘણું સંભાષણ એટલે તું કોણ અને કર્તા કોણ ? એ વિષેનું વિસ્તારપૂર્વક વર્ણન કરી જણાવ્યું છે. આ જગતનાં ભ્રમમાં ભુલા પડેલા અજ્ઞાની જીવોને જાહેર જણાવવા આ હકીકત તમને કહી છે.

**ઇતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે ભે અસવ્હાણ રહીત એકલકો**

**દશમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૧૧

**...અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે આપને શ્રમ પરિહારકો એકાદશ સિદ્ધાંત નિર્ણય...**

શ્રી કરૂણેશ ઉવાચ......

**कोटी कोटी कल्पंत गये पण, कोई नहि बुजे हमनकु ।**

**में पण दीये नहि परिउतर, जेही विधसे कही तमनकु ।। (१)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," હે મારા પરમ વિશેષ અંશ !કરોડો કરોડો કલ્પ અત્યાર સુધીમાં વિતિ ગયાં, પણ અમોને યથાર્થ જાણીને કોઇ ઓળખી શકયું નથી. જેવી રીતે તમારા પુછેલાં પ્રશ્નનો મેં જવાબ આપ્યો તેવી જ રીતે આજ દિન સુધી કોઈને ઉત્તર આપ્યો નથી.

**परम अंश तुम हुते हमनके, सबकी आद्य उपाये ।**

**तबत्ये लघु पाटवी सबके, बोहरू अंश फटवाये ।। (२)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! સમસ્ત જગતની રચના પહેલાં અને સર્વ અંશોની આદ્ય પ્રથમ તમને ઉત્પન્ન કરેલાં છે. જેથી તમે પાટવી પુત્ર હોય બીજાં સર્વે વિશેષ અને સામાન્ય અંશો ફટવાયા એટલે નાના છે. (જેવી રીતે રાજાને પ્રથમ પુત્ર થાય છે તે રાજગાદીનો હકદાર અને વારસદાર બંને છે. અને બીજાં પુત્રો રાજસત્તાના અધિકારી થઈ શકતાં નથી.)

**जबत्ये तोइ लहे अेक मुजकु, परम अंश तेही माटे ।**

**ओर सकल मोइ अंश खरे पण, अल्पज्ञ गति अटाटे ।। (३)**

"પરમ સકર્તાપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! તું મહાદ ગતિનો પરમ વિભૂતીવાન અતિ ઉજાગ્રત હોવાથી મને જાણે છે, અને મારી સાથે અનુસ્યુત એટલે એકમેક રહે છે. તારા સિવાય બીજાં અંશો મારા સજાતિય ખરા પણ, તેમની ગતિ મતિ અલ્પ હોય, માયાના પદાર્થોમાં હેરાઈ જવાથી મને જાણી કે ઓળખી શકયા નથી.

**तेही अल्पज्ञ बुज सके क्यौं, हमकु अति अकळीतके ।**

**जबत्ये सकल अंश विलमै गये, उपासक जीत तीतके ।। (४)**

આ સંસારનાં સઘળાં જીવો અલ્પજ્ઞ ગતિમતિવાળા હોવાથી અમારી અકળગતિનાં સર્વજ્ઞ સુજાણ જાણવાળા સત્ય નિત્ય સ્વરૂપને જાણી શકયાં નથી, તે કારણને લઈ ભવભરના ઇષ્ટોની ઉપાસનાઓમાં જ્યાં ને ત્યાં ફસાય ગયાં છે.

**तेहीत्ये आद्य थकी अबलग ल्यौं, कोइ नहि लहे हमनकु ।**

**अंधाधंध हम विना चलीत भव, देख पठाये तमनकु ।। (५)**

"સકર્તાપતિ કહે છે કે," જગત રચાયું ત્યારથી અત્યાર સુધી આ વિશ્વમાં અમને કોઈ જાણી શકયું નથી, અજ્ઞાનરૂપી ઘોર અંધકારમાં આપનપુ અને પતિપદને મળવાના સત્યમાર્ગની સુજ વિના જીવમાત્ર જડ ઉપાસનાઓમાં આજ દિન સુધી અટવાય ગયાં છે. તે જગતનાં જીવોને ઘોર અજ્ઞાનરૂપી અંધકારમાંથી જાગ્રત કરવા "હે પરમ વિશેષ અંશ", અમે તમને મોકલીયે છીએ, જેથી તમે નિજ જ્ઞાન લક્ષનાં નેત્રો આપી તે જગતનાં જીવોને દેખતાં કરો એવી રીતે દેખતાં થશે, તો "અમે કોણ અને અમારા સજાતિ કર્તા કોણ"? એ યથાર્થ જોઇને જાણી શકશે.

**जेही जेही अंश विशेष आईत भव, मोहोरखी रखे सबेई ।**
**जीवके थपे उखारी शके नहिं, मोइ कुन लहे तबेई ।। (६)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "આ ભવની અંદર વિશેષગતિનાં અંશો જે જે અવતાર લઈને આવ્યાં. તેમની સ્થાપનાઓ કરીને સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યોએ આ જગતકર્તા છે, એવું સંસારનાં સઘળાં જીવોને દ્રઢ કરાવ્યું છે, ઉપદેશ કરનાર આચાર્યો અને જગતનાં જનો સત્ય જ્ઞાનનાં અભાવે આ નિજકર્તા નથી, એવી સાચી સમજ વિના નકલી કર્તાઓનું ઉત્થાપન કરી, અમને જાણીને કોઇ જણાવી શકયાં નથી.

**तबमें लही ततवीर तोयनकी, अति करडाई कहनकी ।**
**अे कोईनी नहि रखे मोहोरखी, जिनुं गति मोई लहनकी ।। (७)**

કરૂણેશ પતિએ પોતાના પ્રથમ પાટવી પરમવિશેષ અંશ સર્વજ્ઞ જ્ઞાન ગતિનાં અધિકારી ઉગ્ર અનુભવી જોઇને વિશ્વાસ આવ્યો કે, ભવભરના જીવોને મારા સકર્તાપદનો જ્ઞાન લક્ષનો સંદેશો પહોંચાડવા મોકલીશ તો કોઇ પક્ષની શરમ રાખ્યાં સિવાય અદલ ઇન્સાફથી જેમ છે તેમ સાચું સમજાવશે. તે અતિ કરડાઈવાળો અને મારી અખંડ એકતામાં રહેવાવાળો હોવાથી તેની પરમ વિભૂતિઓ વડે પ્રકાશ પાડી સર્વને જાગૃત કરશે, અને અમારૂં અલૌકિક ગુપ્ત જ્ઞાન પ્રગટ કરીને જાહેર જગતમાં જણાવશે. ત્યારે કેટલાંક આરતવાન અંશો અમને ઓળખી શકશે.

**हमकु लहीत आद्यके जबही, तेही उर हुसे जो ध्यानु ।**
**तो भवकी जेही ब्रह्म उपासन, करे न कोइ अवीलानुं ।। (८)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," આ ભવભરનાં સામાન્ય કે વિશેષ સર્વ અંશો સહિત અનંત લોકની આદ્ય તમામને ઉત્પન્ન કરવાવાળા અમે છીએ એવું જ્યારે પ્રથમથી જ અમને જાણીને ઓળખી શકયાં હોતતો તેમનાં હૃદયમાં અહોનિશ અમારું દયાન ધરીને અમારા અવિનાશી પદનું અવલોકન કરી શકત, અને ભવભરની ભરમીત ઉપાસનામાં પડત નહિ.

**तीनकु डरप कछु नहि लागीत, भ्रम उछेद करनके ।**
**ज्यौ त्ये सींघ साळके जुथसे, ते क्यौं भगे मरनसे ।। (९)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," અમારા અતિ ઉગ્ર અલૌકિક સકર્તા પદના જ્ઞાનનાં સંપુર્ણ અધિકારી અમારા પરમ વિશેષ અંશ ! એ કરડાઈવાળા જ્ઞાનનાં પ્રતાપથી સિંહ ગર્જનાનો ટહંકાર કરી, ભવભરના કરમ ભરમને ઉત્થાપી, સકર્તા પદનું સ્થાપન કરી બતાવશે, જેમ કેસરી સિંહ શિયાળનાં ટોળાને જોઇ મરણની બીકથી ડરતો નથી. એવી રીતે કૈવલ જ્ઞાનનાં ચકવે પતિ પરમ વિશેષ અંશ નિર્ભયપણે નિજપતિપદનાં જ્ઞાનનો પ્રચંડ ધ્વનિ સિંહના સમાન ગર્જના કરતા જ રહે છે, તે સાંભળીને સગુણ નિર્ગુણનાં મતવાદીઓ શિયાળનાં ટોળાની જેમ ભય પામીને દુર ભાગી જશે. અને ધિરજ પણ ધરી શકશે નહિ.

**तबत्ये सकळ उपासन भवकी, मोई विनके सब जेती ।**
**जबत्ये पठवुं एही अंशकु, घरघर सकळ हनेती ।। (१०)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! ભવભરમાં જેટલી ઉપાસનાઓ છે, તે સર્વે સિર્ગુણ નિર્ગુણના ઉપદેશકોએ સંસારના સર્વ જીવોને દ્રઢ કરાવી છે, તે કારણને લઈ કોઈપણ જીવ અમને ઓળખી શકયો નથી, માટે તમને પૃથ્વી ઉપર મોકલું છું, જેથી

સત્ય જ્ઞાનનાં શસ્ત્ર વડે ઘેર ઘેર થયેલા જુઠ પ્રપંચને હણી લઈ, પાખંડને સફાચટ કરી નાંખજે, અને મારા દિવ્યજ્ઞાનનો પ્રકાશ પાડી, અમારા સનાતન પદને ઓળખાવજે.

**या विधकी मोइ करी नरणीत निज, तोइ खनाये खलकमें ।**
**तबत्ये तेरी तमाच देखन हम, भासेहु तोई तनकमे ।। (११)**

"કૈવલપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ !આ પ્રમાણે અમે -પોતે નિશ્ચય કરીને તમને ખલકમાં મોકલીએ છીએ. અમારા પરમ પ્રતાપથી અમે અમારી અગાધ જ્ઞાન ગતિ તમને બક્ષી છે, તે ઉગ્ર અનુભવની વાણીનાં શબ્દનો તમાચ મારીને સઘળાં જીવોનાં અંતર-માંથી વિજાતિય ઇષ્ટોની ઉપાસનાને ઉખેડી તોડી ફોડીને ફના કરી નાંખજે, અને નિર્મળ થયેલાં જીવોને દિવ્ય દૃષ્ટિ આપી મારો સાક્ષાત્કાર કરાવજે.

**हमके भास करीत भासण तुज, तोइ मुज गने सचेहु ।**
**जबत्ये सहीत मोय तोयनमे, सवाँग सोत रचेहु ।। (१२)**

"નિજ પરમપતિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! અમારા અપાર અનુભવનો પ્રકાશ તમારા ઉપર પાડીશું, તે પ્રકાશનાં પ્રતાપથી તમે અતિ અદ્દભુત વાણીનો ઉચ્ચાર કરી શકશો, તે દિવ્ય વાણીનાં ઉચ્ચારથી જગતનાં જનો અમને જાણશે, આવી રીતે તમને સાચા જાણીને મેં આજ્ઞા કરી છે, એ આજ્ઞા અનુસાર મને સાથે રાખીને અમારા કર્તાપદનું જ્ઞાન જગતમાં જાહેર કરશો ત્યારે મારી સર્વ વિભુતિઓ તમારા અંતરમાં આવીને વસશે, જેથી તમે સર્વાંગે સચેતન થઈને મારી સળંગ સુત્ર ગતિની એકતામાં રહીને સમસ્ત લોકને ચેતાવી શકશો.

**करीत विचार अंश मोई अबही, जेही जेही कीये हमेही ।**
**छाया मे क्या हवीत सकारन, आये विना सदेही ।। (१३)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," હે મારા સમર્થ અંશ ! જે જે અલૌકિક વચનો કહ્યાં છે તે પરમપદની પ્રાપ્તિનાં જ્ઞાનથી ભરેલાં હોય, હવે તમે તેનો વિચાર કરીને જુઓ, આવી

રીતે વિવેક દષ્ટિએ નિર્ણય કરશો તો જરૂરથી જણાશે કે છાયામાંથી કશું જ લેવાનું નથી. જ્યાં સુધી અમે સદેહે એટલે અમારા નિજ સ્વરૂપે તમારામાં આવીને ના વસીયે, ત્યાં સુધી જગતનાં જીવોને અમારું નિજપદ પ્રાપ્ત કરાવવાનો જે હેતુ છે તે પુર્ણ થશે નહિં.

**तेही सदेही सुध प्रतिबींबक, तेही हमके सम होई ।**
**ज्यौं चसमे प्रतिबींब रवीत्ये, अगनसे तिमीर भगोई ।। (१४)**

"કૃપાનીધિને કરૂણેશ પતિ કહે છે કે, "જેમ સુર્યની અંતર દષ્ટિનાં કિરણોનું પ્રતિબિંબ આંખના ચશ્માનાં કાચ ઉપર પડે છે, તેમાંથી અગ્નિ પ્રગટ થતો હોય, તે અગ્નિનાં પ્રકાશથી અંધકારનો નાશ થાય છે. એવી જ રીતે મારા અંતરનાં સજાણ જાણ સ્વરૂપનો અતિ નિર્મળ ભાસ મારા સમાન હોય, તમારી દિવ્ય દષ્ટિએ ધારણ કરેલાં નિજ-લક્ષના ચશ્માની ઉપર પડતાં અમાપ અનુભવની અગ્નિ પ્રગટ થશે, તે અનુભવ અગ્નિનાં પરમ પ્રકાશથી ભવભરમાંથી સર્વ જીવોનાં અજ્ઞાન રૂપી અતિ અંધકારનો નાશ થઇ જશે.

**तेतने भरमे आवीत तोईमे, हरदे प्रकाश करनकु ।**
**तो सारे आवन तोई कुन कज, कामही काज सरनकु ।। (१५)**

"સકર્તાપતિ કૃપાનીધિને કહે છે કે," તમારા અતિ નિર્મળ શુદ્ધ શરીરમાં મારા અંતર સ્વરૂપનું પ્રતિબિંબ આવીને તમારા હ્રદયમાં પુર્ણ પ્રકાશ કરશે. તે મારા પ્રતિબિંબનાં પ્રકાશથી વિશ્વભરમાં સત્ય જ્ઞાનનો ફેલાવો કરી, સર્વ જીવોનાં અજ્ઞાનને મટાડી, જાગ્રત કરીને અમારા કર્તાપદનાં જાણકાર કરી શકશો, અમારા પ્રતિબિંબનાં પ્રકાશથી સર્વ જીવોનું પરમ કલ્યાણ પુર્ણ થઈ શકે તેમ છે, તો પછી અમારે પોતે આવીને તમારા હ્રદયમાં વસવાનું શું પ્રયોજન છે ?

**ज्यौ साहरके नीर अपरमीत, चीडीया चंच भरेहु ।**
**तीनकु काम हुते तरपतके, साहेर काव करेहु ।। (१६)**

"પરમ સકર્તાપતિ કહે છે કે," મીઠો મહેરામણ સમુદ્ર પાર ન પામી શકાય એવો અપાર છે, અને પક્ષીઓને તો માત્ર તરસ મટે અને તૃપ્તિ થાય, એટલાં જ પાણીની જરૂર છે, તો પછી આખા સમુદ્રના પાણીનું પક્ષીઓને શું કામ છે ?

**ओर पारस रतीभरसे जीनकु, कंचन कारज सरही ।**
**जो था काम हवीत परीपुरन, परवतकु कया करही ।। (१७)**

"કરૂણેશ પતિ કહે છે કે," કોઇ મનુષ્ય જીંદગી ભરના આર્થિક સુખની ઇચ્છા રાખનારને એક રતિ ભાર પારસમણી મળતાં, લોખંડ સાથે સ્પર્શ કરીને જેટલું સોનુ બનાવવું હોય, તેટલું બની શકે છે, અને મનની સઘળી ઇચ્છાઓ પુર્ણ થાય છે, તો પછી પારસમણીના પર્વતની શું જરૂર છે ?

**जड द्दष्टांत पताये तुजकु, में चैतन अविरलही ।**
**निज घर थकी अनंत करीत कज, सुरत्ये हवे सफळही ।। (१८)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! આતો જડ દ્દષ્ટાંત આપીને તમારું સમાધાન કર્યુ, પરંતુ અમે તો અખંડ અવિરલ ગતિવાળા અતિ શુદ્ધ ચૈતન સર્વજ્ઞ સજ્ઞાણ જાણ સ્વરૂપે અનેક વિભુતિઓને ધારણ કરવાવાળા સંપુર્ણ ગતિના પરમ પુરૂષ છીએ, અમારા નિજપદમાં સ્થિર રહીને અમારી અલૌકિક દિવ્ય બાહ્ય દ્દષ્ટિ દ્વારા અકળ વિભુતિઓ વડે જે જે અંશોએ અમારી ઉપાસનાનો જેટલો અધિકાર પ્રાપ્ત કર્યો હોય, તે પ્રમાણે સર્વ જીવોનું કાર્ય સિદ્ધ કરીએ છીએ.

**तबत्ये मेरे आवन गवनकी, हवीत नही कोइ काळे ।**
**सरजु सकल सुध संकल्पसे, पोखहुद्रष्ट निहाळे ।। (१९)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," કોઇપણ જીવનું કલ્યાણ કરવા આ ભવમાં કોઇ પણ સમયે અમે પોતે આવતાં જ નથી તો જવાનો સવાલ ઉભો થાય જ કયાંથી ? મારા સ્વધામમાં રહી શુદ્ધ સંકલ્પ કરીને સમસ્ત વિશ્વને સરજું છું, અને બાહ્ય અલૌકિક દિવ્ય દ્દષ્ટિએ સર્વને નિહાળી, પ્રત્યેક તનુધારી જીવોને જીવન પોખું છું.

"પરમ સકર્તાપતિ કહે છે કે," મીઠો મહેરામણ સમુદ્ર પાર ન પામી શકાય એવો અપાર છે, અને પક્ષીઓને તો માત્ર તરસ મટે અને તૃપ્તિ થાય, એટલાં જ પાણીની જરૂર છે, તો પછી આખા સમુદ્રના પાણીનું પક્ષીઓને શું કામ છે ?

**ओर पारस रतीभरसे जीनकु, कंचन कारज सरही ।**
**जो था काम हवीत परीपुरन, परवतकु कया करही ।। (१७)**

"કરૂણેશ પતિ કહે છે કે," કોઇ મનુષ્ય જીંદગી ભરના આર્થિક સુખની ઇચ્છા રાખનારને એક રતિ ભાર પારસમણી મળતાં, લોખંડ સાથે સ્પર્શ કરીને જેટલું સોનુ બનાવવું હોય, તેટલું બની શકે છે, અને મનની સઘળી ઇચ્છાઓ પુર્ણ થાય છે, તો પછી પારસમણીના પર્વતની શું જરૂર છે ?

**जड दृष्टांत पताये तुजकु, मैं चैतन अविरलही ।**
**निज घर थकी अनंत करीत कज, सुरत्ये हवे सफळही ।। (१८)**

"નિજ કેવલ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! આતો જડ દૃષ્ટાંત આપીને તમારું સમાધાન કર્યુ, પરંતુ અમે તો અખંડ અવિરલ ગતિવાળા અતિ શુદ્ધ ચૈતન સર્વજ્ઞ સજાણ જાણ સ્વરૂપે અનેક વિભુતિઓને ધારણ કરવાવાળા સંપુર્ણ ગતિના પરમ પુરૂષ છીએ, અમારા નિજપદમાં સ્થિર રહીને અમારી અલૌકિક દિવ્ય બાહ્ય દૃષ્ટિ દ્વારા અકળ વિભુતિઓ વડે જે જે અંશોએ અમારી ઉપાસનાનો જેટલો અધિકાર પ્રાપ્ત કર્યો હોય, તે પ્રમાણે સર્વ જીવોનું કાર્ય સિદ્ધ કરીએ છીએ.

**तबत्ये मेरे आवन गवनकी, हवीत नही कोइ काळे ।**
**सरजु सकल सुध संकल्पसे, पोखहुद्रष्ट निहाळे ।। (१९)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," કોઇપણ જીવનું કલ્યાણ કરવા આ ભવમાં કોઇ પણ સમયે અમે પોતે આવતાં જ નથી તો જવાનો સવાલ ઉભો થાય જ કયાંથી ? મારા સ્વધામમાં રહી શુદ્ધ સંકલ્પ કરીને સમસ્ત વિશ્વને સરજું છું, અને બાહ્ય અલૌકિક દિવ્ય દૃષ્ટિએ સર્વને નિહાળી, પ્રત્યેક તનુધારી જીવોને જીવન પોષું છું.

**ज्यौं कोई नर चिंतामणी पायल, बीचरे कुन सहेतु ।**

**जे जे चहे सो होय चिंतवनसे, पण जो हवे सवेतु।। (२०)**

જ્યારે કોઇ નરને ચિંતામણી પ્રાપ્ત થયો હોય ત્યારે પોતાને જોઇતી વસ્તુ મેળવવા માટે બીજા કોઈની પાસે જવું પડતું નથી પરંતુ તે ચિંતામણીને ઓળખતો હોવો જોઇએ, તો જે જે સમયે જે જે ઇચ્છા કરે, તે તે વસ્તુ ચિંતામણીનું ચિતવન કરવાથી તુરત જ પ્રાપ્ત થાય છે.

**तेही पण मोइ संकल्प उपजायल, परम पदारथ सखेती ।**

**नविन तंत ओरू अंश न उपजे, जीनुं चिंतवनसे अेती ।। (२१)**

આદ્ય સકર્તાપતિ કહે છે કે, " એ ચિંતામણી પણ મારા શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન કરેલો છે. અને તે પ્રથમ પદાર્થ સર્વ પદાર્થમાં શ્રેષ્ઠ હોય, તેની સરખામણીમાં બીજો કોઈ પદાર્થ આવી શકે તેમ નથી. તે ચિંતામણીનાં ચિંતવનથી મનવાંચ્છિત પદાર્થો પ્રાપ્ત થાય છે. પરંતુ કોઇ નવિન તત્વ કે મારો સ્વજાતિય અંશ ઉત્પન્ન થઇ શકતો નથી.

**जो कबु तंत अंश चिंतवनसे, होवे नवीन नरनसे ।**

**तब तो होड हमेरी हवीतव, जब नही कीये परन से ।। (२२)**

જ્યારે કોઈ પુરૂષ ચિંતામણીનાં ચિંતવનથી નવિન તત્વ કે અંશને ઉત્પન્ન કરી શકે તો અમારી હરીફ કરી ગણાય, અંશ અને કોઈ નવિન તત્વ અમારાથી જ ઉત્પન્ન થઈ શકે છે. તે ચિંતામણી પરમ પદાર્થ હોવા છતાં તેનાં ચિંતવનથી તત્વ કે અંશ ઉત્પન્ન થઈ શકતો નથી.

**ज्यौं कोइ नरपत सकल जहांनके, राज करन अत लोभी ।**

**समरे होम यज्ञ किरती कर, सोभीत के लग सोभी ।। (२३)**

જેમ કોઈ પૃથ્વી પતિ રાજા જગતભરનું રાજ્ય કરે છે, તે રાજ સમૃદ્ધિ વધારવાના લોભથી અને યશ કીર્તિ અર્થે હોમ યજ્ઞ કરાવે છે તે પણ પોતાની યોગ્યતા પ્રમાણે શોભતું જ કાર્ય કરી શકે છે, હદ બહારનું કામ કરી શકતો નથી.

**ओर दांन दे गाउ परगना, हये हस्ती धन जेही ।**
**अेतने भर सब देत दान पण, राज तिलक नहि देही ।। (२४)**

જ્યારે તે રાજા યજ્ઞ કરાવે છે ત્યારે યજ્ઞમાં વેદના આચાર્યો, શાસ્ત્રીઓ; પુરાણોના પંડિતો અને બ્રાહ્મણો વિગેરે ઓછા વત્તા અધિકારવાળા હજારોની સંખ્યામાં આવે છે, તે યજ્ઞની સમાપ્તિ વખતે રાજા સર્વને અધિકાર પ્રમાણે દાન આપે છે. તે ગામ, પરગણા, હાથી, ઘોડા, ધન સંપત્તિનું દાન પણ આપે છે, પરંતુ પોતાનું રાજતિલક અને સત્તા કોઈને આપતો નથી.

**तेही परकारे हमही राज धज, लोक असंख हुकमही ।**
**मेरे सरभर ओर करीन के, करहु राज कयौं कमही ।। (२५)**

"પરમ સકર્તા પતિ કહે છે કે, "એવી જ રીતે અમે અસંખ્ય લોકનાં સર્વોપરી શ્રેષ્ઠ ચક્રવર્તી રાજા છીએ. અમારો હુકમ સમસ્ત લોકમાં ચાલતો હોય, અમારા હુકમની આધિનતામાં રહીને સર્વ લોકો કાર્ય કરે છે, છતાં અમારા રાજ્યની અંદરનો બીજો કોઈ અમારી બરાબરી કરવા આવે તો પણ અમારી રાજ્યસત્તાને કમહી એટલે ઓછી કરી શકતો નથી.

**अनंत इसके मान हमनकुं, मोइ परम परमेसु ।**
**संकल्पकी रघ सकल समरपु, निज गम देहु न रेसु ।। (२६)**

"કરૂણેશ કૈવલ પતિ કહે છે કે, અનંત ઐશ્વર્યતાના યાને અનેક વિભુતિઓના અમે સ્વામી હોય, સર્વના શિર પર પરમ પરમેશ્વર અમે જ છીએ, એ માન અમને જ ઘટે છે. અમારા શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન કરેલી સમૃદ્ધિ સર્વ અંશ પૈકીના કોઈ ઞ અંશ જેટલો

અધિકાર ધારણ કરીને આવે, તેટલી સમૃદ્ધિ તેને આપું છું, પરંતુ મારી નિજ ગમ વડે સમસ્ત વિશ્વને સર્જુ છું અને વિનાશ પણ કરું છું. એ અકળ કળાની ગમ કોઈને રેખમાત્ર પણ આપતો નથી.

**जो कदपी ते देवुं नीजकी गम, सकेना कोहु समाइ ।**
**ज्यौं नीधके अप अवन उपजमे, भाजन कुन भराइ ।। (२७)**

"કરૂણેશ પતિ કહે છે કે, કદાપી કોઈ અંશને મારી અલૌકિક અપાર ગમ આપું પરંતુ તેના હૃદયમાં કેવી રીતે સમાવી શકું. દ્દષ્ટાંતે જેમ અથાહ સાગરનું પાણી પૃથ્વી ધારણ કરી શકે છે. પણ પૃથ્વીમાંથી ઉત્પન્ન કરેલા પાત્રમાં સાગર સમાતો નથી.

**ओरु मेरे संकल्प त्ये उपजीत, अखील अंश अनुरागी ।**
**राज सुपन परजायनके मही कुन राज ले माँगी ।। (२८)**

જેમ કોઈ રાજાને રાજાનું સ્વપ્ન થયું તે સ્વપ્નાની ઉત્પન્ન થયેલી પ્રજા ઉપર રાજાનો ઘણો પ્રેમ છે, એ પ્રેમ દ્દષ્ટિએ સર્વને નિહાળે છે, પરંતુ તે પ્રજાની અંદરનો કોઈપણ વ્યક્તિ રાજાની પાસે રાજ અધિકાર માંગી શકતી નથી.

**राज सुपन परजायन तो जड, अल्प अंश संकल्पकी ।**
**मोय संकल्पकी सकल सजीवन, महा महाद्य पति पतकी ।। (२९)**

જેમ કોઈ મનુષ્ય દેહધારી અંશને રાજાનું સ્વપ્ન થાય છે તે સ્વપ્નાની પ્રજા જડ હોય, જેનાથી સ્વપ્ન થયું તે રાજાને જાણતી નથી, પરંતુ "નિજ સકર્તા પતિ કહે છે કે, "અમારા શુદ્ધ સંકલ્પથી અનંત બ્રહ્માંડની આદ્ય સમસ્ત વિશ્વની રચના રૂપ સ્વપ્નું થયેલું છે, તેની અંદર પ્રજારૂપ મારા અંશો નિરંજન અને આદ્ય શકિતથી લઈ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને ચૌદ લોક સુધીનાં દેવી દેવતાઓ નાની મોટી વિભુતિવાળા એ સર્વે મારી જ પ્રજા છે. જેવી રીતે સ્વપ્નનાં રાજાની પ્રજા જડ હતી, એવી રીતે મારી અંશ રૂપી પ્રજા જડ નથી, તે તો મારા સંકલ્પની સજીવનવૃત્તિથી સર્વે અંશો સજીવન, સક્રિય અને ચૈતનતાવાળા છે,

તેમજ નિજ જાણ વડે મારી સર્વ રચનાને તેમજ પોતાના સ્વરૂપને અને છેક મને પણ જાણી શકે એવી ગતિવાળા છે.

**पुनी मेरे संकल्प के उपजीत, हम सम हवे न कोइ ।**
**ज्यौं ते भंड कुलाल घडीतके, भंड कुलाल न होइ ।। (३०)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "અમારા શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગતનું સર્જન થયું છે તેમાં અમારા સામાન્ય અને વિશેષ અંશો વસાવ્યા છે, તે દેવ, દાનવ અને માનવ તેમજ સ્થાવર અને જંગમ વગેરે અનંત લોકનો વિસ્તાર કરેલો છે, તે પૈકીનો કોઈપણ અંશ અમારી બરાબરી કરી શકે એમ નથી. દૃષ્ટાંતે જેમ કુંભાર માટીના નાના મોટા અનેક વાસણો બનાવે છે, તેમાંથી કોઈ પણ વાસણ કુંભારની હરીફ કે બરાબરી કરી શકતું નથી.

**बहोरू कहुं पीछली रही तमकी, संसे कोहु धरनकी ।**
**तेही सकल अब करहुं निवारन, तुज के समज परनकी ।। (३१)**

"કરૂણેશ પતિ કૃપાનીધિને કહે છે કે, પાછળ આપેલા દૃષ્ટાંતમાં કહેવાની હકિકત બાકી રહેલી હતી તે કોઈ પ્રતિવાદીને પ્રશ્ન થાય તો તેનાં સંશયનું નિવારણ થઈ શકે, એવું હું ફરીથી સમજાવું છું.

**जेही चिंतामणी पायलके जन, जीनुं चिंतवन सब होइ ।**
**तुम कही नवीन तंत अंशनकी, जीनत्ये बने न कोइ ।। (३२)**

પાછળના દૃષ્ટાંતમાં કહી જણાવેલું તે કોઈ મનુષ્યને ચિંતામણી પ્રાપ્ત થાય તો તેનું ચિંતવન કરવાથી મનવાંચ્છિત પદાર્થો મળે છે, પરંતુ કોઈ નવીન તત્વ કે અંશ ચિંતામણીના ચિંતવનથી ઉત્પન્ન થઈ શકતો નથી.

**तीनके परिहारन कहुं तुजकु, जीनुं दृष्टांत करीन के ।**
**सांगोपांग परही सब गम गत, संशे रहे न फरीन के ।। (३३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સંશયનું નિવારણ થઈ જાય અને મારી અલૌકિકગમ ગતિજેમ છે તેમ સાંગોપાંગ જાણી શકો અને ફરીથી પ્રશ્ન થાય નહિ, એવો ખુલાસો કરીને કહું છું.

**जयौं कोइ नरकु सुपन हवीतमें, भासत विविधी विलासु ।**
**मोइ संकल्पके हवीत विना कोइ, नवीन न दरसे तासु ।। (३४)**

સકર્તાપતિ કહે છે કે "જેમ કોઈ પુરૂષને સ્વપ્નુ થાય છે તે સ્વપ્નમાં જુદા જુદા પ્રકારનાં ઘણાં પદાર્થો આનંદકારી દેખાય છે, તે દેખાતાં વિલાસી પદાર્થો મારા સંકલ્પમાંથી જ ઉત્પન્ન કરેલા હોય તે અંશવૃત્તિના સંકલ્પમાં પોખવામાં આવેલા તે જ તેને સ્વપ્નામાં દશ્યમાન થાય છે, તે સર્વે મારા સંકલ્પનો વિલાસ છે, એમાં નવીન બીજું કાંઈ દેખાતું નથી.

**तेही पर सकल पदारथ देखीत, अंश सुरत नही आवे ।**
**तेही निज अंश अरूप अनुभवकु, क्यौं चीतवनमे लावे ।। (३५)**

જેમ કોઈ મનુષ્યને અંશ વૃત્તિના સંકલ્પમાથી જ સ્વપ્નુ થાય છે તે સ્વપ્નામા દેખાતાં સર્વ પદાર્થો અંશ પોતાની અંતર દ્દષ્ટિથી જુએ છે. પરંતુ પોતાનું સ્વરૂપ દ્દષ્ટિમાં દેખાતું નથી. કેવી રીતે દેખાય ? અંશ તો રૂપ અને અરૂપથી રહિત છે, તેનો અનુભવ ચિંતવનમાં લાવીને તે અકળગતિ કેમ કરીને બીજાને કહી શકાય ?

**चीतवन तो होय द्दष्ट परन के, ओरु सुनीये के लगही ।**
**सुनत नहि कोउ द्दष्ट परे बीन, तांहां कीनु पाव न पगही ।। (३६)**

જે જે પદાર્થો રૂપવાળા છે તે સર્વ દ્દષ્ટિએ દેખાય છે, તેનું ચિંતવન થઈ શકે છે. જે જે શબ્દો કાને સાંભળવામાં આવે, તેનું પણ ચિંતવન કરી શકાય છે, પરંતુ જે જોવામાં કે સાંભળવામા આવતું નથી. ત્યાં તેને પ્રાપ્ત કરવા કોની ગતિ મતિ પહોંચી શકે તેમ છે ?

**तबत्ये चिंतामणी पायनकु, अेही चितवन क्यौं पावे ।**
**तब मेरे संकल्प उपजणमे, मांही के मांही मुरजावे ।। (३७)**

જે કોઈ માણસને ચિંતામણી પ્રાપ્ત થયેલો હોય, તેનું ચિંતવન કરવાથી મનવાંચ્છિત પદાર્થો મેળવી શકે છે, પરંતુ નવીન તત્વ કે અંશને ચિંતામણીનાં ચિંતનવનથી ઉત્પન્ન કરી શકતો નથી. કારણ કે ચિંતામણી અતિ ઉત્તમ પદાર્થ હોવા છતાં સકર્તાપતિનાં સંકલ્પમાંથી ઉત્પન્ન થયેલો છે, તેથી તેને સંકલ્પની સમૃદ્ધિ ગણવામાં આવે છે, એવી જ રીતે સકર્તાપતિનો અંશ તેમની અંતરવૃત્તિના સંકલ્પનો હોવાથી સંકલ્પનો અંત આવતા કર્તાની અંતરવૃત્તિમાં મળી જાય છે.

**तब जेतने भर सकल पदारथ, चिंतामणी के आदु ।**
**ते सरवे मेरे उपजायल, तो क्यौं रखु प्रमादु ।। (३८)**

કરૂણેશ પતિ કહે છે કે અમારા સર્જેલા સમસ્ત જગતમાં અનેક અમુલ્ય પદાર્થો ઉત્પન્ન કર્યાં છે. તેમાં ચિંતામણી અને પારસ જગત પક્ષે સર્વે પદાર્થોમાં શ્રેષ્ઠ ગણાય છે, તે ચિંતામણીના ચિંતવનથી બીજા બધાં પદાર્થોનું ફળ મળે છે. પરંતુ કોઈ અંશ એવું ચિંતવન કરે કે, મારે જગતકર્તા બનવું છે તો તે કદાપિ કોઈ ઉપાયે એવું બની શકતું નથી કારણ કે અમારા સર્જેલા પદાર્થો અમને દુઃખરૂપ નિવડે એવી ભુલ અમે કરી જ નથી. અમે તો હંમેશા અતિ સાવધપણે અતિ ઉજાગ્રત અને સચેતન રહીએ છીએ.

**जो करहु परमाद कोहुनकु, नर नरसे लडनेकी ।**
**मेरे हाथ सकल उपजावन, क्यौं करूं होड हमेकी ।। (३९)**

નિજ સકર્તાપતિ કહે છે કે આવી ભુલ અમે કોઈ સમયે કોઈ સંજોગે અને કોઈ પ્રકારે કદાપિ કરતા જ નથી. દ્દષ્ટાંતે જેમ બે પુરૂષ સમોવડીયા ઉત્પન્ન કર્યાં હોય, તો એ બન્ને પોતે પોતાની અધિકતા યાને શ્રેષ્ઠતા સાબિત કરી બતાવવા માટે ઉગ્ર બનીને લડાઈ કરે. એ ન્યાયે જગત રચનામાં પણ એવી ભુલ અમે કરતા જ નથી તો પછી અમારી સાથે હરીફ કરીને અમારા સમાન થવા માંગે, તેવી ભુલ તો અમે કરીએ જ કેમ ?

**अेही परकार सकल सरवग्ने, हम हे सुघड सहयानुं ।**
**अखील लोक उपजावन गम गत, तो मोइ कछु न अयानुं ।। (४०)**

"પરમ પુરૂષ પરમપતિ કહે છે કે. "અમે સર્વજ્ઞ, સર્વેશ્વર અતિ સુઘડ અને અતિ શાણા સ્વયમ સ્વતંત્ર પુરૂષ છીએ. અમારી અમાપ અકળગમ ગતિ વડે અનંત લોકને ઉત્પન્ન કરીએ છીએ. તે ઉત્પન્ન કરેલી વિશ્વ રચનામાં ન્યુનાધિક ગતિવાળા સામાન્ય વિશેષ અંશો તેમજ દશ્ય અદશ્ય અનેક પદાર્થો ઉત્પન્ન કરેલાં છે, તે સર્વ રચનાની હકીકત અમારી સુજાણ જાણ દ્વારા જાણીએ છીએ જેથી અમારું કાંઈ પણ અજાણ્યું નથી.

**सुघड पणुं संकल्प ओरू गम गत, जहां लग हवुं विलासी ।**
**तजु विलास रखु नहि कोउ कीत, रहु अेकल अविनाशी ।। (४१)**

"નિજ સકર્તા પતિ કહે છે કે, અમારા શુદ્ધ સંકલ્પથી સર્જેલા વિશ્વનાં વિલાસને અમે અપરંપાર ચાતુર્યવાળા હોવાથી અતિ સાવધપણે ભોગવીએ છીએ. જ્યારે સંકલ્પનો વેગ સમી જાય, ત્યારે વિશ્વ વિલાસનો લય કરી અમારી બાહ્ય દષ્ટિને સુજાણ જાણ અંતરવૃત્તિમાં લીન કરી, અમારા અવિનાશી પદે અમે એકલાં જ રહીએ છીએ.

**या विधके हुंसीयार हमन तो, सकल तंतके सोखी ।**
**अंशे करी खैलार विलोकीत, रखु मोइ गत नोखी ।। (४२)**

"પરમ સકર્તા સ્વામી કહે છે કે ," ખલક ખેલની રચના કરવાનો અમને ઘણો શોખ છે, જેથી અમારી ઈચ્છાવૃત્તિ દ્વારા તત્વો ઉત્પન્ન કરીને અગણિત પ્રકારના ઘાટ ઘડીને અમારા સજાતિય અંશોને જડ ચૈતનનો યોગ મેળવીને અંશો મારફતે ખલકનો ખેલ ખેલાવીએ છીએ, અને અમો ન્યારા રહી, દષ્ટાપણે નિજ દષ્ટિથી ખેલને નિહાળીએ છીએ. જે ગતિ વડે ખેલને રચીએ છીએ, તે ગમ ગતિ અલગ અમારી પાસે રાખીએ છીએ.

**तबते लगे न वळग हमनकु, जेही विधि अंत रहावुं ।**
**तेसेही रहु तदवत तमनो तम, अरहीत मोज मसावु ।। (४३)**

"નિજ કેવલ સનાતન સ્વામી કહે છે કે," સમસ્ત વિશ્વ રચનાનાં અંતે અવિગત સ્વરૂપે અમે એકલાં જ રહીએ છીએ, ત્યારે દ્વૈત રચનાની સાથે અમારે કંઈ પણ લાગતું વળગતુ નથી, જેથી અમારી બાહ્ય દ્દષ્ટિ અને ઈચ્છાવૃત્તિને અંતરવૃત્તિમાં સમાવી સ્વસ્વરૂપનાં આનંદની મોજમાં મસ્ત રહીએ છીએ.

**देखो ओही अटपटे हमनकी, कोउसे बने करनही ।**
**जेही अवतार कहत हरिके जग, कोउ कीनुं कीये तरणही ।। (૪૪)**

"કરૂણેશ પતિ કહે છે કે," કોઈ અંશ જ્ઞાન ગતિવાળા હોય, તો તમારી અંતર દ્દષ્ટિએ નિહાળીને તપાસી જુઓ, એવી અમારી અટપટી અકળકળા ન કળી શકાય તેવી હોય, તેજ અકળ કળા વડે અમો જગતનું સર્જન અને વિસર્જન કરીએ છીએ, છતાં અમારા નિજપદમાં જેમ છે તેમ રહીએ છીએ, એ અમારી અટપટી અકળ કળા કોઈ પણ જાણી શકે તેમ નથી, વળી જગતનાં જનો ત્રિગુણી દેવોનાં અવતારોને સાક્ષાત હરિરૂપ ગણે છે, છતાં પૃથ્વી પર આવીને તેમણે એક ઘાસનું તરણું પણ બનાવ્યું નથી.

**कीये हुसे तेही मोही संकल्पके, ओरू कविके उपमाइ ।**
**जेही तेहीसे परमेश्वर पतवी, हमकु रखे दुराइ ।। (૪૫)**

"નિજ સકર્તા પતિ કહે છે કે." ભવભરની રચનામાં સર્વે દેહધારી સામાન્ય જનોને વિશેષ અવતારી ઈશ્વરોએ જે જે કોઈ પરચા કે ચમત્કાર આપ્યાં હોય તે બધી સમૃદ્ધિ મારા કલ્પમાંથી જ ઉત્પન્ન કરીને પોંખેલી છે. તે સમૃદ્ધિના પ્રભાવને જોઈ કવિજનોએ મોટી મોટી ઉપમાઓ આપીને ગુણના અવતારોને પરમેશ્વર સ્થાપી તેમની મહત્તાઓનું વર્ણન કરીને જગતના જનોનાં મન પતાવ્યા એટલે કે, તે જ જગતકર્તા છે. એવું સમજાવીને આદ્ય સકર્તા ધણીથી વિમુખ રાખ્યાં છે.

**तबते मोइ आवेस तोयनमे, कंचीत करीत निवासु ।**
**जुग अनंतकी अकुलाइ, खोली सकल मुखतासु ।। (૪૬)**

"નિજપતિ કહે છે કે," હે કૃપાનીધિ ! તમારા પવિત્ર હૃદયમાં મારી અગાધ ગતિનો કિંચિત પ્રવેશ કરીને અનંત યુગોથી અમારા કર્તાપદને ભુલાવી મતપંથના આચાર્યોએ ગુણોના અવતારી ઈશ્વરોને કર્તા તરીકે સ્થાપી, જગતના જીવોને તેમની ઉપાસનામાં લગાડી અમારાથી વિમુખ રાખ્યાં છે, એ અકળામણ મટાડવા તમારા અંતરમાં વાસ કરીને, મારું અનંત જ્ઞાન, તમારા મુખ દ્વારા ઉચ્ચારીને, જુઠ્ઠાનો વિધ્વંશ કરાવી સત્ય સમજાવીને નિજ આપનું આપ અને સજાતિ સકર્તા ધણીનો નિર્ણય કરાવીશ.

**अकळै सो अनहुत उचरनकी, मोइ विसराइ थपनकी ।**
**ओरु आचार करीत द्रढ तेही पर, ओर के नाम जपनकी ।। (४७)**

"નિજનાથ અંતરયામી કહે છે કે," સગુણ નિર્ગુણના ઉપદેશકોએ અમારા કર્તાપદને ભુલાવી અનહુત એટલે જેનામાં જગત સર્જનની શક્તિઓ કે ગતિ જ નથી એવાં અલ્પજ્ઞ અવતારી ઈશ્વરોને કર્તા સ્થાપી ભોળા જીવોને દ્રઢ કરાવ્યું છે, અને સત્યપદ નહિ જાણવા દેતાં કર્તા સિવાય બીજાઓનાં નામની માળા ફેરવાવી છે. જેથી "કરૂણેશ પતિ કહે છે કે," અમારી એ અકળામણ દૂર કરવા પરમવિશેષ અંશને વિશ્વમાં મોકલવામાં આવ્યાં છે.

**मैं करतार करन कारन निज, जीनकु लोप धरीन के ।**
**जाही तांही दीये विलमाइ जीवनकु, बीनुं विचार करीन के ।। (४८)**

સર્વના સાક્ષી સર્વેશ્વર પ્રભુ કહે છે કે," સમસ્ત જગતનાં ક્રતને કરનાર કારણરૂપ અમે પોતે જ છીએ. છતાં અમારા નામનો લોપ કરીને ભવના આચાર્યોએ બનાવટી ઈશ્વરોનાં શિર પર અમારું નામ ધારણ કરાવી દીધું છે. અને સંસારના જીવોને જ્યાં ને ત્યાં વિરામ પમાડી સજાતિ-વિજાતિનો વિચાર કર્યા વિના અમારા કર્તાપદનાં જ્ઞાનથી વિમુખ રાખ્યાં છે.

**आद्य अंत कोउ जोइ न जीवनकी, जीनते उपज हवीनकी ।**
**वहे सकल अेक अेक्की पुठल, करी न खोज कोउ तीन की ।। (४९)**

"સર્વાતિત સર્વજ્ઞ સ્વામી કહે છે કે" પ્રથમ આ જગતની રચના કરનારને અંત લાવનાર તેમજ સર્વ જીવોને ઉત્પન્ન કરનાર કોણ અને કયાં હશે ? તેનો કોઈએ વિચાર કરીને જોયું નથી. ધર્મના માર્ગદર્શકો અને તેમનાં અનુયાયીઓ ખરા જગતકર્તાની શોધ કર્યા વિના એકની પાછળ એક એમ ગાડરીયા પ્રવાહની જેમ આજદિન સુધી ચાલ્યાં જ કરે છે, પરંતુ કોઈએ પાછા ફરીને જોયું નથી કે, આપણે કયાનાં વતની અને કયાં જઈ રહ્યા છીએ ?"

**तेही खोज नरणीत करननकु, दरसावन निज मुजकु ।**

**कुवेर नवेर करन के कारन, अे भव भेजे तुजकु ।। (५०)**

"સકર્તા સત્ કેવલ સ્વામી કહે છે કે," અમારા સજાતિય અંશો અમને ભૂલી જઈને ભ્રાન્તિમાં પડી ગયાં છે તેમને અમારા નિજપદની પ્રાપ્તિનું સત્ય જ્ઞાન આપીને નિર્ણય કરાવો, જેથી જીવો જેમ છે તેમ યથાર્થ ઓળખીને અમને મળી શકે. તેમજ નિત્ય અનિત્ય, અવિનાશી વિનાશી, સજાતિ વિજાતિનો નિવેડો કરી, અમારા સકર્તાપદને સ્વ અનુભવ પ્રમાણથી સત્ય સમજાવીને જીવમાત્રને મુક્ત કરવા હે મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર ! અમે તમને આ ભવસાગરમાં મોકલ્યાં છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે આપને શ્રમ પરીહારકો**

**એકાદશ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**



# સિદ્ધાંત-૧૨

..અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે નિગમ આચારજ અજ ઉપદેશકો દ્વાદશ સિદ્ધાંત નિર્ણય..

**प्रथम सृष्टके करीत कायदे, अज नारण उपदेसु ।**
**तेही पण महाद अंश मोयनके, जीनते वेद वदेसु ।। (१)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," નારણ (નિરંજન) નામનો મહદ્અંશ તે પણ મારો જ છે તે નારાયણે બ્રહ્માજીને ઉપદેશ આપી ચાર વેદનો ઉચ્ચાર કરાવ્યો છે તે વેદોનાં વર્ણનમાં જગતનાં જનોને નીતિ નિયમમાં રહી અનુસરવાના કાયદાઓનું બંધારણ કરી જણાવ્યું છે.

**सकल सृष्टी के आद्य उपायल, आदौ नारायण हमही ।**
**तीनने करी करूणा अजके मुख, नीगम चतुरके गमही ।। (२)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," એ આદી નારાયણ મારો જ અંશ હોય, સૃષ્ટિ રચનાની આદ્યમાં પ્રથમ તેમને મેં ઉત્પન્ન કરેલાં છે. તે નિરંજન પુરૂષે બ્રહ્માજી ઉપર કરૂણા કરીને ચાર વેદનાં ઉચ્ચારનું જ્ઞાન બક્ષીસ કર્યું છે.

**तेही नीगम कायदायन मापस, अर्थ विलोकीन जोइ ।**
**तो अवतार आदीक नही तीनमे, नीगम चतुर मे कोइ ।। (३)**

ચારે વેદમાં તપાસીને જોતાં વૈરાટ રચનાની સાથે નાની મોટી વિભુતિવાળા દેવોને ઉત્પન્ન કરેલાં છે, તે જે જે દેવોની ગતિ પ્રમાણે તેમનાં વિધિકર્મનું બંધારણ વેદનાં કાયદાઓમાં હદ માપક કરી જણાવ્યું છે. એવી રીતે કે, જપ, તપ યોગ, યજ્ઞ વિગેરે શુભ કર્મ કરવાથી આ લોકનું ભૌતિક સુખ તેમજ ચૌદલોક સહિત આદ્યશક્તિ અને નિરજંન સુધીનુ સુખ પ્રાપ્ત કરી શકે છે. પરંતુ ચાર વેદના અર્થનું નિરિક્ષણ કરતા અવતારોનું વર્ણન કયાંય પણ કરેલું દેખાતું નથી.

**तेही नीगमने करीत नीरूपण, अती उनमान, धरीनके ।**
**तेही उनमान करन पर हमही, कोउ नही जोयुं फरीन के ।। (४)**

વેદોમાં નિરૂપણ કરી જણાવ્યું છે કે જગત રચનાને જોતાં જગતનાં રચનાર કોઈ હોવા જોઈએ, એવું અનુમાન કર્યું છતાં અનુમાનની પાર અમને જાણવા માટે કોઈએ પાછા ફરીને જોયું નથી.

**अती उतकृष्ट दृष्ट अनुमानीत, जानीक मोइ सराये ।**
**धन्य धन्य चौं वेद वदीतकु, हमकु चीने पराये ।। (५)**

"સકર્તા પતિ કહે છે કે," વેદોનું વર્ણન કરનારા બ્રહ્માજીની દૃષ્ટિ ઉતકૃષ્ટ હોવાથી અનુમાન ગતિની પાર કોઈ જગતનાં કર્તા છે, એવું જાણીને અમારા બહુ વખાણ કર્યાં છે. માટે વેદના વદનાર હે બ્રહ્માજી ! તમને ધન્ય છે કે, અમને સર્વોપરી જાણીને તમોએ વેદમાં અમારું નિરૂપણ કર્યું છે.

**कोउ नही चीने पराये हमनकु, कहुं तंमकु हम तेही ।**
**महाद अंश मोइ आदी नारायण नीज, जीनके अज उपदेही ।। (६)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમે અનુમાનની પાર રહેલાં છીએ, એવું જાણીને હે બ્રહ્માજી ! તમોએ વર્ણન કર્યું છે, તે યોગ્ય જ છે. કારણ કે આદી નારાયણ મારો જ મહાદ અંશ હોય, તેનાં ઉપદેશથી તમોએ વેદની રચના કરી છે. તેથી જ હું પર છું એવું તમે જાણી શકયા છો.

**तेही उपदेशन से अज उचरीत, नीगम चतुर अवीलाने ।**
**तेही निगमने नेति कहीत पण, जदीप लहे उनमाने ।। (७)**

"નિજ સકર્તા પતિ કહે છે, કે આદી નારાયણનાં ઉપદેશથી હે બ્રહ્માજી ! તમે ચાર વેદની રચના કરી છે તે ચાર વેદોનું સુક્ષ્મ દૃષ્ટિએ તમે અવલોકન કરી. હું જગત કર્તા સર્વની પાર છું એવો તમે નેતિ પોકાર કર્યો છે.

**तेही निगमकी नेति कहीतकु, नहि गत आचारजने ।**
**जदीप थपे इश्वरीये अनकु, तदीप लहे नहि मुजने ।। (८)**

વેદોએ ઉચ્ચાર કરીને જે કર્તાપદની નેતિ પોકારી છે, તે વેદોને અનુસરનાર આચાર્યો અગમ ગતિને જાણી શકેલાં નથી, તે કારણને લઈ નિજકર્તાને ત્યજીને કૃતની વિભુતિવાળા ઈશ્વરોને કર્તા સ્થાપી તેમાં વિરામ પામ્યા છે. જેથી સત્યપદની શોધ કરી શકયા નથી.

**अरे आचार अजाण भये क्यौं, शत्रु हवे हमनके ।**
**हम तो रंजीत निगम चतुर के, दीये अधिकार तमनके ।। (९)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે આચાર્યો ! તમને જે ચાર વેદોનો અધિકાર આપ્યો છે. તે વેદોનું તમે વર્ણન કરો છો. તેમાં અમને ન્યારા કહી જણાવ્યાં છે તે માટે અમો ઘણાં જ ખુશ છીએ. પરંતુ અમને તજીને તમોએ અનિત્ય ઈશ્વરોની સ્થાપ્ના કરી છે તેથી અમારા તો તમો શત્રુ જ થયાં ને ?

**तेही माटे तुम जुवो नीगमकु, शुद्ध अविलोक करीन के ।**
**अेतने दीन भुले तीनकी भल, हमकु लहो फरीन के ।। (१०)**

હે આચાર્યો ! તમે વેદનાં સુત્રો વિચારીને પદાર્થ ભોગની ઈચ્છાને ત્યજી શુદ્ધ મનથી જ્ઞાન દષ્ટિએ તપાસીને જુઓ તો જરૂરથી તમને જડ ચૈતનની વિભક્તિનો સાચો ખ્યાલ આવશે. જગતની શરૂઆતથી આજદિન સુધીમાં જે ભુલો તમારી થઈ છે તે ભુલ થઈ પરંતુ હવેથી આરતવાન બનીને અમારા સકર્તાપદને પામવાના સત્ય જ્ઞાનની શોધ કરો.

**बोहोरू नीगमकी लंझ कहीतमे, सुनो सचेत सहयानुं ।**
**जीव जंत सम कीये हमनकु, व्यापक ब्रह्मज्ञानु ।। (११)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે હે વેદમતના આચાર્યો ? વેદમાં જે ભુલ છે, તે તમને હું ફરીથી બતાવું છું તે તમો સચેત થઈ શાણા બનીને સાંભળો! સામાન્ય વિશેષ ગતિવાળા સર્વ જીવોને જગત કર્તા સમાન ગણી, અકર્તા વ્યાપક બ્રહ્મની સાથે સરખાવ્યા છે તે મોટામાં મોટી ભુલ હોય, તે યોગ્ય વર્ણન કર્યુ નથી.

**पण व्यापक हम नहि नीरबानु, रहु अेकंत अनादी ।**
**अे तो सरवे मोइ संकल्प के, भवभर सकळ उपाधी ।। (१२)**

"નિજ સકર્તા પતિ કહે છે કે " હું અચેત બ્રહ્મનાં જેવો વ્યાપક નથી. વ્યાપક બ્રહ્મ તો અમારો બાહ્ય પ્રકાશ હોય, સક્રિય ગતિ સિવાયનો નિષ્ક્રીય છે. અને આ ભવભરની દશ્ય ઉપાધી અમારા સંકલ્પથી ઉપજેલી છે તે સંકલ્પનો વેગ સમાતાં સર્વ ઉપાધીનો અને વ્યાપક બ્રહ્મનો અંત આવી જાય છે. એજ અમારું ખરું એકાંત હોય, તે જ નિજ નિર્વાણપદ છે.

**तीनमे चैतन अंश घटोघट, तेही पण मोइ उपजानुं ।**
**तीनकु सरभर कीये हमनके, अेतने नीगम अयानुं ।। (१३)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, "હે નિર્ગુણ મતનાં આચાર્યો ! સમસ્ત વિશ્વભરમાં જેટલા ઘાટ છે. તે સર્વ નિજ સકર્તાના સંકલ્પથી ઉત્પન્ન થયેલાં છે, અને પ્રત્યેક શરીરોમાં ચૈતન્ય અંશ વસાવેલાં છે તે નિજકર્તાની અંતરવૃત્તિનાં હોય ન્યુનાધિક ગતિવાળા છે, તે સર્વ અંશોને મારી સાથે સરખાવીને મને બધાંની બરાબર ગણ્યો છે. "કયાં હું અને કયાં અંશ" ? તે તુલના કેમ સંભવી શકે ? હું તો સર્વજ્ઞ સુજાણ જાણવાળો સર્વ અંશોનો સાક્ષી છું, ત્યારે અંશો અલ્પજ્ઞ ગતિવાળા હોય, "હું કોણ અને આ શરીર શું છે ?" એટલું પણ સમજી શકતાં નથી, એ જ વેદમાં મોટામાં મોટી ભુલ હોય, મારા નિજપદથી અજાણ રહ્યાં છે.

**अेतने वहीत विचार विहुन के, व्यापक कीये हमनकु ।**
**कहु बडनकी भुल गुपतकी, समजण पडे तमनकु ।। (१४)**

"પરમ સકર્તા પતિ કહે છે કે," વેદ સિદ્ધાંતનાં મોટા ગણાતાં આચાર્યો જેટલું બોલ્યાં છે તે બધું વિચાર કર્યાં સિવાયનું બોલ્યાં છે. તેથી જ અમને નિર્વિત બ્રહ્મની સાથે સર્વ વ્યાપક ગણીને સરખાવી દીધાં છે. એટલાં જ માટે સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે" મારા સ્વમુખે ઉચ્ચાર કરીને જણાવું છું કે, તમારી ગુપ્ત રહેલી ભુલ પ્રગટ કરીને તમારા અજ્ઞાનનો નાશ કરવા કર્તાપદનાં જ્ઞાનનો પ્રકાશ પાડી, તમને શુદ્ધ સમજાવીને નિર્ણય કરાવું છું.

**अती नीरवांण नीराक्रण करीके, हमकु कीये अगमही ।**
**अती अस्तुत करीत कीये अकळीत, न्यारे रही निगम ही ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે," વેદોએ અમારા નિર્વાણ પદનો નિવેડો યથાર્થ રીતે કરી બતાવ્યો છે, કે ચાર પ્રકારની વાણીનો જ્યાં પ્રવેશ થઈ શકતો નથી એવું જે અગમ્ય પદ અમને પ્રત્યક્ષ થયું નથી, તેની પ્રાપ્તિ અર્થે વેદોમાં ઘણાં પ્રકારની સ્તુતિ અને પ્રાર્થનાઓ કરી કર્તા સર્વથી ન્યારા છે, એમ કહીને ગુણ ગાયા છે. એ વાત સત્ય છે.

**ओरू उचरे समजावन इतकु, परिछिन्न देख जीवनकु ।**
**त्रीपद कीये एक अद्वैत मे, कुन निरूपण नीगमकु ।। (१६)**

આ જગતમાં જનોને સમજાવવા વેદોએ ઉચ્ચાર કરીને નિર્વાણપદનું નિરૂપણ કરી બતાવ્યું છે. એકવાર નિર્વાણ બ્રહ્મને વ્યાપક કહી, અને બીજી વાર પરિછિન્ન એટલે બ્રહ્મના વિભાગ પાડી જીવ, ઈશ્વર અને માયા એમ ત્રણ પદની સ્થાપના કરીને ભેદ પાડી જણાવ્યાં. એવી રીતે ઈશ્વરને શુદ્ધ માયાની ઉપાધિ અને જીવને અશુદ્ધ માયાની ઉપાધિ આવી રીતે અદ્વૈત બ્રહ્મમાં દ્વૈત ઉપાધિ કેવી રીતે સંભવે ? તે જેમ છે તેમ સમજી શકયાં નથી, તે કારણને લઈ વેદમાં આવી મોટી ભુલ પડી જવાથી સત્ય પદનાં શોધક મુમુક્ષ જનોનું સમાધાન થયું નથી.

**देखो भुल नीगम उचरनकी, त्रीपद कीये सतंत ।**
**एक मही अज्ञान केहुनकु , समजावन मतंत ।। (१७)**

હે વિદ્વાનો ! તમે વિચાર કરીને જુઓ તો ખરા કે વેદમાં કેવી મોટી ભુલ પડી છે. એક વ્યાપક બ્રહ્મમાં જીવ, ઈશ્વર અને માયા, એમ ત્રણ પ્રકારનાં ભેદ ઉભા કરી એ ત્રણેને સ્વતંત્ર કહી બતાવ્યાં છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે ત્રણે સ્વતંત્ર હોય તો અજ્ઞાન કોને થયું ? અને એ અજ્ઞાનને મટાડનાર કોણ છે ? વળી જીવને માયાનું બંધન છે, એમ કહેવાય છે તો આ બન્નેનો યોગ કોણે મેળવી આપ્યો ? જીવ અલ્પજ્ઞ છે અને માયા જડ હોવાથી જીવની સાથે સંબંધ કેમ જોડી શકે ? તમારા અકર્તા સિદ્ધાંતમાં બીજો કોઈ નથી તો પ્રાર્થના પણ કોની કરવી ? આ પ્રશ્નનો તમે જવાબ આપી શકશો નહિ, અને એ ત્રણે પદોને અનાદીના સ્વતંત્ર કહ્યાં છે. તો પાપ-પુન્ય કરી સુખ-દુઃખ કોણ ભોગવે છે ? જો તેનો ફળદાતા સર્વજ્ઞ ના હોય તો સદ્‌ગુરૂ શરણમાં જઈ જ્ઞાન ઉપદેશ લઈને સ્મરણ ધ્યાન કરવાની જરૂર રહેતી નથી. માટે હે વિદ્વાનો ? વિવેક બુદ્ધિએ તેનો સત્ય નિર્ણય કરશો.

**अेक होय तो नीगम सहीत कु , जीव जंत सब सेती ।**
**तो अद्वैत आद्य अेकनमें, कीनु अज्ञान रहेती ।। (१८)**

જો એક બ્રહ્મ સ્વતંત્ર હોય તો વેદો રચીને ઉપદેશ કોને કરવો ? અને જીવ નાની મોટી ગતિવાળા પ્રત્યક્ષ દેખાય છે તેમની ભિન્ન ભિન્ન વ્યવસ્થા અને વહેવાર એક અદ્વૈત બ્રહ્મમાં કેમ સંભવે ? અદ્વૈત બ્રહ્મ સિવાય બીજું કોઈ નથી તો અજ્ઞાન કોને થયું ? જો કોઈ જીવ અજ્ઞાની ના હોય, તો સ્મરણ સેવા ધ્યાન કે સત્સંગ ખોટાં પડે, આવા પ્રકારની માન્યતા પાગલના જેવી ગણાય.

**बीनुं अज्ञान वेद वाक्य से, शीख देवन केहुनकु ।**
**हम उपजायल अंश अग्न बिन, कहें न परे जेहुनकु ।। (१९)**

જો કોઈ જીવ અજ્ઞાની ના હોય તો વેદના વચનોનો બોધ કોને કરવો ? જીવોનો ઉત્પન્ન કરનાર કોઈના હોય તો વેદો કોને સમજાવવા માટે રચ્યાં ? નિજ સકર્તા પતિ કહે છે કે," અંશોને જ્યારે મેં ઉત્પન્ન કર્યાં ત્યારે અજ્ઞાન રહીત હતા. પરંતુ અધો દ્રષ્ટિ થવાથી અજ્ઞાન આવેલુ છે, એ અંશોના અજ્ઞાનને મટાડવા માટે ઉપદેશ કરેલો છે.

**ज्यौं वटेमार पुरूष कोउ अेकल, भास करे कोउ कुनसे ।**
**जेतने भर रस्तायनके लग, गवने मुनके मुनसे ।। (२०)**

જેમ કોઈ વટેમાર્ગુ પુરૂષ એકલો જ રસ્તે જઈ રહ્યો છે, બીજો કોઈ તેની સાથે નથી તો કોની સાથે વાત કરે ? કોઈ ન હોવાથી એકલો જ મૌન ધારણ કરી ચાલ્યા કરે છે.

**तेही परकारन अेक हवीनसे, वेद वदीत कीन केसु ।**
**अबके जुओ विचार करीन के, कीये हम आप स्वदेसु ।। (२१)**

ઉપર જણાવ્યા પ્રમાણે એક જ વ્યાપક બ્રહ્મ હોય તો વેદનો ઉચ્ચાર કરનાર કોણ ? અને કોને ઉપદેશ કરે ? માટે હવેથી હે વિદ્વાનો ! તમે વિચાર કરીને તપાસી જુવો. "સકર્તા પતિ કહે છે કે, "આ સમસ્ત જગતની રચના કરનાર અને સર્વે અંશો ને ઉપજાવનાર અમે સ્વદેસુ એટલે અમારા સ્વધામમાં રહીને સમદષ્ટિથી સર્વને નિહાળીએ છીએ.

**जाहां लग मोइ फेलाव रहनके, जेही संकल्प उपजेतु ।**
**ताहां लग नहि अद्वैत केहनके, जीमे न हेत कहेतु ।। (२२)**

જ્યાં સુધી આજગતનો પ્રસારો થયેલો છે ત્યાં સુધી અદ્વૈત કહેવાય જ નહી એ પ્રસારો મારા દ્વૈત સંકલ્પથી જ ઉત્પન્ન કરેલો છે, અદ્વૈત બ્રહ્મને તમો ભાવાભાવ રહીત ગણો છો, તેવો ભાવાભાવ રહીત હું નથી, અમે તો સજાણ, સચેતન અને સક્રીય ગતિવાળા એકદેશી છીએ.

**जुग असंख्य कल्प कही कालन, ज्याहां लग सकल पसारा ।**
**तहां लग द्वैत रमण रचनामे, अद्वैत नहि हमारा ।। (२३)**

"પરમ સકર્તાપતિ કહે છે. કે દ્વૈત ઉમંગનો વેગ ભરીને અમો એ શુદ્ધ સંકલ્પ દ્વારા દ્વૈત જગતનો પ્રસારો કર્યો છે, અગણિત યુગ અને કંઈક કલ્પ વીતિ જાય ત્યાં સુધી અમો દ્વૈત જ રહીએ છીએ. અમારી દ્વૈત રચનામાં સર્વ અંશો પર હેત રાખીને બાહ્ય દષ્ટિની

એકતાએ રમણ કરાવીએ છીએ, જ્યાં સુધી અમારા સંકલ્પનો વેગ સમાતો નથી ત્યાં સુધી અમે દ્વૈત જ રહીએ છીએ.

**जो अद्वैतमे हवु तेहुनमे, तो क्यौं करू पसारे ।**
**तब ते द्वैत विना अेही भवके, कुन हुलावन हारे ।। (२४)**

"નિજ સકર્તાપતિ કહે છે. કે, અદ્વૈત બ્રહ્મ શૂન્યના જેવું વ્યાપક જ છે, તે શૂન્યના જેવો હું વ્યાપક નથી, હું તો દ્વૈત રહીને દ્વૈત સંકલ્પ દ્વારા જગતનો પ્રસારો કરું છું તેથી બાહ્ય દૃષ્ટિ દ્વારા હેત રાખી સર્વજીવોને આનંદ કરાવું છું.

**बीनु हुलावन के कयौं रचहु, कयौं न रहु अेकल ही ।**
**मोइ उपजन पर हेत करनकुं, जबते रहुं बेकलही ।। (२५)**

"નિજ સકર્તાપતિ કહે છે. કે દ્વૈત ઉમંગના ભાવથી જગત રચનાનો વિલાસ ઉત્પન્ન કર્યો છે તે સર્વ અંશોને આનંદ કરાવવા માટે જ કરેલો છે, જો વિલાસમાં આનંદ કરનાર મારા સજાતીય અંશો ના હોય તો વિલાસ રચવાનો શું પ્રયોજન ? જેથી મારી અંતરવૃત્તિની ઉપજાણના સર્વ અંશો વિશ્વમાં ઘટઘટ પરત્વે વસાવેલા છે, તેમની સાથે પ્રીતી રાખીને બાહ્ય દૃષ્ટિની એકતાએ સંબંધ જોડીને દ્વૈત ભાવે રહેલો છું.

**ज्यौं कोइ पुरूष सुपन संकल्पकी, प्रजा हवीत विस्तारा ।**
**जहां लगी सुपन रहे संकल्प ही, ताहां लगी सुपन पसारा ।। (२६)**

જ્યારે કોઈ પુરૂષને સંકલ્પ વૃત્તિ દ્વારા સ્વપ્નુ થાય છે, તે સ્વપ્નમાં ઘણી પ્રકારનાં ભોગવવાના પદાર્થો અને સ્વપ્નાની અનેક પ્રજા દેખાય છે, તે સ્વપ્નાનો દ્વૈત વિલાસ સંકલ્પનો અંત આવે ત્યાં સુધી રહે છે સંકલ્પ સમાતા સ્વપ્નના પદાર્થ કે તેને ભોગવનાર પ્રજા પણ રહી શકતી નથી.

**तेही सुपनकी प्रजा पुरूष सम, भवीत नहि कोइ काळी ।**
**करत कारनकी हवीत न सरभर, निजगम जुओ निहाळी ।। (२७)**

જે પુરુષનાં સંકલ્પથી સ્વપ્નું થાય છે. તે સ્વપ્નાની પ્રજા કોઈપણ ઉપાયે પુરુષના સમાન થઈ શકતી નથી. જેવી રીતે કરનાર કર્તા છે, અને સ્વપ્નુ તે કૃત છે. એ ઉત્પન્ન થયેલું કૃત કર્તા થઈ શકતું નથી, એ તમારી નિજજાણની દૃષ્ટિએ નિહાળીને નક્કી કરો.

**तेही परकारन हम कारन निज, जग संकल्प सुपनेहु ।**
**चैतन सहीत सकंच समारन, मोइ संकल्पसे जेहु ।। (२८)**

ઉપર જણાવ્યુ તેજ પ્રકારે નિજ કર્તા કહે છે કે સમસ્ત જગત અને અંશોના કારણરૂપ કર્તા અમે પોતે જ હોય, જગતરૂપી સ્વપ્નાનું કાર્ય અમારા સંકલ્પથી ઉત્પન્ન કરેલું છે. પ્રકૃતિના સકંચારૂપ સર્વ શરીરો પ્રણવ સંયુક્ત ચૈતન અંશ શરીરોને વશ પડી તેને સંભાળવા કે ચલાવવા તે કર્તાના સંકલ્પની કળ ભરેલી છે. ત્યાં સુધી જ અંશોને શરીર સાથેનો સંબંધ રહે છે.

**अल्प अंश सुपनकी परजा, रहे अल्प अनुकरमी ।**
**हम तो पुरूष परम अपरम पर, त्यौं परजाय अपरमी ।। (२९)**

જેમ અંશના સંકલ્પથી થયેલા સ્વપ્નાની પ્રજા અલ્પજ્ઞ હોય, એકબીજાની સાથે અન્યોઅન્ય મળીને વર્તે છે, પરંતુ તે સ્વપ્નાની પ્રજા જેના સંકલ્પથી સ્વપ્નું થયેલું છે, તે સંકલ્પી ને જાણતી નથી, તેવી જ રીતે પરમ સકર્તાપતિના શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગત રૂપી સ્વપ્નામાં સામાન્ય વિશેષ ગતિના અંશો અગણિત હોય, આપસ આપસમાં જેની સાથે જેવો મતલબ હોય એવી રીતે વહીવટ કરીને વર્તી રહ્યા છે, પરંતુ આપણે કોણ અને આપણા સજાતિય કર્તા કોણ ? તે રેખમાત્ર જાણતા નથી. એ સર્વજ્ઞ સકર્તાપતિ અપાર બ્રહ્મની પાર પોતાના સ્વધામમાં અચળપણે નિવાસ કરી રહેલા છે.

**ओरू ज्यों क्रखी खेत करनारन, कण उपजावत जेती ।**
**तेही पण करे नहि समतुलीक, कण कोइ क्रखी हमेती ।। (३०)**

જેમ કોઈ ખેડૂત ખેતી કરેછે તે ખેતી કરીને ઘણાં પ્રકારનું અનાજ ઉત્પન્ન કરે છે તે ઉત્પન્ન થયેલા અનાજનો કોઈપણ દાણો ખેડૂતની બરાબરી કરી શકતો નથી અને હું ખેડૂત છું એમ કદાપિ કહેતો નથી.

**क्रखी न कहे कोइ कण आपने सम, करेन कण क्रखी समही ।**
**अे उभय कोय कोयकी समतल, कीये नहि कीनुं हमही ।।(३१)**

જેમ ખેતીનો કરનાર ખેડૂત હું કણ છું. એવું કદી કહેતો નથી. ત્યારે કોઈપણ કણ એવું કહેતો નથી કે હું ખેડૂત સમાન છું. ખેડૂત અને તેના ઉત્પન્ન કરેલા કણ એ બન્ને સરખા થઈ શકતા નથી. એવી જ રીતે નિજ કર્તા કહે છે કે, અમે અંશ સમાન છીએ અને અંશ અમારા સમાન છે. એવું કયારે પણ અમે કહ્યું નથી.

**देखो ज़गके जिव सकलमें, कीये न हम करतारा ।**
**में पण जगकु सहीत समेटण, हवुं न सरजनहारा ।। (३२)**

જગતભરના સર્વે જીવોમાંથી કોઈપણ જીવે એમ કહ્યું નથી કે અમો વિશ્વને ઉત્પન્ન કરનાર કર્તા છીએ. જ્યારે સકર્તાપતિ જગતને સમેટીને લય કરી દે છે. ત્યારે કર્તા કહેવાવાળો એકપણ અંશ રહી શકતો નથી તે સમયે આદ્ય, સકર્તા, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ એ નામ વિશેષણો રહીત અનામી પદે અમે એકલા અદ્વૈત પણે રહીએ છીએ.

**तबते नीगम सहीत नहि उचरे; कोउ कीनु करी विचारूं ।**
**या विधके जेही नीगम वदे गम, क्यौ करी धरुं सकारुं ।। (३३)**

ઉપર જણાવ્યા પ્રમાણે સકર્તા ધણીની અલૌકિક અકળકળાની અગમ્ય ગમ વેદ પણ જાણી શકયા નથી, જે જે વેદમાં ઉચ્ચાર કર્યો, તે ન્યાય કે નિશ્ચય વિનાનો હોય, જેને જેવું સમજાયું તે પ્રમાણે સત્યમાની ને વિરામ પામ્યા છે, પરંતુ આજગતના કર્તા કોણ છે ? એવો વિચાર કરીને કોઈએ જોયું નથી. વેદોએ યુક્તિ કરીને પોતાની ગમનો પ્રકાશ કરી જણાવ્યો છે તે એવી રીતે કે, જીવ, શિવ, ઈશ્વર, માયા અને બ્રહ્મ, તેનુ ભિન્ન ભિન્ન

પ્રકારે વર્ણન કરી સમજાવ્યું છે. છતાં કોઈ કોઈનું કારણ સાબિત થતુ નથી. એ સત્ય જાણના અભાવે પોતાના સ્વરૂપ અને સજાતિય કર્તા ને કોઈ ઓળખી શકયા નથી; આવા અદબદ નિર્ણય સિવાયના વેદના ઉપદેશને કેમ કરીને સ્વીકારી લેવાય ?

**तब जग जंत सकल ओर हमही; कीये न कोउ कीनुं व्यापी ।**
**जो में हवु सतंत एक तो, कुन धरमी, कुन पापी ।।(३४)**

તેટલા જ માટે જગત અને જીવોનાં અમે પોતે સર્જનહાર હોવાથી કોઈને પણ કહ્યું નથી કે અમો સર્વ વ્યાપક છીએ. નિજકર્તા કહે છે કે, જ્યારે સ્વતંત્ર વ્યાપક અમે એકજ. હોય તો ધર્મી કોણ અને પાપી કોણ ? જ્ઞાની, અંજ્ઞાની અને સર્વજ્ઞં અલ્પજ્ઞના વર્ગ પાડી શકાય નહી, ત્યારે પુન્યવાન ને સુખ અને પાપીને શિક્ષા કરનાર ફળદાતા સર્વજ્ઞ ના હોય તો જગતમા અસ્ત વ્યસ્ત થઈને અંધાધુંધી વ્યાપી જાય.

**जब तो जगत जीव करतवकी, उंच नीचकी सोइ ।**
**तो कोउ विन कीनके शिर अरपु, भुगत परे सब मोइ ।। (३५)**

જ્યારે જગતનાં જીવોની કર્તવ્યરૂપી સારી નરસી કરણી ઊંચી બુદ્ધિવાળાની ઊંચી કરણી અને નીચી બુદ્ધિવાળાની નીચી કરણીનાં ફળ, હું એક જ વ્યાપક હોય, અને બીજો કોઈ પણ જીવ નથી તો પછી તે કર્મનો બોજો કોના શિર પર મુકવો ? એક મારા સિવાય બીજો કોઈ નથી તો આ પાપ પુન્યના ફળ મારે જ ભોગવવા પડે ને ?

**अेसे नहि गंडुर गम के हम, राज हवीत कयौं फांसी ।**
**अरे नीगम तुम नीरुप करंता, जोइ नहि मोइ गत झांसी ।। (३६)**

એવા અચેત ગમગતિ સિવાયનાં પાગલ અમે નથી કે અમો ચક્રવર્તી રાજા હોવા છતાં રૈયત ગુનો કરે અને રાજાને ફાંસીએ ચઢવું પડે, એ ન્યાય ગણાય ખરો કે ? અરે ઓ વેદના વક્તા અને વેદોનું અધ્યયન કરનારા આચાર્યો ! તમે અંદર અને બહારનાં ચક્ષુ ગુમાવીનેઅંધ થઈ બકવાસ કર્યો છે કે શું ? આ સકર્તાની સર્જેલી સૃષ્ટિની વિવિધતા

જોઈને તમે વિચાર પણ કર્યો નથી તેથી અઘટતું અને અસંભવતુ મનમાં આવે તેવો લવારો કરીને જગતકર્તાની પ્રભુતાને જાણી કે સમજી શકયાં નથી. જો આ સૃષ્ટિને નિયમમાં રાખનાર નિયંતા ના હોય તો બ્રહ્માંડની આદ્ય લઈ અનંત લોકની વ્યવસ્થા ન્યાયપુર્વક કેવી રીતે થઈ શકે ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે તમે જગતની રચના જોઈ વિચાર કરીને બોલ્યા નથી તો પછી નિજકર્તાની ગતિને કેવી રીતે જાણી શકશો ?

**मोइ काहां कीये सतंतर हमही, जीव नही हुये परमेशु ।**
**परभारा तुम कही सतंतर, कहो कीनके उपदेशु ।। (३७)**

"નિજ સકર્તા પતિ વદે છે કે," જીવ સ્વતંત્ર છે એવું મેં કયારેય પણ કહ્યું નથી, અને જીવ કદાપિ પણ પરમેશ્વર થઈ શકતો જ નથી, આતો પરભારે પરભારા નવીન વેદાંતીઓએ અમે સ્વતંત્ર છીએ એવો બકવાદ કર્યો છે. એમ કહેવાથી અને મનાવવાથી એમને સત્ય ધર્મનું આચરણ, નીતિ નિયમમાં રહેવું કે, જપ ધ્યાન કરવું ના પડે અને સ્વછંદ પણે મનને ભાવતાં ભોગ ભોગવી શકાય તે માટે જ આવો સ્વતંત્ર પણાનો લવારો કરી ગયાં છે. કહો તો ખરા ? કે આવો ઉપદેશ કોણે કર્યો ? અને વેદમાં આવો ઉલ્લેખ છે ખરો કે ? વેદમાં તો કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડનાં વિભાગ પાડી, જીવોને મુક્ત થવા માટે કાયદાઓનું બંધારણ કહી બતાવ્યું છે.

**परभारे परभारी कहीत तुम, वेद सहीत आचारू ।**
**पण नव लही मोइ मतलबकी, उचरे कुण विचारूं ।। (३८)**

આવી રીતે પરભારે પરભારી તમે સ્વતંત્ર પણે વાણીનો વિસ્તાર કરીને જગતનાં જીવોને સ્વછંદી કરી દીધાં છે, વેદ સહીત વેદના આચાર્યો પણ કર્તાના મતલબને જાણી શકયાં નથી, તે કારણને લઈ કોને ઉદ્દેશી કોનો વિચાર કરીને આવું બોલી ગયાં હશે ? તે વિવેક દૃષ્ટિએ તપાસી જોતાં સરવાળે શુન્ય આવે છે. જો એક અદ્વૈત બ્રહ્મમાં બીજો કોઈ જ નથી તો પછી વેદમાં કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડ એમ જુદાં વિભાગ પાડી જોતાં જીવો

અલગ ના હોય, તો કોને ઉપદેશ કરેલો છે ? એ ન્યાય દષ્ટિએ નિશ્ચય કરી જોતાં બ્રહ્મથી જીવો જુદાં છે એમ સિદ્ધ થાય છે.

**बीनुं विचार करीत क्यौं उचरे, निगम चतुर वेदवानुं ।**
**जगत समेत कीये मोइ व्यापक, ऐसे कुन अज्ञानु ।। (३९)**

હું કોણ અને કોનો સજાતિય છું ? કયાંથી આવ્યો અને દેહનાં અંતે કયાં જઈશ ? એનો વિચાર કર્યાં વિના અચેત પણે વાણીનો ઉચ્ચાર કરી ગયાં છે. ચાર વેદનું અધ્યયન કરવાવાળા વિદ્વાનો જગતને જોઈ નિજનો અનુભવ કરીને બોલ્યા હોય એમ જણાતું નથી, સજાતિ વિજાતિ ને નહિ સમજી શકવાથી જગત કર્તા જગતમાં વ્યાપક છે એવી રીતે કે, વ્યાપકમાં જગત અને જગતમાં વ્યાપક, એમ ઓતપ્રોત છે, એવાં કોણ અને કયા અજ્ઞાની કહી ગયાં હશે ? તે ન્યાયની દષ્ટિએ નિર્ણય કરવા જેવો છે.

**कही हुसे अवतार गुननके, तेही पण नीगम विलोकी ।**
**तीनु न ज्ञान आप अनुभव के, जेही गत अगम अलोकी ।। (४०)**

કોઈ કોઈ જગતનાં આચાર્યો એમ કહેછે કે, ગુણોનાં અવતાર જે રામ-કૃષ્ણ થઈ ગયા તે સર્વ વ્યાપક છે એમ કહી ગયાં છે, તેનો ઉત્તર આપતાં "ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે આચાર્યો પણ વેદનું વિલોકન કરીને બોલી ગયાં છે તેથી જ હું કોણ અને મારા સ્વજાતિ કર્તા કોણ ? તે સમજી શકયાં નથી, પોતાના સ્વરૂપનું અને કર્તાને ઓળખવાનું જ્ઞાન અગમ અને અલૌક્કિ હોવાથી લૌકિકમાં કોઈએ જાણ્યું નથી.

**ए तो गुण अवतार लोकसुर, में गुणातीत रहावुं ।**
**सृष्टि आद्य मोइ हुते अकेलन, तो कुनकी गत पावुं ।। (४१)**

એ તો ત્રણ ગુણનાં દેવલોકો અવતાર લઈને આવ્યાં છે, તેમને સ્વ અનુભવ ન હોવાથી વેદનું પ્રમાણ લઈને અમો સર્વ વ્યાપક છીએ એમ બોલી ગયાં છે, પરંતુ ગુણોના જ્ઞાનની વાતો ગુણ સુધીનું જ્ઞાન કરાવે છે, અમારું સકર્તા પદ ગુણાતીત હોવાથી જગતની

આદ્યે અમે એકલાં જ રહેલા હોય, જેથી ગુણોના દેવ કે ગુણોના અવતારોની ગમગતિ અમારા સુધી નહિં પહોંચવાથી અમને પ્રાપ્ત કરી શક્યાં નથી.

**पितुके जनम न मालम सुतकु, जेही पीछुके जायनके ।**
**तेही परकारन हमही तात निज, जगजीव उपजायनके ।। (४२)**

જેવી રીતે પિતાના જન્મની પુત્રને માલુમ નથી, કારણકે પિતાથી જ પુત્ર ઉત્પન્ન થયેલો છે, પિતાની આદ્ય પુત્ર કેમ કરી જાણી શકે ? એ દૃષ્ટાંતનાં ન્યાયે સમસ્ત સૃષ્ટિની આદ્ય સર્વ જીવોનાં અમો પિતા છીએ, અને સર્વ અંશો અમારા સંકલ્પથી ઉત્પન્ન કરેલા હોય, એ અંશો અમને કેવી રીતે જાણી શકે ?

**ते न लहे हमकु सुतके सम, जब ते सकल अयानु ।**
**कथे ब्रह्म व्यापक जेही जिनमे, मोइ गतके बीन भानु ।। (४३)**

"નિજકર્તા કહે છે કે," સામાન્ય અને વિશેષ સર્વે અંશોનાં અમે પરમ પિતા છીએ, તે અંશો રૂપી પુત્રો અમારા નિજપદની જાણ સિવાયનાં હોવાથી અમને ઓળખી શક્યાં નથી, બ્રહ્મ જ્ઞાનીઓનાં ઉપદેશની માન્યતાથી એવું સમજી બેઠાં છે કે, નિર્ગુણ બ્રહ્મ અમારામાં છે, અને અમે નિર્ગુણ બ્રહ્મમય છીએ. આવી રીતે નિજકર્તાની ગતિને નહિં જાણવાથી ભાન વગરનાં થઈને જગતમાં ફરે છે.

**बीन भाननके लक्ष लहीनके, जीनमें सब विलमाइ ।**
**भरमे भरम भमे अवधी लग, अंते कछु न कांइ ।। (४४)**

હું કોણ અને મારા સ્વજાતિ કર્તા કોણ ? તે સત્ય જાણ સિવાયનાં ભાન વિનાના મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓનો લક્ષ લઈ અલ્પમતિનાં જીવો મોટી ભુલમાં પડી જવાથી વિરામ પામ્યા છે. તે ભુલમાં ને ભુલમાં ભટકી ભટકીને દેહનો અંતકાળ આવે ત્યાં સુધીમાં કાંઈપણ પ્રાપ્ત કરી શકતા નથી તે કારણને લઈ છેવટે અધોગતિમાં જાય છે.

**में उपजायल सकल सृष्टिकु, ओर पालन पोक्षनही ।**
**उत इतमे सब वळग परीनके, तेही हमकु नहि जनही ।। (४५)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી ઉત્પન્ન કરેલી સમસ્ત સૃષ્ટિનાં સર્વ જીવો પર હેત રાખીને પાલન પોષણ અમે જ કરીએ છીએ, છતાં અમને ભુલી જવાથી અહીં મૃત્યુલોકથી લઈ ચૌદલોક પર્યંત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને શક્તિ સુધીની ઉપાસનામાં વળગી પડયા છે, તે કારણને લઈ અમને કોઈ જાણી શકયાં નથી.

**अरे काय तुम करीत जगतमे, मोइकु विसर धरीनके ।**
**नेति निगम जीनुं कहत तेही हम, जोयुं न खोज करीन के ।।(४६)**

અરે ઓ, સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યો ! અમને સકર્તાને ભુલી જઈને આ જગતમાં તમો કયો ઉપદેશ કર્યો ? ને જીવોને શું સમજાવ્યું ? તમારા અકર્તા સિદ્ધાંતમાં તો કંઈ કરવાપણું નથી, કારણ કે વેદમાં જે નેતિનો પોકાર કર્યો છે, તે અમારા કર્તાપદનો હોવાથી પાછા ફરીને તમે જોયું નથી, તેથી તમો અજાણ રહી ગયાં છો.

**बेर बेर कया कहु तमनकु, तुम जग जीव भरमाने ।**
**तबते आध्य अंत मध्यके मही, हमकु कोही न जाने।। (४७)**

હે વેદનાં ઉપદેશક આચાર્યો ! વારંવાર તમને કેટલું કહું ? આ જગતનાં જીવોને અમારાથી ભુલાવીને ભરમાવી દીધાં છે, આદ્યથી અંત અને મધ્યમાં જગતનાં જીવોને અમારા કર્તાપદની જાણ થવા દીધી નથી એ જ તમે મોટો અપરાધ કર્યો છે.

**तेही अपराध जीवनको तुमकु, हमकु दीओ न जानी।**
**अनंत खोजमे कही अगमकी, मानो क्यौं अभिमानी।। (४८)**

હે સિર્ગુણ નિર્ગુણનાં માર્ગદર્શિઓ! અમારા કર્તાપદથી જગતનાં જીવોને વિમુખ રાખી અમને જાણવાં દીધાં નથી, તે જ જીવોનો તમે મહાન અપરાધ કર્યો છે, અમારા અગમ્ય

કર્તાપદની શોધ કરવા માટે અનંત વચનોનો બોધ પરમગુરૂનાં સ્વમુખે તમને કરાવ્યો છે છતાં તમે મિથ્યા અભિમાની થઇ જવાથી અમારું એક પણ વચન માન્યું નથી.

**माने कुण कही तीनकी लायक, कोई नहि भवभर सेती।**
**जेही जीनके द्रढ तीनु अभिमानीत, रखत सकल होई वेती।।** (४९)

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," તે સકર્તા પદની પ્રાપ્તિનાં અગાધ બોધથી ભરેલાં અનેક વચનોનો ઉચ્ચાર ભુલેલા જીવોને સમજાવવા માટે કર્યો છે, છતાં યોગ્ય લાયકાતવાળા નહિં હોવાથી અમારા કહેલાં વચનો કોઈએ માન્યાં નથી, ભવભરમાં નિજકર્તા-પદની શુદ્ધ આરતવાળા અધિકાર સિવાયનાં જગતનાં જનો પરમ કલ્યાણકારી ઉપદેશને ગ્રહણ કરી શકયાં નથી. તેમને જે જે ઇષ્ટોનાં ઉપાસક ગુરૂઓ મળ્યાં, તેમને તે જ ઇષ્ટકર્તા તરીકે દ્રઢ કરાવેલાં છે, તેનું જ અભિમાન રાખી અમે સર્વ કંઇ જાણીએ છીએ એવી અસ્મીના કારણથી નિજનો વિચાર કરી શક્યાં નથી.

**तो हमेरे खुदके अनुभवकु को–करे उर अवीलानुं ।**
**आपनी सरस देखावन सबसे, भुगत परे अज्ञानुं ।।** (५०)

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત જગતનાં જે સર્જનહાર છે તેમના જ આપણે સજાતિય અંશો હોવાથી કર્તાપદની પ્રાપ્તિનો મને સ્વઅનુભવ છે, તે કર્તાપદને પ્રાપ્ત કરાવવાનો અલૌકિક જ્ઞાન ઉપદેશ હું સર્વને આપું છું. છતાં કોઇ ગ્રહણ કરીને તેમનાં અંતરમાં અવલોકન કરતાં નથી, તે નહિં કરવાનું કારણ મતપંથનાં આચાર્યો પોતાની શ્રેષ્ઠતા આ જગતમાં જણાવવા અને પુંજાવાના હેતુથી નામ, રૂપ અને ગુણનું અભિમાન ધારણ કરીને જડ ચૈતનની વિભક્તિનાં જ્ઞાન વિના અજ્ઞાન દશા ભોગવે છે.

**अब कया करुं तमनसे हमही, मोइ उपजायल जबही ।**
**न्याय नवेर करीत समजाईत, रोश धरीत नहि तबही ।।** (५१)

"કરૂણેશ પતિ કહે છે કે,"તમે સર્વે અંશો મારા ઉત્પન્ન કરેલાં હોવાથી તમને સમજાવવા માટે હું શું શિક્ષા કરું ? હું અનંત શક્તિવાળો છું છતાં તમને મારા સજાતિય અંશ જાણીને કંઇ કરી શકતો નથી, તમારા પરમ કલ્યાણ અર્થે સાચા જુઠાનો નિવેડો કરીને તમારા ઉપર રોશ નહિ ધરતાં ન્યાય સહિત નિજ ઘરનો લક્ષ સમજાવું છું.

**मोई आवेश करीत जीनके उर, जेही जेही वचन वदेही।**
**तेही तेही कही सकल सब हमने, जीनकु दोष न देही।। (५२)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે પરમગુરૂનાં અતિ નિર્મળ હૃદયમાં મારી અકળગતિનો પ્રવેશ કરાવી, તે પરમગુરૂના મુખે નિજકર્તા પદની પ્રાપ્તિના અનુભવ સિદ્ધ વચનોનો ઉચ્ચાર કરાવું છું તે સર્વે વચનો અમારા નિજ જ્ઞાનથી ભરેલાં હોય, અમને આગળ રાખીને ઓળખાવવા બોલેલાં છે, તે વચનોનો પ્રકાશ પાડીને જેણે અમને જગતમાં જાહેર જણાવ્યાં છે તે પરમ વિશેષ અંશને જરાય કોઇ દોષ દેશો નહિં.

**दोश न देवनकी कही हम तुमकु, जिन मुख उचरे तीनकु।**
**मानत जिनके जुवो जथारथ, वदे न न्याय हवीनकु ।। (५३)**

"સર્વના સર્જનહાર સ્વામી કહે છે કે," જે પરમગુરૂનાં અંતરમાં વસીને અમે સત્ય વચનોનો ઉચ્ચાર કરાવ્યો છે તેમને કોઇ દોષ દેશો નહિં, તેમનાં અલૌકિક વચનો જ્ઞાન દૃષ્ટિએ વિચારીને જોશો, તો તમને સત્ય મનાશે અને વિશ્વાસ પણ આવશે જેમની અનુભવ વાણીનો અગાધબોધ જેમ છે તેમ તમારું નિજ સ્વરૂપ અને સકર્તાપદની ઝાંખી કરાવનાર છે. તે પુરૂષ કરૂણાના દાતા હોય, તે જે જે બોલ્યાં છે તે અદલ ઇન્સાફથી બોલેલા હોય અક્ષરે-અક્ષર સત્ય બોલ્યાં છે.

**दोश देवनकी नहि कही जनकु, ते कुन हे भव सेती।**
**नाम न वेश कहुं तेही तीनके, सुनो सकल सजनेती।। (५४)**

"સકર્તા સ્વામી કહે છે કે," જેને તમે દોષ દેશો નહિં, એવું મેં જગતના જનોને કહેલું. તે જ પુરુષ કૈવલવેત્તા હોય, સર્વ જીવોનાં તારણહાર કરૂણાસાગરનાં નિર્મળ નામનો નિર્ણય કરાવીને તમને જણાવું છું. માટે હે સજ્જનો ! તમે શુદ્ધ હેત ધારણ કરીને સાંભળો.

**जेही जेही आचारज भव भरके, वेद सहीतकु जेही ।**
**तीनु आध्ये जेही सुघड सह्यानां, जीनकु कह्या हमेही ।। (५५)**

ભવભરમાં અત્યાર સુધી જે જે આચર્યો વેદના હિમાયતી વેદને અનુસરવાવાળા થયાં છે, તેમની આદ્ય લઈ બીજાં સુઘડ અને શાણા બ્રહ્મ લક્ષને યથાર્થ જાણી, તેમાં સ્થિર થયેલાં પુરુષો જગતને અભેદ દૃષ્ટિથી જોવાવાળા હતાં, તેમને જ ઉપરની ચોપાઇમાં સકર્તા લક્ષનો બોધ સાંભળવાનું કહેલું છે.

**ओरू आ भवमे अनेक उपासन, आप आपने मन मतकी ।**
**रच बेठे जीनुं जेही जम उपजित, थपीन मोइ किंमतकी ।। (५६)**

પુર્વકાળમાં જે જે વેદનાં વેત્તાઓ થયાં, તે દ્વૈત ભાવને દુર કરી, અદ્વૈત બ્રહ્મની અંતરદશામાં તલ્લીન થયેલાં હતાં, તેમના સિવાયનાં બીજા નવિન વેદાંતીઓ જેણે ઘણાં મતપંથો કલ્પીને અનેક પ્રકારની ઉપાસનાઓ જે જેનાં મનથી જેવું સમજાયું, તે પ્રમાણે નક્કી કરી જુદાં જુદાં ઇષ્ટોની સ્થાપનાઓ કરી ગયાં છે. પરંતુ "ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા સકર્તા મતને યથાર્થ સમજી ગણતરીમાં લઇ કોઇએ સ્થાપના કરી નથી.

**मोई किंमत वीनु धरम धरा पर, अगणित कीओ अनीतके ।**
**अब कया कहु जडाक जडे भव, धणी वीना घर हीतके ।। (५७)**

અમારા સકર્તા મતને યથાર્થ જેમ છે તેમ નહિં જાણી શકવાથી ગણતરીમાં લઇ શકયાં નથી, તે કારણને લઇ આ જગતનાં આચાર્યો આદ્યથી અનિત્ય ઇષ્ટોનાં ધરમની

સ્થાપનાઓ આ પૃથ્વી ઉપર પ્રસિદ્ધ કરી ગયાં છે, ઘણાં સમયથી જડ ઉપાસનાઓનાં અધ્યાસે કરી, જગત જીવોનાં તનમન જડાઇને જડતવ્ બની ગયાં છે પોતાને પ્રથમ ઉત્પન્ન કરનાર સકર્તા ધણીની શુદ્ધ ઉપાસના સિવાય જે ઘરથી આવ્યાં છે તે નિજઘરને પ્રાપ્ત કરી શકશે નહિં.

**जडे कहु करतार तजी मोई, तेही अभिप्राय कहनकु।**
**वेद वदीत विसवास रहे हम, कोई नहि निगम ग्रहनकु।। (५८)**

સજાતિ વિજાતિનાં શુદ્ધ જ્ઞાન વિના સકર્તાપતિને ત્યજી દઇ, સગુણ નિર્ગુણની જડ ઉપાસનાઓ કરી, જડ બુદ્ધિનાં થઇ ગયાં છે. તેનો અભિપ્રાય તમને કહું છું કે, વેદમાં જે નેતિનો પોકાર કર્યો છે તેનો મને તમારા પ્રત્યે વિશ્વાસ હતો કે નેતિ પારનાં લક્ષને સમજી મારા નિજપદની શોધ તમે કરી શકશો પરંતુ નેતિનાં પરમ અર્થને નહિં જાણી શકવાથી મારા નિજકર્તા પદનો પરમલાભ લઇ શક્યાં નથી.

• **निगम ग्रहे बीनुं गति हमनकी, नेति कहीत जेही जीनकी।**
**आन्य ग्रंथमां अेही समज नहि, छेक सदन मोई तीनकी।। (५९)**

વેદ સિવાયનાં બીજાં અનેકગ્રંથોમાં શુદ્ધ જ્ઞાન મળશે નહિં, તે કારણને લઇ ચાર વેદમાં જે નેતિ કહેલી છે તે જ મારી સર્વ વ્યાપક ગતિ હોય, અને તે લક્ષને ગ્રહણ કર્યા સિવાય છેવટે આવેલું મારું કૈવલધામ તેને તમો પ્રાપ્ત કરી શકશો નહિં.

**आ भव तो सब वेद वहीतके, हुवे अल्प अनुरागी।**
**निगम नेति करतार तजी मोई, छुद्रदेव रहे पागी ।। (६०)**

ચારે વેદમાં ત્રણ કાંડ વર્ણવી બતાવ્યાં છે. પહેલું કર્મકાંડ, બીજું ઉપાસના કાંડ ત્રીજું જ્ઞાનકાંડનો યથાર્થ વિચાર કર્યા વિના કર્મકાંડમાં અને ઉપાસનાકાંડમાં અનેક પ્રકારનાં દેવી દેવતાઓનું પ્રતિપાદન કરેલું છે તે દેવી દેવતામાં પ્રીતિ રાખીને જગતનાં લોકો વેદના વહેણમાં વહ્યાં જ જાય છે, પરંતુ ભાગ ત્યાગની લક્ષણાએ વેદમાં જે નેતિ કહી છે તે નેતિ પારનું સકર્તા પદ ત્યજી દઇને શુદ્રદેવોની અનિત્ય ઉપાસનાઓમાં પચી ગયાં છે.

**छुद्रदेव गुण शक्ति आद्य ल्यौं, भैरव भुत पीचासु।**
**ओरू दुर्गा जेही सुर अल्पज्ञे, लाग रहे सब तासु।। (६१)**

જગતભરનાં લોકો ભૈરવ, ભુત, પિશાચ અને બીજાં અલ્પ ગતિવાળા દેવો તેમજ નવ કરોડ દુર્ગાઓની ઉપાસનાઓમાં પ્રીતિ રાખીને સેવા, પુજા અને સ્મરણ કરી રહ્યાં છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તથા આદ્ય શક્તિની શુદ્ર ઉપાસનાઓમાં વિશ્વાસ લાવી વિરામ પામ્યાં છે.

**हमकु तजि भजि तेही तीनकु, अेही विधि जग बाहोराअे।**
**भये अचेत वेत विनु सबही, जबते निगम बहाअे।। (६२)**

ઉપર જણાવ્યા પ્રમાણે અનિત્ય ઉપાસનાઓમાં જગતનાં લોકો જડ ગતિવાળા થઇ જવાથી સકર્તા પતિને ત્યજી દઇ બાહ્ય દૃષ્ટિનાં દેવી દેવતાઓને ભજી રહ્યાં છે ત્યારથી જ અચેત ગતિના થઇ જવાથી પોતાના નિજ સ્વરૂપની જાણ વિના સંસારભરનાં લોકો વેદમાં વર્ણવી બતાવેલાં કર્મકાંડનાં વહેણમા વહ્યાં જાય છે.

**भुले तेही पण निगम वेतसे, करमकांड विलमेसु।**
**पण न लही मोई अगम उपासन, ज्ञानकांड उपदेशु।। (६३)**

અત્યાર સુધી થયેલાં મોટા ભાગના વિદ્વાનો વેદમાં કહેલાં કર્મકાંડનો વિશેષ અભ્યાસ કરી, જગતનાં લોકોને તે જ પાઠ ભણાવી ભુલમાં નાંખી દીધાં છે. પરંતુ પોતાનો સ્વાર્થ સાધવા વિદ્વાનોએ જીવોનાં કલ્યાણ અર્થે જ્ઞાનકાંડનો અભ્યાસ કર્યો નહિં તે કારણને લઇ નિજકર્તાની અગમ્ય ગતિ નહિ જાણી શકવાથી ઉપાસના કરી શકયાં નથી.

**ज्ञानकांड पण तेही भरमीतके, हमकु व्याप ठराया।**
**भवसे फरक रखे नहि हमकु, ता ते जग भरमाया।। (६४)**

વેદમાં જણાવેલાં જ્ઞાનકાંડનું નિરૂપણ કરતાં જે નેતિ કહેલી છે તેનો વિચાર નહિં કરતાં સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર નિજકર્તાને સર્વ વ્યાપક ઠરાવ્યાં, તે એવી રીતે કે હું છું તે

તમે છો, અને તમે છો, તે જ હું છું. એવું સમજાવીને દ્રઢ કરાવી દીધું છે. પરંતુ સૃષ્ટિનાં સર્જનહાર સર્વથી ન્યારા છે એવું નહિ સમજી શકવાના કારણને લઇ ત્યારથી જ જગતનાં લોકો ભ્રમણામાં પડી ગયાં છે.

**भव तो सकल अल्प अल्पज्ञे, चहे उपास आधारूं।**
**ते तो ज्ञाने कीअे सतंतर, कीनु धरे पतियारूं।। (६५)**

ભવભરની અંદર જેટલાં વેદમતનાં આચાર્યો થયાં તે અલ્પ ગતિવાળા હોવાથી "હું કોણ અને મારા સજાતિ કર્તા કોણ ?" તે જાણી શકયાં નથી. ત્યારે તેમના સિવાય સર્વે જગતનાં જનો અતિ અલ્પજ્ઞ બુદ્ધિવાળાં છે. તે પોતાનું અજ્ઞાન મટાડવા અને સત્યને જાણવાં ઉપાસના કરવાની ઇચ્છા રાખે છે, તે ઉપાસના પણ સર્વજ્ઞની હોવી જોઇએ, પરંતુ વેદના જ્ઞાનકાંડમાં વેદના આચાર્યોએ જગતકર્તા જગતમાં વ્યાપાક છે એવું ઘટાવી દીધું છે. હવે જીજ્ઞાસુ જનોને કોના ઉપર વિશ્વાસ રાખવો ? તેનો નિશ્ચય નહિં થવાથી ખરા જગત કર્તાને જાણી શકયાં નથી.

**नीगम छेवटके ज्ञानकांडमे, व्याप कहे सम अेकु।**
**हमकु न साक्षी रखे सरवके, वेद न कीये विवेकु।। (६६)**

વેદનાં છેલ્લા જ્ઞાનકાંડમાં એક નિર્ગુણ બ્રહ્મ સર્વમાં એકજ સરખું વ્યાપાક છે, એવું વર્ણન કરી જણાવ્યું છે. "સકર્તાપતિ કહે છે કે," હું સર્વનો સાક્ષી સર્વજ્ઞ સર્વથી ન્યારો છું, એવો વેદ વકતાએ વેદમાં વિવેક કરી, મને ભિન્ન રાખી નિર્ણય કરાવ્યો નથી.

**सर्वंग खलु अेक अखील ब्रह्म, छेवट नीगम सराये।**
**तो कोइकी कुन करही वहारीत, सहीत हमन समताये।। (६७)**

ભવભરનાં નાના મોટાં સર્વે પદાર્થોમાં સર્વાંગે એક જ બ્રહ્મ વ્યાપક છે એવાં વેદમાં વખાણ કર્યા છે, બ્રહ્મ સિવાય બીજો કોઇ નથી, તો પછી કોઈ જીવને ધર્મ સંકટ આવે ત્યારે સર્વનાં સાક્ષી સર્વજ્ઞ ન્યારા ના હોય તો તેમની સહાય કોણ કરશે ?

**सम सममे कुण करे सहायक, न्यारे विना हमेती।**
**सकल अंश पर अहंग मानी बीन, सरे न काज सखेती।।** **(६८)**

જ્યારે સર્વ અંશો સરખી ગતિવાળા એકજ સરખાં ગણી લઇએ. અને સર્વ સત્તાધીશ સર્વના સર્જનહાર ન્યારા ના હોય તો એકબીજાની સહાયતા કોણ કરશે ? જેથી સર્વ અંશોના શિર ઉપર સકર્તા ધણી છે એવો ન્યાય સહિત સત્ય નિર્ણય કરીને યથાર્થ જાણીને આરતપુર્વક ઉપાસના કરવામાં ન આવે ત્યાં સુધી કોઇ પણ જીવનું કલ્યાણ થશે નહિ.

**अहंग मानी अभिमान धरन मोई, जीव जंत पोखनकी।**
**भीन विना हमसे जगजीवन, बने न बंध मोखनकी।।** **(६९)**

વેદનાં સિદ્ધાંતને અનુસરનાર અકર્તા મતનાં બ્રહ્મજ્ઞાનીઓ પોતાના સ્વરૂપને સર્વ વ્યાપક પુર્ણ બ્રહ્મ માને છે અને અમે જ જગતકર્તા છીએ, એવું અભિમાન ધારણ કરી કહે છે કે, સર્વ જીવોનું પાલન પોષણ અમે જ કરીએ છીએ, ત્યારે એક જ વ્યાપક બ્રહ્મથી કોઇ જુદો નથી. તો પાલન પોષણ કરવાનું સંભવે જ કેમ ? અદલ ઇન્સાફથી જ્ઞાન દષ્ટિએ નિર્ણય કરી જોશો તો જગતકર્તા જગતથી ન્યારા રહી સર્વનું જીવન પોંખે છે, તે જીવનદાતાને લક્ષ દ્વારા જાણીને ભજવામાં ના આવે ત્યાં સુધી કોઇપણ જીવ માયાના બંધનમાંથી છુટી કૈવલ મોક્ષ પામી શકતો નથી.

**जो होय बंध मोक्ष विनके भव, तो हम पति कोउ कीनके।**
**उत्तम मध्यम करणी देवन फळ, कुन रहे जेही जीनके।।** **(७०)**

સમસ્ત સૃષ્ટિનાં સર્જનહાર સર્વ અંશોના સાક્ષી સકર્તા ધણી ન્યારા ના હોય, તો અગણિત જીવો ઉત્તમ, મધ્યમ જે જેવાં કર્મ કરે છે તેનું ફળ કોણ આપે ? માયાના બંધનમાં બંધાયેલા જીવ દુઃખી થાય છે. ત્યારે ભવ દુઃખમાંથી છુટવા મોક્ષની ઇચ્છા કરે છે તે જીવ કોઇ જ્ઞાની સંત પાસેથી અલખનો લક્ષ લઇ, તેની સતત આરાધના કરે, તેવા અધિકારી જનોને શરણમાં લઇ પરમ પદનું નિત્ય સુખ આપનાર સર્વેશ્વર ના હોય, તો સ્મરણ ધ્યાન કે કોઇપણ સતકર્મ કરવાની આવશ્યકતા રહેતી નથી.

**जो कोई रहे नहि उत ईतमे, फळके देन करनकु।**
**तो वर्ते कुण धरम धरा पर, पावन कुने सरनकु ।। (७१)**

આ બાજુ મૃત્યુલોકમાં તે બાજુના દેવલોકમાં શુભ અને અશુભ કરેલાં કર્મના યોગ્ય ફળ આપનાર સર્વજ્ઞ ફળદાતા ના હોય, તો આ પૃથ્વી ઉપર કોઇ પણ મનુષ્ય કોના શરણમાં જવા માટે ધર્મનીતિનું આચરણ કરે ?

**अेतने भर अेक अेकन अलाधीक, बाबज बंध रखनके।**
**तो रचहुं क्यौं अखिल उपाधिने, मानीत विना पखनके।। (७२)**

અકર્તા સિદ્ધાંતનાં મતવાદી મધ્યમ બ્રહ્મજ્ઞાનીઓ અત્યાર સુધીમાં જેટલાં થયાં તે સર્વે એવું નક્કી કરી બેઠાં કે, આપણે કોઇની આધિનતામાં નથી. આપોઆપ સ્વતંત્ર હોવાથી, સ્મરણ ધ્યાન કે ઉપાસના કોની કરવી ? એવો પ્રતિબંધ મુકી દીધો, અને નિજકર્તા પક્ષને ત્યજી દઇ, નિષ્ક્રીય માન્યતાને સત્ય માની નાસ્તિક થયાં છે. તો પછી સકર્તા ધણીને સૃષ્ટિ સર્જીને પાલન પોષણ કરવાની કોઇ મતલબ રહેતી નથી, તો એ વાત બ્રહ્મજ્ઞાનીઓને વિચારવા જેવી છે.

**माटे न्याव न लग्यो कहनमे, निगम चतुरके मांही।**
**तो आ भवके जिव सकल मोई, विलमे कीनु कहांही।। (७३)**

ઉપર જણાવ્યા પ્રમાણે ચારે વેદમાં જ્ઞાન દૃષ્ટિએ નિહાળી જોતાં વેદના વચનોમાં ન્યાય દેખાતો નથી. "સકર્તા ધણી કહે છે કે," એવાં વેદનાં વચનો સાંભળીને ભ્રમીત થઇ ગયેલાં મારા અંશો કોના શરણે અને કયાં જઇ વિરામ લેશે ?

**बोहोरू निगम अनुभव अेकतायन, व्यापक हे ब्रह्म अेकु।**
**आप सहीत सब घट ब्रह्म अस्मि, ईष्ट थपे कीन केकु।। (७४)**

ફરી-ફરીને વેદના અનુભવીઓ એકતાનો ઉપદેશ જણાવતાં કહે છે કે, અમે પોતે તેમજ સર્વે ઘાટોમાં એક જ અદ્વૈત બ્રહ્મ વ્યાપક છે, તે જ અમારું પોતાનું સ્વરૂપ છે.

બ્રહ્મજ્ઞાનીઓ પોતે અને ઘટઘટ પરત્વે એક જ બ્રહ્મ હોય, તો એક અદ્વૈતમાં બીજો કોઇ ભાવ ઘટતો નથી, તો કોણ કયા ઇષ્ટની સ્થાપના કરી શકે ? જો કરે તો તેને અદ્વૈત કહેવાય જ નહિં.

**पण भवकु तो ईष्ट हवे विन, रहेन तन मन त्रासु।**
**ते तो निगमे अेक कहीतम, ईष्ट करे कीन कासु।।** **(૭૫)**

વેદ વક્તાની આદ્ય લઇ વેદનાં મતને અનુસરનાર ઘણાં વિદ્વાનો થયાં છે તે સર્વને ભવભરની અંદર એક જ બ્રહ્મ વ્યાપક છે, એમ નક્કી કરેલ છે કે અદ્વૈત બ્રહ્મનાં મત પ્રમાણે બીજાં કોઇ ઇષ્ટની સ્થાપના થઇ શકતી નથી, અને સર્વે એક જ બ્રહ્મ રૂપ હોય, તો તન-મનનાં ત્રાસની આપદા કોઇને પણ ભોગવવાની રહેતી નથી. અદ્વૈત બ્રહ્મમાં બીજો કોઇ નથી તો કોણ અને કયા ઇષ્ટની સ્થાપના કરી શકશે ?

**अेही परकारन न्याव विना निज, ज्ञानकांडमां जबही।**
**उपासककी बनी नहि बन, निगम ज्ञान तजे तबही।।** **(૭૬)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે વેદના જ્ઞાનકાંડમાં વિદ્વાનોએ નિજ સ્વરૂપનો વિચાર કર્યા સિવાય ન્યાય વિના પોતે અહંબ્રહ્મ થઇ બેઠાં છે, ત્યારે અદ્વૈત બ્રહ્મમાં બીજો કોઇ નથી તો ઉપાસકને ઉપાસના કોની કરવી ?-જો ઉપાસના કરવામાં ન આવે તો કોઇપણ જીવ વાસનામાંથી મુક્ત થઇ શકતો નથી, ત્યારે એવા નાસ્તિક વેદના જ્ઞાનનો ત્યાગ કરવો જોઇએ.

**निगम ज्ञान ते ज्ञान कांडके, व्यापक एक वदीनके।**
**तो आ भवके भकत भरनजन, होई रहे कोउ कीनके ।।** **(૭૭)**

વેદ મતનાં જ્ઞાનીઓ વેદના જ્ઞાનકાંડને અનુસરી અમે પોતે બ્રહ્મ સ્વરૂપ છીએ, અને સમસ્ત જગતમાં પણ એક જ બ્રહ્મ વ્યાપક છે, એમ કહે છે તો પ્રશ્ન એ થાય છે કે બીજો કોઇ ઇષ્ટ જ નથી તો પછી ભવભરના ભક્તજનો સ્મરણ, ધ્યાન કોનું કરશે ? અને કોણ કોના શરણમાં જશે ?

**तबते करीत उपास आस तज, जेही जीनके उपजोगु।**
**देवी देव सहीत गुनके गुन, भजे काज भव भोगु।। (७८)**

જ્યારે વેદમતનાં વિદ્વાનોએ એક બ્રહ્મનું સ્થાપન કરી, જગતનાં કર્તાપદનો ત્યાગ કર્યો ત્યારે ભવભરનાં જીવોએ કોઇ કર્તા નથી એમ જાણી આશા છોડી દીધી, પરંતુ જીવમાત્ર અલ્પજ્ઞ હોય, તનમનથી ભોગવવાના ભોગોની ઇચ્છા કરે છે, તેથી ઇચ્છિત ફળ મેળવવા ઘણાં પ્રકારનાં દેવદેવીઓ તેમજ ગુણોનાં દેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વગેરેની ઉપાસના કરવા લાગ્યાં, જે દેવથી જે કોઇ જીવની ઇચ્છા પ્રમાણે ફળ મળે તો તેને જ કર્તા માની, તેનું જ ભજન કરે છે.

**तजे ज्ञान जबी निगम कांडके, नेति कहन हम केहु।**
**तबते ओर ज्ञान विलमे भव, देव जजनके जेहु।। (७९)**

જ્યારે વેદનાં જ્ઞાનકાંડનાં હિમાયતી વિદ્વાનોએ નેતિ પારનાં કર્તાપદની સમજ નહિં પડવાથી જ્ઞાનકાંડનો ત્યાગ કરી, કર્મકાંડનાં આધારે દેવી દેવતાઓની ઉપાસનામાં વિદ્વાનોએ અલ્પજ્ઞ જીવોને લગાડી દીધા. તેમને સારાસારની સમજ નહિં હોવાથી, તેમની સેવા પુજા કરવા લાગ્યાં.

**अेही परकारन विशर गये सब, निज करतार हमनकु।**
**अेही सब भुल निगमसे भरमीत, विमुख कीये मन जनकु।। (८०)**

સૃષ્ટિની શરૂઆતથી વેદે બે મત જાહેર કરેલાં છે. પહેલું સિર્ગુણ અને બીજું નિર્ગુણ. નિર્ગુણને સમજીને માનવાવાળા લાખોમાં એક જ ગણાય બીજાં ભવભરનાં લોકો સિર્ગુણનાં અનેક દેવી દેવતાઓની ઉપાસના કરે છે, આવી રીતે નિજકર્તાને ભુલાવી પ્રથમથી જ વેદોએ જગતનાં જીવોને ભરમાવી નિજકર્તાથી વિમુખ રાખી જનમાત્રનાં મન વહીતળ કરી નાંખ્યાં છે. (જેથી સકર્તા જ્ઞાનની કોઇ વાત કરે, તો વિશ્વાસ આવતો નથી.)

**अेही उलटाये प्रथम भव तुमने; भरमीत ज्ञान कथनसे।**
**समज पडे नहि लक्ष नेतिके, दीये न हारद हाथनसे।। (८१)**

એવી જ રીતે વેદજ્ઞાનનાં હિમાયતી વિદ્વાનોએ પ્રથમથી જ પ્રભુપદને પામવાની આશાવાળા જગતભરનાં જીજ્ઞાસુજનોને ઉલટાવી પાછાં પાડયાં છે અને વેદનાં કર્મકાંડનું કથન કરીને જીવોને ભરમાવી દીધાં છે તેમજ નેતિ પારનો જે લક્ષ આત્મા પરમાત્માની એકતાનો હોય તેને યથાર્થ નહિં જાણી શકવાથી મુમુક્ષ અધિકારી જનોને હાથો હાથ વેદનું જે હારદ તે પ્રત્યક્ષ પ્રમાણથી પ્રાપ્ત કરાવી શક્યાં નથી.

**हुते नहि कोई आगु आध्य भव, अरे निगम तुम विनही।**
**तदपी दोश कीनके शिर धरहु, कोउ न हुता ते दीनही।। (८२)**

અરે ઓ વેદ વક્તા બ્રહ્માજી! સૃષ્ટિની આદ્યમાં વેદનો ઉચ્ચાર કરનાર તમારા સિવાય બીજું કોઇ હતું જ નહિં. તમેજ સિર્ગુણ નિર્ગુણનું થાપન કરી, અમને સકર્તાને ભુલાવી જીવોને વિજાતિ ઉપાસનામાં લગાડી દીધાં છે. તે સમયે તમારા સિવાય કોઇ હતું જ નહિં તો આ દોષ કોના શિર ઉપર મુકવો ? (માટે નિજકર્તાથી જીવોને વિમુખ રાખવાનો ગુનો તમને જ લાગે છે.)

**जो कछु हुवे सो तुमसे निगम निज, ब्रह्मादिकन भुलवकी।**
**पढी–पढी मुवे आध्य अबलग ल्यौं, तोवु न भई गति लवकी।। (८३)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે આદી નારાયણ ! જે કાંઇ ભુલ પડી છે તે તમારાથી પડેલી હોય, તમોએ તમારા અંતરનાં વિચારોના હેતુ વેદોમાં પ્રેરીને બ્રહ્માજીનાં મુખે ઉચ્ચાર કરાવ્યો છે, તે વેદોનું બ્રહ્માજીએ અધ્યયન કર્યુ છતાં છેવટે કર્તાપદને તેઓ પણ જાણી શક્યાં નથી. તે કારણને લઇ બ્રહ્માજી પણ ભુલેલા છે, તે વેદોનું અધ્યયન કરનાર ઘણાં આચાર્યો થયાં, તે વેદ ભાણી-ભાણીને મરી ગયાં, પરંતુ "હું કોણ અને મારા સજાતિય કર્તા કોણ ?" તે લેશમાત્ર સમજી શક્યાં નથી.

**जो गति हवे आध्य अजकु लव, मोहीत न हवे सुताकु।**
**तुमकु पढत न भवे ज्ञानी अज, समजही विनु मुदाकु।। (८४)**

"સકર્તાપતિ કહે છે કે," મારી ગમ ગતિ લવ માત્ર પ્રથમ બ્રહ્માજીએ જાણી હોત, તો પોતાની દિકરી ઉપર મોહ પામત નહિં, હે બ્રહ્માજી ! તમે વેદ ભણી-ભણીને પ્રવિણ થયાં પરંતુ તમને આત્મા પરમાત્માની એકતાનું સ્પષ્ટ જ્ઞાન થયું નહિં. (જો જ્ઞાન થયું હોત તો અજ્ઞાન રહેત નહિં, અને સર્વ પ્રકારનાં મોહનો નાશ થઇ જાત, અને દેહભાવ રહી શકત નહિં)

**तदपी न्याव वीनके तुम उचरित, पढन रहे अज अगही।**
**न्याव विना भाषण तुम भवहीत, तदीप अंध रहे जगही ।। (८५)**

હે બ્રહ્માજી! ચાર વેદનાં રચનાર આગેવાન તમે જ હોય, જે વેદ ભણી-ભણીને જે ભાષણ કર્યુ, તે જગતનાં જીવોના કલ્યાણ અર્થે કર્યુ પણ તેમાં જરાયે ન્યાય નહિં હોવાથી કોઇ સત્યનો નિર્ણય કરી શકયું નથી, તે કારણને લઇ કર્તાને જાણવા સબંધમાં જગતનાં જીવ અંધ રહી ગયાં છે.

**न्याव विना भाषण जेही तुमके, हम तेही करुं परवीना।**
**आ भव ब्रह्म सतंत अेक निज, हमकु रखे न भींना ।। (८६)**

"નીજસકર્તાપતિ કહે છે કે," હે બ્રહ્માજી! તમે જે જે ભાષણ કર્યુ. તે જરાયે ન્યાય વિનાનું હોય, તેની સાચી હકીકત તમને કહું છું, આ સમસ્ત ભવ અને વ્યાપક બ્રહ્મને એકમેક ગણી બ્રહ્મને સ્વતંત્ર નિજપદ માન્યું છે, એ કારણને લઇ અમે સકર્તા ધણી જગતથી ન્યારા છીએ, એવું નહિં જાણવાથી અમારા નિજપદને પામવાનો પરમલાભ કોઇ લઇ શક્યાં નથી.

**भीन विना भव कीनु आराधे, अेक मही अनुभवता।**
**भरम परे कशु सुज परी नहि, भुले निगम तुम चवता।। (८७)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતકર્તા જગતથી ન્યારા ના હોય, તો એમની આરાધના કે ઉપાસના કેવી રીતે થઇ શકે ? જે એકમેકપણામાં જોવાનું કે જાણવાનું રહેતું જ નથી, તો સ્મરણ-ધ્યાન તો હોય શકે જ કેમ ? એ કારણને લઇ કંઇ સુજ નહિં પડવાથી આ ખરું ? કે તે ખરું ? તે નક્કી કરી શકયાં નથી. તો પછી હે બ્રહ્માજી! તમે વેદનો ઉચ્ચાર કરી કરીને ભુલ્યાં અને જગતનાં જીવોને પણ ભુલાવ્યાં.

**आध्य थकी तुम करीत न् नरणे, जग जन कीनु भजेती।**
**जो भवसे हम भीन न हवुं तो, कीनुं पोकारत नेती।। (८८)**

હે બ્રહ્માજી! તમે પ્રથમ વેદોનાં વર્ણનમાં અમારો સત્ય નિર્ણય કરી જણાવ્યો નથી તો પછી એ જગતનાં જનો કોનું ભજન કરે ? જો આ જગતથી અમે નિજકર્તા ન્યારા ના હોય, તો વેદોએ નેતિ પોકાર કોનો કર્યો છે ? (એ નેતિ પારનો કોઇએ વિચાર કર્યો નથી)

**जीवजंत तुम प्रगट देखी तव, अचरचर तुम आगु।**
**अणुनी आद्य तनु करीत करामल, नेति कहीत कुन जागु ।। (८९)**

હે વેદ વક્તા બ્રહ્માજી ! તમારી નજર સમક્ષ જીવજંતુ વગેરે પ્રગટ દેખાય છે તેમજ સ્થાવર અને જંગમ અણુની આદ્ય લઇ સઘળાં ઘાટ તત્વોની ન્યુનાધિક મેળવણી કરીને નિજકર્તાએ અટપટી કરામત કરેલી છે, તેને પણ તમે પ્રત્યક્ષ જોઇ શકો છો. તો પછી કઇ વસ્તુ તમારી જાણ બહાર રહી ગઇ છે ? કે જેની તમે નેતિ પોકારી છે, તમે વેદના આગેવાન હોવા છતાં નેતિના અર્થને સમજી શકયાં નથી.

**अरे अग्य तुम सुजि असुज भये, फाम सहित विन फामु।**
**हमकु नेति कही कीये चराचर, जीव गावे कुन ग्रामु।। (९०)**

અરે ઓ બ્રહ્માજી! તમે જગતનાં આગેવાન થઇ જ્ઞાનવાન હોવા છતાં અજાણ અને અચેત થઇ વેદોનાં વર્ણનમાં ભાગ-ત્યાગ કરતાં કેમ ભાન ભુલ્યાં છો ? એક તરફ મારી નેતિ કહો છો અને બીજી બાજુ મને સચરાચરમાં વ્યાપક બતાવો છો, તો પછી જગતનાં સર્વે જીવ કોનું સ્મરણ ધ્યાન કરશે ? અને કોણ કોના ગુણ ગાશે ?

**एही वीनु न्याव अमुजित सब जुग, समज परी नही सुधकी।**

**तबते जीव भये भीन भीन मत, कढीत तरक नीज बुधकी।। (९१)**

એવી જ રીતે વેદનાં ન્યાય સિવાયનાં વચનો સાંભળી સત્ય પદનો નિર્ણય નહિં થઇ શકવાથી જગત જનોનાં મન મુંઝાવા લાગ્યાં ત્યારે કહે છે કે શું કરવું ? અને કોના શરણે જવું ? એવી શુદ્ધ સમજ પડી નહિં, તે જ કારણને લઇ જગતના જનોએ પોતાની બુદ્ધિ અનુસાર વિચાર કરીને જેને જે ઇષ્ટ પર વિશ્વાસ આવ્યો, તેને જ નક્કી કરીને મતોની સ્થાપના કરેલી છે. એવી જ રીતે અનેક મતમતાંતરો સ્થપાવવાથી કોઇનો મત કોઇની સાથે મળતો નથી.

**या विधकी धरसे तुम कर हीत, कहुं दोष अब कुनके।**

**पीछे कही आचार सबनने, अगम तुमारी सुनके।। (९२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે બ્રહ્માજી! આવી રીતે તમે પ્રથમથી વેદોનાં ઉચ્ચારમાં ભુલ કરી છે, કે નિજકર્તાને ન્યારા નહિં રાખતાં સર્વ વ્યાપકમાં ગણી લીધાં છે. આગળથી તમારા કહેવા પ્રમાણે પછીથી આચાર્યો તમારા જણાવ્યા મુજબ વર્તેલાં છે. તે આ કરેલી ભુલનો દોષ તમારા સિવાય કોના શિર પર મુકવો ?

**सकल वंक नहि आचारजके, उचरे कही तमेरी।**

**अरे अभाजिन उभे मळीनके, वीसरन करी हमेरी।। (९३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સર્વે આચાર્યોનો કાંઇ પણ વાંક નથી એ તો તમારા કહેલાં વેદનાં વચનો અનુસાર ઉચ્ચાર કરતાં આવ્યાં છે. અરે અભાગી બ્રહ્માજી! તમે અને આચાર્યો બંને મળીને અમને ભુલાવ્યાં છે તેથી જગતનાં જનો અમને જાણી શક્યાં નથી.

**अब कया कहु कहनमे बाकी, रखी नही कछु केहु।**

**जो जो वचन वाक मोई निजके, संभवीत सत वदेहु।। (९४)**

"મહાન સમર્થ પરમગુરૂ કહે છે કે," હે બ્રહ્માજી! કહી-કહીને હું તમને કેટલું કહું ? કહેવામાં કાંઇ પણ બાકી રાખ્યું નથી. અમે અલૌકિક વાણી ઉચ્ચારીને જે જે વચનો બોલ્યા છે તે અમારા સ્વમુખે સંભવીત બોલેલાં હોય, તે સર્વે વચનો સત્ય જ કહેલાં છે.

**मात लघु सुतके पछ उचरत, दीर्घनकु सीख देना।**
**देयन शीख पण नीति न्यायके, प्रीये मात दोउं एना ।। (९५)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," દષ્ટાંતે-જેમ એક માતાને બે દીકરા હોય, એ બંનેના ઉપર સરખું હેત રાખે છે, પરંતુ નાનાનો પક્ષ લઇ ન્યાય નીતિ પૂર્વક મોટાને શિખામણ આપે છે.

**तेही परकार दीर्घ सुत तुमही, निगम चतुर सबहीते।**
**लघु विश्व आचारज सहीतम, जायल तमन पछीते ।। (९६)**

"કરૂણેશ પતિ કહે છે કે," એવી રીતે બ્રહ્માજી તમે અમારા મોટા પુત્ર હોય, જગત જીવોનાં હિતાર્થે તમે ચાર વેદનો ઉચ્ચાર કર્યો છે બીજાં સર્વ આચાર્યો જે પાછળથી જન્મેલા હોવાથી તે બધાં અમારા નાના પુત્રો છે.

**तेही माटे शीख देवन लायक, हुते जदीप तब दीनी।**
**करीत नहि कटुकाई केहुन पर, मैं पती पछ कोउ कीनी।। (९७)**

"કરૂણેશ પતિ કહે છે કે," તેટલાં જ માટે હે બ્રહ્માજી! તમે અમારા મોટાં પુત્ર શીખ દેવા લાયક હોય, જે કાંઇ ઘટતું તમને કહેલું છે તે મોટા અને નાના સર્વે અંશોનાં અમે ઉત્પન્ન કરનાર નિજપતિ હોવાથી હું કોનો પક્ષ કરું ? અને કડવા વચન પણ કોને કહું ? મારી દષ્ટિએ તો સર્વે અંશો સરખાં જ છે.

**कही जीनकी जेही जुगत जथारथ, जेही जीनके हुत वंकु।**
**वदीत नहि अनहुतके वचना, मैं गतिवंत अशंकु ।। (९८)**

"કરૂણેશ પતિ કહે છે કે," જેની જેવી ભુલ હતી, તેની તે જ રીતે યથાર્થ કહી જણાવી છે જેણે કોઇપણ પ્રકારની ભુલ ના કરી હોય, તેને અઘટતું અમે બોલેલાં જ નથી, અમે અનંત ગતિવાળા હોય જે કાંઇ કહ્યું છે તે સત્ય જ કહ્યું છે.

**सत सत मोई वदीत तमनसे, आचारज नीगमेतु।**
**अेहीद्रढ करी तुम रखो हमनसे, अबके सकल सहेतु।। (९९)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદની અને વેદનાં વદનાર બ્રહ્માજીની તેમજ આચાર્યોની જે ભુલ હતી તે ભુલ સુધારવા અમે તમને જે વચનો કહ્યાં છે તે સર્વથા સાચા હોય, તે સત્ સત્ કરી માનજો. એ અમારા સત્ય વચનો દ્રઢ કરી કાયમ હ્રદયમાં રાખશો તો હવેથી તમારા સર્વનાં ઉપર શુદ્ધ હેત રાખીશ.

**जेही करूणासागर तन मोई जन, परम अंश हम केही।**
**करीत वास तीनके उर अंतर, अे सब वचन वदेही।। (१००)**

"પરમ સકર્તા પતિ કહે છે કે, તે કરૂણાસાગર નામનું જે શરીર છે, તે સર્વ વ્યાપક હોય, તે જ શરીરમાં મારા પરમ વિશેષ મહદ અંશને વસાવ્યો છે. તેમનાં અંતર હંગમાં વાસ કરીને અમારા કૈવલ પદને સર્વ અંશો પ્રાપ્ત કરી શકે, તે માટે તેમનાં સ્વમુખે અગણિત સત્ય વચનોનો ઉચ્ચાર કરાવેલો છે.

**ઇતિશ્રી કરૂંણેશ કૃપાનીધિ સંવાદે નિગમ આચારજ અજ ઉપદેશકો દ્વાદશ સિદ્ધાંદ નિર્ણય સંપુર્ણ.**

-x-x-x-x-x-

# સિદ્ધાંત - ૧૩

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તા પ્રવેશતન મહાદઅંશ નિરૂપણકો ત્રયોદશ સિદ્ધાંત નિર્ણય**

શ્રી કરૂણેશ ઉવાચ

**परम अंश ऐही हुते हमनके, हवीतव सत उचरनके।**
**आद्य अंत मध जीनुं गमगतीयां, सकल तंतु तनतनके।। (१)**

"કરૂણેશપતિ કહે છે કે," પરમ વિશેષ એ મારા મહદ્ અંશ હોવાથી તે સુજાણજાણ ગતિવાળા હોય, જે જે વચનોનો ઉચ્ચાર કર્યો છે, તે સત્ય જ કર્યો છે, તેઓ પોતે આદ્ય, મધ્ય અને અંતની હકીકત યથાર્થ જાણે છે. તેમજ સમસ્ત જગતનાં તત્વથી રચાયેલાં નાના મોટાં, સ્થાવર અને જંગમ સર્વે તત્વ તનુઓની અંદર અને બહાર થતી ક્રિયાને જેમ છે તેમ જોઇ જાણી શકે છે.

**तेही सचेत वेत जोई विलमें, करनन वचन विलासु।**
**सृष्टी रची जबते अब लगकी, कहन वसे तन तासु।। (२)**

"સકર્તા પતિ કહે છે કે," મારા પરમ વિશેષ અંશને અતિ સચેતન અને સજાણ જાણ ગતિવાળા જોઇ, મારા અલૌક્કિ વચનોનો વિલાસ કરવા, તેમનાં અંતર હંગમાં વસ્યો છું, જ્યારથી સૃષ્ટિ રચાઇ ત્યારથી અત્યાર સુધી મને કોઇ જાણી શકયું નથી, તે જ અમારા નિજપદની જાણ જણાવવા સર્વજ્ઞ પરમગુરૂનાં દિવ્ય તનુમાં આવીને મેં વાસ કર્યો છે.

**ऐसे तन नहि ब्रह्मादिकके, विष्णु नहि भव गमही ।**
**ऐक विशय ऐक सुशक स्वान्ति गत, भव तनमे भर तमही।।(३)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારું જેવું દિવ્ય અને અતિ નિર્મળ તન છે. એવું બીજા કોઇનું નથી. બ્રહ્માજી વિશેષ અંશ ખરા પણ, તેમનામાં રજોગુણ વધારે પડતો હોવાથી વિષયની વ્યાકુળતામાં નિજની સમજ રહેતી જ નથી. વિષ્ણુમાં સત્વગુણ વિશેષ હોવાના કારણને લઇ અતિ શુષ્કતા અને વધારે શાંતિમાં જડતા જ રહેલી છે, એવી જ રીતે મહેશ્વરનાં તનુમાં તમોગુણ વધારે પડતો હોવાથી અતિ અંધકાર રહેલો હોય, સુજને ગુમાવી બેસે છે.

**विष्णु स्वांतमे सहुर सुर नही, अति तममे नहि गमही।**
**विशय विकळमे छेक समज नही; करुं परवेश न हमही।। (४)**

"નિજસકર્તા ધણી કહે છે કે," વિષ્ણુના શરીરમાં વિશેષ શાંતિ હોવાથી, શોર્યતાને ધારણ કરી શકતાં નથી. શિવજીનાં શરીરમાં અતિ તમોગુણનાં કારણે શુદ્ધ બુદ્ધને ગુમાવી દે છે, ત્યારે બ્રહ્માજીનાં તનુમાં વિષય વધારે પડતો હોવાથી, છેવટની સમજને છોડી દે છે. જેથી એવાં શરીરોમાં હું પ્રવેશ કરતો જ નથી.

**करन जोग अेक आध्य पुरूषके, जेही सकतन सनमंदु।**
**तिनके सतुके सुत सनकादीक, ओर सकल तन मंदु।। (५)**

"કરૂણેશ પતિ કહે છે કે," એક આદી પુરુષ નિરંજનનું શરીર પ્રવેશ કરવા જેવું ખરૂં, પરંતુ જ્યારે શક્તિનો સંગ કર્યો. ત્યારથી બ્રહ્મચર્યનો ભંગ થઇ ગયેલો હોવાથી તે પણ યોગ્ય ગણાય નહિ, તેમનાં પુત્રનાં પુત્ર સનકાદીકો તીવ્ર વૈરાગી ઉજાગ્રત વૃતિનાં ખરા, પણ વેદનાં બ્રહ્મલક્ષમાં અનુરાગી થવાથી મારી ગતિને જાણી શકેલાં નથી, તેમનાં સિવાયના ભવભરનાં જીવો મંદમતિનાં હોય, તેમની તો ગણત્રી કરવા જેવી જ નથી.

**अेक अेक तरक हुसे कोई कोई तन, सर्व समोह न कोहुं।**
**जेही सर्वज्ञ सतंतर विनु गत, तेही तन हम नहि छोहुं।। (६)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," એક-એક અલ્પ પદાર્થનો વિચાર કરવાની ગતિવાળા તો સર્વ શરીરો છે. તેવાં શરીરોને તો હું સ્પર્શ પણ કરતો નથી, પરંતુ ભવભરનાં અનેક શરીરોની હકીકત એકી સાથે જાણી શકે એવા સર્વજ્ઞ સ્વતંત્ર ગતિવાળા દિવ્ય તનુમાં જ હું વાસ કરું છું.

**मोई परवेश करन नहि जेही तन, ओर करनकी सोही।**
**तेही सकल गत कही समजाईत, विचित्र भात कर मोही।। (७)**

"નિજ કેવલપતિ કહે છે કે," વિશ્વભરનાં સર્વે શરીરો ચિત્ર-વિચિત્ર વિધવિધ પ્રકારનાં હોવાથી મારે પ્રવેશ કરવા યોગ્ય નથી, અને જે પ્રવેશ કરવા યોગ્ય છે, તે તમને કહી સમજાવું છું.

**अब तोइ अंश प्रथम हमके निज, भवकी आध्य भवेतु ।**
**में उपजायल अगम विलोकीत, काम लगे हम नेतु ।। (८)**

"કરૂણેશ પતિ કહે છે કે "હે પરમ વિશેષ અંશ ! અગમ ગતિનો વિચાર કરીને જગત રચનાની આદ્ય મેં તમને ઉત્પન્ન કરેલાં છે. તે એવી રીતે કે, જગતનાં જનો જ્યારે મને ભુલી જશે અને નેતિનાં અર્થને સમજી શકશે નહિં, ત્યારે તમને વિશ્વમાં મોકલવા પડશે.

**बोहोरू प्रश्न होय तो अब बुजीत, तेही हम देहु जबापु ।**
**संशे रखु न तोइ पुछन के, सब विधि करुं समापु ।। (९)**

"નિજ પરમ પતિ કહે છે કે, "તમને ફરીથી કંઈ વિશેષ જાણવાની ઈચ્છા હોય, તો પ્રશ્ન પુછો. તેનો યોગ્ય જવાબ તમને આપીશું. જેથી તમને કોઈપણ જાતનો સંશય રહેશે નહિ, અને અનેક પ્રકારની રચનાનું જે મૂળ છે તે સમજાવતાની સાથે સર્વે પ્રકારનું નિરાકરણ થઈ જશે.

**धरीत नहि मुरजाद हमनसे, पुनी पुछनके जेही ।**
**जीनकी उपजीत हवे उरनमे, तेही तेही बुज सबेही ।। (१०)**

"કરૂણેશ પતિ કૃપાનીધિને કહે છે કે, "પુછવા સંબંધમાં મારી સાથે કંઈ પણ મર્યાદા રાખ્યાં સિવાય તમારા અંતરમાં જે જાણવાની ઈચ્છા થાય તે ફરીથી મને પુછશો, જેથી સર્વે પ્રકારની સમજ પડશે અને કોઈ પણ સંશય રહેશે નહિં એવો યોગ્ય ઉત્તર આપીશ.

**अब मेरी ऐकताय तोयनसे, बनी बनावन बाकी ।**
**पुछ पुछ कछु होय उर अंतर, अंतर रखु न ताकी ।। (११)**

"કરૂણેશ પતિ કૃપાનીધિને કહે છે કે, "મારી અખંડ એકતા તમારી સાથે છે તો પછી એકમેક પણામાં શું અંતર રહ્યું ? છતાં તારી જે કંઈ પુછવાની ઈચ્છા હોય, તે પુછ, તેનો ઉત્તર આપવામાં હું જરાયે ભિન્નતા રાખીશ નહિ.

(કૃપાનીધિ ઉવાચ)

**कर्ता रीज महेरबान वचन सुन, अपरम हुअे हुलासु ।**
**शकु न भरीत उमंग अल्प उर, अहो धन्य मोइ आसु ।। (१२)**

સમર્થ સકર્તા ધણીની રીજની મહેરબાનીનાં વચન સાંભળી મને અપરંપાર આનંદ થયો છે તે આનંદને મારા અલ્પ હૃદયમાં હું કેમ કરીને સમાવી શકું ? હું તો પ્રેમઘેલો થઈ એટલું જ કહીશ, કે અહો ! ધન્ય છે મને કે મારા ઉપર સમર્થ સકર્તાની રીજ થઈ છે, તો ત્યાં બાકી શું રહે ?

**लोकीतमे कोइ कहत कनक रवि, उदे हवो मोइ द्वारे ।**
**मेरे तो चिंतामणीके सुर, प्रगट हवा उर मारे ।। (१३)**

આ જગતમાં જે જે લોકોને ઘેર શુભ પ્રસંગ આવે ત્યારે એમ કહે છે કે આજે તો મારે ઘેર સોનાનો સુરજ ઉગ્યો છે પરંતુ મારા હૃદયમાં તો ચિંતામણીનો સુરજ ઉદય થયો છે, તેની ઉપમાનું શું વર્ણન કરી શકુ ?

**पुनी पारस चिंतामणी सुरके, कारण निज करतारा ।**
**तेही परम सुर परम पुनीतसे, जरकीत हरदे हमारा ।। (१४)**

અનેક પારસ અને અગણિત ચિંતામણી તેમજ અનંત સૂર્યોના મુળ આદ્ય કારણોનાં કારણરૂપ નિજકર્તા છે, તે જ સકર્તાપતિ પરમ શ્રેષ્ઠ પરમ સૂર્ય રૂપે પરમ પવિત્ર મારા હૃદયમાં આવીને ઉદય થયાં છે.

**कछु नहि अब रही कहेणकी, मोही भायगकी जेती ।**
**अब सरभरमे हवुं कोहुनकी, उग्र भयो सम नेती ।। (१५)**

હવે અમારા ભાગ્યનું વર્ણન કરવા કોઈપણ વાણી ઉગરતી નથી, કારણ કે અમારી સમોવડીયો કોણ હોય શકે ? કે જેથી જેનું વર્ણન કરીને કહી શકીએ ? એટલાં બધાં અમે અતિ ઉજાગ્રત પરમ ગતિવાળા થયા છીએ. કે, જેમ નેતિનું વર્ણન કરવા અત્યાર સુધી કોઈ સમર્થ થયું નથી.

**निजपदकी जम निगम पोकारीत, नेति अति अथाहु ।**
**त्यों मेरे प्रारब्धकी अपरम, बरनी न बने हमाहु ।। (१६)**

નિજપદની વેદોએ નેતિ પોકારીને અથાહ અથાહ કહીને હારી ગયાં છે, એવી રીતે અમારા અપાર પ્રારબ્ધનું વર્ણન કરી, પાર પામવા કોઈ શક્તિમાન નથી.

**अति अथाह थाह बीन हमके, उग्र पुन्य कहु केता ।**
**सकल विश्व कारनके कारन, कर्ता भये सहेता ।। (१७)**

અતિ અથાહ એટલે જેનો થાહ લાવી ન શકાય, એવા અમારા અતિ ઉગ્ર પુન્યનું વર્ણન શું કરી શકું ? સમસ્ત વિશ્વનાં કારણ રૂપ પ્રકૃતિ અને પુરૂષ છે, તેની પાર કારણનું પણ મહાકારણ તે વ્યાપક બ્રહ્મ હોય, તેની પાર પરમકારણ સર્વેશ્વર સકર્તા પતિનું હેત મારા ઉપર સર્વાંગે ધારણ કરેલું છે, તેનું વર્ણન વાણી દ્વારા થઈ શકે તેમ નથી.

**धन्य धन्य मेरे सुक्रीत सम, लोक चतुर दश मांही ।**
**तुल नहि देखीत कोउ कीतके, अति अजमाल रहाही ।। (१८)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, ધન્ય ધન્ય અમારા અપાર પુન્ય પ્રતાપને કે ચૌદલોકમાં અમારા પુન્યની બરાબરી કે તુલના કરી શકે તેવાં કોઈ જ નથી,

એવા અમે અજન્મા અનાદીનાં અતિ ગુપ્ત રહેલાં હોવાથી, અમને કોઈ કયાંયથી પણ જોઈ કે જાણી શકે તેમ નથી.

**अब कया करूं नुछावर निजके, तुम सम कछु न कांइ ।**
**वारी धरन तुम पर कोइ वस्तु नहि तव रहे उरझाइ ।। (१९)**

"હે પરમ સકર્તાપતિ ! હવે આપના ચરણમાં હું શું સમર્પણ કરું ? આપના સંકલ્પથી સર્જાયેલાં સમસ્ત વિશ્વમાં એવી કોઈ વસ્તુ જ નથી કે આપના ચરણમાં ધરી શકું ? જ્ઞાન દષ્ટિએ વિચારી જોતાં આપને અર્પણ કરી શકું તેવી કોઈ વસ્તુ નહિ હોવાથી મારા મનમાં હું તો મુંઝાઇ ગયો છું.

**निज तन हंग अंश जेही तुमके, हवो पाहीय परणामी ।**
**अब न रहे उबरीत मोइ मगके, सरवस शरण भयामी ।। (२०)**

"હે સકર્તા સર્વાતિત સ્વામી," આપનું જે નિજ સ્વરૂપ તે નિજ સ્વરૂપનાં અંતર હંગમાથી મને ઉત્પન્ન કરેલો હોય, આપને આધીન થઈ પાયે પડીને વારંવાર પ્રણામ કરું છું, હવે કોઈ પણ વસ્તુ ઉગરતી નહિં હોવાથી મારા જ્ઞાન માર્ગ સહીત આપને સર્વસ્વ સમર્પીને આપના શરણે થયો છું.

**अहो धन्य करूणेश सकलके, कारण निज करतारा ।**
**कहे कुवेर समेर अखीलके, साम्रथ सहीत हमारा ।। (२१)**

"અહો હે ધન્ય કરૂણેશ ! તમે સ્થાવર જંગમની આદ્ય લઈ સમસ્ત લોકનાં સર્જનહાર છો, અને સર્વે કૃતનાં કારણરૂપ આપનો શુદ્ધ સંકલ્પ હોય, તે જ સંકલ્પથી અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરનાર સર્વે શિર મેરૂ સમાન પરમ શ્રેષ્ઠ દશ્ય અદશ્ય સામ્રથતાવાળી વિભુતીઓને ધારણ કરનાર ભગવાન કરૂણાસાગર કહે છે કે, એવી અપાર સામ્રથતા સહીત અમારા પરમપતિ છો.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે કર્તા પ્રવેશ તન મહાદ અંશ નિરૂપણકો ત્રયોદશ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૧૪

**અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે કર્તા કૃત ઉભયે નિજગતિ અદ્વૈત દેખાવનકો ચતુર્દશ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનિધિ ઉવાચ

**अेक अेक करूणा देही देवनकु, तुम तो निज करूणेशु ।**
**करूणा सागर नाम हमेरा, नही करूणेश कबेसु ।। (१)**

''ભગવાન કરૂણાસાગર કહે છે કે,'' હે નિજ કૈવલપતિ ! આપ મહેર કરીને સર્વે દેવોને એક એક કરૂણા આપી છે, અને સર્વે કરૂણાઓનાં ઈષ્ટ આપ જ હોવાથી, આપનુ નામ કરૂણેશ કહેવાય છે, અમારું નામ કરૂણાસાગર રાખેલું હોય, કદાપી અમે કરૂણેશ થઈ શકતા નથી.

**खानाजात गुलाम न हवीतव, खुदकी सरभर सोइ ।**
**अेही पडनाल अनाद्य आद्यकी, पति सम कीनु न कोइ ।। (२)**

''હે કરૂણેશ પતિ,'' આપ મારા ખાવિંદ છો અને હું તમારો ગુલામ હોય ગુલામ ખાવિંદની બરાબર થઈ શકે જ નહિં, કારણ કે આદી અનાદીથી આ પ્રણાલિકા ચાલતી જ આવેલી છે, જેથી સકર્તા ધણીની સમોવડ કોઈપણ થઈ શકશે જ નહિં.

**तेही परकारन आप पति निज, हम गुलाम सबेहु ।**
**ब्रह्मादिक भव पुरूष शक्ति लग, विश्नु सहित सब केहु ।। (३)**

એવી જ રીતે ''હે કરૂણેશ પતિ,'' આપ પોતે સર્વેનાં સ્વામી છો, જેથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન તેમજ મારા સહિત સર્વે આપના ગુલામ છીએ.

**तुम तो सुध संकल्पी अकळ गत, जिनते हवे सबेइ ।**
**तो कुण करे तमेरी सरभर, तेही तुम कीनु न देइ, ।। (४)**

"હે સકર્તા પતિ," આપની અકળ ગતિનાં શુદ્ધ સંકલ્પથી કૃત રૂપ શરીરો અને સર્વે અંશો ઉત્પન્ન કરેલાં છે, તો પછી આપની બરાબરી કોણ કરી શકે ? કારણ કે સર્જન અને વિસર્જન કરવાની ગતિ આપે કોઈને આપી જ નથી.

**देइ न शको तुमेरी गत तुमही, कहुं द्दष्टांत करीन के ।**
**जिनकी समज परे सर्वनकु, रहे न बुज फरीन के ।। (५)**

"હે આદ્ય સકર્તા પતિ," તમારી અકળ ગતિ તમે બીજાં કોઈને આપતાં જ નથી, તેનું દષ્ટાંત આપીને સર્વને સમજાવું છું જેથી ફરી કોઈને પુછવાનું રહેશે નહિં, અને શુદ્ધ સમજ પડશે.

**वृक्ष वेली तनु भार अढारन, विविध भात भीन जेही ।**
**आप आपनी निज फले फलापंत, कीनके कीनु न केही ।। (६)**

દષ્ટાંતે - જેમ વૃક્ષ, વેલી, પનડી, તરણી અને જળ જાતિ એમ જુદા જુદા પ્રકારની અઢાર ભાર વનસ્પતિ છે, તે વનસ્પતિને જે જેનાં સમય પ્રમાણે ફુલ, ફળ અને પાન લાગે છે, પરંતુ કોઈ વૃક્ષ ફુલ ફળ ઉત્પન્ન કરવાની કળ એકબીજાને કહેતું નથી.

**जेही जिनके अंकुर जेहुनमे, निज बाबज बीजग के ।**
**तेही उदभव होय करे जेहुनके, गर्भित बीज रग रग के ।। (७)**

જે જે સ્થાવર જાતિનાં બિજકોમાં જાતિ પ્રમાણેનાં અંકુરો રહેલાં છે તે તે અંકુરોમાં તત્વ સામગ્રી પોંખેલી છે, તે ગર્ભિત રૂપે બીજનાં અંકુરમાં રગેરગમાં વ્યાપક રહેલી છે. જે બિજકનાં અંકુરમાં નિજકર્તાએ જેટલી સામગ્રી ભરેલી છે તેટલી જ ઉગી નિકળે છે.

**जिनके अंकुर जेही बिजगमे, तेही तीनु उदे भवेती ।**
**पत्र फुल फळ जेही जेहुनके, कोइ कीमु लग न सकेती ।। (८)**

જે જે સ્થાવર જાતિનાં બિજકોનાં અંકુરમાં જેટલી સામગ્રી ભરેલી છે તેટલી જ ઉગી નીકળે છે જે જે સ્થાવરની જાતિ પ્રમાણે પત્ર, ફુલ અને ફળ લાગે છે. એવાં બીજી જાતિનાં વૃક્ષને લાગી શકતાં નથી.

**एक जाग पर हवित समोवड, वृक्ष वेली लत पतही ।**
**अनो अन रहे एकतायन, पण न्यारे फळ पतही ।। (९)**

વૃક્ષ, વેલી, પનડી અને તરણજાતિ વગેરે એકજ જગ્યા ઉપર સાથે ઉગે છે અને અન્યો અન્ય સમુહ રૂપે રહેલાં હોવા છતાં બિજકમાં કરેલી પોંખણી પ્રમાણે પત્ર, ફુલ, ફળ ન્યારા ન્યારા લાગે છે.

**कीनके कीनु न लगे पत्र फल, न्यारे निज अंकुरसे ।**
**भीन्न भीन्न एही जुओ करामल, हवीतव आद्य हजुरसे ।। (१०)**

જે વૃક્ષ જાતિને પાન, ફળ કે ફુલ લાગે છે, તેવાં બીજાં વૃક્ષજાતિને લાગી શકતાં નથી. એ અકળ કળાની કરામત બીજકમાં ભિન્ન ભિન્ન ભરેલી હોવાથી એ કર્તા કૈવલની કરેલી હોય, તે તમે જ્ઞાન દષ્ટિએ વિચારીને જુઓ.

**जेही जिनके फळकी प्राप्तकु, देइ न सकत कीन केहुं ।**
**निजपत न्यारे कीए अगमसे, गर्भित बीजमे जेहु ।। (११)**

જે વૃક્ષને જે ફળ આવે છે તે બીજાને આપી શકતું નથી, કારણ કે નિજપતિ કૈવલ કર્તાએ આગળથી જ દરેકનાં રૂપ ગુણ ન્યારા ન્યારા કરેલાં છે, તેમજ બીજની ગર્ભિત ગતિ તેમની જ પોંખેલી હોય તેઓ જ જાણે છે.

**जेही प्रकारन कीए करतारन, तेही प्रकारन तेसा ।**
**पीछे उत इत हवे न कोउसे, हाले संच हंमेशा ।। (१२)**

જેવી રીતે નિજકર્તાએ બિજકોમાં પોંખણી કરી છે તે પોંખણી પ્રમાણે ઉત્પત્તિ ક્રમ ચાલ્યાં જ કરે છે, તે પ્રમાણે કોઈપણ બિજગ નવું બનાવવાં કે તેને અટકાવવા મૃત્યુલોકથી લઈ પ્રકૃત્તિ પુરૂષ સુધી કોઈ સમર્થ નથી.

**तेही करतारन कीअे प्रथमसे, आपनी फेम परम से ।**
**तांहां कोइ उत इत हुता न देखन, को गति लहे मरमसे ।। (१३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સર્વે બીજની મિશ્રવત ભાવવાળી અકળ કળા પ્રથમ સકર્તા પતિ એ કરેલી છે, તે પરમ યુક્તિ અતિ અટપટી છે. જ્યારે સર્જનહારે બિજકોની રચના કરી, ત્યારે આ બાજુનો અને તે બાજુનો જોવાવાળો કોઇ પણ અંશ હતો નહિં, તો પછી અવિગત ગતિનાં મરમને કોણ જાણી શકે ?

**जेही जिनके अंकुरमां हवीतव, तेही तीनके फळ लागे ।**
**विचित्र भात विविघी भीन भीनके, कोईके कीनु न पागे ।। (१४)**

જે જે બિજકનાં અંકુરમાં નિજકર્તાએ ન્યુનાધિક તત્વો મેળવીને પોંખણી કરેલી છે. તે પ્રકારે તેવાં જ ફળ લાગે છે. તે વિચિત્ર ભાતના ભિન્ન ભિન્ન વૃક્ષો જેને જે ફળ લાગ્યાં હોય, તે એકબીજાને પહોંચાડી શકતાં નથી.

**ओर कोउसे कीनु देत बने नहि, तरूसे तरू उपजकी ।**
**निज अंकुरकी सहेज फळे सब, कोउ कीनु नहि सुपजकी ।।(१५)**

જે વૃક્ષની જાતિને જેવા ફળ લાગતાં હોય, તે એકબીજાને આપી શકતાં નથી. વળી કોઇપણ વૃક્ષ બીજાં વિજાતિ વૃક્ષને ઉત્પન્ન કરી શકતું નથી. પરંતુ બીજકના અંકુરમાં નિજ કર્તાએ જેવી પોંખણી કરેલી છે; તે જ પ્રમાણે સહેજા સહેજ ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે જે બીજકમાં જેવા વૃક્ષની પોંખણી છે, એ પોંખણીની કરામત અંદરો અંદર કોઈ કોઈને દઈ શકતા નથી.

**अेही परकारन करे बिजगमे, फरक फरक अंकुरही ।**
**स्थावर जंगम सहीत तमोने, अपरम सजे अपुरही ।। (१६)**

એવી જ રીતે તમામ બીજક બિંદુમાં જે અંકુરો ભર્યા છે. તે સર્વે જુદાં જુદાં હોય, કોઇ અંકુર એકબીજાનાં જેવું હોતું નથી. સ્થાવર જંગમ સહિત સર્વે રચનાની અકળ ખુબી હે કૈવલ કર્તા ! તમારી જ કરેલી છે તે બિજક બિંદુ અપુર્વ ગતિનાં સર્જેલા હોય, તેનો પાર કોઇ પણ પામી શકે તેમ નથી.

**अहो धन्य कया कहु करत तुम, कही न जात हम सेती ।**
**छकीत भये सांस्त्रत तुम देखीत, सब विधि हार हमेती ।। (१७)**

"હે સકર્તા પતિ," આપના સંકલ્પથી રચાયેલી આ સર્વે રચનાને જોઇ હું પાર પામી શકતો નથી, એ આપની અકળ કળાને નહિં જાણી શકવાથી કંઇ પણ કહી શકતો નથી. આપની સર્જેલી દશ્ય અદશ્ય અનંત પ્રકારની રચનાને જોઇ હું તો આશ્ચર્યચક્તિ થઇને હારી ગયો છું.

**जेही जेही बकु बहारकी बाबज, अंतस सुरत देखनकी ।**
**गुप्त रचन तुमकी तुम जानो, तेही हम नही पेखनकी ।। (१८)**

જે જે દષ્ટિગોચર થતાં બાહ્ય પદાર્થો અને અંતસકરણ પહોંચે, ત્યાં સુધીનું કહી શકું છું. બિજક બિંદુમાં આપે કરેલી ગુપ્ત રચનાને તો આપ જ જાણો છો. તેને હું જોઇ કે જાણી શકતો નથી.

**पेख सकु कयौं करीने तेहनकी, करी तब आप अेकनकी ।**
**बोहोरू कीये नहि करे पीछे ईत, तो कुण लहे छेकनकी ।। (१९)**

આપે કરેલાં તે ક્રતની ગુપ્ત રચનાને હું કેમ કરીને પારખી શકું ? જે આપ એકલાંએ જ કરેલી હોય જે જે રચના આપે એક જ સમયે કરેલી છે, અને કર્યાં પછી ફરીથી આ બાજુ કંઇપણ કોઇએ કરેલું નથી. તો આપની છેવટ ગુપ્ત ગતિને કોણ જાણી શકે ?

**पण ते तो देवायन तुमसे, आपनी अकळ गतीकु ।**
**वृक्ष वेली द्रष्टांत देयनके, कहीमे रती रतीकु ।। (२०)**

"હે કૈવલકર્તા" તે આપની અકળ ગતિ આપ બીજાં કોઇને આપી શકતાં નથી. કારણ કે વૃક્ષ અને વેલીનું દષ્ટાંત આપીને મેં તે વિષે રતીએ રતીનું વર્ણન કરી બતાવ્યું છે.

**आपने करत मही कोई कीनकु, बने नही बुध देता ।**
**तो आपनी गत देन ओरनकु, कुन हे साज सखेतां ।। (२१)**

આપનુ કૃત એવાં પ્રકારનું રચેલું છે. તેમાં જરાપણ કોઇની બુદ્ધિ ચાલી શકે તેમ નથી. જેમકે સ્થાવર અને જંગમનાં ઘાટોમાં ગુણ, સ્વભાવ કે ગતિ એકબીજાને આપી શકતાં નથી. તેવી જ રીતે આપની ગતિ આપ બીજાને આપી શકતાં નથી.. કારણકે આપના સરખો બોજો કોઇ છે જ નહિં.

**साज सखेता हवे करतमे, पण न देत कोई कीनकु ।**
**सकल फळे निजके अंकुरही, जेही जिनके होय तीनकु ।। (२२)**

વૃક્ષ જાતિની રચનામાં સરખે સરખાં વૃક્ષો હોય છે. ખરાં, પણ ગુણ સ્વભાવ કે ગતિ કોઈ કોઈને આપી શકતાં નથી જે વૃક્ષ જાતિનાં બિજકમાં જેવું અંકુર ભરેલું હોય, તે જ પ્રમાણે તેને ફળ, ફુલ, રૂપ, રંગ અને ગુણો, ભિન્ન ભિન્ન પ્રકારનાં ઉત્પન્ન થાય છે.

**आपने करत करन संपतकी, बने न कोउ कीनु देना ।**
**तो आपनकी कुन लहे इत; तुम गत अकळ अयेनां ।। (२३)**

કર્તા કૈવલે કરેલાં મનુષ્ય જાતિનાં કૃત રૂપી શરીરો પોતે પોતાના વહેવાર માટે ધન સંપત્તિ કમાય છે, તે કારણ વગર કોઈ કોઈને આપી દેતાં નથી, તો પછી આપની જે અકળ ગતિ ચર્મ દ્દષ્ટિથી દેખાતી નથી, તે આ જગતમાં એવો કોણ છે ? કે તે આપની ગતિને પ્રાપ્ત કરી શકે ?

**किट पतंग आद्य पशु पंखी, मनुष्य जात सुर सेती ।**
**जेही जिनकी भाषा फल उपजित, कोइ कीनुं देइ न सकेती ।। (२४)**

કીટ પતંગની આદ્ય લઈ પશુ પંખી મનુષ્ય જાતિ અને દેવલોક જે જેની ભાષા જે બોલે છે, તે એકબીજાને આપી શકતાં નથી, તેવી જ રીતે વૃક્ષજાતિમાં જેને જે ફળ ફુલ લાગે છે તે પણ કોઈ કોઈને દઈ શકતાં નથી.

**अति इश्वर्य गति अपरंपर, निज अंकुर अनुसारे ।**
**चीत चीतवन सुक्ष्मके सुक्ष्म, क्या कहुं अलप अपारे ।। (२५)**

"હે સકર્તા પતિ", આપની અતિ અપરંપાર ઐશ્વર્ય વિભુતિ અંકુરમાં ભરીને અંકુરની રચના કરી છે, તે અંકુરની ગતિને જાણવા ચિત્તમાં અતિ સુક્ષ્મથી અતિ સુક્ષ્મ ચિંતવન કરવા છતાં એ અપાર ગતિને મારી અલ્પ ગતિ હોવાથી કહી શકાતી નથી.

**तेही करनन चिंतवनकी झीणता, बारीकमे बारीकही ।**
**अहो धन्य करता करनन तुम, अेही विध रचे रचीकही ।। (२६)**

"હે કરૂણેશ", આપે રચેલાં આદ્ય અંકુરની રચના અતિ ગુપ્ત હોય, ઝીણામાં ઝીણું ચિંતવન બારીકથી અતિ બારીક દ્દષ્ટિથી નિહાળતાં સંપુર્ણ સમજ પડતી નથી, જેમ જેમ જોતાં જઈએ, તેમ તેમ અધિકાધિકથી રમણીકતા દેખાતી જાય છે, માટે અહો હે સકર્તા ! આપને અનેકવાર ધન્યવાદ હો.

**महामत मसुर सुरत नरणीतसे, करीत करत अंकुरा ।**
**प्रगट पसाव नेन नीरखनके, जीनते भवीत सफुरा ।। (२७)**

ઘણી જ બારીકાઈથી સુરતાએ જોઈને નિર્ણય કરવાથી જાણાય છે કે, તમારા મહામતે ઉત્પન્ન થયેલું બીજનું અંકુર તે વગર વર્ણન કરે પણ મશહુર છે, વળી તે બીજનો પ્રગટ પસારો નેત્રથી જોઈ શકાય છે, જે બીજથી આ સર્વ સ્ફુરાયમાન થયેલું છે.

**जेतनी रकम भरीत अंकुरमें, तेही उदवीत जेही जीनकी ।**
**अहो करूणेश करीत क्यों करीके, सुज पडत नहि तीनकी ।। (२८)**

જે જે અંકુરમાં જેટલી રકમ ભરેલી છે તે જ પ્રમાણે ઉદય થાય છે. અહો હે કરૂણેશ ! તમોએ આ બધું કેમ કરીને કર્યું ? કે જેમાં મને શુદ્ધ સુજ પણ પડતી નથી.

**सुज पडे यौं करनी अतंतीक, अणुमां अखील समावे ।**
**उमडया जाय अनंत अन्यो अन्य, हारीत हमन गवावे ।। (२९)**

આપની કરેલી અનંત રચનાની કરામત રૂપ કરણી જોતાં પાર આવે તેમ નથી, કેમ કરીને પાર પામી શકાય ? આપની કરણી અંત વિનાની હોય અનંત છે. કારણ કે એક એક અંકુરમાં એક એક બ્રહ્માંડ સમાયેલું છે તેવી જ રીતે એક પછી એક ઉત્પત્તિ ક્રમ ચાલ્યો જ આવે છે તેવી અદ્‌ભુત રચનાને જોઇ વર્ણન કરતાં હું તો હારી જાઉં છું.

**मोइ अमुजित अपरम क्रत देखीत, पेखीत गत अंकुरकी ।**
**वारंवार हारगत देखीत, अंकुर पेच अपुरकी ।। (३०)**

પાર વગરનાં ક્રતનાં તત્વોની ગતિ તપાસી જોઈ, પરંતુ જ્યારે હું અંકુરની ગતિ જોઉં છું તેમ તેમ વધારે મુંઝાઉં છું કારણકે અંકુર રચનાની યુક્તિ અતિ અપુર્વ હોય, એનો વિચાર કરી જોતાં મારી ગતિ હારી જાય છે.

**अति अनुभव मोइ आगम अरसके, चवे अचराचर सबही ।**
**आद अंत मध्यकी गमगतीयां, भाखे अरब खरबही ।। (३१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારો અસિમ અનુભવ અગમ અપાર આકાશનાં જેવો છે, અમે અચરચરની ગમગતિ જેમ છે તેમ જાણીએ છીએ, તેમજ આદ્ય, મધ્ય અને અંતની હકીકતને સંપુર્ણ જાણતાં હોવાથી અર્વ ખર્વ વચનો ઉચ્ચારીને અમે રતીએ રતી કહી બતાવ્યું છે.

**तेही गति गमसे हम अभिमानीत, महामत घेहेर गंभीरू ।**
**ते तो गइ तरक पासंगमे, उलटे भये संकीरू ।। (३२)**

"ભગવાન કરૂણા સાગર કહે છે કે," સકર્તા પતિનાં અલૌકિક પદનો અનુભવ મહામતવાળો ગહન, ગંભીર અને અતિ ઘહેરો હોય, તેમની ગમગતિનાં જ્ઞાનનું મને શુદ્ધ

અભિમાન હતું. પરંતુ મુળ અંકુરની ગતિને નિજ દષ્ટિએથી નિહાળીને જોતાં મારા અનુભવનો અકળ વિચાર પાસંગની ગણત્રીમાં ગયો જેથી ઉલટો હું તો સંકોચાઇ ગયો.

**संकीरण शिर पर अब सरजीत, देख किंमत अंकुरकी ।**
**रोम रोम रगरगकी गमगत, भवीत भेद लही भुरकी ।। (३३)**

અમે રોમ રોમ અને રગેરગની ગમગતિનાં હિમાયતી હોય, ભવમાં ઉત્પન્ન થયેલાં સર્વે ઘાટોનાં ભેદને જેમ છે તેમ જાણીએ છીએ, પરંતુ અંકુરની કિંમતને જોઈ સંકીર્ણ થયેલાનાં શિર પર બોજ આવી પડયો હોય, એવી જ રીતે અંકુરની ગતિ વિચાર કરી જોતાં મારે પણ એમ બન્યું છે.

**भुरकी सोमंतर वशीकरनन, अंकुरके सुवीचारू ।**
**करीत देखतां कीनुं सरभरको; कीये न निज करतारू ।। (३४)**

"કૃપાનીધિ કહે છે કે," મંત્ર, વશીકરણ આદી વિદ્યાઓ ભુચરગતિની છે, અને અંકુરની ગતિ અકળસુવિચારની હોવાથી એ બન્નેને નિજ કર્તાએ સરખી ગતિનાં ઉત્પન્ન કર્યાં જ નથી, છતાં મંત્ર વશીકરણનો ઉપાસક બીજાં માણસ ઉપર પ્રભાવ પાડે છે ત્યારે તે માણસ તેને વશ થઈ જાય છે, તો પછી અંકુરની હકીકત તો અનુપમ છે, તેનો વિચાર કરનારની ગતિ તદ્દાકાર કેમ ના થઈ જાય ?

**चैतन सोत सकंच करनकी, अति अपरम इसताइ ।**
**सुरत छेकमे करी नरणीतसे, तदपी पहोंच नहि पाइ ।। (३५)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહાદ ચૈતન આદ્ય અંકુરમાં અનંત ઐશ્વર્યતા રહેલી છે. તેનો સંગ કરતાંની સાથે તેની પક્કડમાં પકડાતાં ઓતપ્રોત થઈ જાય છે, તે મહાદ્ ચૈતન અંકુર અમાપ ગતિ વાળુ હોવાથી નિજ સુરતાએ નિર્ણય કરી જોતાં "કૃપાનીધિ કહે છે કે," મારી ગતિ પણ પહોંચતી નથી.

**जेतनी भर करतारनकी निज, हुती समरती जेही ।**
**तेतनी भर अंकुरमां अरपीत, रखी न संचीत केही ।। (३६)**

નિજ કૈવલપતિ પાસે જેટલી સમૃદ્ધિ હતી તેટલી અંકુરમાં ભરી દીધી છે, અને પોતાની પાસે બચતમાં કંઈ પણ રહેવા દીધી નથી.

**तीनसे रही उपरीत उपरकी, पेरीत सोल अचरत ही ।**
**पुनी तीनसे गत हुसे अपरमपर, याते तीमु कसरत ही ।। (३७)**

અંકુરની હકીકત અત્યાર સુધી જણાવવામાં આવી છે, તેનાં ઉપરાંત જે બાકી રહ્યું હોય, તે અચરત સાગર ગ્રંથમાં સોળ આશ્ચર્યનાં વિષે કહેલું છે. ફરીથી કહું છું કે, તે ગતિ અપરંપાર હોવાથી તેમાં કહેવાનું જે રહી ગયું હતું, તે અંકુરનાં વર્ણનમાં ખુલાસો કરી આપ્યો છે.

**पारस के धनवंत हवीतको, जीनु न अंत दरबके ।**
**त्यौ तमेरे चिंतवन मणी के धन, लहु न अंत सरवके ।। (३८)**

જેમ કોઈ પારસનાં સેવનથી ધનવાન બને છે તેનાં દ્રવ્યનો અંત લાવી શકાતો નથી. તેમ તમારા કૈવલ લક્ષ રૂપી ચિંતામણીનું ચિંતવન કરતાં અખુટ ધનની પ્રાપ્તિ થાય છે તે સર્વે દ્રવ્યની ગણત્રી કરતાં પાર પામી શકાતો નથી.

**जेतनी गमगत हुती हमनकी, तांहां लग तुमकु चीना ।**
**अगम अथाह अगोचर तुमकी, तांहां कीम हवु परवीना ।। (३९)**

જેટલી અમારામાં ગમગતિ હતી, તેટલા જ પ્રમાણમાં આપને જાણેલાં છે, પરંતુ તમો અગમ, અગોચર અને અથાહ ગતિવાળા હોવાથી ત્યાં હું કેમ કરીને પ્રવિણ થઈ શકું ?

**तुमेरे करत मही कोउ कीनसे, देही न जाय समरती ।**
**तुम तो सकल करत के कारण, क्यौं देवाय निज करती ।। (४०)**

તમારા કરેલાં ક્રતમાં અંતવાળી માપક સમૃદ્ધિ કોઈ કોઈને આપી શકતું નથી તો પછી તમે તો સમસ્ત ક્રતનાં કારણ રૂપ છો. જેથી સર્વ ક્રત કરવાની કળા રૂપ અનંત ગતિ બીજાં કોઈને કેમ કરીને આપી શકો ?

**निज करती सोइ सुध संकल्प की, तेही संकल्प तुम निजके ।**
**जेसे तुम संकल्प तेही मापस, ज्यों बाबज तरू बिजके ।।(४१)**

સર્વ ક્રત કરવાની કળા તે પણ તમારા શુદ્ધ સંકલ્પની જ હોવાથી તે સંકલ્પ તમારો પોતાનો જ છે, આપ પોતે અમાપ ગતિવાળા હોય, પણ આપનો કરેલો સંકલ્પ તો માપક ગતિવાળો છે, જેવી રીતે બિજકમાંથી વૃક્ષ થાય છે, તેવી જ રીતે આપના સંકલ્પથી સમસ્ત જગત થયું છે.

**जेही बाबज पोखीत जीनु बीजमे, तेही तीनके तरू उदही ।**
**अेही परकार आप अविगत सम, होय संकल्प तेही सुधही ।। (४२)**

આપે બિજગમાં જેવી પોંખણી કરી છે, તે પ્રમાણે વૃક્ષનો ઉદય થયે જ જાય છે, એ જ ન્યાયે આપ અવિગત હોય, સમ રૂપે રહેલાં હોવા છતાં આપનાથી શુદ્ધ સંકલ્પ થાય છે.

**जेही जिनके बिजगमां अंकुर, तेही तिनके होय फळही ।**
**जो अंकुर अव सव होय जायतो, ते तरू रहे अफळही ।। (४३)**

જે જે જાતિનાં બીજકોમાં જેવાં અંકુર ભરેલાં હોય, તેવું જ વૃક્ષ થતું હોવાથી તેને તેવાં જ ફળ લાગે છે, કારણવશાત કોઈ બીજકમાં અંકુર અવળસવળ થઈ જાય તો વૃક્ષ ઉદય થવાં છતાં તેને ફળ લાગતાં નથી.

**तेही माटे तुमेरे संकल्पकी, तुम सम होय गत तेही ।**
**अल्पज्ञे अंकुरमे कोइ कीनु, सको नहि तुम देही ।। (४४)**

એટલા જ માટે " હે સકર્તા પતિ", તમારા શુદ્ધ સંકલ્પનાં અંકુરમાં તમારા સમાન તમારી ગતિ સમર્પણ કરેલી છે તે ગતિ સામાન્ય, વિશેષ અંશના સંકલ્પના અંકુરમાં બક્ષેલી નથી.

**देयन कौन समाव कोयनमे, ज्यौ घटमां नभ नावे ।**
**ओरू साहेर चीडीया चंचनमे, मगन वीना कयां मावे ।। (૪૫)**

દ્દષ્ટાંતે - જેમ ઘડામાં મહા આકાશ આવી શકતું નથી, તેમજ ચકલીની ચાંચમાં સાગર સમાય શકે નહિં, એવી જ રીતે નિજકર્તાની અમાપ ગતિ અલ્પજ્ઞ અંશોમાં સમાય શકે જ નહિં.

**निज अंकुरके लेन देनकी, बने नही कोउ कीनसे ।**
**अति नरणीतसे करीत करामल, कही सकल भीनभीनसे ।। (૪૬)**

નિજ સકર્તા પતિ એ અગણિત અંકુરો અગમ ગતિનો અતિ નિર્ણય કરી રચેલાં છે અને સર્વ અંકુરોમાં વિભુતિ ન્યુનાધિક હોય, એકબીજાને લેવાદેવાનું બની શકતું નથી, તેની અકળ કરામત અતિ ગુપ્ત હોવાથી ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કરીને ઉપર સમજાવ્યું છે.

**अेही अनुभवकी लीटी खेंचके, छेवट कीअे सहेतु ।**
**कुबेर कीनु कोउ देत बने नहि, करता सहीत समेतु ।। (૪૭)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર અતિ ઉગ્ર અનુભવની લીટી ખેંચીને કહે છે કે, અંકુરોની વિભુતિ કોઈ કોઈને આપી શકતું નથી. તેવી જ રીતે નિજ સકર્તા પતિ પોતાની અકળ કળા કોઈને પણ આપતા નથી.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે કર્તાકૃત ઉભયે નિજગતિ અદ્વૈત દેખાવનકો ચતુર્દશ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

# સિદ્ધાંત - ૧૫

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અકૃત બ્રહ્મ અદ્વૈત પરિહારકો પંચદશ સિદ્ધાંત નિર્ણય.**

કૃપાનિધિ ઉવાચ :

**ओरु करतारे कीये सकल कुल, अति अंकुर बहु भीनके ।**
**पण संकल्पसे रचे पराइत, न्यारे आप रहीनके ।। (१)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, આદ્ય સકર્તા પતિને ઉપજાણ થયા પછી શુદ્ધ સંકલ્પ કરીને અગણીત અંકુરોની રચના કરી છે, તે નીજ પતિએ પરભારી રચના કરીને પોતે સંકલ્પની પાર ન્યારા નીજ સ્વરૂપે રહ્યા છે.

**ज्यौ बाजिगर बाजि रचत हे, आपे रही अलगही ।**
**होय चिंतवनकी प्रेरकताये, पण नही सत्ता सलगही ।। (२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, જેવી રીતે બાજીગર અલગ રહીને પોતાનાં ચિંતવનની પ્રેરણાએ બાહ્ય દૃષ્ટિની એકતા રાખીને ઈચ્છા પ્રમાણે બાજી રચે છે, પરંતુ તેની સત્તા પોતાને સ્વાધીન રાખે છે, છતાં બાજી સાથે તેની સત્તાને સલંગ રાખતો નથી.

**या विधसे करतारन सुं कोइ, अंश नही ऐकतारु ।**
**जो ऐकतायन हवे निरंतर, तो क्यौ होय व्यभिचारु ।। (३)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, ઉપર જણાવેલા દ્રષ્ટાંત ના ન્યાયે નીજ કર્તાના અંશની સજાતિય સકર્તા સાથે અંતર એકતા નથી, જો અંતર એકતા નિરંતર હોય, તો વ્યભિચારી બને જ નહી, કર્તા વિરુદ્ધ જે કંઈ વિચારો અને ઈચ્છાઓ થાય જેવા કે દેવી - દેવતાનાં, તીર્થ-યાત્રાનાં, મંત્ર,-જંત્રના હોમ-યજ્ઞનાંકે જપતપનાં જે કંઈ વિચાર કરવામાં આવે છે, તે તમામ વ્યભિચાર છે. જે અંશ નીજ કૈવલ પતિની સાથે અંતર એકતા

રાખીને રહે છે, અને તેમનું નિરંતર ચિંતવન કરે છે. તેને જ નિજપતિ સાથેનો અખંડ ધર્મ કહી શકાય, તે ધર્મને અનુસરવાથી પરમપતિ કૃપાવંત થઈને એવા પતિવ્રત અંશોને કાયમ પોતાનાં શરણ માં રાખે છે.

**जबते अे सब जिव सकल तो, बहु विधि विकल विलासी ।**
**कर्ता के तनसे तन होय तो, भिन्न न होय अभ्यासी ।। (४)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, જ્યારથી સર્વે જીવો નિજકર્તાથી વિમુખ થયાં ત્યારથી માયાનાં મોહમાં વશ પડી વ્યાકુળ થઈને વિધ વિધ પ્રકારનાં ભોગ ભોગવવા લાગ્યા. તે કારણને લઈ સારા નરસા કર્મ થવાથી સુખ દુઃખનાં ફળ ભોગવે છે, જો કર્તા સાથે અંશોની એકતા હોય, તો કર્તાને તજી દઈ બીજી ત્રીજી ઉપાસના કરે જ નહી.

**तेही माटे अेही विष्टि भावमे, कर्ता क्रतथी न्यारे ।**
**न्यारे विना क्रत कुण उपजावे, रहे शुन्य के शुन्य सारे ।। (५)**

પરમ કૃપાનિધિ કહે છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે સકર્તા પતિથી ભિન્ન પડેલા અનેક અંશો ભવ ભરનાં પ્રત્યેક તનુઓ માં વસીને વિધ વિધ પ્રકારનો વિલાસ કરી રહ્યા છે. તે શરીરો રૂપી સઘળું ક્રત સકર્તા પતિનાં શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલું હોય, તે અનિત્ય અને અંતવાળુ છે. એટલા જ માટે નીજ સકર્તા સર્જન હાર સૃષ્ટિ ક્રમની વ્યવસ્થાથી ન્યારા છે. કારણકે જો કર્તા ન્યારા ના હોય, તો ક્રતને કોણ ઉત્પન્ન કરે ? અને જો કર્તા જગત ઉત્પન્ન નહી કરે તો શુન્યમાં અને કર્તામાં કંઈ ફેર ગણાશે નહી, એવી જ રીતે કર્તા ન્યારા રહીને જગત ઉપજાવે છે.

**अवनी तेज ओरु पवन शुन्य अप, बिन अंकुर जड सोइ ।**
**नीज बीजग कछु अणुनी आद्य बिन, उद्भव हवे न कोइ ।। (६)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચે

તત્વો અંકુર સિવાયના જડ છે. અણું રણું થી લઈ ચર અચર ચૌદ લોક પર્યંત આદ્ય શક્તિ અને નિરંજન સુધી નિજ બિજગનું અંકુર ન હોય, તો ઉત્પત્તિ ક્રમ ચાલે જ નહી.

**पंच तत्व जड तीनुं सरभरके, अक्रत ब्रह्म कहाइ ।**
**गुण इन्द्रि अंतस बिनु अंकुर, तीनमें क्यौं उपजाइ ।। (७)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરુ કહે છે કે પાંચે તત્વો જડે જડ સરખે સરખા હોવાથી, તે કંઈપણ ઉત્પન્ન કરી શકતા નથી. એવી જ રીતે ઈંદ્રીયો, અંતસકરણ, ગુણ, ગણ, તત્ત્વો અને અકર્તા બ્રહ્મની આદ્યે એ ઉપજણ અંકુર સિવાયનાં છે, જેથી તે કંઈ પણ ઉદ્ભવ કરી શકતાં નથી.

**जो उपजणको भाव हवे तो, अक्रत क्यौं करी कहावे ।**
**बिन उपजणकी वस्त विना वित, तिनसे कछु न थावे ।। (८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિર્ગુણ અકર્તા બ્રહ્મમાં ઉપજણનો ભાવ હોય તો અકર્તા કેમ કરીને કહી શકાય ? એટલા જ માટે તે અકર્તા બ્રહ્મમાં ઉપજણનો ભાવ નહી હોવાથી તે કંઈ પણ ઉત્પન્ન કરી શકતું નથી.

**अरे कृतघ्नी कुन भये तुम, फोगट जिव फनाये ।**
**नीज करतासे करी विमुखता, निरवीत लक्ष लखाये ।। (९)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે કૃતઘ્ની એટલે અરે ઓ નિમકહરામી મિથ્યા બ્રહ્મ જ્ઞાનીઓ ! તમે જગતનાં જીવોને વ્યર્થ અકર્તા બ્રહ્મમાં ફસાવી દીધા છે તે ફોગટ હોવાથી જેમાં કોઈ પણ ફળની આશા નથી, છતાં નિજ કર્તાથી વિમુખ કરીને વિત્ત સિવાયનાં લક્ષનો બોધ આપી જડ બ્રહ્મ સાથેની નિષ્ઠા દ્રઢ કરાવી છે.

**आ भवमे कोइ हुते जागते, कीना खराब खबेडी ।**
**भव जल कयो लंघीत निरवीत से, चढ चिंतवनकी बेडी ।। (१०)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, આ જગતમાં બ્રહ્મ જ્ઞાનીઓ જાગ્રત થયેલાં ગણાય છે, તે બ્રહ્મજ્ઞાનીઓએ આ સંસારના જીવોને એવું સમજાવ્યું કે તમે બ્રહ્મ સ્વરૂપ છો જેથી ઈંદ્રીઓ અને અંતઃ કરણ દ્વારા થતા કર્મનો દોષ તમને લાગતો નથી. એવું દ્રઢ કરાવી, સત કર્મ છોડાવીને, ખરાબ કર્મો કરાવી, જીવોને ભ્રષ્ટ કરી નાંખ્યા છે. આ ભવરૂપ સંસાર સાગરમાં મોહ માયાનું અથાહ જળ ભરેલું છે તે નિર્વિત શુષ્ક જડ વત બ્રહ્મલક્ષ વડે ઓળંગીને કેમ કરી પાર જઈ શકશે ? હે બ્રહ્મ જ્ઞાનીઓ ! તમે તો નિરસત્વ બ્રહ્મનાં ચિંતવનની બેડી જગતનાં જનોને એવી તો જકડી દીધી છે કે, તેમાંથી છુટવાની આશા કદાપી રાખી શકાય જ નહી.

**चिंतवन वास्तविक वस्त विना के, अमथे अमथ अमस्तु ।**
**वंज पुरुष ज्यौ सुत आलोचन, धरी उमंग हरस्तु ।।(११)**

પરમ કૃપાનિધિ કહે છે કે, વાસ્તવિક એટલે ખરેખર તે વસ્તુ જ નથી. ખાલી જે અમસ્તે અમસ્તુ હોવાથી, ચિંતવન કરવાનું કયાં રહે છે ? દ્રષ્ટાંતે જેમ કોઈ વંજ પુરુષ કહે કે મારો પુત્ર મારી સેવા કરશે, એવી ઈચ્છા રાખીને ઉમંગ ધારણ કરે તે પુત્ર વિના ઈચ્છા અને ઉમંગ વૃથા જાય છે.

**तेही सुत सेव करे नही कबहु, मात पिता निरवीतकी ।**
**तेही परकारन ब्रह्म करे नही, अंत वहार कोउ कीतकी ।। (१२)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, દ્રષ્ટાંતે જેમ વંજ માત પિતાને પુત્ર જ નથી તો સેવા કરવાની આશા રાખવી વ્યર્થ છે. એવી જ રીતે અકર્તા બ્રહ્મમાં ચૈતનતા, સક્રિય ગતિ કે જાણપણું છે જ નહી, તો પછી અત્યારે કે દેહના અંતે અકર્તા બ્રહ્મ કોઈની વહાર કે સહાય કરી શકતુ નથી.

**वहार करे कुन जिनुं विशेषण, जाण विना जड सरखा ।**
**ज्यौं आरणमे लुंचीत नरकु, वारी शके क्यौ वरखा ।। (१३)**

ભગવાન કરૂણા સાગર કહે છે. કે જગત ભરના જીવ ભવ સંકટમાંથી છુટવાની સહાયતા જેની પાસે માંગે છે તે અકર્તા બ્રહ્મ ચૈતનતા વિનાનું હોવાથી, કેમ કરીને સહાયતા કરી શકે ? તેનું ઉદાહરણ આપીને સમજાવું છું. દ્રષ્ટાંતે જેમ એક ગાઢ જંગલમાં કોઈ માણસને ચોર લોકો લૂંટે છે ત્યારે લુંટાતો માણસ બચી જવા માટે પોકાર કરીને વન વૃક્ષો પાસે સહાયતા માંગે છે. પરંતુ વન વૃક્ષો જડ હોવાથી, લુંટાતા માણસની વહાર કરીને બચાવી શકતા નથી. એવી જ રીતે કાળ માયાનાં ફંદમાંથી છુટવા માટે અકર્તા બ્રહ્મની પ્રાર્થના કરવામાં આવે, છતાં તે અકર્તા બ્રહ્મ વૃક્ષની જેમ જડ હોવાથી કોઈ પણ ઉપાયે જન્મ મરણનાં ત્રાસમાંથી છોડાવી શકતું નથી.

**चुंबक ओरु दिपक तुरीयावत, साक्षी कही सराये ।**
**जाण विना जणवे सम तुलक, गणत न आप पराये ।। (१४)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, વેદાંત શાસ્ત્રનાં સિદ્ધાંત પ્રમાણે બ્રહ્મજ્ઞાનીઓ તુરીયા અવસ્થાને સ્વયંમ સાક્ષી રૂપ ગણે છે, ચૂંબક અને દિપકનું દ્રષ્ટાંત આપી જણાવે છે કે દીવો જેમ મકાનના વિષે પ્રકાશ આપે છે. એવી જ રીતે ચૂંબકનું આકર્ષણ લોખંડની પુતળીમાં ઉતરવાથી તેને ચેષ્ટા કરાવે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે તુરીયા અવસ્થામાં રહેલો ચૈતન સાક્ષી સર્વાંગ શરીરને ચૈતન કરી ચલાવે છે પરંતુ તે તુરીયા રૂપ સાક્ષીમાં ભાગત્યાગની લક્ષણા સંભવતી નથી, તો પછી બ્રહ્મ જ્ઞાનીઓ શું સમજી ને આવું બોલી ગયા હશે ? તેનો કોઈએ વિચાર કર્યો નથી.

**दीप करत उद्योत बराबर, घर मालिक तस्करकु ।**
**लोह चलत चुंबक सत्तासे, सेज सुभाव उपरकु ।। (१५)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ કૈવલ વેત્તા કહે છે કે, દ્રષ્ટાંતે જેમ દીવો, ઘર માલિક તેમજ ચોરને સરખો પ્રકાશ આપે છે. પરંતુ એ પ્રકાશ કોઈને ઓળખી શકતો નથી. એવી જ રીતે ચુંબકનું ઓજસ લોખંડની મૂર્તિમાં પ્રવેશીને તેને ચલીત કરે છે. છતાં તે ચુંબકને પોતાના ઓજસની કે મૂર્તિની જરાય જાણ નથી. એ દ્રષ્ટાંત નાં ન્યાયે તુરીયા રૂપ સાક્ષી

ચૂંબક અને દીવા જેવો હોય, તે સ્વયંમ સ્વતંત્ર નહી હોવાથી, પોતાને કે બીજાને નીરખી પરખીને નિશ્ચય કરવાનું જ્ઞાન તેનામાં નથી.

**तुरीयाकी त्रपताय तमनसे, सुजत नही कोउ कीनकी ।**
**अही फरत शिर चमर ढोळावत, ज़ाण नही भिन्न भिन्नकी ।।(१६)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, ચતુર્વેદનાં આચાર્યો જે તુરીયાનાં ઘરનો બ્રહ્મઆનંદ છે, તે આનંદને ભોગવવાથી જે તૃપ્તી થાય છે, તેની તમને રેખમાત્ર જાણ નથી, છતાં વૈખરી વાણીનાં શબ્દ ઉચ્ચારથી તમે જગતનાં જનોને જણાવો છો કે, તુરીયા રૂપ બ્રહ્મ દશાને અમે પ્રાપ્ત કરેલી હોવાથી, અમને કોઈ પણ દોષ લાગતો નથી, એમ કહીને આચાર્યજનો છડી, છતરઅને ચમર ઢોળાવે છે. અને અમે બ્રહ્મનું બીજુ સ્વરૂપ છીએ, એમ મનાવીને મોટા બની જગતમાં પૂજાય છે. છતાં સ્થૂલ થી લઈ પરમ કારણ સુધીનાં દેહોની ભિન્ન ભિન્ન રચનાં કયાં અને કેટલા તત્ત્વોથી કરવામાં આવી છે ? તે સાંખ્ય સિદ્ધાંતનાં ન્યાયે જેમ છે તેમ જાણતા નથી.

**त्रीये द्रष्टांत दीये साक्षीनके, तीमे न काज करनकु ।**
**तेही उद्धार करे कोउ कुनके, जाण न आप परनकु ।। (१७)**

પરમકૃપાનિધિ કહે છે કે, ઉપર જણાવેલા ત્રણ દષ્ટાંતો જે વૃક્ષ, ચુંબક અને દિપક તે જાણ સિવાયના જડ હોવાથી, પોતાને કે પરને જાણી શકતા નથી, તેજ પ્રકારે તુરીયા રૂપ બ્રહ્મસાક્ષી બ્રહ્મ દર્શીઓ એ માનેલો છે, તે પોતાનું કાર્ય કરી શકતો નથી. તો બીજાને કેવી રીતે તારી શકે ? એટલા જ માટે તુરીયા રૂપ જે અક્ષર બ્રહ્મ કહેવાય છે તે કોઈનો સાક્ષી થઈ શકતો નથી.

**आपा परकी जाण विना तो, सरखे सरख सबेइ ।**
**तो अधिकम पदवी कुन पावन, घर तज भये वदेइ ।। (१८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે બ્રહ્મ જ્ઞાનીઓ તમારા એક અદ્વૈત વ્યાપક બ્રહ્મના મતમાં બીજો કોઈ ઉગરી શકતો નથી. એવી રીતે કે, હું અંશ છું. અને મને ઉત્પન્ન કરનાર મારા પરમ પિતા, પરમ સકર્તા પતિ મારાથી પર ન્યારા રહેલા છે એવી જાણ તમારામાં છે જ નહી, જેથી તમારા સિદ્ધાંતે સમસ્ત ભવ ભરનાં જીવોને તમે બ્રહ્મ સ્વરૂપ જ માનો છો, તે પ્રમાણેની સમજણથી સર્વે એક જ સરખા થઈ ગયા, તો પછી કયુ અધિક પદ પ્રાપ્ત કરવાનાં માટે ઘર છોડીને વૈરાગી થવાનો ઉપદેશ વદીને આપી રહ્યા છો.

**जो कहेशो जंजाल मेटावन, भगवा भेख बनाये ।**
**जक्त विना जंजाल केहुनकी, लवता लाज न पाये ।। (१९)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે બ્રહ્મ જ્ઞાનીઓ ! કદાચ કોઈ તમને પુછે કે તમે ભગવો ભેખ શા માટે ધારણ કર્યો છે ? તેના ઉત્તરમાં તમે એમ કહો કે જંજાળમાંથી મુક્ત થવા અર્થે અમે ભેખ લીધો છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, તમારા વ્યાપક બ્રહ્મની દ્રષ્ટિએ જગત જ નથી, તો પછી આવુ બોલતા તમને લાજ કે શરમ કેમ આવતી નથી ?

**क्षणुं उतकी क्षणुं इतकी बोलत, डगमगी जबाप देयनकी ।**
**समळके वळी कहत तमो पण, ब्रह्म सुनवत् एकी ।। (२०)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, હે બ્રહ્મ દર્શીઓ ! સત્ય બ્રહ્મને જાણવા સબંધમાં જ્યારે તમને પૂછવામાં આવે ત્યારે તમે ક્ષણભર તે બાજુનાં દેવલોકોની વાતો કરવા લાગો છો, અને વળી ક્ષણ માત્રમાં આ બાજુના મૃત્યુલોકની વાતો કરો છો, એવી જ રીતે ડગમગતો જવાબ આપો છો, જેથી વ્યાપક બ્રહ્મને તમે યથાર્થ જાણ્યું હોય એમ સાબીત થતુ નથી. છતાં તમે એવું માનો છો કે, તે નિર્ગુણ બ્રહ્મ વધ ઘટ વિના એક સરખુ સમરૂપે સર્વમાં મળીને વ્યાપક થઈને રહેલું છે. એમ કહેવા છતાં તે નિર્ગુણ બ્રહ્મને જેમ છે તેમ તમે ઓળખી શકેલા નથી. એ અદ્વૈત બ્રહ્મ મહા શુન્યનાં જેવુ વાર પાર સિવાયનું અનંત હોવાથી, તેનો અંત લાવી શકાય તેમ નથી.

**सुसक ब्रह्मे कहत बनी नही, अे भवभर उतपनकी ।**
**समळके वळी कहे तदीपसे, अेबनवट बुध मनकी ।। (२१)**

પરમ કૃપાનિધિ કહે છે કે, આ સમસ્ત ભવને ઉત્પન્ન કરવાનું કાર્ય શુષ્ક અક્રિય બ્રહ્મથી બની શકે તેમ નથી. કારણ કે, તેમાં સક્રિય ગતિ, ચૈતનતા કે જાણપણું નથી, છતાં તે બ્રહ્મજ્ઞાની ઓ સમલિત બ્રહ્મ સર્વ વ્યાપક છે એમ કહે છે, પરંતુ દ્વૈત જગત ન હોય તો બ્રહ્મ વ્યાપક થયું શેમાં ? એ જડ ચૈતન ની અનૂસુત અગમ ગતિને હે બ્રહ્મં જ્ઞાનીઓ ! તમે જાણી શકેલા નથી, એટલા જ માટે એ તમારી બુદ્ધિ પૂર્વકની યુક્તિ ભરેલી બનાવટી વાતો ઉપજાવી કાઢી જગત જનોને દ્રઢ કરાવી છે.

**जो बनवट बुध मनकी न होय तो, ब्रह्म न भिन्न भयेकी ।**
**विन चिंतवन उरकी ईच्छवनसे, अेक न हवे अनेकी ।। (२२)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, હે નિર્ગુણ પક્ષનાં આચાર્યો ! જો તમે બ્રહ્મથી ભિન્ન ના હોય તો તમારા મનથી કલ્પીને બુદ્ધિ વડે ઘાટ ઘડી બનાવટી વાતો ઉત્પન્ન થઈ શકે જ નહી, કારણ કે વ્યાપક બ્રહ્મ અમાપ ગતિવાળુ હોવાથી, તે કદાપી માપક ગતિવાળુ બની શકતું નથી, અને તમે તો માપક દેહવાળા હોય, ઈંદ્રીયો અને અંતસકરણનાં સંયોગે વાણીનો ઉચ્ચાર કરો છો, તો તમે કોની સજાતિનાં છો ? અને કોણે તમને ઉત્પન્ન કરેલા છે ? કદાચ બ્રહ્મનાં સજાતિય કહોતો બ્રહ્મતો ચિંતવન સિવાયનું હોય, તેના ઉરમાં ઈચ્છા ઉત્પન્ન થતી જ નથી. એ જ્ઞાનની દ્રષ્ટિએ ન્યાય સહીત નિર્ણય કરી જોતા સિદ્ધ થાય છેકે સજાતિય - વિજાતિનું તમને જ્ઞાન જ નથી.

**सुसक ब्रह्मे समळ हवे कुन, भाव धरीत अेही भवकी ।**
**पुनी न्यारे के वळी करहनकी, अेही नही शुध संभवकी ।। (२३)**

મહાન સમર્થ કરૂણા સિંધુ કહે છે કે, હે નિર્ગુણ મતના આચાર્યો ! શુષ્ક અકર્તા બ્રહ્મમાં બીજા સક્રિયગતિવાળા કોણ મળેલા છે ? કે જેથી સમસ્ત સૃષ્ટિને સર્જવાનો ભાવ ધારણ

કરી શકે ? કારણ કે બ્રહ્મના વિશે તો જગત રચના કરવાનો કે હણવાનો શુદ્ધ સંકલ્પ સંભવતો જ નથી. તો પછી સમસ્ત સૃષ્ટિના સર્જનહાર સકર્તા સ્વામી ન્યારા ના હોય તો જગત રચના કોણ કરી શકે ?

**अेही परकारन ब्रह्म हवे तो, सक्रत हुवे सकरता ।**
**तो तुमेरे बोलन बाबजकी, मिथ्या भवीत अकरता ।। (२४)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે વેદમતનાં આચાર્યો ! જો નિર્ગુણ બ્રહ્મમાં જગતને ઉત્પન્ન કરવાની અને હણી લેવાની સક્રિયગતિ હોય, તો તેને સકર્તા કેમ ન કહેવાય ? તો પછી બ્રહ્મને તમે અકર્તા કહો છો તો તમારી બોલેલી બાબત જુઠે જુઠી ગણાય.

**चहु तरफकी तरक तमेरी, वृथा वादके वेता ।**
**फरक कहां सुनके सरभरमें, उभय नही सहेता ।। (२५)**

પરમ પદ દાતા સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે હે અકર્તા બ્રહ્મવાદીઓ ! તમે ચારેય તરફનું બોલતા હોવાથી, તમે વિધ વિધ પ્રકારનાં તર્ક કરો છો, જેથી તમારા બોલવામાં રેખ માત્ર ન્યાય નથી. છતાં વૃથા વિતંડા વાદી બનીને જાણવા પણાનો દાવો રાખો છો, પરંતુ તમારા સિદ્ધાંતમાં જાણવા જેવું શું છે ? કારણ કે તમારુ માનેલુ અક્રિય બ્રહ્મ અને મહા શુન્ય એ બન્ને સરખે સરખા હોય, જેમા હેત કે ભાવ છે જ નહી.

**उपासनकी हानी करनके, जेतने भर ब्रह्मज्ञानी ।**
**आप ब्रह्म थइ भव भरमावे, अरहीत के अभिमानी ।। (२६)**

કૈવલ જ્ઞાન દાતા કૈવલ વેતા કહે છે કે, આ ભવભરમાં જેટલા બ્રહ્મ જ્ઞાનીઓ થયા. તે સર્વે ગુરુધર્મ અને સર્વજ્ઞ ગુરુપદની જે સત્ય ઉપાસના તેની હાની કરવાવાળા છે. કારણ કે તેમનાં અદ્વૈત મતે બીજો કોઈ છે જ નહી જેથી પોતાને બ્રહ્મ સ્વરૂપ માનતા હોવાથી, અરહીત એટલે અનિત્ય નામ, રૂપ, ગુણ વાળા પદાર્થોનું અભિમાન ધારણ કરીને બેઠા છો.

**अरहीतमे कोइ नही उबरनके, कहुं द्रष्टांत जेहुनके ।**

**समज बराबर परही जेहुनकी, संसे न हवीत तेहुनके ।। (२७)**

મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે, જ્યાં સુધી પ્રકૃતિનો પસારો થયેલો છે. ત્યાં સુધી અરહીત એટલે અનિત્ય પદાર્થો વિસ્તાર પામેલા હોય, તે સર્વ નાશ પામવાવાળા હોવાથી, એક પણ પદાર્થ બચી શકતો નથી. તેનું દ્રષ્ટાંત આપીને નિશ્ચય કરાવું છું. જેથી બરાબર સમજ પડી જશે. અને કોઈ પણ પ્રકારનો સંશય રહી શકશે નહી.

**अरहीतकी रत पतंग दीपकी, नैंन नेह झलपावे ।**

**दीपक प्रीत न पतंग प्रेमकी, तुरत परत जली जावे ।। (२८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, જેવી રીતે પતંગીયુ આતુર બનીને નેત્રોનાં નેહથી દીવાનાં પ્રકાશને જોઈ અનુરાગી બનીને ઝંપલાવીને બળી મરે છે. છતાં દીવાને પતંગીયા સાથે લાગણી કે હેત ધરાવવાનું જ્ઞાન લેશ માત્ર નથી. તે દ્રષ્ટાંતના ન્યાયે બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મ પ્રકાશમાં હેત પૂર્વક પોતાના તન મન વારી દે છે, તો પણ એ બ્રહ્મ શુષ્ક અને ચૈતનતા વિનાનું હોવાથી તે બ્રહ્મ જ્ઞાનીઓને જાણતું નથી.

**ओरु जलकी मही मीन रहतहे, सलील स्नेह न ताइ ।**

**अप ते विछडयो परे विलगभर, लेत न जळ जळकाइ ।। (२९)**

કરૂણાના દાતા કરૂણા સિંધુ કહે છે કે, માછલુ નદીમાં રહે છે, પણ નદીને માછલાં સાથે પ્રેમ કરવાનું જ્ઞાન નથી, જ્યારે માછલું નદીથી કારણવસાત જુદુ પડે ત્યારે નદી છાલક મારીને માછલાંને ખેંચી લેતી નથી, એ જ ન્યાયે બ્રહ્મજ્ઞાનીઓ અકર્તા બ્રહ્મમાં ઝંપલાયા છે છતાં બ્રહ્મને તો કોઈની સાથે હેતની કે લાગણીની કોઈ ખબર જ નથી.

**भमर कमळकी वासनके हीत, नीज मन रहत मझागी ।**

**मुंदीत कमळ तव मरे मुंझाइत, तांहीके तांही तन त्यागी ।। (३०)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ કૈવલ વેત્તા કહે છે કે, જેવી રીતે ભમર કમળની સુગંધ લેવા પોતાનાં મનમાં આશક બનીને કમળમાં તલ્લીન થઈ જાય છે, જ્યારે કમળ બીડાય છે. ત્યારે ભમર ત્યાંનો ત્યાં મુંઝાયને મરણ પામે છે. એવી જ રીતે બ્રહ્મ જ્ઞાનીઓ પ્રેમ આવેશમાં આવીને બ્રહ્મ રૂપી સાગરમાં ડુબી મરે છે, છતાં બ્રહ્મ તો તેમને જાણતું પણ નથી.

**दिये द्रष्टांत तीन अरहीतके, एक अंगी आरतके ।**
**तेही हवाल होत नरणीतसे, ब्रह्म ज्ञान भरमतके ।। (३१)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરુ કહે છે કે. મેં આ બાજુના નાશવંત પદાર્થોના ત્રણ દ્રષ્ટાંત આપ્યા. તે ઉપરથી તમે સમજી ગયા હશો કે, એક અંગી પ્રિતિવાળા પતંગીયાની બુરી હાલત થઈ, એવી જ રીતે નદીમાંથી ભિન્ન થયેલાં માછલાને નદી ખેંચી લેતી નથી. એજ પ્રમાણે ભમર કમળની સુગંધીમાં લીન થઈને મરણ પામે છે, છતાં કમળ તેને જાણતું નથી. તેજ પ્રકારે બ્રહ્મની સાથે પ્રિતિ રાખવાથી તમારા હાલ હવાલ કેવા થશે ? એ જરા વિચારીને જોશો ખરા કે ?

**तीनमे वहार करे कोउ कुनकी, अक्रत नही अनुरागी ।**
**एसे सुसक ज्ञानके समधी, वृथा वेत रहे पागी ।। (३२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે બ્રહ્મ જ્ઞાનીઓ ! તમારા માનેલા બ્રહ્મમાં કોઈને વહાર કરી શકે એવો કોણ છે ? તેમાં સહાય કરે એવો કોઈ નહી હોવા છતાં એવાઅકર્તા બ્રહ્મનાં તમે શા માટે અનુરાગી થયા છો ? તે શુષ્ક બ્રહ્મમાં જોવા જાણવા જેવું કંઈ જ નથી. તો પણ તેની સાથે તમે સંબંધ જોડીને જાણવા પણાનો દાવો રાખો છો એ બ્રહ્મ કોઈ પ્રકારનાં અર્થની સિદ્ધિ વિનાનું વૃથા હોય, તેને અમે જાણીએ છીએ એમ તમે કહો છો.

**सुननहार नही कोइ सनमुखता, तुमके घ्यान धरनकी ।**
**तो तीनके अविलोक लक्षमे, शाने कष्ट करनकी ।। (३३)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, તમારુ માનેલુ અકર્તા બ્રહ્મ જડ હોવાથી, તમારી પ્રાર્થનાં સાંભળતું નથી, તેમજ આકૃતિ વિનાનું અરૂપ છે, તો ધ્યાન કોનું ધરો છો ? તેના સન્મુખ રહીને દર્શન કરી શકીએ તેવું પણ નથી. તો એવા નિર્વિત નિસત્વ બ્રહ્મમાં શા માટે કષ્ટ કરો છો ?

**ज्यौं कोइ पुरुष घोष अपनेका, पर कुपनमे परही ।**
**तीनकु कहे साहे करननकी, कहे कुवेर कुन करही ।। (३४)**

જેમ કોઈ પુરુષ પોતાની વાણીનાં ઉચ્ચારની ગર્જનાપૂર્વક મારી સહાય કરજો, મારી સહાય કરજો એમ કહેતો કહેતો પરાયા કુવામાં પડે છે. સત્ શ્રીમંત કુવેર સ્વામી મહાન સમર્થ ભગવાન કરૂણા સાગર કહે છે કે, કહો તેને કોણ બચાવી શકે તેમ છે ?

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અકત બ્રહ્મ અદ્વૈત પરિહારકો પંચ દશમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૧૬

**...અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે અંકુર ઉદભવકો ષોડશ સિદ્ધાંત નિર્ણય...**

કૃપાનિધિ ઉવાચ :

**अब निजपति करूणेश सकरता, आगुकीया मुज जेही ।**
**पुछ पुछ कछु होय उर अंतर, अंतर रखु न तेही ।। (१)**

"કૃપાનીધિ કહે છે કે'', હે કરૂણેશ પતિ ! આગલા સિદ્ધાંતમાં આપે મને કહ્યું હતું કે તારા નિજ હૃદયમાં જાણવાની જે ઈચ્છા હોય તે પુછ ! જેથી કોઈપણ પ્રકારનું અંતર રાખ્યા સિવાય હું તને ઉત્તર આપીશ.

**एही प्रकार कही करूणेशर, मुज पर मेहेर धरीने, ।**
**हम उर लीये तुरत धरीने तव, धन मोइ भायग करीने ।। (२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," એ જ પ્રકારે કરૂણેશ પતિએ મારા ઉપર મહેર કરીને જે જે પુછેલાં પ્રશ્નનો ઉત્તર આપ્યો છે, તેને તુરત જ મેં મારા હૃદયમાં ધારણ કરી લીધો, જેથી મને અતિ આનંદ થયો અને વિચાર આવ્યો કે, મારું અહો ધન્ય કેવું ઉત્તમ ભાગ્ય કે જેનું વર્ણન કરીને હું કહી શકતો નથી.

**कोटी कोटी कल्पंत करीत तप, सहत कष्ट अति तनही ।**
**तो तुमही तीनसे नही बोलत, धरी उर सुरत समनही ।। (३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે" હે કરૂણેશ પતિ ! આ જગતમાં કોઈએ કરોડો કરોડો કલ્પો વીતિ જાય ! ત્યાં સુધીનું તપ કરીને મહાકષ્ટદાયી સંકટો તનમનથી સહન કર્યાં હોય, એવા અતિ ઉગ્ર તપસ્વી ઉપર શુદ્ધ હેત લાવીને આપ સુરતા ધરીને બોલ્યા નથી.

**तो मेरे कंचित परकरता, बीन कछु कष्ट करेहु ।**
**तदीप तो होय मोय पर करूणेशर, क्यौं करूणाय करेहु ।। (४)**

"હે કરૂણેશ પતિ" આપની આગળ હું તો કિંચીત માત્ર છું. વળી મેં એવું કોઈ મહાકષ્ટ પણ સહન કર્યું નથી. છતાં હે મારા "કરૂણા ઓનાં ઈષ્ટ ! તમે ક્યા હેતુથી મારા ઉપર મહેર ધારણ કરી છે ?

કરૂણેશ ઉવાચ...

**तोय पर करूणा करीत हमनने, तीनके कहुं मरमही ।**
**उपजीत हेत हमार तदीपसे, छुं मोइ अंश परम ही ।। (५)**

"કરૂણેશ પતિ કહે છે કે" તમારા ઉપર મેં કરૂણા કરી તેનો જે હેતુ છે એ હું જણાવું છું તે તમે સાંભળો ! તમે મારા પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ હોવાથી તમારા ઉપર પરમ હેત ઉત્પન્ન થયું છે.

**परम अंश मोय हवे विनातो, करूणा सहे न मेरी ।**

**कीटी शिर मशरीके मोदक, धरता जाय मरेरी ।। (६)**

કરૂણેશ પતિ કહે છે કે હે મારા પરમ વિશેષ અંશ ! તમારા સિવાય મારી અપાર કરૂણા કોઈથી સહન થઈ શકે તેમ નથી. જેમ કીડીનાં શિર ઉપર ખાંડનો લાડુ મુકવામાં આવે, તો તરત જ મરી જાય : જો કે ભોજન ઉત્તમ પ્રકારનું છે, છતાં હદથી વધારે સહન કરી શકે તેવું શરીર કીડીનું નથી, તેવી જ રીતે મારી કરૂણા સહન કરી શકે તેવું પાત્ર તમારા સિવાય બીજાં કોઈનું નથી.

કૃપાનિધિ ઉવાચ.....

**अहो करता तुम पुरूष परम हीत, हमकु थपे परमही ।**

**मोइ सुक्रितके पार नहि अब, क्या कहुं अति अपरमही ।। (७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અહો હે સકર્તા પતિ ! આપ પરમ પુરૂષ હોવાથી, અમારા પર પરમ હેત લાવીને અમને પરમ વિશેષ અંશ સ્થાપી અપરંપાર અગમ્ય ગતિ બક્ષિસ કરી છે, જેથી અમારા સુક્રિતનો હવે કોઈ પાર જ રહ્યો નથી, કારણ કે પરમ કૃપાવંત થઈને આપના અખંડ શરણમાં અમને હંમેશાં રાખ્યાં છે.

**अब स्वामी करजोर कहत हु,अति अनिन होय जदपी ।**

**पुछ पुछ तुम कही हुती पण, सुज परीत नहि तदपी ।। (८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અહો હે સકર્તા સ્વામી ! આપને હું અતિ અનિનપણે બે હાથ જોડીને વિનંતી કરૂં છું, આગળનાં સિદ્ધાંતોમાં પુછવા વિષે મને આપે જે કહ્યું હતું ત્યારે કંઈપણ સુજ નહિં પડવાથી આપને હું પુછી શક્યો નથી તો હવે જે પુછું તેનો ઉત્તર કરૂણા કરીને આપશો.

**अब करूणाकर भयो सचेतन, पुरण मेहेर तुम देखी ।**
**सकल हाम हुशियार भयो अब, पुछन प्रेम विशेखी ।। (९)**

"પરમ વિશેષ પરમ કૃપાનીધિ કહે છે કે," હે કરૂણેશ પતિ ! આપની પરમ કરૂણાના પ્રતાપથી તમારી પુરણ મહેર મારા ઉપર થયેલી જોઈને હું રોમેરોમ અને રગેરગમાં સર્વાંગે સચેતન થયો છું, જેથી હામ ભીડીને અતિ હોંશિયાર થઈ વિશેષ પ્રેમ ધારણ કરીને હવે આપને હું પુછું છું.

**जेही आगे अंकुरनकी गत कही हुती अपरमही ।**
**तेही के तेही मही हवी पुछनकी, मसरीत हुते मरमही ।। (१०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશ પતિ ! આગળનાં સિદ્ધાંતમાં અંકુરની અગમ ગતિ વિષે જે વાત કરી હતી તે અતિ અપરંપાર છે, તે મર્મ મિશ્રવત્ ભાવવાળો અતિ ગુપ્ત રહેલો હોય, તે જાણવાની ઈચ્છા મારા અંતરમાં ઉત્પન્ન થઈ, હોવાથી ફરીને આપને હું પુછું છું તો કૃપાવંત થઈને તેનો ઉત્તર આપશો.

**अब करूणेसर कहो कृपा धर, जेही अंकुर करेहुं ।**
**कुन वस्तके करीत समोहन, अंकुर बीज उदभयेहु ।। (११)**

"પરમ વિશેષ કરૂણેશ પતિને કહે છે કે," હે સકર્તા સ્વામી ! કૃપા કરીને મને જણાવો કે, આપે કઈ કઈ અલૌકિક વસ્તુઓ મેળવીને અંકુરની રચના કરી છે કે, જેથી તે અંકુર બીજ ઉદ્દભવીને વૃદ્ધિ પામે છે.

**अवनी तोय आकाश अगन तत, मारूत सहित सकोइ ।**
**अे सब जडके जड जमके तम, उद्दभव करे न कोइ ।। (१२)**

"પરમ વિશેષ કહે છે કે," હે કરૂણેશ પતિ ! પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ અને આકાશ એ પાંચે તત્વો જડ છે, જે જેમના તેમ રહેતા હોય, કોઈનામાં ઉદ્દભવવાનો ગુણ દેખાતો નથી.

**ओरू अंतस विकल्प उपजाइत, गुण गण मेद मचाइ ।**
**पण अंकुर विन उदे न हवीतव, विविधी भात तनताइ ।। (१३)**

"પરમ વિશેષ કહે છે કે," હે સકર્તા સ્વામી ! અંતસકરણના વિકલ્પની ક્રિયાથી ગુણ ગણની અમિ ઉત્પન્ન થઈને તેનો જમાવ થાય છે, પરંતુ અંકુર વિના વિધવિધ પ્રકારની ભાતવાળા તનુઓ ઉત્પન્ન થતાં નથી, તો કૃપા કરીને જણાવશો કે અંકુર એ શું વસ્તુ છે ?

**विकल्प मेद सकल तनतन मे, अेक सजात तनाइ ।**
**पुनि आ तो भव फरक फरक तन, अंकुरसे दरशाइ ।। (१४)**

"પરમ કૃપાનિધિ કહે છે" કે ઈંદ્રિયો, અંતસકરણ ગુણ, ગણ અને તત્વો એ સર્વે શરીરોમાં રહ્યાં છે. તે સર્વે તત્વોની અમી વિષય કામનાનાં વિકલ્પથી ઉત્પન્ન થાય છે ત્યારે સ્વજાતિય નરમાદાનાં સંજમથી ઉપર જણાવેલ અમિ ઝરવાથી મેદનો જમાવ થાય છે, આ જણાવેલી ઘટના પ્રત્યેક શરીરોમાં એક સરખી જ છે, પરંતુ તેની અંદર અંકુર ના આવે, ત્યાં સુધી કોઈ શરીર ઉત્પન્ન થતું નથી, સર્વે શરીરોમાં અંકુર ન્યારા ન્યારા છે, તે તેમનાં નેણ, વેણ અને હલનચલન ઉપરથી દેખાઇ આવે છે.

**दरस परसकी कुन गनीत हे, कहहीत उदे हवीनकी ।**
**कुन तंतकी करीत तमनने, अंकुर गती गवनकी ।। (१५)**

હે કરૂણેશપતિ ! જે દેખાય છે, અને જેનો સ્પર્શ કરી શકાય છે, એની તો હું ગણત્રી કરતો જ નથી, પરંતુ વિત્તવાળુ અંકુર છે તેનો ઉદય કેવી રીતે થયો ? તે હું જાણવા ઈચ્છું છું, તમે કયા કયા તત્વો મેળવીને અનેક અંકુરોની રચના કરી છે કે જેથી સર્વે અંકુરોમાં ગમન કરવાની ગતિ ન્યારી ન્યારી રહેલી છે.

**जेतने भरकी ज्ञान गुंज गम, अणु रणीअे रगरगही ।**
**तेही सकल कुल करीत नीराक्रण, अंकुर पहोंच न पगही ।। (१६)**

"હે સકર્તાપતિ'' આ જગત રચનાનું ગુપ્ત જ્ઞાન જેટલા પ્રકારનું છે તે સર્વે જાણી લીધું. અણુ રણુથી લઈ રોમેરોમ અને રગેરગની ગમગતિ પણ તપાસી, દશ્ય અદશ્ય વ્યક્ત - અવ્યક્ત સર્વનું નિરાકણ કર્યું, પરંતુ અંકુરને જાણવા સબંધમાં મારી ગમગતિ પહોંચતી નથી, તો કૃપા કરીને મને યથાર્થ જણાવશો.

**तेही माटे परी पीछ तमनकु, ओही वित कीये केहुनसे ।**
**नहि न लहत उत केल जेहुनकी, याहा गत रही मोइ मुनसे ।।(१७)**

"હે સકર્તા પતિ'', તેટલાં જ માટે પરી પૂર્ણ સમજવાના હેતુથી આપને હું પુછું છું કે એ અંકુરનું વિત્ત તમોએ કઈ કઈ રકમો મેળવીને કર્યું છે ? તેની ગતિ અતિ ઉત્કૃષ્ટ હોવાથી હું જાણી શકયો નથી, તે કારણને લઈ હું અંકુરની ગતિને જાણવા સબંધમાં મૌન જ થઈ ગયો છું !

શ્રી કરૂણેશ ઉવાચ

**अब करूणेश कहत करूणाकर, सुन मोइ अंश परमही ।**
**अति अगोप गुप्त गतकी गम, ते तोय बुजे मरमही ।। (१८)**

"નિજ કરૂણેશ પતિ કરૂણા કરીને કહે છે કે,'' હે મારા પરમવિશેષ અંશ ! જે અંકુરોનો મર્મ અલૌકિક અને અતિ ગુપ્ત હોવાથી અત્યાર સુધી જેને કોઈ જાણી શકયું નથી, તે તું મને પુછે છે ! તો તું હવે સાવધ થઈને સાંભળ

**आद्य हुते हम बिन संकल्पके, जबते हुता न कोइ ।**
**शुन्यमे शुन्यवत सहित साक्षी वित, समेत हुते गम गोइ ।।(१९)**

"કરૂણેશ પતિ કહે છે કે,'' આદ્યમાં હું શુદ્ધ સંકલ્પ સિવાય અદ્વૈત ભાવે એકલો જ હતો. જ્યારે કોઈ હતું જ નહિ ત્યારે મહા શુન્યની મધ્યમાં અતિ ગુપ્ત પણે શુન્યનાં સાક્ષી રૂપે અતિ ઉજાગ્રત સજાણ જાણ સ્વરૂપે મારી અંતરવૃત્તિનાં આનંદમાં નિત્ય નિરંતર અગમ ગમગતિ એ કરીને સચેતન પણે રહ્યો હતો.

**या विधके हम अकळ पुरूष अज, कळीत शके कीन केहु ।**
**इच्छता इच्छ विना अविगत अत, बीन रतके तत छेहु ।।(२०)**

"નિજ કેવલ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! અમે એવી રીતે અજન્મા હોવાથી, અકળ સ્વરૂપે હોય, અનેક પ્રકારે અમને કોઈ કળી ના શકે એવા અગમ ગતિમાં રહ્યા હતાં, તે સમયે અમારી સ્વ ઇચ્છાની ઐશ્વર્યતા વિના જેની વિગત વાણી દ્વારા ના કહી શકાય એવા અવિગત રૂપે, અંતરની આરત સિવાય કોઈપણ તત્વ વિના, સર્વની છેવટે અમારા સ્વધામમાં અચળ પણે બિરાજમાન હતાં.

**तेही तत छेह घेह मम गुढगत, अंत करन अभीरानु ।**
**विनु भवके भर रहहु रहायल, अेकल वीन अवीलानु ।। (२१)**

"સકર્તા પતિ કહે છે કે," જે છેવટમાં છેવટ અમારૂં નિજ ઘર આવેલું છે. તે નિજઘરમાં અમે અતિ ગુપ્ત પણે સંકલ્પનાં અંતે અદ્વૈત સ્વરૂપે રહીએ છીએ, તે સમયે ભવનાં ભાર વિના એકલમલ અવિગત રૂપે અવલોકન સિવાયનાં અમારા સ્વસ્વરૂપમાં અખંડ વિરામીએ છીએ.

**तेही अेकल अविलान विहुनशे, प्रथम हवीत उपजणही ।**
**तेही उपजण अनुकरम विना सुज, सफुरीत सहेज अफणही ।। (२२)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમે એકલાં પોતે અવલોકન સિવાયનાં હતાં ત્યારે અમને વિના ચિતવને અચાનક સહેજ સ્વભાવે અનુક્રમ રહીત ઉપજણ ઉપજી આવી "અફણહી" એટલે તે અંકુર ફુટયાં વગરની હોવાથી, અર્થાત દ્વૈત ભાવ વિનાની હતી.

**अचीत अमोहनसे उपजण जण, निज चितवन विन सोइ ।**
**पण मोइ छेक सहीर ते सरजीत, करीत नहि कीनुं कोइ ।। (२३)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," અમે જ્યારે દ્વૈત ભાવ વિના ચિંતવન સિવાયનાં અચિંત્ય રૂપે હતાં, ત્યારે અમારા છેવટનાં સ્વરૂપની ગતિમાંથી ઉપજણ ઉપજી આવેલી

હોય, તે ઉપજણને અમે ચિંતવન વિના જાણી, તે ઉપજણ અમોએ કરી નથી, પરંતુ ઈચ્છા કે ચિંતવન સિવાય સહેજાસહેજ અચાનક થઈ છે.

**यौ अजमाल आद्यसे उपजित उपजण हवीत सवेजु ।**
**ज्यौ कोइ पुरूष अचानक निंदसे, जाग्रत हवे सहेजु ।। (२४)**

સકર્તા પતિ કહે છે કે, " જે સમયે અમે અગમ્ય અતિ ગુપ્ત પણે એકલાં જ હતાં, ત્યારે અમને અચાનક ઉપજણ ઉપજી આવી, તે ઉપજણ અનંત બ્રહ્માંડો અને સમસ્ત લોકનાં મુળ કારણ રૂપે જાણવી, જેમ કોઈ પુરૂષ ગાઢ નિંદ્રામાં સુતેલો હોય, તે કોઈનાં જગાડયા સિવાય આપોઆપ અચાનક જાગ્રત થાય છે. એવી રીતે સકર્તાપતિને ઉપજણ ઉપજી તે જાગ્રત થયાં એમ ગણાય.

**तिनकु इच्छ न हुती जगनकी, बिन इच्छ ज्यौं अनुसरीअे ।**
**त्यौं अकस्मात हमहीनसे, उपजण हवे अनुकरीअे ।। (२५)**

"સકર્તા પતિ કહે છે કે" દ્દષ્ટાંતે - જેમ સુતેલા પુરૂષને આપોઆપ જાગ્રત થવાની ઈચ્છા ન હતી, છતાં અચાનક જાગ્રત થયો, એવી જ રીતે અમને ભાવ કે ઈચ્છા વિના સહેજા સહેજ ઉપજણ ઉપજી આવી, તેનો અનુક્રમ હવે કહી બતાવું છું.

**हम अजमाल हुते अविगत पत, सबकी आद्य अकळही ।**
**सृष्ट रचनकी अगम अग्रीतव, उपजण हवे अमलही ।। (२६)**

સકર્તા પતિ પોતે સૃષ્ટિ રચનાની આદ્યે શુદ્ધ સંકલ્પ વિના અતિ ગુપ્ત પણે જેની વિગતનું વર્ણન વાણી દ્વારા ના થઈ શકે, એવા અવિગત પતિ અકળ સ્વરૂપે રહેલાં હતાં, ત્યારે સમસ્ત સૃષ્ટિનાં મુળ કારણ રૂપે જે ઉપજણ થયેલી, એ અગ્રગણ્ય રૂપ હોય, તેને અમલમાં મુકવાનો અકળ વિચાર કર્યો.

**तेही अमलमे सुरत नुरत मिल, आरत सहित अकलही ।**
**ओरू समलीत ईश्वरीये चैतन, हिरणीत साज सकलही ।। (२७)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી અંતર ઉપજણને અમલમાં મુકી તે એવી રીતે કે, અક્કલ, આરત, સુરત, નુરત રૂપી, વિભુતીઓ ઉપજણમાં મેળવી દીધી, ત્યાર પછી પોતાનું ઐશ્વર્ય ચૈતન પ્રેરક કરીને, હિરણ્યગર્ભ વ્યાપક રૂપે અંકુરનું સર્વે સાજ તૈયાર કર્યું.

**तेही चैतन इश्वरीये मीलीतव, हवीतव सकल समोहु ।**
**साज समोह हवीत वीत सहितम, अभिजीत अजर अछोहुं ।।(२८)**

કરૂણેશ પતિની ઐશ્વર્ય વિભુતીનું ચૈતન જ્યારે અંકુરની સમૃદ્ધિમાં મળી ગયું, ત્યારે તે અંકુરોનો સાજ રૂપી સમુહ એકરૂપ થઈને અભય અને અજર સ્વરૂપે કોઈનો પણ સ્પર્શ ના થઈ શકે, એવી રીતે અસંગ પણે રહે છે.

**जेही अछोह अजर विभुतीनसे, अंकुर हुवे सवीजुं ।**
**पुनी हमके संकल्प वृत्ति हुनसे, कीये बराबर केजुं ।। (२९)**

કરૂણેશ પતિને જે ઉપજણ ઉપજી, તેમાં સુરતા, નુરતા, અક્કલ, આરત રૂપી સમૃદ્ધિ ભરીને એકરૂપ કરી, તેનાં વિશે બાહ્યવૃત્તિનું ઐશ્વર્ય ચૈતન પ્રેરક કર્યું. જે ઐશ્વર્ય ચૈતન વિભુતીનાં જીવનથી સર્વસાજ સહીત અંકુર બીજગો સજીવન ગતિવાળા થયાં, તે અજર અમર રૂપે કોઈનો પણ સ્પર્શ ના થઈ શકે એવાં બીજ અંકુરોને મારી સંકલ્પ વૃત્તિનું જીવન મળતાં ચર અચરનાં સર્વે બીજગ અંકુરો પોષાયને ચૈતન અને સક્રિય ગતિવાળા થયાં. તે સર્વ અંકુર બીજગોનો સમુહ દિવ્ય દૃષ્ટિએ જોઈ શકાય એવી રીતે દૃશ્ય રૂપે તૈયાર થયો.

**तीनके सुनो जीवन उपसन हित, संकल्प वृत्ति विलसनके ।**
**ससुज सुज उभयनके जीवन, अनंत केल जीन सनके ।। (३०)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે પરમવિશેષ અંશ અંકુરોની હકીકત તમને જણાવું છું તે તમે સાંભળો ! જે અમને પ્રથમ ઉપજણ થઈ, તેમાં અક્કલ આરત, સુરત, નુરત વિભુતીઓ મેળવીને જે અંકુરો તૈયાર કર્યા, તેને અમારી સંકલ્પવૃતિનું જીવન મળવાથી

અંકુર ઉત્પન્ન થઈને વૃદ્ધિ પામ્યાં છે, તે અમારી બાહ્ય સુજમાં અંતર સુજની વિશેષ ગતિ પ્રેરક થવાથી ઉપજણ સજીવન રૂપે સચેતન થઈ, જેથી સર્વે અંકુર બિજકો અનંત પ્રકારે કલોલ કરવા લાગ્યાં.

**ओरू सहिर हेत पुनही समरती, अेही उपसन अनुकरमु ।**
**जीवन सहिर लींग सहीतम गम, कहीत दोहुनके मरमु ।। (३१)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી અંતર ઉપજણમાં અક્કલ, આરત સુરત અને નુરત વિભુતીઓ મુકવામાં આવી, તે પરસ્પર હેત ધરાવવાવાળી સંયુક્ત હોય, તે અંકુરને અમારી બાહ્ય દષ્ટિની ચૈતન સુજનું પોષણ મળવાથી સહિર ગતિવાળા થઈને "ઉપસન" એટલે ભવની ઉત્પતિનાં મુળ કારણનો અનુક્રમ તેમાંથી પ્રારંભ કરવામાં આવ્યો છે, તેમાં સ્વ સુજનું જીવન પ્રેરક થવાથી તે અંકુરમાં સ્મૃતિ આવી છે, તે સ્વસુજની ગમ લીંગ રૂપે હોવાથી, તે નરમાદાનાં સબંધે ભવ રચનાનો ઉદભવ પ્રથમ જ્યાંથી થયો, તે મર્મ તમને કહી બતાવ્યો છે.

**अेही दोहुनके हवित संमेलन, अंकुर कीअे मजुतही ।**
**पण आगम उपजण वितपनकी, जीनके लेइ विभुतही ।। (३२)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," ઉપર જણાવેલાં ઉપજણ અને લીંગ, એ બન્ને અંકુરો નરમાદા રૂપે હોય, જેમાં અમારી સુજ અને સ્વસુજ પ્રેરક થવાથી તેમાં મહાન મજબુતી આવેલી છે, પરંતુ તે સર્વે અંકુરોનું મુળ કારણ અમારી અંતર ઉપજણ હોવાથી ઉપજણની અંદર જ તમામ અંકુરોની રચના કરી છે.

**ओरू उपजणमे सुरत निरत हुत, अकल सहित आरतही ।**
**तीनुं समलीतकी सोज न रधके, अंकुर सजीत सारतही ।। (३३)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," અમારી અલૌકિક ઉપજણમાં પરમ હિતકારી વિભુતીઓ સુરત, નુરત અને અક્કલ આરત સહિત સમલીત પણે પરસ્પર મેળવીને

અંકુરોની રચના કરી છે. રધ એટલે જે સમૃદ્ધિ વડે ઉપજણમાં અંકુરોનો સાજ સજાવવામાં આવ્યો છે. તેને સમજવા કે યથાર્થ જાણવા સબંધમાં સર્વજ્ઞ પરમગુરૂ વિના કોઈ સમર્થ નથી.

કૃપાનીધિ ઉવાચ

**अंकुरके तो रूप जनीत हे, स्थिर बीजगके मांही ।**
**अे तो सकल साज अरूपीनके, द्दष्ट परन के नांही ।। (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સ્થાવર જાતિમાં સર્વે વૃક્ષોનાં બિજગોની અંદર અંકુરનું રૂપ જોઇએ ત્યારે જણાય છે, પરંતુ અંકુરની રચના જે સાજ રૂપ સામગ્રીથી કરવામાં આવી છે તે અદશ્ય હોવાથી પ્રગટ રૂપે દેખાતી નથી.

**सुरत नीरत उपजणके सहितम, आरत अकल समेतु ।**
**अेतनेमे कोइ रूप जनीत नहि, द्रष्ट परनके हेतु ।। (३५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સુરત, નુરત, અક્કલ, આરત, ઉપજણ સહીત અંકુર રચનાની વિભુતીઓ અરૂપ અને અદશ્ય છે. તે કારણને લઈ ઝીણી દષ્ટિથી જોવા છતાં તેનો હેતુ કે રૂપ દેખાતું નથી.

**तो कयौं जनीत रुप अंकुरके, तही, तरु बिजग अंतरही ।**
**क्यौं करी कीअे करतार करत अे, अकल कळीत जंतरही ।। (३६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે, "હે કરૂણેશ પતિ ? અંકુરની રચના કેમ કરીને જોવી ? કારણે કે વૃક્ષજાતિમાં બીજગોનાં અંતર અંકુર આપે કેવી રીતે કરેલા છે ? કે જેથી ઘણી બારીકાઈથી જોતાં જણાતું નથી એ અંકુરોના કતની રચના આપે કયા પ્રકારે કરેલી હોય, એ ઘણી અટપટી હોવાથી તે કળી શકાતી નથી. એટલાં જ માટે હે નિજકર્તા ? તમારા કરેલા અદ્ભુત જંતરની ગતિ તમે જ જાણો છો.

શ્રી કરૂણેશ ઉવાચ

**सुन मोइ अंश कहत करूणाकर, देइ दृष्टांत परमही ।**
**जीनसे समज पडे सर्वज्ञीत, जेही गुंज ज्ञान मरमही ।। (३७)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે મારા પરમ વિશેષ અંશ ? તમે સાવધ થઈને સાંભળો. જેથી દષ્ટાંત આપીને ખુલાસો કરી જણાવું છું. તે દષ્ટાંતને વિચારી જોતાં ગુપ્તજ્ઞાનને સમજી મારા અલૌકિક મર્મને તમે જાણી શકશો.

**ज्यौं मारुत पर करण अरकक्की, सहीत रजोगुण परही ।**
**पवन रजोगुण उभय अरुपके, आभ्र स्वरुप तन घरही ।। (३८)**

"કરૂણેશ પતિ કહે છે કે," કે પરમ વિશેષ અંશ ! દષ્ટાંતે જેમ સૂર્યના રજોગુણી કિરણો વૈરાટના મહાદ પવન ઉપર પડે છે. તે રજોગુણી કિરણ અને વૈરાટનો પવન અરૂપ હોવા છતાં, એ બન્નેનો યોગ મળવાથી વાદળો રૂપ ધારણ કરતાં હોય, તે પ્રગટ દેખાય છે.

**पथर दारके अज्ञ अरूपथी, ज्यौं नहि करीत उजासा ।**
**घ्रसण शक्ति जीमु अरुप मीलनसे, घरीत तेज प्रकाशा ।। (३९)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે કૃપાનીધિ ! જેવી રીતે પથ્થર અને લાકડામાં રહેલો અરૂપ અગ્નિ અજવાળુ આપી શકતો નથી, પરંતુ કોઈ ચૈતન પુરૂષ પથ્થર અને લાકડાની સાથે ઘર્ષણ કરે ત્યારે તે પુરુષના હાથમાં રહેલી શક્તિ પણ અરૂપ તેમજ પથ્થર અને લાકડાનો અગ્નિ અરૂપ હોવા છતાં અગ્નિ પ્રગટ થઈને તેનો પ્રકાશ પાડી અંધકારનો નાશ કરે છે.

**अमर मही अविकाश अरुपमे, मीलीतव द्रष्ट अरुपही ।**
**मृग तृष्णा के तोय तदीप से, जनीतव जबीत स्वरूपही ।। (४०)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! અમર એટલે આકાશમાં સૂર્યના રજોગુણી વિકાર યુક્ત કિરણો પડવાથી મૃગ તૃષ્ણાનાં પાણીનું રૂપ બંધાય છે, તે આકાશ અરૂપ, સૂર્યની દૃષ્ટિ અરૂપ અને રજોગુણ પણ અરૂપ, એ ત્રણે અરૂપે અરૂપ મળવાથી મૃગ તૃષ્ણાનું પાણી નહિ હોવા છતાં પ્રગટ દેખાય છે.

**ओरू निंद्राके सुपन घाट ज्यौं, आगे हुते अरुपही ।**
**जीनमे मीले अरुप संकल्पसे, हवितव सकल स्वरूपही ।। (४१)**

"કરૂણેશ પતિ કહે છે કે," જેવી રીતે કોઈ મનુષ્યને નિંદ્રામાં સ્વપ્નુ થાય છે. તે સ્વપ્નામા દેખાતાં ઘાટ સ્વપ્નાની પહેલાં અરૂપ હતાં, અને સ્વપ્નાની રચનાનો સંકલ્પ તેમજ અંશવૃતિ અરૂપ હોવા છતાં એ ત્રણેનો યોગ મળવાથી સ્વપ્નુ રચાતુ હોય, રૂપ રંગવાળા કેટલાય ઘાટો દ્રશ્યમાન થાય છે.

**निरमळ तोयमे सीत अरुप मील, करीतव मळ कठणाइ ।**
**अरूपे अपनकी करीत गाढ गत, या विधसे सघीताइ ।। (४२)**

"કરૂણેશ પતિ કહે છે કે," જેવી રીતે ગત આકાશમાં રહેલાં નિર્મળ પાણીમાં જયારે શીતળતા પ્રવેશ કરે છે, ત્યારે તેનો જમાવ થઈને બરફ બને છે, તે નિર્મળ પાણી પણ અરૂપ અને ઠંડી પણ અરૂપ, એ બન્નેનો યોગ મળવાથી દશ્ય રૂપે બરફનું રૂપ પ્રત્યક્ષ નજરે દેખાય છે.

**ओरु नभकी निज अमी अरुप मही, मीलीतव दछन मारुतही ।**
**तेही पण अरुपे अरुप मीलनसे, जमीत ओस जळ जुथही ।। (४३)**

"નિજ સકર્તા સ્વામી કહે છે કે," દષ્ટાંતે જેમ આકાશમાં અદ્રશ્યરૂપે રહેલી અમી દક્ષિણ અને પશ્ચિમની વચ્ચે આવેલાં નૈઋત્ય ખુણાનો પવન આકાશની અમી સાથે મળવાથી ઝાંકળના બિંદુરૂપે જમાવ થાય છે, તે આકાશની અમી પણ અરૂપ અને પવન પણ અરૂપ, એ અરૂપે અરૂપનું મિલન થવાથી તે ઝાંકળ બિંદુ રૂપે પ્રગટ દેખાય છે.

**अेही परकार प्रथम उपजणमे, सुरत नीरत आरत ही ।**
**अकळ सहीत सनमेळ सम जुथसे, अंकुर रूप धारतही ।। (४४)**

"કરૂણેશપતિ કહે છે કે" અમારી અંતર ઉપજણમાં સુરત, નુરત અને અક્કલ આરત એ અરૂપી વિભુતીઓ સંયુક્ત મળવાથી ઉપજણની અંદર અંકુરનું રૂપ બંધાયું છે, તે ઉપર બતાવેલી વિભુતીઓ અદશ્ય હોવા છતાં બિજગના વિશે રહીને અરૂપમાંથી દ્રશ્યરૂપ બનાવવાનું જ કામ કરે છે, તે અંકુર બીજની આશ્ચર્યચકિત કરી નાંખે એવી અકલ કળા નિજ કૈવલપતિએ પોતે જ કરેલી છે.

**अेही अनुकर्मे हवीत अनोअन, अंकुरके तन जबही ।**
**देही सप्त द्दष्टांत जबीन से, परन सुज सुध तबही ।। (४५)**

"આદ્ય સકર્તા સ્વામી કહે છે કે," સૂરત નુરત અને અક્કલ આરતનો જે અનુક્રમ જણાવ્યો, તે અન્યો અન્ય ઉપજણનાં વિષે મળવાથી અરૂપ વિભુતીઓમાંથી અંકુરનું દશ્ય રૂપ બંધાયુ છે. તે ઉપરનાં સાત દષ્ટાંતો આપીને ન્યાય સહિત નિર્ણય કરી બતાવ્યો છે, તે નિજ દષ્ટિએ વિચાર કરીને જોનારને જેમ છે તેમ સુઝ પડશે, અને સરળતાથી શુદ્ધ સમજી શકશે.

**अंकुरकी उपजण अनुभवकी, तुजपे रखी न बाकी ।**
**आद्य थकी अबलग नहि कही हुत, ब्रह्मादिकक्कु ताकी ।। (४६)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમવિશેષ અંશ ! મારી અંતર ઉપજણ અને અંકુરોની રચાનાનો અનુભવ સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી બ્રહ્માજી જેવાને પણ મેં કહ્યો નથી. તે અલૌકિક અનુભવ સર્વ પ્રકારે ભિન્ન ભિન્ન કરીને તમને જણાવવામાં કિંચીત પણ બાકી નહિં રાખતાં સંપૂર્ણ મર્મ તમને બતાવી દીધો છે.

**ओरू जेही पुरूष आद्य प्रकृति लग, जगधर कीनु न कीनही ।**
**अखील लोकसे हुती अगोचर, ते तुज कही भीन भीन ही ।। (४७)**

"નિજ પરમ પતિ કહે છે કે," હે મારા પરમ વિશેષ અંશ ! સૃષ્ટિ રચનાની આદ્યે નિરજંન પુરૂષ અને આદ્ય શક્તિ જેવાને પણ અંકુર વિશેનો અનુભવ કહીને જણાવ્યો નથી. એ ઉપજણ અને અંકુરનો સર્વોપરી અનુભવ ભિન્ન ભિન્ન કરીને કોઈપણ પ્રકારનું અંતર રાખ્યા સિવાય યથાર્થ તમને જ કહી બતાવ્યો છે.

**पण निज उपजण लहे न कोउ कीनु, तुज मुज विना न केहु ।**
**अति अगम गम जेही उपजण की, संकल्प विना हवेहु ।। (४८)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે મારા પરમ વિશેષ અંશ ! તારા અને મારા સિવાય ઉપજણને કોણ સમજી શકે તેમ છે ? કારણ કે એ તો અતિ અગમ ગતિની ઉપજણ હોવાથી તે સમયે સંકલ્પ પણ થયો ન હતો ત્યારની આ હકીકત છે.

**ओरू उपजण के सहीर साक्षी सद, आपने आप सफुरे ।**
**ज्यांहां कोउ हुते न साख पुरनके, तेही समहुत अंकुरे ।। (४९)**

આ ચાલુ વિષય ફરીથી ઉલટાવીને કહું છું કે, તે ઉપજણમાં અક્કલ, આરત, સુરત, નુરત આદી વિભુતીઓ મેળવેલી છે. તે કારણને લઈ ઉપજણ સહિર ગતિવાળી થઈ છે. એ સહિર ગતિનું અંકુર પરિપક્વ થઈને મજબુત બને છે ત્યારે તેને સ્ફુરાયમાન કરનારો કરૂણેશ પતિની અંતરવૃત્તિનો ચૈતન અંશ સાક્ષી રૂપે આવીને તેમાં બિરાજમાન થાય છે, એટલે ઉપજણમાં અંકુરનાં જમાવની જે વિભુતીઓ ચૈતન અંશની સત્તા પામીને ગતિવાળી થઈ ગમન કરવા લાગે છે, આ વાતની સાક્ષી કોને આપું ? કારણ કે તે વખતે કોઈ હતું જ નહિ, અને વળી કયાંથી હોય ? એ તો મૂળ રચનાની વાત છે, તે વખતે તો માત્ર અંકુરે અંકુરનો જ સમુહ હતો.

**ओरू उपजणमे सुरत नुरत कीन, आरत अकल सहीतु ।**
**तीनु करीया क्रत कहत सुनाइत, जेही जीनुं हुत न हवीतु ।। (५०)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! મારી અગમ્ય ઉપજણમાં અક્કલ, આરત, સુરત અને નુરત સહિત વિભુતીઓ મુકવામાં આવી છે. તેનાથી કઈ કઈ ક્રિયા અદશ્ય પણે થાય છે તેને યથાર્થ તમે સમજી શકો, એવી રીતે કહી બતાવું છું.

**तेही ततकी स्थावर अंकुरमे, जनीत जनावहु जेती ।**
**अति दुरलभ सुरलभ करी कहहुत, सुर मनु कोउ न जनेती ।। (५१)**

"નિજસકર્તા પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! સ્થાવર જાતિના તરૂવરોનાં તત્વોની અતિ અવ્યકત ગતિ અંકુરમાં રહેલી છે તે સમજવી ઘણી દુર્લભ છે તે સુર્લભતાથી યથાર્થ તમે જાણી શકો એવો ખુલાસો કરી બતાવું છું જેને સુર કહેતાં દેવલોકો અને મનુષ્યો અત્યાર સુધી કોઈપણ જાણી શકયાં નથી.

**सुरत उरध अविकाशनमे गत, अधो निरत जड जोके ।**
**सुरत नैंन उपले नीरखनकी, बीनद्रग नुरत विलोके ।। (५२)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે કૃપાનીધિ ! જે અંકુરમાં રહેલી સુરતા ઉર્ધ્વ માર્ગે આકાશમાં ગમન કરવાવાળી છે, એવી જ રીતે નુરત પૃથ્વીનાં વિશે પ્રવેશ કરીને નિરિક્ષણ કરે છે. સુરતા ચક્ષુ દ્વારા બાહ્ય પદાર્થોને નિહાળતી હોય, નુરત ચક્ષુ વિના અંતરમાં રહી, અદ્રશ્ય તત્વોનું અવલોકન કરે છે.

**तीनमे आरत अकलनके वित, कहु तीन के अनुकरमु ।**
**जडमे अकल जोइ जमी जमीतव, असुभ सुभन जोइ मरमु ।। (५३)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમવિશેષ અંશ ! વૃક્ષજાતિની અંદર તેનાં બિજગોનાં અંકુરમા અક્કલ અને આરતનું સત્વ રૂપી વિત્ત રહેલું છે. તેની ક્રિયાનો અનુક્રમ કહી બતાવું છું. જ્યારે વૃક્ષનાં બિજગો પૃથ્વીમાં વાવવામાં આવે છે. ત્યારે શુભ કે અશુભ જડ પૃથ્વીનાં ગુણોને પરખવાનું કામ અક્કલ કરે છે. અને આરત સારી રસાળ પૃથ્વીમાં

જમાવ કરીને વૃક્ષોને સારા પ્રમાણમાં વૃદ્ધિ પમાડે છે. અને જો પૃથ્વીના ગુણ સારા ના હોય, તો ત્યાં જોઈએ તેવા વૃક્ષોનો જમાવ થતો નથી તે પરખવાનું કામ અક્કલ કરતી હોય તેમજ જમાવાનુ કામ આરત કરે છે.

**आरत उरध गवन अंकुरमे, सफुरत समळ मळीन के ।**
**उद्भव आद्य पत्र पुसपन लग, ओरू लग फळ न फळीनके ।। (५४)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે" સ્થાવર જાતિનાં સર્વે બિજગ અંકુરોમાં આરત રસ બસ મળીને રહેલી હોય, તેની સ્ફુરણાથી વૃક્ષોને ઉર્ધ્વગતિએ વૃદ્ધિ પમાડે છે, તેમજ તે વૃક્ષોની શાખાઓને પાન, ફુલ અને ફળ જેટલાં પ્રમાણમાં લાગતાં હોય, તે આરતની સ્ફુરણા અનુસાર જ લાગે છે.

**अेही अंकुरमे क्रिया अलोकीत, सुरत नीरत आरत की ।**
**ओरू अकल अवनी न अचवन रस, जेही कसकरन सारतकी ।। (५५)**

"નિજ સકર્તા સ્વામી કહે છે કે," વૃક્ષ જાતિનાં બિજગોનાં અંકુરમાં રહેલી સુરત, નુરત, આરત અને અક્કલ અવ્યક્ત પણે અંકુરમાં જોવા જાણવામાં ના આવે; એવી રીતે કામ કર્યાં જ કરે છે. અક્કલ પૃથ્વીની અંદર રહેલી અમીનું પાન કરીને વૃક્ષને વૃદ્ધિ પમાડીને વિકસાવે છે.

**अेही उपजणमे सकल समरधी, पोखीत मोइ संकल्प की ।**
**सुरत आद्य जेही कहीत अकल लग, अति उत्कृष्ट कलपकी ।। (५६)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી અલૌકિક ઉપજણમાં શુદ્ધ સંકલ્પ કરીને સુરત, નુરત, અક્કલ આરત સહીત સર્વ પ્રકારની સમૃદ્ધિ પોંખવામાં આવી છે. તે અકળ અને અતિ ઉત્કૃષ્ટ અખુટ હોવાથી કેટલાંય કલ્પો વીતી જાય, તો પણ ખુટે તેવી નથી.

**असंख कोट कल्पनकी पर सद, उपजण हुती अनादु ।**
**आपोआप हमनते भवीतव, बिन चीतवनकी आदु ।। (५७)**

"નિજસકર્તા સત્ કૈવલ સ્વામી કહે છે કે," અમારા કૈવલ ધામને અવધિકાળ લાગતો જ નથી. જેથી અમે ઉપજાણ સહિત અસંખ્ય કરોડો કલ્પો વીતી જાય, ત્યાં સુધી અમારા સ્વધામમાં બિરાજીએ છીએ, જ્યારે અમને આપોઆપ ચિંતવન સિવાય અચાનક આદ્ય ઉપજાણ, ઉપજી આવે, ત્યારે અમે જગતની રચના કરીએ છીએ.

**अरे अंश तुज महाद अगम गत, क्यौं करी अकळ कलेहु ।**
**ज्यांहां कोहुनकी पोहोच न पाइत, अबलगी अेन रहेहु ।। (५८)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે મારા મહાન ગતિવાળા પરમ વિશેષ અંશ ! અમારી અગમ ગતિ અકળ હોવાથી તમે કેવી રીતે કળી શકશો ? કારણ કે અમારા સુધી કોઈની પણ ગતિ મતિ પહોંચી નથી, જેથી અમારા સ્વધામમાં અત્યાર સુધી જેમના તેમ ગુપ્ત પણે અમે એકલાં જ રહ્યાં છીએ.

**अहो तोय क्यौं भवित अेहीगम, अज अजमाल रहनकी ।**
**हम ते हवीतव उपज अचानक, बीन मोइ चाह चहनकी ।। (५९)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે મારા મહાન પરમ વિશેષ અંશ ! અમારી અગમ ગતિની ગમ તમે કેવી રીતે પ્રાપ્ત કરી શકો ? કારણ કે અમે અજન્મા હોય, અનાદી કાળથી ગુપ્ત પણે રહ્યાં છીએ, જેથી અમને ઈચ્છા વિના અચાનક સહેજા સહેજ ઉપજાણ ઉપજી આવી છે.

**तेही अचानक अमोघ सोज के, अंकुर रचे रचनाइ ।**
**पण मोही अंश मीले उदवित रत, समळ तंत तीनु ताइ ।। (६०)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે," હે મારા પરમ વિશેષ અંશ ! અમને જ્યારે અમોઘ એટલે જેનું મુલ ન થઈ શકે, એવી અચાનક ઉપજાણ ઉપજી આવી ત્યાર પછી અંકુરોની રચના કરેલી છે. તે ઉપજાણ સહિત બીજ અંકુરમાં અમારી અંતરવૃત્તિનો ચૈતન અંશ આવીને બિરાજમાન થાય છે. તે ચૈતન અંશની સત્તાથી અંકુરની વિભુતીઓ અક્કલ, આરત, સુરત, નુરત સહિત સક્રિય ગતિવાળા થઈને કામ કરવા લાગે છે.

**समळ तंत सोइ सुरत निरत वित, आरत अकल समेतु, ।**
**ओरू पोखीत इश्वर्य चैतन, जीनु होय अंश सहेतु ।। (६१)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," જ્યારે અમારી આદ્ય ઉપજણમાં નિજનાં વિત રૂપે સુરત, નુરત, અક્કલ, આરત એકબીજાની સાથે સંયુક્ત મળીને બીજગ અંકુર રચાયું તેમા ઐશ્વર્ય ચૈતન પોખવામાં આવ્યું. ત્યારે અંકુર સહિર ગતિવાળુ થઈને વૃદ્ધિ પામે છે. તે ઉપજણ સહિત બીજ અંકુરોમાં અંશ આવીને વસે છે. ત્યારે અંશના ભાવ પ્રમાણે સર્વે વિભુતીઓ કામ કરવા લાગે છે.

**तेही सहेत सजात समळ मळी, अंश हवीत निज अेकु ।**
**काष्ट अज्ञ ज्यौं प्रगट अग्नि मील, हवीतव अेक समेकु ।। (६२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! અમારી અગમ્ય ઉપજણમાં અક્કલ આરત, સુરત, નુરત સમલીત પણે મેળવીને જે અંકુર રચવામાં આવ્યું છે, એ સર્વ વિભુતીઓ અંશની સજાતીય હોય, તેની સાથે પોતાના શુદ્ધ હેત સહિત મળીને અંશ એકમેક થયેલો છે, તેને જ્ઞાન દષ્ટિએ નિર્ણય કરીને જોતાં એ અંશનું દિવ્ય સ્વરૂપ ગણાય છે. જેવી રીતે કાષ્ટમાં રહેલો સામાન્ય અગ્નિ પ્રગટ થઈને વિશેષ અગ્નિમાં મળે છે. ત્યારે તે વિશેષ અગ્નિથી અલગ રહી શકતો નથી, પરંતુ એકરૂપ બની જાય છે.

**विनहु सजात सहीर विना तो, करीत न अंश प्रवेशु ।**
**ज्यौं ते जीन उर वहन विहुनसे, प्रगट फसीत नहि तेसु ।। (६३)**

"આદ્ય સકર્તા સ્વામી કહે છે કે, "હે કૃપાનીધિ જે વિભુતિઓ સહિર ગતિવાળી પોતાની સ્વજાતિયના હોય, તો અંશ તેમાં પ્રવેશીને બિરાજમાન થતો નથી. દષ્ટાંતે જેમ કાષ્ટમાં સામાન્ય અગ્નિ બહારનાં વિશેષ અગ્નિનો સ્વજાતિય ના હોય તો વિશેષ અગ્નિ કાષ્ટમાં દાખલ થઈને સામાન્ય અગ્નિને પોતાનામાં મેળવી દેતો નથી.

**अेही परकारन अंश सहीर विन, समल मळे नहि कोइ ।**
**सुसक सोज कुन हवे सहेतीक, अेही समके सम जोइ ।। (६४)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે," તે જ પ્રકારે પોતાની સ્વજાતિય વિભુતીઓ ચૈતન સહિર ગતિવાળી ના હોય, તેમાં અંશ પ્રવેશ કરી એકતા રૂપે મળીને એકરૂપ થઈ શકતો નથી. જે વિજાતિ ચૈતન ગતિ સિવાયનો શુષ્ક જડ તત્વો ઉપર હેત લાવીને દૃષ્ટિ પણ કરતો નથી. તો પછી પ્રવેશ તો કરે જ કેમ ? એ ચૈતન અંશ તો પોતાની સ્વજાતિય ચૈતન વિભુતીઓ પોતાના સમાન હોય, તેની સાથે હેત પ્રીત સહિત એકમેક થઈને વસવાટ કરે છે.

**या विधसे अंकुरमे अंशु, करीत वास वीसताये ।**
**जबते जीनमे हुते तंतकु, करीत सकळ सफुराये ।। (६५)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," અમારી અંતર ઉપજણમાં ચૈતન વિભુતીઓ પોંખીને બિજગ અંકૂર રૂપે દિવ્ય દેહ તૈયાર કરી અંશને વસાવ્યો છે. તે અંશનાં ભાવ સંયુક્ત મતલબ પ્રમાણે વિભુતીઓ સક્રિય ગતિવાળી થઈને ભિન્ન ભિન્ન પ્રકારે અંદર અને બહાર જેનું જે કામ હોય તે અહોનિશ કરે છે.

**अंकुरके अभीप्रायनकी गत, जत मत कीये सबेसु ।**
**जेतने मोइ संकल्प के स्राजम, जीने उपजे भव भेसु ।। (६६)**

"પરમ સકર્તાપતિ કહે છે કે, "જે અંકુરનો અભિપ્રાય તમને જણાવ્યો તે અંકુરની સર્વ વિભુતીઓ ઉપજણમાં પોંખીને જતમત કરી રાખી હતી. એ તમામ અમારા શુદ્ધ સંકલ્પની જ સમૃદ્ધિ છે. તે અંકુરનાં મધ્યમાં જ્યારે ચૈતન અંશને વસાવ્યો ત્યારે સર્વ વિભુતીઓ ગતિવાળી થઈને વૃદ્ધિ પામીને ભવના ભિન્ન ભિન્ન વેશ રૂપે દશ્યમાન થયેલી છે.

**अबकी सुण अंकुरकी उपजण, छकीत हवे तुज छेकु ।**
**पण धिरज होय धरीत उर रत, लहीतव सकल विवेकु ।। (६७)**

"કરૂણેશ પતિ કહે છે કે, "હે મારા પરમવિશેષ અંશ ! મારી અગમ્ય ઉપજણની હકીકત છેલ્લામાં છેલ્લી હોવાથી તે તમને જણાવું છું, તે આશ્ચર્યચકિત કરી નાંખે એવી

છે. એટલાં જ માટે તમે અતિ ધિરજ ધરીને અંતરની આરત પૂર્વક સાવધ થઈને સાંભળશો તો તમે પરમ વિવેકી થઈને તમારી સુજાણ જાણ દ્વારા સર્વ કાંઈ જાણી શકશો.

**जेतने भर थावर बीजगमे, गुप्त रहत अंकुरही ।**
**अवनी तोय उभयनकी अंदर, आपे आप सफुरही ।। (६८)**

"નિજ કૈવલ પતિ કહે છે કે, "સ્થાવર જાતિના જેટલા બિજગો હોય, તે બિજગોમાં ગુપ્ત પણે અંકુર રહેલું છે. તે બિજગ અંકુરોને પૃથ્વી પાણીનો યોગ મળે, તયારે આપોઆપ ઉગી નીકળે છે.

**अवनी तोय उदभव करननकी, नहि न तमा तीन केहुं ।**
**पुनी नहि बाबज बीजगकु, अबमोइ उदे हवेहु ।। (६९)**

"કરૂણેશ પતિ કહે છે કે, પૃથ્વી તેમજ પાણીને અંકુર બિજગોને ઉગાડવાની લેશ માત્ર ઈચ્છા નથી, એવી જ રીતે બિજગ અંકુરો પણ કહેતા નથી કે અમારે ઉદય થવું છે.

**कोउ कीनु इच्छ विना उदभवकी, अंकुर आपही आपु ।**
**जाही ताही हवे अचीत विनु चितवन, निज उपजण परतापु ।। (७०)**

આદ્ય સકર્તા પતિ કહે છે કે સ્થાવર જાતિના સર્વ બીજગ અંકુરો પૃથ્વીમાં મળીને રહેલા હોવા છતાં પૃથ્વી પાણીને ઉગાડવાની ઈચ્છા હતી નહી, તેમજ સર્વ બીજગ અંકુરોને પણ ઉદય પામવાની ઈચ્છા સિવાય તે સર્વ બીજગ અંકુરો પૃથ્વીમાં જ્યાં ને ત્યાં ચિંતવન સિવાયના પડી રહ્યા હતાં, પરંતુ જે જે બીજગોની ઋતુ આવતાં ઉપજણના પ્રતાપથી આપોઆપ ઉગી નીકળે છે.

**निज उपजण अंकुरके अंकुर, अंकुर समळ मळीनके ।**
**सुरत नुरत ओरू अकल आरत ल्यौं, भवीतव भेद भळीनके ।। (७१)**

"કરૂણેશ પતિ કહે છે કે, "અમારી નિજ ઉપજણ અંકુરોનું પણ આદ્ય અંકુર છે, તેમા અક્કલ, આરત, સુરત, નુરત, સમળીત પણે મળીને એકમેક થઈ અંકુર રૂપે રહેલાં છે. તેનો ભેદ ખુલ્લો કરીને જેમ છે તેમ હે પરમ વિશેષ અંશ ! તમને જણાવી દીધો છે.

**अंकुरकी जेही आद्य अंत ल्यौं, तत्व सहीत तन कीना ।**
**चकीत हवाय अर्थ अवीलोकीत, जीनहु प्रिछ परवीना ।। (७२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! અમારી ઉપજણની આદ્યથી અંત સુધીની અગમ ગમગતિ તમને જણાવી દીધી છે, અને તત્વોનાં સમુદાયથી સર્વ તનુઓની રચના કેવી રીતે કરેલી છે, તેના અર્થનું તમે જ્ઞાન દષ્ટિથી અવલોકન કરશો, તો આશ્ચર્યચક્તિ થઈ જવાય તેમ છે. તેને નિરખી પરખીને તમે પ્રવિણ થાવ તો જેનો અનુભવ થાહ વિનાનો હોય અપરંપાર છે.

**उदवित आद्य वृक्ष रूतु उपजीत, बीनुं वंच्छित कोउ कीनके ।**
**तेही अंकुर हिर्णित से हवीतव, विविधी भात भीन भीनके ।। (७३)**

"કરૂણેશ પતિ કહે છે કે," ઉદબીજ ખાણનાં સર્વ વૃક્ષોને ફુલ, ફળ ઉત્પન્ન કરવાની ઈચ્છા કે વાસના નથી. છતાં બિજગની અંદર ઉપજણ સહિત અંકુરની વસ્તુઓ અન્યોઅન્ય હિરણ્ય ગર્ભિત નિજપતિએ રચના કરેલી છે, તે કારણને લઈ જે જે વૃક્ષોની જ્યારે ઋતુ આવે ત્યારે, પાન ફુલ અને ફળ બહુ પ્રકારના ભિન્ન ભિન્ન લાગે છે.

**अेही स्थावर अंकुर उदवित गत, ते तुज कही सकलही ।**
**जीनुं अभिप्राय पुछन कुण लायक, मायक आद्य अकलही ।। (७४)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," હે પરમવિશેષ અંશ ! સ્થાવર જાતિનાં અંકુર બિજગોમાંથી વૃક્ષોને ઉદય થવાનો અભિપ્રાય ભિન્ન ભિન્ન પ્રકારે નિરૂપણ કરીને તમને જણાવી દીધો છે. એ અંકુર વિશેનો અતિ અગમ્ય પ્રશ્ન તમારા સિવાય બીજો કોણ પુછવા લાયક છે ? કારણ કે જેટલાં અંશો જગતમાં વસાવ્યાં છે તે સર્વે અંશોની અક્કલ માયામાં હેરાય જવાથી, અવિગત ગતિનો પ્રશ્ન પુછવાનો તેમને વિચાર આવતો જ નથી.

**ओरु जंगम अणुं भरतनकी गत, पुम परधान लगेकी ।**
**उपजीत रत अंकुरसे आपस, मापस तंत पगेकी ।। (७५)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે," જંગમજાતિનાં શરીરો અણુથી લઈ પશુપક્ષીની આદ્યે દેવ, દાનવ અને માનવ સહિત આદ્યશક્તિ અને નિરંજન સુધીના ઘાટો અંકુરમાંથી જ ઉત્પન્ન થયેલાં છે, તે જંગમ તનુઓ જે જે જાતિનાં હોય, તે નરમાદાના સંગે આરત ઉત્પન્ન થાય, ત્યારે અંકુરમાંથી વિત્ત પ્રગટ થાય છે. એવી જ રીતે જંગમનાં તનુઓની ઉત્પતિ થતી હોવાથી, જે જે જાતિનાં જેટલાં માપવાળા શરીરો હોય, તેટલાં જ પ્રમાણમાં અને ત્યાં સુધી તેની ગતિ પહોંચે છે.

**पुनी जंगम उदवितमे उपजीत, जळ पृथ्वीके जोगुं ।**
**तीन के अंकुर रहत तोयमे, विन नर नार विजोगु ।। (७६)**

"નિજ કૈવલ પતિ કહે છે કે, "સ્થાવરનાં બિજગ અંકુરો પૃથ્વીમાં રહે છે. અને જળ પૃથ્વીનાં યોગે પોષાયને નરનારીના મિલન સિવાય ઉગી નીકળે છે. તેમજ જંગમ જાતિનાં અંકુરો પાણીમાં રહેલાં હોવાથી, નરનારીનાં સંજમે પોષાયને પ્રકાશમાં આવે છે, ત્યારે તનુઓની રચના થાય છે, પરંતુ જ્યાં સુધી નરનારીનો યોગનાં મળે ત્યાં સુધી નરનારીનાં તત્વો જાણી શકાતાં નથી અને અંકુર અંકુરનાં રૂપમાં જ રહે છે.

**जेही विधसे स्थावर जंगममे, अंकुर हवे उदेशु ।**
**तेही विधसे तनु तरण आद्य ल्यौं, कहे सकल भवभेसु ।। (७७)**

"કરૂણેશપતિ કહે છે કે," જેવી રીતે સ્થાવર જંગમનાં અંકુર બિજગો અમે પ્રથમ રચેલાં છે. એ જ પ્રકારે તરણની આદ્યે સ્થાવર અને જંગમ સહીત સર્વેતનુઓ અંકુરોમાંથી ઉદય થયેલાં છે, તે પ્રમાણે અંકુરમાંથી ઉદભવ્યા પછી સ્થાવર જંગમનાં સર્વે ઘાટોનો ભવભરમાં પસારો થયો છે.

**अेही संक्षेप मात अंकुरकी, संगन्या देहीत देहु ।**
**तोय मोय के समजणकी समसा, कुवेर काम नहि केहु ।। (७८)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે, હે પરમવિશેષ, પરમશ્રેષ્ઠ પરમ વિભુતીવાન પરમ ગતિવાન, હે મારા પરમ પ્રિય મહાદ અંશ ! અત્યાર સુધીમાં અંકુરની ગતિનું નિરૂપણ સંક્ષેપમાં તમને કહી બતાવ્યુ છે જે મેં અગમ ઉપજણની સંજ્ઞા કરીને સમજાવ્યુ છે. તે આદ્ય ઉપજણ સર્વે અંકુરોની માતા હોય, એ અલૌકિક સમસ્યાની હકીકત એ મારા અને તારા વચ્ચેની હોવાથી, એને યથાર્થ હું જાણું છું અને તમે જાણી શકો છો. હે સત શ્રીમંત કુવેર સ્વામી ! મહાન સમર્થ, સર્વજ્ઞ પરમવિશેષ અંશ ! આ હંગે હંગની એકતાના અનુભવનો અધિકાર પ્રાપ્ત કરવો, તે તમારા સિવાય બીજા કોઈનું કામ નથી.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે અંકુર ઉદભવકો ષોડશ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૧૭

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે ગર્ભગોષ્ઠિ સારાંશકો સપ્તદશ સિદ્ધાંત નિર્ણય.**

કૃપાનિધિ ઉવાચ :-

**पुनी पीछनकी अेक वीलाखा, मोई नहि जनीत जनेहु।**
**पिता बिंदु मील गये उदरमें, मातनके मही तेहु ।। (१)**

"પરમ વિશેષ અંશ કહે છે કે," હે કરૂણેશ પતિ ! એક બીજો પ્રશ્ન પુછીને જાણવાની મને અભિલાષા છે જેને હું જાણતો નથી તો કરૂણા કરીને તે જણાવશો. જ્યારે પિતાનું બિંદુ માતાના ઉદરમાં ગયું ત્યારે તેનું શું થયું તેનો વિગતવાર ખુલાસો કરીને અમને જણાવશો.

**कुन करीयासे हवे गरभमें, वरधी तंत अमनसे।**
**के माता अेकतायन बढीतव, के अंकुर चैतनसे।। (२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશ પતિ ! માતાના ગર્ભમાં પિતાનું બિંદુ ગયા પછી કઇ ક્રિયાથી ગર્ભમાં વૃદ્ધિ પામે છે ? તે એની મેળે આપોઆપ વૃદ્ધિ પામે છે ? કે માતાની એકતાથી ? કે ચૈતન અંકુરની સત્તાથી વૃદ્ધિ પામે છે ? તે કૃપા કરીને જણાવશો.

**तीनकी सुधी समज परे त्यौं, कहो करता करूणेसु।**

**तुम विन ताहां के नहि मालम को, गुंज गम करी परवेसु।। (३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તે માતાના ગર્ભની ગુપ્ત ગમ જાણવા વિષે કોઇની પણ ગતિમતિ પ્રવેશી શકી નથી, તો તેની શુદ્ધ સમજ કેવી રીતે પડે ? તે હકીકત તમારા સિવાય કોઇ જાણતું નથી, તો હે કરૂણેશપતિ ! કૃપા કરીને જણાવશો.

કરૂણેશ ઉવાચ :-

**अब तेही सुन मोई अंश गुपतकी, जेही कोहुने नहि पाई।**

**ब्रह्मादिक भव विष्णु सहीत लग, हम कोईने न कहाई ।। (४)**

કરૂણેશપતિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! હવે તમને જણાવું છું તે સચેતન થઈને સાંભળો. જે માતાના ગર્ભ વિષેની ગુપ્ત ગમ અત્યાર સુધી કોઈ પણ જાણી શકયું નથી. અને નિરંજન દ્વારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને પણ એ ગમ જણવી નથી; તે આજે હું તમને કહી બતાવું છું.

**तेही तुजकु मोइ आज कहत हुं, सुन निज सुरत धरीन के ।**

**मोइ करूणासे तोय पुछनको, आवे न दाव फरीन के ।। (५)**

"કરૂણેશપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ જે ગમ કહી બતાવું છું તે તમારી સચેતન સુરતા ધરીને સાંભળો મારી કરૂણાથી એ અગમ્ય પ્રશ્ન પુછવાનો દાવ તમને પ્રાપ્ત થયો છે. એટલા જ માટે જે પુછવું હોય તે પુછી લેશો. આવો દાવ ફરી ફરીને મળશે નહિ.

ધીમંત કૃપાનિધિ ઉવાચ

**अब पुछत करतार पुरंजन, अंकुरके उदभवही ।**

**नीख शिख वरधी हवीत गरभतन, कुन चैतनसे तबही ।। (६)**

પરમ વિશેષઅંશ કહે છે કે, હે સકર્તાપતિ ! હવે આપને હું પુછું છું કે માતાના ગર્ભમાં અંકુરનો ઉદ્ભવ કેવી રીતે થાય છે ? અને નખ શિખ સહિત બાળકનું તન માતાના ગર્ભમાં વૃદ્ધિ પામે છે. તે કયા ચૈતનની સત્તાથી ? એ કૃપા કરીને જણાવશો.

**एते अंकुर मही सजीवनसे, के मातनसे सोइ ।**

**उभयके अनुभव गम गतके, मरम लखावो मोइ ।। (७)**

પરમ વિશેષ અંશ કહે છે કે, "હે કરૂણેશપતિ ! માતાના ઉદરમાં અંકુરની અંદર સજીવન પણું રહેલું છે. તે માતાની એકતાથી ગર્ભ વધે છે. કે અંકુરના સજીવન પણાંથી ? એ બન્નેના અનુભવની ગમગતિ જેમ હોય તેમ મને કહી સમજાવશો.

કરૂણેશ ઉવાચ

**श्रोत कहतहु ग्रभित ज्ञानगत, अंतर रखीत सचेता ।**

**जीनकी नहि कोउ शाख पुरनके, मे वकता तु सवेता ।। (८)**

કરૂણેશપતિ કહે છે, હે પરમ વિશેષ અંશ ! ગર્ભ વિષેની અગમ્ય જ્ઞાનગતિ કહું છું તે તમારા અંતરમાં સચેતન થઈને ગ્રહણ કરશો. જે ગમગતિની શાખ પુરનારો ત્યાં બીજો કોઈ જ નથી. જે હું કહી બતાવનાર હોય, અને તમે એકલા સાંભળનાર છો.

**निज अनुभव तोय हुसे बराबर, आपनी अगम गति के ।**

**तो मेरी कीये समज परीत तुज, अटपटी आंट अति के ।। (९)**

નિજ કેવલપતિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! અમારી અગમગતિનો અતિ ઉગ્ર અનુભવ તમને બરાબર થયો હશો. તો જ અમારી કહેલી અતિ આંટીઘુંટીવાળી અદ્ભુત ગતિને તમે યથાર્થ જાણી શકશો.

**नीज अंकुर चैतन विनु बिजग, मातपिता मद तनके ।**

**रतु रेत उद्‌भव करननके, ग्रभीत हुते गुण गणके ।। (१०)**

"કરૂણેશપતિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! જ્યારે માતાપિતાના સંજમ સમયે પરસ્પરની આરત એકમેક થાય છે. ત્યારે વિષય કામનાની ક્રિયાથી માતાપિતાના મેદની અમી ઉત્પન્ન થઈ. તે એકત્રીત બને છે. તેમાં નિજ અંકુરનું બીજગ ચૈતન સિવાય સમાયેલું હોય, તેમાં ગર્ભિતરૂપે ગુણગણ મળેલા જ છે.

**पिता मात बींदौमां मलीतव, जामीत कमल जमीनमे ।**
**ओत प्रोत अंकुर तन मलीतव, सकळ संच भीन भीनमे ।। (११)**

નિજ સકર્તાપતિ કહે છે કે પિતાના નીજ તનનું સત્વબિંદુ સ્ખલીત થાય છે. ત્યારે માતાનું રજસ સત્વ તેને ખેંચી લઈને પોતામાં સમાવી લે છે. તે અંકુર તનું સાથે એકમેક થઈને માતાના કમળરૂપી ભુમીમાં જમાવ કરે છે. પરંતુ માતાપિતાના શરીરમાંથી ઈન્દ્રિયો અને અંતસકરણના વિભાગોનો અર્ક રજસ બિંદુમાં આવેલો હોવા છતાં ભિન્ન ભિન્ન રહે છે.

**अंकुरते गुणगणसे उपजीत, ग्रभीत कहे हुत जेही ।**
**मात पिता मदके तनु प्रशवीत, सकल सोज उपले ही । (१२)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! નિજ અંકુરની ઉત્પતિ ગણ ગુણના સત્વમાંથી થયેલી છે. તે ગણ ગુણ ગર્ભિતરૂપે એકત્ર થઈને અંકુરને ખેંચી લાવે છે, તે અંકુર સહીત માત-પિતાના ગર્ભરૂપી મેદનો જમાવ માતાના કમળમાં થાય છે. જે અંકુર ગુણ ગણમાં નહી હોવા છતાં ગણ ગુણ સંયક્ત રહે છે. તે માતાપિતાના મેદથી ગર્ભ તનુ પરીપૂર્ણ થઈને પ્રસવ પામે છે. તે તનુનો દેખાવ માતપિતાના મેદનો ઉપલક હોય તેમાં અંકુરનું રૂપ જોઈ શકાતું નથી.

**ज्यो सबके फुळकी मही बीजग, रहत गर्भ बीच जेही ।**
**बीजगतो वृक्षके गुण गणसे, तरुमद ग्रभ उपलेही ।। (१३)**

નિજ કૈવલપતિ કહે છે કે, સર્વ વૃક્ષ જાતિના ફળોની મધ્યે અંકુર રહે છે, અને તમામ તરુવરના ગુણ ગણથી ઉત્પન્ન થયેલો મદરૂપી ઉપલક ગર્ભ તે અંકુર બીજગની ઉપર આસપાસ રહીને અંકુર બીજગને સુરક્ષીત રાખે છે.

**अेसेही सबतनके मही अंकुर, तन ग्रभवतसे भीना ।**
**अेकमेक अविगत वत दर्शीत, प्रसिद्ध पेज पर विना ।। (१४)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "આવી રીતે તમામ તનુઓમાં રહેલા અંકુરો શરીરના ગર્ભરૂપી મેદથી ન્યારા છે. છતાં એકમેક અવિગત રૂપે દેખાતા હોય, તે સ્થુલની દ્રષ્ટિએ અંકુર જોઈ શકાતા નથી. તેમજ સ્થુલમાં અંકુર નથી. એમ પણ કહી શકાય નહી. પરંતુ તે અંકુર અવિગતમાંથી સ્થુલ સાથે ગતિમાં આવે છે. એજ પરમ યુક્તિની પ્રવિણતા નિજકર્તાની કરેલી હોવાથી, તે અકળકળાને પરમગુરુ વિના કોઈ જાણીને જણાવી શકે તેમ નથી.

**अबकी कहु उद्र ग्रभीतकी, व्रधी होत कहु जीनसे ।**
**पिता बिदुं संगे सम चैतन, समळ जात मळी तीनसे ।। (१५)**

કરૂણેશપતિ કહે છે કે, "હે પરમ વિશેષ અંશ ! હવે માતાના ઉદરમાં ગર્ભ કેવી રીતે વૃદ્ધિ પામે છે. તે તમને સમજાવું છું. જ્યારે પિતાનું બિંદુ સ્ખલિત થાય છે ત્યારે સમચૈતન તેની સાથે સમળીત પણે મળીને માતાના ઉદરમાં જાય છે.

**तेही समळ चैतन अंकुरमां, ग्रहाजपणुं रहे जीनमे ।**
**तेही ग्रहाजे मातन चैतनकु, होय अेकतापणु तीनमे ।। (१६)**

"નિજ પરમપતિ કહે છે કે, "પિતાના બિંદુ રૂપી અંકુરમાં સમચૈતન સમળીત પણે રહેલું હોય તેમાં ગ્રહણ કરવા પણું રહેલું છે. એ કારણ ને લઈ જ્યારે માતાના ઉદરમાં પ્રવેશ કરે છે. ત્યારે માતાના વિશેષ ચૈતનને ગ્રહણ કરી તેની સાથે એકતા રાખીને રહે છે.

**तेही अेकता पोषणसे चैतन, जेही अंकुर मळी आये ।**
**या सामान विशेष भयाजब, मात सता मलताये ।। (१७)**

"કરૂણેશપતિ કહે છે કે, "પિતાના બિંદુ રૂપી અંકુરમાં સમ ચૈતન મળીને માતાના ઉદરમાં આવી માતાના વિશેષ ચૈતનની સાથે એકતા રાખીને રહે છે. તે માતાના વિશેષ ચૈતનનું પોષણ મળવાથી પિતાનું સમચૈતન વિશેષ ગતિવાળુ થઈને રહે છે.

**जेही सामान विशेष भयनसे, ग्रभ सचेत रहाइ ।**
**तेही सचेतनसे बुतके तत, बढन लगे सब ताइ ।।   (१८)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે, માતાના કમળમાં આવેલા પિતાના સમચૈતનને માતાના વિશેષ ચૈતનનું પોષણ મળવાથી પિતાનું સમચૈતન વિશેષ ગતિવાળું થયેલું છે. તે માતા પિતા બન્નેના વિશેષ ચૈતનની સત્તાથી બુતકે તત એટલે બિંદુમાં આવેલા શરીર રચનાના તત્વો વધવા લાગે છે.

**पिता बिंदु संगनके चैतन, तेही सामान्य कहावे ।**
**ज्यौं अग्नी तप लोह अलगधर, जीमु उष्न ज्यौं आवे ।।   (१९)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે, પિતાના બિંદુની સાથે આવેલું ચૈતન સામાન્ય ગણાય છે. જેમ લોઢુ અગ્નિમાં ધરવાથી અગ્નિની ઉષ્ણતા લોઢામાં પ્રવેશીને વિશેષ તપી જાય છે. ત્યારે લોઢુ અગ્નિના જેવું દેખાય છે.

**निज अग्नि तपके तप मिलके, लोहके संग सधाइ ।**
**तेही परकार अगन पीतु चैतन, रेत मही रत जाइ ।।   (२०)**

નિજ કૈવલપતિ કહે છે કે ઉપર જણાવેલ દ્રષ્ટાંતના ન્યાયે પિતાના બિંદુની સંગે સમચૈતન માતાના ઉદરમાં આવ્યું છે. તે સમચૈતન બિંદુ સહિત લોઢા સમાન હોય, તેમાં માતાના વિશેષ ચૈતનની સત્તા પ્રવેશવાથી પિતાનું સમચૈતન વિશેષ ગતિવાળું થઈ માતાના વિશેષ ચૈતન સાથે એકરૂપ થઈ રહે છે.

**तेही सामान कहीओ चैतन वित, अगन लोहवत ताइ ।**
**हुती गोष्ट गुपतव गर्भनकी, ते तुज जाण जणाइ ।।   (२१)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે, "જે પિતાનું બિંદુ તે લોઢા સમાન હોય, તેની અંદર સમચૈતનનું વિત આવેલું હોવાથી, તેને અગ્નિરૂપ સમજી લેવું. તેજ પ્રમાણે ગર્ભગોષ્ટિની ગુપ્ત હકિકત જેમ હતી તેમ હે પરમ વિશેષ અંશ તમને મેં જણાવી દીધી.

**बिंदु संग समान आयनके, तेही चैतन विसताओे ।**
**समज पडे तेही माप समोवड, करी द्रष्टांत लखाओे ।। (२२)**

"કરૂણેશપતિ કહે છે કે, "પિતાના બિંદુમાં જે સામાન્ય ચૈતન માતાના ઉદરમાં આવે છે. તેનાથી જ જંગમની જે જે જાતિ હોય, તેના માપ પ્રમાણે ઘાટો વિસ્તાર પામ્યા છે. તે સિદ્ધાંતે લોઢું અને અગ્નિનું દ્રષ્ટાંત આપીને જેમ છે તેમ સમજ પડે એવી રીતે કહી બતાવ્યું છે.

**ओेही सामान्य विशेष मातके, समळ भये संभवही ।**
**ओेही जुगलन चैतनसे हवीतव, अंकुर बीज उद्‌भवही ।। (२३)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, સમચૈતન અને વિશેષ ચૈતન માતાપિતાના પરસ્પર સંયોગે કરી રજબિંદુ મળીને એકમેક થયેલા છે. એવી રીતે પિતાનું સમચૈતન અને માતાનું વિશેષ ચૈતન એ બંનેના સબંધથી બીજ અંકુરનો ઉદભવ થયો છે.

**आगमसे शिश हवे कंदवत, पछे उरन उदरही ।**
**तार पीछे पद पाण अंगुरी, अमीख सहीत रुदरही ।। (२४)**

"સકર્તા સત્ કૈવલ સ્વામિ કહે છે કે, "માતા-પિતાના સામાન્ય વિશેષ અંકુરો માતાના ઉદર કમળમાં એકત્રિત થાય છે. ત્યારે શરીર રચનાના પ્રારંભમાં પ્રથમ મસ્તકનો કંદ બંધાય છે. અને ત્યાર પછી હૃદય અને ઉદર બને છે. ત્યાર બાદ, હાથ પગ, આંગળીઓ રુદ્ર અને માંસની આદ્ય લઈ શરીર રચનાના સર્વ અવયવો તૈયાર થાય છે.

**तुचा रोम रग अस्त आटोपण, ढकीत रखन जीन ओेबु ।**
**सुक्ष्म कारण महा परम बीच, निज अंकुर घर जेबु ।। (२५)**

"કરૂણેશપતિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે ત્વચા, રોમ, રગ, અસ્ત સહિત બાળકનું સ્થુલ શરીર પરીપુર્ણ થવાથી તેની એબ ઢાંકવા માટે ત્વચાનું ઓઢણ ઓઢાડયું છે. આવી રીતે સ્થુલ દેહમાં સુક્ષમ, સુક્ષમમાં કારણ, કારણમાં મહાકારણ અને મહાકારણમાં પરમકારણ તેમજ પરમકારણની મધ્યમાં નીજચૈતન્ય અંકુરરૂપી બીજગનુ ઘર આવેલું છે. જે સકર્તાપતિની અંતર-ઉપજણનું અંકુર તેને અખંડીતપણે રાખવા પરમકારણનું ગુપ્ત ભુવન જતમત કરી રાખેલું છે.

**ज्यौं बीजगमे उदे करनके, सकल तरुके तनही।**
**ते करनन बीजके बीजकी मध्य, अगल बगल नही जनही।। (२६)**

"નિજ કૈવલપતિ કહે છે કે," સ્થાવર જાતિમાં સર્વે વૃક્ષોના બીજગની મધ્યે અંકુર રહેલું છે. તે આખા વૃક્ષની આજુબાજુ તપાસી જોતાં કયાંય પણ અંકુર જણાતું નથી. અંકુરતો બિજગના મધ્યમાં હોય, તે અંકુરમાંથી વૃક્ષનો ઉદય થાય છે.

**ज्यौं जंगम स्थावरकी फलपत, सकलतंत जिनु जेही।**
**तीनके बीजग परम कारण तन, जीनुं मध्य अंकुर गेही।। (२७)**

જેવી રીતે સર્વે વૃક્ષોના પાન, ફુલ અને ફળ તેજ પ્રમાણે જંગમ જાતિના દસ ઇન્દ્રિયો, અંતસકરણ, તત્વો અને ગુણ ગણ આદિ સ્થાવર અને જંગમ બન્ને સર્વ તત્વોને અવ્યક્ત પણે ધારણ કરી રાખનાર બીજ અંકુર પરમકારણ દેહની મધ્યે રહે છે.

**तेही अंकुर उदय करननके, पीतु मात चैतनही।**
**पितु सामान विशेष मातके, रळीतव रगन रगनही।। (२८)**

"કરૂણેશપતિ કહે છે કે," પિતાનું સમચૈતન અને માતાનું વિશેષચૈતન તેમના સંજમ સમયે વિષય કામનાની ક્રિયાથી, સમવિષમ બંને ચૈતન મળીને અંકુરને ઉત્પન્ન કરે છે. તે અંકુર બાળકના શરીરની રચના પરિપૂર્ણ થાય ત્યારે તેની રગેરગમાં પ્રસરી જઇને રમણ કરે છે.

**सकल समोह इद्रीं अंतसके, गुणगण सहीत समेतु।**
**जेही रग रग रळीतव चैतनसे, तेही पण भये सचेतु।। (२९)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," જ્યારે માતાના ઉદરમાં બાળકનું તન નખ, શિખ સહિત પુર્ણ બને છે. ત્યારે ઈંદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ આદિ સર્વે તત્વોની આદ્ય લઇ રોમ રોમ અને રગેરગમાં ચૈતન અંકુરની ગતિ પ્રસરી જઇને વ્યાપક થઈ સર્વને સચેતન કરે છે.

**अेही परकार अचेत फळीतसे, गर्भ सकल नीखशिखही।**
**बढन लगे गुपतके गुपतही, कोउ कीनुं जात न पीखही।। (३०)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે," એવી જ રીતે માતાના ઉદરમાં બાળકનું તન નખશિખ સહિત ચૈતન થઇ વધવા લાગે છે. પરંતુ ગુપ્ત ગર્ભની હકિકત બાહ્ય દ્રષ્ટિએ કોઇ જાણી કે જોઇ શકતું નથી.

**ओरु कळ संच पेच बहु तनमे, कीये हमनने जेही।**
**तेही मालम हे सकल तोयनकु, ससम वेद कही तेही।। (३१)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! માતાના ઉદરમાં બાળકનું તન તૈયાર થાય છે. તેના તનમાં કેટલી કળકુંચીઓ અને કેટલી યુક્તિઓ મેં અંદર ભરી છે. તેનો વિધવિધ પ્રકારે ખુલાસો પંચમશ્ર્વસંમ વેદમાં મેં કરી બતાવ્યો છે. તે સર્વે તમે જાણો છો.

**तीनकी तो हम नहि कहतहु, तोय मालमकी जेती।**
**तोई बुजित मोइ गर्भ गतीकी, समरीत कुन सचेती।। (३२)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! જેની તમને જેટલા સુધીની ખબર છે તે તો હું કહેતો જ નથી. પરંતુ આગળ ગર્ભગતિનો તમે મને પ્રશ્ન પુછેલો તે કયો કયો અને કેટલો સમુહ મળીને ગર્ભ સચેતન થાય છે. તેનો ઉત્તર આપું છું. તે તમે સાંભળો.

**तेही उतरनकी कहत हालहम, जेही विधी गर्भ वधेहु।**

**वित सामान विशेष मळीनके, सफरीत साज सधेहु।। (३३)**

"નિજ સકર્તાસ્વામિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! જરાય વાર નહી લગાડતા તમારા પ્રશ્નનો ઉત્તર હમણાં જ આપુ છું. કે જે રીતે ગર્ભવૃદ્ધિ પામે છે. તે પિતાનું સમચૈતન અને માતાનું વિશેષ ચૈતન સંયુક્ત મળીને સધેહુ એટલે સર્વ તત્વોને ધારણ કરી સુગમપણે ગર્ભતનુને પરિપુર્ણ કરે છે.

**सफुरीत हवित भवित परिपुरण, गर्भ गोप चुपताई।**

**प्रणव जाप पुनी अंश विहुनके, सुनके सुनवत ताई।। (३४)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! માતાના ઉદરમાં બાળકનું તન નખશિખ સહિત તૈયાર થાય છે. ત્યારે વૃદ્ધિ પામવાની ક્રિયા અટકી જાય છે. અને પ્રણવ કે અંશ વિના બાળકનું તન સુનમુન માતાના ઉદરમાં ક્રિયા રહિત ગુપચુપ રહે છે.

**भये साज शशुके सम उरण, तन पख तंत सफुरे।**

**हलण चलण निज जाण विनामें, कछु न रहे अधुरे।। (३५)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! બાળક તનુની રચનામાં સાજ એટલે તત્વ સામગ્રી સરખા ભાગે જે જેના માપ પ્રમાણે ઉરણ કહેતા ઉદભવ પામીને પરિપૂર્ણ થઇ છે. અને બાળકના શરીર પક્ષે એક પણ તત્વ અધુરુ રહ્યું નથી. પરંતુ નીજ અંશની જાણ વિના બાળકનું તન હલણ ચલણ સિવાય અચેત પણે રહે છે.

**जब चैतन सामान पिताके, जेही बिंदु मील आये।**

**गरभ गोस संपुर करीनके, तेही स्वांती गत पाये।। (३६)**

"પરમ સકર્તાપતિ કહે છે કે," જે પિતાનું સમચૈતન બિંદુની સાથે માતાના ઉદરમાં આવ્યું હતું. તે બાળક તનુની રચના નખશિખ સહિત સંપુર્ણ થયા પછી પિતાનું સમચૈતન શાંત થઇ જાય છે.

**ज्यौं ते लोह मही तप आयल, समत समत शमी जतही।**

**तेही परकार पीताके चैतन, हवीत तदीप तेही गतही।। (३७)**

"કરૂણેશપતિ કહે છે," જેવી રીતે લોઢામાં અગ્નિની ઉષ્ણતાનો તાપ આવ્યો હતો. તે ધીમે ધીમે શાંત પડી જાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે પિતાનું સમચૈતન, બિંદુની સાથે આવેલું હતું. તે બાળકનો દેહ પરિપુર્ણ થાય છે. ત્યારે પિતાનું સમચૈતન સમી જાય છે. અને ઘાટ એકલો જ રહે છે.

**निज अग्निके अलग पडीनसे, बहु लग तपन रहाई।**

**बिंदुमे तो रहे अती लग, मा चैतन एकताई।। (३८)**

"કરૂણેશપતિ કહે છે કે," જેવી રીતે લોઢાને અગ્નિમાં મુકવાથી અગ્નિની ઉષ્ણતાનો તાપ લોઢામાં પ્રવેશ કરે છે. તે લોઢાને અગ્નિથી અલગ કરવામાં આવે ત્યારે ધીમેધીમે થોડા જ સમયમાં તે અગ્નિનો તાપ શાંત પડી જાય છે. પરંતુ પિતાનું સમચૈતન બિંદુની સાથે માતાના ઉદરમાં આવે છે. ત્યારે વિશેષ ચૈતનની એકતાથી ઘણી લાંબી મુદત સુધી રહે છે.

**पीतु चैतन स्वांती पायनसे, ग्राहाज न रही गर्भनमे।**

**मात सता पकडे कुन जीनर्मे, समता भई सरवनमें।। (३९)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે", જ્યારે પિતાનુ સમચૈતન શાંત પડી જાય છે. ત્યારે બાળકનું તન સર્વાંગે સમવત થઇ જાય છે. તે કારણને લઇ પિતાના સમચૈતન વિના માતાનું વિશેષ ચૈતન બાળકના તનને પકડી શકતુ નથી.

**ज्यौं अग्नि सामान्य हुते तव, काष्ट पाहाणकी, मांही।**

**बाहारके जेही दहन हुतासन, भेदी शके जब तांही।। (४०)**

દ્રષ્ટાંતે જેમ કાષ્ટમાં અને પથ્થરમાં સામાન્ય અગ્નિ રહેલો છે. તે કારણને લઈ બહારનો વિશેષ અગ્નિ તેમાં પ્રવેશ કરી શકે છે.

**जबते जाते जात विनातो, समळ न हवे सहुरही।**
**इंद्री सकळ समोहनके मही, नैंन लगे ज्यों सुरही।। (४१)**

"નિજ કેવલપતિ કહે છે કે," સ્વજાતિ સ્વજાતિ વિના સમળીત પણે મળીને એકતા થઈ શકતી નથી. અને તે સ્વજાતિની એકતા વિના શૌર્યપણું આવી શકે જ નહિ. જેવી રીતે શરીરમાં આવેલી સર્વે ઇન્દ્રિઓના સમુહમાં એક ચક્ષુજ સુર્યને જોઇ શકે છે એમ સમજવું.

**भाण सजात हुते नैंनन जब, नीरखी शके रवी तेजुं।**
**ओर नही नव शके निहाळीत, वीनु सजात तबेजु।। (४२)**

જેવી રીતે સુર્યનો સ્વજાતિ અંશ, ચક્ષુમાં આવેલો હોવાથી, સુર્યના તેજને જોઇ શકે છે. પરંતુ બીજી સર્વ ઇન્દ્રિઓ સુર્યની વિજાતિ હોય, સુર્યને જોઇ શકતી નથી.

**जबते जेही तातनके चैतन, समहोई गये सहेजु।**
**कुन रहे मातन चैतनके, जीमे सजात सवेजु।। (४३)**

જ્યારે પિતાનુ સમચૈતન બાળકના તનમાંથી સહેજા-સહેજ સમી જાય છે. ત્યારે માતાનું વિશેષ ચૈતન પિતાના સ્વજાતિ સમચૈતન વિના માતાનું વિશેષ ચૈતન બાળકના શરીરને પકડી શકતુ નથી.

**बीनु सजातीक हवे विनातो, मात सत्ता कुन चुंबे।**
**जुगल जमाके जोश विना तंन, नरशीत हवे अचुंबे।। (४४)**

"કરૂણેશપતિ કહે છે કે," બાળકના શરીરમાંથી પિતાનું સમચૈતન સમ થઇ જાય છે. ત્યારે માતાનું વિશેષ ચૈતન ચુંબન કરી શકતું નથી. એ પ્રમાણે માતા-પિતાનું સમવિશેષચૈતન છુટું પડી જવાથી ગર્ભના નાળે આવતી અમી અટકી જાય છે.

**नीरसीत भये बीनु मात पोषणसे, अेकता गइ कमळकी।**
**ज्यौं वरखन फळपकीत न्यायगत, चैतन विनु समळकी।। (४५)**

જ્યારે આવતી અમીનું પોષણ બંધ પડી જાય છે. ત્યારે માતાના કમળમાં બાળકના શરીરની પકડ રહી શકતી નથી. જેવી રીતે વૃક્ષને લાગેલું ફળ પાકી જતાં ખરી પડે . એજ ન્યાયે પિતાના સમચૈતન વિના બાળકનું શરીર માતાની એકતામાંથી છુટું પડી જાય છે.

**तेही तरू फळ डगमग डेंटनसे, झरीत जमीन पर परही।**
**जडके जड विनु चैतनके सव, जेतने भरन अचरही।। (४६)**

જેવી રીતે વૃક્ષને લાગેલા ફળ પાકે છે. ત્યારે ડગમગી તેની ડીટમાંથી ખરી જઈને, જમીન ઉપર પડે છે. તે જ પ્રકારે સર્વ સ્થાવર જાતિના વૃક્ષના ફળ ખરી પડેલાં, ચૈતનના પોષણ સિવાય જડે જડ બની રહે છે.

**तेही परकार हवीत गर्भनकी, झरी परनन फळवतही।**
**थावरसे जंगम अधिकायन, कहत जुवो गमगतही।। (४७)**

"કરૂણેશપતિ કહે છે કે," જે પ્રકારે વૃક્ષના ફળ પાકીને ખરી પડે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે સ્થાવર કરતાં જંગમ અધિકા-અધિક છે. જે માતાના કમળમાંથી બાળકનું શરીર છુટુ પડી જાય છે. તેની ગમ ગતિ કહું છું. તે સાંભળો.

**रहे गरभ चैतन विनु पोखन, माता पिता उभयनके।**
**कमळ डेंटसे हवित पकव तन, बेरन झरी परीयनके।। (४८)**

"નિજ સકર્તા પતિ કહે છે કે પિતાનું સમચૈતન શાંત પડી જાય છે. ત્યારે માતાના વિશેષ ચૈતનનું પોષણ મળતું નથી. તે કારણને લઈ બાળકનું તન પરી પકવ થયેલુ હોય માતાના કમળમાં લાગેલા ડીટમાંથી છુટુ પડી જતાં વાર લાગતી નથી.

**जब एकता नही रही कमळनसे, परीत कष्ट मातनकु।**
**अकळ विकळ जब हवित हळाहळ, तदीप मातके तनकु।। (४९)**

"કરૂણેશ પતિ કહે છે કે," જ્યારે બાળકના શરીરની એકતા કમળમાં રહી શકતી નથી. ત્યારે તેની માતાને ઘણું કષ્ટ પડે છે. જેથી હળાહળ આકળ વિકળ થતી હોવાથી, તે માતાના તનમાં મહા દુઃખ થાય છે.

**जेतनी बेर लगे परसवता, गर्भ रहे कुन गतसे।**
**परसे परस रहत आक्रती वत, मात सत्तासम वत्तसे।। (५०)**

આદ્ય સકર્તા સ્વામી કહે છે કે માતાના ચૈતનની સત્તા સમી જવાથી બાળકનું તન કઇ ગતિના આધારે રહી શકે ? જેથી પરસવતા જેટલી વાર લાગે ત્યાં સુધી બાળકનું તન માતાના શરીરની એકતાથી આકૃત્તિવાળું રહે છે.

**जो आक्रंत न हवीत गरभतन, तो प्रसवत दुःख पाई।**
**सम होइ जाइ पवन तीनके दश, तेही तनु जीवत न थाइ।। (५१)**

"કરૂણેશપતિ કહે છે કે," જ્યારે પ્રસવ વખતે બાળકનું તન આકૃતિવાળુ ના રહે તો તેની માતા બેહદ દુઃખી થવા લાગે છે ત્યારે પાન-અપાન આદિ દશે પ્રકારના વાયુ સમ થઇ જતાં હોવાથી, તે બાળક મૃત્યુ પામે છે.

**तीनके मरम कहत सुनही तुज, परही समज तबतेही।**
**समहोई जाय पवन तनके जब, रहेन प्रणव सनेही।। (५२)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ !જે મર્મ તમને સંભળાવું છું તેની તમને શુદ્ધ સમજ પડી જશે. જ્યારે પ્રાણ અપાન આદિ દશે પ્રકારના વાયુ સમ થઇ જાય, ત્યારે સજાતિના સ્નેહ વિના પ્રણવ બાળકના તનમાં પ્રવેશ કરી શકતો નથી.

**प्रणव सजात हवे विनु जीनमें, तीमेन प्रणव पसाई।**
**जबते आगु प्रणव हवे विन, अंश न जाय तदाई।। (५३)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," જે બાળકના શરીરમાં પ્રણવનાં સ્વજાતિ પાન, અપાન વગેરે દશે પ્રકારના પ્રાણાયામ આવ્યા ન હોય, તે બાળકના શરીરમાં પ્રણવ પ્રેરક થઈને

પસારો કરી શકતો નથી. અને જે શરીરમાં પ્રણવની આગેવાની ના હોય, તે શરીરમાં અંશ આવીને કદાપી બિરાજમાન થતો નથી.

**जबते मरतक हवे बालतन, अंश प्रवेश विनाई।**
**कुन सतासे हवे सजीवन, प्रणव अंश बिनु ताई।। (५४)**

"નિજ કૈવલપતિ કહે છે કે," એટલા જ માટે પ્રણવ અને અંશ વિના તે બાળકનું તન મૃત્યુ પામે છે. જેથી પ્રણવ અને અંશની સત્તા સિવાય તે બાળક સજીવન થઇ શકતું નથી.

**अेतनी भर आक्रंत गरभकी, तीनकी कही सुनाई।**
**आक्रंत तीनकी हवीत हकीगत, ते तुज समज लखाई ।। (५५)**

"સકર્તા સત્ કૈવલ સ્વામિ કહે છે કે," પ્રસવ થતાં સુધીમાં જે બાળકનું તન આકૃતિવાળુ રહી શકે છે. તેની ગમગતિ તમને સંભળાવી દીધી છે. અને આક્રંતવાળા બાળકના શરીરની હકીકત તમને જેમ છે તેમ જણાવી દીધી છે. એવી રીતે કે આક્રંતવાળા બાળકના તનુઓમાં પ્રણવ પ્રેરક થતો હોય, તેમાંજ અંશ આવીને વસે છે. જે આક્રંત વિનાના તનુઓમાં પ્રણવ પ્રેરક નહી થતો હોવાથી, અંશ આવીને બિરાજમાન થતો નથી.

**अबकी कहत गरभ परसवकी, कमळ डेट वछडेकी ।**
**मात जोस समदाय विनातव, चुसन रहे बचडेकी ।। (५६)**

"કરૂણેશપતિ કહે છે કે," હવે બાળક તનુના પ્રસવની હકિકત જણાવું છું કે કમળના ડિંટમાંથી બાળક છુટું પડે છે. ત્યારે માતાના વિશેષ ચૈતનની પક્કડ રહી શકતી નથી. તે કારણને લઈ ચુસન એટલે માતાની અમીનું મળતું પોષણ બંધ પડી જાય છે.

**बीन चुसन बालकतन भयेवु, पकीत वृक्ष फळवतही।**
**कमळ कबजसे हवे विछोयन, पकीत झरे तेही गतही।। (५७)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," જેવી રીતે વૃક્ષનું ફળ પાકીને ખરી પડે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે મળતી અમીનું પોષણ બંધ પડી જવાથી, માતાના કમળમાંથી બાળક વિખુટું પડી જાય છે.

**बाल अधोमुख हवे उदरमें, मात कमळ वीछरीनके।।**
**प्रसवत आय प्रथम उपसनमे, नळीका होय सरी जीनके।। (५८)**

"કરૂણેશપતિ કહે છે કે," માતાના કમળમાંથી બાળકનું શરીર વિખુટું પડી જઈને અધોમુખી થઈ જાય છે. ત્યારે પ્રસવ વખતે નળીકા વિકાસ પામતી હોવાથી, ઉપસ્થ એટલે ભગ દ્વારે આવી પહોંચે છે.

**उपसन द्वार तुरत वीकसनमें, बाळ वदन विकसाई।**
**पवन उदान आद्य दशमारुत, करीत तदीप उदधाई।। (५९)**

"નિજ કૈવલપતિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે માતાનું ઉપસ્થ દ્વાર વિકાસ પામે છે. તે સમયે બાળકનું મસ્તક બહાર આવતું હોય. તેનું મુખ ખુલ્લુ થતું હોવાથી, વ્યાન, ઉદાન આદિ દશે પ્રકારના પ્રાણાયામો મુખ દ્વાર તેના તનમાં પ્રવેશ કરે છે.

**उदघायन सोइ हवीतव उलकीत, मात चतुर अमुझणके।**
**कुन सत्ता संघ हवीतव रेचक, बाहार गवन हवुजनके ।। (६०)**

"કરૂણેશપતિ કહે છે કે," બાળકના શરીરમાં પ્રવેશેલા દશે પ્રાણાયામો પાછા ઉલટીને ગમન કરે છે. ત્યારે માતાને ઘણી મુંઝવણ થતી હોવાથી, તેને ભાન રહેતું નથી. તો કોની સત્તાથી પ્રાણાયામો બહાર ગમન કરે છે ?

**कहत सुनो तीनकी मसरीतता, सुसम सुरत धरतेही।**
**अती वीचीक्षण हवीतव हारद, ग्रहीतव गुज गम जेही।। (६१)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! તમે સાવધ થઈ સુક્ષ્મ સુરતા ધરીને સાંભળો. જેથી તેની મિશ્રણ ગતિનો ગુપ્ત ભેદ પ્રગટ કરીને બતાવું છું. હારદ

એટલે તે રહસ્ય અતિ વિચિક્ષણ પ્રકારનું આશ્ચર્યચક્તિ કરી નાંખે તેવું હોવાથી, તેને યથાર્થ જાણીને તે ગુપ્તગમ તમે ગ્રહણ કરશો.

**मात सत्ता ग्रभमां अेक तायन, हवीतव जदीप तबेही।**

**तेही समय पोक्षण प्रणवनके, जाईत सतासंग जेही. (६२)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે," માતાના ઉદરમાં રહેલા બાળકના શરીરને માતાના પ્રણવની સત્તાનું પોષણ મળતું હતું જ્યારે તે બાળકના તનુનો પ્રસવ થાય છે. ત્યારે માતાના પ્રણવની સત્તા તેના શરીરની સાથે આવે છે.

**तेही सत्ता संजुकत प्रणववीत, मळीतव दश मारूतमे।**

**तीनके संघ मलीत हुत रेचक, पेचक प्रणव सारूतमें।। (६३)**

"કરૂણેશપતિ કહે છે કે," માતાના ચૈતનની સત્તા જે પ્રણવની સાથે મળેલી હતી. તે ૐકાર સંજુકત પ્રણવનું વિત્ત જન્મથી જ બાળક સાથે લઈને આવે છે. જ્યારે પ્રસવ વખતે બાળકનું મુખ વિકાસ પામે છે. ત્યારે દશ પ્રકારના વાયુ અંદર પ્રવેશ કરતાં હોવાથી તેની સાથે ૐકાર પ્રણવ મળી જઈને રેચક ગતિવાળો થાય છે. ફરીથી તે પ્રણવ પુરક થઈને દશે પ્રકારના વાયુઓને શરીરમાં સર્વાંગે બાંધીને જતમત કરી નાખે છે.

**सत्ता प्रणवके संघ होइ रेचक, पोरक उलट भयेवुं।**

**महाद प्रणव व्यापक विभुयनके, तीनमे मळीत गयेवुं।। (६४)**

"કરૂણેશપતિ કહે છે કે," તે દશ પ્રકારના પ્રાણાયામોની સત્તા ૐકાર સાથે મળવાથી ૐકાર પ્રણવ રેચક થાય છે. ત્યારે ચૈતનચિદ્દ સોહંગ બ્રહ્મ સર્વ વ્યાપક થઈને રહેલો છે, તેની ગતિ લઈને ૐકાર પ્રાણવ પાછો ફરીથી પિંડમાં પુરક થયો, તેમાં સોહંગ બ્રહ્મની ગતિ મળીને એકમેક થઇ જાય છે.

**व्यापक विभु प्रणवके अंशु, तनमे करीत प्रवेशु।**

**कमळ सप्त ओरू नाळ सहीतकु, सहीरन कीये सरवेसु।। (६५)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારો જે પરમ પ્રકાશ અપરંપાર હોય તે વિભુ વ્યાપક રૂપે રહેલો છે. તેમાંથી અમારી અંતરવૃત્તિની ઇચ્છાએ મહાદ સોહંગ બ્રહ્મ ઉત્પન્ન થયો છે. તેનો અંશ બાળક તનુના પુરક ૐકારની અંદર પ્રવેશ કરીને સાત કમળ, ગુણ, ગણ આદિ સર્વે તત્વો સહિત રગેરગ અને રોમેરોમમાં પ્રસરી વળીને શરીર રચનાના સમુદાયને સહુર ગતિવાળા સાવધ કરી દે છે.

**तेही सहीरनसे हवे प्रफुलीत, तनके साज सबेही।**

**बोहोरु प्रणव तनु पवन मलीनके, उरध गवन कीये जेही।।(६६)**

નીજ સકર્તા પતિ કહે છે કે જ્યારે સોહંગના અંશે બાળક તનુમાં રહેલા ૐકારના વિશે પ્રવેશ કર્યો, ત્યારે તેની સત્તાથી શરીરમાં રહેલા સર્વ ચક્રો અને કમળો સહીત તમામ તત્વોનો સમુદાય પ્રફુલ્લિત થઇ ગયો, ત્યાર પછી ૐકાર પ્રણવ અને આવેલો સોહંગનો અંશ બન્ને મળીને નાભીથી ઉર્ધ્વ દિશામાં ગમન કરે છે.

**तेही उरध गवन उलटीनसे, पुनी पोरक होइ जबही।**

**तीनकी संघ मळीत मोइ अंशु, करीत वास तनु तेही।। (६७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે," ૐકાર પ્રણવે ચિદાભાસની સાથે ઉર્ધ્વ ગમન કર્યું હતું તે પાછો ઉલટીને ફરી પુરક થતી વખતે અનંત બ્રહ્માંડાધિશ નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિની અંતરવૃત્તિનો અંશ પ્રેરક થઈને બાળક તનુમાં આવીને વાસ કર્યો.

**करीत वास तनु मांहांय तखत जेही, ब्रह्मरुद्र के मांही।**

**पुष्प कमळकी प्रमळ वासना, अलीवत लेत अघांही।। (६८)**

જ્યાં ઓહંગ પ્રણવની હદ પુરી થાય અને ત્યાંથી સોહંગ પ્રણવનો પ્રારંભ થતો હોય એ બન્નેની સંધીમાં બ્રહ્મરંદ્ર આવેલું છે. તે દિવ્ય તખત પર નિજસકર્તા પતિનો સ્વજાતિય અંશ આવીને બિરાજમાન થયો. તે અંશની ચૈતન સત્તાના પ્રકાશથી સહસદળ કમળની

પાંખડીઓ ખીલી ઊઠી. તેની અતિ ઉત્તમ સુગંધી ભ્રમરની જેમ લઈને અંશ તૃપ્ત થયો અને તે નિરંજન પુરુષની નૂરભુમીકાનો અધિપતી બનીને રાજ કરવા લાગ્યો.

**दश परकार नाद अनहदके, झडन लगे तेही बेरी।**
**झालर आध्य बंसी सरनायन, हवीतव नादने फेरी।। (६९)**

જ્યારે કરૂણેશ કૈવલપતિનો અંશ નિરંજન પુરૂષની નુરભુમિકાનો નિવાસી થયો. ત્યારે ઝાલર, બંસરી, શરણાઇ, નોબત, નગારા, ભેર, ભુંગલ, અનહદ નાદની આદ્યે દશે પ્રકારના નાદોની ઝડીઓ થવા લાગી.

**रहत सदा तन भर अचळीत जांहां, करी मोई अंश नीवासुं।**
**झगमग ज्योत प्रकाश परममें, अहोनीश रहत हुलासु।। (७०)**

"કરૂણેશપતિ કહે છે કે," આ તનનો અવધિકાળ આવી રહે ત્યાં સુધી મારી સ્વજાતિનો ચૈતન અંશ બ્રહ્મરંધ્રમાં અચળ પણે બિરાજે છે. ત્યાં અખંડ ઝગમગતી જ્યોતના પ્રકાશમાં નિત્ય અહોનિશ આનંદ કરે છે.

**दश इंद्री अंतस गुण गणके, ओरू तनके मद जांही।**
**सहीत विकार प्रणव उचरनके, करीत प्रवेश न तांही।। (७१)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," દશ ઇન્દ્રિઓ, ચાર અંતસકરણ, ત્રણગુણ અને ત્રણગણનો જ્યાં સુધી પસારો થયો છે. તેમજ વિકાર યુક્ત પ્રણવમાંથી શબ્દના ઉચ્ચાર સાથે મનનો અમલ પહોંચતો હોય ત્યાં સુધી મારો અંશ પ્રવેશ કરતો નથી.

**ओर अनेक वीकार विपुनके, अनीत असत अहंकारू।**
**अमीत राज मोइ अंशनके लग, तेही नही करीत पसारू ।। (७२)**

"નિજ કૈવલપતિ કહે છે કે," અનેક પ્રકારના વિકાર યુકત દશ્યદેહના અનિત્ય તત્વોનાં સત્ય પણાનો જ્યાં સુધી અહંકાર રહ્યો છે. તે જ્યાં જે ભૂમિકામાં ચૈતનઅંશ

અમાપગતિનું રાજ કરે છે ત્યાં ચૈતનઅંશના સામ્રાજ્યમાં અહંકાર સંયુક્ત અનિત્ય તત્વો પ્રવેશીને પસારો કરી શકતા નથી.

**नीसंख थको नरभे नरवेवै, अंश सजात हमेरी।**

**सुरत नुरत सोहागण सहीतम, जीनकी सेव सनेरी।। (७३)**

"આદ્ય સકર્તા પતિ કહે છે કે," નિસંખ પણે નિર્ભય દેહ રહિત ઉમર કે અવધિકાળ સિવાયનો મારો સ્વજાતિય અંશ નૂરભુમિકામાં બિરાજીને રાજ કરે છે. તે રૂપ અરૂપથી રહિત નિજજાણ સ્વરૂપે હોય, સુરત-નુરત સાહેલીઓ જેની સ્નેહપુર્વક સેવા કરે છે.

**सहेस्त्र कमळकी बीच तखतपर, ब्राजीत आसन रचवी।**

**अेही परकारन रहत नीरंतर, अमी अविलोकन अचवी।। (७४)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારો સ્વજાતિય અંશ તનના શિખરે જ્યાં સહસ્ત્ર દળ કમળની મધ્યમાં દિવ્ય તખત રચવામાં આવ્યું છે. તેના ઉપર બિરાજમાન થઈને તે ચૈતનઅંશ અહોનિશ નિરંતર પણે અજરાઅમર અમીનું પાન કરે છે.

**अमी वीतसो कमळन मकरंदकी, अंकुर उभे पोखनही।**

**नरमादा बीजग बिंदुनके, पकीतव जीनु सोखनही।। (७५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," તે ચૈતનઅંશ જેવી રીતે ભ્રમર કમળની સુગંધી લેતો હોય છે. તેજ પ્રમાણે અંશ અમીનું પાન કરે છે. તેજ અમી વડે સંસારની ઉત્પત્તિના મુળ કારણરૂપે નરમાદાના બન્ને અંકુરો રહ્યા છે. તેને પોષણ કરે છે. એ નરમાદાના બિંદુ-બિજગ રૂપે જ્યોતિ સ્વરૂપમાં મળીને રહ્યાં હોય, તેને પરીપકવ કરવાનો ચૈતન્ય અંશને ઘણો શોખ છે.

**तेही बीजग बिंदुके हवीतव, कमळ पंखुरी मांही।**

**जेही दाहन बायनकी वीगतव, तेही तुज कहुं समजाही।। (७६)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! કમળની હજાર પાંખડીઓમાંથી બિજગ બિંદુની ઉત્પત્તિ થાય છે. તે ડાબી અને જમણી પાંખડીઓનાં બિજગમાંથી જે હકીકત બને છે. તે વિગતવાર કહીને તમને સમજાવું છું.

**कमळ सहेस्त्र अद भाग पांखुरी, दाहन होत नर बीजुं।**
**वाम भागकी रही तेहुनमें, मादा मेद सबीजु।। (७७)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે," બ્રહ્મરંધ્રમાં સહસ્રદળ પાંખડીનું કમળ આવેલું છે. તેમાં અર્ધી પાંખડીઓ જમણી બાજુ અને અર્ધી પાંખડીઓ ડાબી બાજુ આવેલી છે તે જમણી બાજુની પાંખડીઓમાં પુરૂષોની ઉત્પત્તિના બિજગ બિંદુઓ આવેલા હોય ડાબી બાજુની પાંખડીઓમાં માદાના બિજગો રહેલા છે.

**अेही परकार मनुस तनु बीजग, सहेस्त्र कमळ दळ होई।**
**पके सोई मकरंद अमीनसे, कहीत आगु हम सोई।। (७८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સહસ્રદળ પાંખડીઓમાં મનુષતનુની રચનાના બિંદુ બિજગો ઉત્પન્ન થાય છે. જેમ ભ્રમર કમળની સુગંધ લેતો હોય. એવી રીતે અંશ અમીનું પાન કરીને નરમાદાના બિજગ બિંદુઓને પરીપકવ કરે છે તે હકીકત અમે સર્વજ્ઞ ગતિવાળા હોવાથી ઉપર આગળની ચોપાઇઓમાં કહી બતાવી છે.

**तेही बीजग रतिपति अवीलोकीत, वंकनाळ झरी आवे।**
**परत मातके कमळ पोमीपर, के दाहनके वावे. (७९)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," રતિપતિ એટલે નરનારી અવલોકન પુર્વક સંજમ કરે છે. ત્યારે બ્રહ્મરંધ્રમાંથી બિજગ બંકનાળના રસ્તે ઉતરી આવે છે. તે ડાબી બાજુનુ હોય કે જમણી બાજુનું હોય તે માતાની કમળરૂપી ભુમીમાં જઇને પડે છે.

**झरीत बीज जेही शीखर कमळसे, हवीत कुन अनुकरमे।**
**परत लेत कुन चाह करीनके, मातु कमळ उदरमें।। (८०)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," બ્રહ્મરંધ્રના શિખર કમળમાંથી જે બિજગ ઝરે છે. તે પુરૂષની ઉપસ્થ ઇન્દ્રિ દ્વારા આવી પહોંચે છે. તેને ઝીલવાની માતાના કમળમાં ચાહના કોણ કરે છે ? તેનો ખુલાસો કરી જણાવું છું.

**पिता ईन्द्रि उतपान कमळसे, करीतव काम नीवासु।**
**नाभी कमळ रजो कमळ बीचनके, मुंडीत, सरंग अवीकासु।। (८१)**

"કરૂણેશ પતિ કહે છે કે," પિતાની વિષય ઇન્દ્રિ જે રજોગુણના નામથી ઓળખાય છે. તે ઉપસ્થ કમળમાં આવીને કામદેવે નિવાસ કર્યો. તે ઉપસ્થ અને નાભિ કમળના વચ્ચેનો માર્ગ મુંડીત એટલે બંધ પડેલો હોય સરંગ અવિકાસું એટલે સંકુચિત યાને રૂંધાયેલો છે.

**तब उभय कमळनके अजंपा, रोकीत पाय गवनही।**
**उरध गामी जेही हुते जावनके, उलटे अघो पवनही।। (८२)**

"નિજ સકર્તાસ્વામિ કહે છે કે," જે ઉપસ્થ દ્વાર એટલે રજોગુણી કમળ સ્વાધિષ્ઠાન ચક્રના નામથી ઓળખાય છે. અને નાભિકમળમાં મણિપુરચક્ર આવેલું હોય, એ બંને ચક્ર કમળના અજંપા ઉર્ધ્વગમન કરવાવાળા છે. તે ઉર્ધ્વગમન નહિ કરતાં વિશેષ કામદેવનું બળ વધી જવાથી, રોકાઈને અધોમુખી વંકનાળના માર્ગે જવા પ્રેરાય છે.

**तेही पवन जेही प्रणव उलटसे, अकळीत भये अतंतु।**
**अनंग जोस मही हुवे अेकायन, मलीतव कीये मतंतु।। (८३)**

"નિજ કૈવલપતિ કહે છે કે," તેહી પવન એટલે જે પ્રણવ ઉર્ધ્વ દિશામાંથી પાછો વળીને નાભી કમળમાં રોકાયો. તેથી અતિ અકળાયને મહા બળવાન થયો. એવી જ રીતે અનંગ એટલે કામદેવનું બળ અધિકા અધિક વધી ગયું. એ બંને બળ સંયુક્ત મળીને એકમતવાળા થયા.

**तेही मततंर जुगल जोरसे, भवीतव प्रणव सचेतु।**
**गुदा कमळ बीच मेरू दंडमुख, तीनके भये सवेतु।। (८४)**

"નિજ સર્જનહાર સ્વામી કહે છે કે," એકમતે મળેલા કુંભક પ્રણવ અને કામદેવએ બન્નેનું અતિશય બળ વધી જવાથી પ્રણવ સચેતન થાય છે. ત્યારે ગુદા કમળની મધ્યમાં જ્યાં મેરૂદંડ એટલે બંકનાળનું મુખ આવેલું હોય, પ્રણવ તે મુખનો જાણકાર થાય છે.

**हवीत वेत जबी अनंग जोसमील, समळीत हुवे सहीरू।**
**होय हुशीयार यारी समदायक, अनंग सहेत अमीरू।। (८५)**

"કરૂણેશપતિ કહે છે કે," તે પ્રણવને અનંગનું અધિકબળ પ્રાપ્ત થવાથી સમળીત એટલે એકમેક પણે મળી જઇને પ્રણવ મહાન દૈવત વાળો થયો. તે દૈવતવાળા સહિર પ્રણવમાં અતિ હોંશિયારી યારી (વનીતા) સાથે વધી જતી હોય તેની સાથે સંબંધ જોડીને અનંગ હેત સહિત અતિ ઉમંગી બનીને અમીરી ધારણ કરે છે.

**तेही सहेत मीलत अेकतासे, अती आक्रंत धरेहु।**
**तेही उभयन आक्रंत हवीनसे, नरी मुख छेद करेहु।। (८६)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," ઘણા હેત પુર્વક નર માદા પરસ્પર એકતા રૂપે મળીને અતિ આક્રંત ધારણ કરે છે. ત્યારે જે અનંગ દેવની વિષય ક્રિયાના અતિ જુસ્સાનો વેગ વધી જવાથી, વંકનાળના મુખનું છેદન કરે છે.

**मेरूदंड ओरु वंकनाळके, अेकही अर्थ अभेदु।**
**उलट सुलट फेरी केहन परतहे, समजित सुलभ सभेदु।। (८७)**

"કરૂણેશ પતિ કહે છે કે," મેરૂદંડ અને વંકનાળ વસ્તુતાએ એક જ છે. પરંતુ તેનો ઉલટ સુલટ શબ્દનો ઉચ્ચાર કરવાથી એક જ વસ્તુના બે નામ પાડેલા છે. તે સુગમતાથી શબ્દના ભેદને સમજી શકો. એવી રીતે ખુલાસો કરી બતાવ્યો છે.

**मेरू दंड मुख छेद करीनके, प्रणव पवन पसरेहु।**
**वंकनाळ होई गये सुनसर, जांहांनीज जोत झरेहु।। (८८)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે," મેરૂદંડના મુખનું છેદન કરી પ્રણવે વંકનાળના માર્ગે પ્રવેશ કર્યો. તે વંકનાળના માર્ગે ગમન કરીને જ્યાં શુન્ય શિખરમાં નિજ જ્યોત ઝગમગી રહી છે. તે ભુવનમાં પ્રણવ પહોંચી ગયો.

**तेही जोतकी सीखा अडोलीत, डोलीत प्रणव पवनसे।**
**जेही तरप मुलकाय दीपसग, तेही गम तपत अगनसे।। (८९)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે બ્રહ્મરંધ્ર ભુવનમાં ઝગમગતી જ્યોતિની શિખા અડગ પણે રહેલી છે. ત્યાં જઇ પ્રણવે જે તરફ જ્યોતિને ઝુકાવી તે તરફનું અનંગ કામદેવ રૂપી અગ્નિના તાપથી તપીને બિંદુ બિજગ પીગળવા લાગ્યું.

**दाहन वायक कही हुती पंखुरी, सुनके सहेस्त्र कमळकी।**
**जेही गमके तप प्रसीत कमळ दळ, तेही प्रगळीत होय चळकी।।(९०)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," બ્રહ્મરંધ્રમાં હજાર પાંખડીનું કમળ આવેલું છે. તે જમણી કે ડાબી બાજુની પાંખડી કામદેવના તાપથી તપે છે. તેમાંથી બીજગ બિંદુ ઓગળીને ચલીત થાય છે.

**चळकीत सो निज बीज अंकुरकी, हीरणीत अनंग प्रणवते।**
**गरीत गरीन से अधो मुखन होय, वंकनाळ गती हवते।। (९१)**

"કરૂણેશ પતિ કહે છે કે," પ્રણવ સાથે કામદેવ એકમેક પણે મળીને તે બિંદુ બીજગને તપાવીને ચલીત કરે છે. તે ચલીત થયેલું વીર્ય વંકનાળ ના રસ્તે નીચે ઉતરી આવે છે.

**रजो इन्द्रि गुण कमळ ओळंगीत, खलीत कमळरज खेतु।**
**रखत ईचरतु मात कमळकी, अरस परस होई हेतु।। (९२)**

"આદ્ય સકર્તા સ્વામી કહે છે કે," જ્યારે પુરુષની રજોગુણી ઈન્દ્રિ સ્રી સાથે સંજમ કરે ત્યારે તેના ભગદ્વારને ઓળંગીને અંદર પ્રવેશ કરે છે. તે સમયે પુરુષની વિષય ઈન્દ્રિમાંથી

વિર્ય સ્ખલીત થઇને સ્રીના કમળરૂપી ક્ષેત્રમાં સમર્પણ થાય છે. જેથી નરનારીનું પરસ્પર બેહદ હેત વધી જાય છે.

**झरीत बीजग जेही शीखर कमळसे, कहीत कुन अनुकरमुं।**
**दीये उत्तर तेही कुवेर तोयनकु, विविधी भात करीमरमुं।।  (९३)**

"નિજ કરૂણેશ કૈવલપતિ કહે છે કે," બ્રહ્મરંધ્રનાં શિખરમાંથી બિંદુ બિજગ ખરે છે. તેનો અનુક્રમ જગત રચાયું ત્યારથી અત્યાર સુધી કોઇ પણ કહી શકયું નથી. તેનો અતિગુપ્ત અલૌકિક મર્મ વિધવિધ પ્રકારના ખુલાસા કરીને હે પરમ વિશેષ અંશ સત્ શ્રીમંત કુવેર તમારા ઉપર અતિ પરમ હેત લાવીને એ અગમ્ય ગતિની જાણ મેં તમને જણાવી દીધી છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે ગર્ભગોષ્ટી સારાંશકો સપ્તદશ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ.**

# સિદ્ધાંત-૧૮

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તા મહેરબાનકી સ્તુતિકો અષ્ટાદશ સિધ્ધાંત નિર્ણય**

શ્રી કરૂણેશ ઉવાચ

**अब पुनी बुज होय कछु बाबज, साबज करी तोयनकु ।**
**सब वीधी समज बतावुं फेरीनके, बुजन परे मोयनकु ।।  (१)**

" કરૂણેશ પતિ કહે છે કે, " " હે પરમ વિશેષ અંશ" ફરીથી જે કંઈ હકીકત જાણવાની ઈચ્છા હોય તે પુછ, જે તમને સંશય રહીત સાબીત કરી આપીશ અને સર્વ પ્રકારની સમજ પડે એવી રીતે કહી બતાવીશ કે ફરી મને પુછવું પડશે નહી.

ધીમંત કૃપાનિધિ ઉવાચ

**अहो स्वामी तुम हवीत हेतारथ, मुज पर महेर अनंतु ।**
**अबकी बेर बुजन परी उतर, देहु तुम सामरथ वंतु ।। (२)**

"હે સર્વેશ્વર સ્વામી " ! મારા ઉપર અતિ પરમ હેત લાવીને અનંત મહેર કરી છે. તો હવે જે સમજવાની મને ઈચ્છા થઈ છે તો કૃપાવંત થઈને હે સમર્થ ધણી તેનો યોગ્ય ઉત્તર આપશો.

**अति अपरम तुमेरी गतकी अत, नीगम लहे नही अंतु ।**
**आद्य अंत मध कोहुन पावत, तुम घर रहेन अेकंतु ।। (३)**

"હે સકર્તા સ્વામી " આપની ગતિ અપાર અને અનંત હોવાથી વેદો વર્ણન કરી અંત લાવી શકયા નથી. આદ્ય, અંત અને મધ્યમાં આપને કોઈ પ્રાપ્ત કરી શકેલું નથી. એવા સિર્ગુણ નિર્ગુણની પાર આપ એકાંત નિજ ઘરમાં અખંડ બિરાજો છો.

**तेही तुम रहेन रहन अविगत घर, अति अगोप अवेवु ।**
**तेही तुम पावो कुन करीयनसे, कहो करूणेश सभेवु ।। (४)**

"હે કરૂણેશ પતિ " જે અવિગત ઘરમાં આપ અવધિકાળ રહીત કાયમ અતિ ગુપ્તપણે રહેલા છો. જેથી આપના શરણને પ્રાપ્ત કરવાની અમે કઈ કઈ ક્રિયા કરીએ તે મર્મનો ખુલાસો કૃપા કરીને કહી જણાવો.

શ્રી કરૂણેશ ઉવાચ

**अेही नही कहेन बने हमसे गत, नीज मुखसे आपनेही ।**
**आपना आपनके भलपणकी, अे भव कीये कीनेही ।। (५)**

"કરૂણેશ પતિ કૃપાનિધિને કહે છે કે," મારા નિજ પદની પ્રાપ્તિ કેવી રીતે, કઈ ગતિ અને કયા સાધનથી થઈ શકે? એ મારા મુખથી કહી શકાશે નહી. કારણકે આ ભવમાં પોતાના ભલપણની પ્રશંસા કોણે કરી છે? કદાચ કોઈએ આ ભવમાં કરી હોય તો તે મિથ્યા છે.

**अति अभिमानी कहे हुसे पण, तेही न अंत सराइ ।**
**हरणाकंश कंश रावणकी, अनहुत गये मराइ ।। (६)**

આ પૃથ્વી પર રાવણ, હિરણ્યકશિપુ, અને કંશ એ અતિ અભિમાની થઈ ગયા. તેમણે અવતારી ઈશ્વરોની સાથે હરીફ કરીને પોતાના નામની માળાઓ ફેરવાવી. પરંતુ છેવટે માર્યા ગયા છે. તેમની કોઈએ પ્રશંસા કરી નથી.

**हमेरे शीर पर कोहु नही कीत, जो कहुं तो हम तेसा ।**
**पण सोभीत नही सहीर हेतुके, दासनके दल जेसा ।। (७)**

કરૂણેશ પતિ કહે છે કે, અમારા શિર પર બીજો કોઈ છે જ નહી. અમે જેવા છીએ તે પ્રમાણે કહીયે તો અમને છાજે તેવુ છે, પરંતુ એમ કહીયે તો અમને શોભે જ નહી. એટલાજ માટે જે સહીર હેતુ એટલે અમારી સર્વજ્ઞ ગતિને પામવાની ઈચ્છાવાળા પ્રેમીજનને એટલુંજ કહું છું કે, જેવા ભાવવાળા દાસનું દલ તેવો જ હું છું.

**तेही माटे हमकु पावनकी, तोही वदन विगताइ ।**
**हमसे प्रेम सहित उचरनकी, मोइ मुख नही सहाइ ।। (८)**

પરમ પતિ કહે છે કે, મારા નિજ પદને પામવાની તમારા મુખ દ્વારા વિગતવાર અનુભવ વાણીનો ઉપદેશ જીજ્ઞાસુજનોને મળતા અમને જાણશે અને અમારુ લક્ષ ભજન કરશે. પરંતુ અમારાથી પ્રેમ સંયુકત ઉચ્ચાર કરીને કહેવાનું યોગ્ય ગણાય નહી.

**तबतो बने तो बने तोयनसे, मोइ पावनके पेजु ।**
**भाव प्रित हेतन रसबसके, वचन सवेत सहेजु ।। (९)**

અમારા કૈવલ પદને પામવાનો જ્ઞાન માર્ગ ખુલ્લો થાય તો તમારાથીજ થઈ શકે તેમ છે. કારણકે, તમો અગમ ગતિની અકળ કળાના જાણકાર હોવાથી જીવોને શુધ્ધ જાગૃત કરી શકશો. તમારા જ્ઞાન રહસ્યથી ભરેલા વચનો ભાવ પ્રિત સંયુકત હેતરત રસબસ કરી નાંખે તેવા હોય. જીજ્ઞાસુ જનોના હૃદયના ભીજાવી નાંખશે.

**हेज भरीनके वचन तोयनके, जनकु प्रिय लगेहु ।**
**हरस भर्या सब करे विलोकन, धरी आरत उरजेहु ।। (१०)**

હે પરમ વિશેષ, તમારા વચનો જ્ઞાનામૃત હેજથી ભરેલા હોય, સાંભળતાની સાથેજ જીજ્ઞાસુ જનોને અતિ પ્રિય લાગશે. ત્યારે એવા અધિકારી હર્ષભર્યા કલ્યાણકારી વચનોની ખોજ કરશે. તેના હૃદયમાં પતિ પદને પ્રાપ્ત કરવાની આરત અહોનીશ જાગ્રત રહેશે.

**इष्टदेव अनुसुतके वायक, लायक सर्व जनाने ।**
**भाव भर्या भोजन वत अचवीत, आरत करी मनाने ।। (११)**

સામાન્ય વિશેષ સર્વે અંશોના સજાતિય આદ્ય ઈષ્ટદેવ કૈવલ કર્તા છે. તે કૈવલકર્તાનાં ઘરનું આમંત્રણ પરમગુરુની એકતામાં રહીને તેમની ગતિ દ્વારા જગતનાં જીજ્ઞાસુ લાયક જનોને વાયક અપાવ્યુ છે. જેમ કોઈ મનુષ્યને પ્રેમથી મન ભાવતા ભોજન મળે તો હરખભેર આરોગે છે. તેવી રીતે જ્ઞાન ભકિત વૈરાગ્યનું ભોજન જે કોઈ આરતવાન સંત સજ્જન જમશે. તેની ભવોભવની ભુખ ભાંગી જશે.

ધીમંત કૃપાનિધિ ઉવાચ :

**अहो स्वामी करूणेश करामल, हमसे अरस परसही ।**
**महेरबान होय वदे वचन तुम, हम पर धरीत हरसही ।। (१२)**

અહો હે સકર્તા સ્વામિ મારા ઉપર મહેર કરીને આપની અકળ કળાની ગમગતિ મને બક્ષી છે. આપ હરખ ધારણ કરી, મારી સાથે અરસપરસ રહી, મારા અંતરમાં વસીને અલૌકિક વચનોનો ઉચ્ચાર કરાવો છો.

**तो हम क्यौं न करे तुमेरी कही, साम्रथ तुम शिर सोइ ।**
**उपर रही उचरावो अविगत, गत मोइ देही सकोइ ।। (१३)**

હે સકર્તા પતિ મારા શિર પર તમો સમર્થ સ્વામી છો. પછી આપનું કહેવું હું કેમ ન કરું? અને આપ મારા શિર પર રહી સર્વજ્ઞ ગતિ આપીને અવિગત વચનોનો ઉચ્ચાર કરાવો છો. જેથી તે સત્ય વચનો દ્વારા નિજ લક્ષનો બોધ આપી ભવભરના જીવોને જાગ્રત કરી શકીશ.

**जबतो मेरे हरदे कमळमे, रहो नीरंतर आपु ।**
**जेही जेही वचन वदु विगतवके, साम्रथ तुम परतापु ।। (१४)**

"હે સકર્તા સ્વામી " જયારે આપ મારા હ્રદય કમળમાં આવીને નિરંતર બિરાજો છો. ત્યારે આપ સામ્રથના પ્રતાપથી આપનપુ અને પતિપદની પ્રાપ્તિના જ્ઞાનથી, ભરેલા સત્ય વચનો વિગતવાર ઉચ્ચાર કરીને જગતનાં જનોને જરૂર જણાવીશ.

**तुमेरी कृपा थकी करूणेशर, भइ गति अगम अपारे ।**
**ज्यौं रविकी करूणाय करणसे, सर्वकु नेन निहारे ।। (१५)**

જેવી રીતે સૂર્યના કીરણોનો પ્રકાશ ચક્ષુ ઉપર પડવાથી સર્વત્ર સ્પષ્ટ જોઈ શકાય છે. તેવીજ રીતે આપની કરૂણાના કિરણોનો પરમ પ્રકાશ મારી નિજ જાણના નેત્રોમાં પડવાથી હું અતિ અપાર સર્વજ્ઞ ગતિવાળો થયો છું. જેથી આરપાર જોઈને યથાર્થ જાણી શકું છું.

**पुनी तुमही सतवंत सतासे, मोइ अंतस भये सचही ।**
**ज्यौंते लोह चलत चुंबकसे, ज्यौं नचवो त्यौं नचही ।। (१६)**

હે કરૂણેશ પતિ આપનાં સત્ય સ્વરૂપની સત્તાથી મારુ અંતસકરણ અતિ સચેતન થયુ છે. જેવી રીતે ચુંબકની સત્તાથી લોખંડની પુતળી ચલીત થઈ ચેષ્ટા કરે છે. તેવી જ રીતે આપ ચુંબકવત હોય, આપની ગતિની પ્રેરણા દ્વારા જેમ તમે કહો છો તેમ હું કરુ છું.

**ओरु तरुवरके बीज सकल हुत, जमीमां जमी समसोइ ।**
**तेही धनके अपसे अंकुरही, उदे हवीत सब कोइ ।। (१७)**

દ્રષ્ટાંતે જેમ સર્વ વૃક્ષ જાતિના બીજગો પૃથ્વીમાં મળીને પૃથ્વીની સાથે સમવત રહેલાં છે. જયારે સઘનઘનમાંથી વરસાદ વરસે છે તે પાણીનું પોષણ મળવાથી તમામ અંકુરો ઉગી નિકળે છે.

**तेही परकारे तुमही आद्य घन, करुणा तोय तुम केरी ।**
**तेही तोय करूणासे उद्दभव, अनुभव गति हमेरी ।। (१८)**

એજ પ્રકારે હે સકર્તા સ્વામી આપ આદ્ય સઘનઘન રૂપ હોય આપની કરૂણારૂપી જળની વૃષ્ટિ અમારા ઉપર થવાથી મારી અપાર અનુભવ ગતિનો ઉદય થયો છે.

**तवते जेही अनुभव गमगतियां, तमो विना तदीप न होइ ।**
**न भवित भवमे तेही भवावन, आप विना कीनुं कोइ ।। (१९)**

તેથી જ આપનું જે કૈવલપદ પામવાનો અગમગતિનો જે અનુભવ આપની કરૂણ વિના કોઈને થતો જ નથી. આ વિશ્વમાં કોઈનાથી ના થઈ શકે તેવું અદ્દભુત કાર્ય આપ જ કરી શકો છો. જે અસંભવતુ સંભવીત કરવા આપ સિવાય બીજો કોઈ શક્તિમાન નથી.

**अनुभवसो उरकी आंखनके, देखन नेनन पाइ ।**
**विधीके वदीत परंतु अगमगम, तांहांके तुम आगवाइ ।। (२०)**

તે સકર્તા પદનો અપાર અનુભવ નિજ અંતરનાં સજાણ ચક્ષુથી થાય છે. તે બાહ્ય ચર્મ દ્રષ્ટિનાં ચક્ષુથી થઈ શકતો નથી. બ્રહ્માજીએ વેદોમાં નેતિનો પોકાર કર્યો. પરંતુ આપનું પદ નેતિની પાર હોય આપનો પ્રત્યક્ષ અનુભવ કરી શકયા નથી. આપની સર્વજ્ઞ ગતિના આપ પોતે જ આગવા હોવાથી આપની કરૂણા વિના આપને કોઈ જાણી શકે તેમ નથી.

**ज्यौं कोइ महेल रचीत मजबुतमे, छपीतव संच बनावे ।**
**तेही संच करनार लहेपण, ओर न कोउ कीनुं पावे ।। (२१)**

દ્રષ્ટાંતે જેમ કોઈ મજબુત મહેલને બાંધનારો કારીગર તેની અંદર ઘણાં ગુપ્ત સંચ મુકે છે, અને જયાં જયાં જે જે સંચ મુકયા છે. તેનો અનુભવ તે મુકનારને જ હોય છે. તેના સિવાય બીજો કોઈપણ જાણી શકતો નથી.

**तेसेही नीज किरतार तमोने, स्रष्ट मेहेल सरजेहुं ।**
**अनंत कोट ब्रह्मांड भरनके, तुम विन करीत न केहुं ।। (२२)**

તેજ પ્રકારે હે સર્જનહાર સ્વામી ! તમે આ સૃષ્ટિરૂપી મહા અદ્‌ભુત મહેલ રચ્યો છે. તેની અંદર અનંત કોટી બ્રહ્માંડોનો સમાવેશ કરેલો હોય તેના કરનાર અને જાણનાર આપનાં સિવાય બીજો કોઈ જ નથી.

**तव तुमेरी करतकी तुमकु, मालुम सब रचनाकी ।**
**थावर जंगम अचर चराचर, कळ कुंची सबताकी ।। (२३)**

"હે સકર્તા પતિ " આ સમસ્ત સૃષ્ટિનાં કરનાર તમે જ હોય,સર્વ રચનાની તમને ખબર છે. સ્થાવર જંગમની આદ્યે સર્વની કળ કુંચી આપે પોતાના હાથમાં જ રાખેલી છે.

**तबते तुम मोइ हरदे हीरणग्रभ,थइने रहो परमेसुं ।**
**जबते लहु संच सब घटके, जेतने भर भव भेसुं ।। (२४)**

"હે સર્વેશ્વર સ્વામી" તમે મારા નિજ હૃદયમાં એકમેક થઈને રહો, જેથી ભવભરનાં તનુધારી સર્વ જીવોનાં ઘટોઘટમાં ગોઠવાયેલા સંચોની હકિકત જેમ છે તેમ યથાર્થ રીતે જાણી શકું.

**अगम नीगमकी सुज पडे मोइ, तुमसे तुम पावनकी ।**
**अहो धन्य मेरे अेही विधसे, खातर हवे खावनकी ।। (२५)**

"હે સકર્તા સ્વામિ " મારા અંતર હંગમાં આવીને બિરાજમાન થયા જેથી મને જે પદમાં વેદની ગતિ પહોંચી શકતી નથી. એવા અગમ્ય પદની શુધ્ધ સમજ પડી છે. તમારી કરૂણાથી તમારા સત્ય સ્વરૂપને હું પામી શકયો છું. અહો ધન્ય છે, જે આપની અલૌકિક રીતને કે આપ નિજ ધણીને જેમ છે તેમ જાણીને તૃપ્ત થયો છું.

**अेही विधी साहन हवे तमनकी, कहुं चाहायसो हमही ।**
**नीडर थको निसंख वदु मोइ, जब मुजमे होय तुमही ।। (२६)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! તમારી પૂર્ણ સહાયતા મારા ઉપર થઈ છે. તો હું જે જે ચાહુ તે કરી શકુ તેમ છુ. કારણકે આપ મારા અંતર હંગમાં આવીને બિરાજમાન થયા છો. જેથી નિસંકપણે નિડર થઈને નિર્ભય વાણીનો ઉચ્ચાર કરી આપના કૈવલ પદની પ્રાપ્તિનું લક્ષ જ્ઞાન આપી ભવભરના જીવોને માયાના બંધનમાંથી મુક્ત કરી શકીશ.

**जेही परकार देव कोइ दलमां, करी परवेश कहेहु ।**
**तीनुं फळके फरमायल मुखकु, संसे नही रहेहु ।। (२७)**

જેમ કોઈ મનુષ્યનો ઈષ્ટદેવ તેના દિલમાં પ્રવેશ કરે છે. ત્યારે તેને કોઈ કાર્ય ફળનો પ્રશ્ન પુછે તેને દેવનાં ફરમાન પ્રમાણે વાણીનો ઉચ્ચાર કરીને કહે છે. તેમાં જગતના જનો સંશય રાખ્યા સિવાય વિશ્વાસ લાવે છે. એવી રીતે, હે કરૂણેશપતિ ! તમે મારા અંતર હૃદયમાં બિરાજમાન થઈને નિજ લક્ષ જ્ઞાનના અનુભવનો ઉચ્ચાર કરાવો છો. જેથી કોઈ પરમ મોક્ષની ઈચ્છાવાળો જીજ્ઞાસુ જન પ્રશ્ન પુછે તેને યોગ્ય જવાબ હું આપીશ. જેથી કૈવલ લક્ષ ગ્રહણ કરીને પરમ વિશ્વાસ લાવી તમારા ચરણ કમળનો અનુરાગી થશે.

**अब मोइ हुइ हुसीयारीन तुमकी, हमकी कछु न काइ ।**
**मेरेतो उबरीत अेही हांसल, हमसे तुम पतिआइ ।। (२८)**

મારી પાસે મારુ કહી શકું એવું કંઈજ નથી. પણ તમારી કરૂણાથી મારામાં હોશિયારી આવેલી છે. મને તો એ પરમ લાભ મળ્યો છે કે મારા ઉપર તમને પરમ વિશ્વાસ આવ્યો છે. એ કંઈ કમતિ કહેવાય નહી.

**नहितरतो तुम अखील लोकके, इष्ट सकल छेवट ही ।**
**ब्रह्मादिक भव आद्य सुनक ल्यौं, ते ही तुमके गुण रटही ।। (२९)**

સમસ્ત વિશ્વનાં સર્જનહાર સર્વલોકની પાર છેવટના સ્વધામમાં પોતે બિરાજેલા છો. એ આપના પરમપદને પામવા અર્થે બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર અને સનકાદીકો વગેરે આપના પરમ પવિત્ર નામનું રટણ કરી ગુણ ગાઈ રહ્યા છે. નહિતર તો કોઈ યાદ કરે નહી.

**तो तिनसे तुमही दुरलभही, सुरलभ भये हमनसे ।**
**ज्यौं चीडीया पर महेर करीनके, नीधी अेकताय तेहुनसे ।। (३०)**

સનકાદીકો જે ઉગ્ર તપ કરીને આપના નિર્મળ નામનો જાપ જપે છે. છતાં આપનું દર્શન તેમનાં માટે દુર્લભ છે. પરંતુ મને તો આપની કરૂણાએ સહેલાઈથી પ્રાપ્ત થયા છો. દ્રષ્ટાંતે જેમ ચકલીને પાણીનાં એક ટીપાની જરૂર છે. અને તેની પાસે આખો સમુદ્ર ઉમટીને આવે એ ભાગ્ય કંઈ ઓછું કહેવાય?

**मैं चीडीया तुमही घनके सम, अढळक ढळे अपारु ।**
**कही शकु मोइ मेहेर समाइत, तुमही अपरम पारु ।। (३१)**

હું ચકલી સમાન હોય, આપ પોતે સઘનઘન રૂપે છો. આપની અપાર કરૂણા મારી ઉપર અઢળક ઢળી છે. તે અપરંપાર હોવાથી મારા અલ્પ હૃદયમાં કેવી રીતે સમાવી શકું?

**वारमवार कहुं करूणानीध, मोइ कंचीतकु तुमही ।**
**हुंते सनाथ नाथ कीये सन्मुख, सुक्रित पार न हमही ।। (३२)**

" હે કરૂણાનિધિ કરૂણેશ " હું કિંચિત માત્ર હોવાથી વારંવાર આપને શું કહી શકું? આપ સમસ્ત લોકના સનાથ હોય, હે નાથ પરમ કૃપાવંત થઈને મને આપની સન્મુખ રાખ્યો. જેથી મારા સુક્રિતનો પાર પામી શકાય તેમ નથી.

**अब मोइ छके सकल नीधी मगके, तुमी छकावन हारे ।**
**कहे कुवेर हेर भव देखीत, तुमहु न मोइ समपारे ।। (३३)**

"હે સકર્તા પતિ" સર્વે ઘાટો ને પોષનાર જે ચૈતન ચિદ્ સાગરરૂપ આપની અમાપ ગતિના અનુભવનો જ્ઞાનમાર્ગ, એ જ્ઞાનમાર્ગની મને સંપૂર્ણ ગતિ આપીને છકાવી દીધો છે. અને છકાવનાર આપ મને મળ્યા છો. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામીજી કહે છે કે, જ્ઞાન દ્રષ્ટિએ ભવભરને નિહાળી જોતા નિશ્ચય થાય છે કે, આપ સિવાય મને પાળનાર અને પોષનાર બીજો કોઈ જ નથી.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તા મહેરબાનકી સ્તુતિકો અષ્ટાદશ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

# સિધ્ધાંત - ૧૯

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે સસૂઝ સૂઝકો નવદશમ સિધ્ધાંત નિર્ણય.**

ધીમંત કૃપાનિધિ ઉવાચ :

**अब मोइ कछु काय अभिलाषीत, रही नही रति रजकी ।**
**आद्य अंत मधके उत इतकी, पाइ पहोंच समजकी ।। (१)**

પરમ કૃપાનિધિ કહે છે કે હવે મારા અંતરમાં કંઈ પણ જાણવાની ઈચ્છા રજ માત્ર પણ રહી નથી. જગત રચનાની આદ્યથી લઈ મધ્ય અને અંત સુધીની હકીકત જેમ છે તેમ જાણી શકયો છું. તેમજ મૃત્યુલોકથી લઈ ચૌદલોક પર્યત આદ્યશકિત અને નિરંજન સુધી પહોંચવાની શુધ્ધ સમજ મને પ્રાપ્ત થઈ છે.

**दिव्य द्रष्ट देखीत सचराचर, करीत सुरत सकरमकी ।**
**अहो धन्य कया कहुं करूणाकर, तुम जेही मीलो धरमकी ।। (२)**

સકર્મકી એટલે નિજ લક્ષની દિવ્ય દ્રષ્ટિએ સ્થાવર જંગમની આદ્યે સમસ્ત વિશ્વને નિહાળી નિર્ણય કરી જોતા જણાયું કે, અહો હે ધન્ય કરૂણાના કરનાર હું કઈ ઉપમાઓ આંપીને વર્ણન

કરી શકું? આપનાં પદનું વર્ણન કરવા વાણી પણ પહોંચતી નથી. સર્વોપરી અને સર્વશ્રેષ્ઠ સાચો ધર્મ એજ છે કે જે ધર્મનું આચરણ કરવાથી આપ સકર્તા પતિનો સાક્ષાત્કાર થાય છે.

**अे भवके जेही धर्म अनेकही, करम कांडके सबही ।**
**करी करी मुवे सकल जगके जन, तुमकु मीले न कबही ।। (३)**

જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી ભવભરનાં મનુષ્યો કર્મ કાંડના અનેક મતપંથોમાં જડ ઉપાસના કરી કરીને અસંખ્ય લોકો મરી ગયા છે. પરંતુ હે સકર્તા સ્વામિ આપને કોઈપણ પ્રાપ્ત કરી શકયાં નથી.

**लोक सकल तो करीत उपासन, पावन गुण अवतारु ।**
**पुनी राखतहे लक्ष ब्रह्मके, ते नही भव स्रजनारु ।। (४)**

વિશ્વભરના સર્વે લોકો ગુણના અવતારી ઈશ્વરોને ઈષ્ટ માની રામ કૃષ્ણની ઉપાસના કરે છે. ફરીથી તે અકર્તા બ્રહ્મનો લક્ષ પણ રાખે છે. પરંતુ સિર્ગુણ કૃત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મનું આ જગત સર્જેલુ નથી.

**अेही उभयनमे कोउ निजपत नही, गुण ओरु ब्रह्म अकर्ता ।**
**अक्रत ओरु गुणके प्रतिपादन, कोहु न लहे सकर्ता ।। (५)**

સગુણ પક્ષમાં દશ અવતારોથી લઈ ત્રણ ગુણના દેવ, આદ્યશકિત અને નિરંજન સુધી એ સર્વે કર્તાનું કૃતજ છે. અને નિર્ગુણ બ્રહ્મ અકર્તા સર્વ વ્યાપક હોય, જડવત છે. એ બન્નેમાં જગતને ઉત્પન્ન કરવાની સક્રિયગતિ, મહાદ ચૈતનતા, અને સજાણ પણું છે જ નહી. એ સગુણ નિર્ગુણમાં નિજપદ ઉગરતુ નથી. એ કૃત અકૃતને નકકી કરી માનવાવાળા કદાપી સકર્તાને પામી શકશે નહી.

**बीनुं आपने नीज करन सकरता, अनहुत कुन उपासे ।**
**ज्यौं बालक आपनी जायन तज, परसे क्यौं विलखासे. ।। (६)**

જે આપણને ઉત્પન્ન કરનાર સજાતિય સકર્તાપદ નથી, અનહુત એટલે થોડા સમયમાં નાશ પામવાવાળા હોય, તેમની ઉપાસના શા માટે કરવી જોઈએ ? જેવી રીતે કોઈ બાળક પોતાની માતાને તજી દઈ બીજી અપર માતા પાસે જઈ વલખાં મારે તો પણ તે માતા બાળક ઉપર હેત લાવીને તેનું દુઃખ નિવારી શકતી નથી.

**तेसेही तुम करता नीज जायन, जीव सकल अंशनके ।**
**तेही होय गये उपासन अनके, तुमकु नही पायनके ।। (७)**

તેવીજ રીતે નિજ સકર્તા સ્વામિ સર્વે અંશોની જનની હોય, તેમણે જ સર્વેને ઉત્પન્ન કરેલા છે. તે ભવ ભરનાં સર્વે અંશો પોતાની માતા સકર્તાને છોડી બીજા દેવી, દેવતાઓ અને અવતારોની આદ્યે ત્રણ ગુણ તેમજ આદ્યશકિત વિગેરેમાં પ્રિતિ બાંધીને ઉપાસના કરે છે. તે સર્વે ઉપાસના જડ વત અને વિજાતિય હોવાથી, નીજ સકર્તા પતિને પ્રાપ્ત કરી શકતા નથી.

**पण उपजायन सकल तमनके, ते होय गये अगबगही ।**
**छुद्र देव इतके अविलोकीत, व्रथा रहे वलगही ।। (८)**

હે નિજ સકર્તા સ્વામિ તમારા ઉત્પન્ન કરેલાં સર્વે અંશ તમને તજી દઈ આજુબાજુ ભવભરના છુદ્ર દેવોમાં પ્રિતિ બાંધીને સેવા, પુંજા અને વંદન કરવા લાગ્યા, તેમની ઉપાસના કરવાથી અનિત્ય નાશવંત ફળ મળે છે. છતાં અનિત્ય વિજાતિમાં વિશ્વાસ રાખી વળગી રહ્યાં છે.

**अेही परकार उपासन सबकी, देखीत मोइ अमुजाइ ।**
**ज्यौं खद्योत उपास मीले रब, तेही विधी तुम नही पाइ ।। (९)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે સર્વ અંશો અનેક જાતની શુદ્ર ઉપાસનામાં વિરામ પામેલા જોઈ મારું અંતર અકળાય છે. કારણકે ખદ્યોત એટલે આગીયાના પ્રકાશનો આધાર લઈ સુર્યને જોઈ શકાતો નથી. તેવીજ રીતે ખદ્યોત જેવા વિજાતિ દેવોના લક્ષ જ્ઞાનથી સકર્તા પદ પ્રાપ્ત થતુ નથી.

**अे सब अल्प उपासन सबकी, जुगधर जंत सबनकी ।**
**आद्य अंत मद्यकी मही देखीत, सबकी रत तुम विनकी ।। (१०)**

પરમ દયાનિધિ કહે છે કે સંસાર ભરનાં સઘળા જીવો સજાતિ વિજાતિની શુધ્ધ સમજણ વિના અનિત્ય દેવી દેવતાઓની નાશવંત ઉપાસનામાં પદાર્થની આશા રાખી પુજ્ય ભાવે ભક્તિ કરી રહ્યા છે. જગત રચનાની આદ્યથી મધ્ય અને અંત સુધી જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને જોતા જણાયુ કે સકર્તા પતિને પામવાની અંતર આરતને તજી દઈને સર્વે જીવો વિજાતિ ઈષ્ટોમાં પ્રિતી બાંધીને વિરામ પામ્યા છે.

**तो मळती हमसे नही कोउकी, भवकी भरम उपासे ।**
**तबतो रहे अकेल अेक मोइ, नभहुं तुम्र करूणासे ।। (११)**

ભવની ભરમ ભરેલી ઉપાસનાઓમાં સર્વેજનો ફસાયેલાં હોવાથી, મારાં સકર્તા સિધ્ધાંતની સાથે કોઈના પણ મત મળી શકતાં નથી. તે કારણને લઈ કોઈના સંઘ કે સાથ સિવાય હું એકલોજ આપની પરમ કરૂણા વડે જ નભી રહ્યો છું.

**द्वादश पंथ पुराण संप्रदा, ओर कतेब कुराने ।**
**खट दर्शननी आद्य सकल सब, तुम तज भरम भुलाने ।। (१२)**

છ દર્શન સહીત બાર પંથ, અઢાર પુરાણ, ચાર સંપ્રદાય અને કિતાબ, કુરાન વગેરે માનનારા તમામ મતપંથો વાળા આગેવાનો તમને છોડી દઈને સત્ય જ્ઞાન વિના જગતના જીવોને ભ્રમ જાળમાં નાખીને ભુલા પાડી દીધા છે.

**भरम भुरायल सकल अेकमील, भये हमके प्रतिवादी ।**
**अेक दो होय तो पहोच शकु मोइ, देत जबाप जीनादी ।। (१३)**

કરમ ધરમનાં મત મતાંતરમાં ભ્રમિત થઇ ભુરાએલા આચાર્યજનો સર્વ એકત્ર થઈ પ્રતિવાદી બનીને મને પ્રશ્ન પુછે છે. ત્યારે એક બે હોય તો હું સમજાવી શકું પરંતુ ટોળે ટોળાને હું જવાબ કેવી રીતે આપી શકું?

**तो हमसे अेतने भरके मुख, क्यौं करी जबाप देवावे ।**
**बीन जबापे तो झकर करंता, हलका पद होइ जावे ।। (१४)**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્વે પ્રતિવાદીઓ એકી સાથે મને જુદા જુદા પ્રશ્નો પુછે છે તો બધા પ્રશ્નોનો જવાબ હું કેવી રીતે આપી શકું? અને તે બધા મારી સામે જીદ કરે છે. તેમને યોગ્ય જવાબ ના આપું તો સકર્તા સિધ્ધાંત હલકો પડી જાય છે.

**हलका पणके धोखन हमंकु, जो मे हवु नीज आपु ।**
**पण आ तो तुमसे अेकतायन, उचरु तेही परतापु ।। (१५)**

પરમ કૃપાનિધિ કહે છે કે, સકર્તા સિધ્ધાંત હલકો પડે તો તેનો મને શોક કે ચિંતા નથી. કારણકે હું મારા પણાનું અભિમાન રાખીને ઉપદેશ કરું તો મને બાધ લાગે. પરંતુ હું તો તમારી અખંડ એકતામાં રહીને તમારા પ્રતાપથી તમારા સકર્તા પદની પ્રાપ્તિ કરાવવાના જ્ઞાનથી ભરેલા અનેક વચનોનો ઉચ્ચાર કરુ છું.

**तुम परताप लेइ उचरता, जबापे हार न चहीये ।**
**तेतो हीणता लगे आपने, कहो कयौं करी नीर वहीये ।। (१६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે સકર્તા પતિ આપના પરમ પ્રતાપથી અગમ્ય વાણીનો ઉચ્ચાર કરુ છું. તો કોઈ પ્રતિવાદીને જવાબ આપવામાં મારી હાર થવી જોઈએ નહી. જયારે ઉત્તર ના આપી શકાય તો આપની સર્વોપરી શ્રેષ્ઠતાને આંચ લાગે, ત્યારે કેવી રીતે નભાવી લેવાય? અને કેમ કરીને સાંખી લેવાય?

**तबते जुगधर जंत सकलकु, देवुं उतर अविनाशी ।**
**अेसी समज पखावो साम्रथ, होय मोइ हरदे प्रकाशी ।। (१७)**

જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધીના સામાન્ય વિશેષ ગતિવાળા સર્વે જીવોને યથાવિધી ઉત્તર આપી શકુ એવી અલૌકિક સુજાણ જાણ મને પ્રાપ્ત થાય એટલાજ માટે હે અનંત

સામ્રથતાવાળા અવિનાશી મારા અંતર હૃદયમાં આવીને વાસ કરો. જેથી સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પાડી શકું.

કરૂણેશ ઉવાચ :

**जब करता नीज कहे करूणाकर, सुन मोइ अंश सह्यांनुं ।**
**जीनकी सुरत शुन्य सरभरकी, तीनते कछु अयानुं ।। (१८)**

કરૂણેશ પતિ કરૂણા કરીને કહે છે કે, હે અમારા પરમ વિશેષ શાણા અંશ તમારી સજાણ જાણ દ્રષ્ટિ મહા આકાશની જેમ સર્વત્ર વ્યાપક છે. જેથી ચરઅચરની આદ્ય દ્રશ્ય અદ્રશ્ય તમારાથી કંઈ પણ અજાણ્યું નથી.

**परम अंश मोइ आद्य सबनके, तब तोइ हरदे धरेहुं ।**
**खगके बाल खेलन खग मगमे, सीखन देन परेहु ।। (१९)**

નિજ પરમ પતિ કહે છે કે, હે મારા પરમ વિશેષ અંશ, સર્વે અંશોની પહેલાં મે તમને ઉત્પન્ન કરી મારા હૃદયમાં ધારણ કરેલા છે. કે જેવી રીતે આકાશગામી પક્ષીના બાળકને આકાશનાં માર્ગે રમવા ખેલવાનું તેની માતા તરફથી શીખવવું પડતું નથી.

**ज्यौं नरपत सुत पाटणके पत, चकवे अेक कहावे ।**
**सकल जांहांनकु रखे कबजर्मे, तीनकु कुन शीखावे ।। (२०)**

જેવી રીતે રાજાનો પાટવી પુત્ર ચક્રવર્તિ રાજા રાજય કરતો હોય તે સર્વ સત્તાધિશ કહેવાય છે. તે ઘણો વિચિક્ષણ, અતિ ચતુર અને ચાલાક હોવાથી, જગતમાં આવેલી પોતાની રૈયતને કબજે રાખે છે. તેને કંઈપણ શીખવવું પડતું નથી.

**तेही परकारन हम नरपत नीज, तुइ पाटण पत कहावुं ।**
**सकल अंश तुज कीये हवाले, अब मोइ कया समजावुं ।। (२१)**

એજ પ્રકારે પરમ સકર્તા પતિ કહે છે કે, અમે પોતે જ અનંત બ્રહ્માંડનાં મહારાજા હોય, તમે અમારા પ્રથમ પાટવી રાજ્ય સત્તાને ધારણ કરવાવાળા ચક્રવર્તિ છો જેથી સર્વે અંશો તમારા હવાલે કર્યા છે. તો પછી હવે તમને સમજાવવામાં શું બાકી રહ્યું?

**करीत हवाले सीख देवनकुं, सुन साम्रथ मोइ अंसु ।**
**मृत्युलोक पाताळ सुर लग, जेतने भर अजवैसुं ।। (२२)**

કરૂણેશ પતિ કહે છે કે, સ્વર્ગ, મૃત્યું અને પાતાળલોક સુધી બ્રહ્માજીના વંશનો વિસ્તાર થયેલો છે. તે દેવલોક, મનુષ્યલોક અને નાગલોક સહીત સર્વે અંશો મારા સજાતિય હોય, નિજ આપનું આપ અને પતિપદની એકતાનો ઉપદેશ આપવા, હે મારા મહાન સમર્થ અંશ એ સર્વ અંશો તમને સુપ્રત કર્યા છે.

**पण जेही आय मीले तोयनकु, दल दीनता होय जेसुं ।**
**मोही जनावनके जेही जनकु, तीनकु करी उपदेसुं ।। (२३)**

સકર્તાપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ, જે જે કોઈ આરતવાન અંશ દીલની દીનતા અને નમ્રતાવાળા તમને આવી મળે તેમને જ મારા કૈવલ પદની પ્રાપ્તિનો ઉપદેશ આપી, અગમ્ય ઘરની ગમ ગતિ જણાવીને મારા નીજ પદની એકતા કરાવજો.

**ओरकु नही उपदेश करन खप, जेही आरत विन अंसु ।**
**भले भमो भवसागरके भर, इतके होय निरवैसुं ।। (२४)**

કરૂણેશ પતિ કૃપાનિધિ ને કહે છે કે બીજા સર્વે અંશો અમને મળવાની આરત સિવાયનાં જે હોય, તેમને સમજાવવા માટે જરાય શ્રમ લેવાની જરૂર નથી. તેવા અંશો ભલે આ ભવસાગરમાં સદાના માટે ભટકયા કરે, તેમને આ સંસારના માઈક ભોગોની વાસના હોવાને કારણે અમારા કૈવલ પદમાં વસવાની જેને શુભ ઈચ્છા નથી. તેવા જીવોને તમે છોડી દેજો.

**नरभे पटा मे दीये तोयनकु, सके न कोइ अटकाइ ।**
**मोइ पखके तुज ज्ञान अखंडीत, चकवे फेरी दवाइ ।। (२५)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે હે પરમ વિશેષ અંશ મારી અલૌકિક સર્વજ્ઞ ગતિનો નિર્ભય પટો તમને બક્ષીસ આપ્યો છે. જેના પરમ પ્રતાપના પ્રભાવથી ચૌદ લોક પર્યંત આદ્યશકિત અને નિરંજન સુધી તમને કોઈ અટકાવી શકશે નહી. અમારા અખંડીત ચકવે જ્ઞાનના અમલથી અસંખ્ય લોકમાં તમારી ચક્રવર્તિ આણ વર્તાશે.

**ओरु संसे नेह कंट करीनके, देइ द्रष्टांत सिघ्धांतु ।**
**छेवटके छेवट मोइ सदपद, तेही नरणीत सब अंतु ।। (२६)**

નિજ પરમપતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ, તમારા સર્વે સંશયોનો નાશ કરી ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે, સિધ્ધાંતમાં મારી સંપૂર્ણ જ્ઞાન ગતિની સર્વ વિભુતિઓ આપીને સર્વ અંશોના શિર સર્વ શ્રેષ્ઠ પરમ પદે તમને સ્થાપ્યા છે. જેથી સર્વની છેવટે આવેલું મારુ કાયમ કૈવલપદ તેને તમે યથાર્થ જાણો છો. સમસ્ત જગતનો જ્યાં અંત આવે છે તેની છેવટે ઉગરતું અમારુ અવિનાશી પદ હોય, તેની સાથે તમે એકમેક હોવાથી સદા સદોદિત નિશ્ચલ પણે રહો છો.

**प्रथम आद्य मेरे संकल्पसे, रचना रची जबनसे ।**
**न्याय सहीत मेरे नरणीत कोउ, करीन खोज तबनसे ।। (२७)**

સ્વામિ સર્જનહાર કહે છે કે, પ્રથમ આદ્ય અમારા શુધ્ધ સંકલ્પ દ્વારા જ્યારથી મેં સમસ્ત સૃષ્ટિની રચના કરી છે, ત્યારથી અત્યાર સુધીમાં સામાન્ય કે વિશેષ કોઈપણ અંશોએ ન્યાય સહીત જ્ઞાન દ્રષ્ટિએ, જગતને જોઈને આ જગતનાં કર્તા કોણ હશે? એવો સત્ય નિર્ણય કર્યો નથી.

**ते तुजकु मोइ करूणा करीनके, मेरी छुपीत जनाइ ।**
**कोटी जुगनके हुते गुपत हम, कोउ कीनुं जानन पाइ ।। (२८)**

કરૂણેશ પતિ કૃપાનિધિને કહે છે કે જે અમારી અગમ ગતિની અકળ કળા છે તે કળાથી અમે સમસ્ત જગતનું સર્જન કરીયે છીએ. તેનાથી અમારા અવિનાશી પદને જાણી શકાય છે. જે કરોડો યુગથી અમે ગુપ્ત રહેલાં હોવાથી કોઈ પણ અમને જાણી શકયું નથી. એ અમારી છુપીવાત તમારા ઉપર કરૂણા કરીને અમોએ તમને જણાવી દીધી છે.

**ब्रह्मवेत तेही व्याप लक्षते, अक्रत कीये जीनेहुं ।**
**शिरगुण थपेसो गुण अवतारन, हमकु कोउ न चीनेहुं ।। (२९)**

સકર્તા પતિ કહે છે કે, આ ભવમાં જેટલા બ્રહ્મવેતાઓ થયાં તે સર્વેનો વ્યાપક લક્ષ હોય, અકર્તા બ્રહ્મને જ સત્યમાની બ્રહ્મ જ્ઞાનીઓ તેમાંજ વિરામ પામ્યા છે. સગુણને માનવાવાળા ઉપાસકોએ ગુણોનાં અવતારી ઈશ્વરોમાં પ્રિતિ બાંધીને તેમને જ વળગી રહ્યાં છે. તે કારણને લઈ સમસ્ત જગતને રચનાર સકર્તા ધણીને કોઈ જાણી શકયું નથી.

**जेही चीनवेकी वस्त हमनकुं, तेही नीज कोउ नही पाये ।**
**अंतसकरण करणके भये नीज, जीनते इष्ट द्रढाये.।। (३०)**

પરમ સકર્તા પતિ કહે છે કે, વિશ્વભરનાં સર્વે અંશોને જાણવા જેવુ અને પ્રાપ્ત કરવા જેવુ જે કંઈ છે તે અમારુ સકર્તા પતિનું નિજ કૈવલધામ છે. કારણ કે તે સર્વે અંશો અમારા સ્વજાતિય હોવાથી અમારા સિવાય નિજાનંદના સુખની પ્રાપ્તિ બીજી કોઈ ઉપાસનાથી થઈ શકે તેમ નથી. પરંતુ સકર્તા પદનાં લક્ષ જ્ઞાન વિના દેખાદેખી અને એકબીજાનાં કહેવાથી જેને જે ઈષ્ટ પર વિશ્વાસ આવ્યો. તેતે ઈષ્ટોનો ભાવ ભરીને અંતસકરણથી ઉપાસના કરવા લાગ્યા તે ઈષ્ટોના ધ્યાનમાં અંતસકરણની એકમુખી ક્રિયા થવાથી અંતસકરણનાં કિરણનું ચતુર્ભુજ રૂપ દેખાવા લાગ્યુ. તેને સાચા ઈષ્ટ મનાવી જગતના આચાર્યોએ તેમની ઉપાસનાઓ દ્રઢ કરાવી છે.

**तेही अंतसकरन अविलोकन, नाम रुप गुण लगही ।**
**मीले सजात जात आपनेकी, हम लग तेही न पगही ।। (३१)**

જે ઉપાસના અંતસકરણથી કરવામાં આવે છે તે નામ રૂપ ગુણની હોવાથી, જે ઉપાસકે જે

ઈષ્ટનો ભાવ ભર્યો હોય તેવું રૂપ સામે દેખાય છે. કારણકે તે રૂપ ગુણોનું હોવાથી, અંતસકરણો પણ ગુણની પ્રજા છે. જે તત્વ જેમાંથી ઉત્પન્ન થયું. તે તત્વ તેની સ્વજાતિમાં સમાઈ જાય છે. એ કારણને લઈ કોઈપણ જીવ સકર્તાના ધામ સુધી પહોંચી શકયાં નથી.

**ज्यौं त्ये सरवन शब्द सुने पुनी, नेन रुप अविलोके ।**
**त्यौं ते अंतसकरन गुननके, गुण विस्तार वीलोके ।। (३२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, નામ રૂપ ગુણનું જે જ્ઞાન થાય છે તે એવી રીતે કે જે નામ પાડવામાં આવે છે તે પણ શબ્દનું રૂપ છે. એવા સર્વ શબ્દો શ્રવણથી સાંભળી શકાય છે. એ શબ્દોની રચના અક્ષરોથી થતી હોય, તે અક્ષરો થીજ રૂપનું નામ પાડી શકાય છે. અને જેટલા રૂપ છે. તે નેત્રોથી જોઈ શકાય છે. તેવીજ રીતે અંતસકરણો ગુણોનાં સુક્ષ્મ રૂપ નિહાળી ગુણ સુધીજ પહોંચી શકે છે.

**ओरु जेतने भर ब्रह्म लक्षके, अक्रत कीये जीनुंने ।**
**तो ब्रह्मांड असंख्य कोटीकु, ऐही सब कीये कीनुने ।। (३३)**

ભવ ભરનાં સર્વે બ્રહ્મ જ્ઞાનીઓ બ્રહ્મ લક્ષને માનવાવાળા હોવાથી તેઓ કહે છે કે એક અકર્તા બ્રહ્મં સિવાય બીજો કોઈ જ નથી. તો પ્રશ્ન એ થાય છે કે, અનંત કરોડ બ્રહ્માંડો કોણે ઉત્પન્ન કર્યા? તેનો ઉત્તર હે બ્રહ્મજ્ઞાનીઓ તમે આપશો ? કારણકે બનાવ્યા સિવાય કોઈ વસ્તુ બની શકતી નથી.

**ओरु अगणीत रचना रजतज ल्यौं, भीन भीन लगे करतसे ।**
**अलग अलग ऐक ऐकसे लगहीत, सो क्यौं बने अक्रतसे ।। (३४)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે બ્રહ્મંજ્ઞાનીઓ રજતજથી લઈ બ્રહ્માંડોની આદ્યે અનેક ઘાટોની રચના કરેલી છે. તે કર્તાનાં કરેલા કતથી ભીન્ન ભીન્ન પ્રકારનાં શરીરો એક બીજાની સાથે મળતા ના આવે તેવાં તરેહ તરેહ પ્રકારનાં દેખાય છે. તે મનુષ્યમાંથી મનુષ્ય, પશુમાંથી પશુ, પક્ષીમાંથી પક્ષી, તેમજ કીટમાંથી કીટ તથા સ્થાવરમાંથી સ્થાવર એમ

અનંત વિસ્તાર વધતો જાય છે. તે અકર્તા બ્રહ્મથી થઈ શકે તેમ નથી. માટે હે બ્રહ્મજ્ઞાનીઓ તેનો તમે વિચાર કરીને જોશો તો જરૂર તમને જણાશે કે આ કૃતના કરનાર કોઈક છે.

**એહી પરકારન વિશર હમનકુ, આ ભવભર સબ કોઇ ।**
**ઠગ પરમેશ્વર ઠગે જીવનકુ, જબી પઠવે ભવ તોઇ ।। (૩૫)**

નિજ સકર્તા પતિ કહે છે કે એજ પ્રકારે સિર્ગુણ નિર્ગુણનાં ઉપદેશકોએ જગતનાં જનોને નિજકર્તાને ભુલાવી બનાવટી પરમેશ્વરોને ભજાવ્યાં છે. તે ઠગ ઈશ્વરો કર્તા થઈ બેઠેલા હોય, તેમણે જીવોને ઠગી લેવામાં કઈ પણ બાકી રાખ્યુ નથી. તે ઠગોની ઠગાઈમાંથી જીવોને છોડાવવા હે પરમ વિશેષ તમને આ જગતમાં મોકલેલાં છે.

**તેહી પઠવે પરમાણ કરીત કજ, ધરી ધીરજ દ્રઢ હોઇ ।**
**ફના કરી સબ ફંદ ફેલકે, સરકર સકલ સબેઇ ।। (૩૬)**

સકર્તા પતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ, એટલાજ માટે તમને આ ભવમાં મોકલ્યા છે. જગતભરનાં જીવોનું કલ્યાણ કરવા અતિ ધીરજ ધરી દ્રઢતાપૂર્વક ન્યાય સહીત અમારા કૈવલ લક્ષને સમજાવી જાગ્રત કરજો, અને અમારા અલૌકિક જ્ઞાનમય સત્ શબ્દના હથિયાર વડે જુઠ પ્રપંચથી ભરેલા કરમ ભરમનાં ફંદને ફના કરી વિજાતિય ઈષ્ટોનાં ઉપદેશકોને સર કરી લેજો, તેમજ અમારા સકર્તા સિધ્ધાંતનો નિર્ણય કરાવી સત્ય ધર્મનો નિર્ભય ધ્વજ ફરકાવજો.

**જેતને ભર પાખંડ પોમીપરકે, મુજ બદલે કેતાઈ।**
**જડા મુળ જડ સહીત ગોદીકે, તીનકુ દેહો ઉઠાઈ।। (૩૭)**

સકર્તાપતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ, સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યોએ અમારા સકર્તા સિદ્ધાંતને છોડી દઇ અમારા નામ પર અનેક પાખંડી પંથોનો આ પૃથ્વી ઉપર જમાવ કર્યો છે. તેને ન્યાય સહીત અમારા જ્ઞાન શસ્ત્ર વડે ખોદી નાંખીને, જડ મૂળમાંથી ઉખેડી દૂર ફેંકી દેશો.

**जीनके डरप न धरीत तोय उर, महा सुभट सुर होई।**
**धरी समशेर उग्र अनुभवकी, कर पेहेमाल सकोई।।** (३८)

નિજ સકર્તાપતિ કહે છે કે હે મારા પરમ વિશેષ અંશ, જે અધર્મી માર્ગ દર્શીઓનો જરા પણ ડર તમારા હૃદયમાં રાખશો નહી. કારણ કે મારી અનંત ઐશ્વર્યતાનાં પ્રતાપથી તમે અતિ સુભટ મહાન શુરવીર થયા છો, જેથી મારા અતિ ઉગ્ર અનુભવની સમશેરને તમારા હાથમાં ધારણ કરીને અનિતિવાળા અધર્મીઓને શોધી શોધીને સર્વને સંહારી ફના ફાતીયા કરી નાંખજો.

**अेकदम अमलतोय अनुभवको, कर मोरी करूणासे।**
**चकवे आण हवे तुज धजकी, कोहु न बंचे तासे।।** (३९)

નિજ સકર્તા પતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ, મારા અવિનાશી પદનો અતિ ઉગ્ર અનુભવ તેની વ્યાપક જ્ઞાન ગતિનો અમલ ઘણી જ ઝડપથી ચલાવો જેથી મારી પરમ કરૂણાથી ચૌદ લોકમાં તમારી ચકવે આણ વરતાશે. અને અખંડ જ્ઞાન ગતિનાં પ્રભાવથી અલ્પજ્ઞ સિદ્ધાંતવાદીઓની ગતિ મતિ હણાઇ જશે. અને બીજો કોઇ મત બચી શકશે નહી. ત્યારે તમારો ચક્રવર્તી નિર્ભય ધર્મ ધ્વજ ફરકવા લાગશે.

**जेही जाग्रत कोई हुसे जक्तमें, मनुष्य देह अवतारु।**
**तेही धरे आंच अमल तुजके उर, ओरकु नहीं पतियारु।।** (४०)

કરૂણેશ પતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ આ જગતમાં જે કોઇ મનુષ્ય દેહધારી જ્ઞાન દ્રષ્ટિએ જાગ્રત થઈને પોતાના સત્ય સ્વરૂપની શોધ કરવાવાળા હશે તે કેવલ લક્ષના આશયને સમજી શકશે, અને મારા જ્ઞાન અમલને અનુસરનાર જે કોઈ અધિકારી જન થયા હશે, તે તમને તેના હૃદયમાં ધારણ કરશે. અને તમારા સત્ય વચનોની પારખ સિવાયનાં જેટલા જન હશે. તેને જરાય વિશ્વાસ આવશે નહી.

**आगे नरपत जेही अवनपर, चक्रवर्ति होय गयेवुं ।**
**तिनके अमल मनुष्यकु मालम, पशु पंखी न लहेवुं ।। (४१)**

પૂર્વકાળમાં આ પૃથ્વી .પર ચક્રવર્તિ રાજા રાજ કરી ગયા. તે નીતિમત્તાવાળા અદલ ઈન્સાફી હતા. તેના અમલને મનુષ્ય જ જાણતા હોવાથી રાજાના હુકમમાં રહીને તેની આજ્ઞાને અનુસરતા હતા. પરંતુ પશુ પક્ષીઓને તેના અમલનું જ્ઞાન હતુ જ નહી. તો પછી નીતિ નીયમમાં કેમ કરીને રહી શકે ?

**पुनी पतंग कीट जेतने भर, स्थावर सहीत समेतु ।**
**अेतने भर जीव अमल विहुन के, नही नरपतके हेतु ।। (४२)**

ફરીથી કહું છુ કે કીટ પતંગની આદ્ય લઈ સ્થાવર સહીત સર્વે ઘાટો રાજાનાં અમલને જાણતાં નથી. જેથી મનુષ્ય સિવાય જેટલી યોનીની જાતિ હોય તેને રાજાના અમલનું જ્ઞાન નહી હોવાથી, તેઓના પ્રત્યે રાજાને પણ કોઈ મતલબ નથી.

**तेही परकार मनुष्य तनमे पण, पशु पंखी वत जेही ।**
**अलंकार मानवके देखीत, उरके पशु सबेही ।। (४३)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે, તે જ પ્રકારે મનુષ્ય જાતિમાં જેને આપનું આપ અને પતિપદનું જ્ઞાન નથી. તેમને પશુ પંખીની ગણત્રીમાં ગણવામાં આવે છે. તેમનું શરીર મનુષ્યનું હોવા છતાં, તેમના હૃદયના અધમ વિચારોનું વર્તન જોતા, તેના લક્ષણ અને કર્તવ્યની દષ્ટિએ પશુ પંખી કરતાં પણ નીચ કક્ષાની ગણતરીમાં ગણાય છે.

**तेतने भर तुज ज्ञान अमलके, लहेन लक्ष हमेती ।**
**तो तेतने भव कुन गनीतमे, नीगम कहीत ज्यां नेति ।। (४४)**

સારા સારની જાણ સિવાયના જે મનુષ્યો પશુ પક્ષી જેવાં હોવાથી, તમારા જ્ઞાન અમલની આધિનતામાં રહી શકશે નહી. તે અમારા કૈવલ લક્ષને કેમ કરીને ગ્રહણ કરી શકશે ? કારણ કે અમારા કૈવલ પદની વેદે પણ નેતિ પોકારી છે. તો આ ભવમાં પશુ

પક્ષી જેવા મનુષ્યો શુ જાણી શકે તેમ છે ? એટલા જ માટે મનુષ્યની ગણત્રીમાં ગણવા જેવાજ નથી.

**ज्यौं ते नरपतके नार नरामें, जीनके अमल सराने ।**
**तेही चकवेशुं नही कहाये, बिनु पशु पंखी माने ।। (४५)**

એક ન્યાયવાન ચક્રવર્તિ રાજા રાજ કરે છે. તેનાં રાજ્યમાં રહેવાવાળી રૈયત મનુષ્ય જાતિના નર નારી જેને રાજાના અમલનું જ્ઞાન છે. તે સર્વે રાજાના અમલમાં રહી રાજાની પ્રશંસા કરે છે. પરંતુ પશુ પંખીને રાજાનું તેમજ રાજ્યના અમલનું જ્ઞાન નહી હોવાથી, પ્રશંસા કરતાં નથી. તેથી રાજા ચક્રવર્તિ થોડો મટી જવાનો છે.

**तेसेही तुज अनुभव चकवे पत, जेही नरकु नव रुचे ।**
**तेही कीट पशु पंखी समोवड, गणीतव सकल समुचे ।। (४६)**

નિજ સકર્તા પતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ તમારો ઉગ્ર અનુભવ ચક્રવર્તિ છે. તે અનુભવનો ઉપદેશ જે જે મનુષ્યોને રૂચે નહી. તેવા સર્વે મનુષ્યોને પશુ પંખીના ટોળા જાણીને તમે છોડી દેજો.

**जेही आण महीपतकी वरते, उपचीन नर आकारु ।**
**तुज अनुभव के अमल विलोकीत, अंतसकरण विचारु ।। (४७)**

કરૂણેશ પતિ કહે છે કે જેવી રીતે પૃથ્વીપતિ રાજાની આણ પૃથ્વીપર વર્તાતી હોય, મનુષ્ય જાતિનાં સર્વે નરનારીઓ બાહ્ય દ્રષ્ટિએ રાજાની આજ્ઞાનું પાલન કરે છે. પરંતુ પરમગુરુના અનુભવનો અમલ અંતરવૃત્તિ સાથે સંબંધ ધરાવતો હોવાથી, અંતસકરણના વિચારોથી અવલોકન કરીને આચારણમાં લઈ શકાય છે.

**करी नवेर कीये मे तुजकु अब संसे नही रखही ।**
**जब चकवे तुज ज्ञान हवीत हठ, महामतके द्रढ पखही ।। (४८)**

કરૂણેશ પતિ કૃપાનિધિને કહે છે. કે કત, અકત અને સકર્તાપદનો ન્યાય સહિત નીવેડો કરીને મે તમને નિર્ણય કરાવ્યો છે. જેથી હવે કોઈ પ્રકારનો સંશય રહેશે નહી. અમારા મહામત સકર્તા પક્ષના સર્વોપરી સિદ્ધાંતને જગતમાં પ્રસિદ્ધ કરવા દ્રઢતાને ધારણ કરજો. તમે ચક્રવર્તિ જ્ઞાનનાં હકદાર થયાં છો. જેથી હઠાગ્રહ પૂર્વક દ્દિગ વિજય મેળવી વિશ્વમાં અમારા કૈવલ જ્ઞાનને ચકવે કરજો.

**नीसंख थको नरवेद वेत होइ, अभे अटल कर राजु ।**
**तेरे शीरपर रहु हजरत लग, कछु न हवीत अकाजु ।। (४९)**

તમે સર્વ પ્રકારે નિશંક થયેલા હોય, જ્ઞાન વૈરાગ આદી વિભૂતિઓની સામ્રથતાવાળા સજાણ જાણ ગતિવાળા થયા છો. જેથી નિર્ભય પણે ચૈતન્ય ચિદ્દ ચકવે પતિ બનીને અટલ રાજ કરો. તમારા શિર પર કૈવલ પતિ કહે છે. કે હું કાયમ બિરાજેલો હોવાથી, તમારા હાથે અકાર્ય નહી થતાં સર્વ જીવોનું પરમ કલ્યાણ થશે.

**ओही परकारनकी द्रढता देइ, नहीं हमने अबलगही ।**
**कोटी कलप भवित गये पण, कोउसे हम नही पगही ।। (५०)**

હે કૃપાનિધિ અમારા કૈવલ પદની અગમ્ય ગતિ અત્યાર સુધી કોઈને જણાવીને દ્રઢ કરાવી નથી. કરોડો કલ્પવીતી ગયા પરંતુ અમારા નિજ પદની પ્રાપ્તિનો લક્ષ રૂપી સંદેશો અમોએ કોઇને પહોંચાડયો નથી.

**पगही सो परतीत हवनकी, खरेखरी खातरही ।**
**परम अंश बीन क्यौं पति आवुं, पुरे बीन पातरही ।। (५१)**

કરૂણેશ પતિ કહે છે કે અમારા કૈવલ પદની યાને અમારા નિજ સ્વરૂપની જાણ પહોંચાડવા કે જણાવવા ખાત્રી પૂર્વક વિશ્વાસ આવ્યા વિના કેવી રીતે બક્ષીસ કરી શકાય ? એવા તો એક પરમ વિશેષ અંશ તે પુરેપુરી ખાત્રીવાળા હોવાથી, પુરો વિશ્વાસ લાવી, એમના પરમ પવિત્ર પાત્રમાં મારી સર્વજ્ઞ ગતિ સમર્પણ કરી છે.

**ज्यौं ते मेहेर मेघकी हवीतव, अगणीत धार परनकी ।**

**जमी वीना कुन झील सके इत, लेवन हेत करनकी ।। (५२)**

જ્યારે સઘનઘન મહેર કરીને વાદળ દ્વારા અવિરલ ધારાએ વૃષ્ટિ કરે ત્યારે પૃથ્વી જેવું પાત્ર ના હોય, તો અથાહ પાણીને ઝીલીને હેત પૂર્વક કોણ ધારણ કરી શકે ?

**तेही परकारन तुं जमीवत इत, तीत महा घनवत हमही ।**

**उमंगीत महेर अथाह ज्ञान अप, तेरे उर जमी जमही ।। (५३)**

હે પરમ વિશેષ અંશ ! તમે અહીં પૃથ્વી સમાન હોય, ત્યાં અમે સઘનઘન રૂપે હોવાથી અતિ ઉમંગ ધારણ કરીને જ્ઞાન જળનો વરસાદ વરસાવીએ છીએ. તે જ્ઞાનરૂપી વરસાદનું જળ તમારા વિશાળ હ્રદયમાં જામશે.

**तेही जामण जळ ज्ञान अभे तुज, मुजके करन मेलापु ।**

**परम पुनीत जीनके जुगजाहेर, तीनुं दरसवमे आपु ।। (५४)**

તમારા અતિ નિર્મળ હ્રદયમાં જ્ઞાનરૂપી જળ જામેલું હોય, તે જ્ઞાન નિર્ભય હોવાથી, મારા મેળાપથી પ્રાપ્ત થયેલું છે. તમે પરમ પવિત્ર પરમ વિશેષ અંશ જગતમાં જાહેર સર્વ જીવોને પુંજવા યોગ્ય છો. તે માટે મારા સ્વરૂપનાં સાક્ષાત્કારનું જ્ઞાન તમને દર્શાવ્યું છે.

**मुज मेलनके ज्ञान हरदेतुज, उलचा उले न कोइ ।**

**जीव अनेक बोधतां बाबज, त्यौंकी त्यौं सहोइ ।। (५५)**

અમારા કેવલ પદને પ્રાપ્ત કરવાનું જ્ઞાન અથાહ હોવાથી, તમારા પરમ પવિત્ર હ્રદયમાં જામેલું છે. તે તમે ગમે તેટલુ ઉલેચો તો પણ ઓછું થાય તેમ નથી. અનેક જીજ્ઞાસુ જીવો જ્ઞાન જળનું પાન કરવા આવે તો તેમને પાતાજ જાઓ. તો પણ રતિભાર નહી ખૂટતા જેમ છે તેમ સભર ભરેલું રહે છે.

**हुसे कोइ भवमां भलभेदु, संसे रहीत सुजानुं ।**
**उग्र गति के सुभट सचेत, तेही लहे तुज ज्ञानुं ।। (५६)**

આ જગમાં કોઈક અધિકારી જન અંતર લક્ષની ખોજ કરવાવાળો સંશય રહીત થયેલો હશે. તે ઉજાગ્રત વૃત્તિનો હોય, સુઘડ અને સચેતન નિજ પતિની આરતવાળો હશે. તેજ તમારા નિજ જ્ઞાનને ગ્રહણ કરી શકશે.

**ओर नीगमकी जाण जेहुनकु, नेति कहीत जे जीनकी ।**
**तीनकी खोज करीत अमुझायल, हुंस लहन गत उनकी ।। (५७)**

વેદનું જે જ્ઞાન આત્મા પરમાત્માનું છે. તે જ્ઞાનને જાણવાવાળા વિદ્વાનો આ જગતમાં ઘણા થઈ ગયા છે. પરંતુ જે પદની વેદે નેતિ પોકારી છે. તે નેતિ પારનાં પદને પ્રાપ્ત કરવાની આરતવાળો, તે પદ કેવું હશે ? અને કોણ સમજાવશે ? તેની મુંઝવણમાં મુઝાતો હશે, તેજ તમારો જ્ઞાન લક્ષ લઈ શકશે.

**अेही विधके अकळायल अंशु, हुसे सृष्टिमां सोइ ।**
**अति आरत आक्रंति वतजे, तेही मीलेगो तोइ ।। (५८)**

ઉપર જણાવેલી વિગત પ્રમાણે નિજ કર્તાના વિયોગથી અકળાયેલો અધિકારી જન જગતમાં જે કોઈ હશે. તે અતિ આરતવંત આક્રંતવાળો નિર્મળ વૈરાગનાં તાપમાં તપતો હોય, નિજ પતિની શોધમાં પૂર્ણ જીજ્ઞાસાવાળો અંશ તે તમને આવી મળશે. તેજ અમારા કેવલ પદની એકતાનો લક્ષ ગ્રહણ કરી શકશે.

**मीलंता तुरत महाद मतीपावे, हवे अगम गति वंतु ।**
**अनभे नैंन खुले नरणीतके, पडही सुज सरवंतु ।। (५९)**

ઉપર જણાવેલો મુમુક્ષ જન તરત જ તમને આવી મળશે. તમારી કરૂણા દ્રષ્ટિ તેના ઉપર પડતાં તેને અગાધ બુદ્ધિ પ્રાપ્ત થશે. જેથી અગમ ગતિવાળો થઈ નિર્ભય પદમાં

નિવાસ કરશે. તેથી તેનાં દિવ્ય ચક્ષુ ખુલી જશે. જેથી સારા સારનો નિર્ણય કરી સર્વ પ્રકારની સુજાણ જાણવાળો થશે.

**ऐसे नर नरवेद सहीतके, खंड मही होय ऐकु ।**

**ते तोयनकु आइ मीलेतो, कछु न काम अनेकु ।। (६०)**

એવો નરવીર પુરણ વૈરાગ્યવાન પ્રકૃતિના પસારામાંથી વિરક્ત થયેલો પૃથ્વી પરનાં ખંડમાં તપાસ કરતા એકજ નીકળશે. એવો ઉજાગ્રત ગતિવાળો તમને એક જ આવી મળે તો તે જ સાચો નરવેદ દિક્ષિત કહી શકાય. તો પછી બીજા અનેકોનું કંઈ જ કામ નથી.

**मोइ अंगीक्रत ज्ञान तोयनमें, विरल मीले कोइ आनी ।**

**ज्यौं ते कोटी पशु परजाकु, सरकरे बाळ सींहांनी ।। (६१)**

કરૂણેશ પતિ કહે છે કે અમારુ સંપૂર્ણ જ્ઞાન તમને સમર્પણ કરેલું હોવાથી, તે જ્ઞાનને ગ્રહણ કરવાવાળો કોઈ વિરલ પુરુષ તમારા શરણે આવશે. તે જ્ઞાનનાં પ્રતાપે મહા શોર્યતાવાળો થશે. જેમ કરોડો પશુઓનાં સમૂહમાં સિંહનો એક જ બાળક ભયંકર ગર્જના કરીને બધા પશુઓને સરકરી લે છે. તેવી જ રીતે ઉપર જણાવેલો જ્ઞાનવાન શુરવીર સિંહની અનુભવ વાણીની પ્રચંડ ગર્જના સાંભળીને પશુઓ જેવા સિર્ગુણ નિર્ગુણના સર્વે ઉપાસકો તેના તાબે થઈ જશે.

**ओरु नभके उडधण अगणीतमे, उदे अस्तके मांहीं ।**

**रविकर किरण प्रकाश उदीतमे, तरुणी सकल उरजौंही ।। (६२)**

જેવી રીતે આકાશમાં રાત્રીના સમયે અગણીત તારાઓ દેખાય છે. પરંતુ સૂર્ય ઉદય થતાં, તેનાં પરમ તેજસ્વી કિરણોનો પ્રકાશ પડતાં સર્વ તારાઓ અદ્રશ્ય થઈ જાય છે.

**त्यौं अनुभव परकाश करन सुर, भव तरूणी मध्य तोइ ।**

**समज परे जीनकु सरभरही, उलट शके नहीं कोइ ।। (६३)**

સિદ્ધાંતે ભવ ભરનાં મતપંથના અનેક ઉપાસકો તારા જેવાં હોય, તેમની મધ્યે મહાન સમર્થ પરમગુરુ સૂર્ય સમાન ઉદય થયેલાં હોવાથી, અમાપ અનુભવનો પ્રકાશ પાડે છે. તે જ્ઞાન પ્રકાશને જોઈ અન્ય ઉપાસકો બરાબરી કરીને કહે છે. કે આ જ્ઞાન પણ અમારા જેવું જ છે. એમ ગણી ઉલટ એટલે પાછા ફરીને તમારી પાસે આવશે નહી.

**जब उलटावन कुन रहे भव, तरूणी वतके मांही ।**
**आचारज जेही जुग चतुरके, मोही गत कीनु न काही ।। (६४)**

ભવ ભરનાં સર્વ આચાર્યોનું જ્ઞાન તારાઓ જેવું છે. સૂર્ય પ્રકાશનાં જેવું પરમગુરુનું જ્ઞાન સાંભળીને જાણવા છતાં પરમગુરુના શરણમાં આવ્યા નહી. તો હવે પછી તેમને ઉલટાવીને બીજુ કોણ લાવે તેમ છે ? આવી જ રીતે ચારે યુગનાં ઉપદેશકોને મારી અલૌકિક ગતિની ગમ કોઈને પણ કહેલી ન હોવાથી, તે જાણી શકયાં નથી.

**सगुनीत तेही गुणके अधीकारन, तेही तीनके जस गाइ ।**
**निरगुणके अक्रत अवीलोकन, उभये मोइ नहीं पाइ ।। (६५)**

સગુણનાં ઉપાસકોએ ગુણોનો અધિકાર મેળવેલો હોવાથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીના ગુણ ગાય છે. નિર્ગુણના મત વાદીઓ અકર્તા બ્રહ્મને નિહાળવાવાળા હોય, એ બંન્ને પક્ષના ઉપાસકો કોઈ મને ઓળખીને પ્રાપ્ત કરી શકેલા નથી.

**त्यौं तेरे अनुभवकी गतीयां, आ भवके भर सोइ ।**
**सरगलोक सुर सहीत रसातळ, यांहां लग कीनुं न कोइ ।। (६६)**

નિજ સકર્તા પતિ કહે છે કે હે પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, તમારી અપાર જ્ઞાન ગતિ સ્વર્ગલોકનાં દેવો પણ જાણી શકયાં નથી. તેમજ મૃત્યુ લોકનાં મનુષ્યો અને પાતાળલોકના નાગ લોક વગેરે જાણી શકેલા નથી. એવી જ રીતે ભવભરનાં સર્વે લોકો પરમગુરુના નિજ લક્ષ જ્ઞાનથી અજાણ રહી ગયા છે.

**आ भवमे कोउकु नहीं सरजीत, परम अंश तुज समही ।**

**तो मोय अगम अनाद्य आद्यकी, तेही कीम पावे गमही ।। (६७)**

કરૂણેશ પતિ કહે છે કે, આ ભવભરની અંદર હે પરમ વિશેષ અંશ તમારી બરાબરી કરી શકે એવો બીજો કોઈ અંશ ઉત્પન્ન કર્યો જ નથી. તો પછી મારી આદ્ય અનાદીની ગુપ્ત અગમ ગતિને તમારા સિવાય અન્ય જગતનાં જનો કેમ કરીને પ્રાપ્ત કરી શકે ?

**सरजी सृष्टि तव अहंग अकेलन, कोउ नही हुते तबेइ ।**

**प्रथम आद्य सरजीतमे तुजकु, जबतु लहे सबेइ ।। (६८)**

નિજ સકર્તા પતિ કહે છે કે સૃષ્ટિ રચનાની આદ્યે અમે સ્વ સ્વરૂપાકારે એકલા હતા. ત્યારે બીજુ કોઈ હતુ જ નહી. સર્વ અંશોની પહેલા હે પરમ વિશેષ અંશ તમને ઉત્પન્ન કરેલા છે. તેથી સર્વ હકીકત તમે જાણો છો.

**ज्यौं नरपतकी सकल समरथी, पाटण सुतकु देही ।**

**तेही परकार ससुज समरथी, मैं तुज देही सबेही ।। (६९)**

દૃષ્ટાંતે જેમ રાજા તેનાં પાટવી પુત્રને રાજ સત્તા તેમજ રાજ્યની સર્વ સમૃદ્ધિ આપે છે. તેવી જ રીતે હે પરમ વિશેષ અંશ ! મારી સર્વજ્ઞ ગતિ અને સ્વસુજ તમને બક્ષીસ કરી છે.

**नीगम शास्त्र की आद्य ग्रंथ गम, एही सब सुज कहावे ।**

**जीनते सिरगुण निरगुण के पद, सकल समजमें आवे ।। (७०)**

કરૂણેશ પતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ ! ચારવેદ, છ શાસ્ત્રો તેમજ વેદને અનુસરીને જ્ઞાની મહાપુરુષોએ લાખો ધર્મગ્રંથોની રચના કરી છે. વેદની આદ્ય સર્વ ગ્રંથોમાં જે જ્ઞાન જણાવવામાં આવ્યું છે. તેનાથી સિરગુણ અને નિર્ગુણની શુદ્ધ સમજ પડે છે. પરંતુ તે સુજ વડે મારા નિજ પદને જાણી શકતા નથી.

**ओर सकल ओरले अनुभवमें, अगम नीगमकी बुजे ।**

**पण हमही कारण नीज सदपद, ससुज बीना नव सुजे ।।* (७१)**

વેદનાં જ્ઞાનકાંડનો અધિકાર પ્રાપ્ત કરવાથી અગમ્ય નિર્ગુણ બ્રહ્મને જાણી શકે છે. અને સિર્ગુણ પસારાની અણુરેણુથી લઈ ચર અચર ચૌદ લોક પર્યંત, પ્રકૃતિ અને પુરુષ સુધીનું જ્ઞાન થાય છે. પરંતુ સિરગુણ નિર્ગુણના મૂળ કારણરૂપ સર્વ અંશોનો ઉદય કરનાર સકર્તા પતિની અંતર સ્વસુજ પ્રાપ્ત કર્યા સિવાય તેમનું સત્યપદ જાણવામાં આવતું નથી.

**जबते अखील लोक सरवनकु, सुज देइ सर्व पताये ।**

**पण मोइ ससुज सुज सक्रतकी, बीन तुज कोउ न सुनाये ।। (७२)**

નિજ સકર્તાપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ, વેદ શાસ્ત્રમાં જે જ્ઞાન બતાવેલું છે. તેને બાહ્ય દ્દષ્ટિનું જ્ઞાન કહેવામાં આવે છે. ધર્મ ઉપદેશકોએ એ જ્ઞાન આપી જગત ભરનાં સર્વ લોકોનાં મન પતાવી એટલે કે તૃપ્ત કરી દીધા છે. પરંતુ મારી અંતર ગતિનું સુજાણ જાણ જ્ઞાન હે કૈવલવેત્તા ? તમારા સિવાય કોઈને પણ સંભળાવીને જણાવ્યું નથી.

**तबते कुण लहे हमकी गत, सुजमे सकल सह्याने ।**

**जबते सुज पर ससुज पाय बीन, हमकु कोहु न जाने ।। (७३)**

મોટા ગણાતાં બુદ્ધિશાળી વેદનાં આચાર્યો બાહ્ય સુજમાં વિરામ પામ્યા છે. તો પછી સકર્તા ધણીને મળવાની અગમગતિ જગતનાં જીવો બિચારા કેવી રીતે જાણી શકે ? કારણ કે બાહ્ય સુજની પાર સસુજ રહેલી છે. તે પ્રાપ્ત કર્યા વિના નિજ કૈવલ પતિને જાણી શકાતાં નથી.

**तेही ससुजन अंश परम बीन, हवे नही रग रग ही ।**

**ज्यौं बदरी चनीके तरूके तन, पारस बेर न लगही ।। (७४)**

જે સ્વસુજનાં પ્રતાપે કૈવલ પદની પ્રાપ્તિ થાય છે. તે સ્વસુજ સર્વજ્ઞ પરમગુરુ એકલાજ

જાણતા હોવાથી, વિશ્વભરનાં ઘાટોની રોમે રોમ અને રગે રગની હકિકતને જાણે છે. તેમજ શિવ, બ્રહ્માની આદ્ય લઈ સિર્ગુણનિર્ગુણના જાણવાવાળા આચાર્યો ચણી બોરનાં વૃક્ષ જેવા છે. તે ચણી બોરના વૃક્ષને પારસ બોર લાગતું નથી. તેવી જ રીતે ઉપર જણાવેલાં સર્વે સ્વસુજ સિવાયનાં હોય, તે કૈવલ પદને જાણી શકતાં નથી.

**तबते जेतने अंश विशेषण, लघु दीर्घ होय जेता ।**

**तेही परकार सुज तेतनी लग, हवे सचेत सवेता ।। (७५)**

સકર્તા પતિએ સામાન્ય અને વિશેષ અનેક અંશો ઉત્પન્ન કરી જગતમાં વસાવ્યા છે. તે સર્વે નાની મોટી ગતિવાળા હોવાથી, જેની સુજ જેટલે સુધી પહોંચે તેટલું જ કાર્ય કરી શકે છે. જે જે અંશોમાં ન્યુનાધિક જેટલી સુજ છે. તેટલા પ્રમાણમાં સચેતન પણે રહીને જેની સુજ જ્યાં સુધી પહોંચતી હોય ત્યાં સુધીનો અધિકારી ગણાય છે.

ધીમંત કૃપાનિધિ ઉવાચ

**अहो धन्य करूणेश सकरता, सब विधी शुद्ध समजाई ।**

**अडंग कीयो मोही अति करुणार्से, उरमां धरी अपनाई ।। (७६)**

અહો કરૂણેશ સકર્તાધણી આપને અનેકવાર ધન્ય હો ! આપે અપાર કરૂણા કરીને મને સ્વસુજ બક્ષીને સર્વ પ્રકારની શુદ્ધ જાણ જણાવીને મને અડંગ મહા મજબુત બનાવ્યો છે. તેમજ આપે પોતાનો જાણીને અંતર હૃદયમાં ધારણ કર્યો છે.

**अबमे डगुभगु कहो कुणर्से, तुमेरी सह्य सहेतु ।**

**गति अनंत हवि हरिगतकी, कछु न करत अवेतु ।। (७७)**

પરમ વિશેષ અંશ કહે છે કે હવે મારે ડગવાનું કે ભાગવાનું કોનાથી રહ્યું ? અહો સકર્તાપતિ મારા ઉપર તમે પરમ હેત લાવીને પુરણ સહાયતા કરી છે.. જેથી મારા બાહ્ય હરિ સ્વરૂપમાં તમારી મહદગતિ આવવાથી હું અમાપ અનુભવ વાળો થયો છું. એટલાજ માટે આપનાં કરેલાં કૃતમાં જાણવાનું મારે કંઈ પણ બાકી રહેતું નથી.

**क्यौं करी हवुं अवेत अजायल, तुम मोइ हरदे रहेवुं ।**
**जेही विधकी होय जाण जथारथ, तेही विधी अकळ दयेवुं ।। (७८)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ હું અજાણ કેમ કરીને રહી શકું ? કારણ કે હું આદી અનાદીનો અજન્મા હોવાથી, આપના સાનિધ્યમાં સદા સદોદિત રહું છું. જ્યારે જ્યાં જેવું જાણવાની યુક્તિ હોય, ત્યાં આપ અકળ કળાની કળ ભરીને મારા ઉપર પ્રેરણા કરતા જ રહો છો.

**तो मेरी कुण रही समरता, जेही अनुभव उचरेही ।**
**कहे कुवेर सबदेन उकेलन, साम्रथ आप सबेही ।। (७९)**

પરમ કૃપાનિધિ સકર્તા પતિને કહે છે કે આપની પરમ પ્રેરણાથી અગાધ અનુભવની વાણીનો ઉચ્ચાર કરુ છું તે આપની આગળ હું વિશેષ કે અધિક છું એમ કહેવા પણું કયાં રહે છે ? સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે આપની અપાર કરૂણા થવાથી ક્રત, અક્રત અને સકર્તા પદનો ઉકેલન એટલે નિવેડો કરીને જગત ભરનાં જનોને જાહેર જણાવ્યો છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે સસુજ સુજકો નવદશમ્ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

## સિદ્ધાંત-૨૦

**શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તા મિલન રહેણી ઉદ્દભવ અનુક્રમકો વિંશતિતમ્ સિદ્ધાંત નિર્ણય**

**ધીમંત કૃપાનીધી ઉવાચ**

**अब तुम मीलो जेही सुक्रितसे, साम्रथ सरजन हारु ।**
**रहेणी करणी अखील अलोकीत, लोकीत विन विस्तारु । (१)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે નિજ સકર્તાપતિ ! જે સુક્રિત

કરવાથી આપ પ્રાપ્ત થાઓ છો. તે કરણી અને રહેણી અલૌકિક હોવાથી, જ્યાં સુધી સમસ્ત લોક નો વિસ્તાર થયેલો છે. ત્યાં સુધીનાં વર્ણનમાં અલૌકિક પદની રહેણી કરણી આવી શકતી નથી.

**लोकीतमे लोकीतके देवा, भीन्न भीन्न सब केहु।**
**त्रीगुण सक्त ओरु जोत सहीतके, उपासक अहंमेहु।।** (२)

પરમ કૃપાનિધિ કહે છે કે, આ ભવભરનાં સર્વે મનુષ્યો દેવ લોકોની ઉપાસના કરતા હોય, તે એક નહી પણ અનેક ભીન્ન ભીન્ન પ્રકારનાં ઇષ્ટોની ઉપાસના કરે છે. તે કહી બતાવું છું. કે, દશ અવતારોથી લઇ બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન સુધીની ભાવ ભરીને ઉપાસના કરી રહ્યા છે.

**तेही देवनकी क्रिया मीलनसे, पति परम नहि पाई।**
**ज्यौं ते महेल अवन सीडीयनसे, सुरलोक नव जाई।।** (३)

દ્રષ્ટાંતે જેમ કોઇ પૃથ્વી પર આવેલા મહેલનાં દાદરે ચઢવાથી સ્વર્ગમાં પહોંચી શકાતું નથી. તેવી જ રીતે દેવલોકને મળવાની બહીર મુખ ક્રિયા જે જપ, તપ, યોગ યજ્ઞાદી કરવાથી સકર્તાપતિનાં પદને પ્રાપ્ત કરી શકાતું નથી.

**दीपक के परकाशन पैये, सुर साम्रत के तेजु।**
**पुनी पारस नहि मीले दामसे, करता क्रत ईत केजु।।** (४)

જેવી રીતે દિપકના પ્રકાશ વડે સૂર્યનું અપાર તેજ જોઈ શકાતુ નથી તેમ અનંત ધન ખરચવા છતાં પારસ ખરીદી શકાતો નથી. એજ ન્યાયે ઈંદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ વગેરે ક્રતનું સાધન કરવાથી કૈવલ પદ પ્રાપ્ત થઇ શકતુ નથી.

**ईतके करम सकल उपचारन, जप तप तीरथ तनके।**
**पण अंतरके नहि अविलोकन, शुद्ध सनातन मनके।।** (५)

ઉપલક દષ્ટિનાં બાહ્યકર્મો જપ, તપ, તિરથ, વ્રત આદી કરવાથી મળતું ફળ અહીનું અહી જગતમાં શરીરો ધારણ કરીને ભોગવી શકાય છે. પરંતુ અંતર દ્રષ્ટિએ નિજ લક્ષનું અવલોકન કરી સકર્તા સનાતન સ્વામિને પ્રાપ્ત કરવામાં કામ લાગતું નથી.

**मनके तेही तन सहीत समोवड, इंद्रिकरण समेतु।**
**सकळ समोह मळीत अेकतायन, करहीत सजन सहेतुं।।** **(६)**

મન અને તન બન્ને સમોવડીયા છે. જેથી શરીર ઉપર સંપુર્ણ સંયમ લાવી. મનને પરમગુરુ વચનોના અંકુશમાં રાખી ઇન્દ્રિઓ અને અંતસકરણ આદી સઘળાં તત્વોનો સમુહ એક મુખી ક્રિયાવાળો કરીને હે સજ્જન તું સકર્તા સ્વામિ સાથે શુદ્ધ હેત લાવીને લક્ષ ભજન કર.

**रोम रोम रगरग तन सहीतम, गती मती वेत विलासी।**
**अंतर रहीत सतंतर हवीतव, खुदके खरे उपासी।।** **(७)**

સર્વજ્ઞ સ્વામિ સાથે સંપુર્ણ હેત ધારણ કરીને રોમેરોમ અને રગેરગમાં થતી ક્રિયાને એકમુખી કરવા બાહ્ય દષ્ટિને અંતર વૃત્તિમાં લીન કરવી, તત્વોનું આવરણ દુર કરવા અંતરવૃતિને પ્રણવની ગતિમાં સ્થિર કરી નિરંતર થયેલી જાણ વડે સ્વરૂપાનંદનો ઉમંગ ધારણ કરવાથી નિજ પતિને મળવાની ચાહનાનો વેગ વધી જાય છે. ત્યારે તે અંશ કર્તા કૈવલનાં લક્ષમાં તદરૂપ બની જાય છે. જેથી નિજાનંદનો આનંદ અહોનિશ ભોગવી શકે છે.

**खुदसो खलक जांहांन अंशनके, करता कारन कंदु।**
**ताई विना करता करतवके, बन वत फोंगट फंदु।।** **(८)**

સમસ્ત જગતમાં અનેક શરીરો હોઇ પ્રત્યેક શરીરોમાં અંશો રહેલા છે. તે સર્વ અંશોને ઉત્પન્ન કરનાર મુળ કારણ સકર્તાપતિ છે. તેમનાં સિવાય કર્તાનાં કરેલા જગતરૂપી કૃતમાં જે જે બનાવટી ઇશ્વરો જગ જાહેર હોય, સર્વે લોકો તેમને માને છે. તે સર્વ જીવોને માયાનાં ફોગટ ફંદમાં નાંખવાવાળા છે.

**तेही बनावन आचारजके, परचा परच धरीने।**

**पण कोउने कछु तरण कीये नहिं, ठग ठग गये मरीने।। (९)**

એ બનાવટી ઇશ્વરોનું સ્થાપન કરવાવાળાં સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યો છે. તેમણે જે ઇશ્વરોના નામથી અનેક પ્રકારનાં પરચા પરચીની વાતો કરીને જીવોને પદાર્થની લાલચમાં નાંખી દીધા છે. તેમનાથી સ્થપાયેલાં ઇશ્વરોએ એક ઘાસની સળી પણ બનાવી નથી. છતાં આવી રીતે જીવોને ઠગતાં ઠગતાં આચાર્યો અને તેમનાં સ્થાપેલાં ઇશ્વરો મરણને શરણ થઇ ગયાં. પરંતુ જગતને ઉલટા માર્ગે વાળી દીધું.

**मरी मरी गये बोहोरु नहिं उलटे, किरती रही अनेरी।**

**तीनमे कोईने कीये न कंचीत, वरथा भव भंभेरी।। (१०)**

તે સર્વે આચાર્યો અને ઇશ્વરો મરી ગયા પછી ફરીથી જગતમાં આવ્યા નથી. પરંતુ તેમનાં નામની અનેરી કિર્તિરૂપી છાયા મુકી ગયા છે. તે ઇશ્વરોએ કિંચિત માત્ર નવીન પદાર્થ બનાવ્યુ નથી. તો પણ તેમના ઉપદેશકો તેમની ફેલાવેલી કિર્તિનો આધાર લઇ ભવનાં લોકોને ઠગતાં જ રહ્યા છે. આવી રીતે જગતનાં જીવોને ભંભેરી ભુલમાં નાંખી દીધા છે.

**आद्य सकरता अचर चराचर, करी रखे करूणेसु।**

**मच्छ कच्छ वहेरा राम कृष्ण ल्यौं, सहीत सकल तन भेसु।। (११)**

સ્થાવર, જંગમ, દેવ, દાનવ અને માનવ ચૌદ લોક સુધી ક્રતનો જ પસારો છે. મચ્છ, કચ્છ, વૈરાહ, રામ અને કૃષ્ણ એ સર્વે કર્તાનું ક્રત હોઇ અને શરીરો રૂપી ભેખ સકર્તા પતિ એ પોતાના શુદ્ધ સંકલ્પમાં જે કળ ભરી રાખેલી, તે પ્રમાણે વિસ્તાર થતો આવેલો છે.

**अेही सबतंत हुते भवभरके, तीनमे करी प्रवेशा।**

**उपले काज करन विश्नुने, नवीन कीये नही लेशा।। (१२)**

ભવભરનાં સર્વ શરીરો સકર્તા ધણીનાં શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલાં છે. રામ કૃષ્ણ આદિ દશે અવતારોનાં શરીર પ્રથમથી જ ઉત્પન્ન કરીને નક્કી કરી રાખેલાં હતાં. તે

શરીરોમાં વિશ્નુએ પ્રવેશ કરી જગતમાં થયેલા સિરગુણના ઉપાસક સંત અને ભક્તજનોનાં ભૌતિક પદાર્થના ફળ આપવાનું કાર્ય કરી ગયા છે. પરંતુ કર્તાનાં કરેલાં ક્રતમાં કંઇ નવીન ઉત્પન્ન કરી ગયા નથી.

**ज्यौं नरपत कोउ देत नरनकु, मुलक रखनके अमलु।**
**तेही संभाळ रखे नटखटकी, जीनते बने न नवलु।। (१३)**

જેમ કોઇ રાજા પ્રમાણિક પુરુષને પોતાની સત્તા સોંપીને દેશને સાચવવા માટે રાખે છે. દેશમાં કોઇ પણ પ્રકારની ખટપટ ના થાય તે સર્વ સંભાળ રાખે છે. છતાં નવીન કાયદો પસાર કરવાનું કે, નવીન કાર્ય તેનાથી બની શકતું નથી.

**तेही माटे निज करता करतमें, वरते सकल सवेतु।**
**लख चोरासी जंत सहीत सुर, गुण अवतार समेतु।। (१४)**

સમસ્ત જગતમાં દેવ દાનવો કે મનુષ્યો ચોર્યાસી લાખ યોનીનાં શરીરો જે નિજકર્તાએ કરેલાં છે. સામાન્ય કે વિશેષ અંશો જે જે શરીરોમાં પ્રવેશ કરે છે, તે શરીરોને વશ પડીને વર્તે છે. દશ અવતારોની આદ્ય ચૌદ લોક પર્યંત બ્રહ્મા, વિશ્નુ અને મહેશ્વર તે પણ દેહધારી હોય તે શરીર પક્ષે કોઇ અંશ સ્વતંત્ર નથી.

**वळी कोईनेय कही कीये हुसे पण, पंचतत्त्वके लेई।**
**ज्यौं भाजन कोउ नवीन करे क्रत, अवन विभाग सबेई।। (१५)**

ઘણાં સમયથી લોકો કહેતા આવ્યા છે અને કહે છે કે, ભુતકાળમાં થઇ ગયેલાં રામ કૃષ્ણ કે ગુણનાં ત્રણ દેવો વગેરે જગતમાં ન હોય તેવું તેમણે શરીર ઉત્પન્ન કરી બતાવ્યું. તે પણ કર્તાનાં સર્જેલાં પાંચ તત્ત્વોનો આધાર લઈને જ કરી શકે છે. જેવી રીતે કોઇ કુંભાર પૃથ્વીમાંથી માટી લઇને ના જોયું હોય એવું નવું પાત્ર બનાવે છે. છતાં પણ પૃથ્વીની માટી નવીન નથી.

**तेही माटे कोउ फरक रचेतन, कर्ता करतसे सबही।**
**जेही कर्ताके आद्य करत विन, कोउसे बने न कबही।। (१६)**

કર્તાનાં રચેલાં આ જગતમાં મોટી વિભુતીવાળા વિશેષ અંશો ઘણાં છે. તે પૈકીનાં કોઇ દેવ વિભુતીવાળા વિશેષ અંશ પ્રગટ દેખાતાં શરીરોથી બીજા જ પ્રકારનું ઉત્પન્ન કરી બતાવે છે. પણ કર્તાનું રચેલું તત્ત્વરૂપી ક્રત તેનો આધાર લઇને જ કરી શકે છે. ક્રતમાં જે શક્તિઓ પોખેલી ન હોય તે કરી બતાવવા કર્તા સિવાય કોઇ સમર્થ નથી.

**तबते करत कुल करताके, ओर नहि कीये कोहुनसे।**
**पुनी सहेजसे हवीत नहि कीत, बीन सक्रत सुन मुन से।। (१७)**

સર્વે પ્રકારનાં તત્ત્વનું ક્રત સકર્તા ધણીની ઇચ્છા વૃત્તિથી ઉત્પન્ન થયેલું છે. અને તે તત્ત્વરૂપી ક્રતને ક્રિયાવૃત્તિ દ્વારા ન્યુનાધિક ભાગ મેળવીને અનેક ઘાટોની રચના કરી છે. તે કર્યા વિના થઇ નથી. અકર્તા- વાદીઓનાં કહેવા પ્રમાણે સહેજાસહેજ પણ કંઇ થયું નથી. નિષ્ક્રીય બ્રહ્મ તો મહા શુન્યનાં જેવું હોય, સદાનાં માટે સુન મુન રહેલું છે.

**जब करता अद्वैत एेकवीन, ओर नहि दुसरनही।**
**करी करी भेद भमाये भवकु, आचारज अन अनही।। (१८)**

અનાદિ એક સકર્તા ધણી વિના આ જગતને રચનાર બીજો કોઇ જ નથી. છતાં વેદ શાસ્ત્રોનાં ઉપદેશકોએ પોતાની માપક સમજ પ્રમાણે જુદાં જુદાં ઇશ્વરોની સ્થાપનાઓ કરીને ભેદ એટલે જુદાં જુદાં વિભાગ પાડીને જગતનાં લોકોને ભમાવીને ભ્રમમાં નાંખી દીધાં છે. એથી નિજકર્તાને કોઇ જાણી શકયાં નથી,

**करता एेक सकलके सरजन, एेक पीतु परजाई।**
**तीनकु भेद करीत भरमाये, न्यारे लक्ष लखाई।। (१९)**

અનંત લોકની આદ્યે સમસ્ત સંસારનાં સર્જનહાર એક જ નિજકર્તા છે. સામાન્ય, વિશેષ અનેક અંશો એક જ પિતાનાં પુત્રો છે. છતાં મતપંથનાં માર્ગદર્શીઓએ તેમની સમજ પ્રમાણે જુદાં જુદાં ઇષ્ટો સ્થાપીને ભેદ પાડી ન્યારા ન્યારા લક્ષો સમજાવી જગતનાં જીવોને ભરમાવી દીધાં છે.

**वेर कीये अनहुत आचारज, अेक पीतु परजामे,**

**पण करतारे कीयेन कोउने, नुन अधिक सरजाने।। (२०)**

નિજકર્તાથી રચાયેલાં જગતની વ્યવસ્થાનાં વહેવારનું સત્ય જ્ઞાન નહિં હોવાના કારણને લઇ એક જ પરમ પિતા પરમ પુરુષની પ્રજામાં મતપંથનાં આચાર્યોએ "અનહુત" એટલે નહિં હતું તેવુ ખોટું સમજાવીને સામાન્ય વિશેષ સર્વ અંશો સજાતીય નાના- મોટાં બંધુઓ હોવા છતાં અંદરોઅંદર વર્ગ પાડીને વેરઝેર ઊભું કર્યુ છે. સર્જનહારથી સર્જાયેલાં સર્વ ઘાટો દેવ, દાનવ, અને માનવ સર્વમાં થતી ક્રિયા એક જ સરખી હોય ન્યુનાધિક નથી.

**पादु पाण मुखनेन नाशा गुद, सबकु अेक सरीखे।**

**देव दनुज ओरु मरत लोकर्मे, नरपत कु जेही भीखे।। (२१)**

સર્જનહારથી સર્જાયેલાં સર્વ ઘાટોમાં દશે ઇન્દ્રિયોનાં દ્વારની ક્રિયા એક જ સરખી છે. જેમ કે, હાથ, પગ, શ્રવણ, નૈન, મુખ, નાશિકા, અને ગુદા વગેરે ઇન્દ્રીયો દેવ, દાનવ, માનવ, રાજા કે ભિખારી સુધી સર્વને એક જ સરખાં આપેલાં છે.

**अेही परकारनके अविगत पत, अंशन पर अनुरागी।**

**ऊंच नीच जोनी भुगततहे, अधम चलीत ले मागी।। (२२)**

એવી જ રીતે અવિગત સકર્તાપતિ સર્વ અંશો પર સરખું હેત રાખે છે. પરંતુ જીવમાત્ર સારા નરસાં કર્મો કરવાથી ઊંચ નીચ યોની ભોગવે છે. અને વધારે અધમ કર્મ કરવાવાળો જીવ અધમ-યોનીનો ઘાટ માંગી લે છે.

**या विधके नीज पत नरणीत हीत, कोउ पर नुन नरेसु।**

**भवकु पण करतासे अेकता, चहे सकल सरवेसु।। (२३)**

આવી રીતે નિજ પતિ સકર્તા સર્વ અંશોનાં કલ્યાણ દાતા સર્વનાં ઉપર સરખો પ્રેમ રાખે છે. તેમજ કોઇનાં ઉપર રેખમાત્ર ઓછો વત્તો ભાવ રાખતાં નથી. એટલાં જ માટે ભવભરનાં જીવોએ નિજકર્તાની એકતામાં રહેવા અંતરની શુદ્ધ ચાહના રાખવી જોઇએ.

**तेही भवकु अज्ञान हवीतसे, कर्ता लहे न केशु ।**

**पुनी तीनकु भीन्न भीन्न भरमाये, आचारज उपदेशु ।। (२४)**

જગતભરનાં જીવોને અધોદષ્ટિ થવાથી અજ્ઞાનરૂપી આવરણ આવેલું જ હતું. તે કારણને લઇ નિજકર્તાને જાણી શકયાં નથી. ફરીથી તેમને કરમ ધરમનો ઉપદેશ કરવાવાળા આચાર્યો મળ્યાં. તેમણે જીવોને ભીન્ન ભીન્ન ઇષ્ટોની ઉપાસનામાં વળગાડીને ભરમાવી દીધાં છે.

**तेही पण जग अज्ञान महीनके, मोटे अति अज्ञानु ।**

**लहे विना खुद कर्ता आद्यकु, वृथा वेत अभिमानु ।। (२५)**

જગતના જીવો નિજકર્તાને ભુલ્યાં, ત્યારથી જ અજ્ઞાન આવેલું છે અને તે અજ્ઞાનમાં વધારો કરવાવાળા જગતમાં મોટા ગણાતાં આચાર્યો મહા અજ્ઞાની મળ્યાં. જેથી નિજકર્તા વિનાની વિજાતીય ઈષ્ટોની વાતો કરી જીવોને જડ બુદ્ધિવાળા કરી નાંખ્યા છે. તે આચાર્યો આદ્ય સકર્તાને જાણતાં જ નથી. વળી તેમનો ઉપદેશ પરમ અર્થ સિવાયનો વૃથા હોવા છતાં અમો જ્ઞાની છીએ એવું અભિમાન રાખી, જગતનાં ગુરુ થઈ બેઠાં છે.

**तेही अभिमानी इष्ट भवके भल, अंधे अंध सराइ ।**

**जगधर मानन्दु महाद होय बेठे, सुज न परम पराइ ।। (२६)**

હે મિથ્યા અભિમાની આચાર્યો તમે આદ્ય કર્તાને ત્યજી દઈ આ જગતની અંદર વિજાતીય ઈષ્ટોની સ્થાપ્નાઓ ભલે કરી પરંતુ તમે સારાસારને સમજી શકયાં નથી, એ કારણને લઈ જેમ આંધળો માણસ આંધળાનાં વખાણ કરતો હોઈ, એવી તમારી સ્થિતી છે. નિજકર્તાને તમારા ઈષ્ટો પણ જાણતાં નથી. અને તમો પણ અજાણ છો. છતાં આ જગતમાં મોટપણાનું માન ધારણ કરીને બેઠાં છો. જેથી તમે પરમપરાનો વિચાર કરીને જોયું નથી.

**अेसे ही अंधे अंध सबनने, अनहृत इष्ट द्रढाये ।**

**खलक खेल रचना रचनारन, तेही गम कीनु न पाये ।। (२७)**

એવી રીતે સિર્ગુણ મતનાં આચાર્યો અને તેમને માનવાવાળાં અનુયાયીઓ અંતર દષ્ટિનાં આંધળા હોવાથી અંધે અંધ સર્વે મળીને અનિત્ય ઈષ્ટોની સ્થાપ્ના કરીને જગતના જીવોને જડ ઉપાસના દ્રઢ કરાવી છે. પરંતુ આ ખલકનાં ખેલની રચના કરનાર આદ્ય સકર્તાને નહિ જાણવાથી કોઈ પ્રાપ્ત કરી શકયાં નથી.

**अनुहुत इष्ट पायन करीयनसे, क्रतापाय नहि कोइ ।**

**तबते परम पोकार करीत हम, सकल सुनाइत सोइ ।। (२८)**

અનિત્ય દેહધારી ઈષ્ટોને મળવાનાં જપ, તપ, યોગ યજ્ઞાદિ કર્મ કરવાથી નિજકર્તાનું પદ પ્રાપ્ત થતું નથી તેટલાં જ માટે કૈવલ જ્ઞાનથી ભરેલાં અગણિત વચનો જાહેર જગમાં પોકાર કરી ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે સર્વે જગતનાં જનો તમો સુરતા ધરીને સાંભળો.

**जबते आद्य करतार मीलनकी, क्रिया करनकी भीनु ।**

**अति सचेत साच रग रग तन, उर परपंच रहीनु (२९)**

સકર્તા ધણીને મળવાની ક્રિયા જુદાં જ પ્રકારની છે. એવી રીતે કે, જપ; તપ વગેરે બાહ્યકર્મોનો ત્યાગ કરી, માયાના પ્રપંચથી રહિત થઈને સર્વાંગે સાચને ધારણ કરવું, રોમ રોમ અને રગેરગમાં સચેતનપણું લાવીને અંતરવૃત્તિએ ઉજાગ્રત રહી અતિ આરતપૂર્વક સાવધ થઈને ઉધર્વ દષ્ટિએ કૈવલ લક્ષનું રટણ કરવું.

**तीरथ व्रत जोग जप साधन, तप चौ आशन अैंशी ।**

**त्रीगुण सकत ओरु जोत मीलनके, पांय न खुद अविनाशी ।। (३०)**

તીરથ, વ્રત, યોગ, જપ, સાધનો સાધવાથી તેમજ ચોર્યાસી પ્રકારના આસન વાળી

અષ્ટાંગ યોગ સિદ્ધ કરનારને બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને જ્યોતિ નારાયણ સુધીનાં ધામોમાં પહોંચી શકાય છે. પરંતુ ખુદ સકર્તા ધણીનું ધામ પ્રાપ્ત થઈ શકતું નથી.

**जबते खुद अविनाश पायन के, पथ पालनके सोइ ।**
**दीव्य रहेस अविगत पतिके सम, तेही बतावहु मोइ ।। (३१)**

નિજ સકર્તા પતિને મળવાની પરેજી અને રહેણી અતિ દિવ્ય અને અવિગત છે. જેની વિગતનું વર્ણન વાણી દ્વારા થઈ શકતું નથી. જેવા નિજપતિ છે તેવો જ તેમનો અંશ હોવાથી એવી અલૌકિક રહેણીમાં રહેવાની રીત તે તમને કહી બતાવું છું.

**देव मीलन करीयनसे करता, मीले न कोटी उपाइ ।**
**ज्यौं ते लुण भखे कोउ नरके, रोग असाध न जाइ ।। (३२)**

જેવી રીતે કોઈ દરદી પુરુષ દર્દને મટાડવા યોગ્ય દવાને બદલે મીઠું ફાકે, તેથી તેનો રોગ દૂર થતો નથી. એ જ ન્યાયે દેવ લોકોને મળવાની ક્રિયા મીઠાં જેવી હોય, એવા કરોડો ઉપાય કરવા છતાં નિજ સકર્તા ધણીને પામી શકાતું નથી.

**ओही परकार लुणवत साधन, अे भवके भरते ही ।**
**जीनसे पायन परम पुरुष पति, करी करी मरो सबेही ।। (३३)**

એ જ પ્રકારે ભવભરમાં દેવોને મળવાનાં કર્મ સાધનો મીઠાં જેવાં છે. જેમ મીઠું ખાવાથી દર્દીનું દુઃખ દુર થતું નથી. તેવી જ રીતે દેવલોકોને પામવાના સાધન કરી કરીને મરી જાય તોપણ પરમ પતિ સકર્તાને પ્રાપ્ત કરી શકશે નહિં.

**जबते निज किरतार मीलनकी, क्रिया करनकी ओरु ।**
**जीनसे मीले परम परमेश्वर, भव जल भमे न बोहोरु ।। (३४)**

નિજકર્તાને મળવાની અલૌકિક ક્રિયા એવી રીતની છે. કે, બાહ્ય દૃષ્ટિની ક્રિયાનો ત્યાગ કરી અંતર દૃષ્ટિમાં આરત ભરીને અતિ સાવધપણે પ્રણવની ગતિમાં સ્થિર થવું,

અને ઉધર્વ દૃષ્ટિએ અમરમંત્રના આશયનું ચિંતન કરવું જ્યારે પ્રણવ સંપૂર્ણ સમ થઈ જાય. ત્યારે ઈન્દ્રિયો અંતસંકરણ આદિ તત્ત્વની ઉપાધિથી રહિત થવાય છે. તે ભુમિકા પર અંશ પોતાના નિજ સ્વરૂપને જાણીને સકર્તાની વ્યાપક ગતિ સાથે એકતા કરી શકે છે. તે અંશને ફરીથી આ ભવમાં આવવાનું રહેતુ નથી.

**तेही करीया करूणेश मीलनकी, बीन गुरु परम न पावे ।**
**बीनु परम गुरु परम पुरुषकी, कोहुन जान जनावे ।। (३५)**

નિજ કરૂણેશ પતિને મળવાની અલૌકિક ક્રિયા પરમગુરૂ વિના પ્રાપ્ત થઈ શકતી નથી, તેમજ પરમ પુરુષને જાણવાની અગમ્યગતિની જાણ પરમગુરુ સિવાય કોણ જણાવી શકે તેમ છે ?

**क्यौं करी जनवे सकळ अचेतन, ब्रह्मादिक सुर लगही ।**
**ओरनकी कुन गति गनीतमे, हुता नहि कोउ जगही ।। (३६)**

સકર્તા ધણીની અવિગત ગતિને કોઈ કેવી રીતે જણાવી શકે ? બ્રહ્મા વિશ્ણુ અને મહેશ્વર તેમજ ચૌદ લોક સુધીનાં સર્વ દેવો અચેત ગતિનાં હોવાથી પોતાના નિજ સ્વરૂપને જાણી શકતાં નથી. તો પછી બીજાઓની તો ગણત્રી કોણ માત્ર છે ? કારણ કે જ્યારે સકર્તા સ્વામિએ જગતની રચના કરી ત્યારે પરમગુરુ સિવાય જગતની અંદરનો કોઈ પણ અંશ હતો જ નહી.

**जादिन हुते आद्य करतारन, ओर नुता उत इतही ।**
**हमकु पण गत आप जणाये, साम्रथ होय सनमीत ही ।। (३७)**

જ્યારે સકર્તા પતિને ઉપજણ થયાં પછી અંકુરોની રચના કરેલી ત્યારે આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ પ્રકૃતિ અને પુરુષ સુધી કોઈ હતું જ નહિ તે સમયે પરમ વિશેષ અંશ કહે છે કે મહાન સમર્થ સકર્તાની સન્મુખ હું એકલો જ હતો. જેથી સકર્તાએ અતિ કરૂણા કરીને તેમનાં પદને જાણવાની તેમજ જગત સર્જનની અગમ ગતિ મને બક્ષીસ કરેલી છે તેથી જ હું તેમને યર્થાથ જાણું છું.

**आपे आप उमंग धरीत खुद, मुज पर महेर करीने ।**
**आद्य अंत मध्यकी हम उचरीत, जबते खबर परीने ।। (३८)**

જ્યારે ખુદ કૈવલ કર્તાએ આપોઆપ ઉમંગ ધારણ કરીને મારા ઉપર પુરણ મહેર કરી ત્યારે મને સર્વ પ્રકારની સુજ પડેલી છે. જેથી આદ્ય, મધ્ય અને અંતની હકિકતને સંપૂર્ણ જાણવાથી ઉચ્ચાર કરીને જણાવી શકયો છું.

**नहिंतरतो हम सम सरभरके, अंश सजात सरावुं ।**
**पण अदकाइ पति पक्षकी, परम विशेष कहावुं ।। (३९)**

સ્વામિ સકર્તાએ મહા કૃપાવંત થઈને તેમની અકળ ગતિ અમને બક્ષીસ કરી ના હોત તો સર્વે અંશોની બરાબરીમાં ગણાત. પરંતુ નિજપતિએ મને પોતાનાં પક્ષમાં રાખ્યો છે. જેથી અધિકાઅધિક અદકાઈ આવવાથી પરમ વિશેષ અંશ કહેવાઉ છું.

**परम विशेष अंश निजपतिके, अखील आद्य उपजाये ।**
**बोहोरु हमन के नेंन न आगे, ओ भव सकल पसाये ।। (४०)**

પરમ વિશેષ અંશ કહે છે કે, અનેક અંશોની પહેલાં નિજપતિએ અમને ઉત્પન્ન કરેલાં છે અમારી નજર આગળ સમસ્ત સૃષ્ટિનો પસારો કરેલો હોવાથી, અમે સર્વ રચનાને જાણીએ છીએ.

**करत सहीत करता अविलोकीत, उपजावंतां जगही ।**
**तेही उर रही समरती हमकु, आद्य थकी अबलगही ।। (४१)**

પરમ સકર્તા પતિ જગતની રચના કરતા હતાં. તે સમયે હું તેમની સાંનિધ્યમાં રહેલો હોવાથી નિજ પતિને તેમજ જગતનાં સર્વે કૃતને હું નિહાળતો હતો. તેથી જગતની આદ્યથી અત્યાર સુધીની સ્મૃતિ મને રહેલી છે.

**तब हम कोउसे नहिं पति आवु, इष्ट देव अल्पनसे ।**

**खुद खावन साथे द्रढ हमही, डगुन कोइ कल्पनसे ।। (४२)**

પરમ વિશેષ કહે છે કે, તેથી જ હું આચાર્યોના કલ્પિત સ્થાપેલાં અલપજ્ઞ ઈષ્ટો પર વિશ્વાસ લાવતો નથી. કારણ કે નિજ, સકર્તા પતિ સાથે હું પૂર્ણ દઢતા ધારણ કરીને રહેલો હોવાથી કેટલાંયે કલ્પોનાં અંતે ડગી શકું તેમ નથી.

**ओर दाम दल कुन लगाये, रतन अमुलख पाये ।**

**ताइ परंतु मीले पारसधन, रतने कुन रताये ।। (४३)**

જેમ કોઈ મહા ભાગ્યવાન ને અમુલ્ય રતન મળે તો બીજા ધન ઉપર દિલ શા માટે લગાવે ? અને વળી જેનું મુલ્ય ના થઈ શકે એવો તેનાથી અધિકાધિક પારસ પ્રાપ્ત થાય તો પછી રતન ઉપર પ્રિતિ શું કરવા લાવે ?

**पुनी पावे तीन पर चिंतामणी, पारस सम पासाणुं ।**

**कुन कमी तीनकु तन मनसे, करत दरब अविलानुं ।। (४४)**

અનેક પ્રકારની સમૃદ્ધિ જેનાથી પ્રાપ્ત થાય એવો સર્વોપરી શ્રેષ્ઠ ચિંતામણી ઉત્તમ ભાગ્યશાળીને મળે તો તે પથ્થર સમાન પારસ તેને શું કામનો છે ? તેનાં તન મનથી ભોગવવાની કોઈ વસ્તુની કમી રહેતી નથી. ત્યારે બીજા ધનનું અવલોકન તે શા માટે કરે ?

**तेही परकारन देव सकल धन, पारस रतन समोइ ।**

**चिंतामणी आपनुं चीत चितवन, जीनु सरभर नहि कोई ।। (४५)**

ચૌદલોકનાં દેવો દ્રવ્ય જેવાં હોઈ, બ્રહ્મા, વિશ્નુ અને મહેશ્વર, પ્રકૃતિ અને પુરુષ રતનની ગણત્રીમાં ગણાય છે. આત્મા અને પરમાત્મા તે પારસ સમાન હોવા છતાં નિજ સ્વરૂપનાં ચિંતવન રૂપ ચિંતામણીની બરાબરીમાં કોઈ આવી શકતા નથી.

**ओरू पारस चिंतामणी सहीतम, अरथै चित चितवनही ।**
**विनु चित्त चिंतवन कुन कामके, चिंतामणी रतनही ।। (४६)**

પરમ કૃપાનિધિ કહે છે કે પારસનાં સેવનથી જે અર્થ સરે છે. અને ચિંતામણીથી ઘણી જ સંપતિનું સુખ મળે છે. પરંતુ ચૈતન અંશના ચિંતવન સિવાય પદાર્થો સર્વ શ્રેષ્ઠ હોવા છતાં કંઈ પણ ફળ આપી શકતા નથી. એવી જ રીતે રતન જે ઉપયોગમાં લેવાનું હોય તે પણ ચિંતવન વિના કોઈ કામ આવતુ નથી.

**पारस चितवन लोह लगावन, कंचन काज करंतु ।**
**तेही हवे चितके चितवनसे, बिन चित्त हवे नरंतु ।। (४७)**

પારસનો ગુણ લોખંડને સોનું બનાવવાનો છે, તે પણ ચિતવન કરીને હાથમાં પકડી લોખંડ સાથે સ્પર્શ કરવામાં આવે ત્યારે જ સોનું બને છે, છતાં ચિતવન કરવામાં ના આવે તો નર્યો પારસ જ્યાં ને ત્યાં પડી રહે છે.

**चिंतामणी कारन आपने चित्त, देखो निज नैंननसे ।**
**भार अढार वरखके बीजग, ज्यौं उद्वित होय घनसे ।। (४८)**

પારસ અને ચિંતામણી ઘણી જ સમૃદ્ધિનું ફળ આપવાવાળાં છે. છતાં અંશવૃત્તિના ચિતવન સિવાય જ્યાનું ત્યાં પડી રહે છે. પણ આર્થિક સુખ આપતાં નથી જેવી રીતે અઢાર ભાર વનસ્પતિનાં બીજ પૃથ્વી સાથે મળીને રહેલાં છે પણ સઘન ઘનમાંથી વરસાદના વરસે તો એક પણ બીજગ ઊગતું નથી તે તમારી નિજ દૃષ્ટિથી નિર્ણય કરીને જુઓ.

**अेही परकार सकल रजतजकी, चित्त चितवने जनेही ।**
**बिनु चितके सूणोपति वतके सम, कछु न काज बने ही ।। (४९)**

ઉપર જણાવ્યા પ્રમાણે જે જે કાર્ય થાય છે તે ચિતનાં ચિતવનથી જ થયેલાં જણાય છે. જેમ સુષુપ્તિમાં અચેત પણે શુન્યવત રહે છે એવી જ રીતે ચિતના ચિતવન સિવાય કંઈ પણ બની શકતું નથી.

**तेही चितके कारन चैतन निज, आपनुं आप सहेतु ।**
**तेही सहेतनसे अेकता चित, हवी तव सकळ सवेतु ।। (५०)**

ચિતનું મૂળ કારણ નિજ આપનું આપ ચૈતન્ય અંશ છે. તે ચિતની એકતા ચૈતન્ય અંશ સાથે રહેલી હોવાથી શરીરમાં થતી અંતર બહાર સર્વ ક્રિયાને સરળપણે જાણે છે. અને શરીર સહીત સર્વાંગે હેત રાખે છે.

**जेही चित होत वेत चैतनसे, तेही चैतन निज अंशा**
**तेही अंशी निज पुरुष सनातन, ओर सब हवीत विघ्वंसा ।। (५१)**

તે ચિતની એકતા ચૈતન્ય અંશ સાથે રહેલી હોવાથી ચિત જાણ ગતિવાળું થયું છે. અને ચૈતન્ય અંશ કર્તા કૈવલનો સજાતીય હોય, તેમની બાહ્ય દૃષ્ટિ દ્વારા એકતા રાખીને રહેલો છે તે નિજ સકર્તા પતિ અને તેમનાં સર્વે અંશો વિના સમસ્ત વિશ્વનો ખેલ નાશ પામવાવાળો છે.

**हवीत विद्वंस सकल अवधि पर, निजपति विना नखेदा ।**
**आद्य अंत मघ्य रहत अखंडीत, सो सरजन सरवेदा ।। (५२)**

જ્યારે જગતનો અવધિ કાળ આવે છે ત્યારે નિજકર્તા પોતાની બાહ્ય દૃષ્ટિ સમેટી લે છે. તે સમયે બ્રહ્માંડની આદ્ય લઈ સમસ્ત લોકનો નાશ થઈ જાય છે. આદ્ય મધ્ય અને અંતમાં નિજ સકર્તા પતિ જગત સર્જનની સર્વ શક્તિઓ પોતાનામાં સમાવી તેમનાં અવિનાશી ધામમાં સદા સર્વદા અખંડ રહે છે.

**तेही सरजनकी सुज विना भव, भरम गये सब रीता ।**
**आपने आप सजात सकर्ता, कोउने नहि लहीता ।। (५३)**

તે સ્વામી સર્જનહારની અલૌકિક જાણ વિના વિશ્વભરનાં સર્વ જીવ અનિત્ય દેહધારી ઈષ્ટોમાં પ્રીતિ બાંધીને ભ્રમમાં પડી ગયાં છે. જેથી કોઈ સારાસારને સમજી શકયાં નથી.

એ કારણને લઈ નિજ આપનું આપ અને સજાતીય સકર્તાને નહિ જાણવાથી કોઈ પ્રાપ્ત કરી શકયા નથી.

**लहे सकलने नकल विजाती, असल नही अविनाशा ।**
**जीनु चितवनसे हुवे सकलको, अे सब अखिल विलासा ।। (५४)**

જગતભરનાં સર્વ જનો દસ અવતારોની આદ્ય લઈ બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર તેમજ આદ્ય શક્તિ અને નિરંજન સુધીનાં નકલી ઈશ્વરોની ઉપાસનામાં પ્રીતિ બાંધીને પોતાનાં તન, મન, ધન સમર્પણ કરી દીધાં છે. પરંતુ સર્વે અંશોના સજાતિય અસલ કર્તાની કોઈએ શોધ કરી નહિ તે અવિનાશી નિજ કર્તાના ચિંતવનથી બ્રહ્માંડની આદ્ય લઈ અનંત લોકોનો આનંદકારી વિલાસ ઉત્પન્ન થયેલો છે.

**अेही सब करतन के कारन कुल, जेही उपजावन हरंतुं ।**
**आप ही आप अकेल नवेरन, पुनि न बनीत अरंतु ।। (५५)**

આદ્ય સકર્તા પતિ સર્વ વિશ્વરૂપી ક્રતના મુળ કારણ રૂપ હોવાથી તેમણે જ બ્રહ્માંડની આદ્યે સર્વ લોકની રચના કરેલી છે તે સર્જન અને વિસર્જન પોતે જ કરતાં હોય, સર્વ પ્રકારની વ્યવસ્થાનો નિવેડો લાવે છે. તેવું અદ્દ્ભુત કાર્ય બીજાં કોઈથી બની શકે તેમ નથી.

**सकल देवके इष्ट सकरता, पुरुष शक्ति गुण आदु ।**
**इस अवतार समेतही सरजन, पर कोउ नुता अनादु ।। (५६)**

આ વિશ્વમાં દશ અવતારોથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમજ આદ્ય શક્તિ અને નિરંજન વગેરે એ સર્વને જગતનાં જનોએ ઈષ્ટ માનેલાં છે. તે સર્વ ઈષ્ટોનાં ઉત્પન્ન કરવાવાળા સકર્તા ધણી હોવાથી તે તમામ ઈષ્ટોનાં સર્વોપરી ઈષ્ટ છે. તે નિજપતિ પોતાના સ્વધામમાં અનાદિ કાળનાં હોય, જ્યારે સર્વ ઈષ્ટોનું સર્જન કર્યુ ત્યારે ત્યાં બીજો આજુબાજુનો કોઈ ઈષ્ટ હતો જ નહી.

**तिनके अंश उपायल आपन, जबते सकल सखेतु ।**
**अणुनी आद्य तनु जंत चराचर, पुम परधान समेतु ।। (५७)**

તે કૈવલ કર્તાએ સામાન્ય વિશેષ સર્વે અંશોને ઉત્પન્ન કર્યાં છે અણુથી લઈ ઝીણામાં ઝીણા જીવજંતુ સ્થાવર અને જંગમ ચૌદલોક પર્યંત આદ્ય શક્તિ અને નિરંજન સહીત વિભુતિનાં ભેદે જગત દષ્ટિએ નાના મોટાં જણાય છે. પરંતુ નિજકર્તા પક્ષે સર્વે અંશો એક જ સરખાં છે.

**याहां लग नहि आपने कोउ कर्ता, अे भव भर सब बंधु ।**
**सब परिवार अेक पितुके पख, ओर सब रचे सो फंदु ।। (५८)**

મૃત્યુલોકથી લઈ ચૌદ લોક પર્યંત આદ્ય શક્તિ અને નિરંજન સુધી આપણે સર્વે બંધુઓ છીએ તમામ અંશો એક જ પરમપિતાનો પરીવાર હોવા છતાં જગતની અંદર કોઈ અંશ હું કર્તા છું, એમ કહીને પોતાને ભજાવે તો એ ખરેખર ફંદ જ છે.

**फंदे फंद फोगट मुगताअे, आचारज जे सबेही ।**
**निजपतिसे लख पते लगे बिन; काज न होवत कबेही ।। (५९)**

આ વિશ્વમાં સિર્ગુણનાં સર્વ આચાર્યો અનિત્ય દેહધારીને ઈશ્વરો સ્થાપી તેમનાં ઉપજાવી કાઢેલાં લક્ષરૂપી મંત્રો જીવોને જણાવી સમજાવ્યું કે, આ મંત્ર જપવાથી તમારી મુક્તિ થશે. પરંતુ જે જે ઈષ્ટોનાં નામનાં મંત્રો અનિત્ય અને વિજાતીય હોવાથી તે લક્ષનો જાપ નિજપતિને પહોંચતો નથી. તે કારણને લઈ કોઈ પણ જીવનું કૈવલ મોક્ષ પામવા રૂપ કાર્ય સિદ્ધ થતું નથી.

**कुण लगावे पति परम के, जाण विना जुग 'धरही ।**
**पंथी पंथ आचारज सहितम, कथ गये अरके अरही ।। (६०)**

સકર્તા પરમ પતિની ભાળ કોણ મેળવી આપે ? કારણકે જગત રચાયું ત્યારથી ભુલ

પડેલી છે.. તે કારણને લઈ કોઈ નિજ સ્વરૂપનો વિચાર કરી શકયું નથી. તો નિજકર્તાને કેવી રીતે જાણે ? મત પંથનાં આચાર્યોએ કથની કથીને જગતનાં જીવોને જે કાંઈ સમજાવ્યું તે કર્તા સિવાયનું બીજું જ હોય, જુઠે જુઠું જ છે.

**अर अरमे कोउ नहि निज कर्ता, करत मही कीनुं कोइ ।**
**ज्यौं कोइ कसबीन से कसबनमे, कसबी हवे न सोइ ।। (६१)**

નિજકર્તા ધણીનાં કરેલાં જગતરૂપી કૃતમાં દેવ દાનવ કે માનવ અર અરમે એટલે વધારે આયુષ્યવાળા કે ઓછા આયુષ્યવાળા સર્વે નાશ પામવાવાળા હોય, તેમાં કોઈ કર્તા થઈ શકતાં નથી. દૃષ્ટાંતે જેમ કસબીના કરેલાં કસબમાંથી કોઈ કસબી બની શકતો નથી. તેવી જ રીતે કર્તાનાં કૃતમાંથી કોઈ કર્તા થઈ શકે જ નહિ.

**त्यौं किरतार करतकी अंदर, नहि न हवे निरबानु ।**
**प्रेरीत अंश अखिल विलसावे, निजपति नहि निधानु ।। (६२)**

નિજ કર્તાના કરેલા કૃતમાં કદાપિ કર્તા આવી શકતાં નથી તેમના ઉત્પન્ન કરેલાં અનેક ઘાટોમાં વસાવેલાં સર્વ અંશો સામાન્ય કે વિશેષ નિશ્ચયથી કહું છું કે, અનેક ઉપાયે કોઈ કર્તા થઈ શકતા નથી.

**बिनु निजपतिके पक्ष अनेकही, बहु विधि भव भरमाये ।**
**कारण थपी करत की मही ले, आचारज उलजाये ।। (६३)**

નિજપતિ સિવાયનાં સિર્ગુણના આચાર્યોએ ધર્મનાં નામે અનેક પક્ષો સ્થાપીને ભવનાં જીવોને ભરમાવી દીધાં છે. સકર્તા પતિનાં કરેલાં કૃતમાં વિશેષ વિભુતીવાળા દેવોને કર્તા મનાવી, આજ જગતનાં કારણરૂપે કર્તા છે, એવું સમજાવીને આચાર્યોએ જગતનાં જીવોને ગુંચવણમાં નાંખી દીધાં છે.

**तेही उलझणमे अंश सकल को, विनहुत वेर वसाइ ।**
**लडी लडी मुवे आद्य विनु गतके, अेक पितु परजाइ ।। (६४)**

ઉપર જણાવેલાં મતપંથોની ગુંચવણમાં ને ગુંચવણમાં સર્વ અંશો વિનહુત એટલે જેમાં નિજકર્તા પદ નથી છતા આ ખરું કે તે ખરું તેવી ખેંચાતાણમાં પડી જવાથી એક જ પરમ પિતાની આપણે પ્રજા છીએ. એવી સુજ સમજણ વિના ભાઈ ભાઈમાં એકબીજા સાથે વેર વધારી લઈ લડીને મરી ગયા તો પણ આદ્ય કર્તાની ગતિને જાણી શકયાં નથી.

**तेही पितुकी पहेचान न कोउकु, जुगधर यश गायनकु ।**
**वरथे वरथ पोकार पति विन, कहो कुन गत पायनकु ।। (६५)**

સર્વે અંશો એક જ પિતાનાં પુત્રો છે. એ પરમ પિતા સકર્તાના જ્ઞાન વિના જગત રચનારની આદ્યથી ભુલ પડી ગઈ છે. તે કારણને લઈ કોનાં જશ ગુણ ગાવા એવો નિર્ણય નહિ થવાથી શુદ્ધ સમજણ વિના દેખાદેખી જુદાં જુદાં પ્રકારના દેવોની ભકિત કરવા લાગ્યા તેમાં પોતાના કલ્યાણનો અર્થ નથી. એવા વ્યર્થ દેવોનાં નામનો પોકાર કરી કરીને કેટલાંય મરી ગયાં કહો કે, તેમની શું ગતિ થઈ હશે ? તેનો કોઈએ વિચાર જ કર્યો નથી.

**बिनु गतके वहीवट भवभरमे, अमथे अमथ अनेकु ।**
**निजपति विना पराइ प्रीतमे, सरे न काज कीनेकु ।। (६६)**

નિજકર્તાની અગમ્ય ગતિની જાણ વિના જગતનાં અનેક લોકો ધર્મોની વ્યવસ્થાઓ કરવામાં અમસ્તે અમસ્તા એક બીજાને જોઈ કરતા આવ્યા છે. સ્વજાતિ કર્તાના જ્ઞાન વિના પરાયા વિજાતીય ઈષ્ટોમાં પ્રીતિ બાંધી તેમની ઉપાસનાઓ કરી રહ્યાં છે. પરંતુ જેના સજાતીય છે તેનું શરણ શોધ્યા સિવાય કોઈનું કલ્યાણ થશે નહિ.

**काज करन निजपति विनाके, नहि कोउ देव लोकनसे ।**
**रवि मारुत ओरु इन्द्र चंद्र कज, करत ही जीनु हुकमसे ।। (६७)**

નિજ સકર્તા પતિ વિના જગતનાં જનોને બાહ્ય સુખશાંતિ આપવાનું કાર્ય દેવલોકોથી પણ થઈ શકતું નથી. સૂર્ય ચંદ્ર ઈન્દ્ર અને પવન એ નિજ પતિના હુકમથી નિયમમાં રહી કાર્ય કરી રહ્યાં છે તે તમો પ્રત્યક્ષ નિહાળીને જુઓ.

**तिनकी आद्य सकल जेतने भर, छुद्र देव सहितमही ।**
**जडाकार जडमत जुगधरसे, रचे जेही जतमत ही ।। (६८)**

ઉપર કહી બતાવેલાં દેવોની આદ્ય લઈ બ્રહ્માંડ ભરનાં સર્વે દેવોને નિજકર્તાએ જેને જેટલી ગતિ આપેલી હોય તેટલું જ કાર્ય કરી શકે છે. જગત રચાયું ત્યારથી ઉત્પન્ન કરેલી નવ કરોડ દુર્ગા વિગેરે નાની મોટી ગતિવાળા સર્વ દેવોને નિજકર્તાએ જતમત જડાકાર કરી રાખ્યાં છે. જેથી વધારે પડતું કોઈપણ કાર્ય કરી શકતાં નથી.

**तेही के तेही परकार सकलकु, वर्त्या जाय सब देवा ।**
**देखो अेही निजपतीकी निरमीत, चलीतव हाल हंमेवा (६९)**

તેજ પ્રકારે તમામ દેવલોકો જેને જેટલો અધિકાર આપવામાં આવ્યો છે તેટલું જ કાર્ય નિજકર્તાના હુકમમાં રહીને કરી રહ્યાં છે. જગત રચાયુ ત્યારથી અત્યાર સુધી નિયમમાં વર્તી રહ્યાં છે. નિજકર્તાના બંધારણ મુજબ આખા વિશ્વની વ્યવસ્થા હંમેશના માટે જેમ છે તેમ ચાલી રહી છે તે તમો ન્યાય દષ્ટિથી નિશ્ચય કરીને જુઓ.

**पण कोइने कछु नवीन कीये नहि, करता करतमां कोइ ।**
**लक्ष चोर्यासी जीवजंतमे, नवीन सरजे नहि सोइ ।। (७०)**

સકર્તા પતિએ સમસ્ત વિશ્વનાં ક્રતરૂપ જે રચના કરી છે. તે નિજકર્તાના કર્યાં પ્રમાણે ઉત્પતિ ક્રમ ચાલીજ રહ્યો છે. તેમાં કોઈએ નવીન તત્વ બનાવ્યું નથી. જે ચોર્યાસી લાખ પ્રકારના બીબાં બનાવ્યા છે. તેમાં કોઈએ એક પણ બીબાંનો વધારો કે ઘટાડો કર્યો નથી તે જ નિજકર્તાનો ન્યાય દેખાય આવે છે.

**पंच तत्व गुण सहीतमके सद, पुम परधान समेतुं ।**
**कर्ता करत आदु उपजायल, भासत हे भव खेतु ।। (७१)**

પરમ સકર્તા પતિએ પ્રથમ પાંચ તત્વો ગુણ, આદ્ય શક્તિ અને નિરંજનને પોતાની ઈચ્છાવૃત્તિમાંથી ઉત્પન્ન કર્યા છે. એ મહાન વિશાળ ગતિનાં સમષ્ટિ તત્ત્વોને ક્રિયાવૃત્તિ દ્વારા ઉલટ સુલટ મેળવીને આ ભવરૂપી ખેતર તૈયાર કર્યું છે. તે પ્રત્યક્ષ દેખાય છે.

**चौ खटसे हवीत सकल तन, विविधी भात भिन्न भिन्नही ।**
**उलट सुलट कोउ तंत भवे पण, धर तंत कीये न कीनही ।। (७२)**

દશ મહા તત્વોના ક્રિયા વૃત્તિ દ્વારા ઉલટ સુલટ ભાગ મેળવીને અનેક ભાતનાં અનંત શરીરો નિજકર્તાએ બીજગ રૂપે રચેલા છે. પ્રત્યેક શરીરોમાં તત્વોની પોખણી પ્રમાણે એક શરીરમાંથી કેટલાક શરીરો ઉત્પન્ન કરી શકે છે. પરંતુ મુળ જે મહાતત્વો છે તેને ઉત્પન્ન કરી શકે તેવો કોઈ સમર્થ નથી.

**धर तंत निज करतारनके क्रत, ज्यौं चीतरनके रंगु ।**
**चीतरे चीतर अनेक अपारन, रंग थकी सब अंगु ।। (७३)**

નિજ સકર્તાપતિએ પ્રથમ અદ્રષ્ય મહા તત્વો વિશાળ ગતિનાં ઉત્પન્ન કરેલાં છે. તે કર્તાનું મુળ ક્રત ગણાય છે. તેની અંદર સર્વ તત્વોનો રંગ ભરેલો છે. જેવી રીતે ચિત્રકારને જેવાં ચિત્રો બનાવવાં હોય તેવા જ કલરો મેળવીને તૈયાર કરે છે. જ્યારે જ્યારે ચિત્રો બનાવીને બતાવે છે ત્યારે બહુ વિધ પ્રકારના દેખાય છે. તેવી જ રીતે પ્રત્યેક શરીરોનાં રંગ મહાતત્વોમાંથી સંજમ ભોગવૃત્તિ અને ક્રિયા વૃત્તિ દ્વારા કરવામાં આવ્યા છે.

**ओही परकारे मूळ तंतसे, उपजीत है सब देही ।**
**अलग अलग अलंकारनसे इत, दरसे सकल सबेही ।। (७४)**

એજ પ્રમાણે નિજ કરતારે મૂળ તત્વમાં સર્વે તત્વો સમાવેલાં હોઈ તેજ તત્વમાંથી એક પછી એક અનેક શરીરો ઉત્પન્ન થયા છે. ઘાટની દષ્ટિએ તમામ ન્યારા ન્યારા દેખાય છે. છતાં સર્વ દેહોનું આદી કારણ મૂળ તત્વ જેમનું તેમ રહેલું છે.

**अलंकार जेही निज किरतारन, कीये सकल सब जेते ।**
**तेही पण बने नहि कोउ कीनसे, साम्रथ बीना सबेते ।। (७५)**

નિજ કર્તાએ અનંત પ્રકારના અલંકારો એટલે શરીરો બનાવ્યા છે. તે ન્યારા ન્યારા

હોય એક બીજાની સાથે બરાબરીમાં આવી શકતા નથી. એવી અદ્ભુત કળા સર્જનહાર સિવાય બીજો કોઈ પણ કરી શકે તેમ નથી.

**तबी तव साम्रथ अेक सकरता, ओर नहि कीन केवुं ।**
**आद्य अंत मध्य करीत निराक्रण, छेवट कीये सभेवुं ।। (७६)**

જગતભરની અનંત રચના જોઈને સિદ્ધ થાય છે. કે એક સમર્થ નિજ કર્તા સિવાય કોઈ કરી શકે તેમ નથી. આદ્ય, મધ્ય અને અંત સુધીમાં જ્ઞાન દૃષ્ટિએ નિહાળીને છેવટનો નિવેડો કરી પ્રગટ અને ગુપ્ત ભેદ ખુલ્લો કરી ભગવાન કરૂણાસાગર જણાવે છે.

**निज करता बिन बने न कंचीत, उचरे अगड करीने ।**
**मेरी कही अगमकी गतीयां, फरक न हवे फरीने ।। (७७)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, આદ્ય સકર્તા વિના વિશ્વ ભરમાં કોઈથી કિંચિત માત્ર કંઈ પણ બની શકે તેમ નથી. હું અગમ્ય ગતિનો નિર્ણય કરીને નક્કર યાને મજબુત શબ્દોનો ઉચ્ચાર કરી કહું છું કે મારા બોલેલા શબ્દોમાં ફેરફાર કરવાની શક્તિ શિવ, બ્રહ્મા અને વિષ્ણુ જેવાની પણ નથી.

**तीनकी कहुं समज सर्वज्ञे, अज्ञै ईष्ट जीनेहुं ।**
**जेही जीनके गुरूज्ञान लक्षकुं, द्दढ कर रहे सबेहुं ।। (७८)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે મારી સર્વજ્ઞ ગતિના અનુભવથી જગતનાં અજ્ઞાની મનુષ્યોને સમજાવતા કહું છું કે જેને જેવી ગતિના ગુરૂ મળ્યા તેને તેવું સમજાવીને તેમના મન દ્દઢ કરાવ્યા છે.

**तेही द्रढ करवावनके निज गुरू, करी करी पेज पसाये ।**
**आपनी जुगत थकी जुगधरमें, परमीत पंथ चलाये ।। (७९)**

જગતના જનો પણ અજ્ઞાની અને તેમના ગુરૂ પણ અજ્ઞાની હોય તેમને અતિ યુક્તિ કરીને પ્રપંચના પંથો સ્થાપી શુદ્ર દેવોની ઉપાસનામાં જીવોને વળગાડી દીધા છે.

જગત રચાયું ત્યારથી આજ દિન પર્યંત પોતાની રચેલી યુક્તિઓની જાળમાં લોકોને ફસાવી દીધા છે. કોઇ સજ્જન સાચું કહેનાર મળે છતાં છટકી ના શકે તેવી બનાવટી વાતો સમજાવીને જીવોને જકડી રાખ્યાં છે.

**तेही पंथ परमीत करतवके, हवे न करन बिनाई।**
**मात पिता विन प्रजा पराई, कहो कीनने कीत जाई।। (८०)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે કર્તાના કરેલા જગતમાં કૃતના અનિત્ય દેહધારીઓના નામના પંથો સ્થાપી પાખંડનો જમાવ કર્યો છે. નિજ કર્તાના સજાતિય અંશોને જડ ઉપાસના દ્રઢ કરાવી સ્વાર્થી ગુરૂઓએ જીવોને અવળા માર્ગે ચઢાવી દીધા છે. માટે સાચા પિતા સિવાયની પ્રજા પરાયા એટલે પારકા ઘેર કયાં જશે તેમની હે આચાર્યો તમને જરા પણ દયા ન આવી ?

**ओरू उदवित खाणे तनुं उपजीत, जळ पृथ्वीके जोगु।**
**मात पिता तीनके तेही तदपी, कदपी न हवे विजोगु।। (८१)**

ઉદવિત ખાણના તનુઓ અઢાર લાખ સ્થાવર જાતિના છે તેના માતા-પિતા પૃથ્વી અને પાણી હોય. એના પોષણથી ઉગીને વૃદ્ધિ પામે છે. તેમના માતા પિતાથી કદાપિ કોઇ પણ વૃક્ષ વિયોગી બનતું નથી.

**तबते कोईने कीये विना तो, रहे सुन्यके सुन्य अजही।**
**तेही माटे कर्तापद अचळीत, आद्य थकी द्दढ धजही।। (८२)**

ભવભરના અનંત ઘાટો સકર્તા ધણી વિના ઉત્પન્ન થતા નથી. કારણ કે સહેજ હોય તો આકાશની જેમ વધવા ઘટવાનો ગુણ સંભવે નહિ. માટે સર્વ ઘાટોના સર્જનહાર અપાર સક્રિય ગતિવાળા હોવાથી પ્રત્યેક ઘાટોમાં સક્રિય ગતિ પોખેલી છે. તેથી જ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જ જાય છે. તે તમે જ્ઞાન દ્દષ્ટિએ વિચારીને જુઓ.

: સુનવાદી :-

**सुनवादीने सुन्य कीये सद्द, तेही पण निज चैतनसे ।**

**अन ईश्वर अनहुत उचरनके, करी विलोकन मनसे ।। (८३)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે સુન્યવાદીઓએ આકાશને સર્વના કારણ રૂપ માન્યું છે તે આકાશમાં સર્જવાનો કે લય કરવાનો ગુણ સંભવતો નથી. એ અન ઇશ્વરવાદીઓ નિજ ચૈતનનો વિચાર કરીને જુએ તો જરૂરથી જાણી શકે કે શુન્યને માનનાર અને જાણનાર પોતાનું નિજ સ્વરૂપ છે, તે નિજ સ્વરૂપ સક્રિય સજાણ અને ચૈતન ગતિવાળુ છે. એવા ગુણ આકાશમાં નથી તે તમે તનમનથી ખોજ કરીને જુઓ.

**ओरूक्रत अक्रत अनुभवके, तिनके कर्ता तेही ।**

**निज चैतन तन मळीतव उचरीत, कहो कोण वदे विदेही ।।(८४)**

અકર્તા બ્રહ્મના પ્રકાશક અને કૃત:રૂપ જગતના ઉત્પન્ન કરનાર અનંત ઐશ્વર્યતા વાળા નિજ સકર્તા સ્વામિ છે. તે કરનાર અને અનુભવનાર પોતે જ હોય જડ ચૈતનનો યોગ મેળવીને સમસ્ત સૃષ્ટિનો વિસ્તાર કરેલો છે. તો હે ! અન ઇશ્વરવાદીઓ તમે પોતાને વ્યાપક માનો છો, ત્યારે જડ શરીરને નિજ ચૈતનના સંબંધે વાણીનો ઉચ્ચાર થાય છે. તો પછી તમે કહેશો ખરા કે, દેહ વિના વિદેહ દશામાં વાણી બોલી શકાય છે ખરી ?

**नास्ति करे तो मन अनुभवसे, आस्ति मन अविलोकी ।**

**ससोपतिमां करन ज्ञानकी, कांहां गत गई तमोकी. (८५)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે અન ઇશ્વરવાદીઓ ! તમને નાસ્તિક આસ્તિકનો અનુભવ જાગ્રતમાં મન દ્વારા થતો હોય, તે પ્રત્યક્ષ દેખાય છે. તો પછી સુસુપ્તિ અવસ્થા થતા મન કયાં ગયું ? જે જ્ઞાન ગતિ તન મનને ચૈતન કરનાર કયાં જઇને વિરામ પામી ? તેનો તમે જવાબ આપશો ખરા કે ? કયાંથી આપે ? તે ગતિને તમે જાણતા હોય ત્યારેને ?

**जाग्रतमां सब ज्ञान करत हो, अे सब मनकी मोजा।**
**मन गये कछु न मालम, जबते रहे अमोजा ।। (८६)**

હે અકર્તાવાદીઓ, જાગ્રત અવસ્થામાં તમે જ્ઞાન કથાની વાણીનો ઉચ્ચાર કરો છો. જ્યારે સુષિપ્તિ અવસ્થા થાય, ત્યારે વાણીનાં ઉચ્ચારની મજા કે મન રહેવા પામતાં નથી. જ્ઞાન પણ અદેશય થઇ જતું હોવાથી નિંદ્રાના તાબે થઇ જાઓ છો. ત્યાં જાગ્રતની જાણ રહેતી નથી તેને જ તમે વિદેહ દશા માની છે કે શું ?

**तेही अमोज असुज मिटावन, सक्रत कीये करतकु।**
**दिव्य नैंनसे दर्श भये सब, तुम लक्ष नहिं अरथकु।। (८७)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, નિજ સકર્તાપતિએ ક્રત રૂપ તત્વો, વ્યક્ત અને અવ્યક્ત ઓછાવત્તા ભાગ મેળવીને પરમ કારણથી લઇ સ્થુલ સુધીના પાંચ દેહની રચના કરી છે. તે તમારા મનની મુંઝવણ મટાડવા જ્ઞાન દષ્ટિએ વિવેક કરી, ભાગ ત્યાગની લક્ષણાએ નિવેડો કરીને જોશો તો તમારા નિજ સ્વરૂપનો ખ્યાલ આવશે. અને તમારો અકર્તા લક્ષ મિથ્યા છે. એવી શુદ્ધ સમજ પડશે..

**अे तो सुन लक्ष सषोपतके, अक्रत अंध अभागी।**
**जाहेर जाहान दर्श दूरघट गत, अनुभव जोयुं न जागी।। (८८)**

હે અકર્તાવાદીઓ તમે અભાગી અને ચક્ષુ વિનાના હોવાથી કર્તાની પ્રત્યક્ષ રચનાને જોઇ કે જાણી શકતાં નથી જે નિજકર્તાએ જડ ચૈતનનો જમાવ કરીને વિધવિધ પ્રકારનાં તનુઓ બનાવ્યાં છે. તેને જેમ છે તેમ, સમજવા મોટાં ગણાતાં મહા પુરૂષોની બુદ્ધિઓ થાકી ગઇ છે. તો પછી સ્વરૂપને જાણવું કેટલું દુર્લભ ગણાય ? એ વિચારવા જેવું છે. તમારો મત તો સુષુપ્તિનાં જેવો શુન્ય હોય તેમાં જોવા કે જાણવાનું હોય શકતું જ નથી. તો પછી તમારે જાગીને અનુભવ કરવાનો કયાં રહે છે ?

**निज कर्ता गत तुम नहि पायल, जीनुं अकळ अत खेला।**
**रूप अरूपी तीनु करामत, संग न कोहुं सबेला।। (८९)**

હે બ્રહ્મજ્ઞાનીઓ, અનંત ઐશ્વર્યતાવાળા નિજ સકર્તા ધણીને તમે જાણી શકયાં નથી. તે અપરંપાર અકળ ગતિવાળા હોવાથી કોઇના સંગ કે સાથ વિના, રૂપ અને અરૂપનો સંબંધ જોડી જેનો અંત ના લાવી શકાય એવા અનંત ઘાટોની રચના કરી છે. એ પ્રત્યક્ષ જોવા છતાં તમે સમજી શકતાં નથી. એ તમારા માટે શરમાવા જેવું છે.

**रूप सकल रचनाय चराचर, अरूप सकल अलपावे।**
**ज्यौ बादलकी ब्रात गरजना, समरे शुन्य समावे। (९०)**

જેમ આકાશમાં અચાનક વાદળો ઉત્પન્ન થઇ જાનૈયાની જેમ ટોળેટોળાં ગર્જના સાથે આમતેમ જતા દેખાય છે. પરંતુ અદશ્ય થઇ જતાં વાદળ કે ગર્જના રહેવા પામતાં નથી. નિર્મળ એકલું આકાશ જ રહે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે અરૂપ ગતિમાંથી અનેક રૂપ રંગવાળા આ વિશ્વનું સર્જન કર્યું છે. એનો અવધિકાળ આવતાં જ્યાંથી ઉત્પન્ન થયું ત્યાં સમાઇ જાય છે તે અકળ ગતિનો તમે વિચાર કર્યો છે ખરો કે ?

**अदर्श दर्श हवे न नास्ति, कुल करामत कारनमें।**
**तेही कारन सरजनके संकल्प, सफुरे जेही धारनमे।। (९१)**

જ્યારે સમસ્ત દશ્ય જગત એની મુદત આવતાં અદશ્ય થઇ જાય છે. છતાં તેનો નાશ થઇ જતો નથી એ સમસ્ત જગતનાં ઉદયનું કારણ સંકલ્પ છે. એ સંકલ્પનાં કરનાર સંકલ્પી આદ્ય સકર્તા ધણી હોય, તેમની ધારણા ગતિ પ્રમાણે ફરીથી જગતને ઉત્પન્ન કરે છે.

**जो निजमे अंकुर न होय तो, ईच्छवन करत पणानु।**
**तो करतवमे प्रगट हवे क्यौं, कारन विना पणानुं।। (९२)**

નિજ સકર્તા ધણીની અંતર વૃત્તિમાં ઉપજણ રૂપી અંકુર અંખડ રહેલું છે. જ્યારે ઉપજણ ઉપજી આવે છે. ત્યારે નિજકર્તા દ્વૈત ઉમંગ ધારણ કરીને અનંત બ્રહ્માંડની રચના કરે છે એ કર્તાનું અંકુર સર્વ અંશોને બક્ષીસ કરેલું હોય તેના વડે જ આ સૃષ્ટિક્રમ ચાલે છે.

**तुम जो थपे सषोपतिकी गत, तेही गम तुमकु नांही।**
**अर्धमात्रीका सुपन रहे जब, लगे सषोपति जांही।। (९३)**

હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારો સિદ્ધાંત તો સુષુપ્તિનાં જેવો હોય જેમાં કંઇ પણ પ્રકારની જાણ રહેતી નથી. એવી જ રીતે તમારા સ્થાપેલા નિષ્કિય લક્ષમાં જડતાને અચેતપણું રહેલું છે. ત્યાં તમારી જાણ સુષુપ્તિનાં જેવી થઇ જાય છે. જ્યારે સ્વપ્નાની અર્ધમાત્રીકા સ્ફુરે છે અને જે કાંઇ લવારો કરે છે. તેની ખબર પડતી નથી. એવો તમારો મત છે.

**तिनकी पर तुरियाय तंतकी, जोश न उबरे जबही।**
**अर्ध मात्रिका सुपन विलायत, लगे तुरीपद तबही।। (९४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ જ્યારે સુષુપ્તિના અંતે તુરીયા અવસ્થા વર્તવા લાગે છે. ત્યારે કોઇ પણ તત્વની તાકાત રહેતી નથી. કારણ કે તત્વોને તાકાત આપવાવાળું અહંકાર અંતસકરણ લીન પામી જાય છે. તે તુરીયાનાં ઘરમાં અતિ કોમળતા રહેલી હોવાથી સર્વે તત્વો શાંત થઇ જાય છે. સુષુપ્તિ અને તુરીયાની સંધીમાં અર્ધમાત્રિકા સ્વપ્ન વૃત્તિ વિરામ પામી જાય, ત્યારે તુરીયાનો અમલ ચાલુ થાય છે. જે સુશુપ્તી અવસ્થામાં જડતાપણું હોય તુરીયામાં જ્ઞાન રહેલું છે. તેની તો હે બ્રહ્મજ્ઞાનીઓ તમને ખબર જ નથી.

**ओरु उनमुनि के जेही अनुभवकी, ते नहि लक्ष तमेरा।**
**तुरिके अंत आद्य जाग्रतकी, उनमुनि हवे सहेरा।। (९५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે બ્રહ્મદર્શીઓ! ચાર અવસ્થાઓની પાર જે શ્રેષ્ઠ ઉનમુનિ અવસ્થા આવેલી છે. તે ઉનમુનિના ઘરનું તો તમને જ્ઞાન જ નથી. તેના લક્ષની જાણ તો તમને હોય જ કયાંથી ? કેવી રીતે જાણો. તેની શોધ તમે કરી હોય ત્યારેને ? તેમજ તુરીયા અવસ્થાનાં અંતમાં અને જાગ્રત અવસ્થાનો પ્રારંભ થતાં એ બંનેની સંધીના વિશે ઉનમુનિ અવસ્થા વર્તે છે. એ ઉનમુનિના લક્ષનું જ્ઞાન તમારી પાસે નથી.

**पण नव भवितव शुन्य समोवड, सरवस तरक समाते।**
**अंतसकरण सफुरण समतां, शान्ति अंश रहाते।। (९६)**

"કૈવલ વેતા કરૂણા સિંધુ કહે છે કે," હે બ્રહ્મ જ્ઞાનીઓ ! તમારા બાહ્ય વિચારો શમી જાય, અને અંતકરણની સ્ફુરણા લીન પામી જાય તો પણ શુન્ય સમાન તો થવાશે જ નહિ. કારણ કે તત્વોની પ્રવૃત્તિ દુર થતાં અંશ શાંત દશાને પામે ખરો, પણ ફરીથી અંતસકરણ સ્ફુરાયમાન થાય ત્યારે તત્વોની પ્રવૃત્તિ તેની તે જ ચાલુ થઇ જાય છે. તમારા મતે બ્રહ્મ સાથે એકતા થઇ છે, એવી ભુલ ન થાય એટલા માટે તમને સ્પષ્ટ કરીને સમજાવું છું કે અંતસકરણની ઉપાધિ સમાતાં તમે બ્રહ્મરૂપ થયાં એમ માનો છો પરંતુ બ્રહ્મ ભુમિકાની જાણ તો તમારી પાસે છે જ નહિ. અંશ તો તેનાં મુળ ઘરની સ્થિતિમાં જેમનો તેમ રહે છે, અને તમે તો અંતસકરણની સ્ફુરણા સમાતાં મુક્ત રૂપ થયાં એમ માનો છો. પરંતુ એવી રીતે મુકત કયાં થવાય તેમ છે ?

**ओही परकार अवस्था नरणीत, करीत नहिं कोउ कुनसे।**
**निज कारनकी खोज विना कीन, पगे करत ओरू सुनसे।। (९७)**

તે જ પ્રકારે તમારી પાસે અવસ્થાનું જ્ઞાન નહિં હોવાથી કોઇ પણ અવસ્થાનો તમે નિર્ણય કરી શકયાં નથી. કઇ અવસ્થા કયા તત્ત્વની અને કયા દેહમાં વર્તે છે. તેની જાણ નહિં હોવાનાં કારણથી તમે અવસ્થાઓની બહાર નીકળી શકયા જ નથી. તત્વોના થતાં અમલનું એક બીજાનું કારણ નહિં જાણી શકવાથી નિજ અંશ સ્વરૂપની

શોધ કરી શકયા નથી. તે અંશ સ્વરૂપનો અનુભવ થયા વિના સજાતીય સકર્તા ઓળખી શકાય જ નહિં. તે સર્વોપરી જ્ઞાનનાં અભાવે અકર્તા મતનાં ઉપાસકો કોઇ કર્તાના કરેલા ક્રતમાં વિરામ્યા અને કોઇ શુન્યમાં જઇ સમાયાં.

**तो क्यौं लहे तंत तारीपकी, जेही किरतार न जाने।**

**कर्ता लहे बिनु सुज करतकी, कहो कयौं करी पहेचाने।। (९८)**

નિજ સકર્તાપતિએ પોતાની ઇચ્છા વૃત્તિમાંથી તત્વોને ઉત્પન્ન કરી, તે તત્વોને ઉલટ સુલટ મેળવી અનંત શરીરોની રચના કરી છે. તે તત્વની અવળસવળ ગુંથણીનું જ્ઞાન થાય નહિ. ત્યાં સુધી તેનાં વર્ણનની તારીફ કેમ કરી શકે ? તે તત્વ રચનાના ક્રતની જેમ છે તેમ શુદ્ધ સમજ ના પડે ત્યાં સુધી નિજકર્તા યથાર્થ જાણી કે ઓળખી શકાતાં નથી. તે નિજકર્તાનો સ્વ અનુભવ ન થાય ત્યાં સુધી કર્તાનાં કરેલાં ક્રતની સંપુર્ણ સુજ પડતી નથી.

**बिनु पहेचान तंतकी गतीयां, रग रग रळीत अरथही।**

**तो तिनके उचरन अनुभव गत, वदी तव वेत वरथही।। (९९)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે બ્રહ્મજ્ઞાનીઓ ? તમે શબ્દ જ્ઞાનનાં અર્થને સમજી તેનાં રગોરગનાં પ્રવિણ બનો તો પણ તત્વોની ગતિને યથાર્થ જાણ્યાં વિના કથની કથવાથી મુક્ત થવાતું નથી. તો વેદમાં જણાવેલાં શબ્દોનાં ઉચ્ચારનું જ્ઞાન અર્થ વિનાનું હોય વ્યર્થ છે તેમ જાણવું.

**तेही वरथ वदीतव गम गतमे, आ भव सकल भुलाने।**

**विलम रहे वितपनकी ईतमे, तित करतार न जाने।। (१००)**

હે અન ઇશ્વરવાદીઓ ? અકર્તામતનું અભિમાન રાખી, અમે કંઇ જાણ્યું એમ તમે કહો છો. પરંતુ અકર્તા બ્રહ્મમાં જોવા, જાણવાં કે માણવાનું કંઇ જ નથી. છતાં વૃથા તેનું વર્ણન કરી ભવનાં જીવોને ભુલાવ્યા છે. તમને જડ ચૈતનની વિભક્તિનું જ્ઞાન ન

હોવાથી જે વિતમાંથી જગત ઉત્પન્ન થયું છે. તે જગતમાં વિરામ પામ્યાં અને વિતની પાર તીત રહેલાં નિજ સકર્તા પતિને જાણ્યાં નહિં.

**वितपन सो कर्ता करतकी, जीनुं संकल्प सरजेली।**
**तेही संकल्पी सरजन नहि जनीतव, जेही समज निज छेल्ली।। (१०१)**

જે વિતમાંથી જગતનું સર્જન થયું છે. તે વિત કર્તા કૈવલનો સંકલ્પ હોય તે સકર્તાપતિ સંકલ્પની પાર પોતાનાં અવિનાશી ધામમાં કાયમ અખંડ રહેલાં છે. તે સકર્તા પતિ સર્વ અંશોનાં સજાતીય હોવાથી તેમને જાણવા યાને ઓળખવાં એ છેલ્લામાં છેલ્લી સમજણ કોઇ પ્રાપ્ત કરી શકયાં નથી.

**छेल्ली सो सब विध सरजनकी, जीन शिर पर कोउ नांही।**
**ओर ईष्ट जेही अखिल लोकमें, जीनुं संकल्पके जांही।। (१०२)**

છેલ્લામાં છેલ્લું જે જ્ઞાન નિજ સકર્તા સ્વામિને જાણવા યાને ઓળખવાં તેમજ પ્રાપ્ત કરવા તે સાચું જ્ઞાન છે. તેમનાં શિર પર બીજો કોઇ જ નથી. તે નિજ કર્તાનાં સંકલ્પથી બ્રહ્માંડ ભરમાં અનેક ઇશ્વરો ઉત્પન્ન કરી જ્યાં સુધી જગતનો પસારો છે, ત્યાં સુધી તેમને વસાવેલાં છે.

**तेही किरतार रहे अबलग अज, देव करत सब राचे।**
**केतीक भुल कहुं अेही भवकी, निज पति परम विनाचे।।(१०३)**

કર્મ ધર્મનાં ઉપદેશક આચાર્યોએ જગતમાં અવતાર આદિ અનેક દેવોની સ્થાપ્ના કરી. તેમને રીઝવવાની ક્રિયામાં સંસારનાં સઘળાં જીવોને વળગાડી દીધાં. અને આવી રીતે મહાન મોટી ભુલમાં નાંખી દીધાં. એવા જે આચાર્યોને કહી કહીને હું કેટલું કહું ? જે સર્વનાં જીવનદાતાથી વિમુખ રાખીને અત્યાર સુધી નિજ કર્તાને જાણવા દીધાં નથી.

**देखीत अेही परकार सबनकी, अजणीत कर्ता पखनकी।**

**बरज बांधके कहुं कोउ कुनकी, नहिं मुरजाद रखनकी।। (१०४)**

એજ પ્રકારે જગતભરનાં સર્વ જીવો મોટી ભુલમાં પડી જવાથી નિજકર્તા પદને કોઇ જાણી શકયાં નથી. તે ભુલ પાડવાવાળા મતપંથના આચાર્યોએ જીવોને જુઠું સમજાવીને નિજ કર્તાથી વિમુખ રાખ્યાં છે. ભગવાન કરૂણાસાગર કહે છે કે, તેમની મર્યાદાને તોડી કોઇની પણ શરમ રાખ્યાં સિવાય કૈવલ જ્ઞાનથી ભરેલાં પરમ કલ્યાણકારી અનેક વચનોનો પુલ બાંધી તમામ જીવોને ભવ પાર ઉતારી કૈવલધામમાં પહોંચાડી દઇશ.

**क्यौं करी रखु मुरजाद कोहुनकी, निजपतिकु बिन चिने।**

**सिर्गुण निर्गुण उभय पक्षकु, देखे हु कर्ता विहुने।। (१०५)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજકર્તાને ઓળખ્યાં વિના સિર્ગુણ અને નિર્ગુણની સ્થાપ્નાં કરી છે. તે આચાર્યોની મર્યાદા હું કેવી રીતે રાખી શકું ? સિર્ગુણ મતનાં અનેક ઇષ્ટોની ઉપાસનાઓ નક્કી કરાવેલી છે, અને નિર્ગુણ તે સદા સર્વદા અકર્તા હોય એ બંને પક્ષો સકર્તા સિદ્ધાંત વિનાના હોવાથી, તેનો ત્યાગ કરાવીને સકર્તાપતિનો લક્ષ લખાવીશ.

**कर्ता विहुनकी करत पेजमे, रखो न कोउ मरजादु।**

**अरे सकल तुम भुल गये क्यौं, परम पुरूष पति आदु।।(१०६)**

અરે ઓ જગતનાં જનો ! તમને સર્વ જીવોને ભુલમાં નાંખી દઇ. પરમપતિ આદ્ય સકર્તાને જાણવાં દીધાં નથી. કર્તા સિવાયનાં કૃતની યુક્તિઓનાં પાખંડી પંથોમાં ફસાવીને ઉપદેશક આચાર્યોએ તમને જુઠું સમજાવ્યું છે. ભગવાન કરૂણાસાગર કહે છે કે, હવે હું કોઇપણ ઉપદેશકોની મર્યાદા નહિં રાખતાં જગતનાં જનોને સાચું સમજાવીને જાગ્રત કરીશ.

**तो तुम कुनकी अरज करही, सकल जांहांन जुगधरही।**

**आपने सरजन छोड सकल कुल, समरो कीनु अपरही।। (१०७)**

સમસ્ત જગતનો ઉદય કરી ધારણ કરી રાખનાર સકર્તા ધણીને ત્યજી દઇ, અહો હે જગતનાં જનો તમે કોનું સ્મરણ કરશો ? કૃતનાં સર્વ દેવો તમારા વિજાતીય અને પારકા હોવાથી તમારો પોકાર કોણ સાંભળશે ? જગત રચાયું ત્યારથી અત્યાર સુધી નિજકર્તાને ઓળખાવનાર તમને કોઇ મળ્યું નથી. એ કારણને લઇ કર્તા સિવાયની બીજી ઉપાસનાઓનો વિશ્વાસ લાવી વળગી રહ્યાં છો.

**अपर अपरके ईष्ट सकलको, कर्ता करतके देवुं।**

**तेही देवन फरियाद सुने कुन, निजपति विना सदेवुं।। (१०८)**

અપર અપર એટલે કર્તાનાં કરેલાં કૃતમાંથી જેનાં શરીરો રચાયેલાં છે. તે અનિત્ય દેહધારી આપણી સ્વજાતિનાં નથી તો પછી તમારી સર્વ જીવોની ફરિયાદ કોણ સાંભળશે ? આપણી ફરિયાદ સાંભળનાર સર્વે અંશોનાં સજાતિ સકર્તા ધણી હોય, તેમની પ્રાર્થના કરવામાં આવે તો સહાય કરી, પોતાનાં શરણમાં લઇ સાચું પરમ સુખ આપે એવા અનંત દયાળુ છે.

**जेही जिनके सुतकी होय जननी, तेही तिनके प्रतिपाळे।**

**निज जननी आपनी विनकी तो, क्यौं पर प्रजा निहाळे।। (१०९)**

જે કોઇ પુત્રની જન્મદાતા માતા હોય તેજ પોતાનાં પુત્રનું પાલન પોષણ કરે છે, અને પુત્ર પ્રત્યે પ્રીતિ રાખીને સંભાળે છે. તેમજ મનવાંછીત સુખ આપે છે. વળી બીજી અપર માતા હોય તો પારકા પુત્ર ઉપર પ્રેમ રાખતી નથી. અને લાગણી ધરાવી સહાય પણ કરતી નથી.

**विनु परजाय हवे विन आपनी, गत मंजार चुवेकी।**

**तिनकी कुशळीत करे न कोउ कीत, हकीकत जीनु मुवेकी।। (११०)**

જે પુત્ર પોતાની માતાને ત્યજી બીજી પારકી માતા પાસે જાય તો તેને અનુકુળ કુશળતાનું સુખ આપતી નથી. અને તે પુત્રને મહા દુઃખ દે છે. જેવી રીતે ઉંદર બિલાડીની પાસે જાય, ત્યારે તેને મરણનાં શરણે પહોંચાડી દે છે. એવી જ હાલત પારકી માતા પાસે જનાર પુત્રની થાય છે.

**एही परकार सजात विना कीत, प्रजा न पाळे कोई।**
**ज्यौं जळके सुत दारनकी गत, अगन भखत हे सोई।। (१११)**

એવી રીતે સ્વજાતિની સ્વજાત વિના કોઇ કયાંય કયારે પણ સુખ આપી શકતું નથી. જેમ લાકડું પાણીનો પુત્ર હોય, જ્યારે અગ્નિ પાસે જાય છે ત્યારે તેનું ભક્ષણ કરી નાંખે છે.

**पण अगने अगनी नही बुजत, अपकु अप नहि खाई।**
**पवने पवन अवनकु अवनी, भखे सजात न ताई।। (११२)**

એજ પ્રકારે સ્વજાતિ સ્વજાતિનો સ્વીકાર કરે છે. જેમ પૃથ્વી પોતાની સ્વજાતિને પોતાનામાં મેળવી લે છે. તેમ અગ્નિ અગ્નિને બુઝાવી શકતો નથી. અને પાણી પાણીને ખાઇ શકતું નથી. પવન પવનનો પણ વિરોધ કરતું નથી. પરંતુ પોતાનામાં મિલાવી દે છે.

**ओरु सुन्यकु सुन्य नहि भखत के, अगन धुम निगळेहु।**
**या विध कोहु सजात न खावत, खावत पर पर जेहुं।। (११३)**

એ જ પ્રકારે આકાશ આકાશનું ભક્ષણ કરતું નથી અને અગ્નિ ધુમાડાને ગળી જતો નથી. એવી જ રીતે સ્વજાતિ સ્વજાતિનું ભક્ષણ કરી શકતું નથી. પરંતુ પારકી વિજાતીનું ભક્ષણ કરી નાંખે છે.

**जबते कोण सजात आपणकी, देव सकलके मांही।**
**अरे अंध करतार छोरी क्यौं, शरन तेहुनके जांही।। (११४)**

હે સિર્ગુણનાં ઉપાસકો તમે વિચાર કરીને જુઓ કે ? એ તમામ દેવલોકોમાં આપણી સ્વજાતિનો કોણ છે ? અરે ઓ અંધ આચાર્યો ? આપણાં સ્વજાતિ નિજકર્તાને ત્યજીને વિજાતી ઇષ્ટોનાં શરણે શા માટે જાઓ છો ?

**जेही करतार सजात आपणकी, तिनकु क्यौं नहिं भजही।**
**नेति नेति कर कीये निराक्रण, निगम चतुर ते अजही।। (११५)**

તો પછી હે જગતનાં જનો આપણાં સ્વજાતિ સકર્તા ધણીને કેમ નથી ભજતાં ? તેમની વેદમાં બ્રહ્માજીએ નેતિ પોકારીને છેવટનું નિરાકરણ કર્યુ છે. (તો પછી હે સજ્જનો ! તમે વિજાતી દેવો સાથે શા માટે પ્રીતિ બાંધી છે. નિજકર્તાની તેમને પણ ખબર નથી. તો તમે કયા સુખની આશાએ વળગી રહ્યાં છો ?)

**जेही अजके अभिप्राय अगमके, निगम चतुरके पर ही।**
**छेवट निज करतार अंशके, तेही सबनके धर ही।। (११६)**

જે અગમ્ય રહેલાં નિજકર્તા પદની ચાર વેદે નેતિ પોકારીને અથાહ અથાહ કહી હારી ગયાં છે. તેજ બ્રહ્માજીનો અંતિમ અભિપ્રાય હોય, કર્તાપદને જાણવાની ઇચ્છા પુર્ણ કરી શકયાં નથી તે સકર્તા સ્વામિ સર્વની છેવટે રહેલાં હોય, તમામ સ્વજાતિ અંશોને ધારણ કરી રાખવાવાળા છે.

**धर करतार परंतु न कोउकीत, छेक सबनके अंतु।**
**जीनु ईच्छवन उपजायन रज तज, अणुनी आद्य सब तंतु।। (११७)**

અનંત લોકની પાર સર્વની છેવટે પ્રથમ આદ્ય સકર્તા પતિનું અવિનાશી પદ આવેલું છે જેની પાર બીજું કોઇ જ નથી. તે નિજકર્તાની ઇચ્છાથી રજ તજ અણુથી લઇ સ્થાવર અને જંગમ સર્વ તનુઓ ઉત્પન્ન થયેલાં છે.

**तेही पति परम पावनकी करणी, बरणी शकुं कीम कोई।**
**कर्ता दीन जबते हमसे शिर, रहेण कहनकी सोई ।। (११८)**

પરમ સકર્તાપતિને પ્રાપ્ત કરવાની રહેણી કરણીનું વર્ણન કોઇ ઉપાયે, કોઇપણ પ્રકારે, કોઇથી પણ થઇ શકે તેમ નથી કેવી રીતે થઇ શકે ? અગમગતિને જાણતાં હોય ત્યારે ને ? તે કારણને લઇ નિજ સકર્તા સ્વામિએ તેમને મળવાની રહેણી કરણીનું સર્વોપરી જ્ઞાન ભગવાન કરૂણાસાગર કહે છે કે, મને બક્ષીસ કરીને સમસ્ત જગતને દર્શાવવા આજ્ઞા કરી છે.

**तेही रहेणकी पेज कहनमें, तबते अबलग लगही।**
**सुरत सतंतर पसार परमहीत, कहे कुवेर सब पगही।। (११९)**

તે નિજ સકર્તા પતિને મળવાની અલૌક્કિ રહેણી અને કરણી જગત રચનાની આદ્યથી લઇ અત્યાર સુધી સમસ્ત જગતનાં લોકોને કહી જણાવવાની જવાબદારી મારા શિર ઉપર લીધી છે. મારી સ્વતંત્ર દિવ્ય દૃષ્ટિ બ્રહ્માંડ ભરમાં પ્રસરેલી હોય જીવમાત્રનું પરમ કલ્યાણ કરીશ. "મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામિ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મારી જણાવેલી દિવ્ય રહેણીમાં રહીને અલૌક્કિ કરણી કરશે. તે સર્વે અંશોને જરૂરથી હું કૈવલ ધામમાં પહોંચાડી દઇશ.

**ઇતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તામિલન રહેણી ઉદ્દભવ અનુક્રમકો વિશતિતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ.**

# સિદ્ધાંત - ૨૧

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તામિલન અલોકિક કરણીકો એક વિશતિતમ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનિધિ ઉવાચ

**जेही नरवेद निराक्रण उरमीत, अति रत जीनु परमही।**
**ते नहि पगे पदारथके पद, सद्द पद लही मरमही।। (१)**

જેને સારાસારનો નિવેડો કર્યો. તેનાં પવિત્ર હૃદયમાં નિર્મળ વૈરાગ્યનો નિર્ણય થયો

છે. તેનાં અંતરમાં પરમ પતિને પ્રાપ્ત કરવાની અતિ આરત ઉત્પન્ન થયેલી હોવાથી દેવલોકનાં પદાર્થને ત્યજી દઇ, સકર્તા પતિનાં લક્ષને ગ્રહણ કરી તેનાં ચિંતવનમાં અહોર્નિશ રહે છે.

**अनित ईष्ट उपदेश न ग्रहीतव, विनु अचळ सद्द पदही।**
**सद्दपद विना विलोक न करहीत, गनीत सकल सब रदही।। (२)**

જે અધિકારી જન નિજપતિ સાથે પુરણ પ્રિતિવાળો થયો છે. તે બીજાં ઇષ્ટોનાં ઉપદેશને ગ્રહણ કરતો નથી. જે નિજકર્તાનું અચળ, અવિનાશી અને સત્ય પદ છે. તેનાં સિવાય વિજાતીય ઇષ્ટોનાં પદ રદ એટલે કોઇપણ અર્થ સિવાયનાં નાશવંત હોય, એમ જાણી નજરે જોવાની પણ ઇચ્છા કરતો નથી.

**सद्दपद सो अक्रत क्रतनके, कारण निज करूणेशुं।**
**जीनकी सत्ता सतंतर व्यापक, न्यारे आप नरेशुं।। (३)**

સિર્ગુણ ક્રત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મ એ બંનેનાં મુળ કારણ રૂપ સ્વયં સત્ય પોતે આદ્ય સકર્તા પતિ છે. તેમની સ્વતંત્ર સત્તા સર્વ વ્યાપક હોય, તે નિજ સકર્તા સ્વામિ અનંત લોકનાં રાજા સમસ્ત જગતથી ન્યારા રહેલાં છે.

**अेक देशमां रही अकेलन, अेही सब पेज पसारी।**
**उदे अस्तके अमर अर्कसे, भवीत सकल उजीयारी. (४)**

દ્રષ્ટાંતે, જેમ સુર્ય આકાશમાં રહી સર્વ જગતને પ્રકાશ આપે છે તેવી જ રીતે નિજ સકર્તા સ્વામિ અલૌકિક ધામમાં એકલાં રહી યુક્તિપુર્વક બાહ્ય દૃષ્ટિ પસારીને સામાન્ય વિશેષ તનુધારી સર્વે અંશોને જોઇ જાણી શકે છે.

**ज्यौं नरपत अेक ठाम रहीनके, अमल करत नव खंडे।**
**जो नरपत तन व्यापक होय तो, कीनु निवाज ही डंडे।। (५)**

જેમ પૃથ્વી પતિ રાજા રાજમહેલમાં રહીને પોતાની સત્તાથી નવખંડનું રાજ કરે છે. તે રાજા જો વ્યાપક હોય તો ઇનામ કે બક્ષીસ કોને આપે ? અને શિક્ષા કે દંડ કેવી રીતે કરી શકે ?

**माटे सर्व सतंतर व्यापसे, कछु न उपजत ताई।**
**समशक्ति सरभर होय जाते, ज्यौं का त्यौं रहाई।। (६)**

જે સર્વ સ્વતંત્ર વ્યાપકની માન્યતા અકર્તા બ્રહ્મવાદીઓની છે, પરંતુ વ્યાપકમાં સામાન્ય સમશક્તિ હોવાથી સક્રિયપણું અને ચૈતનતાના ગુણ સંભવતા નથી, તે કારણને લઇ ઉત્પન્ન કરવાનું કે લય પમાડવાનું કાર્ય થઇ શકતું નથી. દ્રષ્ટાંતે જેમ આકાશ સર્વત્ર વ્યાપક છે, તે કંઇ કરી શકતું નથી. એવી જ રીતે સૂર્યનો પ્રકાશ પણ વ્યાપક હોઈ તેમાં અગ્નિ ઉત્પન્ન કરવાનો ગુણ ઘટતો નથી. એ જ ન્યાયે બ્રહ્મ અક્રિય અને જડવત્ છે.

**ओर बीजग अवनिसे उद्दभव, सफुर करे अविकासे।**
**जो अवनि सुन व्यापक होय तो, तरू तन कांहां समासे।। (७)**

.પરમ કૃપાનિધિ કહે છે કે, જેવી રીતે પૃથ્વીમાં અઢાર લાખ સ્થાવર જાતિનાં બીજગ રહેલા છે. એ સર્વ બીજગો ઉગે છે, અને જો પૃથ્વી આકાશમાં વ્યાપક હોય, તો વૃક્ષ વૃદ્ધિ પામીને સમાવેશ ક્યાં કરી શકે ? માટે પૃથ્વી વ્યાપક નથી.

**जो कहेशो अपके व्यापकमें, मच्छ कच्छ उपजत ज्यौं ते।**
**जमी अंदर ठस जलमें जंतु, कछु न उपजत क्यौं ते।। (८)**

કદાચ એવું કહેશો કે, વ્યાપક પાણીમાં મચ્છ કચ્છ આદિ જંતુઓ થાય છે. તો કહો પૃથ્વીમાં ઠસોઠસ પાણી ભરેલું જ છે. ત્યાં કેમ ઉત્પન્ન થતાં નથી ? કહેવાનો મતલબ કે અવકાશ વિના વૃદ્ધિ પામીને સમાવેશ થઇ શકતો નથી. (માટે આકાશ આદિ અંત સિવાયનું જેમનું તેમ છે, છે ને છે જ.)

**जब अेकदेशी आप विनातो, व्याप मही क्या विलसे।**
**जो जळकी पर माग न होय तो, कमळ कळी क्यां खिलसे।। (९)**

પાણી એકદેશી હોવા છતાં તેને સર્વ વ્યાપક માની લેવું એ મોટી ભુલ થાય છે, જો પાણી પર આકાશનો ખુલ્લો ભાગ ન હોય તો કમળની કળીઓ ખીલીને સમાવેશ ક્યાં કરી શકે ?

**पुनि कहेशो सुन्यके सरभरमें, सब जुग करे विलासुं।**
**अेतो वास्तविक वस्तु विना शुन्य, अमथो अति अविकासु।। (१०)**

હે અકર્તાવાદીઓ ! તમે એમ કહોછો કે, સમસ્ત જગત આકાશની અંદર વિલાસ કરે છે, તો, ઉત્તર સાંભળી લ્યો, આકાશ વાસ્તવિક રીતે કાંઇ રકમ જ નથી, એ તો અમસ્તે અમસ્તુ અવકાશ છે. તેનામાં વધવા ઘટવાની ગતિનો ગુણ જ નથી, તે તો સક્રિય ગતિ અને ચૈતનતા સિવાયનું હોય સદાનાં માટે જડ જ છે.

**निजपतिने नहि कीये जेहुनकु, निज संकल्पसे धरही।**
**फोगट फरक फेलास अमर अज, सरजन कांहां समरही।। (११)**

આકાશ અનાદિનું અજન્મા હોય, માપક ગતિ સિવાયનું અમાપ છે. સર્જનહારના સંકલ્પથી ઉત્પન્ન થાય તે રકમ જ હોય છે, પરંતુ આ તો રકમ સિવાયનું આકાશ ફોગટ ફેલાયેલું સર્જન વિસર્જનની ગતિ વિનાનું હોવાથી એને કોઇ વસ્તુરૂપે માની લેવું એ ખરેખર અજ્ઞાન જ છે.

**सरजन सजे तो रकम हवे कुच्छ, अे तो रकम विनाके,**
**क्यौं अक्षर के बीच रहत मग, वंच करीत कुन ताके।। (१२)**

સર્જનહાર સ્વામિ સંકલ્પથી જે કંઇ સર્જન કરે છે, તે રકમ જ હોય છે. પરંતુ આકાશ તો રકમ સિવાયનું હોય અમસ્તે અમસ્તુ છે. દ્રષ્ટાંતે જેમ અક્ષરની આજુબાજુ ખાલી જગ્યા હોય છે તેને કોણ વાંચીને કહી શકે તેમ છે ?

**निजपतिअे नारणके उर रही, अेही अनुभव उपजीना।**

**अखिल लोक उचरन बाबजकु, अंक रच्यो भिन्न भिन्ना।। (१३)**

નિજપતિ સકર્તાએ આદિ નારાયણનાં હૃદયમાં વસી અક્ષરોની ઉત્પત્તિનો અનુભવ કરાવ્યો, તે ભિન્ન ભિન્ન અક્ષરોની પંક્તિઓ પાડીને વિધ વિધ પ્રકારની વાણીનો ઉચ્ચાર કરી તમામ લોકની હકીકતને કહી શકે છે.

**तेही अंक रच दीये अजभवहु, प्रणव सेती अेकताई।**

**तदीप ज्हांय भव प्रणव सेती तन, जदीप अंक उचराई।। (१४)**

નિજપતિની પ્રેરણાથી આદિ નારાયણે અક્ષરો રચીને શિવજી અને બ્રહ્માજીને બક્ષીસ કરેલાં છે, તે બાવન અક્ષરો ઓમકાર પ્રણવમાં સંયુક્ત મળીને એકતારૂપે રહેલાં છે, જ્યાં સુધી બ્રહ્માજીથી ઉત્પન્ન થયેલાં ઘાટો વિસ્તાર પામેલાં છે. તે ઘાટોનાં કંઠ કમળમાં શિવતત્વ સંપુર્ણ ગોઠવાયેલું હશે, તે વિધવિધ પ્રકારની વાણીનો ઉચ્ચાર કરી શકશે.

**रसना स्वर संग उभये हुत, अंक सकल तन जेते।**

**जीनमे जेतने स्वर समोवड, तेही तनमे होय तेते।। (१५)**

પ્રત્યેક શરીરોમાં નિજકર્તાએ પ્રાણવની કળ ભરેલી છે તે પ્રાણવમાં જેટલા તત્વોનો સમુહ અને સોળ સ્વર પૈકી જેટલાં સ્વરની કળા મળેલી હશે, તેટલાં જ પ્રમાણમાં સ્વર જીભ્યાનાં સંબંધે અક્ષરોનો ઉચ્ચાર કરી શકશે.

**चतुर खाणमे स्वेदही उदबीज, जीनु रसनाय विहुनही।**

**तेतने भरके तंत सकल को, रहत मुनके मुनही।। (१६)**

ચાર ખાણો પૈકી એક સ્વેદજ ખાણનાં સુક્ષ્મ જંતુ અને ઉદ્દબીજ ખાણનાં અઢાર લાખ સ્થાવર જાતિ એ બંને ખાણનાં તનુઓમાં નિજકર્તાએ એવા પ્રકારનાં તત્ત્વોની પોખણી કરી છે કે, જેમાં જીભ્યા નહિં હોવાથી વાણીનો ઉચ્ચાર કરી શકતાં નથી, અને મૌનના મૌન રહે છે.

**जेही अंक उपजायलके ईत, वंचिक वस्त भवेती।**
**पण कछु कीया विना सरजनने, जीनकी कांहां सहेती।। (१७)**

જે નિજકર્તાએ અક્ષરોનું જ્ઞાન દેવ, દાનવ અને મનુષ્યોને બક્ષીસ કરેલું છે. તે સર્જનહારનાં સર્જેલા પદાર્થોને નામ સંબોધીને લેવા દેવા અને ઉપયોગ કરવા અર્થે અક્ષરો કરેલા છે, પરંતુ સર્જનહારે જે સર્જેલ નથી. તેવું જે શુન્ય તેને વાંચવામાં આવતું નથી, તો પછી હેત ધારણ કરી શકાય જ કેમ ?

**वेती हवे तो मीथ्या कहनको, रकमे नही दरवही।**
**वंझासुत ज्यौं वाच कहनके, पिता न सेव करवही। (१८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિગુર્ણ પક્ષના અકર્તા વાદીઓ શુન્યના અમે વેતા છીએ, તેવો દાવો રાખી અહંભાવને ધારણ કરી બોલે છે, તે સર્વે જુઠે જુઠું છે; દ્રષ્ટાંતે જેમ એક વંઝ પુરુષનો પુત્ર તેના પિતાની સેવા કરતા અમે જોયો છે, એમ કોઇ કહે, તો પછી તે વંઝ કહેવાય જ કેમ ? એવી જ રીતે શુન્ય કોઇ રકમ જ નથી. તો જાણવાપણું ક્યાં રહે છે ?

**जेही परकारन वंझनके सुत, कीये नहि कोउ कीनने।**
**तेही परकारन सुन्य सरायत, कर्ता कीये नहि उनने।। (१९)**

જેવી રીતે વંઝ પુરૂષનો પુત્ર તેના પિતાની સેવા કરતો અમે જોયો છે, તેવી વાત કયાંય પણ સાંભળી નથી. તેજ પ્રકારે શુન્યવાદીની હકીકત જાણવી. સર્જનહારે જે સર્જન કરેલું જ નથી, તો પછી ગણત્રી કરવાની ક્યાં રહે છે ?

**जेही जेही कीये कर्ता ईच्छते, तेही तेही रकम समेतु।**
**पंचतत्वमें करीत शब्दसुन, रकमे हेत कहेतु।। (२०)**

નિજ કર્તાએ પોતાની ઇચ્છાએ જે જે તત્વો ઉત્પન્ન કર્યા છે, તે સર્વે રકમો જ છે. પાંચ તત્વની આદ્યમાં જે શબ્દ શુન્ય ઉત્પન્ન કરેલું છે. તે સર્વમાં નિવાસ કરીને રહેલું હોય, જ્યાં જ્યાં જેવા ઘાટ તે પ્રમાણે હેત અને કહેતવાળા શબ્દોનો ઉચ્ચાર થાય છે.

**बिनु रकमे सुसक शुन्यमें, रहीने रचे सबेई।**

**हवित विना अविकाश विश्वके, कांहा समास तबेई।। (२१)**

ભગવાન કરુણાસાગર કહે છે કે મહાઆકાશ કોઇ પણ રકમ સિવાય સદાને માટે શુષ્ક રહેલું છે. તે મહા આકાશની મધ્યમાં રહીને સકર્તા ધણીએ સમસ્ત સૃષ્ટિનું સર્જન કરેલું છે; જો મહા આકાશ ન હોત તો સર્વે રચનાનો સમાવેશ ક્યાં થઇ શકે ?

**अेही परकारन कर्ता करतकी, हवीतव अगम निगमही।**

**क्रत लहे बिनु कर्तारनकी, कमगत हवे सुगमही। (२२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, એવી જ રીતે સકર્તા પતિએ પોતાની ઇચ્છાવૃત્તિમાંથી તત્વોરૂપી ક્રત ઉત્પન્ન કરીને વૈરાટની આદ્યે અનંત લોકની રચના કરી છે, તે જડ ચૈતન સંયુક્ત અગમ નિગમનાં મર્મને સરળતાથી સમજી શકે નહી ત્યાં સુધી નિજકર્તાની પરમગતિને કેમ કરીને સુગમતાથી જાણી શકે ?

**सुगम सरल अेकताई अलख लख, जनीत विना सद जीनकी।**

**तो आरत क्यौं जगे सजनकु, पावनकु तेही तीनकी।। (२३)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ પરમ વિભુતિવાન, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, નિજકર્તાથી રચાયેલા સમસ્ત જગતને જાણવાની સરળ સુગમ ગમ ના પડે ત્યાં સુધી અક્ષરોનાં લેખથી રહિત અલખ લક્ષ લખી શકાતો નથી, તે અલખ લક્ષની જાણ વિના નિજકર્તાના સત્ય પદની એકતાનો અનુભવ થઇ શકતો નથી. તે અનુભવ થયા વિના સજ્જનનાં હૃદયમાં આરત ઉત્પન્ન થતી નથી. અને એ નિજકર્તાને મળવાની અતિ આરત ઉત્પન્ન ન થાય તો તે આરત વિનાનો અંશ નિજપતિનાં પદને પ્રાપ્ત કરી શકતો નથી.

**जीनुं आरत तेही पद पावनकी, हवीत वेत व्रेहवंतु।**

**अरे मीले करतार कबीते, मुजे सनातन अंतु।। (२४)**

જે વૈરાગ્યવાનનાં હૃદયમાં નિજપતિને પામવાની અતિ આરત ઉત્પન્ન થાય, તો નિજપતિ જ્યાં રહે છે. તેમને લક્ષ દ્વારા જાણીને પતિ વિરહાતુર બનીને નિજપતિનાં ચિંતવનમાં તનમનની શુદ્ધ બુધ વિસરી જાય છે, અને જેમ પતિવ્રતા નિજ પતિનાં વિયોગે સર્વે ભોગોને ત્યજી દઇ, વ્યાકુળ થઇને શરીરનું ભાન ભુલી જાય છે, એવી જ રીતે સકર્તા ધણીને મળવાની અતિ આતુરતાનાં વિરહમાં પોકાર કરે છે કે, અહો ! હે સનાતન સ્વામિ મને કઈ પળે? કઇ ઘડીએ ? કયારે દર્શન દઇ શરણમાં લેશો ? એવા પરમ પતિનાં પ્રેમાવેશમાં તદરૂપ થઇ જાય તેની અંતર પ્રાર્થના નિજ સકર્તા પતિને અંગિક્રત થાય છે.

**जेही मिलनसे जन्म मरण दुःख, मीटे असुज अचेती।**
**रहुं निरंतर शरन पतिनके, सन्मुख थको सहेती।।** **(२५)**

જે અંશ અતિ આરતવાન, ઉજાગ્રત વૃતિનો નિજ સકર્તા સ્વામિને જઇ મળે છે. તેનું અજ્ઞાન અને અચેતપણું સદાનાં માટે દુર થઇ જાય છે. જે મોટામાં મોટા જન્મમરણનાં દુઃખમાંથી મુક્ત થઇ નિર્ભય પદમાં નિવાસ કરે છે, ત્યારે નિજપતિનાં શરણનો અધિકારી થયેલો જાણી, તે અંશનાં ઉપર શુદ્ધ હેત ધારણ કરીને સકર્તા ધણી નિરંતર પોતાનાં સન્મુખ રાખે છે.

**सनमुख हेत लेत सुखदनकु, कोटि कल्प लग जबही।**
**जदीप सकर्ता करे समेटन, कोईक समे जग तबही।।** **(२६)**

અતિ ઉગ્ર પુન્યવાળો જે અંશ સકર્તા ધણીને જઇ મળે છે, તેને નિજપતિ હેત ધારણ કરીને પોતાનાં સનમુખ રાખતા હોય તે અંશ કૈવલધામનું અસીમ સુખ કરોડો કલ્પ સુધી ભોગવે છે, પરંતુ જ્યારે નિજસકર્તાના સંકલ્પનો વેગ સમાતા સમસ્ત સૃષ્ટીને સમેટી લેશે અને અસંખ્ય કલ્પના અંતે ફરી સૃષ્ટિનુ સર્જન કરે છે. ત્યારે તેમના શરણે ગએલા અંશોને જગતમાં પાછા મોકલતા નથી.

**याविध सुख लेत पतिनके, जेही उर धरो उमेदु।**
**तो सुख अनित अल्प एही भवके, लवके करो नखेदु।।** **(२७)**

આવી જ રીતે નિજપતિનાં ધામનું પરમ શ્રેષ્ઠ પરમ સુખ પ્રાપ્ત કરવા માટે અતિ આરતવાન થઈને તમારા હૃદયમાં વિશેષ ઉમંગને ધારણ કરો અને જ્ઞાન - વિવેકે નિત્યાનિત્યનો નિવેડો કરીને જોશો તો આ સંસારનું નાશવંત અલ્પ સુખ તમને લવ માત્ર દેખાશે, ત્યારે તમારા અંતસકરણમાંથી પદાર્થ ભોગની ઈચ્છા નષ્ટ થઈ જશે, અને પરમગુરૂની મહેર તમારા ઉપર ઉતરશે.

**प्रथम घरो उर तीव्र त्यागकु, सकल पदारथ सेतु ।**
**हलो चलो उपले भव भरमे, अंतर विना सहेतु ।।** **(२८)**

ભગવાન કરુણાસાગર કહે છે કે, પતિપદની શુદ્ધ આરતવાળાં હે સજ્જનો ! પ્રથમ તો તમે રાજસી તામસી પદાર્થોનાં ભોગો ઉપર અભાવ ધરીને તમારા હૃદયમાં ઉત્કૃષ્ટ ત્યાગને ધારણ કરો. ત્યાગ વિના વૈરાગ આવતો નથી, અને વૈરાગ્ય વિના પરમગુરુની અનિન ભક્તિનો અધિકાર પ્રાપ્ત થતો નથી. એવા અધિકાર સિવાય અંશને સ્વરૂપની સ્થિતીનું જ્ઞાન થતુ નથી. એટલાં જ માટે પ્રકૃતિ પદાર્થ ઉપર અંતરનું હેત નહિ રાખતાં, જળ કમળનાં ન્યાયે ઉપલક દ્રષ્ટિએ સંસારમાં હરો ફરો અને ઉપલક વહેવાર કરો, પણ અંતરથી લેપાવું નહિં.

**ज्यौं कोइ भाव धरत आपनी पर, अंतर घात करनके ।**
**उपले प्रेम पसावत परमीत, त्यौं भव हरन फरनके ।।** **(२९)**

ભગવાન કરુણાસાગર કહે છે, કે દ્રષ્ટાંતે જેમ આપણો કોઈ કટ્ટર વિરોધી માણસ આપણો નાશ કરવા, ઉપલક દ્રષ્ટિએ ઘણાં પ્રેમ ભાવથી આપણી સાથે સબંધ જોડે છે, અને બોલવા ચાલવામાં કે ખાવા પીવામાં એના હૃદયનાં કપટની સમજ ના પડે એવુ વર્તન રાખે છે, પરંતુ જ્યારે એકાએક એકાંતનો સમય મળે ત્યારે ઉપલક ભાવને તુરત જ દૂર કરી દે છે. અને એનાં અંતરનાં વેરભાવને પ્રગટ કરી તેના ગુપ્ત રાખેલા હથીયાર વડે આપણને હણી નાંખે છે. એ દ્રષ્ટાંતનાં ન્યાયે આ સંસારના માયીક ભોગોનાં મલિન ભાવ અને મિથ્યા અભિમાન પરમ કલ્યાણનાં માર્ગે જવા સબંધમાં આપણા અંશ સ્વરૂપનાં એ

શત્રુ સમાન છે. એટલા જ માટે પ્રકૃતિનાં ભોગ્ય પદાર્થો સાથે અંતરનો ભાવ રાખવો નહી. અને ઉપલક ભાવે વહેવાર કરવો તથા અનિત્યની આશા તૃષ્ણાનો ત્યાગ કરી, મોહ મમતા રહીત થઈને આ ભવમાં હરે ફરે તેમજ દેહના સંબંધીઓ સાથે રહે તો પણ તેને કોઈ કર્મનો દોષ લાગી શકતો નથી. અને સદેહે જીવન મુક્ત દશા પ્રાપ્ત કરી શકે છે.

**ओर इंद्री दश रखीत कशनकु, मोहीत न रसीक रसनके ।**
**दरबलेन कोउ सींघ सदनके, उबरीत जहु फसीनके ।। (३०)**

નિજ સ્વરૂપે થવાની શુદ્ધ ઈચ્છા રાખનાર હે સજ્જનો ! શરીરમાં આવેલી દશે ઈન્દ્રિઓને પરમગુરુના વચનોની રહેણી કરણીનાં આચરણથી કસોટી કરીને કસવી જોઈએ. કારણ કે, પ્રકૃતિનું તન જ્યારે દ્રષ્ટિગોચર થાય છે, ત્યારે મન મોહવશ પડીને દશે ઈન્દ્રિઓને આકર્ષિને પ્રકૃતિનાં તાબે કરી નાંખે છે. દ્રષ્ટાંતે જેમ સિંહની ગુફામાં કોઈ ધન લેવા જાય પણ ધનની આશા પુરણ કરતાં પહેલાં સિંહ તેનો શિકાર કરી નાંખે છે. એવી રીતે ઈન્દ્રિઓ રૂપી ગુફામાં વિષયો રુપી ધન લેવા જતાં રજોગુણ અને તમોગુણ રુપી સિંહના પંજામાં સપડાઈ જવાય છે.

**इंद्रि सिंहनी तन छीद्र गुहायन, विशे दरबजीन हेतु ।**
**शंकर आद्य मोहीत भवभरमें, कुण नही भये फजेतु ।। (३१)**

દેહમાં આવેલી દશે ઈન્દ્રિયો રુપી ગુફામાં વિષયરુપી ધન અને રજોગુણને તમો ગુણરુપી સિંહ રહેલા છે, એ વિષયરૂપી ધન લેવાં જતાં શિવજી જેવા મોહ પામીને ફસાઈ ગયા છે. અને ભવભરનાં કેટલાંયે મોટા ગણાતા ઋષિ મુનિઓ ફજેત થયાં છે.

**अे तो साख बडेकी हुरमत, जग प्रसिद्ध जणाइ ।**
**पण अल्पज्ञे नर अगणीत कही, केतेक रहे फसाइ ।। (३२)**

આ તો મોટાં ગણાતાં જપ, તપ કે યોગ સિદ્ધિઓની હિંમતવાળા પુરૂષો જગ પ્રસિદ્ધ હોય, તેમની ભુલ જણાવી છે, પરંતુ ભવભરમાં બીજા અગણીત લોકો વિષયમાં ફસાયેલાં છે તેમની તો ગણત્રી કરીને કોણ કહી શકે તેમ છે ?

**तेही फसीनके गये गतमगत, हुते जो अल्पज्ञाइ ।**
**फेरीना उलटे तग्न देशमें, शिव तो शके सहाइ ।। (३३)**

આ સંસારમાં સંખ્યાબંધ અલ્પજ્ઞજનો વિષયનું આચરણ કરવામાં એવા તો ગતમગતા થઈ ગયા છે કે જ્યાં તત્ત્વનો અંત આવે છે. એવા નિજાનંદનાં સુખને પ્રાપ્ત કરવા ફરીને પાછા આવ્યાં નથી. શિવજી જેવાં તેમની જીંદગી દરમિયાન એકાદ વખત ભુલેલાં ખરા ! પરંતુ વિશેષ ગતિનાં હોવાથી તેઓ ચેતી ગયાં છે અને ફરી ફરીને ભુલ કરી નથી.

**अल्पज्ञे नर अेही हवालीक, ज्यौं ल्यौं चीत भीक्षुनकु ।**
**करीत बटोर रकम ज्यौं त्यौं से, उबरीत क्या फेरी तनकु ।। (३४)**

દ્રષ્ટાંતે, જેમ કોઈ ભિખારી માણસનું ચિત્ત ભીખ માંગવા અર્થે ભટકતું જ રહે છે તે ભીખ માંગી માંગીને કેટલુંક ધન ભેગું કરે છે, પરંતુ તે ધનને જયારે ચોર લુંટી જાય છે, ત્યારે તેને ભોગવવા માટે તેની પાસે કંઈપણ રહેતુ નથી. એ દ્રષ્ટાંતનાં ન્યાયે મનુષ્ય જાતિનાં જીવ ભિખારી જેવા હોય, જીંદગીભર પદાર્થની ભીખ માંગતાં જ રહે છે. ખાનપાન આદિ પદાર્થનાં સેવનથી શરીરને તંદુરસ્ત બનાવે છે, પરંતુ કામ, ક્રોધ, મોહ વગેરે ચોર આવીને અકકલ, આરત અને સુરત, નુરત તેમજ આત્મારુપી ધનને લુંટી જાય છે ત્યારે જીંદગીનાં અંતે અધોગતિનાં મહા દુઃખમાંથી બચાવે એવું પરમ કલ્યાણકારી, પરમગુરુનું નામ યાદ આવતું નથી જેથી તેનાં બુરા હાલ થાય છે.

**माटे तन मन रखीत सकल द्रढ, सहीत समान विशेसी ।**
**अेक पतिपद पावन जबसे, तबसे रहेण सखेशी ।। (३५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, એટલાજ માટે સામાન્ય અને વિશેષ સર્વે અંશો તમારા તન મન સત્ય સંયમનાં બળે દ્રઢ કરી રાખો અને રેખ માત્ર પણ અનીતિનું આચરણ કરશો નહિં, જે કર્તાએ આપણને ઉત્પન્ન કરેલાં છે, તે સકર્તાધણીને મળવાની શુભ ઈચ્છા રાખતાં હોય તો ઈન્દ્રિયો અંતસકરણની પાર નિજપતિને પ્રાપ્ત કરવા મુળ અજંપાની મજબુત રહેણીમાં રહીને લક્ષભજન રુપી કરણી કરવી જોઈએ.

**पुनि तेही नरनीज हवीत नारवत, अनंग सहीत सब अंगु ।**
**निष्कामी निरलेप पतिनसे, रखीतव प्रेम उमंगु ।। (३६)**

નિજપતિને મળવાની અલૌકિક રહેણી કહી બતાવી, તેનાં સપૂર્ણ અધિકારી થવા માટે સજ્જનોને સમજાવ્યું છે કે, પુરૂષપણાનો અહંભાવ દૂર કરી નારીરૂપ થવા માટે નરદેહની રચનામાં આઠ ભાગ નિરંજનનાં અને બે ભાગ અવ્યાકતનાં મેળવેલાં છે. તેને જ્ઞાન વૈરાગ્યનાં ઉગ્ર તાપથી, પુરૂષ તત્વને તપાવીને વિષય કામનાનાં અંકુરને નષ્ટ કરી દેવું. અને પ્રેમ અનંગ સહીત પુરૂષ તત્વનાં ભાગ અવ્યાકતમાં સમાવીને નિજપતિને મળવાની અતિ આરત પૂર્વક પતિવ્રતા થઈ રહેવું. જગત પક્ષે નિષ્કામી અને નિર્લેપ રહી સર્વાંગે ઉમંગને ધારણ કરી પરમપતિને મળવા પ્રેમાવેશમાં વિરહાતુર રહેવું.

**प्रेम उमंग धरीत तन मनसे, रोम रोम रग रगही ।**
**अेक अखंडित रहे निरंतर, सुरत नुरत नहि चगही ।। (३७)**

આરતવાન સજ્જનોને સદેહે સકર્તાપતિનો અનુભવ કરવા પોતાનાં તન મનનો અતિ ઉમંગ અને પ્રેમને ધારણ કરી, એ પ્રેમનાં અમલને રોમેરોમ અને રગેરગમાં પ્રસરાવી દેવો, કે નિજપતિ સિવાય બીજું કંઈ જ ચિંતન થવું જોઈએ નહિ, ત્યારે અંતસકરણ અને ઈન્દ્રિયોનું આવરણ દૂર થઈ જતાં અંતવૃત્તિ નિરંતર પણે નિજપતિનાં અખંડ ધ્યાનમાં તદ્રૂપ થાય છે. તે ભુમિકા પ્રાપ્ત થતાં સુરત નુરત ચલિત થતી નથી.

**नरको लेश रहित नहि नीख शीख, यौं तन करीत कशाने ।**
**सुरत नुरत चित करी अेकायन, सरजन शरन रसाने ।। (३८)**

આવી રીતે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યથી સજ્જ થઈ પરમગુરૂનાં સત્ય વચનોની કસોટીથી તનમનને કસીને નખથી શિખા પર્યંત પુરૂષ ભાગનાં તત્વોને ઓગાળી દઈને અવ્યાકતનાં ભાગમાં એકરસ કરી દેવા જોઈએ. પુરૂષપણાનો દેહાભાવ લેશમાત્ર રહે નહિં એવા યોગ્ય અધિકારી બનીને અંતરનાં અતિ પ્રેમ ઉમંગે સુરત, નુરતને ચૈતન વૃત્તિમાં એકરુપ કરી સ્વામિ સર્જનહારનાં શરણમાં રહેવું જોઈએ.

**उबरीत नहि कछु आप पखनके, सकल सहेत समेती ।**
**अंतर आरत रही मीलनकी, जब तन जनीत सचेती ।। (३९)**

એજ પ્રકારે નિજ પતિ પદનો યોગ્ય અધિકાર પ્રાપ્ત થાય છે, ત્યારે દેહ પક્ષનું અભિમાન રહી શકતું નથી, અને શરીર રચનાનાં સર્વે તત્વો એક મુખી ક્રિયાવાળાં થાય છે. જેથી સર્વાંગે શુદ્ધ હેતને ધારણ કરી નિજપતિ પદને મળવાની અંતર આરત રાખી ઉજાગ્રતપણે સચેતન ગતિવાળો થાય, તેનાં તનમન પતિપદને મેળવવાં લાયક નિર્મળ બન્યાં છે એમ કહી શકાય.

**जदीप नरनकी नार हवीनसे, तदीप न नार निहाळे ।**
**सजनी सजात मोह नहि उपजित, कीलमीस काम कराळे ।। (४०)**

આવી રીતે શ્રેષ્ઠ સમજાણવાળો અધિકારી જન દેહ પક્ષે નરપાણાનાં અભિમાનને ત્યજી દઈ સર્વાંગે હું નારી છું એવા ભાવને દ્રઢ કરે છે ત્યારે સર્વ નારી એક સજાતી હોવાથી નારીને નારી પ્રત્યે મોહ થતો નથી. એવાં નિર્મળ દ્રષ્ટિનાં સુજ્ઞજનોને કાળા કર્મની કલ્પના ઉઠતી નથી, એવાં જનો મહા કષ્ટદાઈ મહા દુઃખમાંથી હંમેશને માટે બચી જાય છે તેજ સર્વજ્ઞ પરમગુરૂનો કૃપાપાત્ર બને છે.

**अेही परकार तज्ञ तद्वत तन, विषे करीत विषवंतु ।**
**धरीत नेह नीज परम पतिनसे, रती पति रहीत हवंतु ।। (४१)**

આવી રીતે નિજપતિ પદને પ્રાપ્ત કરવા માટે આકાશની જેમ ત્યાગ કરવો જોઈએ. આકાશ સર્વવ્યાપક હોવા છતાં કોઈની સાથે લેપાયેલુ નથી. એ દ્રષ્ટાંતના ન્યાયે જગતમાં નિઃસંગ રહેવાનું છે. ઈદ્રીઓનાં વિષયોને ઝેર જેવા જાણી સદતંર તેનો ત્યાગ કરી દેવો જોઈએ. પોતાના તન મનને કૈવલ લક્ષનાં અનુરાગમાં તદ્દ્વત કરી દેવાં, જેથી રતિપતિ એટલે વાસનાનો પતિ કામદેવ તમારી પાસે રહી શકશે નહી. ત્યારપછી તમારી અંતરવૃત્તિનાં શુધ્ધપ્રેમને પરમપતિ સાથે જોડીને તેમની ગતિમાં એકતા રાખી એકમેક થઈને રહેવું.

**निरालंब निरलेप निसंखीत, जंखीत जीनुं उपजाइ ।**
**अन्य करत अविलोकन करहीत, यौ पतिवंत रहाइ ।। (४२)**

સદા સદોદિત સકર્તા પતિ નિરાલંબ એટલે કોઈનાં આધાર સિવાય નિર્લેપ અને નિઃશંકપણે પોતાનાં અવિનાશી પદમાં અખંડ બિરાજે છે. જેણે સ્વજાતિ સર્વ અંશોને ઉત્પન્ન કર્યા છે, તેમની ઝંખના એટલે પ્રેમપૂર્વક તેમનાં સ્મરણમાં અહોનિશ રહેવું જોઈએ, નિજપતિનાં સંકલ્પથી સર્જાયેલું સર્વકૃત તેને મોહ દ્રષ્ટિએ જોવાની ઈચ્છા પણ કરવી નહીં અને નિજપતિ સાથે અખંડ આરત રાખવી તેને જ સાચો પતિવ્રતા ધર્મ કહેવાય છે.

**पतिवंता सोइ पति परमकी, नर तजी नारी हवीनकी ।**
**धन्य धन्य तेही नार नचंतीक, ऐही विधी रहेण रहनकी ।। (४३)**

આવી પતિવ્રતા તેને જ કહી શકાય કે, જેણે નરપણાનો દેહભાવ મટાડીને સર્વાંગે નારીપણામાં શુધ્ધ અભિમાનને ધારણ કરી પરમ પતિની પતિવ્રતા થઈ રહે છે. નિજ પતિની આજ્ઞાને અનુસરી તેમની અલૌકિક રહેણીમાં નિર્ભયપણે નચિંત રહી શકે છે. એવી પતિવ્રતાને અનેક વાર ધન્ય છે કે, સકર્તા સ્વામિની એકતાનું અખંડ સુખ ભોગવી શકે છે.

**अल्पज्ञे नर तेही न घरहीत, विचळ नारसे नेहुं ।**
**तो सर्वज्ञ सतंतर गति पत, ते क्यौ घरे सनेहुं ।। (४४)**

સંસારમાં રહેલાં અલ્પ બુધ્ધિનાં પુરુષો વહેવારીક રીતમાં રહેવાવાળા હોય, તે અધમ ચાલ ચાલવાવાળી સ્ત્રીઓ ઉપર પ્રેમ રાખતાં નથી. તો પછી નિજસકર્તા સ્વામિ સર્વજ્ઞ સુજાણ જાણવાળાં વ્યાપક દ્રષ્ટિએ જીવમાત્રની અંતર બહાર સારી નરસી કરણીને યથાર્થ જાણે છે. તે અનિતિનું આચરણ કરનાર અધર્મના માર્ગે ચાલનારની ઉપર નજર કરે ખરા કે? કરેજ નહી, તો હેત તો રાખે જ કેમ?

**तेही माटे नीजकर्ता परम तज, अन्य देव नही जजही ।**

**रहीत सबनसे सहेज स्वभाविक, नंदीक वंदन रजही ।। (४५)**

એટલાજ માટે નિજ સકર્તા સ્વામિને છોડી દઈ બીજા દેવોની સેવા પુજા કરવી નહી. કોઈની નીંદા કે વંદના કર્યા સિવાય સર્વની સાથે હળી મળીને સરળ સ્વભાવથી રહેવું.

**अेही परकार पुनी देवनसे, रही पतिवंत पतिसे ।**

**तब रीझे करतार पुरंजन, धरी उर प्रेम अतिसे ।। (४६)**

એજ પ્રકારે ફરીથી દેવો સાથે પ્રિતિ રાખશો નહી અને નિજ, સકર્તા પતિનો ધર્મ પાળી પતિવ્રતા થઈને સર્વજ્ઞ ગતિની એકતામાં રહેવું. ત્યારે અનાદિ સકર્તા સ્વામિ કૃપાવંત થઈને તેમનાં હૃદયમાં અતિ હેત ધારણ કરી, પતિવ્રત અંશને પોતાનાં શરણમાં રાખશે.

**ओर कपट काउसे नही करहीत, जानीत प्रजापतिकी ।**

**सकल सजात साथ सम दर्शीत, खुदको लही सनीतकी ।। (४७)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે હે ચૈતન અંશો ! આપણ સર્વે એકજ સકર્તા પતિનાં સ્વજાતિય હોવાથી, કોઈપણ બીજા અંશ સાથે કપટ કરવું નહી, તેમજ દ્વેષ કે ખેદ પણ રાખવો નહી. કારણકે આપણે સર્વે સ્વજાતિય બંધુઓ હોય. સર્વની સાથે સરખો ભાવ રાખી સમ દ્રષ્ટિએ જોઈને શુધ્ધ વર્તન રાખવું જોઈએ. જેવી રીતે કોઈ આપણી સાથે ગેરસમજનું વર્તન યાને નિંદા કે હાંશી કરે તો પોતાને કેવુ દુઃખ થાય છે ? જેવુ આપણને થાય છે તેવુ બીજાને થતુ હશે. એવું સમજીને કોઈ જીવ પરત્વે વિરુધ્ધ વર્તન કરવું જોઈએ નહી.

**भजे तजे ओरु कटुक भाषते, तिनके रोष न धरही ।**

**सर्वज्ञ पोखत सर्वकु, कोउसे भेद न करही ।। (४८)**

ભગવાન કરુણા સાગર કહે છે કે, હે નિજ પતિના સર્વે અંશો ! આપણે સર્વે સ્વજાતિય ભાઈઓ છીએ. એટલાજ માટે કોઈનું પણ બુરું ઈચ્છવું જોઈએ નહી. જેવી રીતે તમારા પરત્વે કોઈ પ્રેમ રાખીને પ્રશંસા કરે તો પણ ખુશ થવું નહી અને તમને તજીદઈ તિરસ્કાર કરે તો પણ નારાજ થવું નહી. તેમજ કોઈ કડવું વચન કહી જાય તો તેનાં પરત્વે ક્રોધ પણ કરવો નહી. કારણકે આપાણે સર્વ અંશો એકજ પિતાનાં પુત્રો હોવાથી પરમ સકર્તાપતિ સર્વજ્ઞ ગતિએ એક સરખુ પોષણ કરે છે, અને કોઈ અંશ સાથે ભેદ ભાવ રાખતા નથી. તો આપણે પણ સ્વજાતિય ભાઈઓ સાથે ભેદ રાખવો જોઈએ નહી.

**भेद जनीत तेही जिनुं सुक्रितसे, ओरु दुष्क्रीतसे सोइ ।**
**कर्ता पखनकी सोज देवनमे, जिमे न नुन कीनुं कोइ ।। (४९)**

વિશ્વભરમાં સર્વ અંશો એકજ નિજપતિના હોવા છતાં ભલા બુરાનો ભેદ સારા નરસા કર્મો કરવાથીજ દેખાય છે. સારા સુક્રિત કરનારને સજ્જન કહેવાય છે. દુષ્ક્રિત પાપ કરનારને દુરિજન યાને દુષ્ટના નામથી ઓળખાય છે. પરંતુ સકર્તા પતિ સમ દ્રષ્ટિ રાખીને સર્વજ્ઞ ગતિએ જીવન એકજ સરખુ પોખે છે. જગત પક્ષે શરીરો નાના મોટા દેખાય છે. પરંતુ શરીર શરીર પરત્વે જીવન ઓછું વત્તું નથી.

**पति सम दरस सामान सजनकु, बीन पतही सब सेती ।**
**त्यौं पतिने नही सजन समोवड, जनीतव उपल सहेती ।। (५०)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, જે જે કોઈ અંશો નિજ પતિનું શરણ શોધી તેમનાં થઈ રહ્યા છે તે સજ્જન ઉપર નિજ કર્તા અંતરનું હેત રાખીને અમી દ્રષ્ટિથી નિહાળે છે. અને જે જીવો પરમ પતિના થયા નથી તેના ઉપર સકર્તા પતિ ઉપલક હેત રાખે છે. તે બીજા જીવો સજ્જન સમાન નહી હોવાથી સર્વ જીવો ઉપર અંતરનું હેત રાખતાં નથી.

**पण अंतरकी कर्ता सजनपर, रखीतव प्रित परमही ।**
**अेही परकारन उभय अनो अन, जनीत न कोहु मरमही ।। (५१)**

જે નિજ સ્વરૂપે થયેલો સજ્જન સકર્તા પતિ સાથે અતિ હેત રાખે છે. અને સકર્તા પતિ પણ તે સજ્જન ઉપર અંતરની પરમ પ્રિતિ રાખીને પળે પળ નિહાળે છે. આવી રીતે અન્યો અન્ય આપનપુ અને પતિપદનો સંબંધ અખંડ જોડાયેલો હોય, તેનો મર્મ કોઈક જ વિરલા જાણે છે.

**मरम लहे क्यौं पति संग रत, ज्यौं परहीत नरनारी ।**
**अंतर मांही रहे अेकायन, गुष्ट करत नही झारी ।। (५२)**

જગતના જનો તેનો મર્મ કેવી રીતે જાણી શકે? જે સ્વ સ્વરૂપનાં અનુભવી સજ્જનો નિજ પતિ સાથે અતિ અખંડ આરત લાવીને તેમની પરમ ગતિમાં એકમેક થઈ રહ્યા છે. એવા જે નરનારી દેહપક્ષે પારકા હોવા છતાં પોતાનાં અંતરમાં નિજ સ્વરૂપની દ્રષ્ટિએ દેહ ભાવને દૂર કરી અન્યો અન્ય મળીને પરમ પતિનાં પ્રેમમાં મસ્ત રહે છે. જયારે તેમને એકાંત મળે ત્યારે દેહ ભાવે જુદા હોવા છતાં ગુપ્તપણે વિષય કર્મ કરતા નથી.

**अेसेही नीजपति जन अेकतायन, जाहेर जक्त न जाणे ।**
**पण जब तब दिन जत जग जानीत, ज्यौ कण शिर कणसाने ।।(५३)**

જે સજ્જનની નિજપતિ સાથે અંતર એકતા થઈ છે. તેને જગતના જનો જાહેર જાણી શકતા નથી. જેવી રીતે જુવારના છોડવાને કણસર ફુટી નીકળે છે અને કણ લાગે છે, ત્યારે સર્વે લોકો જોઈ શકે છે. એજ ન્યાયે સજ્જન નરનારી પૂર્ણ પરમ ગતિને પામે છે. તેની દ્રષ્ટિ કૈવલાકાર થઈ જાય છે. જેથી તેના નેણ વેણ અને વર્તન સર્વ પલટાઈ જાય છે, ત્યારે નિર્મળ દ્રષ્ટિના સજ્જનો તેને જોઈ જાણી શકે છે.

**अेही नरके नीज नेह पतिनसे, करन कहीत करीयाइ ।**
**अब नारीनके मिलन पतिनसे, बोहोरु कहत बरीयाइ ।। (५४)**

ભગવાન કરુણા સાગર કહે છે કે અત્યાર સુધી સજ્જન પુરુષોને નિજ પતિ સાથેનો પૂર્ણ પ્રેમ રાખવાની અને અખંડ એકતામાં રહેવાની ક્રિયા કહી બતાવી. હવે સ્ત્રીઓને

નિજપતિ સાથે કેવી રીતે પ્રિતિ કરવી ? અને પરમ પતિના કૃપાપાત્ર બનવું એ અમારા પરમ શ્રેષ્ઠ કૈવલ જ્ઞાનથી ભરેલા વચનો દ્વારા વર્ણન કરીને જણાવવામાં આવે છે.

સ્ત્રીઓને પરમેશ્વર પામવાની રહેણી:

**प्रथम नारकु प्राय पुरुषके, लंपट नेह न करही ।**
**ओरु भाषण पुनी हास विनोधन, करहीत विषय वितरही ।। (५५)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, પ્રથમ સ્ત્રીઓને પારકા વિષય લંપટ પુરુષો સાથે પ્રેમ રાખવો નહી. તેમજ ફરીથી તેવા વિષયી પુરુષોની સામે ભાષણ પણ કરવુ નહી. અને હાસ્ય વિનોદથી રહિત બનીને વિષય કામનાને સદંતર તજી દેવી.

**नीज तनके जेही काम कसीनके, नचंत चंत लगाइ ।**
**अेकाग्रहे ग्रहेणी थइ जीनकी, रहत सदा रत लाइ ।। (५६)**

ઉપાસક અધિકારી સ્ત્રીઓએ પોતાના શરીરને જતમત રાખી વિષય કામનાને કશીને કબજે કરી રાખવી. અને પરમ કારણ દેહમાં જ્યાં ઉનમુની અવસ્થા આવેલી છે તે નચિંત દશામાં ચૈતન વૃતિને એકાગ્રહ કરીને નિજપતિની પરમ પત્નિ બની તેમની સાથે અખંડ પ્રિતિ બાંધીને સદાના માટે રહેવું.

**अेही परकार अजायल पतसे, हवीत समरपण छेल्ली ।**
**तीत संजम साम्रथ सरजनसे, इत भव रही अकेली ।। (५७)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, એજ પ્રકારે પરમ પતિની પ્રેમાળુ સ્ત્રીઓને પોતાના નિજ પતિ જે જન્મ રહિત છે તેમને તનમન ધન સમર્પણ કરી દેવા. ત્યાં અંતરિક્ષમાં અરસ આસન પર સકર્તા સ્વામિ અખંડ બિરાજે છે. તેમની સાથે સબંધ જોડીને અંતર દ્રષ્ટિની એકતાએ એકમેક થઈને રહેવું. અહીં જગતની અંદર અંતરનો પ્રેમ કોઈના પરત્વે રાખવો નહી, અને ઉપલક દ્રષ્ટિએ હું એકલી જ છું એમ સમજીને રહેવું.

**तब न रही आलंबन कोउकी, कर्ता बीना किंचित ही ।**

**अेक अखंडीत नेह नीरंतर, भवभर कोहु न मीतही ।। (५८)**

ઉપર જણાવ્યા પ્રમાણે એવા અધિકારવાળી સ્ત્રીઓને નીજ સકર્તા પતિ સિવાય આ ભવ ભરમાં કોઈનો આધાર કે સંબંધ કિંચિત માત્ર રહ્યો નથી. એક અખંડ અવિનાશી સનાતન સ્વામિની સાથે અંતરનો અતિ પ્રેમ જોડીને નિરંતર રહે છે. તેને આ જગતમાં કોઈના પરત્વે અંતરનો ભાવ રહ્યો નથી.

**गद गद कंठ रहत हर सालन, अहंग नार नही भानुं ।**

**रसबस रळीत हवीत नेह तन, नहीन पुरुष अभिमानुं ।। (५९)**

પરમ પતિના પુરાણ પ્રેમ આવેશમાં ગદગદ કંઠે હરખભરી અંતરવૃત્તિના ઉત્સાહે ગુરુ ગમના માર્ગે ચાલે છે. જે પોતાના નિજ સ્વરૂપાનંદના અનુભવમાં સ્ત્રીપણાનું ભાન પણ રહ્યું નથી. સ્વામિ સકર્તાની સર્વજ્ઞ ગતિમાં રસબસ થઈને અતિ આરત પૂર્વક નિરંતર ભાવે અહોનિશ રહે છે. શરીર પક્ષનો સ્નેહ છુટી જવાથી સ્ત્રી કે પુરુષપણાનું અભિમાન સદંતર નષ્ટ થઈ ગયું છે.

**भवित वेत नीज अंश अहंग मम, जेही जीनके हुत सरजे ।**

**अे भवके उर इष्ट न राचीत, कर्ता विनाय अपरजे ।। (६०)**

જેની દ્રષ્ટિમાંથી દેહભાવ અદ્રષ્ય થઈ ગયો છે, એવા અધિકારી જનને પોતાના અંશ સ્વરૂપનું જ્ઞાન પ્રગટ થાય છે. તે નિશ્ચય કરી શકે છે કે આપણને ઉત્પન્ન કરનાર સ્વામિ સર્જનહાર હોવાથી તેમની સાથે એકતા રાખીને હેતપૂર્વક રહેવુ તેજ આપણો પતિવ્રતા ધર્મ છે. એવી રીતે શુધ્ધ જાગૃત થયેલો અંશ પોતાના હૃદયમાં વિજાતી દેવોની ઈચ્છા કરતો નથી. એક સકર્તા ધણી વિના બીજા દેવો અનિત્ય વિજાતિ અને અવધિકાળવાળા છે એવું જાણીને તજી દે છે.

**अेकाअेक आराध अनीन रत, गतिमत सुघड सह्यांनी ।**
**अति अथाह थाह कर्ता नीज, तदीप रीझे उर आनी ।। (६१)**

જે પરમ પતિની પતિવ્રતા થઈ છે તે પોતાના અંતર હૃદયમાં એકાએક ઉર્ધ્વ દ્રષ્ટિએ કેવલ લક્ષની આરાધના કરે છે. અનિન્ય ભાવે આરતવાન થઈને ગુરુગમ ગતિના મહામતમાં રહીને સુઘડ અને શાણી પ્રેમદા નિજ પતિના અખંડ આનંદને અનુભવે છે. જેથી તેને જણાયું કે કરૂણેશ પતિ અતિ અથાહ હોવાથી, તેમનો થાહ લાવી શકાય તેમ નથી. એવુ જાણીને ગુણ ગાતા તલ્લિન થઈ જાય છે. ત્યારે સકર્તા પતિ કૃપાવંત થઈને પતિવ્રતાને પોતાના હૃદયમાં ધારણ કરે છે.

**अेही नीज नार रीझावन पतकु, जतमत कहीत जनाइ ।**
**अेही विधकी कोउ हवे सोहागण, सुरभर तुल्य न ताइ ।। (६२)**

ઉપર વર્ણવી બતાવેલી રહેણી કરણીમાં જે જે કોઈ સ્ત્રીઓ રહીને જતમત પણે વર્તી શકશે. તેના ઉપર પરમ પતિની પૂર્ણ મહેર થશે. એવીજ રીતે શ્રેષ્ઠ આચરણ કરીને નિજપતિની સોહાગણ થશે તો તેની બરાબરીમાં દેવલોકની કોઈપણ દેવાંગનાઓ આવી શકતી નથી.

**सुर तो सकल विहार विला[illegible]क, हवे तो नीज पतिवंतु ।**
**पण करतार पुरंजन परमीत, [illegible]ही लख नही गतिवंतु ।। (६३)**

દેવલોકનાં દેવોની દેવાંગનાઓ વિષય વિહારી છે. અને નરનારીના વિલાસનો પતિવ્રત પ્રેમ પણ ઘણોજ હોય છે. પરંતુ સ્વામિ સર્જનહારની અલૌકિક ગતિનો લક્ષ નહી જાણી શકવાથી નિજકર્તાની રીઝ મેળવી શકતી નથી.

**सुरकी संच कमाय अहीनकी, भुगते भायग सबेही ।**
**बीन सतसंग आद्य सरजनकी, कोउ न लहे कबेही ।। (६४)**

અહીં મૃત્યુલોકનાં મનુષ્યો પુણ્યની કમાઈ ભેગી કરીને દેવલોકમાં જઈ તે ભાગ્યનું સુખ ભોગવી શકે છે, પરંતુ આદ્ય સકર્તા ધણીનો સતસંગ નહી મળવાથી નિજકર્તા કૈવલનાં પદને જાણીને કદાપિ પ્રાપ્ત કરી શકતા નથી.

**ज्यौ भोजन भाजनमे भरीतव, परी पकवान समेतु ।**

**जीमत जीमत घटी जावत संचीत, जीमे न नवीन भवेतु ।। (६५)**

દ્રષ્ટાંતે જેમ કોઈ પાત્રમાં ભોજન આદિ પકવાન ઘણા પ્રકારનાં ભરેલા છે, તે ભોજન જમતા જમતા જ્યારે ખૂટી જાય છે. અને ફરી નવું ભરવામાં આવતું નથી ત્યારે તે પાત્ર ખાલી થઈ જાય છે.

**देव कमाइ सोज रजोगुणकी, भाजन भवीत भवेसु ।**

**भुगत भुगत क्षीण होय सकल रघ, तांहां नव होय नवेसु ।। (६६)**

દેવલોકનું સુખ ભોગવવાના પુન્યની કમાણી રજોગુણની હોય, અહીં મૃત્યુલોકમાં મનુષ્યદેહથી જપ, તપ, યજ્ઞ વગેરે શુભકર્મ ભેગા કરીને મનુષ્યદેહ રુપી પાત્રમાં ભરવામાં આવે છે, તેજ દેવલોકમાં જઈને ભોગવવામાં આવતા હોય, ભોગવતા ભોગવતા જયારે ખર્ચાઈ જાય ત્યારે દેવલોકમાં નવિન પુણ્યની કમાઈ થઈ શકતી નથી.

**देव मही दुरलभ ऐही गतियां, निजपति परम पयानुं ।**

**रज तमकी करणी करसानक, तांहां लग तिनके भानुं ।। (६७)**

દેવલોકમાં પરમ સકર્તા પતિને પ્રાપ્ત કરવાની ગતિ અતિ દુર્લભ છે, કારણકે ત્યાં નવા પુણ્યની કમાણી પણ થઈ શકતી નથી, અને સત્સંગ પણ મળતો નથી, પરંતુ દેવલોકોને રજોગુણ અને તમોગુણની ક્રિયા કરવાનું જ્ઞાન હોય છેઃ જેથી મેળવેલા પુણ્યનું સુખ ભોગવી શકે છે.

**तेही माटे एही भव भामनीयां, नीजपति जानन भेवुं ।**
**अहो धन्य तीनकी सरभरके, दीर्घ नही कोइ देवुं ।। (६८)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે, અમારા કલ્યાણકારી સત્ય વચનોને ગ્રહણ કરી આ મૃત્યુલોકની ભામિનીઓ નિજ પતિના લક્ષને જાણી તેમની પરમ ગતિ સાથે એકતા કરી છે. અહો ધન્ય છે ? એવી સ્ત્રીઓને કે તેમની બરાબરીમાં દેવલોકની દેવાંગનાઓ પણ આવી શકતી નથી. એવા શ્રેષ્ઠ અધિકારને પ્રાપ્ત કરેલો હોવાથી, સદેહે જીવન મુક્ત દશા ભોગવે છે.

**नर नारी नीजकर्ता मीलनकी, कीये क्रिये माण सुनाइ ।**
**पथ पालन जीनकी ज्यौ घटीतव, कुवेर, सुजुगत जनाइ ।। (६९)**

આ જગતભરનાં સર્વે નરનારી નિજકર્તાને યથાર્થ ઓળખીને મળી શકે એવી અલૌકિક સત્યક્રિયા અને સર્વશ્રેષ્ઠ પાળવાની ચરી કહી બતાવી છે. જે જીજ્ઞાસુ મુમુક્ષુજનો નરનારી અમારા સત્ય વચનોને સમજીને જે કોઈ અમલમાં મુકશે તો સત શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે સદેહે સકર્તા પતિનું શરણ પ્રાપ્ત કરી શકશે.

**ઈતિશ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે કર્તા મીલન અલૌકિક કરણીકો**

**એક વિશતિતમ્ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

★★★

# સિદ્ધાંત - ૨૨

**અથશ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે સકર્તા મહેરબાન સમ દ્રષ્ટિકો દ્વાવિંશતિતમ્ સિધ્યાંત નિર્ણય.**

ધીમંત કૃપાનિધિ ઉવાચ :

**अब जीनकु नीजकर्ता मीलनके, भवीत भाव भव सेती ।**
**तदीप ताय तेही करो कसायन, तन मन सहीत समेती ।। (१)**

"ભગવાન કરુણાસાગર કહે છે કે," આ ભવમાં જેને નિજકર્તાને મળવાનો શુધ્ધ સાચો ભાવ ઉત્પન્ન થયો હોય, તેને પરમગુરુનાં વચનોની આજ્ઞામાં રહી તન મન સહિત દશે ઈંદ્રીયો પર સંપૂર્ણ સંયમ લાવીને સત્યના આચરણની કસોટીમાં કસાવું જોઈએ.

**तन मनकी तो उपल देखावन, पण अंतर चितवेतु ।**
**सुरत नुरत भये अनुरागीत, पतिसे परम सहेतु ।। (२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જ્યાં સુધી સર્વાંગે સાચપણું ધારણ કર્યા વિના અંતર હંગમાં પરમગુરુનું સ્થાપન થાય નહી. ત્યાં સુધી તન મનની કસોટી ઉપલક ગણાય છે. એટલા જ માટે સત્યને ધારણ કરી અંતરમાં પરમગુરુને રાખી સકર્તા સ્વામિની સાથે હેત લાવી, સુરત નુરતને અતિ પ્રેમ પૂર્વક અંશની ચૈતનવૃત્તિના ચિંતવનમાં એકરૂપ કરી નિજ જાણ સહિત કેવલ લક્ષમાં તદ્દ્વત થઈ રહેવું.

**तेही सहेत वेत विदवनकु, देखी परमपति धीजे ।**
**करी करूणेश कृपाल तेहुनपर, अंतर प्रेम पतिजे ।। (३)**

" કરૂણાનાદાતા કરૂણાસિંધુ કહે છે કે," જે અંશ અંતર લક્ષનો હિમાયતી થઈને નિજ સકર્તા પતિ સાથે શુધ્ધ હેત ધારણ કરે છે. તેનાં ઉપર કરુણેશ કૃપા કરીને અતિ પ્રેમને વશ થઈ વિશ્વાસ લાવે છે. હંગે હંગની એકતાનાં જ્ઞાનનો અધિકારી જોઈને નિજપતિ પોતાનાં હૃદયમાં તેને ધારણ કરે છે.

**जदपी पति जे परमपति उर, अंतर घरी अनुरागी ।**

**धन्य अंश तुम आइ मीले मुज, अतही घोर तम त्यागी ।। (४)**

"પરમકલ્યાણદાતા સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે," એવા ઉજાગ્રત વૃતિનાં અંશને જોઈ નિજ સકર્તા ધણીને જયારે વિશ્વાસ આવે છે ત્યારે તેનાં પરત્વે અંતરનો પ્રેમ ધારણ કરીને કહે છે કે અહો હે અંશ, તને ધન્ય છે કે, ભવના અજ્ઞાન અંધકારને ત્યજી તું મને આવી મળ્યો.

**जुगन अनंत वित विछरेलन, हमसे अंश तुमेही ।**

**धन्य धन्य तेही आइ मीले मुज, करी के कुन कमेही ।। (५)**

નિજધણીની હજુરમાં પહોંચેલાં અંશને કરૂણેશ પતિ કહે છે કે, હે અંશ ! મારાથી વિખૂટો પડ્યાં પછી અનંતજુગ વિતી ગયા, એવા કયા પુન્યની કમાણી કરી કે, જેથી તુ મને આવી મળ્યો? ધન્ય છે તમારી કમાઈને !

**भव उत्पन्न भुगतनके कारन, महा रसमेव रचाये ।**

**तेही रस छोर समोह आय तुम, कीने समज समजाये ।। (६)**

" કરૂણેશ પતિ અંશને કહે છે કે," ભવનું સર્જન કર્યુ ત્યારથી અંશોને ભોગવવાનાં ભોગ, કેટલીક જાતનાં રસો અને કેટલીક જાતનાં મેવાઓ ભવમાં ભરેલાં છે. તે બધા ભોગોના સમુહને છોડી તુ મને આવી મળ્યો એવુ લક્ષજ્ઞાન તને કોણે સમજાવ્યું? માટે હે અંશ ! તને ધન્ય છે.

**एही भवमे कोइ नहीन भुमिया, मुज पावन इत उता ।**

**आचारज जेतने भर जीनके, सकल मायके सुता ।। (७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," આ ભવમાં અમારા નિજપદને યથાર્થ જાણી જાણાવી શકે એવો કોઈ જ્ઞાનીજ નથી. ઈત એટલે આ બાજુ મતપંથનાં આચાર્યો ઘણાં છે. ઉત

એટલે તે બાજુ ચૌદ લોકનાં દેવો એ મોટા અને નાનાં બંને માયાના પુત્રો છે. જેથી અમને મળવાની તેમને ગમગતિ નથી.

**तीनकी जाण जनावहु जाहेर, समज पडे साचनके ।**
**जीनके भाषण भव भरमावीक, वीद्‌वत नही वाचनके ।। (८)**

હે જગતનાં જનો ! તે આચાર્યોના ઉપદેશની જાણ તમને જાહેર કરી જણાવું છું કે, સાચા જુઠાની તમને શુધ્ધ સમજ પડશે, તેમને વેદનું જ્ઞાન યથાર્થ નહીં હોવાથી, તેમની વાણી ઉચ્ચારનાં ભાષણો કર્મ ધર્મનાં હોવાથી, ભવનાં લોકો ભરમાઈ ગયાં છે.

**जुठे जुठ लवार लवीनके, अल्पीत इश बनाये ।**
**तिनमे कीये न कंचीत कोउने, परचा लखी पताये ।। (९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે મત પંથના આચાર્યો ! તમે જુઠે જુઠી વાણી ઉચ્ચારીને બકવાદ કરી અનિત્ય દેહધારી અલ્પ આયુષ્યવાળા અલ્પ બુધ્ધિનાં ઈશ્વરોની સ્થાપના કરી છે. અને તેમની મહત્તા વધારવા ઘણા પ્રકારનાં પરચાની વાતો કરી પદાર્થની લાલચ આપી જીવોને આશાવાદમાં ફસાવી તેમનાં મન પતાવી દીધા છે. પરંતુ એ બનાવટી ઈશ્વરોએ કોઈ જીવનું કિંચિત માત્ર કાર્ય કર્યું નથી.

**दुनी दुबावन सकलं आचारज, जीवके यश गवराये ।**
**परपंची पतवाये पुराने, नीज करतार भुलाये ।। (१०)**

સિર્ગુણ મતનાં આચાર્યોએ પુરાણોમાં લખેલી કલ્પિત પ્રપંચની વાતો કરીને જગતકર્તાને ભુલાવી દીધા છે, અને જગતમાં થયેલાં અવતારી ઈશ્વરોને પરમેશ્વર મનાવી જગતનાં જનો પાસે ગુણ ગવરાવ્યા છે. એજ મોટી ભૂલ કરીને જુઠાનું સાચુ મનાવી આચાર્યોએ દુનિયાના જીવોને ડુબાવી દીધાં છે.

**नीज करतार लहे नही कोउने, अवनी रची अब लगही ।**
**सिर्गुण निर्गुण मांही सकलको, अल्पज्ञे पद पगही ।। (११)**

" ભગવાન કરૂણા સાગર કહે છે કે," પૃથ્વી રચાઈ ત્યારથી તે અત્યાર સુધી નિજકર્તા પદને જાણીને કોઈપણ પ્રાપ્ત કરી શકયું નથી. કારણકે સિર્ગુણ નિર્ગુણના આચાર્યોએ કૃત અકૃતનો ઉપદેશ કરી જગતના જનોને નિજ સ્વરૂપનાં જ્ઞાનથી વિમુખ રાખ્યા છે. અને ગુણના અવતારી ઈશ્વરોની ઉપાસના કરાવીને વૈકુંઠ કૈલાસ અને ગૌલોક સુધી જીવોને પહોંચાડ્યા છે.

**केतेक अन इश्वर अनुरागीत, अे भव सहेज सराइ ।**
**ब्रह्मवेत तो कहे मिथ्या जग, उपजे नही कदाइ ।। (१२)**

જેટલા અકર્તા મતને માનવાવાળા અન ઈશ્વરવાદીઓ છે તે કહે છે કે આ જગત સહેજા સહેજ ઉત્પન્ન થયુ છે. અને એવી રીતે તેનો અંત આવી જશે, એવુ માનીને પોતાને પુરણ સમજી મિથ્યા અભિમાનની મસ્તીમાં રહે છે, અને બીજા પ્રકારના બ્રહ્મજ્ઞાનીઓ જગત મિથ્યા છે, એમ કહી જણાવે છે કે તે જગત થયુંજ નથી અને ફરીથી થવાનું નથી, એમ સમજીને પોતાને બ્રહ્મ સ્વરૂપ માને છે.

**द्रष्टं परे पण करीत अंधगत, भ्रान्तिवत लखावे ।**
**मृग तृष्णा रजु सर्पवतके, देइ द्रष्टांत जनावे ।। (१३)**

અકર્તા મતનાં વિદ્વાન આચાર્યો પ્રત્યક્ષ જગત દેખાવા છતાં કહે છે કે જગત છે જ નહી ત્યારે કોઈ પ્રતિવાદી પ્રશ્ન પૂછે કે આ પ્રગટ દેખાય છે તે શું? તેના જવાબમાં તેઓ કહે છે કે આ તો તમને ભ્રાન્તિ થઈ છે. જે કાંઈ દેખાય છે તે મૃગ તૃષ્ણાના પાણી જેવું હોય, ખરું જોતા જગત છે જ નહી, જેવી રીતે અંધારામાં દોરડી પડેલી હોય તેને જોતા સર્પનો ભાસ થાય છે, તેને નિશ્ચય કરીને જોઈએ ત્યારે દોરડી જ દેખાય છે. આવા પ્રકારના દ્રષ્ટાંતો આપી જગતના લોકોને સમજાવે છે. પરંતુ અંતર દ્રષ્ટિના આંધળા જરા પણ જાગીને જોતા નથી, બહુ વિધ પ્રકારનું જગત દેખાય છે; તો તેના કર્તા કોઈ હોવા જોઈએ એવુ વિચારીને સમજી શકેલા નથી.

**अे सब भुल रहे जीत तीतमे, पति परम नही बुजे ।**

**ओर सकल वेता रज तजके, निजपति पखे असुजे. ।। (१४)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " ભૂતકાળમાં થઈ ગયેલા સિર્ગુણ નિર્ગુણના આચાર્યો ૐકાર પ્રણવ દ્વારા પ્રકૃતિ પુરુષની ઉપાસના કરીને રજ તજથી લઈ સ્થાવર જંગમ સહિત ચૌદલોક સુધીના ક્રતને જાણી શકેલા છે. પરંતુ નિજ પતિ પક્ષે જોતા તેમને રેખમાત્ર સુજ પડેલી નથી, તે કારણને લઈ નિજ કર્તાને નહી ઓળખી શકવાથી જ્યાં ને ત્યાં કર્તાના ક્રતની વિભૂતિઓમાં ફસાઈ ગયા છે.

**तदीप ताय गुरु परम विना कोइ, नीजपति परम न पावे ।**

**तबते सकल जहांन जुग धरकु, इतके इत भरमावे ।। (१५)**

ઉપર જણાવ્યા પ્રમાણે સૃષ્ટિ રચનાની આદ્યથી જગતભરનાં જીવોને આચાર્યોએ ઘણા પ્રકારની ઉપાસનાઓમાં અહીંના અહીં ભરમાવી દીધા છે. તે કારણને લઈ કોઈપણ જીવ સર્વજ્ઞ પરમગુરુના લક્ષજ્ઞાન વિના નિજ સકર્તા પતિને પ્રાપ્ત કરી શકશે નહી.

**भरमाविक वत अेही सकल भव, साच कहन पर सीजे ।**

**तो सद्गुरु तिनकु क्या करही, जुठे जंत पतिजे ।। (१६)**

ભવભરના જીવોને ભરમાવનાર કર્મ ધર્મની વાતો કરનાર પંડિતો અને પુરાણીઓ હોવાથી, કલ્પિત વાતો એવી તો દ્રઢ કરાવી છે કે, કોઈ સાચુ જ્ઞાન બતાવનાર મળે તો ઉલટા ખીજાય છે. જેને સાચા જુઠાની સમજ નથી. એવા અંધશ્રધ્ધાળુ જીવોને જુઠા ઉપર જ વિશ્વાસ આવેલો છે. તેવા જડ બુધ્ધિના જીવોને સદ્દગુરુ કહી કહીને શું કરે?

**जुठेमे बहु जुगत समावे, ज्यौं चीतरन चतुराइ ।**

**साचे मनुस सहेज ज्यौं त्यौंके, जेही नीजते नीरमाइ ।। (१७)**

આચાર્યોની જુઠી વાતો બહુજ જુક્તિથી ભરેલી હોય, તે જુઠી વાતો સાંભળીને મોટા ધનવાન ગણાતા લોકો જુક્તિની જાળમાં ઝંપલાય છે. તે સાચા જુઠાનો નિર્ણય કરવાની બુધ્ધિ નહીં હોવાથી, એક બીજાનું જોઈને ઘણા લોકો ખેંચાય છે. જેવી રીતે કોઈ ચિત્રકાર ચિતારો જુદી જુદી પ્રકારના રંગ ભરીને ચિત્ર બનાવે છે. તેને જોવા ઘણા લોકો આકર્ષાય છે. પરંતુ નિજ સકર્તા ધણી અનંતકળાઓ ધારણ કરવાવાળા અલૌકિક ચિત્રકાર હોવાથી, જેણે અનેક ઘાટોરૂપી ચિત્રો બનાવેલા છે, તેને જોઈ જાણીને યથાર્થ અનુભવ કરીને કહેનાર કોઈક જ વિરલા હોય છે.

**त्यौं सदपद परपंच नभे नही, ज्यौंका त्यौं हे तमही ।**
**जहां उपमे उपमाय न लागत, तेही कीनके कीनुं समही ।। (१८)**

" મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે," જયાં સકર્તા પતિ સત્ કૈવલ સર્વાતિત સ્વામિનું સનાતન સત્પદ આવેલું છે. ત્યાં માયાનો કોઈપણ પ્રપંચ પહોંચી શકતો નથી, તે અવિનાશી પદ સદાના માટે અનુપમ હોવાથી, કોઈ ઉપમા પણ લાગી શકતી નથી, વળી તેમની બરાબરી કરી શકે એવો અનંત બ્રહ્માંડોમાં પણ કોઈ નથી. તે નિજપતિ જેવા છે તેવા જેમ છે તેમ સત્ય સ્વરૂપે રહેલા છે તો ,પછી તમે કહી શકશો ખરા કે તે કોના જેવા છે ?

**इंद्रि अंतसकरण विना गुण, सुरती कीये नीरतंतु ।**
**जीनुं इच्छवनसे हुये सकल कुल, नीगम ज्ञान गम अंतु ।। (१९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નીજ સકર્તા પતિનું સત્પદ ઈંદ્રીયો, અંતસકરણ અને ગુણ સિવાયનું છે. વેદની શ્રુતિએ તત્વાતિત કહીને વર્ણન કરી બતાવ્યું છે. કે જે નિજ ધણીની ઈચ્છાથી સમસ્ત લોકનો પસારો થયેલો છે, તે વેદના જ્ઞાન કાંડમાં નિજકર્તા પદની ખોજ કરતાં ગમ ગતિ નહી પહોંચવાથી છેવટના પદનો સત્ય નિર્ણય કરીને કહી શક્યા નથી.

**जीनकी सत्ता सतंतर व्यापक, ज्यौं रविसे गत तेजु ।**

**अरस थको अेक जाग रहीनके, जीनु परकाश सबेजु ।। (२०)**

તે સકર્તા સત્કૈવલની સત્તા સ્વતંત્ર સર્વવ્યાપક છે. જેવી રીતે સૂર્ય બ્રહ્માંડમાં એક સ્થાન પર રહી તેજ આપે છે. તેજ ન્યાયે નિજપતિ અંતરિક્ષમાં અવિગત આસને, એકજ સ્થળ પર બિરાજમાન હોવા છતાં બાહ્યદ્રષ્ટિ દ્વારા અનંત લોકને પ્રકાશતાં હોય, સર્વ ઘાટોને જીવન આપે છે.

**तेही परकाश लहीत रविके सम, सुर लग सुज न पाइ ।**

**त्यौं नरवेव सत्ता ब्रह्म देखीत, निगम नेति कही गाइ ।। (२१)**

જેમ સૂર્ય બ્રહ્માંડમાં એકજ જગ્યાએ રહેવા છતાં આખી પૃથ્વીને પ્રકાશે છે. તે પ્રકાશની પુષ્ટિ જંગમ જાતિના સર્વજનોના નેત્રને મળે છે. જેથી નેત્રોને પદાર્થનું જ્ઞાન થવાથી જે જેની મર્યાદા પ્રમાણે વહેવાર અને વ્યવસ્થા કરે છે. તેવી જ રીતે સકર્તા સતકૈવલ સ્વામિની બાહ્યદ્રષ્ટિનાં પ્રકાશની સત્તા સર્વ વ્યાપક હોવાથી કોઈ કોઈ બ્રહ્મજ્ઞાનીઓની દ્રષ્ટિ, સ્મરણ ધ્યાન કરવાથી પ્રકાશ સુધી પહોંચે છે. તેના પ્રતાપથી તેમને ચૌદલોક સુધીની ખબર પડે છે. પરંતુ અંશ અંશી પદને જાણી શકતા નથી તે બ્રહ્મ પ્રકાશરુપી સત્તા અરૂપી હોય, તેનીજ વેદોએ નેતિ પોકારીને અપાર અપાર એવું કહીને વર્ણન કરી જણાવ્યું છે.

**पण सुर समस्थानी कर्ता निज, तेही पद अकळ रहेहु ।**

**आद्य थकी अबलग ल्यौ कोउने, जेही गम नहि न कहेहु ।।(२२)**

દ્રષ્ટાંતે જેમ સૂર્ય પ્રકાશનાં ન્યાયે સૂર્ય એકદેશી હોય, અને પ્રકાશ સર્વ વ્યાપક છે. એવીજ રીતે સકર્તા પતિનો બ્રહ્મ પ્રકાશ વિશ્વભરમાં **પ્રસરેલો છે.** તે બ્રહ્મ પ્રકાશનાં પ્રકાશક સકર્તા સત્કૈવલ સ્વામિ અટલ આસને અખંડ **બિરાજે છે.** તે **નિજપતિ** ઈંદ્રીયો અને અંતસકરણથી ન કળી શકાય એવા અકળ હોવાથી, જગત રચના**ની આદ્યથી** લઈ અત્યાર સુધી કોઈ જાણી શક્યુ નથી.

**अेही परकारन अकळ सकळते, निजपति परम तदाइ ।**

**जहां कोउकी कीनु सुज न पहोंचत, तब अजमाल रहाइ ।। (२३)**

તે સર્જનહાર સ્વામિ અપરમપાર અકળ કળાવાળા હોય, એવી અનંત કળાઓને ધારણ કરવાવાળા સકર્તા સ્વામિ સદા સદોદિત સ્વ સ્વરૂપાકારે રહે છે ત્યાં શિવ, બ્રહ્માથી લઈ અત્યાર સુધીનાં જ્ઞાની અનુભવિઓને રેખમાત્ર સુજ પડી નથી.

**अति अपरम गमसे अविलोकीत, नरणीत करीत नीरूपे ।**

**न्याये न्याय सुरत सर वेधीत, अविगत अकळ अनुपे ।। (२४)**

હે આરતવાન અંશો ! પરમગુરુની અપરમપાર ગતિને ગ્રહણ કરી અંતર દ્રષ્ટિએ અવલોકન કરી જ્ઞાન વિવેકે સજાતિ-વિજાતિનો. નિર્ણય કરવાનો છે. જયાં વિજાતિ તત્વોનો અંત આવે છે. તે ભુમિકા પર સ્થિર થઈને જે પદનું નિરૂપણ કરી બતાવ્યું છે. તે અનેક ન્યાયોનો પણ ન્યાય હોય, તે નિજપદમાં પહોંચવા માટે ધ્યાનનું ધનુષ્ય ધારણ કરી, સ્વરૂપ સુરતાનું તીર ચઢાવીને સહેજ શુન્યમાં છોડવાનું છે. ત્યારે જેની ઉપમા ન આપી શકાય, જેની વિગત વાણીથી ન કહી શકાય એવું અકળ સકર્તા ધણીનું પદ પ્રાપ્ત થઈ શકે છે.

**जेही अकळ उपमा विनके पद, कदमो कदम सदाइ ।**

**निज घर थको निपजकु निरमीत, आवे न जाय कदाइ ।। (२५)**

જે નિજ કૈવલપતિ અકળ અને ઉપમા રહિત પોતાના સત્યપદમાં બિરાજે છે. તે વાત ડગલે ને પગલે સત્ય છે. પોતે નિજ ઘરમાં રહીને સર્વ સૃષ્ટિનું સર્જન કરી નિયમમાં પણ પોતે જ રાખે છે. તે જગતમાં કદાપિ આવતા કે જતા નથી.

**जीनकु आवन जान काज कुन, सुरते सकल सरावे ।**

**आद्य अंत मध्य आप उपजावन, जीनते कांहां रहावे ।। (२६)**

તે નિજ સકર્તાપતિ આ વિશ્વમાં કયું કાર્ય કરવા માટે આવે ને જાય ? તે અનંત સામ્રથતાવાળા હોવાથી, પોતાની અલૌકિક સુરતાથી સર્વ સર્જન કરી શકે છે. જગતની આદ્ય, મધ્ય અને અંત સુધી સર્વે તેમનું જ ઉત્પન્ન કરેલું છે. તેમાં પોતે કેમ કરીને રહી શકે? અનિત્ય નાશવંત શરીરને તેઓ પોતે ધારણ કરતા જ નથી.

**उपावनके अणुनी आद्यअज, रज तज सकल समेतु ।**
**ओर नहि करता कारवता, पुनी नहि सकल सवेतु ।। (२७)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ સકર્તા સર્જનહાર સ્વામિ અણુંની આદ્યે રજતજથી લઈ બ્રહ્માજી સુધી ભવભરનાં સમસ્ત ઘાટોને ઉત્પન્ન કરનાર નિજ કર્તા પોતેજ છે. ફરીથી કહુ છું કે તે કરુણેશપતિ સિવાય કર્તા કારવતા તેમજ સર્વ રચનાને જાણનાર અને ખબર રાખનાર તેમના સિવાય બીજો કોઈ જ નથી.

**वेतपणुं वितपनकी मालम, ज्यांहां लग जुग जंतनकी ।**
**तांहां लग तिनकी लेत निहालन, जीनुं पालन पोखणकी ।। (२८)**

જે વિત્તમાંથી જગત ઉત્પન્ન કર્યુ છે. તે વિત્ત સકર્તા પતિનો શુધ્ધ સંકલ્પ હોય, જ્યાં સુધી પસારો કરવાની ઈચ્છા હતી, ત્યાં સુધી જગતનો પસારો કરેલો છે. તે પસારાના જીવજંતુ સર્વને જાણનાર, જોનાર અને પાલન પોષણ કરનાર સકર્તા ધણી પોતે છે. તેમના શુધ્ધ સંકલ્પથી થયેલા આદિ, અંતને તેજ જાણતા હોવાથી સંકલ્પના અંત સુધી સર્વ જીવો પર હેત ધારણ કરી રહ્યા છે.

**या विध कोउसे नहि न बनीत हित, गुण अवतार समेतु ।**
**वेर वरग जीनके जुग जाहेर, करीतव हेत कहेतु ।। (२९)**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્વે જગતના જીવો ઉપર સરખું હેત રાખવું કે પાલન પોષણ કરવું એવું સમદ્રષ્ટિનું સર્વોત્તમ કાર્ય નિજ સકર્તા ધણી સિવાય કોઈનાથી થઈ શકે તેમ નથી. ગુણોના જે જે અવતારી ઈશ્વરો થયા તે રામ-કૃષ્ણ વિગેરે તેમના શરણે

આવનારને બચાવ્યા અને વિરોધ કરનારને માર્યા. આવી રીતે વેરનાં વર્ગ પાડી જગતમાં પક્ષપાતવાળા કાર્ય કરી ગયા છે. પરંતુ સમદ્રષ્ટિ રાખી કોઈની સહાય કરી નથી. જે જે કાર્ય કરી ગયા તે જગતમાં જાહેર છે તે કારણને લઈ જગતના લોકો તેમની સાથે કોઈ હેત રાખે છે, અને કોઈ દ્વેષની દ્રષ્ટિએ તેમને જુએ છે અને એવો વહેવાર તો જગતના જીવો પણ કરે  છે.

**अे सब गुन अवगुनके धरता, जबते गुण अवतारा ।**
**गुणातीत समद्रष्ट सर्व पर, सो निज सरजनहारा ।।            (३०)**

જે ગુણોનાં અવતારી ઈશ્વરો છે તે ગુણ અને અવગુણને ધારણ કરવાવાળા હોવાથી કોઈનું ભલુ કાર્ય પણ કર્યુ છે. અને કોઈનું બુરુ પણ કર્યુ છે પરંતુ સમદ્રષ્ટિ અને સરખું હેત રાખવાવાળા ગુણાતિત અનેક કરૂણાઓના ઈષ્ટ એકજ સર્જનહાર છે.

**तेही सरजनहारकी समता, देखो नुरत निहारी ।**
**बीन अवतार कहेर कोउ कीनसे, कीये न नीज कीरतारी ।। (३१)**

વિશ્વભરનાં સર્વે તનુધારી સામાન્ય, વિશેષ અંશો પર સમતા ભાવ અને સમદ્રષ્ટિ રાખવાવાળા એકજ કરુણેશ પતિ છે. નિતિ અનિતિ ગુજારનાર, ન્યાય અન્યાય કે પુન્ય પાપ કરનાર ઉપર વિષમ ભાવ કે વિષમ દ્રષ્ટિ રાખતાં નથી તે નિજ કિરતાર સિવાયના અવતારી ઈશ્વરોએ સ્વાર્થના મતલબથી કેટલાંયે જીવોને ત્રાસ પણ આપ્યો છે. તે વાતો જગજાહેર છે એવું કોઈ કાર્ય નિજ સર્જનહાર કરતા નથી.

**जीव सकल आपने करतवकु, भुगतत हे नर लोइ ।**
**निजकर्ता तो सहाय करनके, हेत कहेत न कोइ ।।            (३२)**

અનંત દયાળુ નિજકૈવલકર્તા સર્વ જીવોની સહાય કરવાવાળા છે. કોઈપણ જીવને કિંચીત માત્ર દુઃખ દેતા નથી, પરંતુ આ સંસારનાં તમામ નરનારી સારા નરસા કર્મ કરવાથી સુખ દુઃખ ભોગવે છે. સર્વ અંશોનાં સ્વજાતિ સકર્તા સ્વામિ સમદ્રષ્ટિવાળા હોવાથી સજ્જન પર હેત અને દુર્જન પર કહેત, એવો ભેદભાવ રાખતા નથી.

**भजे तेहुनकु भय नहि व्यापत, जोखम जनम मरणके ।**

**भजे नहि तदपी निर वाहन, साम्रथ सहेज करनके ।। (३३)**

મનુષ્ય તનુધારી જે કોઈ જીવ સાચા પ્રેમભાવથી ભગવાન કરુણાસાગરને ભજશે તેને ભવભરનો કોઈપણ ભય વ્યાપી શકશે નહિં અને મોટામાં મોટું જન્મ મરણનું દુઃખ સદાના માટે દૂર થઈ જશે, તે જીવ કૈવલ ધામને પ્રાપ્ત કરશે અને જે જીવો નિજકર્તાને ભજતાં નથી છતાં સહાય કરીને સહેજાસહેજ ભાવે કરુણાનાં દાતા ખાનપાન આદિ આપીને તેનો નિર્વાહ કરે છે.

**वधघट कमती जनीत जगतमे, तेही तीनके अनुकरमें।**

**परम विशेष विशेष विनाइत, कहो सामान्य सभर में।। (३४)**

" ભગવાન કરુણાસાગર કહે છે કે, " આ જગતમા પરમવિશેષ અને વિશેષ અંશ સિવાય સામાન્ય ગતિનાં જીવો એકજ સરખા હોવાથી એકબીજાની સાથે જેને જેવો સબંધ હોય, તેવી મતલબવાળા કર્મ કરે છે. તે કર્મો સારા નરસા હોય, વધઘટવાળા ન્યુનાધિ- થતાં હોવાથી કર્મ અનુસાર સુખદુઃખ ભોગવે છે. જેવી રીતે આજકાલ વહેલા મોડા પહેલા કે પછી કર્મ કર્યા હોય તે અનુક્રમ પ્રમાણે જીવમાત્રને ભોગવવા પડે છે.

**उंच नीच कर्मे वध घटीतव, हवीत अंश सामान्यमे ।**

**परम विशेष विशेषनमे कोउ, करीत वधे नहि जीनमे ।। (३५)**

સામાન્ય ગતિનાં સર્વે અંશો વધઘટવાળા સુક્રિત દુષ્કિત કર્મો કરે છે તે શુભાશુભ કર્મ અનુસાર ઊંચીનીચી યોની પ્રાપ્ત થાય છે. અને સુખદુઃખ કર્મ પ્રમાણે જ ભોગવે છે, પરંતુ વિશેષ અને પરમ વિશેષ અંશોને નિજકર્તાએ જેને જેટલો અધિકાર આપ્યો છે, તે તેટલું જ કાર્ય કરી શકે છે, તેથી જરા પણ વધારે પડતું કરી શકતા નથી.

**अेतो अंश अनाद्य अगमके, निजपति कीये निराळे ।**

**तिनमे विशेष परम करतारन, भवभर ज्ञान विशाळे ।। (३६)**

આદ્ય સકર્તા પતિએ પરમ વિશેષ અને વિશેષ અંશ અનાદિથી નિરાળા ઉત્પન્ન કરેલા છે. જે પરમવિશેષ અંશ અતિ અગમ ગતિનાં હોય વિશ્વમાં આવી, સર્વોપરી કૈવલ જ્ઞાનનો પ્રકાશ પાડી સત્યને જણાવે છે.

**विशेष तो गुणके अवतारन, कारज करम करनके ।**
**अंश उबारन करीत न कोउके, उपले मारी मरनके ।। (३७)**

વિશેષ અંશ ગુણોની વિભૂતિને ધારણ કરીને અવતાર લઈ યુગે યુગમાં આવે છે. સગુણનાં ઉપાસકો ધર્મનિતિનું આચરણ કરવાવાળા તેમને જયારે અસુરો વિરોધ દ્રષ્ટિએ વિઘ્ન કરે છે ત્યારે વિશેષ અંશો સંત ભક્તજનોની સહાય કરી આસુરી જનોને મારે છે. અને કોઈ સમયે બીજાના હાથે વિશેષ અંશ પણ મરણ પામે છે પરંતુ કોઈ જીવને તારીને કલ્યાણ કરી શકતા નથી.

**एही नवेर कीन अंशनके, न्यारे न्यार निरूपा ।**
**जेही जीनकी जम जान जनाइत, परम सहित अनुपा ।। (३८)**

"ભગવાન કરુણાસાગર કહે છે કે," સામાન્ય વિશેષ અને પરમ વિશેષ તે સર્વે અંશોની જેવી અને જેટલી ગતિ હતી તે પ્રમાણે નિરુપણ કરી નિર્ણય કરાવ્યો છે.

જે જે અંશોની જેટલી જાણ હતી તેટલી ભિન્ન ભિન્ન કરીને જણાવી છે. પરંતુ પરમ વિશેષ અંશ, પરમશ્રેષ્ઠ ગતિવાળા અનુપમ હોવાથી તેમનુ વર્ણન કરીને કહી શકાય તેમ નથી.

**अन उपमा सोइ कही न शकत कीनु, ज्यौ मणिके घन अंतु ।**
**कर्ताके निज अंश परमहित, जबते अकळ अनंतु ।। (३९)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ, પરમ શ્રેષ્ઠ ગતિવાળા પરમ વિભૂતિવાન અનુપમ હોવાથી કોઈપણ વર્ણન કરી શકે તેમ નથી. દ્રષ્ટાંતે જેમ

પારસમણીનાં ધનનો કોઈપણ ઉપાયે અંત લાવી શકાતો નથી એવીજ રીતે નિજકર્તાએ પ્રથમથીજ અગમ ગતિનો વિચાર કરીને પરમ વિશેષ અંશને ઉત્પન્ન કરેલાં છે, તે જીવમાત્રનાં પરમ હિતકારી હોય, અનંત ગતિવાળા હોવાથી તેમની અકળ કળા કળી શકાય તેમ નથી.

**अकळ अंश उपजावनके निज, कर्ता कारन कंदु ।**
**जीन पावन करणी तेही तिन सम, परमीत रहेश रहंदु ।। (४०)**

પરમ સકર્તાપતિ સમસ્ત જગતનાં આદ્ય મુળ કારણરૂપે હોય, જગત રચનાની પહેલાં અકળ ગતિવાળાં પરમવિશેષ અંશને ઉત્પન્ન કર્યા છે, જેથી સામાન્ય વિશેષ સર્વ અંશોએ સકર્તાપતિને પ્રાપ્ત કરવા હોય, તેણે પરમ વિશેષ અંશનાં પરમ કલ્યાણકારી વચનોની રહેણીમાં રહીને તેમનાં કૃપાપાત્ર બને ત્યારે સકર્તા ધણીને મળી શકે છે. પરમવિશેષ અંશ માયાના અનેક આવ્રણોથી ન્યારા હોય, તેમની રહેણી તેમનાં જેવીજ હોવાથી એ અલૌકિક રહેણીમાં રહ્યાં સિવાય કોઈપણ જીવનું કલ્યાણ થઈ શકતું નથી.

**तेही रहेश निज परम गुरू बिन, कोहु न कळीत कळावे ।**
**पण तिनके मुख वचन वदीत पर, द्दढ अचळीत प्रति आवे ।। (४१)**

પરમ વિશેષ પરમગુરૂનાં પરમ પાવનકારી અલૌકિક વચનોની રહેણીમા રહેવાથી નિજ આપનુઆપ અને પતિપદની એકતા કરી શકે છે. તે રહેણી પરમગુરુ વિના કોઈ જાણતું નથી તે રહેણીનુ જતમતપણું સર્વ જીજ્ઞાસુજનોને જણાવતાં ભગવાન કરૂણાસાગર કહે છે કે, અમારા સ્વમુખના વચનોમાં જેને દ્રઢ વિશ્વાસ આવશે તેનું ચિત્ત ચલિત થશે નહિ અને સદેહે જીવન મુક્ત દશા પ્રાપ્ત કરી શકશે.

**द्दढ अचळीत सोइ उलट वचनकु, सुलट करीत उर लेहु ।**
**ज्यौं पद प्रहार करीत विष्णुने, ऋषिअे परख करेहुं ।। (४२)**

પરમ કૃપાનિધિ પરમગુરૂના પરમ પવિત્ર વચનો અનેક દોષોમાંથી રહિત કરવાવાળા હોવાથી તે વચનોમાં અચળ દ્રઢ વિશ્વાસ લાવીને રહેવું જોઈએ. કોઈ આપણને અવળું કહે તો સવળુ કરી માનવું. પરંતુ તેનાં પરત્વે રોષ કરવો નહિં. જેમ ભૃગુમુનિએ વિષ્ણુનાં હૃદય ઉપર પગનો પ્રકાર કર્યો છતાં વિષ્ણુએ ક્રોધ કર્યો નહિ અને દીનતાને ધારણ કરી ભૃગુમુનીનાં ચરણ ચાંપવા લાગ્યાં ત્યારે ભૃગુમુનીને વિષ્ણુનાં શ્રેષ્ઠપણાની પરિક્ષા થઈ.

**तेही पद प्रहार कुमळ करी करसे, त्रास न लगे तबेही ।**
**अति निमणा अविलोकी सकल सुर, शिर पति थपे सबेही ।। (४३)**

જ્યારે ભૃગુમુનીએ વિષ્નુનાં હૃદય પર પગનો પ્રહાર કર્યો, ત્યારે વિષ્ણુને ત્રાસ થયો નહિ અને નમ્રતા ભાવ ધારણ કરીને પોતાના કોમળ હાથે ભૃગુમુનીનાં ચરણ ચાંપવા લાગ્યાં, જેથી સર્વે ભેગા થયેલા દેવોએ તેમની સહનશક્તિ જોઈને ખુશ થયાં તે બદલ ભૃગુઋષિએ સર્વ દેવોથી શ્રેષ્ઠ પદવી આપી, ત્યારથી જ વિષ્નુ દેવોના અધિપતિ સાશનકર્તા કહેવાય છે, તે પ્રતાપ સહનશક્તિનોજ છે.

**अजभवसे ओही लघु हुते पण, जीनु जग यश गवराये ।**
**देखो ओही सतोगुण फळ प्रापत, जीने उलटी सुलटाये ।। (४४)**

પરમ કૃપાનિધિ કહે છે કે, શિવ અને બ્રહ્માથી વિષ્ણુ નાનાભાઈ હતા. પરંતુ ભૃગુઋષિએ તેમના હૃદયપર લાત મારી, તે ઉલટાને સુલટું કરી માન્યુ, જેથી ભૃગુમુનિએ પ્રસન્ન થઈ સર્વ દેવોથી શ્રેષ્ઠ તેમને પદવી આપી એ સત્વગુણની શાંતિનું ફળ છે. ત્યારથી જગતમાં તેમના જશ ગવાય છે.

**तेही परकार परमगुरू उचरन, अहो धन्य शिर लेही ।**
**निरभे न्याहाल थइ फरे निसंखीत, चिंता कीनु न केही ।। (४५)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે અમારા અતિ નિર્મળ સત્ય વચનોનો વિશ્વાસ લાવી જે કોઈ પ્રેમિજન શિર પર ધારણ કરીને જગતમાં નિઃશંક થઈને ફરશે તો નિર્ભયપણે ન્યાલ થશે. અને કોઈપણ પ્રકારની ચિંતા કરવાની રહેશે નહી.

**परमगुरूके वचनो मही सब, रहेणी करणी समेतु ।**
**कछु नहि साधन तीनु सरभर, जीनु गुरू परम सहेतु ।। (४६)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના વચનોના પાલનમા રહેણીકરણી સહિત સર્વે સાધનોનો સમાવેશ થઈ જાય છે. જેથી જપ તપ, સમદમ, અષ્ટાંગયોગ આદિ કોઈપણ સાધન કરવાનુ બાકી રહેતું નથી, તે પરમ કલ્યાણકારી સર્વ શ્રેષ્ઠ વચનોની બરાબરીમાં કોઈપણ સાધન નહિ હોવાથી તેને અનુસરનારની ઉપર પરમકૃપાનિધિ પરમગુરૂ પૂર્ણ હેત રાખે છે.

**ओर क्रिया कुन करन कामकी, जेही वेधे गुरू वचना ।**
**सहेज सफुरे अगम निगम उर, निजपति परमकी रचना ।। (४७)**

જે કોઈ ઉપાસક જન પરમગુરુનાં ચરણ કમળનો અનુરાગી થયો છે તેનાં શરીરનાં સર્વે અંગ સર્વજ્ઞનાં વચનોથી વિંધાઈ ગયેલાં હોવાથી તેને કોઈપણ કર્મની ક્રિયા કરવાની રહેતી નથી. નિજ સકર્તા સ્વામિનાં સંકલ્પથી સમસ્ત જગતની જ્યાં સુધી રચના થયેલી છે ત્યાં સુધીની પરમગુરુનાં વચનોને વિચારી ખોજ કરનારને અગમ નિગમની ખબર પડે છે.

**जब सफुरे अविगतकी रचना, तब रचनार ही पावे ।**
**होय अनुमान सखीलता देखीत, वीत अनुभवमे आवे ।। (४८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, " જે જન અમને હૃદયમાં રાખી, અવિગત પતિની જગત રચનાનું જ્ઞાન દ્રષ્ટિએ નિરીક્ષણ કરશે, તેનાં અંતર હંગના વિચારોથી જયાં, સુધી જગત ખિલેલુ છે ત્યાં સુધીનું અનુમાન કરી શકશે. અનુભવની દ્રષ્ટિએ ખોજ કરીને

જે વિત્તમાંથી જગત ઉત્પન્ન થયેલું છે. તે વિત્ત સત્ સોહંગ હોય, તેમાં સુરત નુરતને સ્થિર કરી ઉર્ધવ દ્રષ્ટિએ આલોચન કરવાથી નિજ સકર્તા ધણીનો સાક્ષાત્કાર કરી શકે છે.

**ज्यौं सन्या नरणीत निरमाइत, निश्चय निज नरपतकी ।**

**ओही परकारन करत सकलको, कर्ता विना न उतपतकी ।। (४९)**

દ્રષ્ટાંતે જેમ રાજાનું લશ્કર જોઈને નક્કી અનુમાન થાય છે કે, રાજા વિના લશ્કર હોય શકે જ નહિ. માટે લશ્કરને નિર્માણ કરવાવાળો રાજા છે. એવી જ રીતે વિધવિધ પ્રકારની જગત રચના જોઈને નિશ્ચય થાય છે કે, સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર નિજકર્તા છે. એવો વિવેક દ્રષ્ટિએ નિવેડો કરી જોતા સિધ્ધ અનુભવ થાય છે.

**जेही जेही क्रत करत भवभरमे, तेही तिनके किरतारा ।**

**अन्यो अन्य सकलके छेवट, सो निज सरजनहारा ।। (५०)**

ભવભરની રચનાનું જે જે ક્રત છે, તે સર્વે ક્રતનાં ઉત્પન્ન કરનાર નિજ સકર્તા ધણી છે. અન્યો અન્ય એટલે દશ ઈન્દ્રિ, પંચ અંતસકરણ, પંચ અવસ્થા, પંચમાત્રા અને પંચભૂત એ સર્વ તત્વની ઉત્પત્તિનું કારણ ત્રણ ગુણ છે. ગુણોનું કારણ પ્રકૃતિ, પ્રકૃતિનું કારણ નિરંજન હોય, નિરંજન નિજકર્તાની ઈચ્છાવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલાં છે. આવી રીતે અન્યો અન્ય તત્વોની ઉત્પત્તિનો જ્યાં અંત છે, તે છેવટનાં સર્જનહાર હોવાથી સાંખ્ય સિધ્ધાંતનાં ન્યાયે સદ્ગુરૂ દ્વારા પ્રત્યક્ષ અનુભવ કરી શકાય છે.

**तेही छेवट सबके साम्रथ खुद, जीनु शिर पर नहि कोइ ।**

**पंचतत्व परके खाली खग, तेही दृष्टांते जोइ ।। (५१)**

દ્રષ્ટાંતે, જેમ પાંચ તત્વનો અંત આવતાં મહા આકાશ એકલું જ રહે છે. એવી રીતે સ્થાવર જંગમ, ચૌદલોક સહિત, ત્રણ ગુણનાં દેવ, આદ્યશક્તિ અને પુરૂષ નિરંજનનાં અંતે સર્વની છેવટે નિજ સકર્તાધણી એક અદ્વૈત અખંડ બિરાજે છે. તેમના શિર પર બીજું કોઈ જ નથી.

**जीनके जनम नहि कोउ कीनसे, अंत विनाके कदमी ।**
**निजकर्ता तो अजन अनादिक, सबकी पर सद पदमी ।। (५२)**

નિજસકર્તા ધણી અજન્મા હોય, કોઈ જનનીથી જન્મેલા નથી, તેમના નિજસ્વરૂપની ગતિ અનંત હોવાથી જાણવા સબંધમાં સર્વે લોકો અજાણ રહી ગયા છે. એવા અનાદિથી ગુપ્ત રહેલાં હોય, તેમનું સત્યપદ સર્વલોકની પાર આવેલું છે.

**सुन अजणीत पण साक्षी वीनाके, चैतन विन अनवेतु ।**
**साक्षी वेत रहीत विनु चैतन, जीमे करन कुण हेतु ।। (५३)**

મહા આકાશ અજન્મા હોય, અરૂપી અને અપાર હોવા છતાં કોઈનુ સાક્ષી થઈ શકતું નથી, કારણકે તે આકાશ ચૈતનતા, સક્રિય ગતિ અને જાણ સિવાયનું જડ છે. જેથી કંઈ ઉત્પન્ન કરવાનો કે કોઈના ઉપર હેત રાખવાનો ગુણ તેનામા સંભવતો નથી.

**हेत विना कुन करही उपासन, सुशक शुन्यके ध्यानु ।**
**तिमु उद्धार करण कुण जनके, जाण्य विना सनमानु ।। (५४)**

જે મહા આકાશમાં કોઈના પર હેત રાખવાનો ગુણ જ નથી, તો તેની ઉપાસના કોણ કરે? કારણકે, શુષ્ક એટલે જડવત્ હોવાથી તેનું ધ્યાન પણ ધરી શકાય નહિ, છતાં કોઈ ધ્યાન ધરે તો તેનામાં ઉદ્ધાર કરવાની ગતિ જ નથી, તે નિજ જાણ સિવાયનું અચેત હોય સન્માન પણ કરી શકતું નથી.

**सरजनहार विन आपने निज, तीनु आपने कया लगही ।**
**लगे विना नातु नहि जीनसे, तो कुन कारन पगही ।। (५५)**

આપણા નિજ સ્વરૂપના સ્વજાતિ સ્વામિ સર્જનહાર વિના શુન્ય અને બ્રહ્મની સાથે આપણને શું લાગે વળગે છે? અને જો સ્વજાતિ સબંધ ન લાગતો હોય, તો ત્યાં પહોંચીને આપણે શા માટે પ્રિતિ રાખવી જોઈએ?

**तेही परकारन ब्रह्म अकर्ता, कर्ता कीनु न कोइ ।**

**ज्यौं ते जुगमे हीजड पितासे, कोउ सुतने चित प्रोइ ।। (५६)**

અત્યાર સુધી શુન્યનું વર્ણન કરીને પરમગુરુએ આપણને સમજાવ્યું, તે શુન્યમા અને અકર્તા બ્રહ્મમાં કંઈ ફેર નથી. બ્રહ્મ સદાને માટે અકર્તા હોવાથી આ જગતમા તેણે કોઈ વસ્તુ ઉત્પન્ન કરી નથી. જેમ કોઈ હીજડો હોય તેને પિતા માનીને કયો પુત્ર પ્રિતિ કરશે?

**तबसे निज किरतार सकलके, साम्रथ सरजनहारा ।**

**तीनु पावनकी पेज परमहित, कही कुवेर विस्तारा ।। (५७)**

અકર્તા બ્રહ્મ અને શુન્યનું મિથ્યા અભિમાન છોડાવવા માટે અત્યાર સુધી વર્ણન કરીને સમજાવ્યુ છે કે, સર્વ અંશો સહિત સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર સકર્તા સરજનહાર અનંત સામ્રથતાવાળા હોય, સર્વ રચનાથી ન્યારા રહેલાં છે, તે નિજકર્તાને પ્રાપ્ત કરવા ગુરુગમ જ્ઞાનથી ભરેલી પરમ યુક્તિઓનું વિસ્તાર પૂર્વક ચાલુ સિધ્ધાંતમાં વર્ણન કરી જણાવ્યું છે. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે, જે જે જીજ્ઞાસુ મુમુક્ષુજનો અમારી બતાવેલી રહેણીમાં રહીને સત્ય કરણી કરી શકશે, તો માયાના બંધનમાંથી છુટી સકર્તા ધણીની હજુરમા જઈ શકશે.

**ઈતિ શ્રી કરુણેશ કૃપાનીધિ સંવાદે સકર્તા મહેરબાન સમદ્રષ્ટિકો દ્વાવિંશતિતમ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત - ૨૩

**અથ શ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે મહાધર્મ ધુરંધર કર્તા ત્રયોવિંશતિતમ સિધ્ધાંત નિર્ણય**

ધીમંત કૃપાનિધિ ઉવાચ

**तेही परम पति पावनकी रत, जदीप सदोदीत छाजे ।**

**रहे अचळ एकता अविगतसे, सुधर्म धर्म समाजे ।। (१)**

તે નિજ સકર્તાપતિને પામવાની જેના અંતરમાં આરત ઉત્પન્ન થઈ હોય, એવા અધિકારી જનને પરમગુરુના લક્ષમા અહોનિશ રહી શકાય અને અંતરવૃત્તિનો તાર તુટે નહિ. એવી અખંડ આરત અતિ સાવધપણે જાળવી રાખવી, એવી રીતે ઉધર્વ પ્રાણવમાં દ્દષ્ટિ અચળપણે સ્થિર થાય ત્યારે નિજપતિની અવિગત ગતિમાં એકતા થાય છે, તેજ અવિગતની એકતામા જગતને ધારણ કરી રાખનાર ધર્મ અને અંશ સ્વરૂપે થઈ નિજધણીને મળવાનો સુધર્મ એ બંને અવિગત ગતિમાં સમાયેલાં છે, તેની શુધ્ધ સમજ પ્રાપ્ત થશે.

**सुधर्म अधर्म न कसाइत, कनक कसे ज्यौं अगने ।**
**कीलमीस काय गये कंचनकी, जाइ जडीत मह्रा नगने ।। (२)**

જ્યારથી અંશને વિજાતી જડ તત્વોનો સંગ થયો, ત્યારથી જ અજ્ઞાન આવ્યું તે કારણને લઈ સુધર્મ અને અધર્મ ભેગા મળ્યાં, તેથી અધર્મમાંથી સુધર્મને અલગ પાડી શુદ્ધ કરવા તનમનને કસી કસોટી કરવી જોઈએ, જેવી રીતે સોનામાં બીજી ધાતુનો ભેળ થયો હોય તેને શુદ્ધ કરવા કીમીયાગર પાસે જઈને તેજાબ મુકી અગ્નિમાં તપાવવાથી ભેળ નીકળી જતાં સોનું શુદ્ધ થાય છે. તે સોનુ સોનાનાં મહાપર્વતમાં જઈને ભળી જાય છે. એ દ્રષ્ટાંતનાં ન્યાયે નિજ અંશ શરીરનાં સબંધે અધો દ્રષ્ટિ થવાથી સકર્તા સ્વામિ સાથેનાં સુધર્મરુપી સોના ઉપર અધર્મનુ આવરણ ચઢી ગયું છે તે આવરણને દૂર કરવા જે સમર્થ સદ્ગરુ કીમીયાગર પાસે જઈએ, ત્યારે સદ્ગુરુ મહા તિવ્ર ત્યાગ વૈરાગ્યનો તેજાબ મૂકી કૈવલજ્ઞાન અગ્નિમાં તપાવી અધર્મનુ આવરણ ઉતારી સુધર્મને શુદ્ધ કરે છે. તે સુધર્મની સેવાથી અંશ નિજસ્વરૂપે થઈ કૈવલપતિની પરમગતિ રુપ મહા સોનાનાં પર્વતમાં મળી શકે છે.

**त्यौं मह्रा नगवतसे निज पतिपद, जीव सोव्रण मळ सेती ।**
**सुधर्म अगने कसे कसाइत, मळीतव पद परमेती ।। (३)**

દ્રષ્ટાંતે જેમ સોનાનાં મહાપર્વતમાંથી સોનું લાવીને દાગીનો બનાવવામાં આવે, ત્યારે વિજાતી ધાતુનો ભેળ લાગી જાય છે. તે ભેળને કાઢવા માટે કીમીયાગર પાસે જઈને અગ્નિમાં તપાવે તો ભેળ દુર થાય છે, અને સોનું શુદ્ધ બને છે. એવી જ રીતે નિજ પતિપદ સોનાનાં પર્વત સમાન હોય, તેમનામાંથી અંશ જુદો પડી દાગીનો ગણાયો છે તે સકર્તા સ્વામિ સાથેની એકતામાં રહેવાનો સુધર્મ ત્યજી દેવાથી અજ્ઞાન અધર્મરુપી આવરણ ચઢી ગયુ છે. તે આવરણને મટાડવા સમર્થ સદ્‌ગુરુ રુપી કીમીયાગર પાસે જઈને બ્રહ્મ અગ્નિમાં તપાવવામાં આવે, ત્યારે આરવણ નીકળી જતાં સોનાની જેમ અંશ નિજસ્વરૂપે થાય છે. તેજ પ્રકારે સર્વે જીવ સોનાનાં દાગીના જાણવાં, માયાનાં સંગે અજ્ઞાનરૂપી આવરણનો પટ ચઢી ગયો છે. તે આરવાણને કાઢવા માટે સમર્થ સદ્‌ગુરૂનો સંગ કરી, સુધર્મ સાથે તનમનને કસવામાં આવે ત્યારે અજ્ઞાનરૂપી આવરણ ઊતરી જવાથી શુદ્ધ સોનારૂપી અંશ નિજસ્વરુપે થાય છે, ત્યારે પરમશ્રેષ્ઠ સકર્તા સ્વામિ રૂપ સોનાનાં મહાપર્વતમાં મળવાની પરમગુરુ પરવાનગી આપે છે.

**सुधर्म धर्म चलाय विना तो, सब जुग जंत सरेखा ।**
**फरक विना क्यौं हवे हिसाबीक, कर्ता शरण सवेखा ।। (४)**

નિજપતિ ધર્મને સમર્થ સદ્‌ગુરુ દ્વારા યથાર્થ જાણી ધર્મને ધારણ કરી સુધર્મની રીતે ચાલવામાં ના આવે, તો જગતનાં મનુષ્યો અને કીટપતંગ આદી જીવજંતુની સરખામણીમાં કંઈ ફેર ગણાતો નથી જ્યાં સુધી મનુષ્યની ગણત્રીમાં ના આવીયે, તો જે મતલબથી સકર્તા ધણીએ આપણને વિશ્વમાં મોકલ્યાં છે, તેનો હિસાબ કેવી રીતે આપી શકાય ? અને અદલ હિસાબ આપવામાં ના આવે તો, નિજ સકર્તા સ્વામિ આપણને શરણમાં સ્વિકારતા નથી. (લેતાં નથી)

**तेही माटे जन फरक जनावन, धर्म थकी धर सेती ।**
**रवी शशी आद्य सकल सुर मुनि सद, विचरत धर्म सहेती ।। (५)**

એટલા જ માટે સકર્તા સ્વામિએ પ્રથમ ધર્મને સ્થાપી પછી જગતની રચના કરેલી છે. તે જગતના વહેવારની વ્યવસ્થા સંભાળવા વૈરાટમાં દેવોને ન્યારા ન્યારા સ્થાન પર વસાવ્યા છે. જે જે દેવોને જે કાર્ય કરવાનો અધિકાર આપ્યો છે. તે નિજકર્તાના હુકમમાં રહી ધર્મના નિયમ પ્રમાણે વર્તિ રહ્યા છે. તે સૂર્ય ચંદ્રની આદ્ય લઈ સર્વ દેવો, અને મહાન ગતિના મુનીઓ પોતાના ધર્મને હેતપૂર્વક અનુસરીને ચાલી રહ્યા છે. તે ધર્મ જગતની આદ્યનો હોય જેનો જે ધર્મ છે તે અનુસરવાથી જ જુદા જુદા દેખાય છે.

**ओर सकल सब जीव जंत तन, धरमे फरक जनाइ ।**
**त्यौं भव सेती भिन्न लगे नहि, धर्म विना तुम ताइ ।। (६)**

અનંત લોકમાં જેનો જે ધર્મ છે તે પોતે પોતાના ધર્મ પ્રમાણે કાર્ય કરી રહ્યા છે. પુરુષ પ્રકૃતિથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, દેવ, દાનવ ને માનવ, પશુ, પક્ષી કીટ, પતંગ વગેરે ધર્મથી જ ભીન્ન ભીન્ન દેખાય છે. આ સંસાર ભરમાં જ્ઞાન દષ્ટિથી નિહાળીને નક્કિ કરી જોશો તો તમે પણ ધર્મમાં રહીને જ વિચરી રહ્યા છો. ધર્મ વિના કોઈ તનુધારી જીવ બચી શકતો નથી.

**भिन्न विना आपना कर कर्ता, लेवत नहि उर धरही ।**
**जबते निजपति उर धरवावन, सुधर्म धर्म समरही ।। (७)**

હે આરતવાન અંશો ! સર્વ શરીરોના ધર્મથી નિજપતિ પદને પ્રાપ્ત કરવાનો આપણો સુધર્મ જુદો છે. તે સુધર્મને યથાર્થ જાણી અનુસરવામાં ન આવે ત્યાં સુધી આપણો ઉદય કરનાર સકર્તા સ્વામિ તેમના હૃદયમાં હેત ધારણ કરશે નહિ. એટલાજ માટે તમે સુધર્મ સાથે એકમેક થઈને તમારા તનમન ધર્મ પરાયણ કરો જેથી તમને નિજપતિ શરણમાં લેશે.

**उर धरे विन पति अरहितके, सभर भराभर समही ।**
**सम दृष्टि सबकु जम पोखीत, धरीत न उर अधि कमही ।। (८)**

જે જે અંશો જીવ ગતિવાળા બીજા સંસારના ભોગોની ભાવનામાં વશ પડેલા છે તે પોતાનું પરમહિત જે સુધર્મમાં સમાયેલું છે, તે જાણ્યા વિના નિજપતિને હૃદયમાં ધારણ કરતા નથી. છતાં સ્વામિ સકર્તા તમામ અંશોને એક સરખા બરાબર જાણીને સમદ્રષ્ટિ રાખીને પ્રત્યેક્ ઘાટોને જેમ છે તેમ જીવન પોષે છે. પરંતુ નિજકર્તા કોઈ અંશને અધિક ન્યુન ગણ્યા સિવાય બાહ્ય દ્રષ્ટિનું હેત સર્વેના ઉપર એક સરખુ રાખે છે.

**अधिक उर किरतार धरे विन, साम्रथ सहाय न करही ।**
**सहाय विना तो सकल समोवड, रचना लग भव फरही ।। (९)**

વિશ્વભરના સર્વ અંશો સકર્તા ધણીને પ્રાપ્ત કરવાનું અધિકાધિક હેત પોતાના હૃદયમાં ધારણ ના કરે ત્યાં સુધી નિજપતિ તે અંશોની ઉપર દયા દ્રષ્ટિ રાખીને સહાય કરતા નથી. સમર્થ સર્જનહારના અંતરભાવની સહાય વિના સર્વ અંશો એકજ સરખા જીવ દશામાં રહી જગતનો અંત આવે ત્યાં સુધી જન્મ મરણના ફેરા ફરવાનું દુ:ખ ભોગવશે.

**तेही भव फेरन अंत लहोतो, सुधर्म धर्म चलेहुं ।**
**धर्म कल्पतरू कारण कणने, फळ करतार फळेहुं ।। (१०)**

જયારે જગતનો અંતકાળ આવી રહે ત્યાં સુધીના જન્મ મરણના ફેરા ફરવાના મહાન દુ:ખમાંથી મુક્ત થવું હોય તો સુધર્મને અનુસરીને ચાલો. જે સુધર્મના કારણરુપ કણ છે. તેજ અંશના અકળ હૃદયની શુધ્ધ આરત હોય, તે આરત રૂપી બીજમાંથી સુધર્મ કલ્પતરુનો ઉદય થાય છે, તે સુધર્મ કલ્પતરુને લાગતા ફળ નિજ સકર્તાપતિનું પદ છે, એ ફળ સુધર્મ કલ્પવૃક્ષની છાયા નીચે બેસનાર જ પ્રાપ્ત કરી શકે છે.

**धर्म विहुनके ज्ञान कथनके, कोटी हिसाब गवाइ ।**
**पण परखनकी पइन सदनमे, ते क्या खरच खनाइ ।। (११)**

આ જગતના આચાર્યો અને મત પંથના ઘણા ઉપદેશકો સત્ય ધર્મને ધારણ કરી અનુસરતા નથી. છતાં ધર્મના જ્ઞાનની કથાઓ જીંદગીભર કરે છે. પરંતુ કહેનાર કે

સાંભળનાર કોઈનું પણ કલ્યાણ થતું નથી દ્રષ્ટાંતે જેમ કોઈ માણસ કરોડો રૂપિયાના હિસાબની ગણત્રી કરતો હોઈ, પણ તેના ઘરમાં એકપાઈ સરખી પણ નથી, તો તે ખર્ચવાનો શું ? ને ખાવાનો પણ શું ?

**अेही परकारन वदन वदीनके, उपले अर्थ जनावे ।**
**लक्ष पणे उरके नहि अनुभव, सुनभव सुनी सरावे ।। (१२)**

એવી જ રીતે વિશ્વભરના ધર્મ ઉપદેશકો પોતાના મુખથી વૈખરી વાણી દ્વારા ધર્મની કથાઓ ઘણી જ કરે છે. પરંતુ પોતાના અંતર હૃદયમાં નિજ લક્ષ સમજીને સિધ્ધ કરેલો નથી. એ કારણને લઈ ભવભરમાંથી વિણી લાવેલી અને સાંભળેલી વાતો જગત જનોની આગળ કહી જણાવે છે.

**तेही सुनभव उभय अेही भवमे, सगुन निर्गुण उचरनके ।**
**निर्गुण अकर्ता करी न सकत कीनु, सगुन सरायत गुनके ।। (१३)**

સિર્ગુણના અને નિર્ગુણના બંને પક્ષવાદી ભવભરના ઘણા ધર્મ પુસ્તકોની હકીકત અને સાંભળેલી વાતો લોકોને કથા કરીને સમજાવે છે, પરંતુ નિર્ગુણ બ્રહ્મ અકર્તા હોવાથી કંઈ પણ ઉત્પન્ન કરી શકતું નથી, ત્યારે સિર્ગુણના ઉપાસકો ત્રણ ગુણના દેવોની પ્રશંસા કરે છે.

**इनमे कहो कर्ता कहु कुनके, तो आ रचे केहुनके ।**
**आद्य सकर्ता सरजनके सद, कीनु अनुभव नहि उनके ।। (१४)**

ભગવાન કરુણાસાગર કહે છે કે, હે સગુણ નિર્ગુણના ઉપદેશકો ! કહો તો ખરા કે તમારા બંને પક્ષોમાં સર્જનહાર કોને કહો છો? કારણકે સિર્ગુણના સર્વે ઈષ્ટો અનિત્ય દેહધારી હોવાથી કોઈ શાશ્વત સ્વતંત્ર નથી. તેમજ નિર્ગુણ અકર્તા બ્રહ્મ અચેત હોઈ જાણ સિવાયનું સદા જડ છે, તો પછી આ જગતની રચના કોણે કરી? તે આદ્ય સકર્તા સમસ્ત લોકના સત્ય સર્જનહારનો અનુભવ તમારા સ્થાપેલા બંને પક્ષકારોમાં કોઈને પણ થયો નથી.

**जो तिनके सुनभव ते अनुभव, कहेते कहेत सराइ ।**

**पण तिनके शुभ धर्म न होय तो, बाबज बकन पराइ ।। (१५)**

સિર્ગુણ ને નિર્ગુણના માર્ગદર્શી હે આચાર્યો ? તમોએ ભવભરની સાંભળેલી વાતો અને કહેતા કહેતીના અનુમાનનો અનુભવ જાણીને વખાણ કરતા આવ્યા છો. તો તે તમારા માનેલા સિર્ગુણ નિર્ગુણમાં સજાતિ સકર્તા સ્વામિનો શુધ્ધ ધર્મ નિજ પતિપદ પામવાનો ના હોય તો પારકાનો બારોબાર બકવાદ કર્યો ગણાય.

**ज्यौ विसवा पतिवंतनकी गत, रचीतव कहत रचाइ ।**

**पण पापण पथपालन कोउकी, धणीपद धर्म विनाइ ।। (१६)**

જેવી રીતે વેશ્યા પતિવ્રતા ધર્મનો ડોળ ધારણ કરીને ઘણી પ્રેમી ભામિનીઓને પતિવ્રતા ધર્મના પાલનની રીત સમજાવે છે : પરંતુ તે દુષ્ટ પાપીણી હોઈ તેના માથે ધણી નથી તો ધર્મની પરેજી કોની સાથે પાળશે?

**ओर कोइ भेसद भखे रोग पर, जीनते रोग नसाइ ।**

**तिनके पण पथपाल विना तो, दरद न जाय कदाइ ।। (१७)**

જેમ કોઈ દર્દી વૈદ્ય પાસે જઈને પોતાના રોગનું નિદાન કરાવે છે, ત્યારે તે વૈદ્ય તેના રોગની ચકાસણી કરીને રોગ મટાડવાની ઉત્તમ ઔષધિ આપીને ચરી પાળવાની જણાવે છે, તે દર્દી દવા ખાતો હોવા છતાં પરેજી પાળતો નથી, તે કારણને લઈ તેનો રોગ કદાપી દૂર થતો નથી.

**त्यौं भेसद सद कर्ता पायन लक्ष, जीवके पथ्य सुधर्मही ।**

**मुख कहेणके ज्ञान कथनसे, अंतर रहे अधर्मही ।। (१८)**

ઉપર જણાવ્યા પ્રમાણે જગતભરના જીવોને જન્મ મરણનો મહાન રોગ લાગેલો છે, તેને મટાડવા સમર્થ સદ્‌ગુરુ રૂપી વૈદ્ય પાસે જઈને કેવલજ્ઞાન લક્ષનો ઉપદેશ લઈને ગ્રહણ

કરવામાં આવે છતાં સુધર્મની રહેણીમાં રહ્યા વિના અંતરમાં અધર્મ રાખીને ઉપલક મુખની વાણી ઉચ્ચારીને ધર્મની કથાઓ કરે છે. પરંતુ તેનો જન્મ મરણનો રોગ દૂર થતો નથી.

**तेही अधर्मसे लक्ष रहे नहि, निज पतिपद पायनके ।**
**ज्यौ गांधर्वके गायनसे गत, कोउ कीनु नहि पायनके ।।** **(१९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, દ્રષ્ટાંતે જેમ ગાંધર્વ એટલે વાજાપેટી વગાડનાર ગાયક વાજાપેટીમાંથી નીકળતા શ્વરોની ગતિ સાથે પોતાનાં તન મનની એકતા કરે છે. તેની કળને બીજા કોઈ જાણી શકતા નથી, એજ ન્યાયે કૈવલ લક્ષ અંતર દ્રષ્ટિએ પ્રાણવની એકતાએ સાધ્ય કરવાનો છે; તે ગુરૂગમ ગતિને વાણીનો ઉચ્ચાર કરવાવાળા અધર્મી જાણી શકતા નથી.

**तबते जेही जीनु लक्ष पक्षके, धरसे धर्म सहेतु ।**
**धर्म विना जन भिन्न लगे नहि, भवके समन सखेतु ।।** **(२०)**

તેથીજ જે જે આપણ સર્વે અંશો નિજ સકર્તા ધણીના હોવાથી સજાતિ પક્ષ ગ્રહણ કરીને તેમના લક્ષમાં રહેવું જોઈએ. કારણ કે સૃષ્ટિ રચનાની આદ્યથી જ સુધર્મ સ્થપાયેલો છે. તે સુધર્મમાં હેત પૂર્વક રહેનાર સંત સજ્જનો જગતથી જુદા દેખાય છે. તે નિજ સકર્તા ધણીને શિરપર ધારણ કરી ધર્મ આચરવામાંના આવે તો એવા મનુષ્ય જનો જગતમાંથી અલગ પડી શકતા નથી, અને જગતમાં રહેલા બીજા પશુ પંખીની જાતિ જેવા ગણાય છે.

**धर्म विना तो ध्यान रहे नहि, पतीपदके पतीवंतु ।**
**ज्यौ विधवा कौउ शीरपती वीनकी, ज्यौ त्यौ फरे नचंतु ।।** **(२१)**

જયાં સુધી નિજપતિને શીર પર ધારણ કરી પતિવ્રતા ધર્મ પાળવામાં ના આવે ત્યાં સુધી સકર્તાપતિ આપણા ઉપર અંતરનું હેત કે દયા દ્રષ્ટિ રાખતા નથી, અને નિજ ધણીના ધર્મ વિના ભુલચુક થયાનું ધ્યાન પણ રહેતુ નથી. જેવી રીતે વિધવા સ્ત્રી નિતિ નિયમનો ભય રાખ્યા સિવાય નિશ્ચિત પણે જયાં ત્યાં ભટકતી ફરે છે એમ જાણવું.

**तेही नचंत नार विनुं पतकी, जाही तांही करे सनेही ।**

**निजपति विना विटळ विनताकु, कुन आपनी कर लेही ।। (२२)**

જેમ નિજ ધણી વિનાની વનિતા નિશ્ચિત પણે જ્યાં ત્યાં ફરે છે અને અન્ય પુરૂષોની સાથે સ્નેહ બાંધે છે. પરંતુ જયારે તેને સંકટનો સમય આવે ત્યારે એ વિછડેલ વનિતાને કોણ પોતાની કરી લઈને સુખ શાંતિ આપશે?

**अेही परकार पुरूष पति विनके, गुण गण सुरके समधी ।**

**विन किरतार विलंबे उतइत, जीने जुगधर नहि नमधी ।। (२३)**

ઉપર જણાવ્યા પ્રમાણે ભવભરના સર્વ જીવો સકર્તા ધણીને ત્યજી દઈને આ બાજુ મૃત્યુલોકથી લઈ તે બાજુ ચૌદલોક સહિત સર્વ દેવોમાં પ્રિતિ બાંધી તેમને નિજપતિ માનીને વિરામ પામ્યા છે. તે કારણને લઈ કોઈ પણ જીવ સકર્તા સ્વામિની આરતવાળો થઈ રીઝ મેળવી શક્યો નથી.

**नमध नार सोइ अंश सहितभव, कर्ता विना नहि कोइ ।**

**देव सकल दुनिया द्रमीयनके, कर्ता करत के सोइ ।। (२४)**

જેવી રીતે કોઈ વનિતા પોતાના શિર પર ધણી હોવા છતાં તેને ત્યજી દઈ નિશ્ચિંત પણે વહિતળ થઈને ફરે છે. એવી જ રીતે વિશ્વભરનાં સર્વ અંશો સકર્તા સિવાયનાં નથી. છતાં હું કોણ ? અને મારા સજાતિ કર્તા કોણ ? એ સત્ય જ્ઞાન નહી હોવાના કારણને લઈ વિશેષ ગતિનાં દેવલોકોને જગતભરના જીવો પોતાના ધણી માની બેઠા છે. જેથી દેવોના નામનું સ્મરણ, ધ્યાન, ઉપાસના આદિ કરી રહ્યાં છે. પરંતુ તે સર્વે દેવો કર્તાના કૃતમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી, કોઈપણ જીવનું કલ્યાણ કરી શકતા નથી.

**प्रकृति पुरूष गुण आद्य अचरचर, यांहां लग क्रतवन बाजी ।**

**क्रतवनमे कर्ता नव पैये, पैये तो अंश समाजी ।। (२५)**

આદ્યશક્તિ અને પુરૂષ નિરંજનથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમજ સ્થાવર જંગમ વગેરે અનેક દેહધારી જીવો સહિત તે સર્વે જગત રચનાની બાજી છે. એ કૃત રૂપ બાજીમાં કર્તા કૈવલ કદાપિ પ્રાપ્ત થતા નથી, અને જો કોઈ મળે તો અંશેઅંશોનો મેળાપ થાય છે. પરંતુ નિજકર્તા તો મળતા જ નથી.

**तेही सकल अंशनके कारन, साम्रत सरजन सोइ ।**
**तीनकु छांड रहे उत इतमे, देवनमे चीत प्रोइ ।। (२६)**

જ્યાં સુધી વિશ્વભરનો પસારો વિસ્તાર પામેલો છે ત્યાં સુધી અનેક ઘાટોમાં વસેલા, સર્વે અંશોના ઉત્પન્ન કરનાર સજાતિકર્તા એકજ સામ્રથ સર્જનહાર છે. છતાં અંશોને અજ્ઞાન આવવાથી સકર્તા ધણીને છોડી, આ બાજુના તેમજ તે બાજુના દેવોમાં ચિત્ત પ્રોઈ વિરામ પામ્યાં છે.

**देवनमे कोइ नहि न मोक्षके, देवन कर्ता विनाइ ।**
**निजपति विना सुरमे समतल, बकसन कुन गुनाइ ।। (२७)**

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર શક્તિ અને આદિ પુરૂષ નિરંજન સુધીના દેવો, સમસ્ત અંશોનાં ઉત્પન્ન કરનાર નિજ કર્તા નહિં હોવાથી કોઈપણ જીવને મોક્ષ આપી શકતા નથી. તે તમામ દેવો નિજકર્તા વિના સરખે સરખાં હોય, જીવમાત્રના ગુના માફ કરીને પરમપદ પ્રાપ્ત કરાવી શકે એવા કોઈ જ નથી.

**गुनेगार बकसनके जेही पत, जीने जीनकु उपजाये ।**
**बिन उपजाय लगे कयां तीनकु, करन निवाज गुनाये ।। (२८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તમામ અંશોને જે નિજપતિએ ઉત્પન્ન કર્યા છે, તેજ સર્વ અંશોના ગુના માફ કરીને શરણમાં લઈ શકે છે. નિજકર્તા સિવાય બીજા વિજાતિ દેવો સાથે સ્વામિ સર્જનહારના સ્વજાતિય અંશોને પરમ કલ્યાણના સબંધમાં કંઈપણ લાગતું વળગતું નથી તો પછી દેવો મહેર કરીને જીવોના ગુના કેવી રીતે માફ કરી શકે?

**गुना निवाज करन कर्ता निज, मीले धर्म द्रढ जाकु ।**

**विना धर्म अधर्मसे अविगत, मीले नहि कोइ क्याकु ।। (२९)**

જે નિજપતિ સર્વે અંશોને ઉત્પન્ન કરનાર સજાતિ હોવાથી, તેમની સાથેનો સુધર્મ દ્રઢ તાપૂર્વક પાળવામા આવે તો સર્વે ગુના માફ કરી શકે છે, તે નિજપતિ અવિગત ગતિવાળા હોય જે અંશ અધર્મનું આચરણ કરે છે, તે નિજકર્તાનો સજાતિ હોવા છતાં એવા અધર્મી કોઈપણ અંશને નિજકર્તા કદાપિ મળી શકતા નથી.

**कर्ता कहे घरथी तो घरमे, मोही धरम संकल्पही ।**

**संकल्पसे सरजाय सकलको, जेही जेही उठे कलपही ।। (३०)**

નિજ સકર્તાપતિ કહે છે કે, ધર્મ આદિ અનાદીનો હોય, જ્યારે અમને શુધ્ધ સંકલ્પ થાય છે તેજ અમારો ધર્મ છે. તે ઘર એટલે પ્રથમથી શુધ્ધ સંકલ્પ દ્વારા અનંત લોકની આદ્યે સમસ્ત જગતને ઉત્પન્ન કરીને કલ્પની મુદતવાળું રચું છું.

**जीनु कल्प संकल्पसे हवीतव, अंश सहित भव भेसुं ।**

**तेही करतार मीले जेही जनकुं, परमगुरू उपदेशु ।। (३१)**

"કરૂણેશ પતિ કહે છે કે, " મારા શુધ્ધ સંકલ્પથી ભવભરની રચનાનો ખેલ અનેક શરીરો સહિત સર્વે અંશો ઉત્પન્ન કરીને, જડ ચૈતનનો સબંધ જોડી એક કલ્પ સુધી ચલાવું છું. પરંતુ જગતનાં ચાલુ ક્રમમાં કોઈપણ જીવ મહાન સમર્થ પરમગુરૂનો ઉપદેશ લઈ સુધર્મનું આચરણ કરે, તેજ અંશ નિજકર્તાને મળી શકે છે.

**तेही परम उपदेश करीनके, प्रथम धर्म द्दढ देइ ।**

**धर्म सेर गति ज्ञान गवनसे, पाइ पति आपनेइ ।। (३२)**

જે મોક્ષની શુદ્ધ ઈચ્છાવાળો અંશ પરમગુરૂનું શરણ શોધીને પરમગુરૂ પાસેથી કેવલ લક્ષનો અલૌકિક ઉપદેશ ગ્રહણ કરશે, તેનેજ પરમગુરૂ સુધર્મ દ્રઢ કરાવે છે. તે ધર્મના માર્ગે જ્ઞાન ગતિએ ગમન કરીને, તે અંશ નિજકર્તા ધણીને જઈ મળી શકે છે.

**जब सुधर्म के धर्म चलनसे, निज घर परम परंतु ।**
**तेही मीले किरतार पुरंजन, जेही सबनके अंतु ।। (३३)**

જે નિજપતિ સાથેનો સુધર્મ હોય, તે ધર્મની રીતે જે જન ચાલશે તે સિર્ગુણ નિર્ગુણની પાર સકર્તા ધણીનું ધામ આવેલું છે ત્યાં જઈ શકશે અને દ્રશ્ય અદ્રશ્ય સર્વ રચનાનો જયાં અંત છે તે છેવટનાં ધામમાં નિજસકર્તા સ્વામિ કાયમ બિરાજે છે. તેમની સાથે એકમેક થઈને અખંડ નિજઆનંદનું સુખ ભોગવી શકશે.

**अंत सबन छेवटके कर्ता, जीनु उपरंत नहि कोइ ।**
**आपोआप अनाद सदोदित, जीनते सकल सहोइ ।। (३४)**

સમસ્ત જગત રૂપી ક્રત અને સર્વ અંશોનો જ્યાં અંત આવે છે. તે સકર્તા સ્વયં પોતે એકલા જ હોય, જેની પાર બીજું કોઈ જ નથી તે કૈવલપતિ આપોઆપ કાયમ અખંડ હોવાથી જ્યારે જે કંઈ ઉત્પન્ન કરે છે, ત્યારે તે પોતે જ કરે છે.

**तेही हवावनके जेही धर्म, परम पुरातन पतके ।**
**माटे धर्म धुरंधर धरसे, उपजायल अविगतके ।। (३५)**

જેનો કોઈ વારપાર નથી એવા આદિ અનાદિના પરમપતિ તેમણે પોતાના ધર્મ વડે સમસ્ત જગ્તનું ક્રત અને સર્વ અંશો ઉત્પન્ન કર્યા છે. તે ધર્મ સકર્તા ધણીનો શુધ્ધ સંકલ્પ હોય, તેજ સંકલ્પ દ્વારા અવિગત અંતર ગતિમાંથી પ્રથમ પરમવિશેષ અંશ મહાદ્ ગતિના ઉત્પન્ન કર્યા છે. તે મહાનથી મહાન પરમ શ્રેષ્ઠ ગતિના ધર્મધુરંધર હોવાથી, સમસ્ત વિશ્વને ધારણ કરી રાખનાર સર્વે જીવોના તારણહાર છે.

**अविगत सो विनुगत मालमके, भवभर कोहु न वेत्ता ।**
**विना परमगुरू पाय नहि कीत, कर्ता सजन सहेता ।। (३६)**

નિજ કૈવલ પતિની અગમ્ય અવિગત ગતિને સિર્ગુણ અને નિર્ગુણના ઉપદેશક આચાર્યો પણ જાણતા નથી, ભવભરના સામાન્ય કે વિશેષ ગતિના સર્વે અંશો ક્યાંયથી અને કોઈપણ, પરમગુરુ સિવાય નિજકર્તાને જાણવા સબંધમાં અજાણ રહી ગયા છે, તે જ કારણને લઈ પરમગુરુ વિના કોઈ પણ સજ્જન સકર્તા સાથે શુધ્ધ હેત ધારણ કરીને મળી શકશે નહિ.

**सजन सहेत वेत भवभरके, अंश सहित अनुकर्मी ।**
**करम धरम विनु हवे न कंचित, जनीतव अलग सुधर्मी ।। (३७)**

ઉપર જાણવ્યા પ્રમાણે સર્વજ્ઞ પરમગુરુ ભવભરના વેત્તા હોવાથી સર્વ અંશોના ઉત્પત્તિ અનુક્રમને યથાર્થ જાણે છે, એટલા જ માટે કિંચિત માત્ર કર્મ ધર્મની ક્રિયા કર્યા સિવાય જે સંત-સજ્જન પરમગુરુ સાથે શુદ્ધ હેત ધારણ કરે ત્યારે પરમગુરુની કૃપાથી નિજપતિના ધર્મને પ્રાપ્ત કરી તે સુધર્મ અનુસરનાર સજ્જન જગતમાં રહેવા છતાં અલગ દેખાય છે.

**अलग विना विनु अखील लोकसे, करता क्यौं अविलाने ।**
**वीन अवीलान करे अविगत के, सतके नहि सराने ।। (३८)**

જે નિજ સકર્તા સ્વામિને મળવાની અતિ આરતવાળો અંશ જગતમાં આવેલા અનેક લોકની રચનાથી ઉર્ધ્વ દ્રષ્ટિએ અલગના પડે ત્યાં સુધી નિજપતિનું અવલોકન કરી શકતો નથી, અને અવલોકન કર્યા સિવાય સર્વ લોકની છેવટે આવેલું સર્વ શ્રેષ્ઠ સકર્તા ધણીનું સત્યપદ કેવી રીતે પ્રાપ્ત કરી શકે ?

**जब करता अविलान करे उर, तेही धर्म आचरही ।**
**नहीतरतो गत अधिक विनाके, भवभरके सरभरही ।। (३९)**

આવી જ રીતે નિર્મળ દ્રષ્ટિવાળો અંશ નિજ લક્ષ દ્વારા નિજકર્તા ધણીનું અવલોકન કરશે તેજ નિજપતિના સુધર્મને અનુસરી નિજપતિનો થઈ રહેશે. જે જે અંશોએ સકર્તા

ધણીનું અવલોકન કરવાની અગમ ગતિ પ્રાપ્ત કરી નથી તે તે અંશો ભવભરમાં જીવોનાં સરખા જીવ જ ગણાશે.

**त्यौं करतार करनके सरभर, सहाय सबनकी जेहुं ।**
**कछु केइ धर्म विना धणीके उर, हवे न अधिक सनेहु ।। (४०)**

સર્વ અંશો એકજ સર્જનહાર સ્વામિના હોવાથી, સમદ્રષ્ટિ રાખી સર્વને સહાય કરી, પાલન પોષણ કરે છે, પરંતુ જ્યાં સુધી કોઈ પણ અંશ નિજપતિના ધર્મને ધારણ કરી અનુસરે નહિ, ત્યાં સુધી કરુણેશપતિ તેના ઉપર અંતરનું હેત ધારણ કરતા નથી.

**अधिक सनेह विना सरजनकु, क्यौं आपनो करी जाने ।**
**विन आपने के जान विना तो, सब जुग जंत समाने ।। (४१)**

જ્યાં સુધી કોઈ પણ અંશ સ્વામિ સર્જનહાર સાથે અંતરનો અધિક સ્નેહ ધારણ ના કરે, ત્યાં સુધી પોતાનો જાણીને શરણમાં લેતા નથી. જે જે અંશો નિજપતિની જાણ વિનાના હોય તે જગતના બીજા જીવોનાં સરખા જીવ થઈને વર્તે છે.

**तेही माटे तुम धर्म चलो तो, धर्मे पति पतीजे ।**
**जो पतीयाय परम खुद खावन, पावन करन मळीजे ।। (४२)**

એટલા જ માટે હે જગતના અંશો ! તમે નિજપતિના સુધર્મને અનુસરીને ચાલો તો નિજપતિને તમારા ઉપર ખરો વિશ્વાસ આવશે, ત્યારે પોતે સકર્તા ધણી તમને પવિત્ર કરીને નિજ ચરણોમાં લઈ અખંડ એકતામાં રાખશે.

**तेही पतियाय परम हेत हवीतव, भवित न भव अवतारू ।**
**रहे सदाय सकर्ता सनमुख, जब लग जग विस्तारू ।। (४३)**

જે સુધર્મમાં ચાલવાવાળાં અંશો ઉપર નિજકર્તાને પુરો વિશ્વાસ આવે ત્યારે નિજપતિ અંતરનું પરમ હેત તે અંશ ઉપર ધારણ કરે છે, તેવી ઉત્તમ ગતિવાળા અંશોને આ ભવમાં

ફરીથી જન્મ લેવો પડતો નથી. તે અધિકારી અંશો કલ્પનો અંત આવે ત્યાં સુધી સકર્તા ધણીના સન્મુખ રહી પતિપદનું પરમ સુખ ભોગવે છે.

**अेही परकारे धर्म चलंता, फळ नीज पति पद पाये ।**
**तो कुन रही बाकी बाबजमे, नीज आपने घर जाये ।। (४४)**

આવી રીતે નિજપતિના સૂધર્મમાં ચાલવાથી પરમગુરુની કૃપાએ નિજ સકર્તાપતિના પરમમોક્ષ ફળની પ્રાપ્તિ થાય છે એવો અતિ ઉગ્ર ભાગ્યવાળો અંશ પોતાના નિજ ઘેર ગયો, તેને બીજુ કંઈ પણ બાકી રહેતુ નથી.

**धर्म चलेकी धरसे अबलग, कही करुणाकर जेही ।**
**जेही धरमसे मीले सकर्ता, कहो परमगुरू तेही ।। (४५)**

સૃષ્ટિ રચાય ત્યારથી નિજપતિને મળવાના ધર્મની રીત અને નિતિ કરુણેશ પતિએ કરુણા કરીને પરમ વિશેષ અંશને સુધર્મનો ઉપદેશ આપવાની આજ્ઞા કરી છે, તે જ પ્રમાણે અત્યાર સુધી પરમગુરૂ સર્વ જગતના જનોને જે ધર્મ અનુસરવાથી નિજકર્તા પદની પ્રાપ્તિ થાય, તે જ્ઞાન બોધ કરીને સર્વ જનોને જણાવે છે.

**कहत परमगुरू सुनो सकलजन, तन मन सुरत धरीनके।**
**नीजपति मीलन धर्म मुशकल मग, कहु नवेर करीनके।। (४६)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ પરમગુરુ દેવ કહે છે કે હે સંત સજ્જનો ! તમારા તનમન સાવધ કરી સુરતા ધરીને સાંભળો ! જે નિજપતિને મળવાનો સુધર્મ સત્ય માર્ગ અતિ મુશ્કેલી ભરેલો હોય, તેનો નિવેડો કરીને તમને કહું છું તે તમે સચેતન થઇ ગ્રહણ કરશો.

**प्रथम त्याग तन तरूणी तरपके, दरब सहित संचनके।**
**असत भास तज चंत चोरीनके, पति विन रत रंचनके।। (४७)**

મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે હે સંત સાધુઓ! પ્રથમ તિવ્ર ત્યાગ સ્ત્રી પક્ષનો હોય તમારા શરીરને સ્પર્શ પણ થવા દેવો નહિ. બીજો ત્યાગ ધનનો સંગ્રહ ન કરવો, અને અસત્ય બોલવાની પ્રતિજ્ઞા લેવી, તેમજ ચોરી કરવાનું ચિંતન પણ કરવું નહિ. તથા નિજપતિ વિના અંતરની આરત કોઇ પણ પદાર્થની રંચ માત્ર રાખશો નહિ.

**पति परम किरतार पुरंजन, तिनसे रहो रत लाई।**
**तेही पति तो आपने तिनु पतनी, रोउ लग नर न रहाई।।　(४८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે સંત સજ્જનો ! આપણા નિજપતિ સકર્તા સ્વયં સનાતન છે. તેમની સાથે શુદ્ધ અંતરની આરત સંપુર્ણ રાખવી કારણ કે તે આપણા નિજ સનાતન પતિ હોય આપણે તેમની પત્ની હોવાથી, આઠે અંગે પતિ પ્રેમમાં અતિ ઉમંગ ધારણ કરીને રહેવું જોઇએ.જે સંત સાધુ નિજપતિ પક્ષના થયા હોય, તેના શરીરમાં રોમેરોમ અને રગેરગમાં પુરુષ પણાનો ભાવ કે અભિમાન લેશ માત્ર રહેવું જોઇએ નહી.

**एही परकार नार नर हवितव, निख शिख सकल शरीरु।**
**किंचित रहे न कृत पुरूषके, नारीवत रत गुन शीरु।।　(४९)**

ઉપરની ચોપાઇમાં સંત સજ્જનોને નરપણાનો ભાવ ત્યજીને હું નિજપતિની પત્નિ છું એ રહેણીમાં રહેવાનું જણાવ્યું છે, એજ ન્યાયે શરીરના એકપણ અવયવમાં પુરૂષપણાનું કૃત જરાપણ રહેવું જોઈએ નહી. તેમજ રત અને ગુણ તમામ સ્ત્રીવત બનવા જોઈએ.

**गुनके शिर सोई खेत गुननके, जेही गुनसे गुन पावे।**
**तेही गुनसे तन मन धरी तिनसे, निजपतिकु पति आवे।।　(५०)**

નિજ સકર્તા ધણી સાથેના સુધર્મની રહેણી જે નરનારીને જણાવવામાં આવી, એજ પ્રકારે અધોમુખી તત્વની ક્રિયાને સમાવી, ઉર્ધ્વ સર્વે તત્વોની ક્રિયા એકમુખી થઇ જાય ત્યારે દિવ્ય ગુણોનું ખેતર જે પરમકારણ દેહ છે, તેમાં સર્વે દિવ્ય ગુણોનો જમાવ થાય છે.

તે અંશ નિર્મળ થયેલા પોતાના તનમન દિવ્ય ગુણો સહિત નિજપતિના શરણમાં ધરી દેવાથી તે અંશ ઉપર સકર્તા સ્વામિને વિશ્વાસ આવે છે.

**निजपति जो पतियाय जेहुन पर, तो तिनुं कुन सरभरही।**
**प्रौढ पुन्य परताप परम पत, लहे आप उर धरही।। (५१)**

એવા નિર્મળ અધિકારી અંશ ઉપર નિજપતિને જ્યારે વિશ્વાસ આવે ત્યારે તે અંશની બરાબર કોણ થઇ શકે તેમ છે ? તેવા અતિ વિશાળ પુણ્યના પ્રતાપે પરમ સકર્તા પતિ તે અંશને પોતાના હૃદયમાં ધારણ કરે છે.

**लहे उर अविनाश अंशकु, तो कुन रही कमी ताई।**
**ससु विछरे ज्यौं मिले मातकु, कर्ता अंश त्यौं ताई।। (५२)**

આદ્ય અવિનાશી સકર્તા સ્વામિ જે અતિ ઉગ્ર પુણ્યવાળા અંશને જ્યારે પોતાના શરણમાં લે છે, ત્યારે તે અંશને પરમ સુખની કંઇ કમી રહેતી નથી. જેવી રીતે બાળક પોતાની માતાથી વિખુટુ પડી ગયેલુ હોય, તેને નિજ માતા મળતાની સાથે તેના તન મનનું સર્વ દુઃખ દૂર થઈ જતુ હોવાથી, તેને ઘણો આનંદ થાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે નિજ સકર્તા ધણીનો અંશ સજાતિ સકર્તાને મળે તે સમયના અપાર આનંદનું વર્ણન થઇ શકે તેમ નથી.

**जेही परकार मिले कर्ता निज, तेही परकार कहेहु।**
**अब भवके नरनार मिलन गत, पथ पालन कहु तेहु।। (५३)**

જે રીતે ત્યાગ વૃત્તિના નરનારીને નિજ સકર્તા ધણી મળે તે પ્રકારે ત્યાગ કહી બતાવ્યો છે. હવે સંસારના ગૃહસ્થાશ્રમમાં રહેવાવાળા નરનારીને ધર્મમાં રહેવાની રહેણી અને પાળવાની ચરી જણાવું છું, તે પ્રેમ પૂર્વકગ્રહણ કરશો.

**नरकी पथ पर नार न निहालन, नार न पर पुरूषाई।**
**उभयनके अनुराग मिलनके, निजपतिसे रत्य लाई।। (५४)**

હવે પુરુષને પાળવાની ધર્મ પરેજી એવી છે કે, પરનારીને નારી રૂપ જાણી નજરે જોવાની પણ ઇચ્છા કરવી નહિ. તેવી જ રીતે સ્ત્રીઓને પણ પરપુરુષને પુરુષ ગણી જોવાની અંતર ભાવના રાખવી નહિ. આજ પ્રમાણે નરનારીને અન્યોઅન્ય અંશ બંધુત્વ ભાવે સકર્તાપતિ સાથે અતિ પ્રેમ જોડીને આરતવાન થઇ ઉજાગ્રત પણે રહેવું.

**ओरु उनके अविलोक न करही, निजपति परम अरेकी।**
**बिन किरतार करत देवनसे, कोई नहि काज सरेकी।। (५५)**

હવે નિજપતિના સુધર્મમાં રહી યોગ્ય અધિકારી થયેલા ઉપાસકો નિજ પરમપતિ કૈવલ વિના બીજા કોઇનું અવલોકન કરતા જ નથી. કારણ કે નિજકર્તા સિવાય ક્રતના દેવોએ કોઇ પણ જીવનું કલ્યાણ કર્યુ નથી; અને કરશે પણ નહિ.

**विना कारज करतव देवनसे, को पची मरे पराये।**
**प्राये प्राय मरण पचके पत, अे भव अमथ सराये।। (५६)**

એ ક્રતના સર્વ દેવો કોઇ પણ જીવને મોક્ષ આપવાનું કાર્ય કરી શકતા નથી. તો એવો કોણ અભાગી જન હોય ? કે પારકાની પ્રિત બાંધી તેની ઉપાસના કરીને પચી મરે ! તે સર્વ દેવો સરખે સરખા હોય, તેમની સેવા કરીને ભલે પચી મરો, તો પણ તમારુ કોઇનું કલ્યાણ કરી શકે તેમ નથી. છતા આચાર્યોએ દેવલોકોને જગતજનોના પતિ મનાવી અમસ્તે અમસ્તા વખાણ કરી ગયા છે.

**अमथे अमथ सरायनके पद, को धरे परम सनेहु।**
**कहे कुवेर विनु वित्त कयौं विलमित, कोउ कछु काज विनेहु।।(५७)**

સિર્ગુણ મતપંથના આચાર્યો સત્યજ્ઞાનના અભાવે અનિત્ય દેહધારી દેવોને મોટા દરજ્જાવાળા ગણીને, તેમની સ્થાપ્નાઓ કરી, અમસ્તે અમસ્તી પ્રશંસાઓ કરી ગયા છે. તેવા કોણ અજ્ઞાની હોય, કે જેની સાથે હેત ધારણ કરે ? જેનામાં સાર કે સત્ય વિત્ત જ નથી, તો તેમાં શા માટે વિરામ પામવું જોઇએ ? સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ

ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર જણાવેલા દેવોએ કોઇ પણ જીવનું કલ્યાણ કર્યુ નથી.

ઇતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે મહા ધર્મ ધુરંધર કર્તા રીઝાવનકો

ત્રયોવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ

## સિદ્ધાંત-૨૪

અથ શ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે કર્તા કત અકત બ્રહ્મ સુર વિધિ વર્ણવકો ચતુર્વિશતિતમ્ સિદ્ધાંત નિર્ણય.

કૃપાનિધિ ઉવાચ :-

**तीनके अनुभव कहु वमनकु, करामल सकल करीने।**

**जिनते समज तुम सर्वज्ञे, पीछ न परे फरीने।। (१)**

મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે, જે જે દેવોનો અનુભવ જેમ છે તેમ તમને ખુલાશો કરીને કહું છું કારણ કે આચાર્યોએ અનેક પ્રકારની યુક્તિઓ દ્વારા કરામત કરીને જુઠી ઉપમાઓ આપીને સાચુ મનાવેલું છે. જેથી અમો સર્વજ્ઞ ગતિના હોવાથી સર્વ દેવોની હકીકત તમને સમજાવીએ છીએ કે ફરીથી તમારે અમને પુછવું પડશે નહી.

**जेतने भर सुरलोक अमरके, जीनमे श्रेष्ठ सराई।**

**तेही सकल आपने तन के जन, हवितव तदीप सराई।। (२)**

જેટલા દેવો આકાશમાં રહેલા હોય તેમાં શ્રેષ્ઠ ગતિના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ગણાય છે, તેમના અલ્પ અંશો ભવભરના શરીરોમાં આવ્યા ત્યારથી જ તેમના ગુણ ગવાયા છે.

**अखिल तंतमे देव खरा पण, अतही मोज मनु तनमे।**

**एही परकार मनुष्य तन दुर्लभ, क्रता मिले जेहीयनमे।। (३)**

વિશ્વભરના સર્વ તનુઓમાં દેવોના અંશ રહેલા છે. પરંતુ મનુષ્ય શરીરમાં જે મોજ ભોગવવા મળે છે એવી બીજા શરીરોમાં મોજ મળતી નથી વળી, મનુષ્ય દેહ સર્વ શરીરોમાં શ્રેષ્ઠ હોવાથી મનુષ્ય શરીરેજ નિજ કર્તા પદને પ્રાપ્ત કરી શકાય છે.

**जब जेही तन कर्तार मिलनके, तेही तन वरथ न खोई।**
**सुनकादीक शिव रखवदेव सुत, गये भव राज वछोई।। (४)**

જે મનુષ્ય દેહ દેવોને દુર્લભ અને સર્વ શરીરોમાં શ્રેષ્ઠ ગણાય છે, તે જ મનુષ્ય દેહે જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યનો આદર કરી ને જ નિજ સકર્તા ધણીને મળી શકાય છે. એવો મનુષ્ય દેહ સંસારના મિથ્યા પદાર્થો ભોગવવામાં ગુમાવી દેવો જોઇએ નહી. આજ મનુષ્ય દેહે બ્રહ્માના પુત્રો, સનકાદીકો, શિવજી તેમજ ઋષભ દેવના નવ પુત્રો જગત ભરના રાજા હોવા છતાં આત્મા કલ્યાણના અર્થે રાજ છોડી ચાલ્યા ગયા છે.

**जेही देव सब देवनमें शिर, तेही आपनमें वरते।**
**सो क्यौं काज करे आपनेका, हवि तव सेव सधरते।। (५)**

જે જે દેવો શ્રેષ્ઠ ગતિના હોઇ સર્વે દેવોના શિરોમણી હોવા છતાં વિશ્વભરના તમામ શરીરોમાં વાસ કરીને વરતી રહ્યા છે. તે આજથી નહી પણ જગત રચાયું ત્યાર થી જ પ્રત્યેક શરીરોમાં સદ્ધરપણે કયાં રહીને કઇ સેવા કરે છે તે બતાવું છું.

**तेही माटे देवनसे कोउ कीनु, आतम काज न सरही।**
**ओर करे सेवकाई सकल विध, जडतन काज अपरही।। (६)**

એટલા જ માટે સર્વ દેવોમાંથી કોઇ પણ દેવ આત્મ કલ્યાણનું કાર્ય કોઇ પણ જીવનું કરી શકતા નથી. ઓર એટલે આત્મા કલ્યાણ સિવાય તમામ જડ શરીરોની સેવા સર્વ પ્રકારે કરી રહ્યા છે, કે પ્રત્યેક શરીરોના વ્યવહારની વ્યવસ્થા અપર એટલે જુદા જુદા પ્રકારની માપ મર્યાદાવાળી હોય તે કાર્ય દેવલોકો જ કરી રહ્યા છે.

**जबते देव विष्णु अज भव ल्यों, पुनी अवतार समेती।**
**फेल फितुर मेटावन आवन, धरी धरी तन भव सेती।।** **(૭)**

જ્યારે જગતમાં અધર્મી અસુરો ઉત્પન્ન થઇ ધર્મના માર્ગે ચાલવાવાળા સિર્ગુણના ઉપાસક સંત ભક્ત જનોને વીઘ્ન કરી દુ:ખ દે છે. અને ફેલ-ફીતુર એટલે અનર્થ ને અનિતી વધારી ધર્મનો નાશ કરે છે. ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તથા અવતારી પુરુષો આવીને અસુરોનો નાશ કરીને અધર્મ-અનિતીને અટકાવી સંત ભક્તોનું રક્ષણ કરે છે.

**फेल फितुर दहीत दानवके, तेही मेटावन सुरे।**
**पण करता निज सकल आद्यके, जीनके सकल अधुरे।।** **(૮)**

જ્યારે જ્યારે જે જે યુગમાં રાક્ષસો ઉત્પન્ન થઇ ધર્મનો લોપ કરી ફેલ-ફિતુર એટલે અધર્મ અને અનિતિ વધારી દે છે, ત્યારે દેવલોકો આવીને દાનવોનો સંહાર કરી ધર્મ પ્રેમી જનોને સંકટમાંથી બચાવે છે. પરંતુ સર્વ લોકની આદ્યે સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર તમામ અંશોના સજાતી નિજકર્તાને પ્રાપ્ત કરાવવા સબંધમાં સર્વે દેવો અધુરા જ છે.

**तेही अधुरन करनन परीपुरन, आचारज अनहुतके।**
**ब्रह्म लक्षते मोक्ष कराईत, न्याय विना सब उतके।** **(૯)**

જે જગતના જીવોને નિજકર્તા પદ પામવાનું કાર્ય દેવોથી થઇ શક્યું નહિ, તે અધુરા કાર્યને પૂર્ણ કરવા નિર્ગુણ મતના અકર્તાવાદી બ્રહ્મ જ્ઞાનીઓએ અનહુત એટલે અકર્તા બ્રહ્મ ચૈતનતા કે જાણ સિવાયનું હોવા છતાં જીવોને ઉપદેશ આપી સમજાવ્યું કે બ્રહ્મ લક્ષ કરવાથી તમારો મોક્ષ થઇ જશે.

**तेही उतईतके कहत अनुभव, ब्रह्म लक्ष जन तारे।**
**जीव ईश्वरको करी अेकतायन, अलग विना को उधारे ।।** **(૧૦)**

તે બ્રહ્મજ્ઞાની આચાર્યો ભુતકાળમાં થઇ ગયેલા અહિં મૃત્યુલોકના અને તે બાજુ દેવલોકના શાસ્ત્રોમાં લખાયેલા જુદા જુદા અનુભવીઓના પ્રમાણો આપી જગતના જનોને દ્રઢ કરાવી સમજાવ્યું કે બ્રહ્મ લક્ષ જાણવાથી તરી જવાય છે, તે એવી રીતે કે શબ્દોના અર્થ દ્વારા શરીર રચનાના તત્વોનો ભાગ ત્યાગ કરી જીવ ઇશ્વરની એકતા કરી બતાવે છે; અને કહે છે કે તમે છો તે જ ઇશ્વર અને ઇશ્વર છે તેજ તમે છો. ત્યારે પ્રશ્ન એ થાય છે કે ઇશ્વર સર્વજ્ઞ ગતિના છે અને જીવ અલ્પજ્ઞ હોવાથી સાર અસારને સમજી શકતો નથી, અને જો સર્વજ્ઞ નિજ કર્તા જગતથી ન્યારા ના હોય તો જીવોનો ઉદ્ધાર કોણ કરશે ?

**एक ब्रह्म अद्वैत कहेणमे, आई गये सब सारे।**
**कवण लक्षते ईश अलग रही, जगके जंत उबारे।। (११)**

હે બ્રહ્મ જ્ઞાનીઓ !એક અદ્વૈત વ્યાપક બ્રહ્મ કહેવાથી સમસ્ત જગત બ્રહ્મ રૂપ થઇ ગયુ, તો પછી ઇશ્વર અલગ ઉગરી શકતો નથી. ત્યારે એકમેક પણામાં કયા ન્યાયે તમારો એવો કયો લક્ષ ન્યારો છે ? કે જગતના જીવોને જન્મ મરણના મહા દુઃખમાંથી ઉગારી શકો ?

**ईष्ट देव उपमाय करनमे, तुमकु कंई नव सुजे।**
**अरे अंध अज्ञान विना गम, ईश्वर कीये अबुजे।। (१२)**

હે જ્ઞાન રહીત આચાર્યો ! તમને નિત્યાનિત્યની અને વિનાશી અવિનાશીની શુદ્ધ સમજ નહિ પડવાથી તમારા મનના માનેલા દેવોને મોટી મોટી ઉપમાઓ આપી ઇશ્વર કરી સ્થાપ્યા છે. પરંતુ હે અંતર દ્રષ્ટિના અંધ અજ્ઞાની! ગમ ગતિ સિવાયના અરે ઓ આચાર્યો ! તમે અલ્પજ્ઞ નિજ જાણ વિનાના હોઇ અનિત્ય દેહધારીને ઇશ્વરો મનાવી જગતના જીવોને જ્યાં ત્યાં વળગાડી દીધા છે.

**व्याप सतंतर सुरती कहनमे, कीये सकल अविलानु।**
**पण निज कर्ता करत सकलसे, न्यारे लहीत न ज्ञानु।। (१३)**

વેદની શ્રુતિઓ વર્ણન કરીને એક સ્વતંત્ર વ્યાપક બ્રહ્મનું સર્વને અવલોકન કરાવી વિરામ પમાડયા છે. તે કારણને લઇને જગત રૂપી સકલ કૃતના કરનાર ન્યારા રહેલા સકર્તા ધણીના જ્ઞાનને કોઇ જાણી શક્યા નથી.

**अेक सतंतर व्यापक वितमें, सरखे सरख सभरही।**
**निजपद न्यारे विना नरणीतसे, ईश्वर नहि उबरही.. (१४)**

એક વ્યાપક સ્વતંત્ર અદ્વૈત બ્રહ્મમાં સર્વે સરખે સરખા બરોબરીયા થઇ જાય છે. ત્યારે જગતથી ન્યારા નિજ પદનો નિર્ણય કરનાર કોઇ ના હોય તો પછી એક અદ્વૈત બ્રહ્મમાં જગતથી અલગ નિજ સકર્તા પદ ઉગરી શકતુ નથી.

**ईश्वर सहित अखिल सभराभर, सरखे सरख सकोई,**
**तो अज्ञान मीटे कोउ कबसे, रहे सकल भव भोई।। (१५)**

એક અદ્વૈત મતે ઇશ્વરો અને સમસ્ત જગત એક જ સરખા સમોવડીયા થઇ જાય ત્યારે કોણ કોનુ અજ્ઞાન મટાડશે ? તે અજ્ઞાન દુર કરનાર જો કોઇ પણ કયારેય ના હોય તો આખાયે જગતના જીવો ભૂચર એટલે પદાર્થના ભોગની ભાવનાવાળા જડ બુદ્ધિના થઇ જાય.

**भोई रहे भवके सरभरको, तो कोउकु कुन भजही।**
**भजे विना भवके कर्ता भव, कोहो कुन कारज सजही।। (१६)**

ભોઇ એટલે ભવના ભોગોમાં જેની ગતિ મતિ પચી ગઇ છે તે ભૂચર જેવા એક સરખા થઇ જવાથી કોણ કોને ભજશે ? જો કોઇ જીવ ભવના કારણ રૂપ કર્તાને ભજે તો ભવ રચવાનો જે હેતુ છે તે અંશોનો પ્રેમ કર્તા સાથે, ને કર્તાનો પ્રેમ અંશો સાથે એ રીતે સિદ્ધ ના થાય તો ભવનુ સર્જન કરવાનો નિજ કર્તાને કોઇ મતલબ રહેતો નથી.

**सजे विना क्यौं हवे सफुरन, अखिल लोक रजतजके।**
**पुनि राखत हे नेह निरंतर, करतव जान हमज के।। (१७)**

નિજ સકર્તા ધણીને સંકલ્પ વિના સ્ફુરણા થતી જ નથી, માટે શુદ્ધ સંકલ્પમાં ભાવ ભરીને સમસ્ત જગતનું સર્જન અનંત લોકની આદ્યે રજ તજ સુધીની રચના કરી છે. જેથી આ કૃત મારુ કરેલુ છે એમ જાણીને નિરંતર સર્વ જીવો ઉપર હેત રાખે છે.

**जेही करतव करतार विनाके, हवे तो जुवो निहाळी।**
**जंगमके जेही जन जेतने भर, करित करत भव भाळी ।। (१८)**

હે અન ઇશ્વરવાદીઓ ! સમર્થ સર્જનહાર સકર્તા સક્રિય સચેતન સર્વજ્ઞ ગતિવાળા છે. જે સમસ્ત જગતનું કૃત તેમની ઇચ્છાથી ઉત્પન્ન થયેલુ છે, તેમાં કરવાપણાની ગતિ ઉતરી આવેલી છે. જેથી કોઇ પણ જીવ કર્તવ્ય કર્યા વિના રહી શકતો નથી, તે તમે જ્ઞાન દ્રષ્ટિએ નિહાળીને નિર્ણય કરો. વળી જંગમ જાતિના સર્વે ઘાટો કર્તવ્ય કરે છે. જો કર્તવ્ય શક્તિ ના હોય તો કોઇ ઘાટમાં ક્રિયા થાય નહી. સર્વ શરીરોમાં રહેલા જીવો એક બીજાનુ જોઈને અનુકરણ કરે છે. તેની સાથે જ્ઞાન પણ સંયુક્ત મળેલુ હોવાથી જ્યાં જેવુ કરવું હોય ત્યાં કરતા પહેલા સમજ પડે છે. માટે આપણા સર્વના શિર ઉપર સકર્તા ધણી છે. તેમની સાથે શુદ્ધ હેત ધારણ કરવું જોઇએ.

**देखादेखी करीत सकलको, आद्य थकी अब लगही।**
**निज किरतार करतके आशे, अखिल लोक रगरगही।। (१९)**

નિજકર્તાના કરેલા જગતરૂપી કૃતમાં અનેક ઘાટોમાં રહેલા જીવો એકબીજાનું જોઇને સર્વ કર્તવ્ય કરે છે. જગત રચનાની આદ્યથી અત્યાર સુધી તમામ જીવો કર્તવ્ય કરતા આવ્યા છે, તે તમે વિચાર કરીને જુઓ, સમર્થ સકર્તા ધણીના અંતરનો આશય અંશોની સાથે સર્વ શરીરોમાં ઉતરી આવેલો છે. તે સક્રિય ગતિ ચૈતનતા અને જાણપણું હોઇ જેના વડે સર્વ ઘાટોમાં ભિન્ન ભિન્ન થતી ક્રિયા ચૈતનતા અને જ્યાં જેવુ કરવુ હોય તેવુ જ્ઞાન અખિલ ઘાટોના રગેરગમાં અને રોમે રોમમાં પ્રત્યક્ષ દેખાય છે.

**कर्ता के संकल्प मे कदपीक, करनन के नव होई।**
**तो करतव मे करनन के कज, हवे नही कीनु कोई।। (२०)**

મહાન સમર્થ સર્જનહારના સંકલ્પમાં કદાપી ફરીને કંઇ કરવુ પડે એવો સક્રિય પણાનો ગુણ પોખવામાં બાકી રાખેલો નથી. તે સક્રિય સંકલ્પથી સમસ્ત ક્રત સર્જેલું છે. જે જગતરૂપી ક્રતમાં અસંખ્ય ઘાટો રચેલા હોય તે ઘાટોમાં પ્રેરક કરેલા અંશોને સક્રિય સંકલ્પનો નમુનો આપેલો છે, તે કારણને લઇ કોઇ તનુધારી જીવ પ્રગટ ગુપ્ત ક્રિયા કર્યા સિવાય રહી શકતો નથી, જો કર્તાના સંકલ્પમાં સક્રિયપણુના હોય તો કોઇ પણ ઘાટ ક્રિયા કરે નહિ, તે તમે જ્ઞાન દ્રષ્ટિ એ જોઇને નિર્ણય કરો.

**अणुनी आद्य जंतु जुग भरके, करत विना तन कीनके।**
**तेही मतलब करतार पुरवसे, भव सेती भिन्न भिन्नके।। (२१)**

અણુની આદ્ય લઇ ઝીણામાં ઝીણા જંતુ વગેરે જગત ભરની અંદર જેટલા તનુધારી જીવ છે, તે કોઇ પણ ક્રિયા કર્યા સિવાય રહી શકતા નથી. કારણ કે નિજકર્તાના મતલબ પ્રમાણે પૂર્વે એટલે કે પ્રથમથી જ સંકલ્પમાં સક્રિય ગતિ પોખેલી છે. તેજ પ્રમાણે સર્વ ઘાટોમાં પ્રેરાયેલી હોવાથી ભવભરના શરીરોમાં ભિન્ન ભિન્ન ક્રિયા થતી દેખાય છે.

**स्थावर मांही गुप्त करियाक्रत, जमी जळ रस शोषनकी।**
**तेही पण सकल करममें कुशळीत, कोउन लहे जीनु मनकी ।। (२२)**

ભગવાન કરુણાસાગરે જંગમમાં થતી ક્રિયાની સમજ આપી, હવે સ્થાવર જાતિના વૃક્ષમાં ગુપ્ત થતિ ક્રિયાનું કર્તવ્ય પણુ એવી રીતે છે કે તે વૃક્ષનાં મૂળ જમીનમાં ગયેલા હોય મૂળ દ્વારા સક્રિય ગતિએ જમીનમાંથી જળનું શોષણ કરી આખાય વૃક્ષના વિસ્તારનું પોષણ કરે છે. તે અદ્રશ્યપણે સર્વ વૃક્ષો પોતાના ફળ ફુલને પોષણ આપવાના કર્મની ક્રિયા કુશળપણે કરે છે. તો તેના મનની હકીકત કર્તા સિવાય કોઇ જાણી શકતુ નથી.

**फुलत फलत रतु सहितम उपजीत, गाफल नहि गलतानु।**
**रहे सचेत वेत उर अंतर, उपले नहि अविलांनु।। (२३)**

સ્થાવર જાતિના વૃક્ષોની જ્યારે જેની જે ઋતુ આવે ત્યારે તેને ફુલફળ લાગે છે. તે ક્રિયા વૃક્ષની અંદર અદ્રશ્યપણે થતિ હોય છે. તે ક્રિયા કરવામાં વૃક્ષ અચેત પણે ગફલત કરતું નથી, પરંતુ સચેતન અને જાગ્રત રહી ગુપ્ત ક્રિયા કર્યે જાય છે, તે ક્રિયા ઉપલક દ્રષ્ટિએ જોનારને દેખાતી નથી.

**स्थिर स्थावर लग विनु करीयाके, जुगधर जनीत सकोई।**
**नैंनो नैंन दरस दुनियामे, हाल हजुरीत जोई।। (२४)**

સ્થાવર જાતિના વૃક્ષોમાં ગુપ્ત થતી ક્રિયાને જગતના મનુષ્યો પ્રગટપણે કોઇ પણ જોઇ શકતા નથી. પરંતુ જગંમ જાતિના હાલતા ચાલતા ને બોલવાવાળા ઘાટો એક બીજાની થતી ક્રિયા નજરો નજર હાલ હજુર જોઇ શકે છે.

**ओही द्रष्टांत सकल समदायक, कर्ता सिद्ध करनके।**
**जदीप न समजे मंदमति नर, तेही भुचर भवसरके।। (२५)**

સ્થાવરને જંગમના દ્રષ્ટાંતો આપી તેની અંદર ગુપ્તને પ્રગટ થતી ક્રિયાને સ્પષ્ટ જણાવી, તેના કરનાર અને કરાવનાર કોણ હશે ? એવો વિચાર કરનારને જગત કર્તા સિદ્ધ થાય છે, તેવી રીતે કારીગરી ને જોતા કારીગરનો ખ્યાલ આવે છે. એ જ ન્યાયે કર્તાનું કરેલુ જગતરૂપી કૃત જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને જોઇએ તો નિઃશંકપણે કરતા જાણી શકાય. આ પ્રમાણે જોઇને જાણવા માટે જેને વિચાર જ આવતો નથી, તેવા મનુષ્યો મંદમતિના ભૂચર એટલે પશુ અને કિટજાતિ જેવા ગણાય છે.

**भुचरकु उपदेश न लागत, खेचरकी गत करना।**
**नैंन मुदाईत अंघ कीये सब, आचारज वित हरना।। (२६)**

અધો દ્રષ્ટિના જીવો ભૂચર ગતિના થઇ ગયા છે. તેમને આકાશમાં ગમન કરવાનો ઉપદેશ આપવામાં આવે તો પણ સમજી શકતા નથી. કારણ કે સ્વાર્થિ આચાર્યોએ પ્રથમ થીજ તેમની આંખ મિચાવી ધનને હરી લેવા માટે ધર્મ પ્રેમી જનોને અંધ બનાવી દીધા છે.

**तेही वितके लालच ललचाईत, जीव रखे जतमतमें।**
**मुदीत नैंन ज्यों बेल तेलीनके, फरत फेर कसरतमें।। (२७)**

આવી જ રીતે સ્વાર્થી આચાર્યોએ ધન મેળવવાની લાલસાએ ભોળા ભક્તજનોને લાલચ આપી એમ જણાવ્યુ કે અમને એક ઘણું દાન આપશો તો તમને આવતા જનમમાં હજાર ઘણું ફળ મળશે. આવી રીતે જીવોને ઠગી લે છે, અને ઘાંચીના બળદની જેમ આંખે પાટા બાંધીને ઘાણીની આસપાસ ફેરવે છે. તે ન્યાયે ધર્મ જીજ્ઞાસુ જનોને ઉલટ સુલટ સમજાવીને કહે છે કે અમારુ વચન નહિ માનો તો તમો નર્કે જશો, એવો ભય બતાવીને તેમની પાછળ ફેરવવા માટે જીવોને જતમત કરી રાખ્યા છે.

**तेही परकार जीव कसीयन कर, आचारज रखीयाने।**
**करी करी आड अखिल अटकाये, निज किरतार बहाने।। (२८)**

એજ પ્રકારે સ્વાર્થી આચાર્યોએ જગતના ધર્મ જીજ્ઞાસુ જનોને પોતાના કરી રાખ્યા છે. કર્તાનું બાનું ધારણ કરીને બનાવટી વાતોની આડ અંતરાય ઊભી કરી અનેક જીવોને અટકાવી રાખ્યા છે, ભક્ત અમને છોડીને બીજા સંત પાસે વિશેષ જ્ઞાન લેવા ના જઇ શકે એવુ જુઠ્ઠું સમજાવીને જીવોને જકડી રાખ્યા છે.

**अेक पतिनमे विविधी पंथ कर, न्यारे न्यार फसाई।**
**जो कर्ता निज जान परे तो, परमे नहि पसाई।। (२९)**

સર્વ અંશોના સજાતિ એક જ સકર્તા સ્વામિ છે. તે સકર્તાના સત્ય જ્ઞાન સિવાયના આચાર્યોએ જુદા જુદા મતપંથોનું સ્થાપન કરી જેને જે ઇષ્ટની સમજ કે માન્યતા હોય, તે પ્રમાણે જગતના જીવોને ઉપદેશ આપી નિજ કર્તાથી વિમૂખ રાખી ફસાવી દીધા છે. અને જો કોઇ ભાગ્યવાન જીજ્ઞાસુ જન સંત સમાગમનાં મેળાપથી નિજ કર્તાને જાણીને જાગ્રત થયેલો હોય, તો પરાયા વિજાતિ ઇષ્ટોનાં પંથમાં પ્રવેશ કરી શકે જ નહિ.

**तेही माटे अेही आड अटकंके, जुठे पंथ जुगधरही।**

**परमपति विना फोगट फळके, करी करी मरो अपरही।। (३०)**

એવી જ રીતે નિજ કર્તાને મળવાના સત્ય જ્ઞાન માર્ગની વચ્ચે આડ અંતરાય કરવાવાળા અનિત્ય દેહધારી ઇષ્ટોને અનેક મતપંથોના આચાર્યો એ સ્થાપ્યા છે. જે આજથી નહિ પણ જગત રચાયુ ત્યારથી જુઠા પંથોનો જમાવ કરેલો છે. તે તેમના ઇષ્ટો અનિત્ય દેહધારી હોવાથી કેવલ લક્ષ જ્ઞાન સિવાયના ફોગટ ફળની આશામાં વૈતરા કરી કરીને મરી જશો તો પણ મોક્ષ તો મળશે જ નહી.

**जेही जीनके निज पंथ चलावन, तेही आचारज तिनके।**

**चलन हलन सब संसारीनके, व्रथा करीत भवभिनके।। (३१)**

આ જગતભરની અંદર જેટલા આચાર્યો થયા તેમણે જે જે પંથો સ્થાપ્યા, તેના તે આગેવાનો કહેવાયા છે. તેમના હલન ચલન અને વર્તન સંસારીઓના જેવા હોવા છતાં અમે સંસારથી અલગ છીએ એવુ અનુયાયીઓને સમજાવે છે.

**अेही वहीवट नट विश्व सकलके, नहीन लखीत परहुनके।**

**परहुनके पत सकल आद्यके, अेही सब तो अरहुनके।। (३२)**

જગત રચનાની આદ્યથી મતપંથના આચાર્યોનો વહીવટ નાટકના સુત્રધાર જેવો ચાલતો આવેલ છે. પરહુન એટલે જગત કર્તા જગત થી પર રહેલા હોય આદ્યથી જ તેઓ સર્વના સર્જનહાર ધણી છે. તે ધણીને તેઓ ઓળખી શક્યા નથી. એજ કારણને લઇ અરહુન એટલે આ બાજુ જન્મ પામેલા અનિત્ય દેહધારી ઇશ્વરોનો આચાર્યોએ ખેલ ભજી બતાવીને તેજ જગત કર્તા છે. એવું નક્કિ કરાવી ભવ ભરના જીવોને તેમની ઉપાસનામાં લગાડી દીધા છે.

**सकल अरन पर पति परमहित, अेही जगजीनुं संकल्पके।**

**भव तज भेख धरे जेही कारन, वळगीत ईष्ट अलपके।। (३३)**

દશ અવતારોથી લઇ ત્રણ ગુણના દેવ આદ્ય શક્તિને નિરંજન સહિત સમસ્ત જગત જે નિજકર્તાના સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે. તે સર્વના પરમ હિતકારી નિજ સકર્તા ધણી હોઇ જેને પ્રાપ્ત કરવા માટે સંસારને ત્યજીને ભેખ ધારણ કર્યો પરંતુ તેમને નહિ જાણી શકવાથી અલ્પ ગતિવાળા ઇષ્ટોની ઉપાસનામાં વળગી પડ્યા છે.

**अल्प ईष्ट उपजीत अलपायन, मरतलोक समताई।**
**नाम नवेस सहित पुनी भवके, तेही नहि कर्ता कहाई।। (३४)**

ભવભરમાં જેટલા ઇષ્ટો ઉત્પન્ન થયેલા છે. તેમને આચાર્યોએ ઇશ્વરો તરીકે સ્થાપી જગતના જનોને મનાવ્યા છે. પરંતુ અલ્પ આયુષ્યવાળા હોવાથી તેમના દેહનો અવધિકાળ આવતા ખપી જાય છે. તે સર્વ નામ રૂપ ગુણવાળા હોવાથી ફરીથી તમને નક્કી કરાવુ છું કે ભવના લોકોના વર્તનમાં ને તેમનાંમાં કંઇજ ફરક દેખાતો નથી તો તેમને જગત કર્તા કેવી રીતે કહી શકાય ?

**वलग परे सब संसारीनकु, जेही गुणके अवतारा।**
**तेही सबने कर्ता करी माने, अेही भव भेड ठगारा।। (३५)**

જે ગુણોના અવતારી ઇશ્વરો થયા તે સર્વ સંસારી હોવા છતાં આચાર્યો તેમને કર્તા સ્થાપી તેમની ઉપાસનામાં વળગી પડયા છે. તે આચાર્યોને જોઇને જગતના જનો તેમની પાછળ ગાડરીયા પ્રવાહની જેમ એક પાછળ એક એમ ચાલ્યા જ કરે છે. એવુ અંધ-શ્રદ્ધાવાળુ જગતજનોનુ વર્તન જોઇ આચાર્યોએ તેમને ઠગવામાં કંઇ બાકી રાખ્યું નથી.

**कोहु मतलबसे ठगे सकलकु, तिनकी जान जनावु।**
**जेही विधि समज परे सबयनकु, कहु करीके करूणावु।। (३६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે મતપંથના આચાર્યો જગતના સર્વે જનોને કઇ મતલબથી ઠગે છે તે તમોને શુદ્ધ સમજ પડે તે માટે કરુણા કરીને કહું છું.

**गुण अवतार गुणमे रखनकु, अंधे जुग सबयनकु।**
**जदपी गुणातीत हुवे तदीपसे, गुण न भजे कबयनकु।। (३७)**

ગુણના અવતારી ઇશ્વરોએ જગતના જનોને જ્ઞાન દ્રષ્ટિના અંધ સમજીને ગુણને ત્યજી અલગ ના થઇ શકે તેવા હેતુથી તેમની ઉપાસનાઓ દ્રઢ કરાવી છે, વળી જગતના જીવો ગુણની પારનો લક્ષ જાણી જશે તો અમને ત્યજી દેશે; એ કારણને લઈ જકડી રાખ્યા છે.

**तेही माटे आपने वश रखना, अेही गुणके अवतारु।**
**गुणातीत जुग जान परे तो, आपने नहि पतियारु।। (३८)**

તેટલા જ માટે ગુણના અવતારી પુરુષોએ જગતના જીવોને પોતાને વશ રાખવા ગુણોના પ્રભાવની વિશેષતા સમજાવી દ્રઢ કરાવી છે. તે એવા હેતુથી કે જગતના જીવો ગુણાતિત લક્ષના જાણકાર થશે તો અમારા ઉપર વિશ્વાસ રાખશે નહિ.

**तबते गुणके गुण मही रखना, जग जीव जंत बिचारे।**
**भजन कराईत निज आपनको, कज किरतीनके यारे।। (३९)**

એટલા જ માટે જગતના જીવોને ગુણના અવતારોએ ગુણોની રસીક વાતો સમજાવીને ગુણોના બંધનમાંજ વશ કરી રાખ્યા છે. જગતના જીવો બિચારા અલ્પ બુદ્ધિના હોવાથી તેમની વાતોમાં વિશ્વાસ લાવી વળગી રહ્યા છે. આવી રીતે પકડી રાખવાનો હેતુ અવતારી પુરૂષોનો એ હતો, કે જગતના જીવો આપાણું ભજન કરશે ને કિર્તિ વધારશે; અને જગતના ધણી તરીકે આપણને માનશે.

**कही मतलब अवतार गुणनकी, आगे कही हुत जेही।**
**सत् कुवेर सब कही समजाईत, जेही जम वचन वदेही।। (४०)**

ગત સિદ્ધાંતોમાં આચાર્યો જગત ને જે મતલબથી ઠગતા ઠગતા આવ્યા છે, તે ખુલાસો કરી બતાવ્યો છે, અને આ ચાલુ સિદ્ધાંતોમાં ગુણ અને ગુણના અવતારોની મતલબનું

વર્ણન કરી સત્ શ્રીમંત કુવેર સ્વામિ ભગવાન કરુણાસાગર કહે છે કે એજ કારણને લઇ જગતના જનો નિજ સકર્તા ધણીને જાણી શક્યા નથી.

ઇતિશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કરતાકત અકત બ્રહ્મસુર વિધી વરણવકો

ચતુર્વિંશંતિતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.

## સિદ્ધાંત - ૨૫

અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે ચતુર્ધામુક્તિ વિલોકન નિર્માલ્ય દેખાવન કો પંચવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય

ધીમંત કૃપાનીધિ ઉવાચ :-

**धर्म अर्थ थापनके कारन, कीये अवतार धरेहु।**
**तिनु थपे अधरम अनहुतके, जीनु जोई जगत करेहु।।** (१)

પુરાણોના રચિતા કહે છે કે ધર્મને અર્થનું સ્થાપન કરવા માટે યુગો યુગમાં વિષ્ણુ અવતાર ધારણ કરીને આવે છે, તે ધર્મ અર્થનું કાર્ય તો બાજુ પર રહી ગયુ અને અનહુત અધર્મના કાર્ય કર્યા જેથી તેમનું જોઇને જગતના જનો અનિતિનું આચરણ કરવા લાગ્યા.

**प्रथम अेक करतार हुते जब, जत मत सत सब केहु।**
**बुरी भली नही हुती केहुनमे, अेक धरममे जेहु।।** (२)

પ્રથમ સૃષ્ટિના પ્રારંભ સમયે જે જે કોઇ જન જેટલી સંખ્યામાં હતા તે સર્વે ને એક જ નિજ કર્તાનું નિશ્ચયાત્મક જ્ઞાન હતુ ત્યારે સર્વ જનો પરસ્પરનો પ્રેમ રાખી રહેણી કરણીમાં રહી સત્યતા પુર્વક એક જ ધર્મને અનુસરતા હતા, તે સર્વે જનો સમદષ્ટિને સમતા ભાવવાળા હોવાથી કોઇનુ અહિત કરતા ન હતા.

**जब अवतार धरे भवगुणके, अधरम धरम करेहु।**
**अेही भव भर सब हुते अजानीक, तिनकु भ्रान्त भरेहु।।** (३)

જ્યારે ગુણના અવતારો આ જગતમાં થયા ત્યારથી ભવભરના જીવોને આત્મ જ્ઞાન વિનાના જાણી દેહધારી વિભૂતિવાળા દેવોને પરમાત્મા મનાવી ભ્રાન્તિમાં નાંખી દીધા છે, તે કારણને લઇ આત્માને પરમાત્મા સાથેનો ધર્મ લોપ થઇ ગયો; જેથી વિજાતિને સજાતિ કર્તા માની તે અધર્મને અનુસરવા લાગ્યા.

**पुरवे हुती न चोरी करनकी, हेरी करनकी नांही।**
**पुनी लडनकी करे केहुन से, એक पतिनकी मांही।। (४)**

ચોવીસ અવતારોમા એક પણ અવતાર થયો ન હતો, તે સમયમાં એક આત્મભાવવાળા લોકો હતા. જેથી કોઇ ચોરી હેરી એટલે વ્યભિચાર પણ કરતા ન હતા. કારણ કે આપણે એક જ પરમ પતિની પ્રજા હોવાથી પરસ્પર ભાઇઓનો સબંધ લાગે છે. એવી સમજ હતી તે માટે કોઇ કોઇની સાથે લડાઇ ઝગડો કરતા ન હતા.

**तेही जीवनकु करीत करामल, गुण अवतार धरीने।**
**એही अनहुत कर रहे दुनिमें, ते तो गये मरीने।। (५)**

ગુણોના દેવોએ અવતાર ધારણ કરી પૃથ્વી પર આવીને જગતના જીવોને કરામલ એટલે યુક્તિઓ દ્વારા અનાહુત એટલે જુઠ્ઠુ સમજાવી અનિત્ય ભર્યા અધર્મના માર્ગે ચઢાવી દીધા, અને અનિતિનું આચરણ કરાવી તે સર્વ અવતારી ઇશ્વરો મરી ગયા, પરંતુ અધર્મનું આપેલું શિક્ષણ જગતમાં રહી ગયું.

**मच्छ कच्छ वेराह व्याघ्र सहितके, धरीत तन दहीत संहारे।**
**शान्ति स्वभावन लीये शरनकु, नहीन कोहुनकु तारे।। (६)**

જ્યારે જ્યારે દાનવો આ જગતમાં ધર્મનો અવરોધ કરે છે, ત્યારે યુગો યુગમાં વિષ્ણુ અવતાર લઇને આવે છે. પ્રથમ સતયુગમાં મચ્છ, કચ્છ, વેરાહ અને વ્યાઘ્ર વગેરે જ્યાં જેવી જરૂર પડી ત્યાં તેવી યોનીના શરીરો ધારણ કરી રાક્ષસોનો નાશ કર્યો છે, અને જે શાન્ત તથા સરળ સ્વભાવના સજ્જનો તેમના શરણમાં આવ્યા તેમને બચાવી રક્ષણ કર્યુ છે; પરંતુ આ ભવસાગરમાંથી કોઇ જીવને તારી શક્યા નથી.

**अे तो सकल गुननकी करीया, निज कर्ताकी नाई।**

**निज किरतार सकल पितु पालन, कोउसे नहि कटुकाई।। (७)**

પોતાનો જે વિરોધ કરતો હોય તેને મારવો, શરણે આવેલા ને બચાવવો, પક્ષપાત કરવો એ સર્વે ભેદભાવવાળી ક્રિયાઓ નિજ કર્તામાં તો ઘટતી જ નથી, કારણ કે તે સર્વે અંશોના ઉત્પન્ન કરનાર પરમ પિતા હોઇ સર્વનું પાલન પોષણ કરે છે; કોઇ જીવ પર કડવી નજર કરતા જ નથી.

**निज कर्ता अवतार धरत नहि, मरत लोकके चोले।**

**जीनु चिंतवनसे हवे सकलको, ते क्यौं भवभर डोले।। (८)**

સર્વાતિત સર્વજ્ઞ નિજ સકર્તા સ્વામિ કદાપી અનિત્ય દેહ ધારણ કરી અવતાર લેતા નથી, કારણ કે તે અનંત દિવ્ય ઐશ્વર્યતાવાળા હોવાથી તેમના સહેજ ચિંતવન વડે અનંત બ્રહ્માંડોની આદ્યે સમસ્ત જગત ઉત્પન્ન થયું હોય એવા જે પરમપતિ આ ભવભરમાં શા માટે ડોલે એટલે કે ફરતા ફરે?

**अरे कोहुनने खोज करीत नहि, निज किरतार पतिकी।**

**अंधाधुंध चलीत नहि कोउने, गम नहि आद्य गतिकी।। (९)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે અરે ઓ ! હું તમો સર્વને શું કહું ? સામાન્ય કે વિશેષ કોઇ પણ અંશોએ આદ્ય સકર્તા પતિની શોધ કરી જ નથી ? કારણ કે સર્વ અંશોની અધો દ્રષ્ટિ થવાથી અજ્ઞાન રૂપી આવરણ આવ્યું છે. ત્યારથી જ જગતમા અંધાધુંધ વ્યાપી ગયું હોઈ કોઇ નિજ પતિને જાણી શક્યા નથી. કેવી રીતે જાણી શકે ? આદ્ય સકર્તા લક્ષની જાણ વિસારે પડી જવાથી કોઇએ પાછા ફરીને જોયું જ નથી.

**आद्य गति सोई सरजनहारकी, अखिल लोक अंशनके,**

**तत्व सहित तन मन मलकतके, विश्व सकल वैशनके।। (१०)**

સર્વજ્ઞ અલૌક્કિ ગતિ સ્વામિ સર્જનહારની હોઇ તે સર્વ વ્યાપક છે. અગણિત લોકના અંશો અંતર વૃત્તિમાંથી ઉત્પન્ન કરી વ્યાપક ગતિમાં વસાવ્યા છે. જે અકળ ગતિના સર્વ તત્વો સહિત તન મનની મિલકત પોતાના વંશના અંશોને બાહ્ય દ્રષ્ટિની મોજ ભોગવવા બક્ષિસ કરી છે.

**जीनमे आपने निज आपनकी, देखो खोज करीनके।**
**कोटि कोटि कल्पंतनमे तत, जेही नही जाय मरीनके।। (११)**

જે મિલકતમાં નિજ કર્તાએ અંશોને વસાવ્યા છે, તે નિજ આપનપુની તનમનમાં શોધ કરીને ગુરુગમ દ્રષ્ટિએ અનુભવ કરીને જુએ તો કરોડો કલ્પના અંતે સકર્તાના સજાતિય ઐશ્વર્યતાવાળા અંશોનો નાશ થતો નથી, પરંતુ સદોદિત અજર અમર રહે છે.

**मरनके भर सकल निवारीत, अमर आपनपु जोई।**
**तेही अंश किरतार परमके, जीनुं सजात सकोई।। (१२)**

ઉપર જણાવ્યા પ્રમાણે અંશ પોતાના નિજ સ્વરૂપનો અનુભવ જ્યારે કરશે ત્યારે નિશ્ચય થશે કે જે તત્વોનો સંગ કર્યો છે તે તત્વો અનિત્ય અને અંતવાળા હોવાથી અવધિકાળ આવતા લય પામે છે, પરંતુ હું અંશ પોતે નિજ સકર્તા પતિનો સજાતિય હોવાથી અમર અને અવિનાશી છું.

**पति सजात परम वित्त आपने, प्रथम तपास करेहु।**
**जेही स्वरूपके हवो आपन तुम, तेही तो आज अरेहुं।। (१३)**

જે અંશ પાંચે શરીરોના તત્વોની શોધ કરીને નિજ સ્વરૂપે થયો છે, તે પરમ ગતિની એકતાથી દિવ્ય દ્રષ્ટિએ પ્રથમ તપાસ કરીને જોતા સત્ય નિર્ણય થયો કે હું સકર્તા પતિનો સજાતિય હોઇ તેમની અંતર ગતિના વિત્તમાંથી મને ઉત્પન્ન કર્યો છે. ત્યારે તેને સિદ્ધ અનુભવ થાય છે, કે સર્વ અંશોથી નિજ સકર્તા ધણી પર રહેલા છે.

**ऐही परकार हवीत तेहेकीत निज, अहो अहंग मोई ऐसा।**
**तो किरतार परम पतकी गत, लही शको ज्यौं जेसा।। (१४)**

એજ રીતે ઉપર જણાવ્યા પ્રમાણે અંશ પોતાની અંતર દ્રષ્ટિએ ગુરુગમ દ્વારા નિશ્ચય કરીને જોતા જણાયું કે અહો ! મારું નિજ સ્વરૂપ આવુ અનુપમ છે ? તો મારા સ્વજાતિય સકર્તા સ્વામિ કેટલી અપાર ગતિવાળા હશે ? એવો અકળ વિચાર આવતાની સાથે મહા અનુભવ પ્રગટ થાય છે. જેથી કહે છે કે હું જેવો છું તેવા જ મારા પરમપતિ હોય અતિ હેત લાવીને પરમપિતાના સન્મુખ થઇ રહે છે.

**जो किरतार परम पुरूषनकी, लहो जो तुम गत जबही।**
**तो मेरे अनुभव अगमनकी, परख परे जब सबही।। (१५)**

કરુણેશ પતિ કહે છે કે, હે અંશો! જ્યારે અમારી વ્યાપક ગતિ સાથે તમારી અંતર દ્રષ્ટિની એકતા કરશો ત્યારે અમારા અગમ્ય સકર્તા સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત થશે, જેથી અમારા સર્વજ્ઞ કૈવલ સ્વરૂપને જેમ છે તેમ પરખી શકશો.

**तो हमकु तुम परम हेत कर, उरमे धरो सबेही।**
**ऐही पुरूष के संग करनमे, अकज न होय कबेही।। (१६)**

નિજ સકર્તા સરજનહાર સ્વામિ કહે છે કે, હે અંશો! તમે સર્વે અમને મળવા તમારા અંતર હંગમાં પરમ હેત ધારણ કરો, જેથી તમને પરમગુરુનો મેળાપ થશે, ત્યારે તેમની પરમ કૃપાથી અકાજ એટલે અકલ્યાણ થશે નહી અને જન્મ મરણનું દુઃખ દુર થઇ જશે. જેથી કૈવલ મોક્ષનું અખંડ સુખ ભોગવી શકશો.

**या विषसे पतियार हमनसे, द्दढ करीतव जन जेहु।**
**निज पतिकु मोई हरदे रखीनके, जीनु परमपद देहु।। (१७)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે જે જે અંશોને મારા સ્વમુખના સત્યવચનો ઉપર દ્રઢ વિશ્વાસ આવશે તો મારા અંતર હૃદયમાં નિજ સકર્તાપતિને અખંડ રાખેલા હોવાથી નિઃશંકપણે તેને પરમપદનુ દાન આપીશ.

**मेरे हाथ हुकम मोक्षनके, निजपति परम दीयनके।**
**तो हमही क्यौं करू न काज कीत, आये शरन जीवनके।। (१८)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમગુરુ કહે છે કે નિજ સકર્તા પતિએ સર્વે અંશોને મોક્ષ આપવાનો હુકમ પ્રથમથી જ મારા હાથમાં સોંપેલો છે; તો પછી જે જે જીવો મારા શરણમાં આવે તેનું કલ્યાણ હું કેમ ન કરી શકું ?

**जब गुरु हाथ मोक्ष सबनके, कहत संत सब कोई।**
**में तो परमगुरु सहितम चीन, क्यौं न मोक्ष करु सोई।। (१९)**

અત્યાર સુધી થઇ ગયેલા સંત મહાપુરુષો એમ કહી ગયા છે કે સર્વ જીવોનો મોક્ષ ગુરુના હાથમાં છે, તો પરમગુરુ કહે છે કે સોળ ચિન્હો ને સોળ વિભૂતિઓ સહિત સર્વ ગુરુઓના શિર હું શિરોમણિ છું તો જે-જે જીવો મારા શરણે આવે તેને પરમપદ કેમ ન આપી શકું ?

**जेही जेही मोक्ष कीये भवभरमे, सद्‌गुरु विना न कुनके।**
**अतही प्रेम देखीत जेही जनके, लिये शरण गुरु तीनके।। (२०)**

અત્યાર સુધી ભવભરમાં જે જે જીવોનો મોક્ષ થયો હોય તે સમર્થ સદ્‌ગુરુની કૃપાથી જ થયો છે. જે જે જનોને અતિ અધિક પ્રેમ સદ્‌ગુરુ પ્રત્યે ઉત્પન્ન થયેલો પરમગુરુ જુએ છે, તે તે જનને પોતાના શરણમાં લઇ લે છે.

**तेसे ही हम पतियावु जेहुनसे, देखी सजन सनमुखही।**
**तिनु कुरु भवपार भरम मीट, जीनु अचळ होय सुखही।। (२१)**

એવી જ રીતે જે સજ્જન જન બાહ્ય દ્રષ્ટિના અનિત્ય સુખને ત્યાગી અંતર દ્રષ્ટિએ મારા સન્મુખ થશે તેના ઉપર મને વિશ્વાસ આવશે ત્યારે તેનો સર્વ ભ્રમ મટાડી ભવના ફેરામાંથી મુક્ત કરી મારુ અચળ સાશ્વત સુખ આપીને નિર્ભય કરીશ.

**अचळ सुखद अविगत पतिके पद, सद कर्तापद छेल्लु।**
**जीनकी उपरीत नहि न कोउ तीत, सब ईतके ओरलेलु।। (२२)**

જે નિજપતિના ધામનું અચળ અને અસિમ સુખ હોય તે અવિગત પતિની વિગત વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી, તેમનુ સત્ય પદ છેલ્લામાં છેલ્લુ સર્વની છેવટે આવેલું છે. તે સત્ય કૈવલ પદની પાર બીજુ કોઇ છે જ નહી; જે કોઇ ઇષ્ટો છે, તે આ બાજુના અનિત્ય દેહધારી હોવાથી લય પામવાવાળા છે.

**तब तिनके जेही मोक्ष पायनके, रहे सदाय अचळही।**
**ओरु ओरलन के मोक्ष पायनके, कबहुक होय विचलही।। (२३)**

જે અંશ નિજ સ્વરૂપે થઇ પરમગુરુનો કૃપાપાત્ર બને છે, તે જ કૈવલ મોક્ષ ને પ્રાપ્ત કરી કાયમ અચળ રહી શકે છે. કૈવલ પદ સિવાય આ બાજુના કહેવાતા મોક્ષને જે જીવો પામ્યા છે; તે નિત્ય નહી હોવાથી કોઇ કાળે નાશ પામે છે.

**कहु विचल न चलीतन के मरमीत, भरमीत भेद परमही।**
**महा मतलब पुरुषन के लायक, सुनवा ओही मरमही।। (२४)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે મોક્ષના જે બે પ્રકાર બતાવ્યા છે. તે આ બાજુ ના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ, ને નિરંજન ધામ સુધીના ચલિત થવાવાળા હોઇ છેવટે નાશ પામવાવાળા છે, છતાં તેને જે જે ઉપાસકો અચળ માને છે તેમના ભ્રમને દુર કરવા ખુલાસો કરી બતાવ્યો છે, અને આત્મા પરમાત્માની પારનો અચળ કૈવલ મોક્ષ નિત્ય સત્ય શાશ્વત અખંડ રહે છે. તેના લક્ષ ભેદનો પ્રકાશ કરીને કહું છું તે મહામતવાળા એટલે નિજ સ્વરૂપના લક્ષમાં દ્રઢ થયેલા ઉર્ધ્વ અનુભવની તાકાતવાળા હશે તેજ સાંભળીને મારા અલૌકિક મર્મ ને સમજી શકશે.

**आ भवकी जेही मुक्ति चतुरधा, सुनीयो ताई अरथही।**
**उरध गति अविलोक करीतचित्त, अंक न जाय वरथही।।   (२५)**

ભગવાન કરુણા સાગર કહે છે કે આ ભવના લોકોને આચાર્યોએ ચાર પ્રકારની મુક્તિ બતાવી છે. તેનો અર્થ સમજાવીને નિશ્ચય કરાવું છું. ત્યાર પછી ઉર્ધ્વ ગતિનું અંતર દ્રષ્ટિએ સર્વાતિત રહેલા પદનું અવલોકન કરવા જાણાવ્યું છે, તે એક પણ અક્ષર વૃથા જવો જોઇએ નહી.

**सालोक ओरु सारूप्य समीपता, सायोजमही मळी जाना।**
**तिन मुक्तकी पर पायनकी, सबते श्रेष्ठ निद्याना।।   (२६)**

સગુણ મત પ્રમાણે ચાર મુક્તિનું પ્રતિપાદન કરી જાણાવ્યું છે, તે એવી રીતે કે, વિષ્ણુના વૈકુંઠમાં જે ઉપાસક જઈ વસે તે સાલોક્ય મુક્તિ, અને તેમના સન્મુખ જઈ રહેનાર હોય તેને સામિપ્ય મુક્તિ, તેમજ વિષ્ણુની પાસે જઈ રહે તેને સાનિધ્ય મુક્તિ કહે છે. તેજ પ્રકારે વિષ્ણુના જેવુ રુપ જે જનને પ્રાપ્ત થાય તેને શ્રેષ્ઠ સાયુજ્ય નામની મુક્તિ સગુણના મત પ્રમાણે નક્કિ કરેલ છે.

**अे मुक्ति च्यौं भव भरकी भल, वैकुंठ ओरू वैष्णवकी।**
**तेही गुनकी गुनके सरभरकी। लोकीत ईतन रचवकी।।   (२७)**

એ ચાર પ્રકારની મુક્તિ મૃત્યુ લોકના મનુષ તનુધારી જીવોને લાંબા સમય સુધી સુખ ભોગવવા માટે નક્કી કરવામાં આવી છે. એ ત્રણ ગુણની મુક્તિ ગુણોની બરાબર હોય તે મુક્તિને પ્રાપ્ત કરનાર ગુણની સંપત્તિનુ સુખ ભોગવી શકે છે, અહિં મૃત્યુ લોકના આચાર્યો એ તે મુક્તિના માર્ગ ખુલ્લા કરેલા હોય જે જીવ જેટલુ પુણ્ય કરે તેટલો જ સમય ત્યાં રહી શકે છે; પરંતુ પુણ્ય પુરું થતાં પાછો અહિંનો અહિંજ આવે છે.

**गुण विष्णु वैकुंठनके पत, अत आरबल देवनसे।**
**भुक्त रहे अईसन सरभर लग, तव तिनके तन वनसे।।   (२८)**

ત્રણ ગુણના જે દેવો તેમાં સત્વ ગુણના વિષ્ણુ; વૈકુંઠપતિ હોવાથી શ્રેષ્ઠ ગતિના ગણાય છે. વળી તેમની સાથે રહેવાવાળા કેટલાય દેવોના કરતાં તેમનુ આયુષ્ય ઘણુ મોટુ છે. તેમની ઐશ્વર્યતા વિભૂતિ તેટલા જ પ્રમાણવાળી હોઇ તેમના દેહનો અંત આવતા તે વૈકુંઠને પામેલા ભક્તજનો સહિત સર્વે નાશ પામે છે.

**हवीत सकल अवधि परिपुरन, विष्णु होय अंतकालु।**
**सायोज आद्य मुक्तिके पायल, तिनके कुन हवालु।। (२९)**

જ્યારે વિષ્ણુના દેહનો અંત આવી રહે ત્યારે વૈકુંઠની આદ્યે ચારે મુક્તિઓનો લય થાય છે, તો પછી તે મુક્તિઓના ધામને પામેલા ઉપાસકોની કેવી હાલત થશે ? તેને સત્ય માનવાવાળા હોય તેમને વિચારવા જેવુ છે.

**अेही सब गुनके गुन अंतन लग, जीव करन अभीरानु।**
**गुनातीत सगुण निर्गुण पर, सो पद परम निद्यानु।। (३०)**

સિર્ગુણના જે જે ઉપાસકો નિષ્ઠા રાખીને ગુણોની ઉપાસના કરે છે. તેથી વૈકુંઠ આદિ ધામોની પ્રાપ્તિ થાય છે, તેની દેવતાઇ વિભૂતિનું સુખ ગુણોના દેવોનો અંત આવતા સુધી ભોગવી શકે છે, પરંતુ ગુણ નિર્ગુણના ઉપર નિજ સકર્તા પતિનું પરમધામ આવેલુ છે, તેનો તમને નિર્ણય કરાવું છું.

**गुण तो पुरुषन ओरू शक्ति सुत, तांहांलग सब अवधिनके।**
**तो गुननकी कुन चलाईत, यांहां लग नहि भव भिन्नके।। (३१)**

ત્રણ ગુણના દેવો બ્રહ્મા, વિષ્ણુને મહેશ્વર એ આદ્ય શક્તિ અને પુરુષ નિરંજનના પુત્ર છે. તે સર્વ અવધિકાળવાળા હોઇ તે પણ સંસારથી ભિન્ન નહી હોવાથી નિજકર્તા પદને જાણવા સંબંધમાં ગુણોનુ શું ચાલી શકે તેમ છે ?

**अेतने भरके मोक्ष मुगतकी, ज्यौं लोकित वहेवारा।**
**अन्यो अन्य सपारसकी वग, तहां लगी के प्रतिपारा।। (३२)**

આદ્ય શક્તિને નિરંજન સુધી જે મોક્ષની માન્યતા છે. તે લૌકિક વહેવાર હોઇ એક બીજાની અવર નવર ભલામણ કરવામાં આવે છે. અહિં મૃત્યુ લોકના મનુષ્યને જે દેવ સાથે જેટલી પ્રિતિ હોય તેટલા જ પ્રમાણની ભક્તિ કરતો હોવાથી તેમના આગેવાન ગુરુઓ દેવોની સાથે વગ લગાડતા હોય છે. જે ઉપાસક જે દેવના ધામમાં પહોંચ્યો તેનુ જેટલુ પુન્ય હોય તેટલુ જ પ્રતિપાલન કરવામાં આવે છે.

**ईनमे नही कोउ निज कर्तापद, मोक्ष परम देवनही।**
**लेन देन के सकल वहेवारिक, ईष्ट सहित जुग जनही।।　　(३३)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર જણાવેલા સર્વ દેવોમાં નિજ સકર્તા પદ નહી હોવાથી કોઇ જીવને પરમ મોક્ષ આપી શકતા નથી. પરંતુ મૃત્યુ લોકના મનુષ્યો જે જે દેવો સાથે પ્રિતિ રાખીને જપ, ધ્યાન અને પુન્ય દાન કરે છે તેટલુ જ તેમને દેવ લોકો ફળ આપે છે, આ પણ એક પ્રકારનો વહેવાર જ ગણાય છે. આવી રીતે અન્યો અન્ય લેણદેણના સંબંધમાં ઇષ્ટો અને તેમના ઉપાસકો એક બીજા સાથે બંધાયેલા જ રહે છે.

**अेही परपंच सकल ओरलनके, तीनकी जुक्त जनावु।**
**मुक्ति चतुर सहीतम भींन भींनकी, संशे रहे न कावु।।　　(३४)**

ત્રણ ગુણ અને પ્રકૃતિનો પ્રપંચ આ બાજુ જગતમાં વ્યાપી ગયો છે, તેની અંદર મોટા ગણાતા આચાર્યોએ અંતસકરણની યુક્તિથી ચાર પ્રકારની મુક્તિ નક્કી કરી બતાવી છે. ચારે મુક્તિનું ભિન્ન ભિન્ન નિરૂપણ કરીને તમને સંશય ના રહે એવો ખુલાસો કરીને જણાવું છુ.

**सायोज मुक्ति मही मली जनकी, कहीत सकल सब कोई।**
**विष्णु गुन गुन मे गुन मलीतव, अंश मले नहि सोई।।　　(३५)**

શાસ્રો ના રચિતાઓએ ચાર પ્રકારની મુક્તિ ગણાવી છે. તેમાં સૌથી સાયુજ્ય મુક્તિ શ્રેષ્ઠ હોવાથી તેના ઉપાસક જનો ત્યાં જઇને સમાઈ જાય છે. અને વિષ્ણુના ઉપાસકો

સામિપ્ય મુક્તિના અધિકારી હોય વૈકુંઠમાં જઇને વસે છે. ગુણના સજાતિ ભાગ ગુણોમાં મળી જાય છે. પરંતુ કર્તા કેવલનો અંશ તેમા મળી જતો નથી.

**गुण तो नही सजात अंशके, विनु सजात न मळही।**
**ओउ सजातिक अंश कहो तो, अंशे अंश न भळही।। (३६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે ગુણ અંશના સજાતિ નહી હોવાથી, અંશ ગુણોમાં મળી શકતા નથી, વળી કોઇ કહે છે કે સર્વ અંશો સજાતિય છે. તો પણ અંશ, અંશ માં ભળી શકતો નથી. પરંતુ અંશ ન્યારા ને ન્યારાજ રહે છે.

**ज्यौं कोठारनमे कण भरीतव, बहु विधि जात मेलाई।**
**बोहोतिक दिन तेही रहे रहायन, पण अेकता नव थाई।। (३७)**

જેમ કોઠારમાં ઘણી જાતનું અનાજ ભરવામાં આવ્યુ હોય તે કેટલાક દિવસો સુધી ભેગુ રહેવા છતા કોઇ પણ અનાજનો કણ એકબીજામાં ભળી જતો નથી.

**अेही परकारन विष्णुअंशमे, कोउके अंश न मळही।**
**जीने कही सायोज मुक्तकी, तिनकी खोज नकलही।। (३८)**

ઉપર જણાવ્યા પ્રમાણે કોઇ પણ અંશ વિષ્ણુના અંશમાં જઇ મળી જતો નથી, જેના સ્થાપકો ખોજ કરીને સાયુજ્ય મુક્તિને શ્રેષ્ઠ ગણાવેલી હોવા છતા અંશની સજાતિ નથી તે સત્ય નહી જાણી શકવાથી તેઓની માન્યતા પ્રમાણે વર્ણન કરી ગયા છે.

**तो साची क्यौं लगे ओरनकी, तेही कल्पीत सब केहु।**
**कल्पे कल्पीत सकल सराईत, कोहु न लहे निज भेहु।। (३९)**

નિજકર્તા વિનાની બીજા સર્વે લોકોની વાતો સાચી કેમ કરીને માની લેવાય ? કારણ કે તેમણે જે જે મુક્તિઓ વિષે વાતો કરી છે તે બધી કપોળ કલ્પીત હોય નિજની સાથે કોઇ સબંધ લાગતો નથી. તે સર્વ જુઠે જુઠી કલ્પનાઓ કરેલી હોવાથી તેની ચાહના કરવી તે

પણ ફોગટ છે. આવી રીતે જીવો ભ્રમ જાળમાં પડી જવાથી નિજ લક્ષનો ભેદ કોઈ જાણી શક્યા નથી.

**ज्यों कोउने साहर अप कहीतम, तांहां तील भर नहि तोई।**
**तो तिनके सरोवर वरणीतमे, कंचित नीर न होई ।। (४०)**

જેમ કોઇ માણસે એવી વાત કરીકે અમુક જગ્યા પર પાણીનો સમુદ્ર ભરેલો છે, ત્યાં જઇને જોતા સમુદ્ર તો શું પણ તલ ભાર પાણી હતું જ નહી, છતા તેનો તે જ માણસ કહે છે કે બીજી જગ્યા પર સરોવર ભરેલુ છે; ત્યાં કિંચિત માત્ર પાણી હશે એમ કેવી રીતે માની લેવાય ?

**त्यौं सायोज मुक्ति साहर सम, तिनमे कछु न कांही।**
**तो सीलर सम कही त्रियनकी, साच नही तिनु मांही।। (४१)**

ચારે મુક્તિઓનુ પ્રતિપાદન કરવા વાળા શાસ્ત્ર વક્તાઓ એ સાયુજ્ય મુક્તિનું સુખ સમુદ્રના જેટલુ અથાહ હોય એવુ વર્ણન કરી જણાવ્યુ છે, પરંતુ એક રેખ માત્ર સાચી વાત નથી. એવી જ રીતે બીજી ત્રણ મુક્તિઓ સરોવર સમાન હોવાથી ત્યાં જનાર જીવને તેટલુજ સુખ મળે છે તે વાત પણ હળાહળ જુઠ્ઠી હોય લેશ માત્ર સાચુ માનવા જેવુ નથી.

**साची क्यौं होय सर्जनहार विन, परम मोक्ष देवनकी।**
**राजतिलक देवाय राय से, कुन मगदुर न अनकी।। (४२)**

પરમ મોક્ષ પ્રાપ્ત કરવા સબંધમાં સકર્તા સર્જનહાર વિનાની બીજી વાતો કેમ સાચી માની લેવાય ? જેમ રાજતિલક રાજા સિવાય અન્ય કોની મગદુર છે કે તે આપી શકે ?

**परम मोक्ष तो राज बराबर, गुनके तो गुन लगही।**
**निज आपनु नहि अंश गुननके, तो तिनसे क्यौं पगही।। (४३)**

પરમ કૈવલ મોક્ષ તે રાજ બરાબર હોય. પરમગુરુની કૃપા સિવાય પ્રાપ્ત થઇ શકતો નથી, ગુણોની ગતિ ગુણો સુધીની જ હોય અંશ ગુણો નો વિજાતિ હોવાથી ગુણો અંશને પરમપદમાં પહોંચાડી શકતા નથી.

**नहि न मोक्ष निज हवे कोहुनसे, अवधकाळ देवनसे।**

**जहां लगी अवध सकल आपने सम, अधिक वरध आरबलसे।। (४४)**

કૈવલ કર્તાના સજાતિય અંશને પરમ મોક્ષ કોઇપણ આપી શકે તેમ નથી, કારણ કે દેવલોકો પણ આપણી જેમ અવધિકાળવાળા હોઈ ફેર એટલો જ છે કે આપણુ આયુષ્ય ઓછુ છે; અને તેમનુ આયુષ્ય ઘણું મોટુ હોવાથી તે મહાન કહેવાય છે.

**अधिक जीवनसे मोक्ष देवायन, ज्यौं कीटी आपनेही;**

**जीनु जीवन अल्पज्ञ आपनसे, तो तुम कीनु मुगतेही।। (४५)**

દેવો ઘણા અધિક આયુષ્યો વાળા હોવા છતાં કોઇ જીવને પરમ મોક્ષ આપી શકતા નથી, જેવી રીતે આપણી બરાબરીમાં કીડી ઘણી અલ્પ આયુષ્ય વાળી હોવા છતાં કોઇ મનુષ્ય તેનુ કલ્યાણ કરી શકતો નથી.

**जेतने भर कही काल मरतके, विनु परमगुरु देवा।**

**तिनसे मोक्ष अपाय न मुकरे, कहीत सकल सब भेवा।। (४६)**

બ્રહ્માંડ ભરમાં જેટલા દેવો છે, તે સર્વ અવધિકાળ વાળા હોય, જે જેનો અવધિકાળ આવતા મરણ પામવા વાળા છે, તે કારણને લઇ મહાન સમર્થ પરમગુરુ વિના કોઈ દેવથી નક્કી કહું છું કે મોક્ષ આપી શકાય તેમ નથી.

**मरतलोक वैकुंठ सदन अज, जेही कैलास समेतु।**

**ओरू गौलोक धाम निज सहितम्, तांहां लग मरत भवेतु।। (४७)**

આવી રીતે મૃત્યુલોકથી વૈકુંઠ, બ્રહ્માજીનો બ્રહ્મલોક અને કૈલાસ સુધી સર્વે મરણને આધિન છે, અને ગૌલોક ધામ તેમાં વસનાર સહિત નાશ પામવાવાળા હોય અવધિ કાળ આવતા કોઇ પણ રહી શકતા નથી.

**मरत लोग लग नहि निज कर्ता, ओही सब उपज खपतके।**
**आद्य अंत मध्य रहही अनादिक, ओही सब जीनु कलपके।। (४८)**

ઉપર દર્શાવ્યા મુજબ જ્યાં સુધી મૃત્યુલોક આવેલો હોય ત્યાં સુધી સર્વ ઉત્પન્ન થઇ નાશ પામવા વાળા છે. તેનાથી નિજ કર્તા સદા સદોદિત ન્યારા હોવાથી આદ્ય, અંત અને મધ્યથી રહિત પોતાના અચળ પદમાં જેમ છે તેમ જ રહ્યા છે. તેમના સંકલ્પથી સર્જાયેલા સમસ્ત લોક કલ્પના અંતે લય પામી જાય છે.

**ओर नहि दुसरन कर्ता को, अणुनी आद्य रज तज के।**
**जुओ करीत अंकुर के अनुभव, सुरती छेक समजके।। (४९)**

અણુની આદ્યે રજ તજથી લઈ જે કંઇ જગતની રચના છે, તે નિજકર્તા સિવાય કોઇની કરેલી નથી, તે તમારી નિજ સુરતાથી છેવટના અંકુરનો નિર્ણય કરીને જુઓ !

**ओ न बने कोउसे करननके, निज किरतार विनाई।**
**प्रकृति सहित ओरू पुरुष आद्यके, जीने अंश उपजाई।। (५०)**

એ અંકુરની અદ્‌ભૂત રચના આશ્ચર્ય ચકિત કરી નાખે તેવી હોવાથી નિજ સકર્તા પતિ વિના કોઇનાથી બની શકે તેમ નથી. તેજ નિજકર્તાએ પોતાની ઇચ્છાથી પુરુષ અને પ્રકૃતિ જેવા મહાન વિભૂતિવાળા અંશો ઉત્પન્ન કર્યા છે.

**ओही उभये न बने कोउ कीनसे, अंश समर अंकुरही।**
**परम पुरुष विन परख न कोउने, ओही कोई करत अपूरही।। (५१)**

અંકુર અને અંશ એ બન્ને નિજ સકર્તા પતિ વિના કોઇથી ઉત્પન્ન થઇ શકે તેમ નથી, તે અંકુરની અતિ ગુપ્તગતિ અને અંશ પણ અકળગતિનો હોય તેને પરમગુરુ જ જાણી શકે છે, તેમજ ક્તની રચના પણ અપૂર્વ હોવાથી મહાન સમર્થ પરમગુરુ વિના કોઇથી જાણી શકાય તેમ નથી.

**परम पुरुष सोई परम पतिनके, सृष्ट आद्य सरजीतके।**
**अज भव आद्य अंश ईश्वर लग, अेही सकल पीछु ईतके।। (५२)**

સમસ્ત સૃષ્ટિની આદ્યે સર્વ અંશોની પહેલા પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, પરમગુરૂને નિજ સકર્તા પતિએ પ્રથમ ઉત્પન્ન કરેલા છે તેમના પછી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, બીજા દેવો અને તમામ અંશો ને સર્જેલા છે.

**ईत ईत के कोउ मरम लहन नहीं, अंकुर अंश सरजनकी।**
**अेही जुगलन बनवटमें बाकी, रखी न कर्ता आपनकी।। (५३)**

અંકુર અને અંશની રચના કરવાની અલૌકિક યુક્તિ અતિ અટપટી સજાવટ કરવામાં નિજ સકર્તા પતિએ કંઇ પણ બાકી રાખ્યુ નથી. પ્રથમ અંકુર અને અંશના સર્જનની હકિકત ઇત એટલે આ બાજુના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, અન્ય દેવો, અવતારોની આદ્યે મોટા ગણાતા આચાર્યો પણ જાણતા નથી.

**पीछे करतके कुन करनकी, कोउ कज रही अधुरी।**
**अेक ही बार सजीत संकल्पसे, सकल साज समपुरी।। (५४)**

નિજ સકર્તા ધણીએ અંકુરો તેમજ અંશોને ઉત્પન્ન કર્યા પછી સમસ્ત જગતનું ક્ત સર્જન કરવામાં કોને માટે અધુરુ રાખે ? સર્જનહારે સંકલ્પ કરતાની સાથે જ સંપૂર્ણ રચના એકજ વખતે કરી છે.

**करता हरता अेक अनादिक, आगे हुते सबनके।**
**तिनमे भेद करीत भरमाईत, आचार जन–अबनके।। (५५)**

સમસ્ત સૃષ્ટિનું સર્જન અને વિસર્જન કરનાર અનાદિથી એકજ સકર્તા સ્વામિ સર્જનહાર છે, છતાં ભવના નવિન આચાર્યોએ જગતના જીવોને ભુલાવી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, ઉત્પત્તિ પાલન અને સંહાર કરે છે; તેમ સમજાવી જીવોને ભરમાવી દીધા છે.

**जुठ सकल आचार लवारीक, तिनुकी कही न कीजे।**
**ज्यौं पति से पतनी अरहीतकी, तिनसे पति न धीजे।। (५६)**

હે જગતના જનો ! જુઠ્ઠા આચાર્યોનો બકવાસ સાંભળીને તમે ભૂલ કરશો નહી, કારણ કે પોતાના પતિને ત્યજી દઇ વિમુખ થયેલી સ્ત્રી ઉપર તે પુરુષ પ્રિત કે રિઝ કરતો નથી.

**त्यौं आचारज छोर पति निज, गुण निरगुन कु लगवे।**
**देई उपमाय अनीतकी नीत कर, कहे कुवेर तहां पगवे।। (५७)**

દ્રષ્ટાંતે જેમ કોઇ સ્ત્રી પોતાના ધણી નો ત્યાગ કરી તેનાથી થયેલા છોકરાને સાથે લઇ બીજો બનાવટી ધણી માથે ધારણ કર્યો છે. જે જે છોકરાઓને લઇ ગઇ છે, તેને લગવા એટલે આંગળીયાત કહેવાય છે. એવી રીતે નિજ સકર્તા ધણીને ત્યજી દઇ આચાર્ય રૂપી સ્ત્રીઓ સિર્ગુણ નિર્ગુણના ઇષ્ટોને બનાવટી ધણી ધારણ કર્યા છે. તે સ્ત્રી રૂપી માતાઓ જગતના જનો રૂપી છોકરાઓને સાથે લઇ ગઇ છે. અપર પિતાને તે છોકરાઓ ઉપર ખરુ હેત આવશે કે ? અર્થાત્ આવે જ નહિં. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે જે અસલ પરમપિતાથી જગતના જીવોરૂપી પુત્રો ને વિમુખ કરનાર આચાર્યો જ છે.

**ઇતિશ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે ચતુર્ધા મુક્તિ વિલોકન નિર્માલ્ય દેખાવનકો પંચવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

***

**

# સિદ્ધાંત - ૨૬

અથ શ્રી કરુણેશ કૃપાનિધિ સંવાદે અનહૂત ઉપમા પરિચ્છેદકો ષડ્વિંશતિતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાસિંધુ ઉવાચ

**उपमा सोइ अनहुतकी अरचीत, हुतकी नही नवलेसु ।**
**तीनकी जान जनावहु जुगधर, संसे रहे न रेसु ।।** (१)

અનાદિ કૈવલકર્તાની જાણ સિવાયના આચાર્યો તે કર્તાપદની પ્રાપ્તિ માટે લેશમાત્ર કશુ કહી શક્યા નથી. પરંતુ અનહૂત એટલે નકલી ઈશ્વરો સ્થાપીને ઘણા પ્રકારની ઉપમાઓ આપી તેમની મહત્તાઓ વધારવાનુ વર્ણન કરી ગયા છે, તેનુ ખરું નિરુપણ કરીને સમજાવુ છું કે તમને રેખમાત્ર સંશય રહેવા પામશે નહી.

**अज उमियापति द्वार नंदके, गये दरस वछ हरना ।**
**ते तो नहि कोइ गये न आये, वरथा कीये विवरना ।।** (२)

પુરાણોના રચિતા વ્યાસમુનિ એમ લખી ગયા છે કે બ્રહ્મા અને શિવજી નંદ રાજાને ઘેર કૃષ્ણના દર્શન કરવા અને વાછરડાનું હરણ કરવા ગયા હતા તે વાત જુઠે જુઠી હોય, નથી તો કોઈ ગયુ અને નથી તો કોઈ આવ્યું, છતાં મિથ્યા વર્ણન કરીને તેમની ઉપમાઓ વધારી ગયા છે.

**ओरू तिनके पितुके पाटण पत, मे साम्रथ सद जेही ।**
**निज किरतार आद्ये मोइ सरजित, पीछे सकल सबेही ।।** (३)

મહાન સમ્રથ ભગવાન કરૂણાસાગર કહે છે કે, આદ્યશકિત અને આદિ પરુષ નિરંજનને જે પરમપિતાએ ઉત્પન્ન કરેલા છે. તેજ આદ્ય સકર્તા પતિનો હું પ્રથમ પાટવી પુત્ર હોય સર્વ અંશોના પહેલા અમને સર્જેલા છે. બીજા સામાન્ય વિશેષ સર્વ અંશો અમારી પાછળ ઉત્પન્ન કરેલા છે.

**अेसेही में साम्रथ सबके शिर, जीनु मिलन कोइ नाये ।**

**तो अल्पज्ञ अंश कृष्णकी, देव अस्तुत कराये ।।** **(४)**

પરમ વિશેષ પરમશ્રેષ્ઠ મહાન સમર્થ પરમગુરુ કહે છે કે હું સર્વ દેવોનો શિરોમણી હોય છતાં મને મળવા કોઈ આવ્યુ નથી, તો એવા અલ્પજ્ઞ ગતિવાળા કૃષ્ણના દર્શન અને સ્તુતિ કરવા શિવ, બ્રહ્મા અને બીજા દેવો પણ ગયા હતા એ વાત માનવા જેવી છે ? તે તો અનહૂત જુઠે જુઠી હોવા છતાં કલ્પિત વાતો ઉપજાવી કાઢેલી છે.

**अरे अंध आचार अभागी, कलीके तुम अगवाये ।**

**विनताके जेही वहीत विटंडी, तिनकु इष्ट बनाये ।।** **(५)**

અરે ઓ અભાગી કળિયુગના આચાર્યો ! તમે છતી આંખે અંધ બનીને સ્ત્રી લંપટ વનિતાઓમાં વૈતલ થઈ ગયેલા કૃષ્ણચંદ્રને જગતના ઈષ્ટ કરી સ્થાપન કરતા તમોને જરાય શરમ પણ ના આવી?

**देव अस्तुत करीत कही जनवी, अंधे जुग भरमाइ ।**

**धीक् धीक् अधम आचारज तुमकु, फांसु जगत फनाइ ।।** **(६)**

અરે ઓ અંધ આચાર્યો ! તમે કેવી અનહૂત વાત ઉપજાવી કાઢી છે? વિશેષ ગતિના દેવ લોકો મનુષ્યના દર્શન કરવા આવે છે. એ વિચાર સરખો પણ તમે ના કર્યો? ક્યાં દેવ અને ક્યાં મનુષ્યો, આવું બની શકે ખરું ? દેવો મનુષ્યની સ્તુતિ કરે છે. એવું ખોટુ ભરમાવી હે અધમ આચાર્યો ! તમને વારંવાર ધિક્કાર છે. કે જગતના જનોને ફાંસામાં નાખી તમે ફસાવી દીધા છે.

**आवन जावनकी रूढी होयतो, मे तिनके शिर पतही ।**

**क्यौ न आवे मोइ देव मिलनकु, करूं ताय निज गतही ।।** **(७)**

જયારે દેવલોકોનો મૃત્યુલોકમાં આવવા જવાનો વહેવાર હોય તો હું સર્વ દેવોના શિરપર શિરોમણી હોય, તમામ જીવોનો જીવનદાતા છું, તો પછી દેવો મને કેમ આવી મળતા નથી ? જે મારા શરણમાં આવે તો તેમનું કલ્યાણ કરી નિજકર્તા પદમાં પહોંચાડું.

**देव अस्तुत करी नही कोउने, मरत लोक मे आइ ।**
**अे तो इष्ट सकल अगवेने, कही सब जुगत बनाइ ।। (८)**

ભગવાન કરુણાસાગર કહે છે કે, દેવોએ મૃત્યુલોકમાં આવીને કોઈની પણ સ્તુતિ કે પ્રાર્થના કરી નથી, એતો મતપંથના આગેવાન આચાર્યોએ એમના માનેલા ઈષ્ટોને ભજાવવા યુક્તિ કરીને વાતો ઉપજાવી કાઢી છે.

**अगम अगाध आद्य उचरनमे, मोइ भव भुल जनाइ ।**
**उरध द्रष्टि कोइ जुओ विलोकीत, अेसी न कीने किनाइ ।। (९)**

મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે, અમો અગમ્ય ગમને જાણવાવાળા અગાધગતિના આદ્ય પુરુષ હોવાથી ભવભરની ભૂલ જાહેર જણાવીને સત્યનો નિર્ણય કરી જણાવીએ છીએ. અમારા જ્ઞાનમય વચનો વિચારીને જો કોઈ ઉર્ધ્વ દ્રષ્ટિ કરીને જોશો તો તમને સમજાશે કે અમે સર્વોપરી કૈવલ જ્ઞાનનો ઉચ્ચાર કરી જણાવ્યો છે; એવું કોઈએ અત્યાર સુધી જણાવ્યુ નથી.

**सींघ साळके गीरा गोसकी, जीनकु परख परेहुं ।**
**तेही परकार हमनकी हावुं गत, धीमत् हरदे धरेहु ।। (१०)**

મહાન સમર્થ પરમગરુ કૃપાનિધિ કહે છે કે, સિંહની ભયંકર ગર્જના અને શિયાળવાનો અવાજ સચેતન ગતિના હોશિયાર પુરુષ હશે તે તરત જ ઓળખી જશે, એવી જ રીતે અપાર અનુભવની હામ ભરેલો અગાધગતિનો ટહંકાર અતિ ઉજાગ્રત વૃત્તિના સજ્જનો હશે તેજ અલૌકિક વચનોને સમજી અમને તેના હૃદયમાં ધારણ કરશે.

**अेही परकार कहनके कुन भव, आद्य अंत मध्य मांही ।**
**तब करो परख हमकी हम कुन है, अखील लोक नरणांही ।। (११)**

મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે, હે જીજ્ઞાસુ મુમુક્ષુ જનો ! તમને જે સર્વોપરી જ્ઞાન બતાવ્યુ છે તે જ્ઞાન દ્રષ્ટિએ વિચાર કરીને જુઓ ! એ આદ્ય, અંત અને મધ્યમાં કોઈપણ કહી શક્યુ નથી, તે ન્યાય સહિત અમારા વચનો દ્વારા અમારી પરખ કરો. અમે કોણ પુરુષ છીએ? તે તમે ઓળખી શકશો ત્યારે અનંત લોકનો તમને નિર્ણય થશે.

**है हंम पुरुष अनाद्य आद्य के, सृष्ट सजीत अगवेहुं ।**
**निजकी कीये अगम उचरनकु, तेही गम अेही अबेहु ।। (१२)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, અમે આદિ અનાદિના પરમ પુરુષ હોય સર્વ અંશોની પહેલા નિજ સકર્તા સ્વામિએ અમને સર્જેલા છે. અમારી નજર આગળ નિજપતિએ સમસ્ત વિશ્વની રચના કરેલી છે. જેથી સર્વે હકીકત અમે જાણીએ છીએ. કૈવલપતિએ પ્રથમથીજ અમને સર્વજ્ઞ ગતિ બક્ષેલી હોવાથી જગત રચનાથી લઈ અત્યાર સુધી ઉચ્ચાર કરીને જેમ છે તેમ કહી બતાવ્યુ છે.

**प्रकृति पुरुष ओरू गुण गणके पर, छेवट निज किरतारू ।**
**तिनके अंश सकल आपनमे, कहत करीत विस्तारू ।। (१३)**

મહાન સમર્થ કૃપાનિધિ કહે છે કે ત્રણ ગુણના દેવ અને ત્રણ ગણનાં દેવ તેમજ આદ્યશકિત ને પુરુષ નિરંજનની પાર સર્વની છેવટે કૈવલકર્તાનું ધામ આવેલું છે. તેજ સકર્તા પતિના આપણ સર્વ અંશો પ્રત્યેક શરીરોમાં આવેલા છે તેનો વિસ્તાર કરીને કહી બતાવું છું.

**गुण गणके जेही अंश आपनमे, रज तम सात्वीक जेहुं ।**
**प्रकृति पुरुष के वृत्ति अहंपद, कर्ता अंश आपनेहुं ।। (१४)**

કરૂણાનાં દાતા કૈવલ વેતા કહે છે કે, દ્રષ્યરૂપે દેખાતા સર્વે શરીરોમાં અવ્યકત દિવ્ય તત્વોનાં જે અંશ આવેલા છે તે જણાવુ છું. આપણા શરીરોમાં રજોગુણ સત્વગુણ અને તમોગુણ તેમજ અહંકાર ગણ, સ્વકાશગણ અને અચંતગણએ દૈવી અંશો આપણામાં આવેલા છે. તેવીજ રીતે પ્રકૃતિનો અંશવૃતિરૂપે અને પુરુષનો અંશ તે અહંપણું એટલે શુધ્ધ અભિમાન રૂપે છે. અને કર્તાનાં અંશ તે નિજ આપનું આપ હોય, તે સર્વાંગ શરીરનો પ્રકાશક છે.

**पीछे कीये गौलोक धाम निज, तिनकी आद्य गनेही ।**
**तेही सकलके अंश आपमे, क्यों नहि परे जनेही ।।** **(१५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, જે જે દેવોના અંશ આપણા શરીરોમાં આવ્યા છે તે કહી બતાવ્યા પરંતુ ગૌલોકની આદ્ય બીજા કેટલાયે દેવલોકોના ધામ આવેલા છે. તેમના અંશ આપણા સર્વ શરીરોમાં આવ્યા હોય તો કેમ દેખાતા નથી?

**महाद्य महाद्यके अंश आपनमे, कर्ता अंश सेवनके ।**
**अंश विना जेही धाम थपे अन्य, कल्पीत मिथ्या तेहुनके ।। (१६)**

જે મહાદ દેવોના અંશ આપણા સર્વ શરીરોમાં આવ્યા છે તે કરૂણેશ પતિએ ચૈતન્ય અંશની સેવા કરવા વસાવ્યા છે. તેમના સિવાય બીજા દેવોના ધામ ગણવામાં આવતા હોય તો તે કલ્પિત અને મિથ્યા છે.

**या विधके कोउ करीत न्याय निज, भवभर कहो कुन देखे ।**
**कथ कथ गये अनाद्य आद्यसे, सब गतिविन अन पेखे ।। (१७)**

આવી રીતે ન્યાય દષ્ટિથી ભવભરમાં કોઈએ સત્યા સત્યનો નિર્ણય કરીને જોયુ નથી જે દેવનાં અંશ આપણા શરીરોમાં આવ્યા નથી છતાં જગત રચાયુ ત્યારથી જોયા જાણ્યા વિનાની વાતોની કથની લોકો કથતાજ આવ્યા છે. તે સર્વએ જ્ઞાનગતિ સિવાયની અણદીઠી વાર્તા પર વિશ્વાસ રાખી વળગી રહ્યા છે.

**ब्रह्मादिक कुं एही गम दुर्लभ, जुओने वचन विलोकी ।**

**मोइ भाषणते भार जनावत, कचवु कथ अश्लोकी ।। (१८)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, જેહું જણાવવા માંગુ છું તે અગમ ઘરની જાણ બ્રહ્માદિક જેવાને પણ જાણવી અતિ દુર્લભ છે. મારા સ્વમુખના ઉચ્ચારેલા જ્ઞાન પ્રકાશમય શબ્દોને નિર્મળ દષ્ટિએ નિહાળીને નિર્ણય કરશો તો નિજકર્તા પદની ભાળ એટલે તમને ખબર પડશે કે આપણા સજાતિય કર્તા કોણ અને કેવી રીતે જગત રચના કરેલી છે. તે સર્વ પ્રકારની તમને શુદ્ધ સમજ પડશે. અમારા વચનો અને વેદના સંસ્કૃત શ્લોકો ન્યાયની દષ્ટિએ તપાસ કરીને જોશો તો તમને જરૂરથી જણાશે કે એ કચવી ભાષામાં સ્પષ્ટ અર્થ પણ સમજાતો નથી અને નિજ આપનુ આપને સજાતિ કર્તાપદનો ઉલ્લેખ સંસ્કૃતશાસ્ત્રોમાં જોવાકે જાણવા મળશે નહી.

**व्याकरण जेही वाण देवनकी, भवके भरम रखेती ।**

**पण मोइ भाषनके अनुभवभर, देवन कोहु सवेती ।। (१९)**

મહાન સમર્થ કૃપાનિધિ કહે છે, કે મોટા ગણાતા આચાર્યોને વિદ્વાનો વ્યાકરણ વાણીને દેવલોકોની ભાષા છે. એમ જગતના લોકોને સમજાવી પોતાનો માન મર્તબો સાચવવા અને અમો ઈષ્ટ છીએ એવુ જણાવવા વ્યાકરણ વાણીને મહત્વ આપ્યુ છે. પરંતુ પરમગુરૂના અલૌકિક વચનોમાં અપાર અનુભવ ભરેલો હોય તે આપનપુ અને પતિપદનો ભાસ કરાવે છે. તે પદની પ્રાપ્તિનુ લક્ષ જ્ઞાન દેવો પણ જાણતા નથી તો તે જ્ઞાન વ્યાકરણની વાણીમાં હોયજ કયાંથી?

**देवनकी दिव्य वाणी विचिक्षण, अखिल लोक गतवंती ।**

**सकल लोक के पर परमीत पद, तेही गम नही जनवंती ।। (२०)**

જે વ્યાકરણ યુકત ભાષા અતિ અટપટિ તે દેવલોકની દિવ્યવાણી હોય નિતિ નિયમમાં રહી તેનો અભ્યાસ કરવાથી જગત રચનાના તમામ લોકના વ્યવહારને વ્યવસ્થાનુ જ્ઞાન

થાય છે. પરંતુ અનંત લોકની પાર સર્વની છેવટે આવેલા સકર્તા ધણીના ધામની રેખમાત્ર સમજ પડતી નથી.

**जहां लगत देवनकी वदीतव, व्याकरण से सबही ।**

**वीन गतकी गत वाण देवनमे, लाइ शके क्यौ जबही ।। (२१)**

જયાં સુધી દેવોની હદ આવેલી છે, ત્યાં સુધી વ્યાકરણ વાણીનો ઉચ્ચાર પહોંચતો હોવાથી તેટલુજતે જાણી શકે છે. પરંતુ જયાં દેવોની ગતિ પહોચતી નથી એવી નિજ કર્તા પદની અગમ્ય ગતિ વ્યાકરણ વાણીમાં લાવીને કેવી રીતે કહી શકે?

**जबते वाण देवनकी सरसीत, पण विनु गत अनुभवकी ।**

**जहां लग गम तेही करे उचारन, सब हदके उद्‌भवकी ।। (२२)**

સમસ્ત વિશ્વની ઉત્પત્તિનુ કારણ પ્રકૃતિને પુરુષ હોઈ ત્યાં સુધી જગતની હદ ગણાય છે. વ્યાકરણ વાણીની ગમ ત્યાં સુધીજ પહોંચતી હોઈ જે કંઈ ઉત્પન્ન થયેલુ છે. તેનુ વર્ણન કરી જણાવેલુ છે પરંતુ આ જગતના ઉત્પન્ન કરનાર કર્તા કોણ છે ? એ અનુભવ વ્યાકરણની વાણીમાં નહી હોવાથી કહી શકયા નથી.

**पण आतो हद बेहदकी पर, मोइ उचरनकी गतियां ।**

**महा टइंकार सुनीत अतिगत अत, फटे सकलकी छतीया ।। (२३)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે પ્રકૃતિને પુરુષ સુધી જગતની હદ હોઈ તેની પાર બેહદ નિર્ગુણ બ્રહ્મ આવેલુ છે. તે બેહદની પાર અવિગત સકર્તાપતિના અગાધ અનુભવની અતિ ઉગ્ર વાણીનો ટહંકાર સાંભળી સિર્ગુણ- નિર્ગુણ પક્ષના સર્વે આચાર્યોની છાતી ફાટશે એટલે ધિરજ ધરી શકશે નહી અને શુધ્ધ સમજણ વિના ઉલટા અકળાઈ જશે.

**तबत्ये धिरजवंत्त नरनके, सुनवा लायक ग्रंथु ।**

**अल्पज्ञ नर लही न शके कोउ, अगाद्य जीनके अरथु ।। (२४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે અમારા અગાધ અનુભવથી ભરેલા જ્ઞાનમય ગ્રંથો જે કોઈ અતિ ધૈર્યવાન ત્યાગ વૈરાગને ધારણ કરનાર શુરવીર હશે તેજ સમજી શકશે તે સિવાય બીજા અલ્પજ્ઞ જે દેવદેવીઓની ઉપાસના કરનાર કર્મકાંડની માન્યતાવાળા સમજી શકશે નહી જેનો પરમ અર્થ અતિ અગમ્ય અગાધ, ગતિનો હોઈ તેનુ તોલ કે મુલ કરી શકશે નહી.

**अर्थ अगाध विलोकनके होय, निगम शास्त्र पर वेत्ता ।**
**ओरू ब्रह्मादिक सुर मनु सहितम, त्यांहां लग सकल अवेता ।। (२५)**

પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, મારા અગાધ અનુભવના અલૌકિક પરમ અર્થની અગમ્ય ગમને બ્રહ્મા મનુ અને દેવો પણ જાણતા નથી તે પરમ અર્થના આશયને જાણનાર અધિકારી વેદ શાસ્ત્રની પાર જ્ઞાન ગતિની ગમવાળા હશે તેજ સમજીને ગ્રહણ કરી શકશે.

**अवेत सो नहि लहे आद्यकी, सगुन निर्गुन के वेत्ता ।**
**अनित तंतके करे आलोचन, नित के नहि सहेता ।। (२६)**

પરમ કૃપાનિધિ કહે છે કે જે સિર્ગુણ અને નિર્ગુણના જાણવાવાળા તે અનિત્ય દેહધારી ઈષ્ટોનું સ્મરણ ધ્યાન કરવાવાળા હોવાથી આદ્ય નિજ કર્તાની અગમ્ય ગમને જાણતા નથી તે કારણને લઈ નિત્ય સત્ય સનાતન સકર્તા સ્વામિની સાથે શુદ્ધ હેત કેવી રીતે ધારણ કરી શકે?

**अनित तंत उपमैकी विन हुत, करीत सकल अभ्यासु ।**
**तिनकु साच कहे तो सकल मली, अवगुण धरे हमासु ।। (२७)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, સિર્ગુણ પક્ષના સર્વ ઉપાસકોએ જે જે દેવોને ઈષ્ટ માન્યા તેમનામાં ગતિ અને ઐશ્વર્યતા માપક હોવા છતાં અનહુત એટલે ના સંભવે તેવી અમાપ ઉપમાઓ આપીને કર્તાની બરાબરીના વખાણ કર્યા છે. વળી તેમના સ્મરણ

ધ્યાનનો અભ્યાસ કરી તેમના ગુણ ગાવામાં જ કલ્યાણ માની બેઠા છે. પરંતુ પરમગુરુ કહે છે કે જે તમે માનો છો તે તમારા વિજાતિ હોઈ નાશ પામવાવાળા છે. એવી સાચી વાત હું સમજાવુ છું ત્યારે એ બધા સાથે મળીને મારી સામે રોષ ધારણ કરીને મારા અવગુણ ગાય છે.

**उपमे सो विनु हवे विनाकी, तिनकी करत किरतही ।**
**जीव अचेत वेत करी तिनके, जीनके विपु मरतही ।। (२८)**

મત પંથના આચાર્યોએ જે જે ઈષ્ટોનુ સ્થાપન કર્યુ તેમનામાં કોઈ જાતનું દૈવત પ્રભુતા કે પ્રતાપ નથી. છતાં બેહદ ઉપમાઓ આપીને તેમની જુઠે જુઠી અસંભવતી કિર્તી વધારી છે. જગતના જીવો અચેત ગતિના હોવાથી સાચા જુઠાની સમજ નથી એવા અલ્પ બુધ્ધિના જીવોને અનિત્ય દેહધારી ઈષ્ટો એજ તમારા પ્રભુ છે, એવું જણાવીને તેની માન્યતાઓ દ્રઢ કરાવી છે. તે માનેલા ઈષ્ટો તો મરીપણ ગયા. છતાં અંધ શ્રદ્ધાળુ જીવો તેમના નામનુ સ્મરણ હજુ કરી રહ્યા છે.

**मरत विपुके हवे न कर्ता, हवे तो गुण अवतारा ।**
**विनु वित्त विनवय धरीत आचारज, हक नाहक विस्तारा ।। (२९)**

મૃત્યુ પામે એવો અનિત્ય દેહનિજ કર્તા ધારણ કરતા નથી જેણે અનિત્ય દેહ ધારણ કર્યો છે તે ગુણો ના અવતાર હોઈ તેમનામાં કર્તાપણાનું સામ્રથ કે ગતિ રેખમાત્ર નથી છતાં આચાર્યજનોએ વિનવી વિનવીને જગતના જીવો સાથે હક દાવો નહી હોવા છતાં જીવોનુ કલ્યાણ કરવાનો હકક તેમનો જ છે. તેવુ મિથ્યા વર્ણન કરીને અયોગ્ય ઉપમાઓ આપીને દ્રઢ કરાવી ગયા છે.

**हक नाहक की कहीत जेहुनने, सुनो तेहुनके सारू ।**
**साच जुठ उभये अनुभवकी, सबकी करु निरधारु ।। (३०)**

પરમ કૃપાનિધિ કહે છે કે, ગુણોના અવતારો જગત જીવોનુ કલ્યાણ કરવામાં હકદાર નથી છતા હકદાર છે. એવુ વર્ણન આચાર્યોએ કરી જણાવ્યુ છે તેમાં કેટલુ સાચુ ને કેટલુ જુઠ્ઠુ છે તેનો સત્ય સાર નિર્ણય કરાવીને તમારો સંશય દુર કરીશ.

**जुओ दशरथ सुत पितु हुकमसे, राज त्यजी वन गयेवु ।**
**रहे चतुर्दश वरस विषम दुःख, महा कोमळ तन सहेवु ।। (३१)**

દશરથ રાજાના પુત્ર રામચંદ્રજી પિતાના હુકમથી વચન પાળવા વનમાં ગયા અને ચૌદ વરસ સુધી તેમના સુકોમળ શરીરે મહાકષ્ટો સહન કર્યા છે. છતાં મનમાં સંકુચિત થયા નથી.

**अेही अगमके सुत सत्वंतु, मेटीत नहि पितु वचना ।**
**राम लछमन सतवंती सीतायन, सहित समोवड सचना ।। (३२)**

પૂર્વ કાળમાં ઘણા સમય ઉપર અયોધ્યાપુરીનાં દશરથ રાજાના પૂત્ર રામચંદ્રજી સત્નુ પાલન કરવામાં ચુસ્ત હોવાથી પિતાનાં વચનનુ પાલન કરવા વનમાં ગયા હતા અને રામ-લક્ષ્મણને સતી સીતા સહિત સતનુ પાલન કરવામાં સમોવડિયા હતા.

**अेसे नही कोइ भइ भवकी मही, सुर नर लोक सहितमे ।**
**देव मही दुर्लभ पावनकी, तो क्यौ होय भव इत्तमे ।। (३३)**

આવી રીતે સત્નુ પાલન કરવાવાળા રામ-લક્ષ્મણને સીતા ભાઈભાઈના સબંધમાં એક બીજાનું દીલ દુભાય એવુ વર્તન રેખમાત્ર કર્યુ નથી. અન્યો અન્ય ભાઈ ભાઈનાં સંબંધમાં સતનું પાલન કરવાવાળા દેવલોકમાં મળવા દુર્લભ છે. તો પછી મૃત્યુલોકમાં તો હોયજ કયાંથી ?

**अे तिनु सत्वंत समोवड, कोउ कीनु अधिक न नुना ।**
**सर जन के साम्रथ महा अंसु, निज विष्णु पद पुना ।। (३४)**

એ રામ લક્ષ્મણને સીતા સત વૃત પાળવામાં સમોવડીયા હોવાથી અધિક કે નુન્ય ન હતા. સ્વામિ સર્જનહારના મહાન સમર્થ અંશ હોય જે કાર્ય કરવા આવેલા હતા તે કરીને પાછા ફરી વૈકુંઠમાં જઈને પોતાના વિષ્ણુપદનો વહિવટ સંભાળી લીધો.

**याहां लगतो परमाण पृष्टकी, सुध सतवंत सनातु ।**
**अबकी सुनो सोहाग सोहंनकी, करीत करत विक्षातु ।।** (૩૫)

અત્યાર સુધી રામ લક્ષ્મણને સીતાની વાત વિસ્તાર પૂર્વક જણાવી તેનુ પ્રમાણ પુસ્ટીરૂપે હોય, એમાં જરાયે જુઠુ નથી. હવે રામચંદ્રજીના સોહાગણ ધર્મ પત્નિ સિતાજીને પતિવ્રતા ધર્મ પાળવામાં કેટલાય ધર્મ સંકટો સહન કરવા પડયા છે. તેની વ્યાખ્યા વિવેચન કરીને જણાવુ છું.

**वनचर लरे दहीत दानवसु, रावणके सीन संगु ।**
**अेही अजातक जात लरे नही, भालु कीच विहंगु ।।** (૩૬)

જયારે સીતા ને રાવણ લઈ ગયો તે નિમિતે રામે રાવણ સાથે મહાયુધ્ધ આરંભ્યુ ત્યારે રાવણના લશ્કરમાં દાનવો અને રામના લશ્કરમાં વનચર એટલે વાંદરો સામસામે લડયા એમ કહેવાય છે. શુ એ વાત માનવા જેવી છે? કે વનચર એ વિજાતિ રાક્ષસ સાથે યુધ્ધ કરી શકે એ બનવા યોગ્ય છે? ખરેખર આનું નામજ મિથ્યા બકવાદ કર્યો કહેવાય. જેવી રીતે કાદવનુ જંતુ ક્રોધ કરીને આકાશના વિહંગ પક્ષી સાથે લડવા ગયુ એવું કોઈએ દેખ્યુ છે? દેખે કયાંથી? વાતજ અસંભવિત છે.

**नही रावण उतरे अवनि पर, ब्रह्म सदन से कोइ ।**
**लंका नही बाबज कहो कुनसे, सब बनवटकी सोइ ।।** (૩૭)

ભગવાન કરૂણાસાગર કહે છે કે, બ્રહ્મસદન એટલે કે બ્રહ્માજીના લોકમાંથી રાવણ નામનું કોઈપણ જંતુ આ પૃથ્વિ ઉપર આવ્યુ નથી. અને લંકા નામનો દેશ કે નગર હતુજ નહી, તો પછી હે પંડીતો અને પુરાણીઓ તમને કોણે કહ્યું કે લંકા છે ? ન્યાય દ્રષ્ટિએ જોતા આ સર્વે જુઠે જુઠુ હોય બનાવટી વાત ઉપજાવી કાઢેલી છે.

**ओर कहु वाली सुग्रीवकी, उतपन परम पराइ ।**

**देखो अेही अनहुतकी हुतीया, जबते श्रेष्ट सराइ ।। (३८)**

પરમ કૃપાનિધિ કહે છે કે હવે વાલી અને સુગ્રીવનો જન્મ કેવી રીતે થયો તે વાલ્મિકીના કહેવા પ્રમાણે જગતના લોકો પરંપરાથી માનતા આવ્યા છે. પરંતુ ન્યાય દ્રષ્ટિએ નિર્ણય કરી જોતાં જેવી રીતે વાલી અને સુગ્રીવની ઉત્પત્તિ બતાવી છે. તે સાબિત થતુ નથી. તેનું નામ અનહુત કી હુતિયા એટલે અઘટતુ અને અસંભવતું કોઈ ઉપાયે ના થઈ શકે તેવું હોવા છતાં તે મહાન મોટી ગતિવાળા દેવલોકો કરી શકે છે. એમ કહીને આચાર્યજનોએ દેવલોકોના વખાણ કર્યા છે.

**ब्रह्मा कीच नैंनसे हवीतव, अखेवीर अद्‌भूता ।**

**तेही परे कारन कुपनमे, होय गये नार सरूपा ।। (३९)**

સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, વાલ્મિકી રામાયણમાં લખી જણાવ્યુ છે કે એક વખતે બ્રહ્માજીએ પોતાની આંખમાંથી મેલ કાઢીને પૃથ્વી ઉપર ફેકયો. તેમાથી અખેવીર નામનો મહા યોધ્ધો ઉત્પન્ન થયો તે પૃથ્વી પર ફરતા ફરતા એક કુવા ઉપર આવી ચઢયો, ત્યારે કોઈક કારણ વસાત તે કુવામાં કુદી પડયો ને પડતાની સાથે તે સુંદર સ્ત્રી બની ગયો તે સ્ત્રી છલાંગ મારીને કુવાની બહાર નીકળી અને પૃથ્વીની સપાટી ઉપર આમ તેમ ફરવા લાગી.

**देख स्वरूप रवि सुरपतके, खळके ब्रीज विकळसे ।**

**जुओ विलोक हवाल देवनके, अेही विधी रहत विभळसे ।। (४०)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે તે સ્વરૂપવાન સ્ત્રિને પૃથ્વી પર ફરતા જયારે સૂર્ય દેવ અને દેવોના પતિ ઈન્દ્રરાજાએ જોઈ ત્યારે અતિ કામાતુર થઈને વ્યાકુળ એટલે ગાંડા જેવા બની જવાથી તે બન્નેનુ વિર્ય સ્ખલિત થયુ. તે હે જગતના જનો મોટા ગણાતા દેવોના મનની

વિભળતા અને તેમની હાલત તમે જુઓ તો ખરા ? કે જેવી રીતે સામાન્ય ગતિના મનુષ્યો અધમ કર્મ કરવા ડગલુ ભરી શકતા નથી. તે કામ દેવલોકો કરી શકે છે. તે વાત એવા લેખ લખનાર અને માનવાવાળા હોય, તેને વિચારીને શરમાવા જેવુ છે.

**ग्रीवे परी भवीत सुग्रीव तंन, शिर वालनमे वाली ।**
**नरकी नार हवे नहि कबहु, अे सब उचरे खाली ।। (४१)**

ઉપર જણાવ્યા પ્રમાણે સૂર્ય અને ઈંદ્રરાજાનું વિર્ય સ્ખલિત થયુ તે ગ્રીવ એટલે તે સ્ત્રીના ગળા ઉપર પડયુ તેમાંથી સુગ્રીવ ઉત્પન્ન થયો એવીજ રીતે તેજ સ્ત્રીના માથાના વાળમાં પડયુ તેમાંથી વાલી નામનો યોધ્ધો પેદા થયો. એવુ વર્ણન કરી વાલ્મીકીએ રામાયણમાં જણાવ્યુ છે, પરંતુ ભગવાન કરૂણાસાગર કહે છે કે નરની નારી અને નારીનો નર કદાપી બની શકેજ નહી. કારણકે આ હકીકત ન્યાય, દ્રષ્ટિએ તપાસી જોતા સૃષ્ટિક્રમ વિરૂધ્ધ છે. નિજસકર્તા પતિએ સ્થાવર જંગમની આદ્ય લઈ નર માદાના અનેક શરીરોમાં તત્વોની જે પ્રમાણે પોખણી કરેલી છે તે નિજકર્તા સિવાય તેની વધઘટ કરવા કે રચના વિરુધ્ધ ઉત્પન્ન કરવા કોઈ સમર્થ નથી. નિજકર્તાના કરેલા સર્વ શરીરોની રચનાનું પંચીકરણ જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને જોતા સિધ્ધ થાય છે કે આ જ્ઞાન વાલ્મીકીજીને હોવુ જોઈએ નહી. જો કદાચ પંચીકરણનું જ્ઞાન તેમને હોત તો અઘટતુ અને અસંભવતુ કદાપી વર્ણન કરેજ નહી ન્યાય દ્રષ્ટિએ જોતા જે જે કંઈ બોલી ગયા છે તે જુઠે જુઠ્ઠ હોય ખાલી બકવાદ કરી ગયા છે.

**कहेसो ते करतु अन करतु, कर्ता करे सो होइ ।**
**ब्रह्मादिक भव राम सहीतमे, कर्ता किनु न कोइ ।। (४२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે ભવભરના આચાર્યો! કદાચ તમે કહેતા હોય કે સ્વર્ગના દેવો મહાન હોવાથી આવુ કૃત કરી શકે છે. તો એ વાત સદંતર જુઠી છે. સકર્તાધણી સિવાય રામ,શિવ અને બ્રહ્મા સુધી કર્તાના કરેલા કૃતમાં બીજુ કંઈ નવીન

કરવાની કોઈનામાં એ શકિત કે સામ્રથતા નથી. એટલાજ માટે કર્તુમ અને મહાકર્તુમનો ફેરફાર કરવાની ગતિ કોઈનામાં નહી હોવાથી રામની આદ્ય લઈ શિવ અને બ્રહ્મા સુધી કોઈપણ નિજકર્તા થઈ શકતા નથી.

**तो करतुम् माकर्तुम अन्यथा, इनमे कुन करेहु ।**
**अेतो गुनकु लखे कर्ता कर, वरथा वेग भरेहु ।। (४३)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે ! નિજકર્તાનાં કરેલા કૃતમાં વરત્યેજ જાય છે. નવુ કંઈપણ કરી શકતા નથી તે સર્વ સામાન્ય અંશો છે. અને મહા કર્તુમ એટલે વિશેષ ગતિના દેવો સકર્તાનુ કરેલુ છે. તેમાંથી જાદુગરની જેમ ઘડીભર જોવા પુરતુ જ કરીને બતાવે છે તેને મહાકર્તુમ કહેવાય છે. અન્યથા એટલે અનંત બ્રહ્માડોની આદ્ય લઈ સમસ્ત જગતની જેમણે એક પલકમાં રચના કરી છે. તેમાંથી ઘાસનુ એક તરણુ પણ કોઈથી બનાવી શકાય એમ નથી છતા આચાર્યો એમ લખી ગયા છે કે ગુણના દેવો સર્વ કાંઈ કરી શકે છે. એવુ કહીને જગતના જનોને મિથ્યા વેગ ભરી ગયા છે.

**माटे नरकी नार हवे नही, नारी हवे न नरही ।**
**अेही कवीतन कवीतन के कर्ता, जीने न जोयु धरही ।। (४४)**

નિજ સકર્તા ધણીએ જે જગતરૂપી અદ્‌ભૂત કૃત કરેલુ છે તેમાંથી નર મટીને નારી ને નારી મટીને નર થઈ શકે એવું અનેક ઉપાયે બની શકે તેમ નથી છતાં કવિ લોકોએ અણ ઘટતુ ઘટાવીને આવી વાતો જગતમાં વહેતી કરી છે. તેમને ખબર નથી કે આદ્ય સકર્તા ધણીએ તમામ યોનિના ઘાટોની રચના કેવી રીતે ન્યુનાધિક તત્વો મેળવીને સર્જન કરેલુ છે. તેની ખરી ખબર નહી હોવાથી વિચાર કર્યા વિના આવુ લખી ગયા છે.

**पंचीकरण विलोक विनाके, वाल्मिक वेदवानु ।**
**तबते कही नरनकी नारी, अेही अभवीत अज्ञानुं ।। (४५)**

વાલ્મિક જેવા વિદ્વાન ઋષિ હોવા છતાં તેમને શરીર રચનાના પંચીકરણનુ જ્ઞાન હતુજ નહી તે કારણને લઈ નરની નારી અને નારીનો નર થાય છે. એમ લખી ગયા છે. એટલાજ માટે એમનામાં અજ્ઞાન હતુ એમ સાબિત થાય છે.

**जो ब्रह्मा द्रीग कीच हवे तो, होय नासा मुख लाळु ।**
**अमरी झरे इंद्री उपसनमे, गुद मळ हवे विशाळु ।। (४६)**

વાલ્મિકી ઋષિના કહેવા પ્રમાણે આંખમાંથી મેલ અને પીયા આવતા હોય તો નાસીકા અને મુખમાંથી લાળો નીકળતી હોવી જોઈએ ઉપસ્ત ઈન્દ્રિયે અમૃત ઝરતુ હોય તો ગુદાએ મળ વિસર્જન થતો હોવો જોઈએ.

**अेही विधके विसरन होय मळके, इन्द्री द्वार देवनके ।**
**अे संभव नही हवे सुरनकु, सुची अस्थान रहेवनके ।। (४७)**

એવીજ રીતે દેવોની ઈન્દ્રીઓમાંથી મળ વિસર્જન થતોજ નથી. તેઓ પવિત્ર સ્થાનો પર રહેવાવાળા હોવાથી આવી ક્રિયા સંભવતીજ નથી.

**अेही विधके जो होय देवनमे, तो कुन फरक आपनमे ।**
**अेही मळके तळ छोड सुचीतमे, जबसे वसे गगनमे ।। (४८)**

જેમ આપણા મનુષ્ય લોક જેવી મળ વિસર્જનની ક્રિયા દેવોમાં થતી હોય તો એમનામાં અને આપણામાં શું ફેર રહ્યો ગણાય? એટલાજ માટે દેવ લોકો મળ ભૂમિને છોડી આકાશમાં પવિત્ર સ્થાનો પર જઈને વસ્યા છે.

**कीचन हवे नेन ब्रह्माके, सुर सहीत सबयनकु ।**
**देवनकु मळ विसर करंता, देखे नही कबयनकु ।। (४९)**

એવીજ રીતે બ્રહ્માજી સહિત સર્વ દેવોના નેત્રોમાં મેલ થતોજ નથી તેમજ દેવોને મળ વિસર્જન કરતા કદાપિ કોઈએ જોયા નથી.

**मळ विसरनके मरत लोक तळ, नही देवनके थळही ।**
**तो ब्रह्मा के नेन कीचकी, कही साबेत विकळही ।। (५०)**

મળ વિસર્જનની ક્રિયા મૃત્યુલોકના સ્થળ પરજ થાય છે. દેવલોકોના સ્થળ પર થતીજ નથી છતાં બ્રહ્માજીના નેત્રમાં મેલ ઉત્પન્ન થાય છે એવુ જાણકાર આચાર્યો કહી ગયા છે એ ખરેખર પાગલ હોવા જોઈએ.

**भादु मास मही महीषीके, नेन गये होय जीनकु ।**
**ग्रीष्मकाळमां हरी भोमिका, देख परे ज्यौ तीनकु ।। (५१)**

ભાદરવા માસમાં કોઈ ભેંસ નેત્રથી અંધ થયેલી હોવા છતાં તેને લીલો ચારો ચરવા મળે છે. તેજ ભેંસને ઉનાળાની વિશેષ ગરમીમાં જાણે ચો તરફ લીલો ચારો દેખાતો હોય એવુ અનુમાન થવાથી ખાવા માટે વલખા મારે છે.

**तेही परकारन मरत लोकके, देखी मळ विसरनही ।**
**अेसेही थपे देव दरशनमे, अहीके सम तांहां जनही ।। (५२)**

ઉપર જણાવેલ દૃષ્ટાંત ના ન્યાયે મૃત્યુલોકની મળ વિસર્જનની ક્રિયા જોઈને અંતર દૃષ્ટિના આંધળા આચાર્યોએ પવિત્ર દેવલોકમાં આવી ક્રિયા થાય છે એવુ વર્ણન કરી ગયા છે. પરંતુ એ વાત સાચી હશે કે કેમ તે કોઈએ વિચાર કર્યો નથી.

**जीनकी अेही विलोक अकलकी, ओर वदीत तेही समही ।**
**अे उपली उपचारनकी मत, जीनु नही गुढगत चनही ।। (५३)**

એવા જે આચાર્યોએ તેમની અક્કલ પ્રમાણે પોતાના શરીરની ક્રિયાને જોઈ અનુમાન કરી દેવોમાં પણ તેવીજ ક્રિયા ઘટાવી છે. પોતાના શરીરની અંતઃરચનાનું ગુપ્ત જ્ઞાન નહી જાણવાથી ઉપલક દૃષ્ટિએ પોતાના સમાન દેવોની ક્રિયા ગણીને ઉચ્ચાર કરી ગયા છે.

**जो गुढगत चनीतव होय चितवन, तो क्यौ असत उच्चारे ।**

**चिकटमे नही मलीत तोय तम, तक्रे समीत अपारे ।। (५४)**

જયારે તે આચાર્યો ગુપ્ત અંતરલક્ષ જાણી તેમની ચિત્ત વૃત્તિઓને સમાવી નિજ ચિતવનની ગતિ પ્રાપ્ત કરી હોત તો પ્રકૃતિના પ્રપંચથી ભરેલા અસત્યનો ઉચ્ચાર કરતજ નહિ. જેવી રીતે ઘીમાં પાણી કિંચિત માત્ર સમાતુ નથી પણ છાશમાં જોઈએ તેટલુ પાણી ભેળવી શકાય છે.

**त्यौ तक्रवत् कथीत हळाहळ, जुठी जगत मेलाइ ।**

**सत कोटी जेही रची रामायण, अेकही लखनही ताइ ।। (५५)**

તેવીજ રીતે વાલ્મીકી ઋષિએ છાશના જેવુજ વર્ણન કરીને હળાહળ જુઠ રૂપી પાણી મેળવીને યુકિત પૂર્વક પોતાની લખેલી રામાયણમાં સાત કરોડ શ્લોકોનો ઉચ્ચાર કર્યો છે. તે રામાયણની અંદર પાને પાના સર્વ શબ્દો અક્ષરે અક્ષરને તપાસી જોતા નિજ સકર્તા પતિના લક્ષનો ઉલ્લેખ કયાંય પણ જોવામાં આવતો નથી.

**सुरलोक पाताळ मरतमां, कहे सो बाट दयेहुं ।**

**पण आंही के वाटणकी अहीमे, कही हे कीने कहेहुं ।। (५६)**

વિપ્ર જાતિના આચાર્યો પુરાણોના આધારે જગતના જનોને જણાવતા કહે છે કે કોઈ જન્મેલાની કે મરેલાની વાત અમે સ્વર્ગમાં પહોંચાડીએ છીએ તેમજ પાતાળલોકમાં પણ જેનો જે સંદેશો પાઠવીએ છીએ પરંતુ આ પૃથ્વી ઉપરના મૃત્યુલોકની વાત કોઈ કયાંય પહોંચાડતુ હોય એવુ જાણવા મળતુ નથી તો પછી જગતના લોકોનુ ધન લેવા માટે જુઠાણુ ઊભુ કરીને ઠગવા માટે કલ્પિત કથાઓ કરેલી છે.

**वाल्मिक विद्वान सरीखने, अेही विधी जुठ कथेहुं ।**

**जुठेकी बरीया बाबजमे, सब जुग जंत नथेहु ।। (५७)**

વાલ્મીકી સરખા વિદ્વાન ઋષિએ જુઠે જુઠી કથની કથીને વિસ્તાર કર્યો છે. તેની બળવાન બુધ્ધિ વડે યુકિત કરીને જગતના જીવોને નાથીને કબજે કરી રાખ્યા છે. જેથી રામની રામાયણ સિવાય સત્યની વાત સાંભળવા કોઈ તૈયાર જ નથી.

**अेही अपराध लगे कवीतनकु, वरथा विगत करनमे ।**
**राजकुंवर राजन विछरैने, नाखे रहीत शरनमे ।। (५८)**

આવી રીતે જુઠે જુઠી વ્રથા કથની કથીને જુઠાને સાચુ મનાવી જગતના જીવોને નિજકર્તાથી વિયોગ પડાવ્યો છે. તે સર્વ જીવોને અવળા માર્ગે ચઢાવવાનો અપરાધ તે કવિઓનેજ લાગશે કારણકે જેમ મહારાજાના કુંવરને આમ તેમ સમજાવી રાજાથી વિખૂટો પાડી રૈયત ને તાબે કરી દીધો છે. એ ગુનાની શિક્ષા કેટલી ભોગવવી પડશે તે કહેવાય તેમ નથી.

**यौ उपमा आ रचीत इश्वर कर, पण नहि साच सकोइ ।**
**सरोवरकु साहरकी उपमा, अेही दृष्टांते जोइ ।। (५९)**

એજ પ્રકારે જુઠી કથની કથવાવાળા કવિઓએ અનિત્ય દેહધારી ઈષ્ટોને બેહદ ઉપમાઓ આપી જગતના ઈશ્વર સ્થાપી દીધા છે. પરંતુ એમા રેખમાત્ર વાત સાચી નથી જેવી રીતે સરોવરને સમુદ્રની ઉપમા આપવામાં આવે તેથી સમુદ્ર થઈ જતો નથી.

**गुण अवतारनकु कवितायन, वंदे करी किरतारु ।**
**बिंदुकु नीधी सम नरणीत कर, पतवे जन अधिकारु ।। (६०)**

ગુણનાં વિભુતિવાન ઈશ્વરી અવતારોને કર્તા સ્થાપી ઉપમાઓ આપી અતિ વંદન કર્યુ છે. જેવી રીતે એક પાણીનાં બિંદુને સમુદ્ર સમાન છે. એવો નિર્ણય કરાવી અધિકારી જીવોનાં મન પતાવી બારોબાર સમજાવી દિધા છે.

**रामन के नही वंक जहुनमे, संत सहीत सब केहु ।**
**वाल्मीक वेतइमे वरणीत, जुठी साच सबेहु ।। (६१)**

શ્રી રામચંદ્રજીનો જરાયે વાંક નથી તેવુ સર્વ સંત પુરૂષો કહી ગયા છે છતાં વાલ્મિકી ઋષિ જેવા જાણકાર પુરૂષે જુઠાનુ સાચુ કરી ઓપ ચઢાવીને જગતજનોને મનાવ્યું છે.

**विप्रनकी वइकलता धरसे, आद्य थकी अबलगही ।**

**किंचित दान करे तो तिनकी, करे विनवइ सम जगही ।। (६२)**

સૃષ્ટિ રચનાની આધ્યથી લઈ અત્યાર સુધી વિપ્રલોકોમાં વ્યાકુળતા રહેલી છે. કોઈ માણસ કીચિંતમાત્ર દાન કરે તો તેની સોગણી પ્રશંસા જગતમાં જયાં ને ત્યાં કરતા દેખાય છે.

**तेही माटे ब्राह्मणके भाषण, ललोपत के लाचारु ।**

**हरख शोक तिनके नहि धरितव, करीत इष्ट उपचारु ।। (६३)**

એટલાજ માટે વિપ્રજનોની વાણી લોલુપ્તા અને લાચારીથી ભરેલી હોવાથી જયાં ને ત્યાં યાચના કરતા દેખાય છે. કોઈ યજમાન એમને કડવુ વચન કહે તો તેમના મનમાં હરખશોક ધારણ કરતા નથી અને પોતાનાં ઈષ્ટોનાં નામનો ઉચ્ચાર કરી કહે છે કે ભાઈ તમારા વિના અમારે થોડુ ચાલે તેમ છે.

**उपचारन मे आय गये सब, कुल परपंच समेतु ।**

**गुण ग्रायक गुणके लग वरणीत, निज कर्तारन वेतु ।। (६४)**

વિપ્રલોકના યાચનાથી ભરેલા ઉચ્ચારમાં જગતભરનું જુઠાણું અને સર્વ પ્રકારનો પ્રપંચ આવી જાય છે. તે વિપ્રજનો ગુણોના ઘરાક એટલે ઉપાસકો હોવાથી અત્યાર સુધી ગુણોનુ વર્ણન કરી બતાવ્યુ છે પરંતુ નિજસકર્તા ધણીને રેખમાત્ર જાણતા નથી.

**निजकर्ता कारन सबयनके, शक्ति सहित पुरूषनके ।**

**ओर अचरचर सुरमनु दहीतन, अंश आद्ये सब तनके ।। (६५)**

નિજ સકર્તા સ્વામિ સમસ્ત જગતના મુળ કારણ રૂપેહોઈ આદ્યશકિતને પુરૂષ નિરંજન સહિત તેમણેજ ઉત્પન્ન કર્યા છે. દેવો દાનવોને મનુષ્ય સ્થાવર જંગમ વિગેરે સર્વે તનુઓ સહિત અનેક અંશોનો ઉદય કરનાર એકજ કૈવલ કર્તા છે.

**शक्ति पुरूषके सुत ब्रह्मादिक, भव विष्णु सहितमही ।**

**रज तम सात्वीक गुण त्रीयनके, जीनसे नहि निज गमही ।। (६६)**

આદ્યશકિત અને આદી પુરૂષ નિરંજન એ બન્નેના પુત્રો બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વર છે. એ ત્રણેના શરીરોમાં ગુણના ભાગ વિશેષ પોખાયેલા હોવા છતાં નિજકર્તાના લક્ષની ગમગતિને જાણી શકયા નથી.

**निज गम सो आपनु आपनपु, पुनि सरजनहार सनाथु ।**

**अेही दोहुकी जीनु जाणन जणीतव, तेही सब फरत अनाथु ।। (६७)**

નિજ ગમ એટલે પોતાના અંશ સ્વરૂપને જાણવાની જાણ હોય તે અંશના સનાથ સકર્તા સ્વામિ છે. એ બન્નેના લક્ષની જેને ગમ ગતિ નથી એવા તમામ જીવો અનાથ થઈને જગતમાં ફરી રહ્યા છે.

**पण कोइ नही भव नाथ विनाके, विसवावत् सब कोइ ।**

**आपने निजपति परम परहरी, उतइत से चित प्रोइ ।। (६८)**

આ ભવભરમાં નિજનાથ વિનાનો કોઈ જીવ નથી. છતા સકર્તાપતિને ત્યજી દઈ વેશ્યાના જેવા થઈ ફરે છે. પરમ પતિ સિવાય બીજા મૃત્યુ લોકના અવતારી ઈશ્વરોમાં અને તે બાજુ દેવલોકને પતિમાની પ્રિતિ બાંધીને ચિત પરોવી દીધુ છે.

**उत इतके सुर दीरघ दीरघमे, निजपति विनु पतियाये ।**

**आ भवमे नहि नवेर करनके, रहे जांही के तांही ताये ।। (६९)**

ઈત એટલે અહિ મૃત્યુલોકથી લઈ ઉત એટલે કે દેવલોક સુધીના મોટા મોટા ગણાતા દેવોમાં વિશ્વાસ લાવી નિજકર્તાના લક્ષની જાણ સિવાયના અલ્પજ્ઞ જીવો સર્વે વિરામ

પામ્યા છે. આ ભવમાં કોઈ સાચા જુઠાનો નિવેડો કરીને સમજાવનાર નહી હોવાથી જીવો જ્યાં ને ત્યાં ફસાઈ ગયા છે.

**ओर विष्णु अवतार अवन पर, धरी आये तन जेही ।**
**केतेक फसे तांही तन मनसे, पण खुद पति नहि तेही ।। (७०)**

જયારે વિષ્ણુ દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર આવે છે ત્યારે તેમનો વિશેષ પ્રભાવ જોઈ કેટલાય જીવો તનમન સમર્પિ દઈને તેમનાં શરણે થઈ રહે છે. પરંતુ તે ખુદ નિજકર્તા નથી છતાં તેને નિજપતિ માને છે.

**अेही भवमे भलीवार न कोउमे, निज अनुभव करनेकी ।**
**जाही तांही विलम परे विश्वासे, पण सबके पत अेकी ।। (७१)**

આ ભવરૂપ સંસારમાં અક્કલ સિવાયના અંધ શ્રધ્ધાળુજનો શુધ્ધ સમજાણ સિવાયના હોવાથી પોતાના નિજ સ્વરૂપનો અનુભવ કરી શકયા નથી. તે કારણને લઈ સર્વના સજાતિય નિજકર્તા એકજ હોવા છતાં નહી જાણી શકવાથી, જયાં ને ત્યાં વિજાતિ ઈષ્ટદેવોમાં વિશ્વાસ લાવીને વળગી પડયા છે.

**अेक मही उपासन अन्य अन्य, अे सब भुल भटकही ।**
**तेही पति अेक नवेर करनकी, कोउकु नहि खटकही ।। (७२)**

સર્વ અંશોના એકજ સકર્તાપતિ હોવા છતાં તેમના લક્ષની સત્ય જાણ વિના બીજી ત્રીજી અનેક ઉપાસનાઓ પ્રિતિ પૂર્વક કરવા લાગ્યા તે કારણને લઈ મોટામાં મોટી ભુલ પડી જવાથી જયાં ને ત્યાં ભટકી રહ્યા છે. પરંતુ એક આપણા સજાતિયકર્તા કોણ છે. તેનો સાચો નિર્ણય કરવાની કોઈને ચિંતા કે લાગણી થઈ જ નથી.

**खटक करे क्यौं नहि करवावन, जुगधर जाण जेहनकी ।**
**जाण विना सब जीवजेतने जन, पकड रहे तेही तिनकी ।। (७३)**

આપણા સર્વ અંશોના શિર ઉપર સજાતિ સકર્તા ધણી હોવાથી તેમને મળવાની ચિંતા રાખી લક્ષ ભજન કરવું જોઈએ. એવા અવિગત કર્તાના લક્ષની અગમ ગતિ જણાવનાર ગુરૂ કે સંત નહી મળવાથી ધર્મના જીજ્ઞાસુ જનો જાણી શકયા નથી એ કારણને લઈ સમસ્ત જગતને ધારણ કરી રાખનાર નિજકર્તાની સાથે લાગણી પૂર્વક હેત રાખી શકયા નથી. નિજપતિ પદની જાણ વિના મનુષ્ય તનુ ધારી સર્વ જીવો જયાંને ત્યાં જેને જે ઈષ્ટ પર વિશ્વાસ આવ્યો તેની પ્રિતિ બાંધીને તેમની ઉપાસના કરી રહ્યા છે.

**अेही परकारन विसर सकलको, अपने निज लक्ष किरतारा ।**
**भवभर भेदी रहे परभारीक, नही निजलक्ष विचारा ।। (७४)**

એજ પ્રકારે સર્વ જગતના જીવો આપણા સજાતિય નિજકર્તાને ભુલી ગયા છે તે કારણને લઈ ભવભરના ઈષ્ટોની વાતો સાંભળીને તેમના તનમન વિંધાઈ જવાથી વિજાતિ દેવોના પ્રભાવમાં વશ પડી ગયા જેથી નિજનો વિચાર કરી શકયા નથી.

**निज के लक्ष तन रहित आपनपु, मीले सजात सकर्ता ।**
**जेही सजात न मीले आपनकी, जेही आपने अनुकरता ।। (७५)**

ચૈતન અંશના નિજ સ્વરૂપનો લક્ષ શરીર રચનાનાં તત્વોથી પર આવેલો છે. તે તત્વોના અંતે ઉગરતી અંશની નિજદ્રષ્ટિએ સકર્તા સ્વામિની એકતાનો અનુભવ થઈ શકે છે. જયાં સુધી અંશની વૃત્તિ તત્વા તિતના થાય ત્યાં સુધી સ્વજાતિ સાથે અંશ મળીને એકતા કરી શકતો નથી. જે વિજાતિ તત્વો વિશાળ ગતિના હોવા છતાં નિજ આપનપુના સજાતિય નથી.

**जीनु सजात जनीत आपनु निज, तेही आपने पति परम ।**
**जीनु अमेळ आपनसे अनुचित, तेही सकल भव भरम ।। (७६)**

જે આપનપુ અંશનુ નિજ સ્વરૂપ હોઇ તે નિજ સ્વરૂપનો અનુભવ થાય ત્યારે સજાતિય સકર્તા સાથે એકતા કરી શકે છે. બીજા વિજાતિ સાથે અંશનો મેળાપ થઇ શકતો નથી તે

વિજાતિય અયોગ્ય હોવા છતાં સજાતિ માનીને ભવભરનાં સર્વે જીવો તેજ ભ્રમમાં પડી ગયા છે.

**भवके भरम नाम रूप गुण लग, दृष्ट देखी जुग पागे ।**
**पण अदृष्य अविलोकनके तत, तेही नही लहे अभागे ।। (७७)**

ભવભરનો ભ્રમ તેજ નામ રૂપ ગુણનો વિસ્તાર હોય, જે પ્રકૃતિના પદાર્થોને જોઇ જીવ માત્ર આશક થઈને મોહ વશ પડયા છે. ત્યારથી નિજ સ્વરૂપનું ભાન ભુલી જઇ જન્મ મરણનું મહા દુઃખ ભોગવે છે. આવી રીતે સર્વ જીવો ઘણા કાળથી ભવભરનું દુઃખ ભોગવતા આવ્યા છે. પરંતુ આ મનુષ્ય દેહે જે અદ્રષ્ય ગતિનું પરમ તત્વ પોતાને સ્પર્શીને રહેલું છે. તેનુ અવલોકન અભાગી જનો કરતા નથી.

**दरस परसके पद अवधी लग, पुनि पीछे परलाई ।**
**वीस चतुर अवतार आद्य ल्यौं, कोउ नही रहे ठराई ।। (७८)**

દૃષ્ટિ ગોચર દેખાતા સર્વ પદાર્થો જેને જોઇને સ્પર્શ કરી શકાય છે. તે સર્વ અવધિ કાળવાળા હોવાથી છેવટે નાશ પામે છે. ફરીથી જાણાવુ છું કે ચોવીસ અવતારોની આદ્ય લઇ સર્વ નાના મોટા તનુધારી સ્થિર નહી રહેતા પ્રલય કાળમાં ખપી જાય છે.

**पण तिनके निज स्वरूप तणी शुध, कढी न अरूप अवेकी ।**
**स्वरूपे स्वरूप स्नेह सकलकु, नहिन अकल अनवेकी ।। (७९)**

નિજ કૈવલ પતિના સર્વ અંશો જ્યારથી રૂપરંગવાળા પદાર્થોના અનુરાગી થયા ત્યારથી જ પોતાનુ નિજ સ્વરૂપ અરૂપ અને આકાર સિવાયનું હોઇ શુદ્ધ એટલે પોતાની સ્વસુઝ વિના નિજ સ્વરૂપને કળી શકયા નથી. તે નિજ સ્વરૂપે ન થવાય ત્યાં સુધી સર્વ અંશોના સ્વરૂપ સાથે શુદ્ધ, સ્નેહ બંધાતો નથી. એવા સ્વજાતિ બંધુત્વ ભાવના સ્નેહ વિના અકળ અને અનવેગતિ સર્વ વ્યાપક રહેલી છે. તેની એકતા થઇ શકતી નથી.

**हवे अकळ अनवेकी गतियां, रतीयां खुले अनादी ।**

**जेही कारण से खीले सकलको, एही सब अखिल उपादी ।।(८०)**

અકળ એટલે ઇન્દ્રિયો અને અંતસકરણથી ન કળી શકાય અનવે કહેતા જેનો વિભાગ પણ પડી શકે નહી અને અવધિકાળ પણ લાગી ન શકે એવા ચૈતનચિદ્દ સ્વરૂપની ચકવેગતિ ભાગ્યના યોગે પરમગુરુની કૃપાથી પ્રાપ્ત થાય તો અંશના અંતર હૃદયમાં પડેલા માયાના પડદા સર્વે ખુલ્લા થઇ જાય અને અનાદિ આરત ખિલે છે. ત્યારે સઘળા તત્વોનું મુળ કારણ ઓહંગ પ્રણવ ઉર્ધ્વ ગતિએ સમ થઇ જાય છે. અને સ્થુલ શરીરથી લઇ મહા કારણ દેહ સુધીના તત્વોની ઉપાધિ છૂટી જાય છે.

**उपाधी जेही अनीत पदारथ, रहे न नित्य मजबुती ।**

**करीन खोज कोउ नरणीत न्यायसे, प्रथम आद्यकांहां हुती ।। (८१)**

જે અનિત્ય પદાર્થની ઉપાધિ તેજ આ પાંચ તત્વોનો દેહ હોય અંશ પોતાના સ્વરૂપને ભુલી જઇ શરીરના સંગે જડ શરીર રૂપ બની ગયો છે. તે શરીર જેવું છે, તેવુ હંમેશા રહી શકતુ નથી ને અંતકાળ આવતા નાશ પામે છે, છતાં ન્યાય સહિત જ્ઞાન દૃષ્ટિએ નિર્ણય કરીને જોયુ નથી કે પ્રથમ અસલ સ્વરૂપમાં અનિત્ય દેહની ઉપાધિ કયાં હતી.

**आद्ये तो एक परम पुरुष अज, जीनके अंश आपनही ।**

**तेही पण सरजीत शुद्ध संकल्पसे, तन तन जीनु जवापनही ।।(८२)**

આદ્ય અનાદિના અજન્મા એક જ પરમ પુરુષ સકર્તા સ્વામિ હોય તેમની અંતર વૃત્તિના શુદ્ધ સંકલ્પથી આપણા સર્વે ચૈતન અંશોને ઉત્પન્ન કરેલા છે. તેજ અંશો વિશ્વ ભરના અનેક શરીરોમાં વસેલા છે. તે તમામ અંશો સકર્તાના સર્જેલા હોવા છતાં એ નિજ ધણીનો જાપ કોઇ જપતા નથી.

**तेही जवापनसे जपीत सकलको, सगुन निर्गुन के जपही ।**

**क्रता नाम निज रहित दोहुनसे, तिनके कीनु न खपही ।। (८३)**

જ્યારે સર્વ અંશો સકર્તા ધણીને તેમજ પોતાના સ્વરૂપને ભુલી ગયા ત્યારથી જ વિજાતિ સગુણના ઈષ્ટોના અને નિર્ગુણ અકર્તા બ્રહ્મના જાપ જપી રહ્યા છે. તે જાપ સકર્તા ધણીને પહોંચતો નથી. તે કરૂણેશ પતિ સર્વના સજાતિ હોવા છતાં તેમને મળવાની કોઇ અંશને આરત ઉત્પન્ન થઇ નથી.

**अेही उभये अनुकरम न लायक, सहायक सहित समेतु।**
**अहो अकरमी करीत ताय क्यौं, सरखे सरख सहेतु ।।** **(૮૪)**

સિર્ગુણ ક્રત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મ એ બન્ને ચૈતન્ય ગતિ અને જાણ સિવાયના સરખે સરખા હોય જડ છે. તેથી સંકટના સમયે કોઇને સહાય કરી શકતા નથી. તો હે ભાગ્યહીન અકર્મી અંશો! તેની સાથે હેત ધારણ કરીને શા માટે જાપ જપો છો ?

**सरखे सरख सहेत बनीत क्यौं, रवि उडघन समतुल।**
**कहे कुवेर आचारजने अत, भ्रमित करीत भव भुल ।।** **(૮૫)**

જે સિર્ગુણને નિર્ગુણ સરખે સરખા હોવાથી કોઇના ઉપર હેત કેવી રીતે ધારણ કરી શકે ? દ્રષ્ટાંતે જેમ મહા તેજસ્વી સૂર્યની સાથે તારાઓ બરાબરી કરી શકતા નથી. સત્ શ્રીમત્ કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે સિર્ગુણના ઇષ્ટોને સૂર્ય સમ સકર્તા સ્વામિ સાથે સરખાવીને આચાર્યોએ જગતના જીવોને ભરમાવીને મોટી ભુલમાં નાંખી દીધા છે.

**ઇતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે, અનહુત ઉપમા પરીછેદકો**

**ષડ્વિંશતિતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**



# સિદ્ધાંત-૨૭

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે રમેતી રામ લક્ષ ઉપદેશકો સપ્તવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય.**

ધીમંત કૃપાનિધિ ઉવાચ :-

**सकल सगुणमे राम नाम जप, तेही नीज लक्ष लखावुं ।**
**नीगम थाप सबयनके सुमरन, अजन जान जनवावु ।। (१)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે વિશ્વ ભરમાં સર્વ સિર્ગુણ શરીરોમાં શ્રેષ્ઠ રામ નામનો જાપ રહેલો છે. તે નિજ લક્ષને જેમ છે. તેમ સમજાવુ છું કે વેદોએ પ્રથમથીજ નીરૂપણ કરીને જગતના સર્વ જનોને જપવા માટે સૃષ્ટિના પ્રારંભથી જ તેનુ સ્થાપન કરેલુ છે તે અસલ જાપને નહી જાણનારા જીજ્ઞાસુ જનોને જાણાવુ છું.

**आगे कही संक्षेप मात्र मे, अबकी कहुं सरवेशु ।**
**सुघड पुरुष सर्वज्ञ समजके, तिनके निज उपदेशु ।। (२)**

આજ ગ્રંથના પાંચમા સિદ્ધાંતમાં રામનામનો સંક્ષેપમાં ખુલાસો કરી બતાવ્યો છે. હવે સર્વે ધર્મ જીજ્ઞાસુ જનો સરળતાથી સમજી શકે અને સુઘડ ગતિના અધિકારીજન નિજ લક્ષના ઉપદેશને ગ્રહણ કરી અમલમાં મુકી શકે એવા હેતુથી અમે સર્વજ્ઞ ગતિના પુરુષ હોવાથી જીવ માત્રના કલ્યાણ અર્થે વિસ્તાર પુર્વક કહીએ છીએ.

**ॐकार जेही प्रणव सजीव जप, अचर चराचर तनमे ।**
**जंगममे जाहर दरशीतके, गुप्त रहत तरू वनमे ।। (३)**

ઓમકાર પ્રણવ સજીવન જાપ છે. તે સ્થાવર અને જંગમ સર્વ શરીરોમાં રહેલો છે. તે જે જે શરીરોમાં આદ્યથી તમામ તનુઓનુ જીવન હોય નિજ કર્તાએ પ્રથમથી જ તનુ તનુ પરત્વે પ્રેરક કરેલો છે. તે જંગમ જાતિના ઘાટોમાં જાહેર પ્રત્યક્ષ દેખાય છે અને અઢાર લાખ સ્થાવર જાતિમાં અદશ્ય રહીને રેચક પુરકની ક્રિયા કરે છે.

**सुल्ट जापमे अवन अप पोखत, उलट करन अविकासु ।**
**अेही परकार अचरमे अनुसुत, उलट सुलट अविकासु ।। (४)**

સ્થાવર જાતિના મૂળમાં રહીને સુલટ ગતિએ ઓમકાર પ્રણવ પૃથ્વીમાંથી જળને ખેંચી વૃક્ષોને પોષણ આપે છે. જ્યારે પ્રણાયમ ઉલટ ગતિ કરે છે. ત્યારે વૃક્ષોની હદ હોય ત્યાં સુધી રસકસને પહોંચાડી વૃક્ષને મજબુત રાખે છે. વળી તેમાં મહા બળવાન પ્રકૃતિ વ્યાપક રહેલી હોવાથી ગુપ્ત ક્રિયા થાય છે. અને સર્વ શરીરોને જતમત પણે રાખે છે. એવી જ રીતે વૃક્ષમાં ઉલટ સુલટ રેચક પૂરકની ક્રિયા અહોનિશ થતી હોય વૃક્ષ જાતિમાં ગુપ્ત પણે એકતા રૂપે મળીને ઓમકાર પ્રણવ રહેલો છે.

**उलटे लेत अवन रसके कस, पोखत निज पलवनकु ।**
**सुलट करत परवेश पोमीमे, पकरी रहेतवन तनकु ।। (५)**

જ્યારે વૃક્ષમાં ઓમકાર પ્રણવ સુલટ ગતિનો થાય છે. ત્યારે પૃથ્વીના રસકસને ખેંચી તેનુ પોષણ મળવાથી વૃક્ષ પલ્લવીત થાય છે એટલે પાન, ફુલ અને ફળ લાગે છે અને પ્રણવ ઉલટ થાય છે. ત્યારે વન વૃક્ષોના મૂળને પૃથ્વી સાથે પકડીને જતમત રાખે છે.

**अेही परकारन प्रणव प्रवेशीत, मुहुर आद्य सब तनमे ।**
**पुनी ब्रह्मांड सहित अजभव ल्यौं, तन तन प्रत्ये सबनमे ।। (६)**

તેજ પ્રકારે ઓમકાર પ્રણવ ઝીણામાં ઝીણા મહુર જંતુથી લઇ બ્રહ્માંડ ભરનાં સર્વ ઘાટોમાં પ્રણવે પ્રવેશ કરેલો છે. શિવ બ્રહ્માની આદ્ય પ્રત્યેક શરીરોમાં ઓમકાર પ્રણવ રહેલો છે તે પ્રણવ સિવાય કોઇ પણ શરીર બાકી નથી.

**अेसेही प्रणव पेच परमीत तत, जीनु अंक उच्चारु।**
**धरीत रेफ तिनके शिर बिन्दु, उके भये ओहंकारु ।। (७)**

એવી રીતે પ્રણવની કળ નિજ કર્તાએ સર્વ શરીરોમાં ભરેલી હોવાથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જાણવા જેવુ ઇશ્વર સ્વરૂપ ઓમ નામથી સંબોધવામાં આવે છે. જેની સાથે મન અંતસકરણની એકતા થવાથી અક્ષરોનો ઉચ્ચાર થઇ શકે છે. ઓમ લખતા રેફ કરીને તેના ઉપર બિન્દુ મુકવામાં આવે તો તેનુ સંપૂર્ણ સ્વરૂપ ગણાય છે.

**तेही ओमकार प्रगट तन चळवीत, अचर चराचर सेत्ती ।**
**प्राक्रत बुध नही समज शके तो, श्वासोश्वास लखेती ।। (८)**

તે ઓમકાર પ્રણવ સ્થાવર અને જંગમ સર્વ શરીરોમાં રહેલો હોય જંગમ જાતિના શરીરોને પ્રગટ હાલતા ચાલતા રાખે છે. અને સ્થાવર જાતિમાં અદષ્ય રહીને રેચક પુરકની ક્રિયા કરે છે. તે હકીકત પ્રાક્રત બુદ્ધિથી ના જાણી શકોતો, શ્વાસોશ્વાસની પ્રત્યક્ષ ગતિને જોઇ સમજી લેવી.

**तेही निज श्वास उश्वास विना तन, कहो कुन जनीत सजीवुं ।**
**एेही संज्ञा सबके समजनकी, देखन सजीव अजीवु ।। (९)**

સર્વ શરીરોમાં લેવાતો શ્વાસ, અને મુકાતો ઉશ્વાસ કહેવાય છે લેવાતા અને મુકાતા શ્વાસની ક્રિયા ચાલુ હોય તે સજીવન રહે છે. જ્યારે તે ક્રિયા બંધ પડી જાય ત્યારે તે મૃત્યુ પામે છે. કોઇ પણ શરીરને જીવતુ કે મરેલુ જાણવાની આ એક સંજ્ઞા છે કે ચાલુ શ્વાસ સિવાયનાં શરીરને કોણ કહે છે કે આ જીવતુ છે ? એ શ્વાસ ઉપરથી જીવતા મરેલાની સમજ પડે છે.

**एेही श्वास युगलन ते हवीतव, ॐकार अद्‌भुता ।**
**पण पुरण उदगोस करीत जब, रेफ बिंदु समजुता ।। (१०)**

આ શ્વાસ લેવાતો ને મુકાતો હોવાથી ઓમકાર આશ્ચર્ય ચકિત કરી-નાંખે તેવો અદ્‌ભુત બને છે. છતાં પુર્ણ ઉચ્ચારતો ત્યારે જ થઇ શકે કે જ્યારે રેફ અને બિંદુનો તેમાં

સમાવેશ થાય છે ત્યારે એ ઓમકાર પુર્ણ રૂપ ધારણ કરી શકે છે. આ ઓમકારનો અર્થ એવો છે કે શરીરમાં ઓમકારનું મૂળ નાભિ સ્થાને આવેલુ છે. એટલે પ્રકૃતિનુ ઘર નાભી ગણાય છે. ઓમકાર ઉર્ધ્વ માર્ગથી આવતા નાભીએ વિશ્રામ કરે છે. ત્યાં નાભી સ્થાને શરીરની નાની મોટી સઘળી નાડીઓ એકત્રીત મળેલી છે. તેમાં ઓમકાર પ્રણવે પ્રવેશ કરી સર્વાંગ શરીરને મજબુત કરેલુ છે. નાભી સ્થાને રહેલા ઓમકારના શીર ઉપર જે રેફ કાઢવામાં આવે છે. તે રેફમાં પ્રાણાયામની ગતિ પ્રવેશ કરવાથી પ્રણવ હિરણ્ય ગર્ભિત થયો છે. એ હિરણ્ય ગર્ભિત ઓમકાર પ્રણવ શરીરમાં વ્યાપક રૂપે રહી દરેક તત્વને પોષણ આપે છે. તેને માયા વિશિષ્ટ બ્રહ્મ કહેલો હોઇ તે ઓમકાર પ્રકૃતિનું આદી ઘર હોવાથી અસંખ્ય લોકની ઉત્પત્તિ તેમાંથી જ થાય છે. તે ઓમકારને વેદોએ મોટામાં મોટો વિભુ તરીકે વર્ણવેલો છે. રેફ અને બિંદુ સિવાયના ઓમકારમાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એમાં ત્રણે લોકનો સમાવેશ થએલો છે. અને તેના ઉપર જે રેફ મુકી છે. તેને આદીમાયા કહી છે. અને તે ઉપર જે બિન્દુ મુકવામાં આવેલુ હોય તેને બ્રહ્મ સ્વરૂપ નક્કી કરી બતાવ્યુ છે. તેજ બ્રહ્મ વિશ્વભરમાં વ્યાપક રહેલુ છે.

**तेही रेफ ओरू बिंदु मकारन, मीलीतव राम रमेती ।**
**ॐ कारके शिरपर रमणीक, नही कोई विनु भवसेती ।। (११)**

જે સર્વ શરીરોના મૂળ કારણરૂપ ઓમકાર પ્રણવ હોઇ તેના ઉપર રેફ અને બિંદુને રકાર અને મકાર રૂપે હોવાથી તે રમેતી રામ ઓમકારના શીર ઉપર અતિ મનોહર સ્વરૂપે રહેલો હોઇ અતિ સુંદર શોભે છે. તેની બરાબરી કરી શકે તેવો ભવભરમાં કોઇ છે જ નહી.

**एही नाम निज राम रमंतु, भवते आद्य अनादु।**
**प्रणव विना कोउ तन नही दरशीत, जीनते सजीव सनादु ।। (१२)**

એ નામ નિજ રમેતી રામનું ભવ રચનાની આદ્યે અનાદીનુ હોઈ સર્વે ઘાટોમાં રમી રહ્યું છે. તે કારણને લઇ એક પણ શરીર પ્રણવ સિવાય દેખાતુ નથી તેજ ઓમકાર

પ્રણવથી પ્રત્યેક શરીરો સજીવન રહેલા હોવાથી તેજ પ્રણવથી સનાદુ એટલે અનંત પ્રકારના શબ્દોનો ઉચ્ચાર જેનાથી થાય છે.

**तेही सनातन रेफ बिंदु मील, राम नाम निज सोई ।**
**आद्य पुरुष प्रकृति के अंशु, बिंदु रेफ तन ओई ।। (१३)**

એ સનાતન રમેતી રામનુ ખરુ નામ રેફ અને બિંદુ બન્ને મળવાથી તેજ નામ વેદમાં નક્કી કરવામાં આવ્યું છે. તે રમેતી રામના શરીર રૂપે રેફ અને બિંદુ જણાય છે રેફ તે મહામાયાનો અંશ હોઇ, બિંદુ તે પુરુષ નિરંજનનો અંશ હોવાથી રમેતી રામના નામથી ઓળખાય છે.

**आद्य पुरुष सोहंकार सजीवन, समर शकत ॐ कारु ।**
**तीनके अंश रेप बिंदु शीर, जेही रकार मकारु ।। (१४)**

સમસ્ત શરીરોની ઉત્પત્તિનું મૂળ કારણ આદ્ય શક્તિ છે. આદ્ય શક્તિનું સ્થાન ૐ કારમાં આવેલુ હોય, તે શક્તિ ૐકારમાં હિરણ્ય ગર્ભિત મળીને રહેલી છે. અને નિજ કર્તાની સજીવન વૃતિ તેજ સોહંગ રૂપ હોય, તે સોહંગની ગતિનું જીવન ૐકાર ને મળવાથી, આદિ પુરુષ નિરંજન સજીવન થયા છે. તેમની સજીવન ગતિ શક્તિમાં ઉતરવાથી ચૈતનતા વાળી થયેલી છે. ત્યારે શક્તિથી રેફ અને પુરુષથી બિંદુ તેજ રકાર મકાર મળીને, ૐકારનાં શીર પર શોભી રહ્યા છે.

**ओर रकार मकार अंकमे, ते नही अंश कहाई ।**
**ॐ कार प्रणवके सीर पर, रेप बिंदु विन ताई ।। (१५)**

જે પુરુષ પ્રકૃતિનાં અંશ રકાર અને મકાર તે અક્ષર રૂપ નથી. તે તો અક્ષરોથી રહીત હોય, ૐકારનાં શીર ઉપર શોભી રહ્યા છે તે અક્ષરો સિવાયનું રકાર મકારનું અસલ સ્વરૂપ છે.

**आद्य शक्त के बिंदु सीतासम, नारायण ररंकारु ।**
**अेही सुध नाम रामके रमतल, जीनमे नही विकारू ।। (१६)**

આદ્ય શક્તિનો અંશ તે બિન્દુ હોઇ તે સીતા સમાન છે. અને જે રરંકાર તે નિરંજન પુરુષનો અંશ હોવાથી તે રકાર મકાર મળીને રમેતી રામનું પવિત્ર નામ થયેલુ છે. તેમાં કોઇ તત્વોનો વિકાર નથી.

**निर विकार नाम रामनके, नीगम करीत प्रतीपादु ।**
**अरे संत जन तेही न लहत तुम, जेही नीज नाम अगादु ।। (१७)**

અનિત્ય દેહનુ વિકારી રામ નામ રટવાથી કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી એટલા માટે જ વેદમાં નક્કી કરી જણાવેલુ નિર્વિકારી રમેતી રામ લક્ષનુ નામ પરમ કલ્યાણકારી અગાધ ગતિ કરવાવાળુ હોવા છતા હે સંત મહાપુરુષો તેને તમે કેમ ગ્રહણ કરતા નથી ?

**तुमतो विलग परे सरगुनमे, व्यालमीक थप जपमे ।**
**थपे देव सतवादी त्रीयनकु, पिता वचन गये तपमे ।। (१८)**

હે સંત સજ્જનો, તમે તો વાલ્મિક ઋષીના સ્થાપેલા દેહધારી રામ નામમાં વિશ્વાસ લાવી જપ કરવા વળગી પડયા છો; વાલ્મિકી ઋષીએ રામ સીતા અને લક્ષ્મણને સતવાદી દેવ ગણીને તેમની સ્થાપના કરી છે. છતા પિતાના વચનનુ પાલન કરવા રાજ સુખને ત્યાગી દઇ ત્રણેય સમોવડીયા સતવાદી વનમાં જઇ મહાન તપશ્ચર્યા કરી છે.

**वाल्मिक थप जप सगुनके, गुण अवतारन केही ।**
**साकार मुरत नाम नहि नितके, अंते अनीत सबेही ।। (१९)**

વાલ્મિક ઋષીએ ગુણના અવતારી સગુણ ઇશ્વરનું સ્થાપન કર્યુ તેનુ રામનામ હોય તે નામનો જાપ જગતના જનોને જપાવ્યો છે. તે રામનો દેહ સાકાર અને અનિત્ય હોવાથી અંતકાળ આવતા રૂપ અને નામનો નાશ થઇ ગયો છે.

**अनित्य नाम सोई अनित्य जक्तके, लेई लेई धरे सबेहु ।**
**जपत जपत कोउ मोक्ष न पावत, कर्ता नाम विन केहुं ।। (२०)**

આ અનિત્ય જગતમાં જેટલા દેહધારી ઇશ્વરો થયા છે. તેમના દેહ સર્વ અનિત્ય હોવાથી તેમને લગાડેલા નામ અંતકાળે અનિત્ય થઇ જશે. અનિત્ય દેહના નામ નાશવંત હોય તે નામનો જાપ જપવાથી નિજકર્તાના અખંડ નામ સિવાય કોઇનો મોક્ષ થયો નથી.

**रामकृष्ण तो नामही भवके, घरे घरे घरे सबेही ।**
**तिनु टेरे भव मुक्त भयनके, देखे कुन कबेही ।। (२१)**

રામ અને કૃષ્ણ તે નામ પણ દેહના જ પાડેલાં હોઇ તેવા નામ સંસારના સર્વ લોકો ઘેર ઘેર કોઇના પિતાના કે કોઇના પુત્રનું ધરાવી તે નામ દઇ બોલાવે છે. તે નામોનો ઉચ્ચાર કરતાં કરતાં આ ભવમાં કોઇ મોક્ષ પામ્યો હોય એવુ કયાંય અને કયારે પણ સાંભળવા કે જાણવા મળ્યું નથી.

**कहेशो ते नारण सुत नामे, अजामेल उघरेहु ।**
**अे तो सद्दगुरु मीले आगमसे, जबते हुत सुधरेहु ।। (२२)**

કોઇ પ્રતિવાદી પ્રશ્ન કરે કે અજામીલે તેના દેહના અંત વખતે પોતાના પુત્રનુ નારાયણ નામ હતું તે એક વાર નામ લેવાથી તેનો ઉદ્ધાર થઇ ગયો એ વાત ઘણી જ સમજ ફેર છે. તે અજામીલને પ્રથમથી જ સદ્દગુરુ મળેલા હોવાથી સદ્દગુરુના મંત્ર ઉપદેશના પ્રતાપે પાપથી મુક્ત થઇ સ્વર્ગ લોકને પ્રાપ્ત કરી શકયા હતા.

**सुत के नामे मोक्ष हवे तो, भवभर कोउ न पोकारे ।**
**घने पोकार पोकार मुये पण, सुते न कोउ कीनु तारे ।। (२३)**

જો પુત્રનું નામ જપવાથી મોક્ષ મળતો હોય, તો આ સંસારનાં લોકો પુત્રનાં નામનું સ્મરણ શા માટે ના કરે ? આ જગતમાં ઘણાં લોકો પુત્રનાં નામને યાદ કરતા કરતા મરી ગયા છતાં પુત્રએ કોઇ માતા પિતાને તાર્યા હોય, તેવુ જાણવા કે સાંભળવાં મળ્યું નથી.

**सुत नामे उद्धार हवे तो, गुरूकी कुन अधिकाई ।**
**माटे बाप गुरूसे उधरे, सुतकी टेक लगाई ।। (२४)**

જો પુત્રનું નામ લેવાથી માતાપિતાનો ઉદ્ધાર થતો હોય તો ગુરુની અધિકતા કે શ્રેષ્ઠપણુ કેવી રીતે લેખાય ? માટે હે બાપ ! અત્યાર સુધી જે જે કોઇનો ઉદ્ધાર થયો હોય તો ગુરુથીજ થયો છે. છતાં પુત્રનાં નામનો ફોગટ ટેકો આપીને લોકોને ભ્રાન્તીમાં નાંખ્યા છે.

**सुत नामे जो काज सरे तो, रघुकुळ राम भयेवु ।**
**तजे प्राण दशरथ सुत नामे, स्वर्ग लोक लग गये वु ।। (२५)**

જો પુત્રનુ નામ લેવાથી કલ્યાણ થતુ હોય તો રઘુવંશી રામચંદ્રજી દશરથ રાજાના પુત્ર હતા. જ્યારે દશરથ રાજાએ શરીર છોડયુ તે વખતે પોતાના દીકરા રામચંદ્રજીનું નામ લેતા લેતા પ્રાણ છોડયો હતો છતાં તેમને મોક્ષ નહી મળતા સ્વર્ગ લોક સુધી પહોંચ્યા છે.

**जीनकु तुम ईश्वर करी मानत, तेही दशरथ के जाये ।**
**करी करी मुये पोकार नाम सुत, परम मोक्ष नहि पाये ।। (२६)**

હે જગતના જનો તમે જેને ઇશ્વર કરી માનો છો તે રામચંદ્રજી દશરથ રાજાના પુત્ર હતા અને તે દશરથ રાજા રામના નામનો પોકાર કરતા કરતા મરી ગયા પરંતુ તે પરમ મોક્ષ પામ્યા નથી.

**सुतके सुत अवतार ईशके, उभे लगत लगताई ।**
**तोही तिनके निज काज सरे नही, ओरकी कुन चलाई ।। (२७)**

શ્રી રામચંદ્રજી દશરથ રાજાનાં પુત્ર હતા અને બીજી બાજુ ઇશ્વરનો અવતાર ગણાય છે. દશરથ રાજાને એ બન્ને પ્રકારનો સંબંધ લાગતો હોવા છતાં તેમનુ પરમ કલ્યાણ થયુ નથી તો બીજાઓની ગણત્રી તો કોણ માત્ર છે ?

**धर्मराय निज धर्म धुरंधर, गये हेमाळे जबही।**
**गळे नहि तो गये सरगसु, कृष्ण कह्यु नहि कबही ।। (२८)**

યુધિષ્ઠિર ધર્મરાજા પોતે ધર્મના ધોરંધર હોઇ હિમાલયમાં હાડ ગાળવા માટે ગયા હતા તેઓ હિમાલયમાં ગળી ગયા નહી ત્યારે સિધા સ્વર્ગે ગયાકેશું ? તે વાતનો ખુલાસો કૃષ્ણ ચંદ્ર એ કર્યો હોય તેવુ જાણવા કે સાંભળવા મળતુ નથી.

**जगके नाम सहित सुतनके, भजे न भव जल तरही ।**
**पते लगे नही परम पतिनके, तेही सब नाम अपरही ।। (२९)**

જગત સહિત વિશ્વભરના સર્વ લોકો પોતાના પુત્રનુ નામ જપે તો પણ ભવ સાગર તરી શકાતો નથી. જે પુત્રના નામનો જાપ પરમપતિ સકર્તાને પહોંચતો નથી. તે નામ નિજ કર્તા સિવાયના બીજા અનિત્ય દેહોના હોવાથી નાશ પામવા વાળા છે.

**अपर अपर के नाम अहीनके, सृष्ट सकल शिर परके ।**
**लागी शके क्यौ निज कर्ताकु, अनीत पदारथ सरके ।। (३०)**

જગત ભરના સઘળાં શરીરોના શિર ઉપર નામ લગાડવામાં આવ્યા છે. તે અહિંના ને અહીના અનિત્ય પદાર્થોના હોઇ તે સાધ્ય કરેલા હોવા છતાં તેના નામના જાપ નિજ સકર્તા ધણીને પહોંચતા નથી.

**माटे निजपति नाम अखंडित, खोज करो सब संतु ।**
**सदा सदोदित सहित विशेषण, जेही सकलके अंतु ।। (३१)**

એટલા જ માટે હે સંત સજ્જનો આપણા સર્વ અંશોના નિજપતિ અખંડ અને અવિનાશી હોઇ તેમને જ્ઞાન દષ્ટિએ ન્યાય સહિત ખોજ કરો, જે સમસ્ત લોકના અંતે સદા સદોદિત પંચ વિશેષણ ને ધારણ કરવાવાળા હોવાથી નામ અને નામી કાયમ છે.

**जबते जेतने भर नामनके, निरणीत कीये निरूपा ।**
**निज अनुभव जीनु हुसे उरनके, तिनकु जान जनुपा ।। (३२)**

ભવભરમાં જેટલા ઇષ્ટોના નામ હતા તેનુ નિરૂપણ કરીને નિર્ણય કરી બતાવ્યો પરંતુ જેને પોતાના હૃદયમાં નિજ સ્વરૂપનો અનુભવ હશે તેજ આ સત્ય જાણને જાણી શકશે.

**तेही जाण जनवावन जनकु, करी करूणाय सहेती ।**

**अहो संततुम प्राण समो मुज, अति वदत्रव उर सेती ।। (३३)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે સર્વ અધિકારી જનો ને હેત પૂર્વક નિજ કર્તા પદની અલૌક્કિ જાણ કરૂણા કરીને જણાવુ છું હે સંત પુરુષો ! તમે મારા પ્રાણ સમાન હોવાથી હૃદયની લાગણી પૂર્વકના અનંત વચનો ઉચ્ચારીને નિજપતિ પદ ઓળખાવવા અતિ પ્રેમ સહિત વર્ણન કરીને કહું છું.

**आदि नाम तुम भुल गये ते, तेही कारण हम आये ।**

**जेही राम घटघट रमयंतु, नरणीत लक्ष लखाये ।। (३४)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સંત સજ્જનો !જે જગતની આદ્યનુ અસલ નામ હતુ તે તમે ભુલી જવાથી તે જણાવવાના કારણને લઇ મારે આ જગતમાં આવવુ પડયુ છે. જે રમેતીરામ ઘટોઘટમાં રમી રહેલો હોઇ તે લક્ષની જાણ તમને નિર્ણય કરીને જણાવી છે.

**सनकादिक नव योगी आद्य ल्यौ, जेही निज नाम जपेहु ।**

**अबलग जीनकी उम्मर अखंडित, तनके बाळ तपेहु ।। (३५)**

સનકાદિકોની આદ્ય લઇ નવ યોગેશ્વરો સત્ય રમેતીરામનો જાપ અતિ ઉજાગ્રત પણે જપી રહ્યા છે. જેના પ્રતાપથી તેમના શરીર રચનાના તત્વો ઓગળીને ગળી જવાથી તેજસ્વી બાળ સ્વરૂપ થઇને ઉગ્ર તપસ્યા કરી રહ્યા છે. અત્યાર સુધી તેમની ઉમર અખંડિત રહેલી હોવાથી એક સરખી સ્થિતિમાં સહેજા સહેજ દશા ભોગવી રહ્યા છે.

**जीनु द्रढ धज वैराग विमळ यश, अरूढ योग अनुरागी ।**

**तिनकी परमपरा के आपण, भवभर–सकल वैरागी ।। (३६)**

જે સનકાદિકોનો દ્રઢ વૈરાગ્ય, રૂપી ધર્મ ધ્વજ ફરકી રહેલો હોવાથી તેમના વિમલ યશ જાહેર જગત ભરમાં ગવાય છે. તે અષ્ટાન્ગ યોગના આરૂઢ અનુરાગી હોય યોગની અંતિમ સીમામાં સ્થિર થઇને અહોનીશ મુક્ત દશાનો આનંદ ભોગવે છે તે સનકાદિકો જગતની આદ્ય મહા સુભટ ધર્મ ધુરંધર હોય અલખના નામનો પ્રથમ તેમણે ભેખ ધારણ કરેલો છે. તેમની પરંપરાના ભવભરમાં ભેખ ધારી ચાર સંપ્રદાયની આદ્ય લઇ છ દર્શન અને બાર પંથના ત્યાગી આપણ સર્વ તેમના વંશના છીએ.

**तेही लक्षतो तुम छोड सकलको, विलमे सगुण ईतनमे ।**
**अवतारादिक के आवरणमे, मोही रहे तान गीतनमे ।। (३७)**

જે આદ્ય સનકાદિકો ઘટોઘટમાં રમી રહેલા રમેતીરામ નામનો જાપ જપે છે તે કલ્યાણકારી નિજ નામને છોડી દઇ હે મતપંથના સંત જનો ! તમે અનિત્ય દેહધારી ઇષ્ટોના નામને ગ્રહણ કરી તેમાંજ વિરામ પામ્યા છો. જે અવતારાદિક પુરુષો થયા તે મૂળ કલ્યાણના માર્ગમાં અંતરાય કરવાવાળા હોવા છતાં તેમના ગીત ગાવાના તાનમાં મોહિત થઇ ને વશ પડયા છો.

**तान गीतनमे मोही रहेतो, सनकादिक क्यौ छटके ।**
**पितुके राज अवन धर तजके, क्यौ आरणवन भटके ।। (३८)**

જે ગીત ગાવાના તાનથી ભરેલી મનને મોહિત કરી રાખે એવી ભક્તિ કરવાથી આત્મ કલ્યાણ થતુ હોય તો બ્રહ્માજીના પુત્રો, સનકાદિકો દેવ વિભૂતિના સુખોને ત્યાગી શા માટે વૈરાગી થયા ? અને ઋષભ દેવ પૃથ્વી પતિ રાજા હોવા છતાં તેમના નવ પુત્રો યોગેશ્વરના નામથી ઓળખાય છે. તે ચક્રવર્તિ રાજ્યનો ત્યાગ કરી કયા પદની પ્રાપ્તિ અર્થે વનમાં જઇને વિચરી રહ્યા છે.

**जेही निज नाम आद्य उर धरके, सनकादिक भव त्यागे ।**
**तेही नाम तुम विसर परीनके, करतव ऩाम क्यौ पागे ।। (३९)**

જે જગતની આદ્યનું રમેતી રામનું સાચુ નામ સનકાદિકોએ હૃદયમાં ધારણ કરી આત્માકલ્યાણ કરવા માટે ભવભર નો ત્યાગ કર્યો છે. હે સંત આચાર્યો ! તે મૂળ નામને તમે ભૂલી જઇ બનાવટી નામમાં વિશ્વાસ લાવી પ્રિતિ પૂર્વક તમો વળગી પડયા છો.

**करतव नाम ते भवभर तनके, ओरू अवतार समेतु ।**
**अेतनेमे निज लक्ष नाम नही, जीने होय कर्ता सहेतु ।। (४०)**

ભવભરના સર્વ શરીરોના નામ બનાવટી હોય, અવતારી પુરુષોએ ધારણ કરેલા નામ પણ દેહનાજ છે. તે સર્વ નામોમાં અંશને પોતાના સ્વરૂપે થવાનુ નિજ લક્ષનું નામ નહી હોવાથી સકર્તા ધણી સાથે હેત ધારણ કરી શકાતુ નથી.

**कर्ता सहेत करनके नामु, जेही आपने शिरहोई ।**
**सृष्टि रची जबते अबलग लयौं, जानत नही कीनुकोई ।। (४१)**

જે નામનુ સ્મરણ કરવાથી આપણા સર્વ અંશોના શિર ઉપર સકર્તા સ્વામિ રહેલા છે. તેમની સાથે શુદ્ધ હેત ધારણ કરી શકાય તેજ સર્વોપરી સાચુ નામ છે. સૃષ્ટિ રચાય ત્યારથી એ નિર્વાણ, નિર્વિકારી, અને નિર્મળ નામને કોઇ જાણી શકયા નથી.

**जानत नही क्यौ तेही भवभरमे, तिनके कहुं कारणही ।**
**जीने भुलाये जग धरके जन, अनहुत करी पारणही ।। (४२)**

વિશ્વભરના લોકો નિજકર્તાના નામને કયા કારણથી નથી જાણતા ? તે ભૂલ કઈ રીતે પડી છે ? તેનો ખુલાસો કરીને જણાવું છુ, જગત રચનાની આદ્યથી આચાર્ય જનોએ નાશવંત દેહધારી અવતારાદિકને ઇષ્ટ સ્થાપી, તેમની જીવનકથાનું પારાયણ કરી અનિત્યના નામ દ્રઢ કરાવ્યા છે.

**तेही अनहुत पारण करनारन, विप्र वेत भवभरके ।**
**निज नामनको लोप धरीने, लगवे सब अर अरके ।। (४३)**

આ ભવમાં થઇ ગયેલા અનિત્ય દેહધારી ઇષ્ટોના નામના પારાયણ કરી કરમ ધરમના જાણકાર વિપ્રોએ નિજ કલ્યાણના માર્ગથી જીવને વિમુખ રાખ્યા છે. તે અનાદી સકર્તાના નામનો લોપ કરી જગતના સર્વ જનોને બીજા ત્રીજા વિજાતિ ઇષ્ટોના નામનુ રટણ કરવામાં લગાડી દીધા છે.

**अर अरके अवतार उपलके, अेकताये निज नामु ।**
**संत सज्जनकु जाण परे नही, अेही विधि रसण रसामु ।। (४४)**

અર અર કે એટલે નિજકર્તા સિવાયના બીજા ઉપલક ઇશ્વરોના શીર ઉપર આચાર્યજનોએ નિજપતિનુ નામ ધારણ કરાવ્યુ અને યુક્તિ પૂર્વક અતિ રસિક ઉપમાઓ આપીને ઓપ ચઢાવ્યો તેને સંત સજ્જનો જાણી શકયા નહી.

**तबते सुज परे नही भवकु, गुरु परम विन बुजे ।**
**जुट्ठे पारस लोह लगवावे, अंधेकु क्यौ सुजे ।। (४५)**

સર્વજ્ઞ પરમગુરુના લક્ષની જાણ વિના જગતના સર્વજનોને જે કાંઇ સુઝ પડેલી છે. તે અનિત્ય દેહધારી ઇષ્ટોની હોય તેનાથી આત્મ કલ્યાણ થશે નહી જેવી રીતે અંધ માણસને બનાવટી પારસ આપીને જણાવે કે લોખંડની સાથે સ્પર્શ કરવાથી સોનુ બની જશે પરંતુ તે પારસ સાચો છે કે જુઠો ? તેમજ સ્પર્શ કરવાથી સોનુ થયુ છે કે નહી ? તે માણસ અંધ હોવાથી કંઇ પણ જાણી શકતો નથી.

**पलटे धात परख नहि कीनकु, सोव्रण हुये लोहा ।**
**जुट्ठे नामे जग भरमा ये, अंधकी मत नहि जोहा ।। (४६)**

જેમ અંધ માણસ બનાવટી પારસથી ધાતુનુ સોનુ થયુ છે કે નહી તે જોઇ શકતો નથી તેવીજ રીતે અંતર દષ્ટિના આંધળા અનિત્ય નામ જપવાથી પાપ રહિત થયા છીયે કે નહી તે પરખવાની બુદ્ધિ નહી હોવાથી જોયા વિના કઇ રીતે નિર્ણય કરી શકે ?

**अंधे अंध सकल उलजे ईत, खोली नैंन नही देखे;**

**जनम अंध ज्यौ ते मरी जायन, सुरके तेज न पेखे ।। (४७)**

જગતના જીવ આંધળા અને તેમના માર્ગદર્શી આચાર્ય જનો પણ આંધળા હોવાથી અહીના અહી ભવમાં અથડાય છે. પરંતુ અંતર દષ્ટિ ખોલી ને જે કંઇ જોવા જેવુ છે, તે જોઇ શકયા નથી, જેવી રીતે જન્મનો અંધ માણસ સૂર્યનું અપાર તેજ હોવા છતાં જોઇ શકતો નથી એવી રીતે આચાર્યોની હકીકત જાણવી.

**यों जग जहांन नाम निज सुरके, नरणित नही निदानु ।**

**क्यौं करे नैंन विनु नरणीत निज, सद्दगुरुके विन ज्ञानु ।। (४८)**

જે નિજ સકર્તા પતિનું અલૌકિક પરમ પવિત્ર નામ સમસ્ત જગતમા સૂર્ય સમાન અપાર અનુભવનો પ્રકાશ કરાવવાવાળુ છે. છતાં અંતર ચક્ષુની નિજ જાણ સિવાયના આચાર્યો અને જગતના જનો કેવી રીતે જોઇને નિર્ણય કરી શકે ? કારણ કે તેમની સર્વ જાણ ઉપલક દષ્ટિ ની હોય, સદગુરુ લક્ષના જ્ઞાન સિવાયની છે.

**निज गुरु सो निज नाम लखाईत, भवके नाम विनाई ।**

**जेही सक्रत के शिर लागतके, ओरके नही सहाई ।। (४९)**

સર્વ અંશોના શિર સર્વજ્ઞ પરમગુરુ કલ્યાણ દાતા હોવાથી નિજનામનો લક્ષ લખાવી શકે છે તેજ નામ સકર્તા ધાણીના શિર ઉપર લાગતુ હોય, બીજા ભવભરના સર્વ નામ ત્યાં ઘટી શકતા નથી. એવા નિજપતિ સિવાયના નામ જીવોને ભવ સંકટમાંથી છુટવા માટેની સહાય કરી શકતા નથી.

**अहो संत तेही आद्य नामकु, जो तुम लहो लहावु ।**

**हमके विना कोउ भव भरमे, कहनहार नही कहावु ।। (५०)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે સંત સજ્જનો! જે નિજનામ આદ્ય સકર્તા ધણીનું હોવાથી તે જાણવાની તમને અંતરજીજ્ઞાસા હોયતો હું જણાવી શકું તેમ છું. મારા સિવાય આ ભવભરમાં જાણાવી શકે તેવો બીજો કોઇ જ નથી.

**अेही छेवट की छेवट कही तुम, पतियावो तो पतही ।**
**नहितरतो मेरी गम मुजमे, रहहीत गोप गुपतही ।। (५१)**

પરમકૃપાનિધિ કહે છે કે, હે સંત સજ્જનો ! છેલ્લામાં છેલ્લી કૈવલપદની અગમ્ય જાણ જણાવી છે. જો તમને વિશ્વાસ આવે તો તમારુ પરમ કલ્યાણ થશે અને તમને જો વિશ્વાસના આવે તો મારી નિજપદની જાણ મારામાં ગુપ્તપણે રહેશે.

**अे तो कही तुमकु समजावन, करी मोई शिरके मोरू ।**
**अब नही समज शके तो तुमकु, छेल्ली मोई जहोरू ।। (५२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, સર્વની મોખરે રહેલુ નિજસકર્તા ધણીનું પદ મારા શિર ઉપર ધારણ કરેલુ હોવાથી હે સંત સજ્જનો ! તમને આગ્રહપૂર્વક સમજાવવા વારંવાર કહું છું. હવે થી તમે નહી સમજી શકો તો મારા છેલ્લા તમને જુહાર છે.

**छेल्ली जुहार करी हम तुमसे, हारीत वचन उच्चारे ।**
**हमतो हेतु हुते निज घरके, जुओ मोई वचन विचारे ।। (५३)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે સિર્ગુણના સંતો ! તમને છેલ્લા જુહાર કરીને હું હારી ગયો છતાં તમારા કલ્યાણ અર્થે ફરીથી વચનો ઉચ્ચારીને તમને જણાવવાનો આગ્રહ કરીને કહું છું મારો હેતુ તમને નિજ ઘેર લઇ જવાનો હતો. તે મારા વચનો વિચારીને જોશો તો તમને સમજાશે.

**आ भवमे कुन कहनहारके, अेही विधके अनुभवही ।**
**आद्य अंत मध्यके मही तुमने, देखे कुन कवि चवही ।। (५४)**

પરમકૃપાનિધિ કહે છે કે, સર્વોપરી નિજ સકર્તાપદનો અનુભવ આ ભવભરમાં અમારા સિવાય આવી રીતે બીજો કોણ કહી શકે તેમ છે ? સૃષ્ટિ રચનાની આદ્યથી લઇ મધ્ય અને અંત સુધીમાં તેવો જાણકાર કવિ કોણ છે ? તમે જોયો હોય તો કહી બતાવો.

**देव लोक पाताळ सरग लग, मरतलोक सहितमही ।**

**अेही अनुभवके तुल्य सबनकी, कोईकी कछुन गमही ।। (५५)**

દેવલોક પાતાળ અને મૃત્યુલોક સહિત સ્વર્ગ સુધી નિજ સકર્તાપદને પ્રાપ્ત કરવાના અનુભવનો તોલ કરવાની કોઇને પણ ગમગતિ નથી.

**हजरत हाल जुवो मोई गतियां, अनुभव उरध गतिसे ।**

**देखो जो उर निज नैंननसे, रत होय परम पतिसे ।। (५६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, નિજધણીને હાલહજુર પ્રત્યક્ષ જાણવા હોય એવા અધિકારી જને ઉર્ધ્વગતિનો અનુભવ કરવા, અમારી ગુરુગમ ગતિને ગ્રહણ કરી જો તમારા અંતર હૃદયના જ્ઞાનચક્ષુથી જોશો તો તમને પરમપતિને મળવાની અતિ આરત ઉત્પન્ન થશે.

**जो तुमहो प्रतिवंत सगुनके, निजपति नहि उरलाई ।**

**तिनके सुनो नवेड करीनके, जनवु नैंन जगाई ।। (५७)**

હે જગતના જનો તમે સગુણ ઇષ્ટોની સાથે પતિવ્રત રાખી ને ઉપાસના કરશો તો નિજપતિને તમારા હૃદયમાં ધારણ કરી શકશો નહી, એટલા જ માટે પરમગુરુ કહે છે કે, અમારો સત્ય ઉપદેશ સાંભળશો તો સજાતિ વિજાતિનો નિવેડો કરી તમને અજ્ઞાનરૂપી નિંન્દ્રામાંથી જગાડી તમારા નિજ જ્ઞાન ચક્ષુ દ્વારા જાગાવીને સજાતિ સકર્તા પદનો નિર્ણય કરાવીશ.

**ज्यौं नरपतकी सुता कुवारीक, करीत व्याह विनु तनके ।**

**दृष्ट परे विन ओरू मरीयनके, कुन पतिवंत तेहुनके ।। (५८)**

જેમ કોઇ રાજાની દિકરી (રાજકુમારી)નો સંબંધ કોઇ રાજકુંવર સાથે કરેલો હોવા છતા તેના પ્રત્યક્ષ શરીર સિવાય ખાંડા સાથે લગ્ન કર્યુ છે. ત્યાર પછી તેનો પતિ મરી ગયો તો તેને જોયા વિના તે કોની સાથે પતિવ્રત ધર્મ પાળશે ?

**अेही परकारन सगुन पुरुषकु, तुम देखन कांहां पाई ।**
**देखे नही पण अमर होय तन, तिनु पतिवंत रहाई ।। (५९)**

એવી જ રીતે ઉપર જણાવ્યા પ્રમાણે તમને પૂછવામાં આવે કે એ સગુણ દેહધારી પુરૂષને તમે કયારે જોયા છે ? તેના ઉતરમાં તમે કહેશો કે, જોયા તો નથી પણ તેમના શરીર અમર હોવાથી તેમની સાથે પતિવ્રત ધર્મ પાળીએ છીએ.

**जो कहेशो निज कर्ता तुमेरे, तेही द्दष्टे कांहां परही ।**
**जो तिनके तन देखी परे तो, ईतसे चित तांहां धरही ।। (६०)**

સિર્ગુણના પ્રતિવાદી પ્રશ્ન કરે છે કે, અમારા સગુણ ઇષ્ટને અમે જોયા નથી ત્યારે તમારા સકર્તા ધણી પણ દ્રષ્ટિએ કયાં દેખાય છે ? જો તે દેખાતા હોય તો અમારા ઇષ્ટમાંથી ચિતને ઉઠાવી તમારા કર્તામાં લગાડીએ.

**सुनो तेहुनकी कहत तमनकु, जेही जम सुज परेहु ।**
**तो तुमेरे उर हवे हिसाबीक, देखीत चंत धरेहु ।। (६१)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે સિર્ગુણના પ્રતિવાદી ? તમે જે સકર્તા પતિને પ્રત્યક્ષ જોવાનો પ્રશ્ન પૂછયો તેનો ઉત્તર આપુ છુ, તે તમો સાંભળો જે નિજ સકર્તાની જેમ છે તેમ તમને શુદ્ધ સમજ પડે અને તમારા હૃદયમાં સાબિત થાય જેથી અંતરદષ્ટિએ નિહાળીને તમારા ચિતને તે લક્ષમાં લગાડશો.

**निज कर्ता तो न्याय सहितमे, न्याये दरस परेही ।**
**चाम चक्षु तन देख परनके, तेही नही अमर रहेही ।। (६२)**

તે નિજ સકર્તા પતિ ન્યાય સહિત રહેલા હોવાથી ન્યાયે કરીને નિજ દૃષ્ટિએ દેખાય છે. જે ચર્મ દૃષ્ટિથી દેખાતા હોય તે અમર રહી શકતા નથી.

**तिनके कहु दष्टांत धरन उर, निजमे लक्ष लहनके ।**
**तन छोडी तुम जात जदिपसे, जेही निज स्वरूप रहनके ।। (६३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ કૈવલપતિને કેવી રીતે પ્રત્યક્ષ જાણી શકાય તેનુ દૃષ્ટાંત આપીને સમજાવું છું તેને હૃદયમાં ધારણ કરી, તમારા નિજ સ્વરૂપના લક્ષને ગ્રહણ કરો, જયારે તમારું શરીર છોડીને જાવો છો ત્યારે તમારું નિજ સ્વરૂપ કાયમજ રહે છે.

**तेही तुमेरे तन दरशन लायक, चाम चक्षुसे कबही ।**
**तेही समके किरतार तमनके, दृष्ट परन नही तबही ।। (६४)**

ઉપર જણાવ્યા પ્રમાણે તમારૂ જે નિજ સ્વરૂપ ચર્મદૃષ્ટિએ કદાપિ જોઇ શકાય તેવુ નથી તેજ ન્યાયે જેવુ તમારૂ સ્વરૂપ છે તે સ્વરૂપના સજાતિ નિજકર્તા તેવાજ હોવાથી ચર્મદૃષ્ટિએ દેખી શકાય તેમ નથી.

**तुम तो अनित तुमेरे तन सम, निज कर्ता करी जानो ।**
**निज किरतार सजात तमनकी, जुवो तन अनित वहानो ।। (६५)**

હે સિર્ગુણ ઈષ્ટના ઉપાસકો ! તમારો દૃશ્ય અનિત્ય દેહ છે. એવા દેહધારી તમારા નિજકર્તા તમે માન્યા છે. તમારા નિજ ચૈતન સ્વરૂપના કર્તા તમારા સજાતિય હોય, તેમની સાથે અખંડ સંબંધ જોડી શકાય છે. તે સિવાય તમારા દેહધારી કર્તા અને જે શરીરમાં તમે રહેલા છો તે શરીર ઈષ્ટ સહિત વહી જવાવાળુ છે.

**अनित वहायनसे तन देखन, जुवो निज लक्ष विचारी ।**
**जेही स्वरूप तुमेरो अचळीत, चळीत चले नही लाहारी ।। (६६)**

જે ચર્મ દષ્ટિથી દેખાતુ અનિત્ય શરીર વહી જવાવાળુ છે. જેથી તમારા નિજ સ્વરૂપના લક્ષનો વિચાર કરીને જોશો તો જરૂરથી જાણાશે કે, તે તમારુ નિજ ચૈતન્ય સ્વરૂપ અચળ હોવાથી જયારે શરીર છુટી જાય ત્યારે તે ચલિત શરીરની સાથે વહી જતુ નથી.

**अचळीत सो अवधि तन तजतां, रहो जेही शुद्ध स्वरूपे ।**

**तेही स्वरूप मीलनके लायक, निज किरतार अनुपे ।। (६७)**

જે ચૈતન અંશનુ અચળ સ્વરૂપ જયારે અનિત્ય શરીરનો અંતકાળ આવે ત્યારે શરીરને છોડયા પછી જે શુદ્ધ નિજ સ્વરૂપ રહે છે તેજ અંશનું સત્ય સ્વરૂપ અનુપમ હોય નિજ સકર્તા સ્વામિ સાથે મેળાપ કરવા લાયક હોવાથી તેમની અખંડ એકતા કરી શકે છે.

**तुमकु कही सजात तमनकी, जो तुमही उर धरहुं ।**

**अेही विषके लक्ष समज परे नही, तो अब हम क्या करहु ।। (६८)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે ચૈતન્ય અંશો તમે જે સજાતિયના છો તે સજાતિય નિજ કર્તાને યથાર્થ જાણી તમારા અંતર હૃદયમાં ધારણ કરશો તો અંશ અંશીની એકતાનો અખંડ આનંદ અનુભવશો. આવી રીતે કૈવલ લક્ષની સમજ તમને ના પડે તો હવે પછી તમારા કલ્યાણના માટે હું શું કરી શકું?

**हमतो कही तुमरे कजकु, जानीत सजन सहेतु ।**

**जेही लक्ष भुल गये तुम घरसे, तेही करवावन वेतु ।। (६९)**

પરમકૃપાનિધિ કહે છે કે હે જગતના જીજ્ઞાસુજનો ! તમારા પરમ કલ્યાણ અર્થે તમને સજ્જન જાણીને હેતપૂર્વક નિજલક્ષ જણાવુ છું. જે નિજઘરનો લક્ષ જગત રચનાની આદ્યથી તમે ભૂલી ગયા છો તે નિજકર્તાની અલૌકિક ગતિ જણાવીને તમોને જાણકાર કરીશ.

**वेत करावन स्वरूप छेक के, नही मोइ पक्ष न पाती ।**

**इनमे पक्षपात कांहां पसरित, जनवीत कर्ता सजाति ।। (७०)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે અંશો ! સર્વ તત્વોના અંતે તમારુ છેક છેવટનુ નિજ સ્વરૂપ છે તે સ્વરૂપના અનુભવ લક્ષને જાણાવીને નિજના જાણકાર કરવા માટે મારો ઉપદેશ છે. તેમાં મે કોઈ જાતનો પક્ષપાત રાખ્યો નથી. પક્ષપાત થાયજ કેવી રીતે? જે સર્વ અંશોના સજાતિય કર્તાને જાણાવી નિર્ણય કરવાનો છે ત્યાં વિજાતીય ક્તજ નથી.

**कर्ता सजात अनित तनु विनके, तेही तुम दीये लखाइ ।**
**अनित नित उभयन के तनकी, सबविधि समज पखाइ ।। (७१)**

સમસ્ત સૃષ્ટિના રચનાર સર્વે અંશોનો ઉદય કરનાર નિજ સકર્તા સ્વામિનું અવિગત સ્વરૂપ અનિત્ય તત્વોના દેહ સિવાયનુ અખંડિત અને અવિનાશી છે. અને અનિત્ય તત્વોનો જે દેહ છે. તે નાશવંત હોવાથી કાયમ રહી શકતો નથી. નિત્ય-અનિત્ય અને વિનાશી-અવિનાશી એ બન્ને પ્રકારના લક્ષપક્ષની હકીકત જેમ છે તેમ સંશય રહીત સત્ય સમજાણ તમને જાણાવી છે.

**अबकी भुल कहु भुलवनकी, तुमको जीने भुलाये ।**
**भोळ भवाये भुल गये सब, कपट तुम नही पाये ।। (७२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે નિજકર્તાના અંશો ! અત્યાર સુધી તમારા નિજસ્વરૂપને ભુલ્યા છો તે ભૂલાવનાર કોણ છે? તે તમને જાણાવું છું જે મતપંથના સર્વે આચાર્યોએ નિજકર્તાનું નામ અવતારી ઈશ્વરોના શિર ઉપર ધારણ કરાવીને તે જગતકર્તા છે, એવુ મનાવવા માટે આચાર્યો ભવૈયા બનીને નકલી કર્તાનો વેશ જગતમાં ભજવી બતાવ્યો, ત્યારથી ભવભરના લોકો બનાવટી ઈશ્વરોને નિજકર્તા જાણી ભજવા લાગ્યા છે આચાર્યોની કપટ જાળને જગતના જનો જાણી શકયા નથી. તે ભૂલને કારણે હું કોણ ? અને મારો કર્તા કોણ ? એ જ્ઞાન વિસારે પડયું.

**संत विप्रकु वेर अनादिक, तिनके करी विसवासु ।**
**तुम तो रहे भरोसे भरमीत, ठगे तमनकु तासु ।। (७३)**

હે જગતના જનો સંત અને વિપ્રજનોને સૃષ્ટિની આદ્યથી વેર ચાલતુ આવ્યુ છે. તેજ વિપ્રોના ઉપદેશનો તમે વિશ્વાસ કર્યો અને તમો તેમના ભરોસે રહ્યા ત્યારથીજ અસલ જાપ છોડાવી તમને ઠગી લીધા છે, એવી રીતે કે નકલીને સાચુ મનાવી તમને ભરમાવી કર્મ ધર્મના માર્ગે ચઢાવી દીધા છે.

**तेही ठगयनकी जान जणावु, सुज परे तुम केहु ।**
**प्रणव जाप उपले रामनकु, भुलवाये निज तेहु ।। (७४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે જગતના જનો ! એ વિપ્ર લોકોએ તમોને કેવી રીતે ઠગ્યા છે ? તેની શુદ્ધ સમજ પડે એવો ખુલાસો કરીને તમને કહી બતાવુ છું કે જે ઓમકાર પ્રણવમાં રકાર અને મકાર મળીને શુદ્ધ રમેતીરામ નકકી કરવામાં આવેલુ છે તે ઘટોઘટમાં રમી રહેલો હોય તે અસલની ઉપમા રામચંદ્રજીના દશ્ય દેહમાં ધરાવીને નિજ જાપ છોડાવી નકલીમાં વળગાડી તમને ભુલાવી દીધા છે.

**वेरी होय ते वेर करनकु, लाग लगे क्यौ भुले ।**
**ज्यौं कोइ बडे पुरुषके घातीक, गुप्त हने तेही तोले ।। (७५)**

જેમ કોઈ પુરૂષને એકબીજા સાથે વેર હોવાથી જયારે તેને લાગ મળે ત્યારે બદલો લેવાનું ભુલતો નથી તેજ પ્રકારે કોઈ મોટા પુરૂષની તુલ્ય થવા માટે મોટાનો શત્રુ જે બનેલો હોય તે તેનો લાગ મળતા ગુપ્ત રીતે તેનો નાશ કરે છે.

**त्यौं आंहां बडे संत सबनते, जीनके सेवक सबेही ।**
**राजा परजा सहित सकलको, गुरु करी मानत तेही ।। (७६)**

સૃષ્ટિ રચનાની આદ્યથી આ જગતમાં સંતપદવી સર્વશ્રેષ્ઠ ગણાય છે. કારણકે સનકાદિકોથી ચાલતી આવેલી છે. અને વિપ્રપ્રજાનો વંશ મનુથી ચાલતો આવેલો છે. સનકાદિકો અને મનુ બધાયે ભાઈ ખરાપણ, બ્રહ્માના પાટવીપુત્ર સનકાદિકો છે અને તે સનકાદિકોનો વંશ સંત મહાપુરૂષો છે. અને મનુનો વંશ બ્રાહ્મણો છે, છતાં આ બન્ને

કુટુંબો અરસપરસ એકબીજાને વેરની દષ્ટિથી જુએ છે. હવે તે પૈકી સંતપુરુષોના સેવકમતમાં રાજાપ્રજા તમામજનોએ ગુરુ કરેલા હોવાથી પંથનો વધારો મોટા પ્રમાણમાં દેખાય છે. તે સંતોને જગતગુરુ તરીકે માને છે. તે માન વિશેષ પ્રમાણમાં વૃદ્ધિ પામેલુ જોઈને વિપ્રજનોથી સહન થયુ નહી તેથી વિપ્રજનો સંતોને વેરની દ્રષ્ટિએ જુએ છે.

**प्रगट वेर नही करीतव जबसे, जाहेर जाण परनके ।**
**लीये छीनाइ राम अमर अज, लगवे तंत मरनके ।। (७७)**

વિપ્રજનોને સંતો સાથે અદેખાઈ હોવા છતાં જગતના ભયથી વેરનો બદલો જાહેર લઈ શકયા નથી. પરંતુ ગુપ્તપણે અજન્મા રમેતી રામનો અમરમંત્ર છીનવી લઈને જન્મેલા અનિત્ય દેહધારી દશરથના પુત્ર રામચંદ્રના શરીર ઉપર લગાડી દીધો છે.

**जेही नरपत गुणके अवतारन, तेही विप्रन जीजमानु ।**
**तिनकु थपे इश करी अनहुत, अमथे अमथ विद्वानु ।। (७८)**

ગુણોના દેવોએ દશરથ રાજાને ત્યાં રામ અવતાર ધારણ કર્યો એવીજ રીતે કૃષ્ણનો જે અવતાર ગુણોનોજ હોય તે બ્રાહ્મણોના યજમાનો હતા. છતાં વિપ્રજનોએ યુકિત કરીને વિદ્વતાના પ્રભાવથી તેમનુ યજમાન નામ મટાડી તેમને જગતના ઈશ્વર તરીકે સ્થાપ્યા તેમનામાં નવુ સર્જવાની કે મટાડવાની ગતિ હતીજ નહી તો પણ અઘટિત શકિતઓ ઘટાવીને અમસ્તે અમસ્તા વખાણ કરીને તેમના નામનો મહિમા જગતમાં જયાં ને ત્યાં વધારી દીધો છે.

**परपंचे भंभेर करीनके, परचा परच जनाइ ।**
**तिनमे किंचित करीन कोउने, कही सब जुगत बनाइ ।। (७९)**

વિપ્રજન આચાર્યોએ તેમના સ્થાપેલા ઈષ્ટ જે રામ અને કૃષ્ણ તેમના પરચાની ઘણા પ્રકારે વાતો કરીને જગતને ભંભેરી નાંખ્યું છે. તે જણાવેલા ઈષ્ટોએ કિંચિંત માત્ર નવીન કંઈ કર્યુ નથી છતાં પ્રપંચથી ભરેલી યુકિતઓ કરીને જુઠાને સાચુ મનાવી દીધુ છે.

**करे कहु अनहुतकी हुत नही, जेही तन जीव कोटीनके ।**
**तिनसे नवीन बने नही बाबज, निजकर्ता क्रत विनके ।। (८०)**

ગુણના અવતારી ઈશ્વરોમાં કંઈપણ ઉત્પન્ન કરવાની ગતિ નહી હોવા છતાં નહી હતુ તે કરી શકે છે. એવી ઉપમાઓ આપીને આચાર્યોએ તેમનુ મહત્વ વધારી દીધુ છે. પરંતુ જીવગતિના શરીરો જેવુજ તેમનુ શરીર હોય, કર્તાના કરેલા ક્રતમાં નવીન પદાર્થ કંઈપણ ઉત્પન્ન કરી શકયા નથી. જે કંઈ બનેલુ છે તે નિજકર્તાથીજ બનેલુ હોવાથી કર્તા સિવાય કોઈનાથી કંઈપણ બની શકે તેમ નથી.

**गोवरधन नही लिये करनपर, सुरपति नहि न कोपे ।**
**नंद घेर नव लख नही धेनु, उपमै करी आरोपे ।। (८१)**

કહેવાય છે કે, શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત તર્જની ઉપર ધારણ કર્યો હતો. એ વાત સદંતર મન કલ્પિત છે. વળી સુરપતિ ઈન્દ્ર કોપ્યો નથી. નંદરાજાને ઘેર નવ લાખ ગાયો પણ ન હતી એ તો માત્ર ખોટી રીતે જુઠી ઉપમાઓ આપી વર્ણન કર્યુ હોય તે બધી વાત બનાવટી છે.

**उपमैकी नहि परीत हमनकु, पण कयौ वृथा उचरेहु ।**
**नारायण सम कहत व्यास तुंम, जीमे अेही जुठ्ठ भरेहुं ।। (८२)**

તમે આ બધી જે ઉપમા આપી, તેની સાથે મારે લેશમાત્ર નિસ્બત નથી પણ આવી રીતે ખોટું બોલવાનું શું પ્રયોજન હતું? તમે વ્યાસજીને જયોતિ નારાયણની સાથે સરખાવો છો? એ વ્યાસજીમાં તો નખથી શિખા સુધી જુઠ ભરેલુ છે. તેઓ શરમ ભરેલુ અનહુત જેમ તેમ સ્વતંત્ર બુધ્ધિએ કઈપણ આડ અટક વિના, જગતકર્તાનો ડર રાખ્યા સિવાય બોલેલાં છે. પૃથ્વીની સાથે ચોટેલુ એક ઢેફુ કૃષ્ણ જેવાએ ઊંચું કર્યુ. તેમાં તો વ્યાસજી જેવાં આશ્ચર્યચકિત થઈ ગયાં. અને કૃષ્ણનાં હદ ઉપરાંત ગુણગાન ગાયાં; આ બધીએ બનાવટ હોય,ખોટી ઉપમાઓ આપેલી છે કયાં જયોતિ નારાયણ અને કયાં વ્યાસજી ? વ્યાસજીએ નિજકર્તા કૈવલને ઓળખ્યા નથી તેનું જ આ પરિણામ છે.

**जुठे जुठ जगत सुनवाइत, अंधे अंध परमकु ।**

**जागते कोउ नहि जुगधरमे, तो कुन लहे मरमकु ।। (८३)**

જગત રચનાની આદ્યથી લઈ ચાલતી આવેલી વિપ્ર આચાર્યોની પરંપરાથી તે અંતર દૃષ્ટિનાં અંધે અંધ આચાર્યોએ જુઠે જુઠી વાતો જગતનાં જનોને સંભળાવી છે. અજ્ઞાન રૂપી અંધકારમાં સર્વ જીવોને અટવાવી દીધાં હોવાથી ભવભરમાં સતગુરૂ લક્ષ દ્વારા કોઈ જાગ્રત થયોજ નથી તો "હું કોણ ? અને મારા કર્તા કોણ ?" એ લક્ષનાં મર્મને કોણ જાણી શકે ?

**कोइ कहे सुइके अग्रनके मांही, गज गवने लख एकु ।**

**हैयाफुट नैंनन अंधनमे, कुन ना कहेन कहेकु ।। (८४)**

કોઈ જન કહે કે, સોયનાં અગ્ર વચ્ચે એક લાખ હાથી નીકળી ગયાં ત્યાં હૈયાનાં ફુટયાં અને આંખના આંધળા હોવાથી કોઈ કહી શકે તેમ છે કે? આવુ કદાપી બની શકે નહિ.

**त्यौ आ जगके जीव अंध सब, उपली मांही सहीतके ।**

**हा हा करीत व्यास उचरनकी, कुन ना कही शकीतके ।। (८५)**

આ જગતભરનાં મનુષ્ય શરીરધારી સર્વ જીવો બહાર જોવાનાં ચક્ષુ અને અંતરમાં વિચાર કરવાનાં ચક્ષુ ગુમાવી બેઠેલા હોવાથી બંને પ્રકારે અંધ થયેલા છે. તે કારણને લઈ વ્યાસમુનિનાં અઘટિત વચનોનાં ઉચ્ચાર સાંભળીને હાયે હા કરે છે. તે અંતર અને બાહ્ય દૃષ્ટિના અંધ હોવાથી આ વાત જુઠી છે એમ કોણ કહી શકે?

**तबते जेतने भर अवतारन, तेही गुण पठवायलके ।**

**तबके मोइ अनुभवके आगळ, परीत सकल सब हलके ।। (८६)**

જેટલાં જગતમાં ઈશ્વરના અવતારો થયાં છે તે સર્વને ગુણોનાં દેવ વિષ્ણુએ અહી મોકલેલાં છે. પરંતુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, મારા સકર્તા સિધ્ધાંતનાં અનુભવની આગળ એ સર્વે હલકા પડી ગયા છે.

**हलका परे नहि क्यौं भवमे, जुठे जुठ पसारी ।**
**तेही नवेर करन हम आये, पठवे निज किरतारी ।। (८७)**

આખી દુનિયામાં જુઠનો પસારો કર્યો એટલે હલકા પડે તેમાં નવાઈ શી? તેનો નિવેડો કરી સત્યને સમજાવવા, સકર્તા ધણીએ અમને પરમ વિશેષ અંશને અંહિયા ભવમાં મોકલ્યા છે.

**करीत नवेर साच जुठनके, भवभर भुल जनावा ।**
**साचे साचे शिर रखनेके, न्यारे धरीत गुनावा ।। (८८)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હું સાચ અને જુઠનો નિવેડો કરીને ભવભરમાં પડેલી ભુલને જાણાવીને સત્ય અને અસત્યને નક્કી કરી બતાવીશ જે સાચે સાચાં જન હશે. તેમનાં શિર ઉપર મારી કરૂણા દૃષ્ટિ રાખીશ અને જેટલાં જુઠે જુઠા ગુનેગાર હશે તેમનો ગુનો સાબિત કરાવી, જુદાં પાડીને કાળનાં ખાતામાં મોકલીશ.

**तेही गुनवायनके एही जगमे, आचारज सब केही ।**
**जीव गुणकु इश्वर करी थापे, अनरथ कीये तबेही ।। (८९)**

આ જગતમાં મોટામાં મોટા ગણાતાં ગુનેગાર આચાર્યો થયેલાં હોવાથી ગુણનાં અવતારી જીવદશાનાં ઈશ્વરોને કર્તા તરીકે સ્થાપ્યાં, તેમણે જગત જીવોનાં કલ્યાણ સબંધમાં ઘણો અનર્થ કરેલો છે. તે કારણને લઈ અત્યાર સુધી કોઈ નિજકર્તાને જાણી શકયાં નથી.

**अनरथके कुळ विप्र सकलके, भक्ति विहुनके सोइ ।**
**संत पुरूषकी नंद करनके, एही विन कीनु न कोइ ।। (९०)**

અનીતિ ભરેલા મહા અનર્થનું મુળ કારણ કુળનું મિથ્યા અભિમાન ધારણ કરવાવાળા બ્રાહ્મણો જ છે. તેમનામાં પરમ પિતાની ભકિતનો ભાવ કે લક્ષણો લેશમાત્ર નથી તેજ

વિપ્રો સંત પુરૂષની ઈર્ષા અદેખાઈ અને નિંદા કરવાવાળા હોય, તેમનાં સિવાય બીજાં કોઈજ નથી.

**अेही नकटा घर लाज विनाके, ज्यौ त्ये श्वान हकारे ।**
**पांडवके घर हलक परे पण, मंद मति न विचारे ।। (९१)**

તે બ્રાહ્મણો પ્રથમથી જ નાકકટ્ટા હોય, શરમ વિનાના છે, જેવી રીતે શ્વાન કોઈનાં ઘર આગળ ઉભું રહે, ત્યારે ઘરધણી તેને મારીને હાંકી કાઢે છે છતાં પાછુ આવે છે. તેજ પ્રકારે બ્રાહ્મણો યજમાનનાં ઘરે જાય અને યજમાન જે આપે, તેનો સંતોષ નહિ રાખતાં વધુ લેવાનો આગ્રહ કરે છે; ત્યારે યજમાનો રોષે ભરાઈને તેમનું અપમાન કરી તેને તિરસ્કારે છે. છતાં દિલગીર થયાં વિના કહે છે કે, તમારા વિના અમારે ચાલે તેમ છે? કાંઈ નહિ ભુલ તો થાય? એમ કરીને પોતાના મનનું સમાધાન કરે છે. તેજ બ્રાહ્મણોની એક કહીકત જાણવા જેવી છે. જયારે પાંડવોએ અશ્વમેધ યજ્ઞ આરંભ્યા ત્યારે અઠયાસી હજાર ઋષિઓને તેડાવ્યાં અને યજ્ઞ મંડપમાં અદલનો ઘંટ બાંધવામાં આવ્યો તે એવી રીતે કે, કૌરવોને માર્યાનું પાંડવોને પાપ લાગ્યુ હતુ તેના નિવારણ માટે કૃષ્ણચંદ્રએ કહ્યું હતું કે, બ્રહ્મદર્શી સંત જમે તોજ પાપથી મુકત થઈ શકાય. તેજ સંત પરીક્ષાનો ધર્મ કાંટો કહેવાય તે હેતુને સિધ્ધ કરવા અઠયાસી હજાર ઋષિઓને જમાડવામાં આવ્યાં, તો પણ ઘંટ વાગ્યો નહિં ત્યારે સુપત ઋષિને જમાડતાની સાથેજ ઘંટના સાત નાદ થયાં. જેથી સુપત ઋષિનાં નામનો જય જયકાર વર્તાયો અને ઋષિઓ માનભંગ થઈ શરમિંદા પડી ગયાં. છતાં આપણે શ્રેષ્ઠ હોવા છતાં હલકા પડયાં, તેનો વિચાર પણ કર્યો નથી.

**शबरीके घर राम गये पण, तेही नहि परख परेहु ।**
**अेही परकार वेरी भक्तिनके, करी करी नंद मरेहु ।। (९२)**

રામચંદ્રજી જયારે વનમાં ગયાં ત્યારે ઋષિઓએ પોતાના આશ્રમમાં પધારવાની વિનંતિ કરેલી, તે વિનંતિનો આગ્રહ જોઈ રામચંદ્રજીએ કહેલુ કે, હું ફરતો ફરતો

તપોવનમાં આવીશ તે વખતે તમારા આશ્રમમાં પહેલાંજ આવીશ એવીજ રીતે ફરતાં ફરતાં રામચંદ્રજી તપોવનમાં ગયાં ત્યારે ઋષિઓના આશ્રમને છોડી સીધાં શબરીબાઈની ઝુંપડીએ ગયા હતા. તે વાતને ઋષિઓ જાણી શકયાં ન હતાં અને શબરીબાઈની ઝુંપડીએ ગયાં પછી ખબર પડી હતી તે જાણીને સર્વ ઋષિઓ રામચંદ્રજીના દર્શન અર્થે શબરીબાઈની ઝુંપડીએ આવ્યાં તે સમયે શબરીબાઈનાં એઠાંબોર રામચંદ્રજી આરોગતા હતાં, તે દશ્ય જોઈને ઋષિઓને વિચાર સરખો પણ આવ્યો નથી કે, આપણા શ્રેષ્ઠપણાને તજી દઈ એક નીચ જાતિની શબરીની ઝુંપડીએ રામચંદ્રજી આવ્યાં. આવી રીતે શબરીબાઈ પ્રભુભકિતનાં અધિકારી હોવાથી ભકિતનાં શુધ્ધ ભાવથીજ પ્રભુ રીઝે છે. એ હકીકત ઋષિઓ નહી સમજી શકવાથી જાતિ વરણનાં અભિમાનવાળા ઋષિ બ્રાહ્મણો હોવાથી સંત અને ભકતોને વેર દષ્ટિથી જુએ છે. અને નિંદા કરે છે તે નિંદા કરતા કરતા મરી ગયાં પણ પોતાની ભુલનો વિચાર સરખો કર્યો નથી.

**भकित ज्ञान वैरागनके सद, अेही नंदिक अपरादी ।**
**अरे संत तुमको विश्वासे, जीनते वेर अनादी ।। (९३)**

તે જ્ઞાન ભકિત વૈરાગ્યની વિભુતિને ધારણ કરનાર સંતો સત્ય પદનાં અધિકારી હોવાથી જગતજનોને આત્મ કલ્યાણનો ઉપદેશ કરે છે. તે જોઈને મહા અપરાધી બ્રાહ્મણો સહન નહિ કરી શકવાથી નિંદા કરે છે. એટલાજ માટે પરમ કૃપાનીધિ સંતોને સંબોધીને કહે છે કે, હે સંતો ! તે બ્રાહ્મણો અનાદીથી તમારા વેરી છે. છતાં વિશ્વાસ લાવીને તેમની સાથે સબંધ કયા હેતુથી રાખો છો?

**आदि राम तुमकु भुलवायल, विलमाये जीजमानु ।**
**राम रमंतु जानते हो पण, कयौ भये समज विनानु ।। (९४)**

હે સંત સજ્જનો ! એ આદી રામનું અસલ નામ હતું તે વિપ્રજન આચાર્યોએ દશરથનાં પુત્ર રામચંદ્રજી બ્રાહ્મણ લોકોના યજમાન હોવા છતાં તેમના શિર ઉપર ધારણ કરાવીને

અસલ રમેતી રામને ભુલાવી દઈ, તમને નકલી નામમાં વિરામ પમાડયાં છે. જે ઘટોઘટમાં રમી રહેલાં રમેતી રામનો લક્ષ તમે જાણતાં હોવા છતાં સમજણ વિનાનાં થઈને આચાર્યોનાં કહેવા પ્રમાણે શા માટે ચાલો છો?

**जेही बावन अक्षरके नामु, तेही नहि राम रमंतु ।**
**विनु अक्षर अक्षरके अंकु, तेही निज राम सतंतु ।। (९५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે, " હે સંતજનો ! બાવન અક્ષરથી જે જે નામ જેટલાં પાડવામાં આવે છે. તે એવી રીતે કે, અક્ષરોથી બોલાતું રામ નામ અસલ રમેતીરામનું નામ નથી, પરંતુ બાવન અક્ષરોનાં મુળ કારણરૂપ અક્ષર રહીત જે રકારને મકાર છે તે સ્વતંત્ર રમેતીરામ સર્વ વ્યાપક હોય, સર્વમાં રમી રહેલું છે.

**तेही सतंत राम नहि धरहीत, अेही भवभर अवतारा ।**
**अहो संत तेही भुल परीनके, विलमे कहीत ठगारा ।। (९६)**

જે આદિ અનાદીનું અદશ્ય રહેલું સ્વતંત્ર રમેતીરામનું નામ દેહ ધારણ કરીને ભવભરમાં અવતાર લઈને આવેલાં, તેમનાં શિરે ઉપર જણાવેલું નામ ધરાવી શકાતુ નથી છતાં આચાર્યોએ તેજ રમેતીરામ છે. એમ સમજાવીને હે સંત સજ્જનો ! અસલ રમેતીરામ ભુલાવીને તે વિપ્રજન ઠગારાઓએ નકલી નામમાં વિરામ પમાડી તમને ભારે ઠગી લીધાં છે.

**तुमकु ठगी आप ठगवाये, निज थापनके मांही ।**
**ज्यौ कबरा निज जाळ करतमे, उलजी मरे मुजाही ।। (९७)**

હે સુજ્ઞ સંતજનો ? તે બ્રાહ્મણ આચાર્યોએ અસલ રમેતીરામ લક્ષ છોડી દઈને નકલનું પોતે સ્થાપન કરી તમને ભારે ઠગ્યાં છે. અને તે પણ પોતે ઠગાયા છે. જેવી રીતે કરોળીયો પોતાની મોજ માટે જાળ બનાવે છે, તેજ જાળમાં ગુંચવાય પોતે ઘણોજ મુંઝાયને મરણ પામે છે.

**ओरनकु कपताइ करंता, आप कपटमे फंदे ।**

**अन्यकु सतगुरू लेत छोडावन, अेही बंधेके बंधे ।। (९८)**

ઉપર જણાવ્યાં પ્રમાણે બ્રાહ્મણ આચાર્યો પોતાનો સ્વાર્થ સાધવા અને પુંજાવા માટે જગતનાં લોકોને ફસાવી રાખવા કપટ જાળનો ફાંસો રચે છે. તેજ ફાંસામાં સર્વ આચાર્યો ફસાઈ મરે છે. બીજા જગતનાં જનોને નિર્દોષી જોઈને સદ્ગુરૂ છોડાવી લેશે. પરંતુ તે ફંદ રચનાર વિપ્રજનો તે ફંદમાં ફસાઈને કાયમ બંધાયેલાં જ રહેશે.

**बंधे बंध भले रहे भवभर, तुम हमके लक्ष छुटे ।**

**आदि राम नरणीत कीये तुमकु, लहो तो नहि रद फुटे ।। (९९)**

હે વિપ્રજન આચાર્યો ! તમારા રચેલાં કર્મબંધનમાં બંધાઈને ભલે ભવોના ભવ વહી જાય અને જગતનો અંત આવે ત્યાં સુધી બંધાયેલાં જ રહેશો, અને જે સંત પુરૂષો અમારા જણાવેલાં લક્ષને ગ્રહણ કરી રાખશે, તે ભવ બંધનમાંથી છુટી જશે. પરમ કૃપાનિધિ કહે છે કે, હે વિપ્રજનો ! આદી રમેતીરામનો તમને નિર્ણય કરાવ્યો, તે લક્ષમાં લેશો તો હૃદયના ફૂટેલાં ગણાશો નહિ.

**आदि नाम नरणीत समजाये, घटघट राम तुमेरे ।**

**परम हेतु धर कही सबनकु, तुमहो प्राण हमेरे ।। (१००)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે આદ્ય નામ ન્યાય સહીત નિર્ણય કરીને તમને સમજાવવામાં આવ્યું છે, તે રમેતીરામ તમારા સર્વેનાં ઘટોઘટમાં રમી રહેલું હોય, સર્વજનો પર પરમ હેત ધારણ કરીને તમે અમારા પ્રાણ સમાન પ્રિય હોવાથી રમેતીરામ નામ તમને જણાવ્યું છે.

**निजपतिके पठवायल के हम, तेही तन धर भव आये ।**

**हमतो पुरूष अनाद्य आद्यके, तुमकु तदीप चेताये ।। (१०१)**

અમે આદી અનાદીના પરમ પુરૂષ હોય નિજ સકર્તા સ્વામિના પરમ વિશેષ અંશ છીએ તે નિજપતિએ જયારે અમને ભવમાં મોકલવાની આજ્ઞા કરી ત્યારે અવ્યકત વિભૂતિઓનો દિવ્ય દેહ ધારણ કરીને આ ભવમાં આવ્યા છીએ. એટલાજ માટે તમને ચેતાવી નિજ સ્વરૂપે કરી કૈવલપતિની એકતાનો લક્ષ જણાવીશું.

**अवतारादिक समके हमकु, मत जानो मोइ संतु ।**
**हमतो पुरूष अनाद्य आद्यके, मोइगत अकल अनंतु ।। (१०२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે અમારા સંત સજ્જનો ! અમને અવતારી પુરૂષોના સમાન તમે ગણશો નહી. કારણકે અમે જગતની આદ્ય પહેલા અનાદીના પરમપુરૂષ હોય અમારી અગમ્ય ગતિ અકળ અને અનંત હોવાથી કોઈપણ અંત લાવી શકે તેમ નથી.

**अकल अनाद्य आद्यकी मोइ गम, देखो वचन अपारे ।**
**आद्य अंत मध्यकी मही अेही सम, कहो कुन करीत उचारे ।। (१०३)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનિધિ કહે છે કે! અમારી અકળગતિ આદ્ય અનાદીની હોય તે અકળ ગતિની ગમ વડે અમારા સ્વમુખે અપાર વચનોનો ઉચ્ચાર કરીને નિજ આપનુ આપ અને પતિપદનો નિર્ણય કરાવ્યો છે. એવી રીતે જગતની આદ્યથી લઈ મધ્યમાં અને અંત સુધી અમારા વચનોની તુલના કરીને જુવો. અમારી સરખામણીમાં આવે એવા વચનોનો ઉચ્ચાર કોણે કર્યો છે?

**उचरे क्यौ हमके सम कोइ कीत, नही कोइ चकवे ज्ञानी ।**
**अेही भवमे बहु पंथ चलावन, विनु अनुभव अभिमानी ।। (१०४)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે ! અમારા ઉચ્ચારેલા વચનોની સમાન બરાબરી કરી શકે એવા કોઈ કયાંય પણ બોલી શકેલાજ નથી. કેવી રીતે બોલે ? અમારા જેવા કોઈ ચકવે જ્ઞાન ગતિવાળા જ નથી. એવા નિજ જ્ઞાન રહીત આ ભવભરમાં બહુ

પંથોનું સ્થાપન કરવાવાળા અંતર અનુભવ સિવાયના ઘણા આચાર્યોની આદ્ય લઈ અવતારી ઈશ્વરો મિથ્યા અભિમાની થઈ ગયા છે.

**धरी अभिमान कहे हम इश्वर, पण नही निज गतिवंतु ।**
**उपले उपल पटाये पेच कर, फंदे जीव अनंतु ।। (१०५)**

આ જગતમાં થઈ ગયેલા અવતારી પુરૂષોને ઘણા આચાર્યો અનિત્ય દેહનુ અભિમાન ધારણ કરીને બાહ્ય દષ્ટિએ અમો ઈશ્વર છીએ એવુ અભિમાન ધારણ કરી આ ભવના લોકોને મનાવે છે. પરંતુ પોતાના નિજ સ્વરૂપની ગતિને રેખમાત્ર જાણતા નથી. છતાં ઉપલક દષ્ટિએ અમે મહાન મોટા છીએ એવો દેખાવ કરીને ધર્મના નામે પરંપરાથી ભરેલી જુકિત કરીને તમારુ કલ્યાણ થશે એમ કહીને કેટલાય જીવોના મન પતાવે છે . આવી રીતે સમજાવીને કર્મ ભ્રમના ફાંસામાં અનેક જીવોને નાંખે છે.

**फंदे सो फेरी निकळ जाय नही, ओर पक्षमे कोइ ।**
**जडाकार जतमत करी राखे, उतइत जहे न सोइ ।। (१०६)**

આ ભવમાં બની બેઠેલા આચાર્યો પોતાને મનાવવા અને ભજાવવાના હેતુથી મતપંથના ફંદ રચીને અંદર આવેલો કોઈ જીવ બીજા પક્ષમાં ના જઈ શકે એવો ભય બતાવ્યો છે. એવા પ્રકારના મંત્ર તંત્રને વશીકરણને સાધ્ય કરી પોતાના પંથમાં આવેલા જીવોને જડ બુધ્ધિના બનાવી જતમત કરી રાખે છે. તેથી કોઈ પણ જીવ તેમને છોડીને આ બાજુ કે તે બાજુ કયાંય પણ જઈ શકતા નથી.

**जवान क्यौ दे ओर पक्षमे, कही जगते होइ जाइ ।**
**तो क्यौ माने आपन अंधकु, देवुं तेही जान जनाइ ।। (१०७)**

એવા ગુરુ થઈ બેઠેલા મિથ્યા મતપંથના આડંબરીઓ પોતાના પંથમાં આવેલા જીવોને બીજા કોઈ ધર્મના પક્ષમાં જવા દેતા નથી. તેનુ કારણ એ છે કે ગયેલા જીવોને કોઈ જ્ઞાની સંત મળે તો તે શુદ્ધ જાગ્રત જાણકાર થઈ જાય તો અમારા જેવા આંધળાઓને પછી કોણ માનશે? એની ખરી હકીકત શું છે ? તે હવે તમોને જણાવુ છું.

**ज्यौ कोइ नार रसिक रूपवंती, कुरूप सरूपसे विहाइ ।**

**ते क्यौ पुरूष जान दे पर घर, रखे न कोहु पतियाइ ।। (१०८)**

દૃષ્ટાંતે જેમ કોઈ નારી રૂપ રંગમાં સુંદર દેખાવવાળી હતી તેનુ લગ્ન કોઈ કદરૂપા પુરૂષ સાથે થયુ, તે પુરૂષ તેની અર્ધાન્ગનાને બીજા ઘેર જવા દેતો નથી એનુ કારણ એ છે કે, તેને કોઈના ઉપર વિશ્વાસ આવતો નથી.

**जो पतियाय पक्ष परवीनमे, देखी समज सत्वंतु ।**

**तो आपनकु कुन गने फेरी, जोइ परपंच अनंतु ।। (१०९)**

સ્વાર્થી આચાર્યોના મનમાં ડર એ હતો કે બીજા પક્ષના પંથમાં જ્ઞાનના પ્રવિણ સંતને જોઈ તેમનો સતસંગ સાંભળીને એને વિશ્વાસ આવ્યો કે આ સત સમજ સર્વથી શ્રેષ્ઠ છે. એવુ જાણતો થાય ત્યારે અમારા અનંત પ્રકારના પ્રપંચથી જમાવેલા પંથની ગણતરી કોણ કરશે ?

**तब्बते घेर घार करी राखत, जीव सकल जतमतही ।**

**अन्य धर्ममां जान न पाये, विनु आपनेमे वतही ।। (११०)**

માઈક પદાર્થોના અનુરાગી આચાર્યો પોતાના પંથમાં જોડાયેલા જન સમુદાય ને પોતાની નકકી કરેલી મર્યાદાઓ રૂપી આડ અંતરાયોમાં અટકાવી રોકી રાખે છે. તે એવુ માને છે કે આપણો ધર્મ છોડી બીજા ધર્મમાં જઈ શકે નહી કારણકે આપણો ધર્મ જ્ઞાન રહીત હોવાથી બીજામાં જાયતો ફરી આવે નહી એવુ સમજીને જકડી રાખે છે.

**जो निजमे वित होय बराबर, तो जीवकु क्यौ रोके ।**

**आपने पक्ष जो अधिक होय तो, जब कीनकु अविलोके ।। (१११)**

ગુરૂપદ ધારણ કરી બેઠેલા આચાર્યોમાં બરાબર સંપૂર્ણ જ્ઞાન હોય તો પોતાના શરણે આવેલા જીવોને રોકી રાખેજ નહી, કારણકે તે જીવો જ સમજી શકે છે કે આપણા ગુરૂ

મહાન જ્ઞાની કલ્યાણદાતા છે. એજ પ્રમાણે પોતાનો પંથ પક્ષ અધિક હોય તો બીજા ધર્મના સિધ્ધાંતનું વિલોકન એટલે જોવાનુ કે જાણવાનું કંઈપણ રહેતુ નથી.

**तेही माटे प्रपंच जुठके, आड करनके पंथु ।**
**जुठे जुठी जुकत मेलायन, अरचल कीये अमथु ।। (११२)**

એટલાજ માટે મનના મતલબી આચાર્યોએ તનમનની તૃષ્ણાઓને તૃપ્ત કરવાના હેતુથી જુઠ પ્રપંચથી ભરેલા પ્રકૃતિ પદાર્થોના પંથનો જમાવ કરી કલ્યાણના માર્ગે જવાવાળા જીજ્ઞાસુ જીવોને અહંતા મમતાની અંતરાયો ઉભી કરીને રોકી રાખ્યા છે. જુઠે જુઠી યુકિત પ્રયુકિત મિલાવીને અજ્ઞાન રૂપી આડ ઉપસ્થિત કરીને જેમા કોઈ ફળની આશા નથી. એવા મિથ્યા મતમાં અમસ્તે અમસ્તા જીવોને આગળ વધવા દીધા નથી.

**तेही अरचल रोकाइ रहे सब, अंधे जीव अभागी ।**
**अंधे अंध चले भव भरमे, कीने न जोयु जागी ।। (११३)**

એ સારાસારની સમજ વિનાના ભાગ્યહીન જગતના જીવો અનુમાનથી કોઈ ધર્મના માર્ગે ચાલી રહ્યા હતા; તે માર્ગ દરમ્યાન ચાલતા આચાર્યોની ઊભી કરેલી જડ ઉપાસનાની અડચણ આડે આવતા સર્વે જનો આંધળા હોવાથી રોકાઈ ગયા છે. વળી આચાર્યોએ તેમને અંધ જાણીને જપ, તપ, તિરથ, વ્રત આદી કર્મ કરાવી ભવભરમાં ભટકતા કરી દીધા છે, પરંતુ કોઈ જીવે આંખ ઉઘાડીને પાછા ફરી જોયુ નથી.

**जाग जुवे कोइ जनित विनाके, अंधे आद्य परमही ।**
**सृष्टि भइ अजसे अबलग लयौ, कोइ नहि लहे मरमही ।। (११४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, સર્વે જગતના જીવો અંતર દ્દષ્ટિના અંધ હોવાથી કોઈએ સત્ય જાણ વિના જાગીને જોયુ નથી કે અમે કોણ અને કોના સજાતિ છીએ. જ્યારે બ્રહ્માજીથી સૃષ્ટિ ઉત્પત્તિનો ક્રમ ચાલુ થયો ત્યારથી અત્યાર સુધી નિજ આપનપું અને પતિપદની એકતાનો લક્ષ રૂપી મરમ કોઈપણ જાણી શકયુ નથી.

**ब्रह्माअे भुलवन सुत आपने, वेद रचे विलमावा ।**

**तदीप न सुत तेही रहे रहायल, जीनु उर नही भवभावा ।। (११५)**

બ્રહ્માજીએ પોતાના પુત્રો સનકાદિકોને ભવભરની ભુલમાં નાખવા માટે ચાર વેદની રચના કરીને તેમને બહુ પ્રકારે સમજાવ્યાં તે સનકાદિકોને ભવના ભોગોનો લેશમાત્ર ભાવ નહી હોવાથી વેદના વચનો માન્યા નહી. બ્રહ્મલોકના વૈભવનો ત્યાગ કરી તિવ્ર વૈરાગને ધારણ કરી તપ કરવા વનમાં ચાલ્યા ગયા.

**वेद वदीत संसार सरावन, कबजे जकत रखनके ।**

**माने नही सुनकादिक जबसे, होय गये कर्ता पखनके ।। (११६)**

બ્રહ્માજીએ વેદના વચનો ઉચ્ચારીને સંસારના બહુ વખાણ કર્યા છે તે એટલાજ માટે કે સનકાદિકોને જગત જંજાળના બંધનમાં નાખી કબજે કરી રાખવાની જ મતલબ હતી. પરંતુ સનકાદિકોએ વેદનું એકપણ વચન માન્યુ નહી અને બ્રહ્માજીની આજ્ઞાનું ઉલંઘન કરી નિજકર્તા પક્ષના થઈ ગયા.

**सींघ रहे क्यौ शियाळ पक्षमे, जब सनकादिक छटके ।**

**अहो धन्य अजके सुत तमकु, निगम आड नही अटके ।। (११७)**

જેવી રીતે શિયાળોના ટોળામાં સિંહ રહી શકતો નથી તેજ ન્યાયે સનકાદિકો સિંહ ગતિવાળા હોવાથી જગત પક્ષનો ત્યાગ કરીને નિજપદની પ્રાપ્તિ અર્થે ચાલી નિકળ્યા છે. માટે હે બ્રહ્માજીના પુત્રો સનકાદિકો તમને ધન્ય છે કે વેદ મર્યાદાની આડને વટાવી તમે પાર થઈ ગયા છો.

**जेही लक्षसे सनकादिक तज भव, गये सो मग आपनके ।**

**अहो संत तुम भुल गये क्यौ, जेही आपन दायनके ।। (११८)**

જે લક્ષના પ્રતાપે ભવભરના ભોગોનો ત્યાગ કરીને સનકાદિકો પોતાના પરમ કલ્યાણના અર્થે ઉર્ધ્વ ગતિના માર્ગે ગયા છે અહો ! સંતજનો એ માર્ગનો લક્ષ તમે કેમ ભુલી ગયા છો? તેજ નિજ લક્ષ આપા પણાનું એટલે તન મનના અભિમાનનું દાપુ આપવાથી જીવન મુકત થઈ શકાય છે.

**सनकादिक्की वंश परमपर, तेही सकल तुम संतु ।**
**तो तिनके लक्ष विसर परीनके, वलग परे क्यो अंतु ।। (११९)**

સનકાદિકોના વંશ પરંપરાના ત્યાગી, વૈરાગી, યોગી અને જ્ઞાની મહાપુરૂષોની આદ્ય લઈ ભવભરના સર્વે સંતો સનકાદિકોના વંશનાજ છે તે સનકાદિકો પાસે જ નિજ લક્ષ હતો તે ભુલી જઈને હે સંતો ! તમે અનિત્ય દેહધારી ઈષ્ટો અંતે નાશ પામવાવાળા છે, તેમને તમો કેમ વળગી પડયા છો?

**अंत कहे सो निज लक्ष विनके, आव्रीत अवतारनमे ।**
**निज कर्ता अवतार धरीत नही, अनीत पदारथ तनमे ।। (१२०)**

અવતારોની આદ્ય ચૌદ લોક પર્યંત ત્રણ ગુણના દેવ પ્રકૃતિ અને પુરૂષ સુધી ઉત્પન્ન થયેલા સર્વ દેહધારીને અવધિકાળ લાગેલો છે. તેમના જે જે નામો પાડવામાં આવ્યા છે, તે નિજ લક્ષ સિવાયના હોય તેના સ્મરણથી આત્મા કલ્યાણ થતુ નથી; છતાં હે સંતો ! અવતારાદિકના આવરણમાં તમે અટકી રહ્યા છો. પરંતુ ન્યાય સહીત જ્ઞાનની દષ્ટિએ નિર્ણય કરીને જોશો તો તમને જાણાશે કે નિજ સકર્તા ધણી અનિત્ય દેહ ધારણ કરતાજ નથી.

**एतो गुण अवतार अनितके, जावत जेही कज करही ।**
**जेही आवन जावनके तनके, निज किरतारन धरही ।। (१२१)**

આ ભવભરમાં જેટલા અવતારી પુરૂષો થયા તે સર્વે ગુણોના દેવ અનિત્ય દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર આવે છે. અને જાય ત્યાં સુધીમાં તેમને માનવાવાળા અને તનમનથી

તેમને ભજનાર સંત ભકત જનો હોય તેમનું બાહ્ય દષ્ટિનું ભૈતિક કાર્ય કરે છે, છતાં આવવા જવાનો વહેવાર એ ત્રણ ગુણોના દેવોનોજ છે, એવુ અનિત્ય શરીર નિજકર્તા ધારણ કરતાજ નથી તો આવવા જવાનુ સંભવે જ કેમ?

**ते माटे तुमकु नही सरजीत, वरजीत गुण भजवेकु ।**
**गुणातीत करतार पुरंजन, तेही आपने जजवेकु ।। (१२२)**

હે મનુષ્ય તનુધારી અંશો ! તમને ગુણોના દેવોનુ કે અવતારોનુ ભજન કરવા ઉત્પન્ન કર્યા નથી. આપણા સજાતિય નિજકર્તા ગુણાતિત રહેલા હોવાથી આપણે પણ ગુણોથી ન્યારા થઈને નિજ કર્તાનુ લક્ષ ભજન અને અલોકિક પુજા કરવાની છે.

**सनकादिक आपने पितु बंधु, सात्वीक ओरू गुण तमही ।**
**तीनकी पण मुरजाद न रखीतव, लही अगमकी गमही ।। (१२३)**

તીવ્ર ત્યાગી અને દ્રઢ વૈરાગ્યવાન સનકાદિકોએ નિત્ય પદને જાણવાનો નિશ્ચય કર્યો ત્યારે પોતાના પિતા બ્રહ્માજીના ભાઈ શિવ અને વિષ્ણુ તેમની પણ મર્યાદા રાખી નથી કારણકે જયાં ઈન્દ્રિયો અંતકરણની ગમ પહોંચતી નથી એવા અગમ ગતિના લક્ષને તેઓ જાણવાવાળા હતા.

**अहो संत तुम धन्य सकलकु, मेरी शीख उर धरहो ।**
**आदु रामके जाप जपंता, सुर्लभ सेज भव तरहो ।। (१२४)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે અહો હે સંતો ! તમે સર્વે મારી આપેલી શીખ તમારા હ્રદયમાં ધારણ કરશો તો તમને ધન્ય છે જે આદી રમેતી રામનો લક્ષ તમને જણાવ્યો તેનો જાપ જપશો તો સહેલાઈથી સહેજે ભવ તરી જશો.

**ओरू दशरथ सुत कृष्ण नंदके, कुन अंश आपनमे ।**
**पण जेही रमंतु रामनाम निज, तेही व्यापक सब तनमे ।। (१२५)**

અહો હે સંત સજ્જનો ! તમે વિચાર કરીને જ્ઞાન દષ્ટિએ જોઈને નિર્ણય કરો કે દશરથના પુત્ર રામચંદ્રજી અને નંદના પુત્ર કૃષ્ણચંદ્રએ બન્નેના અંશ આપણા દેહમાં કયાં આવેલા છે? મતલબ કે તેમના અંશો આપણા શરીરમાં આવ્યાજ નથી અને જે અસલ રમેતી રામ છે તે સર્વે શરીરોમાં રોમેરોમ અને રગેરગમાં વ્યાપક રહેલ છે.

**कहे वैकुंठ राम रहननके, ओरू गौलोक धरेहु ।**
**एही उभयनके धाम न धरथी, अरथी विन उचरेहु ।।** **(१२६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે આચાર્યજનો જણાવે છે કે રામચંદ્રજી વૈકુંઠમાં રહે છે; અને કૃષ્ણચંદ્ર ગૌલોકવાસી હોય ત્યાંના જ અધિપતિ કહેવાય છે! પરંતુ એ બન્નેના ધામ તો આ ધરતીજ છે, છતાં આચાર્યોએ અર્થ સિવાયનું વ્રથા વર્ણન કરી જગત જનોને પરમ પદની પ્રાપ્તિનો પરમ અર્થ જે નિજ ચૈતન લક્ષ છે તે તેમને જાણવા દીધો જ નથી.

**धाम विना धामी ते कुनके, तव तिनु अंश न सोइ ।**
**अंशी अंश विना थपनारन, तेही सब वरथ सकोइ ।।** **(१२७)**

જે જે માનેલા ઈષ્ટોનું ધામજ નથી તો ઈષ્ટ હોય જ કયાંથી ? એવી રીતે અંશીપદજના હોયતો તેનો અંશ છે એમ કહેવુ એ સદંતર વૃથા છે. આવા પ્રકારની કરેલી સ્થાપનાઓ એ અર્થ વિનાનો મિથ્યા બકવાદ કરી ગયા છે એમ સાબિત થાય છે.

**जेतने भरहे तखत शून्यमां, दिव्य देव राजनके ।**
**तेही सकलकी सुज सुनावु, जेही आपने साजनके ।।** **(१२८)**

અન્તરીક્ષ આકાશમાં જેટલા દેવોના તખ્ત આવેલા છે, તે સર્વે દેવો ત્યાં બિરાજે છે એવી જ રીતે આપણા શરીરની રચનામાં તત્વ સામગ્રી આવેલી છે. તેની અંદર તમામ દેવોના નમુનાની જાણ તમને જણાવું છું.

**साज सकल आपने तन महीके, तेही तुमकु सुनवावु ।**
**कछु कहेनमे रखु न बाकी, तंते तंत जनावुं ।।** **(१२९)**

આપણા શરીરમાં સર્વે તત્વોની સામગ્રી છે; તે તત્વે તત્વોની તમને શુદ્ધ સમજ પડે એવી રીતે નિશ્ચય કરાવુ છું. તે તત્વોને ઓળખવાની જાણ કહેવામાં બાકી નહી રાખતા સંપૂર્ણ જાણ વિગતવાર જણાવું છું.

**प्रथम शरीर पंचभुतनके, जीनुं महाभुत सहेतु ।**

**जेही जीनसे उपजे तेही तिनसे, अेकता सहित रहेतु ।। (१३०)**

પ્રથમ આપણા સર્વના શરીર પાંચ તત્વોના બનેલા છે. તેનો સંબંધ બ્રહ્માંડના પાંચ મહદ્ તત્વો સાથે રહેલો છે. જે તત્વો જેની સજાતિમાંથી ઉત્પન્ન થયા છે, તેની સાથે એકતા રાખીને રહે છે.

**अेही परकार अंश देवनके, जेही शरीरमे राजे ।**

**तेही तिनके बाबज जनवावु, जेही अस्थान बिराजे ।। (१३१)**

એજ પ્રકારે જે જે દેવોના અંશ આપણા શરીરમાં આવેલા છે. તે તે કયા કયા સ્થાન ઉપર બિરાજે છે ? તેની સત્ય હકીકત તમને જણાવું છું.

**ब्रह्मा के रजोगुण उपसनमे, नाभी कमळ विष्णु नेहु ।**

**भवके अंश हृदयमां भरतम्, अेही गुण अंश कहेहु ।। (१३२)**

બ્રહ્માજીનો રજોગુણ ઉપસ્થ સ્થાને આવેલો હોય અને વિષ્ણુનો સત્વગુણ નાભી કમળમાં વસેલો છે. તેમજ શિવજીનો તમોગુણ હૃદયમાં આવીને રહેલો છે. એ ત્રણ ગુણોનો અંશ જ્યાં જ્યાં આવેલો છે. તે તમને કહી જણાવ્યો.

**अेही परकारन अंश देवनके, जेही आपनेके मांही ।**

**अंश वडे अंशी संभवके, धाम सहित तिनु तांही ।। (१३३)**

જે પ્રકારે દેવોના અંશ આપણા પ્રત્યેક પિંડમાં આવેલા છે. તે આવેલા અંશોનું અંશી પદ ધામ સહીત બ્રહ્માંડમાં નક્કી થાય છે.

**पण आपनमे अंश विनातो, अंशी नही निद्यानुं ।**

**तो तिनके नही धाम केहीनके, अमथे अमथ कह्यानुं ।।  (१३४)**

જે આપણા પ્રગટ શરીરમાં જેનો અંશ જ નથી તો તેનું અંશી પદ અને તેને રહેવાનુ ધામ બ્રહ્માંડમાં હોય જ કયાંથી ? તે નક્કી પણે કહું છું કે આ તો આચાર્યો અમસ્તે અમસ્તુ વર્ણન કરી ગયા છે.

**तेही माटे अवतार गुननके, वैकुंठ जीनके धामु ।**

**थपे खरे पण न्याय न लागीत, अंशी विना अकामु ।।  (१३५)**

એવી રીતે ગુણના અવતારી પુરુષોનુ ધામ વૈકુંઠ સ્થાપી બતાવ્યુ છે પરંતુ તેમનું અંશીપદ ન્યાય દષ્ટિએ સાબિત થતુ નથી તો પછી અમસ્તે અમસ્તુ મનાવું ? તેથી અકામ એટલે કયા કાર્યનો અર્થ સરવાનો છે ?

**पुम परधान सहित निज पतिके, ओरू त्रिगुण समेतु ।**

**रवि शशी आद्य इन्द्री दसके सुर, पंचही भुत सहेतु ।।  (१३६)**

પુરુષ પ્રકૃતિ ને ત્રણ ગુણના દેવ તેમજ ચંદ્ર અને સૂર્ય દસ ઈન્દ્રિના દૈવી અંશો તેમજ પંચભુત સહિત નિજ કર્તાએ ઉત્પન્ન કરેલા હોઇ આપણા શરીરોમાં આવેલા છે.

**अेही सकल देवनके अंशु, तिनके धाम खरेहु ।**

**अंश विना जेही धाम थपनके, आपने कुन परेहु ।।  (१३७)**

જે સર્વ દેવોના અંશ આપણા શરીરમાં આવેલા છે. તેમના અંશી દેવોના ધામ શૂન્યમાં જ્યાં જ્યાં આવેલા હોઈ તે ખરાં છે. જેનો અંશ આપણામાં આવ્યો નથી; તેવા દેવોના ધામનુ આચાર્યોએ સ્થાપન કરી બતાવ્યુ હોય તો પણ એની સાથે આપણે શુ લાગે વળગે છે ?

**अेही आगम हम कही गये ते, अब संकेत कहेतु ।**

**संत सजनमे कोईक लहे गम, हुसे तंतके वेतु ।।  (१३८)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ હકીકત ચાલુ ગ્રંથમાં કેટલાય વચનોમાં કહી ગયા છીએ. હવેથી સંક્ષેપમાં તમને જણાવતા કહું છું કે કોઇ સંત સજ્જન દેહ રચનાને યથાર્થ સમજવાવાળા હશે તેજ આ અગમ ગતિની ગમને જાણી શકશે.

**कहेशो ते सब रगन रगनकी, परी तुमन क्यौं गमही ।**
**आद्य अंत मध्यकी गम गतियां, जानो अगम निगमही ।। (१३९)**

પરમ કૃપાનિધિ કહે છે કે કોઇ પ્રતિવાદી મને પુછે કે તમો સર્વ જનોના રગેરગની હકીકતને કેવી રીતે જાણો છો ? વળી આદ્ય, અંત, મધ્યની રચનાને જાણતા હોઇ અગમ નિગમની ગતિને કેમ કરીને જાણી શકો છો ?

**तेही हम कहत सुनो सब संतु, मै पतिव्रत पतिनकी ।**
**मानीती ज्यौं नार नरपकी, जीनु गम राज गतिनकी ।। (१४०)**

જેવી રીતે કોઇ રાજાની માનીતિ રાણી હોય તે રાજાને તેમજ રાજ કારોબારને રૈયતની સર્વે હકીકત ને જાણે છે. એજ દૃષ્ટાંતના ન્યાયે પરમ કૃપાનિધિ કહે છે કે હે સંતો ! હું મારા નિજ ધણીની ગમગતિ અને સર્વ અંશો સહિત સમસ્ત જગતની રચનાને જેમ છે તેમ જાણુ છું.

**त्यौं नरपत निज आद्य सकर्ता, तिनकी में पतिव्रतु ।**
**अन्य देवकु जजु न जाहर, जब गति अगम अनंतु ।। (१४१)**

પરમ કૃપાનિધિ કહે છે કે, આદ્ય સકત સ્વામિ અનંત બ્રહ્માંડોની આદ્યે અનંત લોકના મહાન ચક્રવર્તિ રાજા છે. તેમની જહું પરમ પ્રતિવ્રતા હોવાથી નિજપતિ એ મને અતિ અગમ અનંત ગતિ બક્ષેલી છે. જેથી બાહ્ય દૃષ્ટિના વિજાતિ જગ જાહેર દેવોની વંદના કે પુંજન હું કરતો નથી.

**तबत्ये लहु सकल उतईतके, जीनु अंदेश न धरही ।**
**निजपति परम सहेतन से सब, सुजे परन अपरही ।। (१४२)**

પરમ કૃપાનિધિ કહે છે કે ! હું અનંત ગતિવાન હોવાથી આ બાજુ મૃત્યુલોકથી લઇને તે બાજુના સર્વે દેવલોકોની રચનાને યથાર્થ જાણું છું, જેથી સર્વ પ્રકારની હકીકત જણાવું છું; તેમાં લેશ માત્ર સંશય રાખશો નહી. નિજ સકર્તા પતિએ અમારા પરત્વે શુદ્ધ સંપૂર્ણ હેત ધારણ કર્યુ છે. તેથી અમને દૃશ્ય અદૃશ્યની સૂજ પડેલી હોઇ સજાતિ પર અને વિજાતી અપર તેને જેમ છે તેમ હું જાણુ છું.

**अगम अनंत गतिनके हमही, गम करी जुवो सजनही ।**
**निगम आद्य अनुभव अविलोकीत, जोखीत जुवो वजनही ।।(१४३)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે ! અમે અગમ્ય અનંત ગતિવાળા હોવાથી હે સજ્જનો, તમારી અંતરદષ્ટિની નિજ ગમ વડે તપાસીને જુઓ અને ચાર વેદ નું અવલોકન કરી તેના સાર સિદ્ધાંતનો અનુભવ અને અમારા સર્વજ્ઞ ગતિના વચનોએ બન્નેનો તોલ કરીને કહો કે કયો સિદ્ધાંત અધિકને કયો નૂન્ય છે ? તેની તમને પરીક્ષા થશે.

**निगम चतुरकु कुन चलाईत, मोही गवन गति आगे ।**
**निज किरतार क्रत किम्मतमे, लगीतन लक्ष विभागे ।। (१४४)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, પરાની પાર ગમન કરવાની અમારી ગમ ગતિના વેગ આગળ વેદોની શું તાકત છે તે ચાલી શકે ? કારણ કે નિજકર્તાનું કરેલુ ક્રત તેની ગણત્રી કરીને ભાગ ત્યાગની લક્ષણાએ ક્રતની પાર કોના લક્ષની એવી ગતિ છે કે લાગ લગાડી શકે ? ત્યાં કોઇનો પણ લક્ષ પહોંચી શકતો નથી.

**तोल वजन जो जुवो करीनके, अधिकम नून्य गतिनकी ।**
**तो सुझ पडे संततर तुमकु, पुनि निज परम पतिनकी ।। (१४५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, અમારા સર્વાતિત સર્વજ્ઞ ગતિના અમાપ અનુભવના વચનો અને સગુણ નિર્ગુણના માપક વચનો અદલ ઇન્સાફથી તોલ કરીને જ્ઞાન દૃષ્ટિએ

અધિક નૂન્યનો નિર્ણય કરો; જેથી તમને જે અધિક જણાય તેને ગ્રહણ કરશો તો સતંતર ગતિની તમને સુઝ પડશે, ત્યારે તમારી સર્વ પ્રકારની પરાધિનતા છુટી જશે ને પરમપતિ સાથે અખંડ સંબંધ જોડાશે.

**पुनि पुनि कही सकल उलटावन, रज तज जान जनावा ।**
**कछु न रहे अनपेखीत जबते, सब विधि भेद भवावा ।। (१४६)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે ફરી ફરીને સમજાવ્યુ છે કે જગતની આદ્ય થી અત્યાર સુધી અનેક મતપંથના ઉપદેશકો નિજ કર્તાને ભુલી જઇને ઉલટ માર્ગે ચાલતા આવ્યા છે. તેમના ઇષ્ટો તેમના દ્વારા મળતા ફળને સર્વ ભિન્ન ભિન્ન કરીને જણાવ્યું છે કે રજ તજથી લઇ પ્રગટ ને ગુપ્ત ક્રિયાનું જ્ઞાન જણાવવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી. આ ભવમાં અનેક પ્રકારના જે ભેદ છે. તે ભેદોના પડદા ખુલ્લા કરીને નિત્યને અનિત્યનો તમને નિર્ણય કરાવ્યો છે.

**अेतनी कहीत न्यायसे नरणीत, परनी सुज जेही जीनकु ।**
**अंतस अंध मंद मतियनके, धीक् नरनार तेहीनकु ।। (१४७)**

પરમ કૃપાનિધિ કહે છે કે અદલ ન્યાયને આગળ રાખીને સારાસારનો નિવેડો કરી જગતના જનોને અત્યાર સુધી કહેવામાં કંઇ બાકી રાખ્યુ નથી. છતાં કોઇને નિજ સ્વરૂપની સુઝ પડી નથી. એવા અંતર દૃષ્ટિના અંધ અને મંદમતિના નરનારીને અનેક વાર ધિક્કાર છે કે આટલુ આટલુ કહેવા છતા લેશમાત્ર જાણી શકયા નથી.

**अेतने लग संतनसे कहीतम, करी सनेह समोहु।**
**निगम थापके राम लखाईत, जेही जानत नही कोहु ।। (१४८)**

પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગર કહે છે કે સર્વે સંત સજ્જનોના સમુહ ઉપર સ્નેહ ધારણ કરીને જે લક્ષનો ઉપદેશ તમને જણાવુ છું કે અત્યાર સુધી કોઇ જાણી શકયા નથી. બ્રહ્માજીથી રચાયેલા વેદોમાં આદ્ય રમેતી રામનું સ્થાપન કરી બતાવેલુ તે લક્ષ યાદ કરાવીને હે સંતો તમને જણાવ્યું છે.

**अहो जीव तुम कुन कामके, कथता सरम कराये।**

**कहे कुवेर कुळवंत नार ज्यौ, विलमीत पुरुष पराये ।। (१४९)**

અહો મનુષં તનધારી જીવો ! તમે કોઇ પણ કામના રહ્યા નથી, તમારા પરમ કલ્યાણ અર્થે જ્ઞાન ગતિથી ભરેલા અનેક વચનોનું કથન કથીને તમને સમજાવવા ઘણો જ શ્રમ કર્યો, છતા તમે રેખ માત્ર સમજી શકયા નથી સત્ શ્રીમત કુવેર સ્વામિ, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે જેમ કોઇ કુળવંત નારી પરાયા પુરુષ સાથે વિલાસ કરતાં તેને જરાયે શરમ આવી નહી એવી રીતે તમે પણ કૈવલ કુળના હોવા છતાં વિજાતિ દેવ ઇષ્ટોમાં પ્રિતિ કરતાં તમને લાજ ના આવી ?

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે રામ રમેતુ લક્ષ ઉપદેશકો સપ્તવિંશ તિતમ સિદ્ધાન્ત નિર્ણય સંપૂર્ણ**

## સિદ્ધાંત-૨૮

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે નિજકર્તા સેતિ અગમ્ય પ્રશ્ન પુછનકો અષ્ટવિંશતિતમ સિદ્ધાન્ત નિર્ણય :**

શ્રી કૃપાનિધિ ઉવાચ :-

**अहो हे सम्रथ करूणेश तमनसे, जेही अविगत उचरेहु ।**

**अब मोई करहु प्रश्न परहिनके, जेही अजमाल रहेहु ।। (१)**

અહો અનંત સામ્રથ્યવાન કરૂણેશ કૈવલપતિ આપને જે પ્રશ્ન પુછું છું તે આપના જગત રૂપી કરેલા કતની ગતિ અગમ્યને ગુપ્ત રહેલી છે, તે અવિગત હોવાથી જેની વિગત વાણી દ્વારા વર્ણવીને કોઇ કહી શકયુ નથી.

**अति अघोर घोर गतकी गम, कोई नही लहे निद्यानु;**

**तन तज गये आद्यसे अबलग, सरखे सब अभिरानु ।। (२)**

કૃપાનિધિ કહે છે કે જેની ગતિ ઘોર અંધકાર મય અતિ અઘોર હોવાથી કોઇ પણ પ્રકારની સુઝ નહી પડવાથી સર્વ લોકો અજાણ રહેલા છે. જગત રચાયુ ત્યારથી અત્યાર સુધી સંખ્યા બંધ જીવો શરીરો છોડી છોડીને ચાલ્યા ગયા, તે બધા કયાં જઇને વિરામ્યા તેની કોઇને ખબર પડી નથી.

**बुरी भली अहींकी सब अहीं लग, तहींकी कीने न पाई ।**
**ओही अमुज सुज करनन की, तुम विन कुन पिताई ।। (३)**

આ જગતના અનેક જીવોએ સારાનરસા કરેલા કર્મની બુરીને ભલી કરણી અહીની અહીં સંસારમાં રહેલી છે, શરીર છોડીને જ્યાં ગયા હોય ત્યાંની ગતિ અને અહીની ભોગવવાની બુરી ભલી કોઇ પણ જીવ જાણી શકયા નથી, તે મોટામાં મોટી તમામ જીવોની અમુઝણ મટાડવાની ગમગતિ હે પરમપિતા આપના સિવાય બીજો કોણ જણાવી શકે તેમ છે ?

**अहीं के अहीं गदल विनु गमके, कही कही पंथ चलाये ।**
**न्याय सहित नरणीत निज कर्ता, जीनु गत कोहु न पाये ।। (४)**

અહીના અહીંઆ સંસારના ભોગોમાં જેની ગતિમતિ હેરાઈ ગઇ છે, એવા ખરા જ્ઞાનની ગમ સિવાયના આચાર્યોએ આ ભવમાં કહી કહી કેટલાયે પંથ ચલાવ્યા છે, તે પંથના સ્થાપકોને ન્યાય સહિત નિજ કર્તાનો નિર્ણય કરવાનુ જ્ઞાન નહી હોવાથી તે નિજપતિના પદને કોઈ પ્રાપ્ત કરી શકયા નથી.

**ईतके इत रही तीतके कैंहन, सरग नरक पायनके ।**
**देई विश्वास पताये सबकु, विन देखन वहांयनके ।। (५)**

ઇત એટલે અહિં મૃત્યુલોકના ધર્મ ઉપદેશકો તીત કહેતા ત્યાં રહેલા સ્વર્ગ નરક ને પામવાની વાતો કરે છે, જેણે જોયું કે જાણ્યું જ નથી છતાં અંધ શ્રદ્ધાળુ ભોળા જનોને વિશ્વાસ આપીને તેમના મન પતાવી પોતાના પંથની વાતો જગતમાં વહેતી કરી છે.

**अेही अदबदकी खोज हवीनकु, पुछहु तुम परमेशु ।**
**अबकी मेहेर धरीत उर मुज पर, कहो करूणेश सबेसु ।। (६)**

હે પરમ પુરુષ પરમેશ્વર આપને હું પુછું છું કે સ્વર્ગે અને નરકે જવાની અદબદ ગમગતિ ઘણી, ગર્ભિત હોવાથી નિશ્ચય પૂર્વક કોઇ સમજી શકયું નથી, એટલા જ માટે આપના હૃદયમાં હેત લાવી મારા ઉપર મહેર કરીને હે કરૂણેશ સર્વ હકીકત મને જણાવો.

**जेही जीनकी पायनकी पदवी, तेही कहन कोउ नाये ।**
**कहो करूणेश हशे क्यौ तिनकी, जीनु गत कोहु न पाये ।। (७)**

અહીં આ સંસારમાંથી ઘણા મનુષ્યો, ભક્તજનો અને સંત મહા પુરુષો શરીર છોડીને ત્યાં જઇને જે પદને પામ્યા તે ફરીને પાછા કોઇ કહેવા આવ્યા નથી, તો તે કઇ સ્થિતિમાં હશે ? તે ગતિને કોઇ જાણતુ નથી તે માટે હે કરૂણેશ ! કૃપા કરીને અગમની જાણ મને જણાવો.

**जेही अंकुरकी आद्य कहीत तुम, अेही विधके अेही भरमु ।**
**कोहु नही जीनके जनवावन, निज कर्ता विन मरमु ।। (८)**

કૃપાનિધિ કહે છે હે કરૂણેશ પતિ! આદ્ય અંકુરની રચના વિષે આપને જે પ્રશ્ન પૂછેલો તેવી જ રીતે આ એક બીજો ભ્રમ યાને સંશય થયો છે. આપના સિવાય તે મરમનો ખુલાસો કરીને આ બાજુ જણાવી શકે તેવું કોઇ નથી.

**अहो धन्य किरतार करन मुज, अेही गति तुम उपजाये ।**
**अति वहालपसे वसीत मोई रद, परमीत प्रश्न कराये ।। (९)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ ! આપને ધન્ય છે કે મારા ઉપર મહેર કરીને એ પ્રશ્ન પુછવાની ગતિ તમોએ પ્રેરક કરી છે. અને અતિ વહાલ પણે મારા હૃદયમાં વસીને તટસ્થ રહી મારી પાસે પ્રશ્ન કરાવો છો.

**तिनके परिउत्तर करननके, हवीतव आप उमेदु ।**

**आपही आप उमंगीत मुज उर कहन काज निज भेदु ।। (१०)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! ઉપરના પ્રશ્નોના ઉત્તર આપવા આપને અતિ ઉમંગ થયો તે ઉમંગ આપને આપોઆપ થયેલો હોઇ મારા હૃદયમાં વસીને સર્વ અંશોનુ કલ્યાણ કરવા નિજ લક્ષનો ભેદ અમારા મુખે ઉચ્ચાર કરીને કહેવડાવો છો.

**मुजकु गम नही आद्य अगमकी, वेद वदीत नही जीनकी ।**

**जंहां कोउकी नही साख्य पुरनकी, तो क्यौ लहुमे तिनकी ।। (११)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ! મને આદ્ય અગમ ગતિની જાણ નથી. વેદ પણ તે ગતિને નહી જાણવાથી કહી શકયા નથી. જ્યાં આદ્ય કૈવલપતિ બિરાજે છે, ત્યાં બીજો કોઇ સાખ્ય પુરે તેવો નહી હોવાથી હું તે ગમગતિને કેવી રીતે જાણી શકુ ?

**कीट पतंग आद्य पशु पंखी, जीव जंत सब जेता ।**

**ओरू नरपत नरनार सहित सब, पुनि निगम गम वेता ।। (१२)**

નિજ કૈવલ પતિ કહે છે કે કીટ પંતગની આદ્ય લઈ પશુપંખી જીવજંતુ જેટલા છે, તે સર્વ ઘણી અલ્પજ્ઞ ગતિવાળા છે. રાજા, પ્રજા, નરનારી સહિત તેમજ વેદની ગતિને જાણવાવાળા મોટા વિદ્વાનો પણ નિજ કર્તાની અગમગમ ગતિને જાણતા નથી.

**लक्ष चतुर ज्योतिष के जनीतव, ओर मुरख गम अंधे ।**

**महा विचिक्षण विमळ वचनके, सुरती सहीत नव छंदे ।। (१३)**

ચાર લાખ જ્યોતિષના જાણકાર અને અંતર આત્માની ગમ ગતિના આંધળા મુરખજનો નિજ પરમપતિને લેશમાત્ર જાણતા નથી. વિશેષ બુદ્ધિની કુશળતા વાળા મહા વિચિક્ષણ અર્થ સહીત વિમળ વચનોનો ઉચ્ચાર કરનાર પિંગલના નવ છંદોના પ્રવિણ વેત્તાઓ પણ નિજ કર્તાને જાણવા સંબંધમાં અજાણ રહી ગયેલા છે.

**संत पुरुष अनुभवी अविगतके, ईश अवतार समेतु ।**

**अहीं के अहीं लवार लवीनके, तहीके कोहु न वेतु ।। (१४)**

સંત મહાપુરુષો અને અવિગત આત્મા પરમાત્માના હિમાયતી અનુભવીઓની દૃષ્ટિ તેમાં જ વિરામ પામી છે. ઇશ્વરોના અવતાર સહીત સર્વ અહીના અહી જગતમાં લવારો લવી ગયેલા હોઇ જ્યાં નિજ કર્તા બિરાજે છે, ત્યાંની ગમગતિને કોઇ જાણી શકયા નથી.

**ओर अगम गम कहनन के जन, जीनके जुग पतियारू ।**

**तेही न लहत त्यांय की ततवीर, अे भवभर अधिकारू ।। (१५)**

આ જગતમાં કોઇ ભુત ભવિષ્ય આગળ પાછળની અગમ ગમને જાણનાર જન હોઇ તેના ઉપર સર્વ લોકો વિશ્વાસ લાવે છે, એવા ત્રિકાળ દર્શી આ ભવભરના મોટા અધિકારી ગણાય છે. પરંતુ નિજકર્તાના અવિનાશી પદને પામવાની પરમ યુક્તિઓ કે ઉપાય કોઇ જાણતા નથી.

**मोरातवि पुरुषनकु लेवन, तितके कोहु न आये ।**

**ओरू अधमी नर नरक परनके, सरखे सकल सधाये।। (१६)**

આ જગતમાં જે મોટા મોભાવાળા થઇ ગયા તેમને પણ સ્વર્ગમાંથી કોઇ લેવા આવ્યું હોઈ એવુ જાણવા મળતુ નથી અને અધમ કર્મ કરનાર જનો નરકમાં પડતા હોઇ એમ મનાય છે. પરંતુ શરીર છોડીને જતી વખતે બન્નેની એક સરખી જ ક્રિયા થાય છે. પણ તેમની શું ગતિ થઇ તેની કોઇને ખબર નથી.

**पुनी पहोंचकी नहीन पतिको, कोउ नही लखी पठाये ।**

**अकळ पंथमे सकल विकल हुई, गये सो गतम गताये ।। (१७)**

ધર્મી કે અધર્મી અહીંથી શરીર છોડીને સ્વર્ગે યાને નરકે પહોંચ્યા તેની પાવતી લખીને અહી કોઇને મોકલી નથી. કારણ કે તે જવાનો માર્ગ ઘણો ગંભીર અને ગહન એટલે ન

કળી શકાય તેવો હોવાથી શુધ બુધ વિના આકુળ વ્યાકુળ થઇને જનાર જીવો ગતમગતા થઇ જાય છે.

**पीछे सब अनुमान करीनके, कीये पये निज पदही ।**
**नरकी नरकु नरक परनकी, तेही अनुमाने वदही ।। (१८)**

પરમ કૃપાનિધિ કહે છે કે! જે જે જનો ધર્મમાં રહી ધર્મનું આચરણ કરવાવાળા હતા તે નિજ પદને પામ્યા હશે એવા અનુમાનથી અહીંના સર્વ લોકો કહે છે અને અધર્મી જનો અશુભ કર્મ કરવાવાળા તે નરકે પડયા હશે તે વાતો પણ અટકળથી જ કહે છે.

**तुम न्यायिक सब जंत जहांनके, देवन फळ जेही जीनकु ।**
**करीत कसाल हाल जीनु देखीत, राखी शको नही तिनकु ।। (१९)**

કૃપાનિધિ કહે છે કે હે સકર્તા ધણી આ જગતમાં સર્વ જીવોના આપ અદલ ઇન્સાફી છો ! જેથી જે જે જીવોએ જેવા જેવા સુક્રીત, દુષ્ક્રીત કર્મો જેણે જેટલા પ્રમાણમાં કર્યા હોય તેટલા જ પ્રમાણમાં તેવી જ રીતે કસોટી કરીને ન્યુનાધિક જોઇ તેને તેટલુજ યોગ્ય ફળ આપો છો ! તે પ્રત્યક્ષ હાલ હજુર દેખાય છે. તેમજ પક્ષ પાત કર્યા સિવાય જેને જેવુ કર્મ કર્યુ હોય તેવુ ફળ આપી દો છો તેમાં રજમાત્ર બાકી રાખતા નથી.

**पण आतो तुम लेन देनकी, मुवे पीछे नही जनही ।**
**अेही अमोघीत अंघ धुंधकी, कहन कुन तुम विनही ।। (२०)**

પરમ કૃપાનિધિ કહે છે કે જગતભરના સર્વ જીવો એક બીજાની સાથે પરસ્પર શુભાશુભ કર્મ કરતા હોય તેની લેવડ દેવડનો બદલો તમે તટસ્થ રહીને અન્યો અન્ય અપાવો છો, પરંતુ મરી ગયા પછીની હકીકત અતિ અમોઘ અંધાધુંધ ભરેલી હોવાથી તેની ગમ આપ વિના કોઇ કહી શકે તેમ નથી.

**जो अवतार लहे तेही अंशु, अेही भवमे तन दुजे ।**
**तेही तनमे तदवत् थई वरते, आगली कछु न सुजे ।। (२१)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે વિશેષ ગતિના જે જે અંશો આ ભવમાં મનુષ્ય અવતાર લઇને આવે છે, તેમના શરીરોનો વિલાસ કરવામાં તદ્રુપ એટલે તલ્લીન થઇને વર્તિ ગયા છે. પરંતુ આ શરીર છોડયા પછી બીજો કયો અવતાર ધારણ કરવો પડશે તેની તેમને જરાય સુઝ પડી નથી.

**तेही पण असुझ अंध अनपेखीत, घोर अंध तेही सरखे ।**
**जेही जीनके सक्रीत करीतव फळ, जनीत विना क्यो हरखे ।। (२२)**

જે અવતારી ઇશ્વરો પણ અંતર દષ્ટિના અન્ધ હોવાથી ભવિષ્યની હકીકતને જોઇ કે જાણી શકતા નથી. જેવી રીતે સામાન્ય ગતિના સર્વ જીવો ઘોર અંધકાર મય ગતિવાળા હોઇ વિશેષ અંશો પણ તેમના જેવાજ છે. પરંતુ સામાન્ય કે વિશેષ જેણે જેવા સુક્રિત કર્મ કર્યા હોય તેનુ ફળ કયાં અને કયા દેહમાં કેવી રીતે મળશે તે ગતિ જાણ્યા વિના તેમના હૃદય કેમ કરીને હરખાશે ?

**हरख विना क्यौ हवे करतको, हृदये हुस भरीनके ।**
**हुस विना तो तन मन सहितम, कयौ करी शके करीनके ।। (२३)**

ઉપર જણાવ્યા પ્રમાણે સુક્રિતના ફળ ભોગવવાની ખબર ના પડે તો હૃદય હરખ પામતુ નથી. અને હરખ વિના હોશિંયારી ભર્યો ઉમંગ ઉત્પન્ન થાય જ નહી ત્યાં સુધી તનમન રૂપી ક્રત સારા સુક્રીત કરવા પ્રવૃત્ત થતુ નથી, તેવા પ્રકારની હોંશ અને ઉમંગ સિવાય તનમન સહીત સત કર્મ કેવી રીતે કરી શકે ?

**आतो केहेते केहेत करीत सब, धरीत अगम विश्वासु ।**
**उत्तम मध्यम करनी करन फळ, अदबद उर अभिलासु ।। (२४)**

આવી રીતે ભૂતકાળમાં થઇ ગયેલા મોટા ગણાતા પુરુષો કહી ગયા છે. તેના પર વિશ્વાસ લાવી જગતના જનો ઉત્તમ મધ્યમ કર્મ કરી રહ્યા છે, તેની ખરી ખબર વિના અદબદ પણે તે ફળ અમને મળશે તેવી અંતરમાં ઇચ્છા રાખીને એક બીજાના કહેવાથી કર્મ કરે જાય છે.

**जो अदबद अभिलाष न होय तो, पापी पाप न करही ।**
**अरे कोहुनके खुन करीत पण, भुक्त आपनकु परही ।। (२५)**

આ જગતના સર્વજનો ઉત્તમ મધ્યમ કર્મ કરતા હોય તે ફળ ભોગવવાની ઇચ્છા રાખીને અદબદ પણે કર્મ કર્યે જ જાય છે, પરંતુ કયુ કર્મ કેવી રીતે ભોગવવુ પડશે ? તેવી ચૌક્કસ ખબર હોય તો પાપી પાપ કરેજ નહી. જેમ કોઇ ખુની માણસ બીજા કોઇનુ ખુન કરે તે મરનાર જીવ મારી પાસેથી બદલો કેવી રીતે લેશે તે જાણ નહી હોવાથી ખુન કરે છે.

**जबते त्रास धरीत तन मनमे, अनहुत करीत न कोई ।**
**तबते सुक्रीत करे सकलको, भुक्त आपनकु सोई ।। (२६)**

જ્યારે અશુભ કર્મ કરવાથી કેટલુ અસહ્ય કષ્ટ ભોગવવુ પડે છે તેની ખબર પહેલેથી જ પડી જાય તો તેના તનમનમાં ત્રાસ વ્યાપી જાયને અંતર આત્મા કંપી ઉઠે ત્યારે જગતભરના સર્વ જનો સારા સુકીત કર્મો કરવામાં પ્રવૃત્ત થાય અને અશુભ કર્મ કોઇ કરે જ નહી.

**पण आतो सब येन अपेखीत, करे सकल सब करमु ।**
**खरेखरी खातर बीन देखीत, सुकर्म सहित अकरमु ।। (२७)**

ભવભરના સર્વ જીવો પોતાના નિજ ઘરને નિરખ્યા કે પરખ્યા વિના તમામજનો કર્મ કર્યે જ જાય છે, પરંતુ તે નિજ ઘરની કોઇએ ખરી ખાત્રી કરીજ નથી તે નિજ ઘરને જાણીને જોયા વિના નિડર પણે સર્વજનો સારા નરસા કર્મ કરી રહ્યા છે.

**तबजो सुज परे करतव फळ, ओरू अवतार समेतु ।**
**सो तुम पति पुरंजनकी पर, उपजे अंश सहेतु ।। (२८)**

આ પ્રત્યક્ષ દેહમાં કરેલા કર્મના ફળરૂપે જે સંપત્તિનું સુખ પ્રાપ્ત થયુ છે, તે ધર્મનિતિ ગુરુ ભક્તિની દ્રઢ ભાવના ત્યાગ વૈરાગ સમદમ આદિ સમૃદ્ધિના પુરુષાર્થે અંતર દષ્ટિના અકળ વિચારથી ગુરુગમ દ્વારા ખોજ કરીને જોતા જે અંશને પૂર્વ જન્મની ખબર પડે છે,

ત્યારે નિજની સ્વસુઝ વડે પોતાના તનમન ઉપર સંપૂર્ણ સંયમ લાવે છે, જેની દષ્ટ્રિ પરમગુરુ વચન છોડીને બહાર જતી જ નથી એવા અધિકારી જન બીજા અવતારને જાણી શકે છે. આવી રીતે પૂર્વ પુનર્વની સુજ પડવાથી તે અંશને રોમે રોમને રગેરગમાં અતિ ઉમંગ ભરેલી હોશિયારી આવી જતી હોય નિજ સકર્તા પતિ સાથે સંપૂર્ણ હેત ધારણ કરે છે.

**ओरू हुंशियारी हवे अंशनकु, करत जनम सुजनसे ।**
**नहितर तो क्रत करे खरापण, उतईत कहीत बुजनसे ।।** **(२९)**

ઉપર જણાવ્યા પ્રમાણે જે અંશ નિજપતિ સાથે શુદ્ધ હેત ધારણ કરવાવાળો હોવાથી અતિ હોશિંયારી પૂર્વક ઉજાગ્રત વૃત્તિએ અક્કલ આરતને સુરત નુરત સહીત પરમગુરુની અનીન ભક્તિમાં તલ્લીન થઇ જાય છે, એવા સત કર્મના પ્રતાપથી પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્તમ અવતાર ધારણ કરી શકે છે, તે સિવાયના બીજા સર્વ જગતના જનો આ બાજુને તે બાજુની વાતો જાણીને કર્મ કરે છે. તે કર્મને વશ પડેલા હોઇ ઇચ્છા પ્રમાણે અવતાર લઇ શકતા નહી હોવાથી કર્મ અનુસાર જન્મ લેવો પડે છે.

**तेही बुजन बाबजकी बरीया, करीया करन पराई ।**
**खराखरी करता कारजकी, कोउके शिर न सराई ।।** **(३०)**

અંશ પોતાના સ્વરૂપે થઇ નિજપતિ પદને મળવાની અલૌક્કિ જાણ અતિ અદ્દભૂત હોવાથી જ્ઞાન, ભક્તિ, ત્યાગ, વૈરાગ અને અક્કલ આરતની વિભૂતિઓ સહિત પરમગુરુની અનીન ભક્તિ કરવામાં આવે તો પરમગુરુ કૃપાવંત થઇને અકળગતિનું બળ બક્ષિસ કરે છે. ત્યારે અંશ નિજ સ્વરૂપે થઇ કરૂણેશ પતિ સાથે અખંડ એકતા કરી શકે છે. તે સિવાય બાહ્ય દષ્ટ્રિ એ વિજાતીય અનેક ઇષ્ટો સાથે પ્રિતિ રાખીને ક્રિયા કર્મ કરવામાં આવે તે પારકે પારકા કર્મ હોઇ તેના લેવડ દેવડના વહેવારમાં યુગોના યુગ વહી જાય છે. તો પણ ખરેખરા આપણા સજાતિય નિજ કૈવલ પતિ છે તે પદને પ્રાપ્ત કરવા અર્થે સર્વજ્ઞ પરમગુરુના વચન કોઇ શિર ઉપર ધારણ કરતુ નથી.

**ज्यौ कोई अणदीठी बातनकी, चलीत सकल लोकीतमे ।**

**तिनकी बुजनता अेक अेकसे, कुन सची कहे जीनमे ।। (३१)**

જેમ કોઇએ અણદીઠી વાતનુ અણપગુ ડીંગ ચલાવ્યુ, તે બીજાએ સાંભળ્યું બીજા પાસેથી અરસ પરસ થતા તે બધે પસરી ગયુ. તેમાં કોઇ ડાહ્યા માણસે પૂછયું કે, "ભાઇ, આ વાત કયાંથી લાવ્યો ?"ત્યારે પેલા માણસે સાંભળેલુ નકકી કરવાનુ આવ્યુ એટલે તે ઊભો રહ્યો અને આજુબાજુ ઉભેલાને પૂછવા લાગ્યો "ભાઇ, મને તો ખબર નથી તમે જાણતા હોતો કહો, હું તો કહેતા કહેતી કહું છું મને પણ પૂરી ખબર નથી" આમ વાત અટવાવાથી નપગુ ડીંગ છે. એમાં સાચી વાત કહેનારો કોણ હશે ?

**पकर पेचके पूछन लगे तो, कहे हम सुनी कोहुनकी ।**

**अेही परकारन कहे सकलको, साची कोहु न रहुनकी ।। (३२)**

વાતની યુક્તિને પકડીને જો કોઇ પૂછે તો કહે "ભાઇ, હુંતો સાંભળેલી વાત કહુ છુ" એવી રીતે દરેકે દરેક છૂટી જાય છે. સાચી વાત જોઇ છે એમ કોઇ કહેતુ નથી.

**भाग्यशाळी धनवंत पुरुषकु, राज करंता जेही ।**

**तिनकु कहे तप दान करेसे, पाये परम सदेही ।। (३३)**

રાજાને જોઇ વિપ્રજનો 'ભાગ્યવાન, ધનવાન' વગેરે તેની પ્રશંસા કરે છે. 'વાહ, ધન્ય તમારા પ્રારબ્ધને ! વાહ. શું મોટુ કપાળ ! મોટા પુણ્યશાળી ! બહુ તપ કર્યા હશે ? નહી તો આ બધુ કયાંથી હોય ? વાહ, ધન્ય છે. તમને અને તમારા તપને! પેલે જન્મે બ્રહ્મભોજન તો બહુ કરાવ્યા હશે ? વાહ, મોટા પુરુષોની ધૂણીઓના લાકડાં ખૂબ સંકોરેલા ? આવા બધા પુણ્યના પ્રતાપે આ મોટી પદવી મેળવી છે. આમ કહી શ્રીમંતોને ઊંચે ચઢાવ્યા. આશા તો માત્ર સો એકજ લેવાની તેમાં આટલા બધા આર્શીવાદ !

**पायनकु जो पुछ लगे तो, कांहां तप कीये तमेजु ।**

**ओरू धनवंताकु जई पुछीत, कांहां तुम दान कीयेजु ।। (३४)**

જેઓ સુકૃતવાન પુરુષો છે, તેમને ઘેર જઇ વિપ્રજનો એમ પૂછે કે, 'ભાઇ તમે તપ કયાં જઇ કર્યુ કે જેથી આ રાજ્ય મળ્યું ? તેવી જ રીતે ધનવાનને ઘેર જઇને પૂછે કે 'ભાઇ, તમે દાનના સદાવ્રત કયાં માંડેલા કે જેથી આ બધુ સુખ ભોગવો છો ?'

**पण ना तो नरपतके तपकी, धनवंत दान करनकी ।**

**पण दोहुनकु सुज परीत नही, करनी करीत परनकी ।। (३५)**

નથી તો રાજાને ખબરકે પોતે તપ કયાં કર્યુ હશે અને આ ફળ કેવી રીતે મળ્યુ છે ? તેમ વળી ધનવાનને પણ દાન કર્યાની ખબર નથી કે દાન કોને અને કયાં કર્યુ છે ? એ બન્નેને આ બાબતમાં સુજ પડી નથી, પોતે પૂર્વે જન્મમાં કયાં હતા ? કોને ત્યાં હતા ? કેવી સ્થિતિમાં હતા ? એની ખબર લેશ માત્ર નથી.

**यौ अंधार सकल भव भरमे, लोक चतुरदस लगही;**

**केसी सृष्टि रची करता तुम, या गत मोई नही पगही ।। (३६)**

કૃપાનિધિ કહે છે કે, આખાયે ભવભરમાં ધાઢ અંધકાર ફેલાયેલો હોઇ ચૌદ લોક સુધી એક સરખો પ્રસરી ગયો છે. હે કરૂણેશપતિ ! આ સૃષ્ટિ તમે કેવી રીતે રચી છે કે તેમાં મારી પણ ગમગતિ પહોંચતી નથી ?

**अरे हाय कर्ता अेही विधके, शाने काज सजेहु ।**

**अगम सुज विनु उतईतन मध्ये, तुमकु कोउन भजेहु ।। (३७)**

પરમ કૃપાનિધિ કહે છે કે અરે હાય ! અહો હે કરૂણેશપતિ ? આપને શું કહું , આવી અચેત ગતિવાળી સૃષ્ટિ તમે કયા કાર્યના હેતુથી સર્જી છે. જેથી તમારા અગમ ઘરની કોઇને ખબર જ નથી. વળી સ્વર્ગ લોકના દેવો અને આ મૃત્યુલોકના મનુષ્યો એ બન્નેની મધ્યમાં રહેલા આપને કોઇ પણ ભજતુ નથી.

**अेही नम धावन आचारज ईत, जब तुम अंध रखाये ।**

**अंधेकु जही तही लेइ जावत, सुज परे विनु ताये ।। (३८)**

હે આચાર્યો ! તમે અહી આ મૃત્યુલોકના મનુષ્ય તનુધારી સર્વ જીવોને ગડબડ અડબડ સમજાવીને નિજકર્તા ધણી તરફ જવા દીધા નથી. પોતાની મતલબ સાધવા ને મોટા થઇ જગતમાં પુજાવા જીવોને આંધળા રાખી તેમના આગેવાન બનીને ખરા નિજ ઘરની સુઝ વિના જીવોને આંધળા રાખી અનિત્ય દેહધારી ઇષ્ટોમાં વળગાડી દીધા છે.

**उलट सुलट समजाय सकल भव, हरामखोर ने जंतु ।**
**जब तुम जाण विना जुग सरजीत, हुये मतंत अनंतु ।। (३९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હરામખોર આચાર્યોએ ! જગતના જીવોને આડુ અવળુ સમજાવીને અલ્પ બુદ્ધિના જંતુ જેવા કરી નાખ્યા છે, આવી રીતે અચેત ગતિના જીવોને કોઇ પ્રકારની સુઝ પડવા દીધી નથી. એવા અજ્ઞાનના કારણને લઇ જગતમાં અનેક મતવાદ સ્થપાયેલા છે. આવી રીતે જાણ વિનાનુ જ ગતિવાળુ જગત હે સકર્તા ધણી ! તમે શા માટે સર્જયુ છે.

**बहोरू न जोई संभाळ सृष्टिकी, साच जुठकी सोई ।**
**जेही जेही पंथ चलाये जीनने, अटक नही किनु कोई ।। (४०)**

પરમ કૃપાનિધિ કહે છે કે ! આ જગતનુ સર્જન કર્યા પછી હે સકર્તા ધણી, તમે ફરી પાછુ જોઇને તે સાચુ વર્તે છે કે જુઠ્ઠુ તેની સંભાળ પણ લીધી નથી, વળી જેણે જેણે આ જગતમાં મનસ્વી પંથો ચલાવ્યા તેમને તમે અટકાવ્યા નથી.

**सुनवादीने सुन थपे पण, तेही तुम नही अटकाये ।**
**अन ईश्वरवादीकु तुमने, तुम विनु यौ लटकाये ।। (४१)**

શૂન્યવાદીઓએ શૂન્યની સ્થાપના કરી તેમને પણ હે સકર્તા ધણી ! તમે અટકાવ્યા નહી. અન ઇશ્વરવાદીઓ કહે છે કે જગત કર્તા છે જ નહી એમ સ્વતંત્ર થઇને બોલે છે તેમને પણ હે નિજકર્તા ! તમે લટકતા મુકી દીધા છે.

**ओरू अकाळी पंथ चलावन, तेही चलीये उतपाये ।**
**जीन जीवनके वेत हवीनसे, करम सिद्धान्त ठराये ।।  (४२)**

નાનક સાહેબે અકાલી પંથની સ્થાપના કરી તે પણ ઉત્પાત કરવાવાળો હોય યવન લોકો તરફ રોષની દષ્ટિ એ જુએ છે. તેમની માન્યતા સ્વર્ગ લોક પામવાની હોવાથી એવી આશા રાખીને પંથ ચલાવે છે. જૈન મતને અનુસરવાવાળા તેમણે જીવ પદનુ સ્થાપન કરેલુ છે અને કર્મનો મુખ્યઆધાર રાખી જેવા કર્મ કરે તેવી ગતિ થાય છે એવી એમની દ્રઢ માન્યતા છે.

**मुसलमान अल्ला अविलोकीत, नुर अमोघीत गाई ।**
**ओरू अनहुत परपंच रचीनके, तुमकु रखे दुराई ।।  (४३)**

મુસલમાનોમાં પ્રથમ જે પયગમ્બરો થયા તેમાં કોઇક વિરલા જનોએ આદમ (આત્મા) લક્ષના જાણકાર થયા તેમણે અલ્લા એટલે બ્રહ્મ પ્રકાશનું અવલોકન કરીને પ્રેમપૂર્વક અમુલ્ય ગુણ ગાયા છે, તેમના ઇસ્લામ ધર્મની મજબૂત સ્થાપના કરી તેમા આત્મા લક્ષની જાણ સિવાયના વર્તમાન કાળના મુસલમાનોએ ઓલિયાઓને અલ્લાનું રૂપ માની ધર્મમાં જુઠો પ્રપંચ ઘુસાડી દીધો છે. તે કારણને લઇ તેમની સમજણ બહાર ખુદ ખાવિંદનુ પદ દૂર રહી ગયુ તેથી ખાવિંદને ઓળખી શકયા નથી.

**ओही सब भुल भटक भवकी मही, चले सो आद्य अनादु ।**
**नातो तुमने मना करीतको, ना कोउकी प्रतीपादु ।।  (४४)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશપતિ! જગતની આદ્ય અનાદીથી આપના હુકમમાં રહીને આજ્ઞાને અનુસરવાની સર્વ જીવોને ભુલ પડી ગઇ છે તે ભુલથી આપનાથી વિખુટા પડીને જીવ માત્ર ભવભરમાં ભટકયા જ કરે છે. તે ભુલને વધારવાવાળા આચાર્યોને આપે મના પણ નહી કરી અને ભુલને અટકાવી જીવોને બચાવવા માટે કોઇ સંતને ગતિ આપીને સ્થાપન પણ કર્યુ નથી તે કારણને લઇને ભુલ વધતીજ જાય છે.

**या विधकी अजमाल चलतहे, भव मही कोई काळनकी ।**

**अंधे जीव कहे कोउ कुनकी, कया कहु तुम ख्यालनकी ।। (४५)**

ઉપર જણાવ્યા પ્રમાણે આવી જ રીતે જગત રચાયુ ત્યારથી ગુપ્ત ભુલ ચાલતી જ આવેલી હોઇ કેટલાય કાળથી ભવભરમાં તે ભુલ પ્રસરી ગયેલી છે. તે કારણ ને લઇ સૃષ્ટિ ભરના સર્વ જીવો અંતર દૃષ્ટિના અંધ થવાથી કોણ કોને કહે કે તમે કયાં જઇ રહ્યા છો એટલા જ માટે પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ !તમારા રચેલા ખેલને જોઇ આપને શું કહું ?

**ख्याल रचे पण खोटी इवनके, अमथे अमथ अमुजके;**

**आगली पीछली करनी करनकी, कोउ कीनु कछु न सुजके ।। (४६)**

હે કરૂણેશ પતિ ! તમે જગત રૂપી ખેલ રચ્યો એટલે ખેલના ખેલાડી થયા પરંતુ ખેલમાં ઉતરેલા જીવો તમને લેશમાત્ર જાણતા નથી, તો પછી ખેલ રચવામાં ખાલી ખોટી થયા તેથી શુ અર્થ સર્યો ? અને જગતના સર્વ જીવોને આગળ પાછળના અવતારોના કરેલા કર્મની કોઇને કંઇ પણ સુઝ પડતી નથી એવા અમુઝણ ભર્યા અજ્ઞાનમાં અમસ્તે અમસ્તા દુઃખજ ભોગવશે તેની ખરી ખબર વિના પ્રાર્થના કોની કરશે ?

**सुज विना तुम सृष्टि रची कुल, अंधे अंध जीवनकी ।**

**तो क्या काम हुते रचने का, करी संकल्प चितवनकी ।। (४७)**

હે કરૂણેશપતિ !તમે સૃષ્ટિની રચના કરી સર્વ જીવોને વસાવ્યા તે સુઝ વિનાના અંધે અંધ હોવાથી પોતાને તેમજ તમને લેશમાત્ર જાણતા નથી, તો ચિતવન કરીને સંકલ્પ દ્વારા સર્જન કર્યુ તે શા કામનુ ?

**ज्यौं कोई देश मही दुनिया सब, नैंन विनाके सोई ।**

**जेसे स्थावर त्यौं जंगम तन, अवनि भखे सब कोई ।। (४८)**

જેમ કોઇ એક દેશમાં આખી દુનિયાના તમામ મનુષ્ય તનુધારી જીવો ચક્ષુ વિનાના રહેતા હતા જેવી સ્થાવર વૃક્ષ જાતિ છે, તેવા જ જંગમ જાતિના જનો હોવાથી એ બન્ને પૃથ્વીનો આહાર કરીને જીવન ગુજારતા હતા.

**तिनमे कोउ नर अमल बजावत, नरपत थई निज ताई ।**
**अंधे अंध मही राजनके, त्यांहां कयौं अमल सराई ।। (४९)**

જેવી રીતે આંધળાઓની દુનિયામાં કોઇ એક અંધ પુરુષ રાજા બનીને સર્વ આંધળાઓ ઉપર અમલ ચલાવે છે. તે બધા અંધે અંધ મળીને રાજ દરબારમાં ગયા પરંતુ સર્વ અંધે અંધ હોવાથી કોણ કોની પ્રશંસા કરી શકે.

**अेही परकार रचे सब जीवन, जीनमे अमल तुमारा ।**
**कुन मोज होय अनदेखीतमे, करीतव अमल पसारा ।। (५०)**

ઉપર જણાવેલા દષ્ટ્રાંતના ન્યાયે નિજ સકર્તા ધણીએ સર્વ જીવોને ઉત્પન્ન કરી દુનિયામાં વસાવીને અંધ ગતિના રાખ્યા છે. તે સર્વના ઉપર કર્તાનો અમલ ચાલી રહેલો હોવા છતાં કોઇ પણ જીવ જાણતો નથી, તો પછી અમલ ચલાવનાર અમલીને તેમજ અજાણ રહેલા જીવોને આનંદ કેવી રીતે થશે ?

**अंध रहे अवनिकु अचवी, ओर कछु नव सुझे ।**
**या विधि जीव सकल भव भुचर, तेही तुमकु क्यौ बुजे ।। (५१)**

જે પ્રકારે ભુચર ગતિના જીવો ભુમિ પર રહે છે અને ભુમીનોજ આહાર કરતા હોવાથી તેમને આગળ પાછળની કંઇ પણ સુઝ પડતી નથી, તેવી જ રીતે સકર્તા ધણીના અંશો તત્વોના દેહધારણ કરીને તત્વોનો જ આહાર કરી જીવન ગુજારે છે. તેથી જ અંધ થયા હોઇ પોતાના અંશ સ્વરૂપને તેમજ નિજકર્તા ધણીને જાણી કે જોઇ શકતા નથી.

**भुचरकी गत भोमी चरनकी, जेही पदारथ परमेशु ।**
**चरा जाय भवकी मही भव लग, अंधनके उपदेशु ।। (५२)**

જેવી રીતે ભુચર ગતિના ઘાટવાળા જીવો ભુમીનો ચારો ચરીને ભુમી ઉપર જ રહે છે એ દૃષ્ટાંતના ન્યાયે અંધ આચાર્યોના ઉપદેશથી અંધ શ્રદ્ધાળુ જીવો અનિત્ય દેહધારી ઇષ્ટોને ભજવા રૂપી ચારો ચરે છે. તે કારણને લઇ આ ભવ જ્યાં સુધી રહી શકે ત્યાં સુધી મુક્ત થઇ શકતા નથી.

**अंधनके उपदेश अंधकु, लागी शकत तिन केहु ।**
**अगम निगमकी सुज विनाके, अंधे अंध सबेहु ।। (५३)**

આચાર્યો પણ અંધ ગતિના અને જગતના જીવો પણ અંધ હોવાથી અંધ જનોનો ઉપદેશ આંધળા જીવોને લાગી શકતો નથી. અગમ એટલે જ્યાં નિજ કર્તા પદ આવેલુ છે, નિગમ એટલે ત્યાં વેદોની ગતિ પહોંચી નથી. તેની સુઝ વિના કહેનાર ને સાંભળનાર સર્વ અંધ ના અંધ જ રહેલા છે.

**तो रचना एही कुन कामकी, शाने शरम करेहु ।**
**तुमेरी गत मत तुमही जानो, मोई नही सुज परेहु ।। (५४)**

પરમ કૃપાનિધિ કહે છે કે ! હે સર્જનહાર સ્વામિ આ સૃષ્ટિની રચના તમે કરી તો ખરી પણ તમારા અંશો કોઇ પણ તમને જાણતા નથી, તો શ્રમ કરેલો શા કામનો ? એટલા જ માટે કહુ છું કે તમારી ગતિમતિ તમેજ જાણો એમાં મને કંઈ પણ સુઝ પડતી નથી.

**सुज पडे क्यौं ढंगढाळ विन, फोगट फंद सरीखमे ।**
**ज्यौ बाजीगर निज बाजीनसे, कछु न काज परीखमे ।। (५५)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! મને સુઝ કેવી રીતે પડે તમારુ રચેલુ જગત ઢંગઢાળ વિનાનુ હોવાથી ફોગટ ફંદના સરખુ છે. જેમ બાજીગરની બાજીના પુતળા પરખ કરીને જોઈએ તો કોઇ કાર્યના ઉપયોગમાં કામ લાગતા નથી.

**जेसेही बाजीगर बाजीनसे, ज्यौ नही काज सरेहु ।**
**एही बाजीनके तुम बाजीगर, कहो कुन स्वाद परेहु ।। (५६)**

તેજ પ્રકારે હે સકર્તા સ્વામિ ! જેવી રીતે બાજીગર બાજીની રચના કરતો હોવા છતાં તે બાજીના પુતળાંથી કોઇ કાર્ય સિદ્ધ થતુ નથી. તેજ ન્યાયે તમે બાજીગર હોઇ સમસ્ત જગત બાજીના પુતળા છે, તે બાજીના પુતળાં અનિત્ય અને જુઠ્ઠે જુઠ્ઠા હોવા છતાં તમને શું સ્વાદ પડે છે ?

**बाजीके कर्ता तुम सर्वज्ञ, बाजी तुम नही जाने ।**
**तिनकी हुस हवे कया तुमकु, जब जीव रखे अयाने । (५७)**

હે સકર્તા સ્વામિ ! તમે સર્વજ્ઞ બાજીગર હોઇ જગત રચના રૂપી બાજીને તમો જાણો પણ બાજી તમને જાણતી નથી તમારા ઉત્પન્ન કરેલા જીવોને તમે અજાણ્યા રાખ્યા તેથી તમને શું આનંદ આવ્યો ?

**सरम करनकी कही तमनकु, अेही न्याय नरणीतमे ।**
**तबत्ये तुमकु कुन लहे ईत, अंध सकल भव भीतमे ।। (५८)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સકર્તા સ્વામિ !તમે વિશ્વ રચના કરીને તમારા અંશોને વસાવ્યા તેનો જે શ્રમ કરેલો તે ન્યાય સહીત નિર્ણય કરીને મે જણાવ્યો. કારણ કે સર્વ જીવો અંધ ગતિના થઇ ગયેલા હોવાથી તમને ઓળખીને શરણે થવાનુ કોઇ જાણતા જ નથી. એવો આ સંસાર રૂપી ભવભર-ભયભીત થયેલો તેમાંથી કેમ બચવુ તેની કોઇને શુધ બુધ રહી જ નથી.

**जेतने भर कुल पक्ष जहांनके, जीनु सिद्धांत समेतु ।**
**तेतनेभर सब अगल बगलके, तुमके कोहु न वेतु ।। (५९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, આ જગતભરમાં જેટલા પક્ષવાદીઓ તે તમને ભુલી જઇ ન્યારા ન્યારા સિદ્ધાંતોમાં જે જે ઇષ્ટોની સ્થાપના કરેલી છે. અને તેમના ઉપાસકો થઇ આજુબાજુ જહાં તહાં જેને જેમ યોગ્ય લાગ્યુ ત્યાં વિરામ પામ્યા છે અને અત્યાર સુધી આપને કોઇ જાણી શકયા નથી.

**वेते नही पण तोहे तेहुनकी, भवमां भलीत भलाई ।**

**तो वेतन क्या कुन काम हे, तुम कीनु नही अटकाई ।। (६०)**

હે કરૂણેશ પતિ ! તમારા રચેલા જગતમાં તમારા નિજ પદને જાણવાનો લક્ષ ત્યજી દઇ બીજા બીજા ઇષ્ટોનો ઉપદેશ આ ભવભરમાં કરી રહ્યા છે, તેવા આચાર્યોની ભલાઇનો યશ ગવાય છે, તેમજ પ્રશંસા પણ બહુ થાય છે, તેમને તમે અટકાવ્યા નહી તો પછી તમારા જાણકાર અનુભવીનુ અહી શું કામ છે ? આ નિવેડો લાવવો તે તમારા હાથનીજ વાત છે.

**ओर तुमकु कोई वेती शकेतो, हम सरखे हक्क बोली ।**

**तो मारनकु लगे सकलको, उबरू कुनकी ओली ।। (६१)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! આપના લક્ષની નિજ જાણને જણાવવા મારા જેવો હક્ક ધરાવીને કહેવા જાય કે આપણે બધા એકજ સકર્તા ધણીના અંશો છીએ એમ જણાવતાની સાથે બીજા મતવાદીઓ અમને મારવા દોડી આવે ત્યારે અમારે કોની ઓથ લઇને બચવુ એ જરા જણાવશો ?

**ओल तमेरी खराखरीनकी, ज्ञान करनमे सोई ।**

**उपली फरक न तन आरबलकी, सरखे सरख सकोई ।। (६२)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશપતિ ! બચવા ઉગરવા કે નિર્ભય થવા માટે ખરેખર અને સાચેસાચી તમારી જ ઓથ અને તમારો જ આધાર હોઇ પરમ પદનું અસીમ સુખ આપનાર છે. જેથી સર્વ પ્રકારે નિડર થઇ તમારું જ જ્ઞાન કથવામાં અને અનુસરવામાં સર્વ સિદ્ધાંતોનો સમાવેશ થઇ જાય છે. તેથી બીજું કંઇ જાણવા જેવુ કે કરવા જેવુ બાકી રહેતુ નથી કારણ કે શરીર પક્ષે જોતા કોઇ નાના મોટા અને આયુષ્યની દષ્ટિએ પણ ઓછા વત્તા દેખાય છે. છતાં અનિત્યને નાશવંત હોવાથી તેને સરખે સરખા ગણવામાં આવ્યા છે, શ્રેષ્ઠમાંથી શ્રેષ્ઠ સર્વોત્તમ એક જ્ઞાન મત જ છે જેના વડે સ્વસ્વરૂપે થઇ નિજ કર્તાને મળી શકાય છે.

**मोई अमुजण जेही हुती उरनमे, तुमकु सकल सुनाई ।**
**बुरी रची बाबज अेही भवकी, उत ईत सुज विनाई ।। (६३)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સકર્તા સ્વામિ મારા હૃદયમાં જે અમુજણ હતી તે આપના આગળ નિવેદન કર્યુ છે, તેટલા જ માટે કે આ ભવની રચનાની હકીકત મને તો ખોટે ખોટી દેખાતી હોઇ યોગ્ય લાગતી નથી, કારણકે જે હેતુથી તમે રચના કરી તે હેતુ સચવાયો નથી એટલા જ માટે આ બાજુને તે બાજુ ચૌદ લોક સુધીના સર્વ અંશો શુદ્ધ બુધ ભુલીને અચેત ગતિના થઇ ગયા છે તેથી તમને કોઇ જાણતા નથી.

**सुज परे विन अेही सकारन, करे कुन उनमुनकी ।**
**जो कोई करे सकार सह्यानक, तेही सकल सुन सुन की ।। (६४)**

પરમ કૃપાનિધિ કહે છે કે નિજ સ્વરૂપની સ્વસુઝ વિના એ કૈવલ લક્ષને કેવી રીતે સ્વીકારી શકે ? અને તે લક્ષ સિવાય ઉનમુનીનુ ઘર જાણી શકાતુ નથી, બીજા કોઇ શાણા બુદ્ધિશાળીજનોએ કહેતા કહેતી સાંભળીને સાધન કરે છે, પરંતુ જે ઇષ્ટો ને માને છે તે પિંડમાં કે બ્રહ્માંડમાં કયાં આવેલા છે? તેની ચૌક્કસ ખબર ન હોવાથી તેનો મત અક્રિય શૂન્ય જેવો હોય તેનો જવાબ મળી શકતો નથી.

**पण नैंनो जेही नैंन हजुरत, कहन कुन मगदुरी ।**
**कहे कुन तुमने कळ भरीतव, बाबज रखी अधुरी ।। (६५)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ! આપની હજુરમાં સન્મુખ રહીને દૃષ્ટિએ દૃષ્ટિ મિલાવી કહી શકવાની કોની મગદુર છે ? કારણ કે આપે જે કળ ભરી છે, તે કળની કોઇને ખબર નહી હોવાથી આપની સાથે એકતા કરવાની જે હકીકત છે તે અધુરે અધુરી હોઇ જેથી આપને કોઇ જાણી શકયા નથી.

**अधुरन देखीत हुंस हवे क्या, जुगधर जानन जाके ।**
**ज्यौ लरका नरपत के जायल, उपसन नैंन विनाके ।। (६६)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ! જે સ્વસુઝ રૂપી જાણ વડે પોતાના સ્વરૂપને તેમજ આપને જાણી શકે તે સુઝ અધુરી હોવાથી આપને કોઇ જાણી શકયા નથી. જેવી રીતે કોઇ રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો તો ખરો, પણ નેત્ર અને ઉપસ્થ ઇન્દ્રિ સિવાયનો જન્મ પામ્યો તે પુત્રને કે પિતાને ઉમંગ કે આનંદ કેવી રીતે થાય ?

**तेही तंत भर लग राज करे पण, मुवे पीछे नही वैसुं ।**
**तेही के तेही तन छेवट अंते, राज हवीत निर वैसुं ।। (६७)**

તેજ પ્રકારે રાજાનો કુંવર તેનુ શરીર રહે ત્યાં સુધી રાજ કરે છે. પરંતુ તેનુ શરીર ઉપસ્થને ચક્ષુ વિનાનુ હોવાથી મરી ગયા પછી રાજાનો વંશ કે વારસ રહેતો નથી.

**तेसेही अेही जुग तन तन परते, तन लग हरत फरतही ।**
**तेही तनके कोउ रहे न पीछल, जबते गये मरतही ।। (६८)**

તેજ પ્રકારે આ ભવભરના પ્રત્યેક શરીરોમાં નિજ કૈવલ પતિના અંશો વસેલા હોઇ શરીર રહે ત્યાં સુધી હરે ફરે ને રાજ કરે છે, પરંતુ તે અંશની પાસે અક્કલ રૂપી આંખને આરત રૂપી ઉપસ્ત ન હોવાથી જ્ઞાનરૂપી પુત્રનો વંશ પાછળ રહી શકતો નથી તે કારણને લઇ તેનુ નામ નિશાન લોપ થઇ જાય છે.

**पीछल सो संदेश पहोंचावन, पुनि भेजन भव तीनके ।**
**आ तो उत ईत कोउन जानत, गये पीछे जीनुं जीनके ।। (६९)**

જ્યારે શરીર છોડીને અંશો જાય છે. ત્યાર પછીનો સંદેશો ત્યાંથી અહીં કોઇ પહોંચાડતુ નથી. કારણ કે તે બાજુના દેવલોક અને આ બાજુના મૃત્યુલોકના મનુષ્યો દેહની સાથે અનુરાગ રાખીને જ વર્તેલા છે. તેથી આ ગતિને જાણવાના અંતર ચક્ષુ ખુલ્યાજ નથી એટલા જ માટે જેનુ જે શરીર છોડીને ગયા તેની હકીકત કોણ કહી શકે તેમ છે.

**अेही युगलकी पीछ अन्योअन्य, हुती जो सब रचनाकी ।**

**तो तुम हमकी मोज करनमे, रहत नही कछु बाकी ।। (७०)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે નિજ કર્તાના અંશોને જે અગમ્ય જાણ જાણવાની છે જે જગત રચના યુક્ત હોય તે ઓહંગ સોહંગ લક્ષની પરસ્પર યથાર્થ જાણ જાણવા માટે બાહ્ય વૃત્તિને અંતર વૃતિમાં લીન કરી અંતર વૃત્તિએ અતિ આરત પૂર્વક એ બન્નેની એકતા કરીને સ્થિર થવામાં આવેતો મારા સર્વજ્ઞ હંગની સાથે અજરામર મોજ માણવામાં ફાવી જવાય તેમ છે. એ ગતિ પ્રાપ્ત થાય તો કંઇ કરવા જેવુ ને જાણવા જેવુ બાકી રહેતુ નથી, અને ભવના ફેરા ફરવાનુ દુઃખ દુર થઇ જાય છે.

**आतो अंधाधुंध सकलको, तुम कया ने को हमही ।**

**जाण रहे तनकी जतमत लग, विखर गये नही गमही ।। (७१)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સકર્તા ધણી ! તમારા સર્વ અંશો આ જગત ભરમાં અંધાધુંધ અજ્ઞાન રૂપી ગાઢ અંધકારમાં નિજ સ્વરૂપનુ ભાન ભુલીને બાહ્ય દૃષ્ટિના વિલાસમાં વર્તિ રહ્યા છે. જેથી હું કોણ ને કયાંનો વતની ને મારા સજાતિય કર્તા કોણ તેની લેશ માત્ર જાણ રહી નથી તે જ કારણને લઇ દેહના અનુરાગી બની દેહના વિલાસમાં અને દેહનું રક્ષણ કરવા અને સંભાળવા પ્રત્યે તેમની જાણ તેમાં લીન પામી ગઇ છે. જ્યારે શરીર છુટી જાય ત્યારે શરીર સાથેની અને પોતાને જવાની કોઇ પ્રકારની શુદ્ધ બુદ્ધ રહેતી નથી.

**जो तुमने अेही भव रचना था, कयौ कीये जाण वितरही ।**

**कुन कजने फेलाय कीये तुम, रहे न घरके घरही ।। (७२)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે નિજ કૈવલ પતિ ! તમે ભવ રચનાનો ખેલ કર્યો ખરો પણ તમને જાણવાની લક્ષ રૂપી જાણ સિવાયનો શા માટે કર્યો ? તમારે કયા કાર્યનો હેતુ પુરણ કરવાનો હતો એમ નહી કરતા પોતાના નિજ ધામમાં જેમ છે તેમ રહ્યા હોત તો બાહ્ય દૃષ્ટિએ જોવાપણુ કે સંભાળવા પણુ રહેત જ નહી.

**तो उतपत परलेकी तुमकु, कछु न होत हेरानी ।**
**सदाकाळ शून्यमां समदमही, रहे न क्यौ अभिरानी ।। (७३)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સકર્તા પતિ !તમે જગત રચનાનો સંકલ્પજના કર્યો હોત તો તેને ઉત્પન્ન કરી અને પાલન પોષણ અને અંતે લય કરવાનો શ્રમકે હેરાન થવાનુ રહેત જ નહી. આવી રીતે નહી કરતા મહા શુન્યમાં સદાના માટે સમદમ પણે પોતાના અવિગત આસન ઉપર વિરામીને નિશ્ચિંત પણે કેમના રહ્યા ?

**करी अभिरान रहे हुत शूनमे, मुने मुन सरीके ।**
**अन सुजीत ओही अखिल रचीनमे, कुन लाभ जान परीनके ।। (७४)**

હે સકર્તા સ્વામિ! તમે આ ભવની રચના કર્યા સિવાય મહા શૂન્યમાં અટલ આસન પર દ્વૈત ભાવ વિના મૌન રહ્યા હોત તો જોવા કે જાણવાપણુ રહેત જ નહી. છતા તમે જગત રચના કરીતે સર્વે જીવ સુજ વિનાના હોવાથી આ રચનાનો લાભ થયો તે તમને શું જાણવા મળ્યું એ જરા જણાવશો ?

**लाभ विना निरवीत रचनामां, तुमकु क्यौ रत उपनी ।**
**वंजेकु परिवार वधे पण, जो तेही नर होय सुपनी ।। (७५)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કૈવલ પતિ ! નિર્વિત એટલે જાણ સિવાયના જગતમાં આપને કોઇ જાતનો લાભ નથી તો આવુ જગત રચવાની આરત તમને કેમ ઉત્પન્ન થઇ ? જેવી રીતે કોઇ વંઝ પુરુષને સ્વપ્નમાં ઘણો જ પરિવાર થાય છે પરંતુ જાગ્રત થયા પછી તેનો આનંદ કંઇ પણ રહેતો નથી.

**सुपनेकी रध सर्व सुपनवत्, जाग्रत कछु न जनही ।**
**ओही परकारन सुष्टि सकलको, तुम क्या कीये अमनही ।। (७६)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સકર્તા પતિ ! જેવી રીતે સ્વપ્નામાં ઘણી સંપત્તિ પ્રાપ્ત થાય પણ તે જાગ્રત થયા પછી એક પણ રકમ રહી શકતી નથી તેવીજ રીતે આ જગતનું સર્જન આપે કરેલુ હોય તેના અંતે આપને શુ લાભ મળે છે ?

**ते तो कही अल्पज्ञ अंशकी, जेही अज्ञान समेतु ।**

**तुम तो परम पुरुष सर्वज्ञे, तो क्यौ स्वप्न रचेतु ।। (૭૭)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે સકર્તા સ્વામિ !ઉપર જણાવેલા દૃષ્ટાંત જોતા તેતો અલ્પજ્ઞ ગતિવાળા અંશનું જ હોઇ તે સ્વપ્નાના સર્જન વિસર્જનની જાણ તેને હોઇ શકતી જ નથી. પરંતુ આપતો સર્વાતિત સર્વજ્ઞ ગતિને જાણવાવાળા પરમ પુરુષ છો તો આ જગત રૂપી સ્વપ્નાની રચના કરવી તે આપને કેમ સંભવે ?

**जेतने भव भर अंश अचर चर, विनु मतलब न विचरही ।**

**तुम तो सकल अंश के अधिपत, तो क्यौ विनु खप करही ।।(૭૮)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે નિજ કૈવલ સ્વામિ ! આ ભવભરમાં સ્થાવરને જંગમ સર્વ શરીરોમાં જેટલા તમારા અંશો છે. તે મતલબ વિના હલનચલનની ક્રિયા કરતા નથી પરંતુ તમે તો સર્વ અંશોના માથે અધિપતિ સુજાણ જાણવાળા છો તો પછી કોઇ પણ અર્થ કે હેતુ વિનાનુ આ જગત શા માટે રચ્યુ ?

**अंशनकु तो निंद हवीनसे, भवी त स्वप्न अग जबते ।**

**तुम तो गुण धण रहित अवस्था, निंद लगे कहां कबते ।। (૭૯)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! તમારા અંશો તો અલ્પજ્ઞ હોવાથી અજ્ઞાનરૂપી આવરણમાં અવરાયેલા (ઘેરાયેલા) છે. તેથી તેને નિંદ્રા આવે છે. અને સ્વપ્નુ થાય છે. પરંતુ તમો તો ગુણ ઘણ અવસ્થા આદી સર્વ તત્વોથી રહીત છો જેથી તમને નિંદ્રા કદાપિ સંભવી શકતી જ નથી.

**निंद विनाके जेही जन जाग्रत, तिनकु स्वप्न न होई ।**

**स्वपन विना तो हवे न अनहुत, वंजन सुत सम सोई ।। (૮૦)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે નિજ સકર્તા પતિ તમે તો સર્વાતિત સર્વજ્ઞ અખંડ ઉજાગ્રત ગતિવાળા છો. તો નિંદ્રા સિવાય સ્વપ્નુ થાય જ નહી અને સ્વપ્ના વિના અનાહુત

એટલે અર્થ વિનાના કોઇ પદાર્થ દશ્યમાન થતા જ નથી જેવી રીતે વંઝ પુરુષને પુત્ર હોઇ શકતો જ નથી તે વાત નક્કી જ છે.

**जुठे पंथ घने भव भरमे, तेही पण चले सुचंगी ।**
**ओरू साचनके तेही बराबर, कोउ न हवे दल भंगी ।। (૮૧)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે આ વિશ્વભરમાં ઘણા મતપંથો ચાલી રહ્યા છે. તેમના આગેવાનો અને અનુયાયીઓ ઉપલક દષ્ટિનો સારો દેખાવ અને તેમના નેંન વેણને વર્તન બાહ્ય દષ્ટ્રિએ સારી ચાલે ચાલતા હોય તેવુ બતાવે છે, બીજા સાચા ધર્મના માર્ગે ગમન કરવાવાળા હોય તેમને પોતાની બરાબરીના ગણીને તેમની સાથે મેળવી લે છે ને કહે છે કે તે પણ અમારા જેવા જાણકાર છે આવી રીતે અન્યોઅન્ય મળીને કોઇના હૃદયમાં ઉમંગનો ભંગના થાય એવા પ્રકારનો સંબંધ રાખે છે.

**साच जुठ के न्याय करीत नही, एही जुगकु जनवावा ।**
**तो साचनकी कुन अधिकता, सरखे सरख सदावा ।। (૮૨)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે પરમ પતિ! સાચાનો ધર્મ માર્ગ સાચો હોય સર્વથી શ્રેષ્ઠ ન્યારો દેખાય અને જુઠાનો માર્ગ જુઠથી જ ભરેલો હોઇ તે જેમ છે, તેમ ઓળખાઇ જાય એવો તમે ન્યાય કરીને જગતને સત્ય અસત્યનો ફરક કેમ દેખાડયો નથી ? તો પછી સાચા ધર્મનું અધિક પણુ શું લેખાય ? તે સાચાની સાથે જુઠા મતવાદીઓ તેમની બરાબરીનો દાવો કરે છે.

**सरखे सरख सदावन तुमकु, कुन भजे भव सेती ।**
**तो तुमेरी कोउ नवीन कष्टकर, शाने हवे फजेती ।। (૮૩)**

આ જગતભરમાં સત્ય અને જુઠનો એક સરખો દાવો કરવાવાળા તમને કોઇ ભજતા નથી. તેનો તમે ન્યાય કરીને જણાવ્યો નથી. તો પછી તમારા પદને પામવા કોઇ જીજ્ઞાસુ જન ધર્મનું નવીન કષ્ટ સહન કરીને ફજેત શા માટે થાય ?

**ओर कछु चमचकारकी करीया, तेही तुम कछु न देई ।**
**पुनि हदके जीवन जंपावन, तुम नही करी शकेई ।। (८४)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! આપની જાણ વિનાના જનોને તમારી ગતિ પામવા માટે ચમત્કાર અને પરચા આપવાની ક્રિયાઓ પણ બક્ષીસ કરી નથી. તેમજ હદના અજ્ઞાની જીવો બીજી ખટપટમાં પડેલા તેને તમે સરળ સમજણ આપી શાંતિ પમાડવાની સહાય પણ કરી નથી.

**तो क्यौ आंच लगे हमयनकी, तिनु तमाच देवनकी ।**
**बिनु तमाच तुमेरे पखकी, कुन अधिकाय सेवनकी ।। (८५)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે સર્વેશ્વર સ્વામિ ! તમને ઓળખાવવાના હેતુથી જગત જનોને તમારો ઉપદેશ આપુ એ અમારો ડર ના રાખે, વળી વિશેષ જાગ્રત કરવા શબ્દનો તમાચો મારુ છતાં મારી ધાક રાખે નહી તો પછી આપની આજ્ઞાને અનુસરી સેવા કરવાનુ અધિકપણુ કે શ્રેષ્ઠતા શુ લેખાય ?

**ज्यौं कोई पुरुष लरे परभारिक, गये फरियाद रायनकी ।**
**वंक अवंकीत सुनी बराबर, करी न पक्ष न्यायनकी ।। (८६)**

જેવી રીતે બે પુરુષો પરભાર્યા બરોબર લઢયા અને રાજાની પાસે ફરિયાદ લઇ ગયા રાજાએ એ બન્નેની વાત બરાબર સાંભળી, છતાં નિર્દોષ અને ગુનેગારનો ન્યાય કરી ચુકાદો આપ્યો નહી ત્યારે રાજાનુ અધિકપણુ કે મહત્વ શું રહ્યુ ?

**अेही विधके अज्ञान हवीनके, चहे न ही तुम केहु ।**
**क्या जानु तुम गत अपरंपर, हम तेही लहु न छेहुं ।। (८७)**

આવી રીતે ગાઢ અજ્ઞાન છવાઇ જવાથી અન્યોન્ય સર્વ જીવો ગુનાઓ કર્યે જ જાય છે, તેના ન્યાયનો ને અન્યાયનો નિવેડો કરી ચુકાદો નહી આપો તો તમારી ચાહના કે સ્મરણ

કોણ કરશે ? વળી તમારા અંતરનો હેતુ શું છે તે તમેજ જાણો. અપરંપાર ગતિ પર આપ બિરાજતા હોઇ, તમારો છેવટનો આશય હું કેવી રીતે જાણી શકું ?

**मैं तो अल्पज्ञ अंश अनीन रत, तुम बोलन शिखवाये ।**
**ज्यौं कोई शाहनके सुत सनमुख, उचरन अविरल भनाये ।। (८८)**

કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! હું તો તમારો અલ્પજ્ઞ અનિન આરતવાન અંશ છું અને ગતિની ઇચ્છાવાળો છું છતાં આ બધું હું બોલું છું. તે તમારુંજ શિખવેલુ છે. જેમ શ્રીમંત પોતાના પુત્રને શ્રીમંતાઈનું ભણતર ભણાવીને ગતિનો અવિરલ બનાવે છે. તેવીજ રીતે તમે મને પાસે રાખી મારામાં ગતિ પોષી તમેજ મને બોલતા શિખવાડેલુ છે.

**अब कया कहु सर्वज्ञ सुजकु, सब विधि जदीप जनाये ।**
**सुपनेके न्याये जुग जनवीत, फोगट फंद फसाये ।। (८९)**

ઓ સકર્તા ! તમારી સર્વજ્ઞ સુજ વિષે હું શું કહુંને કેવી રીતે કહું? મને જેમ દેખાયુ અને સમજાયું તેમ મેં તો જણાવ્યું. તમારે તો સ્વપ્ન સમાન જગત હોય પરંતુ જીવોના માટે તો ફોગટ ફંદ જ છે.કારણકે જો સ્વપ્ન જેવું જગત હોય તો તે નિત્ય નથી એ સ્વભાવિક છે. તો સંસાર ફંદ ફાંસીના જેવો હોઈ તમારી દષ્ટિમાં તો એ રમતજ છે. જગતને નિત્યા નિત્યનું જ્ઞાન નહી હોવાથી અંદરને અંદર ફસાઈ મરે છે.

**फोगट नही तो नफा कुन हे, सुपने के स्त्राजनमे ।**
**राजपाट सुख छोड गये सीद, तप करनेकु वनमे ।। (९०)**

જો આ જગત ખરેખર તમારા સ્વપ્નનું સર્જન હોય તો તે ફોગટ નહી તો બીજું શું છે? એમાં કયો બીજો નફો હાંસલ કરવાનો છે. વળી સ્વપ્નની રકમો તમારી દષ્ટિએ અનિત્ય છે. તો પછી સ્વપ્નના રાજા રાજપાટના સુખો છોડી તપ કરવાને વનમાં શું કરવા ગયા?

**तेही तपके प्राप्त फल पायल, हाल हजुरन देखे ।**
**देखादेख कहतसे करीतव, निज आपने अन पेखे ।। (९१)**

કષ્ટ ભોગવી કરેલા તપનું ફળ હાલ હજુર તો ભોગવવામાં આવે તેવુ જણાતુ નથી છતાં દેખાદેખી એક બીજાના કહેવાથી તપ કરવામાં આવે છે. તપ કરનારને તે તપનુ ફળ ભવિષ્યકાળમાં કયારે મળશે તે જાણી કે જોઈ શકતો નથી.

**पेख शके कयौ अति अंधेरन, मुवा पीछे जनमेकी ।**
**कष्ट करनफळ पाय हुसे पण, प्रगट नही जनवेकी ।। (९२)**

આ જગતમાં જીવમાત્ર અતિ અજ્ઞાનના અંધકારમાં પાછળના પૂર્વ જન્મને આગળના પૂનર્વ જન્મની હકીકતને જાણી શકતા નથી. કોઈ મનુષ્ય દેહધારી જીવે મહા કષ્ટ ભોગવીને તપ કર્યુ હોય તેનું ફળ બીજા જન્મમાં મળે છે પરંતુ પોતે પ્રત્યક્ષ જાણીને કહી શકતો નથી.

**प्रगट जने विनु जोश हवे नही, कछु करन कारजही ।**
**अब क्या कहु तमनकु मालम, सकल जाण रज तजही ।। (९३)**

પરમ કૃપાનિધિ કહે છે કે હે કરૂણેશ પતિ ! આ જગતમાં કોઈપણ જીવે કરેલા સુક્રિતનું ફળ પ્રત્યક્ષ જોઈ જાણી શકે નહી ત્યારે ફરી નવા સુક્રિત કર્મ કરવાનો તેના હૃદયમાં પ્રેમના ઉમંગનો ઉમળકો આવતો નથી. માટે હે સર્વજ્ઞ સ્વામિ ! આપને હું શું કહુ? સમસ્ત જગતની આદ્ય રજ તજની ગતિને તમેજ જાણો છો.

**जेही जेही पुछन मोइ उपजायन, तुम मोइ हृदये वसीनके ।**
**तेही परकार कहो करूणेशर, अंतर कसन कसीनके ।। (९४)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે સકર્તા સ્વામિ આપ મારા હૃદયમાં વસીને જે જે પ્રશ્ન પુછવાની પ્રેરણા કરી છે તે પ્રશ્નોનો ઉત્તર આપવા આપ અંતર કસીને કૃપા કરશો.

**कसन कसन की कही तमनकु, करीत न कछु अजरही ।**
**हुं सर्वज्ञे समजी शकु सद, सांगोउपांग सचरही ।। (९५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે કરૂણેશપતિ ! મારી અંતરદષ્ટિએ વિચાર સંયુક્ત કથની કસીને આપને સર્વ કહી બતાવ્યું. તમે જગતની રચનામાં કોઈપણ વસ્તુ અજર અમર બનાવી નથી તે હું સર્વજ્ઞ ગતિનો હોવાથી ચરઅચર સર્વની હકીકતને જાણી શકું છું.

**तिर्थ व्रत जगन जप साधन, मरन आड नही फरही ।**
**उदे अस्त दे दान जमीनके, संकट सहाय न करही ।। (९६)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ જગતમાં મનુષ્ય તનધારી કોઈપણ જીવ, જપ, તપ, તિર્થ, વ્રત, દાન, યજ્ઞાદીક સાધનો કરે તો પણ મરણ સમયે સંકટમાંથી બચાવવા સહાય કરી શકતા નથી. એવીજ રીતે જયારથી સમજતો થયો ત્યારથી શરીરના અંત સુધી આ પૃથ્વી ઉપર પુન્યદાન કરે તો પણ જીવની સદ્દગતિ કરવામાં મદદરૂપ થઈ શકતા નથી.

**करनन की कोउ प्रगटन देखीत, दाता दुष्ट फरकही ।**
**अेक सरीखे राय रंक सीध, मरी मरी गये गरकही ।। (९७)**

પરમ કૃપાનિધિ કહે છે કે, આ જગતમાં કર્મ કરવાની ક્રિયા દાતા હોય કે દુષ્ટ તેમની અંતસકરણની ગુપ્ત અભિલાષાનો ફરક પ્રગટપણે કોઈપણ જોઈ શકતુ નથી. તેવીજ રીતે રાજા રંક કે સિધ્ધ હોય તેમના કર્મની ગુપ્ત ક્રિયા પણ જણાતી નથી. પરંતુ જે જેનો અંત આવતા શરીર છોડીને ગયા પછી કયાં ગરક થઈ ગયા તે મરીજનાર કે જીવનાર ફરી કોઈ જાણી શકયા નથી.

**आ भव तो सब अंध परमपर, अेही गम जोइतनजागी ।**
**सुनीत पुरान गदलके गमकी, तेही सत गनीत अभागी ।। (९८)**

પરમકૃપાનિધિ કહે છે કે, જગત રચનાની આદ્યે પરંપરાથી આ ભવમાં સર્વ જીવો અંતર દષ્ટિના અંધ થયેલા હોવાથી ગુરુગમ ગતિ દ્વારા કોઈએ જાગીને જોયુ નથી કે 'હું

કોણને કયાં નો વતની' ને કયાં જઈ રહ્યો છું . જેનો કોઈએ વિચાર કર્યો નથી. ગફલતમાં પડેલા આચાર્યોના મુખથી પુરાણોની વાતો સાંભળી તેને સત્યમાની ભાગ્યહીન જીવો તેમાંજ વિરામ પામ્યા છે.

**गदले गदल भनीत भरमाये, अंधे जीव सकलकु ।**

**असल अनाद्य छोराय सक्रर्ता, विलमायेहु नकलकु ।। (९९)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, પ્રાચીનકાળથી સ્વાર્થી આચાર્યોએ ઠગે ઠગ મળીને રચેલા પૂરાણો ભણી ભણીને જગતના જનોને ભંભેરી નાખ્યા છે. સર્વ જીવો અંતર દષ્ટિના અંધ હોવાથી અસલ સકર્તા ધણીને છોડાવી દઈ નકલી અવતારી ઈશ્વરોમાં વિરામ પમાડયા છે.

**पुनि गदल कहीतम फळफंदे, अंधे आंख विनाके ।**

**जाग्रत पुरूष उजाग्रत उचरन, सुने नही कोउ ताके ।। (१००)**

આવી રીતે ઠગ આચાર્યોના ફળ પામવાની આશાવાળા પુરાણોની વાતો સાંભળીને આંખ વિનાના આંધળા જીવો તેમના રચેલા ફંદમાં ફસાઈ ગયા છે. કોઈ જ્ઞાન ગતિમાં જાગ્રત થયેલો સજ્જન પુરૂષ તેમને મળે તો પરમ કલ્યાણ અર્થે અતિ ઉજાગ્રત ગતિના વચનો ઉચ્ચારીને કહેતો પણ અચેત ગતિના કોઈપણ જીવ સાંભળતા નથી.

**जीनके वचन सचन शशी सुर सम, अनुभव करीत उजासु ।**

**भवभरके अंधेर मटावन, सद्गुरू समज प्रकासु ।। (१०१)**

એ મહાન સમર્થ સદ્‌ગુરૂ યાને પરમગુરૂના વચનો સાચે સાચા હોય ચંદ્રના જેવી શિતળતા આપવાવાળા તેમજ સૂર્ય સમાન પ્રકાશ પાડવાવાળા છે. તે અતિ અંધકારનો નાશ કરીને અનુભવનો ઉજાસ કરવાવાળા છે. ભવભરનો અજ્ઞાનરૂપી અંધકાર મટાડીને તે સદ્‌ગુરૂ સંપૂર્ણ જ્ઞાનનો પરમપ્રકાસ પ્રસરાવી દે છે.

**अेही परकारन पर उपगारीत, परमगुरू मुख बेना ।**
**तिनकु करन घरीत नही कोउकीत, करीत करत सुख चेना ।। (१०२)**

એજ પ્રકારે પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, પરમ દયાળુ, મહાન સમર્થ, પરમગુરૂના સ્વમુખના પરમ કલ્યાણકારી વચનો અપાર સુખ આપવાવાળા હોય, તેને જગતના કોઈપણ જનો કર્ણે ધરતા નથી કારણકે શરીરરૂપી કૃતના વિલાસનું સુખ, ખાનપાન, પહેરવુ, ઓઢવુ આદિ ભોગવવામાં આનંદ માને છે.

**तेही करत सुख चेन पयनके, ज्यौं सुपननके आहारुं ।**
**जगे पीछे नही जनीत उदर अन, त्यौ के त्यौ खधीयारु ।। (१०३)**

કર્તાના કરેલા પ્રદાર્થોનું સુખ જીવમાત્ર બાહ્ય દષ્ટિએ દેહથી જેટલું ભોગવે છે. તેનાથી મળતુ સુખ જેમ કોઈ ભુખ્યા માણસને નિંદ્રા વખતે સ્વપ્નું આવે ત્યારે પકવાન જમે છે છતાં જાગ્રત થયા પછી તે ભુખ્યો ને ભુખ્યોજ રહે છે. જરાયે તેને તૃપ્તિ થતી નથી.

**तेही परकार सकल क्रतवन फळ, निज करतार विनाके ।**
**जेही परकारन सुपननके सम, जगे पीछे हुत जाके ।। (१०४)**

સકર્તા સ્વામિના નિજપદ સિવાય ભવભરમાં ચૌદલોક પર્યંત આદ્યશકિત અને નિરંજન સુધીના બાહ્ય દષ્ટિના પ્રદાર્થોનું સુખ નિંદ્રામાં થતા સ્વપ્નાના જેવુ છે, કે જાગ્યા પછી સ્વપ્નમાં સુખ આપનાર એકપણ પદાર્થ રહી શકતો નથી.

**सुपन साच जनवे जुग जनकु, अंधे आचारजने ।**
**जुठे भजन कराये भवकु, अंते मोक्ष के कजने ।। (१०५)**

અજ્ઞાનરૂપી નિદ્રામાં જગતભરના જીવોને મનુષ્ય દેહ મળ્યો તે સ્વપ્નાના જેવો છે. તેમાં દેખાતા ઈષ્ટ દેવો તે પણ સ્વપ્નાના જ હોય આત્મ દષ્ટિના અંધ આચાર્યો એ તેને સાચા કર્તા મનાવી ભજન કરાવ્યુ છે. એ ભજન જુઠે જુઠું હોય, જીવોને મોક્ષ આપવાનું કાર્ય કરી શકતુ નથી.

**अंते मोक्ष कयौ हवे तेहुनके, जुठे भजन करीनके ।**
**मरत देहके नाम लेवाइत, तेही पण मरत मरीनके ।। (१०६)**

અંધ ગતિના આચાર્યો એ જગતભરના જનોને જેનુ ભજન કરાવ્યુ છે તે જુઠે જુઠું હોય, તેમાં લેશમાત્ર સાચુ નથી. ભજન કરનાર જીવો પણ અનિત્ય દેહવાળા છે. અને જે ઈષ્ટોનું ભજન કરે છે. તે પણ અનિત્ય દેહધારી હોવાથી અંતકાળ આવતા સર્વનો નાશ થઈ જાય છે. પરંતુ સમસ્ત લોકની છેવટે આવેલો કૈવલ મોક્ષ મળી શકતો નથી.

**मरत नामसे काज न होवत, बिनुं निंज नाम अमरके ।**
**जबते मोक्ष हवे नहि कोउ कीन, निरवीत नाम समरके ।। (१०७)**

ભવભરમાં આચાર્યો એ જેટલા ઈષ્ટોનું સ્થાપન કરીને તેમના નામનું ભજન કરાવ્યું. તેનું નામ દેહ નુંજ હોય, નાશ પામવાવાળુ હોવાથી કોઈપણ જીવનું કલ્યાણ થઈ શકતુ નથી. જે નિજકર્તાનુ અમરનામ છે. તે અમર નામના જાપ વિના નિર્વિત નામનું સ્મરણ કરવાથી કોઈ જીવનો મોક્ષ થતો નથી.

**अे सब भमे भमाये जीनने, अंधे कहीत अरीनसे ।**
**जब कर्ता जीव कीये अजानीक, भमे न खबेर परीनसे ।। (१०८)**

નિજકર્તાથી વિમુખ થયેલા ભવભરમાં ભટકતા અંધ આચાર્યો જીવમાત્રના શત્રુ થઈ તેમને પણ ભવમાં ભટકતા કરી નાખ્યા છે. ત્યારે તે જીવોને નિત્યાનિત્ય કે સાચાજુઠ્ઠાનું જ્ઞાન હોત તો આચાર્યોના ફંદમાં પડત નહી, પરંતુ પ્રથમથીજ નિજકર્તાએ સર્વજીવોને અજાણ રાખ્યા છે તે કારણને લઈ જીવો જુઠ્ઠામાં ફસાઈ ગયા છે.

**जो जीव हुते सकल सब सुजीत, तो क्यौ वहे वहाइ ।**
**अगम निगम अन सुजित जबते, जांही तांही दीये भुलाइ ।। (१०९)**

હે સકર્તા સ્વામિ ! તમારા સર્વ સજાતિય અંશો નિજગતિની સુજવાળા હોત તો તમારા સિવાયના બીજા પ્રપંચી પંથોમાં આચાર્યોના દોરવેલા દોરવાત નહી. પરંતુ અંતરદષ્ટિના

લક્ષની સુઝ નહી હોવાથી જેને જે ઈષ્ટના ઉપાસક આચાર્યો મળ્યા તે જીવોને તેવુ જ સમજાવી જયાં ત્યાં ભુલાવી દીધા છે.

**ज्यौं कोइ सुर चले रस्ते रण, लेही दरव आपनेकी ।**
**वटपाडु जो मीले तेहुनकु, सकल लुंची ले तेही ।। (११०)**

જેમ કોઈ શૂરવીર પોતાનુ દ્રવ્ય લઈને રણનાં રસ્તે પસાર થઈ રહ્યો છે. તે રસ્તા દરમ્યાન વાટપાડુ (ચોર) મળ્યા તેમણે ઘેરી લઈને સર્વ દ્રવ્ય લૂંટી લીધુ.

**त्यौं वाटपाड कर्म करवावन, कर्ता विना उतइत के ।**
**सकल सृष्ट जन सुर समोवड, लुचित सतजीनु वितके ।। (१११)**

આ સંસારરૂપી જંગલનાં માર્ગે સર્વ જીવોરૂપી શુરવીરો ચાલી રહ્યાં છે. તેમને રસ્તા વચ્ચે વાટપાડુરૂપી આચાર્યો મળ્યાં. તેમણે જીવો પાસેથી સત્ય ભાવના અને શ્રદ્ધારૂપી દ્રવ્ય લુંટી લીધું અને આ બાજુ મૃત્યુલોકનાં અને તે બાજુ દેવલોકનાં કર્મો કરવા રૂપ લાકડાં વળગાડયાં ત્યારથીજ જીવો કંગાલ થઈ ગયાં છે.

**सत वित सो निज नाम कर्ताके, तेही जनवावन दीने ।**
**पारसकु भुलवाय पताये, फोगट नंगन जीने ।। (११२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા ધણીનું સાચું "સતનામ" જગતનાં જીવોને આચાર્યોએ જાણવાં દીધું નથી અને અલ્પમતિનાં જીવોને નકલી ઈશ્વરોના નામ રૂપી જુઠું રતન આપીને કહ્યું કે, આ સાચો પારસ છે તેને તું જાળવી રાખજે. તેમ કરીને સર્વ જીવોનાં મન પતાવી દીધાં છે.

**फोगट नंग नाम गुण जीनके, जेही आपने जीजमानु ।**
**तिनकी करी उपमाय भुलाये, निज करतार निद्यानु ।। (११३)**

"પરમ કૃપાનિધી કહે છે કે," જે ત્રિગુણી દેવોનાં અવતારી ઈશ્વરો રામ અને કૃષ્ણ તે વિપ્ર આચાર્યોનાં જ જજમાન હોવા છતાં, નિજકર્તાની ઉપમાઓ આપીને તેમનાં નામ ફોગટ નંગ જેવાં જગતજનોને આપી કૈવલ લક્ષનું સાચું રતન જાણવા દીધું નથી.

**निजकर्ता सो निज आपनेके, तन मन रहित जेहुनके ।**
**मीले सजात आपनकी जीनमे, तदीप अंश तेहुनके ।।** **(११४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગતભરના સર્વ શરીરોમાં જે અંશ વસીને રહેલો છે. તે તમામ અંશો નિજ સકર્તાધણીના સજાતિય છે. તે નિજકૈવલકર્તા અનિત્ય તનમન સિવાયના હોય, તેમની સાથે સર્વ અંશો એકતા કરીને સજાતિ સજાતિમાં એકમેક થઈ શકે છે.

**अेतनी खोज करीत कर्ता निज, मीलीत सजात आपनकी ।**
**जदपी परमगुरू मीले विना कोउ, नहि कहे निज बापनकी ।।** **(११५)**

ઉપર જણાવ્યા પ્રમાણે સજાતિય સકર્તા ને મળવાનું લક્ષજ્ઞાન સર્વજ્ઞ પરમગુરૂથી પ્રાપ્ત થાય છે. તેજ જ્ઞાનવડે તનમનની ખોજ કરીને ભાગ-ત્યાગની લક્ષણાએ જડથી ચૈતનને ન્યારો કરી અંશ પોતાના સ્વસ્વરૂપે થઈને પરમગુરૂનાં લક્ષજ્ઞાન વડે સજાતીય પરમ પિતા પરમ પુરૂષની સાથે મેળાપ કરી શકે છે.

**अेतनी खोज परीत अंशनकु, जब कर्ता निज पाइ ।**
**सुर्लभ सहेज क्यौ मीले तमनकु, सृष्टि अचेत बनाइ ।।** **(११६)**

જેટલી ખોજ કરવાની જણાવી છે તે પરમગુરૂએ બક્ષેલી જ્ઞાનદષ્ટિએ તપાસ કરીને સજાતિ વિજાતિને જાણી વિજાતિનો સંગ છોડી નિજ સ્વરૂપે થઈ શકે છે. ત્યારે ઉર્ધ્વ દષ્ટિએ સકર્તા સ્વામિ સાથે એકતા કરી શકે છે. પરંતુ હે કૈવલકર્તા તમે સમસ્ત સૃષ્ટિ અચેત બનાવી છે તે અચેત તત્વોના સંગ દોષે જીવો પણ અચેત ગતિના થઈ ગયેલા હોવાથી આપને સુગમપણે સરળતાથી કેવી રીતે મળી શકે?

**वारंवार कहत मे तमकु, फेरी फेरी उलट करीने ।**
**अरे हाय कुन काम कीये भव, मीले न मुवे फरीने ।।** **(११७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશપતિ ! આપને વારંવાર ઉલટાવીને હું કેટલું કહું અરે ઓ ! હાય હાય આ ભવ રચનાનું આપે કેવુ કાર્ય કર્યુ છે? સર્વ અચેત ગતિના જડતાવાળા જીવો કંઈજ જાણી શકતા નથી. તે કારણને લઈ ફરી ફરીને સર્વ જીવો જન્મી જન્મીને અનેકવાર મરણ પામે છે પરંતુ આપને કોઈ મળી શકતા નથી.

**जेही जीनमे रध करीत रकीनके, मुवे पीछे खप नाइ ।**
**नाइते तो भले जाव रघ, पण नही जान जनाइ ।। (११८)**

જેવી રીતે કોઈ પુરૂષે પુરૂષાર્થ કરી કરીને રધ એટલે ઘણીજ સમૃધ્ધિ ભેગી કરી છે. પરંતુ જયારે તેનુ શરીર છુટી જાય ત્યારે તે સમૃધ્ધિ તેના કોઈ કામમાં આવતી નથી. કામમાં ના આવી તો ભલે ના આવી પરંતુ તે સમૃધ્ધિની જાણ પણ તમે જણાવી નથી.

**जो उततीत की जाण करीततो, अंश हवीत हुशियारी ।**
**उत्तम मध्यमकी जेही करणी, करीतव सकल विचारी ।। (११९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે કરૂણેશપતિ ! " તમારા ધામને પ્રાપ્ત કરવાની અને દેવલોકના ધામમાં જવાની જાણ સર્વ અંશોને બક્ષિસ કરી હોત તો તે અંશો અતિ હોશિયાર થઈને ઉમંગભેર ઉત્તમ્ મધ્યમ કર્મો બહુ વિચારીને કરત.

**तो तिनकु तुम दंड करंता, न्याव लगत जीन जेहु ।**
**सुजंता क्यौ करी असुजीत, भुकतो जाव अबेहु ।। (१२०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " હે સકર્તા પતિ ! તમારા અંશોને નિજ જાણ આપીને વસાવ્યા હોત, તો જે જેવો ગુનો કરે તેની શિક્ષા કે દંડ કરવામાં તમને સુગમ પડત અને ન્યાય પણ લાગી શકત તેમજ અંશોને તમો કહી શકત કે તમે જાણવા છતાં અયોગ્ય કર્મ શા માટે કર્યા? તો પછી હવે તમે ભોગવ્યા કરો.

**एही परकारन न्याय लगीतकी, क्यौं नही सृष्टि समारी ।**
**तो तुमकु कछु कहेन परत नही, अल्पीत अरज हमारी ।। (१२१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે સર્જનહાર સ્વામિ ! ન્યાયપૂર્વક વર્તિ શકે તેવી જાણ સહીત સૃષ્ટિ બનાવી હોતતો મારે અલ્પ અરજ કરીને આપને કશું કહેવું પડત નહી.

**अल्पीत अरज सो हमन अवीलकी, वरथा बकी मरेहु ।**
**जदीप अरज ते कुन कामकी, जो तुम उरन धरेहुं ।। (१२२)**

"કૃપાનિધિ કહે છે કે, " હે કરૂણેશપતિ ! અમારી અલેખીત અલ્પ અરજ આપને જે કરું છું તે જો તમે ધ્યાનમાં લઈ હૃદયમાં ધારણ ના કરો તો વરથા બકવાનુ જ રહ્યું ને? અને મારી અરજ કરેલી શા કામમાં આવી?

**अरज मेरी उर धरीत होत तो, जब मे अंश परमही ।**
**तदपी कहत तुम अकल गतिनके, कोटि अनंत मरमही ।। (१२३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે કૈવલ ધણી ! આપનો હું પરમ વિશેષ અંશ છું અને મારી અરજ હૃદયમાં ધારણ કરી હોત તો તમે અકળ ગતિના હોવાથી મારા ઉપર અપાર કરૂણા કરત જેથી અનંત કરોડ મર્મનો હું જાણકાર થઈ શકત.

**जेही परकारन तुम गतिवंतु, अति अथाह नभ सेती ।**
**तेही परकारन न्यावनसे निज, सब विधि करीत जनेती ।। (१२४)**

"કૃપાનિધિ કહે છે કે," જેવી રીતે આકાશ અપરંપાર છે તેજ પ્રકારે તમારી ગતિ અતિ અથાહ છે. જો મારી અરજ હૃદયમાં ધારણ કરો તો ન્યાય સહીત તમારી અલૌકીક જાણ સમસ્ત જગતમાં સર્વ પ્રકારે જણાવી શકત.

**अबलगी तुमकु कोहु न जानत, तेही जनवावत हमही ।**
**रोम रोम रगरग गति गम कर, हरीत सकल उर तमही ।। (१२५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે સકર્તા સ્વામિ ! અત્યાર સુધી આપને કોઈ જાણી શકયુ નથી. મારી પ્રાર્થના ને તમો ધ્યાનમાં લઈ શકો તો હું સૃષ્ટિના સમસ્ત લોકમાં

તમારી જાણ જણાવીને જાહેર કરું? જીવ માત્રના રોમે રોમને રગેરગમાં જ્ઞાનગતિ પસરાવીને સર્વના હૃદયમાંથી અજ્ઞાન રૂપી અંધકારને હણી લઈ જ્ઞાનરૂપી પ્રકાશ ફેલાવી જીવોને દેવતા કરી શકું.

**तेही तमसे तुम सुज परित नही, तेही तम सकल मटाइ ।**

**सबके अंतर करीत करण रवि, अनुभव आंख फटाइ ।। (१२६)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે નિજ કૈવલપતિ ! તમારા અંશોને અજ્ઞાનરૂપી આવરણ આવેલુ છે. તે કારણને લઈ તમને જાણી જોઈ શકયા નથી. એ અજ્ઞાનરૂપી પડદો સર્વ જીવોનો દુર કરીને તેમના હૃદયમાં જ્ઞાનરૂપી સૂર્યના કિરણોનો પ્રકાશ પાડી તેમની અનુભવ આંખ ઉઘડાવીને સર્વને નિજસ્વરૂપમાં જાગ્રત કરીશ.

**जेही तेही कर परकारन तुमसे, करहुं अंश सनमुखही ।**

**कुन अभागी रहे अवनपर, पति से हवीत विमुखही ।। (१२७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે, " હે કરૂણેશ પતિ ! જે પ્રકારે ને જે રીતે તમારા અંશો તમને યથાર્થ જાણીને જોઈ શકે તે પ્રકાર ગુરૂ ગમ કૂંચીનો હોઈ અને જેમ છે તેમ સમજાવીને અંશોને તમારા સનમુખ કરાવી શકીશ. તો પછી એવો કોણ અભાગી જન આ પૃથ્વી ઉપર હોય કે નિજપતિથી વિમુખ રહીને વિયોગનું દુઃખ સહન કરી શકે?

**अखिल लोक तुमसे पतवावुं, अविगत न्याय लखाइ ।**

**जंत सकलकु करीत जागते, निंद अघोर भगाइ ।। (१२८)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે સકર્તા સ્વામિ ! ભવભરના સર્વ જીવો અજ્ઞાનરૂપી અઘોર નિન્દ્રામાં સુતેલા છે તે નિન્દ્રાને દુર ભગાવી તેમને જાગ્રત કરીશ. જે અવિગત લક્ષ વાણી દ્વારા વર્ણવી શકાતો નથી, તે નિજલક્ષ ન્યાય સહીત અનેક લોકના અંશોને લખાવી તમારા નિજ ધામમાં પહોંચાડી શકીશ.

**मेरी दष्ट अखिल अवधि लग, ओरू पीछली अबलगही ।**
**अेतने भरमे नहिन अजानीक, हमसे कछुं अगबगही ।। (१२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સકર્તા સ્વામિ ! સમસ્ત લોકનો અંતકાળ આવે ત્યાં સુધી મારી દૃષ્ટિ પહોંચેલી હોઈ, સૃષ્ટિ રચનાની આદ્યથી લઈ અત્યાર સુધીની સર્વ હકીકત જેમ છે તેમ હું જાણું છું. વળી ભવભરમાં મારી સુજાણ દૃષ્ટિ પ્રસરી ગયેલી હોવાથી આજુબાજુ મારું કંઈપણ અજાણ્યું નથી.

**तो मे कुनकी रखु रसायन, अल्प अनीत थप केहु ।**
**रग रगके सब वंक विडारीत, नर वंकीत करी देहु ।। (१३०)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " આ જગતમાં કેટલાય મતપંથના આચાર્યોએ અનિત્ય અલ્પજ્ઞ ગતિના સર્વ ઈષ્ટોની સ્થાપના કરી છે. તે જીવમાત્રનું અહીત કરવાવાળી હોવાથી પ્રપંચથી ભરેલી રચનાને કોઈની શરમ કે મહોબત રાખ્યા સિવાય તેને જડમૂળથી ઉખાડીને દૂર કરી દઈશ. સ્વજાતિને છોડી વિજાતિ ઈષ્ટોની ઉપાસનાનો ભાવ જીવમાત્રનાં રગેરગમાં પસરી ગયેલો હોઈ તેજ નિજકર્તાનો ગુનેગાર થયેલો છે. તે મારી જ્ઞાન ગતિ વડે વિજાતિ ઈષ્ટોના ભાવનો નાશ કરી ગુના રહીત નિર્દોષ નિજ પતિને મળવા લાયક બનાવીશ.

**पण तेही बोहोत काळ अेही बाबज, जुगमां जनीत परेहु ।**
**अबतो देखीत प्रगट हमनकु, उलटीनंद करेहु ।। (१३१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરમાં લોકોને અમે જે હકીકત જણાવીએ છીએ તે તમે કોણ અને તમારા સજાતિય કર્તા કોણ, તે લક્ષ જ્ઞાનનો ઉપદેશ આપવા છતાં આજે કોઈ માનવા તૈયાર નથી. અને અમારા પ્રત્યક્ષ પ્રગટ દેહને જોઈ જગતના જનો નિંદા કરે છે. પરંતુ અમારું જણાવેલુ અલૌકિક કૈવલજ્ઞાન ભવિષ્યમાં કેટલો સમય વિતતા જગતમાં જાહેર થશે.

**कृष्ण जन्मकी करीत अष्टमी, अेकही गोकुल भरमे ।**
**तेही अनोअन चलीत सकलमे, गनीतव दीवस अपरमे ।। (१३२)**

કૃષ્ણચંદ્ર જયારે ગોકુળમાં જન્મ્યા ત્યારથી જન્માષ્ટમીનો ઉત્સવ એકલા ગોકુળમાંજ થતો હતો. પરંતુ દેખાદેખી ને કહેતા કહેતી અન્યોન્ય આખાય ભારતમાં પ્રસરી ગયો છે. અને જન્માષ્ટમીનો સપરમો દિવસ ગણીને દેશના સંખ્યાબંધ મનુષ્યો ઉપવાસ કરે છે તે પણ એક અંધ શ્રધ્ધાનો વિષય છે.

**जीनु भव कीये सकल वीभिचारी, असत भास चोरीनके ।**
**तीनु थपे करी इष्ट आचारज, असत अगुन करी मीनके ।। (१३३)**

જે કૃષ્ણચંદ્રજીએ ભારત દેશના મનુષ્યોને જુઠ્ઠુ બોલવાનુ અને ચોરી કરવાનુ તેમણે શિખવાડયુ છે તેટલુજ નહી પણ સર્વ લોકોને અસત્યના માર્ગે દોરી જઈ વ્યભિચારી બનાવી દીધા તેજ કૃષ્ણને જડ બુધ્ધિના અંધ આચાર્યોએ તેમનું અસતપણું અને અવગુણ બાદ કરી જગતના ઈશ્વર તરીકે સ્થાપન કરી તેમની ભકિતમાં સર્વ લોકોને વળગાડી દીધા તે મહા અનર્થ કર્યો છે.

**खानपान सहीतम आरबलके, करत अधम जीव सरखे ।**
**अनहुत करी उपमाय आचारज, कहीत तरण समदरखे ।। (१३४)**

તે કૃષ્ણચંદ્રજીનું જીવન ચરીત્ર તપાસી જોતાં તેમનુ આખુ આયુષ્ય ખાવુપીવુ તેમજ બોલવા ચાલવા કે બીજા ભોગ ભોગવવા સબંધમાં અધમ જીવોનાં સરખુ હોય તેવુજ વર્તન કરી ગયા છે. છતાં અજ્ઞાની આચાર્યોએ અઘટતુ ઘટાવ્યુ તે એવી રીતે કે ઘાસના તરણાને વિશાળ વૃક્ષની ઉપમા આપી એજ પ્રકારે તેમને જગતના ઈશ્વર સ્થાપી વૃથા વર્ણન કરી ભારત વર્ષના લોકોને દ્રઢ કરાવ્યુ છે.

**तीनमे कछु न करीत कृष्णने, सब उपमाय अनीतकी ।**
**नीतकी जनीत विना क्यौ जनवे, करीत कथा उपवीतकी ।। (१३५)**

કૃષ્ણચંદ્રની કેટલીક ચમત્કાર ભરેલી વાર્તા આચાર્યોએ જગતમાં જાહેર જણાવી છે. એમના નામની કથાઓ કરતા અસંભવિત ઉપમાઓ આપીને વખાણ કરેલા છે. તે જ્ઞાન દષ્ટિએ નિર્ણય કરી જોતા તેમાં એકપણ વાત સાચી નથી તે સાચી હોય જ કયાંથી? તે સત્ય વસ્તુને જાણતા જ ન હતા. તે કારણને લઈ જે કંઈ વર્ણન કરી ગયા તે ઉપલક દષ્ટિનું સાર વિનાનું હોય તેમાં નિત્ય કે સત્ય કંઈજ નથી.

**क्यौ करी शके करत अकरतके, ओर करत जीव समके ।**
**करीत कछु नही घटवट तीनमे, गये समारही दंमके ।। (१३६)**

જે રામ અને કૃષ્ણ જેવા જેને જગતના લોકો ઈશ્વર માને છે તેમનામાં કૃત અને અકૃતનો નિવેડો કરવાની ગમગતિ હતીજ નહી. તેમનુ કૃત રૂપ શરીર પણ બીજા જીવોના સરખુજ હતુ તે વધારવા ઘટાડવાની જાણ સિવાયના હોવાથી જીવોના જેવું જીવન જીવીને પ્રણવથી ભરેલી કળનો વેગ પુરો થતા શરીર છોડી ચાલ્યા ગયા છે.

**तेही दमकी मालम नहि जीनकु, गुढगम ज्ञान विनाके ।**
**अरजुन पठवे लेन गोपीकु, सुजीत मरण न जाके ।। (१३७)**

જયારે કૃષ્ણચંદ્રને પારધીનું બાણ વાગ્યુ ત્યારે સમજાયુ કે શરીર રહી શકશે નહી એવુ જાણીને પોતાની સાથે રાખેલા અર્જુનને ગોપીઓને તેડવા માટે મોકલ્યા પરંતુ પોતાના શરીરમાં રહેલા પ્રણવની ગુપ્ત ગમગતિને જાણતા ન હતા કે શરીર કયારે છુટી જશે, તે નહી જાણવાના કારણથી અર્જુન ગોપીઓને તેડી આવતા પહેલા, તેમનો પ્રાણ છુટી ગયો હતો.

**आपना मरण आप नही जानत, तदीपन इस अवतारू ।**
**मरे गोपी अधवच कर घातीक, निज गम नही न समारु ।। (१३८)**

તે કૃષ્ણચંદ્ર નિજ ગમના જાણકાર નહી હોવાથી મૃત્યુના અંત સમયને પોતે જાણી શકયા ન હતા. માટે તે ઈશ્વર કહેવાય નહી. તેમણે ગોપીઓને તેડવા અર્જુનને મોકલ્યા

હતા. તે ગોપીઓને તેડી આવતા રસ્તાની વચ્ચે કૃષ્ણ મરણના સમાચાર સાંભળવા મળ્યા. તે સમાચાર સાંભળતાની સાથે સર્વ ગોપીઓ કૃષ્ણ વિયોગના દુઃખથી આપઘાત કરીને આપોઆપ ત્યાંને ત્યાંજ મરણ પામી.

**नीज दमकी क्यौं हवे समारन, उपले उपल पसारी ।**
**अंतर नेन विनाके लंपट, विलसीत विकल विहारी ।। (१३९)**

ઈન્દ્રિયોના વિષય વિલાસમાં વ્યાકુળ થયેલા સ્ત્રી લંપટ કૃષ્ણચંદ્ર વિષય વિહારમાં આનંદ માનવાવાળા હતા. એ ઉપલક બાહ્ય દૃષ્ટિના અનિત્ય સુખમાં આશક બનેલા પોતાના દેહમાં રહેલા પ્રણવની ગુપ્ત ગમ ગતિને દુરસ્ત પણે કેવી રીતે જાણી શકે તે અંતરના જ્ઞાન ચક્ષુ સિવાયના હોવાથી નિજ સ્વરૂપની શોધ કરી શકયા નથી.

**विकळ विहारीनकु क्या हवीतव, निज तन आप मरनकी ।**
**तो जीव जीनके सरन आयनकी, गम नही गति करनकी ।। (१४०)**

વિષય વિહાર કરવામાં વ્યાકુળ બનેલા કૃષ્ણચંદ્રને પોતાના મરણની પણ ખબર પડી ન હતી, તો પછી તેમના શરણે આવેલા જીવોનું કલ્યાણ કેવી રીતે કરી શકે? તે જ્ઞાન દૃષ્ટિએ વિચાર કરવા જેવું છે.

**तीनकु इश्वर करीत व्यासने, गम नही अगम गतिकी ।**
**अगम गति वीनु इस करी बरने, कया कहुं मंद मतिकी ।। (१४१)**

એવા જે કૃષ્ણચંદ્રને જગતના ઈશ્વર કરી સ્થાપ્યા તે ઐશ્વર્યતાની ગમગતિ સિવાયના હોવા છતાં ઈશ્વર મનાવીને સંસારના જીવોને તેમની તરફ વાળ્યા છે એવું વૃથા વર્ણન કરીને જુઠ્ઠાને સાચુ મનાવનાર મંદમતિના વ્યાસજીને હું શું કહું? તે નિજકર્તા સાથે હોડ કરાવનાર હોવાથી ખરેખર મહા ગુનેગાર છે.

**ओही परकार सकल विधि जनवत, तुमेरी अपरंपरकी ।**
**अब कया करू मोइ अरज सुने विन, तुमतो रहे अकरकी ।। (१४२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે, હે કરૂણેશ પતિ ! જે પ્રકારે આ જગતની રચના તમે કરેલી છે. તેની સર્વ પ્રકારની જાણ તમને જણાવી. આપ પોતે અપરંપાર પ્રકાશ બ્રહ્મની પાર રહેલા હોવાથી અમારી અરજ તમે ધ્યાનમાં લેતાજ નથી. તો તમારી અકળ ગતિને જાણવા વિષે હું કહી કહીને આપને શું કહું?

**अकरक सो मेरी करन धरीत नही, समकर गनीत सकलकी ।**
**साच जुठ प्रपंच पेचकी, पुनी जेही असल नकलकी ।।** **(१४३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે કૈવલ પતિ ! તમે અકળ ગતિવાળા હોવાથી મારી અરજ તમે કર્ણે ધારણ કરીજ નહી, અને સાચા જુઠાનો નિવેડો કર્યા સિવાય પ્રપંચની યુકિતઓ તેમજ અસલ અને નકલ સર્વની સાથે મારી અરજ પણ સર્વની સમાન જ ગણી લીધી છે.

**एही विधके तुम हवे हसाबीक, दीपकवत् साक्षीके ।**
**तो मोइ करुं जुज कीनकी पर, विनु साम्रथ पाक्षीके ।।** **(१४४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે હે સકર્તા સ્વામિ ! ઉપર જણાવ્યા પ્રમાણે તમારો હિસાબ ચોકસાઈ વિનાનો સ્પષ્ટ નહી હોવાથી મને સાચો ન્યાય કયાંથી મળે? તમે કોઈને કોઈ પ્રકારે વાત ધ્યાનમાં લેતા નથી. જેમ દીવો ચોર અને શાહુકાર બન્નેને સરખુ અજવાળુ આપે છે. તેમ તમે સાચાને જુઠાની ઉપર સમાન દૃષ્ટિ રાખો છો તો પછી હું સત્ય જ્ઞાનનો પ્રકાશ કરવા તમારા પક્ષની સહાયતા વિના સર્વની સાથે કેવી રીતે ઝઝુંમી શકું?

**अंकुरके अभिप्रायनके सम, साम्रथ कहो सहुजकी ।**
**कहत कंठमे उत्तर जाय लक्ष, आंट परे नही बुजकी ।।** **(१४५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " હે કરૂણેશ પતિ ! જે અંકુરનો અભિપ્રાય મને વિસ્તાર પૂર્વક સમજાવ્યો હતો તેવી રીતે સ્વસુઝનો અનુભવ મને કહી જણાવો. કે સાંભળતાની

સાથે મારા કંઠ દ્વારે સીધો ઉતરી જાય અને કોઈ પ્રકારે જાણવાની આંટી પડે નહી. સળંગ સુત્ર સમજ પડે ને આરપાર જોઈ શકું એવી અલૌકિક સુજ બક્ષીસ કરો.

**आंट सकल अभिप्रायनकी अत,गत मालम होय हमकु ।**
**कहे कुवेर कहो करूणेशर, बुजी सकल जेही तमकु ।।     (१४६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે,"હે કરૂણેશ ! આ ચાલુ ગ્રંથના ગત સિદ્ધાંતોમાં આપને જે મે પુછયું હતુ તે સર્વોપરી સકર્તા સિદ્ધાંતનું જ્ઞાન સાબિત કરી જણાવતા સિર્ગુણ નિર્ગુણના પ્રતિવાદીઓ અમારી સાથે પ્રશ્ન ઉત્તર કરે ત્યારે અમોને આંચ આવે નહી ને અમારો ડર રાખી અમારા આપેલા ઉપદેશને સ્વીકારીને ગ્રહણ કરે તો તમે સહાય કરી છે, એમ કહી શકાય. તે અભિપ્રાય જાણવા માટે આપને અરજ કરેલી. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે અપાર કરૂણામય કરૂણેશ પતિ ! સર્વ પ્રકારના કૃતની જાણ જાણવા માટે પુછેલું તે કૃપા કરીને તેનો જવાબ આપશો.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધી સંવાદે નિજકર્તા સેતી અગમ્ય પ્રશ્ન પુછનકો અષ્ટાવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

## સિદ્ધાંત - ૨૯

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અજાણ અઘોર ગત સુઝ કરનકો નવવિંશતિતમ સિદ્ધાંત નિર્ણય.**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**तब कर्ता टहंकार करीनके, उचरे अमीत वचनही ।**
**क्षमा क्षमा कछु क्षोभ न धरीतव, तुं मेरे प्राण सचनही ।।     (१)**

નિજ સકર્તા સત કૈવલ સ્વામિ અગાધ ગતિનો અદ્ભુત ટહંકાર કરીને અમાપ અનુભવનાં વચનો ઉચ્ચારી સર્વજ્ઞ પરમગુરૂ પરત્વે વદે છે કે, હે પરમ વિશેષ અંશ ! ક્ષમા કર, ક્ષમા કર શોક કે ચિંતા કરીશ નહિં. તું મારા પ્રાણ સમાન સાચો સ્નેહી છે.

**ओरु तुजके कोउ हुसे हेतभर, साचनके तनमनही ।**

**तांहां लग जीनकी रखु निहालन, जेतने भर निज जन ही ।। (२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! આ ભવભરમાં તારા પ્રત્યે શુદ્ધ હેત રાખનાર જેટલાં જન તનમનથી સાચને ધારણ કરી, તમોને સમર્પણ થયાં હશે તે સર્વજનો ઉપર મારી સમાન દષ્ટિ રાખીને તેમને નિહાળીશ.

**तो तुजकु मोई क्यौ न रखु उर, छुं प्रतिवंत हमेरे ।**

**आ भवमे सब सुज करनकु, तुम आये मोई पेरे ।। (३)**

હે પરમ વિશેષ અંશ ! તમે મારી સાથે પતિવંત ધરમ પાળવાવાળા છો. તો પછી તમોને મારા હૃદયમાં કેમ ન રાખુ ? આ વિશ્વભરમાં મારું જ્ઞાન આપી સર્વજનોને જાગ્રત કરવા મારી પ્રેરણાથી તમો અહિં જગતમાં આવ્યા છો.

**तो तुमेरी मैं क्यौं न रखु पक्ष, भंजन भरम अनेकु ।**

**कर पेहेमाल सकल परपंचु, रहे न उबरीत अेकु ।। (४)**

કરૂણેશ પતિ પરમ વિશેષને કહે છે કે, તમારો પક્ષ હું કેમ ન રાખું ? તમે ભવભરનાં અનેક ભરમોને ભાંગી મારા નિજપદનો નિર્ણય કરાવનાર છો. એટલા જ માટે ધર્મના નામે જેટલા પાંખડી પ્રપંચી પંથોનો જમાવ થયેલો છે. તે ન્યાય સહિત મારા જ્ઞાનનાં શસ્ર વડે છેદીને સફાચટ કરી નાંખજો. જેથી અધર્મ અને અનીતિ ગુજારનાર કોઇ બચી શકે નહિં.

**महागत अरूढ फना फारगत कर, जुगधर जाण जनेकी ।**

**आद्य अंत मध्य मही कर जाहेर, तो मोई धन्य पठवेकी ।। (५)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ! અમારા અલૌકિક અતિ ગુપ્ત જ્ઞાનથી ભરેલાં શબ્દો વડે અનેક પ્રપંચી મત પંથોને જડમુળથી ઉખેડીને ફનાફાતીયા કરી નાંખજો. અને આદ્ય અંત અને મધ્યમાં અમે સમસ્ત જગતને ધારણ કરવાવાળા હોય, અમારા નિજપદની જાણ જાહેર જણાવીને નિર્ણય કરાવજો. આવી રીતે મને જાણનાર

કેટલાંય જીવો જાગ્રત થાય, ત્યારે તમને મોકલેલા યોગ્ય લેખાય, અને તમને અતિ ધન્યવાદ ઘટે.

**ज्यौं नरपत दल सुर सभेजन, आवत जित करीनके ।**
**त्यौं भवमे हम तोई खनाईत, कहन न परे फरीन के । (६)**

જેમ કોઇ રાજા સેનાપતિને સૈન્ય લઈ સામા વિરોધ પક્ષનાં શત્રુઓ સામે લડવા માટે મોકલે છે. તે સેનાપતિ જીતીને ફરી રાજાને આવી મળે છે. એવી જ રીતે હે પરમ વિશેષ અંશ તમે સર્વોપરી સકર્તા સિદ્ધાંતનાં સેનાપતિ હોય, સર્વ ધર્મોની ઉપર દ્દીગવિજય મેળવવા તમને મોકલ્યાં છે. તે ફરીથી મારે કહેવું પડે નહિં.

**जो हम तुमकी हवीत नहि पक्ष, तो तुम करीत विचारू ।**
**अेही विधके कुन भवित भवाटिक, अघाद अनभे उच्चारू ।। (७)**

"કરૂણેશ પતિ કહે છે કે," તમારા પક્ષમાં હું ના હોઉ તો તમે વિચાર કરીને જુઓ અગમ અને અગાધ ગતિના અનભે વચનોનો ઉચ્ચાર આ જગતમાં કોણે કર્યો છે ? અને બીજો કોણ એવો થયો છે ?

**असंख्य लोक उत्पन्नके अनभे, ओरू तिनके वहीवटही ।**
**अणुनी आद्य तन संच करामल, जेही अघरो अटपटही ।। (८)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે અગમ્ય ગતિમાંથી અસંખ્ય લોકને ઉત્પન્ન કર્યા છે. તે ગતિ રૂપ અને અરૂપથી રહિત હોય, તેનો વહીવટ અને વ્યવસ્થા તે જ ગતિ દ્વારા થાય છે. અણુની આદ્યથી લઇ ભવભરમાં પ્રત્યેક શરીરોના સંચમાં તે અદૃશ્ય ગતિ ઓતપ્રોત મળીને રહેલી છે, તે કળ અતિ અટપટી હોય, તેનો મર્મ સમજવો અતિ અઘરો છે.

**तेही अघरो अटपटो अखील खील, मखील मोय सफुरेहु ।**
**अंश असंखीत सजीत समोहन, अकळीत तन अपुरेहु ।। (९)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," અતિ અઘરામાંથી અઘરો અને અતિ અટપટો અખીલ સ્વરૂપે હું જ રહેલો છું. ખિલ્યા વિનાનો હોવા છતાં અંતર ઉપજણ થવાથી હું ખીલેલો છું. મખીલ એટલે મારી અંતર વૃત્તિની સ્ફુરણામાંથી અસંખ્ય અંશોના સમુહને સજાવીને તેમના અકળ દિવ્ય તનુઓમાં અપુર્વ સમૃદ્ધિ ભરીને ઉત્પન્ન કરેલાં છે. તે સર્વ અંશોને અગણિત અંકુરોરૂપી તૈયાર કરેલાં અદ્દભુત સાજમાં પ્રેરક કરીને વસાવ્યાં છે.

**मोई सफुरनकी कहीत अगम जीन, अंश वडे सर्वग्नी ।**
**तेही पण शुद्ध संकल्प ते सरजीत, जब मोई हवीत उमग्नी ।। (१०)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," મારી અંતરવૃત્તિની સ્ફુરણાથી અગમગતિના જે અંશો ઉત્પન્ન કર્યા. ત્યારથી હું સર્વજ્ઞ કહેવાઉ છું મને દ્વૈત ઉમંગ ઉત્પન્ન થવાથી મારા શુદ્ધ સંકલ્પ દ્વારા અંકુરનું સર્જન કરીને સર્વ અંશોને અંકુરોનાં સમુદાયમાં વસાવ્યા છે.

**तेही उमंगनकी मोई अविगत गत, ते तुज सब सुपजेहु ।**
**तुज पे अजर न रखी रज तजकी, मुज करामत कुल जेहु ।। (११)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તે અવિગત ગતિમાંથી દ્વૈત ઉમંગ ઉત્પન્ન થયો છે. તે ગતિ મારી નિજજાણ સંયુક્ત હોય, તે ગતિ તમને સુપ્રત કરી છે. અંતર વૃત્તિનાં અંશો અને બાહ્ય વૃતિનું જગત રજતજની આદ્યે જાણવાની સઘળી કરામતો તમને બક્ષીસ કરી છે. તમારી જાણ બહાર રહી જાય, તેવું કંઈ પણ બાકી રાખ્યું નથી.

**अंत तपास आद्य उपजणकी, जेही सखील अनुकरमी ।**
**सकल तंत अंकुर उद्दभव कळ, कोउ मुज विना न मरमी ।। (१२)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ !મને જે પ્રથમ ઉપજણ થઇ આવી, તેનાં અંતની તમે તપાસ કરીને જ્ઞાન દષ્ટિએ જોશો તો તમને જણાશે તે ઉપજણમાં મેં અંતર અને બાહ્ય બે પ્રકારનો હેતુ ધારણ કર્યો. ત્યારથી જ હું ખીલેલો છું. તેજ વખતે અંતર વૃત્તિમાંથી અગણિત અંશોને ઉત્પન્ન કરી, મારી ઉપજણના વિશે અક્કલ આરત સુરત, નુરત અને ઐશ્વર્યચૈતન મુકી અનંત અંકુરો તૈયાર કરીને સર્વ

અંશોને તેમાં વસાવી પ્રથમ દિવ્ય સૃષ્ટિ નિર્માણ કરેલી છે. ઉપર જણાવેલી ઉપજણનો અનુક્રમ એવા પ્રકારનો છે કે, અંતર હેતુ ઉપજણમાં મેળવવાથી અંકુરોની સૃષ્ટિ કરેલી છે. અને બાહ્ય હેતુ ઉપજણમાં મેળવતાં તત્વોની ઉત્પતિનો પસારો થયેલ હોય અને તે તત્વમાંથી દશ્ય જગત રચવામાં આવ્યું છે. તેનો અલૌકિક મર્મ મારા સિવાય કોઇ જાણતું નથી

**हूती हमनकी गुप्त समरधी, अंकुर ओरु उपजणकी ।**
**तिनमे मोइ कछु राखीन कंचित, तुज कहेण कहेवनकी ।। (१३)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા અંતરની જે ગુપ્ત સમૃધ્ધિ ઉપજણ અને અંકુરોની સર્વ હકીકત તમને જણાવી દીધી છે. તે તમને જણાવવામાં કિંચીત માત્ર કહેવાની કહેણ બાકી રાખી નથી.

**छुं मोइ अंश परम प्रथमनके, अति उत्साह उमंगनके ।**
**तिन आगे हम कीये न कोउ कीत, शुध्ध संकल्प तुजवनके ।। (१४)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ તમે અમારા પ્રથમ ઉત્પન્ન કરેલા સર્વ શ્રેષ્ઠ ગતિનાં અતિ ઉત્સાહથી ભરેલાં ઉમંગરૂપ તમારું દિવ્ય તનુ છે. જેથી અમારા શુધ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત જગત તમારી નજર આગળ ઉત્પન્ન કર્યુ છે તે સંકલ્પની અગમ ગમ તમારા સિવાય બીજા કોઈ જાણતા નથી.

**अकळ अछुत आद्य विभुतिनके, हम तुज सजे शरीरू ।**
**तब तेइ अगम स्वाद्य अविरल गत, वारपार विन तीरू ।। (१५)**

કરૂણેશ પતિ કહે છે કે, હે પરમવિશેષ અંશ મારી અકળગતિ જેને કોઈપણ કળી શકયુ નથી. જેનો કોઈ સ્પર્શ પણ ન કરી શકે તેવી આદ્ય વિભૂતિઓથી તમારું અદ્દભૂત શરીર સર્જેલુ છે. તેથીજ અગમ ગમ તમને સ્વાધિન હોય એવા અવિરલગતિના અખંડ ઉજાગ્રત પુરૂષ છો. તમે વારપાર સિવાયના હોવાથી તમારી ગતિનો કોઈ અંત લાવી શકે તેમ નથી.

**अेकेही मग अटकावनके तुंज, हवीत नहि कोउ कुनके ।**
**जयौं ते घट मठ पट छोरीनके, करीत वास महा शुन्य के ।।(१६)**

કરૂણેશપતિ કહે છે કે, હે પરમવિશેષ અંશ આ જગત રચનામાં ઘણા પ્રકારના મતપંથના માર્ગો સ્થપાયેલા છે. તેમાં કોઈપણ માર્ગનો ઈષ્ટ આગેવાન તમને રોકી શકે તેવો કોણ છે? તમે ઘટ, મઠ, પટના આવરણને છોડી સર્વજ્ઞ ગતિના પુર્ણ પુરૂષ હોવાથી મહાશૂન્યના નિવાસી થયા છો.

**तिनकु उतइत रोकी शकनके, शुन्यमे नहि संभवही ।**
**त्यौं तेरे निर्मळ तन नभमे, अविकासन अनुभवही ।। (१७)**

હે પરમવિશેષ અંશ ! ઈત એટલે આ બાજુના મૃત્યુલોક, ઉત એટલે તે બાજુના દેવલોક સહિત મહાસુન્ય ને અટકાવવાનો કે રોકી રાખવાનો સંભવ કોઈનો નથી. એવું સર્વ આવરણથી રહિત મહાશૂન્ય અતિ નિર્મળ છે. એવીજ રીતે હે પરમવિશેષ અંશ તમારું પણ અતિ નિર્મળ સ્વરૂપ હોય તે અવિકાસના અમાપ અનુભવથી તમારા નિજાનંદની મુકત દશામાં અતિ ઉજાગ્રત પણે મસ્ત રહો છો.

**जो तुज पर मोइ मेहेर न हवीतव, तो क्यौं सकल समरपु ।**
**तुज मुज बीच जो अंतर होय तो, अेही सम गम केम अरपु ।। (१८)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! અમારી પૂર્ણ મહેર તમારા ઉપર ના હોય તો આ સર્વવિભૂતિઓ શા માટે સમર્પુ ? તમારા અને મારા વચ્ચે જો અંતર હોયતો અગમ ગમ જાણવાની ગતિ કેમ બક્ષીસ કરૂ ?

**ज्यौ नरपत पाटण सुतकु सुध, देत न कछु दुराइ ।**
**दुसर नहि कोउ राज्य तिलकके, भोगी इन विनताइ ।। (१९)**

જેવી રીતે રાજાનો પાટવી પુત્ર હોય તેને રાજા રાજતિલક કરી રાજસત્તા અને સર્વસંપત્તિ સોંપી દે છે અને તેનાથી રાજા કંઈ અંતર રાખતો નથી તે પાટવીપુત્ર વિના રાજતિલકનો ભોગવનાર કે સત્તાનો અધિકારી બીજો કોઈ જ નથી.

**एही परकार अगम उपजायल, तुं मोइ अंश परमही ।**
**सकल अंशके तुं पाटण पत, तब कुल दीये मरमही ।। (२०)**

કરૂણેશપતિ કહે છે કે, એજ પ્રકારે તમને સર્વ અંશોની પહેલા ઉત્પન્ન કરેલા હોવાથી પ્રથમ પાટવી પરમવિશેષ ગતિવાળા છો એટલાજ માટે સર્વપ્રકારના મર્મને જાણવાની અકળગતિની ગમ તમને સમર્પણ કરી છે.

**अब तो उबरीत मोइ अखंडीत, पुनि संकल्प सहीतमही ।**
**पण संकल्प तो उपजणके लग, नहितर रहु अगमही ।। (२१)**

કરૂણેશપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! હવે આ ચાલુ સુષ્ટિનો અંત આવતા ઉગરતાં સર્વની છેવટે હું એકલોજ રહું છું. વળી ઘણોકાળ વહી જતા ફરીથી મને સંકલ્પ થાય છે ત્યારે સમસ્ત જગતની રચના કરું છું. અને ઉપજાણ સમી જતાની સાથે સંકલ્પ વિરામ પામી જાય તે સમયે ઉપજાણ કે સંકલ્પ સિવાય મારા અગમ્ય ધામમાં હું એકલોજ રહું છું.

**तेही अगम तन अज अविलोकीत, हवे नहि कीन केहुं ।**
**यांहां लग तुजकु करी करामल, छेवट निज मोइ भेहुं ।। (२२)**

એજ રીતે અમે અજન્મા હોઈ અમારા અગમ્ય પદમાં ગુપ્તપણે અદ્વૈત ભાવે એકલાજ રહીયે છીએ. અમારુ અવલોકન કરે એવું અમારી પાસે બીજુ કોઈ રહી શકતું નથી હે પરમ વિશેષ અંશ તેજ અમારી અકળકળાનો ભેદ સર્વે તમને જાણાવી દીધો છે.

**ओरू संकल्पकी रघ रचनाभर, तेही तुज जनीत जनाइ ।**
**अचर चराचरकी गम गतीयां, सब विधि फेम फनाइ ।। (२३)**

હે પરમવિશેષ અંશ ! ભવભરની રચના જે જાણવા જેવી હતી તે તમને જણાવી. તે ભવરચનાની સર્વ સમૃધ્ધિ મારા સંકલ્પથી ઉત્પન્ન કરેલી છે. જે સ્થાવર જંગમને જાણવાની અગમગતિ વિધવિધ પ્રકારે તમને જણાવી દીધી છે. એ ફેમફનાઈ એટલે છેવટે નાશ પામવાવાળી છે.

**सर्वज्ञ थइ जोइत विलोकीत, कुन रही तुजे अपरही ।**
**ते मेरी निज मेहेर हवीत विन, सुजे न करत अकरही ।। (२४)**

કરૂણેશપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! તમારી સર્વજ્ઞ દ્રષ્ટિએ નિહાળીને જુઓ. તમારી દ્રષ્ટિ બહાર જાણવાનું જે બાકી રહે છે તે મારી મહેરવિના કૃત, અકૃતને જેમ છે તેમ જાણી શકશો નહી.

શ્રી કૃપાનિધિ ઉવાચ :-

**या विध मुज पर महेर धरीत उर, जो तुम निज करतारू ।**
**तो मोइ पुछनके परिउत्तर, करीत सकल निरधारू ।। (२५)**

પરમકૃપાનિધિ કહે છે કે, હે નિજકર્તા ધણી ! તમારા હ્યદયમાં મારા ઉપર મહેર ધારણ કરતા હોય તો મારા પુછેલા પ્રશ્નનો સર્વપ્રકારનો ઉત્તર આપીને નિર્ણય કરાવશો.

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**धरी आक्रंत परमपति उचरे, सुन मोइ अंश अगमही ।**
**अहींकी तहीं तहींकी अहीं गम गत, सब विधी करूं सगमही ।। (२६)**

કરૂણેશપતિ પોતાના અંતરમાં આક્રાંતધારણ કરીને કહે છે કે હે પરમ વિશેષ અંશ ! તમે સાવધ થઈને સાંભળો અહીથી ત્યાં કહેવાની હકીકતને, ત્યાંની અહીયા જણાવવાની અગમગતિની ગમ સુગમ રીતે સરળતાથી સમજી શકો એવો ઉત્તર આપુ છું.

**प्रथम तहीनके अही आवनके, द्वार कहुं जेहीं जीनके ।**

**स्वेदज उदबीज इंडज जरायन, अेही चतुर भव भीन्नके ।। (२७)**

કરૂણેશપતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ ! નિજધામમાંથી અંશો અહીં આવે છે તે ચાર ખાણીના જેના જે દ્વાર છે તે કહી જણાવું છું. સ્વેદજ,ઉદ્દ્બીજ, ઈંડજ અને જરાયુજ એ ચાર ખાણી ભવમાં જુદા જુદા પ્રકારે રહેલી છે.

**अेही चतुरन द्वारन आयनके, जुगधर जीव अनंतु ।**

**पण विचरन विस्तार विविधी विध, होइ गये कोट मतंतु ।। (२८)**

ત્યાંથી આ જગતમાં અનંતજીવો ચારખાણીના દ્વારોમાં આવ્યા છે ને જે જે ખાણીની યોનીમાં પ્રવેશવાના વિચારો વિધવિધ પ્રકારે વધી જવાથી કરોડો મતમતાંતર પડી ગયા છે.

**तेहीकी रध देखो सफुरीत इत, जेही जिनके लायनकी ।**

**तेही तिनकी दरशीत भीन्न रतियां, दुःख ओरू सुख पायनकी ।। (२९)**

તે કૈવલકર્તાના ઘેરથી સર્વઅંશો જે જે રિધ્ધિ એટલે સમૃધ્ધિ લઈને અહી આવ્યા છે. ને તમે જુઓ તેજ સમૃધ્ધિ સ્ફુરેલી હોવાથી જે ખાણીમાં જે અંશ ગયો અને જેને જે ઘાટ સાથે પ્રિતિ બંધાઈ છે તે પ્રમાણે સુખદુઃખ પ્રાપ્ત થયેલા હોય તે પ્રગટ દેખાય છે.

**सरखे निकसे खाण चतुरसे, कोइ गृंथीत कोइ खाली ।**

**खाली सो सब सुसक मुखके, ग्रंथीनके मुख लाली ।। (३०)**

ચારખાણની યોનીના જે જે ઘાટો છે તેના દ્વારો જીવોને નિકળીને જવા માટે સરખાજ છે. પરંતુ જે જીવ ગ્રંથીવાળો હોય, તેના મુખ ઉપર લાલી દેખાય છે અને જે ખાલી છે તે શુષ્ક મુખવાળો હોય તેનુ મુખ નિસ્તેજ દેખાય છે.

**लाली निज ग्रंथी भुकतनकी बिन ग्रंथी कया भुकते ।**

**तिनु अवधी लग तन राखनकी, करीत मशागत जुकते ।। (३१)**

જે જીવો ગ્રંથીવાળા હોય તે ઘણા પ્રકારના સુખો ભોગવે છે. અને જે ગ્રંથી સિવાયના હોય તેમને જુ કિત પ્રમાણે મહેનત કરીને દેહના અંત સુધી જીવન ગુજારવું પડે છે.

**कोइ धनवंत सकल विध सुखीया,पुत्र सहित परिवारू ।**
**कोइ दुःखीया तो खानपानके, कोइ तन कष्ट अपारू ।। (३२)**

કોઈ ધનવાન મનુષ્યો પુત્ર પરિવાર સહીત સર્વરીતે સુખ ભોગવે છે ત્યારે કોઈ કેટલાક મનુષ્યોને ખાવાપીવા સમયસર નહી મળતા દુઃખી થતા હોય, બીજા કેટલાક મનુષ્યો પોતાના શરીરે ઘણું કષ્ટ ભોગવે છે.

**कोइ नरपत होय चमर ढोळावत, कोइ भिक्षुक भव भटके ।**
**कोइ कोइकी सेवकाइ करीनके, उद्र भरीत महा खटके ।। (३३)**

કોઈ ભાગ્યવાન રાજા હોય તેના શીર ઉપર ચમ્મર ઢોળાતાં હોય ત્યારે કેટલાક ભીખારી આ સંસારમાં ભીખ માંગવા ભટકયા જ કરે છે. કેટલાક મનુષ્યો એકબીજાની સેવાચાકરી કરતા હોય, તેની આધિનતામાં રહી ચિંતા પૂર્વક જીંદગી ગુજારે છે.

**ओरू स्थावर स्थिर तन त्रप तिनके, सरजीत बाग बगीचे ।**
**तांहां कोउके नहि त्रास तोरनके, ओरू नीत पत जीनुं सीचे ।।(३४)**

જેમ કોઈ બાગબગીચો બનાવનાર બગીચાનો માલિક સમયસર વૃક્ષોને પાણી સિંચે છે તે વૃક્ષને કોઈપણ પ્રકારનો ત્રાસ નહી હોવા છતાં કોઈ પાન પણ તોડી ના શકે તે માટે બાગનું રક્ષણ કરે છે.

**पुनि जेही तरू तन वन वगरनके, तिनु सिंचत कुन सोइ ।**
**ओरू तिनकी कोउ दया न लावत, काटे कटे सकोइ ।। (३५)**

જે વનવગડાના વૃક્ષોને કોઈ પાણીપાનાર જ નથી. વળી કેટલાક માણસો તે વનના વૃક્ષોને કાપી કે કપાવી નાંખે છે. તોપણ દયા લાવતા નથી. આવી રીતે દુઃખમાં દિવસો ગુજારીને આયુષ્ય પુરુ કરે છે.

**ओरू अल्प जीव तंत अनंतु, तिनुं दुःख सुख अेही विधके ।**
**देखो सब निज नेन न्यावसे, जीनु संचित जेही रिधके ।। (३६)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે આ જગતભરમાં મનુષ્યથી લઈ પશુપંખી કીટ જાતિ અને સ્થાવર જાતિના વૃક્ષો વગેરે અનંત શરીરધારી જીવો અવધિ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે. જે જીવો જેટલા સંચિતની સમૃધ્ધિ લઈને આવ્યા હોય તે તેટલુજ સુખ અને દુઃખ ભોગવી શકે છે. તે તમારા જ્ઞાનચક્ષુએ નિહાળીને જુવો.

**जेही जीनके संचित सरभरही, लगत सकल भिन्न भिन्नही ।**
**अेही नेनसे जुओ जरेजर, परीत सकल सब चिनही ।। (३७)**

જે જે જીવોના સરખે સરખા સંચિત હોવા છતાં ભોગવવા સંબંધમાં ભિન્ન ભિન્ન દેખાય છે. જેવા જેવા સંચિતોથી જીવમાત્ર જડાયેલા (બંધાયેલા) છે. તે તમારી નજરોનજર જુવો. જેથી સર્વે શરીરધારી જીવોના ચિન્હો ઉપરથીજ જણાશે.

**अेही विधि जाहेर जनीत सकल भव, अखिल लोक अनुकर्मी ।**
**तेही सुक्रित दुष्क्रित संचीतसे, भासत धर्मी अधर्मी ।। (३८)**

એવીજ રીતે અગણિત દેહધારી જીવો જેણે જયારે અને જેવા કર્મ કર્યા હોય તે અનુક્રમ પ્રમાણે એકપછી એક સુખદુઃખ ભોગવતાજ જાય છે. તે જગતભરમાં જાહેર જણાય છે. જેના જેવા સંચિત હોય તેવાજ તે સુક્રિત દુષ્કિત કર્મો કરતા હોવાથી ધર્મી અને અધર્મી જુદા દેખાય છે.

**प्रथम द्वार चतुरनसे निकसे, जीवजंतु जुग भरही ।**
**तेही अगणित प्रारब्धसे दरशीत, अपरंपार अपरही ।। (३९)**

ભવભરના સર્વશરીર ધારી જીવ દેહ છોડતી વખતે ચાર દ્વારે થઈને નિકળે છે. પ્રથમથીજ જેના જેવા સંચિત હોય તેજ પ્રમાણે પ્રારબ્ધ નિર્માણ થતા હોવાથી જ્ઞાન દષ્ટિએ જોતા અપરંપાર દેખાય છે.

**तितके संचित इत सफुरीनसे, इतके तीत सफुरेहुं ।**
**अेही अभिप्राय करीत अनुभवसे, प्रगट न देख परेहु ।। (४०)**

નિજ સકર્તાના ઘેરથી સર્વઅંશો જે જેટલું સંચિત લઈને આવ્યા હોય તે અહીયા આ ભવમાં સ્ફુરેલું છે. અહીના કરેલા સંચિત ત્યાં નિજકર્તાની હજુરમાં સ્ફુરાયમાન થાય છે. તેનો અભિપ્રાય નિજ સ્વરૂપનો અનુભવ કરવાથી જાણી શકાતો હોય, તે બાહ્ય દષ્ટિએ જોઈને કહી શકાતો નથી.

**जाण परे क्यौ अरन परनकी, बीचमां विघन अघोरू ।**
**जनम मरण घाटीनमे गभरीत, जात जंत भुलोरू ।। (४१)**

અરન પરનકી એટલે આ શરીર છોડીને બીજા શરીરમાં જવાની જીવમાત્રને ખબર પડતી નથી કેવી રીતે પડે? વચમાં જન્મ મરણની ઘાટી મહાઅઘોર અને કષ્ટદાયક હોવાથી તેમાં જીવ ગભરાય જવાને લીધે ભાન ભુલી જતો હોય આવવા-જવાની જાણ રહી શકતી નથી.

**तेही घाटीनमे दोहुन गभरीत, विशेष परम विशेषु ।**
**जीनकी विभुत अधिक अविगत गत, सक्रत आप सजेसु ।। (४२)**

જે જન્મ મરણની ઘાટીમાં વિશેષ અંશ અને પરમ વિશેષ એ બન્ને ગભરાતા નથી કારણકે તેમને પ્રથમથીજ અધિક અવિગત વિભૂતિઓ આપીને નિજ સકર્તા સ્વામિએ સર્જેલા છે.

**तेही कयौ गभरीत हवे धीरज धर, महा सुभट सलतानु ।**
**जनम योनि तन नवीन धरनमे, व्यापत नहि अज्ञानु ।। (४३)**

તે વિશેષ અંશ અને પરમ વિશેષ મહાસુભટ અનુભવની ઐશ્વર્યતાવાળાઅતિ ધૈર્યવાન હોવાથી તે જરાપણ ગભરાતા નથી તે નવીન દેહધારણ કરવા માટે જયાં જન્મ લે છે તે જન્મ વખતે તેમને અજ્ઞાન વ્યાપી શકતુ નથી.

**परम विशेष परम गति अपरम, विशेष गत ओरलेकी ।**

**जेही कारण तनु धरीत आय भव, तांहां लग जीनु जनवेकी ।। (४४)**

પરમશ્રેષ્ઠ, પરમ વિશેષ અંશ અપરંપાર ગતિવાળા સર્વજ્ઞ સુજાણ જાણને જાણવાવાળા પ્રથમ પરમ પુરૂષ છે. વિશેષ અંશો આ બાજુની જાણને જાણવાવાળા હોવાથી આ જગતમાં જે સમયે જે કાર્ય કરવા આવે છે ત્યાં સુધીની જાણ જણાવે છે.

**पण न लहे मोइ सरजन आद्यंकु, परम विशेष विनाइ ।**

**जब तुम जो मुज पावन होय रत, उनसे करो अनुराइ ।। (४५)**

કરૂણેશપતિ કહે છે કે, અમારા આદ્ય સકર્તા સ્વરૂપને તેમજ અમારા કૈવલધામને, જે કોઈને પ્રાપ્ત કરવું હોય તે અતિ આરતવાન થઈને પરમવિશેષ પરમગુરૂના શરણોમાં જાવ તે પરમગુરૂના ઉપદેશથી અને તેમની કૃપાથી અમારો મેળાપ કરી શકશો. વિશેષ અંશ અમારી ગતિને જાણી શકતા નથી એ કારણને લઈ તેમની સાથે પ્રિતી રાખનાર જીવો અમને મળી શકશે નહિ.

**जेही परकारन चतुर द्वारनसे, आइत सब जीव जंतु ।**

**तिनु विस्तार भवीत भवभर लग, अगणित केल अनंतु ।। (४६)**

જે પ્રકારે ચાર દ્વારે થઈને સર્વજીવો આવ્યા છે. તે જન્મ લઈને એકપછી એક આ ભવભરમાં અગણિત શરીરો ધારણ કરતા હોવાથી કર્મ અનુસાર જેને જેવા શરીર પ્રાપ્ત થાય છે અને તે જીવો તેવોજ આનંદ કરતા હોય તેમના અનંત શરીરોનો અંત લાવી શકાય તેમ નથી.

**तेही परकारन द्वार चतुर होय, इतसे तीत जावनकी ।**

**तिनकी करणी कहुं करूणाकर, जेही जिनुं पद पावनकी ।। (४७)**

કરૂણેશપતિ કહે છે કે, જે પ્રકારે ચાર દ્વારે થઈને જીવમાત્ર જતા હોવાથી કયા દ્વારે કઈ ગતિમાં જાય છે. અને કયા દ્વારે કેવી કરણી કરીને નિજપતિના ધામમાં જવાય છે. તે કરૂણા કરીને તમને કહી બતાવું છું.

**कहत गनीत जेही चतुर द्वारकी, ऐही तनसे निकसनके ।**
**सुरत प्रोइके सुनो सकल जन, सहित अवस्था अनके ।। (४८)**

કરૂણેશપતિ કહે છે કે, આ મનુષ્ય દેહમાં આવેલા ચાર દ્વારોના માર્ગે જે અંશ જાય છે. તેની ગણતરી કરીને જણાવું છું તે કયા દ્વાર સાથે કઈ અવસ્થા હોય ત્યારે કઈ ગતિમાં જાય તે સ્પષ્ટ કરીને કહું છું તે તમે સુરતા ધરીને સાંભળો.

**प्रथम तालुका नेन मुखन गुद, ऐही चतुर जावनही ।**
**संशे न धरीत करीत केमत सत, वदीतव हम खावनही ।। (४९)**

સત્ કૈવલસકર્તા સ્વામિ કહે છે કે, દ્વારોની ગણતરી ગણાવું છું તે પ્રથમ બ્રહ્મરંદ્ર દ્વાર, બીજું નેત્રદ્વાર, ત્રીજું મુખ દ્વાર અને ચોથું ગુદા દ્વાર છે. એ ચાર દ્વાર પૈકી કયા દ્વારે અંશ જાય તેની કઈ ગતિ અને કયુ સ્થાન પ્રાપ્ત થાય તે કોઈ પ્રકારનો સંશય નહી રાખતા આ વચનો ખુદ ખાવિંદના છે. તેને તમે સત્ સત્ કરી માનજો.

**खावन हम रचनार खलकके, जबते सकल सवेती ।**
**कळ कुंची कुल संच अचरचर, हमसे नहि अजनेती ।। (५०)**

નિજસર્જનહાર સકર્તા સ્વામિ કહે છે કે, આ ખલકની રચના કરનાર અમે ખુદ ધણી હોય જેથી સર્વ રચનાની હકીકતને જાણીયે છીએ. સ્થાવર અને જંગમની આદ્યે સર્વઘાટોના સંચની કળકુંચીઓ અમારા હાથમાં હોવાથી અમારું કંઈપણ અજાણ્યું નથી.

**याते हमकी कही सकलको, साच करी उर धरही ।**
**या विधकी कोउ कहन कुंनहे, या भव मांही अतरही ।। (५१)**

નિજ કૈવલપતિ કહે છે કે, સર્વ જીવોના કલ્યાણ અર્થે વિશ્વભરના મનુષ્યોને સાચે સાચી હકીકત અમે કહી બતાવી છે. તેને તમે તમારા હૃદયમાં ધારણ કરી રાખશો. આવી રીતે નિજ ઘરની ગમ કહેવાવાળો આ ભવભરમાં અત્યાર સુધી બીજો કોણ થયો છે? કોઈજ નહી.

**जबते अघरीत वचन हमेरन, अचळ अनाद्य सनातु ।**
**हम विन कुन चलावन जीनके, दुसरन हमन विनातु ।। (५२)**

કરૂણેશપતિ કહે છે કે, અમે આદ્ય અનાદીના સર્વોપરી સનાતન સમસ્ત જગતની રચના કરનારને સર્વે અંશોના સ્વયં સર્જનહાર અમેજ છીએ. જેથી અમારા અલૌકિક વચનો અઘરામાંથી અઘરા અતિ અઘરાં ગુઢાર્થ હોય તેને જેમ છે તેમ સમજી અમલમાં મુકી અનુસરવા તે ઘણાં અને અતિ કઠીન છે. કારણકે જે અચળ ગતિ તેને ચૈતન દષ્ટિએ ચલીત કરીને આ વિશ્વનો વહીવટ અને વ્યવસ્થા કરનાર અમારા સિવાય કોઈ શકિતમાન નથી તે તમે ખોજ કરીને જુઓ.

**ज्यौ कोइ महेल रचित अेकलजन, तिनके संच सकळही ।**
**तेही मालम रचनारनकु सब, ओर सब कहन न मळही ।। (५३)**

જેમ કોઈ એકલાજ પુરૂષે મહેલ બનાવ્યો છે. તેની અંદર ઘણા પ્રકારના સંચ મુકેલા હોય તે એકલોજ જાણે છે. તેના સિવાય બીજો કોઈ કહેનાર મળશે નહી.

**तेही माटे हम कहीत द्वार चौ, जावन सब जुग सेती ।**
**तिनके कहुं विस्तार विमळ भल, सब जन जाण जनेती ।। (५४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, વિશ્વભરના સર્વ જીવોજે ચાર દ્વારના રસ્તે જાય છે. તેને નિર્મળ દષ્ટિવાળા ભલી પ્રકારે સમજી શકે એવી જાણ જગતના જનોને જણાવું છું.

**जाण जनेती तीत जायनकी, जीनुं कोउ नहि मालमही ।**
**तेही जनावहु निज न्यावनसे, समजो सब आलमही ।। (५५)**

કરૂણેશપતિ કહે છે કે, અહીથી શરીર છોડીને કૈવલકર્તાના ધામ સુધી જવાની જે જાણ જણાવું છું તેની કોઈને પણ ખબર નથી તે ગતિ મારા નિજ ન્યાયે કરીને બતાવુ છું એટલાજ માટે હે જગતના સર્વજનો તમે સમજીને ધ્યાનમાં લેવા ચુકશો નહિ.

**जेही नैंनन द्वारे तन तजितव, जाग्रत सहित अवस्था ।**

**तिनकु आड अटक नहि कोउ कीत, मुकता हल देव रस्ता ।। (५६)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, અહીયા મૃત્યુ લોકમાંથી મનુષ્ય દેહ છોડીને જે અંશ જાય છે. તે વખતે અંતર અને બહારની શુદ્ધ જાગ્રત અવસ્થા વર્તતિ હોય અને નેત્ર દ્વારે તે અંશ ગમન કરે તો કોઈ પ્રકારની આડ અટક વિના મુકતપણે દેવલોકના માર્ગે જે દેવનો ઉપાસક હોય તેના ધામમાં જઈને નિવાસ કરે છે.

**जो मनुषा तन धरन फेरीनके, इच्छा होय आपनेकी ।**

**तो तिनकु पण नहि अटकावन, त्यौ लख तंत धरेकी ।। (५७)**

જયારે જે કોઈ મનુષ્યને શરીર છોડતી વખતે અંતરને બહારની શુધ્ધ જાગ્રત અવસ્થાનો અમલ હોય ત્યારે તે ફરીથી મનુષ્યા દેહની ઈચ્છા કરે તો એક લાખ મનુષ્યા તન ધારણ કરે ત્યાં સુધી તેને અટકાવવા કોઈ સમર્થ નથી.

**ओरू पुनि जन होय जेही देवनकी, तेही जावत तिन धामु ।**

**जो ब्रह्मा विष्णु के होय तो, तेही तांहां करे अभिरामुं ।। (५८)**

ઉપરની ચોપાઈમાં નિરૂપણ કરીને જાણાવ્યુ છે કે, જં મનુષ્યને દેહ છોડતી વખતે શુદ્ધ જાગ્રત અવસ્થા વંતતી હોય ત્યારે ફરીથી મનુષ્ય થવાની ઈચ્છા કરે તેને એક લાખ મનુષ્ય શરીરો પ્રાપ્ત થાય છે. એવીજ રીતે જે જે દેવોનો જે જે ઉપાસક હોય. જે દેવની સાથે પ્રિતિ બંધાયેલી છે અને અંદર બહાર શુધ્ધ જાગ્રત અવસ્થામાં દેહને છોડી જે દેવના ધામમાં જવાની ઈચ્છા કરે તે ધામમાં જઈ શકે છે. જો કોઈ બ્રહ્મા વિષ્ણુના ઉપાસક હોય તો તેમના ધામમાં જઈ વસે છે.

**जो कदपि होय जन पुरूषनके, ओरू प्रक्रत समेतु ।**
**तो जन तिनके धाम सधावत, जीनु कल्प लग सेतु ।। (५९)**

આ મૃત્યુલોકમાં મનુષ્ય તનુધારી જે કોઈ અંશ આદ્યશકિત કે આદિ પુરૂષ નિરંજનનો ઉપાસક હોય અને શુધ્ધ જાગ્રત અવસ્થામા દેહનો ત્યાગ કરે તેની ઈચ્છા પ્રમાણે શકિત કે નિરંજનના ધામમાં જઈ શકે છે. તે શકિત નિરંજનનું આયુષ્ય એક કલ્પ સુધીનું હોય ત્યાં સુધી સુખ ભોગવે છે.

**ओरू तिनकी पर निज छेवट हम, साम्रथ शेष सकर्ता ।**
**पीछे न हमकी पर पत कोउ कीत, में उपजावन हरता ।। (६०)**

કરૂણેશ પતિ કહે છે કે, પ્રકૃતિ અને પુરૂષની પાર વ્યાપક બ્રહ્મ મહા શૂન્યમાં સભરાભર ભરાઈને રહેલું છે. તે પ્રકાશ બ્રહ્મની પાર છેવટે સર્વોપરી સકર્તા પતિનું ધામ આવેલુ છે. જેની પાર બીજુ કોઈ છેજ નહી તેજ સકર્તા સ્વામિ અનંત બ્રહ્માંડની આદ્યે સમસ્ત જગતને ઉત્પન્ન કરીને લય કરવાવાળા પોતે જ છે.

**ज्यौ निज शुन्य सनातन अजणीत, अपरंपार विनेहु ।**
**तेसे ही हम अजणीत महा चैतन, जड संज्ञा नहि जेहुं ।। (६१)**

જેવી રીતે મહા આકાશ અજન્મા અને પાર વિનાનું અપરંપાર છે તે સર્વ વ્યાપક અને સનાતન હોવા છતાં સદાના માટે જડ રહેલું છે. તે દષ્ટાંતના ન્યાયે નિજસકર્તા સ્વામિ, અજન્મા,અમાપ ગતિવાળા, અતિ સચેતન, સક્રિય, સુજાણજાણ, સહિત સર્વજ્ઞ સર્વે અંશોના સાક્ષિ સર્વથી ન્યારા, સદા સદોદિત અખંડ રહેલા છે.

**तेही हम निजपतिके जन हवीतव, परम अंश सजनेतु ।**
**धन्य धन्य मोइ धाम सधावत, हम करी लेत सहेतु ।। (६२)**

કરૂણેશપતિ કહે છે કે, જગતનો કોઈ મનુષ્ય જન અમારા ધામમાં આવવાની ઈચ્છા રાખતો હોય, તેને પરમ વિશેષ પરમ ગુરૂના શરણોમાં જઈને કૈવલ લક્ષને ગ્રહણ કરી,

નિજ અંશ સ્વરૂપનો જાણકાર થઈ, અમારા કૈવલ ધામમાં આવે તેને ઘણો ધન્યવાદ આપી હેતપૂર્વક અમારી હજુરમાં રાખીએ છીએ.

**करही सहेत हेत अंकित भर, देवुं सब तपन बुजाइ ।**
**राखहु शरन सदाय हमही ढींग, कोटि कल्प लग ताइ ।। (६३)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, જે આરતવાન અંશ અતિ ઉજાગ્રત થઈ અમારા નિજ ધામમાં આવશે. તેને ઘણાંજ હેતપૂર્વક અમારા શરણમાં લઈને અમને પ્રાપ્ત કરવા જે જે કષ્ટોનો તાપ સહન કર્યો હશે તેના ઉપર અમી વર્ષાવી પરમ શાંતિ આપીને તાપ બુજાવી દઈએ છીએ તેને સહાય કરીને, સદા સદોદિત અમારા સન્મુખ રાખીએ છીએ અને કરોડો કલ્પના અંતે તેને દુર કરતા નથી.

**जा दिन समेटु सकल पसारन, अंश सकल उर लेहुं ।**
**अेक अखंडित रहुं आद्यमे, बहोरु न वंचे केहुं ।। (६४)**

કરૂણેશ પતિ કહે છે કે, જયારે આ સમસ્તજગતનો અવધિકાળ આવી રહે ત્યારે સમસ્ત રચનાને સમેટી લઉ છું. અને મારા સજાતિય તમામ અંશોને મારી અંતર વૃત્તિમાં સમાવી દઈને અદ્વૈત આદ્યમાં સ્વ સ્વરૂપાકારે અખંડ રહું છું. ત્યાં મારા સિવાય બીજું કંઈ બચી શકતુ નથી.

**परम अंश मेरे अेतने लग, भुगतत सुखद अघादु ।**
**पीछ करूं सब लीन हमनमे, अेकल रहन अनादु ।। (६५)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, મારા પરમ વિશેષ અંશો જે અગાધ અને અવર્ણિય સુખ ભોગવી રહ્યા છે. તેમને પણ મારી અંતર ઉપજાણમાં સમાવી દઉ છું. ત્યાર પછી અનંતલોકની ઉત્પત્તિનાં મૂળ કારણરૂપે જે ઉપજાણ છે તેને પણ મારામાં લિન કરી અનાદી હું એકલોજ રહું છું.

**बोहोरू हवे जो उपज हमनकु, कोइ काळे कलपंतु ।**

**तो ज्यौ के त्यौ करहु स्फुरन, अगणित अंश अनंतु ।। (६६)**

નિજ કૈવલપતિ કહે છે કે કોઈ કાળે કેટલાય કલ્પના અંતે જયારે ફરીથી મને અચાનક ઉપજણ થાય છે. ત્યારે અનેક અંશોને ઉત્પન્ન કરી જયાંને ત્યાં અનંતલોક સહિત સમસ્ત જગતની રચના કરું છું.

**अेही विधि तजु सजु सब विधि रध, मेरे शुध्ध संकल्पसे ।**

**पण जो उपजण हवे हमनकु, समरू सहेज सलपसे ।। (६७)**

નિજ સકર્તા સર્જનહાર સ્વામિ કહે છે કે એવીજ રીતે વિશ્વભરનું સર્જન અને વિસર્જન અનેક પ્રકારની રધ એટલે સમૃદ્ધિ સહીત મારા શુદ્ધ સંકલ્પ દ્વારા ઉત્પન્ન કરું છું. પરંતુ અમને ચિંતવન વિના જ્યારે ઉપજાણ થાય તે સમયે એક સહેજ સલપમાં અનંત પ્રકારની ભાતવાળું જગત સર્જું છું.

**अेतने लग जाग्रत तन तजकी, द्वार नेन निकसनकी ।**

**प्रथक प्रथक पावनकी पदवी, जेही जीनके तिनु जनकी ।। (६८)**

સર્વના નિજ નાથ કહે છે કે, પરમ ગુરુ સાથે ખરેખર જેને પ્રિતિ લાગી હોય તે શરીર છોડતી વખતે તેને શુદ્ધ જાગ્રત અવસ્થામાં, નેત્રદ્વારે થઈને અંશજાય તે અંશ સિધો કૈવલ ધામમાં જઈને વસે છે. એવીજ રીતે બીજા જે કોઈ અંશ ન્યારાન્યારા જે કોઈ જે જે દેવોના ઉપાસક હોય, જાગ્રત અવસ્થામાં નેત્રદ્વારે ગમન કરનાર તેતે દેવોના ધામમાં જઈ નિવાસ કરે છે.

**जाग्रतमे तन तजीत जनीत क्यौ, ओर नेननके द्वारू ।**

**तेही हम कहत सुनेहु सकलजन, जेही विधि जीनुं उपचारु ।।(६९)**

જે અંશ મનુષ્ય દેહ છોડીને શુદ્ધ જાગ્રત અવસ્થામાં નેત્ર દ્વારે થઈને જતો હોય તે કયા પ્રકારે જાય છે. તે બતાવું છું તે કેવી રીતે વાણીનો ઉચ્ચાર કરતો કરતો જાય છે. તે તમને કહી જણાવું છું. જેથી સર્વ જીજ્ઞાસુજનો તમે સાવધ થઈને સાંભળો.

**त्राहे त्राहे तन करीत पोकारन, रोम रोम रग रगही ।**
**जांही तांही करे पोकार चलीत चित, हेत विना कीनुं वगही ।।(७०)**

જે કોઈ અંશ મનુષ્ય શરીર છોડતી વખતે તેના રોમેરોમ અને રગેરગમાં ઘણીવેદના થતી હોય તેના મુખે ત્રાસ પોકારતો પોકારતો કોઈ ઈષ્ટ દેવનું નામ લે છે. પરંતુ તેના હૃદયમાં એ ઈષ્ટની સાથે શુદ્ધ હેત નહી હોવાથી તેનો પોકાર પહોંચતો નથી. તેનુ ચિત ચલિત થવાથી અંતરના શુદ્ધ હેત વિના ઘણા ઈષ્ટદેવોના નામનો પોકાર કરતો કરતો શરીર છોડે છે. છતા તેના પોકારનો વગ કોઈ દેવ ધ્યાનમાં લેતા નથી.

**जो कदपि हाय हाय करंता, मात ही पितु पोकारे ।**
**पण जेही तेही परकार लवंता, जाग्रत हवे सकारे ।। (७१)**

કોઈ મનુષ્ય કદાચ શરીર છોડતી વખતે હાય હાય કરતા માતાપિતાને પોકારતો હોય પરંતુ એક સરખા પ્રમાણમાં કોઈ ઈષ્ટનું નામ નહી લેતા જેમ તેમ લવારો કરતો હોવાથી તે શુદ્ધ જાગ્રત વિના તેના પોકારનો સ્વિકાર કોઈ કરતુ નથી.

**तांहां परमाण न नाम कोहुनके, ज्यौं त्यौं करीत उच्चारू ।**
**तेही जाग्रत जाग्रत वरतंतु, अंतु लग अेकतारू ।। (७२)**

જે કોઈ મનુષ્ય દેહના અંત વખતે કોઈપણ ઈષ્ટદેવનું નામ નિશ્ચય કે પ્રમાણ વિના જેમ તેમ ઉચ્ચાર કરતો હોય છે. તે જાગ્રત રહીને શરીર છોડતા સુધી એકતાર પણે પોકાર કરતો હોવા છતાં તેનો પોકાર કોઈ ઈષ્ટદેવને પહોંચતો નથી.

**चित्त धर नाम लहत नहि कोउके, करीतव विकळ लवारू ।**
**तदपीत होय तेही जाग्रतकी जग, जनीत न सुपन विकारू ।। (७३)**

કોઈપણ મરનાર મનુષ્ય વિશ્વાસ લાવીને પ્રિતિપૂર્વક કોઈ ઈષ્ટદેવમાં ચિત્ત પરોવીને નામ લેતો નથી. પરંતુ તે પાગલની જેમ લવારો કરતો હોય છે. ત્યારે તે ખુલ્લી આંખે જાગ્રત રહીને ઉચ્ચાર કરતો હોવા છતાં તે લવારો સ્વપ્ન અવસ્થાના વિકારનો ગણાય છે. જેથી તેની પ્રાર્થના કોઈ દેવને પહોંચતી નથી.

**सुपन विकार समे कोउ बरलीत, तन तज लगन पोकारू ।**
**तो तेही जाग्रत नहीन गनीतमे, सुपने सुपन हकारू ।। (७४)**

જયારે જાગ્રત અવસ્થાના પેટામાં સ્વપ્ન અવસ્થા વર્તતિ હોય તે સ્વપ્ન અવસ્થાના વિકારમાં કોઈ માણસ બકવાદ કરતો હોવા છતાં તેની જાગ્રત અવસ્થા ગણાતી નથી. કારણકે કોઈ ઈષ્ટદેવના નામનો પોકાર કરતો કરતો શરીરનો ત્યાગ કરે છે. તે શબ્દનો હુંકારો સ્વપ્ન અવસ્થાનો ગણાય છે.

**ओरू अवतार आद्य देवनकु, पुनि पोकारत जेही ।**
**तेही पण चेतन रहे अंत लग, जबी जाग्रतवत तेही ।। (७५)**

કોઈપણ મનુષ્ય દેહનાં અંતકાળ વખતે અવતારોની આદ્ય લઈ બીજા દેવોના નામનો પોકાર કરતા કરતા મૃત્યુ પામે છે. ત્યાં સુધી ચૈતનપણું રહે તો તેને શુદ્ધ જાગ્રત અવસ્થા કહેવાય છે.

**जाग्रत ओरू नेंननके द्वारे, अंश गवन जेही जीना ।**
**तिनकु अेतने पद पावनकु, मुकताहळ मग कीना ।। (७६)**

જો કોઈ મનુષ્ય જાગ્રત અવસ્થામાં નેત્ર દ્વારે નિકળીને ગમન કરી જાય છે. તે વિના વિઘ્ને સુખ શાંતિના માર્ગે જે ઈષ્ટનો ઉપાસક હોય તેના ધામમાં જઈ શકે છે.

**अेही विधि जाग्रत द्वार नेननसे, अंश गवन जो करही ।**
**तेही सकल कही करीत करामळ, निजकर्ता लग धरही ।। (७७)**

આવી રીતે કોઈ મનુષ્ય દેહધારી અંશ શુદ્ધ જાગ્રત અવસ્થામાં નેત્ર દ્વારે ચૈતનપણે રહીને અમરમંત્રનો જાપ જપતો જપતો ગમન કરે તો કૈવલધામમાં જઈને વસે છે અને અખંડ સુખનો ભોકતા થાય છે.

**जुओ वराह नरसींग समेतन, मच्छ कच्छ अंश विशाळु ।**
**वैद धनंतर सहित कृष्ण ल्यौ, मुवे सो मरत अकाळु ।। (७८)**

મચ્છ, કચ્છ, વરાહ, નરસિંહ, ધનવંતરી વૈદ્ય અને શ્રીકૃષ્ણચંદ્ર સહિત વિશેષ ગતિના અવતારી પુરુષો ગણાય છે. તે સર્વેના અકાળ મૃત્યુ થયેલા હોવા છતાં ભાન ભુલ્યા સિવાય ચૈતનપણે રહી શુદ્ધ જાગ્રત અવસ્થામાં શરીર છોડીને ગયા છે.

**तेही जाग्रत तन तज कारनकु, गये सो होय हुंशियारी ।**
**तिनकु कष्ट परित तन तजतां, हवीत पोकार पोकारी ।। (७९)**

ઉપર જણાવેલા વિશેષ અંશો કોઈ કારણ વસાત તન ત્યાગીને શુદ્ધ જાગ્રત અવસ્થામાં તે અતિ હોંશિયારીમાં ગયા છે. તેમને શરીર છોડતી વખતે ઘણું કષ્ટ પડવાથી મોટા મોટા પોકાર કરતાં કરતાં ગયા છે. તો પણ પોતાનું ભાન ભુલ્યા નથી.

**अंतकाळ लग पीर परीत तिनु, जब जाग्रत नहि जावे ।**
**नेन द्वार निकसीत कल्पीतसे, जेही जीनु धाम सधावे ।। (८०)**

તે વિશેષ અંશોને અંતકાળે શરીર છોડતી વખતે ઘણુ કષ્ટ પડયુ છે. જેથી જાગ્રત અવસ્થા ત્યજીને અચેત થયા નથી. તે અંશો નેત્ર દ્વારે નિકળીને તેમની ઈચ્છા પ્રમાણે પોતાના ધામમાં ગયા છે.

**अल्प जीव अकाळ मरतीये, मरी मरी जाय अनेकु ।**
**रहेन जाग्रत तीनु तन तज लग, ओरू नहि अंश विशेकु ।। (८१)**

અલ્પજ્ઞ ગતિના અનેક જીવો અકાળ મૃત્યુ પામે છે. તેમને કષ્ટ પડવા છતાં દેહના અંત વખતે જાગ્રત રહ્યા નથી. કારણકે તે વિશેષ ગતિના અંશ નહી હોવાથી અચેતપણામાં જાય છે.

**पुनि भुगतन तिनकु भवभर दुःख, देन जीवन बदलामी ।**
**तेन हवे जीव जनम मरणसे, मुकत कबु गुण ग्रामी ।। (८२)**

સામાન્ય ગતિના અનંતજીવો ફરી ફરીને લેવણ દેવણના તેમજ ઝેરવેરના મારવા મરવાના એવા અનેક ગુનાઓ કરવાથી એક બીજાનો બદલો આપવાનો પાર આવતો નથી. તે કારણને લઈ બહુ પ્રકારના કર્મ બંધનમાંથી છુટવાના મુકત માર્ગની શોધ કરીને પરમ કલ્યાણદાતા પરમ દયાળુ પરમગુરૂના ગુણ ગાઈ શકતા નથી.

**जेतनी भव बदलामी जीवनकी, दीये न विन निस्तरही ।**
**परमगुरूके शरण गये विन, भुकत विना न उधरही ।। (८३)**

સર્વ જીવોને આ ભવભરમાં એક બીજાની સાથે અન્યો અન્ય લેણદેણના ઘણા પ્રકારના ઋણા સંબંધ હોય છે. તે બદલો આપ્યા સિવાય કોઈપણ જીવ છુટી શકતો નથી. જયાં સુધી પરમગુરૂનું શરણ શોધે નહી ત્યાં સુધી કર્મનો નિસ્તાર લાવી મુકત થઈને ભવસાગર તરી શકતો નથી.

**अबकी सुनो सुपनकी सरवीत, मुखन द्वार जायनकी ।**
**तिनकी विधि सकल समजावहुं, जेही जीनु तन पायनकी ।। (८४)**

હવે સ્વપ્ન અવસ્થા વર્તતિ હોય ત્યારે જે જીવ મુખ દ્વારે થઈને જાય છે. તેને કઈ યોનીમાં જઈને શરીર ધારણ કરવું પડે છે તેનો ખુલાસો કરીને કહું છું તે તમો સાંભળો.

**सुपन अवस्था मुखन द्वारसे, अंश गवन जो करही ।**
**कीट पतंग आद्य पशु पंखी, तदीप तहांय तन धरही ।। (८५)**

હવે સ્વપ્ન અવસ્થામાં જે જીવ મુખ દ્વારે થઈને જાય છે તે કીટ, પતંગ અને પશુપંખીના ઘાટ ધારણ કરે છે. જે જે ખાણીમાં જેટલા ઘાટ ધારણ કરવાના હોય તે પુરા ના થાય ત્યાં સુધી તેમાંથી નિકળી શકતો નથી.

**जीनकु वाचा नहीन मनुषकी, ओरू जीनु तन मति मंदु ।**
**ते कयौ कहीत शके उतइतकी, जीनु अंतस निरंदु ।। (८६)**

કીટ પતંગ અને પશુપંખી વગેરેના તનમન મંદ ગતિના છે. જેથી મનુષ્યના જેવી વાચા નહી હોવાથી આ બાજુકે તે બાજુની વાત કેમ કરીને કહી શકે? કારણકે તેમનુ અંતસકરણ અજ્ઞાનથી ભરેલું અતિ અંધકારમય છે.

**ते हमने क्यौ करीत निरंधु, जाग्रत अंश सचेतु ।**
**ते मेरी मतलब उर धरीतव, कहीतव अंश अचेतु ।। (८७)**

કોઈ પ્રતિવાદીને પ્રશ્ન થાય કે, અંશ જાગ્રત અને સચેતન ગતિવાળો હોવા છતા તેના અંતસકરણ મંદમતિના કેવી રીતે થાય ? તેનો જવાબ એ છે કે મનુષ્ય દેહમાં નિજકર્તાના મતલબને નહી જાણવાના કારણથી મંદમતિની ગતિવાળા અચેત થયેલા છે.

**कहु तिनके अभिप्रायनकी अत, सुनी तव चंत धरेहु ।**
**समज पडे जग जीव अजणीत के, जेही तुम प्रश्न करेहुं ।। (८८)**

કરૂણેશ પતિ કહે છે કે, હે પરમ વિશેષ અંશ હવે હું તેનો અભિપ્રાય કહું છું તે ચિતધરીને સાંભળો, જગતના જીવ અજાણ્યા કેમ રહ્યા તે પ્રશ્નનો ઉત્તર સાંભળતા સમાધાન થાય અને સમજ પડે એવો ખુલાસોં કરીને બતાવું છું.

**ज्यौ ते तन काटन वैदकको, ओसड बहेर खवाइ ।**
**रोम रोम रग हवीत मरत सम, जब तन छेद कराइ ।। (८९)**

જ્યારે કોઈ અસાધ્ય દર્દી માણસને વાઢકાપ કરવું હોય ત્યારે વૈદ તેને ઔષધિ ખવડાવે છે. તેથી દર્દીનું શરીર રોમે રોમને રગેરગ બેહેર મારીને મરી ગયેલા સરખુ થઈ જાય છે. ત્યારપછી વૈદ તેનુ તન છેદન કરે છે.

**तेसेही हम भवदुःख भुगतावन, अजणीत अंश रखेहुं ।**
**औषध बेहेर जीनु अज्ञानके, सब जीव जंत भखेहुं ।। (९०)**

એટલાજ માટે સર્વ જીવોને કરેલા કર્મ ભુકતાયમાન કરાવવા માટે અજ્ઞાન રૂપી ઔષધી ખવડાવીને બેશુદ્ધ અચેત કરી દીધા છે. તેથી અજાણ રહી દુઃખ ભોગવતા જાય છે. છતાં તે દુઃખની વેદનાને જાણી શકતા નથી.

**हम वैदक तिनके भखवावन, मरीवत बेहेर रखनकु ।**
**जाण विना दुःख भुकित शके पण, जणीत न भुकित शकनकु ।।(९१)**

કરૂણેશપતિ કહે છે કે, વૈદની જેમ અમે અજ્ઞાનરૂપી ઔષધી સર્વ જીવોને ખવડાવીને મરણ સરખા અચેત કરી દઈને તેમના કરેલા કર્મના ફળરૂપ દુઃખ ભુકતાયમાન કરાવીએ છીએ. તે અજ્ઞાન દશામાં દુઃખ ભોગવતો જાય તો પણ દુઃખના ત્રાસને જાણી શકતો નથી.

**तेही माटे अज्ञान रखे हम, जीव जंत सबयनकु ।**
**जीनुं दुष्क्रित तिनकु भुगतावन, धरी धरी तंत दुःखनकु ।। (९२)**

એટલાજ માટે સર્વ જીવોને અજ્ઞાની રાખ્યા છે જેના જેટલા દુષ્કિત એટલે અશુભ કર્મ કર્યા હોય તેને અનેક શરીરો ધારણ કરાવીને તેની પાસે દુઃખ ભોગવાવું છું.

**पुनि जाग्रत जनीतव तनकी पर, मुहुर न चंच खटाइ ।**
**तेही निंद्राके मही अजणीतसे, केतेक जीव कटी खाइ ।। (९३)**

જેવી રીતે મચ્છર આદી ઝીણા જંતુઓ આપણને જાગ્રત અવસ્થામાં કરડે તો તુરત જ જાણી જઈએ છીએ. પરંતુ નિંદ્રા અવસ્થામાં જ્યારે કરડે ત્યારે આપણે જાણી શકતા નથી.

**तिन की आंच न जनीत निंदभर, अजणीत अंश हवीतसे ।**

**तबते जीव हम रखे निंदवत, भवदुःख भुगतत वितसे ।। (९४)**

જેવી રીતે મચ્છરની ચાંચનો ચટકો નિંદ્રામાં મનુષ્ય જાણી શકતો નથી. એજ પ્રકારે સર્વ અંશોને અજ્ઞાનરૂપી નિંદ્રામાંમેં રાખેલા હોવાથી દુઃખ ભોગવતા જાય છે. અને તેને થતા કષ્ટને જાણી શકતા નથી.

**कहत अवस्था जेही सषोपतकी, गवनी गुदन दवारू ।**

**तन तज इतसे तीत जावनकी, हवीतव तेही विस्तारू ।। (९५)**

હવે સુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે જે જીવો જાય છે. તે કયાં અને કયા શરીરોમાં જાય છે તેનો વિસ્તાર કરી જણાવું છું.

**तेही स्थावर तन करीत प्रवेसीत, वृक्षवेली वन आदुं ।**

**ओर तरण पनडी जल जमीतव, ऐही जड जात समादु ।। (९६)**

જે જે જીવ સુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે ગમન કરીને જાય છે. તે સ્થાવર જાતિમાં વૃક્ષ, વેલી, પાદડી, તરણજાતિ અને જળજાતિમાં પ્રવેશીને જડ શરીરોને ધારણ કરે છે.

**पंच प्रभाव वनस्पतिकी गत, स्थिर स्थावर सब सेती ।**

**पंचीकरण पंचविधि लागन, समटी कीये सबेती ।। (९७)**

જે જે જીવો પાંચ પ્રકારની સ્થાવર જાતિમાં જાય છે. તે તે તેના પ્રભાવને વશ પડીને તે રૂપ થઈ રહે છે. તે વધારે જાણવાની ઈચ્છા રાખનાર જીજ્ઞાસુ જનોને પંચમશ્વસમ વેદમાં સ્થાવર જાતિના પંચીકરણમાં જોઈ લેવું.

**पण बीजग ते फरक फरक सब, जात अनंत जनेतु ।**

**अंकुरके अभिप्रायन मे अत, जनवे जन सबेतु ।। (९८)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે સ્થાવર જાતિના સર્વ બિજકોનો ફરક જુદી જુદી પ્રકારનો હોય તેના અભિપ્રાયનું નિરૂપાણ અંકુરની રચનાના વર્ણનમાં સર્વજનોને જાણવા માટે કરી જણાવ્યું છે.

**तेही बीजग निज करीतव हमने, सकल पसार पसावा ।**
**जीव असंख जात जेतने भर, तिनकु वास वसावा ।। (९९)**

કરૂણેશ પતિ કહે છે કે સ્થાવર જાતિના બિજગો અઢાર લાખ પ્રકારના બનાવ્યા છે તેના પસારાનો વિસ્તાર કરવા માટે જ બનાવેલા છે. શુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે થઈને જનાર અસંખ્ય વનસ્પતિની જાતિમાં જઈને વાસ કરે છે.

**एही सषोपतमे अंश गवन गुद, हवीत करीत विस्तारू ।**
**तरण आद्य तरू सकळ अचळकी, कहीतत अपरमपारु ।। (१००)**

સુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે જે જે અંશ જાય છે તે સ્થાવર જાતિના વૃક્ષ વેલી, પનડી તરણી જળ જાતિની આદ્ય લઈ વૃક્ષના અનેક શરીરો પાર ના પામી શકાય એટલા ઘાટ ધારણ કરે છે.

**ओरू सषोपतमे जीव गवन मुख, करीतव जेतने भरही ।**
**तेही हवीत पशु तन जातीक पण, अधम जोनि अवतरही ।। (१०१)**

સુષુપ્તિ અવસ્થામાં મુખ દ્વારે જે જે જીવો જાય છે તે પશુજાતિમાં અધમ યોનીના ઘાટ ધારણ કરે છે.

**अधम योनि तेही निष्ट सकलसे, सुकर कुकर समजेतु ।**
**तिनही आद्य सकल जेतने भर, खर मंजार समेतु ।। (१०२)**

અધમયોનીના જે જે કનિષ્ટ ઘાટો ગણાવેલા છે તે કુકર, સુકર ડુકરને કાગ, મંજારીને ખર વગેરે નીચ જાતિના હોવાથી તેના સ્વભાવને વશ પડી તેના ઘાટને અનુસરીને ક્રિયા કરે છે.

**तुरी अवस्थाके तन तजीतव, अब तेही सुनो सबेही ।**
**ब्रह्मरुंघ्र तालुक द्वारनसे, छेदी जाय तन जेही ।। (१०३)**

શરીર છોડતી વખતે તુરીયા અવસ્થા વર્તતિ હોય ત્યારે તાલુ છેદીને બ્રહ્મરૂન્દ્ર દ્વારે અંશ જાય છે. તે કયાં જઈને કેવી ગતિને પામે છે તે તમને જણાવું છું.

**तिनकी कहुं पायनकी पदमी, सधनी सद जायनकी ।**
**शीव, कैलास, ज्योत निरंजन, तांहां लग गत तायनकी ।। (१०४)**

જે સમાધિવાન અષ્ટાંગ યોગના સાધક યોગી પુરૂષો તુરીયા અવસ્થામાં બ્રહ્મરન્દ્ર દ્વારે થઈને જાય છે. તે શિવજીના કૈલાસ ધામથી લઈને જયોતિ નારાયણ સુધીના ધામને પ્રાપ્ત કરી શકે છે.

**ब्रह्मरुंध्र तालुक छेदनकी, तुरी अवस्था जेही ।**
**जो तालुक छेदाय नहितो, नेन गवन करे तेही ।। (१०५)**

તુરિયા અવસ્થામાં યોગી પુરૂષો બ્રહ્મરૂંદ્ર દ્વારે જવા માટે તાલુને છેદીના શકાય તો જાગ્રત અવસ્થામાં નેત્ર દ્વારે થઈને પોતાની ઈચ્છા પ્રમાણે તે ઈષ્ટના ધામમાં જઈ શકે છે.

**हवीत अंश नेननके गवनी, तुरी अवस्था जदपी ।**
**ब्रह्म सदन सुरलोक देव मही, करीत वास तांहां तदपी ।। (१०६)**

તુરિયા અવસ્થાનો અમલ હોય તે વખતે નેત્રદ્વારે જે અંશ જાય તે બ્રહ્માજીના ધામથી લઈ સૂર કહેતા દેવલોકોમાં જે દેવની સાથે પ્રિતિ બંધાયેલી હોય તેના ધામમાં જઈને વસે છે.

**पण रजोगुण जीव जीनुं उपासिक, तेही देवन पदपाइ ।**
**जंहां लग जीनकी हवीत अवध निज, तांहां लग रहत ठराइ ।।(१०७)**

જે જે રજોગુણી જીવ કરેલા સારા શુભ કર્મ ભોગવવાની ઈચ્છાવાળા જે દેવની સાથે નિષ્ઠા હોય તે દેવના ધામમાં જઈને વસે છે. તેનું પુન્ય પહોંચે ત્યાં સુધી સુખ ભોગવીને ફરી પાછા અહી આવે છે.

**तुरी अवस्था पुनि सषोपत, श्रेष्ठ नहि अंतकाळु ।**

**मरत समे तो मनुष लोकमे, जाग्रत ज्योत विशाळुं ।। (१०८)**

આ મનુષ્યલોકમાં શરીર છોડતી વખતે તુરિયા અવસ્થાની અંતે સુષુપ્તિ અવસ્થા વર્તે તો સારી ગણાતી નથી. પરંતુ શુધ્ધ જાગ્રત અવસ્થા ઝગમગતી જયોત જેવી હોય તે વર્તે તો મૃત્યુ પામનાર માણસ જે લોકમાં જવાની ઈચ્છા કરે તે ધામમાં જઈ શકે છે.

**चतुर अवस्था चतुर द्वार होय, अंश गवन कही जेती ।**

**तित जायनके पद पायनकी, तेही पण कहीत सबेती ।। (१०९)**

ચાર અવસ્થામાં ચાર દ્વારે થઈને જે જે અંશ શરીર છોડીને જયાં જાય છે. તેનુ સ્પષ્ટ નિરૂપણ કરીને જગતના જનોને જાણાવ્યું છે.

**ज्यौ ते द्वार चतुरसे आयल, जुगभर जीव अनेकु ।**

**तेही प्रालब्धसे भिन्न भये भव, तहींकी अहीं जनेकु ।। (११०)**

જે ચારખાણીના ચાર દ્વારે થઈને આ ભવભરમાં અનેક જીવો આવ્યા છે. પૂર્વનું જેવુ પ્રારબ્ધ રચાયુ હોય તે લઈને સર્વજીવો આ ભવમાં આવ્યા હોવાથી ભિન્ન ભિન્ન પ્રકારે સુખદુઃખ ભોગવતા દેખાય છે.

**तहीं अहींकी गत करीत करामल, जेही जीनुं पद पायनकी ।**

**उग्र नेन उर जीनुं अनुभवके, तिनकु गत तायनकी ।। (१११)**

નિજકર્તાના ધામમાંથી સર્વઅંશો જે સંચિત લઈને અહી આવ્યા છે અને અહીનું સંચિત લઈને ત્યાં જે પદને પ્રાપ્ત કરવાનું છે. તે કરામતની યુકિતઓ સર્વજનોને સમજાવેલી હોય જે સંત સજ્જનો ઉગ્ર અનુભવવાળા હશે તેજ યથાર્થ જાણી શકશે.

**ओर अनीत गत अल्प अंशकी, ओही विधि नहिन लखाये ।**
**पण उनमाने कहीत गये सब, कल्पी कल्प जनाये ।। (११२)**

જે અનિત્ય ગતિવાળા અલ્પજ્ઞજીવો શરીર છોડીને કયાં ગયા તે ચોક્કસપણે કોઈ જાણાવી શકયા નથી. પરંતુ નિર્ણય કર્યાવીના કલ્પના કરીને અમુકપદને પામ્યા એમ અનુમાનથી કહી ગયા છે.

**देख्या विना कल्प कुन कजके, नेनों नेन हजुरी ।**
**ज्यौं मजुरन उप रहीने देखीत विन, क्यौं करी देहीत मजुरी ।।(११३)**

નિજ સકર્તા પતિ કહે છે કે, કલ્પ ભરની રચના અમે જે કરી છે તે સર્વઅંશોના કર્મ જોઈ શકતા ન હોઈએ તો પછી રચના કરેલી શા કામની? જેવી રીતે કોઈ પુરૂષ મંજુરો પાસે કોઈ કામ કરાવે છે તે નજરોનજર ના જોઈ શકે તો મજુરી કેવી રીતે આપી શકે ?

**आतो हम देखन उतइतके, अंश सकल मजुरनके ।**
**ते माटे मे लहु सबनकी, जेही जेतने हजुरनके ।। (११४)**

કરૂણેશપતિ કહે છે કે, ઈત એટલે આ બાજુ મૃત્યુલોકના મનુષ્યથી લઈ પશુપંખી કિટપતંગ વગેરે ઉત કહેતા સર્વ દેવલોક સહીત સર્વ અંશો મજુરરૂપે હોય, જે જે કંઈ કર્મ કરે છે. તે મારી વ્યાપક દ્રષ્ટિએ હાલ હજુર હું જોઈ શકું છું. તે તમામ અંશો મારા સજાતિય હોવાથી મારી દ્રષ્ટિની બહાર કોઈજ નથી તે કારણને લઈ જેના જેવા કર્મ હોય તે જોઈને યોગ્ય ફળ આપુ છું.

**विन हमेरी हजुरीनसे उतइत, अंश सकल भव जेता ।**
**ते भवसागर भमे सदै लग, जेहीन हमनके वेता ।। (११५)**

નિજકૈવલ પતિ કહે છે કે, આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ દેવલોકના સર્વે અંશો મારા સજાતિય ખરા પરંતુ મને જાણ્યા વિના મારી આજ્ઞાને અનુસરતા નથી. તે કારણને લઈ ભવભરમાં તેને ભટકવુ પડે છે. જયાં સુધી મને ઓળખે નહી ત્યાં સુધી માયાના પદાર્થમાં આસકત થયેલા હોવાથી સૃષ્ટિનો અવધિકાળ આવે ત્યાં સુધી ભટકવું પડશે.

**तुमने कहे सो गये गतमगत, तेही हम जाण जणावे ।**
**जेही सुरलोक गयनके अंशुं, तेही जुगभर नहि आवे ।। (११६)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ? ગયા સિધ્ધાંતમાં તમે પુછયું હતું કે, જે અંશ ગતમગતા થઈ ગયાં તે ફરી કેમ દેખાતાં નથી તે તમને જણાવું છું કે, એ અંશો દેવલોકમાં ગયેલાં હોવાથી અહિં આવતાં એક યુગ વીતી જાય છે.

**विते युग आयन के अंशु, कहे तो कुन पति अेहु ।**
**ओरु तेही युगके हवे विना जन, तो तेही कहे कीनेहुं ।। (११७)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે અંશ દેવલોકમાં ગયેલો તેને પાછો અહિં આવતાં એક યુગ વીતિ જાય છે. તે કોઈને કહે કે, હું અહિંથી દેવલોકમાં ગયેલો અને પુન્ય પુરું થવાથી પાછો આવ્યો છું તો તેની ઉપર કોઈ વિશ્વાસ લાવતું નથી કારણકે, તે ગયો એ વખતનો કોઈપણ માણસ હોતો નથી એ કારણને લઈ તેની વાતને કોણ માને ?

**पुनि पुरूष प्रकृति लगके, आवे अंश जबेही ।**
**कोटी कोटी कल्पंत वितनसे, आइ शके तब तेही ।। (११८)**

નિજ કરૂણેશ સ્વામિ કહે છે કે, જે અંશ અહિંથી જપ, તપ, આદી શુભ કર્મ કરીને આદ્યશકિત અને આદી પુરૂષ નિરંજનનાં ધામમાં જાય છે. તેને આ ભવમાં પાછાં આવતાં એક કરોડ કલ્પ વીતિ જાય છે. તે સમયનું ત્યાં કોણ હોય કે તેની વાતને માને ?

**ओरु हमके जेही धाम सधावन, परम पुनित नीज अंशुं ।**
**तिनकु अहिं आवनकी संख्या, धरीत न कोहु आकंशु ।। (११९)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," મહાન સમર્થ પરમગુરૂના પ્રતાપે જે અંશ પરમ પવિત્ર પોતાનાં સ્વરૂપે થઈને અમારા કૈવલ ધામમાં આવે છે તે ફરીને આ જગતમાં કદાપી આવતો નથી.

**पुम परधान अनंत कोटी ल्यौ, भुगती निज आरबलही ।**
**मरी मरी धरहीत जनम असंखीत, तदपी न मोइ लव पलही ।।(१२०)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," આદ્ય શક્તિ અને નિરંજન પોતાનું આયુષ્ય પુરૂં કરીને એક પછી એક અનંત કરોડ અવતાર લઇ લઇને ફરી ફરીને વારંવાર ચાલ્યા જાય તો પણ મારી એક પલક થતી નથી. એટલા જ માટે અમે અને અમારું અવિનાશી ધામ અવધિકાળ સિવાયનું છે.

**अेही विधसे हम अवध विनाके, रहुं अजन्म अविनाशा ।**
**अजर अखंडीत स्वाध सदोदित, करी निज नभ निवासा ।। (१२१)**

"પરમ સકર્તા પતિ કહે છે કે," આવી રીતે અમને આદ્ય અને અંત નહિં લાગતા હોવાથી અવધિકાળ રહીત અજરામર, અખંડ અવિનાશી હોય, મહા શુન્યની મધ્યમાં સદા સદોદીત અવિગત આસન પર બિરાજમાન થઇને અવિચળપણે રહીએ છીએ.

**निज नभ सो मोई माग रहनके, मग ओरु हम नहि दोई ।**
**ज्यौं अक्षरकी बीचनकी जग, अंक न वंचित कोई ।। (१२२)**

જે નિજ મહા શુન્ય અવકાશ હોય, તે રકમ સિવાયનું હોવાથી તેની ગણત્રી ગણવામાં આવતી નથી. જેવી રીતે અક્ષરની આજુબાજુ ખાલી જગ્યાને કોઇ વાંચી શકતું નથી. એવાં

જ પ્રકારનાં મહા આકાશની મધ્યે મારું અખંડ નિવાસ સ્થાન આવેલું છે. છતાં અનંત આકાશની સાથે મને કંઇ લાગતું વળગતું નથી.

**ओरू मेदान मही कोउ पुरुष, ठाडे हवीत ओकलही ।**
**तीनु गनीत मही ओकही ओका, कोई नहि कहत बेकलही ।। (१२३)**

જેવી રીતે અતિ વિશાળ મેદાનમાં એક પુરુષ ઉભો રહેલો હોય, તેને ચોતરફથી જોનાર કોઇ કહી શકશે નહિં કે, એ બે પુરુષ છે. જે તરફથી જ્યારે જુએ ત્યારે એકનો એક જ દેખાય છે.

**ओही परकारन हम शुन्यकी मध्य, रहुं अखंडीत ओकु ।**
**गनीत न मोई सम मोई रहेवन मग, खग भव रचन रचेकु । (१२४)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," તે મહાશૂન્યની મધ્યે હું અખંડ એકલો જ રહું છું. એ શુન્ય અપાર હોવા છતાં મને જાણી શકતું નથી. તે શુન્યમાં રહીને જ હું આ ભવભરની રચના કરું છું.

**ओही तारीपके हम अजरायल, अज मोई धाम समेतु ।**
**तेही धामनमे वसन वासके, विछरे कुन कहेतु ।। (१२५)**

એવી રીતે અમારી તારીફ કોઇ પ્રકારે થઇ શકે તેમ નથી. અમે અજન્મા હોવાથી અમારા ધામ સહીત સદા સદોદીત અજરાયલ પણે નિરંતર રહીએ છીએ. તેજ ધામમાં અમે અખંડ નિવાસ કરતા હોય, કોણ કહી શકે એમ છે કે, અમે ચલીત થઇએ છીએ ?

**अंत विना अति सुखद समोहन, मैं पति परम समीपु ।**
**ते नहिं अंश आवत भवभरमे, परहरी परम हमीपु ।। (१२६)**

"પરમ સકર્તા પતિ કહે છે કે," જેનો અંત ન લાવી શકાય, એવું અસીમ સુખ અમારા અવિનાશી ધામમાં હોવાથી અંશોનો સમુહ પણ અગણિત હોય, તે નિજાનંદનું સુખ

અહોનિશ ભોગવે છે. તે સર્વ અંશો અમારી સાથે મળીને રહેલા છે. જેથી પરમાનંદનું અમાપ સુખ છોડીને કદાપિ આ ભવમાં ફરીને પાછા આવતાં નથી.

**जो पठवु भव भरम मटावन, परम अशंकु ताई ।**
**बहेर शुन्य जो लागी आवतां, बेर कल्प होई जाई ।। (१२७)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," આ ભવભરનાં તમામ જીવોના કરમ ભરમને મટાડવા જ્યારે મારા પરમવિશેષ અંશને આ બાજુ મોકલું છું ત્યારે વચ્ચે બેહેર શુન્ય આવેલું હોવાથી અહિં આવતાં સુધીમાં એક કલ્પ વીતી જાય છે.

**तो तितकी ईत कुन कहनके, मुजकु आई मीलनमे ।**
**कोटीक तपके दुःखीत दरद होई, शान्ती सुखद जीलनमे ।। (१२८)**

"સત કૈવલ સ્વામિ કહે છે કે," વચ્ચે બહેર શુન્ય આવેલું હોવાથી અમારા ધામનો સંદેશો આ ભવમાં આવીને કોણ કહી શકે તેમ છે ? કારણ કે કરોડો વર્ષ સુધીનું મહા કષ્ટ સહન કરીને જેણે અતિ ઉગ્ર તપ કર્યું હોય, તે અંશ મારા ધામમાં આવીને અનંત શાન્તીનાં સુખ સાગરમાં ઝીલે છે. એવા અપાર સુખનાં સમુહને છોડીને આ ભવમાં આવવાની ઇચ્છા કોણ કરે ?

**या विधके निध छोर आवनके, भवभरमे कुन अंशु ।**
**तबत्ये तितके ईत आवनकु, हवीत सकल निरवंशु ।। (१२९)**

આવી રીતે નિજ સકર્તા ધણીનાં સજાતીય અંશો નિજ ધામમાં ગયા પછી અહીયા આ ભવમાં ફરી પાછા આવતાં નથી. કારણ કે, કરોડો જન્મનાં પ્રૌઢ પુન્યનાં પ્રતાપથી પ્રાપ્ત થયેલું અથાહ સુખ અવર્ણિય હોવાથી કોઈ અંશને આ બાજુ આવવાની ઇચ્છા થતી જ નથી.

**ओर यज्ञ तप दान करनके, छुद्र देव तन धरही ।**
**जेही जीनके जेतने फळमापस, तेही भुक्ति भव फरही ।। (१३०)**

"કૈવલ લક્ષની જાણ સિવાયનાં બીજા અંશો આ ભવમાં જપ, તપ, અને યજ્ઞ દાન કરવાવાળા શુદ્ર દેવોનાં ધામમાં જાય છે. તે શુદ્ર દેવોનું શરીર ધારણ કરીને પોતાનું કરેલું પુન્ય ભોગવે છે તે માપક પુન્ય ભોગવતાં પુરૂં થઇ જાય ત્યારે ફરી પાછા આ ભવમાં આવે છે. એટલા જ માટે જપ યજ્ઞાદી કરવાથી જન્મ મરણનું દુઃખ દુર થતું નથી.

**अेतने भरके मुख नैंनसे, अंश करनके गवनी ।**
**पण न्यारी पदवी जीनुं जनीतव, भिन्न अवस्था हवनी ।। (१३१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરનાં મનુષ્ય દેહધારી અંશો શરીર છોડતી વખતે નેત્ર અને મુખ દ્વારે જાય છે. તે નેત્ર દ્વારે જનારને પુન્ય પ્રમાણે ન્યારી ન્યારી પદવી મળે છે. અને મુખ દ્વારે જનાર પશુ પંખી અને કીટ પતંગના તનુઓ ધારણ કરે છે.

**नैंन द्वार ओर सुपन अवस्था, अंश गवन जो करही ।**
**तो सुरलोक सतो अजभव ल्यौं, शक्ति सदन अनुसरही ।। (१३२)**

જાગ્રત અવસ્થાનાં પેટામાં સ્વપ્ન અવસ્થા વર્તતી હોય, ત્યારે જે જે અંશ નેત્ર દ્વારે ગમન કરે છે. તે દેવલોકમાં શિવ, બ્રહ્મા, વિષ્ણુ અને શક્તિનાં ધામ સુધી જઇને વાસ કરે છે. જેનું જેટલું પુન્ય હોય, તેટલું ભોગવીને ફરી પાછા આ ભવમાં આવે છે.

**ओरू मुखनके द्वार सुपनमे, जेतने अंश निकरही ।**
**पशु पंखी ओरू कीट पतंग लग, तदपी तेही तन धरही ।। (१३३)**

સ્વપ્ન અવસ્થામાં મુખ દ્વારે જેટલાં અંશો ગમન કરીને જાય છે. તે સર્વ પશુપંખી કીટ પતંગ આદીનાં શરીરો ધારણ કરે છે.

**जिनकु वाचा नहि न मनुष्यकी, तो क्यौं करीत उच्चारू ।**
**जिवके खुन देवन बदलेकु, कीये अज्ञान अपारू ।। (१३४)**

પશુ, પંખી, કીટ, પતંગનાં શરીરોમાં જઇને જે જે જીવ વસ્યા છે. તેમને મનુષ્યની વાણીનો ઉચ્ચાર કરવાનું જ્ઞાન નથી કારણ કે, અપાર અશુભ કર્મ કરેલા હોવાથી કરેલા ગુનાઓનાં બદલા આપીને પુરા કરાવવા માટે સર્વજ્ઞ સકર્તા ધણીએ મહા અજ્ઞાનનાં અંધકારવાળા શરીરોમાં તેમને વસાવ્યાં છે.

**पुनि सषोपत मुखन द्वार होई, जावही जंत जबीते ।**
**वनस्पतिमे देव वृक्ष तनु, घरीतव विपु जबीते (१३५)**

ફરીથી કહું છું કે, સુષૂપ્તિ અવસ્થામાં મુખ દ્વારે થઇને જે જે જીવો જાય છે. તે સ્થાવર જાતિમાં જે દેવ વૃક્ષો કહેવાય છે. ત્યાં જઇને શરીરો ધારણ કરે છે.

**पण जडके सम शुन्य अवस्था, सषोपतिनकी जेही ।**
**जीनकु हवे न हलण चलण तन, जंगम सम न तबेही ।। (१३६)**

સ્થાવર જાતિનાં દેવ વૃક્ષોમાં જે જીવો જઇને વસ્યા છે. તે વૃક્ષો ઉત્તમ ગુણવાળા હોવા છતાં સુષુપ્તિ અવસ્થા જડતાવાળી હોય, શુન્યનાં જેવી નિષ્ક્રિય દશા ભોગવે છે. તેમનામાં જંગમ જેવી હાલવા ચાલવાની કે બોલવાની ક્રિયા થતી નથી.

**तेही माटे कोई सुज करनके, रहे न गयन आयनकी ।**
**करूणासागर कही करूणेशर, उत ईत गत पायनकी ।। (१३७)**

આ મનુષ્ય. લોકમાંથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, પ્રકૃત્તિ અને પુરુષ સુધીનાં ધામમાં જઇને આવવાની ગમગતિની શુદ્ધ જાણ, અત્યાર સુધી કોઇને પ્રાપ્ત થઇ જ નથી. તો સકર્તા ધણીનાં ધામમાં જવાની ગમ તો હોય જ કયાંથી ? એટલાં જ માટે નિજ કરૂણેશ પતિએ સર્વ પ્રકારની અગમ્ય જાણને જાણાવવા, સત્ શ્રીમંત કુવેર મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરને સર્વજ્ઞ ગતિ બક્ષીસ કરેલી છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અજાણ અઘોર ગત સુજ**
**કરનકો નવવિંશતિતમ્ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૩૦

અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે પરમવિશેષ અંશ પાયન પદવી કો અરસ અલૌકિક ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય

શ્રી કરૂણેશ ઉવાચ :-

**अेही वहीवट तो सकल जाहांनके, नरणीत कीये निरूपा ।**
**तिनमे कोउ होय परम अंश तो, तिनकी करू जनुपा ।। (१)**

આદ્ય સકર્તા સ્વામિ ભગવાન કરૂણાસાગરને કહે છે કે, ઉપર વર્ણન કરીને જણાવેલો વહીવટ ચૌદ લોક પર્યંત પ્રકૃતિ અને પુરૂષ સુધીનો કહી બતાવ્યો છે. પરંતુ આ વિશ્વમાં કોઇ પરમ વિશેષ અંશ અમારા ધામમાં આવવાવાળો હોય, તેની શુદ્ધ જાણ જણાવું છું.

**जीनकी तो कही गये अगमसे, फेरीके कहत अबेही ।**
**किंचीत कसर होय जो तिनमे, समजो सकल सबेही ।। (२)**

"કરૂણેશ પતિ કહે છે કે", ઉજાગ્રત વૃત્તિનાં અંશ અગમ એટલે જેની વાત હું આગળ કહી ગયો છું છતાં તેમાં કિંચિત માત્ર કસર રહી ગઈ હોય તો સર્વ જનોને શુદ્ધ સમજવા માટે ફરીથી સ્પષ્ટ કરીને જણાવું છું.

**हवीत अवस्था जाग्रत की जीन, नेंन द्वार तन तगही ।**
**मनुष्य आद्य सुर मुक्ताहल मग, परम धाम मोई लगही ।। (३)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે ઉપાસક જન અંતર બહાર શુદ્ધ જાગ્રત અવસ્થામાં શરીરનો ત્યાગ કરતી વખતે નેત્ર દ્વારે થઇને ગમન કરે છે. તેની ઇચ્છા અને માંગણી પ્રમાણે મુક્ત માર્ગે શાન્તિ પુર્વક વૈકુંઠ કૈલાસની આદ્ય લઈ પ્રકૃત્તિ પુરુષનાં ધામમાં જઈને વાસ કરે છે. અને કેવલ લક્ષનો અનુરાગી હોય, તો અમારા કેવલ ધામમાં આવી વસે છે.

**जेही सुरके जन हवीत उपासन, शक्ति पुरुष पद सेती ।**

**ओरू होवे जो परम अंश तो, लेउ मोइ धाम सहेती ।। (४)**

"નિજ સકર્તા પતિ કહે છે કે", આ ભવનાં લોકો પ્રકૃતિ અને પુરૂષ સુધી જે જે દેવોનાં ઉપાસક હશે અને શુદ્ધ જાગ્રત અવસ્થામાં નેત્ર દ્વારે ગમન કરશે, તે તે દેવોના ધામમાં જઈને વાસ કરશે. અને જે ઉજાગ્રત વૃતિનો પરમવિશેષ અંશ હશે તેજ અમને આવી મળશે અને અમારા કૈવલ ધામનું અખંડ સુખ ભોગવી શકશે.

**परम अंश मोइ परम अंशके, हवीत हेत तनमनही ।**

**करीत उछाइ हेत धर हमही, लेउं मोइ शरण समनही ।। (५)**

"કરૂણેશ પતિ કહે છે, કે " જે મારા પરમ વિશેષ અંશ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી તેમનો પરમ ઉપદેશ લઈને તનમનનાં શુદ્ધ હેતથી સમર્પણ થઈને તેમની પરમ કૃપાથી પરમ વિશેષ ગતિને પામ્યાં હશે અને મને મળવાનો જેને અતિ ઉમંગ હશે, એવા અધિકારી અંશને મારા શરણમાં લઈ કૈવલ ધામનું અખંડ સુખ આપી હંમેશનાં માટે મારા શરણમાં રાખીશ.

**ओर अंश मोइ परम अंश के, बोधीत मोइ बाबजके ।**

**तिनकु अटकण द्वार चतुरके, जेही निज लक्ष साबजके ।। (६)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારા પરમ વિશેષ અંશની પાસેથી કૈવલ લક્ષનો બોધ લઈને અમલમાં મુકી અમારી એકતાનો અનુભવ સદેહે જેણે સિદ્ધ કર્યો છે. એવી સાવધતાવાળા ઉજાગ્રત વૃત્તિનાં અંશોને ચાર દ્વાર પૈકી એકે દ્વારની આડ અટક તેને નડતી નથી.

**निज लक्ष सो हमकी गतियनके, लहन हार नर वेत्ता ।**

**जेही करामल लखीत हमनकु, कबहु न हवीत अचेता ।। (७)**

જે અમારી પરમ ગતિ ચૈતન ચિદરૂપે સર્વ વ્યાપક હોવાથી તે નિજ લક્ષને જાણનારો નરવીર અમારાથી અજાણ રહી શકતો નથી. તે ગુરૂગમ કળાનો અનુભવ જેને પ્રાપ્ત થયો છે. એવો અધિકારી જન અચેત થઇ શકતો નથી.

**जेही अंश तनमे तन वरजीत, साक्षी थको समळही ।**
**ज्यौं प्रतिबिंब परे मल जलमें, त्यौं के त्यौं अमळही ।। (८)**

જે નિજ આપનુ આપ અંશ સ્વરૂપ કહેવાય છે. તે શરીરમાં હોવા છતાં શરીરથી ન્યારો ગણાય છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ મેલા પાણીમાં પડે છતાં સૂર્ય પોતાના મુળ સ્થાન પર હોવાથી મેલું પાણી તેને સ્પર્શ કરી શકતું નથી એવી રીતે અંશ પરમકારણ દેહમાં બિરાજેલો હોય, શરીર રૂપી પાત્રમાં પ્રણવ રૂપી પાણીની અંદર અંશોનો ચૈતન ભાસ પડેલો છે. પ્રણવ રૂપી પાણીમાં તત્વોનાં વિકારનો મેલ અંશ સ્વરૂપને લાગી શકતો નથી. ચૈતન વૃત્તિનો ભાસ તેજ અંશનો અમલ હોય, પોતાના સ્વરૂપને જાણી પરમગુરૂની ગતિમાં સ્થિર થયો છે. તેને દેહના અવધિકાળે ચાર દ્વારો પૈકી એક પણ દ્વાર અટકાવી શકતુ નથી.

**तिनकु कुन द्वार निकसनके, जेही प्रतिबिंब हवीनके ।**
**अधर अचानक भये अरसगत, नहि कोइ द्वार जबीनके ।। (९)**

તે નિજકર્તાનો અંશ અરસ ગતિએ ઉતરી આવેલો હોવાથી તેનું પ્રતિબિંબ પ્રણવમાં પડેલું છે. તે અંશ પરમગુરૂ લક્ષ દ્વારા પોતાના સ્વરૂપને જાણી નિજકર્તાનાં સન્મુખ થવા માટે દષ્ટિને ઉર્ધ્વ કરે, ત્યારે તેને કોઇ પણ દ્વારે આવવા જવાનું રહેતું નથી.

**द्वार जहनके प्रणवन जीवन, विनु वित अंश विनाके ।**
**जावो भले जेही तेही द्वारनसे, फोगट पवन फनाके ।। (१०)**

દેહનું જીવન પ્રાણવ હોવાથી દેહમાં સર્વાંગે પ્રાણવ વ્યાપક છે. છતાં પ્રાણવનું જીવન અંશની ચૈતન દષ્ટિ હોય, તે દષ્ટિને જ્યારે અંશ ઉર્ધ્વ કરે, ત્યારે અંશને પ્રાણવ અને કોઇ

દ્વાર સાથે સબંધ રહેતો નથી. કોઈ પણ દ્વારે આવવા જવાની ગતિ પ્રણવની છે. તે અંશ દૃષ્ટિ સિવાયનો નિર્વિત પ્રણવ જે દ્વારે ચાલ્યો જાય. તેની સાથે અંશને કોઇ મતલબ નથી.

**जेही अंश मोइ परम अंशके, चरन शरन आयनके ।**
**पण तन तज लग रहे सदोदित, सनमुख रत तायनके ।। (११)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ પરમ કલ્યાણકારી હોવાથી, તેમનાં ચરણ શરણમાં જે અંશ આવીને આરતવાન થઈ તેનાં દેહનો અંત આવે, ત્યાં સુધી સન્મુખ થઈ રહેશે તે અમારા કૈવલ પદને પ્રાપ્ત કરી શકશે.

**जीनके वचन ओलंगीन विलसीत, रहे सुचीत अविकारा ।**
**तन छुटे तेही परम पुनित से, पावही धाम हमारा ।। (१२)**

જે અંશ પરમગુરૂનાં વચનોનું ઉલ્લંઘન કરશે નહિ અને રજોગુણનો વિલાસ ત્યજી દઇ વિકાર રહિત બની. પવિત્રપણે તનમનથી રહી શકશે. તે દેહનાં અંતે અમારા કૈવલ ધામમાં આવશે અને અખંડાનંદનાં સુખને ભોગવશે.

**परम अंश विशेष अंशकी, ओरू सामान्य समेतु ।**
**जेही जीनके सुक्रित फळ पायन, तिनु जनाईत हेतु ।। (१३)**

પરમ વિશેષ અંશ પરમ ગતિવાન હોવાથી શરણે આવનાર અંશને પરમ પદનું દાન આપી શકે છે. પરંતુ વિશેષ અંશ અને સામાન્ય અંશ પરમ ગુરૂનાં શરણમાં આવે નહિ. ત્યાં સુધી તેમનાં સુક્રિત પ્રમાણે તેમને ફળ પ્રાપ્ત થાય છે.

**सकल अंश मुज मांही समावत, ते तो रूढी रचनाकी ।**
**चतुर देह अवधे मोइ पावत, तेही हकीकत कहु अबकी ।। (१४)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," આ જગત રચનાની રૂઢી પ્રમાણે ચાર દેહનાં અંતે મારા સજાતિય અંશ મને મળી શકશે અને મારી સંકલ્પ વૃત્તિનો વેગ પુરો થશે. ત્યારે સર્વ અંશોને મારી અંતરવૃત્તિમાં સમાવી લઇશ. તે હકીકત હવેથી તમને જાણાવું છું.

**जेही जीनके आरबल भुगतीन के, क्रत अक्रत समेती ।**
**निरालंब तन पाय हमनकु, अंश सजात हमेती ।। (१५)**

સર્વ અંશો ચાર દેહને વશ પડી સારા નરસા કર્મો જે દેહે કર્યા હોય, તે દેહથી ભોગવવા પડે છે. પરંતુ પૃથ્વી તત્વનો અંત આવે ત્યાં સુધી સ્થુલ દેહનાં કર્મ ભોગવવાનાં રહે છે એવી જ રીતે સુક્ષમ દેહનાં કર્મ જળતત્વના અંત સુધી અને કારણ દેહનાં કર્મો અગ્નિ તત્વોનાં અંત સુધી અને મહા કારણ દેહનાં કર્મ પવન તત્વ લય પામે ત્યારે ચાર દેહનું આયુષ્ય અને તેનાં કર્મનો ભોગવટો પુરો થાય છે ત્યાર પછી પરમ પવિત્ર પરમ કારણ દેહ પ્રાપ્ત થાય છે. તે દેહે કરી નિજકર્તાનો મેળાપ થાય છે.

**तिनकी कहु हकीकत हवीननकी, सुनो सकल ततवेतु ।**
**जेही चतुरन तनकी तारीपतां, पंचम सहित समेतु ।। (१६)**

હે તત્વવેત્તા પુરૂષો ! ચાર દેહનો સંબંધ પાંચમા પરમકારણ દેહ સાથે કેવી રીતે રહેલો છે. તેની હકીક્ત જેમ છે તેમ વિસ્તાર પુર્વક કહી બતાવું છું. જેથી તમે સાવધ થઈને સાંભળો

**प्रथम पंचतत्वके तन तजीतव, जाहेर नेंन जनुपा ।**
**रहे चतुर तन अरूप विभुत के, अद्रष्य अकळ अनुपा ।। (१७)**

આ પ્રત્યક્ષ દેખાતો પાંચ તત્વોનો સ્થુલ દેહ જ્યારે છુટી જાય ત્યારે પ્રગટ નેત્રોથી દેખાય છે. સુક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ એ ચાર દેહ અરૂપ તત્વોની અદૃશ્ય વિભુતિઓના હોય, તે ન કળી શકાય એવાં અનુપમ છે. તેનું નિરૂપણ કરીને જાણાવું છું.

**तिनमे सुक्ष्म प्रथम परोजन, कहु करीया तिन हुनकी ।**
**जेही सुपने जावन दरशीतके, पंच चतुर तत जुनकी ।। (१८)**

સુક્ષ્મ દેહની રચનાનું બંધારણ અને તેમાં થતી ક્રિયા વિચાર દૃષ્ટિથી જાણી શકાય છે. ચાર અંતસકરણ અને પંચમાત્રા એ નવ તત્વથી બનેલો સુક્ષ્મદેહ જેને વાસના લિંગ કહેવામાં આવે છે. તે સ્વપ્ન અવસ્થામાં દૃશ્યમાન થાય છે. તેનું નામ સુક્ષ્મ દેહ છે.

**तिनकी पर कारण तनके तत, गुण गण सहित मलीनके ।**

**गुणकी तो गत लहे सकलको, गण तन अकळ कलीनके । (१९)**

કારણદેહની રચનાનાં તત્વો ત્રણ ગુણ અને ત્રણ ગણ છે. ત્રણ ગુણ જગતમાં જાહેર હોવાથી સર્વ કોઈ જાણે છે અને ત્રણ ગણની અકળ કળાને અત્યાર સુધી કોઇ પણ જાણી શકયું નથી. ત્રણ ગુણ અને ત્રણ ગણની ક્રિયા અને વર્તન કયા પ્રકારે થાય છે. તેનું વર્ણન કરીને જણાવું છું.

**महा कारण तन प्रकृति तंतके, सुरत नुरत जीनु अंगा ।**

**सुरत प्रगट तन देखनके तन, नुरत ध्यान दर संगा ।। (२०)**

જે મહાકારણ દેહ પ્રકૃતિ તત્વનો હોય, સુરત અને નુરત એ બે તેનાં અંગ છે. રૂપ રંગવાળા પ્રત્યક્ષ પદાર્થો જોવાવાળી સુરતા છે. અને ધ્યાનમાં જે કાંઇ દેખાય છે. તેને નિરખવાવાળી નુરતા કહેવાય છે.

**अे उभये अनुकरम तंत महा, गुण गणके कारण ही ।**

**कारण के शिर पर कारनकु, तदीप महा कारण ही ।। (२१)**

પ્રકૃતિ રૂપે મહાકારણ દેહનાં સજાતીય તત્વ સુરતા અને નુરતા છે. તે મહાકારણ માંથી ત્રણ ગુણ અને ત્રણ ગણ સહિત કારણ દેહ થયેલો છે. કારણ દેહનાં મુળ રૂપે મહાકારણ દેહ, તે કારણદેહની પાર આવેલો છે.

**अे ही चतुरन देहीकी द्रवीयन, कही परम विनु इतकी ।**

**परमकारण विनु करम विनातन, समलीत अंश सवीतकी ।। (२२)**

સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણનાં દ્રવ્ય રૂપી મુખ્ય તત્વો ગણી બતાવ્યાં. એ ચાર દેહની પર કર્મ રહિત પરમ કારણ દેહ આવેલો હોય, તેમાં સત્ ચિત્ત રૂપે ચૈતન અંશ વસીને રહેલો છે.

**पण चतुरन देहनमे दुग्धा, करम अकर्म करनही ।**
**तिनकी करीया कहु करामल, सुनीयो करन धरनही ।। (२३)**

જે ચાર દેહનું વર્ણન કરી જણાવ્યું. તે ચારે દેહમાં શુભ અને અશુભ બંને પ્રકારના કર્મની કરામતની ક્રિયા જે પ્રકારે થાય છે. તેનું નિરૂપણ કરીને કહું છું તે કર્ણ ધરીને સાંભળશો. ચારે દેહમાં થયેલાં કર્મની દુગ્ધાનું દુઃખ ચારે દેહમાં અલગ અલગ ભોગવવું પડે છે.

**स्थुलकी करीया प्रगट करनकी, सुक्ष्म चित चितवनकी ।**
**कारण की अहंकार धरनकी, अंतर मांही दहनकी ।। (२४)**

સ્થુલ દેહનાં કર્મની ક્રિયા ઈન્દ્રિયો દ્વારા થતી હોય તે પ્રગટ દેખાય છે. શુક્ષ્મ દેહના કર્મની ક્રિયા ચિત્તના ચિતવનથી શુભાશુભ થતી હોવાથી વિચાર દષ્ટિએ જોઇ શકાય છે. કારણ દેહના કર્મની ક્રિયા અહંકારના મિથ્યા અભિમાનનાં ગર્વથી ભરેલી હોય, હંમેશા હૃદયને બાળે છે.

**महाकारणमां सुरत नुरत क्रत, अे चतुरनके करमु ।**
**जेही जीनके क्रत भुगती रहनसे, रहे परम न्हेः करमु ।। (२५)**

મહાકારણ દેહમાં સુરત નુરતની ક્રિયાથી સુક્રિત દુષ્કિત કર્મ થાય છે જે દેહથી કરેલા કર્મ એક પછી એક એમ ભોગવતાં ભોગવતાં ચારે દેહનું આયુષ્ય પુરૂ થતાં કર્મનો પણ અંત આવી જાય છે. ત્યારે કર્મરહિત ન્હેઃકર્મ પરમ કારણ દેહ રહે છે.

**त्रीये तनके आरबल अेक अेकसे, कहुं ते सुनो सकलही ।**
**सुक्ष्म कारण ओरू महाकारण, जीनके अैस अकलही ।। (२६)**

સુક્ષ્મ, કારણ અને મહાકારણ એ ત્રણ દેહોનાં આયુષ્ય બળ એક એકથી અધિક છે. તેનું વર્ણન કરીને જણાવું છું. માટે હે જગતના જનો તમો સર્વ સાંભળો.

**प्रथम आद्य सुक्ष्म वजरल तन, महा विकल अनुकरमी ।**

**असंख्य काल कल्पे कही विलसीत, जीनकी अवध विसरमी ।। (२७)**

પ્રથમ સુક્ષમ દેહ મહા વજ્ર જેવો કઠીન હોવાથી તેનાં આયુષ્યનો અનુક્રમ પુરો કરવામાં જીવ માત્ર મહા વ્યાકુલ એટલે પાગલ જેવો બની જાય છે. જયારે અસંખ્ય કરોડ યુગો વીતિ જાય, ત્યારે તે દેહનું આયુષ્ય ખતમ થાય છે.

**सहेस्त्र घना तिनसे कारन तन, सहेस्त्र घना महातनही ।**

**जेतने भर जेही तन आरबलकी, कही सकल जनवनही ।। (२८)**

સુક્ષ્મ દેહ કરતાં કારણ દેહનું આયુષ્ય હજારો ઘણું વધારે છે અને કારણ દેહથી મહાકારણ દેહનું આયુષ્ય હજારો ઘણું વિશેષ હોય, તે જીજ્ઞાસુજનોને નક્કી કરીને જણાવ્યું છે.

**अेही परकारन तन क्रतवन फळ, भुक्ति हवे फारगतही ।**

**रहे अेक जब परम अचल तन, पुरूष अवधमही जतही ।। (२९)**

સુક્ષમ કારણ અને મહાકારણ દેહ તત્વ રૂપીક્રતનાં બનેલાં હોય તેનાથી જેટલા કર્મો થાય છે તે કર્મો ભોગવી રહે ત્યારે ચારે દેહનો અંત આવતો હોય કર્મના બંધનમાંથી અંશ મુક્ત થાય છે. ત્યાર પછી અચલ પરમ કારણ દેહ જ રહ્યો તે આદી પુરૂષ નિરંજનનો અંત કાળ આવે ત્યારે નાશ પામે છે.

**तेही पुरूष प्रकृतिनके पत, अति आरबल पर लाइ ।**

**तबते अंश आटोपणके तन, सरवीत जाय विलाइ ।। (३०)**

આદ્ય શક્તિનાં સ્વામિ આદી પુરૂષ નિરંજન અસંખ્ય ઘણું આયુષ્ય ભોગવી લય પામે છે. તે સમયે સર્વે અંશો પોતાની વૃત્તિઓને આટોપી લે છે. ત્યારે પરમકારણ દેહનાં તત્વો નાશ પામે છે.

**अेतने भर लग अंश अलग रख, मुजमे सकल समेतु ।**
**अेकमेक होइ जवुं निज हमही, नहीन रहीत कोइ नेतु ।। (३१)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે, " નિરંજન પુરૂષનો અંતકાળ આવતાં કોઈ અંશનો પરમકારણ દેહ રહી શકતો નથી, ત્યારે સર્વે અંશોને એકી સાથે મારા સ્વરૂપમાં સમાવી એકમેક કરી લઉં છું. તે વખતે મારા સિવાય બીજું કોઈ રહી શકતુ નથી.

**तबते रहुं मे अेक अखंडित, पीछे रहे कोउ कीनही ।**
**कोइ काळे फेरी उपज हवे तो, बोहोरू रचु नवीनही ।। (३२)**

"કરૂણેશ પતિ કહે છે કે," જયારે હું એકલો અખંડ રહું છું ત્યારે મારી પાસે બીજુ કોઈ રહી શકતું નથી. આવી રીતે અસંખ્ય કાળ વીતિ જાય, અને સહેજાસહેજ મને ઉપજણ થાય તે વખતે ફરીથી નવીન પ્રકારનું જગત રચું છું.

**अे हमकी उपजाव खपावन, देखो महागत अतसे ।**
**अेही परकारनके हम कर्ता, करीके जुवो किमतसे ।। (३३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે, " એ અમારી અપરંપાર અનંત ગતિનો વિચાર કરીને જુઓ. જયારે અમને જગત રચવાની ઈચ્છા થાય ત્યારે ફરીથી નવીન પ્રકારનું જગત ઉત્પન્ન કરીએ છીએ. અને સંકલ્પના અંતે લય પણ કરી દઈએ છીએ એવી અમારી અલૌકિક અને અદ્દ્ભુત કળા હોય, તેનું તમે જ્ઞાન દૃષ્ટિએ અનુમાન કરો. એવા પ્રકારે અમો રહેલાં છીએ કે અમારો તોલ કે મુલ કોઈ કરી શકે નહિ.

**अेही विधके मत परमपराके, हमके अदभुत खेला ।**
**शुद्ध संकल्पसे करूं पसारन, रहुं मे अकल अकेला ।। (३४)**

એવી રીતે અમારો મહાન અલૌકિક આશ્ચર્ય ચકિત કરી નાંખે, એવો મત હોવાથી અમારા સંકલ્પ દ્વારા જગતનાં ખેલનો અદ્દ્ભુત પસારો કરૂં છું. અને છેવટે અમારી અકળ ગતિમાં એકલો જ રહું છું.

**एही परकार अथाह हमनकु, पावन करो जो तुमही ।**
**तो पठवे मोइ परम अंशकु, तिनकी ग्रहो गत गमही ।। (३५)**

કરૂણેશપતિ કહે છે કે એજ પ્રકારે અમે અથાહ અને અપરંપાર હોવાથી અમને પ્રાપ્ત કરવા હોય તો પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમગુરૂને સર્વ જીવોના કલ્યાણ કરવા અમે જગતમાં મોકલ્યા છે. તેમની ગુરૂ ગમગતિને ગ્રહણ કરો.

**बिनु निज परम अंश हमकी गम, ग्रहीत विना जेही अंशु ।**
**तेही भुगते क्रत तन अैसन लग, कीये मोइ जेही आगवैशुं ।। (३६)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશ અમારી પરમ ગતિને જાણવાવાળા હોય તેમને પ્રથમ ઉત્પન્ન કરીને વસાવેલા છે. બીજા વિશેષને સામાન્ય સર્વે અંશો પરમગુરુની ગમગતિને ગ્રહણ કરે નહી ત્યાં સુધી સ્થુલથી લઈ મહાકારણ સુધીના કતરૂપી દેહથી કરેલા કર્મો ચારે દેહોના આયુષ્યનો અંત આવે ત્યાં સુધી ભોગવવા પડશે.

**एही परकार अइस च्यौ तनके, वीते पाय हमनकु ।**
**पण वीते वीन तुरत मीले मुज, तेही अब कहु तमनकु ।। (३७)**

કરૂણેશપતિ કહે છે કે, હે મારા સજાતિય સર્વ અંશો ચાર દેહના આયુષ્યનો અવધિકાળ પુરો થાય ત્યારે જ તમે સર્વ અંશો અમારો મેળાપ કરી શકશો અને તે પહેલા અમને મળવુ હોય તો તેની હકીકત તમને કહું છું તે સચેતન થઈને સાંભળજો.

**कही हुती मोइ परम अंशकी, जीनकी गम ग्राहा हनकी ।**
**तो तिनके अनुभव अविलोकहुं, पावो गत प्राहनकी ।। (३८)**

સત્ કૈવલ સ્વામિ કહે છે કે, હે અંશો પહેલા તમને જણાવ્યું હતું કે અમારા પરમ વિશેષ અંશની ગમગતિને જે ગ્રહણ કરશે અને નિજ અનુભવના લક્ષનું અવલોકન કરી જોશે તો તે જરૂરથી અમારા કૈવલ પદને પ્રાપ્ત કરી શકશે.

**प्राहनकी गत तेही हमनकी, जाण लहो शब जेती ।**
**भरम सकलकु तुरत त्यागके, पावे परम हमेती ।। (३९)**

નિજ સકર્તા પતિ કહે છે કે, હે મારા આરતવાન અંશો ! પરમગુરુની ગમગતિને ગ્રહણ કરી ક્રત સહીત તમારુ નિજ સ્વરૂપ અને અમારી એકતાનો લક્ષ જાણીને અમલમાં મુકશો ત્યારે તમારા સર્વપ્રકારના ભ્રમો તુરતજ દૂર થઈ જશે અને તમે અમારા અલૌકિક પરમપદને પામી શકશો.

**तेही लक्ष विन मोइ परम अंशके, पाये विना जदीपही ।**
**कोटी कलपकी भटक भरमणा, जरूर न जाय तदी पही ।। (४०)**

કરૂણેશપતિ કહે છે કે, હે જગતના જીજ્ઞાસુ જનો ! તમે પરમ વિશેષ પરમ ગુરુની પાસેથી અમને મળવાનો અલૌકિક કૈવલ લક્ષ જયાં સુધી પ્રાપ્ત કરશો નહી ત્યાં સુધી કરોડો કલ્પવિતી જાય તો પણ ભવભરમાં ભટકવા ના ફેરા ફરવાનું જન્મ મરણ રૂપી દુઃખ દૂર થશે નહી.

**जरूरे जरूर जाय जब भटकण, अटकण रहे न अेकु ।**
**बिन अटकण तो पाय हमनकु, च्यौ तन क्रत तज जेकु ।। (४१)**

પરમ સકર્તા પતિ કહે છે કે, અમને મળવાની આરતવાળા હે અંશો ! ચારે દેહના ક્રત રૂપ કર્મોનો સદંતર ત્યાગ કરશો તો જરૂરે જરૂર તમારું ભવના ફેરા ફરવાનું ભટકણ દુર થઈ જશે અને કોઈપણ પ્રકારની આડ અટક રહેશે નહી. જેથી અટક વિના તમે સરળતાથી અમને પ્રાપ્ત કરી શકશો.

**तेही च्यौ तन हम कीये आगममे, स्थुल सुक्ष्म कारणही ।**
**महाकारण सहितम कही तमके, परम कारणके विनही ।। (४२)**

કરૂણેશ પતિ કહે છે કે, હે સંત સજ્જનો ! પરમ કારણ સિવાય ચાર દેહની હકીકત ગયા સિધ્ધાંતમાં તમને સમજાવી છે. કે ચાર દેહના કર્મને પ્રતિજ્ઞા પૂર્વક તજી દઈને પરમગુરુના લક્ષને ગ્રહણ કરી અંતરની આરત પૂર્વક વૃત્તિને સ્થિર કરશો તો અમને મળવાની પરમ ગતિને જાણી શકશો.

**अेही तनके जेही करत सकलको, भुगतन परे तमनकु ।**
**परम अंश मेरे मीली तवसे, सहेज मीले हमयनकु ।। (४३)**

નિજ કૈવલ પતિ કહે છે કે, હે સંત સજ્જનો ! તમે અમારા પરમ વિશેષ અંશ પરમગુરુને સદેહે મળી શકશો તો અત્યાર સુધી કરેલા ચારે દેહના કર્મો તમારે ભોગવવા પડશે નહી અને પરમ ગુરુની પરમ કૃપાથી સહેજે સુગમપણે પ્રત્યક્ષ અનુભવથી અમને મળી શકશો.

**सहेज मीलन हमकी निज गतीयां, पाय परम अंशनसे ।**
**उपर छले मारग अनुसारीत, वचवी कोटी विघनसे ।। (४४)**

કરૂણેશ પતિ કહે છે કે, હે સજ્જનો ! આ સંસારમાં અંતરની પ્રિત નહી રાખતા ઉપલક દષ્ટિના ભાવે અહમપણું કે મમત્વ રાખ્યા સિવાય આશા રહિત વહેવાર કરશો તો કલ્યાણના માર્ગે ચાલતા કરોડો વિઘ્નોમાંથી બચી જશો. ત્યારે અંતર લક્ષ દ્વારા તમે પરમગુરુને પ્રાપ્ત કરી શકશો જેથી નિજ ગતિ બક્ષિસ થાય તેના પ્રતાપે સહેજે અમને મળી શકશો.

**कोटि विघन ते चतुर देहके, भुगतव करत करनके ।**
**तेही सकल पतवाय परमगुरू, करम अशुभ शुभयनके ।। (४५)**

જે અધિકારીજનને પ્રત્યક્ષ લક્ષના પ્રતાપે પરમગુરુ પ્રાપ્ત થાય છે. તેને કૃપા કરીને પોતાના શરણમાં લે છે ત્યારે ચાર દેહના કતરૂપ શુભાશુભ કર્મો ભોગવવાનાં નક્કી થયેલા હતા તે કોટી વિઘ્નોનો તુરતજ છુટકારો લાવી નિજ ગતિ બક્ષિસ કરીને સકર્તા ધણી સાથે અખંડ એકતાનો સંબંધ જોડી આપે છે.

**परमगुरू पायन अंशनकु, गम होय तन त्यागनकी ।**
**चतुर देह अेकदम छटकांइत, लगीत न फेरी लागनकी ।। (४६)**

જે ઉગ્ર પુણ્યવાળા અંશને સદેહે પરમગુરૂ પ્રાપ્ત થાય છે તેના ઉપર કૃપાવંત થઈ તેને નિજપતિના ઘરની અગમ ગમ આપે છે. ત્યારે તે ગમ વડે ચાર દેહનો ત્યાગ કરીને પરમગુરુના

ચરણ કમળનો અખંડ અનુરાગી થાય છે. તેને ફરીથી ચાર દેહો ધારણ કરવા પડતા નથી તે પરમ કારણ દેહમાં નિત્ય નિજાનંદનું સુખ ભોગવે છે.

**निज निरमल मोइ अंश नचीत होइ, पावे परम हमनकु ।**
**बिन गुरू परम पायनके अंशु, भवभर रहत रमनकु ।। (૪૭)**

જે અતિ ઉત્તમ ભાગ્યવાન અધિકારી હોય તે સદેહે પરમગુરુનું શરણ શોધીને પોતાની વૃત્તિને નિર્મળ કરી નિજ સ્વરૂપે નચિંત થયો છે. તે નિર્ભયપણે નિજ પતિની એકતાના અનુભવનો આનંદ ભોગવે છે. જેણે આ મનુષ્ય દેહે પરમગુરુનું શરણ શોધ્યુ નથી તે દુનિયાનો અવધિકાળ આવે ત્યાં સુધી જન્મ મરણના ફેરા ફરવામાં ભવભર ભટકતા રહેશે.

**ते हमकी रूढी के लग भुगते, चतुर देह कर तनकु ।**
**भुक्ति निरमल हवे अंश जब, पावे निज वतनकुं ।। (૪૮)**

જે જે જીવોએ આ મનુષ્ય દેહ મળવા છતા પરમગુરુનું શરણ શોધ્યું નથી તે સર્વ જીવો ચાર દેહના કર્મ ભોગવતા ભોગવતા જે જે દેહનું આયુષ્ય પુરુ થશે ત્યાં સુધી આ ભવસાગરમાં ભટકશે. અને જ્યારે ચાર દેહનો અવધિકાળ આવશે ત્યારે તે અંશ પોતાના નિજ ધામમાં જઈ શકશે.

**निज वतन सोइ परम धाम मुज, छेवट अटल रहनके ।**
**समटी अंश सब रहुं अेकल हम, उपजीत सहीत दहनके ।। (૪૯)**

કરૂણેશપતિ કહે છે કે, અમને જયારે અંતર ઉપજાણ થઈ ત્યારે બાહ્યદષ્ટિનું જગત અને અંતરવૃત્તિના અંશોને ઉત્પન્ન કરી દ્રષ્ય જગતનો ખેલ કર્યો હતો તે ઉપજણનો અંત આવે ત્યારે સર્વ અંશોને સમેટી લઈ અંતર વૃત્તિમાં સમાવીને છેવટે અમારા પરમ ધામમાં અદ્વૈત ભાવે અટલ પણે હું એકલોજ રહું છું.

**अेही विधकी मोइ महाद अकळ गत, लहे ते क्यौ अल्पग्नी ।**
**तब हम परम अंश पठवायल, कहन खोज मुज वगनी ।। (૫૦)**

આવીજ રીતે અમે મહાદ અને અકળગતિના હોવાથી અલ્પજ્ઞ ગતિના અંશો અમને કેમ કરીને જાણી શકશે? એવા હેતુથી પરમ વિશેષ અંશને અમારી જાણ જાણાવવા આ જગતમાં મોકલ્યા છે. તે અમારી વગના હોય અલ્પજ્ઞ અંશોને અમારો લક્ષબોધ આપી, અમારી ખરી ખોજ કરાવીને અમારા શરણમાં પહોંચાડશે.

**मुज वगनी सोइ मुजे मेलावन, अेही विधके अविगतकु ।**
**फंद सकलकु फना करीनके, उपजावे निज रतकु ।। (५१)**

કરૂણેશપતિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશ અમારી વગના હોવાથી સર્વ અલ્પજ્ઞ અંશોને અમારું લક્ષ જ્ઞાન આપી તેમના અંતર બાહ્ય માયાના ફંદને ફના કરી તેમના કર્મ બંધનોને કાપી, નિર્મળ કરીને, જેની વિગત વાણી દ્વારા કહી શકાતી નથી એવા અમારા અવિગત સ્વરૂપનો મેળાપ કરાવશે.

**निज सोइ मोइ महाद्य गतियनकी, पावन पेर लखावे ।**
**कछु श्रम विना सलप सहेजमे, शरन हमनके आवे ।। (५२)**

કરૂણેશપતિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશ મહાદ ગતિના હોવાથી સર્વજ્ઞ ગતિના સંપૂર્ણ જાણકાર છે. તેજ અલ્પજ્ઞ અંશોને અમને મળવાની રીત લખાવશે. જે અંશ પરમ ગુરુ પરત્વે પ્રિતિ કરીને પ્રતિતિ લાવશે તે અંશ વિના મહેનતે સલપ સહેજમે એટલે આંખના અડધા પલકારામાં સહેલાઈથી અમને આવી મળશે.

**सकल समज कही करीत करामल, असंख्य अरबकी अवधी ।**
**तेही अवधिनके हम अजरायल, अविलोकही जीनुं नवधी ।। (५३)**

નિજ સકર્તા પતિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશે અમને મળવાની અલૌકિક અકળ કરામતો સંત સજ્જનોને જણાવી દીધી છે. અસંખ્ય અબજની અવધીના અંતે અમે અજરા અમર અખંડપણે અમારા અવિનાશી પદમાં એકલાજ રહીયે છીએ. અમને ઓળખવાની ઈચ્છા રાખનાર અંશને અમારી નવ પ્રકારની બુદ્ધિનો નિર્ણય જે કોઈ જન કરી શકશે તે અંશ અમારુ અવલોકન કરવાની ગતિને સમજી શકશે.

**नवधी सो नव बुध सफुरनके, तेही गति पाय हमनकी ।**
**ओर सकल मोइ संकल्पकी रध, जहां लग मोज रमनकी ।। (५४)**

નિજ કરૂણેશપતિ કહે છે કે, અમારી નવ બુદ્ધિ નવ સાગર સમાન હોયએ અમારા પરમ પ્રિય પ્રથમ પાટવી, પરમ, ગતિવાન, પરમ શ્રેષ્ઠ, પરમ વિશેષ અંશનેજ સ્ફુરેલી છે. તે અમારી સાથે એકમેક પણે રહેલા હોવાથી નવ બુદ્ધિઓ વડે અમને સંપૂર્ણ જાણી શકે છે. વળી અમારી અગણિત બુદ્ધિઓ અને અમારા સંકલ્પની રધ એટલે અપાર સમૃદ્ધિ સહિત સર્વના હિમાયતી છે. તે કારણને લઈ અમારા સંકલ્પનો અંત આવે ત્યાં સુધી પરમ વિશેષ અંશ અમારી દ્વૈત મોજનો આનંદ અમારી એકતામાં રહીને ભોગવી રહ્યા છે.

**तेही मोज तारीप सहितमकी, बुज शके नव बुधके ।**
**अेक अेक बुधसे क्यौ अविलोकीत, हमकु असंखीत बुधके ।। (५५)**

આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે, ઉપર જણાવેલી અલૌકિક આનંદની મોજ નવ બુદ્ધિને ધારણ કરનાર સર્વજ્ઞ ગતિના પરમ વિશેષ અંશ યથાર્થ જાણી અને માણી શકે છે. તે મોજની તારીફ વાણી દ્વારા થઈ શકે તેમ નથી. તો એક એક બુદ્ધિવાળા અવતારી ઈશ્વરો કે ગુણના દેવો કેવી રીતે જોઈને જાણી શકે? વળી સર્વના સર્જનહાર સકર્તા સ્વામિ અગણિત બુદ્ધિઓવાળા છે. તેમની જાણ વિશેષ અંશોને રેખ માત્ર નથી. તો પછી સામાન્ય અંશ કેવી રીતે જાણી શકશે?

**अेक अेक बुध पण तेही अल्पज्ञे, अजभव विष्णु समेती ।**
**देव दनुज अवतार आद्य ल्यौ, अचर चराचर सेती ।। (५६)**

એક એક બુદ્ધિવાળા બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી જેવા અલ્પજ્ઞ ગતિવાળા હોવાથી નિજકર્તાને જાણી શકતા નથી. દેવ દાનવ અવતારોની આદ્ય લઈ મનુષ્ય અને સ્થાવર જંગમ સહિત ઘણાજ અલ્પજ્ઞ ગતિના હોય પોતાને આવવા જવાની ગતિને લેશમાત્ર જાણી શકતા નથી તો પછી નિજકર્તાને કેવી રીતે જાણી શકે?

**एतनी भरकी बुध बाबजमे, हम कुन लाय शकेही ।**
**जबसे हमने कही सकलकी, जीनु बुध अल्पज्ञेही ।। (५७)**

કરૂણેશપતિ કહે છે કે, ઉપર જણાવેલા ચૌદ લોક સુધીના સામાન્ય અને વિશેષ વિભૂતિવાળા અંશો તેમની બુદ્ધિ દ્વારા અમને જાણી શક્યા નથી. તેથીજ મે સર્વને અલ્પજ્ઞ કહેલા છે. તે અલ્પજ્ઞ જીવો સજાતિય કર્તાના લક્ષજ્ઞાન વિના વિજાતિ ઈષ્ટોમાં પ્રિતિ બાંધીને સજાતિય માની બેઠા છે. તે કારણને લઈ અલ્પજ્ઞ રહ્યા છે.

**बुध असंखीतके हम कर्ता, क्यौं लहे अल्पज्ञाइ ।**
**जबते अब लग अजमालीक हम, हु ते जो अकल कलाइ ।। (५८)**

આદ્ય સકર્તા પતિ કહે છે કે, અમે અસંખ્ય બુદ્ધિઓના કર્તા હોવાથી એક એક બુદ્ધિવાળા અલ્પજ્ઞ જીવો અમને કેમ કરીને જાણી, શકે? જયારથી સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી અમારી અનંત અકળકળાઓ પોતામાં સમાવીને ગુપ્તપણે એકલાજ રહ્યા છીએ.

**तेही हम अकळ कळीत कळवावन, परम अंश पठवाये ।**
**पंच चतुर बुधकी बाबज लेइ, सहित सता भव आये ।। (५९)**

કરૂણેશપતિ કહે છે કે, અમારા અલૌકિક સકર્તા પદની જાણ જણાવવા અમારા પરમ વિશેષ અંશને અકળ કળાની અમાપ ગતિ બક્ષિસ કરી છે. તેમને નવ પ્રકારની બુદ્ધિઓ આપી અમારા હુકમની સત્તા લઈને આ ભવમાં મોકલ્યા છે.

**जुओ जजुकार तेहुनके अनुभव, अपरम गत उचरनकी ।**
**अखील लोक एक बुधकी बरजन, आतो नव सफुरनकी ।। (६०)**

નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશ અમને જગતમાં જાહેર જણાવવા નવ બુદ્ધિઓના અપાર બળને ધારણ કરીને અતિ ઉગ્રઅમાપ અનુભવની વાણીનો ટહંકાર કરે છે. તે ભયંકર ટહંકારની ગર્જનાને સાંભળી એક એક બુદ્ધિવાળા દેવોની આદ્યે અવતારી ઈશ્વરોની હિંમત છુટી જાય છે અને ધીરજ પણ ધરી શકતા નથી. તો પછી અખીલ

લોકના વિદ્વાનો સહિત સર્વ આચાર્યો અલ્પજ્ઞ બુદ્ધિવાળા હોવાથી સર્વજ્ઞ પરમ ગુરુની આગળ શું બોલી શકે તેમ છે?

**तोल वजन तिनु करीत बराबर, अेही उभयनके चवकी ।**
**अेकही बुधके अखील विलोकन, जुओ नरणीत करी नवकी ।। (६१)**

નિજસકર્તા સ્વામિ કહે છે કે, હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો અમારા સકર્તા સિધ્ધાંતના જ્ઞાનથી ભરેલા વચનોનો તોલ વજન કરીને કહો, જે જ્ઞાન બ્રહ્માજીએ ચારવેદમાં કરી બતાવ્યું છે. તે જ્ઞાન સિર્ગુણ ઈષ્ટોનું અને નિર્ગુણ અકર્તા બ્રહ્મનું છે તે જ્ઞાન એક બુધ્ધિનું હોય ત્યારે અમે તો અમારી નવ બુધ્ધી સંયુકત અનુભવ સિધ્ધ વચનો બોલેલા છીએ. તે અમારા જ્ઞાન સાથે તમારું જ્ઞાન સરખાવી જુઓ તે જ્ઞાનનો તોલ અને મૂલ કરી ન્યૂનાધિકનો નિર્ણય કરી ઉત્તર આપશો !

**अब अेक बुधकी करी किंमत कु, नवकी नव परमाणे ।**
**हे सत् के कंइ जुठ हवे तो, तिनकी कहो सहयांणे ।। (६२)**

હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો તમે એક બુદ્ધિનું માપ કાઢી તેનું વજન કરી સમજી શક્યા હોત તો તેજ પ્રમાણે નવ બુદ્ધિનો ન્યાય સહીત નિર્ણય કરી શકત. જેથી તેમાં કેટલુ સાચુ અને કેટલું જુઠ્ઠ તેમજ જડ અને ચૈતનનો જુદો પ્રકાર કેવી રીતે છે તેનો ઉત્તર હે શાણા વિદ્વાનો યોગ્યતા પ્રમાણે આપી શકત.

**तो हम तीनके करीत जबापीक, जेही विधि समज परेहु ।**
**असंख्य बुध के हम अविगत पति, नरणे कीने करे हु ।। (६३)**

કરૂણેશ પતિ કહે છે કે, હે સિર્ગુણ નિર્ગુણના મોટા મતવાળા ધર્મઉપદેશકો ઉપર તમને જણાવ્યું હતુ કે એક બુદ્ધિ અને નવ બુદ્ધિનો નિર્ણય કરવાની તમને સમજ પડશે. તો હું જરૂરથી તમને જવાબ આપીશ પરંતુ તે સમજ તમને પડી ન હોય તો પછી હું તો અસંખ્ય બુદ્ધિઓનો અવિગત પતિ છું. તો તેનો નિર્ણય કોણ કરી શકશે?

**अेही विधि हमके करीत निराक्रण, जुग भर दीये जनाइ ।**
**तो नव बुध अेकको बाबजमे, केतनी फरक फनाइ ।। (६४)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણના જ્ઞાતાઓ ! અમે જગતભરનો નિવેડો કરીને જણાવ્યો તે સારાસાર અને નિત્યાનિત્ય તેનો ભાગ ત્યાગ કરી સમજવા અને અનુસરવા તમારી જ્ઞાનદષ્ટિએ નિહાળીને ગ્રહણ કરશો. કારણકે બ્રહ્માજીએ એક બુદ્ધિ વડે ચારવેદની રચના કરીને જેટલા સુધીનો અનુભવ હતો તે કહી જણાવ્યો છે. અને અમારી નવ બુધ્ધિથી પંચમશ્ર્વસંવેદના જ્ઞાનનો વિસ્તાર જ્યાં સુધી કરી બતાવ્યો છે એ બન્નેનો ફરક સમજવાની તમારામાં ગમગતિ હોય તો વિચાર કરીને ઉત્તર આપશો.

**ज्यौं कोइ ब्रात हवीत नरपतकी, हय हस्ती पाय दळकी ।**
**अेक मग तिनकी गनी उपमायक, अेक मग नव सहा दळकी ।।(६५)**

જેવી રીતે કોઈ એક ચક્રવર્તિ રાજાની જાન જઈ રહેલી હોય, તેની સાથે હોથીઘોડા, સેના, પાલખી, પગપાળા, લશ્કર અને રાજાના રસાલા સાથે ધામધૂમથી એક માર્ગ ઉપર જઈ રહી છે. ત્યારે બીજા સાથેના માર્ગ ઉપર નવા ખંડીયા રાજાનું લશ્કર જઈ રહ્યું છે. હવે આ બન્નેની બરાબરી કરી શકાય કે કેમ? એ બન્નેની ઉપમા પણ સરખી સંભવી શકે નહી એ જરા તમે વિચાર કરીને જોશો.

**त्यौ अेक बुधकी ब्रात सकलको, सहित सबन सुर नरकी ।**
**पण नव बुधसे नरणीत हमकु, तिनकी कुण सरभरकी ।। (६६)**

" કરૂણેશપતિ કહે છે કે," બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, દેવ, દાનવ, અને માનવથી લઈ ચૌદલોક સુધી એક બુદ્ધિના જાનૈયા જેવા જાણવા અને જે નવબુદ્ધિઓને ધારણ કરવાવાળા પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, સર્વજ્ઞ પરમગુરુ નિજ સ્વરૂપે અલગના અલગ રહેલા છે. અને ગતિએ સળંગ સૂત્રવત હોવાથી તેમની બરાબરી કરી શકે કે સમોવડિયો થઈ શકે તેવો આબાજુ કે તે બાજુ કોણ હોઈ શકે?

**वारंवार कही मोइ तमसे, मुज पद पावन गतीयां ।**

**तो तुम परम अंश अनुभवकु, अविलोकीत करी रतीयां ।। (६७)**

"કરૂણેશપતિ કહે છે કે," હે વિશેષ અને સામાન્ય અંશો અમારા કૈવલપદની અગમ ગતિ પ્રાપ્ત કરવી હોય તો તમને વારંવાર પોકાર કરીને કહીયે છીએ કે તમે પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુના અમાપ અનુભવના વચનો આરતપૂર્વક અવલોકન કરીને તમે કોણ અને તમારા સજાતિય કર્તા કોણ? તે જેમ છે તેમ સમજવા પ્રયત્ન કરશો.

**कोटी कोटी केहेणकी केहेण, कहीत रखी नहि बाकी ।**

**अब तो तुमेरी तुम गत जानो, कहन न रही हमाकी ।। (६८)**

"સકર્તા સત્‌કૈવલ સ્વામિ કહે છે કે," હે વેદશાસ્ત્રના જ્ઞાતાઓ ! કરોડો કહેણની કહેણ તમને કહી જણાવી છે. અત્યાર સુધી કહેવામાં કંઈ બાકી રાખ્યુ નથી. હવે તમે વિચારીને સમજી શકશો નહી તો તમારી ગતિ તમે જાણો.

**मोइ पावनकी सुर्लभ सेजमे, परम अंश उपदेशु ।**

**तिनके नाम कुवेर सेर गत, धरी आये भव भेशु ।। (६९)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે સામાન્યને વિશેષ અંશો ! તમારે જો અમને પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તો પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુના શરણે જાવ, તેમની પાસેથી કૈવલલક્ષ જ્ઞાનનો ઉપદેશ લઈને તેમની આજ્ઞાનું પાલન કરશો તો સહેજ સુગમતાથી અમને આવી મળશો સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કેશરીસિંહ જેવા હોય કૈવલજ્ઞાન ગતિની પ્રચંડ ગર્જના કરીને અમને જગતમાં જાહેર જણાવવા અલેખનો ભેખ ધરીને આ ભવમાં આવ્યા છે તે શ્રીમંત્ કુવેરના નામથી ઓળખાય છે.

**ઈતિશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે પરમ વિશેષ અંશ પાયન પદવીકો અરસ**

**અલૌકિક ત્રિંશત્તમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત - ૩૧

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તુમ માકર્તુમ અન્યથા કરનનકો એકત્રિશંત્તમ સિદ્ધાંત નિર્ણય.**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**ओरू कर्तुमाकर्तु अन्यथा, तीनकी जनीत जनाहुं ।**
**करतुं तेही जेही तन लोकीतकु, करे जो तन आपनाहु ।। (१)**

કરૂણેશપતિ કહે છે કે, કર્તુમ માકર્તુમ અને અન્યથા કોને કહેવાય તે જીજ્ઞાસુજનો સમજી શકે એવો ખુલાસો કરીને જણાવુ છું. કર્તુમ એટલે નિજકર્તાના કરેલા ક્રતમાં સામાન્ય અંશો વર્તે જાય છે અને સ્વતંત્ર બુદ્ધિથી બીજું કંઈ કરી શકે નહી. અને કરેલુ કાર્ય પોતે ભુલી જાય અને ભવિષ્યની પણ ખબર પડે નહી. એક બીજાનું જોઈને તેમજ કહેવાથી કરે ખરો પણ શું પરિણામ આવશે તે જાણી શકે નહી તેને કર્તુમ કહેવામાં આવે છે.

**मच्छ, कच्छ आद्य करीत माकरतु, निज तन करत तजीनके ।**
**ओरू ब्रह्मा वछ हरीत नवीनकी, कही ते म्रखा सजीनके ।। (२)**

બ્રહ્મા, વિષ્ણુ, શિવજી અને દશઅવતારો વગેરે વિશેષ વિભૂતિવાળા અંશો માકર્તુમમાં ગણાય છે. જયારે સિર્ગુણ ઉપાસક સંત ભક્તોને ધર્મસંકટ આવે ત્યારે તેમને બચાવવા કે રક્ષણ કરવા પોતાનુ શરીર છોડી અને બીજું શરીર ધારણ કરીને તેમનું સંકટ નિવારે છે. એવીજ રીતે કૃષ્ણચંદ્ર હરીનો અવતાર છે. એ જાણવા માટે બ્રહ્માજી ગાયોના વાછરડા લઈ ગયેલા ત્યારે કૃષ્ણચંદ્રએ નવા બનાવીને અલ્પ સમય માટે બતાવ્યા હતા. આ માકર્તુમની માન્યતા મૃગતૃષ્ણાના જળ જેવી હોય એમા સાચુ કંઈ જ નથી.

**तेही पण सकल करत माक्रतमे, आइ गये भवसेतु ।**
**अन्यथा क्रत बने नहि कोउसे, हमन विना सबनेतु ।। (३)**

જે સામાન્ય જીવો કતમાં વર્તી રહ્યા છે. તે કત પણ માકર્તુમમાં આવી જાય છે તે માકર્તુમવાળા વિશેષ અંશો તો પરચા દેખાડવા પુરતાજ ચમત્કારો બતાવે છે. પરંતુ કર્તાનું કરેલુ જે કત છે. તેમાં નવિન કંઈ પણ ઉત્પન્ન કરી શકતા નથી. દ્દષ્ટાંતે જેમ કૃષ્ણચંદ્રે સોનાની દ્વારીકા બનાવી તે દ્વારકા કૃષ્ણચંદ્રનું શરીર જ્યાં સુધી રહ્યું ત્યાં સુધી રહી. પણ છેવટે પાણીનું પાણીજ થઈ ગયું. સંક્ષેપમાં જણાવવાનું કે બાજીગરની બાજી અને જાદુગરનો ખેલ દેખાડવા પૂરતોજ હોય છે. તેવીજ રીતે માકર્તુમના પરચાઓની વાત જાણવી. હવે અન્યથા એટલે બીજાથી કદાપી થઈ શકે નહી એવુ જે કર્તાનુ કરેલુ કત તે તત્વ સામગ્રી હોય જેનાથી નિજકર્તાએ વૈરાટની આદ્યે સમસ્ત જગતમાં ઘાટોની રચના કરી છે. તેમાંથી વધારવા કે ઘટાડવા નિજકર્તા વિના કોઈ સમર્થ નથી.

**करतुम करतुनके थाह भवमे, जुग जन सकल जनेता ।**
**पण अन्यथा के थाह करननके, मुज विन कोहु न हेता ।। (४)**

કર્તુમ અને માકર્તુમ અવધિકાળવાળા હોય, તેની મુદત આવતાં નાશ પામે છે. કોઈ વહેલા તો કોઈ મોડા, કોઈ આગળ તો કોઈ પાછળ નાના મોટા આયુષ્યવાળાનો અંત આવે છે. તે વાત જગતભરનાં લોકો જાહેર જાણે છે. પરંતુ અન્યથા કોઈથી ન થાય તેવુ કોણે કર્યુ છે? કેવી રીતે ? કયારે ? અને કયાં સુધી રહેશે? તે કોઈને ખબર નથી. દ્દષ્ટાંતે જેમ પૃથ્વી પાણી, અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, ઈન્દ્ર અને ઋતુઓનું પરીવર્તન એ સર્વ નવું બનાવવા કે તેનો ફેરફાર કરવા સકર્તા ધણી સિવાય કોઈ સમર્થ નથી.

**करतु माकरतु देह लग तिनके, थाह तेहुनके तिनमे ।**
**पण सबयन पर थाह अन्यथा, छेवट थाह हमीनमे ।। (५)**

કર્તુમ અને માકર્તુમ તે દેહધારી જ છે. તે કર્તુમ અને માકર્તુમ દેહોનો જયારે અંત આવે ત્યારે દેહની સાથેનું જે કત હોય તે પણ નાશ પામે છે. કર્તુમ અને માકર્તુમ એ અન્યથામાં મળી જાય છે. અને અન્યથા તે પંચ મહાભુતોનો અંત ત્રણ ગુણમાં અને ત્રણ ગુણોનો અંત પ્રકૃતિમાં અને પ્રકૃતિનો અંત પુરૂષમાં, તેમજ પુરૂષનો અંત નિજ કર્તાની ગતિમાં આવી જાય છે. ત્યારે નિજ સકર્તા ધણી સિવાય કોઈ રહી શકતું નથી.

**सकल थाह के थाह जदीपसे, मोइ मीलनसे पाइ ।**

**तो अन्यथा कुन करे हमन विन, वरथा गुण शिर ढाइ ।। (६)**

"કરૂણેશપતિ કહે છે કે, " વ્યષ્ટિ જગતનો પસારો સમષ્ટિ મહા તત્વોથી થયેલો છે. અને સમષ્ટિના કારણ રૂપ અન્યથા અથાહ હોય, અપરંપાર છે. એટલે કે વ્યષ્ટિનો થાહ એટલે વ્યષ્ટિનો અંત સમષ્ટિમાં આવતો હોય, સમષ્ટિ મહા તત્વોનો અંત અન્યથા એટલે કર્તાની ઈચ્છાવૃત્તિમાં આવી જાય છે. આ થાહ અથાહ સર્વ પ્રકારનું જ્ઞાન નિજ લક્ષ દ્વારા અમારી વ્યાપક ગતિની એકત્તા કરવાથી થાય છે. તે અથાહ ગતિનાં કારણ રૂપ અમે પોતે હોવાથી અમારી ઈચ્છાવૃત્તિ દ્વારા એ ગતિને વિકસાવીને સમસ્ત જગતનો વિસ્તાર કરીએ છીએ. પરંતુ સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યોએ અમને સર્જનહારને નહિં જાણવાથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જગતની રચના કરે છે. એવો કર્તા તરીકેનો મિથ્યા ભાર તેમનાં શિર ઉપર મુકી ગયાં છે.

**माटे अन्यथा बने न कोउसे, गुण गण अवतारीनसे ।**

**ते तो विगत करी विस्तायन, आगम कही सबनसे ।। (७)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે અન્યથાને ઉત્પન્ન કરી શકે એવો અપાર ઐશ્વર્યતાવાળો સર્વજ્ઞ અને સ્વતંત્ર પુરૂષ અમારા સિવાય કોઈ જ નથી, એટલા જ માટે વિગતવાર વિસ્તાર કરીને અમારા સ્વમુખથી રચાયેલાં જ્ઞાન ગ્રંથોમાં નિરૂપણ કરીને જણાવ્યું છે કે ગુણ ગણનાં અવતારી ઈશ્વરો અન્યથાને ઉત્પન્ન કરી શકતાં નથી કરે તો કયાંથી? તે ગતિને જાણવી તેમનાં માટે દુર્લભ છે, કારણકે તે આવવા જવાવાળા હોવાથી એ માપક બુદ્ધિવાળા છે.

**करतुम माकरतु हवे देवनसे, अन्यथा बने न केहुं ।**

**कहे करूणेश कुवेर करामल, सकल सुनाइत भेहुं ।। (८)**

"કરૂણેશપતિ કહે છે કે," સમસ્ત જગતમાં દેવ, દાનવ, માનવ, પશુ, પંખી અને કિટપતંગની આદ્યે સ્થાવર અને જંગમ સહીત જેટલા સ્થુલ શરીરો છે તેને તાબે થઈને સર્વજીવો વર્તે છે. તેને કર્તુમ કહેવાય અને સ્થૂલના મૂળરૂપે સુક્ષમ દેહ આવેલો છે. એ સુક્ષમ તત્વને વશ

પડી વર્તે જાય તેને માકર્તુમ કહેવાય. એ કર્તુમ અને માકર્તુમ બન્નેના કારણરૂપે ત્રણગુણ અને ત્રણ ગણ હોય તેને દેવ તરીકે સંબોધવામાં આવેલા છે. તે ગુણોની સ્ફુરણાએ અંતસકરણ અને ઈન્દ્રિયો ક્રિયા કરે છે તે કારણને લઈ કર્તુમ અને માકર્તુમને ગુણ અને ગણના દેવો ઉત્પન્ન કરે છે એમ કહેલુ છે.

પરંતુ આત્મા અને પરમાત્મા તે અનંત બ્રહ્માંડનુ અને સમસ્ત સૃષ્ટિના અનેક ઘાટોનું જીવન છે. તે જીવનથી પ્રત્યેક શરીરો જીવી રહ્યા છે. તે જીવનગતિ સર્વવ્યાપક હોય તે અન્યથા ગતિને નિજકર્તાએ ઉત્પન્ન કરેલી છે. તેનો સંબંધ સકર્તા સાથે અખંડ જોડાયેલો છે. કરૂણેશપતિ કહે છે કે તે અમાપગતિ નિત્ય અને સત્ય સર્વ સ્થળે સ્થપાયેલી છે. તેજ પરમ વિશેષ અંશનું અકળ શરીર અને તે અકળ શરીરરૂપી કળ દ્વારા જગતરૂપી કત આપનપુ અને પતિપદ જાણવાના જ્ઞાનનો ભેદ સર્વેને ખુલ્લો કરી જણાવ્યો છે. તે સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર જીવમાત્રના કલ્યાણ અર્થે આ જગતમાં પધાર્યા છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્તુમ માકર્તુમ અન્યથા કરનનકો એકત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત- ૩૨

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે ધૂર્તપંથ દ્રષ્ટાંત દેખાવનકો દ્વાત્રિંશત્તમ સિદ્ધાંત નિર્ણય.**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**धुरतपंथ जेतने धरणी पर, थपे हमन विन जेही ।**
**तिनकी सुनो हकीकत कहहीत, समज परे तम तेही ।। (१)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા સિવાય ધૂતારા આચાર્યોએ જગતના જનોને ધૂતવા આ પૃથ્વી ઉપર જેટલા મતપંથો સ્થાપ્યા છે. તેની સર્વે હકીકત સમજાવીને કહું છું તે હે પરમ વિશેષ અંશ તમે સાંભળો.

**तुमने कहेशो सकल बराबर, साच जुठ सम पंथु ।**
**तो रचना येही कुन कामकी, करीत किंमत नहि कंथु ।। (२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ અઠાવીસમા સિદ્ધાંતમાં તમે મને પુછયુ હતુ કે આ જગતમાં સાચા અને જુઠા પંથો એકજ સરખા છે. અને જેને જેમ યોગ્ય લાગે તેમ મનના મત પ્રમાણે સ્વતંત્રપણે ચાલી રહ્યા છે. કોઈનો ડર કોઈ રાખતા નથી અને અમને ઉત્પન્ન કરનાર અને અમારા જીવનદાતા નિજપતિ કોણ અને કયાં હશે? એવો વિચારપણ કરતા નથી. આવી રીતે તમારી ગણતરી કર્યા વિના સર્વ જીવો અચેત થઈને વિધ વિધ પ્રકારના કર્મો કરી રહ્યા છે. તો પછી આપની કરેલી આ જગત રચના શા કામની? તેથી તમને કયો લાભ અને કયો આનંદ થાય છે? તે તમારા પૂછેલા પ્રશ્નનો જવાબ આપુ છું.

**अेही परकारन कीये हमनकु, तुम उर दोष धरीनके ।**
**हमेरी करनी लहु हमन पण, तुम नहि खबेर परीनके ।। (३)**

જગતની વિધ વિધ પ્રકારની રચના જોઈને તમે કહ્યું કે તમારા પ્રત્યે કોઈને પ્રેમભાવ નથી તેમ કોઈ ભજતુ કે યાદ કરતુ પણ નથી એવી રીતે તમારા હૃદયમાં દોષની દૃષ્ટિએ મારામાં ઓછાપણું જાણીને કઠિનવચનો પણ કેટલાક કહેલા કે ઢંગ ઢાળ વિનાની આ સૃષ્ટિ કરીને તમને શું મજા આવી છે? આવી રીતે બહુવચનો કહેલા માટે હેપરમ વિશેષ અંશ આ જગત રચનારૂપી જે કરણી કરી છે તેની ગમ અમેજ જાણીયે છીએ. તેની ખબર તમને કેવી રીતે પડે?

**जेतने फोगटपंथ पोमी पर, तिनकी सुन हकीकतही ।**
**मोइ सक्रत सिध्धांत विनाके, व्रथा वेतके मतही ।। (४)**

"નિજ સકર્તાપતિ કહે છે કે," આ પૃથ્વી ઉપર જેટલા પંથો સ્થપાયા છે તે અમારા સકર્તા સિદ્ધાંત સિવાયના હોય ફોગટ ફંદમાં નાખવાવાળા હોવાથી જીવોના કલ્યાણનો અર્થ સરતો

નથી. તેની હકીકત સર્વ તમને જણાવુ છું કે નામરૂપ અને ગુણવાળા ઈષ્ટોના મતનું અભિમાન ધારણ કરવાવાળા આચાર્યો અનિત્યમાં જાણકાર થઈ વૃથા વર્ણન કરી ગયા છે.

**ज्यौ ते पोमीनकी रस्ता मही रजमे, क्रखी केल बालकक्की ।**
**निज खेतीनके करीत नमुना, पण नहि कणके पकक्की ।। (५)**

જેવી રીતે પૃથ્વીના રસ્તા ઉપર તેની ધૂળમાં ખેડૂતના છોકરાઓ મનનો આનંદ કરવા તેના પિતાની ખેતી જોઈને અનુકરણ કરે છે. તે એક જાતની રમત, એવી રીતે કે રસ્તા ઉપરની ધૂળનું ખેતર બનાવી તેમાં અનાજ વાવે છતાં તેમાંથી એક કણ પણ પાકતો નથી.

**बोहोरू सुनो दृष्टांत जेहुनके, श्रोता सुरत धरीनके ।**
**परीत उकेल लगीत अनुभवके, बुज न हवे फरीनके ।। (६)**

ફરીથી તેનુ દૃષ્ટાંત આપીને કહું છું તે તમે સુરતા ધરીને સાંભળશો તો એક પણ સંશય રહેશે નહી. અને સાચેસાચો નિજનો અનુભવ થશે. ત્યારે સર્વપ્રકારની સૂજ પડશે અને ફરીથી જાણવાનું બાકી રહેશે નહી.

**ज्यौं वरखनमे वेल विपनकु, लगत फुल फल विनके ।**
**त्यौं परपंची पंथ मुज विनहीत, फल विनुं पुष्प हवीनके ।। (७)**

જેવી રીતે મતપંથના સમુદાયરૂપ વૃક્ષજાતિમાં આચાર્યોરૂપી ઘણી વેલીઓ ઉગેલી છે. તેમના રંગરાગ રસિકતા, આરતી, પૂજા અને શણગારો પુષ્પોના જેવા ઘણા સુશોભિત હોય છે. પરંતુ તેને કૈવલપદની પ્રાપ્તિરૂપી ફળ લાગતા નથી.

**ओरू जेतने मुज थपीतवके मग, जेही जुगधर यशवंतु ।**
**पुनि फोगट पक्ष रहित हमनके, जीनुं ओळंग अनंतु ।। (८)**

"કરૂણેશપતિ કહે છે કે, આચાર્યોએ મારા નામના પંથો સ્થાપીને વિજાતિ ઇષ્ટોનાં નામના જગતજનો પાસે યશ ગવડાવ્યા છે. પરંતુ તે ફોગટ હોય જીવોનું કલ્યાણ લેશમાત્ર થાય તેમ નથી. એ સર્વે પ્રકૃતિના પક્ષોથી અમારો સર્વોપરી સકર્તા સિદ્ધાંત પર આવેલો હોવાથી એ તમામ મતપંથને ઓળંગીને આવશે તેજ અમારો મેળાપ કરી શકશે.

**फोगट पक्ष विनु फळ फुलन सम, गम बिनु ज्ञान रहीतके ।**
**ते हमने क्यौं करीत न छेदन, भवभर शोभीत ईतके ।। (९)**

"કરૂણેશ પતિ કહે છે કે," આ જગતના જેટલા ફોગટ મતપંથના પક્ષો ફુલવાડી વૃક્ષ વેલીના જેવા હોવા છતા તેને ફળ લાગતા નથી. એવી જ રીતે આ ભવમાં આચાર્યોના મતપંથો ફુલવાડી જેવા દેખાય છે. પરંતુ નિજપદના ફળની ગમ જ્ઞાન વિનાના બાહ્ય દષ્ટિએ દેખવા પુરતા જ છે. તે જોઈને મનનીકે અંતરની શાંતિ થતી નથી છતાં ભવભરના લોકોને ઉપલક શોભા આપવાવાળા હોવાથી તેનુ છેદન કે ઉત્થાપન અમે કર્યુ નથી.

**ज्यौं वेली विनु फळ फुलनसे, लगीत सोहाग सोहंती ।**
**जीनु सफुरन भवभर इतकी लग, पण निज फल विनु अंती ।। (१०)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, જેવી રીતે વેલીજાતિ ફળ સિવાયની જેને કદાપી ફળ લાગતા નથી એવી વેલીઓને સારી સુગંધીવાળા ઘણા પુષ્પોથી ખીલીને તેના શણગાર રૂપે ઘણી શોભે છે તેની મધુર સુગંધીને જાણી જગતના જનો તેની સાથે પ્રિતિ કરે છે. છતા ફળવિના કોઈની ભૂખ ભાંગતી નથી. એ દષ્ટાંતના ન્યાયે મતપંથના આચાર્યો વેલી જેવા હોય તેમની મીઠી વાણીના ઉચ્ચારની કિર્તિરૂપી પુષ્પોથી બહુ શોભાવે છે તે કિર્તીના પુષ્પોની સુગંધીમાં પ્રેમઘેલા લોકો આશક થઈને લોભાયા છે. પરંતુ તેમા પરમપદની પ્રાપ્તીનું ફળ નહી મળવાથી અહીના અહી ભવભરનો અંત આવે ત્યાં સુધી ભટકતા જ રહેશે.

**अब फल सहित कुसुम करूणामये, तिनकी सुनो सोहागी ।**
**जेतने अंक वदीत उचरनके, तेतने मम अनुरागी ।। (११)**

અત્યાર સુધી ફળ વિનાની પુષ્પવાળી વેલીનું વર્ણન કરી જણાવ્યુ હવે અમરવેલી રૂપ સર્વજ્ઞ પરમગુરુ હોય તેમને અનેક કરૂણાઓ રૂપ પુષ્પો ખીલેલા છે. અને કૈવલમોક્ષ રૂપી ફળ લાગેલા હોય જે જે જન ગ્રહણ કરે તેની ભવોભવની ભુખ ભાંગી જાય છે. એવા અનુપમ સોભાયમાન અમરવેલી રૂપ પરમ વિશેષ અંશ તેમના સ્વમુખે અલૌકિક વચનો વદે છે. તે વચનોના અક્ષરે

અક્ષર પરમ પતિના અનુરાગથી ભરેલા હોવાથી નિજ સકર્તાધણીને અંગીકૃત થાય છે. તે અક્ષરોથી રચાયેલા વચનોને જીજ્ઞાસુજનો હ્રદયમાં ધારણ કરશે તેને ફળરૂપ અજરામર કૈવલપદની પ્રાપ્તિ થાય છે.

**ओर सकल सिद्धांत हमन विन, तेही सब करीत उथापु ।**
**बिन बाबज बादलके बनवट, तिनके जपीत न जापु ।। (१२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! ભવભરમાં અમારા સિવાય જેટલા સિદ્ધાંતો સ્થપાયેલા છે. તેમા અમને પ્રાપ્ત કરવાની હકીકત રૂપ નિજલક્ષ નથી તેવા બનાવટી બાદલા સિદ્ધાંતોનું ઉત્થાપન કરી નાંખજે અને અમારાં કર્તાપદનો સત્ય નિર્ણય કરાવજે જેથી અનિત્ય ઇષ્ટોનો જાપ કોઈ જપે નહી.

**अेही परकार खोजके खनीतव, हम विन करीत नखेदु ।**
**तेही अंश मोइ परम पाटवी, जबते सकल सभेदु ।। (१३)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ તમે અમારા પ્રથમ પાટવી અમારી સર્વજ્ઞ ગતિને ધારણ કરવાવાળા જગતભરના સમસ્ત લોકનો ભેદ તમે જાણવાવાળા છો એટલા જ માટે અમારા સકર્તા પદ સિવાયના ભવભરમાં જેટલા મતપંથો સ્થપાયેલા છે. તેને શોધી શોધીને ખૂણેખૂણેથી ખોળી એનુ નિકંદન કાઢી નાંખજો.

**तेही पुरूषकी परम संप्रदाय, भवमे भरम विनाकी ।**
**ओर सकल सब अनीत उछेदन, करीतव थपन हमाकी ।। (१४)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે સંત સજ્જનો ! અમારા પરમ વિશેષ અંશ સર્વજીવોના તારણહાર હોવાથી ભવભરમાં સ્થપાયેલા અનિત્ય પંથોનું ઉથાપન કરી અમારા સર્વોપરી પરમ જ્ઞાન સંપ્રદાયની સ્થાપના કરી છે. તો તે સંપ્રદાય કોઇપણ પ્રકારના ભ્રમ કે સંશય વિનાનો હોય તમે કોણ અને કોના સજાતિ છો તેનો સત્ય નિર્ણય કરાવશે.

**हमके थपन पंथ परमाणिक, तेही पुष्प फल सेती ।**
**फोगट फुल फना फल हीनके, भवके समन सखेती ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે જગતના જીજ્ઞાસુ જનો ! અમારા પરમ વિશેષ અંશે કૈવલ જ્ઞાન સંપ્રદાયની સ્થાપના કરી છે તે સંપ્રદાય અભય અમરવેલી રૂપ હોવાથી તેના અનેક કરૂણામય પુષ્પો ખિલેલા હોવાથી તે પુષ્પોથી કૈવલ મોક્ષના ફળ લાગ્યા છે. તે અમરવેલી આખા વિશ્વમાં પ્રસરેલી હોય તેને ઓળખીને તેની છાયા તળે જે જન જશે તેને પરમ શાંતિનું સુખ પ્રાપ્ત થશે ભવભરના બીજા આચાર્યો ફળ ફુલ સિવાયની વેલી જેવા હોય જગતભરનાં સર્વે અલ્પજ્ઞ જીવો સમાન છે. તે અમારી બરાબરીમાં આવી શકશે નહિં.

**जेही भवकी सम होड करीतकी, जीतकी कहत विलासी ।**
**ज्यौं ते ब्रात शोभावन सजीतंव, स्त्राजम सब उपलासी ।। (१६)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે કોઈ આ સંસારમાં વૈભવશાળી મોટા સમૃદ્ધિવાન પુરુષોને જોઇ બીજો સાધારણ મનુષ્ય તેની બરોબરીયા થવાની ઇચ્છા કરે છે. પણ તેની સમાન થઈ શકતો નથી તેવી જ રીતે કોઈ માણસ વર વિનાની જાન લઈને નીકળેલો છે. આમતેમથી માંગી લાવી જાનને શણગારી શોભાવે છે તો પણ મહારાજાની સમોવડ થઈ શકતો નથી તેજ પ્રકારે અમારા સર્વજ્ઞ પરમગુરુએ અનંત જ્ઞાનની સમૃદ્ધિવાળા અખંડ પરમાનંદનું સુખ સર્વે જીવોને આપવા કરૂણા કરી છે. તેમની સરખામણી મતપંથના આચાર્યો કેવી રીતે કરી શકશે ? તેજ પ્રમાણે ચક્રવર્તી રાજા સકર્તા સ્વામિ હોય તેમના પરમ વિશેષ અંશ સમસ્ત લોકના શિરોમણી જીવમાત્રનું કલ્યાણ જેના હાથમાં રહેલુ છે. તેમની સાથે બીજા કર્મકાંડી આચાર્યો જેના શિર પર ધણી પદ ધારણ કરેલુ જ નથી તે હોડ કરી શકશે નહી.

**बाजंतर बारूतकी आतस, उपमा करीत अमस्तु ।**
**वरथ खरच कोउ अ़रथ विनाके, जुगमे जनीत हरस्तु ।। (१७)**

"જેમ કોઈ કુશળ બુદ્ધિના પુરુષે વર વિનાની જાન શણગારીને દારૂગોળાની આતશબાજી ઉડાવતો અને વાજીંત્ર વગડાવતો વગડાવતો રંગરાગ સાથે જાન જોડીને નીકળેલો હોય જગતના

જનોને હરખ પમાડે છે. તે જાનની શોભા જોઈને લોકો પુછવા લાગ્યા કે કોની જાન છે ? કયા વરરાજા અને કોના ઘેર જાય છે ? તો તેનો જવાબ કઈ રીતે આપી શકાય ? આતો અમસ્તે અમસ્તી અનહુત ઉપમા મનને ખુશ કરવા પુરતી જ ઉભી કરેલી હતી જેને પોતાના સ્વરૂપની અને સજાતિય સકર્તાધણીની ખબર નથી તો પછી આવા ધર્મના બહાને જગતના જનો પાસે અઢળક ધન ખર્ચાવી તે નાહક બોજામાં ઉતારવુતે ગેરસમજની વાત છે.

**हरष जनीत पण कछु न कामके, छेवट छेक उबरनकी ।**
**संसारीनमे स्त्राय जेहुनकी, करीत हाण निज दरकी ।। (१८)**

સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, જેવી રીતે સંસારમાં કોઈ મનુષ્ય વરવિનાની જાન શણગારીને નિકળે છે તે જાનને જોઈ નગરના લોકો પ્રશંસા કરે છે. અને પુછે છે કે વર કોણ અને કોના ત્યાં લગ્ન કરવા જઈ રહ્યા છે ? ત્યારે તે તરફથી જવાબ નહી મળતા શરમિંદો થઈને નીચુ જોવા લાગ્યોં જેથી જગતના જનો તેનુ પોલ જાણીને હાંસી મશ્કરી કરવા લાગ્યા ત્યારે તે જાન લઈને નીકળનારાના હ્રદયને અને તેના સાથીદારને કેટલો આંચકો લાગ્યો હશે તે તો તેનો આત્મા જ જાણે તે દ્દષ્ટાંતના ન્યાયે ભવભરમાં મતપંથના આચાર્યો નિજધણી પદને નક્કી કર્યા સિવાય ધર્મઘેલા જગત જનોનો સમુહ એકત્ર કરીને જાનૈયાની માફક જાણે મોક્ષના માર્ગે જઇ રહ્યા હોય એવો ઠાઠ કરી બતાવે છે. પરંતુ પુછવામાં આવે કે તમે કોણ કોની સજાતિના અને કોની ઉપાસના કરો છો ? ત્યારે એક પણ જવાબ આપી શકતા નથી એટલા જ માટે તેમના દેખાવ જુઠ્ઠે જુઠ્ઠા હોય અમસ્તે અમસ્તા છે.

**दर सोइ निज करतार पछनके, तहां कछु पते न पगही ।**
**बिनु फळके ज्यौं पुष्प पसायत, त्यौं तिनके भव लगही ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજપદની પ્રાપ્તિના ફળ વિનાની વેલી જેવા મતપંથના આચાર્યો તેમના નામરૂપી કિર્તીના પુષ્પોની સુગંધી ભવભરમાં પ્રસરી ગયેલી હોય, તે સુગંધી ભવના અંત સુધી રહેશે પરંતુ નિજપદને પામવાનો પરમઅર્થ સરતો નથી છતાં નિજકર્તા પક્ષના થઈ ઈન્દ્રિયો અને અંતસકરણ વડે ઉપાસના કરવાથી નિજ સકર્તાપતિનું ઠામ ઠેકાણું જાણી શકાતું નથી તે કારણને લઈ ઉપાસના પણ પહોંચતી નથી.

**पण निजकरतारन पद पावन, अंते नहि मीलनके ।**

**कोण पमाडे पति विना पद, गुण कर्ता विलमनके ।। (२०)**

"પરમકૃપા નિધિ કહે છે કે," મતપંથના આચાર્યો અને તેમના અનુયાયીઓ ગુણના દેવોને કર્તામાની તેમને જ ભજે છે. તે કારણને લઈ તેમના દેહોનો અંત આવી જાય ત્યાં સુધી કૈવલપદના લક્ષની જાણ નહી જાણી શકવાથી ગુણોના દેવોમાં વિરામ પામ્યા છે.

**जबते पंथ सकल जेतनेभर, पति विन परम अभागी ।**

**आचारज सहितम जुग अंधे, कोउ कीनु जोये न जागी ।। (२१)**

જ્યાર થી સૃષ્ટિ નું સર્જન થયુ ત્યારથી નિજ સકર્તા સિવાયના જેટલા પંથો સ્થપાયેલા છે. તે સર્વ અનિત્ય દેહધારી વિજાતિ ઇષ્ટોના હોય તેમનામાં પ્રિતિરાખીને ઉપાસના કરવાવાળા તમામ અભાગીયા છે. જેથી આચાર્યો સહીત જગતભરના જનો અંતર દષ્ટિના અંધ હોવાથી હું કોણ અને મારા સજાતિય કર્તા કોણ ? એ જાણી શકયા નથી.

**जाग जुअे क्यौं जनम अंध भव, अजकी आद्य सबेही ।**

**निगम लक्ष उचरन भव ते भिन्न, कर्ता कीये कबेही ।। (२२)**

બ્રહ્માજીએ પોતે પ્રથમચાર વેદનુ વર્ણન કરતા જગત કિરતાર જગતથી ન્યારા છે. એવુ કયારેય પણ બોલ્યા નથી. ત્યારથી જ આત્મા પરમાત્માના ઉપદેશ વેદને અનુસરી દઢ કરાવ્યો છે. તેમનો મત અકર્તા સિદ્ધાંત નો હોવાથી એક આત્મા સો પરમાત્મા એમ માની જગતથી ન્યારા રહેલા સકર્તા ધણીની ઉપાસના નો ત્યાગ કરેલો છે તે કારણને લઈ અંતર જ્ઞાન દષ્ટિ ના સર્વે જન્મ અંધ હોવાથી નિજ સ્વરૂપમાં જાગ્રત થઈને કોઈએ જોયુ નથી કે હું કોણ અને કયાંનો વતની એ નહી જાણવાથી કર્તાપક્ષે ભવભરના લોકો અંધ રહી ગયા છે.

**में हजरत, सरजन सबयनके, शुद्ध संकल्पसे सोइ ।**

**ज्यौं कसबी कसबनमे खोजीत, कसबी मीले न कोइ ।। (२३)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત જગતનું સર્જન કરનાર નિજ સર્જનહાર હાલહજુર હજરત અમે જગત રચીને જગતથી અલગ રહ્યા છીએ જેવી રીતે કોઈ અતિ હોંશિયાર કારીગર ઘણા પ્રકારની કારીગરી બનાવે તે કારીગરી માં શોધ કરવાથી કારીગર મળતો નથી.

**त्यौं मैं कसबी खलक जहांनके, अंश वडे अनुसारूं ।**
**तंत जीवन सहितम संकल्पके, जीनते मोइ पद न्यारु ।। (२४)**

નિજ સકર્તા પતિ કહે છે કે, જગતની આદ્ય જગતમાં નાના મોટા દૃશ્ય અને અદૃશ્ય એ સર્વ શરીરોરૂપી કસબના બનાવનાર અમે પોતે સર્જનહાર છીએ. એ સમસ્ત ઘાટોની રચના કરી ને ઘાટોના જીવનરૂપી પ્રણવની પ્રેરણા કરી છે તે પ્રત્યેક ઘાટોમાં અમારા સજાતિય અંશોને વસાવીને ચૈતન ગતિ વાળા ચલિત કર્યા છે. તે સર્વઘાટરૂપી કસબ અને તેનુ જીવનરૂપી પ્રણવ તેમજ તમામ અંશો સહીત સર્વથી અમે ન્યારા રહેલા હોય સર્વને નિહાળીએ છીએ.

**तेही निगमने कीये करतमे, हमकु अेकही मेका ।**
**तो सरभरमे करे कुन भव, न्यारे विना विसेका ।। (२५)**

"કરૂણેશ પતિ કહે છે કે," જગતરૂપી ક્રતમાં વેદોએ મને એકમેક ગણીને વર્ણવી બતાવ્યો છે. એવી રીતે વેદોના કહેવા પ્રમાણે હું પદાર્થમાં એક સરખો મળેલો હોય તો આ સમસ્ત જગતની રચના કોણ કરે ? માટે બ્રહ્માજીએ જે વર્ણન કર્યુ તે સાચુ નથી. અમે સમસ્ત જગતથી ન્યારા હોય સર્વોપરી શ્રેષ્ઠ વિશેષ છીએ જેથી અમારી બરાબરી કરી શકે તેવુ કોઈજ નથી.

**जबते फरक न कीये हमनकु, भवते निगम विलोकी ।**
**तबते निगम निहालन ते अत, रही गत अलग हमोकी ।। (२६)**

નિજ કૈવલપતિ કહે છે કે, વેદોનું નિરિક્ષણ કરવાવાળા ભવભરના આચાર્યોએ અમને જગતથી ન્યારા ગણ્યા નથી. તે કારણને લઈ વેદને નિહાળવાવાળા વિદ્વાનો વેદની માન્યતા માં જ રહી ગયા અને અમારી અલગ રહેલી અકળગતિને જાણી શકયા નથી.

**निगम सरीखके हमकु लहीत नहि, तदीप शास्त्र कया जाने ।**
**तिनत्ये लघु पुराण पखनके, ते क्यौं लही सकाने ।। (२७)**

સકર્તા સ્વામિ કહે છે કે, વેદ જેવા અમને જાણી શકયા નથી તો પછી અમને જાણવાની ગમ શાસ્રો માંતો હોયજ કયાંથી ? તે શાસ્રોથી પુરાણો નાના મા નાના અલ્પગતિના હોવાથી તેમાં અમારુ વર્ણન હોય શકેજ નહી.

**जेही पुराण पखनके परमीत, आप आपने मत केही।**
**करी अंतराय अभागीये भवने, हमकु न जाण दीयेही।। (२८)**

"કરૂણેશ પતિ કહે છે કે," પુરાણોના પક્ષકારોએ જુદા જુદા ઇષ્ટો ને કર્તા માની તેમના પંથો સ્થાપ્યા છે. વળી તેમના જ નામનો ઉપદેશ આપી ભવના જનોને નિજકર્તાને જાણવા દીધા નથી. તે માપક ઇષ્ટોના મતની વાતો દ્રઢ કરાવીને અભાગી ઉપદેશકો એ જગતના જનોને નિજકર્તાથી વિમુખ રાખ્યા છે.

**जेही थपीत मुरती गुनकी भव, तिनकी सेव करनके ।**
**ते नहि पते लगत हमयनके, गुण भज गुण लग जनके ।। (२९)**

"કરૂણેશ પતિ કહે છે કે," ભવભરના આચાર્યોએ ગુણોના દેવોની મૂર્તિઓનું સ્થાપન કર્યુ છે. અને જગતના જનોને તેમની સેવાપૂજા અને ધ્યાન સ્મરણોમાં લગાડી દીધા છે. તે કરેલી ગુણોની ઉપાસના ગુણોને જ પહોંચતી હોય તે ઉપાસકો ગુણોના ધામનેજ પ્રાપ્ત કરે છે. પરંતુ તે ઉપાસના સકર્તા સ્વામિને પહોંચતી નથી.

**पते लगनकी कहुं करूणाकर, सुनीयो समन सबेही।**
**अंतरके चक्षु अविलोकन, उपले नहि न कबेही ।। (३०)**

નિજ કરૂણેશપતિ કહે છે કે, હે આરતવાન અંશો ! તમારા ઉપર કરૂણા કરીને મને મળવાની ગમગતિ અને રીત કહી જણાવી છે. તે તમે પ્રિતિ પૂર્વક અંતર દષ્ટિ એ જોઈ સ્થિર

થઈને મારા અમરલક્ષનો જાપ કરશો તો તે અમને પહોંચી શકશે. અને રખે તમે બહારની ઉપલક દૃષ્ટિ એ પ્રાર્થના કરવાની ઇચ્છા રાખતા. તે ઉપાસના કદાપિ અમોને પહોંચતી નથી.

**जेही निज परम अंश हमयनके, सकल आद्य सरजीतके ।**
**जीनु सकलकी जाण परमपर, भेदु सब उत ईतके ।। (३१)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે અમારા પરમવિશેષ અંશ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભૂતિવાન, પરમગુરુને પ્રથમ જ અમે ઉત્પન્ન કરેલા છે. જેથી ઉત એટલે આ બાજુથી લઈ તે બાજુના દેવલોક સહીત અમારા સકર્તા પદને જણાવવાવાળા સર્વજ્ઞ ગતિના પૂર્ણપુરુષ છે.

**पुनी निजघरसे मोइ पठवायल, खबर खलक्कु, करना ।**
**आद्य अंत मध्यकी जीनु मालम, अकरत करतकु करना ।। (३२)**

આદ્ય સકર્તાપતિ ફરીથી કહે છે કે, અમારા નિજઘર એટલે કૈવલ ધામથી પરમ વિશેષ અંશને જગતભરના સમસ્ત લોકને અમારા નિજપદની ખબર આપવા મોકલ્યા છે. તે સિર્ગુણ રૂપકત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મના જાણકાર હોય આદ્ય મધ્ય અને અંતની સત્ય હકીકત સંપૂર્ણ જણાવશે.

**तेही सकलके करन नवेरन, नीर खीर ज्यौं हंसा ।**
**साच जुठ जुगकु जनवावन, विनु वित करन विध्वंशा ।। (३३)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ જેમ હંસ દુધ અને પાણી ભેગા મળેલાને જુદુ પાડે છે એવી જ રીતે સાચ જુઠ નો નિવેડો કરી ને સિર્ગુણ ક્રત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મને જેમ છે. તેમ સમજાવી અમારા સકર્તાપદનો સત્ય નિર્ણય કરાવે છે. જે કોઈ વિત વિનાનું અનિત્ય હોય તે સર્વનો વિધ્વંશ એટલે નાશ કરી નાંખશે

**अेही विधि करन नवेरन नरकु, जानीत मोइ पठवाये ।**
**तिनमे संशे करीत न कोउ कीत, अेही सम भव कुन आये।। (३४)**

નિજ સકર્તાપતિ કહે છે કે, અમારા પરમ વિશેષ અંશ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી સત્ય અસત્યનો નિવેડો કરવા આ ભવમાં અમે તેમને મોકલ્યા છે એટલા જ માટે કોઈપણ તેમના પ્રત્યે કોઈ સંશય કે શંકા રાખશો નહી. તેમના સમાન પરમપુરુષ આ જગતમાં બીજા કોણ આવ્યા છે ?

**भव उत्पन्न जबत्ये अब लग ल्यौं, जेतनी भुल भरमही ।**
**तेही परपंच लखावन कारन, जबते पठवे हमही ।। (३५)**

જ્યારથી જગત ઉત્પન્ન થયું ત્યારથી અત્યાર સુધીમાં સર્વજીવોને અમે કોણ અને અમારા કર્તા કોણ એ ભૂલ પડી જવાથી સત્ય જ્ઞાન વિના ભ્રમિત થઈને અનિત્ય ઈષ્ટોની ઉપાસના કરી રહ્યા છે. તે જુઠ્ઠા પ્રપંચ ને પરખાવી તેમાંથી બચાવી અમને ઓળખાવવા માટે પરમ વિશેષ અંશને અમે મોકલ્યા છે.

**तब जेतने भर जन जाग्रत भव, जीनुं अनुभव उर धरही ।**
**तो तुमही सब फंद फरक हुइ, सहेज मीलो मुज घरही ।। (३६)**

"કરૂણેશ પતિ કહે છે કે," આ જગતના જે જે જીજ્ઞાસુ જનો અમારા પરમ વિશેષ અંશનો અનુભવ લક્ષ તેમના હૃદયમાં ધારણ કરશે તે નિજ સ્વરૂપે જાગ્રત થશે, ત્યારે માયાના ફંદ માંથી છુટકારો લઈને સહેજે અમારા કૈવલધામને પ્રાપ્ત કરી શકશે.

**पुनि तेहुनकी थपीत मुरत भव, तेही लायक सेवनकी ।**
**जेतनी भर तिनु करीत नोछावर, हमकु पते लगनकी ।। (३७)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ જે પરમગુરુના નામથી ઓળખાય છે. તેમની દિવ્યમુર્તિ પાંચ તત્વોના વિકારો રહીત હોય તે નિત્ય સત્ય અને શાશ્વત છે. તે મુર્તિનું સ્થાપન અમે આ ભવમાં કરેલું છે. તે મુર્તિ અતિ નિર્મળ અને મંગળકારી હોય તે સેવા કરવા લાયક હોવાથી તેમના શરણમાં જે જે સમર્પણ કરશો, તે સર્વે મને પહોંચશે તે મુર્તિ સર્વજીવોના સનમુખ સ્થપાયેલી છે. જે અંશો પોતાના સ્વરૂપને જાણી દિવ્ય દષ્ટિવાળા થયા હશે તેજ તેમના દર્શન કરી શકશે.

**शा माटे मोइ परम अंशकी, मुरती महाद्य थपेहु ।**
**करूणासागर नाम जेहुनके, तेही निज जाप जपेहु ।। (३८)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે અમારા પરમ વિશેષ અંશ સર્વજ્ઞ મહાદ્દ ગતિના પરમપવિત્ર હોય, તેમની અતિ દિવ્યમુર્તિ જગત રચનાની પહેલા અમે સ્થાપીને તેમની નજર આગળ વિશ્વરચના કરેલી છે. તેથી જ તે સર્વલોકના મર્મને પોતે જાણે છે. તેમનું નિત્ય સ્વરૂપ સર્વવ્યાપક હોવાથી જેમાં અનેક કરૂણાઓ સમાયને રહેલી છે. એટલા જ માટે તેમનુ અતિ નિર્મળ યોગ્ય અને પ્રમાણિક કરૂણાસાગર નામ રાખ્યું છે. જે નામનો જાપ જપવાથી તેમના નિત્ય સ્વરૂપને જાણી અંતરવૃત્તિએ આરતપૂર્વક નિજ લક્ષ દ્વારા સ્થિર થઈને જપવામાં આવે તો જન્મોજન્મનું પાપ અને આદ્યથી લાગેલુ અજ્ઞાન તે એક પળમાં નષ્ટ થઇ જાય છે. જે પરમ કલ્યાણની ઈચ્છા રાખનાર જીજ્ઞાસુજનો એ તે પરમદયાળુના ત્રણ સ્વરૂપને ઓળખી તેમનુ શરણ શોધવુ તે જરૂરનું છે. પ્રથમ પરમ વિશેષ અંશ સ્વરૂપ જે નિજકર્તાની સાથે અખંડ એકમેકપણે રહેલા છે. બીજું સોહંગ સ્વરૂપ સર્વવ્યાપક રહેલું હોય તેને કરૂણાસાગર કહેવાય છે. અને ત્રીજું અવ્યકત તત્વોનો દિવ્યદેહ ધરીને આવ્યા જે કુવેર સ્વામિના નામથી ઓળખાય છે. તે સ્વરૂપે આપણને જે પરમલાભ આપ્યો છે. તે નિજ આપનુ આપ અને પતિપદની એકતાનો લક્ષ યથાર્થ જાણીને અનુસરવામાં આવે તો સદેહે જીવન મુકત થવાય છે.

**जपन जाप हम कही तमनकु, इनकु नहि उमेदु ।**
**जीनके तो उर परी पठवनकी, करम भरमके छेदु ।। (३९)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, હે જગતના જનો જે કરૂણાસાગર નામનો જાપ જપવાનો મેં તમને જણાવ્યો પરંતુ તે પરમ વિશેષના અંતરમાં જરાય એવી ઇચ્છા નથી. તેતો અહોનીશ જીવમાત્રના કર્મ ભરમનો નાશ કરીને તે અંશોને અમારા ધામમાં મોકલવાની મતલબમાં જ અખંડ ઉજાગ્રત રહે છે.

**पण आतो उपकार करन हम, तुमकु पुरूष जनाये ।**
**कल्प अेक परजंत पाय पुनि, अेही अवनी पर आये।। (४०)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે અમારા પરમ વિશેષ અંશ જીવમાત્રનું કલ્યાણ જેના શરણમાં રહેલુ છે. એવા જે પરમ ઉપકારી પરમપદના દાતા સર્વજ્ઞ પરમપુરુષને જણાવ્યા છે તે તમે પરખી લેજો કારણ કે તે પરમપુરુષ કલ્પમાં એકજવાર પૃથ્વી પર આવે છે.

**तीनकी जुओ तमाच वाचकी, धीमत सुरत धरेहु ।**
**देखो वचन महाद्य जीनके सम, भवभर कुन उचरेहु ।। (४१)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," તે પરમ વિશેષ પરમ પુરુષની અલૌક્કિ અનુભવ વાણીનો તમાચો વાગતાંની સાથે કરમ ભરમનાં પડદા તુટી જાય છે, અને સગુણ નિર્ગુણનાં પક્ષકારો ગભરાય જતાં હોય, જવાબ આપવાની પણ તાકાત તેમને રહેતી નથી. એવા અનંત સામ્રથ ગતિવાળા પુરૂષને હે બુદ્ધિમાન જનો ! તમારી નિજ સુરતાથી નિહાળીને ઓળખશો. વળી તમે જ્ઞાન દષ્ટિએ નિર્ણય કરીને જુઓ કે, આ ભવભરમાં એવા અતિ ઉગ્ર અનુભવનાં વચનો તેમનાં સિવાય કોણ બોલેલું છે ?

**सींघ सालकी परख परेजो, बाबज जीनुं बोलनकी ।**
**तो तुमकु अेही परम पुरुषकी, किंमत हवे तोलनकी ।। (४२)**

હે મતપંથનાં જ્ઞાતાઓ આ સિંહનો અવાજ છે કે શિયાળનો અવાજ છે. તે પરખીને તમો હલકા ભારેનો તોલમોલ કરી શકશો તો અત્યાર સુધી ભવભરમાં બોલી ગયેલાં જ્ઞાનીઓ અને પરમગુરૂના ન્યાય સહિત સર્વોપરી અનુભવનાં વચનોનો નિર્ણય કરી જોશો તો તમને અધિકાઅધિક શ્રેષ્ઠ પણું જણાયા સિવાય રહેશે નહિં.

**ज्यौं परवत वजरेल पारसके, अज अजमाल रहेहु ।**
**तिनकी पर पशु पंखी रहत पण, कोइ नहि जान जनेहु ।। (४३)**

જેવી રીતે કોઈ મોટા પર્વતમાં વજરેલ અમુલ્ય પારસ ગુપ્ત પણે આદ્યથી જ તેમાં રહેલો છે. તે જ પર્વતમાં ઘણાં પશુપંખી જન્મથી જ આજુ બાજુ રહે છે. છતાં પણ તે વજરેલ પારસની કોઈને ખબર પડતી નથી.

**वसत वास जेही परम पराके, ओरू भीलन सहितमही।**
**उदर निमित तेही फीरत बेहालन, जीनुं रधकी नहि गमही ।।(૪૪)**

તેજ પર્વતમાં પરંમપરાથી પશુ પંખી અને ઘણી ભીલોની જાતિ તેમાં વાસ કરીને રહે છે. વળી ઉદર નિર્વાહ અર્થે બેહાલ થઈને આમતેમ વલખાં મારે છે. તો પણ રીધ એટલે ગુપ્ત રહેલાં વજરેલ પારસની તેમને લેશમાત્ર જાણ નથી.

**तेही परकारन तुमही परख विन, पारस सम पुरूषनकी ।**
**तो पशु पंखी भीलनकी सम गम, तुम मत पण उरसनकी।। (૪૫)**

"કરૂણેશ પતિ કહે છે કે," એ દષ્ટાંતનાં ન્યાયે આ સંસારરૂપી મોટાં પહાડમાં વજરેલ પારસ રૂપ પરમ પુરુષ સર્વજ્ઞ પરમગુરૂ રહેલાં છે. તેમાં સર્વ મનુષ્ય જાતિ પશુ પંખીની બુદ્ધિવાળા અને ભીલોની ગતિ મતિ જેવા પરમગુરૂ સાથે રહેલાં હોવા છતાં તેમની જાણ કે ઓળખાણ કોઈને રેખમાત્ર નથી. કારણ કે જેમાંથી તેમના ઘાટોની ઉત્પત્તિ થઈ છે. તેમની દષ્ટિ તે રૂપ થઈ જવાથી પરમ પુરુષને ઓળખી શકયાં નથી.

**उरसन सो भव सम ओरलनकी, परकी परख विनाके ।**
**ते न लहे अविगत पुरूषनकी, अनुभव नेंन न जाके ।। (૪૬)**

હે નિજ કૈવલ પતિનાં સર્વે અંશો ! જંગમ જાતિનાં તમામ ઘાટોની ઉત્પતિ આ ભવમાં એક જ સરખી હોય, અજ્ઞાને કરીને તમારી દષ્ટિ ભવરૂપ થઈ ગયેલી છે. તે કારણને લઈ તમારા અનુભવનાં અંતર ચક્ષુ રહિત થઈ જવાથી સર્વની પાર રહેલા અવિગત પરમ પુરૂષનાં તમે દર્શન પરશન કરી શકયાં નથી.

**बहु परपंच पंथ पाखंडी, करी जुठनके जुथ ही।**
**सुकर भेडकी वैशन के सम, सिंघ अेकायन सुतही।। (૪૭)**

"કરૂણેશ પતિ કહે છે કે," પાખંડી અને પરપંચી આચાર્યો એ અનિતી ભરેલાં અધર્મનો જમાવ કર્યો છે. તે જુઠે જુઠા સુકરનાં વંશનાં અને ભેડના વંશનાં મનુષ્યોનાં દેખાવ રૂપે એકત્ર

મળીને જુથ થયેલાં છે. પરંતુ એક જ કેસરી સિંહનો બાળ ગર્જના કરીને આ જુથની અંદર ઘુસી જાય તો ભયભીત થઈને ભાગી જતાં ધીરજ પણ ધરી શકશે નહિ.

**पुनी पंखी परिवार मीलनके, जमवा आवनके जाकु ।**
**कीये पकवान रतन मुगताके, जीमे जमे कुन ताकु ।। (४८)**

"ફરીથી કરૂણેશ પતિ કહે છે કે," જેવી રીતે હંસ પક્ષીએ વિચાર કર્યો કે, અમારા જ્ઞાતિ સમુહને એકવાર જમાડવા જોઈએ. એવો નિશ્ચય કરીને સર્વ પંખી જાતિને આમંત્રણ આપ્યું અને નિમણુંક કરેલાં સમય પ્રમાણે બધાં પક્ષીઓ આવી ગયાં ત્યારે મહાં મોટા મતવાળા હંસ પક્ષીએ જમવા માટે સર્વ પક્ષીઓની આગળ મોતી અને રત્નો મુકી દીધાં હવે મોતી અને રત્નોને પંખીઓ કેવી રીતે જમી શકે ? એ દષ્ટાંતનાં ન્યાયે સર્વજ્ઞ પરમગુરૂ હંસ સમાન હોય, તેમનાં અલૌકિક અનુભવ સિદ્ધ વચનો મોતી અને રત્નો સમાન છે. અને પક્ષી જેવાં ધર્મ જીજ્ઞાસુ મનુષ્ય સભાજનોને જ્ઞાન લક્ષ ઉપદેશ રૂપ મોતી અને રત્નો આપવામાં આવ્યાં. છતાં તેને કોઈ ગ્રહણ કરી શકયાં નથી. એટલાં જ માટે જગતનાં જીવોને જમાડવા સબંધમાં પરમગુરૂ વિચારમાં પડી ગયાં. દષ્ટાંતે, જેમ એક શ્રીમંત માણસે એવો વિચાર કર્યો કે, આપણે દરરોજ મિષ્ટાંન જમીએ છીએ. પણ બિચારા વાંદરોને આવું મિષ્ટાંન જમવાનું કયાંથી મળતું હશે ? એમ જાણી ભોજન જમાડવાનો વિચાર નક્કી કર્યો. એટલે વાંદરોનાં આગેવાનોને આમંત્રણ આપી દીધાં. બીજી બાજુ શેઠે રસોઇ તૈયાર કરાવી. રસોઇ તૈયાર થઈ એટલે વાંદરાઓને જમવા બોલાવ્યાં. તે વખતે વાંદરાનાં આગેવાને બધાં વાંદરોને શિખામણ આપી કે, ભાઈ આપણી જાત જણાવશો નહિં. પણ શાંતિથી બેસીને યુક્તિથી જમી લેશો, એમ સમજાવી પંગતનાં નિયમ પ્રમાણે બેસાડી દીધાં. એટલે પતરાળાને પડીયા મુકવામાં આવ્યાં કે, તરત જ ભોજન પિરસવાનું શરૂ કર્યું. તેમાં પ્રથમ ચાંપા નામના ફળ લાવ્યાં એટલે પહેલે વાંદરે નહી પણ બીજા વાંદરે પોતાના મન સાથે વિચાર કર્યો કે, આ ચીજ શું હશે ? લાવ મને તપાસ કરવા દે. એમ જાણીને તે નવાઈની ચીજને હાથમાં લીધી. અને તપાસી જોઈ પણ કંઈ માલુમ પડયું નહિં. એટલે તરત જ દબાવી. એટલે અંદરથી એકદમ ગોટલી ઉછળીને આશરે ૫ ફુટ ઉંચી ગઈ અને તે બીજાની ઉપર પડી તે ગોટલી ઉછળેલી જોઈને વાંદરાના મનમાં ગરમી વધી અને કહેવા લાગ્યો કે, શું તું મારા કરતાં વધારે

કુદીને જવાની છે. એમ કહીને વાંદરે તરાપ મારી. એટલે બીજા વાંદરાનાં મનમાં એમ થયું કે, તને એકલાંને જ કુદતાં આવડે છે. એટલે બીજાં બધાં જ વાંદરો કુદાકુદ કરવા લાગ્યાં. જેથી શ્રીમંતની રસોઈ બધી જ ફેંદાઈને ધુળ ભેગી થઈ ગઈ. હવે વિચારો કે, શ્રીમંતનો ખર્ચ કરેલો શા કામમાં આવ્યો ? શ્રીમંતની જગ્યાએ ભગવાન કરૂણાસાગરને જાણવા અને આગેવાન તે ધર્મનાં આચાર્યો હોય અને સાધુ સમાજ તે વાંદર જાણવાં. પરમગુરૂ તેને જ્ઞાન ભક્તિ અને વૈરાગ રૂપી પકવાન પીરસે છે. પણ જમવાવાળા વાંદર સ્વભાવનાં હોવાથી ના ખાધું કે, જગતને ન ખાવા દીધું પરંતુ પોતાના અહંભાવનો માન મર્તબો જાળવી રાખવા માટે હું, તું અને મારા તારાનાં રાગદ્વેષમાં એકબીજાની સાથે ઈર્ષા અદેખાઈ રાખતાં હોય છે. પણ સંત સજ્જનો અન્યો અન્ય મળીને પરમગુરૂનાં જ્ઞાનનો સમાગમ કરતાં નથી.

**तेही परकार रतन मुकता सम, अेही पुरूषके वचना ।**
**महा मत मान सरोवर के जेही, हंस विना नहि पचना ।। (४९)**

તેજ પ્રકારે માન સરોવરનાં નિવાસી હંસ વિના રત્ન અને મોતીને બીજા પક્ષીઓ ગ્રહણ કરીને પચાવી શકતાં નથી. એવી જ રીતે પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂનાં અલૌકિક વચનો સહેજ શુન્ય સરોવરનાં અધિકારી અંશ વિના મનુષ્ય તનુધારી પંખી જેવા ગ્રહણ કરી અમલમાં મુકી શકતાં નથી.

**तबते हंस नहि जुथके जुथ, अेही पंखी सरभर ही ।**
**जबते पुरूष पशु पंखीनके, जुठ जमाव न करही ।। (५०)**

જેવી રીતે પંખીઓનાં ટોળે ટોળાં હોય છે. પરંતુ હંસ પક્ષીનાં ટોળાં જોવાં કે જાણવાં મળતાં નથી એ જ પ્રકારે પશુજાતિનાં ટોળે ટોળાં જોવા મળે છે પણ રાજકુમારોના ટોળાં હોય શકતાં જ નથી. એજ દૃષ્ટાંતનાં ન્યાયે આ ભવમાં મતપંથના આચાર્યોએ પશુ અને પંખીઓનાં જુથ ભેગા કરીને જુઠા પંથોનો જમાવ કર્યો છે.

**नहितर तो अेही पुरूष परम हित, पलमे खलक मेलावे ।**
**जीनमे कळा अनंत भरी उर, अगणित पंथ चलावे ।। (५१)**

ઉપર જણાવ્યાં પ્રમાણે વિશ્વભરનાં મનુષ્યો જ્ઞાન દષ્ટિએ જોતાં પશુપંખીઓનાં ટોળાં જેવાં હોવાથી પરમ પુરૂષ, પરમગુરૂનો કૈવલ જ્ઞાન ઉપદેશ ગ્રહણ કરી શકયાં નથી. જો મનુષ્ય બુદ્ધિનાં સારાસારને જાણવાવાળા અધિકારી જન હોય, તો સર્વેશ્વર ગતિવાળા મહાન સમર્થ, ભગવાન કરૂણાસાગર એક પલકમાં જ્ઞાનીઓનાં જુથે જુથ તૈયાર કરીને, કૈવલ પદનાં અધિકારી બનાવવામાં કાંઈ વાર લાગત નહિં એવી તેમના હૃદયમાં અનંત કળાઓની ગતિ ગુપ્ત રાખેલી હોય, આ જગતમાં અનેક પંથ ચલાવવાની અપાર વિભુતિઓ તેમની પાસે રહેલી છે.

**पण जीनके अनुभव उचरनके, लायक नहि कोइ वेता ।**
**तो मारग ते कीमे चलावे, पशु सम सकल अचेता ।। (५२)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ ! પરમ શ્રેષ્ઠ અને પરમ વિભુતિઓથી પુર્ણ ગતિનાં પુરૂષ હોવાથી અમારા નિજપદનું જ્ઞાન આપીને જીવોને મુક્ત કરવા મોકલ્યાં છે. તેમનાં અલૌકિક અનુભવની વાણી દ્વારા ઉચ્ચારેલાં વચનોનો તોલ મોલ કરનાર જ્ઞાનનો અધિકારી મનુષ્ય નહિં મળવાથી તે ઉપદેશ કોને આપે ? તે જ્ઞાન માર્ગ ચલાવીને અનંત જીવોને મુક્ત કરે, એવા હોવા છતાં વિશ્વનાં મનુષ્ય સમાજને નિહાળીને જોતાં તે સર્વ પશુ સમાન દેખાવાથી હેત કોના ઉપર લાવે ? એવાં અચેતપણામાં આયુષ્ય વિતાવી રહ્યાં છે. તો પછી મનુષ્ય બુદ્ધિ સિવાય ઉપદેશ કોને કરવો ?

**ज्यौं कीट पतंग वाच विनु तन धर, नरपत आण न माने ।**
**तो तिनमे चक पतके अमलु, संभवत नहिं सराने।। (५३)**

જેમ એક ચક્રવર્તી રાજા રાજ કરતો હોય, તેનો અમલ આખી પૃથ્વી ઉપર ચાલે છે. તેનાં રાજ્યમાં પશુ, પંખી અને કીટ પતંગ વિગેરે સંખ્યાબંધ રહે છે. પરંતુ તેમને વાચા અને જ્ઞાન નહિં હોવાથી રાજાની આણને માનતાં નથી. અને પ્રશંસા પણ કરતાં નથી કેવી રીતે કરે ? જ્ઞાન હોય ત્યારેને ? તે કીટ પતંગ રાજાની આણને માને નહિં. તેમજ પ્રશંસા પણ કરે નહિં. તેથી ચક્રવર્તી રાજા અને તેનો અમલ કંઈ મટી જતો નથી.

**तब तिनकी नहि घरीत क्षोभना, नरपत अमल विनाकी ।**
**मनुष मनुषमे जीनु चक्रवरती, रखीत नहि कही बाकी ।। (५४)**

દષ્ટાંતે જેમ પશુ, પંખી, કીટ પતંગ આદીને રાજાનું તેમજ રાજાનાં અમલનું જ્ઞાન નહિં હોવાથી રાજાને કે તેમની આણને માનતાં નથી. રાજા તેમનાં પર ક્ષોભ ધારણ કરતાં નથી. કારણ કે તે ચક્રવર્તી રાજા તો મનુષ્યનાં જ હોય, મનુષ્યો ઉપર તેમનો અમલ ચાલે છે. અને મનુષ્યો જ તેમની પ્રશંસા કરે છે. આ હકીકત બાકી નહિં રાખતાં શંકા રહિત તેનો ખુલાસો કરી બતાવ્યો છે. એ દષ્ટાંતનાં ન્યાયે પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, કૃપાવંત, ભગવાન કરૂણાસાગર સમસ્ત લોકનાં ચક્રવર્તી રાજા છે. તેમનો અમલ સર્વનાં ઉપર ચાલતો હોવાથી મનુષ્યો તેમનાં અમલને જાણે છે. અને માને છે. પરંતુ પશુ, પંખી અને કીટ પતંગ તે અમલને માનતાં નથી.

**तेसे ही हम मोइ परम अंशकु, दीये तिलक चकवेका ।**
**लोक चतुर दस अमल जेहुनके, जाहेर जीनु अनभेका (५५)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશને અમે અખંડ ચક્રવર્તી તિલક આપેલું છે. જેથી તેમનો અમલ ચૌદલોકની આદ્યે અનંત લોકમાં જગ જાહેર નિર્ભયપણે ચાલી રહ્યો છે.

**तेही पण वेता मनुष्य मनुष्यमे, पशुपंखीमे नांही ।**
**कीट पतंग आद्य नहि मानत, तो तिनकी तिनु कांही ।। (५६)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરૂનું જ્ઞાન મનુષ્યો જ જાણે છે. જેથી પરમગુરૂનું પરમ હેત મનુષ્યોનાં ઉપર જ હોય, મનુષ્યોને જ જ્ઞાન ઉપદેશ કરેલો છે. પરંતુ પશુ પંખી કે કીટ પતંગ આદીને બોધ કર્યો નથી કારણ કે પશુ પંખી ઘણાં અલપજ્ઞ અને અજ્ઞાની હોવાથી પરમગુરૂનાં જ્ઞાનને તેમજ પરમગુરૂને જાણતાં કે માનતાં નથી તેથી તેમની સાથે પરમ ગુરૂને પણ કોઈ મતલબ નથી.

**वेता तेही पण कुचीत कुचीत भव, सींघ नहि जुथ ज्यौ ते ।**
**परवतमे पारस कोटीन मही, कहीक मीले गोत्यौं ते, (५७)**

દષ્ટાંતે જેમ કેસરી સિંહનાં ટોળે ટોળાં જોવા મળતાં નથી. એવી જ રીતે કરોડો પર્વતમાં શોધ કરવાથી ભાગ્યે જ પારસ મળે છે. એ દષ્ટાંતનાં ન્યાયે વિશ્વભરમાં પરમગુરૂને ઓળખાવવા વાળા, અલૌકિક લક્ષ ઉપદેશને ગ્રહણ કરનાર અધિકારી જન તપાસ કરવાથી કોઈ કોઈજ મળી આવે છે.

**जब पशु पंखी भेड पंथकु, देख दजागो न करही ।**
**उदे अस्त ल्यौं जीव जंत रवि, अेक उद्योत विचरही ।। (५८)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! જેમ સૂર્યનાં ઉદયથી અસ્ત થતાં સુધી તેનાં પ્રકાશથી પશુ, પંખી કીટ, પતંગ આદી હરે ફરે અને આનંદ કરે છે. છતાં કોઈ પણ સૂર્યનાં પ્રકાશને કે સૂર્યની ગણત્રી યાને કદર કરતાં નથી એવી જ રીતે આચાર્યોનાં મતપંથમાં મનુષ્ય જાતિનાં પશુપંખી-ઓને ગાડર જેવાં જીવો સંખ્યાબંધ એકત્ર થયેલાં છે. એ સર્વનાં જીવનદાતા અને કલ્યાણ દાતા તેમજ સર્વેનાં પ્રકાશક તમે જ હોવા છતાં તમારા વિના એક ક્ષણ માત્ર ચાલે તેમ નથી. તો પણ પશુ પંખી કે ગાડર જેવાં મનુષ્યો તમારી દરકાર કે પરવાહ કરતાં નથી.

**पण शशीके टोळ न तरूणीन से, हवीत न नाश निशाके।**
**जब ते काज न सरीतव कोइके, मोइ लक्ष ज्ञान विनाके ।। (५९)**

દષ્ટાંતે જેમ ચંદ્ર અને સર્વ તારાઓનો સમુહ મળીને એકી સાથે પ્રકાશ પાડે તો પણ રાત્રીનાં અંધકારનો નાશ થતો નથી તેનો નાશ તો સૂર્યનાં ઉદયથી જ થાય છે. એવી જ રીતે અનેક મતપંથના સ્થપાયેલાં ઇષ્ટો ચંદ્ર સમાન હોય, તેમનાં સર્વ ઉપાસકો આચાર્યો સહિત તારા જેવાં હોવાથી તે બધાં મળીને જપ, તપ, યોગ યજ્ઞાદિનો પ્રભાવ પાડે તો પણ જગત જીવોનાં હૃદયમાંથી અજ્ઞાન રૂપી રાત્રીનાં અંધકારનો નાશ કરી શકતાં નથી. એ અજ્ઞાનનો નાશ તો પરમ ગુરૂનાં લક્ષ જ્ઞાનથી જ થાય તેમ છે.

**तेही लक्ष परम पहीत हमयनके, मोइ जनवावन जनसे ।**
**तिनकु जाइ मीलो जेतने भर, जीनुं निजपद पायनसे ।। (६०)**

"કરૂણેશપતિ કહે છે કે," અમારો જે પરમ લક્ષ અમારા પરમપદની પ્રાપ્તિ કરાવનારો હોય, તે લક્ષ અમે પરમવિશેષ અંશને બક્ષિસ કરેલો છે. જગતનાં જે જે જીજ્ઞાસુજનોને અમારા કૈવલ પદને પામવાની આરત હોય તો પરમગુરૂનાં શરણે જાઓતો અમારો પરમલક્ષ તમને લખાવશે.

**तेही जन सो भव भरम मेटावन, सब विधि समज जेहुनकु ।**
**परम अंश हम अगम उपायन, तबते गति तेहुनकु ।। (६१)**

"નિજ પતિ કહે છે કે," હે જગતનાં જનો ? તમે અમારા મહાન સમર્થ પરમગુરૂને આવી મળો તેમને સર્વ પ્રકારનું સંપૂર્ણ જ્ઞાન હોવાથી તમારી અનેક પ્રકારની ભ્રમણાઓ અને સંશયોનો નાશ કરશે. કારણકે મેં તેમને સર્વ અંશની પહેલાં ઉત્પન્ન કર્યા હોવાથી અમારી સર્વજ્ઞ ગતિ તેમને બક્ષેલી છે. જેથી સર્વ કાંઈ તેઓ જાણે છે.

**अगम उपायन तेही पाटण पत, सब अंशनके सेशु ।**
**तेही पठवाये हमन पोमी पर, करन तमन उपदेशुं ।। (६२)**

"કરૂણેશ પતિ કહે છે કે, " પરમ વિશેષ અંશને સર્વે અંશોની પહેલાં ઉત્પન્ન કર્યા હોવાથી અમારા પરમ પાટવી પરમ વિશેષ અંશ સર્વ અંશોના શિરોમણી છે. તે સર્વ જીવોના મોક્ષદાતા હોય, અમારા પરમ લક્ષનો ઉપદેશ આપવા આ પૃથ્વી ઉપર મોકલ્યાં છે.

**माटे हम जुगकु जनवाये, परम अंश परखनकु ।**
**जो जुगमे कोइ जानी शको तो, पावो पद परमनकु ।। (६३)**

" નિજ નાથ કહે છે કે," હે જગતનાં જનો ? તમારા પરમ કલ્યાણનાં માટે તમને નિશ્ચય પૂર્વક જણાવું છું કે, તમો અમારા પરમ વિશેષ અંશને પરખી લેશો. અને જો યથાર્થ પારખી શકશો તો અમારા પરમપદની પ્રાપ્તિ તમને થશે.

**तेही परम निज धाम अखंडित, अंते रहन हमेरा ।**
**तेही धाम परमैस पहोचावे, जीनुं भव नाम कुवेरा ।। (६४)**

"કરૂણેશ પતિ કહે છે કે, " અમારું પરમ નિજધામ અખંડ હોવાથી સમસ્ત લોકનાં અંતે આવેલું હોય, તે ધામમાં અમો સદા સદોદિત રહીએ છીએ, તે અમારા નિજ ધામમાં સર્વ અંશોનાં તારણહાર પરમેશ્વર પરમગુરૂ જે આ ભવમાં સત્ કુવેરનાં નામથી ઓળખાય છે. તે તમને અમારા નિજ ધામમાં પહોંચાડશે.

**क्यौ बेरा तेही बेर करत नहि, जेही काज पठवावुं ।**
**फते करी फेरी धाम सधावे, जंहां हम अटल रहावु ।। (६५)**

પરમ સકર્તા પતિ પરમ વિશેષ અંશ પરત્વે હુકમ કરીને કહે છે કે, "ક્યોં બેર" એ ઉપરથી કુવેર નામ ધારણ કરીને સર્વ જીવોનું કલ્યાણ કરવા આ જગતમાં પધાર્યા છે. નિજકર્તાની આજ્ઞા અનુસાર સર્વ અંશોને ચેતાવી ફરી પાછાં જયાં કૈવલપતિ અટલ બિરાજે છે તે નિજધામમાં સિધાવે છે.

**अेही तारीपके पुरूष पोमी पर, हम तुम काज पठाये ।**
**गुण अवतार भये भवमे पण, हम कुनकीने लखाये ।। (६६)**

"કરૂણેશ પતિ કહે છે કે," આ ભવમાં ઘણાં ગુણોનાં અવતાર થયાં છતાં અમને કોઈએ ઓળખાવ્યાં નથી, એજ કારણને લઈ અમારા પરમ વિશેષ અંશ પ્રશંસાને પાત્ર હોય, અમારા નિજપદને જગતમાં જાહેર જણાવવા અને જીવમાત્રનું કલ્યાણ કરવા અમે આ પૃથ્વી ઉપર તેમને મોકલ્યાં છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે ધુર્તપંથ દષ્ટાંત દેખાવનકો**

**દ્વાત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

★★★

# સિદ્ધાંત-૩૩

**અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે વિપ્ર આચાર્ય નિજબોધકો ત્રયસ્ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**त्रिगुण विषे भव भये अभिमानीक, आपे आप पुजनकु ।**
**ठगे सकल जुग जाण विनाके, हमकु न दीये सुजन कु ।। (१)**

"કરૂણેશપતિ કહે છે કે," સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સુધી જગતનો પસારો ત્રણ ગુણથી થયેલો હોય, ગુણોને આધિન થઈ વિશેષ ગતિવાળા અને સામાન્ય ગતિવાળા સર્વ અંશો ગુણોમાં વિશેષ વર્તી રહ્યાં છે એ કારણને લઈ ભવભરનાં જીવોની દૃષ્ટિ ગુણ રૂપ થઈ જવાથી ચૌદલોક સુધીનાં દેવો પણ તેમને જ કર્તા માને છે. ત્યાં સુધી તેમનો અમલ ચાલતો હોવાથી ભવનું અભિમાન ધારણ કરીને ત્રણ ગુણનાં દેવો આપોઆપ પોતે પુંજાય છે અને જગતભરનાં જીવોને અમે કોણ અને અમારા કર્તા કોણ ? તે ખબર નહિ હોવાના કારણને લઈ ત્રિગુણી દેવોને ઈષ્ટ તરીકે સ્થાપન કરવાવાળા પ્રથમ થયેલાં વિપ્રજન આચાર્યોએ જીવોને ઠગી લેવા નિજકર્તાની સુજ પડવા દીધી નથી.

**जाण विना जीव जंत सकलकी, कहुं ते सुनो सजानुं ।**
**आपन सरीखे नहि निजकर्ता, तन धर गुण अभिमानु ।। (२)**

નિજ કૈવલ પતિ કહે છે કે, હે સંત સજ્જનો તમે સાવધ થઈને સાંભળો જગતભરના સર્વે જીવો અલ્પજ્ઞ ગતિવાળા હોવાથી સારાસાર કે નિત્ય અનિત્યને જાણી શકતા નથી. તે કારણને લઈ જે જે અવતારી ઈશ્વરો થયા તેમને કર્તા માની જગતના જીવો ભજે છે. પરંતુ તે ગુણોના દેવો અભિમાની અનિત્ય દેહધારી નાશ પામવાવાળા હોય એમના સરખા આપણા સજાતિ નિજકર્તા નથી.

**गुण अभिमानी नहि हमकर्ता, जेही गुण तीत कहावु ।**
**कबु न लेत अवन अवतारन, अविगत अटल रहावुं ।। (३)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," ગુણોનાં દેહધારી અભિમાની ત્રિગુણી દેવોનાં જેવો હું નિજકર્તા નથી તે કારણને લઈ આ પૃથ્વી ઉપર અમે અવતાર નહિ લેતા હોવાથી સદાના માટે ગુણાતીત હોય, અમારા અવિગત પદમાં અટલપણે રહીએ છીએ.

**तेही अचल हमकु चल मानत, अंधे करी अवतारू ।**
**निजघर थको अनंत रचु भव, तो कुन कज तन धारू ।। (४)**

" પરમ સકર્તાપતિ કહે છે કે," મારા નિજ ધામમાં અચળ રહું છું. છતાં અંતર દષ્ટિનાં અંધ આચાર્યો મને ચલીત ધર્મવાળો કહે છે, હું મારા અવિનાશી ધામમાં રહીને અનંત બ્રહ્માંડોની આદ્યે સમસ્ત જગતને સર્જુ છું. તો પછી કયું કાર્ય કરવા માટે પૃથ્વી ઉપર મારે અવતાર લેવો પડે?

**तन धर भर पंचुं भुतन के, गुण इन्द्रि निज प्रानु ।**
**एेतने भरसे रहु अलगमे, गुणतत प्राण विहानु ।। (५)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, ભવભરનાં સર્વ જીવો પંચતત્વનાં દેહને ધારણ કરવાવાળા હોવાથી તેમના દેહોનાં વિશે ઈન્દ્રિયો, અંતકરણ, ગુણાદી તત્વો સહીત સર્વનું જીવન પ્રણવ છે. તે તત્વ, ગુણ અને પ્રણવથી રહીત નિર્વિકારી અમારા નિજ સ્વરૂપે ન્યારો રહું છું.

**गुण इन्द्रि अंतस प्राणनके, तत्व पंचके तनही ।**
**अवधकाळ जेही बिनसी जाय तन, तब मे रहुं अतनही ।। (६)**

"નિજ પરમપતિ કહે છે કે," ઈન્દ્રિયો, અંતસકરણો તથા ગુણ આદી પંચતત્વોને પ્રણવ સહીત સર્વ શરીરો તેનો અવધીકાળ આવતાં નાશ પામે છે. એટલાંજ માટે અમે પ્રથમથી તત્વ રહીત અમારા નિજપદમાં અચળ રહીએ છીએ.

**सृष्ट रचीतके निगम कायदा, जिमे न मुज अवतारू ।**
**एे तो अंधे आचारजने, वरथ कीये विस्तारू ।। (७)**

"કરૂણેશ પતિ કહે છે કે," સૃષ્ટિ રચનાની આદ્યે બ્રહ્માજીએ ચાર વેદનાં કાયદાઓનું બંધારણ કર્યુ. તેમાં કોઈપણ અવતારનો ઉલ્લેખ કર્યો નથી. તો પછી મારા અવતારનો ઉલ્લેખ તો હોય જ કયાંથી? કારણકે, હું તો અવતાર લઈને આવતો જ નથી પરંતુ આતો આત્મા દષ્ટિનાં અંધ આચાર્યોએ વૃથા કથની કથીને અવતારોનાં વિસ્તારનું વર્ણન કરી ગયાં છે.

**तेही विस्तारन वळग परे भव, तेही पण अंध निरंधु ।**
**बहार अंतरके अन सुजित, डुब रहे भव सिंधु ।।** **(૮)**

વર્ણન કરી જણાવેલા વૃથા અવતારોનાં વિસ્તારમાં જગતનાં જનો જ્ઞાનગતિનાં અંધ હોવાથી વળગી પડયાં છે. તેમને માર્ગદર્શન આપનાર વિશેષ અંધ ગતિનાં આચાર્યો મળ્યાં, તે અંતર અને બહારનાં ચક્ષુઓ ગુમાવી બેઠેલા હોવાથી અંધે અંધ મળી ભવરૂપી સાગરમાં ડુબી મરે છે.

**तेही भव डुबन तारनके कज, आद्य ज्ञान विस्तारे ।**
**जीनमे जो तुम समज शको नहि, रहो भवके भव सारे ।।** **(૯)**

ભવસાગરમાં ડુબતાં જીવોને તારવા માટે આદ્યે સકર્તાનાં ઘરનું જ્ઞાન લઈને પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરૂ આ જગતનાં વિશે પધારીને વિસ્તાર પૂર્વક સમજાવે છે. જે જે જીવો પરમગુરૂનાં લક્ષ જ્ઞાનને યથાર્થ જાણીને ગ્રહણ કરશે નહિ તો ભવનો અંત આવશે, ત્યાં સુધી ભટકતાં રહેશે.

**समजे तो पण उर नहि धरहीत, विशेष गुणकु लागी ।**
**ज्यौ वेस्या वणसीत बहु दिनकी, तलब न तजे अभागी ।।** **(૧૦)**

આ ભવમાં કેટલાય મનુષ્યો પરમ ગુરૂના જ્ઞાનને સમજી શકે છે ખરા પરન્તુ હૃદયમાં ધારણ કરતા નથી કારણકે તેમની પ્રિતિ ગુણોના ઈષ્ટ દેવોમાં લાગી છે. જેવી રીતે કોઈ વેશ્યા રજો ગુણના વિલાસનો વિહાર કરે છે તેને સમજાવવામાં આવે કે, આ માર્ગ ખોટો હોય તેને તું ત્યજી દે. પરન્તુ તેને ઘણા દિવસનો અભ્યાસ પડેલો હોવાથી સમજવા છતાં વિષય કામનાને છોડતી નથી.

**त्यौं विसवावत विटल आचारज, गुण अवतारन भजही ।**
**निगम नैति कही छेवट सदपद, तेही हमनकु तजही ।। (११)**

કરૂણેશ પતિ કહે છે કે, એવી રીતે આચાર્યો વેશ્યા જેવા વહીતલ થઈને ગુણનાં અવતારી ઈશ્વરોને ભજવા લાગ્યાં તે કારણને લઈ અમારા સતપદની વેદોએ નેતિ પોકારી છે. તે આચાર્યોએ નેતિ પાર છેવટનાં અમારા પદની ખોજ કરવાનો ત્યાગ કરી દીધો છે.

**आद्य निगम अधिकार तमनकु, तेही तज लगे पुराने ।**
**ओही परकार सकल ब्रह्म तेजु, विसरीत भरम भुराने ।। (१२)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! વેદનો અધિકાર પ્રથમ તમને આપ્યો હતો તે વેદનાં પિતા ઓમકારનો લક્ષ તમે ત્યજી દીધો અને પુરાણોમાં વર્ણવેલા કલ્પિત ઈષ્ટોમાં ભોળવાય જઈને તમે ભરમીત થઈ ગયાં છો. તેથી તમારૂં બ્રહ્મતેજ હણાય ગયું છે.

**छोर निगम अधिकार सबनने, लीये शुद्र अधिकारूं ।**
**तबत्ये जुगधर जनीत न हमकुं, जब तुम भये व्यभिचारूं ।। (१३)**

હે વિપ્ર આચાર્યો ! વેદ એટલે તમારે ઓમકાર પ્રણવનાં લક્ષમાં રહેવાનો જે અધિકાર હતો. તેનો તમે સર્વે વિપ્રોએ ત્યાગ કર્યો અને બાહ્ય દષ્ટિએ કર્મકાંડ કરવા લાગ્યાં ત્યારથી જ તમે શુદ્ર અધિકારવાળા થયાં છો, તેથીજ આ જગતને રચનાર અને ધારણ કરી રાખનાર નિજ પરમપતિને જાણી શકયાં નથી તે કારણને લઈ અનેક વિજાતીય ઈષ્ટોમાં પ્રીતિ બાંધીને તમે પણ વ્યભિચારી થયાં છો.

**ओही विधि भव अंधेर देख मोइ, परम अंश पठवेहु ।**
**तिनकी तो तुम लहीत न गुढ गत, मत जीनुं अकळ अभेहु ।।(१४)**

"કરૂણેશ પતિ કહે છે કે, "આવી રીતે ભવભરમાં અજ્ઞાનરૂપી અંધકાર પ્રસરી ગયેલો અમે જોયો, ત્યારે અમારા પરમ વિશેષ અંશને અંધકારને દૂર કરવા. મોકલ્યાં છે, તેમણે અમારા

અલૌકિક જ્ઞાનનો તમારા સર્વનાં ઉપર પ્રકાશ પાડયો. છતાં તમે અંતર દષ્ટિનાં અંધ હોવાથી તેમનાં ગુપ્ત રહેલાં અકળ ગતિનાં અભય લક્ષના ભેદને કોઈ જાણી શકયાં નથી.

**तो तुमकु तेही कुन कामके, जीनुं न परख परामु ।**
**तुम तो गुनके गुन मही नमधे, करीके विशे विरामु ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે, "હે વિપ્ર આચાર્યો ! તમે ગુણોની પ્રીતિવાળા હોવાથી ગુણોમાં જ લુબ્ધ થઈને ગુણોનાં વિષય વિલાસમાં વિરામ પામ્યા છો. જેથી પરમ વિશેષ પુરુષને તમે ઓળખી શકયાં નથી. તો ગુણો અને માયાથી પર થવાનો ઉપદેશ તમે કેવી રીતે સમજી શકો ? જો તમે સમજી શકયાં ના હોય, તો પરમ પુરૂષને અમે મોકલ્યાં. તે તમારે શું કામ લાગ્યાં ?

**जो तुमकु जेही कहन हुती ते, कही सकल विधि सोइ ।**
**अब तो तुमसे कुन करे लव । रहो भले भव भोइ ।। (१६)**

નિજ કૈવલ પતિ કહે છે કે હે વિપ્ર આચાર્યો ! તમને કહેવાની જે હકીકત હતી તે સર્વ કહી જણાવી છે. હવેથી તમે ન સમજો તો ફરી ફરીને હું તમને કંઈ કહેવાનો નથી. જો તમારે મનમુખી વર્તન કરવું હોય તો કર્મોના લેણદેણમાં ભલે આ ભવ ભરની અંદરને અંદર તમે ફેરા ફર્યા જ કરો.

**ब्रह्म तेज तुम भुल गये सब, विसर वेदके ज्ञानुं ।**
**तुम तो जपत नाम करतवके, तजी प्रणव अविलानुं ।। (१७)**

હે વિપ્ર આચાર્યો જ્યારથી તમે વેદના જ્ઞાનને વિસરી ગયા ત્યારથી પ્રણવ લક્ષનું અવલોકન કરવાનું છોડી દીધું છે. તે મહાન ભુલ કરવાથી તમારામાં બ્રહ્મ તેજ રહ્યું નથી. જેથી તમે કરતવ એટલે દેહધારીઓના નામનો જાપ જપતા થયા છો.

**क्रतव नाम गुण अवतारन के, भव के लीये धरीन के ।**
**मैं तो तन नहि घरे घरन पर, अलपीत औस मरीन के ।। (१८)**

જેટલા કૃતના નામ કહેવાય છે તે ગુણોના અવતારી ઈશ્વરોના હોઈ જગતના લોકો હૃદયમાં ધારણ કરીને. તેમનો જ જાપ જપે છે. પરન્તુ આ જગતના સર્જનહારે અલ્પ આયુષ્યવાળો અનિત્ય દેહ આ પૃથ્વી ઉપર ધારણ કર્યો જ નથી અને કરશે પણ નહિ.

**जब तन धर नहि नाम हमनको, ऐही क्रतवन बाजीनके ।**
**तिनमें तुम क्यौं वलग पडे हो, प्रणव निगम तजीनके ।। (१९)**

કરૂણેશ પતિ કહે છે કે હે વિપ્ર આચાર્યો ! ગુણોના દેવોએ જેટલા દેહ ધારણ કરીને નામ પાડયા છે. તેમાંથી કોઈ નામ મારું નથી. એ બધાં બાજીગરની બાજી જેવા કૃતવી નામ હોય તમે વેદના બતાવેલા પ્રણવ જાપને પણ ત્યજી દઈ કૃતવી નામોના જાપમાં વળગી પડયા છો.

**जे जीनके अधिकार जेहुनके, तेही संभवीत हे तिनके ।**
**तो तुम बरन अढार शिरोमणी, भजन चहे भव भिनके ।। (२०)**

હે વિપ્ર આચાર્યો ! જે વેદોના વિષે વર્ણાશ્રમનું બંધારણ કર્યુ તેના નિતી નિયમો અને વિધી કર્મ તેમના મંત્ર જાપ પણ અલગ અલગ ન્યારા ન્યારા બતાવ્યા છે. તમો વિપ્રજનો બધી વર્ણના શિરોમણી હોવાથી બીજી વર્ણ કરતાં તમારો જાપ જુદો અને શ્રેષ્ઠ હોવો જોઈએ.

**तो तुम भवके नाम जपत क्यौं, शिर अवतार धरनके ।**
**ब्रह्म तेज तव गये तमन के, क्रतव नाम पारनके ।। (२१)**

હે વિપ્ર આચાર્યો ! જેટલા અવતારી ઈશ્વરો થયા તેમના શિર ઉપર ધરાવેલાં નામ તે ભવ ભરનાં જ હોવાથી તમારો અસલ જાપ ત્યજીને એ કૃતવી નામનો જાપ શા માટે જપો છો ? એ કૃતવી નામ જપવાથી તમો બ્રહ્મ તેજ રહીત થઈ ગયા. હવે તો તમારા દૈવતને પરવારી ગયા હોય તેથી તમારે નકલી નામનાં પારાયણ કરવાના જ રહ્યાં.

**क्रतवन नाम पुराण सकलके, निगम शास्त्र विन जेही ।**
**जब तुमेरी आशिष न लागत, श्रापीत सहित जबेही ।। (२२)**

હે વિપ્ર આચાર્યો ! જે પુરાણોમાં નક્કી કરેલાં ઈષ્ટોના નામ કતવી હોઈ તે નામો વેદ કે શાસ્ત્રોમાં જણાવેલાં નથી. એ કતવી નામોનો જાપ તમે જપતા થયા ત્યારથી જ તમે દિવ્ય શક્તિઓ રહિત થઈ ગયા છો. જેથી તમારો આશિર્વાદ કે શ્રાપ કોઈને લાગતો નથી.

**सुने कोण फरियाद सृष्टकी, विप्र भये वित हेनु ।**
**कोण मीटावे दरद दुनीके, नरपत के दुःख देनु ।। (२३)**

હે વિપ્ર આચાર્યો ! જેમ કોઈ રાજા ન્યાય નિતિ હીન થઈને રૈયતને દુઃખી કરે ત્યારે તે રૈયતનું દુઃખ બીજો કોણ નિવારશે ? તેવી જ રીતે તમે પ્રણવ જાપની કમાણી કર્યા વિના નિર્માલ્ય થઈ ગયા તો હવે આ જગતના જીવ સાચા જુઠાની ફરિયાદ કોની આગળ કરશે ?

**हमने तो शीर दीये तुमनकु, भव संभाळ रखनके ।**
**तबते पूजत लोक तमनकु, जानीत आपन पखनके ।। (२४)**

કરૂણેશપતિ કહે છે કે હે વિપ્રજનો ! આ ભવભરના મનુષ્ય સમાજની સંભાળ રાખવાનો અધિકાર પ્રથમથી જ તમને સોંપવામાં આવ્યો છે. એવી રીતે કર્તાનો ડર રાખીને યોગ્ય આચરણ કરીને વરત્યા હોત તો નિજ પતિ પક્ષના જાણીને જગતના જનો તમારી પૂજા કરત. પરન્તુ તે પ્રમાણે નહિ રહી શકવાથી તમારી તરફ કોઈ પણ પૂજ્ય દ્દષ્ટિએ જોતું નથી.

**निगम कायदा दीये तमनकु जाप गायत्री जेही ।**
**सो तो तुम सब विसर परीनके, क्रतव जाप गुण ग्रेही ।। (२५)**

હે વિપ્રજન આચાર્યો ! તમને સૃષ્ટિના પ્રારંભથી જ વેદના કાયદાઓનું પાલન અને ગાયત્રી મંત્રનો જાપ સોંપવામાં આવ્યો હતો. તેનો તમે ત્યાગ કરીને ત્રીગુણી દેવોનાં કતવી નામ ગ્રહણ કરીને તેનો જ જાપ જપો છો.

**क्रतव नामसे काज सरत नहि, सहस्त्र नाम जप सहितुं ।**
**ओरू अवतार नाम नहि निजके, अे भवभर उपलेतु ।। (२६)**

હે વિપ્રજન આચાર્યો ? કૃતવી નામનો જાપ જપવાથી કોઈ જીવનું કલ્યાણ થતુ નથી. વિષ્ણુનાં હજાર નામ સહીત બીજા અવતારી ઈશ્વરોના નામ પાડવામાં આવ્યા છે. તે સર્વે ઉપલક દેહના નામ હોય એવા ભવભરના કોઈ પણ નામનો જાપ જપવામાં આવે તો તે જાપ નિજકર્તાને પહોંચતો નથી.

**जीनके तन उपजीत परलाइत, तेही सबनके नामु ।**
**तेही सकल भवकी गत अंते, पामे सकल विरामु ।। (२७)**

હે વિપ્રજનો ! ભવ ભરમાં પાંચ તત્વોના દેહ ધારી જેટલા છે. તેટલા નાશ પામવાવાળા છે. આવી જ રીતે જ્યારે જગતનો અંત આવે ત્યારે નામ રૂપ ગુણની આદ્ય સર્વનો લય થઈ જાય છે. કોઈ પણ નામ ધારી બચી શકતો નથી.

**तदीप नाम नहि आद्य पुरूषके, जेही भवके उपलेही ।**
**तिनके नाम नहि निस्तरही, कुन कज कीये सनेही ।। (२८)**

હે વિપ્રજનો ! દશ અવતારોની આદ્ય લઈ ચૌદ લોક સહીત ત્રણ ગુણના દેવ આદ્ય શક્તિ, નિરંજન સુધિના નામ જે પાડવામાં આવ્યા છે. તેવું કોઈ પણ નામ નિજ કર્તાને લાગી શકતું નથી. ઉપર જણાવેલા દેહધારીઓના ઉપલક નામ જપવાથી કોઈ પણ જીવનો નિસ્તાર (મોક્ષ) થતો નથી. તો કયા કાર્યના અર્થે એવા નામ સાથે પ્રિતિ રાખવી જોઈએ.

**ज्यौं निजपति अनाद्य अखंडित, अचळ सदोदित सोइ ।**
**त्यौं त्ये तिनके नाम अचल अज, बिन सत् नहि कीनु कोइ ।। (२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે આપણ સર્વના નિજપતિ પોતાના નિજ ધામમાં અનાદીથી અખંડ હોઈ, સદા સદોદિત અચળ બિરાજે છે. તે અલૌકિક અજન્મા હોઈ, તે નિજ નામી અને નામ અવિચળ હોવાથી કોઈ પણ કાળે ચલીત થતાં નથી.

**तेही नाम तुम लोप धरीन के, अग बग जग लगवाये ।**
**तारन तरन नाम सक्रतको, तेही तुम नहि लखवाये ।। (३०)**

હે વિપ્રજન આચાર્યો ? જે નિજકર્તાનું નામ ભુલાવીને આજુબાજુનાં કૃતવી નામમાં જગતનાં જીવોને વળગાડી દીધાં છે. જે પરમ કલ્યાણકારી પવિત્ર તરણ તારણ નિજ કૈવલ કર્તાનું નામ કોઈને સમજાવીને નક્કી કરાવ્યું નથી.

**क्यौं करी लखवो नाम पतिनको, तेही तुमकु गम नांही ।**
**विना परमगुरु प्रीछ शको नहि, गुण गत रहे उरजाइ ।। (३१)**

હે વિપ્રજનો ! એ સકર્તાધણીનું અલૌકિક નામ તમો કેમ કરીને લખાવી શકો ? તેની તો તમને ખબર જ નથી તે નિજકર્તાનું પરમ કલ્યાણકારી નામ પરમગુરૂ વિના કોઈ જણાવી શકે તેમ નથી. તમે તો ગુણોનાં ઉપાસક થઈ ગુણોની જ ગતિમાં ગુંચવાઈ ગયા છો.

**गुण निर्गुण के पार परमगुरु, महामतके गतिवंतु ।**
**तिनु लक्ष लहीतन अधम अभागी, अटक रहे अभिमंतु ।। (३२)**

હે વિપ્રજન આચાર્યો ? ગુણ રૂપ જગત અને નિર્ગુણ રૂપ બ્રહ્મ એ બંનેની પાર સર્વજ્ઞ પરમ ગુરૂ નિજકર્તાનાં લક્ષને લખાવનાર અને પરખાવનાર ત્યાં બિરાજે છે તે મહા અલૌકિક મતવાળા હોય અપાર ગતિવાળા છે. તેમનો લક્ષ જે ગ્રહણ કરી શકતાં નથી એવા અભાગીજનો અધમ ગતિનાં હોવાથી તેમના મિથ્યા અભિમાનમાં છકી ગયેલાં છે.

**जीनके हुये अभिमान तमनकु, जपीत गायत्री वेदु ।**
**व्याकरण विस्तार करन लग, हद्य बेहधके भेदु ।। (३३)**

હે વિપ્રજન આચાર્યો ! જેનું તમને અભિમાન આવ્યું છે તે હું તમને જણાવું છું તમે ગાયત્રી મંત્રનો જાપ કરી, તેમજ વેદોનો અભ્યાસ કરી જે કાંઈ સાર જાણ્યો હોય, તેમાં જ તમે પૂર્ણતા માની બેઠાં છો. તેમજ તમે વ્યાકરણની ઝીણી દષ્ટિએ ખોજ કરીને વ્યાકરણ વિસ્તારનાં અંતે સિર્ગુણ સુધીની રધ અને નિર્ગુણ રૂપી આદ્ય અક્ષર રૂપ ઓમકાર બ્રહ્મનાં ભેદને તમે જાણી શકયાં નથી.

**हध जेतने तन धर उपमैके, अंतकाळ होय छेदु ।**
**पंचतत्वके प्रगट देखनकु, जाहेर जकत कलेदु ।। (३४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગત રચનાની આદ્યથી પાંચ તત્વનાં દેહ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સુધી સામાન્ય કે વિશેષ અંશોએ ધારણ કરેલાં છે. જે દષ્ટિ ગોચર થતાં પ્રત્યક્ષ ઘાટોને જોઈ તેમનાં ઉપાસકોએ ઘણી ઉપમાઓ આપીને તેમનું વિસ્તારપૂર્વક વર્ણન કરી, તેમને જગતમાં જાહેર જણાવેલાં છે. તે દશ્ય દેહોને જાણીને જગતનાં જનોએ બહુ વખાણ કર્યા છે. પરંતુ સૃષ્ટિનો અવધિકાળ આવે ત્યારે સર્વ દેહો નાશ પામે છે, નામ, રૂપ, ગુણની આદ્ય કંઈ પણ બચી શકતું નથી.

**बेहद्द निर्गुण ब्रह्म अकर्ता, सुसक शुन्य के बंधु ।**
**जीनु इच्छवन भव करन विलासीक, जेही आनंद के सिंधु ।।(३५)**

જેને બેહદ કહેવામાં આવે છે તે નિર્ગુણ બ્રહ્મ અકર્તા ચૈતનતા કે સક્રિયગતિ સિવાયનું હોઈ, નિર્વિત શુન્યનો મોટો ભાઈ છે. કહેવાનો મતલબ કે, એ બંને ભાવાભાવ રહીત હોવાથી સદાના માટે જડ રહ્યાં છે. પરંતુ જેની ઈચ્છા માત્રથી એક પલકમાં સમસ્ત ખલક ઉત્પન્ન કર્યુ છે. તે ખલકમાં અગણિત જીવો વિધવિધ પ્રકારનો વિલાસ કરી રહ્યાં છે. એ સર્વનાં સર્જનહાર અનંત કરૂણામય કરૂણાનાં સિંધુ કોણ છે ? તેમને તમે જાણી શકયાં નથી.

**तेही परम लक्ष देत परमगुरु, ओर सकलकी नेति ।**
**विना परमगुरु परम पुरूष के, भवभर कोहु न वेती ।। (३६)**

જે અનેક કરૂણાઓનાં ઈશ અપાર કરૂણામય નિજકર્તા છે. તેમનો પરમ લક્ષ સર્વજ્ઞ પરમગુરુ લખાવી શકે છે. તેમનાં સિવાય નિજકર્તાને ઓળખવા સંબંધમાં સમસ્ત લોકનો નેતિ પોકાર છે. એટલાં જ માટે પરમપતિ સકર્તાને જાણવાની જીજ્ઞાસાવાળાજનોએ પરમગુરુનાં શરણે જઈ, પરમ લક્ષ ગ્રહણ કરવો જોઈએ. પરમગુરુ વિના ભવભરમાં તે લક્ષ કોઈ જણાવી શકે તેમ નથી.

**वेतपणु होय जदीप वचनमे, अति उचरनमे आवे ।**
**सांगोपांग करीत हस्तांमल, गुरु विना कोउ न लखावे ।। (३७)**

સર્વજ્ઞ પરમગુરુનાં વચનોમાં સર્વ પ્રકારનું જ્ઞાન સમાયેલું છે, કોઈ સંત સજ્જન અભ્યાસ કરીને અનેક વચનોને વાણી દ્વારા અતિ ઉચ્ચારીને તેનાં અર્થને સમજી બીજાને સમજાવી શકે છે. પરંતુ સાંગોપાંગ પ્રત્યક્ષ અનુભવ નિજ આપનું આપ અને પતિપદનો હાથોહાથ મેળાપ પરમગુરુ સિવાય કોઈ કરાવી શકે તેમ નથી.

**जो कदपि पढ पढ पारांगत, गुरु परम विन होइ ।**
**तदपी विप्रकी वैश परमपर, गुरु विना तरे सकोइ ।। (३८)**

જો કદાપી વેદશાસ્ત્ર અને વ્યાકરણ ભણી ભણીને ભવપાર થવાતું હોય, તો સૃષ્ટિનાં પ્રારંભથી વિપ્રોનો વંશ પરમપરાથી વેદ વ્યાકરણ ભણતાં ભણતાં જ આવેલાં છે. છતાં કોઈ ભવ પાર થયા નથી અને થશે પણ નહિ એટલા જ માટે સર્વજ્ઞ પરમગુરુનાં લક્ષ જ્ઞાન વિના કોઈ ભવપાર થઈ શકશે જ નહિ.

**ते तो सृष्टनी आद्य अबीत लग, देखे नहि दुनिमे ।**
**गुरू परम विन कोउ न उधरे, पड पड निगम धुनि मे ।। (३९)**

જગત રચનાની આદ્યથી અત્યાર સુધી ઘણાં વિપ્રો વેદ ભણી ભણીને મરી ગયાં. પરંતુ જ્ઞાન દષ્ટિથી તપાસી જોતાં અત્યાર સુધી કોઈનો કૈવલ મોક્ષ થયો નથી, તો પછી તે વિપ્રો ભલે વેદની ધુન મચાવે, છતાં સર્વજ્ઞ પરમગુરૂનાં લક્ષ વિના કૈવલપદ જાણવામાં આવશે નહિ.

**तेही निगम विस्तार करनकु, देइ दीये हाथ तुमारा ।**
**विना परमगुरू वेद वदीतसे, कोउ न भये भवपारा ।। (४०)**

હે વિપ્રજનો ! વેદમંત્રોનો ઉચ્ચાર કરીને તેનો વિસ્તાર કરવાનો અધિકાર પ્રથમથીજ તમારા હાથમાં સોંપવામાં આવ્યો છે. પરંતુ પરમગુરૂનાં લક્ષ જ્ઞાન વિના વેદોનો ઉચ્ચાર કરી કરીને તમે તેનાં અર્થને જાણી ઘણાં પ્રવિણ થાઓ છતાં તમે ભવપાર થશો નહિ.

**पारंगत जो हुये होय तो, गुरू विन कोउ विप्रनमे ।**
**तेही लखवो मोइ खोज करीनके, गुपत वस्ती ओरु वनमे ।। (४१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! તમારી બ્રાહ્મણ જ્ઞાતીમાં ગુરૂ વિના અત્યાર સુધી કોણ ભવપાર થયો છે? એવો અધિકારી ગુપ્ત રહેલો કે વસ્તીમાં તેમજ વનમાં હોય તો તેની શોધ કરીને મને જણાવશો. ગુરૂ વિના કોઈ ભવપાર થયો નથી અને કોઈ થશે પણ નહી તેની તમે આખા વિશ્વમાં તપાસ કરીને મને જવાબ આપશો.

**गर्भ जोगी सुखदेव सरायत, तप करी वैकुंठ गयेउ ।**
**गुरु विना जप तप तारीपसे, विश्नुने फेर दीयेउ ।। (४२)**

શુકદેવજી ગર્ભમાંથી યોગી થયેલા હોવાથી આત્મા કલ્યાણ અર્થે તેમણે ઘણાજ જપ તપ કરેલા તે જપ તપના પ્રભાવથી વૈકુંઠમાં ગયા. ત્યાં જતાની સાથે વિષ્ણુએ તુરતજ તેમને મનાઈ કરીને કહ્યું કે તમારે માથે ગુરુપદ ધારણ કરેલું નહી હોવાના કારણને લઈને તમને વૈકુંઠમાં રહેવાનો અધીકાર નથી. એમ કહીને તેમને મૃત્યુલોકમાં પાછા મોકલી દીધા.

**कोटी कोटी उपाय ओरनसे, वीन गुरु कोहु न तरीये ।**
**वेद पुरान शास्त्र गम गतसे, तुम अभीमानीक भरीये ।। (४३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, હે વિપ્ર જનો ! બીજા તમે કરોડો ઉપાયો કરો તો પણ ગુરૂ ધારણ કર્યા સિવાય કોઈપણ કાળે ભવપાર થઈ શકશો નહિ. કદાચ તમે વેદ શાસ્ત્રો ને પુરાણો ભણી ભણીને નિપુણ થઈને અભિમાન ધારણ કરીને કહો કે અમારું કલ્યાણ થઈ ગયું છે. પરંતુ એ વાત સમજ ફેર છે કે ગુરૂ વિના કોઈનો નિસ્તાર થયો હોય એવું અત્યાર સુધી જાણવા કે સાંભળવામાં આવ્યું નથી.

**तबते कह्या न मानत कोउके, सतगुरू संत तेहुनके ।**
**आद्य अंत मध्य मोक्ष करनकी, कर्ता हाथ दीये जीनके ।। (४४)**

હે વિપ્ર જનો ! તમે સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી પરમ કલ્યાણકારી સતગુરૂ કે સંતનાં સત્ય વચનો માન્યા નથી. આદ્ય, મધ્ય અને અંત સુધીમાં સત્‌ગુરૂના લક્ષ વડે જ મોક્ષ મળે છે. તે પરમ લક્ષનો હુકમ યાને પરવાનો નિજ સકર્તા સ્વામિએ સર્વજ્ઞ પરમગુરૂને હાથો હાથ આપ્યો છે.

**तुमकु तो अेक निगम कायदा, हुकम विना दिये हाथु ।**
**जगघर मांय पोकार करीत पण, रगता रहे अनाथु ।। (૪૫)**

હે વિપ્ર જનો ! આચાર્યો તમને વેદના કાયદાઓ હુકમ સિવાય આપવામા આવ્યા છે. જેથી જગતમાં વેદ ઉચ્ચારના ફાવે તેટલા પોકારો ઉપર પોકારો કર્યા જ કરો પણ તમારા શિર ઉપર ગુરૂપદ ધારણ કર્યુ નહિ હોવાથી ભીખ માંગતા કરગરતાને કરગરતા અનાથના અનાથ જ રહેશો.

**ब्रह्मतेज विनु जप गायत्री, रहे नहि कोउ कीनुं ।**
**ओर हुकम नहि हाथ तुमनके, वरतत जग आधीनुं ।। (૪૬)**

હે વિપ્ર જન આચાર્યો ! તમારી પાસેથી બ્રહ્મતેજ અને ગાયત્રી જપ બંને જતા રહ્યા અને તમારા હાથમાં હુકમ પણ રહ્યો નહિ. જેથી નિર્માલ્ય બનીને જગતને આધિન થઈ તમારે વર્તવું પડે છે.

**ब्रह्मतेज ओरू हुकम विनाके, तो तुमसे कया होइ ।**
**तुम उभये हथियार विनाके, मानत नहि कीनुं कोइ ।। (૪૭)**

હે વિપ્રજન આચાર્યો ! બ્રહ્મતેજ અને ગાયત્રી મંત્રનો જાપ એ બંને હથિયારો તમે ગુમાવી દીધાં. તમારા હાથ પર હુકમ નહિ રહેવાથી તમે કંઈ પણ કાર્ય કરી શકો તેમ નથી. આવી રીતે સાધન રહિત થઈ જવાથી તમને કોઈ માનતું નથી.

**कुन सत्तासे मानी शके भव, विनु दैवतके दरसी ।**
**दरसी ते उपवित उपलनकी, मनकी नहि आकरसी ।। (૪૮)**

હે વિપ્રજનો ! તમારી પાસે કોઈપણ સત્તા નહિ રહેવાથી જગતનાં લોકો તમને માનતાં નથી. તમારામાં કોઈ દૈવત પણ દેખાતું નથી. ઉપલક દષ્ટિએ જોતાં તમારા ખભા ઉપર જનોઈનું ચિન્હ દેખાય છે. પરંતુ તમારા મનમાં આકર્ષવાની ગતિ પણ રહી નથી.

**जदीप आकरसी हवे जो मनकी, शुद्र सेव नहि करही ।**
**विनु इश्वरीये ब्रह्मजोनके, मान नहि अनुसरही ।। (४९)**

હે વિપ્રજનો ! તમારા મનમાં આકર્ષવાની ગતિ નહિ રહેવાનાં કારણને લઈ, તમારે શુદ્ર લોકોની સેવા કરવી પડે છે. આવી રીતે તમારો ઐશ્વર્ય પ્રભાવ પરવારી ગયા. જેથી બ્રહ્મયોનિનાં ઉત્તમ કુળનાં હોવા છતાં તે પ્રમાણે અનુસરીને તમારી સાથે માનભેર કોઈપણ વર્તતાં નથી.

**ओर अवील थइ आश धरत हो, याचनकु जीजमानुं ।**
**बरन अढारनके तुम देवा, कही गये तेही अभिमानुं ।। (५०)**

હે વિપ્રજનો ! બધી વર્ણમાં તમે શ્રેષ્ઠ ગણાવ છો છતાં તમારે યાચક થઈને યજમાનને ત્યાં યાચવા જવું પડે છે. તે તમને શોભતું નથી. તમે અઢારે વર્ણનાં દેવ કહેવાઓ છો. તો યાચના કરતી વખતે તે તમારા દેવપણાનું અભિમાન કયાં ગયું? એ તમારે શરમાવા જેવું છે.

**प्राकृत प्रभुके भजन करीनके, तुम न रहे ब्रह्मजोनी ।**
**ब्रह्मजोन विनु जोस हवे नहि, आशिष श्राप दयोनी ।। (५१)**

હે વિપ્રજનો ? નામ રૂપ ગુણવાળા પ્રકૃતિ પક્ષનાં કહેવાયેલા પ્રાકૃત પ્રભુનું ભજન કરવાથી તમારામાં બ્રહ્મયોનીનું તેજ રહી શકયું નથી. અને તે બ્રહ્મયોનીનું જોસ એટલે તેની સામ્રથતા વિના તમારો આશીર્વાદ કે શ્રાપ આપવા છતાં તે ફળીભૂત થતાં નથી.

**तदपी डरप कोउ धरे न तुमसे, भवभर जिव जहांनुं ।**
**तो क्यौं माने वचन तुमारे, निगम कहनके ज्ञानु ।। (५२)**

હે વિપ્રજનો ! તમે દૈવત વિનાના થઈ જવાથી જગતનાં જનો તમારો ડર રાખતાં નથી તો પછી તમે વેદનું જ્ઞાન ફાવે તેટલું કથો છતાં તમારું વચન કોઈપણ માનવાનું નથી.

**निज लक्ष निगम गायत्री सहितम, विप्रनके अधिकारू ।**
**अब तो लक्ष नाम प्राकृतके, जपीतव भये व्यभिचारू ।। (५३)**

હે વિપ્રજનો ! તમારો અધિકાર ગાયત્રી મંત્ર જપવાનો અને વેદે બતાવેલાં પ્રણવ લક્ષનું ધ્યાન ધરવાનો હતો. તેનો તમે ત્યાગ કરીને અનિત્ય દેહધારી જન્મ મરણવાળા પ્રાકૃત ઈશ્વરોનાં નામનો જાપ જપવા લાગ્યા ત્યારથી જ તમારો ધર્મ છુટી ગયો. અને તમે વ્યભિચારી થઈ ગયાં.

**व्यभिचारन कोउ नार ह्वे तो, आपने श्याम न रीजे ।**
**तेही परकारन तुम व्यभिचारन, निज करतार न धीजे ।। (५४)**

હે વિપ્રજન આચાર્યો ! જેવી રીતે કોઈ સ્ત્રી વ્યભિચારી થયેલી હોય તો તેનો સ્વામિ તેનાં પ્રત્યે પ્રેમ રાખીને રીઝતો નથી. એજ પ્રમાણે તમે પ્રાકૃત ઈશ્વરોનાં ઉપાસક થયાં જેથી નિજકર્તા તમારા ઉપર હેત લાવીને કૃપા કરશે નહિ.

**जब निजपति पतियायन तुमसे, जुग अबयनके जोइ ।**
**विप्र सकल वहीतल होइ जावत, हमकु लहे न कोइ ।। (५५)**

હે વિપ્રજન આચાર્યો ! અત્યારનાં વર્તમાનકાળનું તમારું મનગમતું વર્તન જોઈને નિજપતિને તમારા ઉપર વિશ્વાસ આવતો નથી. આવી રીતે નિજપતિનો ત્યાગ કરીને તમે વિટંડી થઈ જશો અને અમારી સાથે હેત લાવીને અમને જાણશો નહિં તો જગતનાં જીવોને અમારી ઓળખાણ કોણ કરાવશે ?

**हुते भरूस भोमी तळ तुमके, राज कोय न्यारनके ।**
**तब पुजत सब लोक तमनकु, समये सहाय करनके ।। (५६)**

હે વિપ્રજન આચાર્યો ! વેદનાં કાયદા અનુસરીને તેનાં નીતિ નિયમ પ્રમાણે જગતની રૂઢીથી ન્યારું ધર્મનું રાજ કરી બતાવ્યું હોત તો સમય આવતાં જગતનાં લોકો તમારી પુજા કરીને, સહાય આપી તમારી મનોકામનાઓ પુર્ણ કરત. એવો આ પૃથ્વી પર તમારો મને વિશ્વાસ હતો.

**तेही अब तुमसे कछु बने नहि, विप्र सकल वित विनसे ।**
**जेही करतारे दीये आगम लक्ष, जपन लगे तेही भिनसे ।। (५७)**

હે વિપ્રજનો ! તમને નિજકર્તાએ જે અગમ લક્ષ આપ્યો હતો તેને તમે ત્યજી દઈ નિર્વિત થઈ ગયાં જેથી હવે ધર્મનું રાજય કરી શકશો નહિ. જગત ઉપર તમારો પ્રભાવ પણ પડશે નહિ. કારણકે તમે જયારથી ક્રતવી અનિત્ય નામનો જાપ જપતાં થયાં ત્યારથી જ તમારો અધિકાર ગુમાવી બેઠાં છો.

**तब नारायण अगम विलोकीत, रज तम सत्व पिताइ ।**
**ब्राह्मण तो भये ब्रह्मतेज विन, जकत शरण कीनु जाइ ।। (५८)**

હે વિપ્રજનો ! તમારી હાલત જોઈને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં પિતા નિરંજન પુરૂષ નારાયણે અગમ દષ્ટિએ નિહાળીને વિચાર કર્યો કે, સર્વ બ્રાહ્મણો તો બ્રહ્મતેજ રહિત થઈ ગયાં તો હવે જગતનાં જનો કોનાં શરણમાં જશે ?

**करी आलोच अगम गति गमसे, नरपत कीये थपनही ।**
**देइ हुकम भवमे भल भेजीत, जीनके करप तपनही ।। (५९)**

ઉપર જણાવ્યા પ્રમાણે નિરંજન પુરૂષે અગમગતિનું આલોચન કરીને નિર્ણય પર આવ્યાં કે, આ જગતમાં કોઈ રાજાની સ્થાપના કરવી પડશે. એમ વિચારીને ભવભરનો ભેદ ભલી રીતે જાણી શકે. એવા દેવને રાજ સત્તા આપીને રાજા સ્થાપ્યો તે રાજા વિપ્રોને નીતિ-નિયમમાં રાખી શકે એવો કડક તાપવાળો હતો.

**तेही पोकार सुने सबयनकी, जेही फरियाद करेहु ।**
**निगम कायदा ओलंगीतके, तिनकु केद धरेहुं ।। (६०)**

તે સ્થપાયેલો સત્યવાન રાજા સર્વજનનો પોકાર સાંભળતો હોવાથી જે જે જનો ફરિયાદ લઈને જાય છે. તેને ધ્યાનમાં લે છે. જે વિપ્રોએ વેદના કાયદાનું ઉલ્લંઘન કર્યુ હોય, તેનાં ગુના પ્રમાણે કેદની સજા કરે છે.

**नहि न सरे कछु निज विप्रनसे, विन नरपतके अमलु ।**
**करे फरियाद गुनायनकी जब, सुने राय होय जमलु ।। (६१)**

ધર્મનો નિર્ણય કરતાં એવું સાબિત થયું કે, એકલાં બ્રાહ્મણો આપોઆપ વેદનાં કાયદાનું પાલન કરી શકશે નહિ, તો પછી કોઈ પણ કાર્યની સિદ્ધિ કેવી રીતે થશે? એટલાં જ માટે સત્તાધિશ ન્યાયવાન રાજાની જરૂર છે. અને રાજાનાં અમલથી જ ભય પામીને વિપ્રો નીતિ નિયમમાં રહેશે, જયારે જે જે બ્રાહ્મણો જેવો ગુનો કરે તેની ફરિયાદ રાજાને કરવામાં આવે તે રાજા ન્યાયવાન અને પક્ષપાત રહિત ગુના પ્રમાણે યોગ્ય શિક્ષા કરે છે.

**विप्रनकी कछु नहीन चलीत तव, भवभर वेद वदीतसे ।**
**निज प्रभुताइ विना निरमालीक, करे जीवके जीत तीतसे ।। (६२)**

આ ભવમાં વિપ્રલોકોએ વેદોનો ઉપલક ઉચ્ચાર ઘણોજ કર્યો. પરંતુ જગતનાં જનોને સમજાવી ઉદ્ધાર કરવામાં તેમનું કંઈપણ ચાલી શકયું નહિ. કારણકે ગાયત્રી મંત્ર અને ઓમકારની ઉપાસના રહિત થઈ થયેલાં હોવાથી પ્રભુતાને પરવારી ગયેલાં, વિપ્રો જીવોને કેવી રીતે તારી શકે? જયારે વિપ્રો તરફથી જીવોને સાચો બોધ ન મળ્યો ત્યારે જગતભરનાં જીવ જયાં ને ત્યાં દેવી દેવતાની ઉપાસનામાં વળગી પડયાં.

**यज्ञ होम ओरु जयोतिष सहितम, करमकांड द्रढवाइ ।**
**ओर रखी आपने कर करना, लगन मरत करीयाइ ।। (६३)**

જયારથી બ્રાહ્મણોએ ગાયત્રી અને ઓમકારની ઉપાસના ત્યજી દીધી ત્યારથી નિર્માલ્ય થઈને યજ્ઞ, હવન અને જયોતિષ જોવું તેમજ કર્મકાંડ કરવામાં પ્રવિણ થયાં. જન્મ અંક અને લગ્ન વિધી તેમજ મરણ પાછળની ક્રિયાઓ કરવાની જગતનાં જનોને સમજાવી તેમને દ્રઢ કરાવી દીધું છે એ કરવાનો હક પોતાનાં હાથમાં રાખીને કહે છે કે, આ બધું કર્યા વિના કોઈને ચાલે જ નહિં, એવી ફરજ પાડીને આ જગતને ભણાવી દીધું છે.

**अेही सकल सब भव भरमावन, साची जुठ करीनके ।**

**अवीरल असुज लोक विनु नैंनन, समजावित भीन भीनके ।।(६४)**

વિપ્ર લોકોએ બાહ્ય કર્મકાંડનો માર્ગ જગતમાં જાહેર કર્યો. અને સાચો લક્ષ છોડાવી જુઠને દ્રઢ કરાવી જગતને ભરમાવી દીધું છે. જગત રચનાની આદ્યથી સતત ચાલતાં આવેલાં ઉપલક દષ્ટિનાં કર્મ એકબીજાને જોઈને અન્યોઅન્ય કર્યે જ જાય છે. જીવમાત્ર અંતર ચક્ષુ વિનાનાં હોવાથી તેમને સાચા જુઠાની સમજ પડી નથી. એ કારણને લઈ વિપ્રજનોએ જગતનાં જીવોને જુદા જુદા દેવોનાં મંત્રો ભણાવીને અનેક પ્રકારની ઉપાસનામાં લગાડી દીધાં છે.

**भीन भीन जीनकु जेही आसक, नासक अंत निदानु ।**

**नेंन विनाकु जही तही लगवे, पगवे साच समानु ।। (६५)**

બ્રાહ્મણ લોકોએ જગતનાં જનોને અનેક પ્રકારનાં દેવ ઈષ્ટોમાં જેને જેમાં પ્રિતિ લાગી, તેમની જ ઉપાસના તેમણે દ્રઢ કરાવી છે. એ દેવ ઈષ્ટોનાં દેહ અનિત્ય હોય, અંતકાળ આવતાં નક્કી નાશ પામે છે. જગતનાં જીવો અંતર જ્ઞાન ચક્ષુ વિનાના અંધ હોવાથી જે જે દેવો ઉપર જેને વિશ્વાસ આવ્યો તે જુઠાને સાચું મનાવી તેને સમાન સમજાવીને તેઓનાં મન તેમાં જ તૃપ્ત કર્યાં છે.

**साच जुठ परखन पायन लग, जीवकु नही समरती ।**

**क्यौं करी शके किंमत कहननकी, अद्भुत नही आकरती ।। (६६)**

જગત ભરનાં જીવોને પોતાના સ્વરૂપની અને નિજ વતનની આદ્ય સ્મૃતિ નહિ, હોવાથી સાચા જુઠાને પારખીને કેવી રીતે કિંમત કરી શકે ? કારણ કે જેનાથી મન ઉત્પન્ન થયેલું છે. તેને જાણીને જેની એકતાથી જે જ્ઞાનગતિ પ્રાપ્ત થાય છે તે આકર્ષણની અદ્દ્ભુત ગતિ વીના સત્યની હકીકત જેમ છે તેમ કહી શકાતી નથી.

**तदपी चलत वहीवट विप्रनके, खानपान जुग सेती ।**

**अंध परम पर चले अनादिक, भवभर विन ततवेती ।। (६७)**

અનાદી કાળથી ભવભરનાં લોકોને સત્યપદનાં વેત્તા જ્ઞાની પુરૂષ નહિં મળવાથી હું કોણ અને મારા સજાતિય કર્તા કોણ." એ જ્ઞાનનાં અભાવે પરંપરાથી અંધ ગતિનાં રહેવાથી સત્યા સત્યનો નિવેડો કરી શકયાં નહી. તે કારણ ને લઈ વિપ્રજનો પોતાને પુંજાવાની મહત્તા વધારવામાં ફાવી ગયાં તેથી નાના વિધિ પ્રકારનાં વૈભવો ખાનપાનની આઘ લઈ પોતાના જીવનની વ્યવસ્થાઓ પુરી પાડવામાં આડુ અવળુ સમજાવીને જગતનાં જનોને જકડી લીધાં, ત્યારથી તે બ્રાહ્મણોનાં કહેવા મુજબ જગત વર્તતુ આવેલું છે.

**शाह सुताके व्याह करन कु, ज्योतिष लीये बोलाइ ।**
**जुओ आपनी लरकी के संजम, मळत विशेष जोवाइ ।। (६८)**

એક વાણીયાની છોકરીનો વિવાહ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે વાણીયાએ જ્યોતિષ બ્રાહ્મણને બોલાવી છોકરીનાં અને છોકરાનાં મળતાં સંયોગો ઘણી ઝીણી દષ્ટિથી તપાસ કરીને જોશ જોવરાવ્યાં.

**ओर तिनके जेही नाम दोहुनके, तेही पण दीये लखवाइ ।**
**उभये नाम अन्यो अन्य देखीत, जीनु करत समजाइ ।। (६९)**

વાણીયાએ વર અને કન્યાનાં નામ જ્યોતિષ બ્રાહ્મણને લખી આપ્યાં એટલે જ્યોતિષ બ્રાહ્મણે બંને નામ અવરનવાર તપાસી જોયાં અને એકબીજાનાં મળતાં સંયોગો કેવા છે. તે પણ જોઈને નક્કી કરી આપ્યાં.

**समदाइक सोइ युगल जोरी के, जेही विधवाइ न होइ ।**
**सकल ज्योतिष के तंत तपासीक, अशुभ नहि कीनु कोइ ।। (७०)**

સમદાય એટલે વર કન્યાનાં એકબીજા સાથે લગ્ન યોગ સારી રીતે મળે છે. અને સમયનો યોગ પણ સારો છે. તથા સાથે સાથે કન્યા સુખી થવાનાં ભાગ્ય પણ સારા છે. વળી કન્યાનું વર પાસે માગતું લેણું પણ નીકળે છે. ઘણાં વર્ષો સુધી સાથે હળીમળી સુખમય જીવન ગુજારશે અને વિધવા કદી થશે પણ નહિ એવું જ્યોતિષ બ્રાહ્મણે વાર, તિથિ, રાશી અને નક્ષત્ર તપાસી નક્કી

કરીને શુભ મુહુર્ત કાઢી આપ્યું. અશુભ છે જ નહિં, એ પણ, યજમાનને સાથે સાથે સમજાવી દીધું.

**एही परकारन जोइ सशुभ सद, मंगळीत मुरत मनोदु ।**
**द्रढ करी गये गोर आपने घर, भवीत काल विन भेदु ।। (७१)**

એ પ્રમાણે શુભ મુહુર્ત જોઈ જ્યોતિષ બ્રાહ્મણે મંગળમય દિવસ નક્કી કરી આપ્યો અને યજમાનની શ્રદ્ધામાં વધારો કર્યો. અને કહેવા લાગ્યો કે, હું આટલી મહેનત બીજાને ત્યાં ના કરૂં સમજ્યાને ? એ તો તમારા મોટા ઘરને લીધે મેં સારામાં સારું જ્યોતિષ જોઈ આપ્યું છે. વળી વિશ્વાસ રાખજો કે, આ બ્રાહ્મણના વાકય અનુસાર પતિ કદી મરે જ નહિં અને કન્યા તો અખંડ સૌભાગ્યવતી જ રહેવાની છે, એમ કહીને જ્યોતિષ બ્રાહ્મણ પોતાને ઘેર ગયો છતાં ભવિષ્યમાં શું થવાનું છે. તેની જ્યોતિષને ખબર નથી.

**इत कन्याके मात पितुनकी, विसरप जुवो वायल कु ।**
**जीन की गति अलप अहीलादीक, यादीक नहि गइ पलकु ।।(७२)**

ગોર ઘેર ગયાં પછી કન્યાનાં માતાપિતા ઘણાં ખુશ થઈ ગયાં. એવા તો ખુશ થયાં કે, તેઓ ગાંડાઘેલા બની ગયાં. અને ગોરના વખાણ કરતાં કરતાં પતિ પત્ની અવરનવર છોકરીનાં ભવિષ્ય ઉપર વિચાર કરવા લાગ્યાં હવે મુહુર્ત આપનાર જ્યોતિષ બ્રાહ્મણની અલ્પ ગતિ હોવાથી તેને એક સેંકડનાં ત્રીસમાં ભાગ પર વીતિ ગયેલાં સમયની જરાપણ ખબર નથી. તે બિચારા કન્યાનાં માતા પિતા આ વાતને શું જાણી શકે ?

**थोरेक दीन तेही पुत्रीन के पत, मर गये भइ विधवाइ ।**
**तब ज्योतिषकी नहीन रहित सत, गनती गइ विलसाइ ।। (७३)**

વરકન્યાનાં લગ્ન થયા પછી થોડાક દિવસો વિત્યા બાદ તેનો પતિ મરણ પામ્યો અને કન્યા વિધવા થઈ, ત્યારે તે વાણીયાને જ્યોતિષ બ્રાહ્મણ અને તેનાં જોયેલા જોષ ઉપર અભાવ થયો અને બડબડવા લાગ્યો કે, મુઓ જ્યોતિષ બ્રાહ્મણ અને બળી તેની પોથી તેને પુછીને આપણને

શું લાભ થયો ? મોટો જાણીને પુછવા ગયાં. તો યે મોંકણ ઉભીને ઉભી રહી. એટલામાં ગોર આવ્યો. એટલે ઘરનાં બધાંએ તે ગોર સાથે લડવા લાગ્યાં અને કહેવા લાગ્યા કે, હાય હાય અમારી છોકરી રાંડી એટલે ગોર દીલગીરી ભર્યા મુખે આશ્વાસન આપતાં આપતાં કહે છે કે, શેઠજી ઓહો, હો, હો, હું તો ગણિત ગણતાં ભુલ્યો. દૈવ જાણે એ છોકરીનું ભવિષ્ય કેવું કે મને ભુલાવ્યો ? શું મારી વિદ્યા કંઈ ખોટી છે. હું કંઇ ઓછું ભણ્યો છું. હું તો સંપૂર્ણ જ્યોતિષને જાણવાવાળો કદિ પણ ભુલો ના પડું. આ તો છોકરીનાં ભવિષ્યનું કંઈ પાનું જ ફરી ગયું. જુઓ તો ખરા શેઠજી, ફલાણાની છોકરીનું મુહુર્ત મેં જ આપેલું તે કેટલો સુખી છે પણ શેઠજી તમો તો મારી વિદ્યાનાં કાંઈ અજાણ્યા નથી, કોઈ વખત એવું પણ બની જાય. ગભરાશો નહિં એ તો પારકું ધન કહેવાય. એનાં લખ્યાં લેખ કંઈ મટવાના છે ? એમ દિલાસો આપી ગોર ઘેર ગયો ત્યારે તે જ્યોતિષ બ્રાહ્મણનું જ્યોતિષ સાચું નહિ હોવાથી તેનાં જોયેલા જોષનું ગણિત જુઠું પડયું એટલે જ્યોતિષનું મહત્વ શું રહ્યું.

**ओर दुसरी कन्यायनके कज, ज्योतिष फेर जोवाये ।**
**भुल गये आगली रंडीतकी, फेरी तेहीकुमन लाये ।।** **(૭૪)**

તેનાં તેજ શેઠની બીજી છોકરીનાં લગ્નનું જ્યોતિષ જોવરાવવા તેજ ગોરને ફરીથી બોલાવ્યો શેઠ પણ, હૈયાનો ફુટયો અને આંખનો આંધળો તો ખરો જ તે આગળની વાત એક તો રાંડીને ખુણે બેઠી, ત્યારે ફરીથી તે ભુલી જઈ ગોરને બોલાવતા વિચાર પણ ના આવ્યો ?

**तेही परकारन गोरनकी गत, नाक विना निरलजही ।**
**आगली ज्योतिषकी भइ रंडीक, फेरी जावत कुन कजही ।। (૭૫)**

એ પ્રમાણે ગોરની વાતને કહી છે કે, નાક વિનાનો નિર્લજ નહિ તો બીજું શું એક કન્યા તો જ્યોતિષનાં ભરોસે વિધવા થઈ ખુણે બેઠી છે છતાં તેનું તે પોથું બગલમાં મારી યજમાનને ઘેર જતાં એને શરમ પણ આવતી નથી ?

**एक निरंध अंध समृति विन, अगवनकी नव बुजे ।**
**पछवनकी गम नहि गंडुरकु, भइ रंडीक नव सुजे ।।** **(७६)**

તે યજમાન પણ આંધળો હોવાથી પહેલાં જે બની ગયેલી વાતોને કંઈ પણ યાદ રાખ્યાં સિવાય તેને આગળની સુજ પડતી નથી અને પાછળની જાણ રહેતી નથી. એવા લબાડ જ્યોતિષનું ઘર પુછવા તે ગાંડો યજમાન તૈયાર થયો. એક પુત્રી વિધવા થઈ છતાં શું તે બધું ભુલી ગયો ? કે પાછો ફરી પુછવા ગયો ?

**एही परकारन अंध अन्योन्य, सुज विना संसारा ।**
**उपल मांहीके नैंन न दोउके, चले अदबद गुलजारा ।।** **(७७)**

એ જ પ્રકારે અન્યોઅન્ય જ્યોતિષ અને જ્યોતિષને માનવાવાળા અંધ શ્રદ્ધાળુ બાહ્ય દષ્ટિના લૌકિક વહેવારની પણ તેમને સુજ પડતી નથી અને બાહ્ય ચક્ષુનાં પણ આંધળા હોવાથી અંતરમાં વિચાર કરી જોવાની પણ તેને દષ્ટિ નથી. એ કારણ ને લઈ એક બીજાનાં કહેવાથી અદબદપણે ચાલ્યા જ કરે છે. અને જ્યોતિષ બ્રાહ્મણો મન મસ્તાના થઈને ફરે છે.

**अंध परमपर कही हुती हम, जीनका एही विस्तारा ।**
**जबते अंधन के भवकी मही, वरते विप्र पसारा ।।** **(७८)**

અઠાવીસમાં સિદ્ધાંતમાં પરમ કૃપાનીધિએ પ્રશ્ન કર્યો હતો. તેનાં જવાબમાં ઉપર જણાવ્યાં પ્રમાણે કરૂણેશ પતિ કહે છે કે, અંધાધુંધથી ભરેલાં અને વિપ્રજનોનો કરેલો વિસ્તાર પરંપરાથી ચાલતો જ આવ્યો છે. અને જગતનાં જનો અજ્ઞાની હોવાથી વિપ્રજનોનાં પ્રપંચી કર્મજાળનાં પસારાને સમજી શકયાં નથી.

**कही हुती ते कही सकलको, विनती सब विप्रनकी ।**
**जुठे जवाब न करीत करामल, तुम हमके तनमन की ।।** **(७९)**

વિપ્રજનોએ જગતને અંધારામાં રાખી પોતાની અધિકતા જાળવી રાખવા માટે પ્રપંચ કુશળ ઉપલક યુક્તિઓ કરીને જગતનાં જીવોને ફસાવ્યા છે કે, હજી સુધી કોઈએ પણ જાગ્રત થઈને જોયું નથી, આવી રીતે વિપ્રોનાં તાબે થઈ જગત વર્તતું આવેલું છે તે હકીકત સાચેસાચી હોઈ, કરૂણેશ કહે છે કે, હે પરમ વિશેષ અંશ તે વાત જરા પણ જુઠી નથી.

**तिनकी सुज करीत तमयनकु, साची जुठ जनावा ।**
**हम निंदा नहि करत कहत पण, भवकी भोळ लखावा ।। (८०)**

"કરૂણેશ પતિ કહે છે કે, "જગતનાં જનો અને વિપ્રોની સાચી અને જુઠી જે જાણ હતી, તે તમને જણાવી હું કોઈની પણ નિંદા કરતો નથી. પરંતુ જેવી રીતે ચાલતું આવ્યું છે. તે ભવનાં લોકોનું ભોળપણ તમને કહી બતાવ્યું છે.

**कीये कायदा के मापस तुम, चले नहि वेदवंतु ।**
**प्राकृत प्रभु के करत पढी न के, करीत मतंत अनंतु ।। (८१)**

વિપ્રજનો જગતની આદ્યથી વેદ ભણ્યા ખરા પણ, વેદનાં કાયદા પ્રમાણે વરત્યાં નહિં એ કારણ ને લઈ તમને આત્મા જ્ઞાનની અનુભુતી થઈ નહિ. ત્યારથી જ ગુણોની વિભુતિવાળા પ્રાકૃત અનેક ઈશ્વરો સ્થાપીને તેટલાં જ મતપંથો આ જગતમાં ઉભા કરીને જીવમાત્રને જેને જેવું રૂચે તે પ્રમાણે અલગ અલગ ઈષ્ટોની ઉપાસનામા વળગાડી દીધાં છે.

**तेही मतंत विलोक विलासीक, निजपद अंत निराशा ।**
**ज्यौं त्ये कण पीचनकु बोइत, उद्भवकी नहि आशा ।। (८२)**

હે વિપ્રજનો ? તમારા કલ્પિત સ્થાપેલાં પ્રાકૃત અનેક ઈષ્ટોમાં બાહ્ય દૃષ્ટિના વિધી કર્મો કરીને તમે તમારા તનમનને પીસી નાખ્યા છે અને દેહના વિલાસનું નિરિક્ષણ કરીને તમારી દૃષ્ટિ હેરાઈ ગઈ છે. જેવી રીતે કોઈ બીજગને પીસી નાંખીને વાવવામાં આવે તો તે ઉગી શકતું નથી. તો પછી ફળની આશા તો રખાય જ કેમ ? તેજ પ્રમાણે તમારી હાલત થયેલી હોવાથી તમે નિજપદની આશા રાખશો નહિં.

**सहस्त्र नाम नहि आद्य अखंडीत, अे सब खंड पसारा ।**
**ज्यौं नावनके करीत टुकडा, जीनसे उतरे न पारा ।। (८३)**

હે વિપ્રજનો ? જે વિષ્ણુનાં હજાર નામ નક્કી કરવામાં આવ્યાં છે. તે નાશવંતને સંબોધીને જ પાડેલાં હોય, તે નામનો જાપ અખંડ, અવિનાશી નિજકર્તાને પહોંચતો નથી. જેવી રીતે એક નાવનાં ઘણાં ટુકડા કરી નાંખી, તેમાં બેસી સમુદ્ર પાર થઈ શકાતું નથી. એ જ ન્યાયે નિજપતિને હજારો નામ ઘટી શકતાં નથી. એ જ પ્રમાણે જો ઘટાવે તો નાવના ટુકડા કરી નાખ્યાં બરાબર ગણાય. કારણ કે નિજ ધણીને એક નામ સિવાય બીજું નામ અંગિકૃત થતું નથી.

**निज करतार अनाद्य अखंडित, कण कारण निज नामु ।**
**तिनके कीये पुराण पीचणवत् जीनमे भये विरामु ।। (८४)**

નિજકર્તા અખંડ, અવિનાશી અનાદીનાં એક અદ્વૈત હોવાથી તેમનું પરમ પવિત્ર નામ એક બિજગ સમાન છે. તે નિજ નામ રૂપી બિજગને અઢાર પૂરાણોમાં પીસી નાંખીને એક નામના હજારો નામ કલ્પી કાઢી, તેમાં જ વિરામ પામીને જીવોને પણ વિરામ પમાડયાં છે.

**भये विराम क्रतव कथनीनमे, भिन्न भिन्न भव भरमाइ ।**
**करीत आजीव कंइ उद्र भरनकी, अंते कछु न काइ ।। (८५)**

વિપ્રજનોએ પુરાણોની કથની અનેક પ્રકારે કથીને ફળની આશામાં જીવોને વિરામ પમાડયાં છે. અને જુદાં જુદાં દેવોની ઉપાસના કરવાથી ફળ અલગ અલગ મળે છે, એવી લાલચમાં ભવના જીવોને ભરમાવી દીધાં છે, પોતાના ઉદર નિર્વાહ અર્થે આજીવિકા ચલાવવા માટે પોતાને યોગ્ય લાગે એવા બંધારણ બાંધી જગત જનો ઉપર ફરજ પાડી છે.

**आ जीवकइ तुम हम सबयनकी, देह रखन लग जांही ।**
**पण निजपति परम गतकी अत, तेही गम तुमकु नांही ।। (८६)**

"કરૂણેશ પતિ કહે છે કે, હે વિપ્રજનો ! તમને અને જગતનાં જનોને આજીવિકા ચલાવવાનું જ્ઞાન છે અને દેહ રહે ત્યાં સુધી કંઈકને કંઈક પુરૂષાર્થ કરવો તે જરૂરી છે જ પરંતુ આ દેહે નિજકર્તાની પરમગતિને પ્રાપ્ત કરવાનું જ્ઞાન તમારા માટે અતિ દુર્લભ છે.

**तदपी परमगुरू वेत मीले विन, इन पद रहे अनादु ।**
**पढीत पुराण निगम सहीतम गम, सम दम करीत समादु ।। (૮૭)**

હે વિપ્રજન આચાર્યો ! પરમગુરૂને મળ્યા સિવાય અનાદી નિજકર્તાનું પદ પ્રાપ્ત થઈ શકતું નથી. તમે ચાર વેદ અને અઢાર પુરાણોનો અભ્યાસ કરી અષ્ટાંગ યોગનું સાધન સાધીને સમાધિ ચઢાવો તો પણ નિજકર્તા પદ જાણવામાં આવશે નહિં.

**तेही समदमसे भिन्न परम गत, विन गुरु परम न पावे ।**
**रवि शशी धाम जगत सीडीयनसे, कहो क्यौं करी के जावे ।। (૮૮)**

દ્રષ્ટાંતે જેમ મહેલનાં માળ ઉપર ચઢવાની સીડીથી સૂર્ય કે ચદ્રનાં ધામમાં જઈ શકાતું નથી. એજ ન્યાયે સમદમ આદી રેચક, પુરક અને કુંભકની ક્રિયા કરવા છતાં પરમગુરૂને પ્રાપ્ત કર્યા સિવાય નિજપતિ સાથે મેળાપ થઈ શકતો નથી.

**वेद पुराण शास्त्र गति गम ल्यौं, अे सब हद निसरणी।**
**देव भोवन जीनसे न जवाइत, पहोंच शके लग धरणी ।। (૮૯)**

દ્રષ્ટાંતે જેમ પૃથ્વી ઉપર બનાવેલા મહેલની સીડી હોય તે સીડી ઉપર ચઢીને મહેલના માળ પર જઈ શકાય છે. તે દ્રષ્ટાંતના ન્યાયે વેદશાસ્ત્રમાં બતાવેલા જપ, તપ, વ્રત, યોગ, યજ્ઞ આદિ શુભ કર્મો કરવાથી દેવલોકમાં જઈ શકાય છે.

**तेही परकार धरण वतकी गत, प्रकृति पुरूष गुण लगही ।**
**ब्रह्म सदन वैकुंठ कैलासन, तास लगे तेही पगही ।। (૯૦)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે સકર્તા પતિએ મહાન વિશાળ વૈરાટ રૂપી મહેલ બનાવ્યો છે. તે મહેલનાં જુદા જુદા મજલાંઓમાં દેવલોકોને વસાવ્યા છે. તે દેવ ધામોમાં જવા માટે

વેદશાસ્ત્રોમાં કર્મ ઉપાસનાનુ સાધન બનાવ્યું છે તે શુભ કર્મની સીડી ઉપર ચઢીને બ્રહ્મ લોક, વૈકુંઠ, કૈલાસ, શકિત અને નિરંજનના ધામ સુધી પહોંચી શકાય છે.

**पण आतो खगके मगकी डग, पपील पर्होंच नहि पावे ।**
**महा अथाह अगम गतकी गम, गुरू विन हाथ न आवे ।। (९१)**

હે વિપ્રજન આચાર્યો ! આતો આકાશનાં નિરાધાર માર્ગે કીડી ડગ ભરી શકે તેમ નથી. કીડી તો ભુમી ઉપર રહેવાવાળી હોય, પૃથ્વી પર જ ફરી શકે છે. તેવી જ રીતે તમારું કર્મકાંડ આદી દેવદેવીઓનું જ્ઞાન કીડીનાં જેવું છે. આકાશ જેમ નિરાધાર અને અપરંપાર છે. એવી રીતે નિજપતિને મળવાની પરમગતિ અથાહ અને અનંત હોય, પરમગુરૂને પ્રાપ્ત કર્યા સિવાય તે ગતિનો માર્ગ પણ હાથ લાગે તેમ નથી.

**कहेशो ते निजपद उपमैके, तिनके पुराण करेहु ।**
**तेही निजपद तुम जानत नहि तो, उपमा काही घरेहु ।। (९२)**

હે વિપ્રજનો ! તમે કદાચ કહો કે, નિજપતિને ઉપમા આપી વર્ણન કરવા માટે પુરાણોની રચના કરી છે. પરંતું નિજપતિને તો તમે જાણતાં જ નથી તો તમારા રચેલાં પુરાણોની ઉપમાઓ કોનાં ચરણમાં ધરશો ?

**जो निजपद तिनु नाम सहितको, उभये अनुभव होइ ।**
**तो उपमा तिनु पर पसरनकी, लगे सकल सब कोइ ।। (९३)**

હે વિપ્રજન આચાર્યો ! તમે સર્વ નિજકર્તાનું નામ અને તેમનું નિજ સ્વરૂપ એ નામનામીનો પ્રત્યક્ષ અનુભવ કર્યો હોત તો, તમારી આપેલી ઉપમાઓ નિજપતિને પહોંચી શકત.

**नहितरतो उपमा अनहुतकी, हुतकी नहीन लगही ।**
**अेही बरीया सब अगल बगलकी, निजपति पते न पगही ।। (९४)**

હે વિપ્રજન આચાર્યો ! તમારી આપેલી ઉપમાઓ અનહુત એટલે અનિત્ય દેહધારી આજુબાજુનાં ઈષ્ટોને જ પહોંચી શકે છે. પરંતુ હુત એટલે જે કાયમનાં નિત્ય, સત્ય, અખંડ, અવિનાશી નિજકર્તાના નામ સિવાયની બીજી કોઈ ઉપમા ત્યાં પહોચી શકતી નથી જે કોઈ બુદ્ધિનાં બળીયા, વિદ્વાનો, પંડિતો તથા શાસ્ત્રકારો ઝીણી દષ્ટિથી ખોજ કરીને આ નિજ નામ છે. એવો નિશ્ચય કરાવે તો પણ તેમનાં નામનો જાપ નિજકર્તાને અંગિકાર થતો નથી.

**क्रतव जापमे ब्रह्मतेज नहि, तिनु जपत कया होइ ।**
**हम तो रहे भरुंस तमनके, जब भव गये वगोइ ।। (९५)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! મુળ અજંપા જાપને ત્યજી દઈ તમે ક્રતવી નામનો જાપ જપવા લાગ્યાં ત્યારથી જ તમારું બ્રહ્મતેજ જતું રહ્યું છે. તે ક્રતવી નામ જપવાથી તમને કયું ફળ મળ્યું ? તે જાગ્રત થઈને તમે જોયું નથી હું તો અત્યાર સુધી તમારા વિશ્વાસે રહ્યો. પરંતુ તમે તો મારો ત્યાગ કરાવી, જગતને અનેક ધણી ધારણ કરાવ્યા. જેથી મારો રચેલો ભવ વગોવાઈ ગયો.

**ओही विधके अंधेर देखीके, परम अंश पठवाये ।**
**जबते जनीत परेत हमनकु, तुम भव भरन भुलाये ।। (९६)**

"કરૂણેશ પતિ કહે છે કે, મારી અલૌકિક બાહ્ય દિવ્ય દષ્ટિએ નિહાળીને જોયું ત્યારે જણાયું કે ભવભરમાં અંધેર પ્રસરી ગયું છે તે ગાઢ અંધકારને ફેલાવનાર અને જગતનાં જીવોને ભુલાવનાર વિપ્રો અને આચાર્યો જ છે. તે અતિ અંધકારને મટાડવા અને જીવ માત્રની ભુલ સુધારવા મેં મારા પરમ વિશેષ અંશને આ ભવમાં મોકલ્યાં છે.

**हम तो जानत सकल अचर चर, मोइ संकल्प सरजेकी ।**
**तो हमकु नहि रंच अजानीक, सकल भरम भव तेकी ।। (९७)**

"નિજ સકર્તા પતિ કહે છે કે, મારા શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગતનું સર્જન કરેલું છે જેથી મને સ્થાવર જંગમથી લઈ એક રંચમાત્ર મારાથી અજાણ્યું નથી જેટલા સુધી ભવનો વિસ્તાર થયો છે, તેટલા સુધીનો ફેલાયેલો ભ્રમ એ સર્વને હું જોઈ જાણી શકું છું.

**पण देखनकु गति तमनकी, हमकी जुग जन वनकी ।**
**तबते तुमकु बकस करीमे, निगम गायत्री यनकी ।। (९८)**

"કરૂણેશ પતિ કહે છે કે, હે વિપ્રજન આચાર્યો ? મેં તમને વેદ અને ગાયત્રી બક્ષીસ કર્યાં જે ગતિ વડે તમે જગતનાં જીવોને જણાવીને જાગ્રત કરી શકો. તેમજ મને પણ જાણી શકો એવા હેતુથી તમને અધિકાર આપ્યો હતો.

**बकसी तेही परमाण तमनकी, किंमत करन गतिकी ।**
**तबते अजणीत रहे हमन तो, जानीत जान गति की ।। (९९)**

"કરૂણેશ પતિ કહે છે કે હે વિપ્રજન આચાર્યો ! તમને યોગ્યતાવાળા જોઈને મેં જે ગતિ બક્ષીસ કરી, તેની કિંમત કરીને અમલમાં મૂકી હોત તો અમને જરૂરથી તમો જાણી શકત, અને જગતમાં અજાણ રહેલાં જીવોને જણાવી જાગ્રત કરી શકત.

**अब तुमकी तो देख लीये हम, बुज बाबज गम जेती ।**
**तुम लाचारज जीवनके होइ, करीत उदरकी खेती ।। (१००)**

કરૂણેશ પતિ કહે છે કે હે વિપ્રજનો ! મેં મારી દિવ્ય દ્રષ્ટિએ નિહાળીને તમારામાં સમજવાની અને જાણવાની કેટલી ગમગતિ છે. તે જોઈને મેં જાણી લીધું છે. તેથી તમે અમારી પણ પરવાહ કર્યા સિવાય પોતાનું કર્તવ્ય ત્યજી દઈને લચાર થઈ જીવવા માટે ઉદર નિર્વાહની ખેતી કરવા લાગ્યા છો.

**जीव जंत जेतने भर ज्यां लग, जेही जीवकै वरतंते ।**
**हलणचलण सब दुनी सरीखे, अवधकाळ भरतंते ।। (१०१)**

હે વિપ્રજન આચાર્યો આ ભવનો જ્યાં સુધી પસારો થયો છે. ત્યાં સુધીનાં સર્વ જીવો જેને જેવું શરીર મળ્યું હોય, તે શરીરોને વશ પડી આયુષ્યનાં અંત સુધી શરીરનાં વહેવાર વિવિધ પ્રકારે કરી રહ્યાં છે આચાર્યો અને તેમનાં ઈષ્ટો સહીત હલણ-ચલણ તેમજ ખાનપાન આદિથી અંત સુધી જગત જીવોનાં સરખું જ કરી રહ્યા છે.

**पण सामान्य अंश विशेषण, परम अंश लग अंतु ।**
**अेही परकारन अंश अधिक कम, पण नहि हमन समंतु ।। (१०२)**

કરૂણેશ પતિ કહે છે કે, "સામાન્ય અંશોની ગતિ સામાન્ય હોય, વિશેષ અંશોની ગતિ વિશેષ પ્રમાણે છે. પરમ વિશેષ અંશની પરમગતિ હોય, નિજપતિ સાથે અખંડ એકતાવાળા હોવા છતાં નિજકર્તા સમાન કોઈ પણ થઈ શકતું નથી.

**हमने समंतु नहि जुग धरको, अे सब मोइ संकल्प के ।**
**तिनकु हम सम कीये क्रतघ्नी, जीनु तन जीवन अलपके ।। (१०३)**

"કરૂણેશ પતિ કહે છે કે, હે વિપ્રજન આચાર્યો ! જગત સહિત સમસ્ત લોકનો પસારો અમારા શુદ્ધ સંકલ્પથી કર્યો છે. તેમાં નાની મોટી ગતિવાળા સર્વ શરીરોનો અવધિકાળ આવતાં નાશ પામે છે, જેથી અમારી બરાબરી કરી શકે, એવો અમારા સિવાય બીજો કોઈ જ નથી, એ કૃતવી આચાર્યોએ કેટલાંક અવતારી ઈશ્વરોને અમારા સમાન ગણી ખોટી ઉપમાઓ આપીને જગતમાં સ્થાપ્નાઓ કરી છે. એવી રીતે અમારી હોડ કરવાથી મહાન ગુનેગાર થયાં છે.

**अरे तमनकु थपीत करीत सम, काज न कीये हमन के ।**
**सकल जीवकु विमुख करीनके, देइ दीये हाथ यमनके ।। (१०४)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! મેં તમને જગતમાં આગેવાની એટલાં જ માટે આપી હતી. કે તમેં અમારો જ્ઞાન લક્ષ જગતનાં જીવોને જણાવી અમારા નિજપદની પ્રાપ્તિ કરાવવાની હતી. તે કાર્ય તમે કરી શકયાં નથી. અને અમારાથી સર્વ જીવોને વિમુખ કરી, અનિત્ય દેવોનાં નામનો જાપ જપાવી જીવોને તમે યમદૂતનાં હાથમાં સોંપી દીધા છે.

**विमुख नहि तो कीनु सनमुखके, तुम गतिवंत न मेरे ।**
**तो सनमुख ते कीये केहुनके, अमुजीत गत अंधेरे ।। (१०५)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! અમારા સ્વજાતિ જીવોને અમારી સનમુખ કોઈએ કર્યા નથી કારણ કે અમારી ગતિ ને તમે જાણતાં નથી, એટલા જ માટે તમે જીવોને જેની સનમુખ કર્યાં તે વિજાતી અને અનિત્ય દેહધારી હોવાથી અજ્ઞાનરૂપી અંધકારમાં અંતરની શાંતિ નહિં મળવાથી અલ્પજ્ઞ ગતિનાં જીવો ઘણાં અમુઝાય છે.

**अमुजीत हमकु चिन विनाके, गुण कर्ता करी माने ।**
**ज्यौं त्ये रेन न टळे रतन से, विन उदये निज भाने ।। (१०६)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે, "હે વિપ્રજન આચાર્યો ! અમારા સ્વજાતિ અંશો અમારા લક્ષ જ્ઞાન રૂપી પ્રકાશ વિના અજ્ઞાન રૂપી અંધકારમાં ઘણાં અકળાય છે. દષ્ટાંતે જેમ રાતને દૂર કરવા તેજસ્વી રતન મૂકવામાં આવે તો પણ રાત્રીનો અંધકાર દૂર થતો નથી, એવી રીતે રત્ન રૂપે ત્રિગુણ દેવોનાં મંત્ર જપવાથી જીવોનું અજ્ઞાન નાશ પામતું નથી. તે અજ્ઞાન નાશ તો ત્યારે જ પામે કે, કૈવલજ્ઞાન રૂપી સૂર્યનો ઉદય થાય. ત્યારે જ અંશો પોતાને અને નિજકર્તાને જોઈને યથાર્થ જાણી શકે.

**रतन समोवड थपीत तुमनने, गुण अवतारन इशु ।**
**देइ उपमा अविगत करी बरने, तेही हम नहि जुगदीशु ।। (१०७)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે, હે વિપ્રજન આચાર્યો ? તમે ગુણનાં અવતારી ઈશ્વરોને રતન સમાન ગણીને તેમની સ્થાપનાઓ કરી. અમારા અવિગત સ્વરૂપની ઉપમાઓ આપીને બેહદ વર્ણન કરી, જગતનાં જીવોને જણાવ્યું છે. પરંતુ તે ગુણોનાં જેવા અમે નિજકર્તા નથી.

**अब क्या कहु अबुज तुमेरी, सब विधि समज अयाना ।**
**कांहां गत मत गइ गमइ तुमेरी, अरे असुज अभाना ।। (१०८)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! કહી કહીને તમને કેટલું કહું ? અરે ઓ અણસમજુ ! તમને કોઈ પણ પ્રકારની જાણ રહી નથી. તમારી ગતિ મતિ કયાં ગુમાવી દીધી ? તમને નિજસ્વરૂપની સુજ નહિ પડવાથી ભાન વિનાના અજાણ રહેવાથી અમને જાણી શકયાં નથી.

**ज्यो कोइ पुरुष तजी पारसकु करीत वणज विध विध के ।**
**अरब खरब के रलीत दरब पण, नहि पारस सम निधके ।। (१०९)**

હે વિપ્રજનો ! દષ્ટાંતે જેમ કોઈ મનુષ્ય પારસનો ત્યાગ કરી જુદી જુદી પ્રકારનો ઘણો વેપાર કરે અને રળી રળીને અર્વ ખર્વનું ધન કમાય, તો પણ નિધિ સમાન પારસની બરાબરીમાં આવી શકતું નથી.

**अेही परकारे तुमने गमाइत, पारस जाप परणवके ।**
**करत वणज तन धारीनके जप, जीमे न कोहु तरन के ।। (११०)**

હે વિપ્રજન આચાર્યો ! તમે પારસ સમાન પ્રણવના મુળ અજંપા જાપને ત્યજી ગુણના અવતારી ઈશ્વરો સાથે પ્રિતિ બાંધીને તેમનાં નામ સ્મરણનો વેપાર કર્યો, પરંતુ તેનું ફળ પ્રણવ જાપની બરાબરીમાં આવી શકતું નથી. અને દેહધારીઓનાં નામ જપવાથી ભવપાર થઈ શકાશે નહિં.

**अेही भव भेख सहित भरमाइत, तुम थइने अगवाइ ।**
**तज संसार भजत संसारीने, मुलगी मुडी गमाइ ।। (१११)**

હે વિપ્રજન આચાર્યો ! તમે જગતનાં આગેવાન થઈને ત્યાગી ભેખધારીઓને પણ ભરમાવી દીધા તમે સંસારી હોઈ સંસારનું જ ભજન કર્યુ કારણ કે તમે અહિંના નાના સંસારી અને ત્યાં દેવલોકના અવતારોની આદ્યે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન તે મોટા સંસારી ગણાય તમે નાનો સંસાર છોડી મોટા સંસારમાં ગયાં તે દેવ દેવીઓનાં નામનો જાપ કરવામાં જે શ્વાસોશ્વાસની મૂડી હતી તે પણ તમે ગુમાવી દીધી, તમે એ વિચાર ના કર્યો કે, મનુષ્ય દેહ દેવોને પણ દુર્લભ ગણાય છે. તે વિશેષ ગતિનાં દેવો પણ મનુષ્ય દેહની માંગણી કરે છે. એવો અમુલ્ય મનુષ્ય દેહ મળવા છતાં તમે દેવોનાં શરણે ગયાં તે યોગ્ય લેખાય નહિં. (મોક્ષની પ્રાપ્તિ અર્થે)

**अरे अधर्मी अधम कीये कज, निज अधिकार तजीने ।**
**वेद विटंडी भये प्रणव तज, क्रतव पुराण भजीने ।। (११२)**

"કરૂણેશ પતિ કહે છે કે, અરે ઓ વિપ્રજન આચાર્યો ! તમે મહાઅધર્મી થઈને અધમ ગતિનાં માર્ગે શા માટે જઈ રહ્યાં છો ? અમુલ્ય પ્રણવ અજંપાનાં જાપને ત્યજી દઈ મુખ ઉચ્ચારનો બકવાદ કરીને વેદ વિટંડી થઈને કલ્પિત પુરાણોનાં ઈશ્વરોને તમે ભજતાં થઈ ગયા છે.

**अे भव भर मोइ दीये तमनकु, निगम प्रणव अधिकारु ।**
**तिनकी खोज करीत नहि तुमने, हु तेजो आद्य विचारु ।। (११३)**

"કરુણેશ પતિ કહે છે કે" હે વિપ્રજન આચાર્યો ! આ ભવભરમાં વેદનાં વિતરૂપ પ્રણવ જાપનો અધિકાર તમને જ સોંપ્યો હતો. તેની તમે તનમનથી ખોજ કરીને સમજી શકયાં હોત તો આ પ્રણવની પ્રેરણા કરનાર કોણ છે ? તે આદ્ય વિચાર જરૂર તમે કરી શકત.

**आद्य विचार अनाद्य पुरुषमे, मोइ संकल्पसे सबही ।**
**तेही के तेही चले अबलग ल्यौं, नवीन कीये कोहु कबही ।। (११४)**

"કરૂણેશ પતિ કહે છે કે હે વિપ્રજન આચાર્યો આદ્ય વિચાર મેં પરમ પુરુષે પ્રથમ કરેલો હોઈ, તે અકળ વિચારથી શુદ્ધ સંકલ્પ કરીને સમસ્ત જગત સહિત સર્વ અંશોને ઉત્પન્ન કર્યા છે પ્રત્યેક શરીરોને પ્રણવ અંશની એકતાનાં સંબંધે જે પ્રમાણે કર્યું છે તે જ રીતે અત્યાર સુધી ચાલતુ આવ્યુ છે. તેમાં કોઈએ કંઈ પણ નવીન ઉત્પ ન્ન કર્યું નથી.

**तो तुमने बहु पक्षपाती कर, शाने सकल भुलाये ।**
**अेक पति हमकी परजा सब, कहो कौन अन उपजाये ।। (११५)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! અનંત બ્રહ્માંડની આદ્ય સમસ્ત વિશ્વનું સર્જન અમે જ કરેલું છે, તમામ શરીરોમાં અમારા સજાતિય અંશો વસાવેલા હોઈ, સર્વને જીવન આપી પાલનપોષણ અમે જ કરીએ છીએ. તો પછી તમે અનેક મતપંથોના પક્ષ ઉભા કરી, અમારા અંશોને તમે શા માટે ભુલાવ્યાં છે ? તે તમે જરા કહેશો ખરા કે ? અમારા કરેલામાં બીજું કોઈએ શું ઉત્પન્ન કર્યુ છે ?

**तो क्यौं करीत अनेक ईष्ट भव, तरण कीये विन तिनकु ।**
**जीनकु जुगल गवाये जपन कर, तजी निज हमन सामीनकु।। (११६)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો !તમે જેને ઇષ્ટ માનીને થાપ્યાં. તેમણે ઘાસનું એક તરણું પણ બનાવ્યું નથી. છતાં જુગલ જોડીવાળાં રામ અને સીતા, વિષ્ણુ અને લક્ષ્મી, શંકર અને પાર્વતી, પુરૂષ અને પ્રકૃતિ, કૃષ્ણ અને રાધા, એ સર્વને ઇષ્ટ ગણીને તેમનાં જ ગુણ તમે ગાયા અને જગતજનોને ગવરાવ્યાં. અમે સર્વનાં સ્વામિ સર્જનહાર અખંડ અવિનાશી હોવા છતાં અમારો ત્યાગ કરાવ્યો.

**अरे अभागी भुल तमनकी, केतीक कहुं विकलकु ।**
**हमकु तजी आद्य अविगतकु, द्रढ करी लीये नकलकु ।। (११७)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો !તમે અભાગીયાઓએ પાગલ જેવાં થઈને કેટલી બધી મોટી ભુલ કરી છે. અમે સર્વ અંશોનાં અવિગત પતિ હોવા છતાં અમારો ત્યાગ કરીને તમે નકલી ઇષ્ટોને કર્તા મનાવી દ્રઢ કરાવી જગત જીવોની પાસે ગુણ ગવરાવ્યાં છે.

**हमतो तुमकु कही हमनकी, राखन पेज परमही ।**
**तेही तो तुम हमकी गम तजीतव, लहे न मुळ मरम ही।। (११८)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો !પરમપેજ એટલે અમને જાણવાની પ્રણવરૂપી યુક્તિની કળ તમને બક્ષીસ કરી હતી તેને તમે જાળવી શકયાં નહિં. એ કારણને લઈ અમારી નિજ ગમ તજી દેવાથી અમને પ્રાપ્ત કરવાનો મુળ લક્ષરૂપી મરમ જાણી શકયાં નથી.

**मुळ मरमते पेज परमकी, जेही लख एक रखनकी ।**
**फसे नहि कोहु फंद अनीतके, जीनु तुम देइ रखनकी ।। (११९)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો! ઉધર્વગતિનો જે પ્રણવ છે. તે જ પરમ યુક્તિ હોઈ, અમને પ્રત્યક્ષ જાણવાનો એ મુળ મરમ છે. તે લક્ષમાં દ્રષ્ટિ રાખવાથી અનેક ઇષ્ટોનાં ફંદમાં ફસાઈ જવાતું નથી. તે માર્ગ પ્રથમથી જ તમને જણાવેલો હોય, તમે તેના પર ધ્યાન રાખી શક્યાં નથી.

**ते तो तुम कांइ राखी शके नही, उलटे भव भरमेहु ।**
**एसी तुमनकी जान परी हुत, तो अघीपद कयौं देहु ।। (१२०)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," હે વિપ્રજનો ! મેં તમને મુળ પ્રણવનાં અજંપા જાપનો અધિકાર આપ્યો હતો. તે તમે સાચવી શકયાં નહિ. ઉલટા આ ભવનાં લોકોને તમે ભંભેરી નાંખ્યા. આવી રીતે અમારી આજ્ઞાનો લોપ કરીને તમે અયોગ્ય કાર્ય કરશો, એવું પ્રથમથી મેં જાણ્યું હોત તો તમને અધિકાર આપત જ નહિં.

**अब तो दीये सो दीये तमनकु, ओ भवके भर लगही।**
**हम वचन बे वचन हवुं नही, मोइ संकल्प ल्यौं पगही ।। (१२१)**

"નિજ કૈવલપતિ કહે છે કે, "હે વિપ્રજનો ! જે વેદનો અધિકાર મેં તમને આપ્યો, તે આપ્યો. હું એક વચની હોવાથી બે વચની થતો નથી, કારણકે મારા સત્ સંકલ્પથી સૃષ્ટિનું સર્જન કર્યું છે તે સંકલ્પનો વેગ સમે ત્યારે સૃષ્ટિનો અવધિકાળ આવે, ત્યાં સુધી તમને યોગ્ય લાગે તેમ કરશો. તો પણ હું રોકટોક કરીશ નહિં.

**पण फेरीनके नवीन रचुं भव, तो तुमसे न पतीजुं ।**
**देवुं अधिकार कुवेर पतियारूं, जेही जीनसे हम धीजुं ।। (१२२)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો !જ્યારે ફરીથી હું આ સૃષ્ટિનું સર્જન કરીશ ત્યારે તમારા ઉપર હું જરાયે વિશ્વાસ લાવીશ નહિં પરંતુ બ્રહ્માંડની આદ્ય સમસ્ત સૃષ્ટિનો વહીવટ મારાં પરમ વિશેષ અંશ જે સત્ શ્રીમંત કુવેર સ્વામિનાં નામથી ઓળખાય છે. તે મારા વિશ્વાસ પ્રાત્ર હોવાથી તેમને સોંપીશ.

**ઇતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે વિપ્ર આચાર્ય નિજ બોધકો ત્રયસ્ત્રિંશતમ**

**સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

★★★

# સિદ્ધાંત-૩૪

અથ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે નવીન રચનામેં અધિકાર દેને કો ચતુસ્ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય

શ્રી કરૂણેશ ઉવાચ :-

**धीजु हमकी जाण करन पर, भव अज्ञान मटाइ ।**
**हमके विना थपीत जेही कर्ता, जीनु जगमांय रटाइ ।। (१)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," આ ભવમાં સર્વ જીવોનું અજ્ઞાન મટાડી અમારા નિજપદની જાણને જણાવશે, તેનાં ઉપર રીઝીને હું પરમ વિશ્વાસ રાખીશ, અને અમને ત્યજી દઈને બીજા ઇષ્ટોને કર્તા તરીકે મનાવી તેમનાં નામનું રટણ કરાવશે, તો તેના ઉપર અમારી રીઝ થશે નહિં.

**तेही रटण रट करीत उथापन, जीव सकल रगरगकी ।**
**अेक उपास कराय हमनकी, जीनु चकवे जनवनकी ।। (२)**

કરૂણેશ પતિ કહે છે કે અમારા પરમ વિશેષ અંશને એટલા જ માટે આ ભવમાં મોકલ્યા છે કે અમારા સિવાય બીજા ઇષ્ટોનો જાપ સર્વ જીવોના હૃદયમાં પ્રસરી ગયો છે તેના રોમે રોમ અને રગેરગમાંથી ઉખેડીને ફેકી દેશે, અને જીવોનાં તનમનને પવિત્ર કરી અમારી અખંડ ઉપાસના કરાવશે; તે પરમગુરૂ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી અમારું ચક્રવર્તી કૈવલ જ્ઞાન વિશ્વભરમાં જણાવીને અમને જાહેર કરશે.

**तेही चकवे जनवाव परमगत, मोइ परम अंसेसु ।**
**धरीत करण करूणामय वचना, सचना करी उपदेशु ।। (३)**

"નિજ સકર્તાપતિ કહે છે કે, "અમારા પરમવિશેષ અંશ જગતભરનાં જીવોને અમારું ચક્રવર્તી કૈવલ જ્ઞાન જણાવીને નિર્ભય કરશે તેમનાં કરૂણામય વચનો જે જીજ્ઞાસુ જન પ્રિતિપૂર્વક સાવધ થઈને સાંભળશે તે અમારો સત્ય ઉપદેશ ગ્રહણ કરી ભવબંધનમાંથી છુટી શકશે.

**तेही उपदेशनके भवभरमे, अंश सवेत हवीत के।**

**अबके देवु अधिकार तेहुनकु, जपवे मोइ भव भिन्नके ।। (४)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારા પરમ વિશેષ અંશ ભવભરનાં જીવોને અમારા ચક્રવર્તી જ્ઞાનનો ઉપદેશ આપશે. ત્યારે ગ્રહણ કરવાવાળા અંશો ઐશ્વર્યતાવાળા થશે, આવી રીતે અમારા કૈવલ મંત્રનો જાપ સર્વ જનોને લખાવશે. જેથી અમે સમસ્ત જગતથી ન્યારા છીએ એમ જાણીને સર્વ જીવો અમારું લક્ષ ભજન કરશે.

**भव तो मोइ संकल्पके उपजीत, गुण गण सहित समेति।**

**वीस चतुर अवतार ईश ल्यौ, निगम कहीत लग नेति ।। (५)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે," જગતની આદ્યે લઈ ગુણ, ગણ, સહિત ચોવીસ અવતારો મારા શુદ્ધ સંકલ્પની વિભુતિઓ છે જેની વેદે નેતિ પોકારી છે તે વ્યાપક નિર્ગુણ બ્રહ્મ હોય તે પ્રકાશ જ્યાં સુધી પહોંચેલો છે ત્યાં સુધી અમારા સંકલ્પનો પસારો થયેલો છે.

**आद्य शक्ति समदाय पुरूष हित, मोइ संकल्प उपजेहु ।**

**ओर नहि कोइ कर्ता कारवता, भवभर हमन विनेहु।। (६)**

"કરૂણેશ પતિ કહે છે કે," આદ્ય શક્તિ અને પુરૂષ નિરંજન સહિત સર્વ સમુદાય અમારા શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલો છે. આ ભવભરનાં કર્તા કારવતા અમે પોતે જ હોય, આ જગત રૂપી દ્રષ્ય અદ્રષ્ય સર્વે કૃત અમારુ જ ઉત્પન્ન કરેલુ છે.

**तबते अेक अखंडित हमकु, आद्य अंत मध्य ठावे ।**

**आन्य उपास अनीत अल्पीतकी, तेही सब भरम मटावे।। (७)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," આદ્ય, અંત અને મધ્યમાં અમારા પરમ વિશેષ અંશ અખંડ અનાદિ અમારા કૈવલ પદનું સ્થાપન કરશે. અમારા સિવાય બીજા અલ્પ ઈષ્ટોની અનિત્ય ઉપાસનાઓનો ભરમ મટાડીને અમારા નિજપદની પ્રાપ્તિનો અલૌકિક લક્ષ લખાવશે.

**अेही विधि भरम मटावन भवमे, चकवे करन हमनकु ।**
**तिनके ज्ञान ग्रहीत जेही जन उर, तन धर करीत समनकु ।। (८)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશ ભવભરનો ભરમ મટાડીને અમારા કૈવલ જ્ઞાનને સમસ્ત વિશ્વમાં ચકવે કરશે જેથી સર્વજ્ઞ પરમગુરૂએ જણાવેલાં અલૌકિક જ્ઞાનને મનુષ્ય તનુ ધારી સર્વ અંશો તેમનાં હૃદયમાં નિજલક્ષ ધારણ કરીને વારંવાર વિચારી અમલમાં મુકીને અમારા વચનોને અનુસરશે.

**अेसेही जीव अगणित अेही भवमे, न्याय सहित नरणेतु ।**
**तेही अंशके करीत समोहन, बकस करूं भव खेतु ।। (९)**

"નિજ સકર્તા પતિ કહે છે," અમારી ઇચ્છાથી ભવભરનું જે ખેતર સર્જેલું છે. તેને જેમ છે તેમ, જાણવાની સર્વજ્ઞ ગતિ અમારા પરમ વિશેષ અંશને અમે બક્ષીસ કરી છે. જેથી સર્વ અંશોના સમુદાયને કૈવલ લક્ષનું જ્ઞાન જણાવીને તેમને અંશઅંશી પદની એકતાનો ન્યાય સહિત નિર્ણય કરાવશે.

**तेही बकसु रजोगुण सहितमकु, हमकु जेही जाननके।**
**निगम कायदे देहु तेहुनकु, जेही सत वित छाननके।। (१०)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," અમારા પરમ વિશેષ અંશને અમારી અકળ ગતિ બક્ષીસ કરી છે. જેથી અમને સંપુર્ણપણે જાણતાં હોવાથી વેદના કાયદાઓનું જ્ઞાન પણ તેમાં સમાઇ જાય છે. રજોગુણ પ્રાધાન્યનાં હકદાર બ્રહ્માજી હોય, જેનાથી વિશેષ અનીતિ વર્તાય છે. તેનું ઉથાપન કરીને જડથી નિજ ચૈતન જુદો છે. તેવી નિશ્ચયાત્મક્ સત્યની છણાવટ કરીને અમારા નિજપદને યથાર્થ જણાવશે.

**फेरी रचनाय रचनकी कही हम, तिनके कहुं अभिप्राइ ।**
**गुण अवधीके अंत हवे जब, तब फेरी करूं रचनाइ ।। (११)**

"કરૂણેશ પતિ કહે છે કે," તેત્રીસમાં સિદ્ધાંતની છેવટની ચોપાઈઓમાં અમે જણાવ્યું હતું કે, જ્યારે ગુણ ગણનો અવધિકાળ આવી જશે, ત્યાર પછી ફરીથી હું જગતની રચના કરીશ; તેનો અભિપ્રાય તમને કહી બતાવું છું.

**तेही रचनामे देहु अधिकारन, परम अंश पाक्षीनकु ।**
**तेही जनाये कर्ता हमनकु, करीत न्याय भव भिन्नकु ।। (१२)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," જગતની રચનાનો સંપુર્ણ અધિકાર મારા પરમ વિશેષ અંશને આપીશ કારણ કે તે મારા પક્ષનાં હોવાથી મારા સકર્તા પદનું જ્ઞાન જગતનાં સર્વ અંશોને જણાવીને ન્યાય સહિત નિર્ણય કરાવશે કે, આપણાં સર્વેના સર્જનહાર નિજકર્તા સદા સદોદિત જગતથી ન્યારા રહે છે.

**गुण अवधी ओरू प्रकृति आद्य लग, फेरी फेरी करूं रचनाइ ।**
**छेवट अवध पुरूषके अंतु, पीछे कोउ न रहाइ ।। (१३)**

"નિજ સર્જનહાર સ્વામિ કહે છે કે," જ્યારે જ્યારે ગુણગણનો અંત આવતાં લય કરી નાંખું છું આવી રીતે પ્રકૃતિનો અવધિકાળ આવે, ત્યાં સુધી હું ફરી ફરીને જગતની રચના કરૂં છું. અને આદિ પુરૂષ નિરંજનનો અવધિકાળ આવી રહે તે સમયે જગત રચનાનું એક પણ તત્વ રહેવા પામતું નથી.

**रहे नहि कोइ आद्य अंत मध्य, निगम सहित निजज्ञानु ।**
**सकल अंश समटी लेवुं मुजमे, करू अरस अभिरानु ।। (१४)**

"કરૂણેશ પતિ કહે છે કે", મારા સંકલ્પનો વેગ પુરો થાય, ત્યારે જગતની આદ્ય, મધ્ય અને અંત સુધી કંઈ પણ રહી શકતું નથી. વેદનું જ્ઞાન પણ વિરામ પામી જતું હોય, મારી બાહ્ય વૃત્તિને સમેટી સર્વ અંશો સહિત મારી અંતર વૃત્તિમાં લીન કરીને મહાશુન્યની મધ્યે અંતરીક્ષ અધર તખ્ત પર અખંડ બિરાજું છું.

**देखो मोइ संकल्पकी भविता, हवीता आंहां लग अंतु ।**
**अेही परकारन महाद्य हमनकी, अथाह अपार अनंतु ।। (१५)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," અમારા સંકલ્પથી ઉત્પન્ન થયેલી ઐશ્વર્યતાવાળી સમૃદ્ધિઓ સંકલ્પના અંતે સર્વ સમેટાઈ જાય છે. ત્યારે જેનો પારના પામી શકાય, એવા અથાહ અને અનંત ગતિવાળા અમે એકમેક અદ્વૈત સ્વરૂપે એકલા જ રહીએ છીએ.

**तिनके अंत करीत मोइ कल्पीत, अनीत अवध परमेसु ।**
**तेही तुमने हमकु करी माने, कहो कीनके उपदेशु ।। (१६)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે જગતનાં જનો જે અનિત્ય દેહધારી અલ્પજ્ઞ ઇશ્વરો છે. તેમનામાં અમારી અપાર પ્રભુતાવાળી વિભુતિઓ ઘટાવીને ખોટી ઉપમાઓ આપી તેમને પરમેશ્વર મનાવ્યા છે. એવા ઉપદેશકો તમોને કોણ મળ્યાં ?

**वेद सहित मोइ कहे अथाहक, शास्त्र पोंच नहि पाइ ।**
**कुन उपदेश अनीत मोइ थपीतव, वरथे वरथ जनाइ ।। (१७)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," અથાહ અથાહ કહીને અમારા સકર્તા પદની વેદે નેતિ પોકારી છે. અને શાસ્ત્રોની ગમગતિ તો અમારા પદમાં પહોંચી શકતી જ નથી. તો પછી કોના ઉપદેશથી અમારા નામની ઉપમા અનિત્ય ઇષ્ટોમાં ઘટાવી તેમને સ્થાપી અર્થ વિનાનું વૃથા વર્ણન કરીને તમને ભુલાવ્યાં છે ?

**ओरू गुरू शिर संन्यास तमनके, पुनी परमैंश समेतु ।**
**सो तो अक्रत ब्रह्म अखंडित, कहावत तिनके वेतु ।। (१८)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજનો! વેદમતને અનુસરી થયેલા સંન્યાસીઓ અને પરમઅંશો તેમને તમે ગુરૂ માની તમારા શિર ઉપર ધારણ કર્યા છે. તેમના કહેવાથી અવતારી પુરૂષોને તમે પરમેશ્વર ગણી, તે બ્રહ્મની સાથે સરખાવ્યાં છે. તે અખંડ અકર્તા બ્રહ્મમાં જાણવા જેવું કંઈ જ નથી. છતાં તેને અમે જાણીએ છીએ. એવું અભિમાન ધરાવો છો.

**तेही वेत्तनमे क्रतवन थापीत, गुण अवतार समेती ।**
**तो तुमने करी कही केहुनकी, अरे अजाण अचेती ।।** **(१९)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્ર જનો! જે અદ્વૈત અકર્તા બ્રહ્મ ભાવાભાવ સિવાયનું હોવાથી વેદોએ જેનું નિરૂપણ કરી જણાવ્યું. તેમાં દ્વૈતનું વર્ણન જ નથી, તો પછી તમે ગુણોની અને ગુણના અવતારોની સ્થાપ્ના કોના કહેવાથી કરી છે ? જેથી તમે બ્રહ્મની જાણ રહિત અજાણ અને અચેત ગતિનાં છો.

**प्रगट कहनकी करण धरीत नहि, पुठल क्यौं पतियावु ।**
**देख लीये जबत्ये अबलग ल्यौं, तुमेरे विटल स्वभावु ।।** **(२०)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે વિપ્રજનો ? અમારા પરમ વિશેષ અંશનો પ્રત્યક્ષ પ્રમાણવાળો અનુભવ અત્યારે તમે સાંભળવાની ઇચ્છા ધરાવતા નથી તો પછી પાછળથી તમે માનશો એવો વિશ્વાસ મને કેવી રીતે આવે ? સૃષ્ટિની શરૂઆતથી અત્યાર સુધી તો તમારો સ્વભાવ મેં જોઈ જાણી લીધો છે કે તમે અનેક ઇષ્ટોની ઉપાસના કરતાં હોવાથી વહિતલ થઈ ગયેલા છો.

**विटल स्वभाविक वदीत न मानत, हाल हजुर हमनकी ।**
**अब तो तुमसे अगड करीनके, नहि पतियावन हमकी ।।** **(२१)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે વિપ્રજનો ! અમે હાલ હજુર વદીને અનેક વચનો દ્વારા તમારા કલ્યાણ અર્થે ઉપદેશ કરવા છતાં તમે વહીતલ સ્વભાવના હોવાથી અમારૂં એક પણ વચન માન્યું નથી જેથી અમે જાણી લીધું છે કે, તમને આગળથી બોધ કરતાં કરતાં આવેલા હોય, બેદરકાર થયેલા જોઈને હવે તમારા ઉપર અમને વિશ્વાસ આવશે નહિં.

**जो रजोगुण अंशनकी अबलग, कही शीख देन सबनकी।**
**गुण अवधीके रचु रचनामे, देवु अधिकार तबनकी ।।** **(२२)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," જગતની આદ્યથી અત્યાર સુધી રજોગુણનો અધિક વિલાસ કરવાવાળા જે જે અંશો છે. તે સર્વને રજોગુણના વિષયોમાંથી વિરક્ત થવા માટે મારા ઉપદેશની

શિખામણ દીધી છે. હવેથી આ ગુણોનો અવધિકાળ આવશે અને સૃષ્ટિનો લય થશે. ત્યાર પછી ફરીથી હું સૃષ્ટિની રચના કરીશ ત્યારે સર્વ પ્રકારનો અધિકાર મારા પરમ વિશેષ અંશને હું આપીશ.

**ओर अंश वरजीत रजोगुणके, तेही तारीप कहुं अबही ।**
**तिनकु लेवु शरण हमयनके, कुवेर तजु नहि कबही ।।** **(२३)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," આ સૃષ્ટિની ચાલતી ધારામાં સર્વજ્ઞ પરમગુરૂનાં ઉપદેશને ગ્રહણ કરી, રજોગુણના વિલાસમાંથી રહિત થયેલા તારીફની યોગ્યતાવાળા જેટલાં અંશો હશે તે સર્વને હું મારા શરણમાં લઈશ. "હે મારા પરમ વિશેષ અંશ?" "સર્વજ્ઞ શ્રીમંત કુવેર" તમને હું જણાવું છું કે, તે અંશોને હું કદાપિ તજીશ નહિ.

**ઈતિશ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે નવીન ભવ રચનામે અધિકાર દેનેકો ચતુસ્ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ.**

## સિદ્ધાંત-૩૫

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે કર્મ સિદ્ધાંત પરિચ્છેદકો પંચત્રિશતમ્ સિદ્ધાંત નિર્ણય.**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**करम सिद्धांत कीये हमकु तज, जीने जुगत सजेती ।**
**पण तेही कीये रहीत केहुनमे, मोइ वैराट विनेती ।।** **(१)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મવાદીઓ! તમે અમારા સકર્તાપદને ત્યજી દઈ, તમે કર્મનાં સિદ્ધાંતની યુક્તિઓ સર્જીને કર્મ સ્થાપન કર્યુ છે. કેટલાંય જીવોને અમારાથી વિમુખ કરી કર્મનાં માર્ગે વાળ્યાં છે. પરંતુ કર્મનાં મતની રચના અમારા બનાવેલા વૈરાટમાં રહીને જ કરી છે. તમે સકર્તા સિદ્ધાંતના વિરૂદ્ધ વર્તન કરો છો. તો અમારા રચેલા વૈરાટને છોડી તમે કયાં જઈને રહેશો ? તે વાતનો તમે વિચાર કરી જોશો.

**चंद्र सुरज ओरू सहित मारूत घन, जमी आसमान समेतु।**
**तेही आगे हम करीत रखे हुत, जेही जुगधर भव खेतु।।** (२)

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," ચંદ્ર, સૂરજ, વાયુ અને સઘનઘન તેમજ જમીન આસમાન સહિત સર્વ વિભુતિઓ અમારા શુદ્ધ સંકલ્પમાં અવ્યક્ત રૂપે રાખી હતી જ્યારે જ્યારે અમને ઈચ્છા થઈ ત્યારે ઉપર જણાવેલી વિભુતિઓ પ્રગટ કરીને ભવરૂપ ખેતર રચી તૈયાર કર્યુ છે.

**तिनमे रही तुम करम करत हो, रध सब भुगत हमनकी ।**
**अेही वैराट रचीत हमीयनके, तिनमे क्यांहां तमनकी ।।** (३)

"નિજ સકર્તા પતિ કહે છે કે," અમારા રચેલા વૈરાટમાં રહીને જ તમે કર્મ કરો છો. પરંતુ પિંડમાં કે બ્રહ્માંડમાં અમારી રચેલી વિભુતિઓ રૂપી સમૃદ્ધિ ભોગવો છો. તે કહેશો ખરા કે? તેમાં કઈ વસ્તુ તમારી બનાવેલી છે ?

**अेही ब्रह्मांड करम तुमयनसे, बने नहि कोउ सेती ।**
**अन्न पानादिक रकम हमनकी, जीनसे करम सबेती ।।** (४)

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મવાદીઓ ! તમે કોઈ પણ પ્રકારનાં કર્મોનો પ્રયત્ન કરવા છતાં આ બ્રહ્માંડમાં રેખમાત્ર તત્વ પદાર્થ તમારાથી થઈ શકશે નહિં. અમારા સર્જેલા અન્ન પાનાદિક પદાર્થોનાં પોષણથી તમે સર્વ જીવતા રહીને કર્મ કરી શકો છો.

**अे सब काम तमनके आवत, स्त्राजम सकल सबेतु ।।**
**रवि शशी सहित अवन मारूत घन, तदपी न हमन सहेतु ।।** (५)

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે કર્માચાર્યો! અમારી રચેલી વિભુતિઓ સૂર્ય, ચંદ્ર, વાયુ, વરસાદ અને પૃથ્વીએ સર્વ તમારે કામ લાગતાં હોય અને તેનો તમે ઉપયોગ કરો છો. છતાં અમારી સાથે હેત રાખતાં નથી તે તમે મહાન અનર્થ કર્યો છે.

**अेतनी रकम हमनकी भुगती, करम सिद्धांत करेहुं ।**
**अरे अभागी त्यजी हमनकु, कयौं कीत भरम परेहु ।।** (६)

"કરૂણેશ પતિ કહે છે કે," ભવભરમાં બનાવેલી અમારી રકમો તમો પ્રેમથી ભોગવો છો, છતાં હે અભાગી જનો ! કર્મનાં સિદ્ધાંતનું સ્થાપન શા માટે કરો છો ? એવું અજ્ઞાન તમને કેટલાંય કાળથી લાગેલું હોવાથી અમને ત્યજી દઈ, કોના કહેવાથી તમે ખોટા ભ્રમમાં પડી ગયા છો ?

**रहेणी करणीनके फळ प्रापत, ल्यौगे तुम कुन हस्तु ।**
**करमे करम सकल जड जीनसे, हम विन सकल निरस्तु ।। (७)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મનાં મતાંવલંબીઓ તમે સર્વ રહેણીમાં રહીને શુભ કર્મોની કરણી કરો છો. તે કર્મ કરવાવાળા તમે અચેત હોય, કરેલા કર્મ પણ જડ છે. જેથી તમને કોઈ ફળ આપી શકતું નથી તો તે કર્મનો હિસાબ કોનાં હસ્તક રહેલો છે કે જેની પાસેથી તમે ફળ પ્રાપ્ત કરી શકો ? એ શુભાશુભ સર્વ કર્મોના ફળદાતા અમે હોવાથી અમને ત્યજી બીજાની આશા કરો તે વિત્ત સિવાયની હોય વૃથા છે.

**अहो धरसे तुम धणी विहोणा, करम करत हो कीनके।**
**आ तन तज ओरू तनमे जावत, तांहां फळ देकोउ तिनके ।। (८)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," હે કર્મનાં પ્રતિપાદકો તમે જગ રચનાની આદ્ય થી ધણી સિવાયનાં હોવા છતાં કોના ઉપર વિશ્વાસ લાવી કોના માટે કર્મ કરો છો ? તમે આ શરીર છોડીને બીજા શરીરમાં જશો ત્યારે ત્યાં તમને તે કર્મોનું ફળ કોણ આપશે ? કારણ કે તમારા કર્મ સિદ્ધાંતમાં કોઈ ફળદાતા ઈશ્વર નથી.

**करम जडनकु जाण न जीनकी, तुमकु पण नव सुजे ।**
**करम तमनको जोग करे कुन, तुम तो युगल अबुजे ।। (९)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મ સિદ્ધાંતીઓ! તમારા કરેલા કર્મો સદાના માટે જડ છે. તમે પણ સુજ વિનાના હોવાથી તમને આગળ પાછળની ખબર નથી, તો પછી તમે અને તમારા કર્મોનો યોગ કોણ મેળવી આપશે? કર્મ અને કર્મનો કરનાર એ બંને અચેત અને અજાણ છે.

**करम करन फळ देवनके हम, साक्षी सकल सवेता ।**
**ते हमकु तज भजीत करमकु, जडमे कुन सहेता।। (१०)**

"નિજ કૈવલપતિ કહે છે કે," હે કર્મવાદીઓ જગતભરનાં સર્વ અંશોનો હું સાક્ષી હોય, સર્વને જોવા જાણવાવાળો અંતરયામી છું. છતાં અમને ત્યજીને તમે જડ કર્મોને ભજો છો. તે કર્મો જડ હોવાથી તમારા ઉપર હેત કોણ ધારણ કરશે ?

**अब लगी तुम नहि जोइत तपासीत, करीत करम पति बिनके ।**
**सहित कर्म तुम उभे अजानीक, तो दानीक कोउ किनके ।। (११)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે કર્માચારીઓ! તમે જગતનાં પ્રારંભથી અત્યાર સુધી જ્ઞાન દષ્ટિએ જોઈને તપાસ કરી નથી. તમે તમારા શિર ઉપર નિજપતિને ધારણ કર્યા, સિવાય કર્મ કરતાં આવ્યાં છો. તમે કર્મ કરવાવાળાઓ અને તમારુ કરેલું કર્મ એ તમે બંને અજાણ છો. તો પછી કર્મનાં ફળનું દાન આપનાર દાતા કોણ છે ?

**करत कसायनके फळ तुमकु, पति विनुं कुन देवनके ।**
**हम पति सबके आद्य अनादिक, देवु सेव कइ सबयनके ।। (१२)**

"આદ્ય સકર્તાપતિ કહે છે કે," હે કર્માચારીઓ! તમે તનમનના કષ્ટો સહન કરીને જે જે શુભ કર્મો કર્યા હોય, તેના ફળદાતા નિજપતિનાહોય તો ફળ કોણ આપે ? એવા સર્વ અંશોનાં પરમ પતિ અમે આદ્ય અનાદિનાં હોય, જે જે અંશો જેવા કર્મ કરે તેને તેવું યોગ્ય ફળ ન્યાય સહિત હું આપું છું.

**शा माटे जे लहु चराचर, करीत कर्म तन मनकी ।**
**तेही माटे हम देही शकु सब, जेही जीनुं करणी करनकी।। (१३)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મવાદીઓ! અમે સર્વજ્ઞ ગતિના હોય, સ્થાવર જંગમનાં સર્વ તનુધારી જીવોની અંતર બહાર થતી ક્રિયાને તાદશ્ય પણે જાણીએ છીએ જે જે જીવો પોતાના તનમનથી જેવા જેવા કર્મ કરે છે. તે કર્મને જોઈ જાણીને જેનું જેવું કર્મ હોય, તેને તે પ્રમાણે ફળ આપીએ છીએ.

**अेही विधके हम देन करम फळ, तिनकु तजे तुमेही ।**
**तुम तो जड अधिकारन के जड, क्या करूं तदीप हमेही ।। (१४)**

નિજ સકર્તાપતિ કહે છે કે તે જ પ્રકારે વિશ્વભરનાં સર્વ જીવોને કરેલા કર્મના ફળ આપનાર અનંત સામ્રથતાવાળા સર્વના શિર સ્વામિ હોવા છતાં તમે અમને ત્યજી દઈ જડ કર્મો કરીને જડ બુદ્ધિવાળા થઈ ગયાં છો. તો પછી હું તમોને કેવી રીતે અને કેમ કરીને સમજાવી શકું ?

**जड करमनकु करी मरो भल, तुम पण तिनके बंधु ।**
**जड जडसे शिर पति विनाके, कुन तरे भव सिंधु ।। (१५)**

નિજ કૈવલ પતિ કહે છે કે, "હે કર્માચારીઓ ! તમે પણ કર્મના ભાઈ હોવાથી જડ કર્મો કરી કરીને ભલે મરી જાવ પરંતુ તમે નિજપતિને શિર ઉપર ધારણ કર્યાં નથી. તે કારણને લઈ તમે પણ જડ બુદ્ધિનાં હોય જડ કર્મો કર્યા છે. તો બન્ને જડે જડ હોવાથી આ ભવજળમાં કોણ કોને તારી શકશે ?

**भव सिंधु के पार लगे विन, कुन काजके करमु ।**
**निज मतलबके सरे विना तो, धरमे हवीत अधरमु ।। (१६)**

"પરમ સકર્તા પતિ કહે છે કે "હે કર્મવાદીઓ ! જે કર્મ કરવાથી ભવ સાગર તરી શકાતો નથી. તેવા કર્મ કયા હેતુ માટે કરવા જોઈએ ? જે ધર્મનું સેવન કરવાથી નિજ આપનપુનો મતલબ એટલે પતિ પદની એકતા ના થાય તો તે ધર્મ નહિ પણ અધર્મ જ લેખાય તો પછી શા માટે તેનું આચારણ કરવું જોઈએ.

**निज मतलब भव पार परनकी, हवीत मोक्ष आपनेही ।**
**ते कीम हवे करम जड जडसे, देवन पति विनेही ।। (१७)**

"કરૂણેશ પતિ કહે છે કે, "હે કર્મવાદીઓ ! પોતાના ચૈતન સ્વરૂપનો ખરો મતલબ એજ ગણાય કે, આ ભવ પારંગત થઈને જે નિજ ઘેરથી અંશો આવ્યા છે. તે ઘર પ્રાપ્ત થાય, તેને જ સાચો કૈવલ મોક્ષ કહેવાય છે. તે પરમ અર્થનો મતલબ કર્મ કરનાર અચેત અને કર્મો પણ જડ હોવાથી નિજપતિનો મેળાપ થયા વિના પરમ પદ પામવાનો અર્થ સરતો નથી.

**विन पतिकी कोउ वस्त न भवमे, देखो सुरत धरीनके ।**
**अंध परमपर मुये सकलको, कष्टे कष्ट करीन के ।। (१८)**

"નિજ કૈવલ પતિ કહે છે કે, "હે કર્માચારીઓ ! સર્જનહારનાં કર્યા સિવાય આ જગત રચનામા કોઈ વસ્તુ આપોઆપ ઉત્પન્ન થઈ જ નથી. તે તમારી સચેતન સુરતા ધરીને તપાસ કરી જોશો તો તમને જરૂરથી જણાશે કે, આપણને ઉત્પન્ન કરનાર અનંત ઐશ્વર્યતા વાળા સકર્તા સ્વામિ સર્વના શિર ઉપર રહેલાં છે. તો તેમને જાણ્યાં સિવાય પરંપરાથી અંતર દૃષ્ટિના અંધ બનીને જડ કર્મોના કષ્ટો કરી કરીને શા માટે મરી જાવ છો ?

**तेही कष्टके फळ पायनकी, नरणे तुम न करेहु ।**
**कहो आगे तुम कुन हुते भव, तेही नहि खबर परेहु ।। (१९)**

"કરૂણેશ પતિ કહે છે કે, હે કર્મના ઉપાસકો ? તમે ઘણાં કષ્ટો ભોગવીને જે જે કર્મો કર્યાં તેને તપાસીને નિર્ણય કર્યો નહિં, કે કરેલા કર્મોનું ફળ કોણ આપશે ? અને કયાં પ્રાપ્ત થશે ? વળી તમે પૂર્વ જન્મમાં કોણ અને કયાં હતા તે પણ તમને ખબર નથી તો કયા ફળની આશાએ તમે કર્મ કરો છો ?

**जेही परकारन अब नहि सुजत, पीछली करणी करनकी ।**
**तेही परकारन अबकी तब नहि, खोज न खबर परनकी ।। (२०)**

નિજ સકર્તા પતિ કહે છે કે હે કર્મવાદીઓ ! ગયા જન્મમાં કયાં રહીને કેવા કર્મો કર્યા હતા. કે જે આ જન્મમાં અત્યારે ભોગવી રહ્યા છો. તેની પણ લેશ માત્ર ખબર નથી. વળી આ જન્મમાં જે જે કર્મો કરો છો. તેની આવતા જન્મમાં કઈ યોનીના ઘાટમાં કેવી રીતે ભોગવવા પડશે. તેની પણ કોઈને જાણ નથી. તેજ પ્રમાણે આગળ પાછળનું જ્ઞાન નહી હોવાથી, પૂર્વ પુનર્વનાં કર્મની ખોજ કરીને કોઈએ નિર્ણય કર્યો નથી. તે કારણને લઈ કર્મ અનુસાર અલપજ્ઞ જીવો આ ભવમાં સુખ દુઃખ ભોગવી રહ્યા છે.

**अेही परकारन असुज अंधकी, को गम करे उतइतकी ।**
**सर्वज्ञ साक्षी विन कोउ शिर पर, को गत कहे कही तीतकी ।। (२१)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે, "હે કર્માચારીઓ ! એ જ પ્રકારે સર્વ જીવો જ્ઞાન દષ્ટિનાં અંધ હોવાથી તેમને કંઈ સુજ પડતી નથી. તો અહિં મૃત્યુ લોકમાંથી દેવલોકમાં જવાની અને દેવલોકમાંથી અહિં આવવાની ગમ ગતિ કોણ જણાવી શકે તેમ છે ? પરંતુ સર્વ અંશોનાં શિર ઉપર તમામનાં સર્વજ્ઞ સાક્ષીરૂપ સકર્તા સ્વામિ સિવાય આ બાજુ કે તે બાજુના ઋણમાંથી મુક્ત કરી કૈવલ પદને પ્રાપ્ત કરવાની અલૌકિક ગમ ગતિ બીજો કોણ જણાવી શકે તેમ છે ?

**जड करमनके नहिन घवाइक, तुमकु पण नव सुजे ।**
**क्यों जाणुं ते मीलसी करम फळ, आ भवके भव दुजे ।। (२२)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે, "હે કર્મનાં ઉપાસકો ! જડ કર્મમાં જાણપણું નહિ હોવાથી તમારા ચૈતન સ્વરૂપના સાક્ષી થઈ શકતાં નથી અને અંશ અસુજ ગતિવાળો હોઈ, પોતાને કે પોતાના કરેલાં કર્મને જાણતો નથી. અને આ જન્મમાં કરેલાં કર્મનું ફળ આજ જન્મમાં મળશે કે બીજા જન્મમાં મળશે તેની પણ લેશ માત્ર ખબર નથી.

**अेही विधि अंधे अंध करत हो, जड करमन के जोगु ।**
**पति विना कुन पते लगावे, जीनु करीत सजोगुं ।। (२३)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મના મતાવલંબીઓ ! એવીજ રીતે તમે કર્મ કરવાવાળાં અંધે અંધ મળીને જડ કર્મો કરી, તેનાં કર્મનું યોગ્ય ફળ મળવાની આશા રાખી કર્મ કરી રહ્યાં છો. પરંતુ સર્વ જીવોનાં સર્વજ્ઞ સાક્ષી નિજપતિ વિના અલ્પજ્ઞ જીવોને જડ કર્મ ભોગવવાનો યોગ બીજો કોણ મેળવી આપે તેમ છે?

**तबते जुठ्ठी कसण तुमेरी, उतइत जाण विनाकी ।**
**जन वनके कोउ पतिन स्थापीत, अे सब भुल तमाकी ।। (२४)**

" કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મવાદીઓ ! તમે મહા કષ્ટો ભોગવી ભોગવીને વિધ વિધ પ્રકારનાં જપ, તપ આદિ કર્મો કરો છો, જે જુઠે જુઠાં હોય, તે કર્મનું ફળ અહિં મૃત્યુલોકમાં કે

દેવલોકમાં મળશે. તેની તમને રેખ માત્ર ખબર નથી તે સર્વ પ્રકારની જાણને જણાવવાવાળા સર્વજ્ઞ નિજપતિને તમે પ્રથમથી શિર પર ધારણ કર્યા નથી એ ભુલ તમારી સર્વે કર્મવાદીઓની હોવાથી કયાંથી આવ્યાં અને કયાં જવું ? તે ગતિનાં તમે અજાણ રહ્યાં છો?

**करम सिध्धांत थपेहु जीन मत, देख कुवेर अेही भरमु ।**
**हमन विना जेही कर्म अफळके, तेही सुनाइत मरमु ।। (२५)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ? સત્ શ્રીમંત કુવેર, આ કર્મવાદનો સિદ્ધાંત જૈન મતનાં આદ્ય સ્થાપકોએ આ જગતમાં પ્રસિદ્ધ કર્યો છે તે કર્મનાં કરનાર અને કર્મનું ફળ આપનાર સર્વજ્ઞ સાક્ષીને જાણ્યાં વિના જે જે કંઈ કરે છે તે નિષ્ફળ જાય છે. તેમજ અદબદ માન્યતાવાળો જે કરેલા કર્મનો ભ્રમ તેનો મર્મ ખુલ્લો કરીને સર્વ પ્રકારે તમને જણાવ્યો છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે કર્મ સિદ્ધાંત પરિછેદકો પંચત્રિંશતમ**

સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ

## સિદ્ધાંત-૩૬

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અનીશ્વર સિદ્ધાંત ઉથાપનકો ષટ્ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય.**

શ્રી કરૂણેશ ઉવાચ

**ओरू अन इश्वर थपे क्रतव भव, उभे नैनके अंधु ।**
**सेजे सेज हवे जुग जाहेर, करी करी तंत समंधु ।। (१)**

"કરૂણેશ પતિ કહે છે કે," આ જગતમાં એક મોટો અન ઈશ્વર વાદ સ્થપાયેલો હોય, તે કહે છે કે આ જગતનો કર્તા કોઈ જ નથી તેની ઉત્પત્તિ સહેજાસહેજ થતી હોવાથી આપોઆપ ઉત્પન્ન થાય છે. તેમનો સિદ્ધાંત મુળ કતનો એવી રીતનો છે કે, પ્રકૃતિ અને પુરૂષ બિજગ

વૃક્ષનાં ન્યાયે રહ્યાં હોવાથી એ બન્નેનાં સંયોગે ઉત્પત્તિ ક્રમ ચાલુ થયેલો છે. તે દેવોથી દેવ, દાનવથી દાનવ, માનવથી માનવ, પશુથી પશુ અને પંખીથી પંખી એમ સ્થાવર જંગમની આદ્ય લઈ નરમાદાના સબંધે ઉત્તરોત્તર થયેલો જગતનો પસારો જાહેર દેખાય છે. છતાં અંતર અને બાહ્ય દૃષ્ટિનાં અંધ અન ઈશ્વરવાદીઓ સમસ્ત કતના કરનાર નિજકર્તાને માનતા નથી.

**पण निज आद्य सकलकी उत्पन्न, तेही तत जोइत न जागी ।**
**हाल हजुर देखी दल दरजीत, प्रथम न लहीत अभागी ।। (२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે અન ઈશ્વર વાદીઓ ! તમે વિચાર કર્યો નથી કે સમસ્ત જગતનાં રચનાર સર્વ અંશોને ઉત્પન્ન કરનાર આદ્ય સકર્તા કોણ હશે? અને જેણે તત્વોનાં અનેક ઘાટો રચીને અંશોને વસાવ્યાં છે. એ જ્ઞાન દૃષ્ટિએ જાગ્રત થઈને જોયું નથી એ કારણને લઈ હાલ હજુર દૃષ્ટિ સમક્ષ દેખાતાં નર નારીનાં સંબંધો જોઈ હૃદયમાં દ્રઢ કર્યુ કે, પ્રથમથી આવી જ રીતે જગત ઉત્પન્ન થએલું હોઈ ચાલતું જ આવ્યું છે. જેથી જગતનો કર્તા કોઈ નથી એટલાં જ માટે અભાગિયા જનો પ્રથમ મુળ ઉત્પત્તિનો મર્મ જાણી શક્યાં નથી.

**प्रथमनकी सोइ अखिल अगमकी, जबते हुता न कोइ ।**
**हुता अेक अविकास अमस्तु, पीछेन हमन विनोइ ।। (३)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," પ્રથમ અગમ્ય સ્વરૂપે ઉપજાણ કે ઈચ્છા વિના અમે એકલાં જ રહેલા હતાં. એક અવિકાશ રકમ વિનાનું અમસ્તે અમસ્તુ પાર ના પામી શકાય, એવું મહાશુન્ય અપાર વ્યાપી રહ્યું હતું જેથી અમારા સિવાય બીજું કંઈ પણ હતું જ નહિ.

**तेही हमही अेकल अविगत पत, गत संकल्प उपजाइ ।**
**तेही संकल्पसे करीत सकलको, कोउ नहि हमन विनाइ ।। (४)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી વિગત વાણી દ્વારા ના કહી શકાય, એવા અવિગત પતિ અમે આપોઆપ એકલા જ હતાં. ત્યારે મેં ગતિવાળો શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન કર્યો અને તેજ સંકલ્પથી સમસ્ત જગતની રચના કરી છે તે સમયે અમારા સિવાય બીજો કોઈ હતો જ નહિ.

**हमन विना कुन शुद्ध संकल्पके, नवीन बनावन बाजी ।**
**विनु रकमनसे रचु अचानक, अेकल कोउ न विनाजी ।। (५)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમે એકલાં અનંત ગતિવાળા હોવાથી અમારા શુદ્ધ સંકલ્પની બહાર એવો બીજો કોણ હોય કે, જગત રૂપી નવી બાજી બનાવી શકે ? અમે એકલાજ રહીને તત્વ સામગ્રી વિના અચાનક જગતની રચના કરીએ છીએ.

**अेसे ही हम कर्ता कारन निज, हजरत हाल हजुरा ।**
**तो क्यौं कीये अंध अन इश्वर, बाबज बुध अधुरा ।। (६)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," સર્વ કારણોનાં કારણ રૂપ અમે સર્જનહાર એકલાજ હોય, સર્વ કાંઈ અમેજ સર્જેલું છે તે હકીકતને નહિં જાણનારા અંધ અન ઈશ્વરવાદીઓ અલ્પ બુદ્ધિનાં હોવાથી કહે છે કે, જગતનો રચનાર ઈશ્વર કોઈ જ નથી.

**जमी आसमान रखेहु अधर घर, कीये हम तुमन वसावा ।**
**ओर अनंत रचीत तुमके कज, खटरस मोज मसावा ।। (७)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," અવ્યક્ત મહા તત્વોનાં આકર્ષણથી જમીન અને આસમાન તોળાઈ રહ્યાં છે. તમારે સર્વે અંશોને વસવા માટે તે રચના મારીજ કરેલી છે. વળી વૈરાટની અંદર અનંત પદાર્થો ઉત્પન્ન કર્યા છે. તેમાં છ પ્રકારનાં રસો તમારે ભોગવીને મોજમજા કરવા નિર્માણ કર્યા છે.

**पुनी पवन अप अगन समेतन, रवि शशी करन उजेता ।**
**प्रगट पसाव देखी नैंननसे, अजणीत भये अचेता ।। (८)**

"નિજ કૈવલપતિ કહે છે કે," સર્વ અંશોને અનુકુળ સુખ ભોગવવા માટે અંતરીક્ષમાં પવન, પાણી અને અગ્નિ સમેત વિશાળ તત્વો નિજકર્તાએ તમારા માટે જ ઉત્પન્ન કરેલાં છે. વળી સૂર્ય, ચંદ્ર તમને પ્રકાશ આપવા બ્રહ્માંડમાં વસાવેલા છે. આવી રીતે પ્રત્યક્ષ પસારો તમારા પ્રગટ

નેત્રે જોવા છતાં તમે જાણી શકતાં નથી. એવા અચેત ગતિનાં હોવાથી તમે કર્તાના કરેલાં કૃતની પણ કદર કરી નથી તો પછી કર્તાને કેવી રીતે જાણી શકો?

**तरण हवे नहि हमन करीत विन, तो क्यौं हवे वैराटु ।**
**ओरू अधर कुन रखे हमन वीन, अरस अखिल सब ठाठु ।। (९)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," એક ઘાસનું તરણું પણ અમારા સિવાય કોઈથી બની શકે તેમ નથી તો પછી આ વિશાળ વૈરાટ તો બની શકે જ કેમ? વળી અંતરિક્ષમાં ચૌદલોક સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધીનો ઠઠારો ગોઠવાયેલો છે તે અમારા સિવાય કોણ ગોઠવી શકે તેમ છે?

**मेरे शुद्ध संकल्प के सरजीत, जबते रखु अधरही ।**
**हम सम सुध संकल्पी कुन भव, देखो सुरत सधरही ।। (१०)**

" નિજ કૈવલપતિ કહે છે કે," અમારા શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત બ્રહ્માંડની આદ્ય સર્વે ઉત્પન્ન કરીને અંતરિક્ષમાં અદ્ધર તોળી રાખ્યાં છે. તે તમે જ્ઞાન દષ્ટિએ નિહાળીને નિર્ણય કરી જુઓ કે, આ ભવમાં અમારા સમાન સંકલ્પ કરીને સર્જી શકે એવો કોણ છે? તમારી નિજ સુરતાએ પ્રત્યક્ષ પ્રમાણથી જુઓ કે, જે સર્જનહારે ઉત્પન્ન કર્યુ છે તેમણે જ સર્વેને ધારણ કરી રાખેલા છે.

**विन संकल्पसे कुन समारीत, अे सब अखिल उपाधि ।**
**पुनी संभाळ रखे कुन तिनकी, चलवण खेल अनाधि ।। (११)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," શુદ્ધ સંકલ્પ વિના અનંત પ્રકારની ઉપાધિવાળું જગત ઉત્પન્ન કરીને દુરસ્ત પણે વ્યવસ્થા કોણ કરે તેમ છે? અનાદીથી ઉત્પન્ન કર્યા પછી તેને ચલાવનાર અપાર શક્તિઓવાળા નિજકર્તા ના હોય, તો તેની સંભાળ રાખે એવો બીજો કોણ છે?

**जबसे रखु वेग संकल्प लग, अेही भव भरम सखेला ।**
**तबते सकल समेट नेट निज, रहुं मे अकळ अकेला ।। (१२)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," મેં સંકલ્પમાં વેગ ભરીને સમસ્ત ભવભરનો ખેલ કર્યો છે. તે સંકલ્પની ગતિનો વેગ સમે, ત્યાં સુધી ભવભરનાં જીવોને આનંદમય રાખું છું. ત્યાર પછી ભવભરનું સંકેલન કરીને નિશ્ચલ પણે મારી અકળ કળામાં છેવટે હું એકલો જ રહું છું.

**ऐही परकारन तजु सजु भव, मे अविगत गतिवंतु ।**
**तिनकु कीये अनीत अन इश्वर, कहो तुम कुन मततुं ।। (१३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હું અવિગત ગતિવાળો હોવાથી મારી ગમગતિ દ્વારા અનંત બ્રહ્માંડોને સર્જું છું તેનો અવધિકાળ આવી રહે ત્યારે વિસર્જન પણ કરું છું છતાં ત્રણ ગુણના દેવો અનિત્ય દેહધારી તે વિશ્વનું સર્જન કરે છે. તેવું હે અન ઈશ્વરવાદીઓ તમને કોણે કહ્યું ને તમે એવા કયા મતના છો કે સર્વેશ્વર કર્તાને માનતા નથી.

**अरे अभागी करीन खोज तुम, हम क्रत काळ करनके ।**
**अणुनी आद्य तन मम सक्रत विन, देखे कुन अकरतके ।। (१४)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," આ જગતરૂપી ક્રતનાં કરનાર કારણ રૂપે હું એકલો જ હોવાથી મારી ઈચ્છા દ્વારા ક્રતનો પસારો કરું છું. ઝીણામાં ઝીણા અણુની આદ્ય સ્થાવરજંગમ, ચૌદલોક, સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધીનો ઉત્પન્ન કરનાર સકર્તા સર્જનહાર હુંજ છું છતાં અન ઈશ્વરવાદી અભાગી જનો તમે ખોજ કરીને જોયું નથી કે, આ ક્રતનો કરનાર કોણ છે? જે અકર્તા બ્રહ્મ જડ હોવાથી તે કંઈપણ કરી શકતું નથી તો પછી જોવા કે જાણવા પણું તો હોય જ કયાંથી?

**तुमने कीये अक्रत अन इश्वर, तिनु करतार तमेही ।**
**विनु द्रढवावनके कहो कुन पद, क्यौं नहि हुये तुमेही ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે સક્રિય ગતિ સિવાયનું અકર્તા બ્રહ્મ છે તેમાં સર્જન કરવાની કોઈ ઐશ્વર્યશક્તિ નહિં હોવા છતાં તેને અનઈશ્વરવાદીઓ કહે છે કે, તેજ જગતનું સર્જન કરી શકે છે. એમ કહેતાં હોય તો, ન્યાયની દષ્ટિએ જોતાં અકર્તા અનઈશ્વરમાં તત્વરૂપી દ્રવ્યને

ઉત્પન્ન કરવાની ચૈતન શક્તિ નથી તો તેને નિજપદ તરીકે કેમ કરીને સ્થાપી શકાય? જો કદાચ તમે " અમે ઈશ્વર છીએ" એવું કહો તો તમારામાં સર્જન વિસર્જન કરવાની ગતિ સંભવતી નથી એટલે તમે અલ્પજ્ઞ ગતિનાં હોવાથી જડ બુદ્ધિનાં છો અને તમારો માનેલો ઈશ્વર પણ જડ હોવાથી કોઈ કોઈનું કંઈ જાણે કે જણાવી શકે તેમ નથી.

**तेही माटे करतार विना तो, हवे नहि क्रत केहुं ।**
**आ भवमे तुम जुवो जरे जर, कीये विना कुन केहुं ।। (१६)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે અનઈશ્વરવાદીઓ ! તમે જ્ઞાન દષ્ટિએ અતિ સુક્ષ્મતાથી આ ભવમાં તપાસીને રજેરજનો નિર્ણય કરીને જોશો તો તમને જરૂર જણાશે કે, નિજકર્તા વિના એક અણુમાત્ર પણ બન્યું નથી છતાં આપો આપ ઉત્પન્ન થાય છે. એવું કહીને તે નક્કી કરાવનારો કોઈ કયારે પણ મળી શકશે નહિ.

**वरथे वरथ रहो विसवासीक, विनु करतारन जीनके ।**
**रती रती काळेहु हिसाबीक, हम कर्ता क्रत तिनके ।। (१७)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ ? અમારા કરેલા ક્રતની સમૃદ્ધિ ભોગવો છો છતાં અમને ત્યજી દઈ અર્થ વિનાનાં વૃથા શુન્યમાં અને અકર્તા બ્રહ્મમાં વિશ્વાસ રાખીને વળગી રહ્યાં છો. પરંતુ સામાન્ય કે વિશેષ સર્વે અંશોનો હિસાબ મારા હાથમાં રહેલો હોય, રતીએ રતી કરેલા કર્મનો ચુકાદો આપવાનો નક્કી કરીને તમને બતાવીશ અને અન્યો અન્ય વસુલ પણ કરાવીશ.

**मिथ्या भरूसे रहो कुनके, तुम अन इश्वर वादी ।**
**कुन आचारज प्रथम तमनकु, व्रथा वेत बुध सादी ।। (१८)**

"કરૂણેશપતિ કહે છે કે," શુન્ય અને અકર્તા બ્રહ્મ જાણપણું કે ચૈતનતા સિવાયનાં હોય, તેનાં ઉપર ભરોસો લાવવાથી કોઈપણ અર્થ સરતો નથી. એવા વ્યર્થ અકર્તા સિદ્ધાંતમાં હે અન ઈશ્વરવાદીઓ ? તમે શા માટે વળગી રહ્યાં છો ? એવો ઉપદેશ આપનાર પ્રથમ તમને કોણ આચાર્ય મળ્યા. જેથી તમને જાણ વિનાની જડ બુદ્ધિનો બોધ આપી, વૃથા અક્રિયપદ દ્રઢ કરાવ્યું છે.

**ज्यौं कोउ शाहन सुत जायनके, पंगु नेन विन अंधु ।**
**मात पिता तिनु करे सपोक्षण, देखन विना समंधु ।। (१९)**

એક શેઠનાં ઘેર હાથ, પગ અને આંખ વગરનો છોકરો જનમ્યો એટલે તે છોકરાનાં પોષણની જવાબદારી માતા-પિતાને શિર રહી પણ છોકરો માતા-પિતાને જોઈ કે જાણી શકતો નથી.છતાં માતા-પિતા છોકરા સાથે સબંધ રાખે છે.

**जब तिनकु कोउ बुजीत बाबज, कुन पिता शिर तेरे ।**
**तब तिनने परि उत्तर करी तव, कोहु नहि तात हमेरे ।। (२०)**

જયારે કોઈ મનુષ્યે તે છોકરાને પુછયું કે, તારા શિર ઉપર પિતા કોણ છે? ત્યારે છોકરાએ જવાબ આપતાં કહ્યું કે, મારે તો કોઈ પિતા જ નથી.

**जेही निज तन पितुके पोखनके, तिनके लोप धरीनके ।**
**अरे अधर्मी जोयुं नहि निज, पोखन किंमत करीनके ।। (२१)**

તે છોકરાનાં શરીરનું તેનાં પિતા પોષણ કરે છે છતાં પિતાનાં નામનો લોપ કરનાર હે અધમ બુદ્ધિનાં છોકરા ! જેનાથી તને પોષણ મળે છે તેની જરાપણ કદર ના કરી ?

**एही परकारन मे पितु सबके, पोक्षण करुं प्रसिद्ध ।**
**मुज देखनके नेन विना तो, नहीन लहो मुज रिद्ध ।। (२२)**

"કરૂણેશ પતિ કહે છે કે," ઉપર જણાવેલા દ્રષ્ટાંતનાં ન્યાયે જગતભરનાં જીવોનો હું પરમપિતા છું જેથી સર્વનું પાલન પોષણ હું પ્રસિદ્ધપણે કરૂં છું. છતાં તમે સર્વે અંશો અંતરચક્ષુનાં અંધ હોવાથી મને જોઈ કે જાણી શકયાં નથી. જ્યાં સુધી મને જોઈ જાણી ના શકો, ત્યાં સુધી મારા અદ્‌ભુત પ્રભાવવાળી સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકશો નહિ.

**जेती भवभर भुगत रकम जे, तेही तुम काज करेहु ।**
**तेही भुगतत हो सकल जहान तुम, प्रगट न सुज परेहु ।। (२३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," ભવભરમાં જેટલી સમૃદ્ધિ ભરેલી છે તે બધી મેં ઉત્પન્ન કરેલી હોય, તમારા કાર્ય કરવા અર્થે જ કરી છે. તે સમૃદ્ધિ તમે જગતભરનાં સર્વે અંશો ભોગવી રહ્યાં છો. તે પ્રગટ નેત્રે જોવા છતાં હે અન ઈશ્વરવાદીઓ ! તમને જરા પણ સુજ પડતી નથી.

**खट रस आद्य सकल जेतने भर, खानपान भुगतनके ।**
**सकल बनाव बनावीत तुम कज, केही विधि कीये जुगतनके ।। (२४)**

કરૂણેશ પતિ કહે છે કે," હે જગતનાં જીવો તમારા માટે છ પ્રકારનાં રસો અને ખાનપાન આદી કેટલાંય પદાર્થો તમારે ભોગવવા મેં ઉત્પન્ન કર્યા છે તે સર્વ પદાર્થો કેવી રીતની યુક્તિથી કરીને બનાવ્યા છે તેનો તમે જરાપણ વિચાર કર્યો નથી.

**तेही सकल कळ प्रथम बीजमे, जेही अंकुर रचेहु ।**
**कुन वस्तके कीने बनाइत, निज गम जुवो सबेहुं ।। (२५)**

"કરૂણેશ પતિ કહે છે કે," સર્વ પ્રકારની કળાઓ પ્રથમથી જ મેં બિજકનાં અંકુરમાં ભરી છે તે અંકુર કઈ કઈ વસ્તુઓ મેળવીને કર્યુ છે. તેને તમે તમારા નિજસ્વરૂપની ગમગતિ વડે તપાસ કરીને જુઓ તો તમને જણાશે.

**तेही अंकुर हमनते भवीतव, सकल अचरचर केहुं ।**
**मुदीत नेन करीतव अचवन सब, शाह सुतके सम तेहु ।। (२६)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," તે અંકુરો મેં જ ઉત્પન્ન કરેલા હોવાથી સ્થાવર અને જંગમ સર્વ ઘાટો તે અંકુરોમાંથી ઉદ્‌ભવ્યા છે. તેમાંથી સર્વ જીવો ખાનપાન આદી કરી રહ્યા છે. છતાં શેઠના છોકરાની જેમ આંખના આંધળા અને હૈયાના ફુટયા હોવાથી કહે છે કે, અમારા શિર ઉપર કોઈ સર્જનહાર નથી !

**अेही विधि कहनहार अन इश्वर, हरदे फुट नेननके ।**
**प्रगट भोग भुगतीनके भाषन, व्रथा वेत कहेननके ।। (२७)**

**विन पतिकी कोउ वस्त न भवमे, देखो सुरत धरीनके ।**
**अंध परमपर मुये सकलको, कष्टे कष्ट करीन के ।। (१८)**

"નિજ કૈવલ પતિ કહે છે કે, "હે કર્માચારીઓ ! સર્જનહારનાં કર્યા સિવાય આ જગત રચનામા કોઈ વસ્તુ આપોઆપ ઉત્પન્ન થઈ જ નથી. તે તમારી સચેતન સુરતા ધરીને તપાસ કરી જોશો તો તમને જરૂરથી જણાશે કે, આપણને ઉત્પન્ન કરનાર અનંત ઐશ્વર્યતા વાળા સકર્તા સ્વામિ સર્વના શિર ઉપર રહેલાં છે. તો તેમને જાણ્યાં સિવાય પરંપરાથી અંતર દષ્ટિના અંધ બનીને જડ કર્મોના કષ્ટો કરી કરીને શા માટે મરી જાવ છો ?

**तेही कष्टके फळ पायनकी, नरणे तुम न करेहु ।**
**कहो आगे तुम कुन हुते भव, तेही नहि खबर परेहु ।। (१९)**

"કરૂણેશ પતિ કહે છે કે, હે કર્મના ઉપાસકો ? તમે ઘણાં કષ્ટો ભોગવીને જે જે કર્મો કર્યા તેને તપાસીને નિર્ણય કર્યો નહિં, કે કરેલા કર્મોનું ફળ કોણ આપશે ? અને કયાં પ્રાપ્ત થશે ? વળી તમે પૂર્વ જન્મમાં કોણ અને કયાં હતા તે પણ તમને ખબર નથી તો કયા ફળની આશાએ તમે કર્મ કરો છો ?

**जेही परकारन अब नहि सुजत, पीछली करणी करनकी ।**
**तेही परकारन अबकी तब नहि, खोज न खबर परनकी ।। (२०)**

નિજ સકર્તા પતિ કહે છે કે હે કર્મવાદીઓ ! ગયા જન્મમાં કયાં રહીને કેવા કર્મો કર્યા હતા. કે જે આ જન્મમાં અત્યારે ભોગવી રહ્યા છો. તેની પણ લેશ માત્ર ખબર નથી. વળી આ જન્મમાં જે જે કર્મો કરો છો. તેની આવતા જન્મમાં કઈ યોનીના ઘાટમાં કેવી રીતે ભોગવવા પડશે. તેની પણ કોઈને જાણ નથી. તેજ પ્રમાણે આગળ પાછળનું જ્ઞાન નહી હોવાથી, પૂર્વ પુનર્વનાં કર્મની ખોજ કરીને કોઈએ નિર્ણય કર્યો નથી. તે કારણને લઈ કર્મ અનુસાર અલ્પજ્ઞ જીવો આ ભવમાં સુખ દુઃખ ભોગવી રહ્યા છે.

**एही परकारन असुज अंधकी, को गम करे उतइतकी ।**
**सर्वज्ञ साक्षी विन कोउ शिर पर, को गत कहे कही तीतकी ।। (२१)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે, "હે કર્માચારીઓ ! એ જ પ્રકારે સર્વ જીવો જ્ઞાન દૃષ્ટિનાં અંધ હોવાથી તેમને કંઈ સુજ પડતી નથી. તો અહિં મૃત્યુ લોકમાંથી દેવલોકમાં જવાની અને દેવલોકમાંથી અહિં આવવાની ગમ ગતિ કોણ જણાવી શકે તેમ છે ? પરંતુ સર્વ અંશોનાં શિર ઉપર તમામનાં સર્વજ્ઞ સાક્ષીરૂપ સકર્તા સ્વામિ સિવાય આ બાજુ કે તે બાજુના ઋણમાંથી મુક્ત કરી કૈવલ પદને પ્રાપ્ત કરવાની અલૌકિક ગમ ગતિ બીજો કોણ જણાવી શકે તેમ છે ?

**जड करमनके नहिन घवाइक, तुमकु पण नव सुजे ।**
**क्यों जाणुं ते मीलसी करम फळ, आ भवके भव दुजे ।। (२२)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે, "હે કર્મનાં ઉપાસકો ! જડ કર્મમાં જાણપણું નહિ હોવાથી તમારા ચૈતન સ્વરૂપના સાક્ષી થઈ શકતાં નથી અને અંશ અસુજ ગતિવાળો હોઈ, પોતાને કે પોતાના કરેલાં કર્મને જાણતો નથી. અને આ જન્મમાં કરેલાં કર્મનું ફળ આજ જન્મમાં મળશે કે બીજા જન્મમાં મળશે તેની પણ લેશ માત્ર ખબર નથી.

**ऐही विधि अंधे अंध करत हो, जड करमन के जोगु ।**
**पति विना कुन पते लगावे, जीनु करीत सजोगुं ।। (२३)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મના મતાવલંબીઓ ! એવીજ રીતે તમે કર્મ કરવાવાળાં અંધે અંધ મળીને જડ કર્મો કરી, તેનાં કર્મનું યોગ્ય ફળ મળવાની આશા રાખી કર્મ કરી રહ્યાં છો. પરંતુ સર્વ જીવોનાં સર્વજ્ઞ સાક્ષી નિજપતિ વિના અલ્પજ્ઞ જીવોને જડ કર્મ ભોગવવાનો યોગ બીજો કોણ મેળવી આપે તેમ છે?

**तबते जुठ्ठी कसण तुमेरी, उतइत जाण विनाकी ।**
**जन वनके कोउ पतिन स्थापीत, अे सब भुल तमाकी ।। (२४)**

" કરૂણેશ પતિ કહે છે કે," હે કર્મવાદીઓ ! તમે મહા કષ્ટો ભોગવી ભોગવીને વિધ વિધ પ્રકારનાં જપ, તપ આદિ કર્મો કરો છો, જે જુઠે જુઠાં હોય, તે કર્મનું ફળ અહિં મૃત્યુલોકમાં કે

દેવલોકમાં મળશે. તેની તમને રેખ માત્ર ખબર નથી તે સર્વ પ્રકારની જાણને જણાવવાવાળા સર્વજ્ઞ નિજપતિને તમે પ્રથમથી શિર પર ધારણ કર્યા નથી એ ભુલ તમારી સર્વે કર્મવાદીઓની હોવાથી કયાંથી આવ્યાં અને કયાં જવું ? તે ગતિનાં તમે અજાણ રહ્યાં છો?

**करम सिध्धांत थपेहु जीन मत, देख कुवेर एही भरमु ।**
**हमन विना जेही कर्म अफळके, तेही सुनाइत मरमु ।। (२५)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ? સત્ શ્રીમંત કુવેર, આ કર્મવાદનો સિદ્ધાંત જૈન મતનાં આદ્ય સ્થાપકોએ આ જગતમાં પ્રસિદ્ધ કર્યો છે તે કર્મનાં કરનાર અને કર્મનું ફળ આપનાર સર્વજ્ઞ સાક્ષીને જાણ્યાં વિના જે જે કંઈ કરે છે તે નિષ્ફળ જાય છે. તેમજ અદબદ માન્યતાવાળો જે કરેલા કર્મનો ભ્રમ તેનો મર્મ ખુલ્લો કરીને સર્વ પ્રકારે તમને જણાવ્યો છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે કર્મ સિદ્ધાંત પરિછેદકો પંચત્રિંશતમ**

**સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૩૬

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અનીશ્વર સિદ્ધાંત ઉથાપનકો ષટ્ત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય.**

**શ્રી કરૂણેશ ઉવાચ**

**ओरू अन इश्वर थपे क्रतव भव, उभे नैनके अंधु ।**
**सेजे सेज हवे जुग जाहेर, करी करी तंत समंधु ।। (१)**

"કરૂણેશ પતિ કહે છે કે," આ જગતમાં એક મોટો અન ઈશ્વર વાદ સ્થપાયેલો હોય, તે કહે છે કે આ જગતનો કર્તા કોઈ જ નથી તેની ઉત્પત્તિ સહેજાસહેજ થતી હોવાથી આપોઆપ ઉત્પન્ન થાય છે. તેમનો સિદ્ધાંત મુળ કતનો એવી રીતનો છે કે, પ્રકૃતિ અને પુરૂષ બિજગ

વૃક્ષનાં ન્યાયે રહ્યાં હોવાથી એ બન્નેનાં સંયોગે ઉત્પત્તિ ક્રમ ચાલુ થયેલો છે. તે દેવોથી દેવ, દાનવથી દાનવ, માનવથી માનવ, પશુથી પશુ અને પંખીથી પંખી એમ સ્થાવર જંગમની આદ્ય લઈ નરમાદાના સબંધે ઉત્તરોત્તર થયેલો જગતનો પસારો જાહેર દેખાય છે. છતાં અંતર અને બાહ્ય દષ્ટિનાં અંધ અન ઈશ્વરવાદીઓ સમસ્ત કૃતના કરનાર નિજકર્તાને માનતા નથી.

**पण निज आद्य सकलकी उत्पन्न, तेही तत जोइत न जागी ।**
**हाल हजुर देखी दल दरजीत, प्रथम न लहीत अभागी ।। (२)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે અન ઈશ્વર વાદીઓ ! તમે વિચાર કર્યો નથી કે સમસ્ત જગતનાં રચનાર સર્વ અંશોને ઉત્પન્ન કરનાર આદ્ય સકર્તા કોણ હશે? અને જેણે તત્વોનાં અનેક ઘાટો રચીને અંશોને વસાવ્યાં છે. એ જ્ઞાન દષ્ટિએ જાગ્રત થઈને જોયું નથી એ કારણને લઈ હાલ હજુર દષ્ટિ સમક્ષ દેખાતાં નર નારીનાં સંબંધો જોઈ હૃદયમાં દ્રઢ કર્યુ કે, પ્રથમથી આવી જ રીતે જગત ઉત્પન્ન થએલું હોઈ ચાલતું જ આવ્યું છે. જેથી જગતનો કર્તા કોઈ નથી એટલાં જ માટે અભાગિયા જનો પ્રથમ મુળ ઉત્પત્તિનો મર્મ જાણી શક્યાં નથી.

**प्रथमनकी सोइ अखिल अगमकी, जबते हुता न कोइ ।**
**हुता अेक अविकास अमस्तु, पीछेन हमन विनोइ ।। (३)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," પ્રથમ અગમ્ય સ્વરૂપે ઉપજાણ કે ઈચ્છા વિના અમે એકલાં જ રહેલા હતાં. એક અવિકાશ રકમ વિનાનું અમસ્તે અમસ્તુ પાર ના પામી શકાય, એવું મહાશુન્ય અપાર વ્યાપી રહ્યું હતું જેથી અમારા સિવાય બીજું કંઈ પણ હતું જ નહિ.

**तेही हमही अेकल अविगत पत, गत संकल्प उपजाइ ।**
**तेही संकल्पसे करीत सकलको, कोउ नहि हमन विनाइ ।। (४)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમારી વિગત વાણી દ્વારા ના કહી શકાય, એવા અવિગત પતિ અમે આપોઆપ એકલા જ હતાં. ત્યારે મેં ગતિવાળો શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન કર્યો અને તેજ સંકલ્પથી સમસ્ત જગતની રચના કરી છે તે સમયે અમારા સિવાય બીજો કોઈ હતો જ નહિ.

**हमन विना कुन शुद्ध संकल्पके, नवीन बनावन बाजी ।**
**विनु रकमनसे रचु अचानक, अेकल कोउ न विनाजी ।। (५)**

"કરૂણેશ પતિ કહે છે કે," અમે એકલાં અનંત ગતિવાળા હોવાથી અમારા શુદ્ધ સંકલ્પની બહાર એવો બીજો કોણ હોય કે, જગત રૂપી નવી બાજી બનાવી શકે ? અમે એકલાજ રહીને તત્વ સામગ્રી વિના અચાનક જગતની રચના કરીએ છીએ.

**अेसे ही हम कर्ता कारन निज, हजरत हाल हजुरा ।**
**तो क्यौं कीये अंध अन इश्वर, बाबज बुध अधुरा ।। (६)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," સર્વ કારણોનાં કારણ રૂપ અમે સર્જનહાર એકલાજ હોય, સર્વ કાંઈ અમેજ સર્જેલું છે તે હકીકતને નહિં જાણનારા અંધ અન ઈશ્વરવાદીઓ અલ્પ બુદ્ધિનાં હોવાથી કહે છે કે, જગતનો રચનાર ઈશ્વર કોઈ જ નથી.

**जमी आसमान रखेहु अधर धर, कीये हम तुमन वसावा ।**
**ओर अनंत रचीत तुमके कज, खटरस मोज मसावा ।। (७)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," અવ્યક્ત મહા તત્વોનાં આકર્ષણથી જમીન અને આસમાન તોળાઈ રહ્યાં છે. તમારે સર્વે અંશોને વસવા માટે તે રચના મારીજ કરેલી છે. વળી વૈરાટની અંદર અનંત પદાર્થો ઉત્પન્ન કર્યા છે. તેમાં છ પ્રકારનાં રસો તમારે ભોગવીને મોજમજા કરવા નિર્માણ કર્યા છે.

**पुनी पवन अप अगन समेतन, रवि शशी करन उजेता ।**
**प्रगट पसाव देखी नेंननसे, अजणीत भये अचेता ।। (८)**

"નિજ કેવલપતિ કહે છે કે," સર્વ અંશોને અનુકુળ સુખ ભોગવવા માટે અંતરીક્ષમાં પવન, પાણી અને અગ્નિ સમેત વિશાળ તત્વો નિજકર્તાએ તમારા માટે જ ઉત્પન્ન કરેલાં છે. વળી સૂર્ય, ચંદ્ર તમને પ્રકાશ આપવા બ્રહ્માંડમાં વસાવેલા છે. આવી રીતે પ્રત્યક્ષ પસારો તમારા પ્રગટ

નેત્રે જોવા છતાં તમે જાણી શકતાં નથી. એવા અચેત ગતિનાં હોવાથી તમે કર્તાના કરેલાં કૃતની પણ કદર કરી નથી તો પછી કર્તાને કેવી રીતે જાણી શકો?

**तरण हवे नहि हमन करीत विन, तो क्यौं हवे वैराटु ।**
**ओरू अधर कुन रखे हमन वीन, अरस अखिल सब ठाठु ।। (९)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," એક ઘાસનું તરણું પણ અમારા સિવાય કોઈથી બની શકે તેમ નથી તો પછી આ વિશાળ વૈરાટ તો બની શકે જ કેમ? વળી અંતરિક્ષમાં ચૌદલોક સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધીનો ઠઠારો ગોઠવાયેલો છે તે અમારા સિવાય કોણ ગોઠવી શકે તેમ છે?

**मेरे शुद्ध संकल्प के सरजीत, जबते रखु अधरही ।**
**हम सम सुध संकल्पी कुन भव, देखो सुरत सधरही ।। (१०)**

" નિજ કૈવલપતિ કહે છે કે," અમારા શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત બ્રહ્માંડની આદ્ય સર્વે ઉત્પન્ન કરીને અંતરિક્ષમાં અદ્ધર તોળી રાખ્યાં છે. તે તમે જ્ઞાન દૃષ્ટિએ નિહાળીને નિર્ણય કરી જુઓ કે, આ ભવમાં અમારા સમાન સંકલ્પ કરીને સર્જી શકે એવો કોણ છે? તમારી નિજ સુરતાએ પ્રત્યક્ષ પ્રમાણથી જુઓ કે, જે સર્જનહારે ઉત્પન્ન કર્યુ છે તેમણે જ સર્વેને ધારણ કરી રાખેલા છે.

**विन संकल्पसे कुन समारीत, अे सब अखिल उपाधि ।**
**पुनी संभाळ रखे कुन तिनकी, चलवण खेल अनाधि ।। (११)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," શુદ્ધ સંકલ્પ વિના અનંત પ્રકારની ઉપાધિવાળું જગત ઉત્પન્ન કરીને દુરસ્ત પણે વ્યવસ્થા કોણ કરે તેમ છે? અનાદીથી ઉત્પન્ન કર્યા પછી તેને ચલાવનાર અપાર શક્તિઓવાળા નિજકર્તા ના હોય, તો તેની સંભાળ રાખે એવો બીજો કોણ છે?

**जबसे रखु वेग संकल्प लग, अेही भव भरम सखेला ।**
**तबते सकल समेट नेट निज, रहुं मे अकळ अकेला ।। (१२)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," મેં સંકલ્પમાં વેગ ભરીને સમસ્ત ભવભરનો ખેલ કર્યો છે. તે સંકલ્પની ગતિનો વેગ સમે, ત્યાં સુધી ભવભરનાં જીવોને આનંદમય રાખું છું. ત્યાર પછી ભવભરનું સંકેલન કરીને નિશ્ચલ પણે મારી અકળ કળામાં છેવટે હું એકલો જ રહું છું.

**अेही परकारन तजु सजु भव, मे अविगत गतिवंतु ।**
**तिनकु कीये अनीत अन इश्वर, कहो तुम कुन मततुं ।। (१३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હું અવિગત ગતિવાળો હોવાથી મારી ગમગતિ દ્વારા અનંત બ્રહ્માંડોને સર્જુ છું તેનો અવધિકાળ આવી રહે ત્યારે વિસર્જન પણ કરું છું છતાં ત્રણ ગુણના દેવો અનિત્ય દેહધારી તે વિશ્વનું સર્જન કરે છે. તેવું હે અન ઈશ્વરવાદીઓ તમને કોણે કહ્યું ને તમે એવા કયા મતના છો કે સર્વેશ્વર કર્તાને માનતા નથી.

**अरे अभागी करीन खोज तुम, हम क्रत काळ करनके ।**
**अणुनी आद्य तन मम सक्रत विन, देखे कुन अकरतके ।। (१४)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," આ જગતરૂપી ક્રતનાં કરનાર કારણ રૂપે હું એકલો જ હોવાથી મારી ઈચ્છા દ્વારા ક્રતનો પસારો કરું છું. ઝીણામાં ઝીણા અણુની આદ્ય સ્થાવરજંગમ, ચૌદલોક, સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધીનો ઉત્પન્ન કરનાર સકર્તા સર્જનહાર હુંજ છું છતાં અન ઈશ્વરવાદી અભાગી જનો તમે ખોજ કરીને જોયું નથી કે, આ ક્રતનો કરનાર કોણ છે? જે અકર્તા બ્રહ્મ જડ હોવાથી તે કંઈપણ કરી શકતું નથી તો પછી જોવા કે જાણવા પણું તો હોય જ કયાંથી?

**तुमने कीये अक्रत अन इश्वर, तिनु करतार तमेही ।**
**विनु द्रढवावनके कहो कुन पद, क्यौं नहि हुये तुमेही ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે," જે સક્રિય ગતિ સિવાયનું અકર્તા બ્રહ્મ છે તેમાં સર્જન કરવાની કોઈ ઐશ્વર્યશક્તિ નહિં હોવા છતાં તેને અનઈશ્વરવાદીઓ કહે છે કે, તેજ જગતનું સર્જન કરી શકે છે. એમ કહેતાં હોય તો, ન્યાયની દષ્ટિએ જોતાં અકર્તા અનઈશ્વરમાં તત્વરૂપી દ્રવ્યને

ઉત્પન્ન કરવાની ચૈતન શક્તિ નથી તો તેને નિજપદ તરીકે કેમ કરીને સ્થાપી શકાય? જો કદાચ તમે " અમે ઈશ્વર છીએ" એવું કહો તો તમારામાં સર્જન વિસર્જન કરવાની ગતિ સંભવતી નથી એટલે તમે અલ્પજ્ઞ ગતિનાં હોવાથી જડ બુદ્ધિનાં છો અને તમારો માનેલો ઈશ્વર પણ જડ હોવાથી કોઈ કોઈનું કંઈ જાણે કે જણાવી શકે તેમ નથી.

**तेही माटे करतार विना तो, हवे नहि क्रत केहुं ।**
**आ भवमे तुम जुवो जरे जर, कीये विना कुन केहुं ।। (१६)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે અનઈશ્વરવાદીઓ ! તમે જ્ઞાન દૃષ્ટિએ અતિ સુક્ષ્મતાથી આ ભવમાં તપાસીને રજેરજનો નિર્ણય કરીને જોશો તો તમને જરૂર જણાશે કે, નિજકર્તા વિના એક અણુમાત્ર પણ બન્યું નથી છતાં આપો આપ ઉત્પન્ન થાય છે. એવું કહીને તે નક્કી કરાવનારો કોઈ કયારે પણ મળી શકશે નહિ.

**वरथे वरथ रहो विसवासीक, विनु करतारन जीनके ।**
**रती रती काळेहु हिसाबीक, हम कर्ता क्रत तिनके ।। (१७)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ ? અમારા કરેલા ક્રતની સમૃદ્ધિ ભોગવો છો છતાં અમને ત્યજી દઈ અર્થ વિનાનાં વૃથા શુન્યમાં અને અકર્તા બ્રહ્મમાં વિશ્વાસ રાખીને વળગી રહ્યાં છો. પરંતુ સામાન્ય કે વિશેષ સર્વે અંશોનો હિસાબ મારા હાથમાં રહેલો હોય, રતીએ રતી કરેલા કર્મનો ચુકાદો આપવાનો નક્કી કરીને તમને બતાવીશ અને અન્યો અન્ય વસુલ પણ કરાવીશ.

**मिथ्या भरूसे रहो कुनके, तुम अन इश्वर वादी ।**
**कुन आचारज प्रथम तमनकु, व्रथा वेत बुध सादी ।। (१८)**

"કરૂણેશપતિ કહે છે કે," શુન્ય અને અકર્તા બ્રહ્મ જાણપણું કે ચૈતનતા સિવાયનાં હોય, તેનાં ઉપર ભરોસો લાવવાથી કોઈપણ અર્થ સરતો નથી. એવા વ્યર્થ અકર્તા સિદ્ધાંતમાં હે અન ઈશ્વરવાદીઓ ? તમે શા માટે વળગી રહ્યાં છો ? એવો ઉપદેશ આપનાર પ્રથમ તમને કોણ આચાર્ય મળ્યા. જેથી તમને જાણ વિનાની જડ બુદ્ધિનો બોધ આપી, વૃથા અક્રિયપદ દ્રઢ કરાવ્યું છે.

**ज्यौं कोउ शाहन सुत जायनके, पंगु नेन विन अंधु ।**
**मात पिता तिनु करे सपोक्षण, देखन विना समंधु ।। (१९)**

એક શેઠનાં ઘેર હાથ, પગ અને આંખ વગરનો છોકરો જનમ્યો એટલે તે છોકરાનાં પોષણની જવાબદારી માતા-પિતાને શિર રહી પણ છોકરો માતા-પિતાને જોઈ કે જાણી શકતો નથી.છતાં માતા-પિતા છોકરા સાથે સબંધ રાખે છે.

**जब तिनकु कोउ बुजीत बाबज, कुन पिता शिर तेरे ।**
**तब तिनने परि उत्तर करी तव, कोहु नहि तात हमेरे ।। (२०)**

જયારે કોઈ મનુષ્યે તે છોકરાને પુછયું કે, તારા શિર ઉપર પિતા કોણ છે? ત્યારે છોકરાએ જવાબ આપતાં કહ્યું કે, મારે તો કોઈ પિતા જ નથી.

**जेही निज तन पितुके पोखनके, तिनके लोप धरीनके ।**
**अरे अधर्मी जोयुं नहि निज, पोखन किंमत करीनके ।। (२१)**

તે છોકરાનાં શરીરનું તેનાં પિતા પોષણ કરે છે છતાં પિતાનાં નામનો લોપ કરનાર હે અધમ બુદ્ધિનાં છોકરા ! જેનાથી તને પોષણ મળે છે તેની જરાપણ કદર ના કરી ?

**अेही परकारन मे पितु सबके, पोक्षण करुं प्रसिद्ध ।**
**मुज देखनके नेन विना तो, नहीन लहो मुज रिद्ध ।। (२२)**

"કરૂણેશ પતિ કહે છે કે," ઉપર જણાવેલા દ્રષ્ટાંતનાં ન્યાયે જગતભરનાં જીવોનો હું પરમપિતા છું જેથી સર્વનું પાલન પોષણ હું પ્રસિદ્ધપણે કરૂં છું. છતાં તમે સર્વે અંશો અંતરચક્ષુનાં અંધ હોવાથી મને જોઈ કે જાણી શકયાં નથી. જ્યાં સુધી મને જોઈ જાણી ના શકો, ત્યાં સુધી મારા અદ્દ્ભુત પ્રભાવવાળી સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકશો નહિ.

**जेती भवभर भुगत रकम जे, तेही तुम काज करेहु ।**
**तेही भुगतत हो सकल जहान तुम, प्रगट न सुज परेहु ।। (२३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," ભવભરમાં જેટલી સમૃદ્ધિ ભરેલી છે તે બધી મેં ઉત્પન્ન કરેલી હોય, તમારા કાર્ય કરવા અર્થે જ કરી છે. તે સમૃદ્ધિ તમે જગતભરનાં સર્વે અંશો ભોગવી રહ્યાં છો. તે પ્રગટ નેત્રે જોવા છતાં હે અન ઈશ્વરવાદીઓ ! તમને જરા પણ સુજ પડતી નથી.

**खट रस आद्य सकल जेतने भर, खानपान भुगतनके ।**
**सकल बनाव बनावीत तुम कज, केही विधि कीये जुगतनके ।। (२४)**

કરૂણેશ પતિ કહે છે કે," હે જગતનાં જીવો તમારા માટે છ પ્રકારનાં રસો અને ખાનપાન આદી કેટલાંય પદાર્થો તમારે ભોગવવા મેં ઉત્પન્ન કર્યા છે તે સર્વ પદાર્થો કેવી રીતની યુક્તિથી કરીને બનાવ્યા છે તેનો તમે જરાપણ વિચાર કર્યો નથી.

**तेही सकल कळ प्रथम बीजमे, जेही अंकुर रचेहु ।**
**कुन वस्तके कीने बनाइत, निज गम जुवो सबेहुं ।। (२५)**

"કરૂણેશ પતિ કહે છે કે," સર્વ પ્રકારની કળાઓ પ્રથમથી જ મેં બિજકનાં અંકુરમાં ભરી છે તે અંકુર કઈ કઈ વસ્તુઓ મેળવીને કર્યુ છે. તેને તમે તમારા નિજસ્વરૂપની ગમગતિ વડે તપાસ કરીને જુઓ તો તમને જણાશે.

**तेही अंकुर हमनते भवीतव, सकल अचरचर केहुं ।**
**मुदीत नेन करीतव अचवन सब, शाह सुतके सम तेहु ।। (२६)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," તે અંકુરો મેં જ ઉત્પન્ન કરેલા હોવાથી સ્થાવર અને જંગમ સર્વ ઘાટો તે અંકુરોમાંથી ઉદ્દભવ્યા છે. તેમાંથી સર્વ જીવો ખાનપાન આદી કરી રહ્યા છે. છતાં શેઠના છોકરાની જેમ આંખના આંધળા અને હૈયાના ફુટયા હોવાથી કહે છે કે, અમારા શિર ઉપર કોઈ સર્જનહાર નથી !

**अेही विधि कहनहार अन इश्वर, हरदे फुट नेननके ।**
**प्रगट भोग भुगतीनके भाषन, व्रथा वेत कहेननके ।। (२७)**

"આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," હે અન ઈશ્વર વાદીઓ! તમારા હૃદયનાં ચક્ષુ ફુટી ગયા હોવાથી અમારા બનાવેલા પદાર્થો પ્રગટપણે ભોગવી રહ્યાં છો, છતાં વાણીના ઉચ્ચારથી વેતાપણાનો દાવો રાખી કહો છો કે અમારા શિર ઉપર કોઈ નિજકર્તા નથી.

**सृष्ट सकलकी आद्य उपायल, अखील अचरचर बीजु ।**
**तिनु अन्योअन्य चलीत पसारन, जबते अबलग निजु ।। (२८)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે," સૃષ્ટિ રચનાની આદ્યે અમે અનેક બીજ અંકુરો ઉત્પન્ન કર્યા છે. તેમાંથી સ્થાવર અને જંગમનો ઉત્તરોઉત્તર પસારો વૃદ્ધિ પામતો જ જાય છે. જયારથી સૃષ્ટિનો પ્રારંભ થયો, ત્યારથી અત્યાર સુધી જગતનો ઉત્પત્તિ ક્રમ અન્યોઅન્ય ચાલુજ રહ્યો છે તે હે અન ઈશ્વરવાદીઓ ! તમને પ્રત્યક્ષ પણે દેખાય છે તેને તમે જોઈને નિર્ણય કરો.

**जेही आद्य बीजगके कर्ता , ते तुम जनीत न पाये ।**
**विनु जनी तवके जुकत करीनके, व्रथा कयौ द्रढवाये ।। (२९)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ સર્વ બીજગ અંકુરોને ઉત્પન્ન કરનાર આદ્ય સકર્તાને જાણીને તમે પ્રાપ્ત કરી શકયાં નથી. તે કારણને લઈ તમે પ્રપંચથી ભરેલી જુઠી યુક્તિઓ કરીને જગતનાં કર્તા કોઈ નથી તેમ કહીને અજાણ્યા જીવોને તમે દ્રઢ કરાવ્યું છે.

**आद्य अंतके ज्ञान विहुनके, मघ्य देखीत द्रढ कीना ।**
**अरे अचेत वेत नहि हमके, कुनके कहीत कहीना ।। (३०)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ ! તમને જગતનાં આદી અંતનું જ્ઞાન નહિં હોવાથી મધ્યનો પસારો જોઈને તમે દ્રઢ કરી લીધું છે કે, નરમાદાનાં સંગે આ સંસારનો વિસ્તાર થતો આવ્યો છે. ઓ અચેત ગતિનાં અન ઈશ્વરવાદીઓ તમે અમને લેશમાત્ર પણ જાણી શક્યાં નથી. તમને આવું કહેનારો કોણ મળ્યો કે, જેથી તમે નિજ કર્તા નથી એવુ કહેતાં શીખી ગયાં છો.

**मघ्य तो हमने आद्य करीतकी, आपे नहीन हवीनके ।**
**ओरू अंतकी लहीत न तुमने, तो कुन मत हंम विनके ।। (३१)**

"નિજ સકર્તા પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ! આદીથી અમે જગતની રચના કરેલી હોવાથી મધ્યનો પસારો થયેલો છે. તે આપોઆપ થયેલો નથી. તેની ખોજ કર્યા વિના તમે જગતનાં અંતની હકીકતને પણ જાણી શકયાં નથી, છતાં તમારી ગતિ મતિ વડે આદી અંત અને મધ્યની તપાસ કરીને જુઓ તો તમને જણાશે કે, કયો મત સર્જનહાર સિવાયનો છે?

**जेही मत हम करतार विहुनके, तेही मत सब विनु फळके ।**
**विनु फळके मत मिथ्या थपनके, लागत सुन्य समळके ।। (३२)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે અન ઈશ્વરવાદીઓ ! તમે જ્ઞાન દષ્ટિએ ન્યાય સહિત નિર્ણય કરીને જોશો તો જણાશે કે, જે મત સકર્તાધણી સિવાયનો હોય, તે જડ શુન્યનાં જેવો હોવાથી તેને અનુસરનાર કોઈપણ પ્રકારનું ફળ પ્રાપ્ત કરી શકતો નથી તો તેવા મત જુઠ્ઠે જુઠ્ઠા સ્થપાયેલા છે તેમાં પરમ કલ્યાણની આશા રાખી શકાયજ નહી.

**सुन्य समळके सुन्य समोवड, जीनमे कर्ता न कोइ ।**
**कहे करूणेसर करीत करामल, कुवेर किमत करी जेइ ।। (३३)**

જે મતમાં નિજ સકર્તા સ્વામિનું સ્થાપન નથી તે મત શુન્ય સમાન નિષ્ક્રિય જડ જેવો હોય. તેમાં નિજ આપનપુ અને પતિપદની એકતાનો પરમ લક્ષ નથી કરૂણેશ પતિ કહે છે કે હે પરમ વિશેષ અંશ હે સત શ્રીમંત કુવેર? તમેજ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી અમારી અકળ કળાની ગમ ગતિ વડે તોલમોલ કરીને જાણી જોઈ જણાવી શકો તેમ છો.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે અનઈશ્વર સિદ્ધાંત ઉથાપનકો**

**ષટ્ત્રિંશત્તમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૩૭

**અથ શ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે અથર્વવેદ ધર્મ ચલાવનકો સપ્તત્રિંશતમ્ સિદ્ધાંત નિર્ણય**

**શ્રી કરૂણેશ ઉવાચ :-**

**अबही कहत अथर अविलोकीत, अल्ला अेक अनादी ।**
**सकल जहांन जीनकी रूहु रळीतव, हजरत दम दरगादी ।। (१)**

"કરૂણેશ પતિ કહે છે કે, " અથર્વવેદનું અવલોકન કરીને મુસલમાન ધર્મનાં પયગંબરોએ એક અનાદી અલ્લા નક્કી કરીને સ્થાપ્યા છે. તે અલ્લાનાં ઉત્પન્ન કરેલાં અનેક રૂહ વિશ્વભરમાં પ્રત્યેક ઘાટોમાં વસીને રમણ કરી રહ્યાં છે. એવીજ રીતે ભવભરનાં સઘળાં દેહો રૂપી દરગાહમાં હાલહજુર શ્વાસોશ્વાસ રૂપે દમ ચાલી રહ્યો છે.

आदम खुदा मत कहो, आदम खुदा नांही ।
पण आदम खुदाका नुरसे, आदम जुदा नाही ।। (कोइ फकीर)

**तेही रूहकी नहि धरीत त्रासतन अथरवेद अनवेता ।**
**तो जीव हनीत कुनके कहीतम, अंधु अधम अचेता ।। (२)**

"નિજસકર્તા પતિ કહે છે કે," હે મુસલમાનો ? અથર્વવેદનાં સિદ્ધાંત અનુસાર એક જ અલ્લાના સર્વ રૂહ તમે માનો છો. તો તેને ત્રાસ આપતાં તમારા દિલમાં રહેમ ઉત્પન્ન થતી નથી ? એ ઉપરથી નક્કી થાય છે કે, તમે અથર્વવેદનાં ખરેખર અજાણ જ છો. વળી તમે એક જ અલ્લાનાં રૂહ ગણો છો. તો કોના કહેવાથી તમે જીવ હિંસા કરો છો ? જેથી તમે અંતર દષ્ટિના અંધ હોવાથી અચેત અને અધર્મી છો.

**प्रथम कायदा करीत हमनने, अथरवेद तुम केहुं ।**
**तिनमे हिंसा कहीत न कोउकी, करीत कीनु उपदेहु ।। (३)**

"નિજ કેવલ પતિ કહે છે કે", હે મુસલમાનો ? સૃષ્ટિની આદ્યમાં પ્રથમ અમે જે ધર્મ કાયદા કર્યાં તેને તમે અથર્વવેદ કહો છો. તેમાં જીવોની હિંસા કરવાનું નિરૂપણ ક્યાંય પણ અમે કર્યું નથી તો આવો ઉપદેશ કરનારો તમને બીજો કોણ મળ્યો. જેથી તમો બીજા જીવોને હણો છો ?

**ओर कतेब कुराननकी कही; जो करहो तुम ताइ ।**
**निगम कायदा छोर हमनके, परो दोजखमे जाइ ।। (४)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે મુસલમાનો ! તમે કિતાબ અને કુરાનનું કહી બતાવેલું કરશો અને અમારા રચેલાં અથર્વવેદને ત્યજી દેશો તો હું જરૂરથી કહું છું કે, તમે દોજખમાં જઈને પડશો.

**तुम भीस्तनकी धरीत भावना करणी करीत दोजखकी ।**
**काफर मोरसद मीले तमनकु, कहीन निगम निज गमकी ।। (५)**

"પરમ સકર્તાપતિ કહે છે કે" હે મુસલમાનો ? તમે સ્વર્ગમાં જવાની ભાવના રાખો છો. અને કર્મો તો નર્કે જવાના કરો છો. તો તમને ખરેખર કાફર ગુરૂ મળ્યા. જેથી અથર્વવેદનું સાચું જ્ઞાન તમને જણાયુ નથી.

**काफर पर तन अमीख भखन के, पीर न लहीत पीयारी ।**
**आपने तन सरखे तन उनके, रूहु पण त्यौं दुःखीयारी ।। (६)**

"કરૂણેશ પતિ કહે છેકે," હે મુસલમાનો ? એક જ ખુદાના ઉત્પન્ન કરેલાં સર્વ જીવો હોવાથી આપણ સર્વે ભાઈઓ છીએ. એ સજાતિય બંધુ પણાંના પ્રેમને ત્યજી દઈ, તમે કાફર થઈને માંસ ખાવાની ઈચ્છાથી પારકા નિર્દોષ જીવોનાં શરીરોને હણતાં હોય, ત્યારે તેમને કેટલું કષ્ટ પડતું હશે ? તેની તમને દયા પણ આવતી નથી ? જો કોઈ તમારા શરીરને ત્રાસ આપતું હોય તો તે સમયે તમને કેટલું દુઃખ થાય છે તેવી રીતે બીજા જીવને પણ થતું હશે ને ? તેનો તમે જરાય વિચાર કર્યો છે ખરો ? એવો વિચાર નહી કરવાથી પારકા જીવોને દુઃખ દઈ રહ્યા છે.

**तिन के दोष नहि कहीतम जे, अधमी घोर अकलही ।**

**कोटीक कल्प दोजखमे परही, निकसन के मुशकलही ।। (७)**

કરૂણેશ પતિ કહે છે કે, હે મુસલમાનો ? બીજા જીવોને હણવામાં કંઈપણ દોષ લાગતો નથી. એમ કહો છો તો તમે મહા અધર્મી હોય ઘોર અંધકારમય તમારી બુદ્ધિ થઈ ગઈ હોવાથી તમો નિર્દય થઈને અઘોર પાપ કરી રહ્યાં છો. જેથી યાદ રાખો કે કરોડો કલ્પો સુધી તમારે નરકમાં રહેવું પડશે. અને તેમાંથી નીકળવું તમારે માટે ઘણું જ મુશ્કેલ થઈ પડશે.

**अरे अचेत वेत नहि रूहुके, सब घट हर दम हजुरा ।**

**कीटी आद्य महुर अचराचर, अंध न सुज असुरा ।। (८)**

નિજ સકર્તા સ્વામિ કહે છે કે, હે મુસલમાનો ! તમે અચેત ગતિનાં હોવાથી ઘટઘટ પરત્વે હરદમ હાલહજુર રહેલાં જીવોને તમે જાણતાં નથી કે, આપણે એક જ ખુદાનાં ઉત્પન્ન કરેલા રૂહ છીએ. કીડી મહુરથી લઈ સ્થાવર જંગમની આદ્યે સર્વે ઘાટોમાં જીવો વસેલાં છે. છતાં તમે મહા અસુર બુદ્ધિવાળા અંતર દૃષ્ટિનાં અંધ હોવાથી તમને કંઇપણ સુજ પડતી નથી કે એકજ અલ્લાના સર્જેલા હોય સર્વે જીવો સાથે ભાઇ ભાઈનો જ સબંધ લાગે છે.

**मुरसद हुई तुम खोज करीत क्या, अगवै भई दुनियाके ।**

**हमकु जनीत न गनीत न्याय से, तव तुम भवद्रवियाके ।। (९)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે ઇસ્લામ ધર્મનાં આગેવાનો ! તમે ગુરૂપદ ધારણ કરી, નિજકર્તા સિવાયની જુદી જ ખોજ કરી જેથી સર્જનહારને નહિં જાણી શકવાથી ન્યાય સહિત તમારા અનુયાયીઓને જણાવી શકયાં નથી, પરંતુ તમે ભવ પક્ષના થઈને ભવનો જ મત ખેંચો છો.

**भव द्रवियन करे भवकी वग, हम लग पहोंच न पगही ।**

**तो तुम खोज न मुज कादरकी, विलम रहे अग बगही ।। (१०)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે પયગંબરો ! તમે ભવનાં આગેવાન થઈને ભવનો વગ ખેંચતા થયાં, ત્યારથી અમને પ્રાપ્ત કરવાની ખોજ કરી શકયાં નથી એવી ન્યાય સહિતની ખોજ કર્યા વિના કાદર એટલે મને નિજકર્તાને મળી શકયાં નથી. તે કારણને લઈ તમે આજુબાજુ પીર પયગંબરોમાં વિરામ પામ્યાં છો.

**अगबग तुमकी कहीत मानी जग, चलीत चाल अनइकी ।**
**तिनमे भीस्त न मीले कोहुनकु, बाबज बुरी कमइकी ।। (११)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે ઇસ્લામ ધર્મનાં આગેવાનો ? તમારી નિશ્ચય સિવાયની વાતો આજુબાજુનાં પીર ઓલીયાની જણાવેલી હકીકત જગતનાં જનોને બતાવવાથી અનીતિનાં માર્ગે ચાલવા લાગ્યાં. આવી રીતે તમે પાપની બુરી કમાઇ કરવાથી તમને કોઇને ભસ્ત એટલે સ્વર્ગની પ્રાપ્તિ થશે નહિ.

**कहुण हुती सब कहत तमनकु, अब कया कहु अभागी ।**
**निज आपने अनुभव से जुगभर, जोयुं नहि कोई जागी ।। (१२)**

નિજ કૈવલ પતિ કહે છે કે, હે ઇસ્લામ ધર્મનાં ઉપદેશકો ! તમને જે કહેવા ઘટતું હતું, તે સર્વે પ્રકારે મેં કહી દીધું છે કે, હે અભાગિયાઓ હવે કહી કહીને તમને કેટલું કહું ? કારણ કે, નિજસ્વરૂપનો અનુભવ કરી, જાગ્રત થઈને આ જગતમાં કોઇએ જોયું નથી.

**अबके जगो कहत खावन खुद, धरीत अेमान सहेतु ।**
**तद्दपीत होय उबरीत दोजखसे, भीस्त मीलेव सबेतु ।। (१३)**

"સ્વામિ સર્જનહાર કહે છે કે", હે મુસલમાનો ! તમને જણાવતાં ખુદ ખાવન કહે છે કે, હવે તમે હેતપુર્વક ઇમાનને ધારણ કરી, તમારા નિજ સ્વરૂપમાં જાગ્રત થાવો. એવી જ રીતે નિજ સ્વરૂપનાં જાણકાર થશો. તો તમે દોજખમાં જતાં બચી જશો. અને તમને ભીસ્ત એટલે સ્વર્ગની પ્રાપ્તિ થશે.

**हमने पठाये परम हेतु निज, जुग जन करन सचेता ।**
**कया हिंदु कया मुसलमान मत, दोउ दीनके जेही वेत्ता ।। (१४)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારો જે પરમ હેતુ ભવભરના જીવોનું કલ્યાણ કરવાનો અલૌકિક લક્ષ આપીને મારા પરમ વિશેષ અંશને આ જગતમાં મેં મોકલ્યા છે. તે મારા કૈવલજ્ઞાનનાં દિવ્ય ચક્ષુ આપીને જાગ્રત કરી સર્વને ચેતાવશે. તે સર્વજ્ઞ પરમગુરૂ સર્વના કલ્યાણદાતા હોવાથી કોઇ હિંદુનો મત હોય કે મુસલમાનનો મત હોય, બંને ધર્મના સંપુર્ણ વેત્તા હોય સાચું સમજાવીને ન્યાય સહિત નિર્ણય કરાવે છે કે, કાદર કહો કે કર્તા સર્વના સર્જનહાર એકજ છે.

**तिनके उर रही कहीत सकल तुम, जेही मुज निज अभिरामु ।**
**मुजमे जेही अभिराम करावन, जीनु सागर तन नामु ।। (१५)**

"કરૂણેશ પતિ કહે છે કે," મારા પરમ વિશેષ અંશનું જે અવ્યક્ત વ્યાપક શરીર છે. તેમનાં હ્રદયમાં રહીને મારા લક્ષની અલૌકિક જાણ જગત ભરના જીવોને જણાવું છું કે, જેનું નામ કરૂણાસાગર છે. તે તમને શરણમાં લઇ મારા નિજ ધામમાં પહોંચાડી અખંડ વિશ્રામ કરાવશે.

**ओरू अकाळी पंथ चलावन, तिनकी सुनो बहोरू ।**
**नंगे खडक फरे दुनिया मही, मारे मरे लहोरू ।। (१६)**

નાનક સાહેબે અકાલી ધર્મની સ્થાપ્ના કરી તે અત્યારે અકાલી પંથના નામથી ઓળખાય છે તે ધર્મની મુળ ગાદી ઉપર દસમાં મહંત જે થયાં. તેમનું નામ ગુરૂ ગોવિંદસિંહ છે. તેમણે ધર્મનાં વર્તનમાં ફેરફાર કરી, ધર્મના નામે શિષ્યોમાં ક્ષત્રિય વ્રત જાગ્રત કરી એટલે કે, હથિયાર બંધ અખાડા જમાવી લશ્કરની ભરતી કરવા માંડી તેમાં એવો સિદ્ધાંત સમજાવ્યો કે, ધર્મની ખાતર મારવું કે મરવું, પણ પાછા હટવું નહિં.

**तेही पण हमकु नहि नरणीतके, जीनके जीवन त्रासु ।**
**जबते तेही दोजग द्रवीयनके, भीस्त मीले क्यौं कासु ।। (१७)**

તેઓએ પણ નિજ સકર્તા પદનો નિર્ણય કર્યો નથી કારણ કે તેમને પણ જીવોને ત્રાસ આપતાં દયા આવી નથી એ કારણને લઈ તેમણે જગતથી વગ રાખી છે. આ જગ્યાએ તે વિશે થોડા વધારે શબ્દો કહેવાની વિવેચકની ઇચ્છા છે.

નાનક સાહેબની દસમી પાદશાહત ઉપર ગુરૂ ગોવિંદસિંહ થયાં તે વખતે દિલ્હી તખ્ત પર હિંદુસ્તાનનો બાદશાહ ઔરંગઝેબ કરીને હતો તે ઔરંગઝેબે પૃથ્વીને ન હિંદવી એટલે હિંદુ સિવાયની બનાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો. તેને તુર્કસ્તાનમાંથી આ તરફ આવતાં હિંદુસ્તાનની સરહદ પર આવેલા કાશ્મિરના પ્રદેશમાં હિંદુઓને મુસલમાન બનાવવાનું શરૂ કર્યુ એ પ્રસંગે કાશ્મિરના ઘણાં વિદ્વાનો ગોવિંદસિંહનાં શરણમાં આવ્યાં તેમણે આજીજી કરી, ઘણી ઘણી પ્રાર્થના કરી જેથી ગુરૂ ગોવિંદસિંહના મનમાં એમના દયાજનક વચનોની ઘણી ભારે અસર થઈ એથી તેમણે તરતજ લીટી ખેંચી અને તેઓ ઔરંગઝેબની સામે મરતાં સુધી લડયાં પણ તેમણે ધર્મ છોડયો નહિં. એ ગુરૂ ગોવિંદસિંહે તો સમય સુચક વિચાર કરીને ઘણું મહત્વનું કામ કર્યુ, પણ અત્યારે એ પંથનું મહત્વ તેવી રીતે સચવાતુ નથી.

**अब करतार कहे करूणेशर, सुन मोइ अंश परमही ।**
**तोइ पुछन बाबज परिउतर, देइ दीये सकल मरमही ।। (१८)**

" કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ? અઠ્ઠાવીસમાં સિદ્ધાંતમાં તમે જે જે પ્રશ્નો પુછયા હતા તેનો જવાબ અત્યાર સુધીમાં તમને સઘળો આપી દીધો છે તેમાં કંઈપણ બાકી રાખ્યું નથી.

**अब तोइ मोइ संवादे सहेतन, हुये सकल समपुरी ।**
**अब तेरे अेकल अनुभवमे, कहुं में हरदे सफुरी ।। (१९)**

" નિજ કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારો અને મારો પરસ્પરનો સંવાદ હેત સહિતનો સંપૂર્ણ થયો હવે હું તમારા હૃદયમાં વાસ કરીને તમારા એકલાનાં અનુભવ માટે પ્રેરણા કરીને જણાવીશ.

**ઈતિશ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે અથર્વવેદ ધર્મ ચલાવનકો**

**સપ્ત ત્રિશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

# સિદ્ધાંત-૩૮

અથશ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે વૃથા વહેમ થપન ઉથાપનકો અષ્ટત્રિંશત્તમ સિદ્ધાંત નિર્ણય

શ્રી કરૂણેશ ઉવાચ :-

**तेही माटे तोइ घरीत धीरज धज, करीत न पाव पीछोरा ।**
**जेतने भर परपंच पोमी पर, रहेनन पाय पबोरा ।। (१)**

"કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ? તમે અતિ ધીરજ ધારણ કરી જેથી સત્ય ધર્મનો દિગ્વિજય કરવામાં તમારો પગ પાછો પડવો જોઈએ નહિ. કારણકે, આ પૃથ્વી ઉપર જેટલાં પાખંડી પંથોનો જે પસારો થયો છે તે પ્રકૃતિનાં પ્રપંચથી ભરેલાં હોય, તેને તમે ન્યાય સહિત સત્ય જ્ઞાનનાં શસ્ત્ર વડે સંહારીને ફના કરી નાંખો જેથી એકપણ બચવા પામે નહિ અને તમારા હાથે સુધર્મનો નિર્ભય ધ્વજ રોપી સકર્તા સિદ્ધાંતને જગતમાં જાહેર જણાવશો.

**कीनके डरप न घरीत तोय उर, अणुभर कोउ अरीयनके ।**
**तुज अनुभव महामत गतिके अंग, सबकी मत मरीयनके ।। (२)**

"કરૂણેશપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ? તમારા હ્રદયમાં કોઈપણ પ્રકારનો અણુમાત્ર ડર ધારણ કરશો નહિં ચૌદલોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત અને નિરંજન સુધી ભલે તમારા શત્રુઓ થાય પરંતુ અનિત્ય અને વિજાતીયનાં ઉપાસક હોવાથી તમારા મહામત અનુભવની ગતિ આગળ સર્વના મતોની મતિ મરણ પામી જશે.

**मे तुजकु कही देइ करूणाकर, रज तज रीझ रचीने ।**
**तो ततबर होइ कहे करूणेसर, अद्भुत बोल बचीने ।। (३)**

"નિજ સકર્તા સ્વામિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ? તમારા ઉપર અતિ કરૂણા કરીને રજતજથી લઈ વિશ્વભરનાં સર્વે ઘાટોની રચના કરી છે. તેની પ્રગટ અને ગુપ્ત જાણ તમારા

ઉપર રીઝીને તત્પર થઈ, મારા સ્વમુખે ઉચ્ચાર કરી તમને જણાવું છું જે આશ્ચર્યચકીત કરી નાંખે એવું અદ્ભુત જ્ઞાન તમે જગતનાં જીવોને જણાવી અમારી ઓળખાણ કરાવશો.

**अद्‌भुत सो अविगत लखवावन, करीतव हमन सवेता ।**
**हवे अचळ चित चलीत नहि कीत, भवभर रहे सचेता ।। (४)**

" કરૂણેશ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! જે અદ્ભુત જ્ઞાન તમને જણાવ્યું છે તે જગતનાં આરતવાન જીવોનાં હૃદયમાં અમારો અવિગત લક્ષ લખાવીને અમારા અલૌકિક સ્વરૂપનાં તેમને જાણકાર કરશો જેથી અમારા અચળ લક્ષમાં સ્થિર થશે, ત્યારે તેમનાં ચિત ચલિત થશે નહિં અને ભવભરમાં સચેતનપણે રહી શકશે.

**अेही परकारन उचरे अलोकीत, लोकीत लोप धरीनके ।**
**कर पेहेमाल परम हित भवके, देवके द्रीगन धरीनके ।। (५)**

" નિજ કૈવલપતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારી અલૌકિક વાણીનો ઉચ્ચાર કરી, એ જ્ઞાનમય વચનોનો પ્રકાશ પાડી, જીવમાત્રનાં હૃદયમાંથી લૌકિક વાણીનો લોપ કરીને, તેમને જાગ્રત કરો અને નિજપતિપદ સિવાયનાં પ્રપંચી પંથોને ફના કરી ભવભરનાં જીવોનું પરમહીત એટલે જે પરમપદ પ્રાપ્ત કરાવવાનું છે. તે તમારી દિવ્ય દૃષ્ટિ પસારીને જ્ઞાનગતિનું પોષણ આપી કૈવલપદનાં અધિકારી બનાવીને અમારા શરણમાં મોકલશો.

**देवके द्रीगन अघोर कटाक्षन, पक्ष न रखीत कोहुनके ।**
**अेक हमन विन म्रखा करीत सब, जब द्दढ घ्वजन तोहुनके ।।(६)**

" સ્વામિ સર્જનહાર કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારી દિવ્ય દૃષ્ટિમાં અપાર જ્ઞાન ગતિનો વેગ ભરેલો હોવાથી તે દિવ્ય દૃષ્ટિનાં કટાક્ષથી કોઈનો પણ પક્ષ રાખ્યા સિવાય તમારા અનુભવની ઐશ્ચર્યતાથી કત અકતનાં મતપંથોનું નિકંદન કરી નાંખી અમારા સકર્તાપદનું સ્થાપન જગજાહેર કરશો કે જેથી તમારો દ્રઢતાવાળો ધર્મ ધ્વજ નિર્ભયપણે ફરકશે.

**अब तुमकु मे दीये हुकम हक, निजलक्ष मोइ लखवावा ।**
**अंश सकल कर मुज अविलोकन, ओरसे घरीत अभावा ।। (७)**

" આદ્ય સકર્તા સ્વામિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! અમારા અલૌકિક લક્ષનાં હુકમનો હક તમને સોંપ્યો છે તે અમારો નિજ લક્ષ જગતભરનાં જીવોનાં હૃદયમાં લખાવી દેશો તે લક્ષના જ્ઞાનથી સારાસારનો નિર્ણય કરશે, ત્યારે ભવભરનો અભાવ થઈ જશે. એવા અધિકારી સર્વ અંશો મારા કૈવલપદનું અવલોકન કરી શકશે.

**पुनी कहीत भव हितके उचरन, मुचरन अंश करनकु ।**
**पाय अचल सुख अभे अखंडित, फेरी भव धरेन तनकु ।। (८)**

" સકર્તા પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! ફરીથી તમને કહું છું કે મારું આપેલું અલૌકિક લક્ષજ્ઞાન ભવભરનાં જીવોનાં હિતાર્થે યથાર્થ જણાવશો જેથી અધિકારી અંશો અમારા નિજ શરણમાં આવશે ત્યારે તેને અભય અખંડિત અચળ સુખ પ્રાપ્ત થશે તે તે અંશોને ફરીવાર જગતમાં આવીને શરીર ધારણ કરવું પડશે નહિ.

**तुज उचरनके लक्ष लहीत जे, जेतने भर भव सेती ।**
**ते नव हवे अचेत सचेतन, तनभर रहे सचेती ।। (९)**

"નિજ કૈવલ પતિ કહે છે કે," હે પરમ વિશેષ અંશ ! તમારા સ્વમુખે ઉચ્ચારેલુ લક્ષજ્ઞાન આ ભવમાં જે જે જીવો ગ્રહણ કરી અમલમાં મુકશે તે કદાપી અચેત થશે નહિ તે ઉજાગ્રતપણે સચેતન થયેલો અધિકારીજન જીવનભર અતિ સાવધ રહીને દેહનાં અંતે કૈવલપદને પ્રાપ્ત કરશે.

**सचेत सो सर्वज्ञ संततर, जुगधर तनु जंतरके ।**
**आलोक ओरू परलोक परमपर, अजभव लग सुर सरके ।। (१०)**

" કરૂણેશ પતિ કહે છે કે," જે સર્વજ્ઞ પરમગુરૂનાં ઉપદેશથી પોતાના નિજ સ્વરૂપને જાણી

સચેતન થયેલો અંશ ભવભરનાં જંતર એટલે શરીરોની ગતિનો હિમાયતી થયેલો છે. જયાં સુધી પ્રકૃતિનો પસારો છે તેમાંથી તેની દૃષ્ટિ નિર્લેપ થયેલી હોવાથી જગત પક્ષે સર્વજ્ઞ અને સ્વતંત્ર ગણાય છે. આલોકથી લઈ સર્વ દેવલોકની હકીકત યથાર્થ જાણે છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરથી પણ શ્રેષ્ઠ ગતિનો હોય, નિજસકર્તાપદને પ્રાપ્ત કરવાનાં સબંધમાં પૂર્ણ અધિકારી થયો છે.

**ओरू पुरूष प्रकृति आद्य भव, अखिल अंश शिर शेशु ।**
**निगम चतुर जीने करीत निराक्रण, अजकु दीये उपदेशु ।। (११)**

ઉપર જણાવ્યાં પ્રમાણે ભવભરનાં સર્વ અંશો ચૌદલોક પર્યંત બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, પ્રકૃતિની આદ્ય નિરંજન પુરૂષ સર્વથી મોટા ગણાય છે. જેણે બ્રહ્માજીને ઉપદેશ આપી, ચાર વેદનો નિર્ણય કરાવ્યો છે. છતાં જે અંશ પોતાના નિજ સ્વરૂપને જાણીને સચેતન થયેલો તે અંશ તેમનાં કરતાં પણ શ્રેષ્ઠ ગતિનો ગણાય છે.

**पीछे सृष्टके अंश सकलको, पति परम ते सरजे ।**
**शुद्ध संकल्पसे अचर चराचर, अणु तन  आद्य अपरजे ।। (१२)**

" નિજ કરૂણેશ પતિ કહે છે કે," જયારે મેં પ્રથમ શુદ્ધ સંકલ્પ કર્યો તેના પેટા સંકલ્પમાંથી આદી પુરૂષ નિરંજનને ઉત્પન્ન કર્યા છે, ત્યારપછી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરથી લઈ ચૌદલોક સહિત સ્થાવર અને જંગમ અણુરાણુ સુધી તનુધારી સર્વ અંશોને ઉત્પન્ન કર્યા છે. ઉપરની ચોપાઈઓમાં તારવી બતાવેલ શ્રેષ્ઠ ગતિનો અંશ જે સકર્તા સ્વામિનાં સન્મુખ થયેલો છે તેની બરાબરીમાં બીજા અંશોને ગણવામાં આવતાં નથી.

શ્રી કૃપાનીધિ ઉવાચ :-

**प्रथम कीये करतार पुरूषने, शकित पुरूष संजोगु ।**
**तिनके सुत अज आद्य विष्णु भव, जीनु करीत वैभोगु ।। (१३)**

પ્રથમ નિજ સકર્તા પતિએ જગત સર્જનનાં હેતુથી પહેલાંજ પુરૂષ પ્રકૃતિને ઉત્પન્ન કર્યા છે, એ બંનેનાં સંજોગે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જન્મ પામેલાં છે.

**तिनकी परजा भवीत परस्पर, मनुष्य देव दानवही ।**
**तबत्ये अबलग चलीतव भव, देव दनुज मानवही ।। (१४)**

જે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરથી નરમાદાનાં પરસ્પર સંબંધે કરી, દેવ દાનવ અને માનવ ઉત્પન્ન થયાં હોય, અત્યાર સુધી સૃષ્ટિક્રમ ચાલતો જ આવ્યો છે. એવી રીતે કે, મહેશ્વરથી દાનવો વિષ્ણુથી દેવો અને બ્રહ્માજીથી મનુષ્યની પરંપરા ચાલેલી છે..

**तेही परकारन कीये सकल तन, चौं लक्ष जीनुं चितवनसे ।**
**अधिक नुन्य विभुतीनसे सरजीत, जनीत भिन्न तनमनसे ।। (१५)**

તેજ પ્રકારે નિજ સકર્તા પતિનાં ચિંતવનથી ન્યુનાધિક વિભુતીવાળા ચાર ખાણીના ચોરાશી લાખ ઘાટોનો વિસ્તાર થયેલો છે તે સર્વના તનમનનાં સ્વભાવ જુદાં જુદાં દેખાય છે જેથી કોઈનો વિચાર કે મત એકબીજાની સાથે મળતો નથી.

**ओरू दुसरन कोउ नहि स्त्रजनारन, निजपति परम विनाइ ।**
**तिनके करीत करामल क्रतके, जीनुं लखवावहु ताइ ।। (१६)**

"પરમ કૃપાનિધી કહે છે કે," નિજસકર્તા સ્વામિ સિવાય આ જગતને ઉત્પન્ન કરનાર બીજો કોઈ જ નથી જે અકળ કળા વડે આ જગતનું કત કર્યુ છે તે તમે સમજી શકો, તેવી રીતે કહી બતાવું છું.

**तेही लगे सब शकित पुरूषके, कर्ता पखे बंधवही ।**
**ज्यौं साहेर पख सुत संभवके, शंख रतन संधवही ।। (१७)**

દષ્ટાંતે જેમ સમુદ્રથી શંખ, રતન અને સિંધવ ઓછીવત્તી કિંમતવાળા ઉત્પન્ન થાય છે. તેવીજ રીતે નાની મોટી વિભુતિવાળા ચૌદ લોક સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધી આપણને પરમ પતિ પરમ પિતાએ ઉત્પન્ન કર્યા હોવાથી સર્વે ભાઈઓ જ છીએ.

**ओरू मंडक मच्छ मगर पोरू लग, समुधरके पख समही ।**
**कोउ कीनके करतार न बाजत, स्थुल सुक्ष्म जलजमही ।। (१८)**

જેવી રીતે સમુદ્રમાંથી મગર, મચ્છ, મેંડક અને પોરા વગેરે ઘણીજ પ્રકારનાં જળચરો નાના મોટાં ઘાટવાળા હોવા છતાં આપસ આપસમાં કોઈને ઉત્પન્ન કરી શકતાં નથી. સમુદ્રપક્ષે સર્વ એકજ સરખા હોય, ભાઈ ભાઈનો સબંધ લાગે છે અને એ બધા સમુદ્રના જળમાંજ રહે છે.

**तबते जलनीधिके जंतु सब, कोउ कीनु नहि प्रसवेतु ।**
**अेक थकी उत्पन्न सरवनकी, जलधर जीव सबेतु ।। (१९)**

ઉપર જણાવ્યા પ્રમાણે તે જળચર જીવો નાના મોટાં તનુધારી હોવા છતાં કોઈ કોઈને જન્મ આપી શકતાં નથી પરંતુ એ સર્વની ઉત્પતિ અથાક જળને ધારણ કરનાર જળધર એકજ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં છે.

**पुनि घडत कुंभार भंडकु, मटका घट गागरही ।**
**कण कोठार परणीया सहितम, बिनु कुलाल न करही ।। (२०)**

ફરીથી કહું છું કે દષ્ટાંતે જેમ ઘડા ગાગર, મટકા, કણ ભરવાના કોઠાર અને કોડિયા તે સર્વ નાના મોટા હોય, જેમ મોટાં વાસણો નાનાને ઉત્પન્ન કરી શકતાં નથી, પરંતુ એ સર્વનો બનાવનાર એક કુંભાર જ છે.

**ज्यौं वणकर कपराकु वणीतव, कपरू कपर न वणही ।**
**कुल सरवे पट वणीत वणीक कर, धर ताणा जीनुं तणही ।।(२१)**

દષ્ટાંતે જેમ વણકર કપડાંને વણીને તૈયાર કરે છે પરંતુ તે કપડું કપડાંને વણી શકતું નથી તે તો વણકર જ વાણોતાણો વ્યવસ્થિત મેળવીને તાકા બનાવે છે.

**देइ त्रीये शाख सिद्धांतके कज, सक्रत अेक सरावा ।**
**पुरूष शकित सहितम करतवमे, कोउ कीनु लगे न दावा ।। (२२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે જેમ સમુદ્રમાંથી સંખ્યાબંધ જળચરો ઉત્પન્ન થાય છે. અને નાના મોટા અનેક માટીના પાત્રો કુંભાર બનાવી શકે છે. એવીજ રીતે વણકર કાપડ વણી શકે છે એ ત્રણ દ્રષ્ટાંતોની શાખ આપીને નિજ સકર્તા ધણીને સાબીત કરી બતાવ્યા છે. તે સકર્તા પતિના શુદ્ધ સંકલ્પ દ્વારા અનંત બ્રહ્માંડની આદ્યે સમસ્તલોકનું સર્જન થયેલું છે. તેને જેમ છે તેમ જાણીને નવુ ઉત્પન્ન કરવાનો હક્ક કે દાવો આદ્યશકિત અને આદિ પુરૂષ નિરંજન સરખા પણ કરી શકતા નથી. કારણકે તે પણ કર્તાના કરેલા કૃતની ગણતરીમાં આવી ગયેલા છે.

**करीत करत करननकी नही गम, विनु कर्ता निज केहु ।**
**जो करतवसे करत बने तो, चक्री चाक न ग्रेहु ।। (२३)**

પરમ કૃપાનિધિ કહે છે કે, જગતરૂપી કરેલા કૃતને નવુ કોઈ કૃત કરવાની જરાય જાણ નથી એ સર્વે કૃતના કરનાર અને યથાર્થ જાણનાર તો સકર્તા ધણી જ છે. જો કૃતથી કૃત આપો આપ બનતુ હોય તો કુંભાર ચાકડાને ગ્રહણ કરત જ નહી એમ જાણવું.

**बन्या जाय घटसे घट गागर,कणभर आद्य सबेतु ।**
**अेही परकार नही भव भरमे, करते करत करेतु ।। (२४)**

જેવી રીતે ઘડાથી ઘડો, ગાગરથી ગાગર કણભરવાના કોઠારથી કોઠાર બનતાં હોય તો કુંભારની જરૂર પડત જ નહિ એજ ન્યાયે કૃતથી કૃત બનતું જ નથી એ જગતરૂપી સર્વે કૃતનાં કરનાર નિજસકર્તા સ્વામિ સર્જનહાર પોતે એકજ છે.

**जो कहेशो भवभर क्रतसे क्रत, पसरे सब परिवारू ।**
**तिनकी कहुं करूणेश भरीत कळ, तेही निज विधि विस्तारू ।।(२५)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," કોઈ પ્રતિવાદી જો કદાચ પ્રશ્ન કરે કે, સર્વ પ્રકારનાં ઘાટો જે જે જાતિના હોય તે જાતિનાં પરસ્પર નરનારીનાં સંબંધે એકબીજાનો પરિવાર વધતો જ જાય છે. એજ પ્રમાણે ભવભરનો પસારો થયેલો દેખાય છે તે ઉત્તરોઉત્તર વૃદ્ધિ પામવાની કળ કરૂણેશ પતિએ કેવી રીતે ભરેલી છે તેનો વિધિપૂર્વક વિસ્તાર કરીને જણાવું છું.

**निज करतार करतकी करणी, सुनीयो सुरत धरीने ।**

**कल्प अेक परजंत पहोंचके, कीने हु संच भरीने ।। (२६)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજસકર્તા સ્વામિની અલૌકિક કરણીની હકીકત કહું છું તે તમે સુરતા ધરીને સાંભળો સમસ્ત જગતરૂપી ક્તની અંદર પ્રત્યેક ઘાટોરૂપી સંચોમાં કલ્પપર્યતની કળ ભરી છે, તે કલ્પ પુરો ના થાય, ત્યાં સુધી ખુટે તેમ નથી.

**समचैतन सरवज्ञ तंतभर, तनसे तन उपजावे ।**

**जेतने भर कळ भरीत परनसे, तेतने भर निकसावे ।। (२७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વજ્ઞ સકર્તા સ્વામિએ પ્રથમ સ્થાવર જંગમનાં બિજગ અંકુરોની રચના કરી, ત્યારથી જ સમચૈતનની કળ ભરેલી છે તેનાથી જ શરીરોમાંથી શરીર ઉત્પન્ન થતાં હોય, જયાં સુધીની કળ ભરી છે ત્યાં સુધી શરીરો ઉત્પન્ન થતાં જ જશે.

**अेही विधिके क्रतसे क्रत भवीतन, हिरणग्रभ सब घटही ।**

**सजे अेक करतार सकलको, अकळीत करत विकटही ।। (२८)**

આવી રીતે સર્વજ્ઞ સકર્તા પતિએ સમચૈતન્ય ગતિ ઘટોઘટમાં વ્યાપકરૂપે હિરણ્યગર્ભમાં મેળવેલી હોવાથી ઘાટોમાંથી ઘાટ ઉત્પન્ન થાય છે તે સમ ચૈતન્ય શરીર રચનાનાં સર્વ તત્વમાં ઓતપ્રોત મળેલું હોય એનાં વડેજ સર્વ શરીરો જતમત રહેલાં છે. તે સર્વ ઘાટોનું સર્જન નિજકર્તાએ કર્યુ હોવાથી એ ક્તની અકળ કળા કોઈ નહિ કળી શકવાથી એ જડ ચૈતનની વિકટ યુકિતને અત્યાર સુધી કોઈ સમજી શકયું નથી.

**तेही करतमे आइ गये सब, अणुभर तन धर जेता ।**

**पुम परधान आद्य अजभव ल्यौं, लगीतव सकल सखेता ।। (२९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજકર્તાનાં કરેલાં ક્તમાં અણુથી લઈ સર્વ તનુધારી ચૌદલોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, પ્રકૃતિ અને પુરૂષ સુધી કર્તાનાં ક્તમાં આવી જાય છે. શરીર રૂપ ક્તને વશ થઈ સર્વ અંશો વર્તી રહ્યા છે. જેથી ઘાટ પક્ષે જોતાં સર્વ અંશો સરખાં છે. એવું કર્તાનું ક્ત અદ્દભુત હોવાથી કોઈપણ અંશ સ્વતંત્ર નથી.

**अेसे शुद्ध संकल्प नहि कोउके, हिरणीत तन उपजेको ।**

**आपने संकल्प सुपन पुरूष ते, ज्यौं न बने जन अेको ।। (३०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકર્તા ધણીનાં શુદ્ધ સંકલ્પ સિવાય હિરણ્ય ગર્ભિત જડ ચૈતન્યની એકતાવાળા શરીરો કોઈનાથી પણ ઉત્પન્ન થઈ શકે તેમ નથી જેવી રીતે આપણને સ્વપ્નુ થાય છે તે સ્વપ્નામાં ઉત્પન્ન થયેલો પુરૂષ બીજા પુરૂષને ઉત્પન્ન કરી શકતો નથી એમ સમજવું.

**त्यौं कर्ता संकल्प सुपननके, पुरूष शकित तन लगही ।**

**तीमे करीत कुण नवीन तनकु, सकल अवध तत तगही ।। (३१)**

" ઉપર જણાવ્યાં પ્રમાણે નિજ સકર્તા સ્વામિનાં શુદ્ધ સંકલ્પથી થયેલાં જગતરૂપી સ્વપ્નામાં મહુર જંતુથી લઈ ચૌદલોક સહિત આદ્યશકિત અને નિરંજન સુધી, એ સર્વે સ્વપ્નની પ્રજા છે તે કર્તાનાં કરેલાં કૃતમાં નવીન તત્વ કે કોઈ અંશને ઉત્પન્ન કરી શકતાં નથી. પરંતુ કલ્પનો અવધિકાળ આવી રહે, ત્યાં સુધીમાં એ સર્વેનાં શરીરો એક પછી એક અંતકાળ આવે ત્યારે નાશ પામે છે.

**तेही माटे कोउ कोउके तन धर, भवीत नही भव सेती ।**

**तरण आद्य अणु सृष्ट सकलको, नीज करतार सजेती ।। (३२)**

ઉપર જણાવ્યા પ્રમાણે એટલાજ માટે સર્વ તનુધારી જીવોને એકબીજાનાં શરીરો ઉત્પન્ન કરવાની ભવભરમાં કોઈને પણ જાણ નથી તે કારણને લઈ તરણની આદ્ય સમસ્ત સૃષ્ટિનાં ઘાટો નિજકર્તાએજ સર્જેલા છે.

**पीछे चलीत सकलकी परजा, अन्यो अन्य अनेकु ।**

**जेतने भर तन भरीत संचमे, निकसे सकल सबेकु ।। (३३)**

નિજ કર્તાએ પ્રથમ સ્થાવર જંગમનાં સમસ્ત બિજગ અંકુરોનાં વિષે જેટલા પ્રમાણમાં

પોંખણી કરી છે તેજ પ્રમાણે પછીથી નરનારીનાં સંજમે કરી, અન્યોઅન્ય અગણિત ઘાટો ઉત્પન્ન થતાં હોય, તેની પરંપરા ચાલુ જ રહેલી છે જે જે જાતિનાં તનુઓમાં નિજકર્તાએ જેટલા સંચ ભર્યા છે તેટલાંજ ઉત્તરો ઉત્તર નિકળતાં જાય છે. સામાન્ય કે વિશેષ અંશ, વધારાનો એકપણ ઘાટ ઉત્પન્ન કરી શકતા નથી.

**तेही सकल दरशीत भवभरमे, देखो हाल हजुरा ।**
**स्थावरसे स्थावरकी उद्‌भव, जंगे जंग सफुरा ।। (३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરની ઉત્પતિનો ક્રમ સર્વ ઘાટોનો પ્રત્યક્ષ દેખાય છે તે હાલ હજુર તમારી નજર સમક્ષચાલી રહ્યો છે તે જુઓ જેટલી સ્થાવરની જાતિ હોય, તેમાંથી સ્થાવર અને જંગમની જે જે જાતિમાંથી એકબીજાનાં સંગે કરી ઘાટો ઉત્પન્ન થયે જ જાય છે.

**पण निज अंकुर मुल सबनके, पति परम संकल्पके ।**
**या विन मगदुर नहि कोहुनकी, उपजे जीनुं कलपके ।। (३५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરનાં સર્વ ઘાટોની ઉત્પત્તિનું મુળ કારણ આદ્ય અંકુર છે તે અંકુર નિજ સકર્તા સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન કર્યુ છે. નિજકર્તા વિના કોઈની પણ મગદુર નથી કે, એવો સંકલ્પ કરીને નવીન ઘાટ સર્જી શકે ?

**कहत सकल अज भव विष्णुने, सरजी सृष्ट सबेहु ।**
**अे सब केहेण्य चलीत कलपीतकी, निजगम लहीत न केहु ।। (३६)**

જગતભરનાં સર્વ લોકો કહે છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે પરંતુ તેમને ખબર નથી કે, આ ભવભરનું સર્જન કરનાર સર્જનહાર કોણ અને કેવી રીતે કર્યુ છે તેની ગમ નહિં હોવાથી મિથ્યા કલ્પના કરીને કહે છે.

**कीये आद्य कर्ता संकल्पसे, रज तम सात्वीक जेही ।**
**तिनुं विस्तार सकल तनतनमे, अजभव विष्णु लगेही ।। (३७)**

આદ્ય સકર્તા સ્વામિએ પ્રથમ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા અવ્યકત રજોગુણ, સત્વગુણ અને તમોગુણ ઉત્પન્ન કર્યા છે તે ત્રણ ગુણોનાં વિભાગ ભવભરનાં સર્વ શરીરોમાં આવ્યા હોય, બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીનાં શરીરોમાં તે વિભાગ પોખાયેલાં છે.

**तिनके पंचीकरण करीनके, सकल सुनावहु जेता ।**
**जीनकी समज परे सबयनकु, हवीत सकल सवेता ।। (३८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ત્રણ ગુણનાં વિભાગ સર્વ શરીરોમાં આવ્યા હોય તેના પંચીકરણનો ખુલાસો કરીને સમજાવું છું. તેથી જીજ્ઞાસુજનો સુગમતાથી જાણી શકશે અને સંશય રહિત થશે.

**आद्य गुननके अंश सकलमे, ते न हवीत तन धारी ।**
**तिनकी कहुं करूणा करी तुमकु, विविध भात विस्तारी ।। (३९)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," જે આદ્ય ત્રણ દિવ્ય ગુણોનાં અંશ સર્વ શરીરોમાં આવ્યા હોય, તે દેહધારી નથી તેની જાણ કરૂણા કરીને વિસ્તાર પૂર્વક સર્વને જણાવું છું.

**विशेष रज तमके अजभव तन, सात्वीक विष्णु सजेहु ।**
**अेही त्रीये सुत, शक्तिनके तन घर, पिता पुरूष तिन केहुं ।।(४०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે ત્રણ મહા અવ્યકત ગુણો જણાવ્યાં તે ત્રણે ગુણોમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં શરીરમાં વિશેષ ભાગ આવ્યા છે. એ ત્રણે દેવો આદ્યશકિત અને નિરંજન પુરૂષનાં સંયોગથી ઉત્પન્ન થયાં છે જેથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીનાં માતા-પિતા શકિત અને નિરંજન છે.

**जेही जीनमे अधिकम गुण जीनके, तिनके तिनु उरसही ।**
**याही परकार सकल तन तनके, कर्ता परम पुरूषही ।। (४१)**

ઉપર જણાવ્યાં તે ત્રણ દૈવી ગુણોમાંથી ત્રણ દેવોનાં શરીરોમાં વિશેષ ભાગ આવ્યાં છે. જેનામાં જે ગુણોનો ભાગ વિશેષ આવ્યો હોય તે તે પ્રમાણે વર્તે છે એવી રીતે ભવભરનાં સર્વ ઘાટોમાં તે ગુણોનાં અંશ આવ્યાં હોવાથી જેનાં શરીરમાં જે ગુણ વિશેષ હોય, તે પ્રમાણે અનુસરે છે. તે સર્વ ઘાટોમાં ગુણ તત્વોની ઓછીવત્તી પોંખણી કરીને સર્વને ઉત્પન્ન કરનાર પરમ પુરૂષ સકર્તા સતકૈવલ જ છે.

**जेही परकार आद्य गुण अंशु, विष्णु सहित अजभवमे ।**
**तेही परकार सकल तन तनमे, निज गुणके गुण सबमे ।। (४२)**

જે મહાન અવ્યકત દિવ્ય ગુણો અવિગત રૂપે રહ્યાં છે એ ત્રણ ગુણોના વિભાગરૂપી અંશો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં શરીરોમાં વિશેષ પોખાયેલાં છે તેજ પ્રકારે ભવભરનાં સર્વ શરીરોમાં ત્રણે ગુણોનાં અંશ આવ્યા હોય, ગુણનાં અંશ સિવાય એકે શરીર બાકી રહેલુ નથી.

**अंश गुननके अधिक नुनमे, वरते सब संसारू ।**
**तेही गुण तज जेही पुरूषनके तन, जीनके विमल विचारू ।।(४३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે ત્રણ અવ્યકત ગુણોનાં અંશ વિશ્વભરનાં સર્વે ઘાટોમાં ન્યુનાધિક ભાગ આવ્યાં છે. જે જે શરીરોમાં જે જે ગુણોનાં વધારે ભાગ હોય, તે પ્રમાણેનું વર્તમાન સઘળાં સંસારમાં થતું દેખાય છે. પરંતુ કોઈ સંત,સજ્જન સદ્‌ગુરૂ દ્વારા સમજીને રજોગુણ અને તમોગુણનો ત્યાગ કરે તો તે નિર્મળ વિચારવાળો થઈને જ્ઞાન, ભકિત અને વૈરાગ્યનો સંપૂર્ણ અધિકારી બનીને પોતાના નિજસ્વરૂપને જાણી શકે છે.

**माटे अजने कीये न कोउने, आपनी प्रजा विनाइ ।**
**त्यौं विष्णु पालक नहि कोउ के, भव कोइ हनीतन ताइ ।। (४४)**

ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્માજીએ પોતાની પ્રજા સિવાય બીજા કોઈને ઉત્પન્ન કર્યા નથી તેવીજ રીતે વિષ્ણુ કોઈનું પાલન, પોષણ કે રક્ષણ કરતાં નથી. તેજ પ્રમાણે શિવજી પણ કોઈને

સંહારી નાશ કરતાં નથી પરંતુ બ્રહ્માંડની આદ્ય પ્રત્યેક પિંડોમાં ત્રણ ગુણોની ન્યુનાધિક પોંખણી પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયાજ કરે છે.

**अे सब आप आपने आरबल लग, तजे सकल तन जेहु ।**
**रहे करतार भरीत कळ ज्यौं ल्यौ, शिव नहि कीने हनेहुं ।।(४५)**

આવી રીતે સકર્તા ધણીએ ભવભરનાં સર્વે શરીરોમાં જીવનની કળ જેટલી ભરી હોય ત્યાં સુધીજ તે શરીર રહી શકે છે તે ન્યાયે જે જેનાં આયુષ્ય નક્કી થયાં હોય, તે આયુષ્ય પુરૂં થતાં શરીર છુટી જાય છે પરંતુ શિવજી કોઈનો નાશ કરતાં નથી.

**जो शिव हने सकल भव तनकु, निज पत्नी क्यौं हनही ।**
**जीनके हेत रखे शिर प्रोइके, आपने कंठ समनही ।। (४६)**

વેદશાસ્ત્રોનાં કહેવા પ્રમાણે જો ભવભરનાં સર્વ ઘાટોનો શિવજી સંહાર કરતાં હોય તો, પોતાની અર્ધાગના પાર્વતીમાતા તેમની સાથે આઠે અંગે પ્રેમ રાખવાવાળા હતાં, શ્રી મહાદેવજીને પણ પાર્વતીમાતા બહુજ પ્રિય હતાં. તો તેમનો સંહાર શિવજી કેવી રીતે કરી શકે ? પુરાણોનાં કહેવા મુજબ પાર્વતીમાતાના નવ્વાણું અવતાર થયાં. તેની રૂંઢમાળા બનાવીને મહાદેવજી પોતાના કંઠમાં ધારણ કરી રાખતાં હતાં તે પણ એક અપવાદ જ છે.

**जबतेकीट पतंग आद्यतन, ओरू वैराट समेतु ।**
**तबत्ये कोउ कीनके नहि कर्ता, तन धर सकल सखेतु ।। (४७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," કીટ પતંગથી લઈ સ્થાવર જંગમ ચૌદલોક પર્યંત વૈરાટની આદ્યે સર્વે તનુધારી ન્યુનાધિક વિભુતિવાળા હોવા છતાં કોઈ કોઈને ઉત્પન્ન કરી શકે એવાં, એમાં નિજકર્તા કોઈ જ નથી. શરીર પક્ષે જોતાં કોઈ સ્વતંત્ર નહિં હોવાથી સર્વ એક જ સરખા છે.

**उलट पुलट करीके समजाइत, अे भवभर रचनाके ।**

**लहत नहि कोउ आद्य करतकु, मरम लखाइत ताके ।। (૪૮)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે,નિજકર્તાનાં કરેલા આધ ક્રતમાંથી સઘળી ભવભરની રચના થઈ છે તેનો મર્મ અત્યાર સુધી કોઈ જાણતાં નહિં હોવાથી ઉલટસુલટ ખુલાસો કરીને સર્વને સમજાવ્યું છે.

**बहु परकार विचार विलोकीत, देखो कही केइ विधके ।**

**समज परे उरके नेननसे, जीनु अनुभव घर निधके ।। (૪૯)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજકર્તાનાં સંકલ્પથી જગતભરનો જયાં સુધી પસારો થયો છે તેને બહુ પ્રકારે વિચારીને અર્થાત જોઈ જાણી નિશ્ચય કરીને કેવી રીતે રચના કરી છે તેનું વર્ણન કરીને તમને જણાવ્યું છે તે અંતરજ્ઞાન દૃષ્ટિનાં જાણવાવાળા અધિકારી જન જે હશે તેનો અનુભવ આધક્રત, અવ્યકત ગુણો જે સાગર સમાન રહેલાં છે તેનાં મર્મને જેમ છે તેમ જાણી શકશે.

**घर निध सो करतार करतके, जीनके शुद्ध संकल्पके ।**

**लहत नहि अवतार आद्य घर, गत आचारज अल्पके ।। (૫૦)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," આધ સકર્તા સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સાગર સમાન અવ્યકત ગુણ, ગણ અને અવ્યકત માયાનું ક્રત પ્રથમ ઉત્પન્ન કર્યુ છે તેને અવતારોની આધ લઈ, જગતમાં થયેલાં અલ્પ ગતિનાં આચાર્યો પણ મૂળક્રતનાં મર્મને જાણતાં નથી.

**जो अवतार लहे निज गतकु, तो क्यौं आप सरावे ।**

**उरघनमे कोइ सुरकी समतल, करी कुन शीश घरावे ।। (૫૧)**

જો અવતારી પુરૂષો પોતાના સ્વરૂપને ઉત્પન્ન કરનાર કોણ છે? એ ગમગતિને જાણતાં હોત તો પોતાને ભજાવીને પ્રશંસા કરાવત નહિ. જેવી રીતે તારામંડળમાં કોઈપણ તારો હું સૂર્યની બરાબર છું" એમ કહીને, એ માન પોતાના શિર ઉપર ધારણ કરી શકતો નથી.

**त्यौं उरघन अवतार सकलको, घट नभवत् सब केहु ।**
**पण घट मठ पट आकाशनमे, निज नभ कहेन हमेहु ।। (५२)**

જેવી રીતે તારાઓ એમ કહી શકતાં નથી કે, હું સૂર્ય સમાન છું એજ પ્રકારે અવતારી પુરૂષો તારા જેવા ઘડાનાં આકાશ જેવા અને પડદાનાં આકાશ જેવાં તથા મકાનમાં આકાશ જેવા માપક ગતિવાળા છે. પરંતુ મહા આકાશ અનંત અને અપાર હોવાથી એ કદાપિ કહેતું નથી કે, હું ઘટ, મઠ કે પટનાં આકાશ જેવું છું.

**तब जेतने अवतार आचारज, घट मठ मही आयनके ।**
**अेही आव्रण सब तीत सकर्ता, ते नहि जुग जायनके ।। (५३)**

ઉપર જણાવેલા દષ્ટાંતનાં ન્યાયે અવતારી પુરૂષો ઘટ, મઠ અને પટ જેવાં દેહ ધારણ કરીને આવે છે પરંતુ જગતનાં સર્જનહાર નિજસકર્તા સ્વામિ જગતમાં જન્મ લઈને દેહ ધારણ કરી આવતાજ નથી.

**जेही जुगमे अवतार आयनके, निर्मल तंत न केहु ।**
**काम क्रोध मोह मद मच्छरादिक, जीनमे भरीत सबेहु ।। (५४)**

આ જગતમાં અવતારી પુરૂષો દેહ ધારણ કરીને આવ્યાં તેમાંથી કોઈના પણ શરીરો નિર્મળ હતાં જ નહિ પરંતુ કામ, ક્રોધ, મોહ, મદ, મચ્છરાદિક અવગુણો ભરેલાં હોવાથી કાર્યો પણ તેવાં જ કરી ગયાં છે.

**तबत्ये निज करतार न लेवत, अे भवभर अवतारु ।**
**निरालंब निरलेप न अंजन, ते कीम हवे विकारु ।। (५५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા ધણી અવતાર લઈને જગતમાં આવતાં જ નથી. કારણકે તત્વ, ગુણ, ગણ, માયા આદીનાં આવરણોથી રહિત હોવાથી સદાનાં માટે નિરાલંબ નિર્લેપ નિર્વિકારી હોય, અતિ નિર્મળ સ્વરૂપે પોતાના સ્વધામમાં અખંડ રહ્યા છે.

**अंशनकु आवरण धरी क्रतके, गुण धण तत्व मेळावा ।**
**प्रगट नैंनसे दरस परनकु, आतम अकळ कळावा ।। (५६)**

પ્રથમ અંશ મુકત ભુમીકાનો નિવાસી હતો. પરંતુ જયારથી તેને દ્વેત વિલાસની ઈચ્છા થઈ ત્યારથી તેણે અધો દૃષ્ટિ કરી તે કારણને લઈ અવ્યકત તત્વોનાં ક્રતનું આવરણ ધારણ કર્યુ જેથી કેટલોક સમય વિતતાં માપક ગતિવાળા ગુણ ગણ તત્વાદિનાં સમુદાયવાળો દશ્ય દેહ પ્રાપ્ત થયો તેથી તેની દૃષ્ટિ પદાર્થાકાર થઈને પદાર્થોનો જ વહેવાર કરવા લાગ્યો જેથી આત્માની અકળ કળાને જાણવાનું વિસરી ગયો છે.

**अेही वहिवट सब कीये करतके, चैतन सहित समेतु ।**
**जेही जीनके आरबल लग मुगती, परले जाय सबेतु ।। (५७)**

એવી રીતે આદ્યથી નિજકર્તાએ જડ ચૈતન સંયુકત પાંચેય દેહનો વહીવટ ન્યુનાધિક આયુષ્ય નિર્માણ કરીને અંશોને વસાવ્યાં છે, જે દેહનું જેટલુ આયુષ્ય હોય, તેટલું પુરૂ થતાં તે દેહ નાશ પામે છે.

**अज आरबल लग अज तन वरते, भव तन लग भव जेही ।**
**विष्णुके विष्णु लग वरते, त्यौं जीव जंत सबेही ।। (५८)**

જયાં સુધી બ્રહ્માજીનો સ્થુલદેહ હયાત રહે ત્યાં સુધી સર્વે અંશોને સ્થુલ દેહ ધારણ કરવા પડે છે, જયારે બ્રહ્માજીનાં દેહનો અવધિકાળ આવી રહે, ત્યારે સર્વ અંશોનાં સ્થુલદેહ નાશ પામે છે. એવી જ રીતે વિષ્ણુનો સુક્ષ્મદેહ રહે ત્યાં સુધી સર્વે જીવો સુક્ષ્મદેહોમાં વસે છે, જયારે વિષ્ણુનાં સુક્ષ્મદેહનો અંત આવી રહે, ત્યારે સર્વ જીવોનાં સુક્ષ્મદેહ ખપી જાય છે. એજ પ્રમાણે શિવજીનો

કારણદેહ સાબિત રહે. એટલો જ વખત સર્વ જીવોનાં કારણદેહ પણ રહે છે. શિવજીનાં કારણદેહનો અંત આવતાં સર્વે જીવોના કારણદેહ પ્રલય થાય છે.

**जेतने भर अंकुरमे पोखीत, धरसे निज करतारू ।**
**तेही सफुरीत सकल तंतमे, दरसीत अपरंपारू ।। (५९)**

પ્રથમ નિજ સકર્તા સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા અગણિત આદ્ય અંકુરોની રચના કરી છે, તે એક એક અંકુરમાં પાંચેય દેહનાં પસારાની કળ જેટલાં પ્રમાણમાં ભરી, તેટલાં જ પ્રમાણમાં અંશસત્તાનાં સંયોગે નિકળે જ જાય છે. એવી રીતે વિશ્વભરનાં અનેક શરીરોમાં પોંખણી અનુસાર બહુ પ્રકારની ક્રિયા અપરંપાર દેખાય છે.

**जेही सफुरनसे सब जुग शोभित, कर्ता करत विकराला ।**
**परभार्यो परपंच पताइत, आपे रहत निराला ।। (६०)**

સર્વજ્ઞ સકર્તા સ્વામિએ ભવભરનાં સર્વ ઘાટોમાં કતની સમૃદ્ધિ જેટલી ભરેલી છે તેટલીજ સ્ફુરી આવી હોય, તેનાથી જ વિધવિધ પ્રકારે વિશ્વ શોભી રહ્યું છે. એ પાંચે તત્વનાં પ્રપંચથી રચેલા દેહ બારોબાર સર્વે અંશોને સોંપી, સમસ્ત જગતથી સકર્તા ધણી ન્યારા જ રહ્યાં છે.

**अेही विधके बीजगमे बाबज, साबज कुन करनके ।**
**जहां कोउकी किनुं पोंच न पोंचत, सब गति वंत मरनके ।। (६१)**

નિજ કરૂણેશ પતિએ પ્રથમથીજ બિજગનાં અંકુરોમાં જેટલી સમૃદ્ધિ ભરી છે તેને જેમ છે તેમ જાણી સાબિત કરી શકે એવી ગતિ મતિવાળાં પુરૂષ આ જગતમાં કોઈ જ નથી સિર્ગુણ પક્ષના કે નિર્ગુણ પક્ષના આચાર્યો તેમજ અવતારોની આદ્ય શિવ, બ્રહ્મા અને વિષ્ણુ સુધી કોઈની પણ દૃષ્ટિ પહોંચી નથી. કારણકે અનિત્ય નાશવંત દેહોને ધારણ કરવાવાળા હોવાથી મૃત્યુવાળા શરીરોનાં સંગ દોષે કરીને તેમની બુદ્ધિ મરણ પામી છે.

**निज करतार विना करनकी, कळीत नहि कळ कोइ ।**
**असे शुद्ध संकल्प विनु कोउके, करे ते क्यौं करी सोइ ।। (६२)**

આદ્ય સકર્તા પતિએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા પ્રથમ જે અંકુરોની રચના કરી, તે અકળ કળાને બીજો કોણ જાણી શકે તેમ છે ? કારણકે નિજકર્તા સિવાય ભવભરમાં શુદ્ધ સંકલ્પ કરી શકે એવો બીજો કોઈ જ નથી.

**शुद्ध संकल्प तो अेक पतिनके, जीनु सनातन तनही ।**
**ओर सकल अवधि आरबलके, विते जाय सबनही ।। (६३)**

એકજ નિજસકર્તા સ્વામિ શુદ્ધ સંકલ્પ કરી શકે છે, કારણકે તે સદા સદોદિત સનાતન સ્વરૂપે છે, જેથી તે આવતા કે જતા, તેમજ વધતાં કે ઘટતા, તેમજ પરિવર્તન કે પલટો તેમનામાં થતો જ નથી. એવા અજરા અમર, અખંડ, અવિનાશી, સત્ય, નિત્ય અને શાશ્વત પોતાના અવિગત આસન ઉપર અચળ બિરાજે છે, તે નિજપતિ સિવાય જેટલાં દેહધારી છે તેમનું આયુષ્ય વિતતા અવધિકાળ આવે ત્યારે સર્વ નાશ પામે છે.

**विते अवध जाय तेही तनकु, नहि अखंडित ज्ञानु ।**
**ज्ञान अखंडित हवे विनातो, शुद्ध संकल्प न तीयानु ।। (६४)**

સ્વર્ગમૃત્યુ અને પાતાળ સુધીના જેટલા દેહધારી નાની મોટી વિભુતીવાળા છે તેમનાં દેહનો અવધિકાળ આવતાં નાશ પામે છે. તે નાશવંત શરીરોને ધારણ કરવાવાળા અંશોને કદાપી અખંડ જ્ઞાન આપોઆપ પ્રાપ્ત થતુ નથી અને તે અખંડ જ્ઞાન સર્વજ્ઞ પરમ ગુરુના શરણે જઈ પ્રાપ્ત ન કરી શકે ત્યાં સુધી જે ઘેરથી આવ્યા, તે નિજ ઘેર જવાનો શુદ્ધ સંકલ્પ થતો નથી.

**अजभव आद्य पुरूष प्रकृति, तांहां लगनहि भव भिनके ।**
**भव तो निजकर्ता संकल्पके, चीन लयेहु सवीनके ।। (६५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે", શિવ, બ્રહ્મા, વિષ્ણુ, પ્રકૃતિ અને પુરૂષ સુધી આ ભવ સંસારમાંથી કોઇ જુદા ગણાતાં નથી. કારણ કે સકર્તા સત્ કૈવલનાં સંકલ્પથી ભવભરનાં સર્વ શરીરો ઉત્પન્ન થયેલાં છે તે સંકલ્પનો નિર્ણય કરી જોતાં સિદ્ધ થાય છે કે, સંકલ્પની પાર કોઈની દષ્ટિ પહોંચી નથી.

**पीछे दुसरन रहेन कर्ता, निजपति विना तबेही ।**
**जबते अेक पति संकल्पसे, अंकुर भये सबेही ।। (६६)**

ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્માંડભરનાં સર્વે દેવોની આદ્ય લઇ પ્રકૃતિ અને પુરૂષ સુધી સમસ્ત લોક નિજકર્તાના શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે. તે કારણને લઇ કદાપી બીજા કોઇ પણ જગતકર્તા થઇ શકતાં નથી એટલા જ માટે સર્વજ્ઞ સકર્તાપતિ સર્વે અંશોનાં સાક્ષી હોય, શુદ્ધ સંકલ્પ દ્વારા અનેક અંકુરોની રચના તેમણે પોતે જ કરી છે. તે અકળ કળાની ગમ કોઇને જ નથી.

**सकल भवाटीनके तन पोक्षण, अचवन अेक बनाये ।**
**पण अंकुरमे जुओ अलग गत, कर्ता कवन जनाये ।। (६७)**

નિજ સકર્તા સ્વામિએ શુદ્ધ સંકલ્પ દ્વારા બાહ્ય દષ્ટિનું સમસ્ત જગત સર્જીને વિધવિધ પ્રકારનાં અનેક ઘાટોની રચના કરી છે તે સર્વ ઘાટો માં પોતાની અંતરવૃત્તિનાં અંશો વસાવ્યા છે. તે ભવભરના અનંત ઘાટોનું પોષણ એક જ પ્રણવ હોય, ખાનપાન કર્યા વિના કોઇને પણ ચાલતુ નથી. પરંતુ સર્વ અંકુરોની ગતિ ન્યારી ન્યારી હોય, કોઇ ઝીણી દ્રષ્ટિથી જોનાર અનેક ઉપાયે પાર પામી શકતો નથી. હવે તમે ન્યાય સહીત નિર્ણય કરીને જુઓ કે આ જગતની અંદર કૃતના કરનાર કોઇ કર્તા દેખાય છે ? દેખાય કયાંથી ? કૃતના કરનાર કદાપી કૃતમાં આવતા જ નથી.

**जीवन अेकसे अेक नहि कोउ, बहु विधि भिन्न भयेहु ।**
**धन्य सकर्ता सर्वज्ञ साम्रथ, कारन अकळ कीयेहु ।। (६८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરનાં સઘળા ઘાટોનું જીવન એક જ પ્રણવ હોય, ઘાટો અનેક છે. તેમનાં રૂપ, ગુણ, પ્રકૃતિ સ્વભાવ, વિચાર અને વર્તન ભિન્ન ભિન્ન પ્રકારનાં હોવાથી એકનો મત બીજા સાથે મળતો નથી તે ખુબીઓ મુળ અંકુરોની હોય, તે અંકુરોની અદ્દભુત અકળ કળાના કરનાર "હે સકર્તા ધણી "! આપને અનેકવાર ધન્યવાદ હો.

**जेही विधके अंकुरमे पोखीत, कर्ता विगत करीनके ।**
**पीछे कोउने करन परे नहि, जीनके मांही फरीनके ।। (६९)**

તે સકર્તા સત્ કૈવલ સ્વામિએ અલૌક્કિ રીતે અકળ ગતિનો વિચાર કરીને અંકુરોની રચનામાં સ્વજાતિ અને સજીવન વિભુતિઓ પોંખેલી છે. જેથી કરોડો કલ્પ વીતિ જાય, તો પણ ખુટે નહિં. અને ફરીથી કોઇને કંઇ પણ કરવું પડે નહિં. એવા અદ્દભુત અંકુરો રચ્યાં છે.

**अेही विध जेही अंकुरके कर्ता, ते न लहत अणभागी ।**
**निज अनुभव अवतार आचारज, कोउ कीनुं जोयुं न जागी ।। (७०)**

એવી રીતે અવિગત અંકુરોની રચના કરનાર સકર્તા ધણીને અભાગી જનો જાણતાં નથી. તેમજ આચાર્યોની આદ્ય લઇ, અવતારી ઇશ્વરો નિજ સ્વરૂપમાં જાગ્રત થઇ સર્વજ્ઞ સકર્તા પતિને જાણી શકયાં નથી.

**जगे ते क्यौं अवतार अजानीत, आचारज अनुकरीये ।**
**जीनके शरीर शुद्ध नहि धरसे, अति अमरीख मळ भरीये ।। (७१)**

અવતારી ઇશ્વરો પંચ તત્વના દેહધારી હોવાથી તત્વોના વિકારો રૂપી મળ તેમનાં અંતસકરણમાં આદ્યથી ભર્યા હોય, જેથી અતિ વેરઝેર વાળી દષ્ટિ થયેલી છે. વળી ગુણોનાં દૈવત વડે જગતમાં પ્રભાવ પાડી બતાવ્યો છે. તે જોઇને આચાર્યોએ પણ તેમનું અનુકરણ કર્યુ છે. આવી રીતે કોઇનાં તનમન શુદ્ધ નહિ હોવાથી પોતાના સ્વરૂપને નહી જાણી શકવાથી નિજકર્તાને ઓળખી શકયાં નથી.

**अमरीखके तनमे नहि तात्वर, उर अनुभव करनेका ।**
**ईश थईने पुजाईत भवमे, धरी अभिमान विशेका ।। (७२)**

જેનાં તનમાં અતિશય ઝેર ભર્યુ હોય, તેનાં હૃદયમાં નિજ સ્વરૂપનો અનુભવ કરવાનું શુદ્ધ દૈવત હોય શકતું નથી. તે કારણને લઇ દેહોસ્મિનું અભિમાન ધારણ કરી, ઇશ્વર થઇને જગતમાં પુજાયા છે.

**पण उलटीने आप जुवे तो, जीवसे अधिक न गतिया ।**
**जन्ममरण सब अेक सरीखे, क्या ईश्वर पद अतिया ।। (७३)**

અવતારી પુરૂષો પોતાની દષ્ટિ ઉલટાવીને તનમનની તપાસ કરી જુએ, તો જરૂરથી જણાશે કે દેહના વહેવારોની ક્રિયા જગત જીવોના જેવી જ અમે કરીએ છીએ. વળી જન્મ અને મરણ સર્વેનુ એક જ સરખુ હોય, જીવોના કરતા ઇશ્વરોનું અધિકપણું દેખાતું જ નથી. તે જોવાથી જરૂર સમજી શકાય તેમ છે.

**आचारज अनहुत लगाईत, परचा पेच अमस्तु ।**
**निज करतार करतमे किंचीत, नवीन कीये नहि वस्तु ।। (७४)**

આચાર્ય જનોએ અવતારી ઇશ્વરોને અનહુત ઉપમાઓ આપી, પરચાઓની વાતો કરી જગત જીવોને તેમની તરફ વાળીને "આ જગતકર્તા છે", એમ દ્રઢ કરાવ્યું છે. પરંતુ નિજકર્તાના કરેલાં કૃતમાં તે નકલી ઇશ્વરોએ કિંચીત માત્ર કોઇ નવીન વસ્તુ બનાવી નથી.

**तव करतार विना कुन उबरीत, अेक विना कोउ अनही ।**
**अेही निश्चे निज करीत निराकरण, जीनु अकळीत अज तनही ।। (७५)**

આવી રીતે જ્ઞાન દષ્ટિએ આદી અંતની તપાસ કરી જોતાં નિજ સકર્તા ધણી વિના બીજું કોઈપણ ઉગરી શકતું નથી તે સદાના માટે અજન્મા હોય, તે અકળ સ્વરૂપે હોવાથી અત્યાર સુધી તેમને કોઇ પણ કળી શકયું નથી. નિત્યા નિત્યનો નિવેડો કરી, છેવટ કર્તાપદનો સત્ય નિર્ણય કરાવ્યો છે.

**जेही कर्ता अंकुरमे पोखीत, कहु द्दष्टांत करीनके ।**
**अेक विना कोउ नहि करतारन, सुनीयो सुरत धरीनके ।। (७६)**

જે નિજકર્તાએ અંકુરોમાં અદશ્ય દિવ્ય સમૃદ્ધિ પોંખી છે. તે એક સર્વજ્ઞ કર્તા વિના કરી શકે તેવો બીજો કોઇ નથી. તેનું દષ્ટાંત આપીને સમજાવું છું જેથી હે સંત સજ્જનો ? તમે સુરતા ધરીને સાંભળો.

**भार अढार वनस्पतिके तन, तिनु अंकुर बीजगमे ।**
**न्यारे न्यार हवीत उद्दभवमे, ओरू आयल जेही भगमे ।। (७७)**

જેવી રીતે અઢાર ભાર વનસ્પતિનાં શરીરોનાં ઉદ્દભવનું મુળ કારણ જે અંકુર છે તે બિજગોમાં અદશ્યપણે રહ્યું છે. તે પૃથ્વી પાણીનાં યોગે ઉગે, ત્યારે જે જે વનસ્પતિના ન્યારા ન્યારા રૂપ ગુણ જોઇને જાણી શકાય છે. એ જ ન્યાયે જંગમ જાતિનાં અંકુરો બિંદુમાં સમાયને રહેલાં છે. તે માતાના ગર્ભમાં આવીને જમાવ થયા પછી જંગમની જે જે જાતિના નિયમ પ્રમાણે જનમ્યાં પછી જ નર કે નારી જાણી શકાય છે.

**निज अंकुर पोखनके अनुभव, कर्ता विना कीनु नांही ।**
**पुम परधान आद्य अणु तन लग, जीनु पोखन सब मांही ।। (७८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનંત અંકુરો રચીને તેમાં સમચૈતનની પોખણી કરી છે. જેનો અનુભવ નિજકર્તા વિના બીજા કોઇને નથી. પુરૂષ પ્રકૃતિની આદ્ય લઇ, અણુ સુધી તનુધારી ભવભરનાં સઘળા ઘાટોમાં તે પોષણ એક સરખા પ્રમાણમાં જ આવેલું છે.

**अेही सब कहीत करत अंकुरकी, जेही तनमे तत जेता ।**
**पण अंशनके कहुं अभिप्रायन, सबते अकळ सचेता ।। (७९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે સજીવન અંકુર સર્વ શરીરોમાં આવ્યું હોય, તેનાથી કતરૂપ સર્વે તત્વો પોષાયને જે જેનાં માપ પ્રમાણે વૃદ્ધિ પામીને રહ્યાં છે. પરંતુ જે અકળ ગતિવાળો સચેતન અંશ છે. તેનો અભિપ્રાય હવે કહી જણાવું છું.

**सोही सचेत सचेत करीनके, तनके तत्व सबेही ।**
**जेही वनके अंकुर सकलको, हले न चले कबेही ।। (८०)**

જે સકર્તા પતિનો સજાતિય અંશ સચેતન ગતિવાળો હોવાથી પોતાની ચૈતન વૃત્તિ દ્વારા શરીર રચનાના સર્વ તત્ત્વોને ચૈતન કરે છે. એવી રીતે સ્થાવર જાતિનાં વૃક્ષોમાં અંશ વૃત્તિની ચૈતનતા પ્રેરક થઈ હોવા છતાં તેનામાં જડ તત્વોના ભાગ વધારે પડતા પોખાયેલા હોવાના કારણ ને લઇ હલન ચલન કરી શકતા નથી.

**तेही सकल अंकुरसे अळगीत, सळंगीत लगे सकलमे ।**
**जीनुं खोजीत कोउ प्रगट न पावत, रहे अस्थान अकळमे ।। (८१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સર્વ અંકુરોથી નિજ અંશ અલગ રહ્યો છે. છતાં પોતાની ચૈતનવૃત્તિ દ્વારા શરીરનાં સઘળા તત્વોમાં સળંગ સુત્રવત્ મળીને રહ્યો છે જે નિજ અંશને જાણવાની ઇચ્છાવાળો કોઇ સજ્જન જન તેની ખોજ કરે છતાં નિજ સ્વરૂપ પ્રાપ્ત થતું નથી એવો એ અકળ સ્થાન પર બિરાજે છે.

**अबके कहुं जीवन सबयनके, प्रणव सकलके जेहु ।**
**श्वास उश्वास जनी तव सजीवन तन, जीनते अंश वदेहु ।। (८२)**

હવે "પરમ કૃપાનીધિ કહે છે કે", જગતભરનાં સર્વ શરીરોનું જીવન પ્રણવ હોવાથી પ્રણવનાં પોષણથી સર્વ શરીરો સજીવન રહે છે. જ્યાં સુધી શ્વાસોશ્વાસ ચાલુ હોય, ત્યાં સુધી શરીરો જીવતા દેખાય છે. પરંતુ શરીરો અને પ્રણવથી અંશ ન્યારો હોય વિદેહ દશામાં રહે છે.

**अंश विदेहनकी अब कहुं गत, न्यारे न्यार जनाई ।**
**अल्पज्ञे ओरू सर्वज्ञनकी, तंते तंत तनाई ।। (८३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વ અંશો વિદેહ દશામાં વસેલા હોય, તેમની ગતિ ન્યારી ન્યારી જણાવું છું અલ્પજ્ઞ હોય કે, સર્વજ્ઞ તેની તમને શુદ્ધ સમજ પડશે અલ્પજ્ઞ અંશને જે જે તન સાથે વિશેષ પ્રિતિ લાગી હોય, તેને ફરી ફરી તેજ શરીર ધારણ કરવા પડે છે. અને સર્વજ્ઞ અંશ અવિનાશી પદનાં અખંડ અનુરાગી હોવાથી તેમને દેહ ધારણ કરવો પડતો નથી.

**ज्यौं जीवन सब वरख सकलके, अप अवनिनके जेही ।**
**पण जीवनसे अलग तरू तन, जनीत विजात सबेही ।। (૮૪)**

સર્વ વૃક્ષ જાતિનું જીવન એક જ પાણી છે. તે પાણી પૃથ્વીનાં યોગે વૃક્ષને જીવન મળે છે. પરંતુ તે પાણીથી વૃક્ષની જાતિ અલગ હોય વિજાતી છે.

**अरणी अंब ओरू लींब आद्य तरू, तरण सहित भिन्न भिन्नही ।**
**अमरवेल सुर वृक्ष कल्पतरू, प्रगट जुवो सब चिनही ।। (૮૫)**

અરણી, આંબો, લીમડો, ઘાસ, અમરવેલ, દેવવૃક્ષ એટલે કલ્પતરૂ વિગેરે સ્થાવરની ભિન્ન ભિન્ન જાતને નિહાળી પ્રત્યક્ષ જુઓ. તો તે દરેકનું જીવન પાણી જ છે.

**जीनु जीवन तोय एक सकलके, कल्पवृक्ष तरननके ।**
**तेही कर्ता अंकुरमे करीतव, अलग अलग घरननके ।। (૮૬)**

કલ્પવૃક્ષની આદ્યે સ્થાવર જાતિનાં સર્વ વૃક્ષોનું જીવન એક જ પાણી છે. નિજકર્તાએ રચેલા અંકુરોમાં ન્યારી ન્યારી તત્ત્વ સામગ્રી પ્રથમથી જ પોખેલી છે. જેથી અંકુરોને પાણી મળતાં અંકુરમાં પોખેલા મિશ્રણ ગતિવાળા તત્વો સ્ફુરી આવે છે એ ખુબી અંકુરની હોય, જે પોખાયેલાં તત્વો ઉદ્દભવ પામે છે. પાણીથી તો માત્ર જીવન જ મળતું હોય, પણ અંકુરની રચનામાં ફેરફાર કરી શકતું નથી. દ્દષ્ટાંતે- એક ખેતરમાં લીમડી, શેરડી, બોરડી, મરચી વિગેરે રોપાં વાવ્યાં છે. એક જ કુવાનું પાણી તે ખેતરમાં મુકવામાં આવે, ત્યારે સર્વને પોષણ મળતાં ઉદય થઇને વૃદ્ધિ પામવા લાગ્યાં. જ્યારે જે વૃક્ષને ઋતુ પ્રમાણે ફળ આવે, તેમાં ગુણ, સ્વભાવ અને સ્વાદ ન્યારા ન્યારા જણાય છે. એવી રીતે કે, શેરડીમાં પાણી ગયું તે ગળપણવાળુ તેમજ લીમડીમાં કડવું, મરચામાં તીખું, બોરડીમાં ખાટું જે જે અંકુરમાં પાણી ગયું તે એકરસ બનીને જે અંકુરનાં જેવા ગુણ હતાં, તેવા સ્વાદવાળું બની ગયું. પરંતુ પાણીમાં સમ-વિષમપણાનો ભાવ નથી તે સમવિષમપણાનાં ગુણ અંકુરોમાં રહ્યાં હોય, પાણીનું પોષણ મળતાં તે અંકુરોના ગુણ પાણીમાં દેખાઈ આવે છે પણ પાણી તો સર્વનું જીવન એક સરખું જ છે.

**ओरू सब तंत सकल आरबलही, अवधकाळ सर्वनके।**

**तेही पण पोखीत निज अंकुरमे, कर्ता समळ मळनके ।। (८७)**

નિજ સકર્તા પતિએ પ્રથમ અનેક અંકુરોની રચના કરી તેમા વિધ- વિધ પ્રકારનાં તત્વોનાં ન્યુનાધિક ભાગ મિશ્રણ કરીને તે અંકુરોમાં પોખ્યાં છે. જ્યારે તે અંકુરોને જીવન મળે, ત્યારે જેની જે જાતિ હોય તે જાતિનાં તનુઓ ઉદ્દભવે છે. તે તનુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અંકુરમાં જ પોખાયેલી હોવાથી તે ઘાટ તેટલો સમય જ રહી શકે છે. તે અદ્દભુત કળા નિજકર્તાની કરેલી હોય, તે પોતે જ જાણે છે.

**तरण आद्य तरू वृक्ष वेली लत, पोखेहु पंच प्रकारूं ।**

**ओरू मनुष पशु पंखी महुर सुर, अजभव लग अनुसारूं ।। (८८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે", સ્થાવર જાતિનાં વૃક્ષ, વેલી, પનડી, તરણી, લતા તેમજ જંગમજાતિના પશુ, પંખી, કીટ, પતંગ, મહુર, જંતુથી લઇ, દેવ, દાનવ, માનવ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સુધીના ઘાટોની ઉત્પતિનાં તત્વો સકર્તા સત્ કૈવલે અંકુરોની રચના અનુસાર સ્થાવર અને જંગમનાં ઘાટો ઉત્પન્ન કરી, જ્યાં સુધી જેની અવધિ નક્કી થયેલી હોય, ત્યાં સુધી જ તે રહે છે.

**तेही पण मसरीत घर अंकुर से, अगल बगल न तबेकी ।**

**जेतने भर दरशीत तन तनमें, कर्ता पोखे जबेकी ।। (८९)**

નિજ સર્જનહાર સ્વામિએ પ્રથમથી જ સર્વ અંકુરોની રચના કરી છે. તેમાં વિધવિધ પ્રકારનાં તત્વો પોખેલાં છે. કોઇ પણ અંકુર આગળ પાછળ રચ્યું નથી. જે જે જાતિનાં અંકુરોમાં જેવી પોખણી કરી, તે પ્રમાણે તનુઓ ઉદ્દભવ પામ્યાં હોય, તેમાં ન્યારા ન્યારા ચિન્હો અને દેખાવવાળા શરીરોનો ચૌદ લોક સહિત ભવભરનો પસારો થયેલો છે.

**तो पीछे कुन सजीत साजमे, बाकी रखी न बापे ।**

**जबते दुसर नहि कोउ कर्ता, देखेहु सकल अबापे ।। (९०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પરમ પુરૂષ પરમપિતાએ અંકુરોમાં તત્વ સામગ્રી પોખીને ઘાટોનું સર્જન કરી સજાવવામાં કઇ બાકી રાખેલું નથી. તો પછી નવીન સરજીને બીજો કોણ કરી શકે તેમ છે ? દસ અવતારોની આદ્ય લઇ ચૌદ લોક સહિત ત્રણ ગુણોના દેવ શક્તિ અને નિરંજન સુધી કોઇ નિજકર્તા નથી. તો પછી "હે નબાપા પુત્રો" ! તમે કહેશો ખરા કે ! આ જગત કોનું કરેલું છે ?

**क्रता अेक्की जनीत जनाईत, देई द्दष्टांत सलागी ।**
**अति अनुभव अविगत गति उचरीत, लहे सो संत सभागी ।। (९१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત જગતનું ક્રત અને અનંત અંશોને ઉત્પન્ન કરનાર નિજ સકર્તા સ્વામિ એક જ છે. તેમને યથાર્થ ઓળખવા લાગુ પડતું દ્દષ્ટાંત આપીને, મારા અતિ અપાર અનુભવની ગતિ દ્વારા ઉચ્ચાર કરીને, અલૌક્કિ જાણ જણાવું છું. તે કોઇ પરમ ભાગ્યવાન સંત સજ્જન હશે તેજ સમજી શકશે.

**ओरू अनीत भव भरम भजनकी, जुठ्ठा वहेम जनावा ।**
**कोटि अनंत फसे जीव जगमे, जीनु छोरन हम आवा ।। (९२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અવતારોની આદ્ય અનિત્ય દેહધારી સર્વે દેવોને ઇષ્ટ માની તેમનું ભજન કરી રહ્યાં હોય, તેબહુ પ્રકારનાં જુઠા વહેમમાં પડેલા છે. આચાર્યોની રચેલી કરમભરમની જાળમાં અનંત કરોડ જીવ ફસાયેલા જોઇ, તેમને મુક્ત કરવા આ ભુમંડળમાં હું આવ્યો છું.

**हमकु जाण न भुल जगतकी, उत इत जेही विलमाये ।**
**खुद कर्ता जेही सृष्ट सकलके, जीने हमकु पठवाये ।। (९३)**

"પરમ વિશેષ પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા સ્વામિએ અમને જણાવ્યું કે, અમારા સ્વજાતિ સર્વ અંશો અમને ભુલી મૃત્યુલોકનાં આચાર્યોનાં કહેણમાં અને ગુણોના અવતારી ઈશ્વરો તેમજ તે બાજુના સર્વ દેવોની ઉપાસનામાં વિરામ પામ્યા છે. તે નિજકર્તાએ

પોતાની બાહ્ય દષ્ટિએ જોઈ, તે સર્વ જગતનાં જીવોની ભુલ નિવારવા અને નિજપતિનાં લક્ષનું સાચું જ્ઞાન આપી, મુકત કરવા સકર્તાધણીએ અમને આ જગતમાં મોકલ્યા છે.

**पठवाये सोइ परम हेतु कर, आपने अंश छोरनकु ।**
**अकळ गति कळ देही हमनकु, घाडी ग्रंथ तोरनकु ।। (९४)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા પતિએ અમારા પર પરમ હેત લાવીને અકળ ગતિનું અદ્‌ભૂત શસ્ત્ર અમારા હાથમાં ધારણ કરાવીને અમને આ જગતમાં મોકલ્યાં છે. કારણકે નિજકર્તાનાં સ્વજાતિય અંશોને ગાઢ અજ્ઞાનનાં અંધકારમાં આચાર્યજનોએ, આશા તૃષ્ણાની દોરડીથી બાંધીને કરમભરમની મજબુત ગાંઠો મારી છે. તેને જ્ઞાન શસ્ત્ર વડે છેદન કરી, બંધનમાંથી છોડાવી, સર્વ જીવોને નિજધામ પહોંચાડવાનો મને સધર પરવાનો સકર્તા પતિએ આપ્યો છે.

**जब मेरे कोउ वचन विलोकीत, जोखीत जुवो ओरनसे ।**
**भारे हलक दरस परे तिनकु, भिन्न गति भव सफुरनसे ।। (९५)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, " હે વેદશાસ્ત્રનાં જ્ઞાતાઓ ! અમારા અલૌકિક વચનો અને સિર્ગુણ નિર્ગુણનાં અનેક સિદ્ધાંતવાદીઓનાં વચનો જ્ઞાન દષ્ટિએ અદલ ન્યાય નીતિનાં ત્રાજુથી તોલ અને મુલ્ય કરીને જોશો તો અદકા ઓછાનો તમને સંપુર્ણ ખ્યાલ આવશે જેથી નિજ સર્જનહારનાં સંકલ્પની સ્ફુરણાથી ભવભરનો પસારો થયો છે તે યથાર્થ જાણી શકશો ત્યારે તમારા અધિકપણાનો દાવો છુટી જશે.

**भव सफुरनसे भिन्न लहीतगत, अपरंपार हमनकी ।**
**तो तिनकु उर रखु निरंतर, धन्य गति परख तमनकी ।। (९६)**

" નિજ સકર્તા સ્વામિ કહે છે કે, " હે જગતનાં જનો ! અમારા પરમ વિશેષ અંશ સર્વજ્ઞ પરમગુરૂનાં કલ્યાણકારી વચનોને નિરખી પરખીને સંશય રહિત થઈ, પોતાના સ્વરૂપને જાણી અમારા સકર્તાનાં શરણમાં આવશો તો તમને ઘણાં ઘણાં ધન્યવાદ આપી, મારા હૃદયમાં તમને ધારણ કરીશ.

**अेही विधि नरणीत करीत हमनकी, जुगभरमे जन जेता ।**
**तिनु पठवावहु परम धाममे, करू करतार सहेता ।। (९७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એવી રીતે અમારા અલૌકિક વચનો નિજ સકર્તાપદની પ્રાપ્તિ કરાવવવાવાળા હોય, ભવભરનાં નિર્મળ બુદ્ધિવાળા જીજ્ઞાસુજનો જેટલાં ગ્રહણ કરીને અમલમાં મુકશે. તે સર્વ અંશોને નિજ સકર્તા ધણીનાં પરમધામમાં હેતપૂર્વક પહોંચાડીશ.

**हमन विना कोइ निज कर्ता पद, जाण नहि जुग सेती ।**
**सगुण निर्गुणकु करीत करामल, तिनकु सकल भजेती ।। (९८)**

"પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ! અમારા સિવાય આ જગતમાં નિજ સકર્તા સ્વામિનાં કૈવલપદને જગતમાં કોઇપણ જાણતું નથી. એ કારણને લઇ નિજકર્તાની સત્ય જાણ વિના ભવભરનાં જીવોને સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યોએ યુકિત કરીને એવું સમજાવ્યું છે કે, અવતારી ઇશ્વરો તેમજ ગુણના દેવોને ભજવાથી મનવાંચ્છિત ફળ મળે છે. એવું દ્રઢ કરાવીને અત્યાર સુધી નિજકર્તા પદ જાણવા દીધું નથી.

**सगुण सकल अवतारनके तन, निर्गुण ब्रह्म अकर्ता।**
**अेही उभयन अविलोक करनमे, नहि कोउ सृष्ट समरता ।। (९९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સિર્ગુણના સર્વ અવતારો માયાનાં આવરણમાં અવરાયેલા માપક ગતિવાળા અને આવવા જવાવાળા હોવાથી તેમને કર્તા કહી શકાય નહિ તેમજ નિર્ગુણ બ્રહ્મ અકર્તા હોય, તેનામાં ચૈતનતા કે જાણપણું નથી એ સંકલ્પ કે ઇચ્છા સિવાયનું સદાનાં માટે જડ છે. એ કારણને લઇ અકર્તા બ્રહ્મ કે સિર્ગુણનાં અવતારો જગતને ઉત્પન્ન કરી શકતા નથી.

**अब मेरे अेही वचन विलोकीत, देखो किंमत करीनके ।**
**तब जेतने हमके उचरनमे, संशे न परे फेरीनके।। (१००)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતનાં જીજ્ઞાસુ જનો તમે નિજકર્તાને જાણવાની અંતર આરત રાખતાં હોય, તો અમારા ઉચ્ચારેલા અલૌકિક અદ્દભુત વચનો તમે નિરખી પરખીને ન્યાય સહિત નિર્ણય કરી જુઓ, તો તમને કોઈ પ્રકારનો સંશય ફરીથી થશે નહિં. અને તમે સકર્તા ધણીને યથાર્થ જાણી શકશો.

**सब विधि करत भरम भव भंजीत, रंजीत अति न्यावनसे ।**
**कहे कुवेर नवेर करीत निज, वदीत हुकम खावनसे ।। (१०१)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," મારા નિજ સકર્તા ધણીનો હુકમ થવાથી અતિ આનંદ પામીને ન્યાય સહીત ચકવે જ્ઞાનનાં નિર્ભય વચનોનો ઉચ્ચાર કર્યો છે એ અલૌકિક જ્ઞાનમય વચનોના હથિયાર વડે સિર્ગુણ, નિર્ગુણ, નિત્ય, અનિત્ય અનેક પ્રકારની ઉપાસનાઓ મિથ્યા વહેમ વગેરે કરમ ભરમનાં ગઢ તોડી ફોડીને ભાંગી નાંખી, દુરસ્ત કરીને નિજકર્તા પદ જગતમાં જાહેર જણાવ્યું છે. સંત્ શ્રીમંત કુવેર સ્વામિ, મહાન સમર્થ, ભગવાન કરૂણાસાગર કહે છે કે, મેં ક્રત અક્રતનો નિવેડો કરી. નિજ સકર્તા ધણીનો નિર્ણય કરાવ્યો છે.

**ઈતિ શ્રી કરૂણેશ કૃપાનીધિ સંવાદે વૃથા વહેમ થપન ઉથાપનકો**
**અષ્ટત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

# સિદ્ધાંત-૩૯

**અથશ્રી કરૂણેશ કૃપાનિધિ સંવાદે શ્રી સકર્તા સંકલ્પ નિર્ણયકો નવત્રિંશતમ સિદ્ધાંત નિર્ણય**

**શ્રી કૃપાનિધિ ઉવાચ :-**

**निज कर्ताके हुकम विना तो, तरण न हाले हमनसे ।**
**ज्यौं परधान कछु न करीत कज, नरपत विनुं हुकमनसे ।। (१)**

"પરમ શ્રેષ્ઠ, પરમ વિશેષ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જેમ રાજાનાં હુકમ સિવાય પ્રધાન કંઇપણ કાર્ય કરી શકતો નથી. એ જ ન્યાયે મારા સકર્તાપતિનાં હુકમ વિના હું એક તરણું પણ હલાવી શકતો નથી.

**तेही परकारन हम कर्ताके, खाना जात हजुरी ।**
**जेही फुरमाय परमपति परमीत, तेही हम करन मजुरी ।।  (२)**

ઉપર દર્શાવ્યા મુજબ "પરમ વિશેષ અંશ કહે છે કે," એવી જ રીતે હું મારા સકર્તા ધણીનો અંગત રસોયો હોવાથી હંમેશાં તેમને ભાવતા ભોજન જમાડું છું. નિજપતિની હજુરમાં હરદમ રહેતો હોય, તેમની પરવાનગી પ્રમાણે જેવી બતાવે તેવી મજુરી હું કરૂં છું.

**अति विकट महा केहेर करनकु, निजपति पठवे जदपी ।**
**शत्रु हवे सकल भवभरके, डगु भगु नहि तदपी ।।  (३)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનીધિ કહે છે કે," જ્યારે આ જગતનાં જીવો પર વિપ્રજન આચાર્યો અતિ વિકટ મહા કઠિન કાળો કેહેર વર્તાવે છે. અને વિધવિધ પ્રકારનાં જપ, તપ આદી કર્મો કરાવીને ગાઢ અંધકારમાં ફસાવી દે છે ત્યારે શું કરવું અને કયાં જવું ? એવી જીવોને કંઇપણ સુજ પડતી નથી. જેથી એ જીવો મુંઝાઈને ત્રાસ પોકારે છે. ત્યારે મારા નિજ સકર્તા પતિ ધણી વિભુતિઓ આપીને સર્વે જીવોની સહાયતા કરવા મને આ સૃષ્ટિમાં મોકલે છે ત્યારે હું જીવોને બચાવવા અગાધ બોધનો ટહંકાર કરી, કૈવલ જ્ઞાનનો પ્રકાશ પાડું છું. તેમને નહિં રૂચવાથી ભવભરનાં આચાર્યો અને ચૌદ લોકનાં દેવો શત્રુઓ થઇ મારા પ્રત્યે રોષ ધરીને વિરોધ કરે તો પણ તેમનાથી હું ડગી જઇને ભાગીશ નહિં. પરંતુ હું કૈવલ જ્ઞાનને ચકવે કરીશ.

**सनमुख चढुं सुर सींघन वत, धरू न पाव पीछोरी ।**
**टुक टुक होई जाउं वचन पर, रोम रोम रग फोरी ।।  (४)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," મતપંથના સર્વ આચાર્યો અને ગુણનાં અવતારી ઇશ્વરો ચૌદલોક સહિત મારા શત્રુઓ થયાં છે. તેમની સામે સન્મુખ થઇને

જેમ સિંહના સમાન અભય જ્ઞાનની ગર્જના કરીને, સત્ શબ્દનાં શસ્ર વડે તેમને છેદી ભેદીને પરાજય પમાડીશ. જેમ રણે ચઢેલો શુરવીર અને સિંહ પાછા પડતા નથી. એ જ ન્યાયે હું પણ પાછો પગ ધરીશ નહિં. કારણ કે નિજપતિનાં સજીવન વચનો મારા રોમેરોમ અને રગેરગમાં પ્રસરી ગયાં હોય, હું ટુકડે ટુકડા થઇ જાઉં તો પણ કોઇનો ડર રાખ્યાં સિવાય મારા કૈવલ ધણીનો ધર્મ ધ્વજ વિશ્વભરમાં નિર્ભયપણે ફરકાવીશ.

**शत्रु ते सुरलोक लगनके, ईष्ट उपासन सबकी ।**
**पति परम सम जीनुं पताईत, सृष्टि रचीत जाजबकी ।। (५)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," જ્યારથી સૃષ્ટિ રચાઇ, ત્યારથી મતપંથના આચાર્યોએ ચૌદલોક સુધીનાં દેવોની ઇષ્ટ તરીકે સ્થાપ્નાઓ કરી છે. તેમજ નિજકર્તાની ઉપમાઓ આપી જગતનાં જીવોનાં મન પતાવીને તેમની ઉપાસનામાં વળગાડી દીધાં છે. તેમની ઉપાસનાઓ છોડાવીને કૈવલ લક્ષનો બોધ આપી, જીવોને સત્ય સમજાવું છું. તે જાણીને સર્વ દેવો મારા શત્રુ થયાં છે. છતાં નકલી કર્તાઓ થઇ બેઠેલાં ઇષ્ટ દેવોનું ઉથાપન કરીને નિજ કર્તાપદનો નિશ્ચય કરાવીશ.

**तेही पण फना करन फारगतसे, हारीत हाम न धरहु ।**
**निजपति विना सकल परपंचीत, खडतल करीत न डरहु ।। (६)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનીધિ કહે છે કે," અવતારી ઇશ્વરોની આદ્ય લઇ ચૌદ લોક અને ત્રણ ગુણનાં દેવો સહિત પ્રકૃતિનાં પ્રપંચની જાળમાં આચાર્યોએ જગતનાં જીવોને ફસાવી દીધા છે. તેમાંથી એક નિજસકર્તા સ્વામિ વિના મારા અપાર અનુભવની હિંમત હાર્યા, સિવાય તે પ્રપંચી જાળને હું ફના કરી નાંખીને તેમાંથી જીવોને ફારગત (છુટા) કરીશ. નિજ કૈવલ પતિનું સ્થાપન કરી જાહેર જગતમાં જણાવવા ખડતલ થઇને અનિત્ય ઈષ્ટોનું ઉથાપન કરવામાં હું જરા પણ ડરીશ નહિં.

**देव लगे देवनके साम्रथ, थपीत उथापन करही ।**
**पण निजपति समके स्त्रायनकु, तिनु निकंदन करही ।। (७)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! દેવોનાં દરજ્જા પ્રમાણે દેવોનું સ્થાપ્ન કરશો તો મને કંઇ જ હરકત નથી. પરંતુ દેવોનું સ્થાપન કરીને નિજપતિનાં બરાબર ગણી પ્રશંસા કરશો તો તેમનું હું નિકંદન કાઢી નાંખીશ.

**अनीत तंतके ईष्ट थपनके, जेतने भर अवतारू ।**
**तेही आचारज लवार लवीनके, साच न अेक लगारू ।। (८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અનિત્ય દેહધારી અત્યાર સુધી આ જગતમાં ઇશ્વરોનાં જેટલાં અવતારો થયાં, તેમની સ્થાપ્નાઓ કરી ખોટી ઉપમાઓ આપીને આચાર્યો પરચા પરચીની જે વાતો લખી ગયાં છે. તે આચાર્યજનોએ જુઠ્ઠેજુઠ્ઠો લવારો કર્યો હોય, તેમાં જરાયે સાચું નથી.

**परम पतिनके तोल करनके, भडवे भव भरमाये ।**
**आपने आप अंशके कर्ता, तेही सबने भुलवाये ।। (९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતનાં આગેવાન ભડવા લોકોએ અનિત્ય દેહધારી ઇશ્વરોને નિજકર્તાની તુલ્ય ગણી, સ્થાપ્નાઓ કરીને ભવભરનાં જીવોને ભરમાવી દીધાં છે. સર્વ મતપંથનાં આચાર્યોએ જુઠ્ઠેજુઠ્ઠી વાતો કરી, સર્વ અંશોને ઉત્પન્ન કરનાર નિજસકર્તા ધણીને ભુલાવનાર તે જ છે.

**तेही सब भुल भरम मटवावन, हम अवतार घरेहु ।**
**देखो अेही तमाच तारीपके, भवमे कुन उचरेहु ।। (१०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સમસ્ત સૃષ્ટિનાં સર્જનહારને ત્યજી દઇ, અનિત્ય ઇષ્ટોને નિજકર્તા મનાવી જગતનાં જીવોને ભુલાવ્યા છે. તે ભુલ ભરમ મટાડીને સાચું સમજાવવા મારે અવતાર ધારણ કરવાની જરૂર પડી છે. અમારા અપાર અનુભવની વાણીનો તમાચ અદ્દભુત તારીફવાળો હોય, તેની શ્રેષ્ઠતાનું વર્ણન થઇ શકે તેમ નથી. તે ભવભરનાં ભ્રમનું નિકંદન

કાઢી, નિજકર્તા પદની ઝાંખી કરાવનાર હોવાથી અમારા સમાન જગતમાં કોણે ઉચ્ચાર કર્યો છે ? તે તમે જ્ઞાન દષ્ટિથી નિર્ણય કરીને જુઓ.

**जेतने भर पशु पंखी पोमी पर, वन वस्तीनके सोई।**
**तिनके स्वर न सींघ समोवड, अेही द्दष्टांतने जोई ।। (११)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે જગતનાં જનો ! આખી પૃથ્વી ઉપર વનમાં કે વસ્તીમાં સર્વે પશુપંખી રહે છે. તેમનામાંથી કોઈનો પણ અવાજ સિંહ સમાન હોતો નથી. તે દષ્ટાંતે તમે વિચાર કરીને જુઓ.

**तेही परकार हमनके वचना, सचना करीत सहेतु ।**
**उग्र पुन्य अनुभव अनवे कर, जुओ हम सम कुन वेतु । (१२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એ જ પ્રકારે અમારા અતિ શોર્યતાવાળા વચનો સર્વાંગે સાચા માનીને પુર્ણ હેત પુર્વક તેનો વિચાર કરજો જે ઉગ્ર પુન્યવાળા જીજ્ઞાસુ મુમુક્ષુ જન હશે, તે તેનાં પરમ અર્થના આશયનો સત્ય નિર્ણય કરીને જોશે તો તેને જણાશે કે અમારા સમાન આ ભવભરમાં કોણે ઉચ્ચાર કર્યો છે ?

**जेही परकारन वेत हमनकी, भवभर नहि कोहुनकी ।**
**आचारज अवतार सहित गम, पगी न पोंचत तेहुनकी ।। (१३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે પ્રકારની અમને અલૌક્કિ સંપુર્ણ સુજાણ જાણ છે. તે જાણ ભવભરમાં કોઇને જ નથી. આચાર્યોની આદ્ય લઇ અવતારી ઇશ્વરો સહિત તેમની ગમ નિજ કર્તા પદમાં પહોંચતી નથી.

**अगम निगम अविलोक करीनके, नरणीत सुरत दीरघही ।**
**आद्य अंत मध्य मांही तपासीत, कीने लही अेही गमही।। (१४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે નિજકર્તાનાં અગમ્ય પદમાં જ્યાં વેદોની ગમ પહોંચતી

નથી. તે તમારી વિશાળ દષ્ટિએ નિહાળીને નિર્ણય કરો કે, જગત રચનાની આદ્યથી લઇ મધ્ય અને અંત સુધીમાં તપાસ કરીને કહો કે, એ ગમ કોણે પ્રાપ્ત કરી છે ?

**जेही गमसे जुगदीश जनाईत, सकल अंश उपजनके ।**
**कुल परपंच प्रहार करीनके, लहो पति निज आपयनके ।। (१५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરના સર્વે અંશો ઉપર આવ્રણ રૂપે ઘણાં પ્રકારનો પ્રકૃતિનો પ્રપંચ છવાયેલો છે. તે તમામ પ્રપંચને મારા કૈવલ જ્ઞાનનાં શસ્ર વડે મારી તોડી ફના કરીને નિજ આપનુ આપ અને સ્વજાતિય સકર્તા સ્વામિના અવિનાશી પદને પ્રાપ્ત કરાવીશ.

**जेही परपंच पसारनके पक्ष, विलग परे सब कोई,**
**आपने स्वरूप सजात समोपत, तत्व तपासीने जोई ।। (१६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઇશ્વરીય અવતારોથી લઇ ચૌદ લોક અને ત્રણ ગુણના દેવો સહિત એ સર્વે પ્રકૃતિના પ્રપંચનો પસારો છે. એ તમામ પક્ષોમાં ભવભરનાં જીવો વળગી પડયાં છે. તે પક્ષોમાંથી મુક્ત થવા માટે અમારા લક્ષ જ્ઞાનથી જાગ્રત થઇને તત્ત્વે તત્વની તપાસ કરી, જે જન જોશે. તેને નિશ્ચયપૂર્વક જણાશે કે, હું કોણ અને કોનો સ્વજાતિય ? એવો યથાર્થ અનુભવ થશે. ત્યારે નિજસકર્તા ધણીને પ્રાપ્ત કરી શકશે

**जेही निज तत्व तपास करता, परही सुज सब जेती ।**
**जो तुम कर्ता थपे भवभरमे, तुम सम लगे सबेती ।। (१७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજન, આચાર્યો ! તમે પોતાની જ્ઞાન દષ્ટિએ પિંડ-બ્રહ્માંડનાં તત્વોની ન્યાય સહિત તપાસ કરીને જોશો તો તમને જણાશે કે, જે પંચ તત્વનાં તમારા દેહો બન્યાં છે. તેવી જ રીતે તમારા સ્થાપેલા નકલી કર્તા પણ પંચભુતોનાં દેહધારી જ છે. એવી તમને શુદ્ધ સમજ પડશે, ત્યારે તમે નિશ્ચય કરી શકશો કે, અમારામાં અને અમારા માનેલા ઇશ્વરોમાં કંઇપણ ફેર નથી.

**करत न होवत कर्ता समोवड, जदीप फरक आपनसे ।**
**समभर कीये सकल तन घरहु, जीवन अेक जवापनसे । (१८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરનાં દેહોની રચનાનું જે કૃત છે તેમાં કોઈ પણ દેહની આકૃતિ જેવા નિજકર્તા નથી જગતની આદ્યથી જીવન પક્ષે જોતાં સર્વ ઘાટો એક સરખા જ છે. તે તમામના જીવનદાતા જગતથી ન્યારા રહી સમસ્ત લોકને જીવન આપે છે.

**प्रसवन मरन अेक सरभरके, प्रणव जाप पण अेकु ।**
**तो तुम ईष्ट थपे भवभरमे, कुनसे करी विवेकु ।। (१९)**

સૃષ્ટિના પ્રારંભથી ભવભરનાં સઘળા ઘાટોનું જન્મ અને મરણ એક જ સરખું છે તેમજ એક જ પ્રણવ જાપના જીવનથી ઘાટમાત્ર જીવે છે. તો હે જગતનાં જનો ? ભવભરમાં જે જે કોઇ ઇષ્ટોની તમે સ્થાપ્ના કરી, તેવો વિવેક તમને કોણે બતાવ્યો ?

**जीनु आपने जीवनसे जीवन, जनम मरण पण सरखे ।**
**तिनसे फरक सकर्ता लहीतन, थपीत ईष्ट अन परखे ।। (२०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત સૃષ્ટિનાં અનંત ઘાટોનું જીવન એક જહોય, જન્મ મરણ પણ એક જ સરખું છે છતાં જગતનાં જનો અલ્પજ્ઞ ગતિનાં હોવાથી અવતારોની આદ્યે કેટલાંય દેવોને ઈષ્ટ માની સ્થાપ્નાઓ કરી છે તે ઉપાસકોને એવી ખબર નથી કે, જે જીવનથી આપણે જીવીએ છીએ તે જીવનથી સર્વ દેવો જીવે છે તે જ્ઞાન નહિં હોવાથી જગતથી ન્યારા રહેલા નિજકર્તાને જાણી શકયાં નથી

**परख विना जेही थपन करीनके, तेही कर्ता नहि अपने।**
**अति उजाग्रत जगीत विनासे, बरल गये सब सपने ।। (२१)**

આ ભવભરનાં વિપ્રજન આચાર્યોને સાચા જુઠ્ઠાની તેમજ જડ ચૈતનની પરખ નહિ હોવાથી સ્વજાતિય નિજકર્તા સિવાય બીજા ઇષ્ટ દેવોને કર્તા માની સ્થાપ્નાઓ કરી છે. તેઓ જ્ઞાન

દષ્ટિએ અતિ ઉજાગ્રત પણે પોતાના નિજ સ્વરૂપમાં જાગ્રત થયેલાં નથી. તે કારણને લઇ અજ્ઞાન નિદ્રાંમાં સુતેલા હોય, મન અંતસકરણ દ્વારા થતી ઇચ્છાઓનાં ભાસરૂપી સ્વપ્નામાં તેમનાં માનેલા ઇષ્ટ દેવોના નામનો મિથ્યા બકવાદ કરી ગયાં છે.

**सुपनेके बरललकी बाबज, साबज नहिन सोई।**
**ज्यौंत्ये मरीत पिता सुपननके, दरब देखाय न कोई ।। (२२)**

જેમ કોઇ મનુષ્યને નિદ્રામાં સ્વપ્નું આવે અને સ્વપ્નામાં જે બકવાદ કર્યો, તે હકીકત સાચી નથી તેવી જ રીતે કોઇ મરી ગયેલો પિતા તેના પુત્રને સ્વપ્નામાં આવી ઘણું ધન બતાવે, પરંતુ તે ધન જાગ્યા પછી જોવા મળતું નથી.

**तबते देव सकल जेतनेभर, सुपनावत् दरशीतके ।**
**चित चितवनके भये चतुर भुज, निजकर्ता विन ईतके ।। (२३)**

ઉપર જણાવ્યા પ્રમાણે દેવોના ઉપાસક જનો જેટલા દેવોને માનતા હોય તેટલાં દેવો સાથેનો ભાવ પોતાના ચિતમાં ભરે છે જ્યારે તે દેવોના સ્મરણનો ભરેલો ભાવ ચતુર ભુજ રૂપે તેને દેખાય છે પરંતુ નિજકર્તા સિવાય અહી જગતમાં આવેલા દેવોના ભાસ દેખાતા હોય તે સ્વપ્ના સમાન છે જેથી પરમ પદ પામવાનો છેવટનો અર્થ સરતો નથી.

**निजकर्ता न हवीत चित्तवनसे, ज्यौं दारनसे रबही ।**
**भार अढारमे दव दरशींत, किरण न निकसत कबही ।। (२४)**

જેવી રીતે લાકડા સાથે લાકડાનું ઘર્ષણ કરવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે પરંતુ સૂર્ય ઉત્પન્ન થતો નથી. તેમજ અઢાર ભાર વનસ્પતિમાં દવ લાગતો દેખાય છે. પણ તેમાં સૂર્યનાં કિરણ દેખાતા નથી. એ દષ્ટાંતનાં ન્યાયે ચાર અંતસકરણ લાકડા સમાન હોય, તે અંતસકરણના આલોચનથી દેવી દેવતાઓના ભાસ દેખાય છે. પરંતુ નિજકર્તાના દર્શન થતાં નથી.

**दार समोवड त्यौं जन अंतस, तिनकु कबज करीनके ।**
**कपट रहित विश्वास धरीत चित्त, दरसे तंत धरीनके।। (२५)**

જેવી રીતે જે કોઇ દેવનો ઉપાસક હોય, તે દેવનું ધ્યાન ધરવા બેસે ત્યારે લાકડા સમાન ચાર અંતસકરણને કબજે કરી, કપટ રહીત થઇને વિશ્વાસ લાવી ભાવ ભરીને તે દેવના નામનું સતત સ્મરણ કરે છે. ત્યારે ચતુરભુજ રૂપે તેને દર્શન થતાં હોય, તે ભાસ તેના અંતસકરણનો જ છે.

**तेही दरसनमे सब डेहेकाइत, कोटि अनंत अमस्तु ।**
**निजकर्ता कारन सबयनके, तेन लहीत निज वस्तु ।। (२६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આવી રીતે સ્વપ્નાના જેવા મિથ્યા અંતસકરણનાં ભાસને જોઇ, અમને પ્રભુના દર્શન થયાં. તેવું માનીને અનંત કરોડ ઉપાસકો અમસ્તે અમસ્તા દેવોની ઉપાસનામાં ઠગાઇને છેતરાઇ ગયાં છે. પરંતુ સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર અનંત અંશોના સ્વજાતિય કારણોનાં કારણ, આદ્ય કારણ રૂપ સકર્તા સ્વામિને યથાર્થ જાણીને કોઇએ ઓળખ્યાં નથી.

**दरस परस करनन जेतने भर, चाम चक्षुके जेही ।**
**तेही सकल अंतसके उपजीत, निज करतार न तेही ।। (२७)**

જેટલા રૂપ ચર્મદષ્ટિથી દેખાતા હોય, તેનો સ્પર્શ પણ કરી શકાય છે. તેમાંથી કોઈને ઇષ્ટ તરીકે માની અંતસકરણમાં ભાવ ભરવામાં આવે ત્યારે તેનું ચિતવન કરવાથી મનની ધારણાથી જેવું ધારે તેવું રૂપ દેખાય છે એ તમામ ભાસ અંતસકરણથી ઉત્પન્ન થયેલા હોવાથી તેમાં નિજકર્તા આવી શકતાં નથી.

**निजकर्ता तो गुण ईंद्रिसे, अंतसकरण रहितु ।**
**ते क्यौं दरसे चामचक्षुसे, विन पदारथ परमीतु ।। (२८)**

નિજ સકર્તા ધણી ઇન્દ્રિઓ અને અંતસકરણથી રહિત છે તે તત્વ પદાર્થની પર અગમ્ય અને અપરંપાર હોવાથી ચર્મદષ્ટિમાં આવી શકતાં નથી.

**जेही परम परमीत सकर्ता, जीनने कीये सकलही,**

**ओर अनित थापनके स्थिर नहि, निरवित लवीत नकलही । (२९)**

જે નિજ સકર્તા પતિ નામ, રૂપ, ગુણથી પર અમાપ અને અનંત ગતિવાળા હોવાથી જગત સહિત સમસ્ત લોક તેમનાં જ ઉત્પન્ન કરેલાં છે અને ભવભરના અનિત્ય દેહધારી ઇષ્ટો જે સ્થાપવામાં આવ્યા છે. તે આવવા જવાવાળા હોય, કોઇ કાયમ સ્થિર રહી શકતા નથી. છતાં વિપ્રજન આચાર્યોએ જગતની સર્જન વિસર્જનની સામ્રથતા સિવાયના નિર્વિત નકલી ઇશ્વરોને અસલ નિજકર્તાની બરાબરીમાં ગણીને મિથ્યા લવારો કરી ગયા છે.

**नकल थपीतके गुण अवतारीक, तारीक नहि कोउ कीनके ।**

**पण करनन रखवारी अनीतके, अे भवमे भल जुनके ।। (३०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વિપ્રજન આચાર્યોએ ગુણનાં અવતારી ઇશ્વરો અનિત્ય દેહધારી હોવા છતાં કર્તા તરીકે સ્થાપીને તેમનું રખેવાળું કર્યુ છે. અને તે કુટિલ બુદ્ધિનાં આચાર્યોએ આ ધર્મ જુનામાં જુનો છે. એમ સમજાવીને યોગ્ય નહિ હોવા છતાં કર્તા સમાન ગણીને ખોટી પ્રશંસાઓ કરી ગયા છે.

**गुनके पण अवतार चतुर ल्यौं, मच्छ कच्छ वामन वेहेरा ।**

**अे च्यौं जुगके च्यौं अवतारन, ओर सब थपीत कहेरा ।। (३१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," મચ્છ, કચ્છ, વામન, વરાહ, એ ચાર અવતારો ચારે યુગમાં ગુણના દેવોએ ધારણ કર્યા હોય, તેમણે પોતાની સ્થાપ્ના કરાવી નથી. પરંતુ તેમના સિવાય બીજા જેટલા અવતારો થયાં, તેમણે જગતમાં કેહેર વર્તાવીને પોતાની સ્થાપ્નાઓ કરાવી છે.

**कहेरा सो करी कोट सपारस, निज तन ईष्ट सराये ।**
**जीनुं अनुभव नहि निज आपनको, बरनीत गये पराये ।। (३२)**

તે કેહેર વર્તાવનાર અવતારી ઇષ્ટોએ ભવભરનાં કરોડો મનુષ્યોને ભલામણ કરી, પોતાના દેહને ઇષ્ટ મનાવી સ્થાપ્નાઓ કરાવી છે. તેમને નિજ સ્વરૂપનો અનુભવ નથી. છતાં વાલ્મિક અને વ્યાસ જેવાઓને દલીલ કરી, પોતાની પ્રશંસાઓ કરાવી બારોબાર બાદલુ વર્ણન કરાવી ગયાં છે.

**अंश कोटिमे विमळ विशेषण, करन विचार विज्ञानु ।**
**पण न लहीत करतार पुरंजन, ब्रह्म लग व्याप हेरानु।। (३३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વિશેષ કોટીનાં કોઇ નિર્મળ વિચારવાળા અંશોને વિજ્ઞાન દશા પ્રાપ્ત થઇ, તે વિજ્ઞાન નિર્ગુણ બ્રહ્મ સર્વ વ્યાપક હોય, તેમાં તેમની ગતિ મતિ લીન થઇ ગઇ છે. જેથી બ્રહ્મથી પર રહેલાં પુરાણા નિજકર્તાને જાણી શકયાં નથી.

**च्यौं जुगके अवतार चतुरकी, किंमत कहु जनाई।**
**गुण गुणकी करीयाय करीनके, सब जुग रखे फसाई ।। (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચાર યુગમાં જે ગુણોના અવતાર થયાં, તેમની કરેલી ક્રિયાઓની કિંમત કરી જણાવું છું તે ગુણો, અંતસકરણ અને ઇન્દ્રિઓના સ્વામિ હોવાથી તેમનો પ્રભાવ ચૌદલોક ઉપર પડે છે. વળી જગતના જીવો ઇન્દ્રિયોને અંતસકરણનાં વર્તનવાળા હોય, ભૌતિક પદાર્થોની કામનાવાળા છે. તે ગુણના દેવોનું આલોચન કરી ઉપાસના કરે, ત્યારે તેમની મનોઇચ્છા પ્રમાણે ફળ મળે છે. આવી રીતે પદાર્થની આશાતૃષ્ણામાં ભવભરના જીવોને ગુણના દેવોએ ફસાવી રાખ્યા છે.

**नहितर तो निजपति गुनके पर, तिनकी खोज करीने ।**
**आपनकु फेरी कुन भजे भव, तिनसे जाय तरीने ।। (३५)**

ગુણના દેવોએ પોતાને કર્તા તરીકે મનાવી પુંજાવાની મતલબથી જગતનાં જીવોને જાળમાં ફસાવી રાખ્યાં છે. તેઓ જાણે છે કે, નિજકર્તા અમારાથી પર આવ્યા હોય, તેમની ખોજ કરીને સર્વ અંશો તરી જશે તો પછી એ અમારી આધિનતામાં રહ્યા વિના અમને કોણ ભજશે ?

**आ भवमे उपजावन जेही पत, तिनकु चीन न दीना ।**
**तबते गुण गुणमे भरमाईत, करी करी मत भिन्न भिन्ना ।। (३६)**

ત્રણ ગુણના દેવોને ઇષ્ટ તરીકે માનવાવાળા ચુસ્ત ઉપાસક આચાર્યોએ ગુણોનાં નામથી ઘણાં મતપંથો સ્થાપી ભવના જીવોને રૂંચતી વાતો કરીને ભરમાવી દીધા છે. અને આ સમસ્ત જગતનું સર્જન કરનાર સર્વ અંશોના સ્વજાતિય નિજકર્તા ધણીને ઓળખવા દીધા નથી.

**तब जुग जुग अवतार धरीनके, भव गुणमांही रखेहु ।**
**जीव अजानीक अंध परम पर, निजपति नांही लखेहु ।। (३७)**

તેટલા જ માટે ગુણનાં દેવોએ એવો વિચાર કર્યો કે, અમને ત્યજી કોઇપણ જગતનો જીવ કર્તા પક્ષનો થાય નહિં. તેવા હેતુથી યુગે યુગમાં અવતાર લઇને પોતાના ગુણ ગવડાવવા અને મહત્તા વધારવા, તેમની લીલાઓ કરવાનું કાર્ય ચાલુ જ રાખ્યું છે. તેઓ જાણે છે કે, જીવો પરંપરાના અંધ હોવાથી નિજકર્તાના અલખ લક્ષને જાણતાં નથી જેથી અમારા મતને છોડી કયાંય પણ જશે નહિં.

**आद्य अंत मध्यकी गम गतियां, जानत नहि कीन केहु ।**
**तो तिनकु जेही मीले अगवायन, तिनकी कहेण कीनेहु ।। (३८)**

જગતની આદ્ય, મધ્ય અને અંત સુધીમાં ભવભરનાં જીવ અમે કોણ અને અમારા સ્વજાતિય કર્તા કોણ ? તે ગમગતિને કોઇ જાણતાં નથી કારણ કે પ્રથમથી જ ગુણના ઉપાસક આગેવાન આચાર્યો તેમને મળ્યાં ત્યારે ગુણોના દેવો સિવાય કોઇનું કલ્યાણ નથી. એમ સમજાવીને જીવોનાં મન દ્રઢ કરાવી દીધા છે.

**भव भरमायनकी जेही गतियां, बाकी रखी न कांई ।**

**तदपी ताय तव जे न धरीत उर, भले रहो भवमांई ।। (३९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતના જનો ! સૃષ્ટિ રચનાના પ્રારંભથી આચાર્યો તમને ભરમાવતા આવ્યાં છે. તે હકીકત તમને કહેવામાં મેં કંઈપણ બાકી રાખ્યું નથી. છતાં કોઈપણ જીવ મારા કલ્યાણકારી વચનો તેમના હૃદયમાં ધારણ ના કરે, તો ભલેથી આ ભવમાં જ રહે.

**भवकी मांही भवोभव भटकीत, क्रता समेटण लगही ।**

**जबत्ये सुखद नहि सुपनंतर, बीन सतगुरू पद पगही ।। (४०)**

પરમ કૃપાનીધિ કહે છે કે હે જગતના જીવો અમારૂ વચન માનતા નથી તો પછી ભવભરના જન્મોજનમ જેવા કર્મ કરશો તેવા ફળ ભોગવવા અનેક ઘાટો ધારણ કરવા પડશે જ્યારે નિજકર્તા જગતને સમેટી લેશે ત્યાં સુધી આ ભવભરમાં ભટકવું પડશે અને જ્યાં સુધી મહાન સમર્થ સદ્‌ગુરૂનું શરણ શોધીને નિજ લક્ષ ગ્રહણ કરશો નહિ ત્યાં સુધી સ્વરૂપાનંદનું સુખ સ્વપ્નામાં પણ મળશે નહિ.

**तदपी परमगुरू पेज पकरके, रहो सदा सनमुखही ।**

**आद्य अंत मध्यमांही सदोदित, हवे अखंडित सुखही ।। (४१)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે જન્મ મરણના મહા દુઃખમાંથી મુક્ત થવા માટે હે જગતના જીવો તમે સર્વજ્ઞ પરમગુરૂનાં લક્ષજ્ઞાનની પરમ યુક્તિને ગ્રહણ કરી પકડી રાખશો તો પરમગુરૂના સનમુખ સદા સદોદિત રહી શકશો. અને આદ્ય, મધ્ય અને જગતનાં અંત સુધીમાં તમે નિર્ભયપણે અખંડાનંદનું સુખ ભોગવી શકશો.

**सुखद अखंडित भुगत हवे तो, जो भव भरके मांही ।**

**तो तजही सब करत पासकु, सद्‌गुरू वचन विनाही ।। (४२)**

હે જગતના જીજ્ઞાસુજનો તમારે કૈવલ કર્તાની પરમ ગતિની એકતામાં રહી સ્વરૂપાનંદનું અખંડ સુખ ભોગવવું હોય તો સમર્થ સદ્‌ગુરૂના અજરામર તારક મંત્ર રૂપ વચન ને ગ્રહણ કરી પળે પળ તેને ભુલ્યા સિવાય ઇન્દ્રિયો, અંતસકરણ, ગુણ,ગણ અને પ્રકૃતિ રૂપી કૃતની પાસજાળનો ત્યાગ કરીને નિજલક્ષમાં સ્થિર થશો તો આ ભવમાં તમે સદેહે વિદેહાનંદનું સુખ ભોગવી શકશો.

**परमगुरूके वचन तोलभर, उचरीत न्याव सहितके ।**
**ताई विना परपंच सकलको, जेही उचरीत सब ईतके।। (४३)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂના અલૌકિક વચનો ઉચ્ચારેલાં હોય, તે ન્યાય સહિત અતુલિત અને અણમોલ હોવાથી, નિજ આપનુઆપ અને સકર્તા ધણીનું પરમ પદ દર્શાવી, પ્રત્યક્ષ અનુભવ કરાવવાવાળા છે. બીજા જે ભવભરમાં સિર્ગુણ નિર્ગુણનાં આચાર્યોએ ઉચ્ચાર કરેલો છે. તે વચનો ગુણ, પ્રકૃતિ, પુરૂષ અને આત્માને સંબોધીને બોલેલા હોય તેમાં નિજ આપનુઆપ અને કર્તાપદનું જ્ઞાન નથી તેવી સર્વ વાણી કૃતના પ્રપંચનું જ્ઞાન કરાવનારી છે તેનાથી પરમ કલ્યાણ થતું નથી.

**ईत ईतके ओरू तीतके करी तव, तोल वजन ततवेतु ।**
**जेही बोलन बाबज परलाईत, ओरू जेही अचल रहेतु ।। (४४)**

હે તત્વ વેત્તાઓ ! અહી મૃત્યુલોકનાં આચાર્યોએ ઉચ્ચારેલા વચનો અને અમે સર્વજ્ઞ પરમગુરૂના વચનો, નિજકર્તાને સંબોધીને બોલેલા. એ બંનેનો તમે ન્યાય સહિત તોલ વજન કરીને જોશો, તો જરૂરથી તમને જણાશે કે, આચાર્યોનાં વચનો અનિત્યને સંબોધીને બોલેલા હોય તે વચનો નાશ પામવા વાળા છે. ત્યારે કર્તાને અંગીકૃત બોલેલા પરમગુરુના વચનો પરાપારનાં હોવાથી અખંડિત રહે છે. અને જીવમાત્રનું કલ્યાણ કરવાવાળા છે.

**अचल रहाय साच उचरनके, चल होय जुठ सबेही ।**
**ज्यौं बादल अजणीत घन संचीत, साच न होय कबेही ।। (४५)**

અખંડ, અવિનાશી, નિજકર્તાપદને સંબોધીને બોલેલી વાણી સત્ય હોય તે કાયમ અચળ રહે છે. તેમજ અનિત્યને અનુલક્ષીને બોલેલી વાણી જુઠ્ઠી હોય તે નાશ પામવાવાળી છે કે, જેવી રીતે અજાણ્યાં લોભી મનુષ્યે ઘણું ધન ભેગું કર્યું હોય પરંતુ તે ધનઅનિત્યને સાચું નહિં હોવાથી, તેનાં ઉપયોગમાં આવતું નથી.

**जुठ्ठेकी बाबज जेतने भर, नरणीत नेट कीयेहु ।**
**ब्रह्मादिक भव जुठ्ठे उठावत, जीनसे हमन बीयेहु ।। (४६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરમાં જુઠ્ઠી બાબતો જેટલી હતી, તેનો મેં તમને નિર્ણય કરાવ્યો છે. બીજા મતપંથનાં આચાર્યો પણ જુઠ્ઠે જુઠું બોલેલા હોય, તે સર્વનું જુઠ્ઠુમેં જાહેર કરીને જણાવી દીધું છે. અને બ્રહ્માજી પણ નિજ કર્તાપદ સિવાયનું જુઠ્ઠુ બોલ્યા હોવાથી સાચે સાચું કહેવામાં હું જરાય ડરતો નથી.

**जेतने भर नहि निज अनुभवके, तिनसे नहि न डरेहु ।**
**ईश अवतार आचारज सहितके, परपंच फना करेहु ।। (४७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ ભવભરમાં જેટલા સિદ્ધાંતવાદીઓ છે, જેનામાં આપનપુ અને પતિપદનો સ્વ અનુભવ નથી. તેમનો હું ડર રાખીશ નહિં. આચાર્યોની આદ્યે જેટેલાં ઇશ્વરી અવતારો થયાં છે. તેમણે નિજકર્તા સિવાય પોતાને ભજાવી પ્રપંચ ફેલાવ્યો છે. તેને મારા અતિ અદ્‌ભુત જ્ઞાન વડે હું ફના કરી નાંખીશ.

**मोरखीत नहि रखी कोहुनकी, मैं द्रढ अडग अभेहु ।**
**पुम परधान आद्य पाटण पत, तब मैं डरू कबेहु ।। (४८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ જગતમાં ચાર સંપ્રદાય, ખટદર્શન, દ્વાદશ પંથની આદ્ય લઇ મોટા ગણાતાં ઋષિમુનીઓ અને પીર પયગંબરો વિગેરે કોઇની પણ હું શરમ રાખીશ નહિં. તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શકિત અને નિરંજન સુધી કોઈનો પણ હું ડર કદાપી રાખતો નથી. કારણ કે હું નિજ સકર્તા સ્વામિનો પ્રથમ, પાટવી પરમ વિશેષ અંશ હોવાથી અભય, અડગ, મહામતવાળો, સર્વ સત્તાધીશ સર્વ અંશોનો હું શિરોમણી છું.

**हमसे अनुभव अधिक विनाके, दुनी देवनमे जेता ।**
**तेही सकल ओरले गत मतके, निज करतार न वेता ।। (૪૯)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ દુનિયામાં જેટલા દેવો છે તે સર્વે મારા કરતા અધિક અનુભવી નથી. આ બાજુનાં જાણકાર ખરા, પરંતુ નિજકર્તાની તેમને રેખમાત્ર ખબર નથી.

**निज करतारन वेत विनाके, गणती नहि तेहुनकी ।**
**तेतने भरकी अेब रखु नहि, निजपति लक्ष वेहुनकी ।। (૫૦)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ દુનિયામાં અવતારી ઇશ્વરોથી લઇ બ્રહ્માંડ ભરનાં સર્વ દેવદેવીઓ, ચૌદલોક સહિત, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સુધી નિજસકર્તા ધણીની ગમગતિ સિવાયના હોવાથી તેમની ગણત્રી હું કરતો નથી જેને નિજપતિનાં લક્ષનું જ્ઞાન નથી તે સર્વની હું શરમ કે મર્યાદા રાખીશ નહિં.

**तारंजा करी तनक रेणु लग, भव ब्रह्मांड समेती ।**
**जेही जीनकी जम हुती कहीतमे, रखती न रति रखेती ।। (૫૧)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્માંડની આદ્ય લઇ ભવભરની સઘળી રચના આદ્યથી અંત સુધી મેં કહી બતાવી છે. તે દશ્ય, અદશ્ય, પ્રગટ અને ગુપ્ત રજતજથી લઇ ઝીણામાં ઝીણું, અણું રણુ વિગેરે કાંઇપણ છુંપુ નહિં રાખતાં સર્વ હકીકત રતીએ રતી તારવીને મેં જાહેર જણાવી દીધી છે.

**क्यौं मैं रखती रखु गदलकी, अदल विना अनुभवकी ।**
**जेतने भर आचारज थपीतव, उपमै अनहुत चवकी ।। (૫૨)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેને આપનપુ અને નિજપતિપદની ગમ નથી એવા અનિત્ય દેહધારી ઇષ્ટોની વાતો કરી, જગતનાં જીવોને ગફલતમાં નાંખવાવાળા બકવાદીઓની હું શરમ રાખવાનો નથી જેને સ્વજાતિય વિજાતીયનો અદલ અનુભવ નહિં હોવાથી નિજપદનો નિર્ણય કરાવી શકયાં નથી. કારણકે ચારે યુગમાં થયેલાં આચાર્યોએ નિજ કર્તાપદની ખોજ કર્યા

વિના ગુણનાં અવતારી ઇશ્વરો નાશવંત હોવા છતાં અવિનાશી મનાવીને સ્થાપ્નાઓ કરી છે અને જીવમાત્રને તેમની ઉપાસનાઓ દ્રઢ કરાવવાથી કોઇ નિજ પદના લક્ષને જાણી શકયા નથી.

**जब न थपु फोगट बाबजकी, मैं हुकमी करताके ।**
**कया जवाब देवु मैं खुदकु, थपीतव रकम विनाके ।। (५३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જેમાં નિજકર્તા પદને પ્રાપ્ત કરવાનો લક્ષ નથી એવા મતપંથોનું હું સ્થાપન કરવા દઈશ નહિં એવા ફોગટ પંથો સ્થપાયેલા હશે, તેનું ઉથાપન કરી નાંખીશ જે સંપ્રદાયમાં સત્ય સાર નથી એવા સંપ્રદાયને કદાચ જો હુ રહેવા દઉં તો હું નિજ સકર્તા ધણીનો હુકમ લઇ આવ્યો છું. તો તેમને શું જવાબ આપું ? એટલા જ માટે હું અનિત્ય ઇષ્ટોનાં પંથ રહેવા દઇશ નહિં.

**उपमाके अनहुत थपनमे, साच नहि कीन केहु ।**
**पुराण अढार भागवत गीता, उचरे निज अहमेवु ।। (५४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," ભાગવત, ગીતા અને અઢાર પુરાણોમાં તપાસી જોતાં જે જે ઇષ્ટોનું સ્થાપન કર્યુ છે તેનો જ ભાવ ભરી અભિમાન ધારણ કરીને બોલ્યા છે. અનહુત એટલે જે અનિત્ય દેહધારી જન્મ મરણવાળા હોવા છતાં તેમને ઉપમાઓ આપીને જેનાજેનાં વખાણ કર્યા છે. તેમાં જરાપણ સાચું નથી.

**निज अहंमेव सबेव उचारीत, उपमीत ईष्ट जनाई ।**
**ज्यौं छोनुनकी लेत बलायन, ससुके दरद न जाई ।। (५५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ જગતમાં અવતારી ઇશ્વરો થયાં તે પોતાના મનમાં અહંભાવ ધારણ કરીને જ બોલ્યાં છે. તેનું પ્રમાણ ગીતામાં કૃષ્ણચંદ્રજીએ અર્જુન પરત્વે વદીને કહ્યું છે, આ દુનિયાનો કર્તા હર્તા હું જ છું. હું સર્વ વ્યાપક હોવાથી આ સર્વ મારા આધારે જ રહ્યું છે. એવી જ રીતે ભાગવતમાં પણ ગોપીઓનાં સ્વામિ કૃષ્ણચંદ્ર તેમનાં ઉદ્ધાર અર્થે અવતાર લઈને આવ્યાં છે. તેમજ પુરાણોમાં અઢાર ઇષ્ટોની જુદી જુદી ઉપમાઓ આપી વિસ્તાર પુર્વક વર્ણન કરી જણાવ્યું છે. એ જ્ઞાન દષ્ટિએ ન્યાય સહિત નિર્ણય કરી જોતાં જીવોનાં

કલ્યાણનો કંઇપણ ઉલ્લેખ કર્યો નથી. દૃષ્ટાંતે જેમ માતા પોતાના બાળકને દુઃખી જોઇ કહે છે કે, તારું દુઃખ મને થાવ. એમ કહેવા છતાં બાળકનાં દુઃખરૂપી બલા દુર થતી નથી. આવી રીતે જગતનાં જીવોને ઠગી લીધા છે.

**तेही परकारन ईष्ट सकलकी, उपमा देई सराये ।**
**पण उपमैंमे साच नहि सद्द, जुठे जुग भरमाये ।।** **(५६)**

"પરમ કૃપાંનીધિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે અવતારોની આધ લઇ અનેક દેવદેવીઓને ખોટી ઉપમાઓ આપી ઘણી પ્રશંસાઓ કરીને જગતનાં જીવોને ભરમાવી દીધા છે. પરંતુ તેમાં એકપણ વાત સાચી નથી.

**जुठे जुठ जगतकी बरीया, करीया जाय कल्पके ।**
**गये सकल सब अंध परमपर, करी करी भजन अल्पके ।।** **(५७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આવી રીતે વિપ્રજન આચાર્યો અલ્પજ્ઞ દેવોને બરીયા એટલે મોટી મોટી ઉપમાઓ આપી જગતનાં જીવોને તેમની સેવા, પુજા અને હોમ હવન આદી ક્રિયાઓ દ્રઢ કરાવી છે. તે સર્વે જુઠે જુઠી હોય, જીવો પણ અલ્પજ્ઞ અને તેમનાં ઇષ્ટો પણ અલ્પજ્ઞ હોવાથી કોઇ કોઇની કંઇ પણ સહાય કરી શકતા નથી આવી રીતે અંધ શ્રદ્ધાળુ જીવો તે દેવોનાં નામનો જાપ કરતા કરતાં કલ્પ પુરો થાય, ત્યાં સુધી ભવનો નિવેડો લાવી શકતાં નથી.

**अल्प भजन सोई उपज खपतके, पंचतत्व तन धारी ।**
**गुण गण सहित ईंद्रि अंतसके, भव सम भवित विकारी ।।** **(५८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ દુનિયામાં અલ્પજ્ઞ જીવો અવતારી ઇશ્વરો અને કેટલાંય દેવોને ઇષ્ટ માની તેમનું ભજન કરે છે. પરંતુ જેવી રીતે સંસારના જીવો પાંચતત્વનાં દેહધારી છે એ જ પ્રમાણે જેનું ભજન કરે છે તે ઇષ્ટ દેવો પણ દેહધારી હોવાથી ઇન્દ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ વિગેરેનાં વિકારોને વશ પડયા હોય, સંસારનાં જીવો જેવું જ વર્તન કરે છે. તે ઉપાસકો અને તેમના ઇષ્ટો પણ જન્મ પામેલા છે. જેથી તેમનાં દેહનો અંતકાળ આવતાં ખપી જાય છે.

**भव समके जेही धरत धरन तन, ते नहि निज करतारा ।**
**नेति नेति कही निगम जेहुनकी, जीनु न करीत विचारा ।। (५९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ સંસારના જીવો જેવી રીતે જન્મ પામે છે. એવી જ રીતે ગુણનાં દેવો દેહ ધારણ કરીને આ પૃથ્વી ઉપર અવતાર લે છે. પરંતુ નિજસકર્તા સર્જનહાર કદાપિ પંચતત્વનો દેહ ધારણ કરતાં નથી. તેમનાં અગમ્ય પદની વેદોએ છેવટ નેતિ પોકારી છે. તે નેતિનાં અર્થનો વિચાર કરી શકયાં હોત તો નિજપતિ અવતાર લેતાં જ નથી તે જરૂર સમજી શકત.

**अजर अमर अविगत पतके तन, तेन लहीत कोउ कीनने ।**
**न्याय सहित नरणीत उबरीतके, तज विलमे भिन्न भिन्नने ।। (६०)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે નિજ સકર્તા સ્વામિનું અલૌકિક સ્વરૂપ અજર, અમર અને અવિગત હોવાથી વાણી દ્વારા તેમનું વર્ણન થઇ શકે તેમ નથી. એવા નિજકર્તાનો ન્યાય સહીત નિર્ણય નહી કરી શકવાથી છેવટે ઉગરતુ નિજ પદ તેને ત્યજી દઇ આ જગતના જનો ભિન્ન ભિન્ન એટલે જુદા જુદા પ્રકારના અનેક દેવ દેવીઓને ઇષ્ટ માની તેમાં વિરામ પામ્યા છે.

**भिन्न भिन्न सो नहि भव करतारन, अेही देवन अवतारा ।**
**उपजे खपे जीवनकी सरभर, सो नहि निज करतारा ।। (६१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વિશેષ વિભુતિવાળા ઇષ્ટ દેવો જેટલાં અવતાર લઇને આ પૃથ્વી પર આવે છે. તેમને નિજકર્તા કહી શકાય નહિં. કારણ કે જેટલાં દેહ ધારણ કરીને આવે છે, તે જન્મ મરણવાળા હોય જગતના જીવો સરખાં જ છે આવી રીતે સ્વામિ સર્જનહાર દેહધારણ કરીને દુનિયામાં આવતાં જ નથી.

**निजकर्ता भवमे नहि भटकत, अनीत विपु तन वेशु ।**
**देश परगणे फरत नहि ज्यौं, चकवे अवन नरेशु ।। (६२)**

દૃષ્ટાંતે જેમ પૃથ્વીપતિ રાજા ચક્રવર્તિ હોય, તે દેશદેશમાં કે પરગણે પરગણામાં ફરવા નીકળતાં નથી. તે જ ન્યાયે જગતનાં નિજ સર્જનહાર સ્વામિ દેહ ધારણ કરીને દુનિયાના કોઇપણ લોકમાં આવતા જ નથી.

**जबते भिन्न भिन्न ईष्ट थपनके, निजपद नहि निद्यानु ।**
**जीव जंत सम अंत विलाईत, सरखे सब अभिरानु ।। (६३)**

**भव समके जेही धरत धरन तन, ते नहि निज करतारा ।**
**नेति नेति कही निगम जेहुनकी, जीनु न करीत विचारा ।। (५९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ સંસારના જીવો જેવી રીતે જન્મ પામે છે. એવી જ રીતે ગુણનાં દેવો દેહ ધારણ કરીને આ પૃથ્વી ઉપર અવતાર લે છે. પરંતુ નિજસકર્તા સર્જનહાર કદાપિ પંચતત્વનો દેહ ધારણ કરતાં નથી. તેમનાં અગમ્ય પદની વેદોએ છેવટ નેતિ પોકારી છે. તે નેતિનાં અર્થનો વિચાર કરી શકયાં હોત તો નિજપતિ અવતાર લેતાં જ નથી તે જરૂર સમજી શકત.

**अजर अमर अविगत पतके तन, तेन लहीत कोउ कीनने ।**
**न्याय सहित नरणीत उबरीतके, तज विलमे भिन्न भिन्नने ।। (६०)**

ભગવાન કરૂણા સાગર કહે છે કે નિજ સકર્તા સ્વામિનું અલૌકિક સ્વરૂપ અજર, અમર અને અવિગત હોવાથી વાણી દ્વારા તેમનું વર્ણન થઇ શકે તેમ નથી. એવા નિજકર્તાનો ન્યાય સહીત નિર્ણય નહી કરી શકવાથી છેવટે ઉગરતુ નિજ પદ તેને ત્યજી દઇ આ જગતના જનો ભિન્ન ભિન્ન એટલે જુદા જુદા પ્રકારના અનેક દેવ દેવીઓને ઇષ્ટ માની તેમાં વિરામ પામ્યા છે.

**भिन्न भिन्न सो नहि भव करतारन, अेही देवन अवतारा ।**
**उपजे खपे जीवनकी सरभर, सो नहि निज करतारा ।। (६१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વિશેષ વિભુતિવાળા ઇષ્ટ દેવો જેટલાં અવતાર લઇને આ પૃથ્વી પર આવે છે. તેમને નિજકર્તા કહી શકાય નહિં. કારણ કે જેટલાં દેહ ધારણ કરીને આવે છે, તે જન્મ મરણવાળા હોય જગતના જીવો સરખાં જ છે આવી રીતે સ્વામિ સર્જનહાર દેહધારણ કરીને દુનિયામાં આવતાં જ નથી.

**निजकर्ता भवमे नहि भटकत, अनीत विपु तन वेशु ।**
**देश परगणे फरत नहि ज्यौं, चकवे अवन नरेशु ।। (६२)**

દ્દષ્ટાંતે જેમ પૃથ્વીપતિ રાજા ચક્રવર્તિ હોય, તે દેશદેશમાં કે પરગણે પરગણામાં ફરવા નીકળતાં નથી. તે જ ન્યાયે જગતનાં નિજ સર્જનહાર સ્વામિ દેહ ધારણ કરીને દુનિયાના કોઇપણ લોકમાં આવતા જ નથી.

**जबते भिन्न भिन्न ईष्ट थपनके, निजपद नहि निद्यानु ।**
**जीव जंत सम अंत विलाईत, सरखे सब अभिरानु ।। (६३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ જગતનાં જનોએ ઘણાં પ્રકારનાં ઇષ્ટ દેવોનું જુદી જુદી રીતે સ્થાપન કર્યું છે. એ નક્કી કરીને કહું છું કે, તે નિજકર્તાનું પદ નથી. કારણકે સંસારના જીવો શરીર ધારી હોવાથી મરણ પામે છે. એ જ પ્રમાણે તેમનાં સ્થાપેલા ઇષ્ટોનો અંતકાળ આવે ત્યારે એ પણ નાશ પામતાં હોય તે જગત જીવોનાં સરખા જ છે.

**गये पीछे कोई आइत नहि ईत, तीतकी कोउ न जनाई ।**
**कयां जानु काहां हुसे तेहुनकी, ईश ओरू जीव जगताई ।। (६४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતમાં દેહ ધારણ કરી અવતાર લઇને જે જે આવ્યાં, તેને સર્વ જનોએ ઇશ્વર કરી માન્યાં હોવા છતાં તે મરી ગયાં પછી કયાં ગયા ? તે ફરી જાણવા મળ્યું નથી જેવી રીતે સંસારનાં સામાન્ય જીવો મરણ પામે છે. એવી જ રીતે તે પણ મરી ગયાં અને કયાં જઇને વસ્યા તે કોને ખબર છે ? તેમણે પણ કોઇના ઉપર સંદેશો મોકલાવ્યો નથી.

**अहींकी अहीं उपमाय करीनके, ईष्ट थपीत कोउ कीतके ।**
**जन्म मरणमे सरख समोवड, अधिक नहि भव भुतके ।। (६५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ દુનિયામાં જે જે ઇષ્ટોની સ્થાખ્નાઓ કરી છે તે અહિંના સંસારનાં લોકોએ ઉપમાઓ આપી, તેમને પરમેશ્વર માની લીધા છે. પરંતુ કોને ખબર કે તેમની સ્થાખ્નાઓં પ્રથમ કોણે કરી ? તે કોઇએ તપાસ કરીને જોયું નથી કે પરમેશ્વર સાચા છે કે જુઠ્ઠા ! એનું જ્ઞાન કોઈને ન હોવાથી એ અનિત્ય ઇશ્વરો જગતમાં ભજાયા છે. પરંતુ જેવી રીતે આ સંસારના જીવો અલ્પ આયુષ્ય ભોગવીને મરણ પામે છે. તેવી રીતે તેમનાં માનેલા ઇશ્વરો પણ મરણને શરણ થાય છે. માટે મરણ પક્ષે જોતાં જગત જીવોથી તે અધિક નથી પણ તેમનાં સમાન જ છે.

**अेही परकारन अंध अनादिक, चले सकल भव मांही ।**
**अब लगी कोईने जागी न जोइत, आते कीम छे कांही ।। (६६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે અમે ઉત્તરોઉત્તર કહેતાં આવ્યાં છીએ તે જ પ્રકારે અનાદિથી જગતભરનાં સામાન્ય અને વિશેષ અંશો અંતર દષ્ટિનાં અંધ હોવાથી કોઇએ નિજ સ્વરૂપે જાગીને જોયું નથી. આ કેમ છે. અને કેવી રીતે કોના આધારે ચાલતું આવે છે તેનો કોઇએ વિચાર કર્યો નથી એ કારણને લઇ અમે કોણ અને અમારા કર્તા કોણ ? એ નહિ જાણી શકવાથી જન્મ મરણનાં મહાન દુઃખમાંથી બચી શકયા નથી.

**सुज नहि उत ईतकी कोउने, अदबद अंध अनादि ।**
**हास विनोद करीत जीव जग सम, पागे अनीत उपादि ।। (६७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ બાજુનાં મૃત્યુલોકની અને તે બાજુનાં દેવલોકની કોઇપણ જીવોને ખબર નથી કે, કયાંથી આવ્યા અને કયાં જવું ? આવી રીતે જગત રચનાની આદ્યથી આત્મદ્દષ્ટિનાં અંધ અદબદપણે એકબીજાને જોઇને દેહના વિલાસ ભોગવવા જગતભરનાં જીવો હાસ્યવિનોદ કરી રહ્યાં છે. તે જ પ્રમાણે અવતારી પુરૂષો અને દેવો વિશેષ ગતિનાં હોવા છતાં સંસારનાં જીવોના સમાન માયામાં જ રમણ કરતાં હોય, તેની સાથે વધુ પ્રિતિ કરતા ગયાં તેમ તેમ ઉપાધિ વધતી જ જાય છે. છતાં હું કોણ અને કયાં સુધી રહેવાનો છું એનો કોઇએ વિચાર કર્યો નથી.

**अनीत्य उपाद्य स्वाद्यके समळीत, अवध हवीत सब खंडी ।**
**तेही सकल खंडीतके कारन, करता आद्य अखंडी ।। (६८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," ભવભરનાં જીવો સર્વ દેહધારી છે. તે દેહોના નાશવંત સુખ માટે દેવોને ઇષ્ટ માની ઉપાસના કરે છે. તે દેવની ઉપાસના સાધ્ય કરવાથી તેને ભૌતિક ફળ મળતું હોય, તે પણ અનિત્ય છે. કારણ કે દેહ રહે ત્યાં સુધી જ તેને ભોગવી શકે છે. તે ઉપાસક સહીત ફળ આપનાર ઇષ્ટ દેવ નિજસ્વરૂપ પક્ષે ઉપાધિ રૂપ ખંડિત થવાવાળા હોવાથી તેનો અંતકાળ આવતાં નાશ પામે છે અને આદ્ય સકર્તા સ્વામિ અખંડ, અવિનાશી, સત્ય, નિત્ય સ્વરૂપે હંમેશા જેમનાં તેમજ રહે છે.

**कर्ता सो जीनके शुद्ध संकल्प, अंतसकरण विनाके ।**
**तेही पण उपजीत जीनु ईच्छवनसे, सफुर सोज सब जाके ।। (६९)**

આદ્ય સકર્તા સ્વામિએ અંતસકરણ વિના શુદ્ધ સંકલ્પ કરીને પોતાની ઇચ્છાથી સમસ્ત જગતને સર્જી અનેક અંશોને ઉત્પન્ન કરી વસાવ્યા છે. તે સર્વે અંશોનાં સ્વજાતિય સર્જનહાર એક જ હોય, તેમના સિવાય સૃષ્ટિનો કર્તા બીજો કોઇ જ નથી.

**अंतसकरण ईन्द्रि गुण सहितम, अे नहि हुते अगमसे ।**
**रचना आद्य कीये निजपतिने, विन चितके चितवनसे ।। (७०)**

આદ્ય સકર્તા પતિનાં નિજ સ્વરૂપમાં ઇન્દ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ આદિ કોઇપણ તત્વ જ નથી. એવું અલૌક્કિ તેમનું નિર્મળ સ્વરૂપ કળી ન શકાય તેવું અગમ્ય છે. છતાં સકર્તા સ્વામિએ ચિત્ત અંતસકરણ વિના ચિતવન કરીને આ સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યુ છે.

**प्रथम सुज ते हवीत चपल चित, चितवनसे अहंकारूं ।**
**तेही अहंकारनसे बुध बाबज, बुधसे मन विस्तारू ।। (७१)**

આદ્ય સકર્તા સ્વામિ પ્રથમ અદ્વૈત સ્વરૂપે એકલાં જ હતાં. ત્યારે તેમને સહેજાસહેજ પોતાની સુજમાં સહેજ સ્ફુરણા થવાથી ચપલતા આવી તેમાંથી ચિત્ત ઉત્પન્ન થયું છે. અને તે ચિતનાં ચિતવનથી શુદ્ધ અહંકાર અને તે અહંકારથી મહાનિધિરૂપ બુદ્ધિનો ઉદય થયો છે. તેજ બુદ્ધિમાંથી સમષ્ટિ મનનું સર્જન થયું હોય, તે મનથી જ સમસ્ત જગતનો વિસ્તાર થયો છે.

**अेही चतुर अंतसकी उपजण, कीये अनुकरम कल्पही ।**
**जीनके कारण सुज सहीर तन, सुजते शुद्ध संकल्पही ।। (७२)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે ચાર નિધિ અંતસકરણનો અનુક્રમ કહી બતાવ્યો. તેની ઉપજણનું મુળ કારણ નિજકર્તાની સ્વસુજ છે. અને તે સુજ સહીર ગતિવાળી હોય, તેમાંથી શુદ્ધ સંકલ્પ થયો છે.

**तेही शुद्ध संकल्पसे सब सरजीत, निज करतार करतही ।**
**शुद्ध संकल्प ओरू सुज अचळ रख, क्रतकु जनम मरणही ।। (७३)**

તે નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યુ છે. તે સૃષ્ટિમાં અનેક શરીરો રૂપી જે ક્રત કર્યુ હોય, તે જન્મે છે અને મરે છે. પરંતુ નિજકર્તાનો શુદ્ધ સંકલ્પ અને તેમની સુજ એ બંને અચળ હોવાથી તે ચલીત થતાં નથી. તે બંને સિવાય સંકલ્પથી થયેલું ક્રત ચલીત ધર્મવાળુ છે.

**ज्यौं थावरके सफुर बीज विन, पुष्प पत्र परलाई ।**
**विन अंकुरके सुसक स्फुरन, ज्यौं नहि अचळ रहाई ।। (७४)**

આદ્ય સકર્તા પતિનો શુદ્ધ સંકલ્પ કેવી રીતે અખંડ રહે છે. તેનું દૃષ્ટાંત આપી "ભગવાન કરૂણાસાગર સમજાવે છે કે," જેમ બીજમાં રહેલાં અંકુરની સ્ફુરણમાંથી આખુ વૃક્ષ ઉત્પન્ન થઇને વિસ્તાર પામે છે. તે વૃક્ષને પાન, ફુલ અને ફળ લાગે છે. અને તેની અવધિ પ્રમાણે રહીને ખરી

પણ જાય છે. પરંતુ વૃક્ષનું બીજગ અંકુર કાયમ રહે છે અને જેમાંથી સ્ફુરાયમાન થયું હતું તે સર્વ નાશ થઇ જાય છે. તે જ પ્રકારે નિજ કૈવલ પતિનો સંકલ્પ સદા સદોદિત રહે છે અને સંકલ્પમાંથી સ્ફુરેલા સમસ્ત જગતનો અંત આવી જાય છે.

**त्यौं कर्ताके शुद्ध संकल्पसे, उपजीत हवीतव जेहु ।**
**विन चैतन चर अचर पसारन, जीनमे रहे न केहु ।। (७५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ પરમ પતિનાં સંકલ્પથી ઉત્પન્ન થયેલું સમસ્ત જગત સ્થાવર જંગમની આદ્ય લઇ પુરૂષ, પ્રકૃતિ, સહિત અવધિકાળે નાશ પામે છે. પરંતુ નિજ સકર્તા પતિનાં સ્વજાતિય સર્વ અંશો અજર, અમર, અવિનાશી હોય અખંડ રહે છે.

**अस्थिर स्थिर नरणीत कारण क्रत, लक्ष लखाईत सोइ ।**
**सकल खपे करतार करतमे, उबरीत नहि कछु कोइ ।। (७६)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," સ્વામિ સર્જનહારનાં શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલું વૈરાટની આદ્યે વ્યષ્ટિ અને સમષ્ટિ સમસ્ત જગતનુ ક્રત સ્થિર અસ્થિર સહીત સર્વે નાશ પામે છે. તે એવી રીતે કે, પૃથ્વી પાણીમાં, અને પાણીનો અંત અગ્નિમાં અગ્નિનો સમાવેશ પવનમાં અને પવન અવધિકાળે ગત આકાશમાં, એ જ પ્રમાણે રજોગુણ સત્વગુણમાં અને સત્વગુણ તમોગુણમાં અને તમોગુણ પ્રકૃતિમાં લીન પામે છે પ્રકૃતિ અવ્યાક્રતમાં અને અવ્યાક્રતનો અંત નિરંજન પુરૂષમાં અને નિરંજન પુરૂષ છેવટે નિજકર્તાની ઇચ્છાવૃત્તિમાં લીન પામે છે તે ઇચ્છાવૃત્તિ સમસ્ત ક્રતનું મુળ કારણ હોવાથી સૃષ્ટિનાં સર્વક્રતનો તેમાં સમાવેશ થઇ જાય છે. ત્યારે એક પણ તત્વ ઉગરી શકતું નથી.

**वारंवार छाण करी सरवीत, धरवीत दरस कराये ।**
**कहे कुवेर नवेर करीत निज, भवभर भुल नसाये ।। (७७)**

હે સચેતન વૃત્તિના સંત સજ્જનો ! સર્વજ્ઞ પરમગુરૂએ ક્રત, અક્રત અને સર્વ અંશોનો ઉદય કરનાર સર્વોત્તમ પ્રથમ મુળ કારણ નિજસકર્તા સ્વામિને દર્શાવી, પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો છે. "સત્ શ્રીમત્ કુવેર સ્વામિ, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, સત્ અસતનો નિવેડો કરી, ભવભરમાં પડેલી સર્વે ભૂલ ભગાવીને મેં દુર કરી દીધી છે.

**ઈતિ શ્રી સકર્તા સંકલ્પ નિર્ણયકો નવત્રિશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪૦

**અથ શ્રી સકર્તા લક્ષ અધિકારી મનુષ્ય દેખાવનકો ચત્વારિશતમ સિદ્ધાંત નિર્ણય**

શ્રી કૃપાનીધિ ઉવાચ :

**पण नीज अनुभवके नेननसे, जुवे जगीत कोउ जदपी ।**
**तो आ भवभरके भरमीतमे, फंद फसे नहि कदपी ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપરના સિદ્ધાંતમાં નિત્ય અનિત્ય, સ્વજાતિ વિજાતિનો નિર્ણય કરી જણાવ્યો છે. તેને સમજી વિચારી ગ્રહણ કરીને નિજસ્વરૂપના અનુભવ નેત્રથી જાગ્રત થઈને જોશો તો આ ભવભરના ભ્રમિત મતપંથોના પ્રપંચ ફંદમાં તમે કદાપી ફસાશો નહિ અને તમે તમારા નિજસ્વંરૂપને જાણી પરમગુરૂના નિત્ય સ્વરૂપ સાથે એકતા કરી શકશો..

**एही विधके अनुभव जेही जगीतव, तेही मानव भवभरमे ।**
**नहितर तो लख चोरासीनमे, गणती तेही अपरमे ।। (२)**

આવી રીતે ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના નિજ સ્વરૂપમાં જાગ્રત થશે તે આ જગતમાં મનુષ્યની ગણત્રીમાં ગણાશે અને સદેહે જીવન મુકત દશા પ્રાપ્ત કરીને નિજપતિની એકતામાં રહી શકશે. જે સ્વ સ્વરૂપમાં જાગ્રત થયાં નથી એવા જીવો મનુષ્ય દેહ મળ્યો હોવા છતાં અપર એટલે પશુ પંખીની ગણત્રીમાં ગણાશે અને દેહનાં અંતે અધમ યોનિમાં જશે.

**अपर अपर सोइ स्थिर स्थावर तन, कीट पतंग पशु प्रंखी ।**
**भुत पिशाच जक्ष अहीं सहितम, धरीतव तंत असंखी ।। (३)**

જે જે જીવોને પૂર્વના ભાગ્યથી મનુષ્ય દેહ મળ્યો હોવા છતાં સદગુરૂનાં શરણે જઈ, ચૈતન લક્ષનો ઉપદેશ લઈ નિજસ્વરૂપમાં જાગ્રત થતાં નથી તે જીવો શરીર છૂટયાં પછી પશુપંખીમાં

ત્યાર પછી કીટ પતંગમાં અને કીટપતંગ પછી સ્થાવર જાતિમાં જઈ, વૃક્ષ, વેલી વિગેરે અઢાર લાખ તનુઓ ધારણ કરે છે. બીજાં કેટલાંય જીવો વાસનાથી ઘેરાયેલા હોય તે ભૂત, પિશાચ, જક્ષ, સર્પ અને રાક્ષસ આદિ શરીરોમાં જઈને મહાદુઃખ ભોગવે છે.

**निज गमके उपदेश करनके, लायक मनुष मनुषमे ।**
**ओरू उंटके पुच्छ पवन सम, अघो उरघ नहि जुसमे ।। (४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સ્વરૂપને ઓળખવાના લક્ષની અલૌકિક જાણ હું જણાવું છું તે મનુષ્ય જાતિમાં કોઈક લાયક અધિકારી જન હશે તે જ ગ્રહણ કરી શકશે. બીજા કેટલાય મનુષ્ય તનુધારી હોવા છતાં મનુષ્યની લાયકાત વિનાનાં હોય, તે નિજલક્ષને ગ્રહણ કરી શકતાં નથી તે પશુપંખી જેવા જ ગણાય છે. એટલાજ માટે અન અધિકારીને ઉપદેશ આપવામાં આવે તો તે વૃથા જાય છે. દૃષ્ટાંતે - " જેમ ઊંટ પાદે ત્યારે તેનું પાદ ઉંચું ગયું કે નીચું ગયું " એમ કહી શકાતું નથી એમ જાણવું.

**पण उपले मनुष तन ओपीतव, वक्र खीरवत जमही ।**
**नवनीत जीनके नहि न अंतर, त्यौं न मनुष मनु गमही ।। (५)**

ઉપર જણાવ્યાં પ્રમાણે આ જગતમાં સંખ્યાબંધ મનુષ્યો હોવા છતાં મનુષ ધર્મનાં મર્મને જાણી આચરણ કરતાં નથી. દ્રષ્ટાંતે જેમ ફાટી ગયેલા દુધનું મંથન કરવામાં આવે તો પણ માખણ નીકળતું નથી તેમ તેવા મનુષ્યની વૃત્તિઓ વક્રી જઈને ફાટી ગયેલી હોય, તે વહીતલ થઈ ગયેલા છે. તેમને સદ્‌ગુરૂનાં લક્ષનો ઉપદેશ કરવામાં આવે તો પણ તે ગ્રહણ કરી શકતાં નથી જેથી ફાટેલા દુધની જેમ મહેનત નિષ્ફળ જાય છે.

**मनुष विहुनकी अवर जात सब, तिनकी कुन गनेहु ।**
**मोइ अनुभवकी अदल उच्चारन, जीनुं न जान जनेहु ।। (६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે મનુષ તનુધારી જીવોને મનુષ્યનું ધર્મજ્ઞાન નથી તે મનુષ્ય, મનુષ્ય હોવા છતાં તેને મનુષ્યની ગણત્રીમાં લેવામાં આવતો નથી તે પશુ પક્ષી જેવા હોય, તેને

ધર્મનો ઉપદેશ કેવી રીતે લાગી શકે ? કારણકે મારા અલૌકિક અનુભવના વચનોનો બોધ અદલ ઈન્સાફવાળો હોય, આપનપુ અને પતિપદની એકતા કરાવવાવાળો હોવાથી મનુષ્ય સિવાય તેને જાણીને ગ્રહણ કોણ કરી શકે ?

**अरे अंघ उभये नेननके, अंतरके उपलेही ।**
**मोइ सर्वज्ञ शोधकी लहीतन, वहीत सबन सुपनेही ।। (७)**

અરે ઓ ! ભવભરના મનુષ્યો તમે અંતર અને બાહ્ય દ્રષ્ટિના અંધ થયેલા હોવાથી મારી સર્વજ્ઞ ગતિના અનુભવ પ્રકાશને જોઈ કે જાણી શકયાં નથી. મારા અંતરનો હેતુ તમને મુળ સત્ય માર્ગ બતાવી, નિજ ઘેર પહોંચાડવાનો હતો. છતાં મારા વચનો દ્વારા તેની શોધ કરી, કોઈ જાગ્રત થયા નહિ પરંતુ નિજકર્તાના શુદ્ધ સંકલ્પથી થયેલા જગતરૂપી સ્વપ્નાનો પ્રભાવ ચિત્રવિચિત્ર પ્રકારનો જોઈને તેની વાતોમાં તૃમે સર્વ જીવો વહી રહ્યાં છો.

**जाग्रतकी जग कोहु न जानीत, सब उपमै अविलोकी ।**
**प्राकृत भास भनीत भवभरमे, ओरू उचरीत श्लोकी ।। (८)**

ભવભરના વિદ્વાનો, શાસ્ત્રીઓ અને પંડિત પુરાણીઓ તેમજ વ્યાકણીઓ પ્રાકૃત ભાષાને ભણી ભણીને સંસ્કૃતનાં શ્લોકો શીખી અત્યાર સુધી ઉચ્ચાર કરતા આવ્યાં છે. જે ગુણના અવતારી ઈશ્વરોની મિથ્યા ઉપમાઓ આપી તેમને નિજકર્તા માની જગત જીવોને મનાવી તેમનું વૃથા વર્ણન કરી ગયા છે. પરંતુ પોતાના નિજસ્વરૂપમાં જાગ્રત થવાની સમર્થ સદ્‌ગુરૂના લક્ષની જાણ કોઈએ પ્રાપ્ત કરી નથી.

**अेही सकल वदीतव सुपननके, जाग्रत जोइत न केहु ।**
**जाग्रत सो उपमै रहीतनके, साचे साच सबेहु ।। (९)**

સૃષ્ટિ રચનાના પ્રારંભથી સિર્ગુણના તેમજ નિર્ગુણના આચાર્યો, ગુણોનાં દેવ, અવતારી ઈશ્વરો અને બીજા દેવોને ઉપમાઓ આપી, જે જે પ્રશંસાઓ કરી ગયાં છે તે સ્વપ્નાના ભાસ જેવી અનિત્ય હોય તે જુઠે જુઠી છે. પરંતુ પોતાના ચૈતન અંશ સ્વરૂપની શુદ્ધ જાગ્રત દશામાં

ઉજાગ્રત થઈ જુએ અને જે જે અનુભવ થાય, તે સર્વ સાચે સાચું હોય, તે નિજકર્તા પદની પ્રાપ્તિ કરાવનાર છે. તે નિજ લક્ષમાં જાગ્રત થઈને સજાતિય સકર્તાપદનો અનુભવ કોઈ કરી શકયા નથી.

**जबत्ये साच नहि कोउ कीनके, जेही सुपनन उचरनके ।**
**जबत्ये ज्यौं जीनु दाव लगे दल, इष्ट हवीत आपननके ।। (१०)**

દષ્ટાંતે જેમ કોઈ મનુષ્યને સ્વપ્નુ આવે અને સ્વપ્નામાં ચક્રવર્તી રાજા તેમજ નગરશેઠ કે અઢળક લક્ષ્મીવાળા ધનવાન મને મળ્યાં છે. અને અલભ્ય લાભ થયો છે એવો જે સ્વપ્નાનો ભાસ થયો, તે જાગ્રત થયા પછી કિંચિંત માત્ર તેમાંથી કાંઈ દેખાતું નથી. એજ ન્યાયે મોટા મોટા મતપંથના ઉપદેશકોએ જે જે ઈષ્ટ દેવોનો ભાવ ભર્યો હોય અને વિશ્વાસ લાવી તેમના નામનો જાપ જપતા મનમાં સ્થિરતા આવે અને જે કાંઈ દેખાય, તે બધા અંતસકરણના ભાસ હોય, તેમાં કાંઈપણ સાચુ નથી જે પોતાનુ નિજસ્વરૂપ અને તેના સ્વજાતિય પરમ પિતા નિજસકર્તા હોય, તેમને સદ્‌ગુરૂ દ્વારા જાણીને તેમના લક્ષમાં ખરેખરી પ્રિતિ લાગે, ત્યારે સ્વજાતિય ઈષ્ટને પામવાનો દાવ પુરો પડી શકે છે.

**अष्टादश खट नव च्यौ सहितम, न्याय विना उपमैके ।**
**एक्को करीतव सकल आचारज, अनीत भास समदैके ।। (११)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભુતકાળમાં થઈ ગયેલા વેદ વકતા છ શાસ્ત્રના રચિતા તેમજ અઢાર પુરાણની રચના કરનાર તેમજ નવ વ્યાકરણનાં વ્યાકરણી પુરૂષો જે જે ઈષ્ટને માનવાવાળા, તેમણે તે ઈષ્ટને અનહદ ઉપમાઓ આપીને, તેમના લખેલા ધર્મગ્રંથોમાં વર્ણન કરી ગયા છે, એવી રીતે કે એ સર્વ સાથે મળીને અન્યોન્ય, આપસ આપસમાં, એકબીજાને સોગંદ દઈ એવું નક્કી કર્યુ કે, તમારો આક્ષેપ મારે કરવો નહિ અને મારી ભુલ તમારે જોવી નહિં. આ પ્રમાણે એક મતે રહેવાનું કબુલ કરાવ્યું તેનું નામ એક્કો કર્યો કહેવાય એ કારણને લઈ અત્યાર સુધી હું કોણ અને મારા કર્તા કોણ ? એ હકીકતને કોઈ જાણી શકયું નથી.

**तबते कोउ कीनी भुल कहीत नहि, आगु जकड बंधनसे ।**
**जबते निज मतलब विलमाइत, इष्ट आपन आपननसे ।। (१२)**

ઉપર જણાવ્યા પ્રમાણે વેદશાસ્ત્ર, વ્યાકરણ અને પુરાણોમાં આચાર્યોએ એકબીજાની ભુલ જોવી કે જાહેર કરવી નહિ એવું જતમત બંધારણ કર્યુ તે સર્વ આચાર્યો જે જે દેવોની ઉપાસના કરીને માનવાવાળા હતાં. તેમણે જગતના જીવોને મનાવી પોતાના મતનું સ્થાપન કરી તેમાં તેઓ પુંજાયા અને ફાવી પણ ગયાં. જેથી પોતાના મતલબનો પસારો કરવા ભવભરનાં જીવોને સમજાવ્યું કે, આજ તમારા ખરાકર્તા છે, એવું દ્રઢ કરાવી સર્વજીવોને વિજાતિ ઈષ્ટોની ઉપાસનામાં વિરામ પમાડી દીધા છે.

**ज्यौं कुंवारक सुत सबंधके, मनोरथमे मन फंदे ।**
**विलमीत फेम फना रमतलमे, गमतल वरथ आनंदे ।। (१३)**

દષ્ટાંતે જેમ લગ્ન કરવા લાયક કુંવારી છોકરી પોતાના મનમાં ભાવ ભરીને એવાં મનોરથ કરે છે કે, જાણે મેં લગ્ન કર્યા છે, અને પુત્રનો જન્મ પણ થયો છે એવું મન સાથે માનીને પુત્રને રમાડે છે તેમજ તેને લાડ લડાવે છે અને તે તેનાં હરખથી હાલરડા પણ ગાય છે. આવી રીતે મનમાં વૃથા આનંદ પામતી જાય છે. પરંતુ ખરું જોતાં આ બધી મનની કલ્પનાનો ફંદ જ છે. વાસ્તવિક તેને પુત્ર થયો જ નથી.

**तेही कुंवारक सुत प्रसवनकी, प्रजा न होय परमही ।**
**अेही परकार तिरथ व्रत संजम, अमथे अमथ सरमही ।। (१४)**

ઉપર જણાવેલા દષ્ટાંતના ન્યાયે જેમ છોકરી પ્રથમથી જ કુંવારી હોવાથી તેને પુત્ર થયો જ નથી. એવી રીતે અનાદિ નિજપતિને ઓળખી તેમની સાથે સંબંધ જોડયા વિના કુંવારી છોકરી જેવા સર્વ આચાર્યોએ મનના કલ્પેલા જેણે જે માનેલા ઈષ્ટદેવ ઉપર વિશ્વાસ લાવી પ્રેમપૂર્વક ઉપાસના કરે છે તે તીર્થ, વ્રત, સંયમ આદી વિધિયુક્ત કર્મો કરીને તેના ફળની આશા રાખે છે.

પરંતુ જેના નામથી કર્મ કરે છે. તે કોણ અને કયાં છે ? તેનું ફળ કયા જન્મમાં મળશે ? તેની ચોક્કસ ખબર કર્મ કરનારને નથી એટલા જ માટે તેમની અનુમાનથી કરેલી ઉપાસનાઓ કુંવારી છોકરીના પુત્ર જેવી જ ગણાય છે.

**करी मरो सकल भले भवभर लग, प्राप्त कछु न कांइ ।**
**कुन करे प्राप्त चैतन विन, जाण विना जीनु ठाइ ।। (१५)**

આવી રીતે મતપંથના આચાર્યોએ જુદા જુદા ઈષ્ટોની સ્થાપના કરીને જગતના જનોને તેમની ઉપાસનામાં વળગાડી દીધાં છે. પરંતુ ઉપાસના કરનાર જડ બુદ્ધિના અને અંધશ્રધ્ધાળુ હોવાથી જેના નામ ઉપર કર્મ કરે છે તેની પણ તેને ખબર નથી એટલે કે કર્મ કરનાર પણ અચેત અને તેમના ઈષ્ટ પણ જાણ સિવાયના હોય, તેનું ફળ કોણ આપે ? એ કારણને લઈ આ સૃષ્ટિનો અવધિકાળ આવે ત્યાં સુધી જપ, તપ આદી કર્મ કર્યા કરે તો પણ ચૈતન લક્ષની જાણ વિના ભવ બંધનમાંથી છુટી પરમ મોક્ષ પ્રાપ્ત કરી શકતા નથી.

**जेतनी जुग जन इष्ट उपासन, मरीतव तनकी तेही ।**
**तेन लहे अपने तन मनकी, कष्ट करीनकी जेही ।। (१६)**

જગતભરનાં જનો જે ઈષ્ટોની ઉપાસના કરે છે તે સર્વ ઈષ્ટોનાં શરીર મૃત્યુ પામવાવાળા હોય, તે જડ ગતિના અને અનિત્ય હોવાથી, કષ્ટ ભોગવીને ઉપાસકના કરેલા કર્મને તે જાણતાં નથી. વળી ઉપાસક જનોના તન, મન, પણ અચેત ગતિના છે જેથી પોતાના કરેલા કર્મને જાણી શકતાં નથી. તે કર્મ કરનાર અને ફળ આપનાર અચેત અને જાણ સિવાયના નક્કી થાય છે તો કોણ કોને ફળ આપશે ? તેનો વિચાર કોઈએ પણ કર્યો નથી.

**विन जाने कोउ देन कष्ट फळ, गये पीछे फेरी नाये ।**
**तीतसे कोउ न कही पठाइत, हम साधन फळ पाये ।। (१७)**

જગતભરનાં જનો જે ઈષ્ટદેવને જાણ્યાં વિના કષ્ટ ભોગવીને જપ, તપ, યજ્ઞ આદી સારા કર્મો કરે છે. તે મરી ગયા પછી ફરી પાછા કહેવા માટે આવતાં નથી, અને ત્યાંથી સંદેશો કહેવા

માટે કોઈને પણ અહિં મોકલતા નથી, કે અમારું કરેલું જપ, તપ આદી સાધનનું ફળ અમને મળી ગયું તો પછી સાચુ કેમ માની લેવાય ?

**उतइत कोउ नहि शाख पुरनके, आद्य थकी अबलगही ।**
**तिनकी कोहु न करी नवेरा, अदबद रहे वळगही ।। (१८)**

જગતની આદ્યથી તે અત્યાર સુધી અહિં મૃત્યુલોકમાં કે ત્યાં સ્વર્ગલોકમાં કોઈ સાક્ષી પુરનાર નથી કે કરેલા કર્મનું ફળ મળી ગયું છે. તેનો નિવેડો કરી સત્ય હકીકત જાણવા માટે કોઈએ શોધ કરી નહિ હોવા છતાં ભવભરનાં લોકો અદબદપણે વળગી રહ્યાં છે.

**जेतने भर तुम थपीत इष्टकु, निज करतार न तेहु ।**
**बिन करतार अंश आपननके, कुन करणी फळ देहु ।। (१९)**

ભવભરનાં લોકો જે જે ઈષ્ટને માને છે તે આપણાં સ્વજાતિય કર્તા નથી તો પછી જીવમાત્રની કરેલી કરણીનાં ફળ આપણા નિજકર્તા સિવાય કોણ આપી શકે તેમ છે ?

**बिन फळके जेही अफळ आराधन, करीतव ते कुन कजही ।**
**मुवे पीछे फेरी जवाब न देवत, तो तिनकु कुन भजही ।। (२०)**

જે ઈષ્ટદેવનું આરાધન કરવાથી ફળ મળતું નથી, એટલે કે તે નિષ્ફળ જાય છે. એવા દેવોનું આરાધન હે જગતના જીવો તમે કયા કાર્યનાં અર્થે કરી રહ્યાં છો ? અને મૃત્યુ પામ્યા પછી તેનો જવાબ જ મળતો નથી તો એવા ઈષ્ટદેવોને શામાટે ભજવા જોઈએ ?

**क्यौं न देत कोउ करनीनके फळ, तिनके देहु जबापु ।**
**कहे करूणासागर करूणाकर, समजो सकल अबापु ।। (२१)**

જગતભરના જીવોના કરેલા કર્મના ફળ કોઈ પણ ઈષ્ટદેવો આપી શકતા નથી. એનુ કારણ એ છે કે કર્મ કરનાર જીવો અચેત છે અને જે ઈષ્ટના નામથી કર્મ કરે છે તે માપક ગતિવાળા હોય જીવોના કર્મને જાણી શકતા નથી. ઉપાસક અને તેમનાં ઈષ્ટો દેહના અવધિકાળે નાશ

પામવાવાળા હોવાથી કોણ કોને કર્મનું ફળ આપી શકે તેમ છે ? તે સારા નરસા કર્મના ફળદાતા સર્વે જીવોના એકજ પરમપિતા છે તેમને કોઈ નહિ ઓળખી શકવાથી શુભાશુભ કર્મનું ફળ મળ્યું કે ન મળ્યું તે જાણી શકેલા નથી. મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામિ ભગવાન કરૂણાસાગર જવાબ આપતા કહે છે કે સજાતિય બાપ હોવા છતાં તમે નબાપા થયા છો એનું જ આ પરિણામ છે.

**ઈતિ શ્રી સકર્તા લક્ષ અધિકારી મનુષ્ય દેખાવનકો ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪૧

**અથશ્રી અવિગતે ચરણાર્વિંદ પરમગુરૂ થપિતવકો એક ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનીધિ ઉવાચ

**बीनु आपने अंशनके कर्ता, हुये विना न सहेतु ।**
**अंश सहेत सजात विना तो, आपने काय लगेतु ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," આપણા ચૈતન અંશ સ્વરૂપને ઉત્પન્ન કરનાર જે નિજકર્તા નથી તેનું હેત આપણાં ઉપર હોય જ નહિં તો આપણા સ્વજાતિય કર્તા વિના જેનું હેત આપણા ઉપર નથી એવા વિજાતિ સાથે આપણે શું લાગે વળગે છે.

**एही परमेश सकल परभारीक, पुजइ गये परपंची ।**
**भुकत गये आपने प्रालब्धकु, जेही पुरवके संची ।। (२)**

આ જગતમાં જેટલા નકલી પરમેશ્વરો થયાં તે નિજકર્તા સિવાય પરભારીક એટલે બારોબાર જીવોને અલ્પજ્ઞ ગતિના જોઈને પ્રપંચ કરી પોતે પુંજાયા છે. તેમનાં પૂર્વનું કરેલું સંચીત કર્મ તેમાંથી નક્કી થયેલું પ્રારબ્ધ જે લઈને આવ્યા તે ફળ ભોગવીને દેહનાં અંતે ચાલ્યા ગયા છે પરંતુ જીવોના કલ્યાણ અર્થે કંઈપણ કર્યુ નથી.

**पण करतार नहि कोउ कीनके, निज आपने अंशनके ।**

**आचारज उपमाय करीत इश, जीव कोटि वैशनके ।। (३)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," આ જગતમાં જે બનાવટી ઈશ્વરો થયાં, તે સર્વ ચૈતન અંશોને ઉત્પન્ન કરનાર નિજકર્તા નથી. છતાં આચાર્યોએ ખોટી ઉપમાઓ આપીને પરમેશ્વર મનાવ્યાં છે. પરંતુ તે પણ જીવ કોટીનાં જીવ જ હોય, સર્વ જીવોનો વંશ એક નિજકર્તાથી ઉત્પન્ન થયેલો છે. કોઈ વિશેષ ગતિનાં જીવને જગતનાં જનો પરમેશ્વર ગણે તો પણ તે જીવ સ્વતંત્ર નથી.

**हलनचलन आपने समतुलीक, भुलीक पण भव सरखे ।**

**बाण प्रहार हुये गफलतमे, कपट मरग नहि परखे ।। (४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," રામકૃષ્ણ જગતનાં ઈશ્વરો કહેવાયા, છતાં તેમનું હલનચલણ જગત જીવોનાં સરખું જ હતું અને ભુલો પણ જગતજીવોનાં સરખી જ કરી છે. જયારે રામચંદ્રજીનાં આશ્રમે મારીચ કપટી મૃગ બનીને આવ્યો ત્યારે રામચંદ્રજી તેને પરખી શકયાં નથી, એવી જ રીતે કૃષ્ણચંદ્રને પારધીએ બાણ માર્યુ, ત્યારે તે ગફલતમાં રહ્યાં અને જાણી શકયાં નથી એ ઉપરથી સાબિત થાય છે કે, તે પણ જીવ સરખા જીવ જ હતા જેથી તેમને પરમેશ્વર કહેવાય જ નહિ.

**अेही दोहुनकी अजन जनाइत, जाहेर जुग जनवतकी ।**

**तिनकु कीये करनाथा उनकु, अे जुक्ति बनवटकी ।। (५)**

પરમ કૃપાનિધિ કહે છે કે રામ અને કૃષ્ણ એ બન્ને અજાણ હતા જેથી રામચંદ્રજી મૃગને ઓળખી શકયા નથી. એજ પ્રમાણે શ્રીકૃષ્ણ પારધીના બાણને નહી જાણી શકવાથી મરણ ને આધીન થયા એ બન્નેનું અજાણપણું મે તમને જાહેર જગતમાં જણાવ્યું. વળી આચાર્યજનો બંનેના સંબંધમાં કહે છે કે, શ્રીરામજી અને શ્રીકૃષ્ણ એ બધી હકીકતને જાણતાં હોવા છતાં તેમણે જગતમાં એવું કરી બતાવવું હતું, એમ પંડિત પુરાણીઓનું કહેવું છે. પરંતુ આ બધી જુક્તિની બનાવટ આચાર્યોની કરેલી હોય એમાં એકપણ વાત સાચી નથી.

**अंध अचेत वेत सुन हीतके, भेड कतार वहेहु ।**
**आद्य अंत मघ्य करीत तपासीत, आक्रत किने कीयेहु ।। (६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતનાં જનો ! તમે અચેત અને અંધ બનીને ગાડરીયા પ્રવાહની જેમ એકબીજા પાછળ શા માટે વહયાં કરો છો ? તમે જ્ઞાન ગતિના જાણકાર થઈ, અમારા પરમ હિતનાં વચનો સાંભળવા સચેતન થાવ, આદ્ય, મધ્ય અને અંત સુધીની જ્ઞાન દષ્ટિએ તમે તપાસ કરી જુઓ કે આ સમસ્ત જગતરૂપી આ કતના કરનાર સર્જનહાર કોણ છે ? તેનો ન્યાય સહિત નિર્ણય કરો.

**करते करत चलीत परनालीक, निजकर्ता संकल्पकी ।**
**फेरफार कछु कीये न कोउने, किये सो उपम कल्पकी ।। (७)**

નિજસકર્તા ધણીના શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલાં સમસ્ત જગતરૂપી કતનાં અનેક પ્રકારનાં ઘાટોની રચના દેખાય છે. તેની પ્રણાલીકા ચાલ્યા જ કરે છે. એવી રીતે કે, દેવમાંથી દેવ, દાનવમાંથી દાનવ અને માનવમાંથી માનવ, તેમજ પશુમાંથી પશુ અને પક્ષીમાંથી પક્ષી એમ જેની જે યોની હોય, તેમાંથી ઘાટોની ઉત્પતિનો વિસ્તાર વધતો જ જાય છે. તેનો ફેરફાર કરી શકે એવો ચૌદલોકમાં કોઈ સમર્થ નથી, છતાં કોઈ આચાર્ય એમ કહે કે, અવતારી ઈશ્વરો કે ગુણના દેવે અમુક ઘાટ ઉત્પન્ન કર્યા છે. તો તેના મનથી કલ્પના કરીને ખોટી ઉપમાઓ આપેલી છે એમ જાણવું.

**ज्यौं बापा लखीतव खत कागळ, अंते अरथ न आवे ।**
**जेही उपमा वरणीत इष्टनकी, छेक न साच सरावे ।। (८)**

જેવી રીતે કોઈ મનુષ્ય તેના પિતાના દેહનો અંત આવ્યાં પછી પત્ર લખે તેનો જવાબ તેનાં પુત્રને મળતો નથી એજ ન્યાયે જે જે ઈષ્ટને પિતા તરીકે માનવાવાળા ઉપાસકો તેમનાં ઈષ્ટો મરી ગયા પછી તેમની કરેલી પ્રાર્થનાઓ અને પ્રશંસાઓ પહોંચતી નહિં હોવાથી તેમના ઈષ્ટો તરફથી અત્યાર સુધી ઉતર મળ્યો નથી.

**अेही अनुभव कसर काढन कुल, मोइ साचन उच्चरनमे ।**
**ज्यौं त्ये नीर न पटे चीकटमे, त्यौं त्ये कर्ता चरनमे ।। (९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," કસર એટલે ભવભરમાં પડેલી સર્વ પ્રકારની ભુલોને દુર કરવા અમારા અગાધ અનુભવની સત્ય વાણીનો ઉચ્ચાર કર્યો છે જેમ ઘીમાં પાણી મિશ્ર થતું નથી તેમ સકર્તા સ્વામિના ચરણરૂપી ઘીમાં જુઠરૂપી પાણી ભળી શકતું નથી જેથી અનિત્ય દેહધારી ઈષ્ટોને સંબોધી ઉચ્ચારેલી વાણીરૂપી જુંઠ અમે બારોબાર બાદ કરી દીધું છે.

**निर चिकटकी न्याय समायन, कर्ता मही उपमाइ ।**
**ज्यौं पारस चिंताय किंमतसे, अदकै कुन सराइ ।। (१०)**

જેવી રીતે ઘીમાં પાણી સમાતું નથી, તેજ ન્યાયે માયાનાં ઓપવાળી ઉપમાઓ નિજકર્તા પદમાં પહોંચી શકતી નથી, દ્દષ્ટાંતે જેમ પારસ અને ચિંતામણીની બરાબરી કરી શકે, એવું કોઈ દ્રવ્ય જ નથી તો કેવી રીતે કહી શકાય કે, પારસ અને ચિંતામણી અમુક રકમ જેવા છે. તે મહા અમુલ્ય હોવાથી તેના જેવા તો તેજ છે. એવી રીતે કર્તા સમાન થઈ શકે એવો આદ્ય, મધ્ય અને અંત સુધીમાં કોઈ જ નથી.

**उपमै तो समयत बिनु वित्तमे, ज्यौं तक्रनमे नीरू ।**
**तुप मही समयत नहि तीलंभर, जोथा सकल सहीरू ।। (११)**

જેવી રીતે છાશમાં પાણી ભેળવી શકાય છે પરંતુ ઘી સહીર વિતવાળુ હોવાથી તેમાં તલભાર પાણી સમાતું નથી એજ ન્યાયે અનિત્ય દેહધારી ઈષ્ટોને પાણી જેવી ઉપમાઓ ઘણાં પ્રકારની આપી શકાય છે. પણ નિજ સકર્તા પતિના પદમાં માયાનાં ઓપવાળી કોઈપણ ઉપમા પહોંચી શકતી નથી.

**अेही परकार सकर्ता सरजन, सबके सहीर सनातु ।**
**अजभव आद्य लोक दश च्यौं लग, त्यौं लग तक्र तनातु ।। (१२)**

એજ પ્રકારે સર્વના સ્વામિ સર્જનહાર સમસ્ત જગતરૂપી ક્રતનાં કરનાર અને સર્વે અંશોના સજાતીય ચૈતન વિત સંયુક્ત અનંત સહિર ગતિવાળા નિજ સકર્તા ધણી સર્વથી ન્યારા રહેલા છે. બ્રહ્માની આદ્ય લઈ ચૌદલોક સુધી તત્વોના તનુધારી હોવાથી ત્યાં સુધીનાં સર્વે છાસ જેવાં છે.

**तक्र तनेत जेत विपु घर सब, जब तब जइत जनीतके ।**
**जनीत जाय सोइ नहिन सदीत पद, तेही सब सफुर अनीतके ।। (१३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, " વિશ્વભરમાં તક્ર (છાસ) રૂપી તત્વોનાં તનુઓ જેટલા છે તે સર્વે જન્મ પામેલા હોવાથી તે જયારે ત્યારે, વહેલા કે મોડા નાશ થવાવાળા છે. જે જન્મીને જવાવાળા શરીરો છે તેને કદાપી સત્ય અને નિત્યપદ કહેવાય જ નહિં તે સર્વે સ્ફુરણા નિજકર્તાની ઈચ્છાવૃત્તિથી થયેલી હોય અનિત્ય છે.

**सफुरन शो जेही समुध फीणवत, नीज अपसे अनुकरमी ।**
**त्यौं कर्ता कारन संकल्पसे, भवभर उपज सकरमी ।। (१४)**

દૃષ્ટાંતે - જેમ સમુદ્રના પાણીમાંથી લહેરની સાથે ફીણ ઉત્પન્ન થાય છે તેનો અનુક્રમ અનેક પ્રકારનો માપક ગતિવાળો ભિન્ન ભિન્ન દેખાય છે. એવી રીતે સકર્તાનાં નિજ સત્ય સ્વરૂપ સાગરમાંથી કારણરૂપ શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન થયો તે અંતરવૃતિનાં શુદ્ધ સંકલ્પમાંથી સક્રિય ગતિવાળા લહેરરૂપે અનંત અંશો ઉદય થયાં છે તે અંશોને નિજકર્તાની ઈચ્છાવૃત્તિનાં ક્રતનું સહેજ આવરણ આવવાથી દ્વૈત ભાવનાવાળા સકર્મી થયાં છે.

**अन इश्वर अनुवाद अकर्ता, वरथा वदीत अचेता ।**
**सबके सरजनहार सकरता, ते नव लहीत संहता ।। (१५)**

જે અન ઈશ્વરવાદીઓ અમારો કોઈ કર્તા નથી એમ માની જડબુધ્ધિનાં થઈ વૃથા ઉચ્ચાર કરીને કહે છે કે, અમે સ્વતંત્ર હોય, આપો આપ છીએ. છતાં તે અચેત ગતિના હોવાથી પોતાના સ્વરૂપને પણ જાણતાં નથી. જેને જડચૈતન, નિત્યઅનિત્ય, સજાતિ વિજાતિનું જ્ઞાન નથી. એવા વિવેક શુન્ય અનઈશ્વરવાદીઓ સર્વ અંશોના સર્જનહાર સકર્તા સ્વામિ સાથે હેત ધારણ કરતાં જ નથી તો સકર્તાને કેમ કરીને પ્રાપ્ત કરી શકે ?

**जेही सहेत वेत सबके पत, जीनुं कर सब गत करना ।**
**ओर नहि कोइ शिर मुगतावन, पण जेही आइत शरना ।। (१६)**

પરમ કલ્યાણ કરવાની અકળ ગતિ જે નિજપતિનાં હાથમાં જ રાખેલી છે જેથી તમામ અંશોના શિર પર તેમને મુકત કરી શકે, એવો નિજકર્તા સિવાય ભવભરમાં બીજો કોઈ જ નથી પરંતુ જે કોઈ અંશ અંતરમાં નિજપતિને મળવાની આરત ધારણ કરીને સકર્તાના શરણમાં આવે તેને જ પરમ કૈવલ મોક્ષ આપી શકે છે.

**चरन शरन उनके कांहां पाइत, जेही पद परम विदेही ।**
**पंच तत्व इंद्रिगुण विनके, चरना कीनुं तदेही ।। (१७)**

પરમ કલ્યાણની ઈચ્છાવાળા હે જગતના જીવો ! તે સકર્તાપતિનું અલૌકિક વિદેહ ચરણ તમે કયાંથી અને કેવી રીતે શોધી શકશો. કારણકે તે સત્ ચરણ ઈદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ, તત્વ, અવસ્થા અને પ્રકૃતિ, પુરૂષની પાર આવેલું છે તે શરણ પ્રાપ્ત કરવાથી અનંત જન્મનાં કર્મ બંધન એક પલકમાં છુટી જાય છે. ત્યારે નિજપતિની પરમ ગતિ સાથે અખંડ એકતા થઈ શકે છે.

**जीनके कदम कहत सुनीयो सब, तन मन सुरत धरीनके ।**
**सगुन मुरत सर्वज्ञ परमगुरू, तीनु चरनन तेही तीनके ।। (१८)**

હે સર્વે સંત સજ્જનો સકર્તાપતિના અવિગત શરણની પ્રાપ્તિનો નિર્ણય કરાવુ છુ તે તમારા તન મન સહિત સુરતા ધરીને સાવધ થઈ સાંભળશો. જે સર્વજ્ઞ પરમગુરૂની નિત્ય, સત્ય, પરમ કલ્યાણકારી મંગલમય મુરતી છે તે સર્વવ્યાપક હોય, તેમનું સત્ય ચરણ તમામ અંશોને સ્પર્શીને રહેલું છે. જે નિજકર્તા પક્ષે કરૂણાસાગર સ્વરૂપ સગુણ ગણાતું હોય, જેનું નામ સોહંગ છે તે ચરણમાં તમારી અંતર અને બાહ્યવૃત્તિને સમ કરી, જેટલી પ્રાર્થના, ઉપાસના કે સ્મરણ ધ્યાન કરશો તે સકર્તાપતિને અંગિકાર થાય છે.

**परमगुरू पुनी निज करतारन, एकमेक अनुरागी ।**
**आपने अंश जगावन कारन, नीगुन सगुन भये रागी ।। (१९)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ સકર્તા સત્કૈવલ સ્વામિની સાથે અંતર બાહ્ય અનંત અનુરાગ પૂર્વક એકમેકપણે અખંડ રહેલા છે. પરંતુ સકર્તા પતિના સ્વજાતિય સર્વ અંશો નિજપતિથી વિખુટા પડયાં ત્યારથીજ તેમને અજ્ઞાન આવેલું હોવાથી માયાના વિલાસમાં પડીને ઘણાં પ્રકારનાં કર્મો કરી, જન્મમરણનું મહાકષ્ટ ભોગવે છે. તે દુઃખમાંથી મુક્ત કરવા માટે પોતાના નિત્ય નિર્ગુણ સ્વરૂપમાંથી સ્વઈચ્છાએ નિર્વિકારી તત્વોનું સગુણ દિવ્યરૂપ ધારણ કરીને આ જગતમાં દશ્ય રૂપે પ્રગટ થયાં છે. તે સર્વ અંશોને અજ્ઞાનરૂપી નિંદ્રામાંથી સ્વ સ્વરૂપમાં જાગ્રત કરવા કૃપાવંત થઈને અંશઅંશીપદની એકતાનું લક્ષજ્ઞાન આપી મુકત કરવાના હેતુથી જ:નિર્મળ સગુણ શરીરનો પ્રેમ ધારણ કરવો પડયો છે.

**रागी पण रगरगकी जानत, आपनी निज रचनाकी ।**
**परजापत भंडुरके भरकी, अजणीत नहि ज्यौं ताकी ।। (२०)**

તે પરમવિશેષ અંશ અવિગત તત્વોનું દેખાવ માત્ર તનુ ધારણ કરીને તેની સાથે પુર્ણ પ્રેમ સહિત રહેવા છતાં વિશ્વભરના સર્વ તનુધારી જીવોની અંતર બાહેરની ક્રિયા રોમ રોમ અને રગેરગની હકીકતને સર્વજ્ઞ પરમગુરૂ જાણે છે. જેવી રીતે કુંભારે નાના મોટા પાત્ર બનાવેલા હોય, તે સર્વ વાસણોની કિંમતને પોતે જાણે છે, એજ ન્યાયે ભગવાન કરૂણાસાગરની દષ્ટિ બહાર કંઈ જ નથી.

**तेही परकार सकल जनवीत कर, अंश अचेत सचेती ।**
**हवीत सचेत न्याय नरणीतसे, भवीतव कर्ता सवेती ।। (२१)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," એજ પ્રકારે જગતભરના સર્વે અંશોને નિજલક્ષની જાણ જણાવીને, અચેત અવસ્થામાં સુતેલા જીવોને જગાડી તેનું નિજજાણ સ્વરૂપ

ઓળખાવીને સચેતન કરીશ. તે સચેતન થયેલા અંશો ન્યાય સહિત કર્તાના કૃતનો નિર્ણય કરશે. ત્યારે જે અંશો સકર્તાપતિથી ઉત્પન્ન થયેલાં છે તે નિજપતિને યથાર્થ ઓળખી, તેમની અખંડ એકતામાં રહી શકશે.

**कर्ता सवेत हेत भवतारन, तेही निज करी उपदेशु ।**
**अेही परकार वेतकी परजा, बढीतव परम परेशु ।। (२२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જીજ્ઞાસુ મુમુક્ષુ અંશોને હું કૈવલ લક્ષજ્ઞાનના ઉપદેશ દ્વારા નિજકર્તાના જાણકાર કરીશ, કારણકે ભવભરના જીવોને મુક્ત કરવા માટેનું મને ઘણું હેત છે તે મતલબને પુરો પાડવા કરૂણા કરીને લાયકાતવાળા અંશોને લક્ષજ્ઞાનનો ઉપદેશ આપવાનો અધિકાર બક્ષીસ કરીશ ત્યારે આપનપુ અને પતિપદને જાણવાવાળા અંશો અન્યોન્ય એકબીજાને પરસ્પર કેવલ જ્ઞાન જણાવી નિજ સ્વરૂપના જાણકાર કરશે જેથી તેજ પ્રકારે જાગ્રત થયેલા ઘણા અંશોનો વધારો થશે.

**परस परे सवेत करताके, अती भवीत भव सेतु ।**
**कुल परपंच रंच नहि उबरीत, जुग भर जनीत सबेतु ।। (२३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," આવી જ રીતે અમારા કૈવલ લક્ષજ્ઞાનને ગ્રહણ કરી, આપનુઆપ અને નિજપતિપદના જાણકાર થઈ પરસ્પર કૈવલ જ્ઞાનનો ઉપદેશ કરતાં જ રહે, તો ઘણાં અંશો જાગ્રત થઈને નિજપતિના જાણકાર થાય. તેજ પ્રમાણે અંશ બંધુત્વભાવે લક્ષબોધ જણાવવામાં આવે ત્યારે ભવભરનાં મનુષ્યો કૈવલકર્તાના જાણકાર થાય જેથી આ સંસારમાં ઘણાં પ્રકારનો પ્રપંચ પ્રસરેલો છે, તે દુર થઈ જાય અને રંચમાત્ર પણ બચવા પામે નહિં.

**पण कोइकाळ मही भवीतवके, चकवे ज्ञान हमेरा ।**
**न्याय सहित अनभे अविलोकीत, क्यौ ग्रहे कपट कुवेरा ।। (२४)**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્વજ્ઞ પરમગુરૂના વચનોને અનુસરી અધિકારી બનીને અન્યોઅન્ય જ્ઞાન લક્ષ જણાવવામાં આવે, તો કોઈક સમયે હમારું કૈવલ જ્ઞાન ભવભરમાં ચકવે થશે, પરંતુ

ઉજાગ્રત વૃતિનાં અંશો પોતાના નિજસ્વરૂપની સ્થિતિ પ્રાપ્ત કરીને તેમની નિજજાણ દષ્ટિએ મારા નિર્ભય નિત્ય સ્વરૂપને નિહાળી નિર્ણય કરીને નિજ પરમપતિ પક્ષના થાય તો સત્ શ્રીમંત કુવેર સ્વામિ, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, ન્યાય સહિત કૈવલજ્ઞાનનું હથિયાર જે જે અંશોએ પકડયું છે તે કપટરૂપી કર્મકાંડને કેમ ગ્રહણ કરશે ? તો તેવા ઉજાગ્રત વૃત્તિના અંશો કદાપિ ગ્રહણ કરતા જ નથી.

**ઈતિ શ્રી અવિગતકે ચરણારવિંદ પરમગુરૂ થપીતવકો એક ચત્વારિંશતમ**

**સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪૨

## અથ શ્રી અંશ સકર્તા મિલન ન્યાવકો દ્વાચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાનીધિ ઉવાચ

**कपट सोइ उपमै उचरनके, करी करी पंथ जमाये ।**
**तीनमे सरे न साच कोहुनके, अमथ अखील विलमाये ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનિત્ય દેહધારી ઈષ્ટોને સ્થાપી અઘટતી ઉપમાઓ આપી તેમની જીવન કથાઓનાં અસત્ય ઉચ્ચાર કરી જુઠાનુ સાચુ મનાવી તે કપટી આચાર્યોએ પ્રપંચી પંથોનો જમાવ કર્યો છે. તેમાં કોઈપણ જીવનું કલ્યાણ થાય તેમ નથી છતાં અનિત્ય અમલમાં લલચાવીને અખીલ કહેતાં અનેક જીવોને વિરામ પમાડયાં છે.

**तेही अमथै विलमयकी वदीता, रदीता लगे सबेही ।**
**पण मेरे अनुभव आंखनसे, जबते जुवे जगेही ।। (२)**

મતપંથના આચાર્યોએ અમસ્તે અમસ્તા જગતના જીવોને જેમાં વિરામ પમાડયાં છે, તેમાં કોઈપણ ફળની આશા ન હોવા છતાં મિથ્યા વર્ણન કરીને જે રદીતા એટલે નાશ પામવાવાળા

અનિત્ય ઈષ્ટોની ઉપાસનામાં સર્વને વળગાડી દીધાં છે. પરંતુ જયારે સર્વજ્ઞ પરમગુરૂનાં લક્ષ અનુભવની આંખથી જોતાં શીખશે, ત્યારે નિજસ્વરૂપમાં જાગ્રત થઈને સાચે સાચું જેમ છે તેમ જોઈ શકશે.

**जबते ते कोइ काळ कीये हम, अबके जगे सो अबही ।**
**तिनकु मटे भरम अबयनसे, तबसे जगो तो तबही ।। (३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," મેં ઉપરનાં સિદ્ધાંતમાં જણાવ્યું હતું કે મારું કૈવલજ્ઞાન કોઈ સમયે ચક્રવર્તિ થશે તે એવી રીતે કે, અત્યારે પણ મારું લક્ષ જ્ઞાન ગ્રહણ કરી અમલમાં મુકીને અનુસરે તો આજે પણ સર્વ પ્રકારનું અજ્ઞાન મટી જાય અને પોતાના સ્વરૂપમાં જાગ્રત થઈ નિજકર્તાને જાણી શકે અને ભવિષ્યમાં કૈવલ લક્ષજ્ઞાન લઈને જયારે જાગ્રત થશે ત્યારે તેનું અજ્ઞાન દુર થઈ જશે.

**अेही उभये जागनकी तमकु, कही सकल सुज सबही ।**
**जाहेर जनीत करीत सबयनकु, अबके जगो के तबही ।। (४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતના જનો ! તમારા પરમ કલ્યાણને અર્થે મારા અનુભવ લક્ષની જાણ તમને બંને પ્રકારે જાહેર જગતમાં જણાવી છે તે લક્ષદ્વારા અત્યારે જાગ્રત થઈને જોશો તો પોતાને તેમજ નિજપતિને જોઈ જાણી શકશો. અત્યારે નહિં તો ભવિષ્યમાં જયારે જાગ્રત થશો, ત્યારે આ ભવભરનો નિસ્તાર લાવી તમે અમને મળી શકશો.

**जब तब होय निस्तार तदीपसे, हमकी कही जनीतसे ।**
**ओर सकल सब जगीत निगम लग, क्रता न न्याव लगीतसे ।। (५)**

" પરમકૃપાનિધિ કહે છે કે," કૈવલ લક્ષનો અલૌકિક અનુભવ મેં જગતભરના જીવોને જાહેર કરી જણાવ્યો છે તે લક્ષને યથાર્થ જાણી નિજસ્વરૂપમાં જાગ્રત થવાનું છે. તે જયારે જાગો ત્યારે ભવનો નિવેડો લાવી, અમારા શરણમાં આવી શકશો. અમારા લક્ષની જાણ સિવાય બીજા જગતનાં જનો વેદે જણાવેલી જાણ પ્રમાણે જે જાગ્રત થયાં છે. તેમાં નિજકર્તાપદનો ન્યાય સહિતનો નિર્ણય નહિ હોવાથી અમારાં સકર્તાપદને જાણી શકયાં નથી.

**निज करतार न्याय विनु निरवित; ज्यौं दुलहा विन ब्राती ।**
**अरस मही उरघन न नसाइत, रवि तपके विन राती ।।** **(६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," દષ્ટાંતે જેમ આકાશના તારા સર્વે એકી સાથે પ્રકાશ પાડે, તો પણ રાત દુર થઈ શકતી નથી. જયારે સૂર્યનો ઉદય થાય ત્યારે રાત રહી શકતી નથી એવી રીતે વર વિનાની જાન કોને ત્યાં જશે ? અને તેનો આદર સત્કાર કોણ કરશે ? એ દષ્ટાંતનાં ન્યાયે નિજસકર્તા સ્વામિ વિના જગતભરનાં જેટલા મતપંથો છે. તે વર વિનાની જાન જેવાં જાણવાં. તેમના સર્વ મતપંથોના ઈષ્ટદેવો તારા જેવા હોય, જગતભરના જીવોની અજ્ઞાનરૂપી રાત દુર કરી શકતાં નથી. પરંતુ સકર્તા સત્કૈવલનાં લક્ષજ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થાય, ત્યારે અજ્ઞાનરૂપી રાત રહેવા પામતી નથી.

**त्यौं करतार नाम रविके विन, ओर इंदु उरघनही ।**
**जीनसे मीटे न अग अंधेरन, निजपद पायन जनही ।।** **(७)**

જેવી રીતે નિજસકર્તા સ્વામિના અલૌકિક નામના સૂર્ય સિવાય બીજાં મતપંથોના ઈષ્ટદેવો ચંદ્ર અને તારા જેવા હોય, તેમનું નામ જપવાથી જગતભરનાં જીવોનું અજ્ઞાનરૂપી અંધારુ દુર થઈ શકતું નથી.

**निजपद सो निजपति आपनके, उपजावन अंशनके ।**
**तिनकी आद्य अचरचर सहितम, वितपन सब वैशनके ।।** **(८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," પરમ કૈવલ ધામના ધણી નિજસકર્તા પતિ છે. તેમનાં ઉપજાવેલ સર્વ સ્વજાતિય અંશો સ્થાવર અને જંગમની આદ્ય લઈ અનેક ઘાટોમાં વસ્યા છે તે ચૈતન્ય વિતવાળા અંશોનો વંશ નિજકર્તાથી જ વિસ્તાર પામ્યો છે.

**रज तज रकम रचीत जेतनी भर, जीमे न अन्य करतारू ।**
**ज्यौं सुपनेमे दरस परीत लग, अेक के सकल पसारू ।।** **(९)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," જેવી રીતે આપણને જયારે સ્વપ્નુ થાય છે, તે સ્વપ્નાની રચના કરનાર અને જોનાર જાણનાર એક દષ્ટા ચૈતન્ય અંશ છે. એમ નિશ્ચય જાણવું એ ન્યાયે રજતજથી લઈ ભવભરની રકમો અનંત બ્રહ્માંડની આદ્ય દશ્ય અને અદશ્ય સમસ્ત લોકનો પસારો એક નિજસકર્તા પતિના શુદ્ધ સંકલ્પથીજ થયો છે.

**एक सो जीनकु लगे सुपन सद, तांहां कुन दुसर मेलापी ।**
**एक अंशके सकल आलोचन, निज मही जुवो जनापी ।। (१०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે, જ્યારે જે કોઇ મનુષ્યને સ્વપ્નુ આવે છે, તે સ્વપ્નાનો સર્જન કરનાર દષ્ટા ચૈતન્ય અંશ એક જ છે. તેની સાથે બીજો કોઇ જ નથી. તે સ્વપ્નાના સુખદુઃખને જાણનાર જોનાર અને યાદ રાખનાર દષ્ટા એકલો જ હોય, તેના સિવાય બીજો કોઇ જાણી શકતો નથી

**त्यौं निजपतकी केल सकलको, कोउ कीनु नहि मीलताई ।**
**ते निजमे नरणीत कीये तुमकु, जेही शुपनेके न्याई ।। (११)**

જે સમસ્ત સૃષ્ટિનું સર્જન કરવામાં નિજ સકર્તા પતિ સાથે મળેલો બીજો કોઇ હતો જ નહિં, જેવી રીતે જે જે મનુષ્યને સ્વપ્નું થાય છે તે સ્વપ્નાનો રચનાર એક ચૈતન્ય અંશ વિના બીજો કોઇ નથી. તે દષ્ટાંતનાં ન્યાયે સમસ્ત લોકના ઉત્પન્ન કરનાર એક જ નિજ સકર્તા સજર્નહાર છે.

**उलट सुलट करीके समजाईत, नरणीत सकल निरूपा ।**
**जेही तेहीके परकार पताइत, करीतव कर्ता जनुपा ।। (१२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉલટ સુલટ સર્વ પ્રકારે નિરૂપણ કરીને જગતના સર્વજનોને મેં સમજાવ્યાં છે કે, જેવી રીતે સકર્તા પતિ રહેલા હોય તે જ પ્રકારે એક નિજપતિની જાણ જણાવીને કોઈને પણ સંશય ના રહે, એવો મેં ન્યાય સહિત નિર્ણય કરાવ્યો છે.

**कर्ता जनुप परे जेही जनकु, अहो धन्य तिन केहु ।**
**जीत गये तेही भवभरमे सब, अब नहि करन रहेहु ।। (१३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ જગતમાં મનુષ્યા દેહે સર્વજ્ઞ પરમગુરૂની કૃપા થવાથી તેમનાં સત્ય વચનોને અનુસરી નિજલક્ષ દ્વારા જેને સકર્તા સ્વામીને યથાર્થ જાણીને તેમની વ્યાપક પરમગતિની એકતામાં રહે છે તે સંત સજ્જન આ ભવભરમાં સર્વ પ્રકારે જીતી ગયો તેને અહો ધન્ય છે જેને કંઇ પણ સાધન કરવાનું કે મેળવવાનું બાકી રહેતુ નથી.

**जेही मतलब करतार अंतकी, अंश मेलन आपने मे ।**
**तेही मतलब उनकु भइ अबसे, बाकी न रही जपनेमे ।। (१४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે નિજકર્તાના સર્વે અંશો જુદા પડેલા હોઈ તેમને કૈવલ ધામમાં વસાવવાના મતલબથી સર્વજ્ઞ પરમગુરૂને આ જગતમાં મોકલ્યાં છે. તે પરમગુરૂનો લક્ષ ઉપદેશ લઈ, તેમની કૃપાથી જાગ્રત થઈને જે અંશ સકર્તા ધણીને આવી મળે, તેને આ ભવભરમાં કોઈનાં પણ જાપ જપવાના રહેતા નથી.

**जप तप साधन ज्ञान भकित के, ओरू वैराग समेतु ।**
**तिनके फळ करतार मिलनके, ते तो मिले सहेतु ।। (१५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જપ, તપ અને અષ્ટાંગ યોગનું સાધન કરવું, તેમજ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય સહિત ધારણ કરવાનો હેતુ નિજકર્તાને પ્રાપ્ત કરવાનો છે પરંતુ સર્વજ્ઞ પરમગુરૂની પરમ કરૂણા ના પ્રતાપે તેમના લક્ષ દ્વારા સહેજ ઘરમાં સ્થિર થવાથી પ્રત્યક્ષ સકર્તા સ્વામિનો સાક્ષાત્કાર થાય છે. તો પછી ધણીના હજુરમાં પહોંચેલા અંશને કોઈ પણ સાધન કરવાનું રહેતું નથી.

**हुये खेल उनके समपुरण, अंश मीले अंशीनकु ।**
**कहे कुवेर मीलंता महागत, परम पुनित तेही तिनकु ।। (१६)**

ઉપર જણાવ્યા પ્રમાણે નિજસ્વરૂપમાં જાગ્રત થયેલો જે અંશ તેને આ ભવભરમાં અનેક ઘાટ ધારણ કરવા રૂપી ખેલ પુરો થઇ જાય છે. સત્ શ્રીમત્ કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે મહાન ભાગ્યશાળી પરમ પવિત્ર અંશ અંશીપદમાં જઇ મળે છે. ત્યારે કૈવલ ધામનું અખંડ પરમ સુખ પ્રાપ્ત થાય છે.

**ઈતિ શ્રી અંશ સકર્તા મિલન ન્યાવકો દ્વાચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

# સિદ્ધાંત-૪૩

**અથ શ્રી પ્રકૃતિ પુરૂષ લગભગ ભુલ દેખાવનકો, ત્રયચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય**

શ્રી કૃપાનીધિ ઉવાચ

**परम पुनीत पायनके अंशु, परम पतिनपे जाई ।**
**तीनकु भीन्न न रहे जदीपसे, अरस परस अेकताई ।। (१)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરુનાં પરમ પવિત્ર ચરણ કમળને જે અંશ પ્રાપ્ત કરે છે તે પરમગુરૂનાં પ્રતાપથી નિજ સકર્તા પતિને જઇ મળે છે. જે નિજ પતિથી ક્ષણમાત્ર ભિન્ન રહી શકતો નથી. પરંતુ અરસ પરસ અખંડ એકતામાં રહે છે.

**तेही अेकतायन सुखद समोदन, कर्ता सनीत पायनकी ।**
**कही न शकु मोई अल्प गतिनसे, अति अथाह तायनकी ।। (२)**

કરોડો જન્મનું પુણ્ય ઉદય થવાથી જે અંશ સકર્તા ધણીનું નિજપદ પ્રાપ્ત કરી શકયો છે. તેમની અખંડ એકતામાં રહીને સુખનાં સમુહનો પરમ આનંદ ભોગવે છે. તે અથાહ અને અનંત હોય, શ્રીમૂતં કુવેર સ્વામિ કહે છે કે, મારી અલ્પ ગતિ હોવાથી તેનું વર્ણન હું કરી શકું તેમ નથી.

**ज्यौं ते मरीत चरमकी हवीतव, पोरक स्वर विखरनके।**
**पण न लहे लवारनकी गम गत, ओर उचरन ईश्वरनके ।। (३)**

જેવી રીતે મરેલા ઢોરનાં ચામડાની ધમણ બનાવે છે. તે પુરક શ્વાસને રેચક કરી વિખેરી નાંખે છે. પરંતુ તે ધમણને લુહારની તેમજ રેચક સ્વરના અવાજની જરા પણ જાણ નથી.

**तेही परकारन मरीत चरम वत, मोइ तनके तत जेता ।**
**श्वास उश्वास करीत चैतन कर, ओरू क्रतवन तत वेता ।। (४)**

પરમ કૃપાનિધિ કહે છે કે એજ પ્રકારે ચામડાની ધમણના જેવુ મારુ શરીર હોય, શરીર રચનાના તત્વો પણ ધમણ જેવા છે. તેને શ્વાસોશ્વાસની કળ દ્વારા ચૈતન કરનારો હું પોતે હોવાથી, સર્વ ક્તરૂપી તત્વોને જાણનાર હું પરમ વિશેષ અંશ ન્યારો છું.

**पण ततके तन विन करतारन, तन घर ल्यौं न जनेती ।**

**तो जड तन तिनु बरनी शकीत क्यौं, जीनकी जात सचेती ।। (५)**

નિજ સકર્તા સ્વામિનું સ્વરૂપ તત્વોના તનું સિવાયનુ હોવાથી તત્વોનાં તનુ ધારણ કરવાવાળા અંશ કોઈપણ જાણી શકતા નથી તો પછી જડ તનવાળા જીવો સકર્તાપતિનું વર્ણન કેમ કરીને કરી શકે ? કારણકે સર્વજ્ઞ સકર્તાપતિ મહાદ્ શુદ્ધ ચૈતન અકળ સ્વરૂપે એકલમલ રહેલા છે.

**तेही सजात सचेत विना तो, निजपद सकल अचेतु ।**

**जाते जात विना अनजातिक, कोउ कीनुं मिले न हेतु ।। (६)**

નિજ સકર્તા સ્વામિ સર્વજ્ઞ સજાણજાણ સ્વરૂપે મહાદ્ સચેતન ગતિવાળા હોવાથી અખંડ ઉજાગ્રત પણે રહે છે. તેમનાં સ્વજાતિય સ્વરૂપને યથાર્થ જાણી સચેતન થયા વિના કર્તાના નિજપદથી અજાણ રહેલાં અચેતગતિનાં સર્વ જીવો આપોઆપ પ્રાપ્ત કરી શકતાં નથી. જયાં સુધી જાતે જાત સ્વજાતિય ના મળે, ત્યાં સુધી જેના છે તેની સાથે શુદ્ધ હેત ઉત્પન્ન થતું નથી.

**तेही अचेत सचेत लहतना, लवार धमास न ज्यौं ते ।**

**तेसेही निज करतार वर्णनकी, जड तन बने न त्यौं ते ।। (७)**

દૃષ્ટાંતે જેમ લુહારની ધમણ પવનની ગતિને રેચક પુરક કરતી હોવા છતાં તેનામા અચેતપણું હોવાથી લુહારની ગમગતિને જાણી શકતી નથી. એવીજ રીતે સર્વ જડ શરીરોમાં વ્યાપકરૂપે સમચૈતન મળેલું હોય તે ઘટોઘટમાં પ્રણવની ગતિને રેચક પુરક કરે છે. તેનામાં જાણસહિત સચેતનપણું નહી હોવાથી નિજ ચૈતનને જાણી શકતો નથી.

**ज्यौंत्ये जड तनसे वरजीत होइ, अलग अंश अनुभवसे ।**
**फेर फरक अेही जड चैतनमे, धमण लवारीत हवसे ।। (८)**

જેવી રીતે જડ ધમણથી લુહાર ન્યારો રહ્યો છે, તે ધમણ અને ધમણની ક્રિયાને જાણે છે. એ દૃષ્ટાંતનાં ન્યાયે દેહરૂપ ધમણ અને સમચૈતનથી નિજ ચૈતન અંશ અલગ રહ્યો છે. તે પોતાના અનુભવથી જડ શરીર અને તેમાં થતી ક્રિયાને યથાર્થ જાણે છે.

**जड तनकी सब लखीत जनाइत, निज चैतन तन विनकी ।**
**अेही परकार अचर चर तनकी, यांहां ल्यौ गत अरहीनकी ।। (९)**

નિજ ચૈતન અંશ વિના જડ શરીરો સમ ચૈતન સંયુકત હોય તેને જડ ચૈતનનાં નામથી સંબોધવામાં આવે છે. તે તમને નિરૂપણ કરીને જણાવ્યું છે. સ્થાવર જંગમની આદ્ય લઈ ચૌદલોક સુધી અરહીત એટલે અનિત્ય હોવાથી તેનો અવધિકાળ આવતા નાશ પામે છે.

**जड तन ज्यौं ल्यौं द्दष्ट पदारथ, अणुनी आद्य अजभवके ।**
**ओरू अवतार अंश विष्णु लग, अवधकाळ जेही जवके ।। (१०)**

જડ શરીરો અણુની આદ્ય લઈ બ્રહ્મા, મહેશ્વર, વિષ્ણુ વગેરેનાં અવતારી ઈશ્વરો સહિત એ સર્વે દ્રશ્ય શરીરો દૃષ્ટિમાં દેખાતા હોવાથી જે જેનો અવધિકાળ આવતા નાશ પામે છે.

**जवके तन जेतनेभर जीनके, तिनके तन सौ सरखे ।**
**खानपान उतपत परलेमे, फेरफरक नहि नरखे ।। (११)**

આ ભવભરમાં જેટલા શરીરો જવાવાળા છે તે ચૌદલોક સુધી નિરખી જોતાં નક્કી થાય છે કે વિભુતિનાં ભેદે અને આયુષ્ય પક્ષે નાના મોટા દેખાય છે. પરંતુ સર્વના ખાનપાન, હલનચલન, ક્ષુધા પિપાસા, અને દેખવું, સાંભળવું તેમજ જન્મવું અને મરવુ, તે ક્રિયા સર્વમાં એક જ સરખી હોય જે જેનો અવધિકાળ આવે ત્યારે કોઈપણ રહી શકતું નથી.

**तेही तनके अभिमान धरीनके, ओरू आतम लक्ष लेइ ।**
**पुनि सिर्गुण निर्गुण अनवे कर, असमी इश बनेइ ।। (१२)**

અત્યાર સુધી સિર્ગુણનું નિરૂપણ કરી જણાવ્યું હવેથી નિર્ગુણની માન્યતાને મત કેવો છે, તેનું વિવરણ કરીને જણાવું છું જે નિર્ગુણના સિદ્ધાંતવાળા આત્મ લક્ષને જાણી, સિર્ગુણ શરીરને અન્વય કરે છે. એવી રીતે કે, પૃથ્વી પૃથ્વીમાં જળ જળમાં, અગ્નિ-અગ્નિમાં, વાયુ વાયુમાં અને આકાશ આકાશમાં મળી જતાં સર્વવ્યાપક નિર્ગુણ બ્રહ્મ હું એકજ રહ્યો, એમ નક્કી કરીને સમસ્ત જગતનો ઈશ્વર હું જ છું. એવું અભિમાન ધારણ કરે છે.

**तेही सिर्गुण निर्गुण आत्म लक्ष, अस्मी सहित सबेहु ।**

**पण आतम जड के कर्ता निज, तिनसे नहिन जनेहु ।। (१३)**

તે બ્રહ્મજ્ઞાનીઓએ એક આત્મલક્ષ દ્રઢ કરીને તે જહું નિર્ગુણ બ્રહ્મ છું એમ ગણીને સિર્ગુણનો સમાવેશ કરી, પોતાને મુકતરૂપ સ્વતંત્ર માને છે, પરંતુ ન્યાય દ્દષ્ટિએ નિર્ણય કરી જોતાં સિદ્ધ થાય છે કે, આત્મા જડ ગતિનો હોવાથી નિજકર્તા પદ જાણી શકતો નથી.

**तेही अस्मि पर सकल आचारज, ओरू अवतार समेतु ।**

**अहं ब्रह्म जीनते हवीतवसे, निजकर्ता न जनेतु ।। (१४)**

અહંબ્રહ્મને માનવાવાળા વેદ મતના સર્વ આચાર્યો અને અવતારી ઈશ્વરો સહિત હું એક વ્યાપક બ્રહ્મ છું. એમ નક્કી કરીને અહં બ્રહ્માસ્મિનાં સિદ્ધાંતની સ્થાપના કરી છે. તે બ્રહ્માસ્મિનાં મતને અનુસરનારા પોતાને " હું ઈશ્વર છું" એમ માને છે ત્યારથી જ જગતકર્તા સર્જનહારને કોઈ જાણી શકયાં નથી.

**जड तनसे कर्ता तेही जानत न, जनीत निज सबकेहुं ।**

**ज्यौं रथके करतारन रथकु, मालुम नहि जीनेहु ।। (१५)**

જે અહંબ્રહ્મનું અભિમાન ધારણ કરનાર અહંબ્રહ્મ મતના સિદ્ધાંતવાળા એમ કહે છે કે, આ શરીરનો કર્તા હું છું. છતાં શરીરની રચનાને જેમ છે તેમ જાણી શકતાં નથી. જેવી રીતે રથનો બનાવનાર રથના ચલાવનારથી ન્યારો જ રહે છે એ ન્યાયે રથરૂપી સર્વ શરીરોને ચલાવનાર નિજ ચૈતન્ય અંશને તે બ્રહ્મજ્ઞાનીઓ જાણતાં નથી, તો કર્તાને કેમ કરીને જાણી શકે ?

**ओरू आतम लक्षसे नहि जनीतव, निज सरजन आपनेही ।**

**लवण कंकरी ज्यौं न समुधकु, लही न शकत त्यौं तेही ।। (१६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વેદાંતનાં મતને અનુસરવાવાળા આત્માને પોતાનું નિજસ્વરૂપ માને છે. " આત્મા તેજ પરમાત્મા" એમ ગણીને ઉપાસના, સ્મરણ, ધ્યાન આદિ કાંઈપણ કરતા નથી. જયારે તન મન સહિત આત્મા લક્ષમાં સ્થિર થાય છે ત્યારે આત્મા નિર્ગુણ બ્રહ્મમાં ભળી જાય છે. દૃષ્ટાંતે જેમ મીઠાની કાંકરી સમુદ્રમાંથી બનેલી હોય તેને સમુદ્રમાં મુકવામાં આવે તો ઓગળી જાય છે. એવીજ રીતે આત્મા અને પરમાત્મા એ બંને અદ્વૈત બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી બ્રહ્મરૂપી સમુદ્રનો પાર પામવા જાય તો બ્રહ્મરૂપી સમુદ્રમાં ઓગળી જાય છે. એ કારણને લઈ આત્મા લક્ષવાળા, સકર્તા સર્જનહારને મળી શકતાં નથી.

**त्यौं निजक्रता निधि समके वत, लवणटंक आतमही ।**

**ते न लहे करतार पुरंजन, लवण समुधके समही ।। (१७)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે," તેજ પ્રકારે સકર્તાપતિનો પરમ પ્રકાશ તે ચૈતન બ્રહ્મ સાગર સર્વ વ્યાપક સભરાભર ભરાયેલો હોય, તેમાંથી આત્મારૂપી કાંકરો ઉત્પન્ન થયેલો છે. તે આત્મા નિજ પરમ પતિને મળવાનો આદર કરે, તો વચ્ચે બ્રહ્મ સમુદ્ર આવેલો છે. તે સમુદ્રને વટી નિજકર્તાને મળવા જતાં પહેલાં નિર્ગુણ બ્રહ્મમાં ઓગળી જાય છે. જેથી નિજપતિને મળી શકતો નથી. જેમ લુણ એટલે મીઠાનો કાંકરો સમુદ્રમાંથી બનેલો હોય, સમુદ્રને મળતા તેમાં સમાય જાય છે એમ જાણવું.

**आत्म सो निज आद्य पुरूषते, विष्टी हवीत विछरंता ।**

**लगे जदीप अज्ञान तेहुनकु, जड विपु वेश धरंता ।। (१८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે તે આત્મા આદી પુરૂષ સોહંગમાંથી ઉત્પન્ન થયેલો છે. જયારે સંસાર વ્યષ્ટિ ભાવનાં વિસ્તારવાળો થયો ત્યારે બ્રહ્મનો ભાસ બ્રહ્મરંધ્રમાં સોહંગ રૂપે આવ્યો. તે ઘર ઉન્મુનિનું હોય ત્યાંથી સોહંગ અધો માર્ગે તુરીયાના ઘરમાં આવવાથી

ઓહંગ રૂપે થયો છે. પ્રણવનાં અધો અને ઉર્ધ્વ ગમને કરીને સોહંગમાંથી વિખુટો પડવાથી વિકારવાળો થયેલો છે. જેથી અવસ્થાનાં ભેદે અજ્ઞાન આવેલું હોય. જડ તત્વના શરીરને ધારણ કરવાવાળો પણ તેજ છે. તેમજ જડ તત્વનાં શરીરને તે પોષણ આપતો હોવાથી ઘટોઘટમાં પુરક થઈને તેજ રમી રહ્યો છે.

**એહી પરકારન ઉભે અચેતન, જડ ચૈતન સમેતુ ।**
**જબતે આત્મ અહંગ લહનમે, કોઉ નહિ ક્રતા સવેતુ ।। (૧૯)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," એવી જ રીતે ઓહંગ અને સોહંગ, એ બંને ચૈતનતા સિવાયના જડ છે. જેને જડ ચૈતન કહેવામાં આવે છે. તે નિજકર્તાની પાંચમી સજીવન વૃત્તિ હોય, પ્રથમથીજ ઓહંગ સોહંગમાં પ્રેરાયેલી છે તે રેચક પુરકની ક્રિયા કરાવે છે. પરંતુ તેનામાં જાણવાપણાનો અને તોલમુલ કે નિશ્ચય કરવાનો ગુણ નથી. વળી ઓહંગ માયા સંયુકત ઘટોઘટમાં પુરક થઈને રહેલો છે. તેને સોહંગ પળે પળે પોષણ આપતો હોય, તેથી ઓહંગ સર્વાગ શરીરને જીવન આપી ચલીત ગતિવાળો રાખે છે તે ઓહંગમાં સક્રિય ગતિ ચૈતનતા અને જાણપણું તે નિજ અંશ સ્વરૂપનું તેની અંદર આવેલું હોવાથી સંર્વાગ શરીર ચૈતન થઈને અંતસકરણ, ઈદ્રિયો આદી સક્રિય ગતિ દ્વારા પોતે પોતાનુ કામ કરવા લાગે છે એજ ન્યાયે સોહંગમાં પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરૂની ગતિ ઉતરી આવેલી હોવાથી ઓહંગને પોષણ આપી તેને સજીવન રાખે છે. આ પ્રમાણે અદ્દભુત કરામત નિજકર્તાની કરેલી હોવા છતાં આત્માને સર્વેશ્વર માનવાવાળા અહંપણુ ધારણ કરીને સ્વતંત્ર થઈ જગતમાં ફરે છે. તે કારણને લઈ નિજકર્તા પદને જાણીને પ્રાપ્ત કરવાનો પરમ લાભ લઈ શક્યાં નથી.

**કર્તા સવેત હવીત નહિ કોઉ કીનું, વિન સતગુરૂ પરમહી ।**
**પરમગુરૂ વિન પતિ પરમકે, લહીત ન કોહુ મરમહી ।। (૨૦)**

જે આત્માને પુર્ણ માની "હું ઈશ્વર છું," એવા અહંપણાને ધારણ કરવાવાળા નિજસકર્તા પદને જાણી શકયાં નથી. કારણકે તે સદ્દગુરૂનાં શરણે જઈ પોતાના નિજસ્વરૂપને જાણવાનો લક્ષ નહિ લઈ શકવાથી નિજ સ્વરૂપથી અજાણ રહી ગયાં છે. તો પછી પરમ પતિને પામવાનો લક્ષરૂપી મર્મ સર્વજ્ઞ પરમગુરૂ વિના કેવી રીતે જાણી શકે ?

**कहेशो ते हम अहंग भयनसे, दुसरन कुन करतारा ।**

**अेक अखंडित मही खंडीत होइ, कोइ कीनु जाननहारा ।। (२१)**

હે અનઈશ્વરવાદીઓ ! જો કદાચ તમે એમ કહેશો કે, અમે અહં બ્રહ્મ સ્વરૂપે સર્વ વ્યાપક એક સ્વતંત્ર છીએ અને અમારા સિવાય બીજો કર્તા કોણ છે ? એમ કહેતા હોયતો એક અખંડ બ્રહ્મમાંથી ખંડિત થઈને તમે જુદા કેવી રીતે પડયા ? કારણકે બ્રહ્મરસ એકમેક હોય, બ્રહ્માંડમાં ભરપુર ભરેલો છે. તેવા બ્રહ્મમાંથી તમારા જેવી જાણવાળો કટકો વિખુટો કેમ કરીને પડયો ? હવે કહો ! જેટલા જાણશે, તેટલાજ કટકા ગણાશે. કારણકે એકથી બીજાને જાણનાર તેને વેતા કહેવામાં આવે છે. તમારી દષ્ટિમાં બીજો કોઈજ નથી. ત્યારે વેત્તા પણાનો શો અર્થ કરશો ? એ પ્રમાણે તમારી સમજ શરભંગી જેવી લાગે છે. એથીજ હું કહું છું કે, બ્રહ્મનાં સત્ય સ્વરૂપને તમે જાણી શકયા નથી. તે બ્રહ્મથી પર નિજ સકર્તા પતિનું પદ આવેલું છે. ત્યાં તમારી ગતિ કિંચીત માત્ર પ્રવેશી શકે તેમ નથી.

**तेही पण अटकलके गुरू तुमकु, अनहुत लप लेवराइ ।**

**ओर पंच सिद्धांतिक ज्यौं त्यै, छटमे तुम विलमाइ ।। (२२)**

અહંગનો અન્વય કરી તમે " અહં બ્રહ્માસ્મિ" થયાં એમ કહો છો તે એક અટકળથી જ કહેવાનું તમે શીખેલા છો. તમને તમારા ગુરૂઓએ અટકળ ભણાવીને એક જાતની વ્યર્થ લપ લગાડેલી છે. જે સિદ્ધાંતમાં મુખ અને માથું નથી તેનો અન્વય કરવો જ કેવી રીતે ? વળી તમારા પાંચ સિદ્ધાંત તે પાંચ તત્વો અને તે તત્વો તત્વમાં મિલાવીને છઠ્ઠો જે ચૈતન, તેમાં તમો વિરામ પામ્યાં, પણ જેને તમે ચૈતન માની વિરામ પામ્યા છો તે ચૈતન સદાને માટે જડ છે.

**तेही खटके सिद्धांत लगायल, अळगे अळग सबेही ।**

**तिनके अनवे करीत न कोउकीत, चल्या जाय जम जेही ।। (२३)**

આવી રીતે પાંચ તત્વ અને છઠ્ઠા જડ ચૈતનને નિજ સ્વરૂપ માનવાવાળા તેનો અન્વય કરીને અમે છઠ્ઠા ચૈતનમાં સમાયા એમ જણાવે છે. પરંતુ એ વિચાર કરીને જોતાં નથી કે, તે તો

અન્વયરૂપ જ છે. એ છ પૈકી કોઈ કોઈને પકડી રાખે તેવું કોઈ નથી તો પણ ખરો નિશ્ચય કર્યા વિના એકબીજાનાં કહેવાથી અત્યાર સુધી ચાલતા આવ્યા હોય, ચાલ્યાં જ કરે છે.

**जबते सब अटकळके अनुभव, निजपति न्याव विनाके ।**
**तिनमे कोउ कीनुं नंदिक वंदु, सकल बराबर माके ।। (२४)**

તે છ પ્રકારની માનંદીવાળા સિદ્ધાંતવાદીઓ અટકળે અટકળ અનુમાનથી આજદિન સુધી વર્તી રહ્યાં છે. નિજ અનુભવ સિવાય સકર્તા ધણીનો સત્ય ન્યાય નહિ જાણવાથી જડેજડને વળગી રહ્યાં છે. પરંતુ તે સર્વ માયાના પુત્ર હોય, નિંદા કે વખાણ કોઈના પણ કરવા જેવા નથી.

**न्याय लगीत कोउमे निजपतके, सतके तेही सरानुं ।**
**नहितर तो सरखा सबयनको, स्थापन सकल अयानु ।। (२५)**

તે છ પ્રકારનાં સિદ્ધાંતોમાં એકાદ સિદ્ધાંતનો નિર્ણય કરતા નિજપતિનો ન્યાય લાગી શકશે તો સત્ય સિદ્ધાંત માનીને પ્રશંસા કરવામાં આવશે. નહિતર તો અજાણે અજાણપણાથી સ્થાપના કરેલી નક્કી થશે, તો તેની ગણત્રી કરવામાં આવશે નહિં.

**जेही स्थापन निजपति विहुनके, तेही करनन विधवैसु ।**
**खुद हुकमीनसे हठ करी बोलत, जदीप आद्य मोइ अंसु ।। (२६)**

નિજ સકર્તાપતિ સિવાયની આ ભવભરમાં આચાર્યોએ જેટલી સ્થાપના કરી હશે તેનો વિધ્વંશ એટલે નાશ હું જરૂરથી કરી નાંખીશ કારણકે નિજ કરૂણેશ પતિનો પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ હોવાથી સદ્ધર હુકમ લઈને આવેલો છું. જેથી હઠાગ્રહ પૂર્વક ઉચ્ચાર કરીને હું કહું છું.

**आद्य सकल रचना जेतनी भर, अजभव सहित समेतु ।**
**ओर पुरूष प्रकरत परंतु, कारण क्रता रहेतु ।। (२७)**

ભવભરની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત અને નિરંજન સહિત સર્વના સર્જનહાર સ્વામિ સર્વની પાર ન્યારા રહેલા છે.

**तेही कारण अविगत पतिकु निज, उपजीत मोज आकंसु ।**
**सकल अचर चर तन जेतनभर, सब उपजाइत वैशु ।। (२८)**

જેની વિગતનું વર્ણન વાણી દ્વારા નહિ થઈ શકે, એવા અવિગત સકર્તાપતિને મોજ કરવાનો દ્વૈત ઉમંગ ઉત્પન્ન થયો. ત્યારે સ્વઈચ્છાથી સમસ્ત જગતનો પસારો કરી, અનેક અંશોનાં વંશનો વિસ્તાર કર્યો છે.

**तेही वैशकी अगम प्रथमसे, कीये मोइ अंश परमही ।**
**आद्य अंत मध्यकी गमगतीया, जबत्ये लहु मरमही ।। (२९)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, નિજ સકર્તા પતિએ સર્વ અંશોની પહેલા પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ મહાદ ગતિના અમને ઉત્પન્ન કર્યા છે. ત્યાર પછી સર્વ અંશોના વંશ ઉત્પન્ન કરી વિસ્તાર કર્યો છે. તેથીજ હું જગતની આદ્ય, મધ્ય અને અંતની હકીકત જેમ છે તેમ જાણું છું.

**अब देखो मोइ वचन विलोकीत, अेही विधि कुन उचरेहु ।**
**शास्त्र पुराण सहित निगमादिक, भिन्न भिन्न सकल वदेहु ।।(३०)**

" પરમ કૃપાનીધિ કહે છે કે, " અમે સકર્તા સિદ્ધાંતનું સ્થાપન કરીને ન્યાય સહિતનાં વચનો બોલેલા છીએ. તેનો વિચાર કરીને નિરખી પરખી તેનો નિર્ણય કરીને જોશો તો જણાશે કે આવી રીતે અમારા સમાન કોણ બોલેલું છે. બીજા વેદશાસ્ત્ર અને પુરાણોનાં વક્તાઓ જુદા જુદા ઈષ્ટોનું ભિન્ન ભિન્ન પ્રકારે વદીને વર્ણન કરી ગયાં છે.

**भिन्न भिन्न तेही निज खबर विहुनके, जही तही वदे विचारू;**
**जांही तांही सो कोउ कीनकी अेकता, मळीत नहि निरधारु ।। (३१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદ શાસ્ત્ર અને પુરાણોનાં રચિતા આચાર્યો જેને જેવું સમજાયું તેવા ઇષ્ટોનું સ્થાપન કરીને તેમની માન્યતા પ્રમાણે ન્યારૂ ન્યારૂ બોલી ગયાં છે. તેમને પોતાના સ્વરૂપની કે સ્વજાતિય નિજકર્તાની ખબર નહિં હોવાથી નિજનો વિચાર કર્યા વિના જેને જ્યાં યોગ્ય લાગ્યું તે પ્રમાણે જ્યાં ને ત્યાં મત પક્ષો ઉભા કર્યા છે. પરંતુ કોઈ મત સાથે એકતા થતી નથી. માટે તે સર્વ સિદ્ધાંતો નિશ્ચય સિવાયનાં હોય અધુરાં જ છે.

**बीनुं नीजपद निरधार विना तो, अक्रत आद्य सबनकी ।**
**निश्चे नीजकर्ता नरणीत विन, कल्पीत केहेण अबनकी ।। (३२)**

સિર્ગુણ અને નિર્ગુણના મત પક્ષનાં આચાર્યો નિર્ગુણ બ્રહ્મની પાર સકર્તા પતિના નિજપદનો નિર્ણય કરી શકયા નથી. તે કારણ ને લઈ અકર્તા બ્રહ્મ ને આદ્ય ગણી જગતમાં તેને જાહેર જણાવી નક્કી કરાવ્યું છે. નિજકર્તાની સત્ય જાણના અભાવે વર્તમાન કાળના નવીન વેદાંતીઓ મન કલ્પીત જેને જેવુ સમજાયું, તે પ્રમાણે અત્યાર સુધી જ્યાં ને ત્યાં કહેતા ફરે છે.

**केहेण अबनके सृष्टि जबीनसे, निज करतार अरंतु ।**
**तेही अरीयनकी जाण सबनकुं, निजपति रहे अचंतु ।। (३३)**

અત્યારના નવીન વેદાંતીઓની કહેણ ચૌદલોક સુધીની હોવાથી તેને સર્વ જગતના જનો જાણે છે અને તેમની ઉપાસનાઓ પણ કરે છે. પરંતુ જ્યારથી સૃષ્ટિ રચાય, ત્યારથી આજ દિન સુધીમાં ઘણાં યુગો વીતી ગયા છે. જેથી જગતથી ન્યારા રહેલાં નિજ-કર્તાને કોઈ ઓળખી શકયાં નથી.

**निजपति सो अंशनके करता, जीनके शुद्ध संकल्पसे ।**
**संकल्पकी परजा संकल्पीकु, लहे न अंश अल्पसे ।। (३४)**

નિજ સકર્તા પતિએ પોતાની અંતર વૃત્તિનાં શુદ્ધ સંકલ્પથી સર્વ અંશોને ઉત્પન્ન કરેલા છે. તે તમામ અંશો અલ્પજ્ઞ ગતિના હોવાથી તેમની દૃષ્ટિ કૃતના પસારામાં પચી ગઇ છે. તે કારણને લઈ જગતથી ન્યારા રહેલાં સંકલ્પની પર સંકલ્પી નિજ સકર્તા પતિને અંશો જાણી શકયા નથી.

**तेही संकल्पी सकर्ता सरजन, जानत नहि कीन केहु ।**

**वेद पुराण शास्त्र भव इतके, तीतकी कुन लहेहु ।। (३५)**

તે નિજ સકર્તા સર્જનહાર સ્વામિ પોતાના શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગત અને અંશોને ઉત્પન્ન કરવાવાળા છે. વેદશાસ્ત્ર અને પુરાણોનાં રચિતા જગત રચાયા પછીથી થયેલાં હોવાથી જે કાંઇ વર્ણન કર્યું, તે જગતનાં આદી, અંત સુધીનું કરી ગયાં છે. પરંતુ નિજ સકર્તા ધણીને રેખમાત્ર જાણી શકયાં નથી.

**शुद्ध संकल्प के जेही निजकरता, कहीतम कोउ न लहेहु ।**

**निज संकल्प सुपननकी परजा, ज्यौं न जनीत आपनेहु ।। (३६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સકર્તા સત્ કૈવલનાં સંકલ્પથી ઉત્પન્ન થયેલા સર્વ અંશો સામાન્ય કે વિશેષ કોઈ પણ નિજકર્તાને જાણતાં નથી જેવી રીતે આપણ મનુષ્ય જાતિને સ્વપ્નુ થાય છે તે સ્વપ્નામાં ઉત્પન્ન થયેલી પ્રજા જેનાથી સ્વપ્નુ રચાયું છે. તે ચૈતન્ય અંશને જાણી શકતી નથી.

**अेही परकार सकल भव अजणीत, ओरू भवमे उपजीतके।**

**निगम नेति अजके उचरन ल्यौं, तेही सकल भव भीतके ।। (३७)**

એ જ પ્રકારે ઉપર દર્શાવ્યા મુજબ ભવભરનાં સર્વ અંશો ચૌદલોક સુધીનાં નિજ કર્તા પક્ષે અજાણ રહ્યાં છે. એવી જ રીતે બ્રહ્માજીએ વેદોનું વર્ણન કરતા જે નેતિ પોકારી છે. તે પણ ભવમાં રહીને જ ઉચ્ચાર કર્યો છે. તે કારણને લઈ નિજપતિને કોઇપણ જાણી શકયા નથી.

**भवभीतके भुमीये भव लगके, जगकी जाण सबेही।**

**पण जगके रचनार पतिनकु, कयौं करी लहे तबेही ।। (३८)**

ભવભર એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સુધીનાં દેવ, દાનવ, માનવ, અને નાગલોક સહીત એ સર્વેનો ભવની અંદર સમાવેશ થાય છે. જેથી જગતની દ્રશ્ય રચનાને સર્વ જાણે છે. પરંતુ આ સમસ્ત જગતનો પસારો કરનાર નિજ કર્તાને કોઇપણ જાણી શંકયા નથી.

**रचीत सृष्टि जबते अबलग ल्यौं, निजपति अगम अयाने ।**

**तेही अयान अगम गति विनके, जीनके भव भरमाने ।। (३९)**

નિજ સકર્તા સર્જન હાર સમસ્ત જગતનું સર્જન કરનાર તે અગમ્ય રહેલા હોવાથી, તેમની ગમગતિ ને જાણી શકયા નથી. જેથી જગત ભરના સામાન્ય અને વિશેષ સર્વ અંશો નિજ કર્તાથી અજાણ્યાં રહી ગયા છે. તે કારણને લઇ સામાન્ય અંશો વિશેષ અંશોનો પ્રભાવ જોઈ તેમા ભરમાયા છે. તેમજ વિશેષ અંશો આદ્ય શક્તિ અને નીરંજનને જગતના કર્તા છે. એમ જાણી અદબદ માન્યતાની ભ્રમણામાં પડેલા હોય, નિજ કર્તાને જાણી શકયા નથી.

**ज्यौं अजणीत नरकु मग पुछीत, अटकळ दीये बताइ ।**

**तेही अटकळ राहा चलीत मुसाफर, जांही तांही भटका खाई ।। (४०)**

જેવી રીતે કોઇ મુસાફર જ્યાં જવાની ઇચ્છા હતી ત્યાં જવા માટે નિકળ્યો છે તેણે કોઈ અજાણ્યા માણસને પુછયું કે, મારે અમુક ઠેકાણે જવું છે. તો કયા માર્ગે જવાશે ? ત્યારે તે અજાણ્યા પુરૂષે અટકળ રસ્તો બતાવ્યો, હવે એ જનાર માણસ તેનાં નક્કી કરેલા ઠેકાણે નહિં પહોંચવાથી જ્યાંને ત્યાં ભટકતો જ રહે છે.

**तेही परकार मनुष अज उचरन, करीतव थपन अनितके ।**

**नित तो रहे अनित पर मरमीत, तेही पद कोउ न जनीत के ।। (४१)**

તે જ પ્રકારે બ્રહ્માજીએ વેદ દ્વારા વિભુતીવાળા ઇષ્ટ દેવોને જાણી તેની પ્રથમ સ્થાપ્નાઓ કરી છે. તે ઇષ્ટ દેવો અનિત્ય દેહધારી હોવા છતાં તેમને જ ભજવા અને તેમની જ ઉપાસના કરવી એવો જ ઉપદેશ ભવભરનાં મનુષ્યોને કરી, તે ઇષ્ટ દેવોને કર્તા તરીકે નક્કી કરાવ્યાં છે. પરંતુ કૃત રૂપી અનિત્ય જગત અકર્તા બ્રહ્મની પાર પુરાણા નિજ સકર્તા પતિને તે કોઈ જાણી શકયાં નથી.

**अेही परकारन निज करतापद, छांडी सकल भवभरही ।**

**जग घुतन के कीहे करीन के, वीलमे अपर अपरही ।। (४२)**

આવી રીતે નિજકર્તાને નહિં જાણવાથી તેમને છોડી દઈને નિર્ગુણ મતના આચાર્યોએ પોતાની મનોઇચ્છાઓ પુર્ણ કરવા અને પુંજાવવાના હેતુથી ભવભરનાં લોકોને ઠગી લીધાં છે. જે અનિત્ય ઇષ્ટ દેવો નાશવંત હોવા છતાં તેને નિત્ય મનાવી જગતના જનોને તેમાં જ વિરામ પમાડયાં છે.

**अपर अपर सो निजपति विनके, अनित आरोप करीनके ।**
**तेही अनित आरोपनमे सब, रहे विश्वास धरीनके ।। (४३)**

નિજ સકર્તા ધણી વિના જગતભરમાં જેટલા અનિત્ય દેહધારી ઇષ્ટો છે. તે મતપંથના આચાર્યોએ ઘણી ઉપમાઓ આપીને ભવભરના લોકોને વિશ્વાસ ધારણ કરાવ્યો છે, અપર એટલે અનિત્ય અને નાશવંત હોવા છતાં જગત જનોનાં તન, મન, અને ધન ઇષ્ટ દેવોના નામ પર કુરબાન કરી દેવડાવ્યા છે.

**तेही विश्वास फळीत नही कोउने, जुठ वचनमे फंदे ।**
**अगम निगमकी सुज विनाके, फोंगट फळ आनंदे ।। (४४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આચાર્યોએ અનિત્ય ઇષ્ટોના આશાભર્યા જુઠા વચનોનાં વિશ્વાસમાં મોક્ષ ફળની લાલચ આપી, જગતનાં જીવોને માયાના ફંદમાં ફસાવી દીધા છે. જે નિજકર્તાનું અલૌક્કિ અગમ્ય પદ આવેલું છે. ત્યાં વેદોની ગમ પણ પહોંચી નથી. છતાં દેવધામોનું જે સુખ તેની ફોગટ વાતો કરી, જુઠાને સાચું મનાવી હે ઉપાસકો ? તમને અખંડ આનંદ મળશે એવું સમજાવીને વિશ્વાસઘાત કર્યો છે.

**फोगट फळ सो व्रथा वहायन, अंते कछु न कांइ।**
**अंत सकलकी तन अवधीनके, ओरू भवभर लगताइ ।। (४५)**

આ ભવભરનાં મનુષ્યો જુદા જુદા ઇષ્ટ દેવોના ઉપાસક થઈને જપ, તપ, આદી શુભ કર્મો કરે છે. તે સુક્રિત પ્રમાણે જેનું જેટલું સુક્રિત હોય તે પ્રમાણે આ લોકનું તેમજ દેવલોકનું ભૌતિક સુખ મળે છે, તે ભોગવતા ભોગવતા તેનો અંતકાળ આવી જાય, ત્યારે તે જીવોને તે સ્થાન

છોડીને કર્મ અનુસાર બીજું શરીર ધારણ કરવું પડે છે. એટલા જ માટે તે ફળ ફોગટ હોય, આ જન્મ મરણનાં પ્રવાહમાં જીવોને વહેતું જ રહેવું પડે છે. આવી જ રીતે ચૌદે લોકનું સુખ અવધિકાળવાળું હોવાથી ભવભરનો અંત આવે ત્યાં સુધી જીવોને અવરનવર શરીરો ધારણ કરીને કરેલાં કર્મના ફળ ભોગવવા પડે છે, પરંતુ કોઈને પરમ કૈવલ મોક્ષ મળતો નથી.

**निजपति से विछरीत विपु घरके, कछु कमई न कमाये ।**
**वणज करन शाहुकार गईत ज्यौं, त्यौं के त्यौं घेर आये ।। (૪૬)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેમ કોઇ શાહુકાર વેપાર કરવા અર્થે પરદેશ ગયો. તેણે વેપાર તો કર્યો નહિં, પરંતુ ત્યાંનો ચિત્ર વિચિત્ર પ્રકારનો વિલાસ જોઇને વેપાર માટે જે કંઇ લઈ ગયો હતો. તે વિલાસમાં વાપરીને પરવારી ગયો અને નિર્માલ્ય થઈને પાછો ઘેર આવ્યો એવી જ રીતે નિજ કૈવલ કર્તાથી વિખુટા પડી તેમને વિસારી દઈને સર્વ અંશો જગતમાં આવી મનુષ્ય દેહ ધારણ કર્યો છતાં ભક્તિ ઉપાસના કે લક્ષ ભજનની કમાઇ કરી નહિં અને જે કાંઇ મુડી લઈને આવ્યો હતો તે ખર્ચીને ખાલી થઈ ગયો.

**निज करतार द्वैत मतलबकी, क्या कछुं करी तरनकी ।**
**जुगधर तनकी ओही उबरीत तुज, फेरी फेरी जनम मरनकी ।। (૪૭)**

નિજ કૈવલ કર્તાએ દ્વૈત મતલબથી જગતની રચના કરીને પોતાના અનંત અંશોને જે હેતુથી વસાવ્યા હતાં એવી રીતે કે, મારી દષ્ટિ અંશો પર રહેલી છે. અને તેજ પ્રમાણે સર્વના અંશો હેતપૂર્વક મારી દ્રષ્ટિની એકતામાં રહીને મારૂં લક્ષ ભજન કરે, એવા આશયથી ખેલ કરેલો હતો પરંતુ એ પ્રમાણે અંશો વરત્યા નહિં અને કર્તાના ન્યાય વિરુદ્ધ વર્તન કરવા લાગ્યાં. તેથી હવે જગત રચનાની આદ્યથી સર્વ અંશો માટે ઉગરતી શિક્ષા તે જ રહી કે અનેક શરીરો ધારણ કરી કરીને ભવભરનો અંત આવે, ત્યાં સુધી ભટકતા જ રહેશે.

**परम तंत चोरासीनमे तुज, पायो परम पुनीतसे ।**
**जीनुं किंमत नहि करीत अभागी पागी रह्यो भव इतसे ।। (૪૮)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે નિજપતિના અંશો ? તમને ચોરાસી લાખ ફેરાનાં અંતે પરમ પુણ્યના પ્રતાપથી દેવોને દુર્લભ એવો પરમ શ્રેષ્ઠ મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે. તેની કિંમત હે અભાગી અંશો ? તમે કોઈએ ના કરી આ ભવભરની અંદર માયાના ભોગોમાં તમે ખુંપી ગયા અને નિજનો વિચાર પણ કર્યો નહિં.

**भव सोइ भर अज्ञान भरीतके, इत उत कछु न सुजे ।**
**अेही हम ओरू करतार हमनके, या गत सकल अमुजे ।। (४९)**

ઉપર જણાવ્યા પ્રમાણે ભવભરના સર્વ જીવો ભર અજ્ઞાનની નિદ્રામાં ઘેરાઈને પોતાની શુદ્ધ બુધ ભુલી ગયાં છે. જેથી કોઈને પણ ખબર રહી નથી. કે અમે કોણ અને અમારા નિજકર્તા કોણ ? એ ભાન ભુલી જવાથી સર્વ અંશો અમુજણમાં પડી મુઝાંઈ રહ્યાં છે.

**अमुज अंधाधुंध सबनकु, हम कांहां के कांहां जाई ।**
**हाल अबनकी जनीत न कोउ, कीत, अेही तनमे हम आई ।। (५०)**

આવી જ રીતે અજ્ઞાન રૂપી અંધાધુંધ અંધકારમાં સર્વ જીવો અમુઝાયને કહે છે કે, હું કોણ અને મારા કર્તા કોણ ? કોનો સજાતિય ને કયાંથી આવ્યો છું ? તેની પણ ખબર નથી. વળી પુર્વ જન્મોમાં કયા શરીરમાં હતો અને આ શરીર કયા કર્મના યોગે પ્રાપ્ત થયું છે. આ શરીર છુટયા પછી કયાં જઈશ ? તેનીં પણ કોઇને સુજ નહિં પડવાથી સર્વ જીવો જગત રચનાની આદ્યથી અત્યાર સુધી અજ્ઞાનમાં અથડાયા કરે છે.

**आगली पीछली खोज विनाके, ब्रह्मादिक भव लगही ।**
**ओर देवनकी कुन चलाईत, तो मानव कांहां पगही ।। (५१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્માજી અને શિવ જેવાં પણ શોધ કરી શકયાં નથી કે આગળ હું કયા શરીરમાં હતો અને આ શરીર ગયા પછી કયુ શરીર પ્રાપ્ત કરવું પડશે, તેનો વિચાર સરખોયે કરી શકયાં નથી. તેમના સિવાયનાં બીજા સર્વ દેવો પુર્વ પુનર્વની ગમગતિ કેવી રીતે જાણી શકે ? આ પ્રમાણે દેવ સરખા પણ આવવા જવાની હકીકત જાણતાં નથી. તો પછી મનુષ્યની ગતિ મતિ કેવી રીતે પહોંચી શકે ?

**अेही परकारन सुज विनाके, अखिल लोक भव वरते ।**

**मरी मरी गये सहित अवतारन, फेर न कीये कोउ परते ।। (५२)**

આવી જ રીતે ભવભરના વિશેષ અને સામાન્ય અનેક અંશોને આગળ પાછળની સુજ નહિં પડવાથી જેનું જેવું જેવું પ્રારબ્ધ ને કર્મના યોગે મળેલા સુખનાં વિલાસમાં વશ પડી વર્તે જાય છે. તે જ પ્રમાણે અવતારી પુરૂષો મરી મરીને ફરી ફરી અવતાર લે છે. છતાં તે પણ કહી શકતાં નથી કે પુર્વ અવતારમાં અમે કયાં અને કયા શરીરમાં હતાં, તે હકીકત કોઇપણ જાણી શકયાં નથી.

**च्यौं युगके अवतार गुणनके, परचा प्रगट लेवनके ।**

**पशु जोन अवतार धरीनके, करीत काज देवनके ।। (५३)**

ચાર યુગનાં વિશે ગુણનાં દેવોએ પશુયોનીમાં પ્રગટ થઇ પરચાઓ આપ્યાં છે તે એવી રીતે કે, મચ્છ, કચ્છ, વરાહ, નરસિંહ આદી અવતારો ધારણ કરીને દેવોના કાર્ય કરી ગયાં છે. એમ આચાર્યો લખી ગયાં છે.

**अे नहि कोउके थपन थपीतके, साचे पण गुण लगही ।**

**आपने अंशनके जेही करता, तेही पद रहे अलगही ।। (५४)**

ગુણના દેવો જે જે અવતાર ધારણ કરીને આવ્યાં અમો જગતના ઇશ્વર છીએ એમ કહીને પોતે પોતાનુ સ્થાપન કર્યુ નથી. એટલા જ માટે તે સાચા ખરા. પરંતુ ગુણોની હદ પહોંચે ત્યાં સુધી ગુણોથી અને તત્વથી સર્વે અંશોના નિજકર્તા સમસ્ત જગતથી ન્યારા રહ્યાં છે. ત્યાં તેમની ગમગતિ પહોંચતી નથી.

**ओरू अवतार ईष्ट भव थपीतव, मनुष्य तंत घर जेही ।**

**तेही सब आचारज उपमैके, साच नहि कीनु केही ।। (५५)**

ગુણના અવતારી પુરૂષો મનુષ્ય દેહ ધારણ કરીને આવ્યાં. તેમને જગતનાં ઇષ્ટ મનાવી આચાર્યોએ સ્થાપન કર્યુ છે. તેમને કર્તા તરીકેની ઘણી ઉપમાઓ આપીને વૃથા વર્ણન કરી જણાવ્યું છે. તેમાં એકપણ વાત સાચી નથી.

**तिनकु अगम निगम नही सुजीत, जीनु थपीत उपमैके ।**
**ज्यौं नरके शणगार सजीनके, पुरूष बनाईत बैके ।। (५६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજકર્તાના અગમ્ય પદમાં નિગમ એટલે વેદોની પણ ગમ પહોંચી નથી. તે કર્તાપદની જાણ સિવાયનાં ગુણોનાં અવતારી ઇશ્વરો છે. છતાં તે જગતનાં કિરતાર હોય, સર્વ કાંઈ જાણે છે એવા પરચાઓનાં પ્રમાણ આપીને જગત જીવોનાં મન દ્રઢ કરાવ્યાં છે. પરંતુ જેમ કોઇ સ્ત્રીને પુરૂષનો પોષાક પહેરાવ્યો હોય, તો પણ તે પુરૂષ થઈને પુરૂષનું કાર્ય કરી શકતી નથી. એવી જ રીતે અવતારી ઇશ્વરોને કર્તા તરીકેની ઉપમાઓ આપી આચાર્યો મિથ્યા વખાણ કરી ગયાં છે.

**त्यौं जेही जीनके ईष्ट थपन शिर, परचा पुरूष शणगारू ।**
**पण अंतर मानवके मानव, परचे जगत पतियारू ।। (५७)**

એ મતપંથના આચાર્યોએ જે જે ઇષ્ટોને માનીને જગતને મનાવ્યાં, તે સર્વે ઇષ્ટો માયાને વશ પડેલા હોવાથી તે સ્ત્રીઓ જેવાં જ છે. તેમણે પરચા રૂપી શણગાર સજાવીને પુરૂષ રૂપી નિજકર્તા મનાવ્યાં છે. પરંતુ મનુષ્યનો અવતાર ધારણ કરીને આવેલા ઇષ્ટો પોતાના અંતરમાં જાણે છે કે, અમે ઇશ્વર નથી. પણ મનુષ્ય રૂપે જ છીએ છતાં જગતનાં જનો પરચાનો શણગાર જોઇ જગતકર્તા તરીકેનો વિશ્વાસ રાખે છે.

**प्रालब्धके निज पुरूष प्रतापी, ब्रह्मज्ञानके वेता ।**
**पण निज करता नहि लहनके, इतके सकल सहेता ।। (५८)**

તે ગુણોનાં અવતારી ઇશ્વરો પોતે મોટા પ્રારબ્ધવાળા મહાન પ્રતાપી બ્રહ્મવેત્તા બ્રહ્મનાં જાણકાર હતાં પરંતુ નિજ સકર્તા સ્વામિની જાણ સિવાયના હોવાથી નિજ પદ પ્રાપ્ત કરી શકયાં નથી છતાં ભવભરના સર્વ જીવો ઉપર સરખુ હેત રાખીને વર્તી ગયાં છે.

**निजक्रता जो लहे निधानु, ईश्वर कहे न हमही ।**

**अनंत ईष्ट जीनुं रोमनकी रज, तदीप तेही नहि गमही ।। (५९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરમાં થયેલા ઇશ્વરી અવતારો અને બીજાં કહેવાતા સર્વે ઇષ્ટદેવો જો નિજકર્તાને જાણતાં હોત, તો અમે ઇશ્વર છીએ એવો દાવો કરત જ નહિં નિજકર્તા પક્ષે ન્યાય સહિત તેમની તુલના કરી જોતાં અનંત ઇષ્ટદેવો સકર્તા ધણીનાં એક રોમ રજ બરાબર પણ નથી, તે કારણને લઇ કોઇપણ જગતનાં માનેલા ઇષ્ટ દેવો નિજકર્તાની ગમ નહિં જાણવાથી અજાણ રહી ગયાં છે.

**ज्यौं कोई रंक भखीत मादकक्कु, कहे हमही चक्रवरती ।**

**उतर जाय मादक तनमनथी, डग भर जीनु न धरती ।। (६०)**

જેમ કોઇ રંક માણસ માદક પીણાનો કેફ કરીને ચકચુર થઇ કહે છે કે, હું ચક્રવર્તિ રાજા છું. પરંતુ જ્યારે તેનાં તનમનમાંથી ચઢેલો કેફ ઉતરી જાય, ત્યારે તેની પાસે એક પગ મુકે એટલી પણ ધરતી નથી.

**त्यौं मादक अभिमान इशके, लोकनके मानीतकी ।**

**तन मन विलसे उतर जाय, मद, पीछे न गम उत ईतकी ।। (६१)**

ઉપર દર્શાવ્યા મુજબ આ સંસારના લોકોએ માનેલા અવતારી ઇષ્ટ દેવો તેમને "હું દુનિયાનો ઇશ્વર છું" એવા અભિમાનનો નશો ચઢી ગયો છે, પરંતુ તેમના તનમનનો જ્યારે અંતકાળ આવે છે ત્યારે તેમનો ચઢેલો નશો ઉતરી જતો હોય, તેમનું શરીર પણ છુંટી જાય છે. તે સમયે તેમને "આ બાજુની કે તે બાજુની", કયાંથી આવ્યા અને કયાં જવું" તેની ગમ પડતી નથી.

**गये पीछे संदेश पठाइत, आपने निज जन केहु ।**

**तो संतोष हवीत सबयनकु, आपनी कलप जनेहु ।। (६२)**

ઉપર જણાવ્યા પ્રમાણે અવતારી ઇશ્વરો શરીર છોડીને ગયાં પછી જ્યાં ગયાં હોય, ત્યાંથી તેમણે કોઈએ પણ તેમનાં માનવાવાળા ભકતો પર સંદેશો મોકલાવ્યો નથી જો સંદેશો

મોકલાવ્યો હોત તો તેમનાં ઉપાસકો ને સંતોષ થાત અને કહેવા લાગત કે આપણા મનની કલ્પના ખરી છે કે, આપણા ધાર્યા પ્રમાણે આપણા ઇષ્ટદેવ સ્વધામમાં ગયાં છે.

**पण आतो जीनुं खबर विनाके, जहो ते कांहां अजणीत के।**
**तुम तो अंध धंध तुमेरे पत, उभे न खोज खनीतके।। (६३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જગતનાં જનો ? તમે પણ આત્મદષ્ટિનાં અંધ અને તમારા માનેલા ઇષ્ટ પણ અંધ હોવાથી શરીર છોડીને ગયા પછી જ્યાં ગયા હોય, ત્યાંની તેમને પણ ગમ નહિં હોવાથી તમને પણ જણાવી શકયાં નથી તે સ્વામિ અને સેવકો અંધાધુંધ ગતિવાળા હોવાથી કોઇએ પણ ખરાં ઠેકાણાની શોધ કરી નથી કે કયાંથી આવ્યાં હતાં અને કયાં જઇ વિરામ પામ્યા હશે ? તે કોઇપણ કહી શકયું નથી.

**अेही परकार घोर गतमे सब, वळग रहे विश्वासे ।**
**निजघर जनीत विनाके सब जुग, अंतकाळ कांहां जाशे ।। (६४)**

એ જ પ્રકારે ભવભરનાં ઉપાસક જનો તેમની ગતિ મતિ ઘોર અંધકાર મય થઈ જવાથી તેમનાં માનેલા અવતારી ઇષ્ટોને વિશ્વાસથી વળગી રહ્યાં છે. પરંતુ જે નિજઘેરથી સર્વ અંશો આવ્યાં છે. તે ઘેર જવાની ગમગતિને કોઇપણ જાણતાં નથી તો પછી તેમનાં અનિત્ય દેહનો અંતકાળ આવશે. ત્યારે તે બધાં કયાં જશે ?

**ज्यौं पीछली नहि जनित आयनकी, देखो करीत तपासी ।**
**तेही के तेही परकार जायनकी, जनीत विना कांहां जासी ।। (६५)**

હે જગતનાં જનો ! તમે પુર્વ જન્મમાં કયા દેહમાં અને કોને ત્યાં હતાં તે તમે તપાસીને જુઓ કે, જ્યાંથી આવ્યા તેની તમને ખબર નથી એવી જ રીતે હવે આ શરીર છોડયાં પછી કયાં જશો ? તેની તમને જાણ નથી તો પછી કયાં જઇને કયો દેહ ધારણ કરવો પડશે તે કેમ કરીને જાણી શકશો ?

**जबते परमगुरू अगवे विन, अंधे अंध सबेही ।**
**ठेठो ठेठ विना अगवनके, निजघर पाय न तेही।। (६६)**

હે જગતનાં જનો ! સર્વજ્ઞ પરમગુરૂની આગેવાની વિના ભવભરનાં સર્વ જીવો આચાર્યો સહિત અવતારી ઇશ્વરો સુધી નિજ અનુભવનાં ચક્ષુ વિના આંધળે આંધળા છે. તે કારણને લઇ ઠેઠ નિજઘરનાં સંપુર્ણ હિમાયતી સર્વજ્ઞ ગતિવાળા મહાન સમર્થ પરમગુરૂને ના મળે. ત્યાં સુધી કોઇ પણ અંશ નિજ ઘેર પહોંચી શકશે નહિં.

**परमगुरू विन ओर सकल सब, जेही जीनु ईष्ट पमाडे ।**
**निज करताकी जाण विनाके, लगवे अनित अखाडे ।।  (६७)**

હે જગતના જનો ! સર્વ જીવોના કલ્યાણ દાતા, મહાન સમર્થ પરમગુરૂ વિના ભવભરના આચાર્યો અવતારી ઇશ્વરો અને બીજા ઇષ્ટ દેવોનાં ઉપાસકો છે, તે નિજકર્તાના ઘરની જાણ સિવાયના હોવાથી તમને દેવલોકનાં જુદા જુદા ધામોમાં પહોંચાડે છે તે દેવોના ધામ કાયમ અખંડ રહેવાવાળા નથી.

**अनित अखाड सकल भवभरके, ईष्ट सहित तेहुनके ।**
**जीनके तन मरीतव जगके सम, ते न लहत जेहुनके  (६८)**

હે જગતના જનો ! અવતારી ઇશ્વરો અને બીજાં સર્વ ઇષ્ટ દેવો આચાર્યોએ માનેલા અને તમને સર્વને મનાવેલા એ તમામનાં અખાડા અનિત્ય છે. જેથી જેવી રીતે દુનિયાના લોકો મરણ પામે છે. એજ પ્રમાણે અવતારી ઇશ્વરો અને સર્વ દેવો મરણને શરણ થવાવાળા છે તેથી તેમને નિજકર્તાના નિત્ય અવિનાશી ધામની ખબર નથી

**तो निजपतिकु कुन लखाईत, जाण विना जुग भरमे।**
**कोउ कीनकी नहि सुज परीतसे, अदबद चले सचरमे ।।  (६९)**

હે કલ્યાણની આશાવાળા સજ્જનો ! ભવભરના આચાર્યો અવતારી ઇશ્વરોની આધ લઇ કોઇ પણ ઇષ્ટદેવો નિજપતિને જાણતા નથી. તો પછી તમને નિજકર્તા ધણી કોણ ઓળખાવશે ? કારણ કે તેમને ખબર નથી કે અમો કોણ ? ને કયાંના વતની ? અમારા સ્વજાતિય કર્તા કોણ હશે ? તેની સત્ય જાણ વિના પરંપરાથી અત્યાર સુધી અદબદ પણે સર્વ જીવો ચાલ્યા જ આવે છે. જેથી કોઇએ પણ પોતાનો તેમજ નિજકર્તાનો નિર્ણય કર્યો નથી.

**तितके नहि टेरन कोउ कितके, इतके तुम अज्ञानी ।**

**तो अंते कांहां जईत अचेतन, जागी जुओ अभिमानी ।। (७०)**

"હે જગતના જીવો" ! જ્યાં જવાની તમે ઇચ્છા રાખો છો ત્યાંથી તમને કોઈપણ બોલાવે તેમ નથી અને અહિંના પણ તમે અજાણ હોવાથી અજ્ઞાની છો તો પછી ત્યાંની તમને કેવી રીતે ખબર પડશે ? તમે અચેત ગતિવાળા હોવાથી દેહના અંતે કયાં જશો ? તેને પણ તમે જાણતા નથી. તો મિથ્યા અભિમાન શા માટે રાખો છો ?

**जागंतां तो सकल चराचर, सूज परे तुम केहु।**

**पण मेरे अनुभव आंखनसे, जो तन रहे अंदेहु ।। (७१)**

હે જગતના જનો ! તમે કોણ ને તમારા કર્તા કોણ તે લક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો પરમગુરૂના શરણમાં આવો તો તમને પરમગુરૂ તેમના અલૌક્કિ અનુભવની આંખ આપશે. જેથી તમારા નિજ સ્વરૂપમાં તમે જાગ્રત થશો. ત્યારે સ્થાવર, જંગમની આદ્ય લઇ સર્વ પ્રકારની તમને સુજ પડશે. અને કોઇ પણ જાતનો સંશય રહેશે નહિ.

**क्यौं अंदेश घरो अनभागी, मरी गये ईष्ट सबनके ।**

**तिनकी कछु न जाण जबनकी, गये विलाय तबनके ।। (७२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે", હે જગતનાજનો તમે કોણ અને તમારા કર્તા કોણ ? કયાંથી આવ્યા અને દેહના અંતે કયાં જવું એ સાચુજ્ઞાન અમે તમને બતાવીએ છીએ. તો શા માટે શંકા રાખો છો ? તમારા માનેલા સર્વ ઇષ્ટો મરી ગયા પછી તમને તેમની તરફથી કોઇ સંદેશો પણ કહેવડાવ્યો નથી. અને જ્યાં ગયા હશે તેના તમે અજાણ છો તો પછી હે અભાગી જનો અમારું વચન કેમ માનતા નથી ?

**माटे जेही तन धरीत मरीतके, तिनकी आश न करही ।**

**अंध अथाहनमें खपीअनके, फेरी पीछे नहि फरही ।। (७३)**

પરમ કૃપાનિધિ કહે છે કે ! હે જગતનાં જનો જે અનિત્ય દેહ ધારણ કરીને આવ્યા તેને તમે ઈષ્ટ માન્યા એ મરી પણ ગયા. તેમના નામથી તમે કલ્યાણની આશા રાખો છો તે મિથ્યા છે. તે તો અથાહ અજ્ઞાન રૂપી અંધકારમાં એવા તો ખપી ગયા છે કે ફરીથી પાછા અહિ આવી શકયા નથી. તો પછી તેમની ખબર વિના તમે કયા વિશ્વાસથી વળગી રહ્યા છો ?

**नहि न फरे तो धाम रहीनके, तुमकु क्यम कही भेजे ।**
**अेही अदबद भव असंख्य काळकी, कहीतम अदल हमेजे ।। (७४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે"! હે જગતના જીવો, તમારા પરમ કલ્યાણ અર્થે અમે સત્ય વચનોનો ઉચ્ચાર કરીને તમને સમજાવીએ છીએ તેનો વિચાર કેમ કરતા નથી ? તમારા માનેલા ઇષ્ટો તેમના સ્વધામમાં ગયા પછી તમને ધિરજ અને તેમના ઉપર વિશ્વાસ રહે એવું જાણી તમારા ઉપર પત્ર લખીને મોકલાવ્યો છે ખરો કે ? આવી રીતે ત્યાં પહોંચ્યા કે અહિં આવ્યા તેમની ખરી ખબર વિના અસંખ્ય કાળથી અદબદ પણે આ જગત ચાલતું આવ્યું છે. તે આદી અંતની ગમગતિનો અમને સંપૂર્ણ અનુભવ હોવાથી અદલ ઇન્સાફની વાત તમને સાચે સાચી જણાવીએ છીએ.

**अदली सो मोई अगड करीनकी, देखो सुरत धरीनके ।**
**भवभरके पुरवेज तमनके, कोहो कुन मीले फरीनके ।। (७५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે"! હે જગતના જનો અમારા અદલ ઇન્સાફના અડગ વચનો તમે તમારી નિજ સુરતાથી નિહાળીને નિર્ણય કરો કે, તમારા ધર્મ ગુરૂઓએ માનેલા ઇષ્ટો શરીર છોડીને ગયા પછી ફરી પાછા આવીને તમને મળ્યા હોય તો કહો, મળે કયાંથી ? કયાં ગયા છે? તેની તેમને પણ ખબર નથી, તો પછી ફરી મળવાની આશા રાખવી તે મિથ્યા છે.

**अेही परकारन ईष्ट तमनके, जेही मरी गये सबेई ।**
**ज्यौं पुरवेजकी न्याय समोवड, गये न मीले कबेई ।। (७६)**

"હે વિપ્રજન આચાર્યો" ! આદી કાળથી માનતા આવેલા તમારા જે ઇષ્ટો તે મરી ગયા પછી ફરીને પાછા આવી તમને મળ્યા નથી. આવી રીતે ભવભરમાં દેખાદેખી ચાલતું આવ્યું હોવા છતાં નિત્યા-નિત્યનો વિચાર કરીને કોઇએ પણ જોયું નથી

**अवतारनकी अगम सुज कही, अंधे आचारजने ।**
**करी उपमै अनहुत भवभरमें, केतीक कहुं निरलजने।। (૭૭)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" ! હે જગતના જનો, વિપ્રજન આચાર્યોએ ગુણના અવતારોને જગતના ઇશ્વર મનાવી ખોટી ઉપમાઓ આપીને સ્થાપન કર્યુ છે. તે જુઠ્ઠે જુઠ્ઠું હોય તેમાં જરાય સાચું નથી. તે શરમ વિનાના નિર્લજ વિપ્રોને કહી કહીને કેટલું કહું ? તેમના રચેલા ફંદમાંથી બચી જવા માટે તમને ચેતાવું છું.

**जंहां जंहां सनमुख होय संतनसे, विप्रे करीत विरोधु ।**
**तांहां तांहां जीत भई महाजनकी, तदीप न तजे करोधु।। (૭૮)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે"! સનકાદિકોની આદ્ય લઇ જ્યાં જ્યાં સંતોના સનમુખ વિપ્રજનો મળ્યા ત્યારે ધર્મના વિષયમાં ઘણો વિવાદ કર્યો છે. અત્યાર સુધી સંતો ધર્મના પ્રશ્ન ઉતરમાં જીતી ગયા છે. છતાં વિપ્રજનોએ આજ દિન સુધી સંત મહાપુરૂષ પક્ષનો રોષ તજ્યો નથી.

**जदपी कीये नकटे निरलज हम, हार गये सब जागी।**
**लाज न आवत तोय नफटकु, कयां कहु अंध अभागी।। (૭૯)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" ! જ્યાં જ્યાં જે જે જગ્યા પર સંતોની સાથે ધર્મનો વિવાદ કરવામાં પૂર્વે ઘણીવાર વિપ્રો હારી ગયા છે. એવું જાણવા છતાં વિપ્રજનો સંતોની સાથે વિવાદ કરે છે. તેથી જ મેં તેમને નફફટ નાક કટ્ટાને નિર્લજ કહ્યા છે. તો હવે ફરી ફરીને તે અંધ અભાગી વિપ્રોને કહી કહીને હું કેટલું કહું ? અત્યાર સુધી તે સમજ્યા જ નથી.

**हमसे वेर करीत कया कगवा, जानीत मनुष समनकु ।**

**अेक भोवन तो तजे डाकीनी, तुम नहि तजे हमनकु ।। (८०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે"! હે વિપ્ર જનો, અમને મનુષ્ય સમાન જાણી અમારી સાથે શા માટે વેર બાંધો છો ? એક ઘર તો ડાકણ પણ છોડી દે છે પરંતુ તમે તો કાગ બુદ્ધિના હોવાથી, દોષ જોવામાં કે નીંદા કરવામાં મને પણ છોડયો નથી.

**आगले द्विज हुते दिव्य नेंनन, भवभर सुरत रखनके ।**

**महा अनुभवी जेही तेही जातनके, करीतव आप पखनके।। (८१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે"! હે વિપ્રજનો પૂર્વ કાળમાં તમારી જ્ઞાતિમાં દ્વિજો (બ્રાહ્મણો) દિવ્ય દ્દષ્ટિવાળા હતા. જેથી ભવ ભરમાં સર્વ વર્ણના મનુષ્યોને એક સરખી સમાન દ્દષ્ટિએ જોતાં હતાં. તેમની દ્દષ્ટિમાં ઉંચ-નીચ વર્ણનો કોઇ પણ ભેદ હતો જ નહિ. જેથી કોઇ પણ ન્યાતી જાતિના મહાઅનુભવી સંત મળતા ત્યારે પોતાના પક્ષમાં લઇ તેમના સમાન ગણતા હતા.

**ना मानो तो कहीत जनावुं, सुनो सकल सब जनही ।**

**पारासुर जेही सुत सुपतनके, तिनके सुत व्यासनही ।। (८२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે, "હે વિપ્રજનો! પ્રાચીનકાળમાં તમારી જ્ઞાતિનાં બ્રાહ્મણોએ નીચ જ્ઞાતિના અનુભવીઓને પોતાના પક્ષમાં મેળવી લીધા છે એ વાત તમે ના માનતા હોય તો તમને પ્રમાણ આપીને સાબિત કરાવું છું. તે તમે સાંભળો સુપતઋષિ જાતનાં ભંગી હતાં. તેમનાં પુત્ર પારાસુર થયાં એ પારાસુર અને મચ્છગંધાના સબંધે કરી વ્યાસ મુનિનો જન્મ થયો તે વ્યાસમુનિનાં સુખદેવજી થયાં તે ઋષિ મુનિઓએ તેમને ભિન્ન ગણ્યાં નથી.

(જાકી ધોતી અધર તપે, એસે મીલે અસંખ પાંડવ કેરા યજ્ઞમાં સુપત બજાયે શંખ)

**पुनि कीलनी कुखनके जायल, वालमिक भील जाति ।**

**तिनकी परख लही विप्रनने, आपनी करीत सजाति ।। (८३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" ! હે વિપ્રજનો, વાલ્મિકી ઋષિ ભિલ જ્ઞાતિમાં એક ભીલડીના પેટે જન્મ પામ્યા હતા. તે કાળના બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણોએ વાલ્મિકી ઋષિની વિદ્વતાને પરખીને બ્રાહ્મણ તરીકે ગણીને પોતાના પક્ષમાં મેળવી લીધા હતા.

**ओर कहु केतीक सबयनकु, जानत हे सब केहु ।**

**अजभव सहीत कमळके उद्दभव, ब्रह्मन, जोन कीनेहु ।। (८४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" ! હે વિપ્રજનો, તમને હું કેટલા પ્રમાણ આપું કે એ મહા પુરૂષો કયાં કયાં જન્મ્યા એ વાત તમે પણ જાણો છો. કે સૃષ્ટિની આદ્યમાં ચાર વેદના રચિતા બ્રહ્માજી કમળમાંથી ઉત્પન્ન થયેલા છે. પરંતુ તે બ્રાહ્મણીના પેટે જન્મ્યા નથી. તેનો ઉલ્લેખ વેદોમાં પણ કરેલો છે.

**ब्रह्म जोन तो भये ज्ञानके, जात अजात सबनके ।**

**तुम तो करत पाठ देवीनके, ओर अवतार अबनके ।। (८५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે"! હે વિપ્રજનો, આદીકાળથી જે જે જાતિના બ્રાહ્મણો થઇ ગયા તે બ્રહ્મ દશાને પ્રાપ્ત કરવાની બ્રહ્મયોની બ્રહ્મરંધ્રને કહેવામાં આવે છે. તે બાહ્યવૃત્તિને અંતર વૃત્તિમાં સમાવી, અંતરવૃત્તિને ઓમકાર પ્રણવમાં લીન કરી, તે ઓમકારને ઉલટાવી બ્રહ્મરંધ્રમાં સ્થિર થનાર એ બ્રહ્મદશાને પ્રાપ્ત કરી શકે છે એ બ્રહ્મદશાને પ્રાપ્ત કરે તેને જ બ્રહ્મયોની કહેવામાં આવે છે. માતાપિતાના રજ બુંદના સંયોગથી જે શરીર ઉત્પન્ન થાય છે. તે ભૌતિક અને અનિત્ય હોય તેને બ્રાહ્મણ કહી શકાય જ નહિ. કારણ કે બ્રાહ્મણ નામ એ જાતિ વાચક શબ્દ નથી. પરંતુ બ્રહ્મવાચક શબ્દ હોવાથી તે બ્રહ્મદશા ભોગવનારને બ્રાહ્મણ કહેવામાં આવે છે. તમે વિપ્રજનો તે શબ્દને જાતિવાચક ગણીને મિથ્યા વરણનું અભિમાન ધારણ કર્યુ છે. તમે બ્રહ્મલક્ષનું સ્મરણ ધ્યાન પણ કરતા નથી અને આ પૃથ્વી પર અવતરેલા અવતારી પુરૂષો અને દેવીઓના નામનો પુજાપાઠ કરો છો. જે વેદના ન્યાયે તમે બ્રાહ્મણ નથી.

**ब्रह्मज्ञान ब्राह्मणकी करीया, भुल गये तुम तेही ।**

**अब तो साधन करत देवके, कलुके विप्र सबेही ।। (८६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે વિપ્રજનો ! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી બ્રાહ્મણ થવાની ક્રિયા તે તો તમે ભુલી જ ગયાં. તે તન મન સહિત ઓમકાર પ્રણવને સમ કરી, વિદેહ દશા પ્રાપ્ત કરવાની ક્રિયા ત્યજી દઇ દેવ દેવીઓની સાધના કરો છો. તેથી તમે ખરા બ્રાહ્મણ નહિં પરંતુ આ કળીકાળમાં નામના બ્રાહ્મણ તરીકે તમો ઓળખાવો છો.

**जेही ज्ञाननसे विप्र भये ते, तेही तजीये तुम केहु ।**

**ब्रह्मतेज तव गये सबनके, आगली जात रहेहु ।। (८७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ? પુર્વ કાળનાં બ્રાહ્મણો સમદમ આદી ખટ્ સંપત્તિ સાધીને નિજ પ્રણવ લક્ષની આરાધના કરી, બ્રહ્મદશા પ્રાપ્ત કરતા હતાં તેથી તેમનાં બ્રહ્મતેજનો પ્રકાશ સર્વનાં ઉપર પડતો હતો. જેથી ભવભરનાં લોકો તેમને ગુરૂ તરીકે માનીને તેમની સેવા પુજા કરતા હતાં તે બ્રહ્મ લક્ષને પ્રાપ્ત કરવાની ક્રિયા જ્યારથી તમે છોડી દીધી ત્યારથી તમારામાં બ્રહ્મતેજ રહ્યું નથી. એ બ્રહ્મવાચક શબ્દને આજે તમે જાતિવાચક તરીકે ગણીને બ્રાહ્મણના નામથી ઓળખાવો છો. પરંતુ એ બ્રહ્મ લક્ષ તમારામાં રહ્યો નથી.

**तेही आगले तुमसे कया हवीतव, जुवो विचार करीनके ।**

**जेही तेही जातिनमे जन्मीतके, पितु ओरू उद्र दरीनके।। (८८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે વિપ્રજનો ! પ્રાચીન કાળમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને જે બ્રાહ્મણો થયાં, તે જેવી તેવી જાતિનાં તેમના માત પિતા હતાં. ત્યાં જન્મ ધારણ કરીને મહાન વિદેહ દશાના પ્રતાપી પુરૂષો પાકયાં હતાં. તે બ્રહ્મદશા પ્રાપ્ત કરવાની ક્રિયા અત્યારે તમારાથી થઇ શકે તેમ નથી તમે તો ખાલી જાતિવાચક તરીકે બ્રાહ્મણ નામનું મિથ્યા અભિમાન ધારણ કરી રાખ્યું છે.

**ब्रह्मवेत जेतने जुग भरमे, हुते तुमारे पक्षी ।**

**तिनसेद्रोह करीत दुरमति गत, ब्रह्मसे भये अलक्षी ।। (८९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! આદી કાળનાં બ્રાહ્મણો બ્રહ્મજ્ઞાની, બ્રહ્મવેત્તા તમારા પક્ષનાં જ હતાં. પરંતુ તમે જાતિ વર્ણનું અભિમાન ધારણ કરી, તેમની સાથે દ્વેષ દ્દષ્ટિ રાખીને તેમનો દ્રોહ કરીને દુર્બુદ્ધિવાળા થયાં. ત્યારથી જ તમારી પાસે બ્રહ્મ લક્ષ રહ્યો નથી. તે કારણને લઇ તમે કર્મકાંડની ક્રિયાઓ કરવા લાગ્યાં.

**ब्रह्म अलक्ष भये कया उबरीत, होय गये तुल सुदरके ।**

**पीछे अधिकता रही न तुमकी, हवी तव भव सरभरके ।। (९०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે બ્રાહ્મણો ! જ્યારથી તમે બ્રહ્મ લક્ષ ત્યજી દીધો, ત્યારથી જ તમે શુદ્ર બુદ્ધિવાળા થઇ ગયાં છો. એ બ્રહ્મજ્ઞાનનો અધિકાર તમારામાં રહ્યો નથી. એ કારણથી તમારો પ્રભાવ પડતો નથી અને ભવભરનાં લોકો સરખા તમે થઇ ગયાં તેથી તમારું શ્રેષ્ઠપણું રહ્યું નથી.

**भव सरभरके भये जदीपसे, उबरे नहि अधिकारू ।**

**तिनकी करीत ओ लांग अभागी, उद्र भरतके सारू ।। (९१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે", હે બ્રાહ્મણો ! જ્યારથી તમે સંસારનાં લોકો સરખા થઇ ગયાં, ત્યારથી તમારો અધિકાર નષ્ટ થઇ ગયો છે. તમે બ્રહ્મ લક્ષનું ઉલ્લંઘન કરીને મહા અભાગી થયાં છો. તેથી તમારે ઉદર નિર્વાહ માટે કર્મકાંડ કરવું પડે છે.

**चढीत शुर संग्रामे ज्यौं त्ये, आयुध सकल गमाई ।**

**ते क्या लडे अरीके सनमुख, कर हथियार विनाई ।। (९२)**

જેવી રીતે કોઇ શુરવીર નર લડવાના હથિયારો ગુમાવી દઈને રણસંગ્રામમાં શત્રુઓની સાથે લડવા જાય છે. તે હથિયારો સિવાય જીત મેળવી શકતો નથી અને છેવટે હારી જાય છે.

**ब्रह्मज्ञान हथियार तमनके, छोडी दीये जदीपसे ।**
**ब्रह्मवेतसे वाद करंता, जीत न होय कदीपसे ।। (९३)**

ઉપર જણાવેલા દષ્ટાંતના ન્યાયે હે વિપ્રજનો ! તમે બ્રહ્મજ્ઞાનનું હથિયાર જે બ્રહ્મલક્ષ હતો, તેને ગુમાવી દીધો છે. તે કારણને લઇ હવે બ્રહ્મવેત્તાઓ સાથે તમે વાદ કરવા સંબંધમાં જીતી શકશો નહિં. તેથી તમારે શરમાવા જેવું ગણાય.

**हम तो हे ब्रह्मलक्ष परंतु, निज कैवलके वेत्ता ।**
**तिनकी कछु न राखी कायना, अरे अभागी अचेता ।। (९४)**

હે વિપ્રજનો ! તમે તો બ્રહ્મલક્ષથી પણ પરવારી ગયાં અને હું તો નિર્ગુણ બ્રહ્મની પાર રહું છું. હું નિજ સકર્તા ધણીનો પરમ વિશેષ અંશ હોવાથી તેમની સાનિધ્યમાં હંમેશા રહું છું તેમની પરમગતિને સંપૂર્ણ જાણું છું. માટે હું કૈવલવેત્તાના નામથી ઓળખાઉ છું તે કૈવલકર્તાનો તમે જરાપણ ડર કે ભય રાખ્યો નથી એટલા જ માટે તમને કહેવું પડે છે કે, હે અભાગી અચેત બુદ્ધિનાં તમે બ્રહ્મલક્ષ પણ રાખી શકયાં નથી.

**अे तो कही भुल ब्राह्मणकी, सारसपुर सबनकी ।**
**आगळकी तो जमही तमही, आ कळीकाळ अबनकी ।। (९५)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અત્યાર સુધી જે ભુલનું વર્ણન કરી જણાવ્યુ, તે સારસાપુરીનાં બ્રાહ્મણોની સન્મુખ આ વાત ચર્ચાયેલી છે. આગળ ભુતકાળનાં વિદ્વાન બ્રાહ્મણો તો જેમ હશે તેમ જ હશે, પરંતુ આ કળીકાળનાં બ્રાહ્મણો મહા જડ બુદ્ધિવાળા હોવાથી અમારાં સકર્તા સિદ્ધાંતમાં આવનાર જીજ્ઞાસુજનોને આડ અંતરાય કરીને રોકી રાખનાર અને કાયમ ધર્મની નિંદા કરનાર સારસાપુરીનાં બ્રાહ્મણોએ ઘણો વિરોધ કર્યો છે. છતાં તેમનાં પ્રત્યે દ્વેષ ભાવથી નહિં જોતા પણ શિખામણની દષ્ટિએ આ વચનો કહ્યાં છે અને અમારી પાસે આવતાં સંત સજ્જનો બ્રાહ્મણોની વાત સાંભળીને ડગી ના જાય, એટલાજ માટે કહેવાની જરૂર પડી છે.

**ओर अपलक्षन केतक बरनु, मादक सहित भखानु ।**

**अेही तो डुबे ते डुबे इश बेपण, खराब कीये जीजमानु ।। (९६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ કળીકાળનાં બ્રાહ્મણો વિષે હું કહી કહીને કેટલું કહું ! તેમનાં દુર્ગુણો અને અપલક્ષણો ઘણાં અધમ હોવાથી તેમને મનુષ્ય તરીકેની ગણત્રીમાં પણ ગણવા જેવા રહ્યાં નથી. તેઓ મદ્યપાન અને અભક્ષ્યનું ભક્ષણ પણ કરે છે એ કારણને લઈ બ્રાહ્મણો અને તેમનાં ઈષ્ટો ડુબ્યા તો ભલે ડુબ્યાં પરંતુ યજમાનોને પણ ખરાબ કર્યા. તેથી તેમનો જેટલો તિરસ્કાર કરીએ તેટલો તેમનાં માટે ઓછો પડે તેમ છે.

**नहितर तो तारत मे सबकु, नगर सकलकु सोइ ।**

**पण तुमेरे संगीत जेतने भर, तेतने तरे न कोइ ।। (९७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સારસાપુરી નગરમાં વસનાર સર્વે લોકોને તારવાની મારી ઈચ્છા હતી. પરંતુ તે સારસાપુરીનાં સર્વજનોએ દુષ્ટ બુદ્ધિનાં બ્રાહ્મણોનો સંગ કર્યો. ત્યારથી મને નક્કી થયુંકે, હવે મારું વચન માનશે નહિં એવું જાણીને મેં તેમને ત્યજી દીધાં છે.

**जो कदपी अबसे तिनकु तज, मीले हमनकु जेही ।**

**पीछले प्राछ निपात करीनके, करता मेलु सदेही ।। (९८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સારસાનાં લોકો હજુ પણ બ્રાહ્મણોનો સંગ ત્યજીને જો મને આવી મળે તો તેમના પાછલા પાપ સર્વ નિવારણ કરી, સદેહે તેમને નિજકર્તાનો મેળાપ કરાવું.

**प्राछत ते तुमेरी संघतके, कळीके काट कटाइ ।**

**परम धाममे लेइ वसावु, निज लक्ष नाम रटाइ ।। (९९)**

"ભગવાન કરૂણાસાગર સારસાપુરીનાં સર્વ લોકોને કહે છે કે ! તમને જે કાંઈ પાપ લાગ્યું હોય, તે બ્રાહ્મણોનાં સંગનું જ પરિણામ છે. હવે તમે શુદ્ધ ભાવ ધારણ કરીને મારા શરણમાં આવો તો કળીકાળના કર્મનો ચઢેલો કાટ કાઢી નાંખીને મારા અમરમંત્રનું રટણ રટાવી તમને કૈવલધામમાં લઈ જઈને વસાવું.

**कहन हुती ते कही हमनने, शिखकी न्याय लखीनके ।**

**जेही जीनकी अवगुणता हवीतव, तेही तिनकी कही जीनके ।। (१००)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," જેને જે કહેવા ઘટતુ હતું, તે ન્યાય દષ્ટિએ સત્ય વચનો કહીને શિખામણ આપી છે જે જેના જેવા અવગુણ હતાં તે સર્વ કહી બતાવ્યાં છે. પરંતુ કોઈનો અપવાદ કર્યો નથી.

**अेही परकारन हुती हमनकु, अमरीखता उर सेती ।**

**सेज निकस गइ अना सुरतसे, अंतर नहिन हमेती ।। (१०१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રાહ્મણોને સંબોધી જે કઠીન વચનોનો ઉચ્ચાર કર્યો છે તે નિર્દોષ ભાવે સહેજાસહેજ અમારા અંતર હૃદયમાંથી નીકળેલા છે, પરંતુ અમારી દષ્ટિમાં દ્વેસ કે રોષ જેવું કંઈ જ નથી. જે જે વચનો કહ્યાં છે તે શિખામણ રૂપ હોય, સર્વના ભલા માટે કહ્યાં છે, પણ અમને કોઈના પ્રત્યે ઈર્ષા કે અદેખાઈ લેશમાત્ર નથી.

**सकल वनस्पतिमे ज्यौं चंदन, अति शीतलइ जीनकेहु ।**

**प्रगटे वहन मथन कीये जीनसे, आगम काहाहु तेहु ।। (१०२)**

" પરમ કૃપાનીધિ કહે છે કે, " અમે બ્રાહ્મણો વિશે જે જે કાંઈ વચનો કહ્યાં છે, તે ઈચ્છા કરીને નહી પણ સહેજ સ્વભાવે કહેલાં છે, જેવી રીતે વૃક્ષજાતિમાં મલીયાગીરી ચંદન અતિ ઉત્તમ હોય, બહુ શીતળતા ધરાવે છે. છતાં કોઈ મનુષ્ય તેની સાથે બીજું ચંદનનું લાકડું ઘસે, તો તેમાંથી અગ્નિ પ્રગટ થાય છે. એ દષ્ટાંતનાં ન્યાયે અમે આગળ જે જે વચનો કહેલા છે તે ચંદન વૃક્ષની માફક સમજી લેજો.

**हम तो सदा शितळ चंदन वत, नहि कीनुं वेर वरगही ।**

**शान्ती सहुर भरीत तन मन ल्यौं, रोम रोम रग रगही ।। (१०३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમે સદાસર્વદા ચંદન સમાન હોવાથી અમને કોઈની સાથે વેરવરગ રેખમાત્ર નથી. અમારા તનમનનાં વિશે રોમરોમ અને રગેરગમાં પરમશાંતિનું સહુર ભરેલું હોય. અમારા નેણ વેણ અતિ શિતળ છે.

**जो कदपी कीलमीस कंचीत भर, हवे हमेरे तनमें ।**
**असंख्य जुगनके भरम छेदनके, गाजु नहि गगनमे ।। (१०४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જો કદાપિ અમારા તનમનમાં કિંચિત માત્ર રાગ દ્વેશ હોત તો અનંત યુગોનાં કરમ ભરમને છેદી નાંખી, કૈવલજ્ઞાનની અતિ અદ્દ્ભુત ગર્જના ગગનમાં અમો કરી શકત નહિં જેથી અમો સર્વજ્ઞ ગતિના પરમપુરૂષ હોવાથી સર્વે જીવોનાં તારણહાર છીએ.

**निज करतार सजे संकल्पसे, प्रंथम पेज पसरीतकी ।**
**कांहां कहुं तारीपता तिनकी, मेलीतव अति मसरीतकी ।। (१०५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ પ્રથમ શુદ્ધ સંકલ્પ કરીને, તેમાં પરમ અલૌકિક યુક્તિઓ કરીને જે અનેક અંકુરોનો પસારો કર્યો છે. તે અતિ અકળ ગતિનો છે. તેમાં ઘણી વિભુતિઓ મિશ્રવત્ પણે મેળવેલી હોય તો તેની પ્રશંસા હું કેવી રીતે કરી શકું ? એ શુદ્ધ સંકલ્પમાંથી નિજપરમ પતિએ અમને પરમ વિશેષ અંશને પ્રથમ ઉત્પન્ન કરેલા હોવાથી તે સર્વે હકીકત અમે જાણીએ છીએ.

**मसरीत सो अेक अेकमे अन अन, समळ सबेह तनेहुं ।**
**हलण चलण अेकताय समोहीत, न्यारे लक्ष जनेहु ।। (१०६)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અંકુરોની મુળ રચના અતિ ગુપ્ત અને અકળ ગતિની હોય, આશ્ચર્યચકિત કરી નાંખે એવી નિજસકર્તાએ કરી છે તે એવી રીતે કે, આકાંક્ષાઓ આકાંક્ષાઓ સાથે, અંતસકરણ અંતસકરણ પરત્વે, અવસ્થાઓ અવસ્થાઓ, પરત્વે તત્વો તત્વોની સજાતિમાં, સંભસકરણ અને વ્યવસ્થાઓ અન્યોઅન્ય એકબીજાની સાથે, એજ રીતે ભાવનાઓનાં ઓછાવત્તા ભાગ અન્યોઅન્ય મળ્યાં છે એજ પ્રકારે ગુણ, ગણ, પ્રકૃતિ અને

પુરૂષ જેનાં જે સજાતિ તત્વો છે. તેની એકતામાં મળેલા હોવાથી મિશ્રવત્ પણે એક સમુહનું રૂપ બંધાયેલું છે. છતાં પ્રત્યેક શરીરોમાં ક્રિયા ન્યારી ન્યારી થાય છે. તેની અદશ્ય ગતિની સમજ નિજલક્ષાર્થીને નિજદષ્ટિએ દશ્યમાન થાય છે. તે બિજગનું મુખ ઉર્ધ્વગામી થાય અને નિજ અંશ બાહ્યદષ્ટિને અંતર દષ્ટિમાં સમાવી, અંતરદષ્ટિને અંકુર સાથે એકમેક કરે અને સર્વજ્ઞ પરમગુરૂની કરૂણા ઉતરે ત્યારે અરૂપમાંથી અનુપમ સ્વરૂપ પ્રગટ થાય છે તે સ્થિતિ પ્રાપ્ત કરનારો જ જાણી શકે છે.

**निज आपने अहंमेव सकर्ता, केही विधि करत रचेही ।**
**जेही अंश जीनमे परवेशीत, तिनमे तेही पचेही ।। (१०७)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા પતિએ પોતાનો શુદ્ધ ભાવભરીને અંકુરોની આદ્ય સર્વ કતની રચના હિરણ્યગર્ભ ગતિની અતિ અદ્‌ભૂત કરી છે. ઘાટ ઘાટ પરત્વે જે જે તનુમાં જે જે અંશને વસાવ્યો. તેમાં તેની દષ્ટિ પચી જવાથી તે ઘાટરૂપ થઈને વર્તે છે. આવી રીતે સર્વ અંશોને પોતાનો ઘાટ અધિક પ્રિય લાગતો હોવાથી દેહનાં અંત સુધી તે દેહનો ભાવ છુટી શકતો નથી એ કારણને લઈ જે અંશનો જેવો ભાવ તેવા શરીરો ધારણ કરવા પડે છે.

**नर तनमे नरकी मानीनता, नारे नार हनुपा ।**
**उभये अंश सजात हुते पण, तनसे भिन्न जनुपा ।। (१०८)**

જ્યારે નિજસકર્તા પતિએ ચોરાસી લાખની આદ્ય લઈ દેવ, દાનવ, અને માનવ જેની જે યોની હોય તેમાં નર અને નારીનાં બંને પાત્રો બનાવ્યા છે, જે અંશ નરના તનુમાં વસ્યો, તેને નરપણાની માન્યતા, ભાવ અને અભિમાન સદા સર્વદા રહે છે એવીજ રીતે નારીનાં તનુમાં જે અંશ વસ્યો, તેની તે માન્યતા શરીર સાથેનો પ્રેમ અને અહંભાવ તેજ પ્રકારનો હોય, કાયમનાં માટે તે રૂપ થઈ વર્તે છે. એ બંને અંશો સજાતિએ એકજ કરૂણેશ પતિના છે, છતાં ઘાટના સંયોગે ઘાટમાં દષ્ટિ પચી જવાથી આ દેહ એજ હું છું. એમ કહે છે એ કારણને લઈ ઘાટપક્ષે જુદાં જણાય છે.

**ज्यौं काचनके करीत नार नर, अंतर रख अविकासु ।**
**भरीत अरग केफनके तिनमे, जीनके अकळ सवासु ।। (१०९)**

દૃષ્ટાંતે જેમ કાચનાં બે પુતળા બનાવ્યાં એક નરનું અને બીજું નારીનું એ બન્ને પુતળામાં અવકાશ રાખવામાં આવ્યો છે. તેના વિષે કળી ન શકાય એવી કેફી રકમોનો અર્ક સરખા પ્રમાણમાં ભર્યો છે તેની અંદર જે પ્રવેશ કરે, તેનો સહેવાસ થવાથી તે રૂપ બનીને તેવુંજ બોલવા લાગે છે.

**युगल पुरूष तिनमे पसवायत, विंदल हुते जनमके ।**
**चढ गये नशा अघोर करीत जे, निजपति करत इलमके ।। (११०)**

ઉપર જણાવેલાં કાચના તૈયાર કરેલાં બંને પુતળામાં ચૈતન્ય બ્રહ્મનાં અંશ (ઓહમ્ અને સોહંમ) પ્રેરક કર્યા તે આદ્યથી જ વ્યંઢલ એટલે નપુશક હોય, તે પુતળામાં પ્રવેશ કરતાંની સાથે રોમે રોમ અને રગે રગમાં પ્રસરી વળ્યાં. ત્યારે તરતજ કરૂણેશ પતિનો સજાતિ ચૈતન્ય અંશ આવીને બિરાજમાન થયો ત્યારે જ તેને ભરેલાં કેફનો અઘોર નશો ચઢી ગયો તેજ નિજ સકર્તા પતિનો અજાયબી ભર્યો અકળ ઈલમ કરેલો છે.

**जेही इलमकी वासनसे भव, भुल गये निज भानु ।**
**जेही जीनुं उपले तन काचनके, रहे सकलकु ज्ञानु ।। (१११)**

આવી રીતે નિજકર્તાનાં કરેલા ઈલમવાળા તનુમાં જયારથી અંશો વસ્યાં ત્યારથી નિજસ્વરૂપનું ભાન ભુલી ગયાં છે અને શરીરનાં ઉપલક વહેવારનું જ્ઞાન રહ્યું કે આ શરીર એ હું જ છું. એવું માનીને શરીરનાં વિષય સ્વાદમાં સર્વ અંશો પચી ગયાં છે જેથી કોઈપણ નિજનો વિચાર કરી શકયા નથી.

**पुरूषनके काचन तन महीके, कहे हमही पुरूषे हुं ।**
**नारनके काचन तनके जन, कहीतम नार हमेहु ।। (११२)**

ઉપર જણાવ્યાં પ્રમાણે પુરૂષરૂપી કાચના પુતળામાં વસેલો અંશ તનુ અસ્મિનું આવરણ ધારણ કરીને કહે છે કે, હું પુરૂષ છું. એવી જ રીતે નારીનાં તનરૂપી કાચના પુતળામાં આવેલો અંશ શરીરનાં સંગદોષે કરીને કહે છે કે, હું સ્ત્રી છું એવો દાવો રાખીને શરીરનાં પ્રેમમાં વશ પડી તેજ પ્રમાણે સર્વ જીવો અનુસરે છે.

**देखो एही निजपतकी कुदरत करीतव केही परकारू ।**
**केतेक संच भरीत तन तनमे, अहो धन्य करीत विचारू ।। (११३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા સર્જનહાર સ્વામિએ સમસ્ત સૃષ્ટિની આદ્યે અનંત તનુઓના કતની કુદરત અકળ ગતિના વિચારથી કરેલી છે, તેને હે અંશો ! તમે જ્ઞાન દષ્ટિએ જોઈને નિર્ણય કરો કે, એક એક તનુમાં કેટલાય સંચ ભર્યા છે. તેનો પાર પામી શકાય તેમ નથી એવી અનેરી કુદરતનાં કરનાર તમે કયાં પ્રકારે રચના કરી છે એમ વિચારીને હે આદ્ય સકર્તા ધણી આપને અનેકવાર ધન્યવાદ હો.

**उलट सुलट अवळा सवळीनकी, गुंचवण करीत अनंतु ।**
**अनंत पेच आव्रीत अंशनके, करीत वास तेही तंतु ।। (११४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ સર્જન કરેલા સમસ્ત જગતમાં અસંખ્ય શરીરોની રચના ઉલટ સુલટ તત્વોં મેળવીને અવળ સવળની ગુંથણી કરેલી છે તે સર્વ તનુઓમાં જુદો જુદો વળ ભરેલો હોય, તે કારણને લઈ અનંત પ્રકારની ક્રિયા થતી હોવાથી તેની યુકિતઓ ન્યારી ન્યારી છે તે તનુમાં આવીને નિજ અંશે નિવાસ કર્યો છે.

**अगणित संच भरीतके पुद्गल, कळीत नहि कीन केहुं ।**
**अजभव आद्य पुरूष शकित सुर, तांहां लगी लहत न जेहुं ।। (११५)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ કૈવલ કર્તાએ ભવભરમાં અગણિત તનુઓ રચીને તેમાં અનંત પ્રકારનાં સંચ ભર્યા છે તેમની અકળ કળાને કોઈપણ કળી શકે તેમ નથી. મનુષ્યથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવલોકો સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધી શરીરોનું સર્જન કર્યા પછી સર્વ અંશોને વસાવ્યા છે એ કારણને લઈ અંશો જાણી શકયાં નથી.

**पुम परधान लहीत नहि जीनकी, तिनु जनीत क्यौं तुमकु ।**
**देहो जवाब साफ करी सरल, संशे रहित नहि हमकुं ।। (११६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતભરમાં અનેક ઘાટોની રચના ભિન્ન ભિન્ન પ્રકારે કરી છે. તેમાં તત્વો તત્વો પ્રત્યે મિશ્રણપણે મેળવીને દશ્ય અદશ્ય અનંત પ્રકારની હિરણ્ય ગર્ભિત અદ્‌ભુત કરામત કરી છે જેને આદ્યશકિત અને નિરંજન મહાન ગતિનાં હોવા છતાં જેમ છે તેમ જાણી શકતાં નથી જેનો જવાબ સિર્ગુણ નિર્ગુણનાં ઉપદેશક આચાર્યો તમે જ્ઞાની તરીકેનો દાવો રાખતાં હોય, તો સરળતાથી સમજી શકાય, એવી રીતે રજેરજનો ખુલાસો કરીને સંશય ના રહે એ પ્રમાણે ઉત્તર આપો.

**सावधान हो सकल समजसे, अति आक्रंत धरीनके ।**
**तदीप समजसो कही हमनकी, लंज न परे फरीनके ।। (११७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વેદશાસ્ત્રનાં જ્ઞાતાઓ ! દશ્ય અને અદશ્ય તત્વોનાં કતમાં વિખરાયેલી સર્વ પ્રકારની સમજણને સંકેલી તમે તમારી નિજજાણમાં અતિ સાવધ થાઓ અને અલ્પ તત્વોનો સંગ છોડી, મહાતત્વોનું અતિ આક્રત ધારણ કરી અમારા સન્મુખ થાઓ તો અમારા અલૌકિક સર્વજ્ઞ ગતિનાં વચનોનો વિચાર કરવાથી અને અનેક પ્રકારનાં સંશયોનું નિવારણ થશે.

**सुनो करण धरी कहत तेहुनकी, शकित पुरूष न लहीतके ।**
**तनु तरपनकी जाण जेहुनकु, वेत नहि निज वितके ।। (११८)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હે સિગુર્ણ નિર્ગુણનાં ઉપદેશક આચાર્યો ! તમેકર્ણ ધરીને સાંભળો ચૌદ લોકની આદ્ય ત્રણ ગુણનાં દેવો સહિત સર્વના શિર ઉપર વિશેષ વિભુતિવાળા આદ્યશકિત અને નિરંજન તનુ રચનાની હકીકત જાણે છે. પરંતુ નિજ ચૈતન્ય અંશ સકર્તાપતિનો સ્વજાતિય હોય, તેને તેઓ જાણતાં નથી તો પછી આદ્યકર્તાને કેવી રીતે જાણી શકે ? તે આપનપુ અને પતિપદની ગમગતિ વિના ભવભરનાં સિદ્ધાંતવાદીઓ અજાણ રહી ગયાં છે.

**ओरू पुरूषनकी भुल जनावत, के हमही पुरूषनही ।**

**पुम परधान विना जेही चैतन, तेन परीत जीनु जनही ।। (११९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમે સર્વજ્ઞ ગતિના પુર્ણ પુરૂષ હોવાથી સમસ્ત જગતનાં સર્વ નરજાતિની આદ્યે, આદ્યશકિત અને નિરંજન સુધીની મોટામાં મોટી ભુલ પડી છે તે તમને સર્વને જણાવીએ છીએ કે નિરંજનથી લઈ ભવભરમાં જેટલો પુરૂષ વર્ગ છે અને આદ્યશકિત સહિત જેટલો સર્વ સ્ત્રી વર્ગ છે. તે બંને પક્ષના તનુધારી ઘણાં જ્ઞાની મહાપુરૂષો થયાં હશે પરંતુ પોતાનું નિજસ્વરૂપ અત્યાર સુધી કોઈએ યથાર્થ ઓળખ્યું નથી.

**चैतन एेक सजात दोहुनके, अगसे अंध भयेहु ।**

**नरमादा हवीतवके सुतही, ब्रह्मा विषन माहेहु ।। (१२०)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," પુરૂષ અને પ્રકૃતિ એ બંનેના તનુઓના સજાતિય ચૈતન્ય અંશ એકજ સકર્તા પતિના છે. પરંતુ શરીરનાં સંગદોષે અતિ અઘોર અજ્ઞાન આવવાથી નિજસ્વરૂપને જાણી શકયાં નથી. એ પુરૂષ પ્રકૃતિનાં સંજમે કરી, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ પુત્રો તેમના ઉત્પન્ન થયેલાં છે.

**निज करतार संचके तनकी, याहां लग नहि मालमही ।**

**तो पीछे फेरी कुन गनीतमे, इतके सकल आलमही ।। (१२१)**

" પરમ કૃપાનીધિ કહે છે કે, " બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત અને નિરંજન જેવા મહાન વિભુતિવાન હોવા છતાં તેમને નિજ ચૈતન અંશની ખબર નથી તો પછી જગતભરના બીજાં દેવ, દાનવ અને માનવ તે સર્વને ચૈતન અંશની જાણ હોય જ કયાંથી ?

**एेही परकार संचके एेही तन, जीनमे फसे सकलही ।**

**आपनु आप लहत नहि एेही मम, तो करता क्यौं कळही ।। (१२२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરના દેવ, દાનવ અને માનવ સર્વ શરીરોમાં નિજકર્તાએ ગણી ના શકાય એટલા સંચ ભર્યા હોય, તેમાં સર્વ અંશો ફસાયને પચી ગયેલા છે. તે કારણને લઈ પોતાના નિજસ્વરૂપને જાણી શકયાં નથી તો પછી પોતાના સ્વજાતિ સકર્તા ધણીને કેવી રીતે ઓળખી શકે ?

**आपनपु न लहेतो न लहे, जनीत न तन जंतरकी ।**
**निज करतार लहे क्यौं करीके, जाण न जीनुं करतकी ।।    (१२३)**

હે નિજકર્તાના અંશો ! તમે તમારું નિજસ્વરૂપ જાણીને અત્યાર સુધી ઓળખ્યું નથી તે નિજ સ્વરૂપ તો ઓળખ્યું નથી પરંતુ તત્વના ક્રતથી રચાયેલું આ તનરૂપી જંતર તેને પણ તમે ખોજ કરીને જાણ્યું નથી તો પછી નિજકર્તાએ આવા અસંખ્ય જંતર બનાવ્યાં છે તે અકળ કળાના કરનાર સકર્તા સ્વામિને તમે કેવી રીતે જાણી શકશો ?

**अेही परकार भुले निज पतकु, आद्य थकी अबलगही ।**
**तनसे अलग रहनके अनुभव, जानत नहि कोउ जगही ।।    (१२४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગત રચનાની આદ્યથી સર્વ અંશ દેહવિલાસના મોહમાં પડવાથી પોતાના અંશ સ્વરૂપને તેમજ નિજપતિને ભુલી ગયા છે તે અત્યાર સુધી પાછા ફરીને કોઈએ જોયું નથી. પોતાના નિજસ્વરૂપને ઓળખવાનો અનુભવ આ શરીર રચનાથી અલગ રહ્યો છે, તે ભવભરના સામાન્ય કે વિશેષ અંશો કોઈપણ જાણીને તે પ્રાપ્ત કરી શકયાં નથી.

**अेही परकार तारीपके तनमे, हमने कीये निवासु ।**
**रज तज संच सकल मोइ मालम, जहां ल्यौं सफुर विलासु ।। (१२५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ અવ્યકત વિભુતિઓનું અતિ અદ્દ્ભુત તારીપવાળુ તનુ તૈયાર કર્યુ તેમાં મેં પરમ વિશેષ અંશે આવી નિવાસ કર્યો છે, જેથી રજતજથી લઈને શરીરોનાં સર્વ સંચોની ગતિની મને ગમ છે. વળી સકર્તા સ્વામિના સંકલ્પની સ્ફુરણાથી જગત વિલાસનો વિસ્તાર જયાં સુધી થયેલો છે ત્યાં સુધી જોઈને હું જાણી શકું છું.

**अवतारन अनसुज सकलको, सुज करीनके बरने ।**

**दुनी डुबावन द्विज सकलने, नांखे जीव अशरने ।। (१२६)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," અવતારી ઈશ્વરોને પોતાના સ્વરૂપની તેમજ નિજકર્તાની ખબર નથી છતાં દ્વિજો એટલે વિપ્રજનોએ સજાણ જાણવાળા છે. એમ સમજાવી જગતનાં જીવોને ડુબાવી દીધાં છે અને આ સંસારનાં જીવો અલ્પજ્ઞ ગતિના અણસમજુ હોવાથી આજ તમારા ખરા નિજકર્તા છે. એવું વિશેષ વર્ણન કરી જીવોને સકર્તાનાં શરણમાંથી છોડાવી નાશવંત દેહધારીના અશરણમાં વળગાડી દીધા છે.

**अशरन सो अवतार जजाइत, निजपति विमुख करीनके ।**

**अरे अधर्मी थपन कीये तुम, जीव करतार करीनके ।। (१२७)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," વિપ્રજન આચાર્યોએ જીવદશાવાળા અવતારી ઈશ્વરોનુ નિજકર્તા તરીકે સ્થાપન કર્યુ છે. ભવભરના જીવોને નિજકર્તાથી વિમુખ કરી, અધર્મી આચાર્યોએ અવતારી ઈશ્વરોનાં શરણમાં વળગાડી તેમનું ભજન પુજન કરાવ્યું છે.

**निजकरता नहि धरीत अवन तन, पंचतत्वके कबही ।**

**थपन कीये तुम निज स्वारथके, जुग त्रेहेताके अबही ।। (१२८)**

" મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામિજી કહે છે કે, " નિજકર્તા કદાપિ પાંચ તત્વોનો દેહ ધારણ કરીને અવતાર લેતા જ નથી છતાં સ્વાર્થી આચાર્યોએ ત્રેતાયુગમાં થઈ ગયેલા રામચંદ્રજીની મૂર્તિનું આ કળીકાળમાં સ્થાપન કરીને જગતના જીવોને સમજાવ્યું કે, આજ તમારા ખરા કર્તા છે એમ મનાવી તેમનાં નામ સ્મરણમાં લગાડી દીધા છે.

**जुगन चतुरके च्यौं अवतारन, ते तो गुणके भयेहु ।**

**कोटी कल्प आगले भवजुगमे, नहि अवतार कहेहुं ।। (१२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચાર યુગનાં વિશે ગુણોના ચોવીસ અવતાર થયાં છે પરંતુ ચાર યુગ પહેલાં કરોડો કલ્પયુગ વિતિ ગયાં, તેમાં એકપણ અવતાર થયો હોય એવું કોઈએ કહ્યું નથી તો તે સમયના જીવો કોને ભજતા હશે ? એનો કોઈએ વિચાર કર્યો નથી.

**आ तो अब तुम अज उचरनके, भये निगम अधिकारू ।**
**आद्य अंत मघ्यकी गम गतिया, तिनके नहि विचारू ।। (१३०)**

હે વિપ્રજન આચાર્યો ! બ્રાહ્માજીના ઉચ્ચારેલા ચાર વેદનો તમે ઉપલક દષ્ટિએ અભ્યાસ કરીને વેદના અધિકારી થયા છો. પરંતુ સુક્ષ્મ દષ્ટિએ વેદનું વિલોકન કરીને આદ્ય, મધ્ય અને અંતનો વિચાર કરીને જોયું નથી, કે આ જગતનું સર્જન અને વિસર્જન કરનાર કોણ છે ? તે કર્તાની અત્યાર સુધી તમે ખોજ કરી નથી.

**माटे लहत नहि निजकरता, आपने निज आतमके ।**
**आव्रीत भये सकल इतके इत, तांहां लग नहि तुम गमके ।। (१३१)**

"પરમકૃપાનીધિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! તમે બાહ્ય દષ્ટિનાં કર્મકાંડમાં આર્થિક સુખની આશાએ જડ ઉપાસના કરવા લાગ્યાં અને દેહ વિલાસના આવરણમાં તમારું મન વિશેષ પ્રિતિવાળુ થયું ત્યારથી નિજ આત્માને જાણવાની જે લક્ષરૂપી ગમ હતી તે તમારી બેદરકારીથી ભુલી ગયાં એ કારણને લઈ ચૈતન અંશના સજાતિ નિજકર્તાને જાણી શકયાં નથી.

**तांहां लगकी गम क्यौं नहि तुमकु, कहुं जीनुं जाण जनाइ ।**
**नीगम कायदा इत लोकनके, निज करता न लखाइ ।। (१३२)**

"મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામિજી કહે છે કે," નિજકર્તાની ગમ નહિ પડવાનું જે કારણ છે તે તમને જણાવું છું. જે વેદના કાયદાઓનું બંધારણ કરવામાં આવ્યું છે તે આલોકથી લઈ ત્રણ ગુણના દેવ પ્રકૃતિ અને પુરૂષ સુધીનું હોવાથી જપ,તપ, યોગ યજ્ઞાદિ વગેરે શુભ કર્મો કરીને તેનાં ફળ ભોગવવા દેવધામોમાં જવું અને ભોગવીને પાછા આવવું એ પણ એક પ્રકારના વહેવારનું જ જ્ઞાન છે. તે બાહ્ય દષ્ટિના ભૌતિક સુખોનો ત્યાગ કરીને અંતરદષ્ટિએ નિજલક્ષ દ્વારા પોતાના ચૈતન અંશ સ્વરૂપને ઓળખવામાં આવે, ત્યારે નિજકર્તાનો લક્ષ લખી શકાય છે.

**तमे तो अेही वेदनके वगता, शकत पुरूष लग केहु ।**
**असंख काळ आगलेकी गमगत, ते तुम नहि जनेहुं ।। (१३३)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભુતિવાન સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, વેદોનો ઉચ્ચાર કરનાર હે વેદના આચાર્યો ! તમે વેદના જ્ઞાનથી આદ્યશકિત અને જયોતિનારાયણ સુધીના જાણકાર થયા છો પરંતુ અત્યાર સુધીમાં અસંખ્ય કાળ વિતિ ગયો છે તે પહેલાં નિજકર્તાને ઓળખવાની જે અગમ ગમ રહેલી છે તેને તમે જાણી શકયાં નથી.

**जो हमकु कहो तुम क्यौं जानत, काळ असंख परेकी ।**
**कुण अगम गत कीये तुमनने, हमकु जाण अरेकी ।। (१३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદ સિદ્ધાંતનાં આચાર્યો મને પુછે છે કે અસંખ્ય કાળ પહેલાંની ગમગતિ તમે શાથી જાણો છો ? એ અગમગતિની હકીકત તમને કોણે કહી જણાવી ? અને અમે તો વેદના કહેવા પ્રમાણે આ બાજુ પ્રકૃતિ અને પુરૂષ સુધીની વાત જાણીએ છીએ.

**जाण अरेकी कही हमनकु, सो तो निगम अरेकी ।**
**तुमही पण अबके उपजैले, क्यौं लही परम परेकी ।। (१३५)**

વેદમતના આચાર્યો કહે છે કે વેદમાં આ બાજુની જાણ જેટલી જણાવી છે તે પ્રમાણે અમે આ બાજુની હકીકત જાણીએ છીએ પરંતુ પરમગુરૂ તમે હમણાં જ પ્રગટ થયાં છો. તો તમે જગતની પરંપરા પહેલાંની વાત કેવી રીતે અને કેમ કરીને જાણો છો ?

**परम परेकी लही हमतीनकी, सुनीयो अकळ कळीनकी ।**
**नीगम चतुर बाबजकी परपद, अचळीत नहिन चळीनकी ।। (१३६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વેદ સિદ્ધાંતનાં આચાર્યો ચારવેદમાં જે પદ નક્કી કરી જણાવ્યું છે તેની પારનું અમારૂં નિજકર્તા પદ આવેલું છે. તેની અકળકળાની ગમ તમને જણાવીએ છીએ તે કૈવલપદ અચળ હોવાથી કોઈપણ કાળે કદાપિ ચલીત થતું નથી.

**अति अथाह थाह वीनकी अत, सो गत कहुं तमनकुं ।**
**होय परतित तुम जो गनीतव, आद्य पुरूष हमनकु ।। (१३७)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હે વેદ સિદ્ધાંતનાં જ્ઞાતાઓ ! અમારા નિજ સકર્તા ધણીનું કૈવલપદ અતિ અથાહ હોય, તેમનો થાહ લાવીને પાર પામી શકાય તેમ નથી તે કૈવલપદની અગમગતિ તમને જણાવું છું. તે જાણીને અમલમાં મુકી અંતર દષ્ટિએ નિજ અનુભવ કરજો અને ત્યારપછી અમારા ઉપર જો વિશ્વાસ આવે, તો અમે આદ્ય પુરૂષ છીએ એવું નક્કી સમજાય તો તમે અમારી ગણત્રી કરજો.

**आद्य पुरूष ते सृष्ट सकलकी, सरजे मोइ करतारा ।**
**शकित पुरूषनी सहीत अचरचर, पीछे करीत पसारा ।। (१३८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણના ઉપદેશક આચાર્યો ? નિજ સકર્તા સ્વામિએ અમને પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ સર્વે અંશોની પહેલાં ઉત્પન્ન કરેલાં છે અને અમારી નજર આગળ પુરૂષ પ્રકૃતિની આદ્ય સમસ્ત જગતનો પસારો તેમજ અનેક અંશોને ઉત્પન્ન કરેલાં છે જેથી અમે સર્વેની આદ્ય, મધ્ય અને અંત સુધીની તમામ ગમ ગતિને જાણીએ છીએ.

**करीत पसार सकल हम आगे, अणुं अजलग भवभरकी ।**
**तबते कछु न अजणीत हमसे, लहु गति अपरम परकी ।। (१३९)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અણુની આદ્યથી લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વગેરે સમસ્ત સૃષ્ટિનો પસારો નિજકર્તાએ મારી નજર આગળ કરેલો છે. તે કારણને લઈ સગુણ પસારાના આદી અંત અને નિર્ગુણ બ્રહ્મના પારની ગતિને હું યથાર્થ જાણું છું.

**छेवट अजके निगम विलोकीत, तुमकी गति अबयनकी ।**
**पण कोटीक अज भये हमन अग, मोइ गम पर तबयनकी ।। (१४०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો ! તમે તો બ્રહ્માજીના બનાવેલા વેદોનો અનુભવ કરી, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સુધીની વાતોને જાણો છો. પરંતુ મારી નજર આગળ અત્યાર સુધીમાં કરોડો બ્રહ્મા એક પછી એક થઈને ચાલ્યા ગયાં છે, તેની પહેલાંની ગમગતિને હું જાણું છું.

**नीधि अजनीके अरघ अरक्कु, तीनकी कुन गनीतके ।**
**करी करी मरो भले इतसे तुम, सुर तो नहि जनीतके ।। (१४१)**

" મહાન સમર્થ, સત્ શ્રીમંત કુવેર સ્વામિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! તમો સમુદ્રનું પાણી હથેળીમાં લઈ સૂર્ય મંત્ર ભણીને સૂર્યને અર્પણ કરો, છતાં સૂર્ય તો કંઈ જાણતો જ નથી સમુદ્ર આદી પૃથ્વી પર જેટલું પાણી છે તે બધું પાણી સૂર્યથી ઉત્પન્ન થયેલું હોય, તમારી અંજલીની ગણત્રી કોણ કરે તેમ છે ? માટે મન કલ્પિત એવી જુઠ્ઠી ક્રિયા કરી કરીને ભલે મરી જાઓ તો પણ તમારી કરેલી ક્રિયા કોઈને પણ પહોંચતી નથી.

**नीधि अंजनी जलके सम तुमकी, जाण जणीत सब केहुं ।**
**मोइ नीधिके महा अग्न परनकी, गम गत जाण सबेहुं ।। (१४२)**

સમુદ્રની અંજલી જેવી તમારી સર્વની જાણ જણાવી છે, મારી અગમગમ ગતિ સમુદ્રથી પાર રહેલાં મહાદ્ અગ્નિની પાર આવેલી છે. અર્થાત શુદ્ધ મહાદ્ અગ્નિનો પરમ વિશેષ અંશ જે સૂર્ય અને એ સૂર્યથી ઉત્પન્ન થયેલું સઘળું પાણી તે પાણીનો અવધિકાળ આવતાં સૂર્યમાં શોષાય જશે અને તે સૂર્યનો અવધિકાળ આવતા મહાદ્ અવ્યકત અગ્નિમાં સમાય જશે તે પહેલાંની અમારી અગમગતિ છે જેથી રજતજની આદ્ય સર્વને હું જાણું છું.

**जबते लहु आद्य अंतनकी, क्यौं न जनीत मघ केही ।**
**तो हमसे क्या छपीतव भवमे, रची रचना जब केही ।। (१४३)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હું સર્વજ્ઞ ગતિવાળો સજાણ જાણ સચેતન પુરૂષ છું. જેથી સૃષ્ટિ રચનાની આદ્યથી લઈ અંત સુધીની સર્વે હકીકતને જેમ છે તેમ જાણું છું તો પછી મધ્યની

જાણ મને કેમના હોય શકે ? જયારે મધ્ય વિશેની જે ગમગતિને જાણું છું, તો પછી ભવભરની રચના મારી જાણ બહાર કેવી રીતે રહી શકે ? એટલા જ માટે કહું છું કે મારી દષ્ટિ બહાર કંઈજ નથી તે સર્વેનો હું હિમાયતી છું.

**तत्वनकी ज्यौं उपज अगमसे, जेही वीधी हवीत तबनकी ।**
**पंचीकरण जेतने भव भरके, तेही सब जाण अबनकी ।। (१४४)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જે આદ્ય અવ્યક્ત તત્વો અગમ્ય ગતિના જેવી રીતે ઉત્પન્ન થયાં તેની પારનો હું પ્રથમ પરમ પુરૂષ હોવાથી તે ગતિને હું યથાર્થ જાણું છું. એ અવ્યકત તત્વોમાંથી પંચીકરણ પ્રણાલીકા પ્રમાણે ભવભરનાં સમસ્ત ઘાટોની રચના કરેલી છે. તેની અંતર બાહેર થતી ક્રિયાના વહીવટની કરામત અત્યાર સુધીની મારી દિવ્ય દષ્ટિએ તાદશ્યપણે નિરખીને પરખી શકું છું.

**गुण इंद्रि अंतसकरण सहीतम, अे सब उपल विलासु ।**
**उपल विलास जोइत चकीतनकी, करी गये सकल समासु ।।(१४५)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હે તત્વ વેત્તાઓ ! તમે વેદ જ્ઞાનનાં આધારે તત્વોનો જે સાંખ્યભાગ ઈન્દ્રિયો, અંતસકરણ, ત્રણગુણ અને પાંચ તત્વો તેની વિભકિત કરીને તેનાં વિલાસનો આનંદ અનુભવી આશ્ચર્યચકિત થઈને સર્વ બ્રહ્મજ્ઞાનીઓએ ત્યાં જ સમાવેશ કરેલો છે. પરંતુ તે સાચો નિજ આનંદ નથી તે સઘળા તત્વોનો પ્રકાશક ચૈતન્ય અંશ તે સર્વ તત્વની છેવટે રહેલો છે.

**पण निज मुळ तत्व हवीतवकी, भवभर लहत न केहुं ।**
**अविगतसे उपजीत अवनी लग, वदीतव सकल सबेहुं ।। (१४६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહા અવિગત આકાશમાંથી ગત આકાશ ઉત્પન્ન થયું તેમાંથી પવન, પવનમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ અને જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થયેલી છે.

તે અત્યાર સુધી ભવભરનાં બ્રહ્મજ્ઞાની બ્રહ્મદર્શી મહાપુરૂષો તેમનાં મુખ દ્વારા વાણી વદીને તેટલે સુધીનું કથન કરી ગયાં છે. પરંતુ જે મુળ નિજ તત્વ તેનાં પોષણથી સર્વ તત્વો પોષાય ને વિત્તવાળા થયાં છે તે મુળ નિજતત્વને ભવભરનાં જ્ઞાની મહાપુરૂષો અત્યાર સુધી કોઈ જાણી શકયાં નથી.

**अविगत सो विनु गतके अदबद, जीनमे कोउ उपजैके ।**
**तेही उपजैके कीनुन मालम, आलम सब अबलैके ।। (१४७)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," મહા અવિગત આકાશ તે ગતિ વિનાનું હોવાથી કંઈપણ ઉત્પન્ન કરી શકતું નથી તો પછી ઉત્પન્ન કરનાર કોણ અને કેવી રીતે ઉત્પન્ન કર્યુ ? તેની સત્યજાણ વિના અદબદપણે ભવભરનાં જ્ઞાનીઓ અત્યાર સુધી કહેતા આવ્યાં છે કે, અવિગતમાંથી જગત ઉત્પન્ન થયેલું છે પરંતુ જગતકર્તા કોણ તેનો સત્ય નિર્ણય કોઈ કરી શકયાં નથી.

**तेही मालम करननके कारन, निजपति पठवे हमकु ।**
**केहे करूणासागर करूणाकर, प्रगट कहत अेही तुमकु ।। (१४८)**

જે આદ્ય સકર્તા સર્જનહાર સ્વામિ જેનાં શુદ્ધ સંકલ્પથી અનંત બ્રહ્માંડની આદ્યે સમસ્ત જગત ઉત્પન્ન થયું છે. તે અવિગત પતિને અત્યાર સુધી સિર્ગુણના કે નિર્ગુણના મહાન ગણાતાં આચાર્યો કોઈપણ જાણી શકયાં નથી તે અલૌકિક સકર્તા ધણીના લક્ષજ્ઞાનને જણાવવા નિજપતિએ મને આ ભુમંડળમાં મોકલ્યો છે. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર જગતજનોને અમૃત સમાન વાણી ઉચ્ચારીને નિજપતિનો સંદેશો સર્વને જણાવે છે તે સાવધ થઈને સાંભળો.

**ઈતિ શ્રી પ્રકૃતિ પુરૂષ લગભગ ભુલ દેખાવનકો ત્રિયચત્વારિશતમ**

**સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪૪

## અથ શ્રી વ્યાકરણ વિમળતા વર્ણીતવ કર્તા અસુઝકો ચતુશ્ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાનીધિ ઉવાચ

**अब तुम जुवो मेरी अविगत गत, परम पुरूष हम केहुं ।**
**शब्द अगाध तमाच ताडके, भवभर कुन उचरेहु ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જીજ્ઞાસુ મુમુક્ષુ જનો અમે પોતે પરમ પુરૂષ હોય હવે અમારી અવિગત ગતિને જ્ઞાન દૃષ્ટિથી જુઓ, અમારો અગાધ બોધનો સિંહ ગર્જનાવાળો અલૌકિક શબ્દનો તમાચ લાગતાંની સાથે સર્વે મતપંથના આચાર્યોના અંતસકરણમાં ઘુસી ગયેલો બીન ઉપયોગી કચરો તુરતજ દુર થઈ જશે અને સાચજુઠ્ઠનો નિર્ણય કરી શકશે એવો અતિ ઉગ્ર અનુભવનો ઉચ્ચાર કરવાની હામ કે હિંમત ભીડી શકે અગર તો અમારા સમાન બરાબરી કરી શકે તેવો ભવભરમાં બીજો કોણ છે ?

**उचरे क्यौं निजपति पाय विन, सरखे सरख सबेहुं ।**
**ज्यौं नरपत दोस्ती विनाके, करपवचन नहि केहुं ।। (२)**

દૃષ્ટાંતે જેમ પૃથ્વીપતિ રાજાનાં મિત્ર થયાં, સિવાય કડકાશવાળા કરડાઈથી ભરેલાં વચનો એકબીજાને બોલી શકાય નહિં અને કોઈ મનુષ્યને ભયમાંથી કે આપદામાંથી મુકત કરવો હોય તો કરી શકે નહિ. એ દૃષ્ટાંતના ન્યાયે સકર્તાપતિ સાથે સબંધ ના જોડાય, તે અંશ નિડરતાવાળા વચનો બોલી કૈવલજ્ઞાનનો પ્રકાશ પાડી કોઈ પણ જીવને નિર્ભય કરી શકતો નથી તે જીવ જગતમાં વિશેષ હોય કે સામાન્ય છતાં સરખે સરખાં જ છે.

**सरखे सरख कहे जहां लग हम, इस अवतार समेतु ।**
**ओरू सुरनर भर सहीत सकलमे, कोउ नहि करता सहेतु ।। (३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ જગતમાં કયાં સુધી અને કોણ કોણ સરખે સરખા જીવગતિવાળા છે તે ગણાવું છું. જે અવતારોની આદ્યે સર્વે દેવલોકો સહિત મનુષ્યો રાજા અને રંક સુધીનાં નિજકર્તાની સાથે કોઈ શુદ્ધ હેતવાળાં નથી.

**करता सहेत करे क्यौं करीके, मरीके शरीर सकलकु ।**
**जीनके पेच संचमे पचीतव, ते क्यौं कळे अकळकु ।। (४)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અવતારી ઈશ્વરોની આદ્ય લઈ સર્વ દેવલોકો અનિત્ય દેહધારી મૃત્યુ પામવાવાળા હોવાથી નિજસકર્તા ધણી સાથે કેવી રીતે શુદ્ધ હેત રાખી શકે ? વળી તનુરચનાના તત્વોની યુકિતઓના વિષયમાં વશ પડી જવાથી તેમની ગતિ મતિ હેરાઈ ગયેલી હોય. નિજપતિની અકળ કળાને કળી શકે તેમ નથી.

**वळी कहेसो हमकु तन तुमके, तेही पण मरीत हवेतु ।**
**तेही मरी तव तनसे क्यौं तुमने, निज करतार लहेतु ।। (५)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે પ્રતિવાદી ! તમે કદાચ જો મને એમ પુછો કે, તમારો દેહ પણ અનિત્ય મૃત્યુ પામવાવાળો હોય તો તમે સકર્તા ધણીને કેવી રીતે જાણી શકો ? તેનો તમે ઉત્તર આપો.

**तीनके देहु परम परी उतर, सुनो मोइ सजन सहेता ।**
**सुरत नुरत प्रोइके मोइ वचना, सचना हवीत सचेता ।। (६)**

" પરત કૃપાનીધિ કહે છે કે," હે સજ્જનો ! હું તમારા પ્રશ્નનો જવાબ આપું છું. તેમાં નિજ પરમ પતિની પરમ ગતિનો ભેદ સમાયેલો હોય, તમારી સુરત નુરત લક્ષમાં પરોવી શુદ્ધ હેત ધારણ કરીને સાંભળો. તમે તમારા તનમનથી સાચા બનીને અતિ ઉજાગ્રતપણે સચેતન થશો, તો મારા પરમ લક્ષની શુદ્ધ સમજ પડશે.

**निज अधिकार विना नहि लहीतव, कहीतव हम जेही तदपी ।**
**होय परतित परम हमकी पर, भरमे भमो न कदपी ।। (७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સજ્જનો ! તમને નિજસ્વરૂપે થવાનો અધિકાર હશે, તો નિજપતિ પદને પ્રાપ્ત કરવાનો પરમ લક્ષ તમે ગ્રહણ કરી શકશો પરંતુ અમારા ઉપર અને અમારા વચનોનો પુરેપુરો પરમ વિશ્વાસ આવશે તો આ ભવભરના ફેરા ફરવામાં વારંવાર ભટકવું પડશે નહિ.

**तेही परतित हवनकी कहु अब, मोइ तन कीये तुम सरखे ।**
**अकळ पुरूष हम अंश परम निज, तेही तुमने नहि परखे ।। (८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણનાં વેત્તાઓ મારું અવ્યકત તત્વનું દિવ્ય શરીર તમે તમારા સરખું માનો છો તેની તમને શુદ્ધ સમજ પડે અને વિશ્વાસ આવે એવી રીતે કહું છું તે તમે સાંભળો. હું નિજ સકર્તા સત્ કૈવલનો પ્રથમ પરમ વિશેષ અકળ ગતિનો મહાદ્ અંશ છું છતાં તમે નહિ પરખી શકવાથી મને તમારા જેવો ગણો છો તે તમારી અલ્પજ્ઞતા છે.

**मेरे तनके संच सकलकी, रोम रोम रग रगही ।**
**तेही हमसे कछु नहीन अजानीक, परम पेचके मगही ।। (९)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હે સંત સજ્જનો ! મારા દિવ્ય તનુમાં જે અકળ ગતિનાં સંચ ભર્યા છે, તેનો હું સંપૂર્ણ જાણકાર હોય. રોમે રોમ અને રગેરગનો હિમાયતી છું. એ કારણને લઈ અમારાથી કંઈપણ અજાણ્યું નહિં હોવાથી સકર્તા પતિના નિજધામમાં જવાનો અવિગત માર્ગ અને તેની પરમ યુકિતઓને યથાર્થ જાણવાવાળો હું પરમગતિનો પુર્ણ પુરૂષ છું.

**कळकुंची करूणेश करनकी, शरीर हमनमे जेती ।**
**निज करतार रचीत मोइ आगे, जब हम सकल सवेती ।। (१०)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, કૈવલ વેત્તા કહે છે કે," અમને ઓળખવાની ઈચ્છા રાખનાર હે સંત્ સજ્જનો, નિજ કરૂણેશ પતિએ અમારા દિવ્ય શરીરમાં જે કળકુંચીઓ રચીને બક્ષીસ કરી છે અને અમારી નજર આગળ સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યુ હોવાથી અનંત લોકની રચનાને અમે જેમ છે તેમ જાણીએ છીએ.

**अखिल तंत परवीनके पुरूषा, महा गतिवंत नरेसु ।**
**तेही निजपति पठवे इत हमकु, कहन परम संदेसु ।। (११)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," હે જીજ્ઞાસુ જનો ! સમસ્ત સૃષ્ટિનાં અનેક ઘાટોની રચનાને જાણનાર પ્રવિણ પરમ પુરૂષ અનંત ગતિવાળા સમસ્ત લોકના નિજ નરેશ ચકવે પતિ અમને સકર્તા સ્વામિએ તેમનાં કૈવલ ધામને પ્રાપ્ત કરવાનો લક્ષરૂપી સંદેશો લઈને સર્વ અંશોને જણાવવા મને અહિં ભુ મંડળમાં મોકલ્યો છે.

**परम संदेश परम पतकी गत, कारन अचर चरनके ।**
**ओर सकल करतवके करता, थपीतव उपज मरनके ।। (१२)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે જગતનાં જનો ? જે કરૂણેશ પતિનો સંદેશો તમને જણાવું છું. તે સકર્તા પતિ સ્થાવર જંગમની આદ્ય લઇ સમસ્ત લોકના નિજ સર્જનહાર અપરંપાર ગતિવાળા છે. તેમના સિવાય કર્તાના કરેલા કૃતમાંથી ઉત્પન્ન થયેલાં ઇષ્ટ દેવોની સ્થાપના આચાર્યોએ કરેલી હોય, તે ખપી જવાવાળા છે.

**उपज मरनके नहि निज करता, जनम मरण विन केहु ।**
**जनम मरण तिनकु कया हवीतव, जीनुं पंचतत्व नहि देहु ।। (१३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વ અંશોના સ્વજાતિ સકર્તા સ્વામિ તે જન્મ મરણવાળા નથી. જન્મ મરણ તો અનિત્ય દેહધારીને થાય છે. પરંતુ સકર્તા ધણીને સ્થુલથી લઇ પરમકારણ સુધીનાં પાંચે દેહોમાંથી એકપણ દેહ નથી. એવા સર્વાતિત સર્વેશ્વર સ્વામિ સમસ્ત જગતથી ન્યારા પોતાના નિજ ધામમાં અચળ બિરાજે છે.

**पंच देह पंच भुतनके, जीनुं हवीतव तेही तंतु ।**
**अवधकाळ हवीतव तेही तिनकु, लगे न अंत अतंतु ।। (१४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે પાંચ દેહો હોય, તે પાંચ તત્વના છે. પાંચે દેહો પૈકી જે જે દેહનો અવધિકાળ આવે ત્યારે નાશ પામે છે. પરંતુ નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિ સદા સર્વદા તત્વાતિત આવેલા હોવાથી તેમને અવધિકાળ લાગતો જ નથી. તો પછી જન્મ મરણ કેવી રીતે હોઇ શકે ? જેની પરમ ગતિ અથાહ અને અનંત હોય, અંત લાવી પાર પામી શકાય તેમ નથી.

**क्यौं करी लगे अंत विन तंतु, आव्रण रहित अमळकु ।**
**जेही जीनु लगे अंच उपजैके, स्त्राजम सहित समळकु ।। (१५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," તત્વોના સમુદાયથી જે દેહ રચાયેલો હોય, તેને આંચ પણ લાગતી હોવાથી અંતકાળ આવતાં નાશ પામે છે. પરંતુ નિજ કૈવલ પતિનું સર્વાતિત સ્વરૂપ તત્વોથી રહિત અતિ નિર્મળ પરમ પવિત્ર હોવાથી તેમને અવધિકાળ લાગી શકતો નથી.

**निज करता तो नहि उपजैके, साक्षी सकल सवितके ।**
**ईच्छवनसे अनुकरम करनके, अविगत आप रहीनके ।। (१६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા સ્વામિ ઉત્પન્ન થયેલાં જ નથી. તેમની સ્વ ઇચ્છાથી અનુક્રમ પ્રમાણે જગતનો પસારો કરેલો છે. તે સર્વ અંશોના સાક્ષી હોય, અવિગત સ્વરૂપે પોતાના ધામમાં બિરાજે છે.

**जंहां लग गतकी गम पोंचीतके, तांहां लग तेही चवीतनकु ।**
**व्याकरण सहित विमळ उचरनके, करता कलप हवीतनकु ।। (१७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વ્યાકરણનાં રચનાર ઋષિઓની ગમગતિ જેટલે સુધી પહોંચી તેટલે સુધીનું જાણીને વાણીનો સવિસ્તાર કર્યો છે. પાણીની ઋષિ નિર્મળ બુદ્ધિએ વાણી ઉચ્ચારીને કલ્પ સુધીનાં કૃતનું વર્ણન કરી જણાવ્યું છે પરંતુ નિજકર્તાની અગમગતિને જાણી શકયાં નથી.

**व्याकरण करनन जेतनेभर, पाणीनी आद्य सब जेता ।**
**तिनके अंतस विनु विकारीक, हुते सवेत सचेता ।। (१८)**

વ્યાકરણના રચવાવાળા જેટલા પાણીની આદી ઋષિઓ થયાં તે નિર્મળ અંતસકરણવાળા હતાં તે કારણને લઇ સાવધ અને સચેતન હોવાથી તેમની દૃષ્ટિ પહોંચી, ત્યાં સુધીનું વર્ણન કરી જણાવ્યું છે.

**तेही सचेत वेतसे वदीतव, महा विकट व्याक्रणही ।**
**जीनकी रसना चवीत अचरचर, सुज परित प्राक्रणही ।। (१९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વ્યાકરણના રચનાર ઋષિ મુનિઓ સચેતન અને વિશેષ જાણકાર હોવાથી મહા વિકટ વ્યાકરણ વાણીનો ઉચ્ચાર કર્યો છે તે સ્થાવર અને જંગમ સર્વ ઘાટોની ક્રિયાના જાણકાર તેમજ પ્રાકૃત ભાષાના હિમાયતી હોય, અર્થ સહિત શબ્દોની છણાવટ કરીને બહુ વિસ્તાર કરી જણાવ્યો છે.

**अहो धन्य सुक्ष्मता तिनकी, वचन विलास करनकी ।**
**रोमनसे झीणता अधिकम गत, मारूत सम पसरनकी ।। (२०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પાણીની આદ્ય ઋષિઓની દૃષ્ટિ અતિ સુક્ષ્મ હોવાથી વ્યાકરણ વચનોનો વિલાસ કરવામાં અતિ પ્રવિણ હતાં જેથી તેમને ધન્યવાદ આપું છું તેમની દૃષ્ટિ રોમ કરતાં અધિક બારીક હોય, પવનની માફક ભવભરમાં પ્રસરી જવાથી નિજકર્તાના કરેલા ક્રતને જાણી શકયાં છે.

**अेही वहीवट वरणीत ईतके सब, अनित रचन रचितके ।**
**नित्य निरंतर करता सनातन, जनीत नहि धर तितके ।। (२१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજકર્તાની ઇચ્છાથી રચાયેલું જે ક્રત તે તેના વહીવટનું વર્ણન તેમની વાણી દ્વારા પાણીની આદી ઋષિઓએ તેમની અતિ બારિક બુદ્ધિથી કરી બતાવ્યું છે. પરંતુ નિજ સકર્તા સનાતન સ્વામિ પોતાના નિજઘરમાં નિરંતર બિરાજે છે. તેમને લેશ માત્ર જાણી શકયાં નથી.

**तितके तो घर परम पुरातन, जनीत न ईतके वेत्ता ।**
**परमगुरू विन परम पुरूषके, भवभर सकल अचेता ।। (२२)**

નિજ સકર્તા પતિનું પરમ પુરાતન ધામ ઋષિ મુનિઓની આદ્ય લઇને વ્યાકરણનાં વેત્તાઓ પણ જાણી શકયાં નથી. ભવ રચનાના જાણકાર ખરાં. પરંતુ અચેત ગતિના હોવાથી નિજ કર્તાપદ જાણવા પક્ષે અજાણ રહી ગયાં છે. તે નિજ કૈવલ પદને મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ એકલા જ જાણે છે.

**जदीप अचेतन होय न आचारज, लखीतव सरजनहारा ।**
**कहे कुवेर बादलकी बाबज, करीतव कुल विस्तारा ।। (२३)**

અત્યાર સુધી થઇ ગયેલા વેદ વ્યાકરણના વેત્તા આચાર્યો સકર્તાધણીનાં નિજપદને જાણી શકયાં નથી. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે આચાર્યો આદી અંતવાળુ અનિત્ય જગત જે કાયમ રહેવાવાળું નથી. તેનાં વિસ્તારનું વર્ણન વાણી દ્વારા કરી ગયાં છે.

**ઇતિ શ્રી વ્યાકરણ વિમળતા વર્ણીતવ કર્તા અસુઝકો ચતુશ્ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

## સિદ્ધાંત-૪૫

### અથ શ્રી પરમ મોક્ષ પ્રાપ્તિકો પંચચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાનીધિ ઉવાચ

**बादल सो उपजीत अलपायन, तिनके थपीत करेहु ।**
**ओर सकल सुनी तेही अगवनकी, चलीतव परम परेहु ।। (१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે ઉત્પન્ન થઇને લય પામવાવાળા હોય એવા અનિત્ય ઇષ્ટોનું સ્થાપન કરીને આચાર્ય જનોએ નિત્ય પદ મનાવી, તેમની ઉપાસનાઓ નક્કી કરાવી છે. એ વાતો સાંભળીને જગતનાં જનો પરંપરાથી તેજ પ્રમાણે અત્યાર સુધી કરતાં આવ્યાં છે.

**तेही वहीवट चलीतव भवभरमे, अंधे अंध अनितके ।**

**निजानंद पद पति परमके, अजणीत जणीत न ईतके ।। (२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," એ અનિત્ય દેહધારી ઇષ્ટોની સેવા, પુજા, જપ અને ધ્યાન આદી જગતનાં જનો કરી રહ્યાં છે તે ઉપદેશ દેનાર અને લેનાર સર્વે આંધળે આંધળા હોવાથી એ વહીવટ ભવભરમાં અત્યાર સુધી ચાલતો જ આવ્યો છે. તે કારણને લઇ નિજાનંદનું અખંડ સુખ આપનાર સકર્તા સત્ કૈવલ સ્વામિને કોઇપણ જાણી શકયાં નથી.

**अजणीत सो उपजीतके अनुभव, जेही अंते परलाई ।**

**पंचतत्वके शरीर जेहुनकु, तेही नहि अचळ रहाई ।। (३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજકર્તા પદના અજાણ્યાં આચાર્યોને જે અનુભવ થયો, તે અનિત્ય ઇષ્ટોનો હોય, પ્રલયકાળે ખપી જવાવાળા છે. જેટલાં પાંચ તત્વોના દેહધારી જે જે ઇષ્ટો થયા, તે સર્વે ચલીત ધર્મવાળા હોવાથી કોઇ અચળ કાયમ રહી શકતાં નથી.

**अचळ रहाय विनाके जेही तन, तेही भवके सरभरही ।**

**तिनु ईश्वर करी जेही आचारज, वरथा वदे अकरही ।। (४)**

જે જે ઇષ્ટ દેવોના તનુ નિત્ય અને અચળ રહેવાવાળા નથી. તે ભવભરના શરીરો સરખાં હોય, અંતકાળ આવતાં પરલે થવાવાળા છે તેમને ઇશ્વર તરીકે સ્થાપીને આચાર્યોએ વૃથા વર્ણન કરી જણાવ્યું છે કે, તે અકળ ગતિના અવિનાશી છે.

**अकळ अखिलके केहेर करीत ईत, निजपति दीये भुलाई ।**

**अनित आरोपण करीत अभागी, भवभर तांहां विलमाई ।। (५)**

વિપ્રજન આચાર્યોએ અનિત્ય દેહધારી ઇષ્ટોને તેજ અકળ અવિનાશી છે" એવું અનેક જીવોને સમજાવી, નિજપતિને ભુલાવી કાળો કેર વર્તાવી દીધો છે. તે નાશવંત દેહધારીઓને

અવિનાશી નિજકર્તાના નામનું વિશેષણ લગાડી અભાગિયાઓએ ભવભરનાં જનોને તેમાં જ વિરામ પમાડયાં છે.

**तेही अपराध लगीत अनभागी, जीवकु विमुख करनके ।**
**जो करता भुगतावत तिनकु, अंत न पार परनके ।। (६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજકર્તાથી જગતભરનાં જીવોને વિમુખ કરી, અનિત્ય ઉપાસનામાં લગાડી દીધાં છે. તેનો અપરાધ અભાગી જન આચાર્યોને ભોગવવો પડશે જ્યારે સકર્તા પતિ તેને ભોગવાવશે. ત્યારે દુનિયાનો અંત આવશે. ત્યાં સુધી ભોગવવા છતાં તે અપરાધની નિજકર્તા માફી આપી શકશે નહિં.

**क्यौं करी पार पर ही भवभरमे, जेही गुनेगार अनंतु ।**
**अति अघोर घोर करनारन, निजपतिके पख वंतु ।। (७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતનાં જીવોને નિજકર્તાનો પક્ષ છોડાવી આચાર્યોએ અનિત્ય ઇષ્ટોના નામથી અઘોર કર્મ કરાવી ઘોર-અંધકારમાં નાંખી દીધાં છે તે જીવોને અધોગતિ પમાડયા, એનાં અનંત ગુનાનો અપરાધ આચાર્યોને લાગેલો હોવાથી ભોગવતા ભોગવતા ભવભરનો અંત આવે, ત્યાં સુધી પાર પામી શકશે નહિં.

**નાસ્તિ આસ્તિ ધર્મનું વર્ણન**

**नास्तिक धर्म धुरत द्रढ करीके, तांहां जुगधर विलमाई ।**
**तिनके करीत निराक्रण तुमकु, देहु सकल समजाई ।। (८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," ધુતારા આચાર્યોએ નાસ્તિક ધર્મ દ્રઢ કરાવીને તેમાં જગતનાં જનોને વિરામ પમાડયાં છે. નાસ્તિક અને -આસ્તિક કોને કહેવાય, તેનો નિવેડો કરીને સર્વ જીજ્ઞાસુ જનોને સમજાવું છું. તે પરખીને તમે ગ્રહણ કરશો.

**जेही जीनके शिर ईष्ट थपीतके, अंते जेही परलावे ।**
**तिनके धरम सकल सब नास्ति, आस्तिक नहि कहावे ।। (९)**

જે જે આચાર્યોએ પોતાના માનેલા અલગ અલગ ઇષ્ટોને તેમનાં શિર ઉપર ધારણ કર્યા છે. તે પ્રલય કાળ આવતાં ખપી જવાવાળા છે. તે ઇષ્ટોના નામથી જેટલાં ધર્મો સ્થપાયેલા હોય, તે અનિત્ય હોવાથી આસ્તિક કહેવાતા નથી.

**कहत तेहुनकी विगत करीनके, सब विधि समज परेहु ।**
**नास्ति ओरू आस्तिके अनुभव, जबत्ये परख परेहु ।। (१०)**

હવે નાસ્તિક અને આસ્તિક કોને કહેવાય. એવો વિગતવાર ખુલાસો કરીને જણાવું છું કે, જેથી તમને શુદ્ધ સમજ પડી જશે જે નાસ્તિક અને આસ્તિકનો અનુભવ જેમ છે તેમ કહું છું. જેથી પરખીને સાચા જુઠ્ઠાનો નિર્ણય કરી શકશો.

**कोटी पंच चतुर देवीनके, जीनुं उपास करनके ।**
**धरसे नास्ति धरम तेहुनके, ओरू नहि अंत तरनके ।। (११)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સૃષ્ટિનાં પ્રારંભથી નવ કરોડ દુર્ગાઓની ઉપાસના જગતનાં જેટલા જનો કરે છે. વળી તે દુર્ગાઓના નામથી પાઠ, પુજા અને અનુષ્ઠાનો તેમજ તેમને લાગતા વિધવિધ પ્રકારનાં કર્મ કરવામાં આવે છે. તેનું ફળ ભોગવતાં અંત આવી જતો હોવાથી તેને નાશવંત ધર્મ કહેવાય છે. જેથી કોઇપણ જીવો તરી શકતાં નથી.

**भैरव भुत पिशाच जक्षके, छुद्र देवके संगी ।**
**अंतकाळ तेही नास्ति धरमके, फळ प्राप्त दलभंगी ।। (१२)**

આ જગતના મોટા ભાગના મનુષ્યો શુદ્ધ સમજણ સિવાયના હોવાથી, ભૈરવ, ભુત, પિશાચ, જક્ષ આદી શુદ્ર જાતિના મલિન દેવોની સાધના કરે છે. તેની સાથે પ્રિતિ લાવીને મલિન મંત્રના જપ કરતા હોય, તેનું અંતે કંઇપણ ફળ મળતું નથી. એ કારણને લઇ માનવાવાળા લોકોનાં દિલનો ઉમંગ ભંગ થઇ જાય છે. તેઓને છેવટે પસ્તાવાનો પાર રહેતો નથી.

**चंद्द सुर सहितम ईन्द्रादिक, तिनुं आरबल लग तेही ।**

**जीनुं उपास करनके जेही जन, नास्ति धर्म सबेही ।। (१३)**

ચંદ્ર, સૂર્ય અને ઇન્દ્ર વગેરે દેવો તેમનું આયુષ્ય પુરૂં થતાં નાશ પામે છે. તે સૂર્યને માનવાવાળા હિંદુઓ અને ચંદ્રને માનવાવાળા મુસલમાનો, તે બંનેનો ધર્મ પણ નાસ્તિક જ છે તેને આસ્તિક કહેવાય જ નહિં.

**ईश अवतार सकल जेतने भर, पंचतत्व तन जीनके ।**

**नाम रूप तिनके जेही ग्रहायक, तन पख नहि भव भिन्नके ।। (१४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," રામ કૃષ્ણની આદ્ય લઇ જેટલાં અવતારી પુરૂષો થયાં, તે પાંચ તત્વોનાં દેહધારી હતાં એવી જ રીતે જગતભરનાં જીવો પણ દેહધારી હોવાથી નામ, રૂપ અને ગુણ તે દેહને જ લાગે છે. એ કારણને લઇ દેહપક્ષે જોતાં અવતારી ઇશ્વરો જગતથી જુદા હતાં જ નહિં. તેમનાં શરીર પણ જગત જીવોનાં સરખા જ હતાં.

**गये पीछे संदेश न पठवे, जीनके ठोर ठरनके ।**

**बिन जाने तुम करत आराधन, जीनके जावन शरनके ।। (१५)**

ભવભરના અવતારોની આદ્ય જેટલા ઇષ્ટો દેહ ધારણ કરીને આવ્યાં અને દેહનાં અંતકાળે ચાલ્યાં ગયાં. તેમના ગયા પછી કોઇપણ ઉપાસકને તેમણે સંદેશો મોકલાવ્યો નથી કે, અમે અમુક ઠેકાણે ઠરીને બેઠાં છીએ. તો પછી હે જગતનાં જનો ! તેમનું ઠેકાણું જાણ્યા વિના તેમનાં શરણે જવાની આરાધના શા માટે કરો છો ?

**ओही परकारन अंध धुंधमे, भवभर सब विलमाई ।**

**करीतव भक्ति भजन जुग जनमे, कोउ कीनु लीये बोलाई ।। (१६)**

તે જ પ્રકારે જગતનાં જીવો મહા અજ્ઞાનના અંધકારમાં અંધાધુંધપણે અવતારોની આદ્યે દેહધારી જેટલા ઇષ્ટો થઇને ચાલ્યા ગયાં. છતાં તેમની અંધ શ્રદ્ધાવાળી જડ ઉપાસનાઓ હજુ

સુધી કરી જ રહ્યાં છે. તેઓના નામની સેવા, પુજા અને ભક્તિ ભજન ભાવપુર્વક કરે છે. પરંતુ તેમનાં ઇષ્ટો ગયા પછી કોઇ પણ ઉપાસકને બોલાવી પોતાના શરણમાં લીધો હોય. એવું અત્યાર સુધી જાણવા કે સાંભળવા મળ્યું નથી.

**तुमकु सुज न बदरी डींट फळ, जाण न अगम निगमकी ।**
**तो तुम अंते जहो कवन घर, अवधकाळ जब तनकी ।। (१७)**

હે મત પંથના આચાર્યો ! તમારી સમજ બોરડીનાં લાગેલા ફળનાં ડીટ જેટલી છે. જેથી જે પદની વેદોએ નેતિ પોકારી છે છતાં યથાર્થ જાણી શકયાં નથી. તો પછી તમારા જેવા અલ્પ બુદ્ધિનાં જ્યારે તમારા તનનો અવધિકાળ આવશે, ત્યારે જોયા જાણ્યા વિના કોનાં ઘેર જશો ?

**जबत्ये जेही जीनु ईष्टनके तन, बिनस गये सब सेती ।**
**तिनकी करन उपासन जनके, नास्ति धरम सबेती ।। (१८)**

આ ભવભરમાં જે જે ઇષ્ટો તનુધારી થયાં તે સર્વેનો અંતકાળ આવતાં મરી પણ ગયાં છતાં હે જગતના જનો ! તમે તેમની ઉપાસના કરી રહ્યાં છો. તે તમામ ધર્મ નાસ્તિક એટલે નાશવંત છે.

**त्रिगुण सहित ओरू प्रकृति पुरूषके, कोटि कल्प अवधिनके ।**
**तदपि तो होय तेही कल्प विलसके, नास्ति धरम पण तिनके ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ત્રણ ગુણનાં દેવો જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન સુધીનાં જે ધર્મો સ્થપાયેલા છે. તે કરોડો કલ્પનાં અંતે એક પછી એક એ સર્વે ઇષ્ટોના શરીરો નાશ પામતાં હોવાથી તેમનો ધર્મ પણ નાસ્તિક કહેવાય છે. તેમાંથી કોઇપણ ઇષ્ટદેવ અખંડ રહી શકતા નથી.

**अेही परकारन सकल अचरचर, स्वर्ग पाताळ समेतु ।**
**जमी असमान सहित तत बीजग, नास्ति धर्म सबेतु ।। (२०)**

એવી જ રીતે સ્થાવર અને જંગમથી લઇ, સ્વર્ગ અને પાતાળ સુધીના સર્વે તનુધારી નાશ

પામવાવાળા છે. જમીન અને આસમાન તેમજ પાંચ તત્વો અને તેનાં બીજગો, તેનો અવધિકાળ આવતાં નાશ પામવાવાળા હોવાથી તેના ધર્મને માનવાવાળા નાસ્તિક હોય, કોઇનું નામ કે નિશાન રહી શકતું નથી.

**ब्रह्मा विष्णु माहेश शेष ल्यौं, त्रिगुण फरक तन सेती ।**
**समस्त देव तिनु आद्य आराधन, नास्ति धर्म जीनेती ।। (२१)**

પરમ કૃપાનીધિ કહે છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં શરીરો ત્રણ ગુણોની વિશેષ વિભુતિવાળા છે. એવી જ રીતે શેષ નાગમાં પણ અહંકાર ગણની વધારે વિભુતિ પોંખાયેલી છે. તે કારણને લઇ ચૌદ લોકનાં સર્વ દેવો અને ભવભરનાં મનુષ્યો ત્રણ ગુણના દેવોનો ધર્મ પાળે છે. છતાં તેમના શરીરોનો અંતકાળ આવતાં નાશ પામતાં હોવાથી, તેમનો ધર્મ પણ નાસ્તિક છે.

**त्रीया रखत ज्यौं धर्म पतिनके, जीनुं जमाय जमेही ।**
**पियु विनसे तेही धर्म नसायत, विधवा हवित जबेही ।। (२२)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, સ્ત્રીઓનો ધર્મ પતિને જમાડીને જમવાનો છે. તેનાં સ્વામિની સર્વ આજ્ઞાનું પાલન અને તેની ઇચ્છાને અનુસરીને રહેવું. તે સ્ત્રીનો ધર્મ કહેવાય છે. પરંતુ જ્યારે તેનો પતિ મરણ પામે, ત્યારે વિધવા થતી હોવાથી કોને જમાડીને જમે ? જેથી તે પતિવ્રતા ધર્મ પણ નાસ્તિક છે. કેટલાંક કવિઓના કહેવા મુજબ અને બ્રાહ્મણ ગ્રંથોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, પતિવ્રત ધર્મ પાળવામાં સ્ત્રીઓનું કલ્યાણ સમાયેલું છે. પરંતુ ન્યાયની દષ્ટિએ નિર્ણય કરી જોતાં આ વાત ઘણી સમજ ફેર છે. પુરુષોએ સ્ત્રીઓને પોતાની આધિનતામાં રાખવાના મતલબથી આવી વાતો જગતમાં વહેતી કરેલી છે. પરંતુ આ અનિત્ય દેહનો પ્રકાશક નિજ ચૈતન્ય અંશ નિજસકર્તા પતિનો સ્વજાતિય હોવાથી નિજપતિને છોડી કોઇપણ દેહનો ધર્મ પાળવો તે ઘટતું કે સંભવતું નથી. એ નિશ્ચયાત્મક માનવું.

**अेही परकारन सकल भवभरमे, विधवा नार हवंती ।**
**आप ही आप मखे जुग धरमे, कीनुं जमाय जमंती ।। (२३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે ભવભરમાં ઘણી કુળવાન સ્ત્રીઓ પતિવ્રતા ધર્મ પાળવાવાળી વિધવા થાય છે. ત્યારે તે કોને જમાડીને જમે ? જેથી તે પોતાની મરજી પ્રમાણે ખાઇ પીએ છે, પહેરે ઓઢે છે, હરે ફરે છે અને પોતાને મન માન્યો આનંદ કરે છે. હવે પતિવ્રતા ધર્મ કોની સાથે પાળે ? માટે પતિવ્રતા ધર્મ પણ નાસ્તિક જ છે.

**ओरू नास्तिकक्के धर्म आस्ति कर, प्रतिमा करीत जमाई ।**
**ज्यौं छोना मरीतव सुरभीनके, रीजत चाम चटाई ।।          (२४)**

જગતમાં પતિવ્રતા ધર્મને સાચો માનવાવાળી સ્ત્રીઓ પોતાના ધણીની પ્રતિમા કે ફોટો બનાવીને તેને ભોજનનો થાળ ધરાવે છે અને પતિને જમાડયા બરાબર માનીને પોતે જમી લે છે. તે માન્યતાં અંધશ્રદ્ધાની હોવાથી સત્ય નથી. જેવી રીતે ગાય મરી ગયેલાં વાછરડાના ચામડાને ચાટી ખુશ થાય છે. તે જ પ્રમાણે એ માન્યતા મનને મનાવવા પુરતી જ ગણાતી હોય, તેમાં સાચું કંઇ જ નથી.

**नास्ति धर्म लखाई दीये सब, आस्ति कहत अबेही ।**
**आद्य अंत मध्य रहत अखंडित, नास्ति न हवे कबेही ।          (२५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સૃષ્ટિ રચનાના પ્રારંભથી જ અત્યાર સુધી જગતભરમાં જેટલા નાસ્તિક ધર્મ હતાં. તે ઓળખાવીને તમને સમજાવી દીધાં. હવે જે આસ્તિક ધર્મને અનુસરવાથી નિજ પતિપદને પ્રાપ્ત કરી શકાય છે. તે ધર્મ આદ્ય, મધ્ય અને અંત સદા સર્વદા અખંડિત રહે છે. તેનો કદાપિ અસ્ત થતો જ નથી. તે સ્વજાતિય નિજ સકર્તા સ્વામિની સાથે એકતા કરાવવાવાળો હોવાથી સર્વ અંશોનો આસ્તિક અવિનાશી એક જ ધર્મ છે.

**जीनुं चितवनसे अचर चराचर, रचना रचित सबेइ ।**
**पीछे अन्योअन्य सफुरी तव, बोहोरू न करीत कबेइ ।।          (२६)**

જે સકર્તા પતિના ચિંતવનથી સ્થાવર અને જંગમ મૂળ અંકુર બિજગની રચના થઈ છે. તેમાંથી ઉત્તરોઉત્તર જગત પસારાની પ્રણાલિકા ચાલતી આવેલી હોય, તે કલ્પ સુધી ચાલુ જ રહેશે. ફરીથી નિજકર્તાએ કરવાનું કંઈ પણ બાકી રાખેલું નથી.

**तेही अखंड अनास परम पत, उतपत नहि परलाइ ।**
**तिनकी करीत उपास अहर्निश, ते नहि धर्म नसाइ ।। (२७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે કાયમપંથી ઉપાસકો ? આપણાં નિજ સકર્તા સ્વામિ સદા સદોદિત, અવિનાશી, અખંડ રહેલાં હોવાથી તેમને અવધિકાળ લાગતો જ નથી. તે નિજપતિ આપણા સર્વે અંશોના સ્વજાતિય હોય, તેમની ઉપાસના અહર્નિશ કરવી જોઈએ. તેજ આપણો અસલ અવિનાશી ધર્મ છે.

**दरस परस विन तेही अकळीतकी, क्यौं करी हवीत उपासा ।**
**परमगुरू विन तेही निजपतके, लखत न पद अविनाश ।। (२८)**

તે નિજ પરમ પતિનું અલૌકિક સ્વરૂપ હોવાથી તેમને દ્ષ્ટિથી જોઈને, સ્પર્શ કરી શકીએ એવા નથી, વળી ઈન્દ્રિયો અને અંતસકરણથી કળી શકાય નહિં, એવા અકળ ગતિવાળા નિજકર્તાની ઉપાસના કેવી રીતે કરવી ? તો તેના જવાબમાં મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ વિના નિજપતિને પ્રાપ્ત કરવાનો અલક્ષનો લક્ષ કોઈપણ લખાવી શકે તેમ નથી.

**तेही परमगुरू देत परमलक्ष, अगम अगाध पतिके ।**
**खुले नेन विज्ञान वेत पर, दरसे दिव्य अतिके ।। (२९)**

જે આપણાં સ્વજાતિય નિજ પરમપતિ અતિ અગાધ ગતિવાળા અપરંપાર છે. તેમને પ્રાપ્ત કરવાનો પરમ લક્ષ અનંત કરૂણાઓના દાતા સર્વજ્ઞ પરમગુરૂ આપી શકે છે. તેને ગ્રહણ કરનાર અધિકારી અંશનાં દિવ્ય ચક્ષુ ખુલી જાય છે. તેથી વિજ્ઞાનનો વેત્તા થઈ વ્યાપક બ્રહ્મની પાર સકર્તા સ્વામિના સન્મુખ થઈને દર્શન કરી, તેમનાં ચરણ કમળનો સ્પર્શ કરી શકે છે.

**कछु छपित नहि रहत जेहुनते, करता करत रचनाकी ।**
**ओर परत रचनारनकी गत, निजपद आद्य अथाहकी ।। (३०)**

જે અંશ, કરૂણાસિંધુ સર્વજ્ઞ પરમગુરૂના પરમ લક્ષ દ્વારા દિવ્ય ચક્ષુથી દેખતો થયો છે, તે નિજકર્તાની સમસ્ત રચનાના કૃતને દેખી શકતો હોય, દ્ષ્ય અદ્ષ્ય તેની દ્ષ્ટિ બહાર કંઈપણ

રહી શકતું નથી જે ગતિ દ્વારા ક્રતનું સર્જન થયું છે તે પરમગતિ અગમ્ય અને અથાહ હોય, તે ગતિના ચકવે પતિ નિજસકર્તા સત્‌કૈવલનો સાક્ષાત્કાર કરી શકે છે.

**अथाह सो जीनुं थाह विहुनके, निगम चतुर नेतिनके ।**
**ब्रह्मादिक भव विष्णु वेत पर, खट अढार सुज भिन्नके ।। (३१)**

જે સમસ્ત લોકનાં નિજ પરમપતિ અથાહ હોવાથી, જેનો થાહ લાવી શકાય તેમ નથી. ચાર વેદે જેની નેતિ પોકારી હોય, શિવ, બ્રહ્મા અને વિષ્ણુ પણ એ પદને જાણી શકયાં નથી તેમજ છ શાસ્ત્ર અને અઢાર પુરાણોના રચનાર આચાર્યોને સુજ નહિ પડવાથી અજાણ રહી ગયાં છે.

**तेही करतार सकलके छेवट, जीनुं उपरीत कोउ नांही ।**
**ज्यौं त्ये शुन्य सनातन पर शुन्य, अंत विना कीनुं कांही ।। (३२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનંત બ્રહ્માંડની આદ્ય લઈ, સમસ્ત જગતનાં ક્રતને ઉત્પન્ન કરનાર તેમજ અગણિત અંશોના ઉપાદાન કારણ સકર્તા સર્જનહાર સ્વામિ છે તે સિર્ગુણ નિર્ગુણની પાર અનેક લોકનાં અંતે પોતે પોતાના સ્વધામમાં અદ્વૈત સ્વરૂપે એકલાં જ બિરાજે છે. જેવી રીતે ઘટ આકાશની પાર અવિગત આકાશ સનાતન સિવાય બીજું કંઈ છે જ નહિં એજ ન્યાયે સર્વે અંશો સહિત શુન્યનાં સાક્ષી નિજ સકર્તા સ્વામિ એકલા જ રહે છે.

**आद्य शुन्य जीनुं छेक विना पर, उबरीत नहि कीन केहु ।**
**तो निज नभ पसरनके पर नभ, हवे न मगन विनेहु ।। (३३)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," આદી અંત સિવાયનું અનાદિ મહાશુન્ય ઉગરતુ છેવટે એકજ છે, તેમાં બીજો કોઈ ભાવ ભરી શકાતો નથી એવી જ રીતે અનંત શુન્યના વિશે બીજા શુન્યની કલ્પના કરવી તે અર્થ સિવાયની હોય, મિથ્યા છે કારણકે અપાર શુન્ય વિના કોઈ જગ્યા જ ખાલી નથી તો પછી બીજા શુન્યની ગણતરી કેવી રીતે થઈ શકે ?

**एही द्दष्टांत समो अविगत पत, मत अनंत नहि अंतु ।**
**तेही निज अंत विहुनके करता, आपन अंश तिन हंतु ।। (३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર બતાવેલા દૃષ્ટાંતનાં ન્યાયે મહાઆકાશની જેમ નિજસકર્તા ધણી અંત સિવાયના અનંત ગતિવાળા છે. જગતનું સર્જન થયું ત્યારથી અનંત મતો ઉત્પન્ન થયેલાં છે, તે સર્વ મતોનો અંત નિજકર્તાની અપાર ગતિમાં આવી જાય છે ત્યારે બીજો કોઈ મત બચી શકતો નથી. તે નિજપતિ સર્વ અંશોના સ્વજાતિય હોવાથી સંકલ્પના અંતે સર્વ અંશો સકર્તાની અંતરવૃત્તિમાં સમાય જાય છે. તે સમયે નિજકર્તા સિવાય બીજું કોઈપણ ઉગરી શકતું નથી.

**अंशी अंश मिले विनु जबते, हवे न भव भिन्न जेही ।**
**भव भिन्नके विनुं अंश अखिलके, तेही समके सम एही ।। (३५)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," આ જગતના પસારામાંથી જ્ઞાન દષ્ટિએ જોઈને નિત્યાનિત્યનો નિવેડો કરી, પોતાની વૃત્તિઓને સંકેલી આ ભવમાંથી જુદા ના પડે, ત્યાં સુધી પોતાના અંશી નિજકર્તાને મળી શકતો નથી તે કારણને લઈ દેહરૂપી ક્તની સાથે એકરૂપ થઈને દેહભાવની વૃત્તિએ અન્ય પશુપક્ષીની જેમ તેમના સરખો થઈને વર્તે જાય છે.

**ज्यौं वृष्टिनके अप अवनि पर, रहे कीचनके कीचु ।**
**निज अंशी दरियाव मिले विन, पचीत अवनके पीचु ।। (३६)**

જેમ સઘન ઘનના વરસાદનું પાણી પૃથ્વી ઉપર પડતાં કાદવ બની તેમાં મળી ને રહે છે, જયાં સુધી પોતાના સ્વજાતિય અંશી રૂપ દરિયામાં ના મળે ત્યાં સુધી પૃથ્વીમાં પચી જઈને કીચડરૂપ થઈ રહે છે.

**त्यौं करताके, अंश सकलको, भव अवनि भर फरही ।**
**निधि समके करतार मिले विन, कोउ कीनुं नहि निस्तरही ।। (३७)**

ઉપર જણાવેલા દૃષ્ટાંતનાં ન્યાયે સઘનઘન સમાન સકર્તા ધણી હોય, તેમનાં સર્વ અંશો વરસાદનાં પાણીની જેમ પ્રકૃતિ રૂપી પૃથ્વીમાં પચી જઈને તત્વોના વિકારરૂપ અંતસકરણ અને ઈંદ્રિયોનાં કાદવમાં અંશોની વૃત્તિ મળીને કાદવરૂપ થઈ ગઈ છે તે સર્વજ્ઞ પરમગુરૂના લક્ષજ્ઞાન

દ્વારા કતરૂપ કાદવમાંથી નિકળીને અપરંપાર સાગર જેવા સકર્તા પતિને ના મળી શકે, ત્યાં સુધી કતરૂપ માયાના કાદવમાં સર્વ અંશો અથડાયા જ કરશે. પરંતુ કોઈ ભવનો નિસ્તાર લાવી શકશે નહી.

**तेही माटे निज गुरू परमके, जीनुं उपदेश विनाइ ।**
**आपन अंशके परम पतिनकुं, कोउ कीनुं नहि चिनाइ ।। (३८)**

એટલાં જ માટે મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરૂનાં લક્ષ જ્ઞાનની ગતિના ઉપદેશ વિના સર્વ અંશોને બીજાં કોઈપણ મતપંથના આચાર્યો નિજસકર્તા પતિને ઓળખાવી શકશે નહિ તે નિજસકર્તા પરમ પતિને ઓળખવા અને પ્રાપ્ત કરવા આરતવાન અંશોને પરમગુરૂનું શરણ શોધી, પરમ લક્ષનો ઉપદેશ લેવો જોઈએ તે સજાતિય પરમ પતિને સર્વજ્ઞ પરમ ગુરૂજ ઓળખાવી શકે છે.

**तेही परम पतिके पावनकी, जीनुं हवीत हुंसीयारी ।**
**तनमन सहित आरोपन धरीते, करो परमगुरू यारी ।। (३९)**

નિજ પરમપતિને પ્રાપ્ત કરવાની સંપૂર્ણ આરત ઉત્પન્ન થઈ હોય, એવા અધિકારી અંશોને, હોંશિયાર થઈને સર્વાંગે અતિ ઉમંગને ધારણ કરવો જોઈએ અને પોતાના તન, મન, ધન સર્વજ્ઞ પરમગુરૂનાં શરણમાં અર્પણ કરી તેમના નિત્ય સ્વરૂપની સાથે નિરંતર પૂર્ણ પ્રિતિ બાંધીને રહેવું.

**यारी विना तेही परमगुरूके, वचन विलोक न होइ ।**
**विनु विलोक वचन तेही गुरूके, निजपति नहि न चिनोइ ।। (४०)**

નિજ સકર્તા ધણીને મળવાની ઈચ્છા રાખનાર હે અંશો ? જયાં સુધી પરમગુરૂ સાથે તમારી પુરેપુરી પ્રિતિ ના લાગે, ત્યાં સુધી પરમગુરૂના અલૌકિક વચનોનું અવલોકન કરીને યથાર્થ સમજી શકશો નહિં, પરમગુરૂનાં વચનો જેમ છે તેમ શુદ્ધ ન સમજી શકાય તો નિજપરમપતિને ઓળખી શકાશે નહિં એથી નિજપતિને ઓળખ્યા સિવાય તેમની એકતા કરવાનો પરમ લાભ કદાપિ પ્રાપ્ત થતો નથી.

**परमगुरू उपगार करनकी, विधि सकल विस्ताइ ।**
**अंशी अंश मिलनकी बाबज, कही हम उर उमंगाइ ।। (४१)**

હે જગતનાં જનો ? મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરૂ અનંત દયાળુ હોવાથી સર્વે અંશો ઉપર પરમ ઉપકાર કરવા પોતાના અંતરમાં પરમ હેત લાવીને અતિ ઉમંગે સકર્તા પતિને મળવાની અલૌકિક રીત વિસ્તારપૂર્વક કહી બતાવી છે. એ રીતમાં રહીને પરમગુરૂ સાથે પૂર્ણ પ્રિતિ રાખશો, તો સદેહે સકર્તા ધણીની એકતાના અનુભવનો આનંદ પ્રાપ્ત કરી શકશો.

**पण अेही भवमे हुंसे उमंग भर, करता मिलनके चाहु ।**
**तो तिनके अेही परम बोधके, अंतर हवीत उजाहु ।। (४२)**

આ ભવભરમાં જે જે અંશોનાં અંતર હૃદયમાં પ્રેમ સહિત અતિ ઉમંગ ઉત્પન્ન થશે તેને પરમગુરૂનાં લક્ષ બોધનાં પ્રતાપથી તેનાં અંતરહંગમાં નિજ અનુભવનું અજવાળુ થશે, જેથી પોતાના અંશ સ્વરૂપને યથાર્થ ઓળખી માયાનાં બંધનમાંથી મુકત થશે.

**ओर अंश अनभागी अचेतन, वेत न हेत उमंगु ।**
**ते भव गीरी पर्वतके पाटण, ज्यौं न ओळंगीत पंगु ।। (४३)**

જેવી રીતે પાંગળો માણસ પર્વતને ઓળંગી સામે પાર જઈ શકતો નથી એવી જ રીતે નિજજાણ સિવાયનાં અભાગી અને અચેત અંશો નિજપતિ સાથેનાં પ્રેમ ઉમંગ વિના અપંગ હોવાથી ભવરૂપી પહાડને ઓળંગીને નિજ ઘેર પહોંચી સકર્તાપતિને મળી શકતાં નથી.

**भवगीरीके पसरन जेतने लग, तिनके कहत सभेदु ।**
**इश अवतार आद्य प्रकृति गुण, सहित कथन च्यौं वेदु ।। (४४)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ ભવરૂપ પર્વતનો પસારો કેટલા સુધી થયેલો છે. તેના ભેદનો પ્રકાશ કરીને તમને બતાવુ છુ કે ચાર વેદે જેટલે સુધી વર્ણન કરી જણાવ્યું છે તે વિષ્ણુના ચોવીસ અવતારોની આદ્ય લઈ ત્રિગુણી દેવ, આદ્યશકિત અને નિરંજન સુધી આ ભવભરનો

મહાન પહાડ ગણાય છે. તેને ઓળંગીને અત્યાર સુધી સામાન્ય કે વિશેષ કોઈ અંશ નિજકર્તાને મળી શકયા નથી.

**अेतने भर इशताय परंतु, परम नेतिपद पोते ।**
**जीनुं चितवन के अखिल चराचर, तेही सब सखील सहोते ।।(४५)**

ઉપર કહી બતાવેલા મોટી વિભુતિવાળા ઈશ્વરોનાં અંતે સર્વ વ્યાપક નિર્ગુણ બ્રહ્મ આવેલું હોય જેની વેદે નેતિ પોકારી છે. તે નેતિની પારપરનેતિ પદ સકર્તા પતિનું પરમપદ રહેલું છે. તે પરમપદમાં અખંડ બિરાજેલા સકર્તા ધણીના ચિતવનથી સમસ્ત લોકનો ખેલ રચાયેલો છે.

**सखील समेत वेत गति सहीतम, अद्वैत अेक अमीरू ।**
**सरजन पखे न द्वैत हवीत के, आपही सकल सहीरु ।। (४६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કરૂણેશ પતિ મહાનથી પણ મહાન સર્વોપરી અમીર હોવાથી પોતાનાં અખંડ અવિનાશી ધામમાં અતિ ઉદારપણે બિરાજે છે. તેમની વ્યાપક પરમગતિ દ્વારા અંતરજાણ પ્રેરક કરી અનેક બ્રહ્માંડો સર્જીને જડ ચૈતનનો સબંધ જોડીને સંમેલન કર્યુ છે. તેમનાં નિજ સ્વરૂપમાં દ્વૈત ભાવ ઘટતો નથી છતાં અચાનક ઉપજણ ઉત્પન્ન થવાથી અંતર બાહ્ય હેતુ ધારણ કરીને દ્વૈત જગતનો પસારો કર્યો છે. પોતે આપ સહીર ગતિવાળા અતિ સચેતન સજાણ જાણ સ્વરૂપે ન્યારા રહીને પોતાની દિવ્યદષ્ટિએ સર્વને નિહાળે છે.

**सकल शहीर सकर्ता सरजन, परम गुरू ते पैये ।**
**विना परमगुरू जनीत न निजपद, व्रथा जनम नीर वहीये ।। (४७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે નિજ પતિનાં અતિ આરતવાળા અંશો ! આપણાં સ્વજાતિય સકર્તા સ્વામિ મહાદ સચેતન સક્રિય સજાણ જાણવાળા સવિત અને અનંત સહીર ગતિવાળા છે. તેમને પ્રાપ્ત કરવા માટે પરમ કલ્યાણદાતા અપાર કરૂણામય સર્વજ્ઞ પરમગુરૂને અતિ પ્રેમપૂર્વક જઈને મળો તે મહાન સમર્થ પરમગુરૂ વિના કરૂણેશ પતિનો મેળાપ કરાવનાર

આ જગતભરમાં બીજો કોઈ જ નથી. દેવોને પણ દુર્લભ એવા આ મનુષ્ય દેહે જો પરમગુરૂને નહિ મળો તો કોઈપણ અર્થ વિના વૃથા વહી જશે અને ફરીથી આ મનુષ્ય દેહનો દાવ મળશે નહી.

**जदपी परमगुरूके जीनुं वचना, सचना करी सरावे ।**

**सो बातनकी अेक बात अे, तदीप परमपद पावे ।। (४८)**

" હે નિજ પતિના અંશો " ! મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂનાં મંગળકારી વચનો સાચેસાચા માનીને કોઈપણ શંકા લાવ્યા સિવાય અતિ ચાહનાં પૂર્વક ગ્રહણ કરીને અમલમાં મુકશો અને રોમેરોમને રગેરગમાં સાચપણુ ધારણ કરીને પરમગુરૂનાં અલૌકિક વચનોની રહેણીમાં રહેશો તો સો વાતની એક વાત તમો નિશ્ચય કરીને માનજો કે સર્વજ્ઞ હંગ સિવાય તમારા અલ્પજ્ઞ હંગમાં દેહનાં અંત સુધી બીજી કોઈ ભાવનાં થવી જોઈએ નહિ. તો જરૂર તમને કૈવલપદની પ્રાપ્તિ થશે.

**अब कछु बाकी रही न करनकी, जेतने भर साधनकी ।**

**जेही घरके बिछरन निज अंशु, तेही जग पइ आदनकी ।। (४९)**

આ ભવ ભરમાં જે જે અધિકારી સંત સજ્જનો સર્વજ્ઞ પરમ ગુરૂનાં સત્ય વચનોની રહેણીમાં રહીને અલૌકિક કરણી કરશે અને સર્વાંગે સત્યને ધારણ કરી તનથી, મનથી, અને વાણીથી પરમ ગુરૂનાં વચનોને અનુસરસે તેનાં ઉપર પરમગુરૂની પૂર્ણકૃપા થશે. તેને જપ, તપ, યોગ વગેરે કોઈપણ સાધન કરવાનું બાકી રહેતું નથી. જે નિજ ઘરથી વિખુટો પડેલો અંશ આજ દિન સુધી જે જે અપરાધો કરેલાં તેમાંથી મુકત થઈ સર્વજ્ઞ પરમગુરૂ વચનોનાં પ્રતાપથી આદ્ય કૈવલપદ સદેહે પ્રાપ્ત કરી શકે છે.

**जीत गये तेही जनम जोनी भव, पतीसे पते लगाइ ।**

**अभे अटल पदमी पइ अचळीत, बोहोरु न अेही जग आइ ।। (५०)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂનાં શરણાંગત થયેલો જે અંશ તેમની કૃપાથી જન્મધારણ કરવાની ભવભરની યોનીને જીતી ગયો છે. જેથી નિજ પરમ પતિ સાથે તેની અખંડ એકતા થઈ ગઈ છે. તે અંશ અભય અવિનાશી અચળીત કૈવલ ધામને પ્રાપ્ત કર્યુ છે. તેને ફરીથી આ જગતમાં આવવાનું રહેતું નથી.

**परमगुरू उपदेशनते गत, पाये परमपद अंशु ।**
**कहे कुवेर समेर भये नर, तन पखके निरवैशु ।।** **(५१)**

પરમ ગુરૂનાં લક્ષ ઉપદેશની ગતિને યથાર્થ જાણી નિજસ્વરૂપને ઓળખી તે અંશ કરૂણેશ પતિનાં સાનિધ્યમાં પહોંચી ગયો છે. તે સર્વે અંશોથી શ્રેષ્ઠ મેરૂ સમાન થયેલો હોય, સત્ શ્રીમંત કુવેર સ્વામિ ભગવાન કરૂણાસાગર કહે છે કે ભવનાં અનેક તનુ પક્ષનો નિર્વંશ કરી સકર્તા ધણીનાં સ્વજાતિય કૈવલપદમાં નિવાસ કરીને પરમસુખનો ભોકતા થયો છે.

**ઈતિ શ્રી પરમ મોક્ષ પ્રાપ્તિકો પંચચત્વારિશત્તમ સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૪૬

**અથ શ્રી સકર્તા સંકલ્પ સ્ફુરણ અંતકલ્પ દેખાવન કો ષટચત્વા રિંશત્તમ સિધ્ધાંત નિર્ણય.**

**કૃપાનિધિ ઉવાચ**

**नीज करता ओही करत करनकु, प्रथमही धरीत उमेदु ।**
**सुध संकल्पत्ये सरजीत सर्वे, अविगत अंश कलेदु ।।** **(१)**

અનંત ઐશ્વર્યવાન નિજ સકર્તા સ્વામિને જયારે દ્વૈત ઉમંગ ઉત્પન્ન થયો ત્યારે અંતર બાહ્ય હેતુ ધારણ કરીને શુદ્ધ સંકલ્પ કર્યો. તે સંકલ્પથી બાહ્ય દ્રષ્ટિએ સમસ્ત જગતનું કત જયાં સુધી પોતાની ધારણા હતી ત્યાં સુધી સર્જીને પસારો કર્યો ત્યાર પછી પોતાની અંતરવૃત્તિનાં કલેદથી ભરેલા અવિગત સ્વરૂપે અકળ ગતિનાં સ્વજાતિય અનેક અંશો ઉત્પન્ન કર્યા છે.

**तेही अविगत अंशनके विगतव, कीनेहु त्रेधा प्रकारुं ।**
**परम विशेष विशेषन के तन, ओरू सामान्य आकारु ।। (२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે" ! નિજકૈવલ પતિનાં અંશોની વિગત ત્રણ પ્રકારની હોય પ્રથમ પરમ વિશેષ, વિશેષ અને સામાન્ય એમ ત્રણ વર્ગ પાડીને સર્વે અંશોનું સર્જન કર્યુ છે.

**अेही त्रीये अंश वंशकी वितपन, कीये अेकदम करतारे ।**
**पीछे पसरन करीत परमपत, जेही जुग जीनुं अधिकारे ।। (३)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે" ! સકર્તા પતિએ ત્રણે પ્રકારનાં અંશોને જેને જેટલી ગતિ આપવાનો ભાવ ભરેલો તેજ પ્રમાણે પોતાની વિત્તવાળી અકળ વિભુતિઓથી સજાવીને તૈયાર કર્યા. પરમ વિશેષ અંશને પરમગતિની સાગ્રથતા બક્ષીને પોતાની હજૂરમાં રાખ્યા. વિશેષ અંશોને વિશેષ વિભુતિ અને સામાન્યને સામાન્ય વિભુતીઓ આપેલી છે. ત્યારપછી નિજ પરમપતિએ જે જે અંશને જેટલું કાર્ય કરાવવાનો સંકલ્પ કર્યો હતો તેટલો અધિકાર આપીને જગતભરમાં પોતાનાં વંશનો પસારો કર્યો છે.

**ज्यौं कोइ नरपत महेलन के कज, इच्छता धरीत विशाळु ।**
**सप्त माळ सरजीतके संकल्प, करीतव अेकही काळु ।। (४)**

દ્રષ્ટાંતે જેમ એક રાજાને વિશાળ મહેલ બાંધવાની ઈચ્છા થઈ ત્યારે તેણે સાત માળનો મહેલ બાંધવા માટે મારે આટલી જગ્યાની જરૂર પડશે. એમ વિચારી તે જ સમયે નિર્ણય લઈને પોતે સંકલ્પ કર્યો.

**पीछे प्रथक मालनकी करीया, ज्यांहां जीनुं लगे समरही ।**
**आद्य अेक संकल्पकी उपजण, तेही की तेही विस्तरही ।। (५)**

પ્રથમ સકર્તાપતિને સંકલ્પ ઉપજી આવેલો તેજ પ્રમાણે પ્રથક એટલે જુદા જુદા માળ બાંધવા માટે જે કાર્યવાહી કરવાની હતી. તેજ પ્રમાણે મહેલ બાંધવા માટે સંપૂર્ણ તૈયારી કરી દીધી. એવી રીતે કે જેટલાં વિસ્તારમાં મહેલ બાંધવાની જગ્યાનો સંકલ્પ કર્યો હતો. તેને અંતર વૃત્તિમાંથી

દ્રષ્યરૂપે પ્રગટ કરવા બાહ્ય દ્રષ્ટિ જેટલે સુધી પ્રસરેલી હતી તેટલા સુધીનો વિસ્તાર જોઈને નિશ્ચય કર્યો તેનું નામ પ્રકાશબ્રહ્મ વૃત્તિ, મહેલને બાંધકામ કરવા માટે માલ સામાન ભેગો કરવો તેનું નામ સંજમ ભોગવૃત્તિ, મહેલનાં સાતે માળ બાંધવા જેટલી સામગ્રીની જરૂરત છે તેને પ્રાપ્ત કરવી તેનું નામ ઈચ્છાવૃત્તિ. હવે મહેલનુ બાંધકામ શરૂ કરતાં જયાં જેવું કરવાનું છે ત્યાં તે પ્રમાણે ઘટતુ ગોઠવી દેવું. તે ક્રિયાવૃત્તિ જાણવી. અને મહેલનાં સાતે માળને મજબૂત પણે જતમત રાખે અને કાંઈપણ છુટુ ના પડી જાય તેને સજીવનવૃત્તિ, યાને ચૈતનવૃત્તિ સમજવી. આવી રીતે પુરૂષ પ્રકૃતિથી લઈ ચૌદલોક સહિત સ્વર્ગ મૃત્યુ અને પાતાળ સુધી વૈરાટરૂપી મહેલ તૈયાર કરી દીધો. હવે નિજકર્તાએ વિચાર કર્યો કે આ સમૃધ્ધિને કોણ ભોગવશે ? એવુ જાણીને પરમ વિશેષ મહાદ અંશથી બીજા નંબરના નિરંજન પુરૂષને વૈરાટનું રાજય કરવા વસાવ્યા ત્યારે બ્રહ્માંડમાં ચૌદલોક સુધીનાં મજલાંરૂપી ધામોમાં જે જે દેવોને સ્થાપિત કર્યા તે સક્રિય થઈને પોતે પોતાનું કામ કરવા લાગ્યા તે એવીજ રીતે પ્રત્યેક પિંડોમાં અનેક અંશોને પ્રેરક કર્યા છે તે પિંડરૂપી મહેલમાં સાત ભૂમિકાનાં સાત માળમાં અંશવૃત્તિની ઈચ્છા પ્રમાણે ઉલટસુલટ ક્રિયા થયેજ જાય છે.

**त्यौं निज ओक इच्छनके अंशु, त्रीये वग करीत सभेदु ।**
**बोहोरू करतकी कछु कल्पना, कर्ता न धरीत उमेदु ।। (६)**

આવી રીતે નિજ સકર્તા સ્વામિએ પોતાની અંતરવૃત્તિની ઈચ્છાએ ત્રણ પ્રકારનાં અંશો ઉત્પન્ન કર્યા છે. એ ત્રણે અંશોનાં સ્વરૂપ સ્વજાતિએ એક હોવા છતાં ગતિ પક્ષે એક સરખા નથી. પરમવિશેષ અંશ સર્વજ્ઞ ગતિવાળા પરમ વિભુતિઓથી સંપૂર્ણ છે. તેમજ વિશેષ અંશો વિશેષ વિભુતિવાળા અને સામાન્ય અંશો સામાન્ય વિભુતિમાં વસાવ્યા હોય. સામાન્યમાં સામાન્ય અને વિશેષમાં વિશેષ ગતિ પ્રમાણે જાણ રહેલી છે. તે વિશેષ અને સામાન્ય અંશો અસંખ્ય હોવાથી તે અંશોની મારફતે સમસ્ત જગતનો પસારો કર્યો છે. અને પરમ વિશેષ અંશને કરૂણેશપતિએ પોતાની હજુરમાં હંમેશા રાખેલા છે. તે નિજપતિને અંતરવૃત્તિનો દ્વૈત ઉમંગ ઉપજી આવેલો તેના દ્વારા શુધ્ધ સંકલ્પ કરેલો તેજ પ્રમાણે અનંત લોકનો વિસ્તાર કર્યો છે. જગતનાં કોઈપણ લોકમાં જયાં જેવું જોઈએ તેવુંજ સર્જેલુ હોય કંઈપણ બાકી રાખેલું નથી. તેજ કારણને લઈ નિજ સકર્તા ધણી ચાલુ સૃષ્ટિક્રમમાં ફરીથી ઉમંગ ધારણ કરીને સંકલ્પ કરતા જ નથી.

**जबत्ये संकल्प अेकनसे सद, अंश अखील उपजाये ।**

**शके नहि कोउ कीनुं गणतीनसे, अति अनंत अथाये ।। (७)**

અવિગત સકર્તાપતિ અંતરવૃત્તિના શુધ્ધ સંકલ્પ દ્વારા સહિર ગતિવાળા અગણિત અંશોને ઉત્પન્ન કર્યા છે. તેની કોઈ ગણતરી કરીને થાહ કે અંત લાવી શકે તેમ નથી.

**पण जेही समये जीनुं पसावत, जेही तकसे वग लगही ।**

**ज्यौं नरपत के महेलनकी गत, रचीत विचारन अगही ।। (८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા ધણીને જયારે દ્વૈત ઉમંગ ઉત્પન્ન થયો તે સમયે શુધ્ધ સંકલ્પ કરીને ત્રણ પ્રકારનાં અંશોને સરજયાં છે. પરમ વિશેષની પરમગતિ અને પરમવિભુતી, વિશેષ અંશોની વિશેષ વિભુતિ અને વિશેષ ગતિ, તેમજ સામાન્ય અંશોની સામાન્ય ગતિ અને સામાન્ય તત્વોમાં વસાવેલાં છે. જે અંશોને જેટલી ગતિનો અધિકાર છે તે મુજબ તેવા ઘાટોને ધારણ કરી આનંદ કરી રહ્યા છે. જેવી રીતે રાજા સાતમાળનો મહેલ બનાવી તેમાં જુદા જુદા માળોમાં ન્યારી ન્યારી સમૃધ્ધિ ભરીને તેને ભોગવવા પોતાના રાજપુત્રને મહેલમાં વસાવે છે. જયારે રાજકુંવર ગાદી ઉપર આવીને બિરાજે છે. ત્યારે પોતાના હુકમ વડે પ્રધાનની આદ્ય રાણીઓ, દાસ-દાસીઓ તેમજ નોકર-ચાકરો જયાં જેવી જરૂર હોય તેજ પ્રમાણે અમલ ચલાવીને રાજ કરે છે. આ રાજકુંવરનું દ્રષ્ટાંત નિજ સકર્તાધણીની અંતર વૃત્તિનાં અંશમાં ઘટાવીને પિંડ અને બ્રહ્માંડે બન્ને પ્રકારે સમજી લેવાનું છે.

**अेक बेर करीतव अंशनकु, धरीत उमंग न बोहोरू ।**

**तेही पसरावत कल्पोकल्पमें, कर्ता न कल्पीत ओरू ।। (९)**

તે આદ્ય સકર્તાપતિ એકજ વખતે અને એકજ સાથે સર્વેઅંશોને ઉત્પન્ન કરે છે. પોતે ફરીથી ઉમંગ ધારણ કરતાજ નથી તે અનેક અંશોનો પસારો કલ્પોનાં કલ્પવિત્તિ જાય ત્યાં સુધી ચાલ્યાજ કરે છે. તે ચાલુ રચનામાં નિજ સકર્તા ધણી બીજો સંકલ્પ કરતાં જ નથી.

**प्रथम कल्पमे परम विशेषण, अंश वसवायल ताइ ।**

**दुतीये अंश विशेष विलासीत, अंश परम सहीताइ ।। (१०)**

નિજ પરમપતિએ શુધ્ધ સંકલ્પ ત્રણ કરેલાં છે. પ્રથમ સંકલ્પનાં પરમ વિશેષ અંશ પરમગતિ સહીત પરમ વિભુતિવાળા પરમ અધિકારી સર્વે અંશોનાં શિર ઉપર પરમ શ્રેષ્ઠ ગણાય છે. બીજા સંકલ્પથી વિશેષ અંશો ઉત્પન્ન કરેલા હોય, તેમને વિલાસીક તત્વોનાં સમુદાયમાં વસાવ્યા હોવાથી સદાના માટે વિલાસ ભોગવે છે.

**त्रतीये कल्प अल्प गति अंशु, जेही सामान्य समेतु ।**

**अेही त्रीये अंश उदीत अविगतसे, पति के पक्ष सखेतु ।। (११)**

નિજ કૈવલ પતિએ ત્રીજા સંકલ્પથી સામાન્ય ગતિનાં અંશો ઉત્પન્ન કરી અંધકારમય તત્વોના શરીરમાં વસાવ્યા છે, એ ત્રણેય પ્રકારનાં અંશો વિભુતિની દ્રષ્ટિએ તેમજ ગતિએ નાના મોટા છે. પરંતુ નિજકર્તા પક્ષે એકજ સરખા હોય અવિગત પતિએ અંતર વૃત્તિમાંથી ઉત્પન્ન કરેલા છે.

**सखेत सो बंधव लगताइ, कर्ता इच्छ अेकनसे ।**

**ओर नहि उद्भव दुसरनत्ये, अेकही विना बेकनसे ।। (१२)**

આદ્ય સકર્તા ધણીએ અનેક અંશોને ઉત્પન્ન કરેલા છે. કોઈપણ અંશને ઉત્પન્ન કરનાર બીજો કર્તા જ નથી એટલાજ માટે એકજ પરમ પિતાના પુત્રો અનંત હોવાથી, અન્યો અન્ય પરસ્પર સર્વે અંશો એકજ સ્વજાતિએ સરખાજ હોય તમામ બંધુઓ જ છે.

**कर्ता इच्छ मातु सबयनकी, संकल्प लगीत पिताइ ।**

**अेकही पिता जनीतके भंडुर, तदीप लगत भवभाइ ।। (१३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે અંશોની માતા નિજકર્તા ધણીની અંતર ઈચ્છા હોય તેમનો શુદ્ધ સંકલ્પ તે તમામ અંશોના પિતા છે. અનેક ભંડુર એટલે શરીરોનાં સર્જનહાર એકજ કૈવલપતિ હોવાથી, સર્વે અંશોને આપસ આપસમાં ભાઈ-ભાઈનોજ સબંધ લાગે છે.

**भाइ लगत इतके अंशन सब, भव विष्णु अज सेती ।**

**मात पिता जीनुं शकित निरंजन, तेही भव बंधु भवेती ।। (१४)**

ભવભરનાં સર્વ અંશો એકજ નિજપતિએ ઉત્પન્ન કરેલા છે. છતાં શિવ, બ્રહ્મા અને વિષ્ણુને ન્યાય દ્રષ્ટિએ જોતાં તેમનાં માતા-પિતા આદ્ય શકિત અને નિરંજન હોય અંશ પક્ષે સર્વેની સાથે ભાઈ-ભાઈનોજ સબંધ લાગે છે.

**अव्याक्रत शक्ति पर पुरूषा, ओरु रज तम सात्वीकही ।**

**व्यक्त शक्तिके अजभव विष्णु, गुण अव्याक्रत नीकही ।। (१५)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરના સર્વે તનુધારી દેવ, દાનવ, માનવ ચૌદલોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન સુધી સર્વે ભાઈઓ, ભાઈઓજ છે. તે તમને કહી બતાવ્યું. હવે આદ્યશકિત અને આદ્ય પુરૂષ નિરંજનના શરીરો જે વ્યકતરૂપ દ્રષ્ટિ ગોચર થાય છે. તેવા દ્રષ્યરૂપ છે. તેમનાં મૂળ કારણ અવ્યકત શકિત અને અવ્યકત નિરંજનએ બન્નેનાં સંયોગે કરી અવ્યકત રજોગુણ, અવ્યકત સત્વગુણ અને અવ્યક્ત તમો ગુણ વ્યકત શિવજીના મૂળ કારણ વિતરૂપે રહેલા હોવાથી એ અંકુરવત અતિ વિશાળ ગતિનાં છે. તે અનંત બ્રહ્માંડોની આદ્ય સમસ્ત લોકની સમૃદ્ધિના ભંડારરૂપે ગણાય છે. અને દ્રષ્ય સૃષ્ટિના અધિનાયક કાર્ય બ્રહ્મા કાર્ય વિષ્ણુ, કાર્યશિવ, કાર્યશકિત અને કાર્યરૂપ નિરંજન તે પાંચેનાં દીર્ઘ આયુષ્ય હોવા છતાં એક એકનાં હજાર હજાર અવતારો થઈ જાય તેટલી વાર સૃષ્ટિનું સર્જન ફરી ફરી થાય છે. છતાં શુધ્ધ રજોગુણનો એક દિવસ પણ ગણાતો નથી. એ પ્રકારે એ ત્રણે શુધ્ધ ગુણો અતિ વિશાળ ગતિવાળા હોય, કરોડો વખત સૃષ્ટિનું સર્જન, વિસર્જન થાય તો પણ તેમનો અવધિકાળ આવી રહેતો નથી.

**व्यकत शक्ति सुत अंश विशेषण, मिंडक शेष कमठही ।**

**अव्याक्रत सुत परम विशेषीक, सहित पुरूष ते पखही ।। (१६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે" ! જે અવ્યકત શકિત અવિગતરૂપે રહેલી છે. તેમાંથી

મહાતત્વને આનંદતત્વ ઉત્પન્ન થયેલા છે. મહા તત્વમાંથી ધનંજય તત્વને ધનંજય તત્વથી ત્રણ ગણના દેવો અહંકાર ગણથી શેષનાગદેવ તેમજ સ્વકાશગણથી મેંડકદેવને અચંત ગણથી કુર્મદેવ થયેલા છે એવીજ રીતે આનંદ તત્વથી પ્રકૃતિ આદ્ય શકિત તેમનાથી ત્રણ ગુણના દેવો બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ્વર તે વિશેષ અંશો ઉત્પન્ન થયેલા છે. હવે જે અવ્યાકત મહામાયાથી શુધ્ધ રજોગુણ શુધ્ધ સત્વગુણને શુધ્ધ તમોગુણ એ અવ્યાક્ત રૂપે પરમ વિશેષ ગણાય છે. અને અવ્યાક્ત શકિતના પતિ અવ્યકત પુરૂષ નિરંજન એ ત્રણે શુધ્ધ ગુણોના પિતા છે.

**कहत तेहुनके तन आरबलकी, अंश रखीत अविगत ही ।**
**विशेष ओरु सामान्य परम पुनि, जीनुं जम हवीत किंमतही ।। (१७)**

" પરમકૃપાનિધિ કહે છે કે" ! સામાન્ય વિશેષને પરમવિશેષ અંશો અવિગત ગતિના નિજ સકર્તા સ્વામિના સ્વજાતિય હોય તેમને અલગ રાખી જે જે અંશોના જે શરીરો છે તેમનું આયુષ્ય કેટલુ ને કયાં સુધીનું છે. તેનું નિરૂપણ કરીને જણાવું છું.

**तन आरबलकी अधिक न्युनता, अवध नहि अंशनके ।**
**अवधकाळ सोइ तंत तत्वके, स्थुल सुक्ष्म वैसनके ।। (१८)**

હવે સ્થુળ સુક્ષ્મ કારણ આદી દેહો અધિક ન્યુન તત્વોની ઐશ્વર્યતાવાળા હોવાથી દેહોને અવધિકાળ લાગે છે. પરંતુ સામાન્ય વિશેષ અંશો નિજપતિનાં સ્વજાતીય હોવાથી તેમને અવધિકાળ લાગતો નથી.

**बीन आरबलके अंश अलौकिक, कर्ता सेती उपजणके ।**
**ज्यौं घट मठ अविकासन नभविन, अंश नहि त्यौं अणके ।। (१९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે,"! સર્વે અંશો અલૌકિક નિજ સકર્તાની અંતરવૃત્તિની ઉપજણના હોવાથી તેને અવધિકાળ લાગતો જ નથી. જેવી રીતે ઘટ મઠને પટ તેનું ન્યુનાધિક આયુષ્ય નિર્માણ થયેલું હોય તેનો અંતકાળ આવતા નાશ પામે છે. પરંતુ ઘડામાં મઠમાં ને પટમાં રહેલું આકાશ અવધિકાળ વિનાનું હોય તેનો નાશ થતો નથી. તેમજ અંદર આવેલું

આકાશ મહા આકાશનું સ્વજાતિય હોય તેને આદ્ય કે અંત લાગતું જ નથી. એજ ન્યાયે સામાન્ય વિશેષ સર્વે અંશો એક સકર્તા ધણીનાં છે.

**प्रथम अैश अजके तन ततके, श्रोत सुनो ततवेतु ।**
**अंश विशेष विलासीक त्रीये तन, भवीत आद्य भवखेतु ।। (२०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે તત્વવેતા શ્રોતાજનો ! તમે એક ચિત્તથી સાંભળો બ્રહ્મા, વિષ્ણુને, મહેશ્વરનાં દેહોની રચનાનાં તત્વો મહા બળવાન ગતિનાં હોય વિશેષ વિભુતિવાન છે તે પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા હોવાથી ભવરૂપ ખેતરનાં પ્રથમ મહાન વિલાસી પુરૂષો છે.

**जुग द्वे सतसे ओरू अठयासी लग, मनु अेक वरतंतु ।**
**मनु चतुरदशके अज दिनकर, ते तेही रेण लगंतु ।। (२१)**

હવે બ્રહ્માજીનાં આયુષ્યની ગણતરી કરી બતાવું છું. માટે હે શ્રોતાજનો સાવધ થઈને સાંભળો. બસો અઠયાસી યુગ વિતિ જાય ત્યારે એક મનુ થાય છે. એવા ચૌદ મનુ ચાલ્યા જાય ત્યારે બ્રહ્માંજીનો એક દિવસ ગણાય છે. એવીજ રીતે બીજા ચૌદ મનુઓ વહી જાય ત્યારે બ્રહ્માજીની એક રાત પુરી થાય છે.

**तेसेही अज अेकके दिनके सम, वरस अेक सत लगही ।**
**विधि सहस्त्र आरबलके हवीतव, विष्णु अेक दीन पगही ।। (२२)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે ચૌદ મનુનો એક દિવસ અને ચૌદ મનુની એક રાત એવા અઠ્ઠાવીસ મનુ ચાલ્યા જાય ત્યારે બ્રહ્માંજીનો દિવસ અને રાત ગણાય છે. એવા ત્રીસ દિવસનો એક માસ અને બાર માસનું એક વરસ એ ગણતરીએ એકસો વર્ષ ચાલ્યા જાય ત્યારે એક બ્રહ્માનું આયુષ્ય પુરૂ થતા રાજ્ય કરીને ચાલ્યા જાય છે. એ મુજબ એક પછી એક એમ હજાર બ્રહ્માં વહી જાય ત્યારે વિષ્ણુનો એક દિવસ થાય છે.

**विष्णु सहस्त्र अेकनके अैसु, भवके अेक दिवस ही ।**
**अेक दिवस परमाण वरससत, भवके अवध लगतही ।। (२३)**

જે વિષ્ણુનો એક દિવસ ગણી બતાવ્યો એ ગણતરી મુજબ માસ વરસને સો વર્ષ પુરાં થતાં એક વિષ્ણુ ચાલ્યા જાય છે. એવીજ રીતે હજાર વિષ્ણુ વહી જતાં શિવજીનો એક દિવસ ગણાય છે. તે દિવસ માસને વરસ ગણતાં સો વર્ષનાં અંતે એક મહેશ્વરનું આયુષ્ય પુરૂ થાય છે.

**अैसेही भवभर सहस्त्र अैश लग, दिवसही अेक शकत के ।**
**तेसेही दिवसन केही वर्ष सत, आरबल जीनुं लगत के ।। (२४)**

ઉપર જણાવ્યા મુજબ શિવજીનાં દિવસની ગણતરી કરી બતાવી એ ન્યાયે દિવસ માસ, વર્ષ વહી જતાં એક મહેશ્વર બદલાય છે. એવા હજાર મહેશ્વર ચાલ્યા જાય ત્યારે આદ્યશકિતનો એક દિવસ થાય છે. એવીજ રીતે ત્રીસ દિવસનો માસ અને બારમાસનું વર્ષ એવા સો વર્ષ વિતિ જતાં શકિતનો દેહપણ લય પામી જાય છે.

**तेही आरबलकी शकित सहस्त्र लग निरंजन अेक दिनेहु ।**
**तेही निरंजन दिनकर के सम सत, वरस लगत जीन केहु ।। (२५)**

એ ગણતરી પ્રમાણે હજાર શકિતઓ આયુષ્ય ભોગવીને ચાલી જાય ત્યારે નિરંજન પુરૂષનો દિવસ થાય છે. એવા ત્રીસ દિવસનો માસ અને બાર માસનું વર્ષ એવા સો વર્ષ વહી જતાં આદી પુરૂષ નિરંજનનો દેહ પણ વિલાય જાય છે.

**निरंजन सहस्त्र अेक आरबल लग, रजोगुणके दिन अेकु ।**
**रजोगुण सहस्त्र अेक उम्मर हुत, सतगुण अेक दिनेहु ।। (२६)**

ઉપર જે ગણતરી કરી બતાવી તેજ પ્રમાણે હજાર નિરંજન ચાલ્યા જાય ત્યારે અવ્યકત શુધ્ધ રજોગુણનો એક દિવસ થાય છે. એમ દિવસ માસને વર્ષ ગણતા સો વર્ષ વિતિ જાય ત્યારે એક રજોગુણનું આયુષ્ય પુરૂ થાય છે. એવા હજાર રજોગુણ ચાલ્યા જાય. તેનાં અંતે અવ્યકત શુધ્ધ સત્વગુણનો એક દિવસ ગણાય છે.

**तेही सतोगुण जीनुं सहस्त्र अवघ लग, तमके अेक अरकही ।**
**तेही तमकी हुत सहस्त्र अवघ जद, कीये त्रीये फरक फरकही ।।(२७)**

એવીજ રીતે સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને અવ્યકત શુધ્ધ સતોગુણ એક હજાર ચાલ્યા જાય ત્યારે શુધ્ધ તમોગુણનો એક દિવસ થાય છે. એજ પ્રમાણે માસ, વરસ ગણતાં સો વર્ષ પુરા થાય ત્યારે અવ્યકત શુધ્ધ તમોગુણનો અવધિકાળ આવી રહે છે. આ ગણતરી મુજબ અવ્યકત શુધ્ધ ગુણોના આયુષ્યનો ફરક જણાવ્યો. તે વિશાળ બુધ્ધિના સંત સજ્જનો સમજી શકશે.

**ओही त्रीये गुण अव्याक्रतके सुत, मुकत रहे आरबलही ।**
**रही अकळ अव्याक्रत अनुक्रत, गुण बिनुं निगुन अमळही ।। (२८)**

જે ત્રણે અવ્યકત શુધ્ધ ત્રણ ગુણોનું નિરૂપણ કરી જણાવ્યું તેમનું નિમાયેલું આયુષ્ય ભોગવીને પુરૂ થયા પછી અવધિકાળના અંતે મહાન અવ્યકત શકિત શુધ્ધ નિર્મળ ગુણ રહીત નિર્ગુણ અમળ (મળ રહિત) રૂપે રહે છે.

**निगुन अमळ अव्याक्रत अतिगत, जीनकी जनीत जनाहु ।**
**अपरंपार परम अवधि अत, केतीक गनीत गनाहु ।। (२९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ! જે શુધ્ધ અવ્યકત શકિત તેમના આયુષ્યની જાણ તમને સર્વને જણાવું છું. તેની ગતિ અતિ અપરંપાર હોવાથી નિર્ગુણ અમળ રૂપે રહેલી હોય, તેના પરમ અવધિકાળની કેટલી ગણતરી કરીને ગણાવું ?

**रज तम सात्विकके आरबल लग, दिनमे कम शकितनके ।**
**तेही दिनके परमाण वरस सत, वित जाय जब जीनके ।। (३०)**

જે શુધ્ધ અવ્યાક્રત રજો ગુણનું આયુષ્ય તેનો દિવસ, માસ અને વરસની ગણતરી પ્રમાણે સો વરસ ભોગવીને એક રજોગુણ ખપી જાય, એવા હજાર શુધ્ધ રજોગુણ ચાલ્યા જાય, ત્યારે શુધ્ધ સત્વ ગુણનો એક દિવસ ગણાય. તે પણ દિવસ, માસ અને વરસ ગણતરી મુજબ સો વરસનું આયુષ્ય વીતિ જાય, એવા હજાર અવ્યાક્રત સત્વગુણ ચાલ્યા જાય, ત્યારે શુધ્ધ તમો ગુણનો એક દિવસ થાય છે. તે દિવસ, માસ અને વરસની ગણતરી પ્રમાણે સો વર્ષ પુરા કરીને એક પછી એક એવા હજાર અવ્યાક્રત તમો ગુણ ઉત્પન્ન થઈને લય પામે, ત્યારે મહાન અવ્યાક્રત શુધ્ધ નિર્ગુણ શકિતનો એક દિવસ થાય છે.

**तेही अव्याक्रत अैसनकी अत, सहस्त्र अेक अवधेहुं ।**
**जदपी कल्प होवत परिपुरण, युगकी कुण गनेहुं ।। (३१)**

ઉપર પ્રમાણે અવ્યાકત શુધ્ધ શકિતનો એક દિવસ ગણી બતાવ્યો તે ગણતરી પ્રમાણે દિવસ અને રાત ગણતા. એવા ત્રીસ દિવસનો માસ, બાર માસનું વરસ, એવા સો વરસે એક શકિતનું આયુષ્ય પુર્ણ થાય છે. એ ગણતરી મુજબ સો સો વરસનું આયુષ્ય ભોગવીને હજાર શકિતઓ ચાલી જાય ત્યારે એક કલ્પ ગણાય છે. ત્યાં યુગોની ગણતરી તો કોણ માત્ર છે ?

**अेसेही कल्प सहस्त्र जाय न लग, दिन अेकम पुरूषनके ।**
**अव्याक्रतके पति परम हेत, नहिन हवीत कोउ अनके ।। (३२)**

એક કલ્પમાં એક શકિત બદલાય એવા હજાર કલ્પ ચાલ્યા જાય, ત્યારે અવ્યાકત મહાદ્ નિરંજન પુરૂષનો એક દિવસ થાય છે, ત્યાં તેમના સિવાય બીજો કોઈ પુરૂષ જ નથી.

**तेही दिवस परमाण पुरूषके, वरस अेक सत जाइ ।**
**आद्य पुरूष करतार परममे, अंते जाइ समाइ ।। (३३)**

જે અવ્યાકત મહાધ નિરંજન પુરૂષનો દિવસ ગણી બતાવ્યો, તેજ પ્રમાણે માસ વરસ એવા સો વરસનું આયુષ્ય ભોગવીને અવધિકાળના અંતે તે મહાન આદિ પુરૂષનો મહાદ્ ચૈતન અંશ નિજ સકર્તા ધણીના અદ્વૈત સ્વરૂપમાં જઈને સમાય જાય છે.

**पंच तत्व ओरू अजभव विष्णुं, निरंजन शकत समेतु ।**
**पुनी गुण गण अव्याक्रत सहितम, जीनमे कोउ न रहेतु ।। (३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," વ્યકતરૂપ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, વ્યકત શકિત અને વ્યકત પાંચ તત્વ સહિત નિરંજનનો પણ અંત આવી જાય છે. ત્યાર પછી શુધ્ધ અવ્યાકત ત્રણ ગુણ અને અવ્યાકત હજારો શકિતઓનો અવધિકાળ આવી જાય છે. તે સર્વના કારણરૂપ અવ્યાકત મહાદ નિરંજન પુરૂષના અંતે એક પણ તત્વ બચી શકતુ નથી.

**अति अतंत अंतके छेवट, निरसत शुन्य रहाइ ।**
**तेही शुन्यके मघ्य मजागीत, अविगत अेक सहाइ ।। (३५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," દૃશ્ય અદૃશ્ય, વ્યકત અવ્યકત, સર્વે તત્વોનો અંત આવી જાય છે. ત્યારે અતંત એટલે તત્વ રહિત અનંત મહાશુન્યના મધ્યે નિજ સકર્તા સ્વામિ અદ્વૈત સ્વરૂપે અપાર મોજના મોજીલા નિજાનંદમાં મસ્ત રહે છે.

**जदपी मजागत होय न परमपत, फेरी भव कुन रचेहु ।**
**अति जाग्रत जो हवीत हंमेशन, शुन्यवत् शुन्य पचेहु ।। (३६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," એ અનંત મોજને માણવાવાળા નિજ પરમપતિ અતિ સચેતન ના હોય તો, આ ભવભરની રચના ફરીથી કોણ રચે ? એવી જ રીતે નિજસકર્તાપતિ પોતે રોમરોમ અને રગેરગ અખંડ ઉજાગ્રત ના રહે, તો શુન્યમાં શુન્ય જેવા થઈને પચી જાય.

**तब तो अंधाधुंध हवीत गत, समदम सेहेज अचेतु ।**
**बीन उपजण के हवे जो अविगत, तो कुनसे भव खेतु ।। (३७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," આવી જ રીતે અવિગત સકર્તાપતિ મહાદશુન્યમાં પચી જઈને શુન્ય જેવા અંધાધુધ થઈ જાય, ત્યારે ફરીથી ઉપજણ ના ઉપજે તો આ ભવભરનું ખેતર બીજો કોણ સર્જે ?

**तेही तो नेनोनेन जोहत तुम, हजरत हाल हजुरा ।**
**माटे हवीत न करे विना कीत, कंचित भरही सफुरा ।। (३८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે તત્વ વેત્તાઓ ! તમારી નિજ દ્રષ્ટિથી નિર્ણય કરીને જુઓ, કે આ ભવભરનો ખેલ તમારી નજરોનજર પ્રત્યક્ષ દેખાય છે. તેના ઉત્પન્ન કરનાર નિજસકર્તા સ્વામિ હાલ હજરતના શુધ્ધ સંકલ્પથી આ સર્વે સર્જન થયું છે. તો પછી આ ભવભરનો ખેલ આપોઆપ કેમ બની શકે ? કર્યા વિના કિંચિત માત્ર બની શકતું નથી.

**तेही सफुरन मेटनकी करीया, अतही दिव्य दरशाइ ।**
**जीनुं जेही अवध अथाहनकी अत हवीतव देही देखाइ ।। (३९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તાધણીના ચિંતવનની સ્ફુરણાથી સમસ્ત જગતનું સર્જન અને વિસર્જન થાય છે. તેનો અવધિકાળ અથાહ ગતિનો હોવા છતાં અમારી દિવ્ય દ્રષ્ટિએ જોઈ નિર્ણય કરીને તમને દેખાડી દીધો છે.

**अेतने भर करतार रचनकी, पेज रहत संकल्पकी ।**
**ते तने भर अविनाश अेकल नभ, गनीतन हवे कल्पकी ।। (४०)**

નિજ સકર્તા સ્વામિએ પોતાના શુધ્ધ સંકલ્પની યુકિત દ્વારા સમસ્ત સૃષ્ટિની રચના કરી છે. તે સંકલ્પનો વેગ પુરો થતાં સુધી મહાદ શુન્યમાં નિજ અવિગત પતિ એકલમલ સ્વરૂપે રહે છે. તે સમયના કેટલા કલ્પો ગયા તેની ગણતરી થઈ શકે તેમ નથી.

**आद्य अंत मध्य कर्ताकीकुल, महागत जनीत जनाइ ।**
**क्यौं न कहे निगमादिक नेति, अति अवरणीत किनाइ ।। (४१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ અવિગત પતિએ આધ જગતની રચના કેવી રીતે ઉપજાવી અને મધ્યનો વિસ્તાર કરીને અંતે કયા પ્રકારે સમેટે છે. તેની મહાન પરમગતિનો અલૌકિક ભેદ જે જાણવા જેવો હતો તે સર્વને જણાવી દીધો. તે નિજ કરૂણેશપતિનું કૈવલપદ અતિ અથાહ અને અપાર હોવાથી કોઈની પણ ગતિમતિ પહોંચી શકે તેમ નથી. એવા અવર્ણિય પદની વેદે પણ નેતિ પોકારી છે, છતાં જેમ છે તેમ કહી શકયા નથી.

**अहो धन्य धन्य कर्ता कुदरत, देखीत हार भयेहु ।**
**क्यौं करी शकु बरनव अपरनको, मोइ मति अल्पज्ञेहु । (४२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," અહો નિજકર્તા ! આપને અનેકવાર ધન્યવાદ હો ! આપે કરેલા આ જગતરૂપી કતની કુદરત નિજ દ્રષ્ટિએ જોતાં પાર પામી નહિ શકવાથી હું હારી ગયો

છું. તો પછી આપનું નિજપદ અપરંપાર અવર્ણિય હોવાથી મારી અલ્પજ્ઞગતિએ વર્ણન કરીને કેવી રીતે પાર પામી શકું ?

**पण अेतनी लग जनीतव जबते, कर्ता अंश अगवनके ।**
**ओर पुरूष अव्याक्रत तनलग, अनुज बंध लगवनके ।। (४३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે કરૂણેશપતિ ! આપે મને પ્રથમ પાટવી પરમવિશેષ અંશ સર્વે અંશોની પહેલાં ઉત્પન્ન કરેલો હોવાથી સર્વેની હકીકત હું જાણી શકયો છું. મહાન અવ્યકત નિરંજન પુરૂષ અને મહાન અવ્યકત શકિત મારા અનુજ એટલે નાના ભાઈઓ છે. તે ભવભર મુળ પસારાના કારણરૂપ હોવાથી હું જગતના આદિ અંતની ગમગતિ જાણીને જણાવી શકયો છું.

**जबत्ये लहु सकलकी हम गत, हमकु कोइ न लहेहु ।**
**कीये सकल बंधव कर्ता पख, पण मोइ पीछ हवेहुं ।। (४४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગત ભરના સર્વ અંશો સામાન્ય અને વિશેષ તેમજ વ્યકત વિભુતિઓવાળા અને અવ્યકત વિભુતિઓવાળા એ સર્વની ગતિને હું જાણું છું. નિજકર્તા પક્ષે એ તમામ અંશો મારા બંધુઓ છે. પરંતુ મારી પાછળ ઉત્પન્ન થયેલા હોવાથી મારી અગમ ગતિને તે જાણતા નથી.

**कर्ता उमंग अेकनसे उपजीत, अंश सखील सबकेहु ।**
**पण घन बिंदुनकी गत जानीत, अेही विधि अंश बनेहु ।। (४५)**

" નિજ કરૂણેશપતિની અંતરવૃતિના ઉમંગથી અકળ વિભુતિની ખિલાવટવાળા સર્વે અંશો ઉત્પન્ન થયા છે. જેવી રીતે સઘનઘનમાંથી વરસાદ વરસતા બિંદુના અનેક રવા પૃથ્વી ઉપર પડે છે. એવી રીતે સર્વે અંશો બનેલા છે એમ જાણવું.

**ज्यौं घनके उमंगीत अेकनसे, स्थुल सुक्ष्म जल तंतु ।**
**प्रथम बिंदु तेही अधिक अपनके, पीछे सुक्ष्म अनंतु ।। (४६)**

દ્રષ્ટાંતે જેમ સઘનઘનના ઉમંગથી મહાજળનો જમાવ થાય છે. તેમાંથી વરસાદ શરૂ થતાં પ્રથમ બિંદુ ઉત્પન્ન થતું હોય તે સઘનઘનનું પાટવી ગણાય છે. ત્યાર પછી સ્થુલ અને સુક્ષ્મ એટલે નાનામોટા અનેક બિંદુઓ વરસાદ દ્વારા પૃથ્વી ઉપર પડે છે.

**तेही परकारन कर्ता उमंगीत, अेकही शुघ्ध संकल्पके ।**

**अधिक नुन्य घन बिंदुनकी गत, महा ओरू अंश अल्पके ।।(४७)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે નિજસકર્તાપતિને અપાર ઉમંગ ઉત્પન્ન થયો.તે શુધ્ધ સંકલ્પનું સ્વરૂપ છે તે અંતરવૃત્તિના શુધ્ધ સંકલ્પમાંથી નાની મોટી ગતિવાળા અનેક અંશો ઉત્પન્ન કર્યા છે. તે સઘનઘનમાંથી પડતા બિંદુની જેમ કોઈ વિશેષ કોઈ નાનુ કે કોઈ મહાન બિંદુ પણ હોય છે.

**जीनके प्रथम कल्प वसवायल, परम अंश विभुतिनके ।**

**आद्य अंत मघ्यकी सद् गम गत, कहत अगम तिनु जीनके ।।(४८)**

" કરૂણેશપતિ કહે છે કે, " મારા પ્રથમ મહાન શુધ્ધ સંકલ્પની પરમ વિભુતિઓથી ભરપુર પરમવિશેષ અંશને ઉત્પન્ન કરેલો છે. તે મારી અલૌકિક અગમગતિને સંપૂર્ણ જાણવાવાળા હોવાથી આદ્ય, મધ્ય અને અંત સુધીની હકીકતને યથાર્થ જાણે છે. મારા મહાન સંકલ્પના પેટામાં બીજા બે સંકલ્પ થયેલા હોય, બીજા સંકલ્પમાંથી વિશેષ અંશો અને ત્રીજાં સંકલ્પથી સામાન્ય અંશ ઉત્પન્ન કરેલા છે.

**अेही परकारन तिनु पीछनके, कल्पे अंश विशेषु ।**

**त्रितीये कल्प अंश गति समके, कर्ता करत अभिशेषु ।। (४९)**

" કરૂણેશપતિ કહે છે કે," અમારા પ્રથમ સંકલ્પના પરમવિશેષ અંશ અને બીજા સંકલ્પના વિશેષ વિલાસી અંશો ઉત્પન્ન કરેલા છે. ત્રીજા સંકલ્પના સર્વે સામાન્ય અંશો ઉત્પન્ન કરેલા હોવાથી નિજકર્તાના કરેલા ક્રતમાં સાચું સુખ માનીને વિરામ પામેલા છે.

**अेही विधि कल्पे कल्प आनगत, निजपति अेक इच्छनके ।**

**सरस नरस भव प्रगट करनमे, प्रथु ओरू मध्य पीछनके ।। (५०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તાપતિના શુધ્ધ સંકલ્પથી પ્રથમ પરમ વિશેષઅંશ અમે ઉત્પન્ન થયેલા હોવાથી સર્વ પ્રકારની ગમગતિ નિજપતિએ અમને બક્ષિસ કરેલી છે. નિજકર્તાની સ્વ ઈચ્છાથી સૃષ્ટિનું સર્જન થયું. તેને આદ્ય કહેવામાં આવે છે. જે પસારો થયો તેનું નામ મધ્ય અને પસારાનો અવધિકાળ આવે તેને અંત કહેવાય છે. આદ્યથી અમે સ્વતંત્ર ગતિના પુરૂષ હોય નિજપતિ સાથે અખંડ એકતામાં રહીએ છીએ. બીજા વિશેષ ગતિના અંશો અને સામાન્ય અંશો એ બંને સારા-નરસા કર્મો કરવાથી સુખ દુઃખ ભોગવે છે. અને સકર્તાપતિના શરણનો પરમ લાભ લઈ શકતા નથી. વળી સકર્તાપતિના સંકલ્પનો વેગ પુરો થતાં સુધીમાં અનંત કલ્પો વિતિ જાય છે. જયારે જયારે કલ્પનો પ્રારંભ થાય છે. ત્યારે વિશેષ અને સામાન્ય અંશો વારંવાર જગતમાં આવે છે. અને તે કારણે સામાન્ય અંશો કર્મ અનુસાર અવર-નવર ફરતા જ રહે છે. આન ગતિ એટલે સર્જનહારની પરમગતિ જે જગતથી ન્યારી રહેલી છે. તે ગમગતિને લઈ અમે પરમવિશેષ અંશ કલ્પે કલ્પે સર્વે અંશોને નિજપતિનો સંદેશો જણાવવા આવીએ છીએ.

**ज्यौं पितुके शिर बिंदु गरभगत, अेकही कमळ सखेतु ।**

**हवे पाटवी पृथ्वीनके पत, जेही आगम प्रसवेतु ।। (५१)**

જેવી રીતે પિતાના શિરમાં રહેલું બિંદુ પિતા જયારે માતાના કમળમાં સમર્પણ કરે છે. તેનો પ્રથમ પાટવી પુત્ર જન્મ પામે છે. તે પૃથ્વી પતિ રાજા થાય છે. તેજ પિતાના બિંદુથી માતાના ઉદરમાં ઉત્પન્ન થતાં બીજા પુત્રો રાજ તિલકના અધિકારી પૃથ્વીપતિ થઈ શકતા નથી.

**ओरू तरूवरके अेक रतुनसे, खीलत पुष्प अनंतु ।**

**पेहेल पकीत जरी परननके फळ, तेही सफुरन अगवंतु ।। (५२)**

જેવી રીતે વનના ઘણા વૃક્ષોને એકજ ઋતુમાં ઘણા પુષ્પો લાગે છે. તેમાંથી વૃક્ષને લાગેલા

ફળને ડીટ દ્વારા પોષણ મળતાં પરિપકવ થઈને જે ફળ પ્રથમ ખરી પડે છે તે બધા ફળોમાં શ્રેષ્ઠ ગણાય છે.

**किंचित फरक निमीस लव भरहीत, अंश अधिक कमवेतु ।**
**परम विशेष विशेष न सहितम, ओरू सामान्य भवेतु ।। (५३)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે કરૂણેશપતિના પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થયેલા અધિકાધિક વિભુતિઓને ધારણ કરનાર સંપૂર્ણગતિ વાળા પરમ વિશેષ અંશ ગણાય છે. અને બીજા નંબરના વિશેષ અંશો હોય વિશેષ વિભુતિવાળા અને વિલાસી છે. સામાન્ય અંશો સામાન્ય ગતિવાળા ઉત્પન્ન થયેલા હોવાથી સામાન્ય તત્વોથી રચાયેલા તનુમાં વસાવેલા છે.

**निज किरतार क्रत संकल्पसे, कहीत सकल अणुं रजनुं ।**
**ओरू अगणित विभु केही परमवित, जेही जीनके जम वजनुं ।।(५४)**

નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિએ પોતાના પ્રથમ શુધ્ધ સંકલ્પ દ્વારા અગણિત વિભુતિઓનું વિત્ત પરમ વિશેષ અંશને બક્ષિસ કરેલું છે. બીજા વિશેષ અને સામાન્ય અગણિત અંશો ઉત્પન્ન કર્યા તેને જેટલું વજન સહન કરી શકે તેજ પ્રમાણેની વિભુતિ ન્યુનાધિક અણુરેણુ સુધી અધિકાર પ્રમાણે આપેલી છે.

**आद्य अंत मध्यकी जेही गम गत, अंशन आवन जवनकी ।**
**कछु न रखी कहेण करतव जीत, अगणितके तन तनकी ।। (५५)**

" કરૂણેશપતિ કહે છે કે," પરમ વિશેષ અંશ સિવાયવિશેષ  અને સામાન્ય સર્વે અંશોની આવવા જવાની અને કર્તવ્ય પ્રમાણે ફળ ભોગવવાની કહેણ બાકી નહિ રાખતા સર્વ પ્રકાર કહી બતાવી છે. આદ્ય, મધ્ય અને અંત સુધીમાં તન- તન પરત્વેની ગમ ગતિ જેની જેવી હોય તે પ્રમાણે નિવેડો કરી જણાવી દીધી છે.

**जेही अज भव गुणगणके वरणीत, निरंजन शकत समेतु ।**
**अव्याक्रत पर पुरूषनके लग, कर्ता क्रतके खेतु ।। (५६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ગુણ, ગણથી અલગ રહેલા આદ્યશકિત અને નિરંજન સમેત ભવરૂપ ખેતરના ક્રતને કલ્પે કલ્પે ઉત્પન્ન કરનાર મહા અવ્યક્ત આદ્યશક્તિ મહાન અવ્યક્ત અવિગત ગતિના નિરંજન પુરૂષ ઘણી વિભુતિવાળા હોવાથી ફરી ફરીને સર્જન કરતા હોય, તેમનું સ્પષ્ટ વર્ણન કરીને સર્વેને જણાવી દીધું છે.

**जेही जेही देव अवध पर लाइत, जीनके तत्व समेता ।**
**अमर अखंड अंश अजरायल, कीनुं अस्थान रहेता ।। (५७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે જે નાની મોટી વિભુતિવાળા તત્વોનાં તનુધારી સર્વ દેવો તેમનાં દેહોનો અંત આવતા નાશ પામે છે. ત્યારે તેમાંથી ઉગરતો અંશ અજર અમર હોવાથી તે કયા સ્થાન પર રહે છે તે હવે પછી કહેવામાં આવશે.

**तेही बाबज बाकीनकी कहहीत, श्रोता सुनो सबेही ।**
**देव नास्ती तिनुं तत्व नसायत, जीव जंहा रहे तबेही ।। (५८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે ખરી હકીકત કહેવાની બાકી રહી છે તે કહી બતાવું છું. તે માટે હે શ્રોતાજનો તમે સાવધ થઈને સાંભળો. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને નિરંજન સુધીના દેવ વિભુતિવાળા દેહોનો નાશ થાય અને એકપણ તત્વ બચવા પામે નહિ ત્યારે તે અંશો કયા સ્થાને જઈ રહે છે તે તમને હવે જણાવું છું.

**तेही तीनकी कहु परम परायन, वसत अंश जीन खेतु ।**
**सरल करीत समजाय कहत जीन, श्रोता सुनो सवेतु ।। (५९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત સૃષ્ટિનાં પ્રલય કાળે એકપણ તન કે તત્વ રહી શકતુ નથી. ત્યારે તે સર્વે અંશો પરંપરાથી કયા ક્ષેત્રોમાં ઉત્તરોત્તર વસે છે તે હકીકત સરળતાથી સમજી શકો એવી રીતે કહી બતાવું છું તે તમે હે સચેતન વૃત્તિનાં શ્રોતાજનો સાંભળો.

**प्रथम आद्य अजके आरबल लग, भुक्तमान भव करही ।**
**तदपी ताय तीनु तन विलसायत, जदपी भोम तन परही ।। (६०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," બ્રહ્માજીનું આયુષ્ય પુરૂ થાય ત્યારે પૃથ્વીનો પણ અંત આવી રહે છે. ત્યાં સુધી ભવભરનાં જીવો શુભાશુભ કર્મ અનુસાર સ્થૂળ દેહનાં સુખદુઃખ ભોગવી રહે છે. ત્યારપછી સર્વે સ્થૂળ શરીરોનો પ્રલય થઈ જાય છે.

**ओर अंश स्थूल शरीर समेतन, अज अवनि न संगजाइ ।**
**पाप पुण्य स्थूल तन तरपीतके, तेही पण भुकत रहाइ ।। (६१)**

" જયારે બ્રહ્માજીના દેહનો અવધિકાળ આવી રહે ત્યારે પૃથ્વીનો પણ પ્રલય થઈ જાય છે. ત્યાં સુધીમાં જગતભરનાં જીવો એ તન-મનની આશાને તૃપ્ત કરવા અર્થે સ્થૂલ શરીરે જે જે પૂણ્ય પાપ કરેલા હોય તેનો ભોગવટો પૂરો થઈ જતો હોવાથી સર્વે સ્થૂળ શરીરોનો પણ અંત આવી જાય છે.

**अज आरबल लग क्रत अक्रतके, कंचीत नही न रहेतु ।**
**पीछे अंश चतुरन तन के जे, कहाकीत वास वसेतु ।। (६२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જયારે બ્રહ્માજીનું આયુષ્ય પુરૂ થાય ત્યારે પૃથ્વીનો પણ અંત આવી જાય છે. ત્યાં સુધી ભવભરનાં અંશોએ સ્થૂળ શરીરે ઇન્દ્રિયો અને આકાંક્ષાઓ રૂપી ક્રતદ્વારા કરેલા સારા નરસા કર્મનાં ફળ ભોગવીને નિવૃત થઈ જતો હોવાથી સર્વે અંશોનાં સ્થૂળ શરીરોનો પણ નાશ થઈ જાય છે. તે વખતે ચાર અવ્યકત દેહની સાથે સર્વે અંશો કઈ ભૂમિકામાં વાસ કરે છે ? તે હવે પછી જણાવવામાં આવશે.

**तेही वसवा लायक अंशनके, बीजग अवनके गंधु ।**
**गंध भोम अज सहेस्त्र अैस लग, जीव रहे जीने समंघु ।। (६३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," પૃથ્વીના પ્રલયકાળે એકપણ સ્થૂલ શરીર રહી શકતું નથી. ત્યારે પૃથ્વીનાં બીજગરૂપ ગંધ માત્રા રહે છે. તે ગંધમાત્રાની ભૂમિકામાં વાસ કરી રહે છે. તે બ્રહ્માજીનાં સો સો વર્ષનાં આયુષ્યની ગણતરી પ્રમાણે એક હજાર બ્રહ્મા ચાલ્યા જાય એટલાકાળ સુધી સર્વે અંશો ગંધમાત્રાની ભૂમિકામાં રહે છે.

**गंध भोम संयुकत अंश सब, रहही विष्णु दिन अेकु ।**

**विष्णु अेक आरबल लग अपमे, करीत अंश अभिषेकु ।। (६४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે અંશો ગંધમાત્રાની ભૂમિકામાં નિવાસ કરીને રહેલા છે. તે ગંધમાત્રાની ભૂમિકા સહિત એક હજાર બ્રહ્મા ચાલ્યા જાય ત્યારે વિષ્ણુનો એક દિવસ થાય છે. એવા ત્રીસ દિવસનો માસ અને બાર માસનું એક વરસ એવા સો વરસના અંતે એક વિષ્ણુનું આયુષ્ય પુરૂ થાય છે. એવા સો સો વર્ષનું આયુષ્ય ભોગવી હજાર વિષ્ણુ ચાલ્યા જાય ત્યાં સુધી સર્વે અંશો જળ તત્વોનાં સુક્ષ્મ દેહમાં વાસ કરીને રહે છે.

**तेही विष्णु सत वरस भुगतके, तब तन तजीत जबेतु ।**

**तिनके संग हवीत अप नास्ती, जीव तन सुक्ष्म समेतु ।। (६५)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આ ગણી બતાવેલી ગણતરી પ્રમાણે સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને હજાર વિષ્ણુ ચાલ્યા જાય ત્યારે જળતત્વ અને જળ તત્વનાં સૂક્ષ્મદેહો સર્વે જીવોએ ધારણ કરેલા તે પણ નાશ પામે છે.

**पीछे रहत रसमात्रा जदीप लग, अंश रहत तिन मांही ।**

**विष्णु सहस्त्र आरबल लग मात्रा, तब तीनुं तन परलाही ।। (६६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જળ તત્વ અને જળતત્વનાં સર્વ સૂક્ષ્મ દેહો નાશ પામે ત્યારે સર્વે અંશો જળ તત્વની રસમાત્રામાં વાસ કરીને રહે છે. અને હજાર વિષ્ણુ ચાલ્યા જાય ત્યારે રસમાત્રાનો પણ અંત આવી જાય છે.

**जदीप हवीत भवके अेक दिनकर, मात्रा तंत समाते ।**

**तदीप अंश रहे तेज तत्वमे, सूक्ष्म तंत जीनुं जाते ।। (६७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ! હજાર વિષ્ણુ ચાલ્યા જાય ત્યારે મહેશ્વરનો એક દિવસ ગણાય છે. ત્યાં સુધી સર્વે અંશોએ રસમાત્રામાં વાસ કર્યો હતો ત રસમાત્રા અગ્નિતત્વમાં

સમાય જાય છે. અને સૂક્ષ્મ દેહનાં તત્વો પણ લય પામી જાય છે. ત્યારે સર્વેઅંશો અગ્નિ તત્વનાં કારણ દેહમાં જઈ વસે છે.

**भवके दीन परमाण वरस सत, नास्ति तन शंकरही ।**
**तेज तत्व संयुक्त सधावत, अंश कारण तन परही ।। (६८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," ! હવે શંકરનો જે દિવસ ગણી બતાવ્યો એવા ત્રીસ દિવસનો માસ. બાર માસનું એક વર્ષ એવા સો વરસ ચાલ્યા જાય ત્યારે મહેશ્વરનું આયુષ્ય પુરૂં થાય છે. ત્યારે સર્વે અંશો અગ્નિ તત્વનાં કારણ દેહમાં વસેલા તે સર્વે કારણ દેહોનો અંત આવી જાય છે. અને સર્વે અંશોરૂપમાત્રામાં જઈને વાસ કરે છે.

**रूपमात्रा रहत जदीपसे, अंश वसत जीनुं तामे ।**
**सहेस्त्र अेक शंकर आरबल लग, रहही अंश तीनु जामे ।। (६९)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે,"! હવે શિવજીનાં આયુષ્યની જે ગણતરી કરી બતાવી એવી રીતે સો સો વરસનું આયુષ્ય ભોગવી હજાર શંકર ચાલ્યા જાય ત્યારે રૂપમાત્રા પવન તત્વમાં લીન પામી જાય છે.

**तबत्ये मात्रारूप विलाइत, शकितनके अेक दिनही ।**
**जदीप अंश मारुतमेवसीतव, रहत भिन्नके भिन्नही ।। (७०)**

જયારે આદ્યશકિતનો એક દિવસ થાય છે ત્યારે રૂપમાત્રા પવન તત્વમાં સમાય જતી હોવાથી સર્વે અંશો વાયુ તત્વનાં મહાકારણ દેહમાં જઈને વાસ કરે છે. તે સર્વે અંશોનાં મહાકારણ દેહ અલગ અલગ હોય કોઈ અંશો મળી શકતા નથી.

**तेही दिनके परमाण वरस सत, शकित न के तन जाइ ।**
**तबत्ये मारूत तत्व चरल गत, समीतव जाय विलाइ ।। (७१)**

જેવો શકિતનો દિવસ ગણી બતાવ્યો એવા ત્રીસ દિવસનો માસ અને બાર માસનું એક વરસ

તેમજ એવા સો વરસ વહી જાય છે. ત્યારપછી શકિતનાં શરીરનો અંત આવી જતો હોવાથી સર્વે મહાકારણ દેહો નાશ પામે છે. તે મહાકારણમાં વસનાર સર્વે અંશો પવન તત્વની સ્પર્શ માત્રામાં જઈને નિવાસ કરે છે.

**जबत्ये रहे मारूत की सपरस, मात्रा तंत तबेही ।**
**सकल अंश महातन छटकाइत, तीन मे वसे सबेही ।। (७२)**

જયારે શકિત સો વરસનું આયુષ્ય ભોગવીને ચાલી જાય ત્યારે પવન તત્વનો લય થઈ જાય છે. તે વખતે એકપણ મહાકારણ દેહ રહી શકતો નથી. ત્યારે પછી સર્વે અંશો સ્પર્શ માત્રાની ભૂમિકામાં જઈ વસે છે.

**शक्ति सहस्त्र आरबल लग सपरस, तिनके तंत रहेतु ।**
**जबत्ये दिन अेकम निरंजन के, जीव शून्य सत्व वसेतु ।। (७३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને હજાર આદ્ય શકિતઓ ચાલી જાય ત્યારે સ્પર્શ માત્રાનો અંત આવી જાય છે. ત્યારપછી સ્પર્શ માત્રામાં રહેલા સર્વે અંશો શૂન્ય સત્વ શબ્દાકાશની ભૂમિકામાં જઈ વસે છે. ત્યારે આદિ પુરૂષ નિરંજનનો એક દિવસ થાય છે.

**निरंजन दिन परमाण वरस सत, जब निरंजन विलसाइ ।**
**सहस्त्र अेक निरंजन आरबल लग, शून्य के सत्व रहाइ ।। (७४)**

" પરમ દયાનિધિ કહે છે કે," ! નિરંજનનાં એક દિવસની ગણતરી મુજબ ત્રીસ દિવસનો માસ અને બાર માસનું એક વરસ એવી રીતે સો વરસ વીતિ જતાં એક નિરંજન પુરૂષનું આયુષ્ય પુરૂ થાય છે. એજ પ્રમાણે સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને હજાર નિરંજન ચાલ્યા જાય ત્યારે ગત આકાશ તત્વોનો લય થઈ જાય છે. ત્યારે ગત આકાશની શબ્દમાત્રા રહે છે. ત્યારે સર્વે અંશો શબ્દ માત્રામાં જઈને વાસ કરે છે.

**तेही शून्यके जेही सत्व रहत लग, अंश रहत जब लगही ।**
**शून्य के सत्व नसायत जबत्ये, अंश अमीत शून्य पगही ।। (७५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે,"! ઉપર જણાવેલી ગણતરી મુજબ દિવસ માસને વરસ ગણતા સો વર્ષ વીતિ જાય ત્યારે શૂન્ય સત્વનો નાશ થતો હોય શબ્દમાત્રાનો અંત આવી જાય છે. તે શબ્દમાત્રામાં વસેલા સર્વે અંશો શુદ્ધ રજો ગુણની અમીત શૂન્યમાં જઈ વસે છે."

**अमीत शून्य रजोगुण समळीतकी, गुण विनुं नही न अमीत ही ।**
**पुनी रहत निरसत्व शून्य जब, रजोगुण जाय विनसही ।। (७६)**

" પરમકૃપા નિધિ કહે છે કે,"! અમીત શૂન્ય અને શુદ્ધ અવ્યકત રજોગુણ સંયુકત મળીને રહેલા છે. કારણકે શુદ્ધ રજો ગુણ વિના અમી રહી શકતી નથી જ્યારે સો વરસ વિતિ જાય ત્યારે અવ્યકત રજોગુણનો અંત આવી જાય છે. ત્યારપછી અમીના વિત્ત સિવાય એકલુ શૂન્ય રહે છે.

**निरसत्व शून्य रहत रजोगुण जत, जब सतोगुण दिन एकु ।**
**सतोगुणकी जेही स्वांती भोममे, स्वांती हवीत सबेकु ।। (७७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે,"! ઉપર દર્શાવેલી ગણતરી પ્રમાણે સો સો વરસનું આયુષ્ય ભોગવીને હજાર શુદ્ધ રજો ગુણ ચાલ્યા જાય છે ત્યારે શુદ્ધ સત્વ ગુણનો એક દિવસ થાય છે. ત્યાર પછી સર્વ અંશો અમીત શૂન્યમાંથી આવીને શાંત શૂન્યમાં શાંતી પામે છે.

**अंश सकलको तजीत हेतु तन, जीनमे जाय वसेतु ।**
**तेही सतोगुण सत वरस हवीत लग, अंश रहत तेही खेतु ।।(७८)**

" પરમકૃપાનિધિ કહે છે કે,"! શુદ્ધ રજો ગુણ સો વરસનું આયુષ્ય ભોગવીને લય પામી જાય ત્યારે શુદ્ધ સત્વ ગુણનો એક દિવસ થાય છે. તે સમયે અમીત શૂન્યમાં રહેલા સર્વઅંશો સતોગુણના શાંત શૂન્ય ક્ષેત્રમાં આવીને શાંતિ પામે છે. જયારે સત્વ ગુણના સો વરસ પુરા થાય ત્યાં સુધી તે શાંત ભૂમિકામાં રહે છે.

**सहस्त्र अेक सतोगुण आरबल लग, स्वांती सहीर रहाइ ।**
**दिन अेकम तमोगुणके तदपी, स्वांती सहीर विलाइ ।। (७९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે" એવી રીતે સો સો વરસનું આયુષ્ય ભોગવીહજાર સતોગુણ ચાલ્યા જાય છે. ત્યારે સત્વગુણની શાંત ભૂમિકા નાશ પામે છે ત્યારે તમોગુણનો એક દિવસ થાય છે.

**तमोगुणकी आक्रंत भोमका, अती आक्रंत रहे हुं ।**
**अंश तजीत सतो सतंतकु, जीनमे वास करेहुं ।। (८०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," શુદ્ધ તમો ગુણની અતિ આક્રંતવાળી ભૂમિકા હોવાથી સર્વે અંશો સત્વ ગુણની શાંત ભૂમિકા ત્યજીને આકંત ભૂમિકામાં આવી વાસ કરે છે.

**तेही तमोगुण सत वरस भुगत के, नास्ती हवीत तमोही ।**
**सहस्त्र अेक तमोगुण आरबल लग, आक्रंत रहत अमोही ।। (८१)**

તે તમો ગુણ સો વરસનું આયુષ્ય ભોગવી વિનાશ પામે છે. એવી રીતે શુદ્ધ તમોગુણ સો સો વરસનું આયુષ્ય ભોગવીને એક હજાર ચાલ્યા જાય ત્યારે તમોગુણની આકંત ભૂમિકાનો અંત આવી જાય છે.

**तमकी जब आक्रंत विलाइत, अव्याक्रत अेक दिनही ।**
**अव्यक्त भोम अव्याक्रतकी मही, कछु न आक्रत जीनही ।। (८२)**

સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને એક હજાર તમોગુણ ચાલ્યા જાય ત્યારે તમોગુણનું આકત વિનાશ પામે છે. ત્યારે સર્વે અંશો અવ્યાકતની અવ્યકત ભૂમિકામાં જઈ વસે છે તે અવ્યકત ભૂમિકા આકૃતિ સિવાયની છે.

**अंश सकल सब तजीत अहंग तन, तिनमे करीत निवासा ।**
**अव्यकत भोम ते सत्य शून्यकी, अव्याक्रतके भासा ।। (८३)**

શુધ્ધ તમો ગુણ આકંત ભૂમિકાનો અંત આવી જાય છે ત્યારે સર્વે અંશો અવ્યાક્ત મહામાયાની અવ્યકત ભૂમિકામાં આવીને વસે છે. તે અવ્યાક્ત આકૃતિ વિનાની હોય તેનો સત્વ શૂન્યમાં ભાસ રહે છે.

**तेही अव्याक्रत सेहस्त्र अैस लग, भास रहत शून्यमांही ।**
**पीछे भास समरस होइ जावत, रहत खाली खग जाही ।। (८४)**

એવીજ રીતે અવ્યાક્ત સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને એક હજાર અવ્યાક્ત શકિતઓ ચાલી જાય ત્યારે શૂન્ય સત્વમાં રહેલો અવ્યાક્તનો ભાસ અને શૂન્યનું સત્વ એ બન્ને નાશ પામતા હોવાથી ખાલી ખગાકાર મહાઆકાશ એકલુંજ રહે છે.

**शक्ति सहस्त्र आरबल लगजबत्ये, कल्प अेक हवीयंता ।**
**कल्प अेक चल जाय जदीपसे, अव्याक्रत नहीं अंता ।। (८५)**

એક અવ્યાક્ત શકિત સો સો વર્ષનું આયુષ્ય ભોગવીને એક હજાર શકિતઓ વહી જાય ત્યારે એક મહા કલ્પ થાય છે. તો પણ અવ્યાક્ત મહામાયાનો અંત આવતો નથી.

**अव्याक्रत तन अंत विहुनके, ओर कल्प सत जीनही ।**
**अव्यकत शकत पर पुरूष परमहीत, जीनुं लगत अेकदिनही ।।(८६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે" ઉપર ગણતરી કરી બતાવ્યા પ્રમાણે એક હજાર અવ્યકત શકિતઓ ચાલી જાય ત્યારે એક મહાકલ્પ ગણાય છે. જે અવ્યાક્ત મહામાયા અંત સિવાયની અનંત હોય એવા સો કલ્પ વહી જતા અવ્યક્ત મહામાયા લય પામે છે. ત્યારે અવ્યાક્ત મહામાયાનાં સ્વામિ જે અવ્યક્ત નિરંજન પુરૂષનો એક દિવસ થાય છે.

**अव्यक्त भोम अव्याक्रतकी जत, अंश रहत कांहा तदपी ।**
**ओरु कल्प वीत जाय जदीप लग, रहत वास करी जदपी ।।(८७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," અવ્યાક્ત મહામાયા અને તેમની અવ્યકત માત્રાની ભૂમિકા

સહિત સો કલ્પો પુરા થતા અવ્યાક્તમાયા અને અવ્યાક્ત ભૂમિકાનો અંત આવી જાય છે. ત્યાં સુધી સર્વે અંશો અવ્યકત ભૂમિમાં રહેલા હતા ત્યાર પછી અવ્યાક્ત નિરંજન પુરૂષની નૂર ભૂમિકામાં આવીને નિવાસ કરે છે.

**परम प्रकाश पुरूष परमीतके, अमीत भोम अमीयत की ।**
**नव तनके आव्रणकी इखणा, ज्यांहा कछु सब समयंतकी ।। (८८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે અવ્યકત શુધ્ધ મહામાયાનાં સો કલ્પ વહી જતા અવ્યકત પુરૂષ નિરંજનનો એક દિવસ ગણાય છે. ત્યારે સર્વે અંશો તે નિરંજન અવ્યકત પરમ પવિત્ર પરમપુરૂષ હોય જેની ભૂમિકાનો પરમ પ્રકાશ પણ અંત વિનાનો છે. તે અમૃતમય ભૂમિકા અમાપ ગતિવાળી હોવાથી તે નિરંજન અવ્યાક્ત પરમ પુરૂષનાં ધામમાં સર્વે અંશોને અસિમ સુખ પ્રાપ્ત થાય છે. જે સર્વે અંશોને નવ તનનું જે આવરણ હતું તે નીચે પ્રમાણે જણાવીયે છીએ. નવ તન એટલે ત્રણ ગુણનાં ત્રણદેહ, શકિતનો મહાકારણ દેહ અને વ્યકત નિરંજન પુરૂષનો પરમકારણ દેહ તેની પર આવેલા અવ્યકત ત્રણ ગુણનાં આવરણ અને અવ્યકત મહામાયા તે નવતનુંઓનાં આવરણ સર્વે અંશોને લાગેલા તે સર્વે એકી સાથે દૂર થઈ જાય છે. ત્યારે ત્યાં અંશોને પરમ આનંદનો પાર રહેતો નથી.

**सकल अंशके सहित सहंग तन, करीत वास जइ तीनमे ।**
**अनंत सुखद जीनुं अंत विहुनके, कोउ कछु नुन्यन जीनमे ।। (८९)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે અંશો સહંગ એટલે નિજ સ્વરૂપે થઈ અવ્યકત નિરંજન પુરૂષની નુર ભૂમિકાના નિવાસી થયા ત્યાં રેખમાત્ર આવરણ રહ્યું નથી તે સર્વે અંશો નિર્મળ સ્વ-સ્વરૂપે પરમ પ્રકાશમય ભૂમિકાનો પરમ આનંદ અહોનિશ ભોગવે છે.

ત્યાં સર્વે અંશોને એકબીજા પ્રત્યે ભિન્નતાવાળો ભાવ રહી શકતો નથી. તે અથાહ સુખ અવર્ણિય હોય ત્યાં કોઈ પ્રકારની ન્યુનતા નહી હોવાથી તેને વાણી દ્વારા ઉપમા આપી શકાય તેમ નથી.

**एही परकारन सुखद समुघमे, करीतव अंश कलोला ।**
**असंख्य काळ लग अमीरस अचवत, जीनु न कहीत सुखतोला ।। (९०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અવ્યકત પુરૂષની નૂર ભૂમિકામાં સર્વે અંશો પરમાનંદની તૃપ્તિ પામીને કલોલ કરે છે અને તે પરમ ધામનું સુખ અસીમ હોવાથી તેની પ્રશંસા પણ થઈ શકે એમ નથી. અને તે સર્વે અંશો અમૃતના સાગરનું પાન અહોનિશ કરતા હોઈ અસંખ્ય કાળ સુધી અનેરો અનેરો આનંદ અનુભવે છે. તે સુખની તુલના કોઈ પણ પ્રકારે થઈ શકે તેમ નથી.

**तोल पुरूष सत् बरस हवीत लग, सेहेस्त्र कल्प एक दीनके ।**
**तेही दीनके परमाण भवीत सत् पुरूष बरस कीये तीनके ।। (९१)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અવ્યક્ત મહામાયા સો સો વરસનું આયુષ્ય ભોગવીને એક હજાર ચાલી જાય ત્યારે અવ્યક્ત નિરંજન પુરૂષનો એક દિવસ થાય છે. એ ગણતરી પ્રમાણે ત્રીસ દિવસનો માસ અને બાર માસનું એક વરસ એવી રીતે સો વરસ વિતિજાય ત્યારે એક અવ્યકત નિરંજન પુરૂષનું આયુષ્ય પૂર્ણ થાય છે. એવા એકપછી એક હજાર નિરંજન પુરૂષ ચાલ્યા જાય ત્યાં સુધી ત્યાં જઈને નિવાસ કરવાવાળા સર્વે અંશો પરમ આનંદનું સુખ ભોગવતા હોય અવ્યકત નિરંજન પુરૂષનો પ્રકાશ પણ ત્યાં સુધી રહે છે.

**पुम परकाश रहत पण तबलग, अमीतभोम सहितमही ।**
**सहंग सहीर अंशके तिनुं पण, अमी अचवन गइ गमही ।। (९२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જયારે અવ્યકત મહાદ નિરંજન પુરૂષ એક હજાર ચાલ્યા જાય છે ત્યારે તેમની અતિ દિવ્ય અવ્યકત ભૂમિકા અને તેમના પરમ પ્રકાશનો પણ અંત આવી જાય છે. ત્યાં વસવાવાળા સર્વે અંશોની અમૃત પાન કરવાની સ્વ હંગ ગમ ગતિ તે પણ વિરામ પામતી હોય તે ભૂમિકાનો અમૃતસાગર પણ શોષાય જાય છે.

**अव्याक्रत शकित तत्वनके, तनहूत तेही तारीपके ।**
**अमी अचवन आरजवथी जीनमे, सवीत सोस सारीपके ।। (९३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," મહાન અવ્યક્ત શુધ્ધ માયાના તત્વનું તન જેટલું ઉત્તમ તારીફ (પ્રશંસા)વાળુ છે. તેટલીજ તેની સરળતા અને શ્રેષ્ઠતા હોવા છતાં એક હજાર અવ્યકત પુરૂષોના અંતે સારી રીતે તેનું વિત્ત શોષાય જતું હોય જેમાંથી જેની ઉત્પત્તિ થયેલી તેમાં લીન પામી જાય છે.

**तेही तन ओरु आरजवता तीनकी, भास अमीत सहीतमही ।**
**पुरूषनके आरबल लग अेहीसब, गतपावत सब वितही ।। (९४)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," મહા અવ્યકત માયાનું અતિ દિવ્ય તનુના બંધારણની અમી તેમજ તેનો શુન્યમાં પડેલો ભાસ અને તેની સરળતા સહિત મહાન અવ્યકત એક હજાર નિરંજન પુરૂષોના અંતે માયાનું સર્વે વિત લય પામી જાય છે.

**अंशनके तन पुरूष विभुतके, अकळीत हुते अव्यकती ।**
**तेही पण पुरूष प्रकाश परम संग, तन भर हवीत विरकती ।।(९५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અકળગતિના સર્વે અંશો અવ્યકત સ્વરૂપે અવ્યાકત નિરંજન પુરૂષની વિભૂતિથી સજાયેલા હતા જયારે અવ્યકત મહદ નિરંજન પુરૂષ અને તેમના પરમ પ્રકાશનો અંત આવી જાય છે. ત્યારે સર્વે અંશોની વિભુતિઓ વિખરાય ને તે પણ લય પામી જાય છે.

**रहे करताके अंश अकळ अज, छेक सजात सदेही ।**
**अंश सकल तन करीत समेटण, कर्ता आपनमे लेही ।। (९६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જયારે સર્વે અંશો વિજાતિ વિભુતિઓથી નિરાળા અકળ સ્વરૂપે ગુપ્ત ગતિવાળા નિર્મળ થઈ રહે છે. એવા સ્વરૂપની દશાને પ્રાપ્ત કરી છે. સકર્તાની સંજાતિનાં જેવા હતા તેવા નિહંગ થયેલા જોયા ત્યારે નિજ સકર્તા સ્વામિ નિહંગ થયેલા તમામ અંશોને સમેટીને પોતાની અંતરવૃત્તિમાં લીન કરી સમાવી દેછે.

**अंश सकल तनके तत जदपी, अंते हवीत विनासा ।**

**तव न्यारा रहे अंश अलखसे, कुनसे करी अभ्यासा ।। (९७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જયારે સકર્તા સ્વામિનાં સંકલ્પનો અંત આવી જાય છે. ત્યારે કોઈ દ્વૈત તત્વ રહી શકતું નથી. તો પછી સર્વે સકર્તાના સજાતિ અંશો કયા અભ્યાસે કરી નીજ કર્તાથી જુદા રહી શકે? મતલબ કે ભિન્ન રહેતા જ નથી. તેના સંકલ્પના છેવટે સકર્તા ધણીના અદ્વૈત સ્વરૂપમાં ભળી ને કૈવલમય થઈ જાય છે.

**ज्यौं दस पट काचन सीसनमे, भरी अप धरीत समुधमे ।**

**मीले नही सीसीके अपजल धर, ज्यौं ल्यौं हीत पटरधमे ।। (९८)**

જેમ કોઈ દસ પટવાળા કાચનાં શીશામાં પાણી ભરી તે શીશો મજબૂત રીતે બંધ કરી સમુદ્રમાં નાખે અને ઘણા કાળ સુધી તે સમુદ્રનાં પાણીમાં રહે તો પણ શીશાનું પાણી સમુદ્રમાં ભળતું જ નથી.

**जबी आव्रणे तेही छेद हवीतसे, अंतर उभे तोयनसे ।**

**तदपी मलीत जत नीर नीरमे,અળगीत रहे कोयनसे ।। (९९)**

જયારે શીશાનાં દસ પટના આવ્રણને છેદી નાંખવામાં આવે ત્યારે શીશામાં રહેલું પાણી સમુદ્રનાં પાણીથી જુદુ રહી શકતુ નથી અને સમુદ્રની સાથે એક મેક થઈ જાય છે.

**माटे पुरूष सहीत अंशनके आवरण, जाता जदीप सबेही ।**

**मीली जाय तदपी सकल करतामे, न्यारा रहे न तबेही ।। (१००)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઓહંગ પ્રણવરૂપી શીશામાં વ્યકત બ્રહ્મા અને વ્યકત પૃથ્વીથી લઈ વ્યકત પુરૂષ અને વ્યકત આકાશ સુધી અધોમુખી પટ રહેલા છે. તેના ઉપર શુદ્ધ રજોગુણથી લઈ મહાન અવ્યકત નિરંજન પુરૂષ સુધી અવ્યકત પટ ઉર્ધ્વગામી રહેલાં છે. તે જ્ઞાનભકિત વૈરાગ્યનાં સામર્થ્ય વડે કૈવલ લક્ષનાં અનુભવે કરી સવર્જ્ઞ પરમ ગુરૂની ગમગતિનાં

હથિયારથી શીશામાં રહેલા દશે પટના આવરણ છેદાય જાય છે. ત્યારે અંશની સજાણ જાણ ગતિ સકર્તા સ્વામિની સર્વજ્ઞગતિનાં સાગરમાં ભળીને એકરૂપ થઈ જાય છે.

**एही परकार अंत मीली जावत, केतेक काळ कबेही ।**
**तो गुरू चरण शरण पतियावो, मीलना होय अबेही ।। (१०१)**

ઉપર પ્રમાણે ગણત્રી કરી બતાવી તે પ્રકારે અનંત કલ્પોના અંતે સર્વે અંશોનિજ સકર્તા ધણીને મળી શકે છે. પરંતુ કોઈ આરતવાન અંશને અત્યારેજ મળવું હોય તો સર્વજ્ઞ પરમ ગુરૂના શરણે આવીને પરમ વિશ્વાસ લાવીને રહો તો સદેહે તમને કૈવલ પદની પ્રાપ્તિ થશે.

**परमगुरू सोइ परम पुरूषके, सरजीत सकल अगमही ।**
**जब किरतार मिलन के जीनकु, मारग अगम सुगमही ।। (१०२)**

સર્વજ્ઞ ગતિના પરમગુરૂ પરમ વિશેષ અંશને નિજ સકર્તા સ્વામિએ સર્વે અંશોની પહેલા ઉત્પન્ન કરેલા છે. જેથી કોઈ પણ અંશને નિજકર્તાને મળવાની અતિ આરત હોય તે પરમગુરૂના શરણમાં આવે તો એ અગમ્ય માર્ગ અતિ અઘરો હોવા છતાં તે અંશને પરમગુરૂ ગમ ગતિ આપીને સકર્તા પતિને મળવાનો માર્ગ સુગમ કરી આપે છે.

**तेही सुगमन की गम महागत अति, कोइक जवरला जतही ।**
**बिन गुरू परम पाय नहि कोउ कीत, करीमरो सकल अपतही ।। (१०३)**

હે સંત સજ્જનો નિજ સકર્તા ધણીને મળવાનો માર્ગ અતિ અગમ્ય ગતિવાળો હોવાથી અતિવિકટ અને અતિ મુશ્કેલીવાળો છે. છતાં પરમગુરૂની ગમ ગતિ લઈને કોઈક જવરલા જન જ સુગમતાથી જઈ શકે છે. તે પરમગુરૂની લક્ષ ગમ ગતિ સિવાય જગત ભરની અંદર જપ તપ આદી કેટલાય આપત્તિ ભરેલા કર્મો કરીને મરી જાય તો પણ તેને કૈવલ પદની પ્રાપ્તિ થતી નથી.

**अपत अपतमे सब पतियावत, पावत नहि पति परम ।**
**आपना आप सजात सकर्ता, ते न लहीत कोउ मरम ।। (१०४)**

વેદશાસ્ત્રોના આચાર્યોએ જત, તપ, યોગ, યજ્ઞ આદી શુભ કર્મો કરવાના જગતજનોને બતાવ્યા છે. તે કર્મનું ફળ ભોગવવા ફરી ફરી જન્મ લેવો પડે છે. એવી રીતે ઉત્તરો ઉત્તર નવાનવા કર્મ થતાજ જાય છે. તે કારણને લઈ જન્મ મરણની આપદામાંથી કોઈપણ જીવ છૂટી શકતો નથી છતાં અજ્ઞાનને લઈ જગતના જીવો કર્મ ઉપર વિશ્વાસ રાખી રહ્યા છે, પરંતુ જયાં સુધી પરમગુરૂના શરણે જઈ અંશ અંશી પદની એકતાનો મર્મ પ્રાપ્ત ન કરી શકે ત્યાં સુધી નિજ પરમ પતિને મળી શકતો નથી.

**अखील लोक अनहुत पतियाइत, जनम मरण जीन केहु ।**
**अजन जोनी आपने पति लहीतन, अंधनके उपदेहुं ।। (१०५)**

મંત પંથના અંધ આચાર્યોના ઉપદેશથી જગત ભરના અનેક લોકોને જનમ મરણવાળા અવતારી ઈષ્ટોમાં વિશ્વાસ આવ્યો છે તે કારણને લઈ અખંડ અજન્મા અવિનાશી સ્વજાતિય સકર્તાને જાણી શકયા નથી.

**अंध सकल जेतने जुग भरमे, सगुन निगुन के धरमी ।**
**सगुन लीला विपुके तन विलमीत, निगुन ब्रह्म के भरमी ।। (१०६)**

સિર્ગુણ નિર્ગુણ ધર્મના અંધ આચાર્યોએ ભવ ભરના જીવોને ગુણના અવતારી ઈશ્વરોની લીલાના પ્રભાવમાં લલચાવી જપ, તપ, આદી કર્મો કરાવી તેના ફળની આશામાં વિરામ પમાડી દીધા છે. નિર્ગુણના ઉપદેશકોએ આ દુનિયાનો કર્તા કોઈજ નથી અને આપોઆપ આપણ બ્રહ્મ સ્વરૂપ છીએ એવું સમજાવીને નિષ્ક્રિય કરીને ભરમાવી દીધા છે.

**अेही उभये आपनेकर्ताकी, गम नहि ज्ञान जीनेहु ।**
**आद्य अंत मघ्य खोज न करीतव, को हम कीने कीयेहु ।। (१०७)**

દસ અવતારોની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, આદ્ય શકિત અને નિરંજન સુધીએ સિર્ગુણ ઈષ્ટોની ઉપાસના ગણાય છે. આત્મા પરમાત્મા અને નિર્ગુણ બ્રહ્મને માનવાવાળા સર્વે અકર્તા મતવાળા હોય એ બન્ને પક્ષોમાં હું કોણ? અને મને ઉત્પન્ન કરવાવાળા મારા સ્વજાતિય

કર્તા કોણ ? એ ગમ ગતિ નહિ જાણવાથી જગત રચનાની આદ્ય, મધ્ય અને અંત સુધી પોતાના સ્વરૂપની તેમજ નિજકર્તાની કોઈ ખોજ કરી શકયા નથી.

**हम सोइ दश तनके तारीप पर, निज आपने आपनपु ।**
**पंचीकरणके परस न जीनमे, भवभर नहि जापनपु ।। (१०८)**

હમ એટલે નિજ અંશનુ ચૈતન સ્વરૂપ પ્રથમ રજોગુણથી લઈ છેવટ અવ્યાકત નિરંજન પુરૂષ સુધીના દશ તનુઓના પંચીકરણનો સ્પર્શ નથી. અને ભવભરના સર્વે જાપોથી રહિત કોઈપણ પ્રકારની પ્રશંસા થઈ શકે નહિ એવું અંશનું અખંડ નિજ સ્વરૂપ શાશ્વત જેમ છે તેમ રહેલું છે.

**जपन सोइ जीनुं नाम रूप गुण, जपनारन जेही जीनके ।**
**आतो निजपतिसे अेकतायन, जीनुं जप तप आधीनके ।। (१०९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ ભવભરમાં જેટલા જાપ જપનાર ઉપાસકો નામરૂપ અને ગુણવાળા છે અને જે ઈષ્ટોના જાપ જપતા હોય તે ઈષ્ટો પણ નામરૂપ ગુણવાળા દેહ ધારી છે. પરંતુ આતો અંશ નિજ સ્વરૂપે થઈ પરમ સકર્તા પતિની અખંડ એકતા કરીને આધિનતામાં રહેનાર જપ તપ, આદી સર્વે સાધનો તેમાં સમાય જાય છે. તેને કંઈપણ કરવાનું બાકી રહેતું નથી.

**आधीन सो हम अेही मेरेपत, जुगल भाव जनीतवके ।**
**हेतरहत जीनमे हरसालक, बनीत न महासुख चवके ।। (११०)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જે અંશ પોતાના નિજ સ્વરૂપને જાણી પરમ પતિ સાથે એકતા કરીને આધિનતામાં રહ્યો છે. તે અંશનું પરમ હેત નિજપતિમાં અને પરમપતિનું હેત અંશની સાથે એકમેક થવાથી જે નિજાનંદનાં સુખનો સંતોષ થાય છે તે વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી. તે પરમ સુખનો ભોગવનાર બીજાને કેવી રીતે જણાવી શકે ! તે સુખ નિત્ય અને અખંડ એક સરખા પ્રમાણમાં હર હંમેશા અનેરા અનેરા આનંદનો અનુભવ કરાવનાર છે. તે અસિમ સુખને ચાર મુકિતના પદોને પ્રાપ્ત કરનાર અધિકારી જનો જાણી શકતા નથી.

**तेही सुख कारनके कज द्वेता, भवीत निज करतारुं ।**
**आप अच्युत रहीन के भिन्न कर, संकल्पके विस्तारुं ।। (१११)**

નિજ કૈવલ પતિએ સર્વે અંશોને દ્વૈત સુખનો આનંદ કરાવવાના હેતુથી જગતરૂપી કાર્યનો પસારો કર્યો છે તે પોતે અચ્યુત એટલે આવરણ સિવાયના ન્યારા રહી શુદ્ધ સંકલ્પ દ્વારા અગણિત અંશોને ઉત્પન્ન કરી ભવભરમાં વિસ્તાર પામેલા સર્વે ઘાટોમાં વસાવ્યા છે.

**पण पसरन अपरंपर जबसे, अंश अजात न परही ।**
**ज्यों जळसे जळबिंदु न के तन, मीलीत न रहत अपरही ।।(११२)**

નિજ સકર્તા સર્જનહારે જગતનો પસારો કર્યો ત્યારથી પોતાના સ્વજાતિય અંશોને પ્રત્યેક ઘાટોમાં વસાવ્યા છે અને અંશો વડે જ પ્રત્યેક ઘાટો ચલિત થઈને પાર ન પામી શકાય ત્યાં સુધી સંસાર વિસ્તાર પામ્યો છે. તે સર્વે અંશો જડ શરીરો સાથે રમણ કરવા છતાં વિજાતિ તત્વોથી ન્યારાને ન્યારા જ રહે છે. જેવી રીતે જળનું બિંદુ જળ વિના વિજાતિ તત્વોમાં ભળતું નથી એજ ન્યાયે અંશ સકર્તા સિવાય કોઈમાં મળે કે ભળે તેવો નથી.

**अेही परकारन निजकर्ता मही, अंश मीले जब तबही ।**
**जळ न्यायनसे जदीप रहत नहि, कोइ काळे कीनुं जबही ।। (११३)**

દષ્ટાંતે જેમ જળ બિંદુના ન્યાયે અનેક ઘાટોમાં અંશ ફરવા છતાં દ્રષ્ય કે અદ્રષ્ય કોઈપણ તત્વમાં મળી જતો નથી. જયારે કર્તાનાં સંકલ્પનો વેગ પુરો થાય ત્યારે સકર્તાનો સ્વજાતિય હોવાથી નિજ સકર્તાના સ્વરૂપમાં જ સમાય જાય છે.

**हुते सजात सनातनके तव, जदीप मीले जइ अंतु ।**
**अंतनकी अवधि दश तन जत, कही सरखी सरवंतु ।। (११४)**

સર્વે અંશો સનાતન સકર્તા સત્કૈવલ સ્વામિના સ્વજાતિય હોવાથી અંતે તેમના સ્વરૂપમાંજ સમાઈ જાય છે. પરંતુ જયારે દશ તનુઓનાં આવરણનો અવધિકાળ આવી રહે ત્યારે સર્વે અંશો એકજ સાથે નિજ કૈવલપતિના સ્વરૂપમાં મળીને કૈવલમય થઈ જાય છે.

**पण जीनुं मिलन सकल अगवनसे, आद्य पुरूष अविगतकु ।**
**तेही सरभरसे सरस शिरोमणि, जीनुं सुक्रित भव अंतकु ।। (११५)**

જે અંશ ભવભરમાં અત્યારે પરમગુરૂનો લક્ષ ઉપદેશ લઈને જ્ઞાન, ભકિત, વૈરાગ્યથી સજ્જ થઈ અંતરની અતિ આરતપૂર્વક સ્વજાતિય સકર્તા ધણીને જઈ મળે તે અંશ સર્વે અંશોમાં શિરોમણિ ગણાશે અને તે અપાર પુન્યવાન હોય તેનાં પુન્યનો પાર પામી શકાશે નહિ.

**ज्यौं नरपतके सैन्य सकलको, दर सरभर सर्वनकु ।**
**शूरवीर कोउ हवे तेहुनमे, रीजराय होय तनकु ।। (११६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેમ એક ચક્રવર્તિ રાજાનું મહાન સૈન્ય હોય તે સર્વે ને અધિકાર પ્રમાણે પગાર આપે છે. પરંતુ તેની અંદર કોઈક બહાદુર મહા શુરવીર હોય તે રાજાનો ભરોસાપાત્ર હોવાથી તેના ઉપર રાજા મહેર દ્રષ્ટિ રાખે છે અને મનમાની બક્ષિસ પણ આપે છે.

**देहु सरपाव मोज सबके शिर, सम दरमाय न देही ।**
**जिनके शिर पर कर नरपतके, कछु न कमी कबेही ।। (११७)**

હવે તે ચક્રવર્તી રાજા પોતાનાં સૈન્યનાં સર્વે યોધ્ધાઓમાં જે મહા બહાદુર પરાક્રમી હોય છે તેને મન માન્યો સરપાવ આપે છે. અને સર્વે યોધ્ધાઓ કરતાં પગાર પણ તેને વધારે મળે છે. તેમજ કદાપી કોઇ વસ્તુની કમી પડવા દેતા નથી. તે શુરવીરના શિર પર રાજાનાં બન્ને હાથ હોવાથી મન ગમતી મોજ કરાવે છે. બીજા સર્વે યોદ્ધાઓને નક્કી કરેલો પગાર જ મળે છે. તેથી તેઓને વધારે લાભ મળી શકતો નથી.

**त्यौं कोई अंश अधीक करणीकर, सुख छटकाय सबेही ।**
**रीझे निजपत तेही अंशन पर, मोज आपनमें लेही ।। (११८)**

"પરમ દયાનિધિ કહે છે કે," આ ભવભરમાં જે કોઇ અંશ નિજપતિને મળવાની અતિ આરતવાળો, માયાના અનિત્ય સર્વે પ્રકારનાં સુખોનો ત્યાગ કરી સર્વજ્ઞ પરમ ગુરૂનાં વચનોની

રહેણીમાં રહીને લક્ષ ભજનની અધિક કરણી કરવાવાળા અંશને નિજ સકર્તાસ્વામિ તેના પર રીઝીને પોતાનાં કૈવલધામની અખંડ મોજ કરાવવા તુરત જ બોલાવી લે છે.

**व्यक्त शक्ति जीनुं पुरुष निरंजन, अज भव विष्णु समेतु ।**
**अे सब अंश विशेष विभूतके, निजपति पखे सखेतु ।। (११९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વ્યક્ત આદ્ય શક્તિ અને વ્યક્ત નિરંજન પુરુષ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તે મહાન વિભૂતિવાન વિશેષ ગતિવાળા અંશો છે. છતાં નિજ કર્તા પક્ષે સર્વ અંશો સ્વજાતિય હોવાથી સરખે સરખા જ છે.

**अष्ट भुजंगा शक्ति जिनके सुत, मिंडक शेष कोरमही ।**
**पिता नाभि नारायण जीनके, विशेष अंश घोरमही ।। (१२०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે!" અષ્ટ ભુજા આદ્ય શક્તિનાં પુત્રો શેષ નાગદેવ અને કુર્મદેવ તથા મેંડકદેવ એ મહાન વિશેષ ગતિનાં ધૈર્યવાન ધર્મ ધુરંધુર પુરુષો હોય તેમના પિતા નાભિ નારાયણ છે.

**अेही पण अंश महाद्य विभूतिन के, गण विभाग विशेषण के,**
**अधिक भाग अज भव विष्णुमे, ज्यौंत्ये लगीत त्रीये गणके ।।(१२१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે !" ત્રણ ગણના અને ત્રણ ગુણના દેવો વિશેષ વિભૂતિવાળા છે. તે જિજ્ઞાસુ જનોને જાણવા ખુલાસો કરી બતાવું છું. જે શેષ નાગદેવ કહેવાય છે. તેમાં અહંકાર ગણના પાંચ ભાગ વધારે પોખવામાં આવ્યા છે. મેંડક દેવના તનુમાં સ્વકાશ ગણના વિશેષ પાંચ ભાગ પોંખ્યા છે અને કુર્મદેવના શરીરમાં અચંત ગણના પાંચભાગ વધારે તેમજ બ્રહ્મ દેવના તનમાં રજો ગુણના પાંચ ભાગ વધારે તેમજ વિષ્ણુ દેવના દેહમાં સત્વગુણના પાંચ ભાગ વધારે અને મહેશ્વર દેવના તનુમા તમો ગુણના પાંચ ભાગ વિશેષ પોખાયેલા હોય તે દિવ્ય તનુધારી છ પુરુષો ત્રણ ગુણના દેવ અને ત્રણ ગણના દેવ ચૌદલોકમાં શ્રેષ્ઠ ગણાય છે.

**स्वकाश गणके अंश विशेषण, जेही मिंडक मही राजे ।**
**भाग अधिक जीनुं अचंत गणके, कोरम मांही बिराजे ।। (१२२)**

ઉપર જણાવ્યા પ્રમાણે સ્વકાશ ગણનો અંશ મેંડક દેવના શરીરમાં વધારે આવેલો છે. તે જ પ્રમાણે કુર્મ દેવના દેહમા અચંત ગણના ભાગ વધારે પડતા આવેલા છે.

**ओरू अधिकम तत गण अंहकारन, शेसन मांही समाई ।**
**अेही गुणके वैभाग सगुणमे, ओत प्रोत मीलताई ।। (१२३)**

શેષનાગ દેવના શરીરમાં અહંકાર ગણના ભાગ અધિક આવેલા હોવાથી તેમના સગુણ દેહમાં ઓત પ્રોત મળીને વ્યાપક થઇને રહેલા છે.

**रजोगुण के अधिकम गुण अजमे, सतोगुण के विष्णुमे ।**
**तमोगुण के गुण घोर अधोरित, जीनु अधिक तत भवमे ।। (१२४)**

બ્રહ્માજીમાં રજોગુણના ભાગ અધિક આવેલા હોય, વિષ્ણુના શરીરમાં સતોગુણના ભાગ વિશેષ પોસાયેલા છે. એવી જ રીતે શિવજીના શરીરમા તમોગુણના ભાગ વધારે પડતા આવેલાં હોવાથી તેમના અંતસ:કરણમાં ઘોર અંધકાર રહેલો છે.

**अेही सब अंश महाद्य मजबूत हुत, जीनुं आरबल लग जबही ।**
**धाम सहीत परलाय जेहुनके, चलीत हवीत तेही सबही ।। (१२५)**

ત્રણ ગુણના દેવ અને ત્રણ ગણના દેવ વિશેષ વિભૂતિવાન મહાન મજબૂત પુરુષો દીર્ઘ આયુષ્યવાળા છે. છતાં જે જેનો અવધિકાળ આવી રહે ત્યારે પોતાના ધામ સહિત પ્રલયકાળમાં ખપી જાય છે.

**पीछे परम ओरू अंश विशेषण, रह ही जाय कहु जीनकी ।**
**आगे अंश गये जेही विधिसे, तेही गत हवीत वइनकी ।। (१२६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે !" પરમ વિશેષ ગતિના દીર્ઘ આયુષ્યવાળા જે અંશો પાછળથી જવાવાળા હોય પોતાના સ્વધામમાં અવધિકાળ આવતા સુધી રહે છે જ્યારે વિશેષ અંશોનો અવધિકાળ વહેલો આવી રહેતા તેમના તનુઓનો ત્યાગ કરી ગણ ગુણની વિશેષ વિભૂતિવાળા અંશો આદ્ય શક્તિના ધામમાં જઇને નિવાસ કરે છે.

**जेही जेही धाम अधिक आरंबल के, अेक अेक से अधिकमही ।**
**निज अस्थान विलात वसीत तांहां, अंश विशेष न समही ।। (१२७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે !" વિશેષ ગતિવાળા અંશોના ધામ એક પછી એક અધિક વિભૂતિઓવાળા ને અધિક આયુષ્યવાળા છે. જે જે ધામોમાં રહેલા વિશેષ અંશો તેમના ધામોનો નાશ થાય ત્યારે તે અંશો ઉપરના ધામોમાં જઇ નિવાસ કરે છે. પરંતુ કોઇ પણ દેવધામનો નાશ થવાથી અંશ તત્વ પદાર્થમાં મળી જતો નથી. કારણકે ગુણ ગણ તત્વ આદી વિજાતિય તત્વો અનિત્ય હોય તેનો અંત આવી જાય છે. પરંતુ ચૈતન્ય અંશ સકર્તાનો સ્વજાતિય હોવાથી અજર અમર અવિનાશી હોય ન્યારોને ન્યારો જ રહે છે.

**समन विशेष परम पुनि सहितम, निजपत पख बंधवही**
**अधिक नुन्य इश तवमें जनीतव, फना फोग फंदवही ।। (१२८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે !" સામાન્ય વિશેષ અને પરમ વિશેષ સર્વ અંશો નિજ કર્તા પક્ષે બધા બંધુઓ જ છે. પરંતુ ન્યુનાધિક ઐશ્વર્યતાની વિભૂતિના ભેદે નાના મોટા દેખાય છે. તે વિભૂતિઓ વિજાતિય અને અનિત્ય હોવાથી તેનો અવધિકાળ આવતા ફના ફોક થઈ જાય છે. તેની કોઈ પણ અંશ અસ્મિ રાખે તો તે મિથ્યા હોય ફોગટ ફંદ જ છે.

**फना फोग हवीतवसे इशता, समीत रहत निज अंशु ।**
**संम्रती साज अंशन के उपचीन, हवीत सकल नीरवैसु ।। (१२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે !" ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ વ્યક્ત અને અવ્યક્ત તત્વોનો અંત આવી જાય છે ત્યારે ઉપચિન્હ રૂપે અંશે ધારણ કરેલાં દશે તનુઓ ફના ફોગ થઈ જાય છે. તે સમયે અંશ પોતાની અક્કલ, આરત, સુરત, નુરત, ઉપજણ અને ઐશ્વર્ય ચૈતન સહિત અંકુર રૂપે દિવ્ય તનુના સાજમાં પોતાની સ્મૃતિ રૂપી સ્વસુજ વડે મળીને નિજસ્વરૂપે થઈ રહે છે.

**ज्यौं पतिसे मीलतां निज पतनी, आभ्रण धरीत अलगही ।**
**तंते तंत सजात मलीतसे, समलीत हवीत सलगही ।। (१३०)**

"પરમકૃપાનિધિ કહે છે કે !" સ્વજાતિય નરનારીનો સંબંધ હોય તે તેના સમય સંજોગો પ્રમાણે વિષય વિલાસની ઈચ્છા થાય ત્યારે જ પોતાના તનુ ઉપર પહેરેલા વસ્ત્રોનું આવરણ ઉતારીને તેના સ્વામિ સાથે સંયોગની એકતા કરે છે, તેતન સાથે તન અને મન સાથે મન મેળવીને તેમના આનંદમાં એકરૂપ થઈ જાય છે.

**तेही परकार अंशकी इशता, आभ्रण सकल समाते ।**
**आव्रण अंतर अंशन के जत, मीलीतव कर्ता सजाते ।। (१३१)**

ઉપર બતાવેલા દ્રષ્ટાંતના ન્યાયે ચૈતન્ય નિજ અંશ જ્ઞાન દષ્ટિએ સ્વજાતિયવિજાતિ અને જડ ચૈતન્યનો નિવેડો કરી સ્થુલથી લઈ મહાકારણ સુધીના વસ્ત્ર રૂપી શરીરોનુ આવરણ ઉતારીને પરમ લક્ષ દ્વારા પોતાની દષ્ટિને સ્થિર કરે તો અંશ અંશી પદની એકતાના અનુભવનો આનંદ સદેહે પ્રત્યક્ષ પણે લઈ શકે છે.

**ज्यौं निज घरकु छोर नचैया, नरकी हवीत सनारी ।**
**फेरी जावत निज घरकु न्यायक, भुक्षण देत उतारी ।। (१३२)**

દષ્ટાંતે જેમ નાચગાન કરનાર માણસ ખેલ ભજવી બતાવવા માટે સ્ત્રીનો પોષાક પહેરે છે તે પ્રમાણે પાઠ ભજવી બતાવે છે. પરંતુ ખેલ પુરો થાય ત્યારે સ્ત્રીનો પોશાક ઉતારી તે પુરૂષ જેવો હતો તેવો બનીને પોતાને ઘેર જાય છે.

**जब दुल्हा दुल्हीन के भुक्षण, उभये करीत अलगही ।**
**सरखे हवीत सजात समोवड, हवीतव एक सलगही ।। (१३३)**

જેવી રીતે દુલહા દુલહી તેમના સંજમ વખતે બંને પોશાક અને અલંકારો ઉતારી સ્વજાતિય તનુ સાથે તનની એકતા કરીને સમોવડિયા થઈ એકરૂપ બનીને વિષયાનંદનું સુખ માણે છે.

**तब सामान्य विशेष अंशकी, भिन्नता रहे न भावु ।**
**छेवट निज घरकु मीलतवता, भवीत सतंतर सावु ।। (१३४)**

ઉપર બતાવેલા દ્દષ્ટાંતના ન્યાયે સામાન્ય કે વિશેષ અંશ પોતે ધારણ કરેલાં પાંચ તત્વના દેહરૂપી વસ્ત્રોનો અભાવ કરીને ઉતારી નાખી અંતરની અતિ આરત પૂર્વક ઉર્ધ્વ દ્રષ્ટિ કરીને સ્થિર થાય તો નિજ પતિની એકતાનો અખંડ આનંદ પ્રાપ્ત થાય છે. જેથી નિજ ઘરનો નિવાસી થઈ સ્વતંત્ર સુખનો હક્કદાર થાય છે ત્યારે સામાન્ય કે વિશેષ અંશની ભિન્નતાનો ભેદ રહેતો નથી.

**ओरू ज्योंत्ये सलीताय सकलको, सरखा सिंघु मीलंता ।**
**करम नाश सरजु रवि तनीयां, जीनुं जुगमांन जीलंता ।। (१३५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," પૃથ્વી ભરની સર્વ નદીઓનો મહિમા જગત દ્રષ્ટિએ જોતા એ ઉત્તમ મધ્યમને કનિષ્ટ મનાય છે. વળી ગંગાજમનાને સરયુ એ સર્વે નદીઓને શ્રેષ્ઠ ગણવામાં આવેલી છે. અને લોક માન્યતામાં કહેવાય છે કે તેમાં સ્નાન સંધ્યા આદી કરવામાં આવે તો પાપનું નિવારણ થાય છે. પરંતુ આ સર્વે નદીઓ જયારે સમુદ્રમાં જઈ મળે ત્યારે એકજ સરખી ગણાય છે.

**ओर अल्प भादु जलभरकी, सुक्ष्म वेग जीनेकु ।**
**पुनि पर्वत के वेहेळ खाळीयां, सरखे समुघ मीलेकु ।। (१३६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે,!" કેટલીક સંખ્યા બંધ અલ્પ નદીઓ તેમજ ભાદરવા માસમા ભરપુર જળથી ભરાયેલી છલકાતી નદીઓ લોક દષ્ટિએ નાની મોટી ગણાય છે. એવી જ રીતે વર્ષા કાળે પર્વત ઉપરથી આવતા પાણીના વહેણ તેમજ ખાળીયોનું પાણી ભિન્ન ભિન્ન મનાય છે. પરંતુ નદીઓની આદ્ય જુદુ જુદુ મનાતુ સર્વે પાણી સમુદ્રમાં આવી મળે ત્યારે એકજ સરખુ થઈ જાય છે.

**तबते अंश सकलको सरभर, विशेष समन समेतु ।**
**आप आपने सुख दुःख भुगतायन, लेत कर्ता करी हेतु ।। (१३७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે!" જયારે સકર્તા પતિના શુદ્ધ સંકલ્પનો વેગ પુરો થાય

ત્યારે સમસ્ત જગતનો અંત આવી જાય છે. ત્યાં સુધીમાં સામાન્ય વિશેષ અંશો પોતાના કરેલા કર્મના ફળ સુખદુઃખ ભોગવીને નિરાળા નિર્મળ થાય છે. એવી રીતે સર્વે પ્રકારના દોષ રહીત પવિત્ર થયેલા જોઈને નિજ સકર્તા સ્વામિ સર્વે અંશોને હેતપૂર્વક પોતાના શરણમાં લઈ લે છે. ત્યાં સકર્તાના ધામમાં સામાન્ય વિશેષ અંશો એકજ સરખા ગણાય છે.

**ओरू जेही अगम मिले भवभरसे, सुक्रित सरस करीन के ।**
**रहे पतिन के सुखद समुधमे, जेही जुग न्याये फरीन के ।। (१३८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ ચાલુ જગતના પ્રભાવમાં જે કોઈ અંશ અમારા શરણમાં આવીને કૈવલ જ્ઞાન લક્ષનો ઉપદેશ લઈને સાવધ પણે અમારા નિત્ય સત્ય સ્વરૂપનું લક્ષ ભજન કરશે તે પરમગુરૂ પ્રતાપે આ જગત હોવા છતાં સકર્તા ધણીના ધામમાં પહોંચી જાય છે. તે પરમ સુખના સાગરમાં અથાહ આનંદ પ્રાપ્ત થયેલો હોવાથી તે અંશ આ ભવમાં ફરીથી પાછો આવતો નથી.

**तेही सुख सृष्ट समेटणके लग, लेत पतिन के पासु ।**
**जिनमे जाय कल्प जेतने भर, निज घर करत विलासु ।। (१३९)**

ઉપર જણાવ્યા પ્રમાણે સર્વજ્ઞ પરમગુરૂનો ઉપાસક થઈ જે અંશ લક્ષ ભજનના પ્રતાપથી કૈવલ ધામમાં પહોંચી ગયો છે. તે અંશ સૃષ્ટિ સમેટાશે ત્યાં સુધીમાં જેટલા કલ્પો વિતિ જશે ત્યાં સુધી કૈવલ કર્તાના ધામનું અખંડ સુખ ભોગવશે અને હંમેશા પરમ પતિના શરણમાં રહી શકશે.

**अहो धन्य तिन केही सुखद के, मोइ मुख बरनी न जाइ ।**
**कोटी कल्प अगणित रसनासे, उचरत पार न पाइ ।। (१४०)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે" ! અહો ધન્ય છે તે અંશને કે નિજ પતિના પરમધામમાં જઈ અથાહ આનંદનું સુખ ભોગવે છે તેનુ વર્ણન મારા મુખથી થઈ શકે તેમ નથી. કરોડો કલ્પવિતિ જાય ત્યાં સુધી અગણિત જીભ્યાએ ઉચ્ચાર કરીને વર્ણન કરવામાં આવે તો પણ પાર પામી શકાય તેમ નથી.

**नहिन पार पति परम सुखदके, कहु द्रष्टान्त धरीन के ।**
**ज्यौं पारस के दाम हिसाबीक, कोउ नव शके करीन के ।। (१४१)**

" પરમ કૃપાનિધિ કહે છે કે!" નિજ પતિના પરમ ધામનું અનંત પરમ સુખ અગણિત ઉપાયે વર્ણવી શકાય તેમ નથી. દષ્ટાંતે જેમ પારસનું મુલ્ય કરવામાં પૃથ્વી ભરનું ધન એકઠુ કરવામાં આવે તો પણ રેખમાત્ર ગણાતું નથી એવી રીતે સમજી લેવું.

**पुनि अमरनके अंत परंतु, थाह लहीत नहि ज्योत्ये ।**
**तेसेही निजपति पास सुखदकी, कुवेर कहीन शके त्यों त्ये ।।(१४२)**

દષ્ટાંતે જેમ મહા આકાશ અનંત અને અપાર હોવાથી જોતા પાર પામી શકાય તેમ નથી. તેજ ન્યાયે સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે નિજ કરૂણેશ કૈવલ પતિના ધામનું અથાહ સુખનું મારા મુખથી વર્ણન કરીને કેવી રીતે કહી શકુ !

**ઈતિ શ્રી સકર્તા સંકલ્પ સ્ફુરણ અંત કલ્પ દેખાવનકો ષ્ટ્ચત્વારિંશત્તમ**

સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ

# સિદ્ધાંત-૪૭

**અથશ્રી મહા અંશ પરમ નવ બુધ્ધિ નિર્ણય નામ સપ્ત ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય**

શ્રી કૃપાનિધિ ઉવાચ

**अेकही बुधके सकल पसारा, प्रकृति आद्य पुरसेती ।**
**तेही परकारन हम नव बुधके, भव बुध सहीत सवेती ।। (१)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," પ્રકૃતિ પુરૂષની આદ્ય લઈ સમસ્ત જગતનો પસારો અમારી એકજ બુધ્ધિથી કરેલો છે. ભવભરના આચાર્યો, તત્વવેતા, બ્રહ્મજ્ઞાની, બ્રહ્મદર્ષિ, બ્રહ્મવેતા તેમજ અવતારી ઈશ્વરો સહિત સર્વેની બુધ્ધિનું અમારી એક બુધ્ધિ વડે માપ

કાઢી લીધેલું છે. જેથી અમે સંપૂર્ણ સર્વના જાણકાર હોય નવબુધ્ધિઓના અમાપ અનુભવને ધારણ કરનાર અમે પરમ પુરૂષ છીએ.

**वेती सो विधविधके बरनन, करनन विगत विभागु ।**
**नीज नरणीतसे करीत निराकरण, अनुभवे हवीत सलागु ।। (२)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," વેત્તા એટલે અમે સજાણ જાણવાળા પરમ ગતિના પ્રવિણ પુરૂષ હોય, નિજકર્તાના કરેલા દશ્ય-અદશ્ય કૃતની રચનાના વિધવિધ પ્રકારે વિભાગ પાડીને જેનું જેમ છે તેમ વર્ણન કરીને સમજાવી શકીએ છીએ. તેમજ અમારા સ્વ અનુભવથી સ્વજાતિય વિજાતિ જેને જયાં જેવો સંબંધ લાગુ પડતો હોય, તે પ્રકારે ન્યાય સહિત અમો નિર્ણય કરાવીએ છીએ.

**विनु अनुभव चव व्रथा वेत लव, फासुत फेम फसावे ।**
**ज्यौं जवरीत तन पुनित निंद जन, बरलीत अर्थन आवे ।। (३)**

" પરમકૃપાનિધિ કહે છે કે," ભવભરના સિર્ગુણ નિર્ગુણના ઉપદેશ કરનાર આચાર્યોનો અનુભવ કેટલો અને કોના જેવો છે તે કહી બતાવું છું. જેવી રીતે કોઈ કંગાલ પુરૂષને નિદ્રામાં શ્રીમંતનું સ્વપ્નું થાય અને લવારી કરીને કહેવા લાગે કે, જેને જેટલું દ્રવ્ય જોઈતું હોય, તે મારી પાસેથી લઈ જાવ. પણ જાગ્યા પછી તેની પાસે એક ફુટી કોડી પણ હોતી નથી. એજ પ્રમાણે જીવદશાના કંગાલ પણામાં આચાર્યોએ આત્મા પરમાત્માના જ્ઞાનનો બકવાદ કરી જીવોને ફોગટ ફાંસામાં ફસાવી પ્રકૃતિના પદાર્થોની જુઠ્ઠી આશા બતાવીને ઠગી લીધા છે.

**निजपति परम सिघ्घांत विहुनके, जे उचरत भवभरकी ।**
**ओरू विनु न्याय विनाके नरणीत, तेही बरल अर अरकी ।। (४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વમત પંથના આચાર્યોએ જે જે કાંઈ ઉચ્ચાર કર્યો છે. તે નિજસકર્તા ધણીના સિધ્ધાંત સિવાયનો 'અર અરકે' એટલે બીજા વિજાતિ અવતારોની આદ્યે ઈષ્ટદેવો અનિત્ય દેહધારી હોવા છતાં તેને કર્તા મનાવી જે ઉપદેશ કર્યો છે તે સ્વપ્નાના બકવાદ

જેવો છે. કારણ કે તેમનો અનુભવ ન્યાય સિવાયનો હોય, હું કોણ અને મારા કર્તા કોણ ? તે સ્વજાતિય લક્ષને નહિ જાણવાથી અત્યાર સુધી કોઈ જીવનું કલ્યાણ કરી શકયા નથી.

**अर अरकी तेही अर्थन आवत, मोक्ष परम पावनमे ।**
**इत इतके भव भरमीत अंते, मीलेन निज खावनमे ।। (५)**

અર અરકી એટલે અનિત્ય દેહધારી ઈષ્ટ ગુણોના દેવ અવતારી ઈશ્વરો તેમજ બીજા દેવદેવીઓ સહિત તેમના નામનો ઉપદેશ આચાર્યોએ જગતના જનોને આપ્યો છે. તે અર્થ વિનાનો હોય તેનાથી પરમપદની પ્રાપ્તિ થતી નથી. તે કારણને લઈ ભવભરના જીવો અહિંના અહિંજ જન્મ મરણના ફેરામાં ફરતા હોય નિજકર્તા ધણીને મળી શકયા નથી.

**इतकी तो निज ब्रह्म हवीत नहि, उत निजपत नहि चीना ।**
**पति सहित निजदास न हवीतव, अेही उतइत लछ कीना ।। (६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, ભવ ભરનાં ઉપાસકોને દેહધારી ઈષ્ટોનાં નામ પર વિશ્વાસ આવ્યો ત્યારથી તેમનાં અંતસકરણમાં દેવોનો લક્ષ નક્કી થયેલો છે. જેથી નિર્ગુણ બ્રહ્મને ઓળખી શકયા નથી. છતાં અમે બ્રહ્મરૂપ થયા છીએ. એમ માનીને ગુરૂ સાથેનો દાસપણાનો દાવો છોડી દીધો. તે કારણને લઈ નિજકર્તા પદને જાણી શકયા નથી. એટલાજ માટે તે બાજુનાં દેવલોકો અને આ બાજુનાં અવતારી ઈશ્વરોમાં પ્રિતિ બાંધીને તેમની જ ઉપાસના કરી રહ્યા છે.

**निज पतके विनु हुकम अवन पर, विशेष अंश आयनकी ।**
**परम पुरूष पठवायल विनके, तीनु न खोज तायनकी ।। (७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," ગુણના અવતારી ઈશ્વરો નિજપતિના હુકમ સિવાય આ પૃથ્વી ઉપર આવ્યા છે. પરંતુ તેમને નિજકર્તાએ મોકલ્યા નથી. તે કારણને લઈ ખોજ ખબર વિનાના કેવલપદની પ્રાપ્તિનો લક્ષ જગતજનોને લખાવી શકયા નથી.

**खोज हवीत जो निजपतियनकी, तो तीनुं करीत सराइ ।**
**आतो आपोआप हवीतसे, भवभर दीये भरमाइ ।। (८)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મિથ્યા બ્રહ્મજ્ઞાની વિદ્વાનોએ જો ન્યાય સહિત જ્ઞાન દ્વારા સકર્તા પતિની ખોજ કરી હોત તો નિત્યા નિત્યનો નિવેડો કરી સજાતિ - વિજાતિને યથાર્થ જાણીને નિજપતિની પ્રશંસા કરીને તેમના યશ-ગુણ પ્રેમથી ગાઈ શકત. પરંતુ સત્યની શોધ વિના આપોઆપ ઈશ્વર થઈ બેઠેલા હોવાથી પોતાને પુજાવી જગતના જીવોને ભરમાવી નિજકર્તાથી વિમુખ રાખ્યા છે.

**खुद खावनकी खोज न करीतव, मरीतव तन अभिमानी ।**
**जो प्रभु परम परायन अजनीत, जनीत नहि अज्ञानी ।। (९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," સિર્ગુણ મતના આચાર્યોએ સત્યજ્ઞાનના અભાવે સમસ્ત જગતના સર્જનહાર ખુદ કૈવલધણીની ખોજ કર્યા વિના અનિત્ય તનુધારી મૃત્યુ પામવાવાળા ઈષ્ટોનું અભિમાન ધારણ કરીને પોતે ભુલ્યા અને જગતના જીવોને પણ ભુલાવ્યા. તે કારણને લઈ ક્રત અક્રતથી પાર રહેલા પરમ પરમેશ્વર પરમપતિને જડ બુધ્ધિના આચાર્યો જાણી શકયા નથી.

**आचारजकी सुनीत सरायन, प्रभुतायन होइ बेठे ।**
**ओरू जीनके घर अमल राजके, तिनकु क्यौं कुन नीठे ।। (१०)**

" સકર્તા સ્વામિ કહે છે કે," ગુણના અવતારી ઈશ્વરો પોતાના ઘરમાં રાજાનો અમલ ધારણ કરીને બેઠેલા તેમની દ્રષ્ટિના પ્રભાવને જોઈ આચાર્યોએ તે સાક્ષાત પ્રભુ છે. એમ જણાવી બેહદ પ્રશંસાઓ કરી જગતના જીવોને તેમના શરણમાં ઝુકાવી દીધા છે. પરંતુ તે પ્રભુ છે કે કેમ ? એવું જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને કોઈએ પણ જોયું નથી.

**निठ विना वहीवट इशतानो, भवभर हवे पसारा ।**
**देखादेख लवार लवीनसे, फंदे जुग जन सारा ।। (११)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સત્ય નિર્ણય વિના અનિત્ય દેહધારી ઈશ્વરોના વહીવટનો આચાર્યોએ ભવભરમાં પસારો કરી દીધો છે. દેખાદેખી એકબીજાનો કહેવાથી લવારો

કરીને મિથ્યા ઉપમાઓ આપી જગતના જનોને ફોગટ ફંદમાં ફસાવી દીધા છે.

**तेही फंदेसे फरक न होवत, विना परमगुरू पाइ ।**
**परमगुरू विन परम पतिनकी, खोज नहि कीनुं ताइ ।। (१२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," પરમગુરૂને પ્રાપ્ત કરી તેમના લક્ષજ્ઞાનને જાણ્યા વિના ફોગટ ફંદમાંથી જીવ નીકળી શકે તેમ નથી. કારણકે પરમગુરૂ વિના સિર્ગુણ-નિર્ગુણના કોઈપણ ઉપદેશકો ' હું કોણ અને મારા કર્તા કોણ' ? એ સ્વજાતિય નિજપતિ પદની ખોજ નહીં કરી શકવાથી જીવોને જણાવી શકેલ નથી. જેથી જીજ્ઞાસુ આરતવાન જીવો પરમગુરૂનાં શરણોમાં આવી નિજલક્ષને ગ્રહણ કરશે તે નિજપતિપદને પ્રાપ્ત કરી શકશે.

**तब अेही भवके भरम नसावन, निजपति पठवे हमकु ।**
**खराखरी खातर खुदयनकी, तदीप कहत मे तमकु ।। (१३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," ભવભરના જીવો સિર્ગુણ નિર્ગુણની વિજાતિ ઉપાસનાના ભ્રમમાં પડી જવાથી કોઈપણ નિજપતિને જાણી શકયા નથી તે કારણને લઈ ભવભરનો ભ્રમ મટાડવા નિજસકર્તા ધણીએ અમને આ જગતમાં મોકલ્યા છે. અમને ખરેખરી ખબર છે કે 'તમે કોણ અને તમારા કર્તા કોણ' એ સ્વજાતિય કર્તાનો સાચો લક્ષ સમજાવી નિજ ઘેર પહોંચાડવાના હેતુથી અમે સર્વ જીવોને કૈવલ લક્ષ જણાવવા આવ્યા છીએ.

**ओरू निज इलम अकळ गतकी गम, नव बुध सहित समरती ।**
**अेतने साज सहित मोइ भेजीत, रोउ रोउ तदीप आकरती ।। (१४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમે નવ બુધ્ધિના અપાર અનુભવની સ્મૃતિવાળા પ્રવિણ પરમ પુરૂષ હોવાથી અગમ ગતિની અકળકળાઓ અમારી એક એક બુધ્ધિમાં પાર ન પામી શકાય તેટલી સમાવેલી છે. તે નિજસકર્તા ધણીએ એવી અલૌકિક વિભુતિઓનો સાજ બક્ષિસ કરીને અમને આ ભવમાં મોકલ્યા છે. જેથી હું રોમરોમ અને રગેરગ સંયુકત અનુભવની આકૃતિવાળો અગમગતિનો ઈલમ કરી બતાવનાર અવિરલ પુરૂષ છું.

**आकरती अनभे अनुभव भर, सर करनन संक्षेतु ।**
**ब्रह्मादिक भवभरकी आद्य ल्यौं, उबरीत नहि क्रत वेतु ।। (१५)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે" અમારી અભય ઉગ્ર અનુભવની વિભુતિની ઐશ્વર્યતા વડે સિર્ગુણ નિર્ગુણના સિધ્ધાંતવાદીઓ ' હું કોણ અને મારા કર્તા કોણ ' તે નક્કી કરી શકયા નથી. એ સર્વના સંશયોને સર કરી તમે કોણ અને કોના સ્વજાતિય તે મારા અલૌકિક જ્ઞાનથી સાબિત કરી બતાવીશ. જગતભરના વિદ્વાનોની આધ લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સહિત સર્વના ઉપર અનુભવનો પ્રકાશ પાડી નિજસકર્તા સિધ્ધાંતનો સત્ય નિર્ણય કરાવી અનિત્ય ઈષ્ટોની ઉપાસનાઓ રદ કરાવીશ. અત્યાર સુધી જે જે ક્રતના વેત્તા થયા છે તે મારા ચકવેજ્ઞાનની આગળ ઉગરી શકશે નહિ.

**ओरू आक्रंत हमेरे तनकी, द्दिन दिनपे अन अनही ।**
**कोटि अनंत तंत कळ कळीतव, अजणीत नहि न हमनही ।। (१६)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," મારા જ્ઞાન સ્વરૂપી તનની આકૃતિ એટલે સ્વસુજ દિનપ્રતિદિન વધતી જ જાય છે. સમસ્ત જગતમાં અનેક લોકની આધ અનંત કરોડ શરીરોની અંતર બાહેર ક્રિયા સંપૂર્ણ હું જાણું છું. જેથી મારી જાણ બહાર કંઈજ નથી.

**तेही अभिप्राय जीवनके जेही खप, प्रसिध्ध पंचम वेदु ।**
**रज तज तरण आद्य तारीप कर, नरणीत कीये नकेदुं ।। (१७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સિર્ગુણ નિર્ગુણના કોઈ પણ પ્રતિવાદીઓને અમારો અભિપ્રાય જાણવો હોય તો અમારા રચેલા પંચમશ્વસંવેદમાં ભવભરનાં અગણિત્ શરીરોના પંચીકરણ ભિન્ન ભિન્ન કરીને વર્ણવી બતાવ્યા છે. અણુ રેણુ અને તરણથી લઈ રજતજની આદ્યે સ્થાવર અને જંગમ ચૌદ લોક સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શકિત અને નિરંજન સુધીનાં તનુઓની રચના નિર્ણય કરીને સમજાવવામાં કંઈપણ બાકી રાખ્યું નથી.

**अबकी कहुं नव बुध नरणीतकी, जीनकी परम प्रकाशी ।**

**परम प्रकाश तास अविगत गत, कहुं जीनुं अकळ कलाशी ।। (१८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે મારી અવિગત ગતિની નવ બુધ્ધિઓના પરમ પ્રકાશનો નિર્ણય કરાવું છું કે જેની વિગતનું વર્ણન વાણી દ્વારા કોઈથી પણ થઈ શકે તેમ નથી તે એક એક બુધ્ધિમાં અનેક અકળ કળાઓ રહેલી છે જેનું પરાક્રમ કેટલું અતિ અદ્ભુત છે તે હું આગળ કહી બતાવું છું.

**भव बुध विन अनबुध अविलोकीत, जुगधर जाणन जीनमे ।**

**तेही कहीतम तमकु नरणीत कर, निगमन जाण जेहीनमे ।। (१९)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ભવભરના લોકો સામાન્ય ગતિવાળા હોવાથી સાર-અસાર જાણવાની જેનામાં બુધ્ધિ જ નથી. જગતની આદ્યે બ્રહ્માજી જેવા નિજ સ્વરૂપની બુધ્ધિ વિના કૃતનું અવલોકન કરીને જરા તરા જે કાંઈ બોલી ગયા છે તેનો આધાર લઈને બીજા આચાર્યોએ ઉચ્ચાર કર્યો છે. તે સત્ય જાણ વિનાનો હોય તેનો હું તમને નિર્ણય કરાવું છું કે ચાર વેદ પણ નિજસકર્તા પદને જાણી શકયા નથી.

**तेही बुधकी शुध सकल लखावहु, पावहु, परम उमेदु ।**

**जेही बुधकी बाबज जेही हवीतव, कहीतव चकीत कलेदु ।। (२०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " અમારી અગમ બુધ્ધિની શુધ્ધગતિ તમને જણાવું છું કે તમારા અંતરમાં અતિ ઉમંગને ધારણ કરી પરમ પતિને પ્રાપ્ત કરી શકો જે બુધ્ધિમાં ખુદકર્તાને જાણવાની સંપૂર્ણ હકીકત સત્‌વિત્ સંયુકત પરમ રહસ્યથી ભરપુર ભરેલી હોય, જેને જાણતાની સાથે આશ્ચર્યચકિત થઈ જશો. અને એક પણ સંશય રહેશે નહિ.

**चकीत कलेद भेद तेही भवहीत, भाखहु परम अरथकुं ।**

**अवनि रची जबत्ये अबलग ल्यौ, विलमीत जेही वरथकु ।। (२१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગત રચાયું ત્યારથી અત્યાર સુધી અનિત્ય દેહધારી ઈષ્ટોની ઉપાસનામાં ભવભરના જીવો વિરામ પામ્યા છે. જેમાં નિજપદની પ્રાપ્તિનો લેશમાત્ર અર્થ નથી. એવી વૃથા ઉપાસનાઓમાંથી મુકત કરી જગતજનોને જાગ્રત કરવાના હેતુથી મારી અલૌકિક બુધ્ધિમાં પરમ પતિને પામવાનો ભેદ ગુપ્ત રહ્યો છે. તેનો પ્રકાશ પાડીને જણાવું છું. જેમાં ભવભરનાં જીવોનું પરમહીત સમાયેલું હોય તે પરમપદની પ્રાપ્તિનો પરમઅર્થ મારા સ્વમુખે ઉચ્ચાર કરીને કહું છું. તે સાંભળતાની સાથે જે આરતવાન હશે તે ગ્રહણ કરીને આશ્ચર્યચકિત થઈ અખંડ તૃપ્તિનો આનંદ માણશે.

**वरथ विलास भास भवभरके, पुराण अढार सबेतु ।**
**ओरू इतिहास कथन कवितनके, साखी साख समेतु ।। (२२)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અઢાર પુરાણોમાં આચાર્યોએ નકકી કરેલા અનિત્ય ઈષ્ટોને ઈતિહાસમાં કવિજનોએ જુઠ્ઠી કથની કથીને સાખી શબ્દમાં દ્રષ્ટાંતોનું પ્રમાણ આપીને વાણીના પ્રભાવનો મિથ્યા ભાસ જીવોના અંતસઃકરણમાં દ્રઢ કરાવી દીધો છે. એવી રીતે કે અમુક ઈષ્ટદેવની ઉપાસના કરવાથી મનોવાંછિત ફળ મળે છે. એવા ભૌતિક પદાર્થોની આશામાં ભવભરના જીવોને અનિત્ય પદાર્થના અલ્પ આનંદના વિલાસમાં ફસાવીને સત્ય માર્ગની સુજ પડવા દીધી નથી.

**विन देखीत जेतनी उतइतकी, व्रथा वदे वदनही ।**
**तिनु विसवासीक अवधकाळ जन, जावही कुन सदनही ।। (२३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," અનેક મતપંથના ઉપદેશક આચાર્યોએ અહિં પૃથ્વી પર અવતાર લઈને આવેલા અવતારી ઈશ્વરોની અને તે બાજુના દેવલોકોને પ્રત્યક્ષ નજરે જોયાં વિનાની તેમના મુખથી મિથ્યા વાતો કરીને ભવભરના જીવોને વૃથા વિશ્વાસમાં વળગાડી દીધા છે. પરંતુ એ આચાર્યો અને તેમના માનવાવાળા અનુયાયીઓના દેહનો અંતકાળ આવશે ત્યારે જાણ્યા કે જોયા વિના કોના ઘેર જશે ?

**तेही सदन अबसे नरणीत विन, इन करतत भवभरही ।**
**इन भावे अदबद अविलोकन, नहिन खरी खातरही ।। (२४)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે નિજઘેર જવાનું છે તેની જગતભરના જીવોને તેમજ તેમના ગુરૂ થનાર ઉપદેશકો સત્ય જાણ વિના નિર્ણય કરી શકયા નથી. અને અનિત્ય ઈષ્ટદેવોના નામ પર વિશ્વાસ લાવી આ ભવમાં માયાના પદાર્થ પ્રાપ્ત કરવાની ક્રિયા કરે છે. જે નિજઘેર જઈને પોતાના સ્વજાતિય પરમ પિતાને મળવાનો ભાવ છે. તેની ખરી ખાત્રી નહિ હોવા છતાં જોયા જાણ્યા વિના અદબદ પણે માનીને આશા રાખે છે કે અમારો મોક્ષ થશે.

**अेहीं परकारन सब जुग विलमे, भरमी वचन सुनीतसे ।**
**परमगुरू विन मरम न पाइत, उबरीत कुन साहीतसे ।। (२५)**

ઉપર જણાવ્યા પ્રમાણે તેજ પ્રકારે અનેક મતપંથના ઉપદેશક આચાર્યોએ જુદા જુદા ઈષ્ટદેવોની નિર્ણય સિવાયની ભ્રમિત વાતો કરીને જગતના જીવોને વિરામ પમાડી દીધા છે. પરંતુ પરમગુરૂના નિજલક્ષ રૂપી મરમને જાણ્યા વિના કોની સહાયતાથી ભવભરમાંથી ઉગરીને નિજઘેર પહોંચી શકશે ? તેનો કોઈએ વિચાર કર્યો નથી.

**विन साहन निज परम पतिनकी, जेही जायन विन जीनकी ।**
**ओर सकल सब जायनके पत, जीनुं गत नहि भवभिन्नकी ।। (२६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતના સર્વે અંશો નિજસકર્તા સ્વામિના સ્વજાતિય હોવાથી તે અજન્મા પરમપતિની સહાયતાથી યાને કરૂણાથી જીવ પરમપદ પામી શકે છે. પરંતુ અમારા ખરા પરમ પિતા કોણ છે ? તેના સત્ય જ્ઞાન વિના મતપંથના આચાર્યોની વાતો સાંભળીને માતાપિતાથી જન્મ પામેલા નકલી ઈશ્વરોની ઉપાસના કરે છે તે ઈશ્વરોની ગતિમતિ સંસારી જીવોના જેવીજ હોય નિજઘરને પ્રાપ્ત કરવાની ગમગતિ કેવી રીતે જણાવી શકે ? એ સત્ય હકીકતને જીજ્ઞાસુજનો સમજી શકેલા નથી.

**भव सोइ भवीत हवीत जे नवीन तन, कर्ता थकी क्रत भीनुं ।**
**अणुनी आद्य ब्रह्मांड भरन लग, उबरीत नहि तन चीनुं ।। (२७)**

મુળ રચનાની આદ્યથી લઈ ભવભરના અનેક શરીરો જે ઉત્પન્ન થયેલા છે. 'હવીતવ'

એટલે જે હયાતમાં રહેલા અને ફરીથી નવીન ઉત્પન્ન થતા શરીરોએ સર્વે કૃત હોય તે કૃતથી નિજકર્તા સદા સર્વદા ન્યારા રહેલા છે. વળી દશ્ય અદશ્ય કૃતને તપાસી જોતાં અણુ રેણુંથી લઈ બ્રહ્માંડ ભરના તનુધારી ચૌદલોક સહિત આદ્યશકિત અને નિરંજન સુધી જે જેનો અવધિકાળ આવતા નાશ પામવાવાળા હોય નિજકર્તા સિવાય કોઈપણ ઉગરી શકતું નથી.

**तेही तनु चीन भिन्न भव भरमीत, देखीत अधिक विभुतकु ।**
**इश्वर आद्य अनंत अवन पर, होइ गये सब इत उतकु ।। (२८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જગતના ઉપાસકજનો ! સંસારના અલ્પજ્ઞ જીવો કરતાં અવતારી ઈશ્વરોની અધિક વિભુતિ જોઈને તેજ પરમેશ્વર છે એવું માનીને તેમનાં સ્મરણ ધ્યાનમાં વિશ્વાસ લાવી વિરામ પામ્યા છે. પરંતુ એવા ઈશ્વરો આ પૃથ્વી ઉપર જન્મ પામીને મરી મરી અનંત ચાલ્યા ગયા છતાં તેમને અત્યાર સુધી કોઈ જાણી શકયું નથી. અને તેમની તરફથી સંદેશો આવ્યો હોય તેવું જાણવા કે સાંભળવા મળ્યું નથી.

**निज कर्ता तो विमल वेश तन, मळ विनुं अमळ अजलमी ।**
**लही न जात जीनुं निगम नेतिगम, अपरंपार गत अलमी ।। (२९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત જગતથી ન્યારા રહેલા નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિનું સ્વરૂપ અતિ નિર્મળ હોય, જેમાં કોઈ જાતનો વળ, મળ કે વિકાર નથી એવા સર્વ દોષોથી રહિત અનુપમ અદ્વૈત સ્વરૂપે રહેલા છે. તે સદાના માટે અજન્મા હોવાથી પોતાના સ્વધામમાં અચળ બિરાજે છે. જેને વેદો પણ નહિ જાણી શકવાથી અપાર અપાર કહીને નેતિ પોકારી છેવટે વેદની ગમ બ્રહ્મરૂપી ઈલમમાં વિરામ પામી ગઈ છે.

**तेही ईलम नहि बक्ष करीत कीत, पुम परधान समेतु ।**
**ओरू गुण गण अवतार सहित ईत, ओरकी कुन गनेतु ।। (३०)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ વિના નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિએ પોતાનો અલૌકિક ઇલમ આદિ પુરૂષ નિરંજન અને આદ્ય શક્તિ જેવા મહાન વિભુતિવાન હોવા છતાં

તેમને પણ બક્ષિસ કર્યો નથી. ત્રણગુણના દેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમજ ત્રણ ગણ ના દેવો શેષ નાગ, મેંડક દેવ અને કુર્મદેવ જેવાને આ ઇલમની રેખમાત્ર ખબર નથી. તો પછી અવતારી ઇશ્વરોને મતપંથના આચાર્યોની તો ગણત્રી જ કોણ માત્ર છે ? એ અકળ ગતિના ઇલમને મહાન સમર્થ પરમગુરૂ વિના કોઇ જાણતું જ નથી.

**विनु दीने जेही इलम अकळ गत, जबत्ये अेक सकर्ता ।**
**नहितरतो ब्रह्मज्ञान वहीतसे, कहत सकल हम कर्ता ।। (३१)**

નિજ સર્જનહાર સકર્તા સ્વામિએ પોતાનો અનંત અકળ ગતિનો ઈલમ સર્વજ્ઞ પરમગુરૂ વિના કોઇને પણ બક્ષિસ આપ્યો નથી. નહિતર તો અકર્તા સિદ્ધાંતવાળા વહિતળ બ્રહ્મજ્ઞાનીઓ, બ્રહ્મદર્શીઓ અને વેદમતના આચાર્યો "હું કર્તા છું" અને આ જગત અમારૂં કરેલું છે. પરંતુ એક ઘાસનું તરણું બનાવવા જેટલી શક્તિ પણ તેમનામાં નથી.

**अहं ब्रह्मज्ञानी गम गतसे, मुख केहेण केहुतही ।**
**जो कर्ता इलम दीये हुत तो, हवीत आप समजुत ही ।। (३२)**

અકર્તા મતના બ્રહ્મજ્ઞાનીઓ અહં બ્રહ્માસ્મીનું અભિમાન ધારણ કરીને "હું બ્રહ્મ છું", એમ કહે છે. છતાં એક આંખના પલકારા પછી શું થશે. તેની પણ તેમને ખબર નથી. જો કરૂણેશ પતિએ યત્કિંચિત ગતિ આપી હોત તો બોલતા વિચાર કરત. પરંતુ પોતે ઇશ્વર થઇને જગતને મનાવવાથી એ અગમગતિનો લાભ લઈ શક્યા નથી.

**बाकी तो मुख वदीत आप ब्रह्म, आपना निज आपसमें ।**
**रंक सुपनमे राज हवीतसे, जाग्रत कोहु न वसमे ।। (३३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓમાં રેખ માત્ર ઐશ્વર્યતા નથી. છતાં અમે પુર્ણ ગતિના હોય સર્વ જગતમાં વ્યાપક છીએ. અમારા સિવાય બીજો કોઇ ઇશ્વર જ નથી. એમ કહે છે. તે કોના જેવું ? દ્રષ્ટાંતે જેમ કોઇ ભિખારી માણસને સ્વપ્નું આવ્યું અને સ્વપ્નામાં તે રાજા થયો. જેથી જગતભરમાં તેનો અમલ ચાલે છે. અને લાવલશ્કર સાથે તેના

શિર ઉપર ચમ્મર ઢોળાતા હોય. છડીદારો છડી પોકારે છે. તે પ્રમાણે તેની સુખ સંપત્તિનો પાર જ નથી. એવો આનંદ અનુભવે છે. એમ જોત જોતામાં સ્વપ્નાનો અંત આવ્યો અને તે જાગ્રત થયો ત્યારે રાજ સત્તાને મળેલી સાહેબીનું સુખ અદ્રશ્ય થઈ ગયું તે બબડતો કહેવા લાગ્યો કે આજે તો ભીખ માંગવાનું મોડુ થઇ ગયું. આવી બ્રહ્મજ્ઞાનીઓની દશા હોવાથી મુખના કેહેણથી સામ્રથતા જણાવે છે. પરંતુ તેમના તનમન એટલા નિર્માલ્ય હોય છે કે, તેમના શરીરમાં થતી તત્વોની ક્રિયાને પણ જાણતા નથી.

**तेही परकारन ब्रह्मज्ञानी सब, रंक सुपनवत इसु ।**
**कोटी हिसाब न हवीत कोटीपत, त्यौं न हवीत जगदीसु ।। (३४)**

ઉપર જણાવ્યા પ્રમાણે મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓની ઐશ્વર્યતા અને આનંદ, રંક સ્વપ્નામાં રાજા થયો. તેના જેવુ ગણાય. જેમ કોઇ માણસ કરોડો રૂપિયાના હિસાબની ગણતરી કરે. તેથી કરોડપતિ થઇ જતો નથી. એવી જ રીતે બ્રહ્મજ્ઞાનીઓ તેમના મુખના ઉચ્ચારથી અમો ઇશ્વર છીએ. એમ કહે છે. છતાં આ દેહ કયારે છુટી જશે અને કઇ ગતિ થશે. તે રેખમાત્ર જાણતા નથી.

**परम विशेष अंश विनु प्राप्त, ओरू नहि अधिक विभुतके ।**
**हुये न ब्रह्म कर्म वहीतलवीट, जदीप नहि इत उतके ।। (३५)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભુતિવાન, સર્વજ્ઞ પરમગુરૂને ઓળખી તેમનું શરણ ગ્રહણ કરીને લક્ષના અધિકારી થયા વિના "હું બ્રહ્મ છું" એમ કહેવાથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. તો નિજકર્તા પક્ષના તો થવાય જ કયાંથી ? કારણ કે મિથ્યા બ્રહ્મજ્ઞાની અધમ કર્મ કરીને વહીતલ થઈ ગયેલા છે. જેથી આ બાજુ કે તે બાજુના રહ્યા નથી.

**अेही विधके न्यावीक नरणीतसे, कर्ता चीन करूणेशुं ।**
**तिनके हुकम हवीत हजरतसे, अहंग लीन भव भेसु ।। (३६)**

આવી રીતે જગત જીવોના પરમ કલ્યાણ અર્થે કરૂણેશપતિએ ન્યાય સહિત સકર્તાપદનો

નિર્ણય કરાવવાના હેતુથી પોતાના પ્રથમ પાટવી પરમ વિશેષ અંશને સર્વજ્ઞગતિ અને સર્વ વિભુતિઓ આપીને આજ્ઞા કરી. ત્યારે અવિગત તત્વનો દિવ્ય દેહ ધારણ કરીને સર્વજ્ઞ પરમગુરૂ પૃથ્વી પર પધાર્યા છે.

**भेस लीये भवमें जेही कारण, सारन कहन सहेतु ।**
**नव बुधके विस्तार करन कज, जेही अजमाल रहेतु ।। (३७)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હું કોણ અને આ જગતના કર્તા કોણ", એ ભુલ પડી જવાથી કોઇ પણ જીવ નિજપતિને જાણતા નથી. તે કૈવલ કર્તાના પદને પ્રાપ્ત કરાવવા સર્વ શ્રેષ્ઠ લક્ષજ્ઞાન રૂપી સત્યસાર હેત પુર્વક જણાવવા અમારી ગુપ્ત રહેલી નવ બુદ્ધિઓના અપાર અનુભવનો પ્રકાશ પાડી જ્યાં સુધી આ ભવભરનો વિસ્તાર થયેલો છે. તેનો નિર્ણય કરાવી સકર્તા સત્ કૈવલ ધણીને ઓળખાવવાના શુદ્ધ હેતુથી દિવ્ય વિભુતિઓનો મનુષ્ય દેહ ધારણ કરી આ પૃથ્વી પર આવ્યા છીએ.

**अेकही बुध बाबजमें भवभर, वरतत हे सबकोई ।**
**अजभव विष्णु आद्य अचराचर, पुम परधान लगोइ ।। (३८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એક બુદ્ધિથી રચાયેલા જગતમાં સામાન્ય વિશેષ ભવભરના જીવો વર્તિ રહ્યા છે. ચૌદ લોકની આધે બ્રહ્મા, વિષ્ણું તેમજ આદ્ય શક્તિ અને નિરંજન સુધી શરીરોના વહેવારોને વશ પડી ક્રતનો જ વહીવટ કરી રહ્યા છે. પરંતુ નિજકર્તાની કોઇએ શોધ કરી નથી.

**व्याकरणके वेत विमळ गत, जेही अत सरल सुजानुं ।**
**पण अजकी अेक बुधकी अंदर, छंदर रचे सुजानु ।। (३९)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," બ્રહ્માજીએ એક બુદ્ધિની પ્રવિણતાથી સર્વ પ્રકારના શબ્દોની શુદ્ધ સમજ પડે એવા છંદો રચીને વેદોમાં જાહેર કરી જણાવ્યા છે. એવી જ રીતે બ્રહ્માજીની એક

બુદ્ધિનો આધાર લઈ વ્યાકરણના વેત્તા ઋષિ મુનિઓએ તેમની નિર્મળ ગતિ વડે વ્યાકરણના અર્થો જગતના જનો સરળતાથી સમજી શકે એવા હેતુથી છંદોની રચના કરી છે.

**अति अपरम अंतस जीनुं निर्मळ, मळ विनुं सुचीत सरेसु ।**
**अहो धन्य जीनकी कावनमे, कोई न करीत परवेसु ।। (४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્માજીને અહો ! ધન્યવાદ છે કે જેનાં અંતસઃકરણ મળ વિનાના અતિ નિર્મળ હોવાથી જેની પવિત્ર બુદ્ધિ વડે જે કાવ્યની રચના કરી છે તેમાં અત્યાર સુધી કોઇની બુદ્ધિ પ્રવેશી શકી નથી. અને એવા કાવ્ય છંદની રચના કોઇથી થઇ શકે પણ નહિ. જેથી જગત પક્ષે બ્રહ્માજી અપાર સુજવાળા કહી શકાય.

**ईन्द्र चंद्र जीनुं आद्य जेनंदर, ओरू काशी क्रत्रष्नु ।**
**सकटायनी ओरू पाणी पीसली, महा सुभट गत द्रष्नु ।। (४१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ઈંદ્ર, ચંદ્ર, જૈનેંદ્ર આદિ ઋષિઓ વ્યાકરણના વેત્તા મહાન સુભટ થઇ ગયા છે. તેમજ કાશી, ક્રત્રષ્ન, સકટાયની, પાણિની, પીસલી વગેરે મહાઋષિઓ વ્યાકરણના પ્રવિણ પુરૂષો જેણે શબ્દોની છણાવટ કરી કર્તાના ક્રતનું વિસ્તાર પુર્વક વર્ણન કરી બતાવ્યું છે.

**बोहोरू अमर अनुभुति आचारज, सारज सुची सुरदके ।**
**जीनकी तुल न करीत सुसम सुज, कोउ भवभरन उदरके ।। (४२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," બોહોરૂ એટલે ફરીથી જણાવું છું. કે અમર અને અનુભુતિ નામના મહાન આચાર્યો પરમ પવિત્ર વિશાળ ગતિવાળા જેની સુક્ષ્મ દ્રષ્ટિ અતિ બારીક હોવાથી જેની તુલના કે બરાબરી કરી શકે એવા ભવભરમાં બીજા કોઈ થયા નથી.

**अति निर्मळ अंतस अपरंपर, सरभर कोउ न सवेती ।**
**अणु रणिये अविगत गत जीणता, जीनके कोउ न सखेती ।। (४३)**

ઉપર વર્ણવી બતાવેલા ઋષિમુનિઓના અંતસકરણો અતિ નિર્મળ હોવાથી અપરંપાર ગતિવાળા હતા. તેમના સમાન વ્યાકરણના વેત્તા બીજા કોઇ થયા જ નથી. અણુંરેણુની આદ્ય લઈને તેમની અવિગત ગતિ રજતજમાં પ્રસરી ગયેલી હોય તેમના જેવા તે સમયમાં તે જ હતા.

**व्याकरणी अेही नव नरणीत निज, कीज हम कळीत जेहुनके ।**
**पण अजके अनुभव अविलोकीत, निगम विलोक तेहुनके ।।(४४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નવ વ્યાકરણનું વર્ણન કરનાર તેમના હિમાયતી નવ ઋષિઓનો નિર્ણય કરી બતાવ્યો છે. કે જેની જ્યાં સુધીની સુઝ બુઝ હતી. તે યથાર્થ જણાવી છે. પરંતુ બ્રહ્માજીએ પોતાના અનુભવથી જે ચાર વેદોને રચીને વેદોનું અવલોકન કરી વ્યાકરણો બનાવ્યા છે. જેથી બ્રહ્માજી કરતા વ્યાકરણના રચનાર ઋષિઓની બુદ્ધિ વિશેષ ગણાય નહિ.

**पण कोउने निजपत नरणीत कर, कीये नहि क्रत तीतु ।**
**व्याकरण वेद शास्त्र समजुतव, पुराण सहित क्रतवीतु ।। (४५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચાર વેદના વકતા બ્રહ્માજી તેમજ નવ વ્યાકરણના વેત્તા ઋષિઓ છ શાસ્ત્રના કરતા છ ઋષિઓ અને અઢાર પુરાણોના રચનાર વ્યાસ મુનીની આદ્યે નિજસકર્તા ધણીને નહિ જાણી શકવાથી તેમનો નિર્ણય કોઇ પણ કરી શકયા નથી. પરંતુ જે નિજકર્તાનું સર્જેલું જગતરૂપી ક્રત તેની જેને જેટલી સુઝ પડી તેટલું જ વર્ણન કરી જણાવી ગયા છે. તે કારણને લઇ જગત ભરના જનો આપણા સ્વજાતિય કર્તા કોણ તે જાણી શકેલા નથી.

**क्रतके वित्त विमळ करी वरणीत, परणीत प्रतिमा समेतु ।**
**ज्यौं गौके छोना मरीतव गत, चटत चाम करी हेतु ।। (४६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદશાસ્ત્ર વ્યાકરણને પુરાણોના રચિતા સર્વ ઋષિઓએ નિર્મળ બુદ્ધિથી ક્રતનું વર્ણન વિસ્તાર પુર્વક કરેલું છે. પરંતુ "અમે કોણ અને અમારા સ્વજાતિય કર્તા કોણ," એ નહિ જાણી શકવાથી અનિત્ય દેહધારી ગુણના અવતારી ઇશ્વરોને સાચા ધણી માની તેમની સાથે પરણીને તેમની પતિવ્રતાઓ થઇ પતિવ્રત ધર્મ પાળે છે. તે માનેલા પતિ મરી

ગયા છતાં તેમને પ્રગટ માનીને સેવા કરે છે. તે એવી રીતે કે, જેમ મરી ગયેલા વાછરડાને ગાય હેતપુર્વક તેને ચાટે છે. પરંતુ તેનો હેતુ પુર્ણ થતો નથી. એ દ્રષ્ટાંતના ન્યાયે રામ, કૃષ્ણ હયાત હતા ત્યારે હતા. પણ આજે તો તેમના નામની જડ પ્રતિમાઓ જીવ વિનાની તેને ચૈતન માનીને નિતનેમ પુર્વક સેવા પુજા અને તેમના નામનું સ્મરણ ધ્યાન કરે છે. તે પ્રતિમાઓ તરફથી અત્યાર સુધી કોઇ ઉપાસકને જવાબ મળ્યો હોય એવું જાણવા કે સાંભળવા મળ્યું નથી.

**एही परकारन भ्रमीत सकलकुल, भुलके भरम थपीतमें ।**

**एक बुधके बरीयनमे बकीतव, लखीतव भव उत ईतमें ।। (४७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે", એજ પ્રકારે પ્રથમથી જ આચાર્યોએ ભુલ પાડેલી હોવાથી સંસારભરના જીવો ભ્રાંતિમાં પડી ગયા છે. તે સત્ય સમજ વિના સર્વ જગતના જનો ભરમીત થઇને મરી ગયેલા ઇષ્ટોની મુર્તિઓ સ્થાપીને તેને ચૈતન માની હેત પુર્વક તનમનથી સેવા કરે છે. બ્રહ્માજીએ એક બુદ્ધિના બળથી જે ચાર વેદની રચના કરી તે વેદોનું અવલોકન કરીને આચાર્યજનો બકવાદ કરીને લખી ગયા છે કે ત્યાંથી નિર્ગુણ બ્રહ્મ સગુણ શરીર ધારણ કરીને જીવોના કલ્યાણ અર્થે અહિં પૃથ્વી પર આવેલું છે તેને આ બાજુના મનુષ્યલોક અને તે બાજુનાં દેવલોક સહિત નિર્ગુણબ્રહ્મ સગુણ શરીર ધારણ કરી શકે કે કેમ ? તેનો અત્યાર સુધી કોઇ પણ નિર્ણય કરી શકેલા નથી.

**तेहुत्ये विलग रहे विधिकेरिध, जुगधर जंत सबेही ।**

**कोटी पुरूष एकता मील गरजीत, एकको चलीत कबेही ।।(४८)**

ઉપર જણાવ્યા પ્રમાણે એવી જ રીતે બ્રહ્માજીએ રિધ એટલે કર્તાનું ઉત્પન્ન કરેલુ જે ક્રત એ ક્રત રૂપી તત્વોના શરીર ધારણ કરીને આવેલા ઇષ્ટ દેવો, તેને ભવભરના લોકો વળગી પડયા છે. તે સર્વ જનોને હું પરમગુરુ કહું છું કે, જેને નિજકર્તા માની ને તમે ઉપાસના કરો છો. તે જુઠ્ઠે જુઠ્ઠા હોય, તેમા તમારા સાચા સ્વજાતિય કર્તા કોઇ જ નથી એવુ ન્યાય સહિત હું તેમને સમજાવું છું. છતાં માનવા કોઇ તૈયાર જ નથી. જેવી રીતે એક કરોડ માણસ એક જ પ્રકારનો ઉચ્ચાર કરે છે. તેની સામે બીજો પુરુષ આવીને એમ કહે કે, તમે જે કાંઇ બોલો છો. તે જુઠ્ઠે જુઠ્ઠ છે. તે એક

માણસનું કહેલુ સાચુ હોવા છતાં તેનું માન્ય રાખીને કોઈ સ્વિકારતા નથી એજ પ્રમાણે જગતની સામે મારી પણ હકીકત બનેલી છે. એમ સર્વજ્ઞ પરમગુરુ કહે છે.

**तेसेही जुगभर जंत सकलको, अेकता मीली सकोई ।**
**जुठनके मत करीत करामल, नीजपद नरणीत न जोई ।। (४९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," તેજ પ્રમાણે જગતના સર્વે જનો એક મતે મળીને હળાહળ જુઠ્ઠ હોવા છતાં એવી યુક્તિ લગાવીને જુઠ્ઠાને સાચું મનાવી સર્વેનાં મન દ્રઢ કરાવી દીધા. અને એવા પ્રકારનું ગૌરવ ધારણ કરાવ્યું. કે આપણે કોઇની વાત સાંભળવી નહિ. એ કારણને લઇ કોઈએ નિજપદનો નિર્ણય કરી જોવાની કે જાણવાની ઇચ્છા કરી નથી.

**नीजपद सो जेही नही नीरमालीक, ब्रह्म सुसक वत सरखे ।**
**ओरु क्रतके करता नही थरहीत, अेही उभये जीनुं तरखे ।। (५०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકર્તા સત્ કૈવલનું નિજપદ સદાના માટે સચેતન, સક્રિય અને સજાણજાણ સર્વજ્ઞ ગતિવાળું છે. તે શુષ્ક બ્રહ્મના જેવું અક્રિય, અચેતન, અજાણ જડ જેવું નિર્માલ્ય નથી. બીજા કર્તાના ક્રતમાં જન્મ પામેલા તેમની સ્થાપ્ના કરીને ઇષ્ટ માનેલા તે પણ જડ, અને બ્રહ્મ પણ જડ. એ બંને સરખે સરખા હોય, તે ક્રત અને અક્રતની પાર નિજકર્તા પદ ન્યારુ આવેલું છે.

**हमतो सुर सुभट सर करनन, हरनन बादल भरकु ।**
**सुध संकल्पके विनुं सकर्ता, वरथा हनीत वितरकु ।। (५१)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ પરમગુરૂ કહે છે કે," અમે સર્વજ્ઞ ગતિના પરમ વિભુતિવાન મહા સુભટ શુરવીર હોય સર્વ સિદ્ધાંતોને સર કરી ભવભરમાં જેટલા બાદલ પંથો છે. તેને અમારા તાબે કરી જે સત્ય છે. તે સમજાવીને તેનો નિર્ણય કરાવીશ. જે શુદ્ધ સંકલ્પી સકર્તા ધણી વિના જેટલા વૃથા મત છે. તેને હણી લઇ ઉત્થાપન કરીને તેનું નિકંદન કાઢી નાખીશ.

**वितरक नीजपति विनुं प्रतिपादन, छेदन करीत सबीतु ।**

**जेही नीज धाम परम पतके विन, करीत उथाप अनीतु ।। (५२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજપતિને વિસારી દઇ વિખુટા પાડીને આચાર્યોએ જેટલા મતપંથોનું સ્થાપન કર્યું છે. તે બીજા વિજાતિય કતનાઅને અકતના સિદ્ધાંતોને છેદી નાંખી તેનો વિનાશ કરી નાખીશ. જેની ઉપાસના કરવાથી પરમ પતિનું પરમ ધામ પ્રાપ્ત ન થાય એવા અનિત્ય ઇષ્ટોનું ઉથાપન કરીને તેમનું નામ કે નિશાન રહેવા દઇશ નહિ. અને નિત્ય, સત્ય, સજાતિ સકર્તાનું પદ ઓળખાવીશ.

**अनित उथाप करतां लगीतन, हमकु दोष कबेही ।**

**ज्यौं नाणा परखीत बादलकु, जुठा कहत सबेही ।। (५३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનિત્ય પ્રપંચી પંથોનું ઉથાપન કરવામાં અમને જરાયે દોષ લાગતો નથી. જેવી રીતે જુઠ્ઠુ નાણું હોય તેની પરિક્ષા કરી બાદલું જાણીને તેને ફેંકી દેવામાં આવે છે.

**तिनके दोष कढीत नहि कोहु जन, जुठे जुठ कहंता ।**

**अेही न्यावनसे हम नहि डरहीत, भेदीत भरम अनंता ।। (५४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," તે મતપંથના આચાર્યોએ અનિત્ય ઇષ્ટોનો જુઠે જુઠો ઉપદેશ કરેલો હોવા છતાં કોઇ પણ જગતનાં જનોએ નહિ સમજી શકવાથી તેમનો દોષ કાઢયો નથી. પરંતુ જુઠા નાણાના દ્રષ્ટાંતે નિજ સકર્તા સ્વામિ વિના જેટલા બાદલા પંથો કરમભરમના મતવાળા છે. તેમના અનંત પ્રકારના કરમભરમને ભેદી નાંખીને નિજસકર્તા ધણીના ધામની પ્રાપ્તિનો કાયમપંથ સ્થાપીને નિર્ભય ધર્મધ્વજ ફરકાવીશ.

**भरम अनंत भेदीतव भवहीत, तीत निजपति परसावा ।**

**ईत आलंबीत रहे सकल को, तेही जुठन जनवावा ।। (५५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ભવભરના જીવો જે અનિત્ય અંતવાળા જુઠા પ્રપંચોનો આધાર રાખીને કલ્યાણની આશાએ અનુસરી રહ્યા છે. તે જુઠા પ્રપંચોને જેમ છે તેમ જણાવી અમારી જ્ઞાનગતિ વડે અનંત પ્રકારના ભ્રમને ભેદી નાંખી આરતવાન અંશોને સર્વોપરિ રહેલા નિજકૈવલપતિના પદને સ્પર્શ કરાવીશ.

**परख परे जो मम उचरनकी, तेही न भमे भव सेती ।**
**अनंत कोट सिद्धांतनमे सद, निज कदके हम वेती ।। (५६)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા સ્વમુખે ઉચ્ચારેલા અલૌકિક વચનોને નિરખી-પરખીને ગ્રહણ કરશે. તેને ભવના ફેરા ફરવા પડશે નહિ. કારણ કે અનંત સિદ્ધાંતોના શિર પર પરમશ્રેષ્ઠ અમારો સકર્તા સિદ્ધાંત આવેલો હોવાથી તે પરમપતિનું અવિનાશી ધામ અતિ વિશાળ વિસ્તારવાળું હોય અમારા સત્ય વચનોને અનુસરનાર તે પરમપદને પ્રાપ્ત કરી શકશે. તેમાં કોઇ પણ પ્રકારનો સંશય રાખવા જેવો નથી.

**निज कद सो निजपति पुरंजन, अंजन रहित अनादि ।**
**जीनकी हुस हवीत अविगत गत, अे सब अखिल उपादि ।। (५७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જે નિજ કદ અતિ વિશાળ જેનો અંત ન લાવી શકાય એવું કૈવલધામ. તેમાં બિરાજતા અખંડ અવિનાશી નિજ કૈવલકર્તા અનાદિના માયાના અંજન રહિત સર્વોપરી ન્યારા રહેલા છે. તે નિજપતિને અચાનક જગત રચવાની હુંસ ઉત્પન્ન થવાથી પોતાની અવિગત ઇચ્છા દ્વારા સમસ્ત જગતની આદ્યે અનેક લોકની ઉપાધિનો દ્વૈત પસારો કરેલો છે.

**अखिल उपाध सहीत सरवातित, ज्यौं वादळमे नभही ।**
**जीनके हेज थकी आभ्रण हुत, निर विद्युत ग्रज सबही ।। (५८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જેવી રીતે આકાશ અવિગત આકાર વિનાનું હોવા છતાં તેજ આકાશમાં વાદળ, વિજળી અને ગર્જના ઉત્પન્ન થઇ દ્વૈત રૂપે દેખાય છે. એ બધો દશ્ય ખેલ

આકાશની અંદર હોવા છતાં આકાશને તેની કંઇ પણ અસર થતી નથી. જેથી સર્વે ઉપાધિથી રહિત આકાશ નિર્લેપપણે નિર્મળ રહે છે. તેજ દ્રષ્ટાંતના ન્યાયે સર્જનહાર સકર્તા સ્વામિને દ્વૈત ઉમંગ ઉત્પન્ન થવાથી પોતાની અલૌકિક બ્રાહ્ય દ્રષ્ટિ દ્વારા જગતની આદ્યે અનંત લોકનું સર્જન કર્યુ છે. તેમની દ્રષ્ટિ સમસ્ત જગતમાં વ્યાપક રહેલી હોવા છતાં આકાશનાં ન્યાયે કોઇ આવરણ લાગતું જ નથી અને નિજ કૈવલ કર્તા પોતાનાં અવિગત ધામમાં ન્યારાને ન્યારા જ રહે છે.

**पण नहि हेजीत निर थकी नभ, पुनि न मलीत ऐकताई ।**
**आभ्रणके निज अंत हवीत नभ, जीनुं उपजीत से ताई ।। (५९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," પાણી અને હેજ આકાશની સ્વજાતિના નથી. પરંતુ સૂર્યની રજોગુણી દ્રષ્ટિના આવિરભાવથી ઉત્પન્ન થયેલા હોય તેનો આકાશમાં જમાવ થાય છે. જેમાંથી વાદળનું રૂપ બંધાતું હોવાથી વરસાદ, વિજળી અને ગર્જના સાથે દશ્ય ઉપાધિ દ્રષ્ટિ ગોચર થાય છે. છતાં આકાશની સાથે તેની એકતા નથી. જ્યારે વાદળનો અંત આવે ત્યારે વિલસાઇ જાય છે. તો પણ આકાશ જેમનું તેમ રહે છે.

**पण नभ तो निज निरालंबीतव, अभ्र हवीत जत ज्यौं त्ये ।**
**त्यौं करतार करत हेत कारण, अमर अभ्र गत त्यौं त्ये । (६०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેવી રીતે આકાશ નિરાલંબ એટલે કોઇના પણ આધાર વિનાનું નિરાધાર સદા સદોદિત રહેલું છે. પરંતુ સૂર્યના રજો ગુણી કિરણોથી આકાશમાં વાદળોનું સર્જન અને વિસર્જન થાય છે. છતાં આકાશ અસંગ રહે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે સકર્તા સત્ કૈવલ સ્વામિના દ્વૈત ઉમંગના શુદ્ધ સંકલ્પે તેમની બાહ્ય દ્રષ્ટિ રૂપી આકાશમાં સમસ્ત જગત ઉત્પન્ન થાય છે. અને અવધિકાળ આવતા નાશ થઇ જાય છે. છતાં નિજકર્તાની દિવ્ય દ્રષ્ટિને કંઇ આવ્રણ લાગતું નથી. અને કરૂણેશપતિ પોતે અદ્વૈત સ્વરૂપે ન્યારા ને ન્યારા જ રહે છે.

**निज नभके जेही शब्द सहीर गत, जीनुं हवीत आभ्रणही ।**
**कारण सो कारजमे मलीतव, तेहु ते ग्रजीत अप जरण ही ।। (६१)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ અવિગત આકાશમાંથી ગત આકાશ ઉત્પન્ન થયું. તે ગત આકાશમાંથી શહીર ગતિવાળો શબ્દ ઉત્પન્ન થયો. તે શબ્દની ગતિના વેગમાંથી પવનનો પ્રસવ થયેલો હોય. તે કારણ કાર્યે સંયુકત મળવાથી વાદળનો જમાવ થયો છે. તે વાદળનાં જમાવ સાથે ગર્જના કરીને વરસાદ વરસવા લાગે છે.

**निज नभके सुत शब्द सरायन, शब्द सहिर बादलही ।**
**बादलके सुत हवीत तोय तन, जीवन सचर उर दलही ।। (६२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ અવિગત આકાશનો પુત્ર વિત્તવાળો ગત શબ્દ ઉત્પન્ન થયો છે. તે સહીરવાળા શબ્દથી વાદળનું રૂપ બંધાય છે. અને તેજ વાદળનો પુત્ર પાણી હોય તે દ્વારા વરસીને પૃથ્વી ઉપર વસેલા સ્થાવર અને જંગમ સર્વને પોષણ આપી, તમામ તનુધારી જીવોના હૃદયની શાંતિ કરે છે.

**वेदंती यौं कहत आभ्रकी, सेज उपज सुन मुनसे ।**
**बोहोरू सेजमे विलीत शुन्यमे, कर्ता नहि कोउ उनसे ।। (६३)**

જેને આગળ પાછળનો કોઇ વિચાર નથી. એવા નિત્યા નિત્યની સમજ વિનાના નવિન વેદાંતિઓ કહે છે કે, મુનવત શુન્યમાંથી સહેજાસહેજ વાદળ ઉત્પન્ન થાય છે. અને સહજો સહેજ સમાય જતું હોય તેનો કોઇ કર્તા નથી.

**तेही परकारन विश्व ब्रह्मसे, हवीत सकल रज तजही ।**
**ज्यौं हीजडके सुत सम हवीतव, चवीतव निजपति तजही ।। (६४)**

તે અકર્તા મતનાં મિથ્યા બ્રહ્મં જ્ઞાનીઓ જે નવીન વેદાંતીઓ કહે છે કે, નિષ્ક્રિય નિર્ગુણ બ્રહ્મંમાંથી રજ તજની આદ્યે સઘળો સંસાર ઉત્પન્ન થયેલો છે. દ્રષ્ટાંતે જેમ કોઇ હીજડાને ઘણા પુત્રો થયા છે. એમ માનીને સજાણ જાણવાળા નિજ સકર્તાપતિને ત્યજી દીધા છે.

**निजपति सो जेही शब्द करीत सुन, शब्द सहीर आभ्रणही ।**
**विनु कर्ता क्रत बनीत न कोउ कीत, ज्यौं रब तेहुत क्रणही ।। (६५)**

નિજ કરૂણેશપતિએ અવિગત ગતિનું વિત્ત અંકુર રૂપે મહા આકાશમાં સમાવેલું હોવાથી શબ્દ ઉત્પન્ન થયેલો છે. તે શબ્દની સહીર ગતિમાંથી વાદળનું રૂપ બંધાય છે અને તે વાદળમાંથી વરસાદ વરસે છે. જેવી રીતે સૂર્યમાંથી કિરણો પ્રગટ થાય છે તેજ પ્રકારે નિજકર્તાથી કૃત બને છે.

**पण सक्रत अद्वैत अेक विन, दुतीये कीयेन कोवुं ।**
**पुम परधान कीट महुरन लग, सब अेकनसे होवुं ।। (६६)**

" નિજ સકર્તા કૈવલપતિ વિના આ કૃતનો ઉત્પન્ન કરનાર બીજો કોઈ જ નથી. ઝીણામાં ઝીણા મહુર જંતુથી લઈ પ્રકૃતિ અને પુરૂષ સુધીના સર્જનહાર એકજ સકર્તા સ્વામિ છે.

**ज्यौं भंडनके न्याय कुलालन, सकल घाट अेक सेती ।**
**छोटा मोटा आद्य परणीया, कण कोठार समेती ।। (६७)**

જેવી રીતે કુંભાર નાના મોટા પાત્રો પોતાની ધારણાથી બનાવે છે તે કણ કોઠાર અને કોડિયા ઘણા પ્રકારના વાસણોના ઘાટ બનાવનાર કુંભાર એકજ છે.

**तेही परकार पुरूष परकरती, कण कोठार समानुं ।**
**ते न करीत भव तन उत्पन्नकु, व्रथा दीन अभिमानुं ।। (६८)**

ઉપર જણાવ્યા પ્રમાણે દ્રષ્ટાંતના ન્યાયે મોટા કણ કોઠાર નાના વાસણોને બનાવી શકતા નથી. એજ પ્રકારે આદ્ય શકિત અને નિરંજન તે મોટા કોઠાર જેવા મહાન જોઈને અણ સમજુ અને અંધશ્રધ્ધાવાળા ઉપાસકોએ વૃથા ઉપમા આપીને તેજ જગતના કર્તા છે એવું મિથ્યા અભિમાન ધારણ કરાવ્યું છે.

**निज कर्ता कल अखिल उपजकी, कोउके कर नहि देइ ।**
**देव दनुज ओरू मनुष सहित तन, करीतव आप सबेइ ।। (६९)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, અનંત બ્રહ્માંડોની આદ્ય લઈ સમસ્ત જગતને ઉત્પન્ન કરવાની અકળ કળા નિજ સકર્તા પતિએ કોઈને નહીં આપતા પોતાનાજ હાથમાં રાખેલી છે. જેથી દેવ, દાનવ, અને માનવ સર્વેનાં તનુઓ સર્જનહારે પોતેજ સર્જેલા છે.

**लख चोरासी जीवनके घट, पुनि पुरूष परकरती ।**
**अेकदम कीये सकल कर्ताने, हिरणगर्भ भवभरती ।। (७०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," નિજકર્તા કૈવલે પુરૂષ પ્રકૃતિની આદ્યે સર્વ તનુઓની રચના પ્રથમ જડ ચેતન સંયુકત હિરણ્ય ગર્ભ બિજગના અંકુરોમાં કરેલી છે. ચોરાસી લાખ યોનીના ઘાટોની પોખણી હિરણ્યગર્ભ બિજગોના અંકુરમાં એકદમ ભરપુર ભરેલી હોય તે કલ્પના અંત સુધી ફરી કરવાનું કંઈ પણ બાકી રાખ્યુ નથી.

**हिरण्य गर्भ भरती तन तनसे, उपजीत अंत विहुनसे ।**
**तिनकी विगत लखावहु तुमकु, सुनीयो सकल सुमनसे ।। (७१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," કર્તા કૈવલે તન, તન પ્રત્યે હિરણ્યગર્ભની સમૃધ્ધિ વારપાર વિનાની ભરપુર ભરેલી છે. તેમાંથી અનંત ઘાટોની ઉત્પત્તિ ઉત્તરોઉત્તર થતી જ જાય છે. તેની વિગત વિસ્તારપૂર્વક જણાવું છું. જેથી હે શુધ્ધ મનવાળા શ્રોતાજનો તમે સાવધ થઈને સાંભળો.

**पुम परधान तनु लक्ष च्यौंमे, कहन जीनु अनुसारा ।**
**देव दनुज ओरु मनुष सहित इत, जीनुं हवीत विस्तारा ।। (७२)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત જગતની આદ્ય પ્રથમ ઘાટોની રચનામાં આદ્યશકિત અને નિરંજન પુરૂષને પ્રથમ ઉત્પન્ન કરેલા છે. જેથી અનેક શરીરોની તત્વ સમૃધ્ધિ પુરૂષ, પ્રકૃતિના તનુઓમાં ભરવામાં આવેલી હોવાથી એ બંનેના પરસ્પર દેહ ભાવને અનુસરી ઘાટોની ઉત્પતિનો ક્રમ ચાલુ થયેલો છે. તે દેવ, દાનવ અને માનવ સહિત ચોરાસી લાખ પ્રકારના ઘાટોથી લઈ ભવભરના અનેક શરીરોનો વિસ્તાર થયેલો છે.

**तेही परकार सकल तनसे तन, तिनकी विगत लखावुं ।**
**जेही परकार सकल भव भरमे, तीनकी गनीत गनावुं ।। (७३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," ભવભરના સર્વે તનુઓ નરનારીના સબંધથી ઉત્તરો ઉત્તર વૃધ્ધિ પામતા જ જાય છે. તેનો ખુલાસો કરીને સમજાવું છું કે તમામ શરીરો કેવી રીતે વિસ્તાર પામ્યા છે. તેની ગણતરી કરીને તમને જાણાવું છું.

**कीटीनसे कीटीनकी परजा, महुरनसे महुरनकी ।**
**तेही परकार कीट पशु पंखी, जेही जीनुं हवे पसरनकी ।। (७४)**

કીડીથી કીડી જન્મ પામે છે અને મહુર જંતુથી મહુર ઉત્પન્ન થાય છે. તેમજ પશુથી પશુ, પંખીથી પંખી અને કીટ જાતિમાંથી કીટ એવી જ રીતે જે જે યોનીના ઘાટો હોય તેમાંથી પસારો વધતો જ જાય છે.

**पण कोउसे कोउ नही उपजीतसे, स्थुल सुक्ष्म क्रत वेसु ।**
**निज नरणीतसे भासतही इत, भिन्न सकळ भव भेसु ।। (७५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," પુરૂષ પ્રકૃતિની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમજ દેવ, દાનવ અને માનવ નાનો કે મોટો કોઈ ઘાટ ઉત્પન્ન કરી શકતા નથી. જેવી રીતે કુંભારનું બનાવેલું મોટુ વાસણ નાના વાસણને બનાવી શકતુ નથી. એજ ન્યાયે જેના શરીરમાંથી જેવું શરીર ઉત્પન્ન થયેલું હોય, તે કર્તાની પોખણી પ્રમાણે જ ઉત્પન્ન થાય છે. પરંતુ નવિન કોઈ ઉત્પન્ન કરી શકતું નથી. સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે મારા નિજ અનુભવના નિર્ણયથી દિવ્ય દ્રષ્ટિએ નિહાળીને જોતા જણાય છે કે ભવભરના ભિન્ન ભિન્ન ભેખ એટલે સર્વ ઘાટો જે જે જાતિના જેમ છે તેમ હું યથાર્થ જોઈને જણાવી શકું છું.

**जेतने भर कर्ता निजकी कळ, भरीत सकल उर भरमे ।**
**तेतने भर निकसत तेही तीनसे, मरत लोक सुर परमे ।। (७६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," દેવ, દાનવ અને માનવ સહિત સ્થાવર જંગમની આદ્યે ભવભરના સર્વે શરીરોમાં નિજકર્તાએ ક્તની જેટલી કળ ભરેલી છે. તેટલાજ પ્રમાણમાં તેમાંથી તનુઓ નીકળે છે. પરંતુ કોઈપણ અંશ વધારાનું એકપણ શરીર ઉત્પન્ન કરી શકતો નથી.

**बडा वृक्षसे घास न उपजत, घासे घास सकोइ ।**
**चंदनसे अरणी नहि उपजत, विनुं सजातन होइ ।। (७७)**

જેમ મોટા વૃક્ષથી નાનું ઘાસ ઉત્પન્ન થતું નથી. પરંતુ ઘાસથી જ ઘાસ ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે ચંદન વૃક્ષમાંથી અરણી નામનું વૃક્ષ થઈ શકતું નથી. જેની જે સજાતિ હોય તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે.

**पारस बेर न उपजत चनीया, वड अंबनसे छोटा ।**
**अेही परकारन सकल वनस्पत, हवीत न छोटसे मोटा ।। (७८)**

એવી જ રીતે પારસ બોરડીમાંથી ચણી બોરડી ઉત્પન્ન થતી નથી તેમજ વડ વૃક્ષમાંથી આંબો ઉત્પન્ન થતો નથી. એજ પ્રમાણે વૃક્ષ જાતિમાં મોટા વૃક્ષથી નાનું કે નાના વૃક્ષથી મોટું ઉત્પન્ન થતું નથી.

**जळके जीव सकल जेतने भर, विविधी विजातीक सबही ।**
**कोउ कोउसे अंन नहि उपजीतसे, विना सजातन कबही ।। (७९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જળની અંદર બહુ પ્રકારના તનુધારી જળચરની જાત રહેલી છે. પરંતુ નાના મોટા તનુધારી ઘણા હોવા છતાં કોઈ કોઈને ઉત્પન્ન કરી શકતા નથી. જેની જે જાતિ હોય તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે. તેજ નિજકર્તાની અકળકળા હોય કોઈથી કળી શકાય તેમ નથી.

**हंस थकी बग बाज न उपजत, समळी न होय गरूडसे ।**
**अेही परकार हवीत खगके चर, जाते जात जरूडसे ।। (८०)**

ઉપર જણાવ્યા પ્રમાણે હંસ પક્ષીથી બગ અને બાજ નામના પક્ષી ઉત્પન્ન થતા નથી. તેમજ ગરૂડ પક્ષીથી સમડી ઉત્પન્ન થઈ શકતી નથી. પરંતુ જેની જે જાતિ હોય તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે. એજ ન્યાયે આકાશગામી સર્વે પક્ષીઓ જાતે જાતમાંથી જ ઉત્પન્ન થાય છે.

**मींघळसे अजीया नहि उपजीत जेही पशुके सरदारू ।**
**अेही परकार सकल पशु घरके, उपजीत सब परिवारू ।। (८१)**

વનચર પશુઓનો સરદાર સિંહ ગણાય છે છતાં તેનાથી બકરૂં ઉત્પન્ન થઈ શકતું નથી. પરંતુ જે જે પશુની જે જે જાતિ હોય તેમાંથી જ તેના પરિવારનો વિસ્તાર થાય છે.

**मोटा डुंगर रही परिपुरण, उपजीत नहि डुंगरीया ।**
**तेही परकार साहर सरभर रही, हवीत नहि सरोवरीया ।। (८२)**

મોટા મોટા ડુંગરોમાંથી નાની ડુંગરી એટલે નાના ડુંગર ઉત્પન્ન થતાં નથી. તેજ પ્રકારે મહાન વિશાળ સમુદ્ર હોવા છતાં તે નાના સરોવરને ઉત્પન્ન કરી શકતો નથી.

**शेष शिरोमण सब शेषनसे, अधिपत सब अधिकारा ।**
**तिनसे हवीत न पडोळ पैडवां, जाते जात सकारा ।। (८३)**

સર્વે નાગોના અધિપતિ શેષનાગ તેમની જાતિમાં સર્વશ્રેષ્ઠ હોવા છતાં બીજા નાના સર્પ આદિ પડલ અને પૈડવાને ઉત્પન્ન કરી શકતા નથી પરંતુ સર્પોમાં જેની જે જાતિ હોય તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે.

**ओरू रवी शशी परकास करीनके, अेही ब्रह्मांड भरेहु ।**
**प्रगट देख नेनन दुनियनकु, पण उडघन न करेहु ।। (८४)**

એવી જ રીતે ચંદ્રને સુર્ય અંતરિક્ષમાં રહી આખા બ્રહ્માંડભરને પ્રકાશતા હોય જંગમ જાતિના નેત્રોને પ્રકાશની પુષ્ટિ આપે છે. એવા મહાન શ્રેષ્ઠ હોવા છતાં તારાઓમાં એક પણ તારાને ઉત્પન્ન કરી શકતા નથી.

**ओरू दानव मानव देवनही, तेत्रीस करोड सहेतु ।**
**विनु परसव अजभव सतगुनसे,आपसे नहि उपजेतु ।। (८५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," દેવો, દાનવો અને મનુષ્યો પોતાની જાતિમાં જન્મ પામ્યા સિવાય કોઈ ઉત્પન્ન થઈ શકતા નથી. એવીજ રીતે તેત્રીસ કરોડ દેવોની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જન્મ પામ્યા સિવાય આપોઆપ ઉત્પન્ન થઈ શકતા નથી.

**प्रसव विना आपने आपनसे, हवीत नहि अभीशेशुं ।**
**तेही परकार पुरूष प्रकृतिनसे, ब्रह्मा विष्णु माहेसु ।। (८६)**

જન્મ લીધા સિવાય કોઈ ઉત્પન્ન થઈને દેહ ધારણ કરી શકતું નથી. કહેવાનો હેતુ એ છે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર આદ્યશકિત અને નિરંજન પુરૂષનાં સંજમથી જન્મ પામ્યા છે. તે આપોઆપ ઉત્પન્ન થયા નથી.

**चोरासी जातंन बीबनमे, भरीतव कळ करतारू ।**
**विनुं अंशनके वंश परमपर, सरजीत सब संसारू ।। (८७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કૈવલ કર્તાએ ચોરાસી લાખ જાતિના બીબાંમાં મિશ્રવત તત્વોની અંકળ કળ ભરેલી છે, તે સર્વ જાતિના બિબાંમાંથી અંશવૃત્તિની ચૈતન સત્તાના સંયોગે શરીરોનો વંશ અપરંપાર વધતો જ જાય છે. પરંતુ અંશોનો વંશ વધતો નથી. અંશ તો નિજકર્તાએ જેટલા ઉત્પન્ન કરેલા તેટલાજ રહે છે. એકપણ અંશને ઉત્પન્ન કરવાની કળ કર્તાએ કોઈને આપીજ નથી.

**जड घाटन परिपुरण हवीतसे, करही अंश परवेशा ।**
**अधिक न्युन विभुतिन परमाणीक, त्यौं भजवीत तन भेसा ।। (८८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જડ તત્વોથી રચાયેલા સર્વ દેહ પરિપૂર્ણ થઈને જનમ્યા પછી અંશ પ્રવેશ કરે છે. જે જે જાતિનો જેવો દેહ અને જેમાં જેટલી વિભુતિ ભરેલી હોય, તે પ્રમાણે તેમાં આવીને વસેલો અંશ તે તન રૂપી વેશને ભજવી બતાવે છે.

**पण कोउ कोउसे नहि उपजीतसे, जाते जात विनाइ ।**
**छोटमसे छोटा उपजीतसे, मोटमसे मोटाइ ।। (૮૯)**

ભવભરમાં અલગ અલગ ઘાટોની જાતો ઘણા પ્રકારની છે. જેની જે જાત હોય તેમાંથી જ તે જાતિનો દેહ ઉત્પન્ન થાય છે. તે નાનામાંથી નાનો અને મોટામાંથી મોટો તેજ પ્રમાણે જગતની આદ્યથી ઉત્પત્તિ ક્રમ ચાલતો આવેલો છે.

**कोइ कहेशे मिंडक मछगंधा, गौकरण म्रघ संगी।**
**व्याल्मीक घासनते उपजीत, निजगम भये उतंगी ।। (૯૦)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભુતકાળમાં થયેલા મહર્ષિઓ કેવી રીતે ઉત્પન્ન થયા. તેની જગત માન્યતા કેવી છે તે હું જણાવું છું. મેંડકમાંથી માંડવ ઋષિ, માછલીમાંથી મચ્છગંધા, હરણમાંથી એકલસંગી, ગાયના કાનમાંથી ગૌકરણ અને ડાભ નામના ઘાસમાંથી વાલ્મિક ઋષિ ઉત્પન્ન થયા છે. પરંતુ આવી રીતે ઉત્પત્તિ ક્રમ કહી બતાવનાર ખરેખર અજ્ઞાની અને જડ બુધ્ધિના હોય, તેમણે જ આવી ઉટપટાંગની વાતો મન કલ્પિત ગોઠવીને લખી ગયેલા હોવા જોઈએ. જો તેમને શરીર રચનાના પંચીકરણનું જ્ઞાન હોત તો કદાપિ આવું કહી શકત નહિ. અને જગતના લોકો પણ આ વિષયના અજાણ હોવાથી લખેલું વાંચીને માનતા આવ્યા છે. પરંતુ ખરી હકીકત શું છે ? તેનો પ્રશ્ન કોઈએ પુછયો નથી.

**अे सब भये मनुष्य बिंदुनसे, पितुकी जात सजाति ।**
**पण कवितनने ज्यौं संभावितसे, त्यौं लखीतव उत्तपाति ।। (૯૧)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," એકલસંગી વાલ્મીકી ઋષિ મનુષ્ય જાતિના હોવાથી તેમના પિતાના બિંદુથી ઉત્પન્ન થયેલા હતા જેની જે જાતિ હોય તેમાંથી જ તે ઉત્પન્ન થાય છે. છતાં કવિજનોએ પોતાની સ્વતંત્ર બુધ્ધિથી સૃષ્ટિ કર્મ વિરૂધ્ધ અસંભવિત વાતો ઉપસ્થિત કરી પુસ્તકોમાં લેખ લખીને ખોટે ખોટો ઉત્પાત મચાવી જગતના લોકોને અઘટિત વાતો દ્રઢ કરાવી દીધી છે.

**उत्तपाति सोइ अन लखीतकी, रज गज करीत थपीनके ।**

**जीजमाननकु जोस चढावन, लवीतव वहीत लाफनके ।। (९२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," પ્રાચીનકાળમાં થયેલા ઋષિમુનિઓ જે બીજી જાતિમાંથી ઉત્પન્ન થયા છે. એવું કયાંય પણ લખી ગયા નથી, છતાં કવિજનોએ અર્થ વિનાનો વ્રથા ઉત્પાત ઉભો કરી રજનું ગજ બનાવી તેમને માનવાવાળા જજમાન લોકોને તેમની તરફનો પ્રેમભાવ રૂપી જુસ્સો વધારવા વહિતલ વાતોના લાફા મારી જુઠાનું સાચુ મનાવી દીધું છે. પરંતુ તે કવિઓની કહેલી એકપણ વાત સાચી નથી.

**असत स्थापन करीत नहि डरहित, वित हरननके काजु ।**

**दान करन देखीत कहे तीनकुं, तुम नरपत सम राजु ।। (९३)**

ઉપર જણાવ્યા પ્રમાણે વિપ્રજન આચાર્યોએ હળાહળ જુઠી હકીકત હોવા છતાં તેનું સાચું મનાવી સ્થાપન કરવામાં જરાપણ ડર રાખ્યો નથી. એવું અનહુત જુઠાણુ ઉભુ ના કરે તો જગતના જનો તેમને ધનની ભેટ કોણ આપે ? આર્થિક મતલબ સાધવા વિપ્રજનો જુઠ પ્રપંચનો પ્રસાર કરતાં જ આવ્યા છે. કોઈ શ્રધ્ધાળુ માણસ વિપ્રને ત્યાં દાન આપવા આવે તો તેને બેહદ ઉપમા આપીને કહે છે કે અહો ! વાહ, તમને ધન્યવાદ છે, કે તમે તો રાજા જેવા છો.

**आपनो स्वारथ सरीत करीत जीन, तरण मेरू सम केही ।**

**पण नहि डरीत जुठ जस भाखत, राखत समन सनेही ।। (९४)**

વિપ્રજનો પોતાનો સ્વાર્થ સાધવા એક તરણાને મેરૂની ઉપમા આપી વખાણ કરે છે. તેઓ શાસ્ત્રના જાણકાર હોવા છતાં જુઠુ બોલવામાં જરાય શરમાતા નથી. તે અંધશ્રધ્ધાવાળા જજમાનોની હદ ઉપરાંત પ્રશંસા કરી તેમના મનનો સ્નેહ વિપ્રોની સાથે જળવાય રહે એવું જજમાનોની આગળ મનભાવતું બોલે છે.

**सत भासनके रस नहि जीनमे, कुल कळीके करीमाणुं ।**

**सत बोलन संशे विसरावन, असत मसत अभीराणुं ।। (९५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, બ્રાહ્મણ લોકોને સાચું બોલવામાં રસ પડતો નહી હોવાથી, આનંદ આવતો નથી. એવું સમજે છે. છતાં પોતાનું મહત્વ જજમાનો સાથે જળવાઈ રહે એવા હેતુથી મજાક ભરેલુ અસત્ય બોલીને જજમાનોનાં મન પ્રસન્ન રાખે છે. પરંતુ કોઈ મીઠા પદાર્થનું સેવન કરવાથી, શરીરનો વ્યાધિ દુર થતો નથી, તે શરીરનો રોગ મટાડવા માટે તો કડવું કરીયાતુ પિવામાં આવે ત્યારે રોગનું નિવારણ થાય છે. એવીજ રીતે સત્ય બોલવાથી, સત્ય વચનો વિચારવાથી અને સત્ય વચનોની ખોજ કરીને અમલમાં મુકવાથી સર્વ પ્રકારનાં સંશયો દૂર થઈ જતાં સત્યની ઝાંખી થાય છે. અને જે જન અસત બોલવામાં મજા માણીને વિરામ પામ્યા છે તેને વારંવાર જન્મ મરણના મહા દુ:ખો ભોગવવા પડશે.

**ज्यौं कोइ चरम चुथनके गंधु, लगत नहि तिनु कोइ ।**
**अेही परकार असत उचरनकी, समीतव गंध सकोइ ।। (९६)**

જે કોઈ અધમ બુધ્ધિનો મનુષ્ય ગંદા ચામડા ચુંથતો હોય તેને જરાયે દુર્ગંધ લાગતી નથી. એવી જ રીતે હળાહળ જુઠુ બોલનાર જે માણસ હોય તેના રોમે રોમ અને રગે રગમાં જુઠ પચી જવાથી જુઠુ બોલવામાં જરાયે તેના હૃદયમાં આંચકો આવતો નથી અને ડર પણ લાગતો નથી.

**तेही परकार असत उचरनकी, केतीक कहु कथनही ।**
**पण सरडाने शीख देवनकु, कारण कीये मथनही ।। (९७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જુઠુ બોલવાવાળા વિપ્રજનોને અસત્ય છોડાવવા માટે મેં સત્ય વચનો ઉચ્ચારી ઘણું કથન કરીને સમજાવ્યા તો પણ સમજયા નહિ. જેવી રીતે કાચીડાને શિખામણ આપવામાં આવે તે ખરૂ કે ખોટું સમજયા વિના ડોક જ હલાવ્યા કરે છે એ દ્રષ્ટાંતના ન્યાયે વિપ્ર લોકોના આત્મ કલ્યાણ અર્થે સત્યનો ઉપદેશ કરેલો હોવા છતાં તે કાંઈ કામ આવ્યો નહિ અને અમારી મહેનત નિષ્ફળ ગઈ.

**स्वारथ लीये जीवनकी आगळ, करही नोछावर ताइ ।**
**लाचारज थइ भले रहो पण, करीत अेक अन्याइ ।। (९८)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે વિપ્રજનો ! તમે તમારા સ્વાર્થના કારણને લઈ જગત જનોને વશ પડી તેમને સમર્પણ થઈ તેમના કહેવા પ્રમાણે તેમના લગ્નવિધિ, જન્મવિધિ અને મરણની ક્રિયાઓ તમારે કરવી પડે છે. અને આર્થિક ઈચ્છા પુરી કરવા માટે યજમાનો આગળ તમારે વારંવાર લાચાર થવું પડે છે. વરણ પક્ષે જોતાં તમે ઉત્તમ વિદ્વાન ગણાવો છો. છતાં જગતજનોના તાબે થઈ રહ્યા છો એ તમે મહાન અન્યાય કર્યો છે.

**जेही प्राक्रत अवतारनके तुम, भजन करत हो सबही ।**
**जीव जीवनके शरन करावत, काज न होवत कबही ।। (९९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! જે પ્રકૃતિના પુત્ર અવતારી ઈશ્વરો પ્રકૃતિને વશ પડેલા ભૌતિક દેહધારી જીવદશાવાળા છે તે કારણને લઈ "હું કોણ અને મારા કર્તા કોણ " તે રેખમાત્ર જાણતા નથી. છતાં તમે વિપ્રજનોએ જગતના જીવોને તેમના શરણમાં વળગાડીને તેમના જ નામનું ભજન કરાવ્યું છે. પરંતુ તે જીવગતિવાળા હોવાથી તમારૂ અને જગતના જીવોનું કલ્યાણ કરી શકશે નહિ.

**निगम नयेति कही जेहि प्रभुयनकी, तेही तुम दिये भुलाइ ।**
**पढीत पुराण ज्ञान करी जनवे, जीमे जीवन विलमाइ ।। (१००)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! જે પરમ પુરાતન પ્રભુ ક્ત અક્તની પાર આવેલા છે તે પ્રભુપદની વેદોએ નેતિ પોકારી ને જેમ છે તેમ કહી શકેલા નથી. એવા સર્વ અંશોના સ્વજાતિય નિજકર્તાને ભુલાવી દઈને જગતના જનોને તમે પુરાણો ભણી ભણીને પુરાણોમાં બતાવેલા અનિત્ય ઈષ્ટોની ઉપાસનામાં વિરામ પમાડયા છે.

**आगले विप्र हुते गतिवंतु, अंतुके अविलोकु ।**
**पढन पुराननकु नहि परीतव, चित चित्त वित्त वित्त सोकु ।। (१०१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! તમારા વડિલ બ્રાહ્મણો પ્રાચીનકાળના મહાન ગતિવાળા હતા. જે ગતિ દેહના જીવનરૂપ ૐકાર પ્રણવ હોય તે નિજ અંશની

ચૈતનવૃત્તિના ચિતવનથી સહિર ગતિવાળો થયેલો છે. તેમાં ચિત્તવૃત્તિઓને લીન કરી તેઓ તુરિયાના ઘરમાં અહોનિશ રહીને મુળ અજંપાનું આલોચન કરવાવાળા હતા. તેમને કોઈપણ આર્થિક ઈચ્છા ન હોવાથી પુરાણો ભણવાની કોઈ જરૂર ન હતી. કારણકે પુરાણોમાં નર્યુ કર્મકાંડ જ વર્ણવી બતાવ્યું છે. તેને અનુસરવાથી આત્મા સ્વરૂપને ઓળખવાનો અર્થ સરતો નથી. અને તમે વર્તમાન કાળના વિપ્રો ભૌતિક પદાર્થોનું ભજન કરો છો.

**तेही विस्तार विमळ गत रतधरी, सुनो सकल जन जेही ।**
**संघ्या गायत्री समदमकी, तलब न तजित कबेही ।। (१०२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હવે વિસ્તાર કરીને હે વિપ્રજનો ! તમને જણાવ્યું છે કે આદિકાળના બ્રાહ્મણો કર્મકાંડની કોઈપણ ક્રિયા કરતા ન હતા. તે આત્મલક્ષના હિમાયતી હોવાથી હંમેશા ત્રિકાળ સંધ્યા કરતા હતા. 'સમ' એટલે દેહમાં આવેલી દશે ઈન્દ્રિયોને સમ કરી અંતરમાંથી ઉઠતી આશકિતને સમાવી પોતાના મનને પ્રણવમાં સ્થિર કરતા હતા. આવી રીતે આધ્યત્મના ઘરમાં અહોનિશ રહીને ત્રિકાળ જ્ઞાનનો અધિકાર ધરાવતા હતા. વળી તે આત્મલક્ષનો નશો આઠે પહોર રહેતો હોવાથી તેની તલબ તજીને વૃત્તિને બહિર મુખ થવા દેતા ન હતા. તે બ્રહ્મલક્ષની દશાને ભોગવનાર તેમનેજ બ્રાહ્મણ કહેવામાં આવે છે.

**तेही तुमही सब तजीत भजीत अन, जन्म जोनीके जपही ।**
**तीनके फळ प्राप्त अंतनमे, ज्यौं भंडनके तपही ।। (१०३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! તમે બ્રહ્મલક્ષમાં રહેવાની રહેણી કરણી, સંયમ, નિયમ, પ્રાણાયમ આદિ સર્વ સાધનો તજી દઈને બીજા જે જન્મ પામેલા અનિત્ય દેહધારી રામકૃષ્ણ તેમને નિત્ય માની તેમના નામનું ભજન કરો છો. તેમના નામનો જપ કરવાનું જે ફળ જેવી રીતે ભાંડ ભવૈયા કોઈ તપસ્વિનો ખેલ ભજવી બતાવતા હોય, ઘડીભર ધ્યાન લગાવીને બેસે છે. તેના જેવું હોવાથી જીંદગીભરનું દરિદ્ર દુર થતું નથી. તેજ પ્રમાણે દેહધારીની ઉપાસના કરવાથી તમારું આત્મ કલ્યાણ કદાપિ થશે નહિ.

**अेही परकार सकल अनहुतके, कीये काज तुम सेती ।**

**भव भुलायनकी गत तुमकी, अंते हवीत फजेती ।। (१०४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે વિપ્રજનો ! અનહુત એટલે તમે અનિત્ય જન્મ મરણવાળા નકલી ઈશ્વરોનું ભજન કરાવી ભવભરના જીવોને, ભુલાવી નિજ કર્તાથી વિમુખ રાખ્યા છે. તે કારણને લઈ સર્વ જીવો અધોગતિ પામશે, ત્યારે તેમને પારવાર કેટલું દુઃખ ભોગવવુ પડશે? તે જીવોનો દ્રોહ તમને લાગશે. અને તે અપરાધની શિક્ષા અંતકાળે તમારે ભોગવવી પડશે. ત્યારે કેવી ફજેતી થશે તેનો જરાય તમે વિચાર કર્યો છે ખરો ?

**कोटि कोटि जीवनके प्राश्चित तुमकु लगे सबेही ।**

**निज किरतार भुलावन भवकु, लगवाअे क्रत जेही ।। (१०५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! તમે જગતના જીવોને ભુલાવી નિજકર્તાથી વિખુટા પાડીને અનિત્ય દેહધારી ઈષ્ટ દેવોની ઉપાસનામાં વળગાડી દીધા છે. જેથી કોઈ પણ જીવનો ઉધ્ધાર થશે નહિ. ત્યારે તે ચોરાશીમાં જશે અને કરોડો જન્મ લઈને જે જે પાપ કરશે તે પાપનું ફળ તમારે ભોગવવું પડશે અને તમે કર્તા સાથેનો વિયોગ કરાવ્યો તે મહાન અપરાધ કર્યો હોવાથી તમારી સહાય કોઈપણ કરશે નહિ.

**निज किरतार सबनके कारण, धारण धरीत सबनके ।**

**तेहि पति तज भजवाये गुणनकु, अंध बुज अकलके ।। (१०६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તા સ્વામિ સમસ્ત જગતરૂપી ક્રત અને અનેક અંશોને પોતાના શુધ્ધ અભિમાન વડે ધારણ કરી રાખવાવાળા છે. તે નિજપતિને ત્યજાવી દઈ ભવભરના જીવોને આડું અવળું સમજાવી ત્રિગુણનાં દેવોને ઈષ્ટ મનાવી તેમના નામનું જપ ધ્યાન કરાવ્યું છે. જેથી હે વિપ્રજન આચાર્યો તમે આત્મ દ્રષ્ટિના અંધ હોવાથી અકળ ગતિનાં આત્મ સ્વરૂપને નહિ સમજી શકવાનાં કારણને લઈ જીવમાત્રનું ભારે અહિત કર્યુ છે.

**गुण सोइ अवतारन च्यौं जुगके, मच्छ कच्छ व्याघ्र सुकरहि ।**
**ओर सकल थपीतव विपरनके, उपमा धरीत मुकरहि ।। (१०७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ગુણના જે અવતારો સતયુગમાં થયા તે મચ્છ, કચ્છ, વ્યાઘ્ર અને વરાહ એ ચાર ગણાયેલા છે. તેમના સિવાય બીજા ત્રણ યુગોમાં જે અવતારો થયા તેમની વિપ્રજનોએ સ્થાપનાઓ કરી તેજ ઈશ્વર નક્કી કરીને જગતના જનોને મનાવ્યા છે.

**तेही सकल अवतार ज्ञानसे, लखीत कीये भगवंतु ।**
**ते नहि कीये विष्णु विपु धारन, जेही वैकुंठ वसंतु ।। (१०८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," યુગ યુગમાં જેટલા અવતારો થયા છે તેને જગતના ભગવાન તરીકે વિપ્ર આચાર્યજનોએ લખી જણાવ્યા છે. પરંતુ વૈકુંઠમાં વસવાવાળા વિષ્ણુ શરીર ધારણ કરીને આ પૃથ્વી પર આવ્યા જ નથી. અને જે પુરૂષો આવ્યા તે બ્રહ્મજ્ઞાનીઓ હોવાથી તેમને ઉપમાઓ આપી વિષ્ણુ સાથે સરખાવીને વિષ્ણુજ આવે છે. એમ વિપ્રજનો વર્ણવી ગયા છે.

**गुण अवतार ज्ञानी उभयनके, कीये सकल सरभरही ।**
**निज नरणीत नहि किये हंसवत, प्रणीतव कीये अकरही ।। (१०९)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જે જે યુગમાં ગુણોના અવતાર જેટલા થયા, તે તે સમયમાં જે કોઈ જ્ઞાનીઓ હતા તે તમામને સમોવડિયા ગણીને વિપ્રજન આચાર્યો વર્ણન કરી ગયા છે. પરંતુ જે હંસ નીર અને ખીર બંનેને જુદા પાડે છે. એ ન્યાયે સત્ય નિર્ણય કર્યા વિના જ્ઞાની અને અવતારી પુરૂષોને એક સરખા જ ગણી તેજ અકળ અવિનાશી છે. એવું સમજી નમ્રતા ભાવે નમસ્કાર કરીને જગતકર્તા તરીકે મનાવી મહીમા વધારી ગયા છે.

**जब तुम भये सकल गुनेगारन, आचारज कुल भरही ।**
**नरख परख नहि कीये नवेरन, जानी सकल सरभरही ।। (११०)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે મતપંથના સર્વ આચાર્યો ! તમે નિજકર્તાના મહાન ગુનેગાર બન્યા છો. કારણકે ગુણના અવતારી ઈશ્વરોનો સંસારી જીવો જેવા વહેવારો અને

વર્તન હોવા છતાં તમે સર્જનહારની સાથે સરખાવીને નિજકર્તા મનાવી જગતના જીવોને તેમની ઉપાસનામા લગાડી દિધા છે. તમે જ્ઞાન દ્રષ્ટિએ નિરિક્ષણ કરી સત્ય અસત્યનો નિવેડો કરીને નિજકર્તાને જગતથી ન્યારા બતાવ્યા નથી. પરંતુ તમામ શરીરોમાં રમી રહેલો એક આત્મા તેને પરમાત્મા ગણી બીજા કોઈ કર્તા જ નથી એવું સમજાવીને જગતના જનોને નિજપતિથી વિમુખ રાખ્યા છે.

**तेही दोस महा दीर्घ हवीनके, भुगती नशको कलपही ।**
**ओर विशेष अंश नहि तुमही, पुनि गम गति अलपही ।। (१११)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે, " હે સિર્ગુણ મતના આચાર્યો ! તમે નિજકર્તા ધણીના મહાન મોટા ગુનેગાર થયા છો. કારણકે તમે સકર્તા સર્જનહારને ભુલાવી જગતના જીવોને અનિત્ય દેહધારી ઈશ્વરોને ભજાવ્યા છે. તે જીવો નિજકર્તાના વિયોગથી ભવોભવ ભટકશે અને જે કંઈ દુઃખ પડશે. જેથી તેમનું અંતર દુભાશે. તેથી તે સર્વ જીવોના ત્રાસની શિક્ષા આચાર્યજનોને કલ્પના અંત સુધી ભોગવવા છતાં પાપથી મુકત થઈ શકશે નહિ. તે અલ્પજ્ઞ ગતિના હોય વિશેષ અંશ નહિ હોવાથી કરેલા પાપના ગુનાઓની શિક્ષા પુરી ભોગવ્યા વિના છુટી શકશે નહિ.

**जो भुगतनकु परे हमनकु, तन भर कोउ सुखीयनके ।**
**आ भवके भर नहि भुगतनके, आगले जनम जननके ।। (११२)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે વિપ્રજન આચાર્યોને કોઈ પ્રતિવાદી એમ કહે કે નિજકર્તાના ન્યાય વિરૂધ્ધ જગતના જીવોને તમે જુઠુ સમજાવો છો તેનું પાપ તમારે ભોગવવું પડશે. ત્યારે આચાર્યજનો જવાબ આપે છે કે આ જન્મમાં સર્વ પ્રકારે સુખ ભોગવીએ છીએ. અમે જો પાપ કરતા હોય તો સુખ કેવી રીતે મળે ? તેના ઉત્તરમાં હે આચાર્યજનો ! આ જન્મમાં જે કંઈ સુખ તમને પ્રાપ્ત થયું છે તે ફળ પૂર્વજન્મના પુણ્યનું તમને મળેલું છે. અને આ જન્મમાં જે કાંઈ કરશો તે આવતા પુનર્વ જન્મમાં ભોગવવું પડશે. નિજકર્તાનો ન્યાય કોઈને છોડશે નહિ.

**जो आ भवके भव भुगतावन, तो क्यौं जीवे कसाइ ।**

**ते माटे ते सुनही भुगते, तेही विधि तुम भुगताइ ।। (११३)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે" આ ભવનાં કરેલા પાપ કર્મ આજ ભવમાં જો ભોગવવા પડતાં હોય તો કસાઈઓનાં કર્મ વારપાર વિનાના હોવાથી કસાઈ જીવી શકે નહિ. માટે હે આચાર્યો ! આ જન્મમાં તમારા કરેલા કર્મ બીજા જન્મમાં ભોગવ્યા વિના કોઈ ઉપાયે છુટી શકશો નહિ.

**आचारजके भुल भरमकी, उपमै करी केहनकी ।**

**तेही सबही परपंच पताये, अबकी कहुं रेहनकी ।। (११४)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તા ધણીને ભુલાવી સિર્ગુણ મતના આચાર્યોએ જગતના જીવોને ભરમાવીને વિજાતિ ઈષ્ટોને નિજકર્તાની ઉપમાઓ આપી પ્રપંચ કરી જીવોના મન પતાવી દીધા છે. તે હકીકત અત્યાર સુધી તમને કહી બતાવી. ચાલુ સિધ્ધાંતની ધારા બાકી મુકેલી તેની સાથે જોડી દઈને હવે તમને કહીએ છીએ.

**नवबुध आगम कही हुत जे, बाबज रही पिछोरी ।**

**तबत्ये ते अबलग ल्यौं कहीतव, द्वैज भरनकी भोरी ।। (११५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," સિદ્ધાંતના ચાલુ વિષયમાં બ્રાહ્મણોના ભોળપણની વાત સહેજા સહેજ નિકળી જવાથી જગતના જીવો માટે તેમણે જે ભુલ કરી છે તે કહી બતાવી. પરંતુ નવબુધ્ધિની હકીકત અગાઉ તમને જણાવેલી છતાં કહેવાનું જે બાકી રહેલું તેનો પ્રકાશ કરીને હવે તમને કહું છું.

**भोरी ते नीज नरणे करीत विन, केहेते केहेत कहेहु ।**

**भुल सकल आगले भर जीनकी, जीवकुं इस कहेहु ।। (११६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," પૂર્વકાળમાં થઈ ગયેલા આચાર્યોએ અનિત્ય દેહધારી જીવદશાના ઈશ્વરોની સ્થાપના કરીને તેજ સાચા પ્રભુ છે એવું જગતના જીવોને મનાવી તેમના

નામનું ભજન કરાવ્યું છે. તે વાતો કહેતા કહેતી બ્રાહ્મણોએ સાંભળીને સત્યનો નિર્ણય કર્યા સિવાય તેનો પ્રચાર જગતમાં ચાલુ રાખ્યો તેનું નામ બ્રાહ્મણોનું ભોળાપણું કહેવાય છે.

**लांच लेइ आगले नरपतकी, प्रभुतायन करी थपीये ।**
**जीव सकल जीनुं भजन करायन, काळके हाथ अरपीये ।। (११७)**

પ્રાચીનકાળના રાજાઓને આચાર્યોએ લાંચ આપીને નકલી ઈશ્વરોને આ સાચા પ્રભુ છે એમ મનાવી જુઠા પ્રપંચી પંથોની સ્થાપનાઓ કરી છે. અને સંસારના જીવોને તે નાશવંત ઈશ્વરના નામનું ભજન કરાવ્યું તે કારણને લઈ જીવો કાળના હાથમાં સોંપાયા છે.

**अबकी कहु नवबुधकी नरणीत, प्रणवीत जीनुं ज्यां लगही ।**
**नरख परख करी जोवंत्ता जीनुं, निज नेननसे जगही ।। (११८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સંત સજ્જનો ! હવે મારી નવબુધ્ધિનો નિર્ણય કરાવું છું કે જે જે બુધ્ધિ જયાં જેટલે સુધી પહોંચી શકે છે તે તમારી જ્ઞાન દ્રષ્ટિએ નીરખી અને પરખી શકશો. તો તમારા નિજ સ્વરૂપના નેત્રોથી જાગ્રત થશો અને પોતાને યથાર્થ ઓળખી શકશો.

**प्रथम बुध थीर स्थावर तनके, पंचीकरण प्रचंडु ।**
**भव उत्पन्न जबत्ये अबलग ल्यौं, कोउने कीये नकंडु ।। (११९)**

**પહેલી બુધ્ધિ :** " મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," નવબુધ્ધિઓમાં અમારી પ્રથમ બુધ્ધિના પરાક્રમનું નિરૂપણ કરીને જીજ્ઞાસુજનોને જણાવું છું કે, સ્થાવર જાતિના મોટા વૃક્ષો, વેલી, પનડી, તરણી અને જળજાતિની આદ્યે અઢાર લાખ વનસ્પતિનું પંચીકરણ ભિન્ન ભિન્ન તત્વોના વિભાગ કરીને વિસ્તાર પૂર્વક વર્ણવી બતાવ્યું છે. તે જગત રચનાની આદ્યથી અત્યાર સુધી નિર્ણય કરીને કોઈપણ કહીં શકેલા નથી.

**दुतीये बुध्ध देवन तन दवीयन, जेही जीनुं लगे विभागु ।**
**तेही तिनके तत पोखीत तिनमे, भिन्न भिन्न करीत सलागु ।। (१२०)**

**બીજી બુધ્ધિ :** " પરમ કૃપાનિધિ કહે છે કે," અમારી બીજી બુધ્ધિની અતિવિશાળતા જણાવું છુ તે તમો સાવધ થઈને સાંભળો. દેવ તનુઓની રચનામાં તત્વોના ન્યારા ન્યારા વિભાગો પોખાયેલા છે. તે તે પ્રમાણે તત્વોના વિભાગો તેત્રીસ કરોડ દેવોમાં કેવી રીતે વહેંચાયેલા છે તે તે દેવોમાં તત્વોના પ્રભાવે કરી જે જે ઐશ્વર્યતા આવેલી હોય તે પણ દર્શાવેલું છે. તેમજ દેવોના શરીરો કેવી રીતે ઉત્પન્ન થયા અને દૈવી તત્વો કેવી રીતે ગોઠવાયા છે. તેમજ આપણા કરતા દેવોમાં કયા કારણથી કયા ગણગુણનું દૈવત વિશેષ આવેલું છે. અને કયા તત્વોના કારણથી જુદા જુદા દેખાય છે. તેમ થવાનું કારણ કયા તત્વથી બન્યુ તેનો ખુલાસો પણ કરી બતાવ્યો છે. એવી રીતે તત્વો જેમાં જે પ્રમાણે રહ્યા છે તેનું નિરાકરણ બીજા પ્રકારની બુધ્ધિમાં કરી બતાવ્યું છે.

**पण अहमपद तजी जुवो जुगतसे, तो दरसे होय जमही ।**
**निगम शास्त्र पुरानन पढीया, कोउकु परीन गमही ।। (१२१)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," દેવ તનુઓની રચનાનું પંચીકરણ વર્ણવી બતાવ્યું તે જાણવાની જીજ્ઞાસાવાળા જનો પોતાનું મિથ્યા અહમપદ ત્યજી દઈને નિર્મળ બુધ્ધિએ યુકિત પૂર્વક નિહાળીને જોશે તો તેને જેમ છે તેમ દેખાશે. આ દેવતનુઓના બંધારણની ગમગતિ વેદ શાસ્ત્રો અને પુરાણોના ભણવાવાળા પંડિતો રેખમાત્ર જાણતા નથી.

**त्रतीये बुघ्ध बाबजकी बरणीत, कीट पतंग पशु पंखी ।**
**जीनमे नीगम निरुपन लायक, जेही अल्पज्ञ असंखी ।। (१२२)**

**ત્રીજી બુધ્ધિ :**" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારી ત્રીજી બુધ્ધિના વિશાળ જ્ઞાનથી પશુ, પંખી, કીટ, પતંગ આદિના તનુઓની હકિકત જેમ છે તેમ જણાવી છે. સાત લાખ પ્રકારના પશુઓનાં જે જે ઘાટોમાં તત્વોના કેટલા કેટલા ભાગ ન્યુનાધિક પોખવામાં આવ્યા છે. તેમજ એ સર્વ પશુઓમાં ગુણ, સ્વભાવ, આયુષ્યનું પ્રમાણ અને નાના મોટા જુદા જુદા દેખાવવાળા કયા તત્વોના યોગે થયા છે. તેનું નિરૂપણ કરી જણાવ્યું છે તેવીજ રીતે ચૌદ લાખ જાતિ પક્ષીની હોય, કોઈ નાના-મોટા ન્યારા ન્યારા રૂપગુણવાળા અને તેમના ખાન-પાન અને વાણી ઉચ્ચાર પણ જુદા જુદા છે. તેમજ ગુણ, સ્વભાવ દેખાવ અને તેમના આયુષ્ય પ્રમાણ

વધઘટવાળાં હોય એ કર્તાની ક્રિયાવૃત્તિએ તત્વની જુકિત અદભુત પોખેલી છે. કેટલાય પક્ષી પૃથ્વી પર અને કેટલાય અગ્નિમાં વિહાર કરે છે. તેવીજ રીતે કેટલાય પ્રકારના પક્ષી વાયુમાં અને કેટલાય આકાશમાં રહે છે. તેજ પ્રકારે કીટજાતિ પણ દશ લાખ પ્રકારની હોય તેમના દેહોની આકૃત્તિ જુદા જુદા પ્રકારની હોવાથી એક બીજાની સાથે મળતી નથી. આવી રીતે કર્તાના કરેલા તનુઓની રચના અપરંપાર હોવાથી પાર પામી શકાય તેમ નથી.

**बुध चतुरथन वैराटन तत, पोखीत महाध परमहि ।**
**जो अनुभवसे जुवो तपासीत, जानीत जीनुं मरमहि ।। (१२३)**

**ચોથી બુધ્ધિ :** " પરમ કૃપાનિધિ કહે છે કે," વિશાળ વૈરાટના સમષ્ટિ દેહની રચનામાં નિજકર્તા કૈવલે ક્રિયાવૃત્તિ દ્વારા મહાતત્વોની પોખણી કરેલી છે. તે સર્વજ્ઞ કૈવલવેતાના અપાર અનુભવનો આધાર લઈને જાણવાની ખોજ કરે તો તેની બુધ્ધિ પ્રમાણે સમજી શકાય તેમ છે.

**जुग असंख्यनके वैराटन, निजपति रचे कलेदु ।**
**जीनके पंचीकरण विवरनन, निगम लहत नहि भेदु ।। (१२४)**

નિજ કૈવલકર્તાએ વિશાળ વૈરાટની રચનાનું બંધારણ પાંચે તત્વોના નવ નવ ભાગ મેળવીને ત્રણ ગુણ અને ત્રણ ગણના જેટલા ભાગ પોખીને જતમત કરેલું છે. તે અસંખ્ય યુગો વિતિજાય છતાં હાલે, ચાલે કે ડગે નહિ એવું મહાતત્વનું વિત્ત પોખીને મહા મજબુત કરેલું છે કે જેની વેદોને પણ કિંચિત માત્ર જાણ નથી.

**अबकी बुध पंचम परी करनन, अवरन बरन अलोकी ।**
**सक्रत भाष्य ग्रंथमे जनवीत, सुक्ष्म जोवन विलोकी ।। (१२५)**

**પાંચમી બુધ્ધિ :** " ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે અમારી પાંચમી બુધ્ધિનું વર્ણન અવર્ણનિય હોવાથી તેનું વર્ણન વાણી દ્વારા થઈ શકે તેમ નથી. તે જાણવાની જીજ્ઞાસા રાખનાર સંત સજજન જનોને અમારા સ્વમુખે રચાયેલા 'સકર્તાભાષ્ય' નામના ગ્રંથમાં સુક્ષ્મ દ્રષ્ટિથી વિચાર પૂર્વક તપાસીને જોશો તો અમારી અસિમ બુધ્ધિનું અનુમાન કરી શકશો.

**असंख लोक रचनन ओर रचना, उभे करीत अेकताइ ।**
**ज्यौं ज्यौं हवे कहेणकी गम गत, त्यौं त्यौं समज पराइ ।। (१२६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," વૈરાટની આદ્યે સમસ્ત જગતની રચના કરનાર સમર્થ સર્જનહાર સકર્તા સત્કૈવલ સ્વામિ એકજ છે. આપણે સર્વ અંશો તેમના સ્વજાતિય હોય, અને તે આપણા પરમપિતા છે. જે કોઈ આરતવાન અંશ તેમને ઓળખવાની ઈચ્છા રાખનાર તેમની કરેલી આ જગતભરની રચનાને જ્ઞાન દ્રષ્ટિએ સતગુરુ દ્વારા ભાગ ત્યાગની લક્ષણાએ જોઈને અનુભવ કરે તો આ રચનાના રચનાર નિજકર્તાને યથાર્થ ઓળખી શકે. જેવી રીતે કારીગરીને જોતા કારીગરની હોંશિયારીનો ખ્યાલ આવે છે. તેજ ન્યાયે વિવેક બુધ્ધિએ સજાતિ - વિજાતિનો નિર્ણય કરે તો અસંખ્ય લોકની રચના જેવી રીતે કરેલી છે તેનું વિવેચન કરીને ઉપર કહી બતાવ્યું તે પ્રમાણે ગમગતિથી જોનારને શુધ્ધ સમજ પડે તેમ છે.

**चलीत चरन महुरनके जदवीत, तदवीत क्रता सवेतु ।**
**जालंतर अणु भाग त्रीसमे, सरलल समन सचेतु ।। (१२७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેવી રીતે નળિયાવાળા મકાનમાં સુર્ય ઉદય વખતે સુર્ય કિરણની ઝલક પડતી હોય, તેમાં દેખાતા અણુના ત્રિસમાં ભાગમાં મહુર જંતુનો હાલતો પગ તાદ્રશ્ય પણે સ્પષ્ટ હું જોઈ શકું છું. તો પછી આ જગત રચનાની કઈ વસ્તુ મારી જાણ બહાર રહી શકે ?

**अंशनके आव्रण तज अनुसुत, जनीत पणे अेकतारु ।**
**गती अनंत तंत वित सलगीत, अलगीत अकळ विचारु ।।(१२८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," કર્તા કૈવલની પરમગતિ જગત ભરના સર્વ તનુઓમાં અંદર અને બહાર વ્યાપક રહેલી છે. જે કોઈ અંશ પરમગુરૂના લક્ષ દ્વારા શરીરના આવ્રણને ત્યજી પોતાની નિજ દ્રષ્ટિ વ્યાપક ગતિ સાથે એકમેક કરે તો તેના અકળ વિચાર વડે દશ્ય-અદશ્ય પ્રગટ અને ગુપ્ત અનંત લોકની રચનાને સ્પષ્ટપણે જોઈ શકે તેમ છે.

**अकळ विचारनकी जेही गम गत, निज तन न्याय लखावुं ।**

**इन्द्रि अंतःकरण पंचतत्व, ओरू गुण गण विस्तावुं ।। (१२९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે અગમ વિચારની ગમગતિ પોતાના દશ્ય દેહથી ન્યારી રહેલી હોય તે ગતિને ચૈતન લક્ષથી લખાવું છું. તે ઈન્દ્રિયો, અંતઃકરણ, પાંચતત્વ તેમજ ગુણ, ગણથી પર રહેલી શુધ્ધ સમજ સમજાવું છું.

**अेही सब रहत सकल अंगीकृत, व्रत विलास तनसेती ।**

**हवीतव चरल अंश जीनुं वितसे, इतसे कोउन जनेती ।। (१३०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," દેહ રચનાના તત્વોનો સમુદાય પ્રણવ દ્વારા અંશ ગતિ સાથે અંગીકૃત રહેલો છે. નિજ અંશ બાહ્યવૃત્તિની એકતા રાખી દ્વૈત વિલાસ કરે છે. જે ગતિ વડે અંશ સરળતાથી તત્વોનો આનંદ ભોગવે છે. તે અગમ્ય રહેલી અકળકળાને ભવભરના વિદ્વાનો કોઈપણ જાણી શકતા નથી.

**इत सोइ अंतसकरण आद्य गुण, तीत नीज अंश अलेखी ।**

**जीनुं सतायन सकल चरल हुत, तीनु कोउ शके न पेखी ।। (१३१)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ઈતિ એટલે આ દ્રશ્ય દેખાતા દેહના તત્વો, ઈન્દ્રિયો, અંતઃકરણ,ગુણ, ગણ આદિ સર્વ તત્વોથી નિજ અંશ પર રહેલો છે. છતાં તેની ચૈતન સત્તા પ્રણવ દ્વારા વ્યાપક થઈને જડ તત્વને સક્રિય કરે છે તે અંશની ચૈતન્યગતિ સરળ સુત્રવત સર્વાંગે એકતા રૂપે મળેલી હોવાથી અંદર બહાર થતી ક્રિયાને તુરતજ જાણી શકે છે. છતાં સર્વ તત્વોનો પ્રકાશક નિજચૈતન સાક્ષિ અલેખ હોવાથી અત્યાર સુધી કોઈ તેને નિરખી અને પરખી શકયા નથી.

**अेहि परकारन कृता अकळगत, सवीतव विमळ विचारी ।**

**ज्यौं न लहत तनु देव अंश वित, त्यौं निज कृता अपारी ।।(१३२)**

" સર્વજ્ઞ પ્રભુ અંતરજામી કરૂણાસિંધુ કહે છે કે," આપણા પ્રત્યક્ષ શરીરમાં શરીરનો પ્રકાશક ચૈતન્ય અંશ હાલ હજુર રહેલો હોવા છતાં દિવ્ય તનુધારી દેવો અંશની અગમ્ય ગતિને જાણી શકતા નથી તે પ્રકારે સર્વ અંશોના સજાતિ નિજસકર્તા સ્વામિને કેમ કરી જાણી શકે ? તે નિજપતિ અપરંપાર અકળગતિવાળા હોવાથી તેમની અકળગતિમાં અનંત ચૈતન વિત્તની ઐશ્વર્યતા રહેલી છે. કોઈ પરમગુરૂનો કૃપાપાત્ર થયેલો અંશ ઉર્ધ્વ દષ્ટિએ અકળગતિની સાથે એકતા કરે તો તેને અકળ વિચારની સુજાણ જાણ દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય તેમ છે.

**अपरंपारनकी निजपति गत, अति अनंत अपरमही ।**
**परमगुरू विन परम पतिनके, कोउ न लहे मरमही ।। (१३३)**

નિજ પરમપતિની પરમગતિ અતિ અપરંપાર છે. તે અગાધ અને અનંત હોવાથી સર્વજ્ઞ પરમગુરૂ વિના તે ગતિનો મર્મ કોઈ જાણી શકતું નથી.

**मरम लहे क्यौं सबीत बुध विन, विभग बुध के वेत्ता ।**
**अेकही बुध के अनंत भाग गत, तबते सकल अचेता ।। (१३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિને પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ લક્ષનો મર્મ ભવભરના મોટા ગણાતા આચાર્યો પણ જાણી શકતા નથી. કારણકે તેમનું ઐશ્વર્યરૂપી વિત્ત ઇન્દ્રિયો દ્વારા હંમેશા ખર્ચાઈ જતું હોવાથી આચાર્યજનોની બુધ્ધિ સાબિત રહી નથી. જે તેજસ્વી બુધ્ધિ દિવ્ય દૈવતવાળી કહેવાય છે તે સર્વ તત્વોનું સહિરવિત્ત સત્વ બ્રહ્મરંદ્રમાં એકત્રિત થાય છે. કે જેનાં પ્રભાવથી અંશવૃત્તિની ગતિમાં અનુભવનો વધારો થતો હોય, અલૌકિક પ્રકારની ખોજ કરી શકે છે. પરંતુ બ્રાહ્યદ્રષ્ટિના રજોગુણી વિલાસને ભોગવવાથી તે દિવ્ય બુધ્ધિના વિભાગ પડી જાય છે. આવી રીતે વિત્ત ખર્ચાય જવાથી નિજની ખોજ કરી શકતો નથી. અને પ્રકૃતિ પદાર્થો સાથે તેની આશકિત વધતી જાય છે. જેથી જેટલા વિજાતીય પદાર્થોનું અવલોકન કરવામાં તેમજ વિચારવામાં તેનોજ અનુરાગી થાય છે. ત્યારે બુધ્ધિના અનંત વિભાગ પડી જાય છે. તેથી નિજની જાણ સિવાય સર્વ અચેતપણામાં રહી અમુલ્ય દેહને વ્રથા ગુમાવી દે છે.

**अखंड अेक अद्वैत विना बुध, सुध गम गति न परही ।**
**ज्यौं बीजग पीचाण बोहीतसे, उद्भव नहीन अचरही ।। (१३५)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જયાં સુધી પોતાની બુધ્ધિ અખંડના રાખી શકે ત્યાં સુધી અદ્વૈત નિજ સકર્તાપતિ પ્રાપ્ત થઈ શકતા નથી. એટલા જ માટે બાહ્ય દ્રષ્ટિના રજોગુણી માયાના વિલાસને તજી દઈ તન મન પર સંપુર્ણ સંયમ લાવી કોઈનો સ્પર્શના થઈ શકે તેવી રીતે પવિત્રપણે નિજલક્ષના એકાંતમાં રહ્યા વિના નિજજાણમાં જાગૃત થવાતું નથી. જેવી રીતે કોઈ વૃક્ષનું બીજ પીસી નાંખીને વાવવામાં આવે તો વૃક્ષ ઉગી શકતું નથી તેમ જાણવું.

**जीनकी नीगा महाद्य सचराचर, अंत परल लग न्यारुं ।**
**चोरासी लख तन अेकतायन, देखहुं विगत विसारुं ।। (१३६)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરની વ્યાપક દિવ્ય દ્રષ્ટિ સ્થાવર જંગમ સર્વ તનુ પર પ્રસરી વળેલી છે. જગત રચનાની આદ્યથી લઈ અંતના પ્રલયકાળ સુધીમાં દષ્ય અદશ્ય પ્રગટ અને ગુપ્ત જગતના પ્રસારાની સઘળી હકીકત તેઓ પોતે જાણે છે. તેમજ ચોરાસી લાખ પ્રકારના ઘાટો સાથે દિવ્ય દષ્ટિની એકતા રહેલી છે. વળી તેમની અલૌકિક દષ્ટિ અતિ વિશાળ હોય વિગતવાર જેમ છે તેમ સર્વને નિહાળી શકે છે.

**आपनी सुरत रोम अेकतायन, करीत सकल तन रोमे ।**
**तेहु ते लहत सबनकी करणी, कछु न रहत अभोमे ।। (१३७)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરની અલૌકિક દષ્ટિ બ્રહ્માંડ ભરમાં પ્રસરી ગયેલી હોય જગતભરનાં સર્વ તનુઓના રોમરોમને સ્પર્શીને રહેલી છે. જેથી જીવમાત્રની અંદર બહાર થતી શુભાશુભ કરણીને પરમગુરૂ પોતે જાણે છે. તેમજ કૃત અને અકૃત જયાં સુધી વિસ્તાર પામેલા છે. ત્યાં સુધી રજમાત્ર તેમની દ્રષ્ટિ બહાર નથી.

**मोही पण लहत परम पतकी अत, करूणा महेर हवीतसे ।**
**नव बुधके परताप पुनीतसे, अंश अधीक गत वितसे ।। (१३८)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા ઉપર નિજ કરૂણેશ પતિની પુર્ણ મહેર હોવાથી નિજપરમપતિની અનંત ગતિને યથાર્થ અમે જાણીએ છીએ. તેમજ પ્રથમ પરમ વિશેષ અંશ અને નવ પ્રકારની બુધ્ધિઓનું અપાર સામ્રથ એ બંને પ્રકાર ભેગા મળવાથી અમારા અથાહ અનુભવનો થાહ લાવી શકાય તેમ નથી.

**बुध पंचम लग व्रणीत विगत कर, जीनु कोउ नहिन गतिनके ।**
**अबही कहत षष्टमी बुधकी, जीमे अनुकुळ पतिनके ।। (१३९)**

**છઠ્ઠી બુધ્ધિ :**" પરમ કૃપાનિધિ કહે છે કે," પાંચ બુધ્ધિનો વિસ્તાર જે કહી બતાવ્યો જેની વિગત અત્યાર સુધી કોઈ જાણી શકયુ નથી. હવે હું છઠ્ઠી બુદ્ધિનું વર્ણન કરી જણાવું છું. જેમાં નિજકૈવલ પતિની અનુકુળતા રહેલી છે. તે સચેતન વૃત્તિવાળા ઉપાસકો હશે તેજ સમજી શકશે.

**सकल तंतकी ग्रभ जोनी गत, अजणीत अजभव लगही ।**
**ओरु सतो गुन गण सहित समेतन, जीनके पागन पगही ।। (१४०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગત ભરનાં તમામ ઘાટોની મિશ્રવત પણે ગર્ભિત ગતિ રહેલી છે. એકપણ તત્વ નિજકર્તાએ નિરાળુ રાખ્યું નથી. તે ગર્ભગતિની અવિરલ યુકિતને ગુણના દેવો બ્રહ્મા, વિષ્ણું અને મહેશ્વર જેવા પણ જાણી શકયા નથી. તેમજ ત્રણ ગણના દેવો શેષનાગ, મેડકદેવ અને કુર્મદેવ જેવા પણ અજાણ રહી ગયા છે તો પછી ભવભરના અવતારી ઈશ્વરો અને આચાર્યોની ગણત્રી કોણ માત્ર છે ?

**जेही विधि गुप्त ग्रभकी घडीतव, पडीतव गति न कुनकी ।**
**जेही रचना रचनार विहुनके, कोउ न लहे सुन मुंनकी ।। (१४१)**

" પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," તત્વોને તત્વ સાથે અંતઃકરણનો અંતઃકરણની સાથે એવીજ રીતે અવસ્થાઓનો પણ પરસ્પર સબંધ જોડીને ગુણ ગુણની સાથે ગણ ગણની સાથે ન્યુનાધિક ભાગ મેળવીને બ્રહ્માંડ સહિત ચર અને અચર સર્વ તનુઓની ગર્ભિત રચના એવી તો મહામજબુત કરેલી છે કે શિવ બ્રહ્મા જેવાની બુધ્ધિ પણ ચાલે તેમ નથી.

કદાચ કોઈ ઉમેદવાર તત્વોની ગર્ભિતગતિને જાણવાને વિચાર કરે, તો વિચારમાં ને વિચારમાં અચેત સરખો થઈ અને સુનમુન થઈ જાય, એટલાજ માટે આ ગર્ભિત ગતિની રચનાને તેના રચનાર નિજ પરમપતિજ જાણી શકે છે.

**हे करता करूणेश तमनकु, बोहोरु बुजनकी सोइ ।**
**अे भव भरके लोक सकलको, तन तजके सब कोइ ।। (१४२)**

" પરમકૃપાનિધિ કરૂણેશપતિને કહે છે કે," હે કરૂણેશ પતિ ! દેહ રચનાની ગ્રભગતિનો પ્રશ્ન આપને મેં પુછેલો તેનો ઉત્તર સત્તરમાં સિધ્ધાંતમાં આપીને ખુલાસો કરી બતાવ્યો છે. એવીજ રીતે ભવભરના જીવો શરીર છોડયા પછી કયાં જાય છે અને કેવી ગતિ થાય છે. તે પ્રશ્નનો જવાબ આપે ઓગણત્રીસમાં સિધ્ધાંતમાં ભિન્ન ભિન્ન કરી જણાવ્યો છે.

**इतसे तीत जावनकी कोगत, तीतसे इत आवनकी ।**
**अे दोनुं जाननकी अदबद, ब्रह्मादिक भव तनकी ।। (१४३)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," અહિં મૃત્યુલોકમાંથી શરીર છોડીને જીવોને ત્યાં જવાની ગમગતિ તેમજ ત્યાંથી અહિં મૃત્યુલોકમાં આવવાની જાણ અદબદ હોવાથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જેવા ચોક્કસપણે જાણી શકયા નથી.

**अेही उत इत कोइ नहीन घवाइक, तुम विन जनीतन कुनही ।**
**तेही जाननकी आप जनावन, नीहतर कोउ न जनुनही ।। (१४४)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે કરૂણેશપતિ ! અહિં મૃત્યુલોકમાંથી ત્યાં દેવલોકનો માર્ગ બતાવનાર તેમજ ત્યાંથી અહિંયા આવવાની જાણ જણાવનાર ભોમિયો આ બાજુ કે તે બાજુ કોઈ જ નથી. એટલા જ માટે હે નિજ પરમપતિ કરૂણા કરીને તે જાણ આપ જણાવો તોજ જાણી શકાય તેમ છે. નહિતર તો સર્વ અજાણ્યા જ રહ્યા છે.

**अेहि भवभर तुम रचीत आद्यसे, जबसे अब लग सोइ ।**
**महोघम मोदित सदोदीत चलीतव, आंहां वांहा जनीतन कोइ ।। (१४५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે" જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી અહિંથી દેવલોકમાં જવાની અને દેવલોકમાંથી અહિં આવવાની ગમગતિ કોઈ જાણી શકયું નથી. તે કારણને લઈ મહોધમે મહોધમ અદબદપણે ચોક્કસ ખબર વિના આજદિન સુધી ચાલતું જ આવેલું છે.

**अेक तुमही अेहि भव रचनारन, कोउ कीनुं नहि जनवीतके ।**
**आपनी करतमे आपहि माहेर, तो जनीतवको कीतके ।। (१४६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશપતિ ! આપની કરેલી ભવભરની રચનાની જાણ કોઈને પણ જણાવી નથી. તમારા કરેલા જગતરૂપી ક્રતને તમે એકલા જ જાણો છો. એ અગમ ગતિને તમારા જણાવ્યા સિવાય કોઈ કયાંય પણ કેવી રીતે જાણી શકે ?

**अेहि पुछनके जवाब बाप तुम, देहु सरल करी सबही ।**
**जीनमे अजणीत हवे न हमकु, संशे न उपजीत कबही ।। (१४७)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે પરમ પુરૂષ પરમ પિતા ! મારા પુછેલા પ્રશ્નનો ઉત્તર સર્વ પ્રકારે સરળતાથી આપશો કે જેથી કઈ પણ જાણવા જેવું બાકી રહી ન જાય અને કદાપી કોઈ પણ સંશય રહે નહિ.

**अेही परकारन कहो करूणेसर, सब विधि समज सराइ ।**
**आपनी रचीत आपकु मालुम, कोउ नहि करीत पराइ ।। (१४८)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે" હે કરૂણેશપતિ ! તમે જે પ્રકારે આ જગતની રચના કરી છે તેની તેજ પ્રકારે શુધ્ધ સરળ સમજ પડે, એવી રીતે કૃપા કરીને કહો કારણકે આપની સર્જેલી સૃષ્ટિની આપનેજ માલુમ હોય, તે ક્રતની અકળગતિ આપ જણાવો ત્યારેજ જાણી શકાય તેમ છે.

**अेही करतारनकी निज बुजगत, बुध चतुर द्वै ताइ ।**
**तेही पण लहो आप अविरल अत, ओरु कोउ जनीतन काइ ।। (१४९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે કેવલપતિ ! આપ સજાણ જાણ ગતિવાળા હોય મેં છ

બુધ્ધિઓ દ્વારા જે જે અવલોકન કર્યુ અને અનુભવમાં આવ્યું તે અવિરલ બુધ્ધિઓની અતિ વિશાળતાને જાણવાવાળા આપ એકજ છો. આપના સિવાય અલૌકિક બુધ્ધિઓને બીજા કોઈ જાણતા નથી.

**अबकी कहत सप्तमी बुधकी, सुधकी क्रता पुछनही ।**
**चतुर खाण घाटनके अंकुर, कुण ततके सजीतवही ।। (१५०)**

**સાતમી બુધ્ધિ :** " પરમ કૃપાનિધિ કહે છે કે," હે નિજ સકર્તા સ્વામિ ! હવે સાતમી બુધ્ધિની શુધ્ધ સમજ પડે એ પ્રશ્ન આપને પુછું છું તે કરૂણા કરી જવાબ આપશો. જે ચાર ખાણીના ઘાટોની રચનાના અંકુરોમાં કયા કયા તત્વો મિશ્રવત મેળવીને તેને સજાવી તૈયાર કરેલા છે તે કરૂણા કરીને કહો.

**पंच तत्वके करीत निराक्रण, जीनमे उदीत न कोइ ।**
**एतो सब अंकुर उदभवके, गति परत नहि मोइ ।। (१५१)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે કરૂણેશપતિ ! આ પાંચે તત્વોનો જ્ઞાન દ્રષ્ટિએ નિર્ણય કરીને જોતાં જણાવ્યું કે અંકુર વિના કોઈનો ઉદય થતોજ નથી. તે અંકુરને જાણવા સબંધમાં મે ઘણો જ વિચાર કર્યો છતાં મારી ગમગતિ પહોંચતી નથી.

**अंकुर सबके देख परत हे, विनुं ततसे नव दरसे ।**
**पंचभुत दरशीत विन अंकुर, लायेहु कुन अपरसे ।। (१५२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે સકર્તા સ્વામિ ! તમામ તત્વોની ઉત્પતિનું મુળકારણ અંકુર દેખાય છે તે અંકુર તત્વ વિના દ્રષ્ટિગોચર થતું નથી. એ પાંચ તત્વ સિવાય દ્રષ્યમાન થાય નહિ એવું અવિગત અંકુર આપ કયા દેશમાંથી લાવ્યા છો ? તે તમારા જણાવ્યા વિના અમો કેવી રીતે જાણી શકીએ ?

**एहि अमुज सुज विनुं संशीत, कळ न परित हम सेती ।**
**एक तुम विन पुरूष प्रकृति लग, कोउन शकत जीनु वेती ।।(१५३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશપતિ ! જે અંકુરોમાં પૂર્વે કળભરીને અતિ અદભુત યુકિત કરેલી છે. તેની ખરેખરી સુજ નહિ પડવાથી મને ઘણી અમુઝણ થાય છે તે અંકુરની અકળગતિને આદ્ય શકિત અને પુરૂષ નિરંજન સરખા પણ જાણતા નથી. તે અલૌકિક જાણ તમારા વિના અમને કોણ જણાવે તેમ છે ?

**वेती शकत क्यौं अतहि गुपतगत, विनुं संकल्प हवीतवके ।**
**ते क्यौं लहही आन्य अविरल वित, कुन गनीत भव भीतके ।। (१५४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સકર્તા સત્‌કૈવલ સ્વામિ ! આપની અતિ ગુપ્ત ગતિને અહી જગતમાં ઉત્પન્ન થયેલા દેહધારી કેવી રીતે જાણી શકે ? કારણકે જયારે આપને શુધ્ધ સંકલ્પ થયો ન હતો ત્યારે આપે અવિગત ગતિનો આશય અંતરવૃત્તિમાં રાખેલો હતો એ અવિરલ ગતિના ભરપુર ભરચક અંકુરના અલૌકિક મર્મને આ ભવભરના સામાન્ય કે વિશેષ અંશો જાણી શકતા નથી તે જાણવા સબંધમાં તેમની ગણત્રી કોણ માત્ર છે ?

**अेहि करिया विना आन्य करत तुम, करीत नहि भव भरमे ।**
**जीनते हवीत पसार सकलको, रचना सजीत सभरमे ।। (१५५)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે અવિગત પરમપતિ ! એ અવિરલગતિના અંકુરને રચતાં પહેલાં ભવભરની ઉત્પત્તિનું કોઈપણ કૃત કર્યુ ન હતું. પરંતુ પ્રથમ આપે અનંતગતિવાળું સભરાભર અંકુર રચીને જગતભરનાં સર્જનનું કૃત અદશ્યપણે સજાવીને અંકુરમાંજ ભર્યુ હતું. જયારે શુધ્ધ સંકલ્પ કર્યો ત્યારે આપે અંકુરમાંથી સમસ્ત જગતનો પસારો વિસ્તારપૂર્વક કર્યો છે.

**आपनी इच्छ विना जेही हवीतव, पण उपजीत आपनसे ।**
**अेहि चोज विनुं चीत चितवनकी, जपीत न कोउ जापनसे ।। (१५६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સર્વાતીત કરૂણેશપતિ ! આપની ઈચ્છા વિના અચાનક સહેજા-સહેજ અવિગત ઉપજણ ઉપજી છે. છતાં તે ઉપજણ આપનાથી થયેલી છે.

પરંતુ કોઈ પ્રકારના ચિંતવન કે વિચાર વિના ઉપજણ ઉપજેલી હોવાથી, જેમાં અનંત ઐશ્વર્યતાનો આશય સમાયેલો છે. તે ઉપજણ પ્રણવ, અક્ષર કે અંતઃકરણ સિવાયની હોય, તેનું નામ કોઈ પ્રકારે સંબોધી શકાતું નથી. તો પછી એ અનામી ઉપજણ નામ વિનાની હોવાથી કયા નામથી જાપ જપી શકાય.

**नेती नेती च्यौं नीगम पोकारत, तेही पण आगम जानीतकी ।**

**आतो नेतीन पर परनेती तत, लहीन सकत कोउ जीतकी ।। (१५७)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે નિજ સકર્તા સ્વામિ ! જે આપની પરમ ગતિ સર્વવ્યાપક હોય જેની વેદોએ નેતી પોકારી છે. તે અગમ, અપાર, અથાહ અને અનંત છે. એમ કહેવા છતાં નિજપદને નક્કી કરી શકયા નથી. તો પછી એ અલૌકિક મર્મની જાણ પર નેતીની પાર આપથી થયેલી અતિ અવિગત અકળ ગતિની ઉપજણને અત્યાર સુધી કોઈપણ જાણી શકયું નથી.

**अबकी कहत अष्टमी अजणीत, मजणीत माहाद्य मरमकी ।**

**अति अचंत बुधकी बाबज, पुछन कर्ता परमकी ।। (१५८)**

**આઠમી બુધ્ધિ :** " પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, પરમ વિભુતિવાન, મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હવે મારી આઠમી અગમ્ય બુધ્ધિનું વર્ણન કરી જણાવું છું કે જેને અત્યાર સુધી કોઈપણ જાણી શકયું નથી તે સુજાણજાણવાળી મહાદ્ય અગાધ બુધ્ધિને હું જ જાણવાવાળો હોવાથી, તે અસીમ બુધ્ધિને ચિત્તના ચિંતવનથી જાણી શકાય તેમ નથી. જેમાં અનંત લોકનો મર્મ સમાયેલો હોય, તે સર્વ હકીકતને યથાર્થ હું જાણું છું. તે અલૌકિક બુધ્ધિના અનુભવથી સકર્તા પરમપતિને યોગ્ય પ્રશ્ન પુછી શકું છું.

**अहो आद्य तुम परम परमेश्वर, समळो सकल सृष्टही ।**

**के सरजो तुम सुध संकल्प से, के कछु करीकरष्टही ।। (१५९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે સર્જનહાર સ્વામિ ! આપ આદ્યે પરમ પરમેશ્વર હોવાથી

સમસ્ત સૃષ્ટિનું સર્જન કેવી રીતે કરો છો ? જે આપના શુધ્ધ સંકલ્પથી સર્જો છો કે પછી કોઈ પ્રકારનો શ્રમ કરીને સર્જન કરો છો ? તે કરૂણા કરીને જણાવશો.

**फेरी समरीत तुम फना करतहो, पीछे रहो अेकलही ।**
**अहा लगही मोइ प्रश्न करीतके, क्रता समीप होय जनही ।। (१६०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સકર્તા સર્જનહાર સ્વામિ ! આપના શુધ્ધ સંકલ્પ દ્વારા ફરી સૃષ્ટિનું સર્જન કરો છો અને સંકલ્પનો વેગ સમાય ત્યારે લય કરી નાંખો છો. ત્યાં સુધી આપની પાસે હંમેશા હું સન્મુખ રહું છું. જેથી આપને પ્રશ્ન પુછવાની બુધ્ધિની સુજાણ જાણ મને હરદમ રહે છે.

**फना करन पीछे स्वहाण करनकु, क्यौं नही रहो बेकलही ।**
**चित चितवनकी पाण जुरीनके, करीतव सुरती समनही ।। (१६१)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હે કરૂણેશપતિ ! આ સૃષ્ટિનો અંતકાળ આવે ત્યારે તેનો વિનાશ કર્યા પછી આપના સહેવાસમાં બીજા કોઈને સાથે કેમ રાખતા નથી ? મારી ચૈતનવૃત્તિના ચિતવનરૂપી હાથ જોડી સુરતાને ચૈતનચિદ સ્વરૂપમાં સમ કરી આપના સન્મુખ થઈને પ્રશ્ન પુછું છું.

**अेतने लग मोइ बुधकी बाबज, साबज हवीत सवेती ।**
**पण करतार बक्षकी बरजीत, मोइ शीर बोज घरेती ।। (१६२)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, મહાન સમર્થ પરમગુરૂ કહે છે કે," હે સકર્તા સ્વામિ ! જગતના આદીઅંતથી લઈ સર્વે અંશો સહિત આપના કૈવલધામ સુધીની હકિકત મારી સાબિત રહેલી બુધ્ધિની સુજાણજાણ વડે સર્વે કાંઈ હું જાણુ છું. જેથી આપે મને અગાધગતિની બુધ્ધિઓ બક્ષીને કૈવલલક્ષનો સંદેશો સર્વ અંશોને કહીને જણાવવાની જવાબદારીનો બોજ મારા શીર પર ધારણ કરાવ્યો છે.

**जो करतार बक्ष विन हुमकु, हवेन गति अगमकी ।**

**ज्याहां अजके अनुभव नही लागीत, पुनहि पहोंच निगमकी ।। (१६३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તાપતિએ તેમના અલૌકિક ધામને જાણવાની અગમગતિની ગમ અમને બક્ષીસ કરી છે. જેથી અમે નિજકર્તાની અકળ રહેલી અનંતગતિને જાણીએ છીએ. જયાં બ્રહ્માજીના અનુભવનો લાગ લાગતો નહિ હોવાથી, ત્યાં વેદોની ગમ પણ પહોંચી શકતી નથી.

**जीनकी गति चराचर व्यापक, निगम सेती अज सहीतुं ।**

**अेकही बुधकी गम विस्तारन, उपर छली गत लहीतुं ।। (१६४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્માજીની ગતિ સ્થાવર અને જંગમમાં વ્યાપક હોવાથી, ભવભરની રચનાની આદ્યે પ્રકૃતિ અને પુરૂષ સુધીની હકીકત જાણે છે. વેદોની ગમ અને બ્રહ્માજી સહિત તેમને એક બુધ્ધિની બાહ્ય સુજ હોય જે કંઈ અનુભવ થયો તે ઉપલક દ્રષ્ટિનો છે. પરંતુ સ્વસુજની અકળગતિ તેમણે જાણી નથી.

**जो गत उपर छली नव होयतो, पतकी क्यौं कहे नेति ।**

**कोटी अनंत लोक तन कळीतव, निजपद शके न वेति ।। (१६५)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," બ્રહ્માજીને ઉપલક દ્રષ્ટિનો અનુભવ ના હોય, તો નિજ સકર્તાપતિની નેતિ શા માટે પોકારે ? બાહ્ય દ્રષ્ટિના અનુભવથી અનંત લોકના ઘાટોની રચનાને જાણી વેદોમાં વર્ણન કરી જણાવ્યું છે. પરંતુ ક્રત અક્રતની પાર આવેલા કરૂણેશ કૈવલપતિને રેખમાત્ર જાણી શકયા નથી.

**तेही माटे अल्पज्ञ सकलको, निज पतिपद पेखनके ।**

**नाम रूप गुण द्रष्ट पदारथ, यांहां ल्यौं जेही देखनके ।। (१६६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરમાં સિર્ગુણ નિર્ગુણના ઉપદેશક સર્વ આચાર્યો અને અવતારી ઈશ્વરોની આદ્યે લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સહિત નિજ પરમપતિને

નિરખી પરખી ઓળખવા સંબંધમાં સર્વ અજાણ રહી ગયા છે. તે અલ્પજ્ઞ હોવાથી, નામ રૂપ, ગુણનો જયાં સુધી વિસ્તાર થયેલો છે. તે જોઈને જે કંઈ જણાવ્યું તે સર્વ કૃતનું જ જ્ઞાન છે.

**एही अष्ट बुधकी जेही बरीया, करीया करीत समेती ।**
**एतने भर बुजन हमकी बुध, उतर कर्ता पखेती ।। (१६७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારી બુધ્ધિના અતિ બળવાન અનુભવની કરીયા એટલે દશ્ય અદશ્ય , પ્રગટ અને ગુપ્ત સર્વે કંઈ જાણવાની સુજાણજાણ જેટલે સુધી પહોંચે છે તે કહી બતાવું છું. ભવભરની આદ્યે સર્વ અંશો સહિત નિજકર્તાના અગમ્યપદ સુધી વિસ્તાર કરીને સર્વ પ્રકારની જાણ જણાવી દીધી છે. તેનો જવાબ કરૂણેશપતિએ આપેલો છે. તે આ ચાલુ ગ્રંથના ૨૯ અને ૩૦માં સિધ્ધાંતમાં જોઈ લેવો.

**ओरु मोइ बुजन गत अंतर रही, करीतव कर्ता सजानुं ।**
**जदीप सकल अनुभव उचरनके, धरीत न हम अभिमानुं ।। (१६८)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," કરૂણેશપતિએ મારા અંતર હંગમાં રહીને મહા અનુભવની અલૌકિક જ્ઞાનગતિ પ્રેરીને મને સજાણ જાણવાળો કર્યો છે. જેથી હું સર્વપ્રકારના અનુભવ સહિત અદ્‌ભુત વાણીનો ઉચ્ચાર કરું છું તેનું હું અભિમાન ધારણ કરતો નથી.

**क्यौं करी धरु मान हम इतसे, उचरीत कर्ता प्रेरकसे ।**
**अंश सहीत अनुसुत उन हुनसे, उबरीत कुन तरकसे ।। (१६९)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," દિવ્ય દેહ પક્ષે ઈત એટલે હું અહીયાં રહેલો હોવાથી કોઈ પ્રકારનું માન અભિમાન ધારણ કરી શકતો નથી. કારણકે નિજ સ્વરૂપની દ્રષ્ટિએ સકર્તા સ્વામિની અખંડ એકતામાં રહેલો હોય, તેમની પ્રેરણાથી અલૌકિક અનુભવ વાણીનો ઉચ્ચાર કરૂં છું. જેથી નિજકર્તા સિવાય બીજો કોઈ વિચાર ઉગરી શકતો નથી.

**अब जेतनी अजणीत हम चवीतव, हवीतव कर्ता सवीतके ।**
**ओर जनीत जुग जाहर सहीतम, लहीतव जेही उत इतके ।। (१७०)**

" પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," નિજકર્તાની બાહ્યવૃત્તિમાંથી અને અંતર વૃત્તિમાંથી સજાતિ અંશો અને વિજાતિક્રત તેમના શુધ્ધ સંકલ્પ દ્વારા ઉપજાવીને વિસ્તાર કર્યો છે. જેનાથી જગત ભરના લોકો અજાણ હતા તે જાણનો પ્રકાશ કરીને આ લોકમાં અને પરલોકમાં જાહેર પોકાર કરીને મેં જણાવ્યું છે.

**बुध्धि सप्त द्वे सहीत सवेतन, प्राकृत भाष भनेती ।**
**व्याकरण उलजी सुलजावत, जबते अर्थ जनेती ।। (१७१)**

**નવમી બુધ્ધિ :** " ભગવાન કરૂણાસાગર કહે છે કે," હું નવ બુધ્ધિ સહિતનો સંપૂર્ણ વેત્તા હોવાથી મારી જાણ બહાર કંઈજ નથી. મારી નવમી બુધ્ધિના જ્ઞાનથી સર્વ લોકની ભાષાને હું યથાર્થ જાણું છું. વળી પશુ, પક્ષીની આદ્ય લઈ અનેક તનુધારી જીવોની વાણીના ઉચ્ચારને હું સરળતાથી સમજી શકું છું. તેમજ વ્યાકરણ ભાષામાં ઉલટા શબ્દોને પ્રાકૃત ભાષામાં સુલટાવીને સુગમતાથી સમજી શકાય એવા હેતુ સહિત મારી નવમી બુધ્ધિના જ્ઞાનથી જગતજનોના હિતાર્થે અઘરી ભાષાઓના અર્થ પ્રાકૃતમાં સમજી શકાય. એટલા માટે જ સુગમ કરી જણાવ્યા છે.

**अधिक बेर उचरनकी परीतव, हवीतव समज सवेती ।**
**पण प्राकृत अेक बेर वदीतसे, सब विधि कुबेर जनेती ।। (१७२)**

સંસ્કૃત અને વ્યાકરણની ભાષાનાં અર્થ કરીને સમજાવવામાં ઘણીજવાર લાગે છે. છતાં સરળતાથી સમજી શકાતું નથી. પ્રાકૃત ભાષા તો એકજ વાર ઉચ્ચાર કરવાથી સુગમપણે અર્થ સમજી શકાય છે. અને ફરી બોલવાની જરૂર પડતી નથી. એટલાજ માટે " સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હું સર્વ ભાષાનો જાણકાર હોવા છતાં જગતજનોના હિતાર્થે પ્રાકૃત ભાષામાં જ્ઞાનનો ઉચ્ચાર કર્યો છે.

**ઈતિ શ્રી મહા અંશ પરમ નવ બુધ્ધિ નિર્ણય, નામ**

**સપ્તચત્વારિંસતમ સિધ્ધાંત નિર્ણય સમાપ્ત.**

# સિદ્ધાંત-૪૮

## અથશ્રી સંસ્કૃત પ્રાકૃત લક્ષનિર્ણય ખાનપાન સહિત અષ્ટ ચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાનિધિ ઉવાચ

**जबते प्राक्कृत भासनकी भल, सुर्लभ समज परनकी ।**
**कोटी जीवनकी प्राक्कृतसे क्रत, चलीतव काज करनकी ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," પ્રાકૃત ભાષાની વાણી અતિ ઉત્તમ હોવાથી, સમજવા અને સમજાવવામાં ઘણી સુગમ પડે છે. જેથી કરોડો મનુષ્યોના જીવન વ્યવહાર પ્રાકૃત ભાષામાં જ ચાલે છે. એવી રીતે કે બોલવું બોલાવવું, આદર સત્કાર તેમજ લેવુદેવું વગેરે પ્રાકૃત ભાષાની વાણી દ્વારા જ વિધવિધ પ્રકારના કાર્ય કરે છે.

**बरन अढार वाकसे वदीतव, प्राक्कृतसे परवीनही ।**
**अेक विना अेही वहीवट सबके, हवीत सकल भिन्नभिन्नही ।।(२)**

અઢારે વર્ણના મનુષ્યો પ્રાકૃત ભાષા બોલવામાં પ્રવિણ છે. એક સંસ્કૃત અને વ્યાકરણ સિવાય સર્વ મનુષ્યો ઘણા પ્રકારના વહેવાર અને વહિવટ પ્રાકૃત વાણીથી જ કરે છે.

**विप्रनमे कोइ कोइ पढीतवकु, कुचीत कुचीत व्याक्रणही ।**
**ओर सकल प्राक्कृतसे सदीतव, वदीतवकु स्त्रव व्रणही ।। (३)**

વિપ્રજનોની વર્ણમાં કોઈ કોઈ બ્રાહ્મણો સંસ્કૃત અને વ્યાકરણ ભણેલા હોય છે. તેમની જ વર્ણના બીજા સર્વ વિપ્રો પ્રાકૃત વાણી બોલે છે. તે સિવાયની સર્વ જ્ઞાતિના લોકો પ્રાકૃત ભાષાની વાણીમાં વિધ વિધ પ્રકારનો વહેવાર કરે છે.

**ओर सकल प्राक्कृत परसीधसे, विप्र सकल विचरंते ।**
**व्याक्रण पढीतव तेही प्राक्कृतकु, हलण चलण उचरंते ।। (४)**

મનુષ્ય જાતિના સર્વ વર્ણમાં પ્રાકૃત ભાષા પ્રસિધ્ધ છે. જેથી બહું પ્રકારના કાર્ય વ્યવહારોમાં પ્રાકૃત વાણી જ બોલે છે. શુભાશુભ કાર્ય અર્થે જયાં જયાં વિપ્રજનો ફરે છે. ત્યાં પ્રાકૃત વાણીનો જ ઉચ્ચાર કરવો પડે છે. એવી જ રીતે જયારે વ્યાકરણ બોલવાનો પ્રસંગ આવે, ત્યારે લોકોને સમજાવવા પ્રાકૃતનો જ ઉપયોગ કરવો પડે છે. વળી પ્રાકૃત વિના શુધ્ધ અર્થ સમજાતો નથી. તેમજ હરતા ફરતા ઉઠતાં બેસતાં પ્રાકૃત જ કામ આવે છે.

**निज व्याकरण वहीवट वेदनके, धरी रखीत पोथीनमे ।**
**पण प्राकृत तो निशदीन लवीतव, पोथी अर्थ कोउ दिनमे ।। (५)**

વેદોના વ્યાકરણનો વહીવટ વિપ્રજનોની પોથીઓમાંજ રાખવામાં આવ્યો છે. કોઈ કોઈ સમય પ્રસંગે વ્યાકરણનો ઉપયોગ કરતા હોય છે. પરંતુ પ્રાકૃત ભાષા રાત દિવસ સર્વ મનુષ્યોને હરઘડીએ પળેપળ ઉચ્ચારના ઉપયોગમાં લેવાય છે. એવીજ રીતે બીજી કોઈ ભાષા બોલવામાં સુગમ પડતી નથી.

**माटे प्राकृत सचर चराचर, जाती भेद भिनभिनही ।**
**बहु परकार भास भवभरहीत विविधी तंत जेही जीनही ।। (६)**

હે વિપ્રજનો એટલાજ માટે પ્રાકૃત ભાષા જુદા જુદા પ્રકારે સ્થાવર અને જંગમના સર્વ શરીરો જયારથી ઉત્પન્ન થયા હોય, ત્યારથી જ કુદરતી રચના પ્રમાણે નિજકર્તાએ પ્રાકૃતભાષા બક્ષિસ કરેલી છે. તે ભવભરના અનેક ઘાટોમાં જેની જેવી જાતિ હોય, તે પ્રમાણે પ્રાકૃત ભાષાની વાણીમાં કુદરતી નિયમ અનુસાર ઉચ્ચાર કરે છે.

**पुनी व्याकरण तो वाद करनकु, पढीत पढीत सनमुखही ।**
**रस्व दीर्धकी वगवीत व्रणीतव, प्रणीतव पद टुक टुकही ।। (७)**

હે પંડિતો ફરીથી કહું છું કે, વ્યાકરણ ભાષા ભણી ભણીને સન્મુખ થઈ પ્રતિવાદી સાથે વાદવિવાદ કરવામાં આવે છે. અને વ્યાકરણના વાકય બોલવામાં રસ્વ દીર્ધનો અન્વય કરી સ્વર અને અક્ષરના ટુકડા કરવા પડે છે. કોઈ અક્ષર દોષ ના આવે તે માટે ઘણું ધ્યાન રાખી બોલવું

પડે છે. અને વ્યાકરણ બોલવાવાળાને સ્વભાવિક અભિમાન રહે છે. જેથી શબ્દના છેવટ આશયમાં તેમની દષ્ટિનું નિશાન લાગી શકતું નથી.

**ओरू प्राकृत अन्न जल समके हीत, जेही जीवन कुल तनके ।**
**जीनुं जेही आहार करत जीन जीनके, तेही जीवन तेहीयनके ।।(८)**

જેવી રીતે વિશ્વભરના સર્વ શરીરોનું જીવન એક પ્રણવ જ છે. એજ ન્યાયે જે જે યોનિમાં જે શરીરો ઉત્પન્ન થયા હોય, તે પ્રમાણે તેનું ખાનપાન હોય છે. અને મનુષ્ય જાતિનું ખાનપાન અન્ન જળ છે. તેના સિવાય કોઈને પણ ચાલતું નથી. તેજ પ્રકારે પ્રાકૃત વાણીનો વ્યવહાર જે જેની જાતિમાં કુદરતી નિયમ પ્રમાણે ચાલતો જ આવ્યો છે.

**व्याक्रण तो वित्त निज नाणावत, हीरालाल रतनही ।**
**खानपान मे अर्थ नआवत, राख न करी जतनही ।। (९)**

દ્રષ્ટાંતે જેમ શ્રીમંતો પાસે હિરા માણેક અને મોતી વગેરે ઝવેરાત હોવા છતાં એ ખાવા પીવાના કામ લાગતા નથી. પરંતુ તેને જતમત પણે સાચવી રાખે છે. એવી જ રીતે વ્યાકરણ ભાષા હિરા માણેક અને મોતી જેવી છે. જેથી હંમેશા વ્યવહારીક શબ્દોના ઉપયોગમાં આવતી નથી. તેને હિરા મોતીની જેમ જાળવી રાખે છે. જયારે કોઈ વ્યાકરણના વેત્તા આવી મળે ત્યારે તે કામ લાગે છે.

**जेतने जतन रहत वित्तके वित्त, मनुष्य जात चलणीतके ।**
**ओर अनंत जात जीवनकु, अरथ न आवत तीतके ।। (१०)**

જતન કરીને રાખી મુકેલું હિરા માણેક અને મોતીઓનું જે વિત્ત તે મનુષ્ય, મનુષ્યમાં તેના ચલણનો વહેવાર ચાલે છે. પરંતુ પશુ, પક્ષી આદી ઘણી જાતિના તનુધારી જીવોના જીવન વ્યવહારના અર્થમાં આવતું નથી. એવીજ રીતે વ્યાકરણ વાણીનો વહીવટ મનુષ્યોમાં ચાલતો હોય, મનુષ્યો જ તેને સમજી શકે છે. પરંતુ તે વ્યાકરણ વાણી મનુષ્ય સિવાય બીજી અનંત જાતિના ઉપયોગમાં આવતી નથી.

**जीव सकल जेतने मम बंधव, निज पतिपद पाखीनके ।**
**तदपी ताय सबयनकी हकीकत, तेही तीनुं कहीत राखीनके ।। (११)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજપતિ પક્ષે સર્વ તનુધારી જીવો મારા બંધુઓજ છે. એટલાજ માટે બંધુત્વ પણાનો ભાવ રાખીને પ્રાકૃત ભાષાની હકીકત સર્વને કહી જણાવી છે. તે પ્રાકૃત ભાષા તમામ શરીરોના જન્મથી જ નિજકર્તાએ બક્ષિસ કરી છે જેથી તેને શીખવા માટે ભણવાની જરૂર પડતી નથી.

**जेही जीनके निरवाह हवीनके, तेही तीनुं सकल सवेती ।**
**वेतीनसे वहीवट मालम कर, रज तज तंत सबेती ।। (१२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે જે તનુધારી સર્વ જીવોનો નિર્વાહ જેના આધારે ચાલતો હોય, તે તેને સારી રીતે જાણે છે. જેમ મનુષ્ય જાતિના શરીરોનો નિર્વાહ અન્ન જળનો છે. તેજ પ્રમાણે જે જે યોનીની જાતિ હોય, તેના દેહ નિર્વાહ માટે ખાનપાન તેજ પ્રકારના હોવાથી તેનું જ્ઞાન સર્વને હોય છે. તેજ જ્ઞાનથી નિર્વાહ કરતા હોવાથી, રજતજની આદ્યથી સર્વ તનુધારી જીવો જ્ઞાન વડે જ વહીવટ કરે છે.

**हम तो चकवे ज्ञान करनके, पख नहि नर जातिनके ।**
**मोइ अनुभव अविगत गतिकेकर, भवतरू पात पातीनके ।। (१३)**

" મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," એકલા મનુષ્ય જાતિનો પક્ષ કર્યા સિવાય અમારા કૈવલ જ્ઞાનને ચકવે કરવા માટે સર્વે જાતિના જીવો સરળ સમજી શકે એવા હેતુથી હું પ્રાકૃત વાણીનો ઉચ્ચાર કરીને જણાવું છું. આ ભવરૂપી એક મહાન વિશાળ વૃક્ષ હોય, મારા અવિગત અનુભવ વડે તેના પાને પાનનું વર્ણન કરીને ઓળખાવું છું. જેવી રીતે સ્થાવર જાતિના વૃક્ષનું જીવન પાણી અને પૃથ્વી છે એવી જ રીતે વૈરાટરૂપી મહાન વૃક્ષનું જીવન કયું ? અને કોણ પોષણ આપે છે ? તેનો વિચાર કરીને અત્યાર સુધી કોઈએ જોયું નથી. તે વૈરાટની અંદર અનંત લોકનો વસવાટ થયેલો હોવાથી, એકજ પોષણથી સર્વ તનુઓ જીવે છે. તે સાચી હકીકત સમજાવવા અમે પ્રાકૃત વાણીમાં અનંત વચનોનો ઉચ્ચાર કર્યો છે.

**देव दनुज ओरू मनुज सहितके, खानपान जेही जीनके ।**
**अेक अेकसे भिन्न भिन्न नरणीत कर, कहत लगीत तेही तिनके ।।(१४)**

" મહાન સમર્થ, સર્વજ્ઞ પરમ ગુરૂદેવ કહે છે કે," દેવ, દાનવ અને મનુષ્યની આદ્યે જુદા જુદા પ્રકારનું જેનું જેવું ખાનપાન છે. તેને સહેલાઈથી સમજી શકો એ માટે તેનો ભિન્ન ભિન્ન નિર્ણય કરીને કહું છું.

**मनुष्य जात पुनि पशु पंखीनके, खानपान जाहरके ।**
**ओरू अपके मच्छ, कच्छ, मगरादिक, जंतु सत साहरके ।। (१५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," મનુષ્ય જાતિ અને પશુપંખીનું ખાનપાન જાહેર હોવાથી સર્વ જગતના લોકો જાણે છે. તેમજ મચ્છ, કચ્છ, મગર વગેરે જળચર તનુધારીનું ખાનપાન સાત સમુદ્રની અંદરથીજ મળે છે.

**देव सकलकी खान वासना, परणव पान करनकु ।**
**तबते देव दीर्घ आरबलके, अल्पीत नहि मरनकु ।। (१६)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," સર્વે દેવોનો આહાર વાસના એટલે સુગંધી છે. અને તે પ્રણવનું પાન કરે છે એ કારણને લઈ દીર્ઘ આયુષ્ય ભોગવતા હોય, મનુષ્યની જેમ અલ્પ સમયમાં મરણ પામતા નથી.

**अबके कहुं पंच महाभुतके, तत जीनुं जमीत वैराटु ।**
**अवनि तेज अप पुनीत पवन नभ, जतमत हवीत सकाटुं ।। (१७)**

" પરમ વિશેષ, પરમ કૃપાનિધિ કહે છે કે," હવે પાંચ મહા તત્વથી અતિ વિશાળ વૈરાટનું બંધારણ એટલે જમાવ કરીને તે પાંચ મહાતત્વો અકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી હોય, તેના ભાગ ન્યુનાધિક ઉલટસુલટ મેળવીને નિજકર્તાએ ક્રિયાવૃત્તિ દ્વારા જતમત કરીને અનંત કરોડ યુગો વિતિ જાય તો પણ ડગે નહિ એવું મહા મજબુત જમાવ કરી વૈરાટને સ્થિર રાખ્યું છે.

**सकाठ सोइद्रढता धरके तन, अचळ अडोल अमीरू ।**

**नित्य परले ओरू निमितकाळ अज, जमीतत जाय शरीरु ।। (१८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકાઠ એટલે વૈરાટ પુરૂષનો વિશાળ દેહ અચળ દ્રઢતા પૂર્વક અમીર રૂપે હોવાથી અસંખ્ય કાળ વિતિ જાય ત્યાં સુધી અડોલ પણે સ્થિર રહે છે. જ્યારે બ્રહ્માજીનો દિવસ અસ્ત થાય અને રાત પડે ત્યારે પૃથ્વી તત્વોના સર્વે સ્થુલ શરીરોનો નિત્ય કાળ આવી રહેતો હોય, નાશ પામે છે.

**अेही विधि पंचतत्व परलाइत, पंचदेवके संगी ।**

**रज तम सात्विक ईश अव्याक्रत, भवभर भंग उमंगी ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેવી રીતે બ્રહ્માજીનો દિવસ પુરો થતા સર્વે જીવોના સ્થુલ શરીરોનો અંત આવી જાય છે. તેજ ગણતરી મુજબ બ્રહ્માજીના ત્રીસ દિવસ અને બાર માસનું એક વર્ષ એજ પ્રમાણે સો વર્ષનું આયુષ્ય પુરૂ થાય ત્યારે બ્રહ્માજી અને પૃથ્વી એક સાથે જ લય પામી જાય છે તેજ ન્યાયે પૃથ્વી તત્વના બ્રહ્મા, જળ તત્વના દેહધારી વિષ્ણુ, અગ્નિ તત્વના શિવજી, પવન તત્વની મહામાયા અવ્યાકત શક્તિ અને આકાશ તત્વના નિરંજન એ પાંચે તત્વોના અને પાંચે તત્વોના દેવોનો પ્રલયકાળ આવતા ખપી જતા હોવાથી, ભવભરનો વ્યક્ત અને અવ્યક્ત ઉમંગ નાશ પામે છે.

**तेही महाततके खानपानकी, सुनीयो कहत अबेही ।**

**निज नभसे जेही उपज भइनके, पसरन करीत सबेही ।। (२०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જે પાંચ મહાતત્વો અવિગત આકાશમાંથી અનુક્રમ પ્રમાણે ઉત્પન્ન થયેલા હોય. તેમનું ખાનપાન કયું છે તે હવે કહી બતાવું છું. જેમ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી ઉત્પન્ન થઇ, સંયુકત મળીને, વિસ્તાર પામ્યા છે.

**तेही उपजावत कर्ता आद्य निज, शुन्य सनेह धरीनके ।**

**अेक अेकसे अन अन उपजावत, करीत न करत फरीनके ।। (२१)**

"પરમ શ્રેષ્ઠ મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરૂદેવ કહે છે કે," મહા અવિગત આકાશમાં નિજસકર્તા સ્વામિએ સનેહ ધારણ કરીને શુદ્ધ અહંમેવ ભરી હિરણ્ય ગર્ભિત તત્વ સામગ્રી ઉત્પન્ન કરી છે. તેમાંથી એક પછી એક એમ અન્યોઅન્ય અનંત ઘાટો ઉત્પન્ન થતાં જ જાય છે. તે તત્વો રૂપી ઘાટોનું ક્રત ફરીથી કરવાનું નિજકર્તાએ બાકી રાખ્યું નથી.

**प्रथम आद्य शुन्यके सुत करीतव, निजकर्ता संकल्पसे ।**
**गुण ईन्द्रि अंतसकरण विनके, सरजीत सहेज सलपसे ।। (२२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ ઇન્દ્રિયો, અંતઃકરણ કે ગુણ ગણ સિવાય શુદ્ધ સંકલ્પ દ્વારા ભાવ ભરીને અવિગત મહા આકાશમાંથી ગત આકાશ તેના પુત્ર તરીકે ઉત્પન્ન કર્યુ છે. તે ગત આકાશમાં ભવ ભરની રચનાના અદૃશ્ય તત્વો હિરણ્યગર્ભ રૂપે સમાયેલા હતા. તેને દૃશ્ય રૂપમાં લાવી નિજકર્તાએ સહેજ સલપમાં ખલકનું સર્જન કર્યુ છે.

**तेही शुन्य के सुतननके तनकु, हवीत खान अहंकारू ।**
**करत पान सवरके संकटण, हवीतन शब्द पसारू ।। (२३)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ વિભુતિવાન, ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહા અવિગત આકાશનો પુત્ર ગત આકાશ હોય, તે ગત આકાશનો આહાર અહંકાર છે. અને અવ્યકત રહેલો સ્વર તે તેનું પાન છે. એ ખાનપાનનાં પોષણથી ગત આકાશે જે ટહંકાર કર્યો, તે શબ્દ બ્રહ્માંડભરની આદ્ય લઇ જ્યાં સુધી જગત વિસ્તાર પામેલું છે. ત્યાં સુધી ઘટોઘટમાં વાસ કરીને એ શબ્દ રમી રહ્યો છે.

**शब्दनके सुत भये मारूत तन, जीनुं खान परकरती ।**
**पान पसार करन अविकासन, जबते हवीत सफुरती । (२४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," ઉપર જણાવેલા શબ્દનો પુત્ર મહા પવન હોય, તેનો આહાર પ્રકૃતિ છે. અને અવકાશમાં તેનો વ્યાપક પસારો થઇને રહેલો છે. તે પસારારૂપી પાન કરીને પવન મહાન બળવાન બનવાથી અપાર વેગની તેનામાં સ્ફુર્તિ આવેલી છે.

**तेही सफुरनसे भये तेज तन, खांनही दार चीकटही ।**
**जीनके पान करन अमी सोशन, हवीत विकास विकटही ।। (२५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવેલા મહા બળવાન પવનની સ્ફુરણાથી અગ્નિ ઉત્પન્ન થયેલો હોય, તમામ પ્રકારના કાષ્ટો અને તમામ પ્રકારની ચિકાસ તેનો ખોરાક છે. એવી જ રીતે સર્વ પ્રકારનાં હેજ અમીનું શોષણ કરવું તે તેનું પાન છે. તે પ્રમાણે ખાનપાનના પોષણથી શુન્ય વિકાસમાં મહા વિકરાળ પ્રકાશ ઉત્પન્ન થયો છે.

**अगनीन के सुत भये तोय तन, जीनके खान तपतही ।**
**पान करन करतवी पवनके, जेहो वैसुन छपीतही ।। (२६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જળની ઉત્પત્તિ અગ્નિમાંથી થયેલી હોય, તે જળ અગ્નિનો આહાર કરે છે. અને પાણીમાં મળીને રહેલો ક્રિયાવાળો પવન તેનું જળતત્વ પાન કરે છે. તે કારણને લઇ પાણી વૃદ્ધિ પામતુ જ રહે છે. વળી પવનમાં પ્રકૃતિ વ્યાપક થઇને રહેલી હોવાથી, તે પવન મહાન બળવાન થયેલો છે જેથી અવળા સવળી તેમજ ઉલટ સુલટ વહન કરીને તે શુન્યમાં છુપાઇ પણ જાય છે.

**छपीत छपीत उद्दभव हवीतवके, सरलपणे अनुसुतही ।**
**लपन छपन पुनी प्रगट हवीनके, सोक्रतवन मारूतही ।। (२७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," શુન્યમાં રહેલો પવન કોઇ સમયે પ્રગટ થઇને સરળપણે શુન્યની એકતા રાખીને વહેવા લાગે છે. અને કેટલીક વાર છુપાય પણ જાય છે. એવી પવનમાં અદ્રશ્ય ગતિ રહેલી હોય તે પવનને અત્યાર સુધી કોઇ નહી જાણી શકવાથી તેનો પાર પામી શકયા નથી. તે પવન લપ્પન છપ્પનીયો હોય, કોઇ સમયે જોરથી સપાટો મારે છે. તો કોઇ વખત મધુરો મધુરો ચાલે છે. તે પવન સુક્ષ્મગતિ રૂપે વખતોવખત ન્યારો ને ન્યારો જ રહે છે. તેને ઘણી ઝીણી દ્રષ્ટિથી જોનારાઓ પવનની ગુપ્ત ક્રિયાને હજી સુધી કોઇ જાણી શકયા નથી. એવું અદભુત પ્રાક્રમ પવનમાં રહેલું છે.

**अेही अपके जेही खानपानके, कहीत सकल समजाई ।**

**निज उपजण तेज तपीतवके, हवीतव हेज जनाई ।। (२८)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, જળ તત્ત્વના જે ખાનપાન હતા તે સર્વ પ્રકારે તમને કહી સમજાવ્યા. પરંતુ જ્યારે સકર્તા સત્ કૈવલ સ્વામિને અંતર ઉપજણ ઉપજી ત્યારે જે તાપ થયેલો તેમાંથી હેજ ઉત્પન્ન થયું. તે હેજ એટલે હેત, અંતરનો ઉમળકો, ભેજ, ભિનાશ, કલેદ તેમજ અમી વગેરે આ બધા અર્થો હેજના થાય છે. તે સમસ્ત જગતની ઉત્પત્તિનું મુળ કારણ અંકુર છે.

**जीनते हवीत अवन अनुकरमीत, परमीत करीत पसारा ।**

**अगणीत जंत तंत विनु तनके, जीनके रहत आधारा ।। (२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપરની ચોપાઇમાં જે ઉપજણનું હેજ જણાવવામાં આવ્યું તે હેજના જમાવમાંથી અનુક્રમે અતિ ઉત્તમ અવ્યક્ત દિવ્ય પૃથ્વીનો પસારો થયો છે. જે નુર ભુમિકાના નામથી સંબોધાતી, હોય તે કર્તાની અંતરવૃત્તિના અગણિત અંશો તત્વ તનુ સિવાયના નિજ સ્વરૂપે તે ભુમિકામાં વસાવ્યા છે.

**जीनके खान सकल मळ भक्षीत, स्थिर जंगमके जेता ।**

**विन चैतनके सकल चराचर, जेही तन हवीत अचेता ।। (३०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," પૃથ્વી સદાકાળ સ્થિર રહીને જંગમ જાતિના મળનો આહાર કરે છે. તેમજ સ્થાવર જાતિ ચૈતના સિવાયની અચેત હોય, તેના પણ મળનું પૃથ્વી ભક્ષણ કરીને તૃપ્ત થાય છે.

**पान करन सब जुगके जाहर, जेही जमी जल सोसवके,**

**जीनते उपजीत अखिल औषधि, जीवन सकल कुल भवके ।। (३१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," પૃથ્વી જળનું પાન કરે છે. તે જાહેર જગતના લોકો જાણે છે.

તે પૃથ્વી પાણીનું શોષણ કરીને અઢાર લાખ સ્થાવર જાતિની અન્ન ઔષધિને ઉત્પન્ન કરે છે. તેજ પાણી સ્થાવર અને જંગમ સર્વ જીવોના ઘાટોનું જીવન છે.

**औषधि तेही पण वनस्पतिमे, जीनके खान अवनही ।**
**पान कहीअे तरूके अप खींचत, उर्ध्व हवीत पवनही ।** **(३२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઔષધિ એટલે સર્વ વનસ્પતિ (વૃક્ષ જાતિ) પાણીનું પાન કરે છે. વૃક્ષોમાં રહેલો પ્રણવ પાણીનું શોષણ કરીને ઉર્ધ્વગતિએ ડાળ પાંખડીઓમાં પહોંચાડે છે.

**अर्धगतिसे जमी जड जुडत, जत मत बरख रखनके ।**
**खानपान जीनु करीत निराक्रण, तरूतन तरण त्रखनके ।।** **(३३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરૂદેવ કહે છે કે," વૃક્ષમાં રહેલો પ્રણવ પૃથ્વીના અધોમાર્ગે વૃક્ષોના મુળ દ્વારા પૃથ્વીમાં પ્રવેશ કરાવી તેની સાથે જોડીને તૃણની આદ્ય લઇ સર્વ વૃક્ષોને જતમત રાખે છે. આવી રીતે વૃક્ષ, વેલી, તરણની આદ્યે તેના ખાનપાનનો નિર્ણય કરી જણાવ્યો છે.

**पंचतत्व वैराटनके वित्त, खानपान कही तमही ।**
**जेही जीनकु लगीतव तेही तीनके, विगतव करीत सगमही ।। (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પંચ મહા ભુતો વડે વૈરાટના દેહની રચના કરી છે. તે પાંચ તત્વોના ખાનપાન વિત્તરૂપે જે હતા તે કહી બતાવ્યા. તે વૈરાટના પાંચે તત્વોની ખાનપાન કરવાની ગમ અગમ્ય હોવા છતાં સુગમ કરીને સહેલાઇથી સમજી શકાય એવી રીતે નિરૂપણ કરીને જીજ્ઞાસુજનોને જણાવ્યું છે.

**ओर सकल अल्पज्ञ तंतके, अगणीत आद्य महुरके ।**
**जीनके खान लगीत तेही तीनके, जंहां जीनुं उपज जेहुनके ।। (३५)**

હવે જેટલા અલ્પ તનુધારી ઘણા સુક્ષ્મ મહુર જંતુઓ છે. તેની આદ્ય લઇને અનેક સુક્ષ્મ ઘાટવાળા જંતુઓ જેમાંથી જે ઉત્પન્ન થયા હોય, તેમાં જ તેનો ખોરાક નિર્માણ થયેલો છે.

**केतेकक्‍ु तो पान पवनके, अपके नहि अरथही ।**
**ओर न केतेक पान निरके, पीवत देख परतही ।। (३६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આકાશમાં વસવાવાળા કેટલાય પક્ષીઓ પવનનું પાન કરીને રહે છે. તેને પાણીની જરૂર પડતી જ નથી. અને કેટલાક પક્ષીઓ પૃથ્વી ઉપર રહેવાવાળા પાણીનું પાન કરતા હોય, તે નજરે જોવામાં આવે છે.

**एही परकारन खान सकलके, पान सहित कही तमही ।**
**सुक्ष्मद्रष्ट से करीत विलोकन, जीनुं परत एही गमही ।। (३७)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," તેજ પ્રકારે સર્વેના ખાનપાનની ગમગતિ જે હતી. તે તમને કહી બતાવી. તેનું સુક્ષ્મ દ્રષ્ટિથી નિરીક્ષણ કરીને જોશો તો જેની જેવી હકીકત હશે તેજ પ્રમાણે સુગમ પણે સહેલાઇથી સમજી શકાશે.

**एतने भर सबयनकु आवत, खान पानके अरथु ।**
**जेही प्राक्रतके सम कहीतवके, जीनु जनाये समरथु ।। (३८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે જેનું જે ખાનપાન હતું તે સરળતાથી સર્વ જનો સમજી શકે એવા હેતુથી અમે કહી બતાવ્યું છે. એટલા જ માટે અર્થ સહિત જાણી શકે અને કોઇ પ્રકારનો સંશય ના રહે એ કારણને લઇ અમે સમર્થ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી, પ્રાકૃત ભાષામાં વર્ણન કરી જણાવ્યું છે.

**अबके कहुं तनके, ततकी गत, ईन्द्रि अंतसकरणुं ।**
**जेही जीन जीनके खान पानकी, तेही तेहुनके बरणुं ।। (३९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે તનમાં રહેલા તત્વો, ઇન્દ્રિઓ અને અંતસકરણ જેનું જે ખાનપાન છે. તેનું તેજ પ્રકારે વર્ણન કરીને જણાવું છું. તે તમે સચેતન થઇને સાંભળો.

**ओरु गुण गण जेही प्रकृति पुरुषके, आतम परमातमही ।**
**एतने भर नीज तन देवनकी, तत्व सहीत कहुं गमही ।। (४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ દેહમાં આવેલા ત્રણ ગુણ, ત્રણ ગણ, પ્રકૃતિ, પુરૂષ, આત્મા અને પરમાત્મા આટલા મુખ્ય દેવો દરેક દેહમાં રહેલા છે. હવે તે દેવો સહિત તત્વોની ગમગતિ નીચે પ્રમાણે વર્ણન કરીને જણાવું છું.

**प्रथम नेनके खानपानकी, सुनो सकल चीत लाई ।**
**देखन खान पान विषये रत, जेही वस्तु तीनुं ताई ।। (૪૧)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નેત્રના જે ખાનપાન છે. તેનું નિરૂપણ કરી સર્વને જણાવું છું. તે ચીત્ત ધરીને સાંભળો. જે નેત્રથી જોવું તે તેનો ખોરાક હોય, જે કોઇ વસ્તુ જોવા ઉપર પ્રિતિ બંધાય અને જે આનંદ થાય તે તેનું પાન છે.

**करननके जीनुं खान शब्दके, पान अर्थ अवीलानुं ।**
**व्याक्रण भास सहित प्राकृतके, जेही जीनुं ज्ञान निद्यानुं ।। (૪૨)**

"સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," હવે શ્રવણ ઇંદ્રિય દ્વારે શબ્દ સાંભળવો તે તેનો ખોરાક હોય, શબ્દના અર્થનું અવલોકન કરવું તે તેનું પાન છે. વ્યાક્રણ કે પ્રાક્રત સાંભળીને જેના અંતસકરણમાં જેટલું જ્ઞાન હોય, તે પ્રમાણે અર્થ સમજીને નિશ્ચય કરે છે

**कहत पाणके खान पानकी, जेही वस्तु पकरनके ।**
**तीनके पान प्रेम उपजीतके, वस्त वस्त जकरनके ।। (૪૩)**

હવે હાથ વડે કોઇ પણ પદાર્થને પકડવો તે તેનો ખોરાક છે. અને પદાર્થ પકડતા તેની સાથે પ્રેમ કરીને પકડી રાખે તે તેનું પાન છે.

**ओरु चरननके खान गवनके, पान चलन विषीयनके ।**
**तुचा ईन्द्रि भक्षण सप्रसके, पान परस विषीयनके ।। (૪૪)**

ચરણ એટલે પગે કરીને ગવન કરવું. તે તેનો ખોરાક હોય, ચાલવાનો જે હેતુ તે તેનુ પાન છે. ત્વચાનો ખોરાક સ્પર્શ છે. અને સ્પર્શ થતાં જે આનંદ થાય તે તેનું પાન છે.

**गुदा भक्ष उलटी मळ विसरन, पान खुलास प्रसनही ।**

**अल्प अल्प मल इंन्द्रि ओरनके, ईनके अधीक जरनही ।। (४५)**

ગુદાનું ભક્ષણ ઉલટક્રિયા એટલે મળ વિસર્જન કરવું તે તેનો ખોરાક છે. અને અપાન વાયુનો ખુલાસો થવો તે એનું પાન છે. એકંદરે દરેક ઇંદ્રિયોમાં સુક્ષમપણે મળનો પ્રસવ થયા જ કરે છે.

**मुखके खान करन जेही अनके, पान स्वाद सुरकैके ।**

**रसनाके रस खान सोसनके, पान रसन परखैके ।। (४६)**

મુખ દ્વારનો ખોરાક અન્ન છે. અને સ્વાદ એનું પાન છે. રસના એટલે જીહવાનો ખોરાક રસનું શોષણ કરવું તે છે. અને રસની પરીક્ષા કરવી તે તેનું પાન છે.

**उपस्त इंन्द्रिके खान विषयके, पान करन आनंदु ।**

**अेही वहीवट विषयायन नरके, जेही रहत भवफंदु ।। (४७)**

ઉપસ્થ ઇંદ્રિનો ખોરાક વિષય છે. અને વિષયનું સેવન કરતા આનંદ થાય તે તેનું પાન છે. આ વહીવટ વિષયી નરનારીનો હોય, જેથી ભવના ફંદમાં ફસાઇ રહે છે.

**विसिये रहत खान उपसनके, पान खुलास हवीनके ।**

**अेही तनके द्वारन देवनकी, विविधी जनाय चवीनके ।। (४८)**

જ્ઞાનીઓ વિષયથી મુક્ત રહે તે તેનો ખોરાક છે. અને ખુલાસો એટલે ફરીથી મનમાં કામ વિષયની ઇચ્છા થાય નહી. તે તેનું પાન છે. આ દેહમાં જેટલા ઇંદ્રિયોના દ્વાર આવેલા છે. ત્યાં જુદા જુદા દેવ રહેલા હોય, તેમના ખાનપાનની રીત યથાર્થ જાણીને સર્વને જણાવ્યું છે.

**मन अंतसके खान कल्पना, पान करन विकल्पही ।**

**बुधके खान घाट घडननके, पान करन अविलवही ।। (४९)**

મન અંતઃકરણનો ખોરાક સંકલ્પ કરવો તે છે. અને વિકલ્પ કરી નાંખવો તે તેનું પાન છે. બુદ્ધિનો ખોરાક કાંઇ પણ કાર્ય કરવાનો ઘાટ ઘડવો તે છે. અને તેનું અવલોકન કરવું તે તેનું પાન છે.

**अहंकारन के खान तोलके, पान धरन अभीमानुं ।**
**चीतके खान करत चीतवनके, पान करन जीनज्ञानु ।। (५०)**

અહંકારનો ખોરાક તોલ કરવો તે છે. અને અભિમાન ધારણ કરવું તે એનું પાન છે. ચિત્તનો ખોરાક ચિત્તવન કરવું તે છે અને જ્ઞાન મેળવવું તે એનું પાન છે.

**रजो गुणके जेही खान मोहके, पान विषय उतपनके ।**
**सतो गुनके जेही खान स्वांतके, पान स्वांति समवनके ।। (५१)**

રજોગુણનો ખોરાક મોહ છે. અને વિષય ઉત્પન્ન થાય એ તેનું પાન છે. સતોગુણનો ખોરાક શાંતિ છે અને શાંતિમાં સમાય જવું એ તેનું પાન છે.

**तमके खान तमो उतपनके, पान तमो स्वांतनही ।**
**त्रिगुण देवके खानपानकी, कही सकल जो तनही ।। (५२)**

તમોગુણનો ખોરાક તામસ પણું ઉત્પન્ન થવું તે છે અને તામસ પણાને શાંત પમાડી દેવું તે તેનું પાન છે. એ પ્રમાણે શરીરમાં રહેલા ત્રણ ગુણના જે દેવો છે. તેમના ખાનપાનની હકીકત સર્વે જગતના જનોને જણાવી દીધી છે.

**शक्ति नके जेही खान सतावित, पान करत परमीतके ।**
**पुरुषनके तन ज्योत सरूपके, ब्रह्म रंध्र सीर हीतके ।। (५३)**

શક્તિનો ખોરાક સત્તારૂપી વિતનો છે. અને શ્રેષ્ઠ પદવી ધારણ કરવી તે તેનું પાન છે. નિરંજન પુરૂષનું શરીર જ્યોતિ સ્વરૂપ હોય મસ્તકમાં આવેલા બ્રહ્મરંધ્રમાં તેમનું સ્થાન છે.

**जीनके खान सकल तनके वित्त, दीपवत अमी सोसनही ।**
**तीनके पान स्थिर थर हीतके, लगत न पवन रोसनही ।। (५४)**

નિરંજન પુરૂષનો ખોરાક શરીરના સઘળા વિત્તને ખેંચવાનો છે. તે જ્યોતિ રૂપી દીવો તે વિત્તનું શોષણ કરે છે. તે એનું પાન છે. વિત્ત શોષણ એટલે ગુણ, ગણ, અંતસકરણ, ઈન્દ્રિયો,

પ્રકૃતિ, વગેરેનું સત્વ ખેંચાઇને એકત્ર થાય તેનું નામ વિત્ત છે. અને તે વિત્ત બ્રહ્મરંધ્રમાં જ્યોતિ ખેંચે છે. તે ખેંચેલા વિત્તથી શરીર રહે ત્યાં સુધી જ્યોતિ અખંડ પુષ્ટિ પામે છે. જેથી તે જ્યોતિ સ્થિર રહે છે. એ જ્યોતિ એવા તો ગુપ્ત સ્થળમાં રહેલી છે. કે તેને જરાપણ પવન લાગી શકતો નથી.

**आतमके जेही खान तमातन, पान करन प्रणवनके ।**
**परमातमके खान विकासन, पान सुन स्वरयनके ।। (૫૫)**

આત્માનો ખોરાક શરીરની તમા રાખવી તે છે. અને પ્રાણાયામ એ તેનું પાન છે. પરમાત્માનો ખોરાક વિકાસ છે અને સ્વરને શુન્ય ગતિનો એટલે શમદમ કરવો એ એનું પાન છે.

**अंश अलोकितके वीत अकळीत, स्वर सकल कळीतवके ।**
**परमगुरू विन मरम न जनीतव, नीज करतार मलीतवके ।। (૫૬)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વૈરાટની આદ્ય લઇ દેવ, દાનવ અને માનવ સ્થાવર જંગમ સર્વ ઘાટોના ખાનપાન અને તમામ તનુઓનું જીવન ઓહંગ સોહંગ સુધીનું ખાનપાન નિરૂપણ કરીને નિર્ણય કરાવ્યો છે. પરંતુ સર્વે તત્વોથી તીત સકર્તાપતિના સ્વજાતિય અંશનું ખાનપાન કયું છે ? તે જ્યાં સુધી અંશ નિજકર્તાને પ્રાપ્ત કરવા યોગ્ય અધિકારી ન થાય ત્યાં સુધી સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે, તે અંશના ખાનપાનની અકળકળાની ગમ અમારી પાસેથી તેને બક્ષિસ કરવામાં આવતી નથી.

**करता मीलनके अंश सजातीक, आन अजातन मीलही ।**
**जबत्ये अंश रुप हवीतवसे, भवसे फरक हवीनही ।। (૫૭)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," સર્વ અંશો સકર્તા ધણીના સ્વજાતિય હોવાથી વિજાતી તત્વોમાં કદાપી મળી શકતા નથી. પરંતુ જ્યારથી તમામ અંશો અનિત્ય દેહોના નામ રૂપ ગુણની પ્રિતિવાળા થયા ત્યારથી અત્યાર સુધી ભવભોગોના ભાવમાંથી ભિન્ન પડીને નિજકર્તાના સન્મુખ થયા નથી.

**तेही लहावन परमगुरू विन, कोहु नहि भव भरमे ।**
**ब्रह्मादिक भव विष्णु आद्य ल्यौं, सहित देव सुरपरमें ।। (५८)**

સજાતિય સકર્તાપતિની અખંડ એકતાનો લક્ષ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ સિવાય કોઇ લખાવી શકે તેમ નથી. કારણ કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તેમજ ચૌદલોક સુધીના દેવો નિજકર્તા પદથી અજાણ રહ્યા છે.

**अेही परकार वजनके अविगत, परमगुरू परमेती ।**
**जीनकी वेत विश्व उत्पन्न पर, नीगम कहीत जीनुं नेती ।। (५९)**

એવી જ રીતે નિજપતિને પ્રાપ્ત કરવાનું અલૌક્કિ લક્ષજ્ઞાન સર્વજ્ઞ પરમગુરૂની પાસે રહેલું હોવાથી જેનો તોલ કે મુલ થઇ શકે તેમ નથી. સમસ્ત જગત રૂપી સિર્ગુણની પાર જે નિર્ગુણ બ્રહ્મ તેની વેદોએ 'નેતિ' પોકારી છે. તે નેતિની પારનું પરનેતિ પદ સકર્તા પતિનું આવેલું હોય અત્યાર સુધી તેને કોઇ જાણી શકેલું નથી.

**नेति नेति निज परम पुरूषकी, जीनके शुद्ध संकल्पसे ।**
**अंश सहीत जेही अखील चराचर, सरजीत सहेज सलपसे ।। (६०)**

વેદોએ 'નેતિ નેતિનો' પોકાર કર્યો છે. તે નિજ પરમપતિનો પ્રકાશ નિર્ગુણ બ્રહ્મ હોય. જેની પાર સકર્તાપતિ પોતાના અવિગત ધામમાં અખંડ બિરાજે છે. તેમણે એક શુદ્ધ સંકલ્પથી સહેજ સલપ ભરમાં અગણિત અંશો સહિત સમસ્ત જગતનું સર્જન કર્યુ છે.

**विनुं संकल्पके सेज उपजसे, थपे ब्रह्म सुन वतही ।**
**आद्य उपजकी खोज करीतसे, लगे न ब्रह्म लगतही ।। (६१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદમતના અકર્તા સિદ્ધાંતવાદી આચાર્યો કહે છે કે, સંકલ્પ વિના નિર્ગુણ બ્રહ્મમાંથી સહેજાસહેજ જગત ઉત્પન્ન થયું છે. એમ માનીને અકર્તા બ્રહ્મની સ્થાપના કરી છે. પરંતુ સકર્તા સિદ્ધાંતના ન્યાયે સાબિત થાય છે કે યથાર્થ બ્રહ્મને ઓળખ્યા વિના તેમાં તેમનો લાગ લાગેલો નથી. કારણકે બ્રહ્મ તો શુન્યના જેવું નિષ્ક્રિય હોવાથી સર્જન કરવાનો

કે લય કરવાનો ગુણ તેનામાં ઘટતો જ નથી. તો પછી જગતને ઉત્પન્ન કરનાર કોણ ? એ ન્યાયે આદ્ય ઉપજણની ખોજ કરી જોતાં સિદ્ધ થાય છે કે સકર્તાના સંકલ્પ સિવાય જગત ઉત્પન્ન થયું નથી.

**जीनुं विशेषण लगीतही जडवत, तीनसे प्रजा न होई ।**
**तो आ भव भरके उपजावन कारन, कुन हे कहो तमोई ।। (६२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે નિર્ગુણ પક્ષના આચાર્યો જે બ્રહ્મને તમે જગતના કારણ રૂપ માનો છો. તેને જડ વિશેષણો લાગે છે. એવી રીતે કે તે અકર્તા અચેત નિષ્ક્રિય ભાવાભાવ રહિત નિજ જાણ સિવાયનું મહાશુન્યના જેવું સદાય સદાકાળ જડવત છે. તો તેણે એક પણ પ્રજા ઉત્પન્ન કરી નથી. અને કરશે પણ નહી. તો તમેજ કહો કે આ જગત ઉત્પન્ન કોણે કર્યુ છે ?

**जो कहेशो भव भ्रांतीनके सम, ते कीनके अज्ञानुं ।**
**अेक विना दुतियो नहि जीनमे, कुन भये विभरानु ।। (६३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એક બ્રહ્મ સિવાય બીજો નથી. એમ કહીને ભવભરને ભ્રાન્તિવત ગણો છો. તો એક બ્રહ્મમાં અજ્ઞાન કોને થયું ? આવી તમારી માન્યતા પ્રમાણે નક્કી થાય છે કે તમે વિભ્રમ થઇને પાગલ ની જેમ બોલતા શીખી ગયા છો.

**तेही माटे जेतने कुल करतव, करे विना नव होइ ।**
**तेही करत संकल्पसे हवीतव, निज नेंननसे जोई ।। (६४)**

"મહાન સમર્થ પરમ કૃપાનિધિ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! આ સમસ્ત જગતરૂપી કૃત કર્યા વિના થયું નથી. નિજસકર્તા ધણીના શુદ્ધ સંકલ્પથી કુલ રચના થયેલી છે. મહુર જંતુનો પગ નિજકર્તાની ઇચ્છા સિવાય હાલતો નથી. તો પછી આ ભવભરનો ખેલ કરનાર અને જોનાર તેમજ સાંભળનાર ના હોય તો આપોઆપ કેવી રીતે ચાલે ? એ તમારા નિજ જાણ રૂપી નેત્રોથી જાગ્રત થઈને જુઓ.

**जो कहेशो प्रकृति पुरूषनके, जीनते भव सफुरेहु ।**
**तो दोषापति अद्वैतमे हुत, निजगत जुवो उरेहु । (६५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! કદાચ તમે એમ કહો કે પ્રકૃતિ અને પુરૂષથી જગત ઉત્પન્ન થયું છે. તો અદ્વૈત બ્રહ્મને દોષ લાગશે. કારણ કે અદ્વૈત બ્રહ્મમાં દ્વૈત જ નથી. તે તમારા હૃદયની જ્ઞાનગતિ દ્વારા વિચારીને નિશ્ચય કરો.

**जो भवभरकु मिथ्या कहंता, तो कुन कज सब ज्ञानुं ।**
**सांख्य वेदांत ज्ञान जेतनेभर, अमथे अमथ निद्यानुं ।। (६६)**

"મહાન સમર્થ કૃપાનિધિ કહે છે કે," હે અદ્વૈત મતના આચાર્યો ! તમે આ જગતભરને મિથ્યા ભ્રાંતિવત્ કહો છો. અને અદ્વૈતમાં બીજો નથી. તો અજ્ઞાન કોને થયું ? જો અજ્ઞાની જીવ ન હોય તો વેદાંત શાસ્રોનું અને સાંખ્ય શાસ્રોનું જ્ઞાન કોના માટે કરી જણાવ્યું છે ? જો તમારા મતે બીજો ન હોય તો અમસ્તે અમસ્તો બકવાદ કર્યો ગણાય.

**जो भवकु तुम मिथ्या कहतहो, तेही समके तुम तनही ।**
**तो तुमही पण खपे खलकमे, उचरन सहित सुगमही ।। (६७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે નિર્ગુણ મતના જ્ઞાનીઓ ! તમે આ ભવભર સંસારને જુઠ્ઠો કહો છો. તો તમે પણ તેની અંદર આવી જતા હોવાથી તમારું શરીર પણ તેમના જેવું જુઠ્ઠુ જ ગણાય. આવી રીતે જ તમે જુઠ્ઠા જગતમાં ખપી જવાવાળા છો. તો પછી સુગમપણે જ્ઞાનનો ઉચ્ચાર કરનાર ઉગરતો બીજો કોણ રહે તેમ છે ?

**तव जेतनी तुम वेत वहीतकी, उतईतके नहि खपनी ।**
**नहि तो सिर्गुण ओरू निर्गुणमही, पति विना कुण जपनी ।। (६८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે અકર્તામતના જ્ઞાનીઓ ! તમે બ્રહ્મજ્ઞાનનો દાવો રાખીને વહીતળ થઇ ગયા હોવા છતાં જાણવાપણાનો દાવો રાખો છો. પરંતુ તમારા સિર્ગુણ કે નિર્ગુણ બંને મતમાં નિજપતિપદ જ નથી. તો પછી જાપ કોનો જપવો ? પતિપદ સિવાય લક્ષ

હોય જ નહિ. તો અહિં મૃત્યુલોકમાં કે દેવલોકમાં પ્રાર્થના કરનાર કોણ અને સાંભળનાર કોણ ? કારણ કે અદ્વૈત બ્રહ્મમાં અંશ-અંશીપદનો સિદ્ધાંત સંભવતો જ નથી. અને એ બ્રહ્મ ભાવાભાવ રહીત હોવાથી તે શુન્ય સમાન સાબિત થાય છે. જેથી તમારુ બોલવું પાગલના જેવું ગણાય.

**पति परम खुद शुद्ध संकल्पके, जीनुं जलपके जगही ।**
**विनु जलपे चर अचरनके तन, धरन जाग नही पगही ।। (६९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ પરમપતિના શુદ્ધ સંકલ્પની ઇચ્છાથી સમસ્ત સૃષ્ટિ સહિત સ્થાવર જંગમના ઘાટ ઉત્પન્ન થયા છે. તે સર્વ ઘાટોમાં નિજકર્તાએ સંકલ્પની જેટલી કળ ભરેલી છે. તેટલા જ પ્રમાણમાં ઘાટોની ઉત્પત્તિનો ક્રમ વૃદ્ધિ પામે છે. આવી રીતે જગતને નિયમમાં રાખનાર નિયંતા ન હોય તો સર્વે તનુઓની વૃદ્ધિનો વિસ્તાર એટલો બધો વધી જાય કે પગ મુકવાની પણ જગ્યા રહે નહિ. પરંતુ નિયમમાં રાખી વર્તાવનાર સર્વના શિર સર્જનહાર નિગાહ (નજર) રાખીને બેઠા છે.

**या करता निज शुद्ध संकल्पके, तेही कारन करतवमे ।**
**देखो नैनोनेन हवीत कज, संकल्पसे भव भरमे ।। (७०)**

નિજ સકર્તા પતિ શુદ્ધ સંકલ્પના કરનાર સદા સદોદિત છે. છે ને છે જ. તેમણે પોતાના સંકલ્પથી સમસ્ત જગતની આદ્ય લઇ અનંત ઘાટો ઉત્પન્ન કર્યા છે. તે સર્વે ઘાટોમાં પોતાના સ્વજાતિય અંશ વસાવીને સંકલ્પ ઇચ્છા અને સક્રિયગતિ સર્વે અંશોને બક્ષિસ કરેલી છે જેથી તમે જ્ઞાન દ્રષ્ટિએ નજરો નજર જોઇને નિર્ણય કરો કે કોઇ પણ તનુધારી જીવ ક્રિયા કર્યા સિવાય રહી શકતા નથી.

**विनु संकल्प के सुसक शुन्यवत्, तेही तुमारे पतही ।**
**आपा परकी जाण न जीनमे, अंत कुन करे गतही ।। (७१)**

પરમ કૃપાનિધિ કહે છે કે," હે બ્રહ્મ દર્શીઓ ! તમે અકર્તા બ્રહ્મને નિજપતિ માન્યા છે. તે સંકલ્પ સિવાયના શુષ્ક શુન્ય જેવા હોય, અજાણ અચેત અને જડ છે. જેથી પોતે હું છું અને

બીજા મારા ઉપાસક છે. એવી જાણ નહિ હોવાથી, તમારી પ્રાર્થના પણ સાંભળતા નથી. તો પછી અંતે તમારી કઇ ગતિ થશે ?

**विनु गतके तुम शुन्य समोवड, ज्यौं घटके नभ जैसे ।**
**फुटे घट नभ नभमें समाईत, तुम तुमेरी गत तेसे ।। (७२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," શુદ્ધ ચૈતનની જ્ઞાનગતિ વિના હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમે શુંન બરાબર શુન્ય જેવા જ છો. જેવી રીતે ઘડામાં રહેલું આકાશ ઘડો ફુટતા મહાઆકાશમાં સમાય જાય છે. તેજ પ્રમાણે તમારું શરીર છુટતા અમે બ્રહ્મમાં મળી ગયા. એવું તમારું માનવું છે. છતાં તમે બ્રહ્મનાં વિજાતિ હોવાથી, બ્રહ્મમાં ભળીને બ્રહ્મરૂપ થઇ શકતા નથી.

**जीनमे नहि कोउ पति परम हित, मीत करन पर महादु ।**
**तुम चाहत अेही चाहत नहीतो, अेक अंगी सवादु ।। (७३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે બ્રહ્મવેત્તા ! તમારા માનેલા બ્રહ્મમાં નિજપતિપદનું હેત નથી. છતાં તમે મહાન જાણીને મિત્રભાવે મળીને એકમેક થવાની ચાહના કરો છો. પરંતુ તમારી કદર કરવાનો તેનામાં ગુણ જ નથી. તમે ચૈતન થઇને તેની એકતાનો આનંદ લેવાની ઇચ્છા રાખો છો. પણ તે ચેતના વિનાનું હોવાથી, તમને આનંદ કેવી રીતે થશે ? તેનો વિચાર સરખોય તમે કર્યો નથી.

**पण निजपतिके सुख नहि तुमकु, व्यापकमे विलमाई ।**
**इन्द्रि सकल नपुच नारीनके, क्यौं करी करीत सहाई ।। (७४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! જેમ કોઇ ઇન્દ્રિયોનો નપુસંક પુરૂષ પોતાની તરૂણીને ઇચ્છા પ્રમાણે તેની કામના પુર્ણ કરીને શાંતિ આપી શકતો નથી. એવી જ રીતે અકર્તા બ્રહ્મ નપુંસક હોવાથી નિજપરમપતિ વિના નિજાનંદના નિત્ય સુખની પરમ શાંતિ આપી શકશે નહિ. છતાં તમે સજાતિ-વિજાતિ સમજયા સિવાય અકર્તા બ્રહ્મમાં વિરામ પામ્યા છો.

**सहाय करन विनु सरम करेको, तेही आद्य आराधनकी ।**
**जीनके वैस शुन्य सरभरके, ईच्छ न करे संघनकी ।।** **(७५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે અકર્તા બ્રહ્મના ઉપાસકો ! તમે વ્યાપક બ્રહ્મને આદ્ય સજાતિ ગણીને તેનું સ્મરણ ધ્યાન કરવાની ઉપાસનાનો શ્રમ કરો છો. તે અર્થ સિવાયનો વ્રથા છે. તે બ્રહ્મ તમારી પ્રાર્થના સાંભળતું નથી અને સહાય પણ કરશે નહિ. કારણકે તે તો શુન્યના વંશ જેવું હોય, કોઇનો પણ સંગ કરવાની તેનામાં ઇચ્છા જ નથી.

**त्यौं तुमेरे अंतर शुन्यवत् गत, अदबदके आनंदु ।**
**ब्रह्म अकर्ता के सरभरता, सकरत पद कहे फंदु ।।** **(७६)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓ ! તમે જગત ભ્રાન્તિવત્ ગણી તમારા અંતસકરણને શુન્યવત્ કરી દીધું છે. જેથી સત્ય બ્રહ્મની જાણ વિના અદબદ પણે અમે બ્રહ્મ સમાન છીએ. એમ માનો છો. અને સકર્તા સિદ્ધાંત સર્વોપરી સત્ય અને શ્રેષ્ઠ હોવા છતાં તેને તમે ફંદ કહો છો. તે તમારા બોલવા ઉપરથી સાબિત થાય છે કે તમારામાં અને પાગલમાં કંઈ ફેર લાગતો નથી. અને જો પાગલપણું ના હોત તો આવો મિથ્યા બકવાદ કરત જ નહિ.

**आपने सुसक सिद्धांतके लायक, वायक वेत न वेतु ।**
**ज्यौं नपुचक्कु अेब मरदकी, करीत न समंघ सहेतु ।।** **(७७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે શુષ્ક બ્રહ્મજ્ઞાનીઓ ! તમારો સિદ્ધાંત સત્ય સાર વિનાનો શુન્ય સમાન નિષ્ક્રિય છે. તેના તમે લાયક નિર્વિતના અધિકારી હોવાથી અનુભવ સિદ્ધ વચનોની પરખ કે યથાર્થ જાણવાની ગમગતિ જ નથી. તે કારણને લઇ જેમ કોઇ નપુસંક પુરૂષ પોતાની એબ જાળવી રાખવા માટે કોઇ તેની સાથે હેત પુર્વક તેના વેવિશાળનો સંબંધ કરવા આવે તો તે સ્વીકાર કરતો નથી. એવો તમારો સિદ્ધાંત છે.

**तेही समधी नर मरद मरदके, जीने हवीत अेकताई ।**
**त्यौं ब्रह्मवेत्त नपुचकके समधी, शुन्यवत् करीत सराई ।। (७८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા સ્વામી સક્રિય, સચેતન, સદા સદોદિત સજાણ જાણ ગતિ સહીત મહા પરમ પુરૂષાતનવાળા પુરૂષ છે. તેમની સાથે એકતા કરી શકે એવો તેમનો સ્વજાતિય ચૈતન અંશ નિજજાણ સ્વરૂપે હોવાથી સજાતિ-સજાતિની સાથે મેળાપ કરી શકે છે. તેવી જ રીતે નપુંસક બ્રહ્મ જ્ઞાનીઓ નપુંસક શુન્યના જેવા નિષ્ક્રિય બ્રહ્મ સાથે સબંધ જોડે છે. પરંતુ તેમની એક અંગી પ્રિતિ હોવાના કારણને લઇ નિજાનંદના આનંદની પરમ શાંતિ થતી નથી.

**तो आपने तिनु कुन परोजन, पुरूष परमकु तजही ।**
**लोक असंखीत जीनुं चितवनसे, सजीत सहीत रजतजही ।। (७९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! જેના ચિતવનથી સમસ્ત જગતની આદ્ય લઇ રજતજ સહિત અસંખ્ય લોક ઉત્પન્ન થયા છે. એવા પરમપતિ નિજસકર્તાને ત્યજી દેવાનું શું પ્રયોજન છે ? કારણ કે સ્વજાતિય સર્જનહારને છોડી દેશો તો કોઇ પણ હેતુ સરવાનો નથી.

**अेही विधके क्रतकाळ करन भव, विसरीत भये विमुखही ।**
**सुनीत कहेण तुमेरी निजपतिके, कोउ न भये सनमुखही ।। (८०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે અકર્તા બ્રહ્મના ઉપાસકો ! સમસ્ત સૃષ્ટિના ક્તને ઉત્પન્ન કરનાર આદ્ય કારણ નિજકર્તા કૈવલને તમે વિસારી દીધા છે. અને નિષ્ક્રિય બ્રહ્મને જગતના કારણરૂપે માની તમે મિથ્યા લવારો કરો છો. જેથી તમારી મુખની કહેણીઓ સાંભળીને જગતમાંથી કોઇપણ ઉપાસક જન નિજકર્તાના સન્મુખ થયો નથી.

**तुम भुले तो भले भुलीतके, कुन गनीत भवमांही ।**
**ज्यौं करसणके शिर कुतळ वत, कुण ओछम कणमांही ।। (८१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાની નાસ્તિક વાદીઓ ! તમે નિજ કર્તાને ભુલ્યા તો ભલે ભુલી ગયા. પરંતુ આ ભવભરમાં તમારી ગણતરી કોણ ગણે છે ? જેવી રીતે ઘઉં ચોખામાં કોઈ કોઈ કુતળીયું રહી જાય છે. તેથી કાંઈ ઘઉં, ચોખાના કણ ઓછા થઇ જતા નથી. તેજ ન્યાયે તમે કોઇક કોઇક જીવોને આડુ અવળુ સમજાવશો. પણ જગતમાં તો અનેક જીવ રહેલા હોવાથી, તેને તમારા મતમાં લઇ શકો. એવું કદાપી બની શકશે જ નહી.

**पण भवकु भुलवायनके शिर, तुमकु लगे दोषनही ।**

**तेही माटे तुमही तुम भुगतो, एही गमके रोसनही ।। (८२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે અન ઇશ્વરવાદીઓ ! તમે નિજકર્તાને ભુલાવી ભવભરના જીવોને અકર્તાબ્રહ્મમાં વિરામ પમાડયા છે તેનો મહા દોષ તમને લાગતો હોય, તમારે જ ભોગવવો પડશે તે શુષ્ક બ્રહ્મને તમે ભલે માનો તેથી અમને કંઇ રોષ નથી. કારણ કે તે બ્રહ્મ નિષ્ક્રિય સદાને માટે શુન્યના જેવું જ છે. જેમાંથી તમને કોઇ લાભ મળવાનો નથી.

**ओरू व्याकरणके वेत निगम गत, जीनुं गतसे गत जकरे ।**

**सर्वदंग खलु ब्रह्म कहनकी, तेही तुम जन जप पकरे ।। (८३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમે વ્યાકરણના જાણકાર થઇ વેદની ગમગતિને અનુસરીને આખું જગત બ્રહ્મરૂપ છે. એમ માની જગતનાજનો સાથે તમે જીદ કરીને જડતાવાળો જાપ પકડી રાખો છો. અને વળી તમે સર્વે બ્રહ્મ રૂપ જ છો. એમ કહી જગતના જનોને દ્રઢ કરાવો છો.

**पण नरणे नही करीत निराकरण, निगम नेतिके पदही ।**

**तेही पद ओरू ईतकी मही कळीतव, जबी विलमे अदबदही ।। (८४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે નવીન વિદ્વાનો ! જે નિજકર્તા પદની વેદોએ નેતિ પોકારી છે. તેનું નિરાકરણ કરીને તમે નિર્ણય કરી શકયા નથી. તે કારણને લઇ તમે નિજપદને જાણી ના શક્યા. અને આ બાજુ કર્તાના કતને કળી શકયા નહિ. જેથી નિત્યની કે અનિત્યની શુદ્ધ સમજણ વિના તમે અદબદ માનેલા બ્રહ્મની વ્રથા માનંદીમાં વિરામ પામ્યા છો.

**अदबद सो तेही ब्रह्म अकरता, हरता नहि सकरता ।**

**तो अखीलनके कुण नियंता, राखनहार सवरता ।। (८५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે નાસ્તિક વાદીઓ ! તમારા માનેલા અદબદ બ્રહ્મમાં જગતને ઉત્પન્ન કરવાની કે લય કરવાની સક્રિયગતિ નથી તો પછી સકર્તા ધણી સિવાય બ્રહ્માંડની આદ્ય લઇ સમસ્ત જગતની સંભાળ કોણ રાખે છે. અને જગતને જોનારને જાણનાર નિયંતા ના હોય, તો જગત નિયમમાં કેવી રીતે રહી શકે ? તેનો તમે વિચાર પણ નહિ કરવાથી, નિજકર્તાને જાણી શકયા નથી.

**तेही राखनके सक्रत सदपद, जेही उपजावन हरही ।**

**अेही सबके कारण कैवल कद, छेवट कोउन अपरही ।। (८६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે અકર્તાવાદીઓ ! સર્વના ઉપર નિગાહ રાખનાર અને સંભાળનાર સર્વોપરી પરમ શ્રેષ્ઠ પરમ સકર્તાપતિનું સત્યપદ અતિ અથાહ આવેલું હોય જેનો થાહ લાવી શકાય તેમ નથી. તે સર્વનું સર્જન કરનાર અને અંતે લય કરનાર સર્વેના મુળ કારણ સકર્તા સ્વામિ સર્વની છેવટે આવેલા હોવાથી, તેમની પાર બીજો કોઇ જ નથી.

**सब छेकनके छेक छेवट पद, परम पुरूष परमेती ।**

**ब्रह्म सहित द्रष्टा धरहीतसे, निज परकाश सवेती ।। (८७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે લોકની છેવટે નેતિની પાર પરનેતિ પદ સકર્તા ધણીનું આવેલું હોવાથી, સજાણજાણ સ્વરૂપે છે. તે સમસ્ત જગતના દ્રષ્ટા હોય, બ્રહ્મ પ્રકાશના પ્રકાશક કૃત અકૃતથી ન્યારા રહી પોતાના અવિનાશી પદમાં અખંડ બિરાજે છે.

**तीनकी जान जनावहु तुमकु, करीतव सुरत अलोकी ।**

**व्यापक द्रष्टा तेही पण आपण, जुवो निज नेंन विलोकी ।। (८८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," મારી અલૌકિક સુરતા વડે અવલોકન કરીને સર્વની પાર રહેલા પરમપતિને પ્રાપ્ત કરવાની નિજ લક્ષની જાણ તમને જણાવું છું. જેને તમે વ્યાપક બ્રહ્મ

કહો છો. તેનો દ્રષ્ટા તે નિજ આપનું આપ ચૈતન્ય અંશ હોય, તે તમારા જ્ઞાન નેત્રોથી નિહાળીને નિર્ણય કરો.

**निगम नेति सुरती कही तमके, तिनुं पण वेत आपनही ।**
**व्यापक सतंतर कहीत आपनकी, सुरती कीये थापनही ।। (८९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! વેદની શ્રુતિએ જેની નેતિ પોકારી તે સર્વ વ્યાપક બ્રહ્મ હોય, તેને જાણનાર આપનું નિજ સ્વરૂપ ચૈતન અંશ છે. એ જ નિજ સ્વરૂપને યથાર્થ નહિ જાણી શકવાથી નિજ સ્વરૂપને વ્યાપક ગણી વેદની શ્રુતિએ તેનું સ્થાપન કર્યું છે. એ મહા ભુલના કારણને લઇ બ્રહ્મજ્ઞાનીઓ પોતાના નિજસ્વરૂપની શોધ કરી શકયા નથી.

**निगम सहित सुरी नरके वेतन, करी तनके तन आपसे ।**
**निजद्रष्टा सुक्ष्म द्रष्टिनसे, हवीत समोद व्यापनसे ।। (९०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે બ્રહ્મજ્ઞાનીઓ ! આપણ સર્વે એક જ નિજ કર્તાના સ્વજાતિય અંશો છીએ. અને તે નિજચૈતન અંશો દેવ, દાનવ, માનવ અને વેદ સહિત સર્વને જાણવાવાળા છે. તે અંશોતનુ તનુ પરત્વે ન્યારા રહેલા છે. તે દ્રષ્ટા તમારું નિજસ્વરૂપ હોય, તેની સુક્ષ્મ દ્રષ્ટિ પ્રણવમાં સ્થિર કરી હું સર્વ વ્યાપક એક બ્રહ્મ છું. એમ સમજીને તમે સમાપ્તિ કરી છે. પરંતુ તે દ્રષ્ટાની દ્રષ્ટિ વડે તમે વ્યાપકનો નિર્ણય કર્યો. તે નિજ દ્રષ્ટાને તમે જાણી શકયા નથી.

**अज उचरीत अजके साक्षीनसे, वदीतव वेद विमळही ।**
**विधि नखेद करीत वित वंचीत, धरीतव सुरती अमळही ।। (९१)**

બ્રહ્માજી પોતાનાં દેહનો સાક્ષી નિજ ચૈતન્ય અંશ તેની જાણના અનુભવથી વેદોનું અવલોકન કરી વિધિ નખેદ એટલે કરવા યોગ્ય શુભ કર્મો કરવા અને નહિ કરવા યોગ્ય અશુભ કર્મનો ત્યાગ કરવો એમ બંને પ્રકારે નિર્ણય કરી જણાવ્યો છે. તનુ તત્વના સાંખ્યને વહેંચી

નાંખતા ઉગરતુ જે વિત્ત તેનું વેદ દ્વારા નિર્મળ વાણીએ યશ ગુણ ગાઇને વર્ણન કર્યુ છે. તે 'અમળ' કહેતા સત્તા રૂપે વ્યાપક હોવાથી, વેદની શ્રુતિએ સ્વિકાર કરીને પ્રતિપાદન કરી બતાવ્યું છે.

**साक्षी अेक सजात सबनकी, ब्रह्मादिक भव सेती ।**
**ओर मनुष्य देवन सहितमकी, जीनुं जेही समज सवेती ।। (९२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," મનુષ્યની આદ્ય લઇ સર્વ દેવો સહિત બ્રહ્માજી સુધી સ્વજાતિય પક્ષે એક જ છે. પરંતુ તનુ તનુ પરત્વે સાક્ષી અંશો અનેક હોય, જે જેવા તત્વોના શરીરમાં વસીને રહ્યા છે. તેને તેટલી જ ગમગતિની જાણ હોય છે.

**समजण सो जीनुं संग समोवड, विशेष परम विशेकी ।**
**ओर सामान्य अंश सम दैकी, संग सम समज सबेकी ।। (९३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જે જે અંશોની ગતિ પ્રમાણે તેમના સમોવડિયા હોય, તેનો જ સંગ તેમને પ્રિય લાગે છે. સમજણ પણ તેને તેટલા જ પ્રમાણની હોવાથી, તે વધારે સમજી શકતો નથી. તે એવી રીતે કે સામાન્ય મંદ ગતિના તત્વોના સમુદાયમાં સામાન્ય અંશને વસાવ્યો છે. વિશેષ પ્રભાવવાળા તત્વોના સમુહમાં વિશેષ અંશોને સ્થાન આપ્યું છે. અને જે પરમ ગતિવાળા તત્વો નિર્વિકારી નિર્મળ અવ્યક્ત રૂપે ઉર્ધ્વ ગતિએ રહેલા છે. તે અતિ વિશુદ્ધ દિવ્ય તત્વોનો દેહ પરમ વિશેષ અંશ, મહાન સમર્થ પરમગુરૂએ ધારણ કર્યો છે. તેમની સમોવડ બીજા કોઇ થઈ શકે તેમ નથી.

**माटे करीत संग उचनकी, सब विधि सरम करीनके ।**
**जन्म मरणकी घाटीनके दुःख, भुगतन परित फरीनके ।। (९४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે મનુષ્ય તનુધારી અંશો ! તમે ઉત્તમ ગતિવાળા સંત સજ્જનોનો સંગ કરો કે જે પરમગુરૂના વચનોની રહેણી કરણીમાં રહીને તન, મન, ધન સમર્પણ કરી પરમગુરૂના થયેલા છે. તેમનો સંગ કરવામાં તમને ઘણો શ્રમ પડે તો પણ હિંમત

હાર્યા વિના તેમના મુખેથી પરમગુરૂના અલૌકિક ઉપદેશને ગ્રહણ કરી અમલમાં મુકશો તો જન્મ મરણના મહા સંકટનું દુઃખ ભોગવવા તમારે ફરી આવવું પડશે નહિ.

**जबते करनन रही आपने कर, पण संगत सम सुजे ।**
**तेही हम संगत कही त्रियनकी, जेही जीनकी सम बुजे ।। (९५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે જગતના જીજ્ઞાસુ જનો ! જેનો જેવો સંગ કરવો એ પોતાના હાથની વાત છે. તે મેં ઉપર સમજાવ્યુ હોવા છતાં ફરીથી નિર્ણય કરાવું છું કે અલ્પ બુદ્ધિવાળાનો સંગ કરવાથી અલ્પજ્ઞ જ રહે છે. અને વિશેષના સંગથી વિશેષ જ્ઞાન પ્રાપ્ત થતું હોય, તેને વિશેષ સુજ પડે છે. પરમ વિશેષ પરમગુરૂની ગતિને જાણવાવાળા સંત સજ્જનો હોય, તેમને ઓળખીને સંગ કરવામાં આવે તો પરમ લક્ષની ગતિ પ્રાપ્ત થાય અને સદેહે જીવન મુક્ત થઇ બીજાને પણ મુકત કરી શકે છે.

**सुरती सहित वेत आपननकी, जेही अगम हम कीनही ।**
**साक्षी सहित कहीत जीनकी गत, करीत सकल भिन्न भिन्नही ।। (९६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે નિર્મળ બુદ્ધિના સંત સજ્જનો ! ઉપરની ચોપાઇઓમાં મેં કહી બતાવ્યું છે કે વેદની શ્રુતિએ જે નિર્ણય કરાવ્યો છે. તે આત્મા પરમાત્માનો હોય, સમસ્ત જગતની આદ્ય લઇ નિત્ય અનિત્ય સર્વને જાણવાવાળો નિજ ચૈતન્ય અંશ ન્યારો રહ્યો છે. તેના પણ ત્રણ પ્રકાર છે સામાન્ય, વિશેષ અને પરમ વિશેષ એ ભિન્ન ભિન્ન કરી તમને મેં જણાવી દીધું છે. હવે કોનો સંગ કરવા યોગ્ય છે. એ તમે વિચારીને જેવો સંગ કરશો તેવી ગતિ અને તેટલો જ અધિકાર પ્રાપ્ત કરી શકશો.

**विनु आपने वंचीक वनवेदु, भेदु भव जनवनके ।**
**विनु आपने अविलोकनके वित्त, सुनके सम सरवनके ।। (९७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓ ! તમે વેદ વાંચીને વેદનો ભેદ જાણી જગતના લોકોને જણાવી શકો એટલો અધિકાર પણ પ્રાપ્ત કર્યો નથી. અને પોતાના નિજ ચૈતન

અંશને ઓળખ્યા વિના તમારૂં હૃદય જગતના જીવો સરખું સુજ વિનાનું શુન્ય જેવુ છે.

**सुनवत नहि तो क्यौं नहि उचरीत, आपोआप अखरही ।**
**ज्यौं विनु वलोवनसे नहि होवत, न्यारे तुप तकरही ।। (९८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે મિથ્યા બ્રહ્મજ્ઞાનીઓ ! તમે બ્રહ્મને નિષ્ક્રિય ભાવના કે ચાહના વિનાનું હોવા છતાં તેને પોતાનું સ્વરૂપ માની લીધું છે. તે કારણને લઇ તમારૂં હૃદય શુન્ય સમાન થઇ ગયું છે. જેથી તમે પોતાના શિર ઉપર ઇષ્ટ ધારણ કરીને સ્મરણ, ધ્યાન કે ઉપાસના કરતા નથી. એવા હૃદયમાંથી અનુભવથી ભરેલા અક્ષરોનો ઉચ્ચાર કેવી રીતે થઇ શકે ? દ્રષ્ટાંતે જેમ દહીને વલોવ્યા વિના છાશ અને ઘી જુદા પડતા નથી. એમ જ્ઞાન, ભક્તિ, વૈરાગ સહિત પુરૂષાર્થ કર્યા વિના આત્મા, પરમાત્મા કે પોતાનું સ્વરૂપ નહી જાણવાથી નિજકર્તાને પ્રાપ્ત કરી શકયા નથી.

**ओरू व्याक्रणके वेतनके वित्त, आपनुं निज आपनपु ।**
**नहितरतो व्याक्रण प्राक्रतके, भवभर नहि जनवनपु ।। (९९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," આ જગતમાં વ્યાકરણ કે વેદ તેમજ પ્રાકૃત ભાષા એ સર્વ ભણી તેના રહસ્યને અર્થ સહિત જાણવાવાળો નિજ ચૈતન્ય અંશ છે. તે આપનું આપ નિજ સ્વરૂપ ચૈતન્ય અંશ વિના બીજો કોણ આ જગતમાં જાણીને જણાવી શકે તેમ છે.

**व्याक्रण ओरू प्राक्रतके वचना, सचना अर्थ हवीनके ।**
**नहितर तो उभयनकी बरलल, ज्यौं पशु पंखी लवीनके ।। (१००)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વ્યાક્રણ ભાષા હોય કે પ્રાકૃત ભાષા હોય, તે બંને ભાષાના ઉચ્ચારમાં આત્મા કે પરમાત્મા પદની પ્રાપ્તિનો લક્ષરૂપી અર્થ નિકળતો જ ન હોય, તો તે વાણી સ્વપ્નામાં લવારો કર્યા જેવી ગણાય. તેમ જ કોઇ પંડિત કે પુરાણી વેદ વ્યાકરણ બહું ભણેલા હોય, પરંતુ અર્થ વિનાનું વર્ણન કરે તો પશુમાં વાંદર અને પક્ષીમાં પોપટ સમાન ગણાય.

**जबते तो जेही तेही भाषणसे, अर्थ समजसे कामु ।**
**विनु अर्थ अविलोकनके हित, पायन मन विसरामु ।। (१०१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે વ્યાકરણના વકતાઓ ! ભાષા સંસ્કૃત, પ્રાકૃતની આદ્ય લઇ વિશ્વભરની કોઇ પણ ભાષા હોય પરંતુ અર્થ સમજવાથી કાર્યની સિદ્ધિ થાય છે. જેને સંબોધીને વાણીનો સંકેત કરવામાં આવે અને તેના અર્થ રૂપી લક્ષ ન સમજાય ત્યાં સુધી મન સ્થિર થઇને શાંતિ પામતું નથી.

**मन विसराम करनके कारन, धारन धरन सकर्ता,**
**नहितरतो मन कही विलंबे, जेही अजात अकर्ता ।। (१०२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઇ હોય તે તેનું સ્વજાતિય પદ હોવાથી તેમાંજ સમાય છે. એ ન્યાયે મનને ઉત્પન્ન કરનાર અને ધારણ કરી રાખનાર સક્રિય ગતિવાળો નિજચૈતન અંશ છે. તે નિજસ્વરૂપનો લક્ષ જાણ્યા વિના ગમે તેટલો પુરૂષાર્થ કરવામાં આવે તો પણ બ્રહ્મ અકર્તા અને વિજાતિ હોવાથી તેમાં મન ભળીને એક રૂપ થઇ જતું નથી. પરંતુ મન ભિન્ન ને ભિન્ન જ રહે છે.

**जीनमे आवरित हवे न अंतस, जाते जात मेलापु ।**
**तेही मेलापनमे मही मसरीत, जेही आपनु निज आपु ।। (१०३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજઅંશની ચૈતનવૃત્તિના કિરણમાંથી મન ઉત્પન્ન થયેલું છે. જ્યાંથી મુળ અજંપા જાપ ઉત્પન્ન થયેલો છે. તેની સંગે મન નીચે ઉતરી આવ્યું હોય, તેને માયાનો મેળાપ થવાથી ઘણું ચંચળ ગતિવાળું થઇ ગયું છે. તે મનમાં મિસરીવત્ માયાનો ભાવ ભર્યો છે. તે સર્વજ્ઞ પરમગુરૂના લક્ષની પૂર્ણ પ્રિતિવાળો થાય તે લક્ષના આલોચનથી માયાનો મળ મનમાંથી ધીમે ધીમે દુર થઈ જાય છે. ત્યારે નિજ અંશના સ્વરૂપમાં મન લીન થઇ જાય છે. તે મન સમાતા આપનપુ અંશ સિવાય બીજું કોઇ વિજાતિ તત્વ ઉગરી શકતું નથી.

**आपनुं आप जेही अंश अखिलके, जेही द्रष्टा धरहीतके ।**

**साक्षी सकल पसारनके तत, न्यारित जीत उतईतके ।। (१०४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે નિજ ચૈતન્યઅંશ અખિલ એટલે અનેક હોય, તે નિજ કૈવલ કર્તાના સ્વજાતિય હોવાથી, 'ધરહીત' કહેતાં જ્યારથી અંશો ઉત્પન્ન થયા ત્યારથી જ પાંચ દેહની આદ્ય લઇ સમસ્ત જગત પસારાના દ્રષ્ટા સાક્ષીવત આ બાજુ અને તે બાજુ જોનારા નિજ અંશ જ્યાં છે ત્યાંને ત્યાં ન્યારા ને ન્યારા જ રહ્યા છે.

**उतईतके न्याळीत जेही साक्षी, पाक्षी शिर पसरनकी ।**

**तेही जनवावु श्रोतनकु लक्ष, विपुवित आद्य असरकी ।। (१०५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ દેવલોક સર્વને નિહાળનાર નિજ ચૈતન્ય અંશો હોય, તે તમામ જગતના ક્રત રૂપ પસારાના સાક્ષી છે. તે સર્વ અંશોના શિર પર નિજ કૈવલ પતિની વ્યાપક દ્રષ્ટિ પ્રસરી રહી છે. તેમનો લક્ષ સંત સજ્જનોને જણાવું છું કે નિજ પરમપતિની ઉપજણ સર્વ શરીરોમાં અંશની સાથે ઉતરી આવી છે. તે આદ્ય ઉપજણનું વિત્ત અવિગત રૂપે રહ્યું હોવાથી, તેની અસર સર્વે ઘાટોમાં દશ્ય અને અદશ્ય પણે ક્રિયા કરાવે છે.

**असरत सो कोई कोईकी लागत, ज्यौं पितु मात सुतनकु ।**

**ओही असरके अर्थ कहीतजे, लोकित कहीत हुतनकु ।। (१०६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજપતિ કૈવલની અંતર ઉપજણનું ચૈતન વિત્ત તેને અસર કહેવામાં આવે છે. તે ચૈતન અસર સર્વ અંશોની સાથે ઉતરી આવેલી હોય, કોઇ કોઇ અંશોમાં દેખાય આવે છે. જેવી રીતે જે માતા પિતાથી પુત્ર ઉત્પન્ન થાય તે માતા પિતાના અદશ્ય સંસ્કાર રૂપે તેની અસર પુત્રમાં આવે છે. તે વિશેષ રૂપે હોય, તો દેખાય છે. અને અલ્પ રૂપે હોય તો દેખાતી નથી. એજ ન્યાયે કૈવલની અસર સર્વે અંશોમાં ઉતરી આવેલી છે.

**अंतःकरण ईन्द्रि गुण गण ल्यौं, स्थुल तत सुरत समेतु ।**
**ओरू आरत विचार विवेकही, छेकही सुज सहेतु ।। (१०७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અંતઃકરણ ઇન્દ્રિયો, ગુણ, ગણ આદિ તત્વો સુરતા સહિત અંતર બહાર ક્રિયાનું વર્તન કરે છે. તે નિજ અંશની ચૈતન સુજની અસર વડે વિચાર અને વિવેક દ્વારા યોગ્ય અને અયોગ્યની શુદ્ધ સમજ પડે છે.

**सहीत अकल अनवे करनन तत, जेही जीनुं लगत विगतही ।**
**पंचही कोष वाणी चौ उचरन, प्रणव सेती माहा ततही ।। (१०८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજઅંશની સ્વ સુઝમાંથી પ્રેરણા થાય છે. તે જ પ્રેરણાથી અક્કલ, જે દેહ રચનાના તત્વોની જ્યાં જેવી ક્રિયા સંભવતી હોય, ત્યાં તે પ્રમાણે તત્વોના વિભાગ પાડીને જેના જે સ્વજાતિય તત્વો, તેની સાથે સંબંધ જોડીને કાર્ય કરાવે છે. જે પાંચ દેહોના પાંચ કોષોમાં જે જે તત્વોનો સમાવેશ થયેલો છે. તેની અંદરની ગુપ્ત ક્રિયા સ્વસુઝના પ્રકાશથી અક્કલ તેને ઓળખીને જેનું જે કામ હોય, તે કરાવે છે. અને ચારે વાણી જે જે સ્થાનમાંથી ઉદ્દભવે છે. તે ચારે વાણીનું મુળ કારણ પ્રણવ હોય, તેની સાથે મહાતત્વો મળીને રહેલા છે. તે મહાતત્વોનો અમલ અને પ્રણવની રેચક પુરકની ક્રિયા તેમજ ચાર વાણીનો ઉચ્ચાર એ સર્વે સમુહને ચૈતન કરી વર્તાવનાર નિજચૈતન અંશ ન્યારો રહી સ્વ સુઝની ગતિ વડે અક્કલ સાથે એકતા રાખીને વહીવટ કરાવે છે.

**अेतने भर सर जोगनकी हुत, महा मत गत आक्रंति ।**
**ज्यौं ताडनमे तडीत जोसवत, हवीत जनीत अरपरति ।। (१०९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે સ્થુલથી લઇ પરમ કારણ સુધીના જેટલા તત્વો છે તે ન્યુનાધિક ગતિના પ્રભાવવાળા સર્વે તત્વોનું જીવન પ્રણવ છે. જેથી સમદમ આદિ સંપત્તિને સાંધી ઈંદ્રિયો અને અંતઃકરણને જતમત કરી પ્રણવનો યોગ સાંધવામાં આવે તો મહાતત્વોનું અદ્દભુત બળ પ્રાપ્ત થાય છે. જ્યારે કોઇ ભુલવાળો કે ગુનેગાર મનુષ્યને

તાડન કરી જુસ્સાભર વાણીનો ઉચ્ચાર કરે તો મહા તત્વના આકંતથી ભુલવાળો માણસ તેના તાબે થઇ જાય છે. તેના આકંતનો અમલ કેટલાયજનોને આકર્ષિ લે છે. જ્યારે એવો સંજોગ બને ત્યારે જ એ વિશેષતા જણાય આવે છે.

**तेही ताडन जेही नविन पंथके, जीनके नाम सरकही ।**
**पण अमलीनके जोर निकासीत, पुरवई पंथ फरकही ।। (११०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," ઉપર દર્શાવ્યા પ્રમાણે મહા તત્વોના સામ્રથતાવાળા કોઇ સંત મહાપુરૂષ જેને અનુભવ જ્ઞાનની ઐશ્વર્યતા પ્રણવ લક્ષના અભ્યાસથી સદગુરૂ કૃપાએ જેણે સિદ્ધ કરી છે. એવા વિભુતિવાન પ્રતાપી પુરૂષ જ્યારે કોઇ નવીન નકલી પંથને સર કરવો હોય, ત્યારે અનુભવની ગર્જનાથી તાડન કરીને તેનો પંથ મિથ્યા છે. એવું સાબિત કરાવે છે. અને પુર્વેના સત્ય પંથથી તારો પંથ જુદો અનિત્ય ઇષ્ટોના નામનો હોય, તેને રદ કરી દિગ્વીજય મેળવી સત્ય ધર્મનો ધ્વજ ફરકાવે છે.

**फरक कीये जीमे सब राजनकी, ईज्जत गई गरकही ।**
**जब तिनके शिर उपर कोउकी, करनन रही तरकही ।। (१११)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એવી જ રીતે સકર્તા સિદ્ધાંતના ન્યાય સહિત કાયમ કૈવલ પદની પ્રાપ્તિના અભય વચનો સાંભળી અકર્તા બ્રહ્મના મતવાદીઓ ગરક થઈ ગયા. અને કહેવા લાગ્યા કે આપણો માર્ગ ખોટો પડયો અને આપણું રાજ પણ ગયું. હવે તેમના ઉપર આપણો તર્કવાદ ચાલે તેમ નથી. જેથી આપણી ઇજ્જત ગઈ. એમ સમજીને નમ્રતા ભાવે કહેવા લાગ્યા કે, હે પરમ પુરૂષ ! પરમપદના દાતા અમારા ઉપર પરમ કૃપા કરીને અમને શરણમાં લઇ કર્તા કૈવલ સાથે એકતા કરાવો.

**ओरू अेक दिनमे मासनके मग, जग जाहेर जायनके ।**
**सल्प सहेजमें छेक पोंचावन, जावन सुख पायनके ।। (११२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે કોઇ બ્રહ્મ લક્ષનો જાણકાર ત્યાગી

પુરૂષ ખટસંપત્તિનો અધિકારી જેણે યોગના આઠે અંગ સાંધીને સમાધિ સિદ્ધ કરેલી છે. એવો તત્વ વેત્તા પુરૂષ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના શરણમાં આવીને વિનંતી પુર્વક કહેવા લાગ્યો કે હે અનંત દયાળુ ! મેં વેદ વ્યાકરણો અને શાસ્ત્ર પુરાણો તપાસી જોયા પરંતુ કૈવલપદનો ઉલ્લેખ કયાંય પણ જોવા કે જાણવા મળ્યો નથી. તેમજ સિર્ગુણ નિર્ગુણના સિદ્ધાંતોનો નિર્ણય કરી જોયો છતાં સકર્તા પદ જાણવામાં આવ્યું નથી. અને આજે આપના સ્વમુખથી અંશ અંશીપદની એકતાનો લક્ષ ઉપદેશ સાંભળીને નિશ્ચય થયો કે અત્યાર સુધી મેં કાંઇજ જાણ્યું નથી. માટે હે કૃપાનાથ ! નમ્રભાવે હું વિનંતી કરું છું કે મને સમાધિ દ્વારા જાણવા મળ્યું છે કે, આ પંચભુતનો દેહ એકજ માસ રહેવાનો છે. તો કૈવલ પદને પ્રાપ્ત કરવામાં કેટલો સમય લાગે ? તે કરૂણા કરી જણાવશો. એ અધિકારીના વચનો સાંભળી "કૃપાનિધિ કહે છે કે" હે આરતવાન અંશ ! કૈવલપદના માર્ગે જવા માટે એક માસ અને એક દિવસ તો શું ? પરંતુ એક પલકભરની સહેજ સલપમાં એટલે આંખની અર્ધી પલક પડતાં સુધીમાં જગતના જનો જાહેર જોઈ શકે એવી રીતે તને છેક કૈવલ ધામમાં પહોંચાડી અખંડ પરમાનંદના સુખની પ્રાપ્તિ કરાવીશ.

**एही विधके अंतर रही अंशु, रचीतव पेज परमही ।**
**वेद शास्त्र ज्योतिषके जानन, तनमे थको मरमही ।। (११३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિર્મળ દ્રષ્ટિવાળો અંશ નિજ લક્ષનો અધિકારી થયેલો હોય તે પરમ યુક્તિઓના ભેદની રચનાને યથાર્થ સમજી અંતસકરણ અને અવસ્થાના પડદા રહિત થઇને નિરંતર પણે પોતાના અંતરમાં નિજ લક્ષ દ્વારા રહી ભવભરનો હિમાયતી થાય છે. જેમ વેદ, વ્યાકરણ, શાસ્રો તેમજ પુરાણોનું જ્ઞાન પ્રાપ્ત કરી જ્યોતિષને પણ જાણે છે. તે સર્વજ્ઞ પરમગુરૂના ચરણકમળનો અનુરાગી અંશ આપનપુ અને પતિપદની એકતાનો અનુભવ કરી સદેહે જીવન મુક્ત દશા ભોગવે છે.

**तेही मरम जानन अंशनकु, स्राजम सकल शरीरही ।**
**अक्षल आरत ईन्द्रि गुण अंतस, आद्य सकल तन चिनही ।। (११४)**

"મહાન સમર્થ પરમગુરૂ કહે છે કે," જે અંશ પોતાના નિજ સ્વરૂપની સ્થિતિને પામ્યો છે. તે શરીર રચનાના તત્વો રૂપી સમુદાય ઇન્દ્રિયો, અંતઃકરણ, અવસ્થાઓ, તત્વ, ગુણ ગણ આદિ અક્કલ, આરત, સુરત, નુરત સહિત સર્વને જાણે છે. નખથી શિખા પર્યંત શરીરના સઘળા અંગને ચીની સર્વનો દ્રષ્ટા હોય તે નામ રૂપ ગુણથી ન્યારો રહે છે.

**जेही तनके चीन सकल मळीत पर, अंशे करीत विलोकु ।**
**तेही विलोक सजीव द्रष्टिनसे, सजीव भये तन लोकु ।। (११५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ ચૈતન્ય અંશના સ્વજાતિય ચિન્હો સક્રિયગતિ, ચૈતનતા, અક્કલ, આરત અને સુરત, નુરત તનની સાથે મળવાથી નિજઅંશે સજાણ દ્રષ્ટિએ નિહાળીને જોયું ત્યારે શરીરના ચૌદે લોક સજીવન થઇને ચૈતન ગતિવાળા થયા છે. પરંતુ અંશ સર્વનો પ્રકાશક હોવાથી, ન્યારો રહીને પોતાની નિજદ્રષ્ટિએ સર્વની સંભાળ રાખે છે.

**सकल लोक सजीवनसे हवीतव, अंश राज सही सेतु ।**
**विविध भात विचरण जेही जीनके, हवीतव निद्या सवेतु ।। (११६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજકર્તાની સજીવન વૃત્તિના પોષણથી જીવન પામીને શરીરમાં આવી વસેલા સર્વે દેવલોક સજીવન થયા છે. તે સર્વે શરીરનું સાજ સજીવન થયા પછી અંશરાજ આવીને બિરાજમાન થાય છે. તે અંશરાજની ચૈતન સત્તાએ ઇન્દ્રિઓ, અંતઃસકરણ, ગુણ, ગણ આદી સર્વે તત્વો જુદા જુદા પ્રકારે ભાતભાતનું હલન ચલન કરવા લાગ્યા. તે સર્વને અંશ પોતાની નિજ દ્રષ્ટિએ જાણીને પોતાની ઇચ્છા પ્રમાણે ક્રિયા કરાવે છે.

**सही सफुरन देखीत कटकैकु, पख जोई अंश हुलासे ।**
**अंश हुलासनके अनुभवसे, गति अरूढ अविकासे ।। (११७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સકર્તા પતિના ચિંતવનની સ્ફુરણાનો પરમ પ્રભાવ જે નિજસ્વરૂપે થયેલો અંશ પોતાની દિવ્ય દ્રષ્ટિએ દેખીને તત્વોની શ્રેણીને સમજી ઉત્કૃષ્ટ પણે અતિ આરતવાળો થાય છે. જેથી નિજપતિ પક્ષનો થઇ નિજાનંદનો આનંદ ભોગવે છે. જ્યારે

પરમાનંદનો ભોક્તા થાય છે. ત્યારે અનુભવની ગતિનો મહાન વિકાસ થાય છે.

**तेही अरूढ अविकासद्रष्टसे, दरसीत दिव्य सकरता ।**

**पण आपनुं निज अकळ कळीनसे, सहीके सहित समळतां ।। (११८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂના લક્ષજ્ઞાન પ્રતાપથી જે અંશ અરૂઢ ગતિને પામેલો છે. તેથી નિર્મળ થયેલી અવિકાસ દ્રષ્ટિએ નિજસકર્તા પતિને દેખી પરમાનંદને પામી ચકિત બની જાય છે. તે અંશ પોતાના અકળ સ્વરૂપને જોઇ નિશ્ચય કરે છે કે, સાચેસાચા સ્વજાતિય સકર્તા સ્વામિ પ્રાપ્ત થયા છે. જેથી તેમની પરમગતિની દશામાં એકમેક થઇને અખંડ એકતામાં રહે છે.

**सइ सोइ सकल साज तनके भर, गुण इन्द्रि अंतसही ।**

**अकल आद्य आरत सहितमकु, कीये जेही आगु समसही ।।(११९)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે અંશ નિજપતિની એકતાવાળો થાય છે તે સર્વાંગે સાચને ધારણ કરી ઈન્દ્રિઓ, અંતઃકરણ, ગુણ, ગણ આદી સર્વે તત્વોને ઉર્ધ્વ ગતિએ સાચેસાચા વર્તાવે છે. અક્કલની આદ્ય લઈ આરત સહિત સત્યને નક્કી કરી સર્વે તત્વોનો આગેવાન થઈ ઉજાગ્રત પણે રહીને સર્વના ઉપર સત્યનો અમલ ચલાવે છે.

**तेही समसके सकल समोहन, जोहन जबर जुराइ ।**

**अंशनकी हुइ पक्ष परमहीत, वित आपने उरलाइ ।। (१२०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જયારે અંશ સકર્તાપતિના મહામતવાળો થયો ત્યારે દેહ રચનાના સર્વે તત્વોનો સમુહ એકમુખી ક્રિયાવાળો થાય છે. જેથી અંશના ચૈતન્ય વિતમાં અક્કલ, આરત સહિત જ્ઞાન, ભકિત અને વૈરાગ્યનો વેગ ભરીને રોમે રોમ અને રગેરગમાં ઉજાગ્રત ગતિવાળો સચેતન થાય છે. જેથી તત્વોના જુથને પોતાના પક્ષમાં લઈ નિજ હૃદયમાં લક્ષનું વિત ધારણ કરી અંશ પરમ હિતકારી મહાન અનુભવી ઐશ્વર્યતાવાળો બને છે.

**वित्त सोइ अमल द्रष्टि अंशनकी, परीत सकल परजाही ।**

**चलीत सकल सर्व साज सहीर होय, लोहचुंबकको न्याही ।।(१२१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે અંશ સદેહે નિજપતિ પક્ષનો થયો છે તે અંશની ચૈતન દૃષ્ટિનો અમલ તનુ રચનાના સર્વે તત્વોમાં એક સરખો જ વ્યાપક થયો છે. જેથી તેની ઈચ્છા પ્રમાણે તત્વો વર્તતા હોય તેના નિજહંગમાં સકર્તાપતિના લક્ષ વિના કોઈપણ ભાવના રહી નથી. જેવી રીતે લોહચુંબકના આકર્ષણથી લોખંડ પકડાયેલું જ રહે છે. તેજ ન્યાયે નિજઅંશની દૃષ્ટિના અમલથી સર્વે તત્વો ઉર્ધ્વગામી લક્ષમાં જોડાયેલા જ રહે છે.

**अेही सब साज भइत मुकरन वत, जीमे हेरीत अंशनही ।**
**आपनुं आप करीत नरणे निज, ज्यौ दर्पण मुख अनही ।। (१२२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જે અંશ નિર્મળ દ્રષ્ટિવાળો થયો છે તે નિર્મળ દ્રષ્ટિએ શરીર રૂપી સાજના તત્વો ઉપર દ્રષ્ટિ સ્થિર કરીને જુએ ત્યારે મુખ અરીસાના ન્યાયે પોતાના નિજ સ્વરૂપને જોઈ ઘણો જ આનંદ પામે છે.

**मुकर विना कोउ नहि नीरखनके, आपने निज मुखनही ।**
**नेन विना जयौ त्ये नहि सुजत, निज तन घरे भुषनही ।। (१२३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," જેમ દર્પણ વિના પોતાનું મુખ જોઈ શકાતું નથી. એવી જ રીતે આપણા અંગે પહેરેલો પોષાક નેત્રો વિના કોઈ ઉપાયે જોઈ શકાતો નથી. એજ દ્રષ્ટાંતના ન્યાયે પ્રણવરૂપી દર્પણ વિના નિજ સ્વરૂપ દશ્યમાન થાય નહિ તેજ ન્યાયે નિજ સ્વરૂપની જ્ઞાન દ્રષ્ટિ વિના જડ કે ચૈતનની સુઝ પડતી નથી એ કારણને લઈ મોંઘો મનુષ્ય દેહ મળવા છતાં વૃથા ગુમાવી દે છે.

**तेही माटे तन साज विहुनके, करीत नहि कोउ ज्ञानु ।**
**भव उत्पन्न जबत्ये अब लग ल्यौ, करीके जुवो अविलानुं ।। (१२४)**

એટલાજ માટે " પરમ કૃપાનિધિ કહે છે કે," જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી તમે તપાસ કરીને જુઓ કે મનુષ્ય દેહ સિવાય કોઈ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તો પછી બીજા શરીરમાં નિજ સ્વરૂપનું જ્ઞાન થાય જ કયાંથી ?

**ज्यौं करसणके कुस कणसे कण, ओतप्रोत हवीतवही ।**

**त्यौ तन साज कुस कणवत विनके, कण समके कुण चवही ।।(१२५)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," દ્રષ્ટાંતે જેમ અનાજના કણસલામાં કણ ઓતપ્રોત મળીને ઢંકાઈ રહેલા હોય છે. જે મનુષ્યને કણસલામાંથી કણ જુદા પાડવાનું જ્ઞાન હોય, તેજ કણ જુદા પાડી શકે છે. એવી જ રીતે કણસલા રૂપી આ શરીરમાં તત્વોના આવ્રણથી અંશ ઢંકાઈ ગયેલો છે. તે જડ ચૈતનને જુદા પાડવાનું જ્ઞાન સમર્થ સદગુરૂ દ્વારા પ્રાપ્ત કરવામાં ન આવે ત્યાં સુધી તત્વો સમુદાયના સાજરૂપી શરીરમાંથી અંશ આપોઆપ અલગ પડી શકતો નથી.

**तेही कणवत आपने आपनपु, तन कुस कनसे देखी ।**

**निश्चे करीत सरूप आपननके, पीछे दीये उवेखी ।। (१२६)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," કણવત નિજ આપનું આપ અંશ સ્વરૂપ હોય પોતાની જ્ઞાન દ્રષ્ટિએ જોઈને કુસકા સમાન કણના આવરણ રૂપે તત્વોને જાણી તેનો ત્યાગ કરી દે છે. ત્યારે નિર્મળ પણે નિશ્ચલ થઈને સ્વ સ્વરૂપાકારે નિજાનંદની મુકત ભુમિકામાં સ્થિર થાય છે.

**तन कुसकनके संग मलीत मही, अंश हुते विन फांसु ।**

**काचनसे मुख करीत करामल, निजगम हवीत सभासु ।। (१२७)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," શરીરના સાજરૂપ વિજાતિ અનિત્ય તત્વોના ફાંસામાં અંશ આવેલો નથી. પરંતુ ન્યારો રહેલો છે. જેવી રીતે દર્પણમાં જોતાં પોતાનું મુખ દેખાય છે. પરંતુ દેખવાવાળો દર્પણથી અલગ હોય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે અંશ ન્યારો હોવા છતાં પોતાની ચૈતન દ્રષ્ટિ શરીરમાં વ્યાપક હોવાથી શરીરમાં હોય એમ ભાસે છે.

**काचनके वत् परमगुरू लक्ष, जिमे हेरीत आपनेही ।**

**सांगोउपांग हवीत सरूपानंद, तन छट भये वदेही ।। (१२८)**

" પરમ કૃપાનિધિ સર્વજ્ઞ પરમગુરૂનો લક્ષ પારદર્શક કાચ જેવો છે. તેને જે અંશ નિજ વૃત્તિરૂપી હાથે ગ્રહણ કરીને પોતાનું અંશ સ્વરૂપ દિવ્ય દ્રષ્ટિએ નિહાળે તો જેમ છે. તેમ નિજ સ્વરૂપને જોઈ શકે છે ત્યારે મહાદગતિનો અનુભવ પ્રગટ થાય છે. જેથી દેહભાવને તુરત જ છટકાવીને વિદેહદશામાં સ્થિતિ કરી નિજાનંદનો ભોકતા થાય છે.

**ज्यौं कोइ महेलनमे महेलन पत, कीये निंद भर सीनही ।**
**जड महेलनके मांही हवीत जड, आप लगीत नहि भिनही ।।(१२९)**

જેમ કોઈ મહેલનો ધણી મહેલની અંદર ભર નિંદ્રામાં સુતેલો છે તે મહેલ પણ જડ હોય, તે સુતેલો પુરૂષ જડ નિંદ્રામાં પડેલો હોવાથી પોતાને તેમજ મહેલને જાણી શકતો નથી.

**भिन्न लहे क्यौं निंद भरीतके, कोउ कीनु हवे न वेता ।**
**वेत्ता सो नर न लहे अेही मम, अति जड भोवन अचेता ।।(१३०)**

જેમ કોઈ પુરૂષ જડ મહેલની અંદર ભરનિંદ્રામાં સુતેલો હોવાથી પોતાને તેમજ મહેલને જાણતો નથી. કેવી રીતે જાણે ? તે અચેત દશામાં પડેલો હોય, મહેલથી હું જુદો છું. એવુ કેમ કરીને જાણી શકે ?

**वेत पखनसे उभे अजानीक, नर भोवन ते सरखे ।**
**अधिक नुन नहि कोउन गतिनके, जीनुं सरभर वन वरखे ।।(१३१)**

જાણ પક્ષે તપાસી જોતા મહેલ અને મહેલમાં રહેનાર પુરૂષ બંને જડ છે તે જડ મહેલમાં સુતેલો પુરૂષ જડ નિંદ્રમાં અચેત થયેલો હોવાથી બંને એક બીજાને જાણી શકતા નથી. તે કારણને લઈ બંને જડે જડ વનવૃક્ષ સમાન એક સરખા જ છે.

**तेही माटे गुरू परम पुनितसे, घर नर भिन्न जनाइ ।**
**घोर निंद अज्ञान अतिनसे, जीनसे लीयो जगाइ ।। (१३२)**

એટલા જ માટે પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનિધિ, પરમ પવિત્ર સર્વજ્ઞ

પરમગુરૂએ કૃપા કરીને ઘર અને ઘરમાં રહેનાર સુતેલા પુરૂષનું દ્રષ્ટાંત આપી આ દેહરૂપી ઘરમાં અતિ ગાઢ નિદ્રામાં સુતેલા જીવોને જગાડી ઘરથી તમે ન્યારા છો એવું સમજાવીને ચેતાવી દીધા છે.

**ओही विधसे जन जाग्रत हवसे, भवसे भिन्न लगेहु ।**
**नहितर तो जीव सकल चराचर, तन तन प्रत्ये पगेहु ।। (१३३)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," એવી રીતે જે જે જીવો આ ભવમાં મનુષ્ય તનુધારી પરમગુરૂનું લક્ષજ્ઞાન લઈ પોતાના નિજ સ્વરૂપમાં જાગ્રત થશે. તે આ ભવભરમાંથી જુદો પડી જન્મ મરણના મહા દુઃખમાંથી બચી જશે અને જે જન જાગ્રત થશે નહિ તે સ્થાવર જંગમના અનેક શરીરો ધારણ કરી મહાદુઃખ ભોગવશે.

**तेही तनकी कहु भोम उपजकी, जेही जागे तन जमही ।**
**अन इश्वर व्रथ सहेज उपज मत, कर्ता करत होय गमही ।।(१३४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે ભુમિકામાં સુધર્મના સંસ્કારી મનુષ્યો નિવાસ કરે છે. ત્યાં સ્મરણ ધ્યાન અને નિતિ નિયમોનું પાલન થાય છે. જયાં ગુરૂ સંતના પુનિત પગલા પડતા હોય, ત્યાં સત્સંગ કથા અને સેવા પુજા થાય છે. એવા ધાર્મિક મનુષ્યોને ત્યાં જે જીવ જન્મ પામે છે. તે સુધર્મના સંસ્કારથી ભકિતનું આચરણ કરી ભવિષ્યમાં મહાજ્ઞાની થાય છે. અને જગતરૂપી નિજકર્તાના કૃતની ગમગતિને જાણીને કર્તાને ઓળખી શકે છે. જે ભૂમિકા પર અનઈશ્વરવાદીઓ રહેતા હોય, તે એમ કહે છે કે, આ જગતનો કર્તા કોઈ જ નથી, અને સહેજા સહેજ જગત ઉત્પન્ન થાય છે. એવા નાસ્તિક વાદીઓને ત્યાં જે જીવ જન્મ લે છે તે ધર્મ સંસ્કાર વિના દાસભાવે ગુરૂભકિત અને કોઈની પણ સેવા કરતો નથી. તેના પરિણામે દેહના અંતે સ્થાવર યોનીમાં જાય છે.

**पृथ्वी अप तेज पवन नभही तत, ओही वळ तन उपजीतकु ।**
**निज कर्ता करी रखे अगमसे, उरभर सकल हवीनकु ।। (१३५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને આકાશ એ પાંચે તત્વો નિજકર્તાએ વળ ભરીને મહા અવિગત આકાશમાંથી ઉત્પન્ન કર્યા છે. અને એ પાંચે તત્વોનો જગતભરમાં પસારો થયેલો છે. તે સર્વ જીવોના શરીરોમાં આ પાંચે તત્વોની સામગ્રી ભરેલી હોવાથી તેમાંથી તમામ પ્રકારના ઘાટો ઉત્પન્ન થાય છે.

**तिनकी खाण चतुर थपीतवके, चवीतव जीनुं उपजेहुं ।**
**उघ्वीत खाण उदीत जल थल मळ, काष्ट सहित जीव जेहु ।।(१३६)**

" પરમ સકર્તા સત્કૈવલ સ્વામિ કહે છે કે," ઉપર જણાવ્યા મુજબ અવિગત આકાશમાંથી મહા પંચભુતનો અનુક્રમ ઉત્પન્ન થયો તે સર્વે તત્વસામગ્રી અવ્યકત રૂપે બીજ અંકુરોમાં ભરેલી હતી તે નિજકર્તાની ઉપજણ પ્રમાણે સજાણ જાણમાં હેતુ ધારણ કરી નિજકર્તાએ ચાર ખાણીની સ્થાપના કરેલી છે. તેમાં ઉદ્‌બીજખાણ પૃથ્વી પાણીના યોગે જેટલી સ્થાવર જાતિ ઉગી નીકળે છે. અને સુકા લાકડામાં ઝીણા જંતુઓ ઉત્પન્ન થતા હોય, તેજ પ્રમાણે મેલા જળમાં પણ કેટલાક જંતુઓના ઘાટ ઉત્પન્ન થાય છે.

**इंडज खाण इंडसे उपजीत, सेतजसे सेतजही ।**
**जरायनसे तन मनुष पशुनके, जेतने भर जरायनही ।। (१३७)**

જેટલા તનુઓ ઈંડામાંથી ઉત્પન્ન થતા હોય, તેને ઈંડજ ખાણી કહેવામાં આવે છે. એવીજ રીતે મનુષ્ય તેમજ પશુઓ સહિત જેટલા પડદામાંથી જન્મ લે છે તે જરાયુજ ખાણી ગણાય છે. તેમજ પાણીનો હેજ અને હવામાનના સંયોગથી બહુ પ્રકારના જંતુઓની ઉત્પતિ થતી હોવાથી તેને સ્વેદજ ખાણી કહેવામાં આવે છે.

**अेही चतुरन खाणनसे उपजीत, निज करतार करतही ।**
**जीनने कहीत जेही सेज उपजके, तेही नरणीत अनरथही ।। (१३८)**

ઉપર જણાવ્યા પ્રમાણે ચાર ખાણમાંથી ચોરાસી લાખ પ્રકારના ઘાટોની ઉત્પત્તિ થાય છે. તે અદ્‌ભુત કૃત નિજકર્તાનું કરેલું હોવા છતાં તેને વિચાર્યા કે સમજયા વિના અકર્તાવાદિઓ કહે છે

કે, એતો સહેજા સહેજ ઉત્પન્ન થાય છે તો તેમનું માનવું ન્યાય સિવાયનું અનર્થથી ભરેલું હોય, તે જુદે જુદુ છે એમ જાણવું.

**सहेजे सहेजन उपजीत कोउ कीत, सज्या विना नही हवही ।**
**चतुर खाण ओरू पंच तत्व विन, भवभर कुन उपजवही ।। (१३९)**

હે અન ઈશ્વરવાદીઓ ! સર્જન કર્યા સિવાય સહેજા સહેજ કયાંય પણ કંઈ ઉત્પન્ન થયેલું નથી. જો નિજકર્તાએ પંચભુતની આદ્ય લઈ સર્વે તત્વોની બિજગ અંકુરોમાં પોખણી કરીને ચાર ખાણની રચના કરી ન હોત તો ભવભરના પસારાનો ઉત્પતિ ક્રમ કોણ અને કેવી રીતે ચલાવી શકે ? માટે નિજકર્તાએ પ્રથમ સર્જન કરીને પોતાના સજાતિય અંશોને પ્રત્યેક ઘાટોમાં પ્રેરક કરી જગત પસારાનો વિસ્તાર કર્યો છે.

**तेही भोम भवभर उपजनकु, करीत आगम करतारु ।**
**लक्ष चोरासी जीव जंतके, जीमे हवीत तन सारु ।। (१४०)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તાપતિ એ અવ્યકત બ્રહ્મ ભુમિકામાંથી પોતાની ઈચ્છાએ કરીને અગમગતિની ઉપજણથી ભવભર રૂપી સઘળો સંસાર ઉત્પન્ન કર્યો છે. ચોરાસી લાખ પ્રકારની આદ્ય લઈ નાના મોટા અસંખ્ય તનુઓ ઉત્પન્ન કર્યા હોય, તેમાં સારામાં સારો દેવોને દુર્લભ મનુષ્ય દેહ ગણાય છે. જેનાથી સમસ્ત કર્તાનું કત પોતાનું સ્વરૂપ અને નિજકર્તા ઓળખી શકાય છે.

**भोम विना कोउ अलग हवीत नही, आद्य थकी अबलगही ।**
**विनु कर्ता आपने भव सहीतम, अक्रत पदकुन पगही ।। (१४१)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે" મનુષ્ય દેહની ભુમિકા સિવાય જગત રચનાની આદ્યથી લઈ અત્યાર સુધી કોઈ પણ અંશ સદ્‌ગુરૂનો લક્ષ ગ્રહણ કર્યા વિના ભવભરથી અલગ થઈ શકતો નથી. જે જે અંશોને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો મનુષ્યા દેહથી જ થયેલું છે. એવા જ્ઞાન અધિકારી જે જે જન થયા. તેને આ ભવરૂપ કતને ઓળખી નિજકર્તાનું નિત્ય શરણ

પ્રાપ્ત કર્યુ છે. તો એવા સ્વજાતિય સકર્તા ધણીને ત્યજી અકર્તા બ્રહ્મમાં શા માટે પગ મુકવો જોઈએ ?

**छते पति शिर पर सरजनकु, तज भुगते रंडापु ।**
**सुसक ब्रह्म ओरू कहत अकर्ता, जीनमे करीत मेळापु ।। (१४२)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," સર્વના શિર પર સર્વેશ્વર સર્વજ્ઞ સાક્ષી નિજ સકર્તા સ્વામિ હોવા છતાં અન ઈશ્વરવાદીઓ નિજ ધણીને ત્યજી દઈ વિધવાઓ બનીને નિડરપણે રંડાપો ગુજારે છે. અકર્તા બ્રહ્મ શુષ્ક, અચેત અને જડ છે. જેમાંથી કોઈ પ્રકારનું સુખ કે ફળ મળે તેમ નથી તેની સાથે પ્રિતિ બાંધીને રહે છે.

**आपनु आप तो अति होशियारन, सकल चराचर वेत्ता ।**
**संभवीत नहि जीनुं पति अकर्ता, अंतस विनु अचेता ।। (१४३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે આપનું આપ ચૈતન અંશ નિજ સકર્તાપતિનો સ્વજાતિય હોવાથી અતિ હોંશિયાર હોય, સ્થાવર જંગમ સર્વને જાણવાવાળો છે. પરંતુ અકર્તા નિર્ગુણ બ્રહ્મ સદાના માટે અચેત છે તે ચૈતન અંશનો પતિ થઈ શકતો નથી.

**भार अढार वनस्पति भिन्न भिन्न, सकल सजातिक फळही ।**
**फळ फळके तरू सकल फळीनके, फळीत न वेत अफळही ।। (१४४)**

જેવી રીતે અઢારભાર સ્થાવર જાતિ બહું પ્રકારની સર્વ સ્વજાતિય હોય, તેને ભિન્ન ભિન્ન પ્રકારના ફળ લાગે છે. પરંતુ કોઈ કોઈ વૃક્ષ જાતિ અને વેલી જાતિ વંઝ હોવાથી તેને ફળ લાગતા નથી.

**तेही परकारन ब्रह्म अकर्ता, उभये वेतवत् सोइ ।**
**जेही तरू तन विनु सकल फळीत पर पक्षी न बेठत कोइ ।। (१४५)**

જેવી રીતે સ્થાવર જાતિમાં જે વૃક્ષને ફળ લાગતા ન હોય, એવા વૃક્ષ ઉપર પક્ષી પણ

આવીને બેસતુ નથી. તે દ્રષ્ટાંતના ન્યાયે અકર્તા બ્રહ્મ ભાવાભાવ રહીત અર્થ વિનાનું હોવાથી કોઈ પ્રકારનું કાર્ય કરી શકતું નથી. તો એવા નિરર્થક બ્રહ્મનો આશ્રય શામાટે લેવો જોઈએ ?

**त्यौं ब्रह्म वृक्ष अफळीत वेत सम, जुग जन पक्षी न पगही ।**
**अेसेही ब्रह्म अफळीत सुसक वत, तिनु आपने क्या लगही ।। (१४६)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે ફળ વિનાના વૃક્ષ જેવો અકર્તાવાદીઓનો બ્રહ્મ સિધ્ધાંત છે. તે અચેત બ્રહ્મ વૃક્ષ પર પક્ષી રૂપ જગતના જીજ્ઞાસુજનો પગ પણ મુકતા નથી. કારણકે અફળ અને શુષ્ક અકર્તા બ્રહ્મ સાથે ચૈતન્ય અંશોને શું લાગે વળગે છે ?

**ओरू आपने सचेतनसे हवीतव, कर्ता सचेत अनंतु ।**
**अनंत सचेत विनाके निजपत, क्यौं सजे अगणित तंतु ।। (१४७)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે ચૈતન અંશો ! આપણે સચેતન ગતિવાળા હોવાથી અનંત સચેતન ગતિવાળા સકર્તાએ આપણ સર્વને ઉત્પન્ન કરેલા છે. તે નિજપતિ અનંત સચેત ગતિવાળાના હોય તો અનેક ઘાટોનું સર્જન કેમ કરીને કરી શકે ? એટલા જ માટે અનંત ઐશ્વર્યતાવાળા સજાણ જાણ સર્વજ્ઞ ગતિવાળા સકર્તાપતિજ છે.

**अगणित तंत सज्जन के पति सम, हवे न ब्रह्म अकर्ता ।**
**माटे अंश सचेतन के सम, सरजन चहे सकर्ता ।। (१४८)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," અગણિત શરીરોનું સર્જન કરનાર સકર્તાપતિ હોય, તેમની સમાન અકર્તા બ્રહ્મ થઈ શકતું નથી. એટલા જ માટે સર્વે અંશો ચૈતન ગતિવાળા સકર્તાપતિના સ્વજાતિય હોવાથી અનંત સચેતન ગતિવાળા નિજ સકર્તા સ્વામિ છે છે ને છેજ.

**तेही ब्रह्म के जेही करीत आराधन, साधन हवीत अवरथा ।**
**तोय मुवा तेही मान न मुकत, विलमीत रहे अभरथा ।। (१४९)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," બ્રહ્મ અકર્તા અને અચેત હોવા છતાં બ્રહ્મજ્ઞાનીઓ ત્યાગ વૈરાગ સહિત સ્મરણ ધ્યાન અને ઉપાસના કરે છે. તે કરેલું સર્વ સાધન વૃથા જશે છતાં ભરથાર વિના જડ બુધ્ધિવાળા મિથ્યા મતને છોડતા નથી.

**विनु भरथार हवीनकु विलमीत, सभराभर पेखीनके ।**
**ज्यौं नंपुचकक्कु नार मोहीत पण, उपले रूप देखीनके ।। (१५०)**

જેવી રીતે કોઈ વનીતા નપુસક પુરૂષનું સુંદર રૂપ જોઈને મોહ પામે છે. પરંતુ તેની મનોકામના પૂર્ણ થતી નથી.એ દ્રષ્ટાંતના ન્યાયે સભરાભર અકર્તા વ્યાપક બ્રહ્મમાં જગતના કેટલાય જનો વિરામ પામ્યા છે. તે તેમનો સ્વજાતિય નિજ ભરથાર નહિ હોવાથી, નિજપદ પ્રાપ્ત કરવાનો પરમ અર્થ સરતો નથી.

**पण अंतर पुरूषातन विनके, तदीप नार नहि मुके ।**
**उपले रूप देखीत मोहीतनके, हवीत अेब भवनु के ।। (१५१)**

જે સ્ત્રી પુરૂષાતન વિનાના પુરૂષ સાથે મોહ પામેલી હોવાથી પુરૂષાતન વિનાનો છે. એમ જાણવા છતાં તેનો સંગ છોડતી નથી એવીજ રીતે જગતના જનો અકર્તા બ્રહ્મ નિર્વિત અને નિર્માલ્ય છે. એવી ખબર હોવા છતાં પણ પ્રિતિ રાખીને વળગી રહ્યા છે.

**आपही आप हवीत बनवटसे, लटके क्यौं मोहोबतसे ।**
**दुसरनके नहि वंक केहेनके, जबते रहे जतमतसे ।। (१५२)**

તે સ્ત્રી આપોઆપ પુરૂષાતન વિનાના પુરૂષ સાથે મન મેળાપ કરીને રહી છે. પોતાની ભુલથી બીજાનો વાંક કાઢી શકતી નથી. એ કારણને લઈ તે પુરૂષ સાથે પ્રેમભાવ રાખી જત મત પણે રહે છે.

**पण अंतरमे दाह पुरूषके, रखत अेब उपरनके ।**
**ज्यौ बाजीगर चरम सेटु पर, धरत मोह स्त्री पीयनके ।। (१५३)**

દ્રષ્ટાંતે જેમ બાજીગર ચામડાની સુંદર પુતળી બનાવી લોકોને બતાવે ત્યારે તેને જોઈ પ્રિય માની લોકો મોહ પામે છે. પરંતુ કોઈની મનોકામના પૂર્ણ થતી નથી. એવી જ રીતે સ્ત્રી સાથે સબંધ જોડીને રહેલો પુરૂષાતન વિનાનો પુરૂષ હોવાથી, તેનું અંતર કામદેવના તાપથી દાઝતું હોય, છતાં અમારી એબને કોઈ જાણી ન જાય એવા હેતુથી તેના નેણ વેણનો પ્રેમભાવ સ્ત્રી સાથેના વર્તનવાળો બતાવે છે.

**साचनके उर चरम जनीतके, त्यौं नारी नपुचक्की ।**
**पण उपले अतबार रखनकु, अंतर प्रीत सुसक्की ।। (१५४)**

જેવી રીતે ચામડાની પુતળી અંતરમાં શુષ્ક હોવા છતાં ઉપલક દ્રષ્ટિએ સાચી હોય, એવી ચેષ્ટા કરી બતાવે છે. એ દ્રષ્ટાંતના ન્યાયે પુરૂષાતન સિવાયના પુરૂષની સ્ત્રીના અંતરમાં પ્રેમ નથી. છતાં ઉપલક વિશ્વાસ રાખીને પુરૂષની મર્યાદામાં રહે છે.

**अेही उभये द्रष्टांत समोवड, ब्रह्मज्ञानके पखही ।**
**नार बाजीगर वतसे जानीत, पक्ष उपलके रखही ।। (१५५)**

બાજીગરની પુતળી અને નપુસક પુરૂષની સ્ત્રીએ બંને દ્રષ્ટાંત અકર્તા બ્રહ્મ પક્ષમાં બ્રહ્મ જ્ઞાનીઓને જણાવવામાં આવ્યા છે. એ દ્રષ્ટાંતના ન્યાયે અકર્તા બ્રહ્મ અચેત અને જાણ સિવાયનું હોવા છતાં બ્રહ્મજ્ઞાનીઓ સચેતન સકર્તા છે. એવો ઉપલક ડોળ કરી બતાવે છે.

**आपने पक्ष करन प्रतिपादन, ग्रही वेदान्त आधारू ।**
**खट शास्त्र मत अेक न आवत, त्यौं वेदान्तही वारू ।। (१५६)**

બ્રહ્મજ્ઞાનીઓ અકર્તા નિર્ગુણ બ્રહ્મ પક્ષને નક્કી કરી બતાવવા માટે તેમણે વેદોનો આધાર ગ્રહણ કર્યો છે. છતાં છ શાસ્ત્રોનો મત વેદ સિધ્ધાંતની સાથે મળતો નથી. તેમ જ ચાર વેદોના સિધ્ધાંતો અલગ અલગ વર્ણન કરીને બાર મહા વાકયોમાં વિરામ પામ્યા છે.

**जेतने भर शंकर पक्षनके, ग्रहीतव ज्ञान वेदांतु ।**
**अहं ब्रह्म हवीतवसे होवत, सकल कर्मके अंतु ।। (१५७)**

જેટલા વિદ્વાનો શંકરાચાર્યના મતે અનુસરી વેદાંત શાસ્ત્રોના જ્ઞાનને ગ્રહણ કર્યુ છે. તેમણે શુભ કર્મનો ત્યાગ કરી અમે પોતે અહં બ્રહ્મ હોય, એવું સમજીને સદા સર્વદા મુક્ત રૂપ છીએ એમ માને છે.

**जीनमे कष्ट न परीत कर्मकी, मुक्ता हल फरननकुं ।**
**पाप पुन्यके डरप न दलमे, भव भंभेर करनकु ।। (१५८)**

જે અહં બ્રહ્માસ્મિના મતવાળા વિદ્વાનો સત્‌કર્મનું કષ્ટ સહન કરતા જ નથી. કારણકે પોતાને ન્હે : કર્મ બ્રહ્મ સ્વરૂપ સમજે છે. આવી રીતે મુકતરૂપ ગણીને ભવભરમાં ફરતા હોય, જગતના જનોને કહે છે. કે અમે પણ બ્રહ્મ છીએ અને તમે પણ બ્રહ્મ જ હોવાથી, બીજું કંઈ કરવા જેવું નથી. એમ જણાવીને ભવના લોકોને ભંભેરે છે.

**कर्म वहीत करनन जीवनकुं, निज कर्ता न लखावे ।**
**अक्रतमे अविलान करावीत, शुन्य सम ब्रह्म जणावे ।। (१५९)**

બ્રહ્મ જ્ઞાનીઓએ જગતના જીવોને ધ્યાન, સ્મરણ, ઉપાસનારૂપ સત્ કર્મથી વિમુખ કરીને નિજકર્તાનો લક્ષ લખાવ્યો નથી. તેમણે અકર્તા બ્રહ્મનું અવલોકન કરાવીને શુન્ય જેવા બ્રહ્મને સત્ કરી મનાવ્યું છે.

**तेही शुन्य सम ब्रह्मसे नहि उपजीत, विविध भात भव तनही ।**
**इन्द्र घटा शुर करणी विना अप, जरीतन ज्यौं न गगनही ।।(१६०)**

દ્રષ્ટાંતે જેમ સૂર્યના રજોગુણી કિરણો વૈરાટના મહા પવન ઉપરના પડે ત્યાં સુધી ઈન્દ્ર ઘટા' એટલે વાદળનો જમાવ થતો નથી અને વાદળવીના આકાશમાંથી વરસાદ વરસતો નથી, એવી રીતે નિજકર્તાના સત્ સંકલ્પ સિવાય શૂન્ય જેવા અકર્તા બ્રહ્મથી વિધવિધ ભાતવાળા ભવભરના અનેક તનુઓ ઉત્પન્ન થતાં નથી.

**त्यौं जेही तेही परकारनसे क्रत, करे विना नव होही ।**
**निगम लक्ष वदीतव करता विन, सुरती कुन कांहां चवही ।।(१६१)**

આ જગતમાં જ્યાં ને ત્યાં બહુ પ્રકારે કૃતનો પસારો દેખાય છે. તે કૃત નિજકર્તાના કર્યા વિના ઉત્પન્ન થયું નથી. છતાં વેદોએ કર્તા સિવાયના લક્ષનો ઉચ્ચાર કરેલો છે. તો પછી વેદ શ્રૃતિની જાણ ત્યાં કર્તાપદમાં કેમ કરીને પહોંચી શકે ?

**निगम सुरती जेही न्याय लगीत विन, तिनु हमन नहि धीजे ।**
**अे भुदु भवभरके सहित अग, बडके बोल पति जे ।। (१६२)**

" કરૂણેશ પતિ કહે છે કે," વેદોની શ્રૃતિઓમાં સત્ય ન્યાય નહી હોવાથી, અમને કોઈ જાણી શકયા જ નથી. એ મહાન ભુંડા ભવભરના આગેવાન બ્રહ્માજીએ વેદની શ્રુતિઓમાં અકર્તા બ્રહ્મનો ઉચ્ચાર કર્યો છે તે મોટા પુરૂષ બોલેલા છે તેવું સમજીને જગતના જનો તેમાં વિશ્વાસ લાવેલા છે.

**हम तो अजभव पुरूष शक्ति पर, जीनुं पोकारत नेति ।**
**नेतिनके, पर परनेती पद, हम तो तीनुं सवेती ।। (१६३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શકિત અને નિરંજનની પાર નિજસકર્તા પતિનું અગમ્ય પદ આવેલું છે. જેની વેદોએ નેતિ પોકારી હોય, તે નેતિના અંતે પર નેતિ પરમપતિનું પદ સર્વજ્ઞ એક પરમગુરૂ જ જાણે છે.

**तो हमसे बड कुन बोलनके, जेही वचन हम धीजु ।**
**निज करतार कारन अंशनके, तेही विन नहिन पतिजु ।। (१६४)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા વિના શ્રેષ્ઠ વચનો બીજુ કોણ બોલેલું છે. કે જેના ઉપર અમે ખુશ થઈએ ? એ કારણને લઈ સર્વ અંશોના સ્વજાતિય સકર્તા સ્વામિ વિના મને કોઈના ઉપર વિશ્વાસ નથી.

**नेति नेति कही जेही पुरूषकी, तेही निरंजन पदकी ।**
**निज करतारनसे ओरललके, पण नहि कदमो कदकी ।। (१६५)**

" પરમ કૃપાનિધિ કહે છે કે, " વેદોએ જે પદની નેતિ નેતિ કહેલી હોય, તે પદ અવ્યકત નિરંજન પુરૂષનું છે. એવા જે આ બાજુના ઓરલા પદ હોવાથી ત્યાં કદાપી હું પગ પણ મુકતો નથી.

**ओरू व्याक्रण वरणीत वितके सम, जेतने भर कुल दरबु ।**
**हिरा माणेक लाल रतन ल्यौं, खानपान विन सरबु ।। (१६६)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," હિરા, માણેક લાલ (નિલમ) અને રત્ન એ મહાન કિંમતી દ્રવ્યો છે. જેનું વ્યાકરણ વાણી દ્વારા વર્ણન કરેલું હોવા છતાં તે ખાવા પીવાનાં કામ લાગતાં નથી.

**दामनके तो मनुष मनुषमे, चलण हवीत अेकदेशी ।**
**पण जीनुं खानपान वत व्याक्रण, हवीत नहि सरवैंशी ।। (१६७)**

હિરા, માણેક, નિલમ આદી દ્રવ્યો એકદેશી હોવાથી તેને પૈસાથી ખરીદાતા હોય તેનું ચલણ મનુષ્ય જાતીમાં જ ચાલે છે. મનુષ્ય સિવાયની બીજી જાતિમાં તે કામ લાગતાં નથી. એવી જ રીતે વ્યાક્રણ ભાષા હિરા, માણેક જેવી હોય, તે મનુષ્ય જાતિના જ ઉપયોગમાં આવે છે. પરંતુ ખાનપાનની જેમ શરીરોની સર્વ જાતિમાં વ્યાક્રણવાણી ઉપયોગમાં આવતી નથી.

**अेक देशीनके कुन चलावत, कर्ता पक्ष सरजनमे ।**
**पालण पोक्षण करन करतके, नुन्य नहि परजनमे ।। (१६८)**

એકદેશી દ્રવ્ય અને એકદેશી ભાષાનું મહત્વ કે શ્રેષ્ઠ પણું સર્જનહારના સર્જેલા સર્વ દેશી ક્તના પક્ષમાં કંઈ ગણતરીમાં ગણાતું નથી. સર્જનહાર સકર્તાપતિએ ખાનપાન વિગેરે સર્વ પદાર્થો ક્તરૂપ સર્વ ઘાટોનું પાલન પોષણ કરવાઅર્થે વરસાદ ને વરસાવવા સઘનઘનનું સર્જન કર્યુ છે. તે ખાનપાન સિવાય એકપણ ઘાટ બાકી રહ્યો નથી.

**परजन सो परजाय पतिनकी, रती रतीनके न्याळु ।**
**जो अनुचीत कोउ हवे कर्ता तो, क्यौं करे प्रतिपाळुं ।। (१६९)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," ભવભરનાં સર્વ જીવો રૂપી પ્રજા એકજ સકર્તા પતિની છે. જેથી પ્રિતિપૂર્વક તમામ અંશોને નિજ દ્રષ્ટિએ હેત રાખીને નિહાળે છે. જો કદાચ કોઈ જીવ સાથે નિજકર્તા અયોગ્ય વર્તન રાખે તો સર્વ જીવોનું પાલન પોષણ કેવી રીતે કરી શકે ? એટલાજ માટે નિજકર્તાની દ્રષ્ટિમાં વિશમ ભાવ સંભવતો જ નથી.

**जेही जीनके जातिनके वहीवट, तेही तीनुं सम आनंदु ।**
**तेही सकल सफुरण सत्तायन, निजपति कारण कंदु ।। (१७०)**

" પરમકૃપાનિધિ કહે છે કે," જગતના સર્વ જીવો જે જે ઘાટોની જાતિમાં વસેલા છે. ત્યાં તેમના સરખો વહીવટ કરીને સર્વે જીવો આનંદ કરે છે. તે સર્વે અંશો સર્જનહારના શુધ્ધ સંકલ્પની સ્ફુરણામાંથી ઉત્પન્ન થયેલા હોવાથી સર્વેનું મુળકારણ નિજસકર્તા પતિ એકજ છે.

**अहं नमामी ताय निज पदकु, एेही विधि नरणी करीतकुं ।**
**ओर अनंत इश अगणितकु, छांड कुवेर उत इतकु ।। (१७१)**

એવી જ રીતે ક્રત અક્રત અને સર્વે અંશોના સર્જનહાર એકજ કૈવલપતિ છે. એવો સત્ય નિર્ણય કરીને આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ દેવલોકમાં અનેક નકલી ઈશ્વરો થઈ બેઠેલા તે સર્વેને મેં છોડી દીધા છે. " સત્ શ્રીમંત કુવેર સ્વામિ, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," સ્વજાતિય નિજસકર્તા સ્વામિને મારા અંતરહંગના શુધ્ધ ભાવથી વારંવાર હું નમસ્કાર કરું છું.

**ઈતિશ્રી સંસ્કૃત પ્રાકૃત લક્ષ નિર્ણય ખાનપાન સહિત અષ્ટ ચત્વારિંશતમ્**

**સિધ્ધાંત નિર્ણય સંપૂર્ણ**



# સિદ્ધાંત-૪૯

**અથ શ્રી સકત કત દ્વૈત તીર્થવ્રત સીમાહદ નિરૂપણ નામ નવચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય**

**શ્રી કૃપાનીધિ ઉવાચ**

**सो तो निजपति अंश मीलनकु, अखील अवध अस्थानु ।**
**जेतने भर विस्तारनके वित, निजपति अंश निदानु ।। (१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેટલે સુધી ભવભરનો પસારો થયેલો હોય ત્યાં સુધી સર્વે અંશો નક્કીપણે વસીને રહ્યાં છે. તે અનંત બ્રહ્માંડોના અવધિકાળે ઉગરતુ કૈવલ કર્તાનું ધામ ત્યાં જઈને તમામ અંશો નિજપતિનો મેળાપ કરશે.

**विनु अवध भवभरही तदीपसे, अगम जाय जो अंशु ।**
**पंच शरीर तत्व सहीतमसे, जेही हवीत निरवंशु ।। (२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, ભવભરનો અવધિકાળ આવતા પહેલાં આગળથી જે અંશને નિજકર્તાને મળવુ હોય, તેને પાંચ તત્વો અને પાંચે તત્વોનાં પંચદેહની અહંતા મમતા સહિત તેની વાસનાનો નાશ કરીને ન્યારો થાય ત્યારે જ નિજપતિ ને મળી શકે છે.

**निरवंशी निरवाणीनके वित, तेही तनके तीत तनमे ।**
**विना परमगुरू पाय विहुनके, जनीत नहि लख अनमे ।। (३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચાર દેહોની રચનાના તત્વોનો વંશ તેનો નિર્વંશ કર્યા પછી જયાં વાણી પહોંચી શકતી નથી. તે સત્યરૂપ વિતનો નિર્વાણી લક્ષ પ્રાપ્ત થાય છે જે આ પ્રગટ દેખાતા સ્થુલથી લઈ સુક્ષ્મ કારણ અને મહાકારણની પાર પરમકારણમાં નિજ અંશ નિવાસ કરીને રહેલો હોય, તે અંશ સ્વરૂપનો લક્ષ પરમગુરૂ સિવાય અન્ય એટલે બીજા સિદ્ધાંતોમાંથી પ્રાપ્ત થઈ શકતો નથી.

**अन अनके लक्ष इतन इतनके, तीतके कोहु न वेतु ।**

**सृष्टि पसारन मही उपजीतके, इश अवतार समेतु ।। (४)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," સર્જનહાર સિવાય અન્ય મતપંથોના લક્ષ મંત્રો અહિંના જ હોવાથી, જયારથી જગત ઉત્પન્ન થયું, ત્યારથી જગત પસારામાં અવતારી ઈશ્વરો થયાં, તેમની આદ્ય લઈ બીજાં ઈષ્ટદેવો સહિત ઉપદેશક આચાર્યોએ ભવભરમાં પરમેશ્વર મનાવ્યાં છે. અન્ય મંત્ર જાપ તેઓના નામના ઉપજાવી કાઢયાં છે. તીત એટલે જગતથી ન્યારા રહેલાં સર્વે અંશોના સ્વજાતિ નિજકર્તાને જાણી અને જણાવી શકે, એવા કોઈ વેત્તા થયાં જ નથી.

**ओरू रज तम सत शकित ज्योत ल्यौं, जीनुं रटण मंतरही ।**

**तेतने लग जप इतन इतनके, तीतके नहि सरभरही ।। (५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, બ્રહ્મા,વિષ્ણુ, મહેશ્વર, આદ્યશકિત અને જયોતિ નારાયણ સુધીનાં મંત્રો અહિંનાં જ ગણાય છે. જે દેવ-દેવીઓનાં નામનો મંત્ર જપે તે મંત્ર તેને જ પહોંચતો હોય, નિજ કૈવલપતિનાં અમર મંત્ર સમાન બીજો કોઈપણ મંત્ર શ્રેષ્ઠ નથી.

**तेही सकलके तन मरीतवके, जीनुं जपीत क्या करही ।**

**सुने पोकार तेहुनको कौ कुन, जपत न विनु अमरही ।। (६)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરમાં અવતારી ઈશ્વરોની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સહિત સર્વ તનુધારી દેવો અવધિકાળ આવતાં મરણ પામે છે. તો પછી તેમનાં મંત્રોનો પોકાર કોણ સાંભળશે ? અમરમંત્ર સિવાય અનિત્ય નામના મંત્રો જપીને તમે શું કરશો ?

**मरन सकल रूप गुण पुदगळके, जेही तन धरी दरशीतके ।**

**तेतने भर इतके इत खपीतव, जइ न शकत पद तीतके ।। (७)**

આ જગત ભરનાં નામ, રૂપ, ગુણવાળા પ્રગટ તનુધારી ચર્મ દ્રષ્ટિએ દેખાય છે. તે સર્વે અહિના અહિ ખપી જવાવાળા હોય, તેમનાં નામનો મંત્ર જપનાર ઉપાસક જનો તીત એટલે

જગતથી ન્યારા રહેલાં નિજ કર્તાને તે જઈને મળી શકતા નથી.

**तीतके तो अेक अंश जवनके, मंत्र सजीव सुर तीनके ।**
**ओर सकल सब जाप अनीतके, नीतके नहि मुरतीनके ।। (८)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અમારા સજીવન મંત્રમાં જે અંશ સુરતા લગાવીને સ્થિર થાય છે તે અંશ તીત એટલે જગતથી ન્યારા રહેલાં નિજકર્તાના ધામમાં જઈ શકે છે. બીજાં નાશવંત મુર્તિમાન દેહધારી ઈષ્ટના નામનો મંત્ર જપનાર સકર્તાપતિના નિજ ધામમાં પહોંચી શકતાં નથી.

**निजपति लोप धरीत आप आपने, थपीत थाप धुरतवके ।**
**धुरतव सो करतार तजीनके, आपही आप हवीतवके ।। (९)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," મતપંથના આચાર્યોએ નિજકર્તાના નામનો લોપ કરીને તે ધુતારા લોકો આ જગતમાં ઈશ્વર થઈ બેઠા છે. સકર્તાધણીને ત્યજી દઈને આપોઆપ પોતાની સ્થાપના કરી, "અમે તમારા પ્રભુ છીએ." એવું જગતનાજનોને સમજાવી ઠગારાઓએ સર્વ જીવોને ઠગી લીધાં છે.

**पण नहि कर्ता आद्य सरजन पत, भव जतमत जीव जुके ।**
**अल्पज्ञे सर्वज्ञ सरायत,आचारज अनहुतके ।। (१०)**

" મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આચાર્યોએ આ જગતમાં જે જે ઈષ્ટોની સ્થાપના કરી બતાવી છે તે આદ્ય સકર્તા સર્વ જીવોના સર્જનહાર નિજપતિ નથી. છતાં આચાર્યોએ જીવોને જતમત કરી, અનિત્ય અલ્પજ્ઞ ઈષ્ટોને પરમેશ્વર મનાવી સર્વજ્ઞની ઉપમાઓ આપી જુઠ્ઠે જુઠ્ઠી પ્રશંસા કરાવી છે.

**हुतके तो पति परम अजोनिक, जोनिक नहि आवनही ।**
**जेही जोनी आवनके पुदगळ, ते नहि खुद खावनही ।। (११)**

" જે આદ્ય અનાદીનાં નિજ કૈવલ પતિ અજન્મા હોવાથી જનનીની યોનિ દ્વારા જન્મ લઈને આવતા જ નથી. તે નિજકર્તા સિવાય જેટલાં જનનીનાં ઉદરે જન્મ લઈને દેહધારણ કરીને આવ્યા છે. તેમને કદાપી ખુદ કર્તાધણી કહી શકાય જ નહીં. એમ નિશ્ચયપૂર્વક માનવું.

**खुद खावन तो छेक सबनके, जीनुं उपरीत कोउ नांही ।**
**पंच तत्वमे शुन्य छेवट वत, जीनुं उतइत तट कांही ।। (१२)**

સર્વે અંશોના ખુદ ખાવન કર્તા કૈવલ સમસ્ત લોકની છેવટે રહેલાં હોવાથી, જેની પાર બીજું કોઈ જ નથી જેવી રીતે પાંચે તત્વોની આદ્ય મહા આકાશ વારપાર વિનાનું વિસ્તાર પામેલું છે. તેનો કોઈ ઉપાયે અંત લાવી શકાય તેમ નથી. તેજ ન્યાયે સકર્તાપતિને અપરંપાર જાણી લેવાં.

**अे तो दीये द्दष्टांत शुन्यवतके, अपरंमपार देखीनके ।**
**पण कर्ता तो शुद्ध चैतन वत्, रजतज सब पेखीनके ।। (१३)**

જે મહાશુન્યને અપરંપાર જોઈને દષ્ટાંત આપ્યું છે છતાં ગતિએ અચેત અને જડતાવાળુ છે. પરંતુ નિજ સકર્તા ધણી મહાદ્ સચેતન સર્વજ્ઞ સુજાણ જાણવાળા હોવાથી રજતજથી લઈ સર્વ જીવોની ગુપ્ત પ્રગટ ક્રિયાને જોઈ યથાર્થ જાણી શકે છે.

**जो रज तज पेखन विन कर्ता, तो क्यौं सरजे सबेही ।**
**ओरू जीनके जेही खानपानकी, देइ कीम शके तबेही ।। (१४)**

જો સકર્તા પતિ રજતજની આદ્ય લઈ અનેક તનુધારી જીવોને જોઈ જાણી શકતાં ના હોય તો સમસ્ત જગતનું સર્જન કેવી રીતે કરી શકે ? તેમજ બહું પ્રકારના ઘાટોની જાતભાતવાળા જીવોનું ખાનપાન જુદુ જુદું જેને જેવું જોઈએ તેવું કેમ કરીને આપી શકે ? એટલા જ માટે નિજ સકર્તા ધણી અપાર સામર્થતાવાળા છે.

**अेही समके जेही सरजन सकर्ता, धरता धरीत सकलके ।**
**सो निज पत गत अकळ कळीत विन, कळीतव थपे नकलके ।। (१५)**

એવી જ રીતે નિજ સર્જનહાર સકર્તા સ્વામિ સર્વેને ઉત્પન્ન કરી, ધારણ કરી રાખનાર અકળ ગતિવાળા હોવાથી અત્યાર સુધી તેમને કોઈ કળી શકયું નથી. તે કારણને લઈ આચાર્યોએ આ જગતમાં અનિત્ય દેહધારી નકલી ઈશ્વરોને સ્થાપી તેમને જ કળી શકેલાં છે. જેથી જગતમાં જાહેર કરી, બનાવટી ઈશ્વરોને ઓળખાવી અસલ મનાવ્યાં છે.

**नकल थपीतसे काज हवीत नही, विना अनाद्य अखेइ ।**
**ज्यौं लरका जमी रेत खेतमे, उपजीत कण न कबेइ ।। (१६)**

દૃષ્ટાંતે જેમ નાના છોકરા રેતીનું ખેતર બનાવીને તેમાં અનાજ વાવે છે. પરંતુ તે અનાજ કદાપી પાકતું નથી. એવીજ રીતે અનાદી નિજકર્તાને ત્યજી દઈ બાળક બુદ્ધિનાં આચાર્યોએ નકલી ઈશ્વરોની સ્થાપના કરીને જગતનાં જીવોને વળગાડયાં છે. તેથી કોઈપણ જીવોનું કલ્યાણ થશે નહિ.

**अेही परकारन कर्ता करतके, बाली बाल खेलवही ।**
**करीत व्याह भवके सम भजवीत, जीनसे प्रजा न हवही ।। (१७)**

ઉપર જણાવ્યા પ્રમાણે જગતમા કર્તાના કતની અંદર મનુષ્ય જાતિનાં બાળક બાલીકા વહેવારીક રીતે વિવાહ કરીને, સંસારનો ખેલ ભજવી બતાવે છે. પરંતુ તે ઉપલક દ્રષ્ટિની ઘડીભરની રમત હોવાથી તેનેપ્રજા ઉત્પન્ન થતી નથી.

**अेही परकारन थपीत आचारज, इष्ट बालीके समही ।**
**पण निजपति करतारनकी जीन, आद्य थकी नहि गमही ।। (१८)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતનાં ન્યાયે તેજ પ્રકારે આચાર્યો બાલીકા સમાન હોય, તેમણે માનીને સ્થાપેલા જેનાં જે ઈષ્ટો બાળક સમાન હોવાથી, તેમની સાથે લગ્ન કર્યુ છે. છતાં જગત રચનાની આદ્યથી અનાદી સકર્તા પતિને પ્રાપ્ત કરવાની અગમ્ય ગમગતિ કોઈ જાણતાં જ નથી. તો જે હેતુથી આચાર્યોએ નકલી ઈષ્ટોને પતિ તરીકે ધારણ કર્યા છે. તેથી તેમનું મોક્ષ પામવાનું કાર્ય સિદ્ધ થવાનું નથી.

**तेही आचारज भ्रष्ट महिनके, जेही पुरानन वगता ।**
**शास्त्रकी पण गम नहि जीनकुं, अनीत इष्टके रगता ।। (१९)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," આ સૃષ્ટિના આચાર્યોની વધારે પડતી વાત તો શું કહું ? તે તો અઢાર પુરાણોમાં વર્ણવી બતાવેલાં કલ્પિત ઈશ્વરોની વગવાળા હોવાથી શાસ્ત્રોનાં સિદ્ધાંતની પણ તેને ખબર નથી તે કારણને લઈ અનિત્ય દેહધારી ઈષ્ટોને આજીજીપૂર્વક કરગરે છે.

**ओर थपीत जेही ब्रह्म अकर्ता, सुसक शुन्यवत सदही ।**
**तेही पण नहि करतार पुरंजन, अविगत वत् अदबदही ।। (२०)**

ઉપરની ચોપાઈમાં સગુણ પક્ષના આચાર્યોનું વર્ણન કરી જણાવ્યું તેમનાથી વિશેષ બુદ્ધિના આચાર્યો નિર્ગુણ બ્રહ્મના સિદ્ધાંતવાળા હોય, તેમનું માનેલું, બ્રહ્મ સુશક સુષુપ્તિનાં જેવું શુન્ય સમાન હોવા છતાં તેને સત્ય જાણીને વળગી રહ્યાં છે. તે બ્રહ્મ પુરાતન સર્વે અંશોનું સ્વજાતિય સકર્તાપદ નથી. પરંતુ જેનું વાણી દ્વારા વર્ણન થઈ શકે નહિ એવું અવિગત અદબદ બ્રહ્મ તેનો પણ ચોક્કસ નિર્ણય કર્યા સિવાય તેઓ વિરામ પામ્યાં છે.

**अेही उभये थपीतव नहि लागत, निजपति कारण कंदे ।**
**अेक अकर्ता दुती करत तन, विन सक्रत कुन वंदे ।। (२१)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," એક સિર્ગુણ ક્રત અને બીજું નિર્ગુણ અકર્તા બ્રહ્મ એ બંનેનું સર્જન કરનાર મુળ કારણ સકર્તા સર્જનહાર જ છે. છતાં તે સિર્ગુણ નિર્ગુણનું સ્થાપન કરવાવાળા આચાર્યો અને તેમનાં મતને અનુસરવાવાળા ઉપાસકો નિજપતિને નહિં જાણી શકવાથી કોઈ તેમને પ્રેમપૂર્વક વંદન કરી શકયા નથી.

**सक्रत सो निज स्त्रजन अंशके, सकल चराचर तनके ।**
**हिरण ग्रभ चैतन तन मळीतव, कुन करन उत्पन्नके ।। (२२)**

" પરમ કૃપાનીધિ કહે છે કે," સ્થાવર જંગમની આદ્ય લઈ અનેક ઘાટો રૂપી કતને અને સર્વે અંશોને ઉત્પન્ન કરી પ્રત્યેક તનુઓમાં વસાવ્યાં છે. તેમજ જડ ચૈતન સંયુકત હિરણ્ય ગર્ભ ગતિ એકમેક કરી, ખલકનો ખેલ અતિ અદ્‌ભુત રચનાર અનંત ઐશ્ચર્યતાવાળા સકર્તાપતિના હોય તો કોણ કરી શકે તેમ છે ?

**उत्पन्न सो तनु बीज सकलके, अेकदम कीये क्रताइ ।**
**पीछे कीये पुरूष प्रकृतीनसे, अेही सब वदे व्रथाइ ।।** **(२३)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કરૂણેશ કૈવલ પતિએ શુદ્ધ સંકલ્પ દ્વારા બિજગ અંકુરોની રચના એકદમ એકી સાથે જ કરેલી છે. ત્યારપછી પુરૂષ પ્રકૃતિને ઉત્પન્ન કરેલા હોવા છતાં વેદમતના આચાર્યો કહે છે કે આ સમસ્ત જગત પુરૂષ પ્રકૃતિનું ઉત્પન્ન કરેલું છે. તે નિજકર્તાની અગમ ગતિને નહિં જાણવાથી વૃથા બકવાદ કરી ગયાં છે.

**व्रथा वदीत सो पुराण पक्षके, निजपति पर नहि वेत्ता ।**
**तेही परकार सकल गति हीनके, भवभर जंत अचेता ।।** **(२४)**

અઢાર પુરાણોનાં પક્ષકાર આચાર્યો પુરાણોનો અભ્યાસ કરી નકલી ઇષ્ટોનું વૃથા વર્ણન કરી ગયાં છે. સિર્ગુણ નિર્ગુણથી પર રહેલાં નિજકર્તાને જાણી શકેલાં નથી. તે કારણને લઇ ગુરૂગમ ગતિ વિનાના આચાર્યો સહિત ભવભરનાં જીવો અચેત રહ્યાં છે.

**समज अचेत पुराननके सम, वेता तेही सम केही ।**
**कहन अंध सुननार निरंधन, कोउ कीनुं कहे कबेही ।।** **(२५)**

આત્મલક્ષની સમજ સિવાયના પુરાણ પક્ષના પંડિતો અચેત-ગતિના હોવાથી તેમના મતને અનુસરનાર પણ અચેત જ છે. તે પુરાણોની કલ્પિત કથાઓ કરવાવાળા અંતર દ્રષ્ટિનાં અંધ આચાર્યો અને સાંભળવાવાળા અતિ અંધ હોવાથી, એકબીજાની ભુલ કયારે અને કોણ કહી શકે તેમ છે ?

**अेही परकारन जुगन जुगनकी, चलत चाल सब कोई ।**
**देखादेखी आद्य परम पर, कुने जगीत नहि जोई ।। (२६)**

ઉપર જણાવ્યા પ્રમાણે એજ પ્રકારે યુગો યુગથી ભવભરનાં લોકો નકલી ઇશ્વરોની પ્રણાલિકામાં ચાલતાં જ આવ્યાં છે. જગતની આદ્યથી લઈ પરંપરાથી એક બીજાનું જોઈને અનિત્ય ઇષ્ટોની ઉપાસના કરતાં આવ્યાં છે. પરંતુ હું કોણ અને મારા કર્તા કોણ ? એ નિજ લક્ષ દ્વારા કોઇએ જાગીને જોયું નથી.

**जुवे कुन जुग अंध अनादिक, अजकी आद्य अब लगही ।**
**जेही जीनु आचारज जीन जीनसे, लगवे तेही पद पगही ।। (२७)**

અનાદી કાળથી જગતનાં જીવો અંતર દષ્ટિનાં અંધ હોવાથી બ્રહ્માથી લઇ અત્યાર સુધી "અમે કોણ અને અમારા કર્તા કોણ ?" તે નિજલક્ષમાં જાગ્રત થઇને કોઈએ પણ જોયું નથી સર્વ મત પંથના આચાર્યોએ જે ઇષ્ટોને માન્યા, તેમની ઉપાસનામાં જગતનાં જીવોને લગાડી, તે તે ઇષ્ટોનાં શરણમાં પહોંચાડયા છે.

**जबते जीव सकल भव भरमीत, आचारज उपदेशु ।**
**तिरथ व्रत सहित अवतारन, विलमाइत सरवेशु ।। (२८)**

આવી જ રીતે આચાર્યજનોએ જુદા જુદા ઇષ્ટોનો ઉપદેશ આપી, ભવભરનાં જીવોને ભરમાવી દીધાં છે. કોઇ તિરથ, વ્રત કે જપ તપ સહિત અવતારી ઇશ્વરોને કર્તા મનાવી સર્વ જીવોને વિરામ પમાડયાં છે.

**तिरथ व्रत सकल जडके सम, अवतारीक जीव बंधु ।**
**तिनुं ईश्वर सम कीये आचारज, परचा धरी समंधु ।। (२९)**

તિરથ, વ્રત આદી જડ સમાન હોય, તેને અનુસરવાથી કોઇનું કલ્યાણ થતું નથી. અવતારી પુરૂષો જગત જીવોનાં મોટાભાઇ હોવા છતાં તેમને જ ઇશ્વર મનાવી, આચાર્યજનોએ નાના પ્રકારનાં પરચા અને ચમત્કારોની વાતો કરી, અવતારોનાં સંબંધમાં જીવોને ફસાવી દીધાં છે.

**तिनमे तरण न कीये न कोउने, अनहुत बने न हुतीयां,**
**आप आपने ईष्टनके बरनन, करी गये करतुतीया ।। (३०)**

જગતમાં જાહેર કરી જણાવેલાં ઇશ્વરોથી એક ઘાસનું તરણુ પણ બની શકે તેમ નથી. "અનહુતકી હુતીયાં", એટલે જે પદાર્થ નિજકર્તાએ આ જગતમાં ઉત્પન્ન કર્યું નથી. એવું નવું પદાર્થ ઉત્પન્ન કરવાની અકળ ગતિ કોઇને બક્ષિસ કરવામાં આવી નથી. છતાં મતપંથના સર્વ આચાર્યોએ જેણે જે માનેલાં તે નકલી ઇષ્ટોની સ્થાપ્નાઓ કરી, અનિત્યમાં નિત્યની ઉપમાઓ ઘટાવી મિથ્યા વર્ણન કરી ગયાં છે.

**करतुतीया सो उपासनके लग, निज गम ज्ञान नरंतु ।**
**अति अतंत तंतके छेवट, निगमही नेति परंतु ।। (३१)**

આચાર્યજનોએ કતવી એટલે બનાવટી ઇષ્ટોની સ્થાપ્નાઓ કરી, જગતનાં જનોને તેમની ઉપાસનામાં લગાડી દીધાં છે. તે ઉપાસના કરે, ત્યાં સુધી તે ઇષ્ટોની સાથેનો સંબંધ રહેતો હોય, દેહના અંતે કયાં જવું ? તેનું જ્ઞાન નહિં હોવાથી ગમ પડતી નથી. સર્વે તત્વોથી રહિત તત્વાતિત નિજ કર્તાનું પદ આવેલુ હોય, જેની વેદોએ નેતિ પોકારી છે. તે નિજ કર્તા પદને જાણી શકતા નથી.

**जीमे उपमां उपमै नही खपीतव, जरे न ज्योत मही नीरु ।**
**अेही बाबज में सब आलंबीत, सही खत्री भव पीरु ।। (३२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સકર્તા પતિના અનુપમ શુદ્ધ અવિનાશી પદમાં કોઇ પ્રકારની ઉપમા લાગતી જ નથી જેમ પાણીથી જ્યોત સળગીને ચાલુ રહેતી નથી. તે હકીકત જેમ છે તેમ નહિં જાણી શકવાથી જગતના જનો તેનો આધાર લઇ વિશ્વાસે વળગી રહ્યાં છે. પરંતુ હું નક્કી પણે કહું છું કે, ખત્રીમાંથી પીર થતો જ નથી.

**अेही सकल भवभर फोसलावन, चरम चटीत गोवछीया ।**
**उपले बहार असुज अंधकु, जीनु लगत मन अछीया ।। (३३)**

એવી જ રીતે ભવભરનાં સર્વે લોકોને ફોસલાવીને જુઠાનું સાચુ મનાવ્યું છે. જેમ મરેલા વાછરડાને ચટાડીને ગાયને રાજી રાખે છે. તેમ આચાર્યજનોએ મરી ગયેલા અવતારી પુરૂષોની મુર્તિઓ પુજાવી અંતર અને બહારના ચક્ષુ વિનાના જગતના જનોને ખુશ રાખ્યાં છે.

**खरेखरी खातर करी जोता, खत्री न उबरीत पीरु ।**

**एही सकल उपले उपचारन, ज्यौं म्रगीयनके नीरु ।। (३४)**

ખરેખરી તપાસ કરીને જોતાં નક્કી થાય છે કે, ખત્રીનો પીર કોઇ ઉપાયે થઇ શકતો જ નથી જેમ મૃગ તૃષ્ણાનું પાણી જોવા પુરતું જ હોય, પીવાના કામ લાગતું નથી. એવી જ રીતે અનિત્ય દેહધારી ઇશ્વરોનાં ઉપલક જાપ જપવાથી કોઇ પણ જીવનું કલ્યાણ થતું નથી.

**प्यास मटत नहि ज्यौं म्रगीयनकी, व्रथा दोरीके मरही ।**

**त्यौं तिरथ व्रत पीर पयगम्बर, जीनसे कछु न सरही ।। (३५)**

જેવી રીતે પાણીના મિથ્યા ભાસને જોઇ મૃગ બહુ દોડવા છતાં તેની તરસ મટતી નથી. એ દૃષ્ટાંતના ન્યાયે તિરથ, વ્રત અને પીર પયગમ્બરોની ઉપાસના કરવાવાળા જનોનું કદાપી તે કલ્યાણ કરી શકતાં નથી.

**वळी कोई कोईके फळीत हवे तो, आपने मन वसवाइ ।**

**जो देवनसे फळीत हवे तो, सबके क्यौं न सराई ।। (३६)**

જો કોઇ મનુષ્યને ફળ મળતું જ હોય તો તે ઇન્દ્રિયો પર સંયમ રાખી પોતાનું મન વશ કરીને આત્મા પર વિશ્વાસ લાવવાથી ફળ પ્રાપ્ત થાય છે. જ્યારે દેવો તરફથી ફળ મળતું હોય, તો સર્વે જનોને એક સરખું જ મળવું જોઇએ જેથી સર્વ લોકો તેની પ્રશંસા કરે, પરંતુ દેવો એક જ સરખું ફળ આપે, એવું ન્યાય દૃષ્ટિએ નિર્ણય કરી જોતાં સિદ્ધ થતું જ નથી.

**निज मनके विश्वास फळीतके, धरीत देव सिर सोई ।**

**जीनमे मंजावरकी चलीतव, खानपान भव भोई ।। (३७)**

જેનાં જે ઉપાસકોને ફળ મળતુ હોય, તે શરીર ઉપર સંયમ લાવી પોતાનું મન દ્રઢ કરી રાખવાથી ફળની પ્રાપ્તિ થાય છે. છતાં તે ફળ આપણાં જ ઇષ્ટ દેવ આપે છે. એમ સમજાવીને આચાર્યજનો ખાનપાન આદી મોજ ભોગવવા માટે બિલાડીના જેવું ધ્યાન લગાવીને બેસે છે. બિલાડીની તાક ઉંદર ઉપર હોય, એવી જ રીતે આચાર્યોનું ધ્યાન સેવકો પાસેથી ધન હણી લેવાનું હોય છે.

**नहितर तो जड देवन फळीतव, हम देखीत निजघरकी ।**
**कोई जनके विश्वास हवीत कज, ओरू क्रत मंजावरकी ।। (३८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," જગતની આદ્યથી અંત સુધી મારી દષ્ટિ પહોંચેલી હોવાથી જોઇને હું જાણી શકું છું કે, ઇષ્ટ દેવોની જડ મુર્તિઓ કોઇને ફળ આપતી જ નથી. છતાં ભોળાજનોને ભરમાવી આચાર્યજનો કહે છે કે, તે જ દેવો ફળ આપે છે. એ ચાલ બિલાડીનાં જેવી હોય તેમનો મતલબ પોતાનો સ્વાર્થ સાંધવા માટેનો જ હોય છે એમ જાણવું.

**अेही उभयन अभिप्राय अन्योअन्य, चलत वेग वहीवटके ।**
**अेही परकारन भवभर अदबद, प्रभाव चलत नटखटके।। (३९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આચાર્યો અને દેવો અન્યોઅન્ય એ બંનેનો અભિપ્રાય સર્વેને જણાવું છું. જગત રચનાની આદ્યથી પોતાને પુજાવા અને દેવોને ભજાવવાના હેતુથી વેગપુર્વક અત્યાર સુધી એમનો લગતો વહીવટ કરી રહ્યાં છે. એ જ પ્રકારે ભવભરમાં કોઇ જીજ્ઞાસુ મુમુક્ષુ જનને સત્યનો નિર્ણય કરાવ્યા વિના અદબદ પણે સાચાનું જુઠું અને જુઠાનું સાચુ મનાવી નટખટવાળો પોતાનો પ્રભાવ ચલાવી જ રહ્યાં છે.

**तिनकु कोहु उछेद करंता, जीनके न्याव न लगही ।**
**उतईतके पकरनमे नावत, चलत दुग डगमगही ।। (४०)**

કોઇ જ્ઞાની પુરૂષ તેમનાં અનિત્ય મતનું ઉત્થાપન કરવા ન્યાય સહિતના સત્ય વચનો દ્વારા સમજાવે છે. તો પણ ન્યાયને કબુલ રાખતાં નથી. અને આડી અવળી દેવલોક અને અવતારોની

વાતો કરી; કોઇપણ પ્રકારે પકડમાં આવતાં નથી કહેનારો હિંમત હારી જાય પરંતુ સાંભળવાવાળો પોતાના મનની પકડ રાખીને તેમાં જ મજબુત રહે છે. એવી જ રીતે સત્યનાં નિર્ણય વિના ડગમગતા દંભી મતપંથોનું અભિમાન રાખે છે.

**ढुंगे ढुंग धुरत धुती खावत घावत पख आपनेही ।**
**पण नहि कीये निराक्रण निजपत, भवभर स्त्रजन सबेही ।। (४१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," ઢોંગી આચાર્યોએ બહુ પ્રકારનાં ઢોંગ કરી, જગતનાં જનોને ધુતી ખાવા માટે ધુતારાઓએ, પોતાનો પક્ષ વધારવાના મતલબથી જગતમાં જ્યાંને ત્યાં દોડતા દેખાય છે. પરંતુ જીવમાત્રના કલ્યાણ અર્થે નિજ કૈવલ પદનું નિરાકરણ કરીને કોઇને પણ સમજાવીને શાંતિ પમાડયાં નથી.

**तेही सरजन गत सेज सलपमे, जीनके शुद्ध संकल्पही ।**
**प्रकृति पुरूष ब्रह्मादिक भव लग, संकल्प पखे अलपही ।। (४२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા સર્જનહાર સ્વામિની અંતરગતિના શુદ્ધ સંકલ્પ દ્વારા સહેજ સલપવારમાં અનંત બ્રહ્માંડોની આદ્ય લઇ સમસ્ત જગત વિધવિધ પ્રકારની જાતભાતવાળું ઉત્પન્ન કર્યુ છે. જેથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને પુરૂષ નિરંજન સુધી નિજ કૈવલ પતિના સંકલ્પ પક્ષે જોતાં ઘણાં અલ્પજ્ઞ ગતિવાળા છે.

**तेही उपजीत निजपति संकल्पसे, ब्रह्मादिक भव सेती ।**
**जो तीनुं संकल्प हवीतव हुत तो, कीनु पोकारत नेती ।। (४३)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," નિજ કૈવલ પતિના સત્ સંકલ્પ દ્વારા બ્રહ્માજીની આદ્ય સમસ્ત ભવ રૂપી સંસાર ઉત્પન્ન થયેલો છે. તે કારણને લઇ બ્રહ્માજી શુદ્ધ સંકલ્પ કરી શકતાં હોત, તો નેતિ શા માટે પોકારે ?

**अज संकल्पसे हवे तो हवीतव, नेति सहित सवेती ।**
**पण कोउके संकल्पे न हवीतव, निज करतार विनेती ।। (४४)**

જો કદાચ બ્રહ્માજીના સંકલ્પથી જગતનું સર્જન થયેલું હોત, તો નેતિ સહિત સર્વને જાણી, વેત્તા ગણાવત પરંતુ તેમણે નેતિનો પોકાર કરેલો હોવાથી નિજકર્તા પદને જાણી શકેલા નથી. એટલા જ માટે શુદ્ધ સંકલ્પ દ્વારા જગતનું સર્જન કરનાર અદ્વૈત એક સકર્તા પતિ જ છે.

**आद्य अंत मध्यकी नरणीतसे, देखीत कीये नवेरा ।**

**निजपति विनु कोउ शुद्ध संकल्पके, नहि कोउ कहत कुवेरा ।। (૪૫)**

જગત રચનાની આદ્યથી લઇ મધ્ય અને અંત સુધી અમારી જ્ઞાન દષ્ટિએ જોઈને નિર્ણય કરી જણાવ્યો છે. "શ્રીમંત્ સત્ કુવેર સ્વામિજી મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કરૂણેશ કૈવલ સ્વામિના શુદ્ધ સંકલ્પથી સમસ્ત સૃષ્ટિનું સર્જન થયેલું છે.

**ઇતિ શ્રી સક્રત ક્રત દ્વૈત તીર્થ વ્રત સીમા હદ નિરૂપણ નામ**

**નવચત્વારિંશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ.**

# સિદ્ધાંત-૫૦

અથ શ્રી પંચમહેલ રમણ ભુમિ નિરૂપણ નામ પંચાશતમ સિદ્ધાંત નિર્ણય

કૃપાનીધિ ઉવાચ

**अघडै वचन अनाद्य आद्यके, अनुभव अटळ हमनके ।**

**भव उत्पन्न अब लग ल्यौं उचरीत, कोउ कीनुं हमन समनके ।। (१)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા અઘડે વચનો કોઇથી ન ઘડી શકાય, તેવા હોવાથી, આદી અનાદીનો અટળ અનુભવ તેમાં સમાયેલો છે. જેમાં નિજકર્તા પતિનું પદ અનેક અંશો સહિત સમસ્ત સૃષ્ટિનાં સર્જનનું જ્ઞાન યથાર્થ નિર્ણય કરીને જણાવેલું છે. જેથી અમારી બરાબરી કરી શકે. એવો ભવભરમાં કોઇ જ નથી.

**व्याक्रण भास सहीत प्राक्रत क्रत, अेही त्रिये वाण विनंतु ।**

**सगुण निगुणके करीत निराक्रण, छेवट ब्रह्मके अंतु ।। (२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વ્યાકરણ ભાસ સહિત પરાવાણીનું જે કૃત પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. એ ત્રણ વાણી દ્વારા વિશ્વભરની ભાષાઓનો ઉચ્ચાર થાય છે. અને તે જ વાણી દ્વારા વિવરણ કરીને બ્રહ્માજીની આદ્ય લઇ વેદ વ્યાકરણના વેત્તા આચાર્યોએ સિર્ગુણ અને છેવટે નિર્ગુણ સુધીનો નિર્ણય કરી જણાવ્યો છે.

**इनमे नहि कोउ सुध संकल्पके, सृष्टि रचनके सोई ।**
**जमी असमान विचनके कृतकु, कीने कीये वीनुं दोई ।।** **(३)**

સૃષ્ટિ રચનાની આદ્યથી લઇ અંત સુધીમાં ભવભરની અંદર વિશ્વનું સર્જન કરી શકે એવો શુદ્ધ સંકલ્પ કરનાર કોઇ જ નથી. જમીન અને આસમાન એ બન્નેની વચ્ચે જે કૃતનો પસારો થયેલો છે. તે પ્રકૃતિ પુરૂષથી લઇ સર્વે તનુધારી જીવો નરનારીની જુગલ જોડીવાળા છે. તે દેવ, દાનવ અને માનવ તેમજ સ્થાવર જંગમ સહિત તે સર્વે તનુધારી પ્રજાને ઉત્પન્ન કરી શકે છે. તે નિજકર્તાના શુદ્ધ સંકલ્પની પોંખણી પ્રમાણે ઉત્પન્ન થતું હોય, શુદ્ધ સંકલ્પી સકર્તા પતિ સિવાય બીજુ નવીન કાંઇ ઉત્પન્ન કરી શકે તેમ નથી.

**उद बीज खाण सकल जेतनी भर, जल पृथ्वीके जोगु ।**
**ईडज स्वेदज जेही उपजीतके, तेही तन तन संजोगु ।।** **(४)**

ઉદબીજ ખાણના સર્વે ઘાટ સ્થાવર જાતિના હોવાથી પૃથ્વી પાણીનાં યોગે ઉગી નીકળે છે. તેમજ ઇંડજ અને સ્વેદજ ખાણીનાં શરીરો નર માદાના સંયોગે ઉત્પન્ન થાય છે.

**ओर जरायु मनुस पसु के तन, अेही उभये संजमके ।**
**अेतनेमे कुन जुगल विनाके, भवीत अेकको गमके ।।** **(५)**

જરાયુજ ખાણના ઘાટ મનુષ્ય જાતિ અને પશુજાતિ હોય, તે નરનારીનાં સંબંધે ઉત્પન્ન થાય છે. તેમાં નરનારી વિના કોઇ ઘાટ ઉત્પન્ન થતો જ નથી. આ ભવમાં એવી ગમ ગતિવાળો કોઇ જ નથી કે એકલો નર કે એકલી નારી પ્રજાને ઉત્પન્ન કરી શકે.

**जुगल जुगलसे जेही उपजीतके, ते नही सुध संकल्पके ।**
**जुगल जुगल जीव जंत समोहीत, उपजीत उपल उपलके ।। (६)**

નરનારીના જુગલ જોડીના સંબંધથી ઘાટો ઉત્પન્ન થાય છે. તે દેહધારી કદાપી શુદ્ધ સંકલ્પ કરી શકતા જ નથી. અનેક પ્રકારની ઘાટોની જાતિના સમુહવાળા જીવો નરમાદાના સંજમે ઉપલક ક્રિયા કરીને પ્રજાને ઉત્પન્ન કરે છે પરંતુ તેમને ખબર નથી કે આ કરામતના કરનાર કોણ અને કયાં રહીને કેવી રીતે કરે છે ? એ ગતિને અત્યાર સુધી કોઈ જાણી શકયા નથી.

**उपल कल्प सोइ जुगल जोसके, हवीतव प्रजा पसारू ।**
**अणुनी आद्य ओरू प्रकृति पुरूष लग, अखील लोक विस्तारू ।। (७)**

ઉપલક દષ્ટિએ નરનારી એકબીજાના શરીરોને જોઇ, સ્પર્શ કરીને કામદેવની કલ્પનાના જુસ્સાથી પ્રજાની ઉત્પત્તિનો પસારો કરે છે. એવી જ રીતે અણુની આદ્યથી લઇ પ્રકૃતિ અને પુરૂષ સહિત જગતભરમાં જુદી જુદી જાતના અનેક ઘાટોનો વિસ્તાર થયેલો છે.

**तेही विस्तारनके वहीवटमे, चलीत मतंत अनंतु ।**
**आद्य अंत मही जुगल विनाके, देखी परत नही तंतु ।। (८)**

આ જગતના વિશાળ વિસ્તારને જ્ઞાન દષ્ટિએ તપાસી જોતાં નિર્ણય થાય છે કે, નરનારીનાં ચાલતા વહીવટમાં અનેક મતમતાંતરો ઉત્પન્ન થાય છે. જગતની આદ્યથી લઇ અંત અને મધ્યમાં નર-માદાની જોડી સિવાય કોઇ ઘાટ ઉત્પન્ન થયો હોય, એવું જોવા, જાણવા કે સાંભળવામાં આવ્યું નથી.

**जेतने भर तन जुगल जोसके, ते नही सुध संकल्पके ।**
**तीनके कहु दृष्टांत वानगी, अनुभव अंश अल्पके ।। (९)**

આ ભવભરમાં જેટલાં શરીરો હોય, તે સર્વે નરમાદાના સંજમે કામદેવના જુસ્સાથી ઉત્પન્ન થયેલાં હોવાથી તે શુદ્ધ સંકલ્પથી થયેલા ગણાતાં નથી. જે શુદ્ધ સંકલ્પનો નમુનો દષ્ટાંતે- જેમ

વાનગી રૂપે નિજ આપનુ આપ અલ્પજ્ઞ ગતિનો અંશ આવેલો હોય, તે સકર્તાપતિનો સજાતિય છે.

**तेही अंश पति सुध संकल्पके, जाते जात सजाति ।**
**जिनुं द्दष्टांत देत संभवितके, मळीत न जात अजाति ।। (१०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કૈવલ પતિના શુદ્ધ સંકલ્પથી ચૈતન અંશ ઉત્પન્ન થયેલા હોય, તેમની જ સજાતિના છે. તેનું સંભવે તેવું દષ્ટાંત આપીને જણાવું છું કે, કોઈપણ વિજાતિ તત્વ પદાર્થમાં અંશ મળી જતાં કે ભળી જતાં નથી. પરંતુ શુદ્ધ સંકલ્પના અંતે સજાતિ સકર્તામાં જ મળીને એક રૂપ થઇ જાય છે.

**तेही निजपति संकल्प हीरणीतसे, अंश मही एकताइ ।**
**तेही संकल्प पतिके एकतायन, अंश ग्रभीत समुदाई ।। (११)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજપતિના શુદ્ધ સંકલ્પની હિરણ્યગર્ભિત ગતિમાં સર્વે અંશો એકતા રાખીને રહે છે. તે શુદ્ધ સંકલ્પ હિરણ્યગર્ભિત ગતિના વિશે અક્કલ, આરત, સુરત, નુરત, સુજ, સ્વસુજ, ઉપજણ સહિત સન્મુખે એકત્રિત થયેલા છે તે સમુહમાં મળીને સર્વે અંશો નિજપતિની બાહ્ય દ્રષ્ટિ સાથે એકતા રાખીને અખંડ રહે છે.

**तेही समुदाय अल्प अंशन सम, देखो जीनुं प्रभुताइ ।**
**निजपति सुध संकल्प अंशनसे, करीत जुवो रचनाई ।। (१२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજપતિએ અલ્પ અંશના માટે અલ્પ દિવ્ય વિભુતીઓનો સમુદાય રચીને અંશને વસાવ્યો છે. તે અલ્પ અંશ અને અલ્પ વિભુતીઓના સમુદાયની પ્રભુતા અલૌક્કિ દષ્ટિએ જોતાં આશ્ચર્યચકિત થઇ જવાય તેમ છે. તે પ્રથમ સકર્તા પતિએ શુદ્ધ સંકલ્પથી ધારણા ગતિના અવ્યક્ત દિવ્ય દેહ ઉત્પન્ન કરીને હિરણ્ય ગર્ભિત ગતિની અલૌક્કિ સમૃદ્ધિ ભરીને અતિ અદ્દભુત રચના કરી છે. તેની સાથે અંશ એકતા રૂપે મળીને રહેલો હોવાથી તેનાં અલ્પ સંકલ્પની સ્ફુરણા દ્વારા વિધવિધ પ્રકારનો દ્વૈત વિલાસ કરી શકે છે.

**अंश अल्प निजपति संकल्पके, ओरू जीनुं अंश अल्पही ।**

**अल्पे अल्प हवीत अनुरागीत, जीनके जुवो कल्पही ।। (१३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા સ્વામિની અંતરવૃત્તિનાં શુદ્ધ સંકલ્પમાંથી અનેક અલ્પજ્ઞ અંશોને ઉત્પન્ન કર્યા છે. તે સર્વે અંશોને નિજપતિએ પોતાના મહાદ શુદ્ધ સંકલ્પના નમુનામાં અકળગતિની વિભુતિઓ ભરીને અંશોને વસાવ્યા છે. તે અલ્પજ્ઞ અંશો તેમની અંતરવૃત્તિના સંકલ્પથી સ્વપ્નાની રચના કરે છે. તે સ્વપ્નામાં અંશવૃત્તિના અલ્પ અંશો વિધવિધ પ્રકારના વિલાસનો આનંદ કરતાં જોઈને અલ્પજ્ઞ અંશ બાહ્યદષ્ટિના પ્રેમની એકતા રાખીને, તે પણ આનંદ પામે છે. અંશવૃત્તિના સંકલ્પનો વેગ પહોંચે, ત્યાં સુધી તેનો કલ્પ ગણાતો હોય, તે સંકલ્પનો વેગ સમી જતાં અંશવૃત્તિના અંશો અને સ્વપ્નુ અંશવૃત્તિમાં લીન થઇ જાય છે. તે અકળગતિની રચના ગુરૂગમ દષ્ટિએ જોઇ માણી શકાય તેમ છે.

**जेही तनु देव इंन्द्रि जंपीतसे, अंशे कीओ विलोकु ।**

**मम पति संकल्पसे भव भवीतव, जोउं तेही आवत मोकु ।। (१४)**

જ્યારે આ પ્રત્યક્ષ દેખાતા દેહની ઈંદ્રિયો, અંતસકરણના સ્થાને રહેલા દેવો જંપીને શાંત પડી જાય ત્યારે અંશ પોતાની અંતર દષ્ટિએ નિહાળીને વિચાર કરે છે કે, નિજપતિએ શુદ્ધ સંકલ્પથી સમસ્ત સૃષ્ટિની રચના કરી છે. એવી રીતે હું પણ રચના કરી જોઉં. તે મને આવડશે કે કેમ ? એવા પ્રકારનું અંશને ચિંતવન થયું.

**संकल्प अंश अल्प परमानीक, जानीक रचे रचनही;**

**हवीत केल अंशन अद्वैतसे, देखीत लगे सचनही ।। (१५)**

ઉપર જણાવ્યા પ્રમાણે નિજપતિના સંકલ્પથી રચાયેલા જગતને જોઇ અંશે વિચાર કર્યો કે, મને એવી રચના આવડશે કે કેમ ? એવો દ્વૈત ભાવ થવાથી પોતાની સંકલ્પ વૃત્તિમાંથી અલ્પજ્ઞ અંશોને ઉત્પન્ન કરી સ્વપ્નાનો ખેલ રચ્યો. તે સ્વપ્નામાં અલ્પ અંશો પ્રેમના વિલાસમાં આનંદ કરતાં જોઇને અદ્વૈત સ્વરૂપે રહેલા નિજ અંશને સાચે સાચું દેખાતું હોવાથી ઘણો ખુશ થાય છે.

**संकल्प अंश उभये अल्पीतसे, सुपन कहत सब कोई ।**
**अल्प अंशकी रचन अल्प सम, कुने जगीत नहि जोई ।। (१६)**

નિજસકર્તા પતિના સજાતિય આપણે સર્વે અંશો અલ્પજ્ઞ હોવાથી અંશની સંકલ્પ ભાવનાની સ્ફુરણામાંથી સ્વપ્નુ થાય છે. અને તે સ્વપ્નામાં અંશવૃત્તિના અલ્પજ્ઞ અંશો વિધવિધ પ્રકારના વિલાસનો આનંદ કરે છે. તેને જોનાર આપનુઆપ નિજ સ્વરૂપ હોય, પોતાની નિજ દષ્ટિએ જોઇને આશ્ચર્યચકિત થાય છે. તે અલ્પ અંશથી રચાયેલા સ્વપ્નાની રચના પણ અલ્પ જ હોય છે. તેને સર્વ કોઈ સ્વપ્નુ કહે છે. પરંતુ જાગ્રત થયા પછી જગતના જનોએ વિચાર કરીને જોયું નથી કે આ શું થયું ? અને કયા ગયું ? એ પ્રશ્ન અત્યાર સુધી અદબદ જ રહી ગયો છે.

**जो कोउ जगे अहंग अनुभवसे, सुपना नही उबरीत के ।**
**એतो अंश अकेल खेल रमणीतके, मकान मजा करीतके ।। (१७)**

સર્વજ્ઞ પરમગુરૂના લક્ષ દ્વારા જે કોઇ અંશ જાગ્રત થઈને નિજ સ્વરૂપનો અનુભવ કરે, તે પોતાની મુળ ભુમિકામાં સ્વપ્ન રચનાનું એક પણ તત્વ ઉગરી શકતું નથી. ચારેય દેહના ખેલની રમણીકતાને ત્યજી દઇ, ન્યારો થઇ એકલમલ સ્વરૂપે પરમકારણ રૂપ મકાનમાં સચેતન પણે અલૌકિક આનંદ ભોગવે છે.

**मजा करन तळ विविधी विलासीक, जेही कळ करता भरेहु ।**
**जाग्रत सुपन ससोपती तुरीया, उनमुनी सहित सरेहु ।। (१८)**

નિજકર્તાએ સર્વ અંશોને વિધવિધ પ્રકારના વિલાસની મોજ ભોગવવા માટે પાંચે દેહમાં જુદાં જુદાં પ્રકારની યુકિત કરીને કળ ભરેલી છે. ત્યાં તેવા પ્રકારનો આનંદ રહેલો છે. ચૈતન્ય અંશ નિજ ભુમિકામાં રહીને જે જે દેહમાં રહેલી મોજ ભોગવવાની ઇચ્છા થાય, ત્યાં પોતાની દષ્ટિ નાંખે છે. તે દેહની અવસ્થા, અંતસકરણ આદી ચૈતન આદી ચૈતન થઇને વર્તવા લાગે અને ત્યાં તેવો આનંદ ભોગવે છે.

**पंच माळ अेही रमण करनके, अंश अकेलन केहु ।**
**ज्यौं शाहाके निज मेहेल माळमे, शाहा विन नही न कीनेहु ।। (१९)**

દષ્ટાંતે- જેમ કોઇ શાહુકાર પોતાના મહેલમાં અનુકુળ રીતે અકેલો જ રહે છે. સાથે બીજા કોઇને પણ રાખતો નથી. એવી જ રીતે મનુષ્ય દેહ રૂપી પાંચ માળના મહેલમાં ચૈતન અંશ એકલો જ રહે છે. જે જે માળમાં જેવી જેવી સમૃદ્ધિ ભરેલી છે. તેથી પોતાને જે માળની મોજ ભોગવવાની ઈચ્છા થાય, ત્યાં નિજદષ્ટિ નાંખીને તે માળનો આનંદ અનુભવે છે.

**प्रथम माळ जाग्रतके जाहर, सब विधि समज सवेता ।**
**दुतीअे माळ सुपन स्फुरीतसे, जड तन हवीत अचेता ।। (२०)**

હવે મનુષ્ય દેહ રૂપી મહેલનો પહેલો માળ જાગ્રત અવસ્થા હોય તે જાગ્રત અવસ્થામાં વિધવિધ પ્રકારની ઘણી સમજ પડે છે. જેમ કે જોવું, જાણવું, સાંભળવું, બોલવું, ચાલવું આદી સાચું, જુઠું, પુન્ય અને પાપ, ધર્મ, અધર્મ, ન્યાય અને અન્યાય એમ સર્વ પ્રકારની શુદ્ધ સમજ પડે છે. તેમજ બીજો માળ સ્વપ્ન અવસ્થાનો હોવાથી જેવા પ્રકારનું સ્વપ્નુ સ્ફુરી આવે, તેવા પ્રકારનો હરખ શોક થાય છે.

**जीनमे कंचीत कम कळीतवमे, शुद्ध जगीतव नही भीनुं ।**
**अक्रत क्रत कसीत पसतायन, हवे न उर अभीरानु ।। (२१)**

જ્યારે અંશની વૃત્તિનો ભાસ સુક્ષ્મદેહની ભુમિકા ઉપર પડે છે. ત્યારે સ્વપ્ન અવસ્થા શરૂ થાય છે. તેમાં કિંચીતમાત્ર અંશવૃત્તિની જાગૃતિમાં ગફલત થઈ જાય, તો જેવું સ્વપ્નુ રચવાનો હેતુ હતો. તેવું જ સ્વપ્નું નહિં રચાતાં અચાનક બિન જરૂરી તત્વો ગોઠવાય જાય છે. તે સમયે અંશવૃત્તિની ગફલતથી ભયાનક સ્વપ્નાનું ક્રત દશ્યમાન થાય છે. તે કારણને લઈ અંશ ગતિએ અલ્પજ્ઞ હોવાથી ધિરજ, ધરી શકતો નથી. અને ધ્રુજી ઉઠે છે. તે પ્રસંગે હૃદયમાં શાંતિ નહિં રહેવાથી ગભરાયને તેના મુખ દ્વારા ભયાનક શબ્દો નિકળી જાય છે.

**मधु मदकी खोलीनमे कोउ नर, पेठत हवे गभराई ।**
**त्यौं सुपनन खोलीनमे मधु सम, ईन्द्रि साज समदाइ ।। (२२)**

દ્દષ્ટાંતે- જેમ કોઇ પુરૂષ મધમાખીના પુડામાંથી મધ લેવા માટે જાય, તે મધપુડાની આસપાસ મધમાખીઓ લાગેલી હોવાથી તે જગ્યા ભયાનક હોય, મધ લેતી વખતે તે પુરૂષને માખી કરડવા લાગે છે. તે પુરૂષ ગભરાઈને ચીસ પાડી ઉઠે છે. એવી જ રીતે સ્વપ્ન અવસ્થાની ભુમિકા મધમાખીના પુડા જેવી હોય, સુક્ષ્મ ઇન્દ્રિયોનું અને અંતસકરણોનું તેમજ પંચમાત્રાઓનું આવરણ મિશ્રવત્ ભાવે તે તત્વોનો સમુદાય ગોઠવાયેલો હોય, કોઇ વાર વિચિત્ર પ્રકારના ભાસ દેખાવાથી અંશ ગભરાય જાય છે. અને આ દશ્ય ખોટુ છે. એમ અલ્પજ્ઞ હોવાથી તે જાણી શકતો નથી.

**तेही समदायन आवरीत हवीतव, अजन जोनीके अंशु ।**
**कंचीत कम कळीतव जीनुं हुतसे, अनहुत हुतन विधंशु ।। (२३)**

નિજ સકર્તાપતિનો અંશ જન્મ રહિત અજન્મા હોવા છતાં અંશવૃત્તિનો ભાસ સુક્ષ્મદેહમાં પડે છે. તે વખતે સ્વપ્ન સૃષ્ટિની રચના થાય છે. અને અદશ્ય તત્વોના સમુહનું આવરણ આવે છે. ત્યારે અંશવૃત્તિમાં જે રચના કરવાની ભાવના હતી તે વૃત્તિની જાગ્રત દશામાં તત્વોના આવરણથી જાગ્રત કમતી થાય છે. અને અજ્ઞાન પ્રવેશ કરે છે. તે કારણને લઈ જે રચવાનું હતું. તેનું વિસર્જન થઇ જાય છે. અને નહિં કરવાનું તે અચાનક રચાય જતું હોવાથી સ્વપ્ન સૃષ્ટિમાં ભયંકર વિઘ્ન આવે છે. એટલે- સિંહ, ચોર, સર્પ આદીના ભાસ દેખાય છે. તેમાં કોઇકને સિંહ ખાઈ ગયો, ચોર લુંટી ગયો તેમજ સર્પ કરડી ગયો એવા ભયાનક ભાસ થવાથી ગભરાઈને મુખ દ્વારા બબડી ઉઠે છે.

**ससोपति अस्थान असुजीत, प्रधान जीनुं अहंकारू ।**
**द्रष्ट पदारथ हवीत सलोपन, भवी तन प्रजा पसारू ।। (२४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે સુષુપ્તિ અવસ્થાનો ત્રીજો માળ હૃદય સ્થાને

આવેલો હોય, અહંકાર અંતસકરણ તેનો પ્રધાન છે. ત્યાં અગ્નિ તત્વોનો કારણ દેહ આવેલો હોવાથી તમો ગુણ તેનો અધિષ્ઠાન છે. ત્યાં કોઇ પ્રકારની સુજ પડતી નથી. તે કારણને લઇ સ્થુલ અને સુક્ષ્મ બંને દેહોના તત્વોની પ્રવૃત્તિની ત્યાં લય થઇ જાય છે. ત્યારે દ્રષ્ટ પદાર્થનો લોપ થઇ જવાથી સુક્ષ્મ દેહનો અધિષ્ઠાન સત્વગુણ અને જાગ્રતનો અધિષ્ઠાન રજોગુણ એ બંનેનો અમલ ચાલતો બંધ પડી જાય છે. જેથી અંતસકરણો આકાંક્ષાઓ અને ઇન્દ્રિયો આદી પ્રજાનું કાર્ય બંધ પડી જતુ હોય, તેથી નિર્વિત શુષ્ક બનીને જડવત્ થઇ જાય છે.

**प्रजा पसार प्रधान दृष्टसे, अमी अमलनसें होइ ।**
**ते तो क्रोड दृष्ट अहंकारनकी भत, रहीत जमीत नहि कोइ ।। (२५)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, જે પ્રધાનની દ્રષ્ટિનાં અમલથી પ્રજાનો પસારો થાય છે. તે અંશની દ્રષ્ટિનાં અમલ વડે અમીત શુન્યમાંથી અમી આવે છે. અને તે અમીનું પોષણ પ્રધાનની દ્રષ્ટિને મળતુ હોવાથી, તે દ્રષ્ટિના અમલે કરી પ્રજાનો પસારો થાય છે. પરંતુ જે અહંકારની દ્રષ્ટિ કરોડો ઘણી અંધકારવાળી હોય, તે ગાઢ અંધકારની છાયા પડવાથી અંશ દ્રષ્ટિનાં અમલ દ્વારા આવતી અમી અટકી જાય છે. તેનું પોષણ અંશના પ્રધાન નિરંજન પુરૂષની દ્રષ્ટિને મળતું નથી. તે કારણને લઈ ત્યારે તેની દ્રષ્ટિનો અમલ બંધ પડી જાય છે. જેથી પ્રજાનો પસારો થઈ શકતો નથી.

**अंशनकी अभिप्राय न जीनमे, प्रधान सम प्रजाइ ।**
**मध महेलनके माळनकी मज, कर न अंश अभिप्राइ ।। (२६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સુષુપ્તિ અવસ્થાના ત્રીજા માળમાં અંશના વિલાસનો અભિપ્રાય કહી શકાય તેમ નથી. કારણ કે તમોગુણ પ્રધાન અતિ અંધકારવાળો હોય, તેની પ્રજા પણ અંધકારમય તેના સમાન શુન્યવત્ છે, અહંકાર, અંતસકરણ, સુષુપ્તિ અવસ્થા, અગ્નિ તત્વને તેની સાથે અચંત ગણ સહિત સર્વે તત્વોનો સમુદાય ઘોર અંધકારવાળો હોવાથી અંશના મધ્ય માળની મજાનો અભિપ્રાય જાહેર જાણવામાં આવતો નથી.

**सुक्ष्म स्वांत धरीतद्रढ रहहीत, परहरी अंश पसारू ।**

**अभे अेकांत हवीत अेही तळमे, छटकीत विषय विकारू ।। (२७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," સુષુપ્તિના ત્રીજા માળ ઉપર અંશ પોતાની દ્દષ્ટિને સુક્ષ્મ કરી, શાંત થઇને દૃઢતાને ધારણ કરી, અંતસકરણ અને ઇન્દ્રિયો રૂપી પ્રજાના પસારાનો ત્યાગ કરી, મુકત થઈને અંશવૃત્તિ વિરામ લે છે. ઇન્દ્રિયોના વિષય વિકારોને છોડી તેના પ્રત્યે અભાવ કરીને અભય સ્થાને એકાંતમાં અંશવૃત્તિ આરામ કરે છે.

**अंश मजागीत हवीत कल्प तज, मध्य तळके थळ मांही ।**

**अविगत अेक अखंड अंश अज, करत पसारन जाही ।। (२८)**

નીજ અંશ સર્વ પ્રકારની કલ્પનાનો ત્યાગ કરી, મધ્ય માળની ભુમિકાના સ્થળ ઉપર નિવૃત્તિને ધારણ કરી નિચિંત પણે આનંદ ભોગવે છે તે એક અખંડ અવિગત રૂપે અંશ અતિ ગુપ્ત પણે દ્વૈત ભાવને ત્યજી એકાંત ભુવનમાં નિજાનંદના સુખનો અનુભવ કરે છે. ત્યાં તત્વ પ્રવૃત્તિનો પસારો રહી શકતો નથી.

**ओरू चोथे तळ तुरी तखत पर, अंशनके अभिरानु ।**

**जाग्रत स्वप्न ससोपतिके क्रत, तांहां न हवीत अविलानु ।। (२९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," જ્યારે ચોથા માળ ઉપર આવીને તુરીયાના તખત પર અંશ વિશ્રામ લે છે. ત્યારે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાનાં તત્વોની ઉપાધિ છુટી જાય છે. જેથી આવરણ રહિત તુરીયાના નિર્મળ ઘરમાં બીજું અવલોકન કરવાનું રહી શકતું નથી. અને કોઇ પ્રકારની અભિલાષા નહિં ઉઠવાથી મહાન જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેની દ્દષ્ટિ ચૌદલોક સુધી પહોંચતી હોય, તે જગતભરના સ્થાવર જંગમ, સર્વ ઘાટોની ગતિનો જાણકાર થાય છે. જેનું કરોડો જન્મનું પુન્ય ઉદય થયું હોય, તેને તુરીયા પદની પ્રાપ્તિ થાય છે. તુરીયાના અગમ્ય ઘરનું અસીમ સુખ વાણી દ્વારા વર્ણવી શકાય તેમ નથી. તે તુરીયાના ઘરનો અધિકારી જે જન થયો હોય, તેને અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ આદી ઘણી સમૃદ્ધિ પ્રાપ્ત થવાં છતા તે

લેશમાત્ર આશક થઇને લોભાતો નથી. તે ભવભરના ભોગ તૃણાવત્ ગણીને સદંતર ત્યાગી દે છે. અને પોતાના નિજ લક્ષમાં રહી નિજાનંદનું નિત્ય સુખ ભોગવે છે.

**तीनुं उपरीत अविगत उनमुनी सद्द, छेवट सदन शिखरही ।**
**जाग्रत आद्य निंदके छेवट, तन मेहेलनके तरही ।। (३०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હવે તનરૂપી મહેલના પાંચમા માળ ઉપર અંશનું સ્થાન આવ્યું છે. તેનું નિરૂપણ કરીને જણાવીએ છીએ નિંદ્રાનો અંત આવતાં અને જાગ્રતનો પ્રારંભ થતાં, તેની સંધિમાં ઉનમુની વર્તે છે. ત્યારે અંશવૃત્તિની ભાવના પ્રણવની પાર થઈ જાય છે. તે ઉનમુનીનું ઘર બ્રહ્મરંધ્ર હોય, તે પરમાકરણ દેહ કહેવાય છે તે શરીર રૂપી શિખરનાં છેવટે અંશને રહેવાનું સાચુ ભુવન હોવાથી નિવાસ કરીને ત્યાં જ રહે છે.

**तन महेलनकी करीत तारीपता, अंशने हरन फरनकी ।**
**जाग्रत आद्य सहित उनमुनी लग, नहि न परस परननकी ।। (३१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ તન રૂપી મહેલની તારીફ વિધવિધ પ્રકારે વર્ણવી બતાવી. પ્રથમ જાગ્રત અવસ્થાથી લઈ ઉનમુની સુધીના પાંચે મજલાઓમાં અંશને જ્યાં જ્યાં ઇચ્છા થાય અને યોગ્ય લાગે, તે તે મજલામાં નિવાસ કરીને તેનો આનંદ ભોગવે છે. વૃત્તિ દ્વારા પાંચે મજલામાં રમણ કરવા છતાં કોઇ મજલાનો તેને સ્પર્શ લાગતો નથી. એવો જે નિર્મળ અંશ નિજ સ્વરૂપે ન્યારોને ન્યારો જ રહે છે.

**साक्षी अेक महेलन माळनके, मोज करन भिन्न भिन्नही ।**
**आद्य थकी अब लग ल्यौं कोउने, या गम कोहु न चीनही ।। (३२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," આ તન રૂપી મહેલના પાંચે માળનો ચૈતન અંશ પોતે પ્રકાશક હોય, પાંચે માળની મોજ ભિન્ન ભિન્ન પ્રકારે ભોગવે છે. તેને યથાર્થ જાણીને ઓળખવાની ખોજ, સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી કોઈએ કરી નથી એ કોણ? અને કોનો સ્વજાતિ અને કયા સ્વરૂપે રહ્યો છે. તેનો નિર્ણય કરીને કોઇએ જણાવ્યું નથી. તે અગમ અગોચર પરાની પાર અતિ ગુપ્ત પણે રહ્યો છે.

**अब छेवट उनमुनीसे अंशु, जाग्रत भये जहुरा ।**
**तन महेलनकी रकम रजे रज, सब विधि कीये सफुरा ।। (३३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ તનરૂપી મહેલના પાંચમા મજલા ઉપર અંશ આવીને બિરાજમાન થયો છે. તે માળ ઉનમુનીના નામથી ઓળખાતો હોય, ત્યાં અંશ અતિ ઉજાગ્રત વૃતિએ રહીને રોમેરોમ અને રગેરગને સચેતન કરી, ગુણ ગણ આદી અંતઃકરણ ઇન્દ્રિયો સહિત સર્વને સ્ફુરાયમાન કરે છે.

**तेही सफुरन तन करन साजके, अेक ही अंश अमीरू ।**
**अेही विधके अमीरात करनके, कर्ता अंश तन भीरू ।। (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ તનુની રચનાના સાજ રૂપ સર્વે તત્વોને ચૈતન કરી, નિજ અંશ અમીર પણુ ભોગવે છે. તે ગતિ એ સલંગ અને સ્વરૂપે અલગ રહી સર્વે તત્વોનો પ્રકાશક સાક્ષી વત્ ભાવે પોતાનો ચૈતન અમલ સર્વાંગે વર્તાવી અમીરી પદ ધારણ કરીને રાજ કરે છે.

**करीत भीरू तन ईन्द्रि सहीतके, अंतसकरन गुणेती ।**
**ओरू रग रग तन रोम तुचा लग, कोउ नहि हवीत अचेती ।। (३५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અંશ જ્યારે પોતાના નિજ સ્વરૂપે થાય છે. ત્યારે શરીર રચનાના તત્વ સાથે મિત્રતા કરીને સ્નેહપુર્વક સબંધ જોડે છે. તે ઇન્દ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ આદી સર્વ તત્વોના સમુદાયમાં પોતાની ચૈતન વૃત્તિના ભાસનો અમલ રોમેરોમ અને રગેરગ ત્વચા સહિત તમામને ચૈતન ગતિવાળા કરી દે છે. જેથી અંતરવૃત્તિની અતિ આરતના વેગથી અંશ પક્ષે સર્વ તત્વો એક મુખી ક્રિયાવાળા થાય છે. આવી રીતે અંશના અનુભવનો સૂર્ય સમ પ્રકાશ થવાથી બ્રહ્માંડ ભરની હકીકતને જાણી શકે છે.

**अेही विधि अंश अरूढ गत के अत, अचर चराचर चवही ।**
**अेसेही सुघड अंश क्यौं करीनके, सुसक ब्रह्मसे हवही ।। (३६)**

ઉપર જણાવ્યા પ્રમાણે એવી જ રીતે ચૈતન અંશ અતિ અરૂઢ ગતિવાળો થવાથી અતિ ઉજાગ્રતપણે ચૈતન દષ્ટિએ ભવભરની આદ્યે સ્થાવર જંગમ સર્વ ઘાટોની પ્રગટ ગુપ્ત થતી ક્રિયાને તાદશ્ય પણે જોઈ જાણી શકે છે. તે સાર, અસાર, નિત્ય, અનિત્ય, જડ, ચૈતન અને સજાતિ વિજાતિ સર્વને જાણવાવાળો હોવાથી, સર્વજ્ઞ સર્વેશ્વર, સકર્તા સ્વામિનો સ્વજાતિય છે. અને તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલો હોય, એવું બ્રહ્મજ્ઞાનીઓ કહે છે. તે ન્યાયની દષ્ટિએ દુરસ્ત નથી. કારણકે અંશ તો ચૈતન, સક્રિય અને સુજાણ જાણવાળો છે. ત્યારે જે બ્રહ્મને અદ્વૈત કહેવામાં આવે છે, તે અકર્તા, અચેત શુષ્ક નિજ જાણ સિવાયનું સદાના માટે જડ જ છે. એ હકીકતને બ્રહ્મજ્ઞાનીઓ સમજી શકેલા નથી.

**स्थावर जंगमके जेही बीजग, निजपति प्रथम करीनके ।**
**बीजे बीज चलीत अबलग ल्यौं, कोउ नही करीत फरीनके ।। (३७)**

નિજ સકર્તા પતિએ પ્રથમથી જ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સ્થાવર જંગમના બીજ ઉત્પન્ન કર્યા છે. તેમાં અખુટ સામગ્રી ભરેલી હોવાથી ઉત્તરોત્તર અસંખ્ય ઘાટોનો પસારો વૃદ્ધિ પામતો જ જાય છે. ફરીથી નવીન કોઈ કરી શકે, એવું બાકી રાખ્યું જ નથી.

**करी शके कुन शुद्ध संकल्प विन, भवभर जीनुं संकल्पके ।**
**प्रकृति पुरूष पुनी गुण गणके लग, निजपति परम जलपके ।। (३८)**

સૃષ્ટિ રચનાની આદ્ય લઇ ભવભરના બહુ પ્રકારની જાત, ભાતવાળા અસંખ્ય ઘાટો શુદ્ધ સંકલ્પ વિના કોણ ઉત્પન્ન કરી શકે તેમ છે ? અનિત્ય દેહધારી કદાપી શુદ્ધ સંકલ્પ કરી શકતાં જ નથી એટલા જ માટે પુરૂષ, પ્રકૃતિ, ગુણ, ગણ આદી નાની-મોટી વિભુતીવાળા સર્વ દેવો સહિત સ્વામિ સર્જનહારના શુદ્ધ સંકલ્પથી જ ઉત્પન્ન થયેલાં છે.

**तेही जलपीतसे जुगन जुगन लग, कल्प भेद भवभरही ।**
**निज अनुभवसे करीत निराक्रण, कोउ नहि जनीत अतरही ।। (३९)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, નિજ સર્જનહાર સ્વામિએ શુદ્ધ સંકલ્પથી ઉદ્દભવેલી

ઇચ્છાવૃત્તિની જલપમાંથી યુગોનાં યુગ વિતિ જાય, ત્યાં સુધીનાં કલ્પની મુદતવાળો સમસ્ત ભવનો ખેલ ઉત્પન્ન કર્યો છે. તે મારા નિજ અનુભવથી વ્યાપક દ્રષ્ટિએ નિહાળીને ન્યાય સહિત નિર્ણય કરીને કહું છું કે પંચ તત્વનાં તનુધારી જીવોની દ્રષ્ટિ પ્રકૃતિના પદાર્થમાં પચી જવાથી, આ સમસ્ત જગતનાં ઉત્પન્ન કરનાર નિજકર્તા કોણ છે ? તે જાણી શકયાં નથી.

**अतर अतर सोइ नहि निजपति सम, शुद्ध संकल्प सहीतनके ।**
**तो नहि कीनुं शिर बोज धरनके, अेही सब करत कहीनके ।। (४०)**

પરમ કૃપાનિધિ કહે છે કે, અવતારોની આદ્ય લઈ ચૌદ લોક પર્યંત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદ્ય શક્તિ અને પુરૂષ નિરંજન સુધી અતર અતર એટલે અધો દ્રષ્ટિવાળા હોવાથી, નિજપતિ સમાન થઈ શકતાં નથી. ફરીથી કહું છું કે, સહી એટલે નક્કી પણે શુદ્ધ સંકલ્પ કરી શકે એવાં કોઇ જ નથી. તો જગત કર્તા તરીકે નો બોજ એવા કોણ સ્વતંત્ર અને સર્વજ્ઞ ગતિવાળા છે કે, જે પોતાના શિર ઉપર ધારણ કરી શકે ? એટલા જ માટે નિશ્ચય કરીને કહું છું કે, ભવભરનાં સર્વે તનુધારી ક્રત રૂપી તત્વને જ વશ પડયા છે. તે શુદ્ધ સંકલ્પ કદાપી કરી શકતા નથી.

**हिजड पितासे प्रजान पसरीत, जीव सम शके न सरजी ।**
**ईश अवतार पुराण थपीतके, अेही सरखे भव भरजी ।। (४१)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," હિજડાને પિતા માનવાથી પુત્રને ઉત્પન્ન કરનાર બાપ થઇ શકતો નથી. એ દષ્ટાંતના ન્યાયે અકર્તા નિર્ગુણ બ્રહ્મ તે પણ હિજડા જેવું જ હોવાથી, ચૈતન્ય અંશોને સર્જી શકતું નથી એવી જ રીતે અઢાર પુરાણોના વકતા વ્યાસમુનિએ અવતારી ઇશ્વરોને પરમેશ્વર તરીકે સ્થાપ્યા છે. પરંતુ એ તો ભવભરના જીવો સરખા જ જીવો હતાં. તે કારણને લઇ જીવોના વર્તન અને વહેવારોમાં કોઈ પ્રકારનો ફરક હતો જ નહિં.

**भवभरसे जीनुं भव न हवीतके, बंधवसे बंधवही ।**
**ज्यौं साहरसे हवीतसे न हवीतव, संधवसे संधवही ।। (४२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આ ભવ રૂપી દુનિયાથી બીજી દુનિયા ઉત્પન્ન થઇ શકતી નથી. એવી જ રીતે ભાઈભાઈને ઉત્પન્ન કરી શકતો નથી. તે જ પ્રમાણે સમુદ્ર બીજા સમુદ્રને બનાવી શકતો નથી તેમજ સમુદ્રમાંથી થયેલું મીઠું તેનાથી બીજું મીઠું થઈ શકતું નથી તે નિજકર્તાની અલૌકિક અકળ કળા છે.

**एही परकार सकल भव सरभर, इश अवतार समेतु ।**
**जेतने भर जनुनीके जायल, जुग नही स्त्रजन सहेतु ।। (४३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," તે જ પ્રકારે ભવભરનાં જીવો સરખે સરખા જ છે. અવતારી ઈશ્વરોની આદ્ય લઈ જેટલા જનનીનાં ઉદરે જન્મેલા હોય, તે સર્વે દેહધારી હોવાથી, એક આત્મભાવની દૃષ્ટિથી જોઇ શકતા જ નથી. એ કારણને લઇ સમસ્ત જગતનાં જીવો ઉપર, સરખુ હેત રાખવાવાળા સકર્તા સર્જનહાર સિવાય બીજું કોઇ જ નથી.

**माटे बीन जनुनीनके जायल, सक्रत अेक सराई ।**
**ताइ विना कोउ आद्य अंत मद्य, सृष्टि सरजनके नाई ।। (४४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એટલા જ માટે આદ્ય સકર્તા સ્વામિ જનનીથી જન્મયા સિવાયના સદા સદોદીત અજન્મા હોવાથી, પ્રશંસા કરવા યોગ્ય છે. આદ્ય, અંત અને મધ્યમાં ન્યાય દૃષ્ટિએ નિહાળીને નિર્ણય કરી જોતાં સમસ્ત જગતનું સર્જન કરનાર સકર્તા ધણી વિના બીજો કોઇ જ નથી.

**प्रथम सृष्टि सरजनने सरजीत, सुध संकल्पसे जगही ।**
**लख चोरासी जीव जंतके, अेकदम सजे बीजगही (४५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સર્જનહાર સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પમાં ભાવ ભરીને અંકુરોની દિવ્ય સૃષ્ટિનું પ્રથમ સર્જન કર્યુ છે. તેમણે ચોરાસી લાખની આદ્ય લઈ અનેક ઘાટોના કારણ રૂપ બિજગ અને અનંત જીવોના સમુહને એકીસાથે ઉત્પન્ન કર્યા છે.

**जा दीन प्रकृति पुरूष नहि हुते, ब्रह्मा विष्णु माहेशु ।**
**ता दीन इश अवतार न हुते, ओरू नहि सुर सुरेशु ।। (४६)**

જ્યારે સકર્તા સત્ કૈવલ સ્વામીએ શુદ્ધ સંકલ્પ કર્યો ન હતો. ત્યારે પુરૂષ, પ્રકૃતિ અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર કોઈ હતાં જ નહિં. તે સમયે સર્વે દેવ લોક અને દેવોના રાજા ઇન્દ્ર તેમજ ઇશ્વરનો અવતાર એક પણ થયો ન હતો.

**अे तो सृष्टि सकल पसरनमे हवीतव, अवतारादिक ओई ।**
**निजपति प्रथम संच सरजीत विन, आद्य न उपजीत कोइ ।। (४७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સૃષ્ટિનાં સર્જનનો પસારો થયાં પછી ઘણાં સમયના અંતે ઇશ્વરોના અવતારો થયાં છે. નિજ સર્જન હાર સ્વામિએ, કોઇ પણ સંચનું સર્જન કર્યુ ન હતું. ત્યારે આદ્ય ઉત્પતિમાં બિજગ અંકુરો સિવાય કાંઈ હતું જ નહિં.

**लोक चतुर्दश सकल जेहुनसे, ताइ जनीत नहि कोई ।**
**तेही जनावहु प्रसिद्ध प्रेमसे, अति अग जनीत न सोइ ।। (४८)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," જે સર્જનહાર સ્વામિના સંકલ્પથી ચૌદ લોકનું સર્જન થયું છે. તેમને અત્યાર સુધી કોઇપણ જાણતું નથી. સર્વ જીવોને અતિ અજ્ઞાનનું આવરણ આવવાથી અજાણ રહી ગયા છે. તે નિજકર્તાની અલૌકિક જાણ પ્રેમપુર્વક પ્રસિદ્ધ પણે જગતભરના જનોને જણાવું છું.

**नाथ सकल तनके रमणीक नथ, अणुनी आद्य भवभरही ।**
**ओरू स्थावर जंगम सहितम गम, जेतने भर स्वर धरही ।। (४९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકર્તા પતિએ પ્રણવ રૂપી નાથે અણુની આદ્યથી લઈ સધળા શરીરો ભવભર સહિત એક પ્રણવ રૂપી નાથથી જ નાથેલા છે. તેમજ સ્થાવર જંગમ જેટલા હોય, તેટલા સમસ્ત ઘાટોને સ્વરરૂપી નાથે નાથીને ધારણ કરી રાખ્યાં છે.

**स्वरधर कर सरभर तन तंतु, अधिक नुन्य विनुं जेही ।**
**तेही परमलक्ष देवनके पत, लक्ष लखवावहु हमही ।। (५०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સમસ્ત જગતમાં સ્થાવર જંગમની આદ્ય લઇ અનેક શરીરોમાં સકર્તા પતિએ પ્રણવ રૂપી કળ સરભર ભરેલી છે. તે જ સ્વરે સર્વ ઘાટોને ધારણ કરી રાખ્યાં હોય, કોઇ નાના કે મોટા ઘાટમાં પ્રણવ અધિક કે નુન્ય નથી. પરંતુ તમામ તનુઓમાં એક જ સરખો પ્રણવ પ્રેરક કર્યો છે. "સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજ પરમ પતિએ જે પ્રણવની અંદર પરમ લક્ષ રહેલો હોય, તે લક્ષ લખાવવા અમને અહી ભુમંડળમાં મોકલ્યા છે.

**जीनमे न उबरीत नहि कछु कंचित, इश अवतार समेतु।**
**अजभव ओरू विष्णव तनके लग, प्रणवे जनीत सचेतु ।। (५१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જે સ્વર સર્વે તનુઓમાં સમાયને રહેલો હોય, તેના સિવાય કિંચિતમાત્ર કોઈપણ ઘાટ ઉગરી શકતો નથી. ઇશ્વરના અવતારો સહિત ભવભરના સઘળા શરીરો પ્રણવથી જ જીવતા જાગતા રહેલાં છે. તેમ જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર સુધીના સર્વ શરીરો પ્રણવથી જ સચેતન થયેલા જણાય છે.

**लोक चतुर्दश नाथनके नथ, प्रसिद्ध प्रणव परमेशु ।**
**निज गुरू ज्ञाननके गमकी दम, अविगत गत उपदेशु ।। (५२)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચૌદ લોકના સર્વ તનુધારી દેવો પ્રણવ રૂપી નાથથી નથાયેલા હોય, તે પ્રણવ રૂપી નાથ દ્વારા સમસ્ત જગતના અનેક ઘાટો નથાયેલા છે. તે પ્રણવ રૂપી નાથથી નાથીને સર્વને કબજે રાખવાવાળા નાથેશ્વર નિજ કૈવલ પતિ છે. જે પ્રસિદ્ધ તે જ પરમેશ્વર અવિગત રૂપે હોવાથી તેમાં રહેલી આપનપુ અને પતિપદ જાણવાની ગમગતિ લાવીને પરમગુરૂ જગતના સર્વ જનોને જણાવે છે.

**ईश्वर तेही पण स्वर थकी सब, जीनते जीवत जनाई ।**
**स्वर छुटे कुन रहित अमर अज, तो जीव इश समदाइ ।। (५३)**

જગતભરમાં જેટલા ઇશ્વરો થયાં તે સર્વે પ્રણવથી જ જીવતા જણાય છે. જ્યારે સ્વર છુટી જાય, ત્યારે કોઈપણ અજર, અમર રહી શકતાં નથી તે કારણને લઇ નક્કી થાય છે કે, ઇશ્વરોમાં અને ભવભરના જીવોમાં કંઈ જ ફેર દેખાતો નથી. પરંતુ જીવન પક્ષે જોતાં એક સરખા જ છે.

**समदायनमे कोउ कीनुं लायक, सायक भजन भवेतु ।**
**तिनमे क्यौं विलमायेहु जग जीव, अंघ निरंघ अचेतु ।। (५४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," આ જગતમાં થઈ ગયેલા ઇશ્વરો અને બીજાં તનુધારી સર્વ જીવો જીવન દૃષ્ટિએ એક સરખા જ હોય. તેમાં યોગ્યતાવાળો લાયક કોણ છે કે, જેનું ભજન કરવાથી જીવોની સહાય કરીને જન્મમરણના સંકટમાંથી બચાવી શકે ? એવો કોઈ જ નથી. છતાં અંતર દૃષ્ટિના અંધ જીવો અચેતગતિના હોવાથી અવતારી ઇશ્વરોના નામ પર વિશ્વાસ લાવીને વિરામ પામ્યાં છે.

**जीव ओरू ईश्वरके तन स्वर ते, रज तज सकल सराई ।**
**ओरू विप्र विनु वेतनकी गत, जोयुं न परम पराई ।। (५५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરમાં જીવોના શરીર અને ઇશ્વરોના શરીર એક જ પ્રણવ જીવનથી જીવતા હોય, રજતજની આદ્યે સ્વરથી જ જીવે છે તે પ્રશંસા કરવા યોગ્ય સમસ્ત જગતનું મુળ કારણ જેનાં આધારે પરંપરાથી જગત ચાલતું આવ્યું છે. તે ગતિને વિપ્રજનો નહિ જાણી શકવાથી નકલને અસલ માની બેઠાં છે.

**परम परायनके लक्ष जनीतन, प्रणव सेती परमेशु ।**
**सो निज लक्ष तुम वितके विसरीत, भजीतव तन उपलेशु ।। (५६)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," હે વિપ્રજનો ! જે પ્રણવ જીવન સમસ્ત જગતના આધાર રૂપ હોય, તેનાથી જ ભવરચનાની પરંપરા ચાલુ રહેલી છે. તે ગતિને તમે જાણી શકયાં નથી. તે પ્રણવ લક્ષ પરમગતિ રૂપે હોય, જેનું ધ્યાન ધરવાથી પરમ પરમેશ્વરનું પદ પ્રાપ્ત થાય

છે. તે સત્ય વિત રૂપી લક્ષને વિસારી દઈ, તમે અનિત્ય દેહધારી ઇષ્ટોનું ભજન કરો છો, અને જગતના જનોને કરાવો છો.

**सो उपले कुल तन जेही वितसे, जीतसे सकल आधारू ।**
**जीनके नाम नाथ निज नरणीत, धरहीत सकल सकारू ।। (५७)**

પંચતત્વનાં ઉપલક દૃષ્ટિથી દેખાતાં કુલ શરીરોનું જે વિત તેજ પ્રણવ હોય, તેનાં આધારે સજીવન રહ્યાં છે. તેનાથી જ સઘળાં શરીરો નથાયેલા હોવાથી નક્કી પણે તેનું નિજનાથ નામ રાખવામાં આવ્યું છે. તમામ સાકાર શરીરોનો સ્વિકાર કરીને અંદર પ્રવેશી તે જ સ્વર રૂપી ઇશ્વરે પ્રત્યેક તનુઓને ધારણ કરી રાખ્યાં છે.

**खट शास्त्र ओरू वेद वदीतकी, जीतकी गम यहां लगही ।**
**विना परमगुरू परम पति लग, कोउकी पाग न पगही ।। (५८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," છ શાસ્ર અને ચાર વેદે વદીને વર્ણન કરી જે જણાવ્યું છે, તે વિત રૂપ છેવટનો સાર પ્રણવ જ હોય, પ્રાચીન કાળમાં થઇ ગયેલાં જ્ઞાની, દર્શીઓની આદ્ય લઈ ઋષિમુનિઓ પ્રણવનો જ્યાં અંત છે. ત્યાં જ વિરામ પામ્યા છે. પરંતુ સર્વના નિજ પરમપતિ જ્યાં બિરાજે છે. ત્યાં સર્વજ્ઞ પરમગુરૂ સિવાય કોઈની પણ ગમગતિ પહોંચી નથી.

**पाग पगे क्यौं परम पुरूष लग, निगम कहीत जीनुं नेति ।**
**तेही जाण जनवुं हम तुमकु, जबते हवो सवेती ।। (५९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે નિજપદને નહિં જાણી શકવાથી વેદે પણ નેતિ પોકારેલી હોય તે નિજ પરમ પતિના પદ સુધી કોઈની ગતિ મતિ પહોંચી શકી નથી. તે જ કૈવલ પદનો હું વેત્તા હોવાથી, તેમને જાણીને પ્રાપ્ત કરવાનો લક્ષ સર્વ જગતના જનોને હું જણાવું છું.

**जेही सकलके नाथ कहीत हीत, सब साधन ओही गमही ।**
**ओरू जेतने ज्ञानी स्वर साधन, जीनके लक्ष सम दमही ।। (६०)**

અસંખ્ય લોકના શરીરોને ધારણ કરી રાખનાર જે નાથ છે. તેમાં સર્વે જીવોનું પરમહીત સમાયેલું હોય, તે સર્વે સાધનોને સિદ્ધ કરવાની અગમ્ય ગમ છે. જગતભરમાં અત્યાર સુધી જેટલા જ્ઞાનીઓ થયાં, તે સર્વેનો લક્ષ પ્રણવ હોવાથી સમદમ આદી છ સંપત્તિને સાધી આત્માને ઓળખી પરમાત્માને જાણી શકયાં છે.

**तेही स्वर नाथ नथायनके पत, अविगत गत अकलेदु ।**

**तेही निजपति पुरातनकी गत, जुगधर जनीत न भेदु ।। (६१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજપતિની અલૌકિક બાહ્ય દષ્ટિ બ્રહ્મ ઉપર પડવાથી મહદ પ્રણવ ઉત્પન્ન થયેલો હોય, તે જ પ્રણવ રૂપી નાથથી અનંત લોકના શરીરો નથાયેલા છે. તે સર્વે તનુઓને જે નાથથી નાથનાર નાથેશ્વર કરૂણેશ પતિ અવિગત રૂપે અકળ રહેલાં છે. એ અકળ કળા નહિં કળી શકવાથી પુરાતન પરમપતિની અગમ ગતિના ભેદને જગતની આદ્યથી અત્યાર સુધી કોઇ જાણી શકયું નથી.

**निज करतार सकल भवके भर, अज अेकलमल अंतु ।**

**जो जीनमे भव आद्य जनीत नही, अखिल महाद्य मेहेमंतु ।। (६२)**

જે નિજકર્તા સમસ્ત ભવભરનું સર્જન કરનાર ભવના આદી-અંતથી ન્યારા એકલમલ સ્વરૂપે અતિ ગુપ્ત રહ્યાં છે. તેમની ગતિમાં અનેક વિભુઓિ સમાયેલી હોઈ જેનો મહિમા મહાનથી પણ મહાન હોવાથી તેનો પાર ન પામી શકાય એવા નિજ પરમપતિને ભવભરના ઉપાસકો કોઇ જાણી શકયાં નથી.

**अेही परकार अकल गत निजपत, अखिल लोक अजणीतके ।**

**देव दनुज ओरू मनुस सहीत इत, उपासक जीनुं वीतके ।। (६३)**

એજ પ્રકારે નિજ પરમપતિની અકળ ગતિને નહિં કળી શકવાથી જગતભરના સર્વે લોકો જાણી શકેલાં નથી. એ કારણને લઈ દેવો, દાનવો અને મનુષ્ય સહિત તમામ ઉપાસકો પ્રત્યેક શરીરમાં રહેલા પ્રણવ રૂપી વિતના જ ઉપાસક થયેલાં છે.

**तेही वितसे तन अचर चराचर, प्रोइतव परम पुरेशु ।**
**आ भवमे जीतने तत्व दरशी, जीनके एही उपदेशु ।। (६४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગત રચનાની આદ્યથી નિજ પરમપતિએ સ્થાવર-જંગમ સહિત સર્વ શરીરોમાં પ્રણવ રૂપી કળ ભરીને સજીવન કરેલાં છે. તે જ પ્રણવની ગતિ પ્રત્યેક શરીરોના મુળ કારણ રૂપ હોવાથી ભવભરમાં જેટલા તત્વવેત્તા જ્ઞાની પુરૂષો થયાં, તેમણે પ્રણવ લક્ષને જાણી, અધિકારી જનોને તે જ ઉપદેશ કરેલો છે.

**सबने थपे जो निज नाथनकु, जीनते सकल चलेहु ।**
**जीनकु पण कोई कोइ जानीतके, ओरू कीनु नहि कलेहु ।। (६५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરના સર્વજનોએ પ્રણવ રૂપી નિજનાથની સ્થાપ્ના કરી છે. જેનાથી સઘળાં શરીરો હાલતા ચાલતા અને ચૈતનતાવાળા થયેલાં છે. તે પ્રણવ રૂપી મુળ અજંપા જાપના લક્ષને તત્વ વેતા કોઈ વિરલા પુરૂષ જ જાણે છે. તેમના સિવાય બીજાં સંખ્યાબંધ લોકોને ખબર જ નથી કે, પ્રણવ લક્ષ કોને કહે છે ?

**तेही नाथ पण नहि निजकर्ता, हरता नहि कीनेहु ।**
**सकल चराचर व्याप खरा पण, नहि निज जाण जीनेहु ।। (६६)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," પ્રણવરૂપી નાથ સ્થાવર જંગમ સહિત સર્વે શરીરોને નાથવાવાળો નાથ બ્રહ્માંડ ભરમાં વ્યાપક રહેલો હોય, પ્રત્યેક ઘાટોના જીવન રૂપે છે. તે સજીવન પ્રણવ સિવાય દેવ, દાનવ કે માનવ કોઈનું શરીર હલનચલણ કે ચૈતનતાવાળુ થઇ શકતું નથી. એ હકીકત સાચી છે. પરંતુ તે પ્રણવ પોતે કોઈને ઉત્પન્ન કે લય કરી શકતો નથી. તેમજ સાર, અસાર, નિત્ય અનિત્ય કે શુભાશુભ જાણવાની જાણ તે પ્રણવને નથી.

**जीनकु जाण जो हवे अहमकी, तो भवभर समपुरी ।**
**सकल अचेत वेत विनु विचरत, निजकी कोउ न सबुरी ।। (६७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જો કદાચ પ્રણવને પોતાના સ્વરૂપને જાણવાની જાણ હોત, તો ભવભરના તનુધારી સર્વે જીવો સંપુર્ણ જ્ઞાનવાળા થઇને પોતાના સ્વરૂપને યથાર્થ જાણી શકત. અને કોઇ પ્રકારની ભુલ કે અશુભ કર્મ કરત નહિ. પરંતુ તે પ્રણવમાં પોતાને પરખવાનું જ્ઞાન નહિ હોવાથી ભવભરના જીવો નિજ સ્વરૂપની જાણ વિના અચેત થઇને કર્મ અનુસાર જન્મમરણનાં ચક્કરમાં ફર્યા જ કરે છે. જેથી નિજ સ્વરૂપની પરમ શાંતિ કોઇને પ્રાપ્ત થઈ નથી.

**तबते अेही करतार नहि कुल, भुल जीनकु भवभरही ।**
**अेही विघके निज जाण विहुनके, जीनसे कर्ता अपरही ।। (६८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," તેથી જ એ ૐકાર પ્રણવ સમસ્ત જગતને ઉત્પન્ન કરનાર કર્તા નથી. પરંતુ વેદના જ્ઞાતાઓએ તે ૐકાર પ્રણવ જગતનો ઇષ્ટ હોય, ઘટોઘટમાં તે જ રમી રહેલો છે. એવો નિશ્ચય કરાવ્યો ત્યારથી આ ભવમાં મહાન ભુલ પડી ગયેલી હોવાથી પોતાના નિજ સ્વરૂપને કોઇ જાણી શકયું નથી. એ કારણને લઇ જગતથી અલગ રહેલા નિજકર્તાને કોણ જાણી શકે ?

**निजकर्ता तो अेही फरकशे, अनुभव करन विचारू ।**
**अेक अजनीत अेक जनीत सकल धर, भवभर लग विस्तारू ।। (६९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા સ્વામિ સિર્ગુણ નિર્ગુણથી ન્યારા રહેલા હોય, તે ઓ અને સો એ બંને પ્રણવની પાર આવેલા છે. તે ૐકાર પ્રણવ જાણ રહિત હોય, ચૈતન્ય અંશ સજાણ જાણવાળો હોવાથી તેની જાણ ચૈતનતા અને સક્રિય ગતિ જ્યારે પ્રણવમાં પ્રેરક થઈ, ત્યારે બંનેના સંયોગે કરી, ભવભરના ઘાટોનો વિસ્તાર થયેલો છે.

**अजनीत सो अज भव स्वरके लग, जड तन कुन गनीतमे ।**
**तदीप खलकके कुन उपावन, जनीत विनायन जीतमे ।। (७०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં શરીરોમા રહેલો

પ્રણવ નિજ જાણ સિવાયનો છે. તેમના શરીરો જડતાવાળા હોવાથી તે તો ગણત્રીમાં લેવા જેવા જ નથી. તો પછી શરીર અને પ્રણવ જડે જડ હોય, ચેતના કે સજાણ ગતિ વિના તેમનાથી ભવભરની ઉત્પત્તિનો પસારો કેવી રીતે થઇ શકે ? ત્યારે આ ભવભરનું સર્જન કરનાર કોણ ?

**बहु विधकी कुदरत कळ अकळीत, कळीत विना कुन रचही ।**
**जे न कळीत कारन ओरू क्रतकु, तेही सरभर भव पचही ।। (७१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સમસ્ત જગતના ક્રતની રચના રૂપ કુદરતને જાણવાની યુક્તિઓ ન કળી શકાય, એવી અકળ હોય, તેના રચનાર કોણ છે ? એ કળી ન શકાય, ત્યાં સુધી બહુ પ્રકારનાં ઘાટોની રચનાનું જ્ઞાન થાય નહિં અને જેમ છે તેમ ક્રતને ન કળી શકે, ત્યાં સુધી નિજકર્તાનો અનુભવ થતો નથી. જેને કર્તાના ક્રતનું અને ક્રતના કારણ રૂપ નિજકર્તાનું જ્ઞાન ન થાય, તે આ દુનિયાની દષ્ટિએ મોટા ગણાતા હોવા છતાં અલ્પજ્ઞ જીવ સરખા જ ગણાય છે. તે ભવભરનો નિવેડો લાવી, પોતાના સ્વરૂપને જાણી નિજકર્તાને કદાપી મળી શકતાં નથી.

**तेही माटे करतार सकलके, अतही सुजाण सचेतु।**
**रोम रोम रग रग कंचित लग, सकल चराचर वेतु।। (७२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સર્વ પ્રકારનું જગત રૂપી ક્રત અને અનેક અંશોને ઉત્પન્ન કરનાર સકર્તા સત કૈવલ સ્વામિ અતિ સુજાણ જાણ સર્વજ્ઞ ગતિવાળા અતિ સચેતન છે. જેથી સ્થાવર જંગમ સહિત સર્વે તનુધારી જીવોની હકીકત રોમ રોમ અને રગેરગ તેમજ અંતર બાહેર પ્રગટ અને ગુપ્ત સર્વ ક્રિયાને પ્રત્યક્ષ પણે જોઇને જાણી શકે છે.

**तेही वेतने विश्व सकल कुल, शुद्ध संकल्पत्ये सरजी ।**
**ओर सकल ईश्वर सब अगबग, नहि सक्रत कोउ घरजी ।। (७३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," નિજ કૈવલ પતિ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત જગતનું સર્જન કરીને ધારણ કરી રાખનાર સર્વને સહેલાઇથી જાણનાર સુજાણ

જાણવાળા સર્વ અંશોના સાક્ષી છે. તે નિજકર્તા સિવાય જગતમાં થઇ ગયેલા ઇશ્વરો આજુબાજુ ના હોય, તે જગતને રચનાર કે ધારણ કરી રાખનાર નથી.

**तेही सुध संकल्पी सकल पत, अविगत अपरमपारी ।**
**जेतने भर दोसापत लगी तव, जीनुं रहीत अविकारी ।। (७४)**

તે નિજ સર્જનહાર સ્વામિ શુદ્ધ સંકલ્પથી સર્વનું સર્જન કરનાર સામાન્ય વિશેષ અંશોના પરમપતિ હોય, તેમની ગતિ અનંત અને અપરંપાર છે. તે નિજપતિ સિવાય ભવભરમાં કહેવાતા અને ઓળખાતા ઇશ્વરોને જેટલાં દોષ અને વિકાર લાગેલા છે. તે સર્વ પ્રકારના દોષ અને વિકારોથી રહિત કરૂણેશ પતિ અતિ નિર્મળ સ્વરૂપે પોતાના અવિગત તખત પર અચળપણે બિરાજેલા છે.

**सकल नाथ जडके नथनारन, निज चैतन आपनही ।**
**जीनुं द्दष्टांत लगीतके कहीतम, तीनके जेही जबापनही ।। (७५)**

"મહાન સમર્થ પરમ કૃપાનીધિ કહે છે કે," અનંત લોકના જડ દેહ પ્રણવ રૂપી નાથથી નથાયેલા હોવાથી તે પ્રણવનું નામ નાથ છે. એ બંનેથી નિજ ચૈતન અંશ ન્યારો હોય, તેને લગતુ દ્દષ્ટાંત કહીને હું જવાબ આપું છું.

**ज्यौं गौके छोना नथीतव हीत, करखी केद रखनही ।**
**जीनुं जड जेवरीसे नथीतव नथ, तन पण जडके पखनही ।। (७६)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," દ્દષ્ટાંતે- જેમ ગાયનો વાછરડો મોટો થતાં બળદ કહેવામાં આવે છે. તેને ખેડુત ખેતીના કામ માટે કબજામાં રાખવા દોરડીની નાથ તેના નાકમાં નાથીને કાબુમાં રાખે છે. તે જ ન્યાયે બળદ જેવા સર્વના જડ દેહ જાણવા. તેને પ્રણવ રૂપી દોરડીથી નાથીને ખેડુત રૂપ તમામ ચૈતન્ય અંશો ભવ રૂપી ખેતી કરે છે તે અંશ પક્ષે જોતાં પ્રણવ અને દેહ એ બંને જડ છે. છતાં નિજ અંશની ચૈતન સત્તાથી તેની ઇચ્છા પ્રમાણે તે બંને કામ કરે છે.

**तेही परकारन ईश्वर सरभर, नथे सकल जड तनही ।**
**जीनसे चलीतव सब अचराचर, सो निजकर्ता सबनही ।। (७७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," તે જ પ્રકારે સ્વર રૂપ ઇશ્વર સર્વ શરીરોને નાથી સભરાભર અંતર અને બહાર વ્યાપક થઈને રહેલો છે. જે સ્વર રૂપ ઇશ્વરથી સ્થાવર અને જંગમ સઘળા ઘાટ ચલીત થયેલા હોય, એ તમામ અકળકળાના કરનાર નિજ સકર્તા સ્વામિ સત્ કૈવલ જ છે.

**माटे सक्रत आद्य सबनके, कारण जड कारनके ।**
**छेवटके छेवट सब अंतु, जेही साम्रथ सारनके ।। (७८)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," ભવભરની આદ્ય અંનત લોકના જડ શરીરોનું કારણ સ્વર ઇશ્વર પ્રણવ જ છે. અને તે પ્રણવનું કારણ ક્રત અક્રતના અંતે સર્વની છેવટે સારોના સાર સત્ય સાર રૂપી અનંત સામ્રથતાવાળા સચેતન સક્રિય સર્વજ્ઞ સકર્તા સત કૈવલ જ છે.

**या विधके कोउ नहि दुसरन पत, आद्य अंत मध्य मांही ।**
**अतही अंतके अंत अजायल, जायल रहित सदाही ।। (७९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આવી જ રીતે આદ્ય, મધ્ય અને અંત સુધીમાં ન્યાય દ્દષ્ટિએ તપાસીને નિર્ણય કરી જોતાં નિજ પરમપતિ સિવાય બીજો કોઇ કર્તા જ નથી. સમસ્ત ક્રતનો અંત અકર્તામાં અને અકર્તા બ્રહ્મના અંતે અજન્મા, અવિનાશી, અતિ અવિગત અકળ સ્વરૂપે સદા સદોદીત અટળ આસને નિજ સકર્તા સ્વામિ સ્વયં અખંડ બિરાજે છે.

**जेही सकल अंशन उपजावन, रहहीत आद्य अनादु ।**
**आपही आप विना कोउ दुसरन, कुवेर न करन प्रमादु ।। (८०)**

જે નિજ સકર્તા સ્વામિ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત ક્રતને કરનાર અને અનેક અંશોને ઉપજાવનાર આદી અંતથી રહિત અનાદી અદ્વૈત સ્વરૂપે પોતાના કૈવલ ધામમાં અખંડ બિરાજે

છે. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે નિજ પરમપતિ અતિ ઉજાગ્રત સચેતન સર્વજ્ઞ સુજાણ જાણ સ્વરૂપે હંમેશા કાયમ રહેવાવાળા હોવાથી તેમના અવિનાશી પદમાં આળસ કે અચેતન પણું કિંચિત માત્ર સંભવી શકતું નથી.

**ઈતિશ્રી પંચમહેલ રમણ ભુમિ નિરૂપણ નામ પંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ.**

# સિદ્ધાંત-૫૧

**અથ શ્રી બહેર શૂન્ય ગતિ નિરૂપણ નામ એક પંચાશતમ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનીધિ ઉવાચ

**प्रमाद सो प्रतिवाद करनके, जीनुं उत ईत कोउ नांही ।**
**सकल आद्यके सक्रत सदपद, कदमो कदम सदाही ।। (१)**

જે સર્વજ્ઞ સકર્તા પતિની સાથે પ્રમાદ એટલે પ્રતિવાદ કરી શકે, એવો આ બાજુ મૃત્યુલોકમાં કે તે બાજુ દેવલોકમાં કોઇ જ નથી, કારણ કે સિર્ગુણ નિર્ગુણ અને સર્વ અંશોની આદ્ય સર્વ સત્તાધિશ સર્વેના સાક્ષી સત્ય, નિત્ય સદા સદોદીત સ્વતંત્ર એકલા જ રહેતા હોય, એ હકીકત ડગલેને પગલે સત્ય જ છે.

**ताय विना निजकर्ता न कोउ कीत, जेही थपीतव बनवटके ।**
**अल्पज्ञे आचारजने कुल, ईश्वर कीये नटखटके ।। (२)**

તે સર્વેના સર્જનહાર સ્વામિ નિજ સકર્તા સિવાય કયાંય અને કોઇ પણ બીજો કર્તા જ નથી. છતાં જગતમાં અલ્પજ્ઞ આચાર્યોએ કુશળ બુદ્ધિની બનાવટ કરી, નકલી ઇશ્વરોની સ્થાપ્ના કરી છે. તે ખોટી નટખટ હોય, તેમાં કિંચિત માત્ર સત્ય નથી.

**तेही नटखट ईश्वर त्यौं भवभर, अंतर उपल निरंधु ।**
**निज अनुभवसे नरणे करीत विन, वदीत ईष्ट करी बंधु ।। (३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અલ્પ બુદ્ધિના આચાર્યો અંતર અને બાહ્ય દષ્ટિનાં અંધ હોવાથી નિજ અનુભવનો નિર્ણય કર્યા વિના ભવભરમાં બનાવટી ઇશ્વરોની ખટપટ ઉભી કરી છે. તે ઇશ્વરોએ આ જગતમાં નવીન કાંઇ પણ કર્યુ નથી. અને કલ્યાણના માર્ગમાં ઉલટા અવરોધો કરી, જીવોને ભંભેરી નિજકર્તાથી વિમુખ કરી દીધાં છે. જુઠું બોલીને મોટાભાઇઓને પરમ પિતા મનાવી તેમનું સ્થાપન કરીને નાના ભાઇઓને તેમની ઉપાસનામાં લગાવી દીધા છે.

**बंधव सो निज कर्ता पखनके, कीट पतंग अजभवही ।**
**जो परतीत न हवे हमनकी, वेदांत च्यौं लख चवही ।। (४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! કીટ પતંગથી લઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સુધી સામાન્ય વિશેષ સર્વે અંશો નિજ પરમ પતિ પક્ષે જોતાં અન્યોન્ય બધાં ભાઇઓ જ છે. જો મારા વચનો ઉપર વિશ્વાસ આવતો ના હોય, તો વેદાંતના ચાર લાખ શ્લોકો વાંચી જુઓ. તે ઋષિમુનીઓએ કોને સમજાવવા માટે ઉચ્ચાર કર્યો છે. તેની ખોજપુર્વક સંપુર્ણ વિચાર કરનાર જાણી શકે તેમ છે.

**जेतने भर पुदगळ परतापीक, जीनुं जग ईश्वर जनही ।**
**विनु चैतनसे वेश अधिकक्कु, विभुति विभागमे गनही ।। (५)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, ભગવાન કરૂણાસાગર કહે છે કે," આચાર્યજનોએ જેટલા પ્રતાપવાળા દેહધારી પુરૂષો થયાં, તેમને ઇશ્વર સ્થાપી, જગતનાં જીવોને જણાવી મનાવ્યાં છે. અને તેમના દેહની વિશેષ વિભુતિ જોઇને મહત્વ વધારી ગયાં છે. પરંતુ નિજ ચૈતનનો કોઇએ વિચાર કર્યો નથી.

**अेही शाख वेदांतनकी दीन, महा सिद्धांत प्रतितनके ।**
**जेही निज समज सिद्धांत सकर्ता, जीनते भिन्न हमनके ।। (६)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે તત્વ વેતાઓ ! વારંવાર વેદાંતની શાખ આપીને સર્વ સિદ્ધાંતોના સાર રૂપ ચૈતન્ય બ્રહ્મનું પ્રતિપાદન કરીને વિશ્વાસ મુકાયેલો છે. પરંતુ

જે નિજ ચૈતન અંશની સમજ યાને જાણ વડે વ્યાસમુનીએ ચૈતન્ય બ્રહ્મની સ્થાપના કરી તે જાણ નિજ ચૈતન અંશની હોય, જ્ઞાન દૃષ્ટિએ સ્વજાતિય વિજાતિયનો નિર્ણય કરી જોતાં, એ મહાન બ્રહ્મ સિદ્ધાંતથી અમારો સકર્તા સિદ્ધાંત ભિન્ન, ન્યારો, સર્વોપરી અને સર્વાતિત છે.

**जीनमे उबरीत अखील लोकही, उपासन निज पतकी ।**
**नहितर तो अविगत अद्वैतमें, कल्पीत होय क्यौं मतकी ।। (७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરમાં સિર્ગુણ અને નિર્ગુણ પક્ષની અનેક ઉપાસનાઓ છે. તે નિત્ય, અનિત્ય, વિનાશી, અવિનાશી તેમજ સ્વજાતિય અને વિજાતિ ન્યાય સહિત નિર્ણય કરી જોતા ઉપાસના કરવા યોગ કારણોનું કારણ પરમકારણ રૂપ સકર્તાપતિનું અખંડ પદ ઉગરે છે. જો એ સર્વે અંશોનું સ્વજાતિય પદ ના હોય, તો અવિગત રૂપે રહેલું અદ્વૈત અકર્તા બ્રહ્મ અને સગુણ પક્ષના અનેક કલ્પિત મતો એ જુઠ્ઠા પડત નહિં. પરંતુ સર્વે અંશો સકર્તાના સ્વજાતિય હોવાથી સર્વે સિદ્ધાંતો ખોટા ઠરે છે.

**मत मतके पति भिन्न गनीत विन, क्यौं द्रढवे निजजनकु ।**
**एही परकारन आद्य थकी चल, चलत चाल अबलनकु ।। (८)**

હે ધર્મ ઉપદેશક આચાર્યો ! અનેક મત મતાંતરોથી નિજ સકર્તા પતિ ભિન્ન છે. એવી પંચીકરણની ગણત્રી કરીને દ્રઢ ના કરાવો, ત્યાં સુધી જગત કર્તા કેમ કરીને ઓળખાવી શકશો ? અને તમે તો સૃષ્ટિ રચનાની આદ્યથી આ ખરૂં, કે તે ખરૂં તેમજ બધું બરાબર છે. એવી ચાલે અત્યાર સુધી ચાલતાં આવ્યા છો એ કારણને લઈ નિજપતિને કોઇ જાણી શકયું નથી.

**ए तो सकल उपासन हदकी, कही दृष्टांत देवनके ।**
**मेरी तो गत हद बेहद पर, सकल सिद्धांत छेवनके ।। (९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો ! તમે તો જગતનાં જનોને અનેક પ્રકારની ઉપાસનાઓ કરાવી દેવલોકની વિભુતિઓનું વર્ણન કરી જીવોનાં મન પતાવી દીધા છે. પરંતુ અમારો સિદ્ધાંત હદ બેહદની પાર સર્વની છેવટે આવેલો હોવાથી, તે સકર્તા પતિને તમે જાણી કે જણાવી શકેલાં નથી.

**तेही माटे निजकर्ता कारन विन, कारज काज न हवही ।**
**आपही आप हवीत ब्रह्मसे भव, व्रथा वेतके चवही ।। (१०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સર્વ અંશોના સ્વજાતિય કારણ નિજ સકર્તા ધણી હોવાથી તે સકર્તા વિના કારજ એટલે અકર્તા બ્રહ્મથી કોઇ જીવનું કલ્યાણ થતું નથી. છતાં અકર્તા મતવાળા બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે, બ્રહ્મમાંથી જ સમસ્ત જગત થયેલું છે. એવું ચાર વેદના વેતા વ્રથા બકવાદ કરીને જગતનાં જનોને જણાવી ગયા છે.

**आद्य अंत नहि तत्व तपासीत, कारण निज करतारा ।**
**करे विना नहि हवीत तरण भर, रज तज सकल पसारा ।। (११)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે અન ઇશ્વરવાદીઓ જગત રચનાની આદ્યથી અંત સુધીના તત્વોનો જ્ઞાન દષ્ટિએ નિર્ણય કરીને તમે જોયું નથી. તે કારણને લઈને તમે કહો છો કે, આ જગત સહેજાસહેજ થયું છે. પરંતુ ઉત્પન્ન કર્યા વિના એક ઘાસનું તરણુ પણ બની શકતું નથી. તો રજતજથી લઈને સમસ્ત ભવભરનો પસારો તેના ઉત્પન્ન કરનાર કર્તા ના હોય, તો કેવી રીતે થઈ શકે ? તેનો વિચાર પણ તમે કર્યો નથી.

**तिनके न्याव जनीत जुग जाहेर, देखो क्रत बाजीनमे ।**
**क्रखी आद्य कुल काज सकलको, करे थका हवीतीनमे ।। (१२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે અકર્તા મતના જ્ઞાનીઓ ! કર્યા વિના કોઇપણ કાર્ય થઇ શકતું નથી. તે તમે ન્યાયની દષ્ટિએ નિહાળીને નિર્ણય કરીને જોશો તો જરૂરથી જણાશે. આ જગતની ક્રત રૂપ રચના તેનાં પ્રગટ પ્રમાણ જ્યાં જોઇએ ત્યાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. જેમ ખેડુત ખેતી કરે છે. ત્યારે જ કણ ઉત્પન્ન થાય છે. એવી જ રીતે ભવભરમાં અનેક પ્રકારના કાર્ય કરવાથી જ થાય છે. સહેજા સહેજ કે આપોઆપ કોઇપણ કાર્ય થઇ શકતું નથી.

**ज्यौं निज खेत बोइत कण भिन्न भिन्न, तेही तिनु सफळ फळीतके ।**
**पण बिनुं खेत बोइत घासन शिर, क्यौं नहि कण उपजीतके ।। (१३)**

જેવી રીતે ખેડુત પોતાના ખેતરમાં જુદી જુદી જાતના અનાજના કણ વાવે છે. તેટલી જ જાતનું અનાજ પાકતું હોવાથી તેનું ફળ તેટલા જ પ્રમાણમાં મળે છે. પરંતુ બીજો ખેડુત તેના ખેતરમાં અનાજના દાણા વાવતો નથી તેથી તેના ખેતરમાં અનાજ નહિં પાકતા ઘાસ પાકે છે.

**अेही परकारन क्रतवनके कज, करे विना नहि बनही ।**
**तेही परकारन कर्ता करन भव, जमी असमान सबनही ।। (१४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," કર્તવ્ય કર્યા વિના કોઇપણ કાર્ય થઇ શકતું નથી. એવી જ રીતે જમીન અને આકાશની વચ્ચે જગતભરની અનંત રચના વિધવિધ પ્રકારની દેખાય છે. જેનો પાર ન પામી શકાય, એવી અપાર રચના કરનાર નિજ સકર્તા સ્વામિ હોવાથી તેમના શુદ્ધ સંકલ્પથી આ ભવભરનું સર્જન થયું છે.

**ओर नहि कोउ कर्ता कारवता, कीये ना करहीत कबही ।**
**जब तब कर्ता अेक पति निज, ओर सकल क्रत सबही ।। (१५)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," નિજકર્તા વિના બીજો કોઈ કર્તા કારવતા જ નથી. જગત રચનાની આદ્યથી અત્યાર સુધી કોઇએ કાંઇ કર્યુ જ નથી. અને કરશે પણ નહિં. નવીન કરી શકે એવો કોઈ થ યો નથી. અને કદાપી થશે પણ નહિં. જેથી આ ભવભરની સમર્થ રચનાના કરનાર નિજ સકર્તા પતિ હોય, આ અનેક પ્રકારનું ક્રત તેમનું જ કરેલું છે. છતાં આ જગતમાં બીજા ઇશ્વરો સ્થપાયા અને મનાય છે. તે પણ કર્તાનું કરેલું ક્રત જ છે.

**करते करत सकल अजभव लग, पुम परधान समेती ।**
**पीछे कुन उबरीत कोउ उत ईत, करते करत सबेती ।। (१६)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સ્થાવર જંગમ સહિત સઘળો સંસાર કર્તાનું કરેલું ક્રત જ છે. તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન સુધીના શરીરો કર્તાનું ક્રત જ હોય, તેનો અંતકાળ આવતાં નાશ પામવાવાળા છે. એવી જ રીતે અહિં મૃત્યુલોકથી લઈ દેવલોક સુધી સર્વે પ્રકારનું ક્રત જ હોવાથી, તે સર્વેનો અવધિકાળ આવતા કોઈ બચી શકતું નથી.

**कर्ता अेक थकी करत सकलको, कीनेही सकल विलोकी ।**
**निजगमके नैंनन नरणीत कर, अनुभव अकळ अलोकी ।।   (१७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ પોતાના એક જ શુદ્ધ સંકલ્પથી સર્વ પ્રકારનું કૃત દિવ્ય દૃષ્ટિએ વિલોકન કરીને અતિ અદ્દભુત પ્રકારનું કરેલું છે. કોઈ અધિકારી જન નિજ સ્વરૂપની સજાણ દૃષ્ટિએ નિહાળીને નિર્ણય કરશે. તેને કૃતની અકળ ગતિનો અતિ અલૌક્કિ અનુભવ થશે. તે પોતાના સ્વરૂપને તેમજ નિજકર્તાને જાણી શકશે.

**अबकी सुनो अनाद्य आद्यकी, बाबज अगम अधादु ।**
**निगम चतुर खट गम गति विनकी, खोज न करीत कीनादु ।।  (१८)**

પરમ કૃપાનીધિ કહે છે કે," હે સંત સજ્જનો ! હવે આદી અનાદીના જે સકર્તા પતિ અતિ, અગમ અને અગાધ ગતિવાળા હોવાથી, તેમની હકીકત તમને જણાવું છું કે તે ચાર વેદ તેમજ છ શાસ્રો નિજ કર્તા પદની અગમગતિને નહિં જાણી શકવાથી વર્ણન કરી શકયાં નથી. તે કારણને લઈ જગત અજાણ રહી ગયું છે.

**करी न खोज कीनुं निज अनुभव विन, उपल उपल बरनीतके ।**
**रचीत सृष्ट जीनुं आद्य अबीत लग, कथीत गये उत ईतके ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સ્વરૂપના અનુભવ વિના જગતભરની અંદર જેટલાં શોધ કરવાવાળા ઉપાસકો થયાં. તે સર્વે જેને જેટલી ગતિના ગુરૂ મળ્યાં, તેણે તેટલી જ શોધ કરી છે. તે ઉપલક દૃષ્ટિની શોધ કોઇએ દેવ દેવીઓની કરી. તો કોઈએ અવતારી પુરૂષોને ઇષ્ટો માન્યા. કોઈને જપતપમાં વિશ્વાસ આવ્યો. કોઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરના ઉપાસક થયાં. તેથી વિશેષ સમજવાળા યોગી પુરૂષોએ અષ્ટાંગ યોગની સાધના કરી, તો કોઈએ શક્તિ અને નિરંજન સુધીની ગમગતિ જાણી અને નિર્ગુણના શોધકો તે પ્રણવમાં વિરામ પામ્યા. પરંતુ "હું કોણ અને મારા કર્તા કોણ ?" તે જગત રચાયું ત્યારથી અત્યાર સુધી શોધ કરીને કોઇ જાણી શકયાં નથી.

**उतईतके बरनीतमे नावत, अगमदेव अवधिनके ।**
**निज करतार लहे विनके सब, थपीत ईष्ट भिन्न भिन्नके ।। (२०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આ બાજુ મૃત્યુલોકના સિર્ગુણ નિર્ગુણના ઉપાસકો અને તે બાજુના સર્વે દેવલોકો સહિત અગમ્ય કર્તાપદની કોઈને ગમ નહિં હોવાથી જાણીને વર્ણન કરી શકેલા નથી અને જેનું વર્ણન કર્યુ તે સર્વે અવધિકાળ વાળા છે. તે કારણને લઈ નિજકર્તાના અગમ્ય પદને નહિં જાણી શકવાથી આચાર્યોએ ઇષ્ટ દેવોની ભિન્ન ભિન્ન સ્થાપ્નાઓ કરેલી છે.

**सो भीन भीन थपीतवमे भरमत, पति विन जीत तीत सबही ।**
**विना परमगुरू समजी शकत नहि, जेही जमनुं तम कबही ।। (२१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," આચાર્યજનોએ કરેલી ઇષ્ટ દેવોની સ્થાપ્નામાં ભ્રાન્તિ વશ થઇને નિજપતિના લક્ષ જ્ઞાન વિના જગતના જનો જ્યાં ને ત્યાં ભટકતા થઈ ગયાં છે. જેથી સર્વજ્ઞ પરમગુરૂ વિના કદાપી નિજકર્તા પદ સમજાય તેમ નથી. અને જ્યાં સુધી જેમ છે તેમ ન સમજાય, ત્યાં સુધી ભવના ફેરા ફરવાના જ રહેશે.

**आतो वेहेमे वेहेम सकलको, फेम विनाय फोगटमे ।**
**असंख काळ अवधी वीनु अदबद, रहत सकल खटपटमे।। (२२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," વિશ્વભરના સર્વ ઉપાસક જનો ખોટી ભ્રાંતિઓમાં સત્યની સમજ વિના ફોગટ એટલે અનિત્ય ઇષ્ટોના ફંદમાં ફસાય ગયા છે. અસંખ્ય કાળ વીતિ જશે. ત્યાં સુધી નિત્ય પદના નિશ્ચય વિના અદબદપણે મારું સાચું અને તારું જુઠ્ઠું, એવી ખેંચાતાણની ખટપટમાં જગતના અવધિકાળ સુધી ભટકતા જ રહેશે.

**सो खटपटमे खलक सकलको, आव्रीत भये अर अरही ।**
**अर अर सो पद पति आन आनमे, खुदकी खरीत न करही ।। (२३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," આખાયે ખલકના લોકો છ પ્રકારના

દર્શીઓ છ દર્શનના પડદા રૂપી આવરણમાં અવરાયને અટકી રહ્યાં છે. કુલદર્શીઓ કુળના અભિમાનમાં દેહદર્શી દેહની માન્યતામાં, આહાર દર્શી પ્રાણાયામનું ગૌરવ રાખીને રહ્યાં છે. તેમજ પ્રકૃતિ દર્શી પ્રકૃતિમાં પ્રિતિ રાખતા હોય, જીવદર્શી જ્યોતિ નારાયણમાં વિરામ પામ્યા છે. અને આત્માદર્શી હું સ્વતંત્ર બ્રહ્મ સ્વરૂપ છું, એમ સમજી ઉપાસના રહિત થઇ ગયા છે આવી રીતે અરઅરની બીજા વિજાતિ અને જુદા જુદા પ્રકારના ઇષ્ટોને પોતાના સ્વજાતિય માની જ્યાં ત્યાં ફસાય ગયા છે. તે કારણને લઈ મારા ખુદ કર્તા ધણી કોણ છે ? તેમની કોઇ પણ ખોજ કરી શકયાં નથી.

**खुदकी खरीत करे विन कोउ कीत, अकळ गति अविगतही ।**
**ते कोउकु नहि मरम न मालम, अकळ आद्य अधिपतही ।। (२४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા પતિ પ્રથમથી જ અવિગત રૂપે અકળ રહેલા હોવાથી તે કયાં અને કયા સ્વરૂપે બિરાજે છે. એવું નહિ જાણી શકવાથી ખુદ કર્તા ધણીની કોઇ પણ ખોજ કરી શકયાં નથી. તે સર્વના અધિપતિ અનંત લોકની આદ્યે રહેલા હોય તેમની અકળ ગતિનો અગમ્ય ગમનો લક્ષ રૂપી મર્મ પરમગુરૂ વિના કોઈ જાણી શક્યા નથી. એ કારણને લઈ જગતના જનો અત્યાર સુધી અજાણ રહી ગયાં છે.

**अनंत विलात उपायनके पत, बीजके बाबज वतही ।**
**केतीक तो जनवीत जुग जाहेर, केतीक तो विनु गतही ।। (२५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનંત પ્રકારનો વિલાસ સકર્તા પતિએ ઉત્પન્ન કર્યો છે. તે વડ બિજગના ન્યાયે પ્રથમ રચના કરેલી હોવાથી જેટલા બિજગો સ્ફુર્યા, તેને જગત જાહેર જાણી શકે છે. જેટલા બિજગો બિજગ રૂપમાં જ રહ્યાં, તેને સર્વજ્ઞ પરમગુરૂ વિના કોઈ જાણી શકતું નથી.

**तेही विनुं गतकी जनीत जनावहु, निजके नैंन खोलीनके ।**
**सृष्टि रची जंबत्ये मरी जावत, अेही भवभर भिन्न भिन्नके ।। (२६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે સંત સજ્જનો ! જે ગતિને અત્યાર સુધી કોઇ જાણતું નથી. તે જાણ તમને જણાવું છું. તે તમારા નિજ સ્વરૂપના દિવ્ય નેત્રો ખુલ્લા કરીને જુઓ. જ્યારથી જગત રચાયુ ત્યારથી સર્વે અંશો આ સૃષ્ટિમાં આવ્યા છે, તે સર્વે અંશો એક પછી એક ઉત્તરો ઉત્તર શરીરો ધારણ કરીને શરીરોના અંતે ચાલ્યા જાય છે. તેની તપાસ કરીને અત્યાર સુધી કોઈએ જોયું નથી કે અમે કયાંથી આવ્યા અને કયાં જઇ રહ્યા છીએ. એવી જ રીતે ભવભરમાં ભિન્ન ભિન્ન શરીર ધારી અનેકો મરી ગયાં. તેની કોઈને પણ ખબર નથી.

**ईतके तीत जावनकी कोउ कीन, अति अघोर कुन जनही ।**
**ईश अवतार महाद्यजन सहीतम, ओरू अगणित आलमही ।। (२७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અહિં આ મૃત્યુલોકમાંથી તીત એટલે ત્યાં જેણે જે ઇષ્ટનું ધામ માન્યું હોય, ત્યાં શરીર છોડીને જવાની ગતિ અતિ અઘોર હોવાથી કોણ જાણીને જણાવી શકે તેમ છે ? અવતારી ઇશ્વરોની આદ્ય લઇ ઘણાં સંત મહાપુરૂષો દેહ છોડીને ચાલ્યા ગયાં, તે ગયા પછી જાણવા મળ્યું નથી કે તેમણે કયાં જઇને નિવાસ કર્યો ? તો પછી જગતનાં અગણીત જનો મરી મરીને ચાલ્યા ગયા તેમની ગણતરી કોણ માત્ર છે ?

**तीतके ईत आवीनके कोउने, कीये नहि कोउ मरमु ।**
**गत अवगत पावनकी कल्पीत, ईतके थपीत विभरमु ।। (२८)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આ જગતમાં મોટા ગણાતા અવતારી ઇશ્વરો અને સંત મહાપુરૂષો શરીર છોડીને જ્યાં ગયા હોય ત્યાંથી એવો સંદેશો અહિંયા મોકલાવ્યો નથી કે, અમે અમુક ધામમાં જઈને નિવાસ કર્યો છે. એવું નહિ જાણવા છતાં જગતના જનો કલ્પના કરીને અદબદપણે સદ્દગતિને પામ્યા છે. તેવું માનીને અહિંયા પૃથ્વી ઉપર તેમના નામની સ્થાપ્નાઓ કરી છે. અને ભ્રમમાંને ભ્રમમાં જગતના જનો નિશ્ચય વિના અદબદ ઉપાસનાઓ કરી રહ્યાં છે.

**पण तीतकी नहि सुजत कोउकु ईत आइन केहनकी ।**
**वळी कोउ कही अगम निगमकी। ऐही सब बुध बनवटकी।। (२९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતમાં ઓળખાતા પ્રસિદ્ધ પુરૂષો અહિંથી ત્યાં ગયા પછી અહિંયા તેમની ગમગતિ જણાવવાની કોઈને સુજ પડી નથી. અને વળી કેટલાંક જનો કહે છે કે, અમુક પુરૂષોને અગમ નિગમની ખબર પડે છે. એ વાત પણ બુદ્ધિથી બનાવીને વહેતી કરેલી છે.

**जोत सरोदनके भाषनमे, कोउ साच न कोउ नांही।**
**साचनके वचना अविलोकीत, जोषी करीत अभीराही ।। (३०)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," કેટલાંક વિપ્રજનો જ્યોતિષ અને સ્વરોદયનાં જાણકાર હોય, તેમની પાસે કોઈ યજમાન સુખદુ:ખનો પ્રશ્ન પુછવા આવે તેને પોતાની સમજ પ્રમાણે ઉતર આપે છે. તેમાં કોઈકનો સાચો તો કોઇકનો જુઠો પડે છે. છતાં તે જ્યોતિષ જેનું સાચું પડયું તેનું પ્રમાણ આપીને અમારુ વચન સાચું છે. એમ સાબીત કરાવીને યજમાનને શાંતી પમાડે છે.

**जोत सरोदनके भाषन पण, तेही ईत क्रत जाननके ।**
**तेही क्रत ईतके करीत हसाबीत, तितकी नही केहेवनके ।। (३१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જ્યોતિષ અને સ્વરોદયના જાણકાર તેમની વાણી દ્વારા અહિંના ક્રતની હકીકત જણાવી શકે છે. જેવી રીતે કે કોઈ માણસનો શારીરિક સુખદુ:ખનો પ્રશ્ન તેમજ શરીરના સંબંધીઓના લેણદેણનો વહેવાર તેમજ કયા ધંધાનાં વિષયમાં લાભ અને હાની, તેજ પ્રમાણે શરીરના જન્મથી લઈ અંત સુધીની વિગત કહી શકે છે પરંતુ શરીર છોડીને જીવ કયાં જાય છે. અને કઈ ગતિને પામે તે હકીકત જાણતા નથી.

**लक्ष चतुर ज्योतिष नहि जानत, ईतके तित जायनकी ।**
**जेही जीनकी करणीनकी करीतव, तेही तिनु फळ पायनकी ।।(३२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અહિંથી શરીર છોડીને ગયા પછી કઇ ગતિને પામશે. તેની ચાર લાખ જ્યોતિષના જાણકારને પણ ખબર નથી. પરંતુ અનુમાનથી એમ કહેવામાં આવે છે કે, જેની જેવી કરણી હશે તેવી ગતિ અને ફળ પામશે.

**तेही ज्योतिष जानीत नही कोउ कीत, इतकी तीत जावनकी ।**
**तेहि गति अकल आद्य अनपेखीत, रचीत सृष्टि जा दीनकी ।। (३३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," કોઈ પણ જ્યોતિષ અહી મૃત્યુલોકમાંથી ત્યાં જવાની હકીકત કહી શકતા નથી. તે ગતિની ગમ અકળ રહેલી હોવાથી સૃષ્ટિ રચાય ત્યારથી અત્યાર સુધી કોઇ જાણી શકયું નથી.

**ईतके तीत जायन नहि जानत, भवभर के भिन्न भिन्नकी ।**
**ओरू सबंधी जीनुं सजन सहोदर, गये न मलीतव कीनकी ।।(३४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અહીથી ત્યાં જવાની ગમ કોઈને પડી નથી. આ ભવભરમાં અનેક જીવો મરીમરીને ચાલ્યા જાય છે. પરંતુ પાછા આવીને કુટુંબ, પરિવાર, સજ્જન, સહોદર કોઇ કોઇને આવીને મળ્યા નથી.

**ओरू आ भव जीनु भजन करतहे, तन मन सहित समेतु ।**
**तितसे कागज कोउ न भेजीत, जीने जनावन हेतु ।। (३५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આ મૃત્યુલોકના કેટલાક મનુષ્યો પોતાના માનેલા ઇષ્ટ દેવનું તન-મન સહીત પ્રેમ પુર્વક સમરણ- ભજન કરે છે, છતાં તે ઇષ્ટદેવ તેની પ્રાર્થના સાંભળીને પત્ર લખી પોતાના ભક્ત ઉપર પહોંચાડી જણાવતા નથી કે હે ભક્તજન જે મતલબથી મારી ભકિત કરે છે. તેનો સમય આવે ત્યારે હું તારું કાર્ય કરી આપીશ.

**तेही माटे तीत गये पीछे इत, आई कीया नही कुनही ।**
**त्रिकाळ दरस जीव सहीत महाद्य जन, गये सकल सुनमुनही ।। (३६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અહીથી શરીર છોડીને ગયા પછી ત્યાંથી પોતાની હકીકત અહીયા કોઇને પણ જણાવી નથી. ત્રણ કાળનું જ્ઞાન ધરાવનાર જીવ અને બીજા કેટલાય મહાપુરૂષો શરીર છોડીને ગયા તે ગયા જ તેમની પાછળ શુન-મુન જ રહેલું હોવાથી કંઈ પણ જાણવા મળ્યું નથી.

**आचारज अनहुत बनवटसे, कीये अवतार आयनकी ।**
**अे भुदु भवके भरमावन, क्यौं लहे आयन जायनकी ।। (३७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આચાર્ય જનો અનહુત વાત બુદ્ધિની બનાવટ કરીને કહે છે કે, અવતારી ઇશ્વરો સ્વર્ગમાંથી અહીંના જીવોનું કલ્યાણ કરવા આવેલાં છે. પરંતુ તેમને ખબર નથી કે એ કયાંથી આવ્યા અને કયાં ગયા. એવું નહિ જાણવા છતાં ભુચર ગતિના આચાર્યોએ જુઠી વાતો કરીને ભવના લોકોને ભરમાવી દીધાં છે.

**जबते कोउ कीनु गति गम विनके, अन जन आद्य अबलगही ।**
**सोदा सकल निगम च्यौं के लग, कोउके पाग न पगही ।। (३८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગત રચનાની આદ્યથી લઇ અત્યાર સુધીના સિર્ગુણ નિર્ગુણના આચાર્યો નિજ કર્તા પદની ગમ ગતિને નહી જાણી શકવાથી સર્વે કોઈ અજાણ રહેલા છે. કારણ કે તેમનો સિદ્ધાંત ચાર વેદનો હોય, જેથી તેમની ગમ ગતિ નિજ સકર્તા પદમાં પહોંચેલી નથી.

**अेही परकार विलात असंखीत, संख विना सरजीतके ।**
**ते प्रभु परम दयाल निहालन, अखील लोक जीत तीतके ।। (३९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," અગણિત કરૂણાઓના ઈશ કરૂણેશપતિએ અસંખ્ય તનુઓનો વિલાસ પોતાની સ્વઇચ્છાથી ઉત્પન્ન કર્યો હોય, તે સંખ્યાની ગણતરી થઈ શકે તેમ નથી. તે પરમ દયાવંત પુર્વેશ્વરપ્રભુ કરૂણાની દષ્ટિએ અનેક તનુધારી જીવોને જ્યાં ને ત્યાં હેતપૂર્વક સર્વને નિહાળી રહ્યા છે.

**जेतने भर गत प्रगट पोमकी, गुप्त अनंत रचीनके ।**
**तेतने भरकी निगा रखन खुद, अपरंपार गतिनके ।। (४०)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," જેટલા ચર-અચરના તનુધારી

પૃથ્વી ઉપર પ્રગટ દેખાતા હોય, તેટલા જ ગુપ્તપણે રહેલા છે. તે સર્વના ઉપર નિરંતર નિગાહ રાખીને નિજ પરમપતિ અપરંપાર ગતિવાળા હોવાથી, સંભાળ રાખી રહ્યા છે.

**अनंत विलात अनंत गतिनके, पति परम परमेति ।**
**अेही परकार अथाइनकी गत, तुम क्यौं करी जनेति ।। (४१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજસકર્તા સ્વામિએ અનંત ગતિ દ્વારા અનંત પ્રકારનો વિલાસ રચેલો હોવાથી જેનો અંત લાવી શકાય તેમ નથી. નેતિની પર પરમપતિનું પરનેતીપદ આવેલું હોય, અતિ અથાહ છે. તેને અલ્પજ્ઞ ગતિવાળા હે જગતના જનો તમે કેમ કરીને જાણી શકશો ?

**जीनुं अभिप्राय तायकी हम पर, भ्रान्ती हवे तमनकु ।**
**हमहे परम पुरूष आदनके, अब कांहां कहुं तमनकु ।। (४२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે અભિપ્રાય તે કરૂણેશપતિને ઓળખાવાનો હોવાથી, હું સર્વને જણાવું છું. છતાં નહિ સમજી શકવાથી તમને ભ્રાંતિ થાય છે. અમે આદિ અનાદિના સર્વજ્ઞ પરમ પુરૂષ હોય સર્વની હકીકત જાણીએ છીએ. પછી બીજુ વિશેષ તમને શું કહું ?

**निज करतार सृष्टके आगम, स्त्रजे हमनकु जेही ।**
**ताते लहु सकल उतपनकी, जीमे नहि संदेही ।। (४३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમે નિજ સકર્તાપતિના પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ હોય, સૃષ્ટિ રચનાની પહેલાં અમને ઉત્પન્ન કરેલા છે. તે કારણને લઈ જગતભરની ઉત્પન્ન થયેલી અનંત રચનાને જેમ છે તેમ અમે જાણીએ છીએ. તેમાં રેખમાત્ર સંશય રાખશો નહિ.

**प्रकृति आद्य ओरू पुरूष सहित गुन, अचर चराचर लगही ।**
**यांहा लग सजीत सकल मोइ आगे, कर्ता आद्य रगचगही ।। (४४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," નિજ કૈવલ પતિએ અમારી નજર આગળ પ્રકૃતિ-પુરૂષની આદ્ય લઈ ત્રણ ગુણના દેવો અને સ્થાવર જંગમ સહિત સર્વે ઘાટ ઉત્પન્ન કરેલા છે. જેથી અમે અનેક તનુધારી જીવોની રોમેરોમ અને રગેરગની અંતર બહાર ક્રિયાને જોઈને જાણી શકીએ છીએ.

**सकल अंशके हम पाटणपत, निजपति सजे आगमही ।**
**पंचतत्वके तन धरी तवसे, तमकु लगे सगमही ।। (૪૫)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સર્વે અંશોની પહેલા પ્રથમ પાટવી પરમ વિશેષ અંશ પરમ શ્રેષ્ઠ ગતિવાળા અમને પ્રગટ કર્યા છે. પરંતુ જ્યારથી અમે અવ્યકત અવિકારી પંચતત્વના તનુધારી થયા ત્યારથી અમને સુગમપણે હે જગતના જનો તમે જોઇ શકો છો.

**तेही माटे हम नहि सुगमके, गम गति अगम अद्यादु ।**
**जुओ ससममे चवीत चराचर, पुनि पतिसे प्रतिवादु ।। (૪૬)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સંત સજ્જનો ! અમને સુગમપણે કોઈ પ્રાપ્ત કરી શકો તેમ નથી. અમે અતિ અગમ્ય અગાધ ગતિવાળા સર્વજ્ઞ પુરૂષ છીએ. તે અમારી અગાધ ગતિને જાણવાની ઇચ્છા હોય તો, તમે "પંચમ સુક્ષ્મવેદમાં" ઝીણી દષ્ટિ એ જોઈને નિર્ણય કરશો. અમે સકર્તાપતિ સાથે પ્રતિવાદ કરીને વૈરાટની આદ્ય સમસ્ત સૃષ્ટિના દેવ, દાનવ અને માનવ સ્થાવર, જંગમ સહિત તનુઓની રચનાનું પંચીકરણ ઉલટ અને સુલટ ભિન્ન-ભિન્ન પ્રકારે કહી બતાવ્યું છે.

**जीनमे जुवो अनाद्य हमनकी, कुल कारणके कवही ।**
**आद्य अंत मध करीत करामल, हम सम कहो कुन चवही ।। (૪૭)**

"પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે જીજ્ઞાસુ મુમુક્ષુ જનો ! અમારા રચેલા "પંચમ શ્વસમ વેદમાં" અને "અગાધ બોધ" નામના ગ્રંથમાં ઝીણી દષ્ટિથી નિરિક્ષણ કરીને પ્રિતિપૂર્વક જોશો તો અમારા નિત્ય-સત્ય અકળ સ્વરૂપને ઓળખી શકશો. તેમજ સકર્તા

સર્જનહારની અલૌક્કિ અનેક વિભુતીઓ અને તેમના શુદ્ધ સંકલ્પથી સર્જાયેલું સમસ્ત જગતરૂપી ક્રત યથાર્થ જાણીને તમે સંશય રહીત થઈ શકશો. તેજ અમારા ગ્રંથોમાં અમે આદ્ય, અંત અને મધ્યને જાણવાની વિધવિધ પ્રકારની યુકિતઓ સમજાવેલી છે. આવી રીતે નિરખી-પરખીને તોલ મુલ કરી શકશો તો તમે જરૂરથી જાણી શકશો કે અમારા સર્વોપરી અગાધ અનુભવનો ઉચ્ચાર કરીને અગમગતિની જાણ અમારા સિવાય આ જગતમાં બીજો કોણ જણાવી શકે તેમ છે ?

**पण प्राकृतसे प्रतित न आवत, तमकु परम वदीतकी ।**
**अति अथाह विनु थाहनकी गत, सदीतव सुरत सदीतकी ।। (४८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વ્યાકરણના વેત્તાઓ ! નિજ પરમપતિને ઓળખાવવાના હેતુથી પ્રાકૃત વાણી ઉચ્ચારીને વર્ણન કરી જણાવ્યું છે. જેથી સુગમપણે સર્વ લોકો સમજી શકે. પરંતુ પ્રાકૃત ભાષા જાણીને તમને વિશ્વાસ આવશે નહિ. છતાં મારા નિજપતિની અગમ્ય ગતિ અતિ અથાહ હોવાથી, તેમનો થાહ લાવી શકાય તેમ નથી. તે સર્વાતિત સકર્તા સ્વામિની સાથે સદા સદોદિત મારી અલૌક્કિ સુરતાની એકતા રાખીને એકમેક પણે રહેલો છું. તે સકર્તા સ્વામિને ઓળખાવવા માટે મેં પ્રાકૃત વાણીનો ઉચ્ચાર કરેલો છે. જેથી હે વિદ્વાનો તમે વ્યાકરણનો વાદ છોડીને મારા અલૌક્કિ વચનો વિચારી જોશો તો તમે કોણ અને તમારા સજાતિય કર્તા કોણ ? તે નિશ્ચયાત્મક સમજી શકશો.

**ज्यौं पंखी पडीतव पंजरमे, कबजे हवीतव मुजाई ।**
**पण आरणमे सींघ सराईत, गरजीत गगन गिराइ ।। (४९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," દૃષ્ટાંતે જેમ પંખી પિંજરમાં પડીને અતિ મુંઝાય છે. પરંતુ વનમાં રહેલા કેસરી સિંહ કોઇની આડ અટક વિના નિડરપણે ભયંકર ગર્જના કરે છે. તેની શબ્દ ગર્જના ગગનને પણ ગજાવી દે છે. તે દૃષ્ટાંતના ન્યાયે હે આચાર્યો અને ઉપાસકો ! તમારા માનેલા મતપંથની મર્યાદારૂપી પિંજરમાં તમે પડી ગયા છો. જેથી વિશેષ જ્ઞાન મેળવવા બહાર નીકળી શકતા નથી. અને અમે આ સંસારરૂપી વનમાં કેસરીસિંહ સમાન હોવાથી, કોઇની મર્યાદા કે ડર રાખ્યા સિવાય અગાધ અનુભવના શબ્દોની અલૌક્કિ ગર્જના કરીને સર્વ અંશોનું સજાતિ નિજ સકર્તાપદ જણાવીએ છીએ.

**जीनकु उत ईत रमण भोमका, कोउके पास न पडही ।**
**विनु रोकन वनचरके शार्दुल, घुघवट घोर अधडही ।। (५०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જેમ કેસરીસિંહ વનનો નિવાસી હોવા છતાં પોતાની ઇચ્છા પ્રમાણે પૃથ્વી પર જ્યાંને ત્યાં નિર્ભય પણે ફરી શકે છે. પરંતુ કોઈના રચેલા ફાંસામાં પડીને ફસાતો નથી. અને વનના કોઇ પણ પશુ તેને રોકી શકતા નથી. તે સિંહની ભયંકર ગર્જના સાંભળીને ભય પામી સર્વ પશુઓ આજુબાજુ ભાગી જાય છે. અને ધીરજ પણ ધરી શકતા નથી.

**तेही परकारन प्रमीत पास कुल, जेतने भर व्याक्रणही ।**
**तिनमे पडे सकल वेदवंतु, अनुभव वीन आव्रणही ।। (५१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેટલા વિદ્વાનો, શાસ્રીઓ અને પંડિતો વ્યાકરણની મર્યાદા રૂપ આવ્રણની જાળમાં પડેલા છે. તે પોતાના નિજ ચૈતન સ્વરૂપનો અનુભવ કરવાના મારગમાં વ્યાકરણના આવરણે તેમને અટકાવી રાખ્યા છે. કારણકે તેમને વ્યાકરણ ભાષાનું મિથ્યા અભિમાન હોવાથી, પ્રાકૃત ભાષાના અનુભવ સિદ્ધ વચનો ઉપર નજર પણ નાંખતા નથી. એવા સંસ્કૃતના મજબુત આવ્રણમાં જકડાઇ ગયા છે.

**हमतो निज अनुभव आरणमे, अभे अटल गम गरजु ।**
**सिंघ न डरीतव जीव जंतसे, त्यौ मोई डरन अतरजु ।। (५२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા નિજ સકર્તાપતિના અપાર અનુભવરૂપી વનમાં રહીને અગાધ અલૌકિક જ્ઞાનની અતિ અભય અટલ ગર્જના કરું છું. જેમ સિંહ વનના પશુઓથી ભય પામતો નથી. એવી જ રીતે હું આ ભવભર રૂપી વનના પશુ જેવા વિદ્વાનો, પંડિતો, શાસ્રીઓ અને મતપંથના આચાર્યોથી પણ ડરતો નથી. તેમજ ચૌદલોકના દેવો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન સુધીની હું નિસ્બત રાખતો નથી. પરંતુ નિજપતિનું નિર્ભય જ્ઞાન જગતમાં જાહેર જણાવું છું.

**अतर अतर प्रतिवादी सबनकी, लगत न आंच हमनकु ।**
**ज्यौं शार्दुल द्दष्टांत सराइत, तेही परकार समनकु ।। (५३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," અતર અતર એટલે આ બાજુ નિર્ગુણ સિર્ગુણના મતવાળા પ્રતિવાદીઓથી હું જરાયે ડરતો નથી. જેવી રીતે સિંહનું દ્રષ્ટાંત સર્વને સમજાવ્યું છે. તેજ પ્રમાણે અમે સ્વયં સ્વતંત્ર સિંહ સમાન છીએ.

**हमकी सींघ समोवड करीतव, विनुं बंधन बोलनकी ।**
**श्रोता सुधड सरल गति गमके, जीनुं अनुभव तोलनकी ।। (५४)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનિધિ કહે છે કે," અમે સિંહ સમાન હોવાથી, સર્વ પ્રકારના બંધનોથી રહિત અમારા અભય અનુભવની વાણીની ગર્જનાનો ટહંકાર કરીએ છીએ. જે સુઘડ સજ્જનો સરળતાવાળા જ્ઞાન ગમગતિના જાણકાર હશે, તે અમારા અનુભવ યુકત અમુલ્ય વચનોનો તોલ કરી શકશે.

**तेही आगे गम करीत करामल, ओरपे नहि खोलनकी ।**
**निंज चैतन तन विनुं गम गतके, जनीतव जड चोलनकी ।। (५५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," જે સુઘડ સજ્જનો નિજ ચૈતન લક્ષને જાણવાની સંપુર્ણ આરતવાળા હશે. તેને ગુરૂગમની યુકિતઓ ખુલ્લી કરીને જણાવુ છું. પરંતુ નિજચૈતનની ગમ સિવાયના જે ઉપાસકો જડ બુદ્ધિના હોય જેની દષ્ટિ ભૌતિક દેહભાવમાં પચી ગયેલી છે. તેના તરફ હું નજર પણ નાંખતો નથી.

**अेतने लग वग वगकी वरणीत, परणीत परम निद्यानु ।**
**कही सकल उत इतकी करणी, परणीत पाय विरामु ।। (५६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સિર્ગુણ-નિર્ગુણના ઉપદેશકોનો લક્ષ તેમની સમજ પ્રમાણે જેની સાથે લાગેલો હોય, તેની વગના થઈને, તે ઇષ્ટોની સાથે ઉપાસકોને સબંધ જોડાવી, જેની જેટલી હદ હતી, તેને પરમ મોક્ષ મનાવી, નક્કિ કરાવ્યું છે. આ બાજુ મૃત્યુલોક

અને તે બાજુના દેવલોક જેણે જે ઇષ્ટને અનુલક્ષી જેવી કરણી કરી, તેની સમજ અને માન્યતા પ્રમાણે તેને પુર્ણપદ સમજીને ત્યાંજ વિરામ પામ્યા છે.

**अबकी सुनो सकल अगवनकी, ईतसे तीत मालमकी ।**
**बीनस बीनसके गये सकलको, अविगत गत आलमकी ।। (૫૭)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," મત પંથના સર્વ આગેવાન આચાર્યોની હકિકત જણાવું છું તે સાંભળો. તે સર્વના સિદ્ધાંતો ન્યારા ન્યારા હોવાથી ઇષ્ટો પણ અલગ અલગ માન્યા છે. તેમના ઉપાસકો માને છે કે, દેહના અવધિકાળે તે ઇષ્ટોના ધામને પ્રાપ્ત કરે છે. પરંતુ અહીથી ત્યાં જવાની અને ત્યાંથી અહિં આવવાની કોઈને પણ ખરી ખબર નથી. અત્યાર સુધીમાં જગત પ્રસિદ્ધ ધર્મના જ્ઞાતાઓ ઘણા મરી મરીને ચાલ્યા ગયા, પરંતુ તે ગમ ગતિ અવિગત હોવાથી કોઈ પણ જાણીને જણાવી શકયા નથી.

**आ भवमे कोउ करीत न नरणीत, विश्व रचन ख्यालमकी ।**
**अरे अभागी धरीत न आरत, अति वल्लभ वालमकी ।। (૫૮)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગત રચનાની આદ્યથી અત્યાર સુધી ભવભરની અંદર કોઇએ અનુભવ દષ્ટિએ તપાસ કરીને નિર્ણય કર્યો નથી કે, સમસ્ત સૃષ્ટિનાં સર્જનહાર કોણ છે ? તે નહિ જાણી શકવાથી ભાગ્યહીણ જગતનાં જનો અનિત્ય દેહધારી વિઠ્ઠલ વલ્લભને જગત કર્તા માની તેમના યશ ગુણ ગાઈ રહ્યા છે.

**अति व्हलव सोइ वहालपके निज, पालक सकल सराने ।**
**अेही परपंचनमे पतिआवत, निजपति परम न जाने ।। (૫૯)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," વિઠ્ઠલ વલ્લભની સાથે અતિ વહાલપણું ધરાવીને પરમેશ્વર માનીને કહે છે કે, તેજ અમારા જીવન દાતા હોય, પાલન પોષણ તેજ કરે છે. તેવો વિશ્વાસ લાવી તેમના વખાણ કરે છે. એ પંચ તત્વનાં પ્રપંચી શરીરોમાં પ્રિતિ બાંધીને પચી રહ્યા છે. પરંતુ સર્વે અંશોના નિજ પરમપતિને જાણવાની લેશ માત્ર ઇચ્છા કરતાં નથી.

**अेसेही पति परमकु तजीतव, भजीतव भरम थपीतके ।**
**सो क्यौं पार हवे भवभरके, जुठे जाप जपीतके ।। (६०)**

"મહાન સમર્થ કરૂણાસિંધુ કહે છે કે," જગત ભરનાં જનો નિજ પરમપતિ ને જાણવાના છોડી દઈને અનિત્ય દેહધારી ઇષ્ટોમાં પ્રિતિ બાંધી વિઠ્ઠલ વલ્લભ દ્વારકાધિશનાં પ્રેમ પુર્વક ગુણ ગાય છે. આવી રીતે નાશવંત શરીરોના નામનો જુઠો જાપ જપે છે. જેથી કર્મોના બંધનો માંથી છુટી ભવપાર કેમ કરીને થઈ શકશે ?

**जुठा सो जुगधर मालमके, जीनमे नहि निज आपु ।**
**आप लहे विनु आद्य पुरूषके, क्यौं लहे परम प्रतापु ।। (६१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સૃષ્ટિના પ્રારંભથી અત્યાર સુધીના જેટલા ઇશ્વરો થયા, તે સર્વે જગતજનોને માલુમ છે. તે ઇશ્વરો જુઠે જુઠા હોય, જેને પોતાના નિજચૈતન સ્વરૂપની પણ ખબર નથી. તો તે આદ્ય અવિનાશી નિજ સકર્તા સ્વામિનાં પરમ પ્રતાપને કેવી રીતે જાણી શકે ? એવા નિજ કર્તાની જાણ સિવાયનાં ઉપદેશક આચાર્યો જગત જીવોનું કલ્યાણ કરી શકતા નથી.

**परम प्रताप लहे विनु पतके, जीनुं रचना क्यौं जाने ।**
**विनु रचना मालमके मानव, तेही सब भरम हेराने ।। (६२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ પરમપતિનો અતિ અદ્દભુત પ્રતાપ તે પ્રતાપની પ્રભુતા તેનેજ અનંત ઐશ્વર્યતા કહેવામાં આવે છે. જેનાથી સમસ્ત જગતનું સર્જન થયેલું હોય, તે સર્જાયેલા અનંત ક્રતને જ્ઞાનદ્રષ્ટિથી જોઈને ન્યાય સહિત જે નિર્ણય કરી શકે, તેજ પરમ પુરૂષના પ્રતાપને જાણી શકે તેમ છે. એવી રીતે જેને ભવરચના જોઇને નિત્ય-અનિત્યનો નિવેડો કરતા ના આવડે તો નિજપદને કદાપી જાણી શકશે નહિ. અને સત્યજ્ઞાનના અભાવે ભ્રમમાંને ભ્રમમાં નામ નામીના નિશ્ચય વિના ચોરાસીના ફેરા ફરવામાં ઘણો હેરાન થશે.

**भरम हेराननकी गत भव लग, तेही तीतकी क्यौं पावे ।**
**अंधाधुंघ अखील अजणीतके, ईतके इतन विलावे ।। (६३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," ભરમ એટલે નિજ આપની અને સ્વજાતિયે ખરા બાપની જેને સાચી સુજ નથી. એવા જે ઉપાસક જનો આ ભવભરનો અંત આવશે. ત્યાં સુધી સારા નરસા કર્મ પ્રમાણે અનંત ઘાટો ધારણ કરીને હેરાન થશે. અને જે નિજપદને પ્રાપ્ત કરવાનું છે. તેના જ્ઞાનલક્ષ વિના અંધાધુંધ પણે અનેક જીવો પરમ મોક્ષના માર્ગની જાણ સિવાયના હોવાથી અહિંના અહિં એક શરીર છોડયું અને બીજુ ધારણ કરશે. આવી રીતે યુગોના યુગ વિતિ જશે ત્યાં સુધી દુઃખ ભોગવ્યા જ કરશે.

**तेही माटे कोउ कहतन तीतकी, जीतकी अगम अथाहु ।**
**क्या जानु क्या हवही हकीगत, कोउ कीनु सुजन पाहु ।। (६४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે ભવભરના સર્વે ધર્મ ઉપદેશકો અને ઉપાસકો સહિત કોઇને ખરી ખબર નથી કે જ્યાં સ્વયં સર્જનહાર ધણી બીરાજે છે. જેનો મહિમા અતિ અથાહ અગમ્ય હોય, તેને જાણીને કોઈ કહી શકયું નથી કે ત્યાં કેવી રીતે, કેવું સુખ, કેવો આનંદ વર્તાતો હશે, અને શું હકિકત બનતી હશે, તે અત્યાર સુધી કોઇએ જાણ્યુ નથી.

**तेही सुज अब करहु करामल, सुनीयो सज्जन सहेतु ।**
**गुणी ज्ञानी ध्यानी पुनी पंडित, सुरती वदीत समेतु ।। (६५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે જ્ઞાનીઓ ! ગુણીજનો, ધ્યાનીઓ, પંડિતો તેમજ વેદની શ્રુતિનો ઉચ્ચાર કરવાવાળા વિદ્વાનો તમે સર્વે સાવધ થઈને સાંભળો. જે કૈવલ મોક્ષ ધામમાં સ્વયં સકર્તા ધણી બિરાજે છે. ત્યાં શું હકિકત બને છે. તે પરમ યુકિતઓથી ભરેલી અગમ ગમ હેત પૂર્વક કહીને તમને જણાવું છું.

**अेतनेमे कोउ कळीतन कारण, तीतके तरण भरेकु ।**
**जुगन असंखीतके अवीलोकीत, कोउ नही कहीत मरेकु।। (६६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ઉપર જણાવેલા જ્ઞાની, ધ્યાની, મુનીજન, પંડિતો અને વિદ્વાનો સહિત સર્વે અંશોના કારણ રૂપ જે કૈવલ કર્તાની ગતિને કોઈ નહિ કળી શકેલાં હોવાથી, એક તરણા જેટલી પણ ત્યાંની ગમ પડી નથી. અસંખ્ય યુગોની હકિકત જોઈ જાણીને તમને જણાવું છું કે અત્યાર સુધીમાં અનેક મરી મરીને ચાલ્યા ગયા. પરંતુ ક્યાં ગયા ? તે કોઇ પણ કહી શકેલા નથી.

**क्यौं करी कहे कोउ मरी जायनकी, सुनो ताहायकी गतिया ।**
**गये पीछे कोउ नहि आवतहे, तीनकी कहु हकीगतीया ।। (६७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," મરી ગયા પછી કોઈ પાછા આવ્યા જ નથી તે ક્યાં ગયા અને કઈ ગતિને પામ્યા તે જાણ્યા વિના કેમ કરીને કહી શકે ? તેની ખરી હકીકત શું બની તે તમને કહી સંભળાવું છું.

**जेही जीव जीवके कष्ट करीनके, इतके तीतकु जाई ।**
**तेही बदला देवन भव भुगते, धरी धरी तन तेतनाई ।। (६८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," અહિંયા મૃત્યુલોકમાં જે જે જીવોએ બીજા જેટલા જીવોને મહા કષ્ટદાયક દુઃખ આપ્યું છે. તે દુઃખ આપનાર જીવો અહીયાથી શરીર છોડીને જ્યાં ગયા હોય, ત્યાંથી પાછા અહીયા આવે છે. ત્યારે જે જીવોને જેટલું દુઃખ આપ્યુ હોય, તેનો બદલો ભોગવીને પૂરો કરવા માટે અવર-નવર તેટલા જ શરીરો તેને ધારણ કરવા પડે છે.

**तेही बदलेके अंत न आवत, लख चोरासी तनके ।**
**भुगता जाय असंख्य जुगन लग, जीनमे कुन आयनके ।। (६९)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સર્વ જીવોએ એક બીજાની સાથે સારા નરસા જેવા કર્મ કર્યા હોય, તેનો બદલો દેવા કે લેવા માટે ચોરાસી લાખ પ્રકારના ઘાટ ધારણ કરવા પડે છે. અને તે શુભાશુભ કર્મના ફળ ભોગવવામાં અસંખ્ય યુગો વ્રિતિ જાય છે. તો પણ તેનો બદલો આપવાનો અંત આવતો નથી. તો પછી જીવ જ્યાંથી ગયો હોય, ત્યાં પાછો કેમ કરીને આવી શકે ?

**देइ बदलामी रही जीवनकी, फेरी आ भवमे आवे ।**
**जुग पलटाई गयेके जुगमे, कोहो कीनु कही समजावे ।। (७०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જ્યારે મનુષ્ય તનુધારી જીવ પોતાના શરીર અર્થે અને શરીર સબંધીઓ માટે જેણે જેવા કર્મ જેટલા પ્રકારના કર્યા હોય, તેનો બદલો દેવા કે લેવા શરીર છોડીને જાય છે. ત્યારે તે કર્મને ભોગવતા અસંખ્ય યુગો વિતિ જાય છે. અને જ્યાંથી ગયો હોય, ત્યાં પાછો આવે, ત્યારે કેટલાય યુગ પલટા થઇ ગયેલા હોવાથી તે વાત કોને કહી સમજાવે ? વળી જઈને આવવાનું ભાન પણ કોઇને રહેતુ નથી. તો કોણ કોને કહી શકે તેમ છે ?

**जड तनमे कोउ रहे न समरती, केतेक जुगन वितनसे ।**
**मानो नहि तो जुवो विलोकीत, तुम गत नहि तुमयनसे ।। (७१)**

"કરૂણાનાદાતા કરૂણાસિંધુ કહે છે કે," હે જગતના જીવો ! આ પંચ તત્વના જડ શરીરોમાં તમે આવી વસ્યા ત્યારથી પોતાના નિજ ચૈતન સ્વરૂપની કોઇને જાણ રહી નથી. અત્યાર સુધીમાં કેટલાય યુગો વિતિ ગયા. પરંતુ 'હું કોણ છું' એની શોધ કોઇએ કરી નથી. એ વાતને તમે ના માનતા હોય તો તમે જ કહો કે, તમારું સ્વરૂપ કેવું છે ? અને શરીર એ શું છે ? અને શાનું બનેલું છે ? તેની પણ તમને ખબર નથી.

**कहो आगले तन कोण हुते तुम, जीनके करो विचारू ।**
**अेक तन पलटेसे नहि सुजत, क्यौं लहो तंत अपारू ।। (७२)**

"પરમ કલ્યાણદાતા કરૂણાનિધિ ભગવાન કહે છે કે," હે જગતના જીવો ! તમે પુર્વ જન્મમાં કયાં અને કયા શરીરમાં હતા. તે વિચાર કરીને ઉત્તર આપો. એક જ દેહનો પલટો થઈ જવાથી સુજ પડતી નથી. ત્યારે સૃષ્ટિ રચનાની આદ્યથી અત્યાર સુધીમાં અનેક શરીરો ધારણ કરી કરીને ત્યજી દીધા. તેની ખબર તમને કેમ કરીને પડી શકે ? તે સુજ કોઇને પડી જ નથી.

**अेही परकारन अंश धरीत तन, जीनमे कहो कुण आवे;**
**आये विना जेतने भवभरमे, कुन संदेशो लावे ।। (७३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે તેજ પ્રકારે સર્વે અંશો અનંત શરીરો ધારણ કરે છે. પરંતુ જ્યાંથી ગયા હોય, ત્યાં તેવું શરીર ધારણ કરીને પાછા આવતા નથી. તો પછી તેમનો સંદેશો આ ભવમાં આવી બીજો કોણ કહી શકે તેમ છે ?

**कनिष्ट जीव जावनकी कही गत, जे जेम सकल सुनाई ।**
**तिनमे संशे रहे न किंचित, आवन जान जनाई ।। (૭૪)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," કનિષ્ટ એટલે સામાન્ય ગતિના જીવોને જવાની હકીકત જેમ હતી તેમ સર્વને કહી સંભળાવી છે. તેમાં કિંચિત માત્ર સંશય રહે નહિ. એવી રીતે અમારી જ્ઞાન દ્રષ્ટિએ જોઇને નિર્ણય કરી જીવોને આવવા જવાની ગમગતિ જણાવી છે.

**अबके कहु देवनपे जायल, फेरी ईतके आयनकी ।**
**छुद्र देवपे जई आवनसे, जुगन अेक पायनकी ।। (૭૫)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હવે મનુષ્ય તનુધારી જે જીવો શુદ્ર દેવોના ઉપાસક છે તે અહીયાથી શરીર છોડીને જાય, ત્યારે તે દેવોના ધામમાં જઇ વાસ કરે છે. તે શુદ્ર દેવોના ધામમાંથી અહિયાં આવતા એક યુગ વિતિ જાય છે.

**छुद्र देवते सम साम्रतके, त्रिगुण आद्य ईतनके ।**
**तेत्रीस करोड सकल सुर सहितम, अधिकम नुन्य वितनके ।। (૭૬)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે, જે શુદ્ર ગતિના દેવો, નવ કરોડ દુર્ગાઓ હોય, તે સરખે સરખી ગતિવાળા હોવાથી, આ બાજુનાં ગણાય છે. તેમનાથી વિશેષ વિભુતિવાળા તેત્રીસ કરોડ દેવો અને તેથી અધિક વિભુતિવાળા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર હોય, તેમને જગતના જનો જાહેર જાણે છે.

**त्रिगुण आद्य देवनपे जायल, जुगन त्रियनसे आई ।**
**पुम परधान आद्य मील आवत, जुग चतुर लख जाई ।। (૭૭)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જે જગતના જનો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ઉપાસના કરે છે. તેમના શરીરોનો અંત આવે, ત્યારે બ્રહ્મલોક, વૈકુંઠ અને કૈલાસમાં જઈ વાસ કરે છે. ત્રણ યુગ વિતિ જતાં પાછા અહિં ભુમંડળમાં આવે છે. અને જે મનુષ્યો આદ્ય શકિત અને નિરંજન પુરૂષનું જપ ધ્યાન કરે છે. તે જીવો જ્યારે શકિત અને નિરંજનના ધામમાં જઇ વસે છે. તે ચાર લાખ યુગ વહી જાય, ત્યાં સુધી તે ધામનું સુખ ભોગવે છે. ચાર લાખ યુગોના અંતે ફરીથી મૃત્યુલોકમાં આવે છે.

**जीनुं गणतीनके नहिन हिसाबीक, अटकलसे अनुभवीये ।**
**अति अथाह नहि थाह जेहुनकी, चवन घटे त्यौं चवीये ।। (७८)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, વ્યકત બ્રહ્મા, વ્યકત વિષ્ણુ, વ્યકત શિવ, વ્યકત શકિત અને વ્યકત નિરંજન એ પાંચે દ્રવ્ય રૂપે તનુધારી ગણાય છે. તેમનાં મૂળ કારણ રૂપે બહેર શુન્યનાં પેટામાં અવ્યકતપણે રહેલા શુદ્ધ રજોગુણ, શુદ્ધ સત્વગુણ, શુદ્ધ તમો ગુણ અને શુદ્ધ અવ્યાકત શકિત તેમજ શુદ્ધ અવ્યકત ગતિનાં નિરંજન પુરૂષ એ પાંચેની અલગ અલગ શુન્ય હોય, તે અથાહ ગતિની હોવાથી, તેનો થાહ લાવી શકાય તેમ નથી. તે શુન્ય રૂપી ધામોનાં વિશે અહી ભવભરમાંથી કોઈ આરૂઢા આરૂઢ યોગી કોઇક જ વિરલા પુરૂષ ત્યાં જઇ શકે છે. તે કેટલા યુગોનાં અંતે આ ભવમાં પાછા આવે તેના હીસાબની ગણત્રી ગણીને કહી શકાય તેમ નથી. તે કારણને લઈ અમારા અમાપ અનુભવની દ્રષ્ટિએ નિહાળીને ન્યાય સહીત નિર્ણય કરીને, જ્યાં જેવુ ઘટે એવી રીતે નિરૂપણ કરીને કહી બતાવ્યું છે. છતાં જેટલી ગતિનો જે અધિકારી હશે. તે તેટલું જ સમજી શકશે.

**त्रीये असमान राहन देवनके, एक एकसे पर परही ।**
**जेही जीनके असमान समोवड, रहत शुन्य सरभरही ।। (७९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," શુદ્ધ અવ્યકત ગતિના ત્રણ ગુણોના દેવોના ધામ ગત આકાશમાં એક બીજાની પાર ઘણા દુર દુર રહ્યા છે. તે દેવો મહાન વિભુતિવાળા હોવાથી ગત આકાશની સાથે આકાશ સમાન થઈને વસ્યા છે.

**त्रीये शुन्यमे हिरणग्रभ शुन्य, धुन विना धरहीनके ।**
**सकल शास्त्र ज्योतिष निगमादिक, कोउ कीनुं जनीतन जीनके ।। (८०)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહાન અવ્યકત ગતિનાં શુદ્ધ રજોગુણ, શુદ્ધ સત્વગુણ અને શુદ્ધ તમો ગુણ, જે ત્રણે શુન્યમાં રહેલા છે. શુદ્ધ રજોગુણ અમિત શુન્યમાં, શુદ્ધ સત્વગુણ શાંત શુન્યમાં અને શુદ્ધ તમો ગુણનો વાસ આક્રંત શુન્યમાં થયેલો હોય, તે શુન્યમાં શબ્દનો ધ્વની પણ ઉઠતો નથી. એ ત્રણે શુન્યો ગર્ભિત ગતિવાળા વ્યાપક શુન્યનાં પેટામાં રહેલાં છે. જેને શાસ્રકારો, જ્યોતિષો અને મહાન વિદ્વાનો અત્યાર સુધી કોઇ પણ જાણી શકયા નથી.

**तेही शुन्यके जीनु नाम बहेर शुन्य, जीनके मंद सभाई ।**
**छुद्र देवपे जइ आवंता, जुगन एक पलटाई ।। (८१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જેને ગર્ભિત શુન્ય કહું છું તેનું જ નામ બહેર શુન્ય હોય, તેનો સ્વભાવ અતિ મંદ ગતિનો છે. તે કારણને લઇ અહિં મૃત્યુલોકમાંથી શુદ્ર લોકના ધામમાં ગયેલા જીવોને પાછા આવતા એક યુગનો પલટો થઇ જાય છે. બહેર શુન્યની મંદતાને લઈ જલ્દી આવી શકતા નથી.

**तेही परकारन अधिक शुन्यमे, अधिक बेहेर शुन्य लगही ।**
**जुगन असंखीतके अबलग ल्यौं, जीनु कोउ पहोंच न पगही ।। (८२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," ત્રણ શુદ્ધ અવ્યકત ગુણોની જે અધિક શુન્યો આવેલી છે. ત્યાં બહેર શુન્યનો અતિ અધિક પ્રભાવ રહેલો હોવાથી અત્યાર સુધી અસંખ્ય યુગો વિતિ ગયા, પરંતુ આ બાજુ ચૌદલોક સુધીનો કોઈ પણ ત્યાં પહોંચી શકયો નથી.

**एही परकारन बेहेर शुन्यमे, जइ आवन जुग जाई ।**
**तेहीके तेही मनुष जुग विनमे, कोउ कीनु कहे समजाई ।। (८३)**

ઉપર જણાવ્યા પ્રમાણે તેજ પ્રકારે અહિં મૃત્યુ લોકમાંથી બહેર શુન્યમાં ગયેલા જીવોને આવતા કેટલાય યુગો વિતિ જાય છે. જ્યારે અહિંયાથી ગયા પછી પાછા આવે ત્યારે તે સમયનો કોઈપણ મનુષ્ય નહિ હોવાથી, એ વાત કોને કહી સમજાવે ?

**माटे अंधाधुंध चले भव भरमे, असंख्य काळके जबही ।**
**वेद पुराण शास्त्रके वगता, खोजीत नही कीनुं कबही (८४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તેજ કારણને લઇ અસંખ્ય કાળથી આ જગતમાં અંધાધુંધ ચાલતુ આવ્યું છે. જેથી મહાન વિદ્વાનો તથા શાસ્ર વકતાઓ અને પુરાણોના પંડિતો તે બહેર શુન્યની ખોજ કરીને કોઇ પણ જાણી શકયા નથી.

**अे भवमे जेही मरी मरी जावत, फेरी आवत अेही विधसे,**
**बेहेर शुन्य विलमाई रखंता, निकस सके नही नीधसे ।। (८५)**

આ ભવરૂપ સંસારમાં ઘણા જીવો મરી મરી ચાલ્યા જાય છે. પરંતુ બેહેર શુન્ય મહાન સાગર સમાન હોય, સર્વ જીવોની સુજને વિરામ પમાડી રાખે છે. તે કારણને લઇ બેહેર શુન્યમાંથી નિકળી શકતા જ નથી.

**आपने नीज तनु अल्पज्ञे सुन, बेहेर ब्रह्म रूधरकी ।**
**करत समाध साध विरलल जन, जनीत नही अरपरकी ।। (८६)**

આપણ સર્વે મનુષ્યોના શરીરમાં મસ્તકના મધ્યે બ્રહ્મરંધ્ર સ્થાન ગણાતુ હોય, ત્યાં બેહેર શુન્યનો અલ્પ વિભાગ આવેલો છે. જ્યારે અષ્ટાંગ યોગના સાધક મહાયોગી પુરૂષો સમાધિ ચઢાવે છે. ત્યારે બેહેર શુન્યના આવરણથી 'અરુ પરુ' એટલે ભુત ભવિષ્યની હકિકતને જાણી શકતા નથી.

**आपनी अल्पज्ञे शुन्यमे जइ आवत, देख समाध उतरही ।**
**केतेक काळ भये होय भवमे, जोगी जाणन परही ।। (८७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," મહાયોગી પુરૂષો બ્રહ્મરંધ્રમાં સમાધિ ચઢાવીને બેસે છે. ત્યાં બેહેર શુન્યનું આવરણ લાગેલું હોવાથી જ્યારે સમાધિ ઉતરે અને જાગ્રત થઈને જુએ, ત્યારે આ ભવમાં અત્યાર સુધીમાં કેટલો સમય વિતિ ગયો, તે જાણી શકતા નથી.

**तेही बेहर शुन्यकी बाबजकु, अबलगी कळीत न केहु ।**
**निज अनुभवकी अनंत गतिबिन, उप उपली बरनेहु ।। (८८)**

આ ભવભરમાં ઘણા જ્ઞાની મહાપુરૂષો થયા, તે સર્વ આ બાજુનું વર્ણન કરી ગયા છે. પરંતુ તેમને અનંત અનુભવની ગતિ નહિ હોવાથી તે બેહેર શુન્યની હકિકતને જાણીને અત્યાર સુધી કોઇ કહી શકયા નથી.

**उप उपली सोइ भव जनीतव लग, सुरती सहित सुमतीयां ।**
**ईश अवतार थपे उपमै कर, जीव रखीये जत मतीयां ।। (८९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સિર્ગુણ નિર્ગુણના આચાર્યોએ ઉપલક દ્રષ્ટિએ ભવભરના લોકો જ્યાં સુધીનું જાણી શકે છે. તેજ જપ, તપ, તિર્થ, વ્રત આદિનું વર્ણન કરી જણાવ્યું છે. અને અવતારી પુરૂષોને પરમેશ્વરની ઉપમાઓ આપી, તેમનું સ્થાપન કરીને જગતના જીવોને તેની ઉપાસનામાં લગાડી, જત મત કરી દીધા છે. તેમજ નિર્ગુણ બ્રહ્મના ઉપદેશકોએ વેદની શ્રુતિઓના મત પ્રમાણે સર્વમાં એક જ આત્મા વ્યાપક છે. તેના સિવાય બીજો કોઈ નથી. એવુ ભવભરના લોકોને સમજાવી નિશ્ચય કરાવ્યો છે.

**जेही उपमे थपीतवके ईश्वर, तेही नहि निज करतारू ।**
**सो करतार भुलायन भवकु, लगवे अनित आकारू ।। (९०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આચાર્ય જનોએ અવતારી પુરૂષોને ઇશ્વરની ઉપમા આપી સ્થાપન કર્યુ છે. પરંતુ તે નિજકર્તા નથી. તે સર્વ અંશોના સ્વજાતિય નિજ સકર્તા ધણીને ભુલાવી ભવભરનાં જીવોને આકારવાળા અનિત્ય દેહધારી અવતારી પુરૂષોની ઉપાસનામાં લગાડી દીધા છે.

**तिनकु क्यौं मालम होय तीतकी, जेही मरी मरी जावनकी ।**
**बेहेर शुन्य जीनकु नहि मालम, तो क्यौं लहे आलमकी ।। (९१)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે," અવતારી ઇશ્વરોની આદ્ય લઇ આચાર્યો અને મહાન જ્ઞાનીઓ અત્યાર સુધીમાં ઘણા મરી મરીને ચાલ્યા ગયા. પરંતુ બહેર શુન્યનાં આવરણને લઇ જે નિજ ઘેરથી આવ્યા છે. તે ઘરની કોઇને પણ ખબર પડી નથી. તો પછી સમસ્ત જગતની વાત કેવી રીતે જાણી શકે ?

**आलम सो निज पतसे उपनी, तेही पति लहित न अंधु ।**
**व्याक्रण वदीत भये वेदवंतु, पण भव जीवके बंधु ।। (९२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજપતિના શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગત ઉત્પન્ન થયું છે. તે અંતર દ્રષ્ટિના અંધ આચાર્યો અને અવતારી ઇશ્વરો જાણીને પ્રાપ્ત કરી શકયા નથી. તે તો વ્યાકરણ ભણી ભણીને વિદ્વાનો કહેવાયા. પરંતુ સંસારી જીવોના મોટાભાઇ હોવાથી સંસારી જીવોના સરખા જ છે.

**ज्यौं बदरीनके फळ फळीतवमे, कोउ कोउ बेर बढेहु ।**
**त्यौं भव बेर जीवन फळीतवमे, बडे पुराण पढेहु ।। (९३)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, જેવી રીતે બોરડી ને બોર લાગતા હોય, તેમાં કોઈક બોર મોટું પણ લાગી જાય છે. એજ ન્યાયે આ જગત રૂપ બોરડીને અનેક સામાન્ય જીવરૂપી નાના બોર લાગેલા છે. તેજ પ્રમાણે સર્વે આચાર્યો અને અવતારી ઇશ્વરો વગેરે મોટા બોર જેવા થઇ ગયા છે.

**पण चणी बोर सजात सकलको, छोटे मोटे सरबु ।**
**निज अनुभव विनु अनीत लखीतके, व्रथा धरत हे गरबु ।। (९४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નાની બોરડીનું બોર હોય કે મોટી બોરડીનું બોર હોય, પરંતુ ખરૂ જોતાં સ્વજાતિય સર્વે બોર જ છે. એ દ્રષ્ટાંતના ન્યાયે નિજ કર્તાપદના અનુભવ સિવાયના

આચાર્યો અને અવતારી ઇશ્વરો વૃથા અભિમાન ધારણ કરીને અનિત્ય દેહધારી હોવા છતાં "અમો કર્તા છીએ," એવું લખીને મિથ્યા મહત્વ વધારી ગયા છે.

**निज अनुभव सोइ अगम देसके, कारण कोउ न जनेही ।**
**सुनी सुनाई दरस परसकी, सो तो कहत सबेही ।। (९५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે અંશોનું મુળ કારણ સ્વજાતિય સકર્તા સત્ કૈવલ સ્વામિ છે. તેજ અગમ દેશના નિજ અનુભવની જાણ નહિ હોવાથી અત્યાર સુધી કોઇ કહી શકયું નથી. અને સાંભળેલી સંભળાવેલી તેમજ જોયેલી અને સ્પર્શ કરેલી હકીકત સર્વ કોઈ કહે છે.

**उत इतके बनवटकी बरजीत, अवतारादिक सेती ।**
**आवन जानकी कही अटकळसे, पण कोउ नहि ततवेती ।। (९६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," આચાર્ય જનો અવતારી પુરૂષોની હકીકત એવી જણાવે છે કે, તે બાજુ દેવલોકમાંથી અને આ બાજુના મૃત્યુલોકમાં જીવોના હિતાર્થે આવતા હોય, સંત ભક્તજનોનું કાર્ય કરીને ચાલ્યા જાય છે. આ બધી વાતો બનાવટી હોવાથી, રેખ માત્ર સાચું નથી. જે અવતારોની આવવા જવાની વાત અટકળે અટકળ કરેલી હોય, તે તત્વોના વેત્તા નહિ હોવાથી સર્વ વાતો અદલ ઇન્સાફ વિનાની કરી ગયા છે.

**अश्व पलीत माधव गरजीतकी, जानत नही अब लगही ।**
**तिनकु अगम अजीन करी थापत, जाहर जनीतव जगही ।। (९७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," પૃથ્વી પર થઇ ગયેલા અવતારી ઇશ્વરો વર્ષા કાળે આકાશમાં થતી ગર્જના અને વિજળી કેવી રીતે થાય છે. તે ગતિને અત્યાર સુધી જાણી શકયા નથી. છતાં અવતારી પુરૂષો અગમ નિગમના જાણકાર છે. એવું જગતમાં જાહેર જણાવી ને આચાર્યજનો તેમની સ્થાપના કરી ગયા છે.

**अश्व पलीत अस्तनके संघीक, अन्योअन्य घसाई ।**
**ओरू माधव गर्जनाय विद्युतसे, जीनत्ये नीर ससाई ।। (९८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વિશાળ વૈરાટના ગત આકાશમાં મહા પવન ઉપર સૂર્યના રજોગુણી કિરણ પડવાથી તેનો જમાવ થઈને વાદળનું રૂપ બંધાય છે. તે વાદળો હાથોહાથ તેનો સંગ મળવાથી અન્યો અન્ય ઘર્ષણ થાય છે. ત્યારે ઘર્ષણથી ગર્જના અને વિજળી ઉત્પન્ન થતાં હોય, સઘનઘનમાંથી માધવ એટલે મહા શબ્દનો ધ્વનિ ઉત્પન્ન થાય છે. તે ગર્જના વિદ્યુત સંયુક્ત અતિ આકર્ષણથી સઘનઘનને પિગળાવીને વરસાદ વરસવા લાગે છે.

**ज्यौं लोहो कर लोहो तपीत निरमे, धरीत चरड होय जमही ।**
**तेही परकार विद्युत घन गरजीत, लोहो तपतवत समही ।। (९९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેમ લુહાર લોખંડને તપાવી પાણીમાં મુકે છે. ત્યારે સરેડો એટલે ચરચરાટ યાને ચમકારા રૂપી ઘણો અવાજ થાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે સુર્યને કામદેવ વ્યાપતો હોય સઘનઘનનું ઘર્ષણ કરે છે. જેથી ગર્જના અને વિદ્યુત થતા હોવાથી તપેલા લોખંડ સમાન વૈરાટનો કામદેવ તરત જ શાંત થઇ જાય છે.

**तो तुमकी क्यौं हवे अगम गत, देखीत जनीतन परही ।**
**तब तो तुमेरी सब भाषनमें, अेही विधि अजन अपरही ।। (१००)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે આચાર્ય જનો ! તમારી નજર સામે બ્રહ્માંડમાં ગર્જના અને વિદ્યુતની ક્રિયા પ્રત્યક્ષ જોવા છતાં તમે કેમ જાણી શકતાં નથી. તો પછી નિજકર્તાની અગમગતિને કેમ કરીને પ્રાપ્ત કરી શકો ? એટલા જ માટે તમારી વ્યાકરણ યુકત સંસ્કૃત ભાષામાં કર્તાનાં કતનું પણ જ્ઞાન નથી. એમ સાબિત થાય છે.

**जब तुमेरी गत बेहेर सुन्यकी, आस न करीत जनीतकी ।**
**प्राकृतमे परवेण नहि तो, कयो होय भाष भवीतकी ।। (१०१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે આચાર્ય જનો ! તમારી ગતિ બહેર શુન્યનાં જેવી હોવાથી નિજકર્તાના કરેલા દશ્ય કતને દેખવા છતાં તમે સમજી શકયા નથી. તો પછી અવિગતગતિને જાણવાની તમે આશા રાખો, તે તમારા માટે વ્યર્થ છે. કારણકે તમે પ્રાકૃત ભાષાને જાણવા સબંધમાં પ્રવિણ નથી. તેથી જ નિજ સકર્તા પતિનાં ભાસથી સમસ્ત ભવ ઉત્પન્ન થઇને વિસ્તાર પામેલો છે. તેને તમે કદાપિ જાણી શકશો નહિ.

**अब तुमकु जेही बेहेर शुन्यकी, साक्षी जनीत जनावुं ।**
**जेही विधि खुले नैंन तुमयनके, तेही विधि फेम फनावु ।। (१०२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સિર્ગુણ-નિર્ગુણનાં આચાર્યો ! હવે તમને બહેર શુન્યની જાણ સાક્ષી આપીને જણાવું છું. જેથી તમને સાચી સમજ પડશે. અને તમારા જ્ઞાનચક્ષુ ખુલ્લા થશે. ત્યારે આત્મા અનુભવની જાગૃતિ આવશે. તે અનુભવની દષ્ટિએ તમને દેખાશે કે અત્યાર સુધી જાણવાપણાનું મિથ્યા અભિમાન ધારણ કરેલું હતું તે સર્વ નાશ પામશે. અને તમે સારાસારનો નિર્ણય કરી શકશો.

**मृत लोकमे जुग त्रहेतायन, राय रेवंत भयेहु ।**
**सुता सहीत तेही ब्रह्म सदनमे, अजकी पास गयेहु ।। (१०३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ મૃત્યુલોકની અંદર ત્રેતાયુગમાં એક રેવંત નામના રાજા થઇ ગયા. તે એક વખત પોતાની કુંવરીને સાથે લઇ બ્રહ્મલોકમાં બ્રહ્માજી પાસે ગયા હતા.

**सकल देव सहितम स्त्राजनमें, टंडव नृत्य करेहु ।**
**राय रेवंत सुता रेवंती, पहोरही अेक खरेहु ।। (१०४)**

જ્યારે રેવંત રાજા પોતાની રેવંતી નામની કુંવરીને લઇ બ્રહ્મલોકમાં ગયા. ત્યારે બ્રહ્મ દેવના દરબારમાં દેવ સભા ભરાયેલી હતી. ત્યાં એક પહોર સુધીનું તાંડવ નૃત્ય ચાલી રહ્યું હતું તેને જોવા માટે રેવત રાજા અને તેમની કુંવરી ત્યાં એક પહોર ઉભા રહ્યા હતા.

**त्यार पीछे फेरी लगन सुताके, बुजीत ब्रह्मायनकु ।**
**जेही तुम तात करो आज्ञाई, सुता देवुं तायनकु ।। (१०५)**

તે રેવંત રાજા નૃત્ય પુરૂં થયા પછી બ્રહ્માજીને પુછવા લાગ્યા કે હે પિતામહ ! મારી પુત્રીના લગ્ન આપ આજ્ઞા આપો તેની સાથે કરૂં.

**अब तो कीनके व्याह करत तुम, तेही भव तो परलाई ।**
**पहोर अेक बेरनसे भवमे, युग तृतियो जाई ।। (१०६)**

રેવંત રાજાને સંબોધીને બ્રહ્માજી કહેવા લાગ્યા કે, અહિં એક પહોરનું તાંડવ નૃત્ય રાખેલું તેમાં એક કલાક વિતિ ગયા પછી તમે આવેલા અને બે કલાક પુરા થતાં મૃત્યુલોકમાં ત્રેતાયુગ અને દ્વાપર એ બે યુગ પુરા થઇ ગયા છે. જે તમારા મન સાથે પુત્રીના સબંધનું નક્કી કરીને આવ્યા હતા. તે સર્વ તો મરી ખપ્યા. હવે તમારી પુત્રીના લગ્ન કોની સાથે કરશો ?

**अब तो भव भर भये कलीनके, राज कृष्ण अवतारू ।**
**जीनुं बंधव बळदेव तेहुनकु, दो कन्या शुभ सारू ।। (१०७)**

બ્રહ્માજીએ રેવંત રાજાને જણાવતા કહ્યું કે, અત્યારે તો મૃત્યુલોકમાં કળિયુગનો પ્રારંભ થઇ ગયો છે. ત્યાં કૃષ્ણ નામના રાજા રાજ્ય કરી રહ્યા છે. તેમના ભાઇ બળદેવ હોય, તેમની સાથે તમારી કન્યાનું લગ્ન કરશો. તો મુહુર્તનો યોગ સારો છે એમ કહીને વિદાય આપી.

**पहोर अेकमे बेहेर शुन्यमे, जुगम तृतियो जाई ।**
**अेही विधसे भव ओळ गोळमे, जनीत विना विलखाई ।। (१०८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," રેવંત રાજા એક પહોર બેહેર શુન્યમાં રહ્યા. તેટલા સમય સુધીમાં અહિં ત્રેતાયુગ અને દ્વાપર ચાલી ગયા. હવે કળિયુગનો પ્રારંભ થઇ ગયેલો હોવા છતાં રેવંત રાજા જાણી શકયા ન હતા. એવી જ રીતે ભવભરના સર્વે જ્ઞાની, ધ્યાનીઓ બેહેર શુન્યની અંધાધુંધ ભરેલી ઓટમાં વૈરાટના વિષે અંદરના અંદર ગોળ ગોળ ફર્યા જ કરે છે. પરંતુ કયાંથી આવ્યા અને કયાં ગયા ? તે અત્યાર સુધી કોઇ જાણીને કહી શકેલા નથી.

**विलसण सो कोउ गये न आये, बेहेर शुन्य परतापु ।**
**गये पीछे आयनकी गम गत, तेही तम कहीत अद्यापु ।। (१०९)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આ ભવભરમાંથી નાની મોટી ગતિવાળા જે જે જીવો દેહનો અવધિકાળ આવતા શરીર છોડીને ચાલ્યા જાય છે. બેહેર શુન્યના પ્રભાવથી, ત્યાંથી અહી આવવાની અને અહીથી ત્યાં જવાની કોઇને પણ સુજ પડતી નથી. અત્યાર સુધીમાં કોણ આવ્યા અને ત્યાંની હકીકત જણાવીને પાછા ગયા એવું કોઈ પણ પ્રમાણ મળતું નથી. તેનો ખુલાસો ઉપરના સિદ્ધાંતોમાં વિસ્તારપૂર્વક કરી બતાવ્યો છે.

**बेहेर शुन्यकी कोउ न लहनकी, तिनकी कही हकीकतही ।**
**सत् कुवेर भाष भव अजणीत, जो आवे मन पतही ।। (११०)**

જગત રચનાની આદ્યથી અત્યાર સુધી બેહેર શુન્યને કોઇ જાણી શકયું નથી. તેની હકીકત સર્વ પ્રકારે મેં કહી બતાવી છે. "સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભાષ એટલે અમારા અમાપ અનુભવનો પ્રકાશ પાડીને જગત ભરના અજ્ઞાનીજનોને નિજની જાણ જણાવવાના હેતુથી અનેક અલૌકિક વચનોનો ઉચ્ચાર કરીને જણાવું છું. જે જે જીજ્ઞાસુ જનોના મનમાં મારા વચનો ઉપર વિશ્વાસ આવશે. તેને અગમ નિગમની ખબર પડશે.

ઇતિ શ્રી બેહેર શુન્ય ગતિ નિરૂપણ નામ એક

પંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ

★★★

# સિદ્ધાંત-૫૨

## અથ શ્રી સક્રત ગતિ પરમગુરૂ અવતાર હાર્દ વર્ણનકો દ્વાપંચાશતમ સિદ્ધાંત નિર્ણય

**શ્રી કૃપાનિધિ ઉવાચ**

**जो प्रति ना आवत अेही नरणीत की, तुम कहो तेही करणीतही ।**
**अवनि रची जबत्ये अबलग ल्यौं, कोउ न आये कही प्रतही ।। (१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા સર્વોપરી અનુભવથી નિર્ણય કરી જણાવ્યો. છતાં જો તમને અમારા વચનો ઉપર વિશ્વાસ ના આવતો હોય તો તમે જ કહો કે, પૃથ્વી રચાય ત્યારથી અત્યાર સુધીમાં કરણી કરી કરીને મરણ પામી અનેક ચાલ્યા ગયા. પરંતુ તેમની કરણી પ્રમાણે કોની કેવી ગતિ થઇ ? તે ત્યાંથી આવીને અહિં મૃત્યુ લોકમાં કોઇએ કોઈને જણાવ્યું હોય તો કહો.

**कोउ कोउ कहत जन्म धरी आवत, भाखीत कहत आगमकी ।**
**अे सरवे अटकलके अनुभव, प्रसिद्ध न परत सगमकी ।। (२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," આ મૃત્યુ લોકના મનુષ્ય જાતિમાં જન્મેલા કોઈ કોઈ જીવો એમ કહે છે કે, અમે પુર્વ જન્મમાં અમુક માણસને ત્યાં હતા. એવું તેના મુખે વાણી ઉચ્ચારીને કહે છે. પરંતુ તે બધી અક્કલના અનુમાનથી ઉપજાવી કાઢેલી વાત છે. જ્યારે કોઈ માણસ ચકાસીને નિર્ણય કરવા માટે વારંવાર પુછે ત્યારે પ્રસિદ્ધ પણે અગમગતિની વાત ચોક્કસપણે કહી શકતો નથી.

**थपीत सकल अवतारनके तन, पण तन लहे तेही जनही ।**
**तो थपीतवके कुन कामके, अळगे अळग बकनही ।। (३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આ પૃથ્વી ઉપર ગુણના જે જે ઇશ્વરો થયા તેમના શરીરોની સ્થાપના મોટા ગણાતા આચાર્યોએ કરેલી છે. પરંતુ તેમના તનુઓની ગતિ આ જન્મની કે પુર્વ જન્મની નહિ જાણતા હોવા છતાં અળગે અળગા રહીને વ્રથા બકવાદ કરી ગયા છે.

**तेही माटे कोहु नहीन कहणके, आपे आप आपनकी ।**
**आचारज विन वित्त परभारीक, उपमै के थापनकी ।। (४)**

આ પૃથ્વી ઉપર જેટલા અવતારી પુરૂષો થયા તે કોઈ પણ કહી ગયા નથી, કે તમે અમારી સ્થાપના કરજો. છતાં આચાર્ય જનોએ નિજ ચૈતન સિવાયના તેમના દ્રશ્ય દેહોની મિથ્યા ઉપમાઓ આપી સ્થાપનાઓ કરી ગયા છે.

**तेही उपमैकी सुनीत सकलको, विनु अंतरके नैंनु ।**
**तिनके घरी विश्वास आशभर, पामी रहे अभिरानु ।। (५)**

પરમ કૃપાનિધિ કહે છે કે," આચાર્યજનોએ અવતારી પુરૂષોને આપેલી ઉપમાઓની વાતો સાંભળીને સર્વે જગતના લોકો તેમના નામ પર વિશ્વાસ લાવ્યા છે. તે સર્વે અંતર ચક્ષુના અંધ હોવાથી અમારું કલ્યાણ થશે એવી આશા રાખી વિરામ પામ્યા છે.

**तेही अभीराम अंतहुत अफळीत, सफळीत कुण फळेहु ।**
**क्रतव कोटीके क्रता भजनमे, निज कर्ता न कळेहु ।। (६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે અનિત્ય ઉપાસનામાં જગતનાજનો વિરામ પામ્યા છે. પરંતુ તેમના દેહોનો અંતકાળ આવતા નિષ્ફળ થઇ જશે. અને પરમ મોક્ષનું ફળ મળશે નહિ. કારણ કે વિશેષ ગતિવાળા અંશો પાંચ તત્વના ક્રતરૂપી શરીરો ધારણ કરીને આવ્યા છે. તે વિશેષ કોટીના અંશોને પ્રભાવવાળા જોઇ ભવભરના જીવો તેમનું સ્મરણ ભજન કરે છે. તે દેહરૂપી ક્રતનું ભજન કરવાથી નિજકર્તા પદને જાણી શકયા નથી.

**विनु करतार कळे विनु आपने, निज साक्षीनके समधी ।**
**कोटीक अंश सहीत पुदगळ तन, जीनुं संकल्पते नमधी ।। (७)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે," નિજકર્તાને ઓળખ્યા વિના જે આપનુ આપ નિજ ચૈતન અંશ પાંચ દેહનો સાક્ષી હોવા છતાં કોઇ પણ દેહની સાથે સબંધવાળો નથી. તે અંશોના અખંડ સબંધી સકર્તા સત્ કૈવલ સ્વામિ છે. તેમના શુદ્ધ સંકલ્પથી અનંત અંશો અને તેજ સંકલ્પની સમૃદ્ધિમાંથી અનેક શરીરો ઉત્પન્ન કરેલા છે.

**तेही न बने कोउ अवतारनसे, विशेष अंश कोटीनसे ।**
**पण सरभर जीव अंश समोवड, अधिक विभुतिक तिनसे ।। (८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," વિશેષ ગતિના દરજ્જાવાળા અવતારી પુરૂષો એક કરોડ ભેગા થાય, છતાં એક નવિન અંશ કે નવિન શરીર ઉત્પન્ન કરવાની તેમનામાં ગતિ નથી. તે તો જગત ભરના સર્વે અંશોના સરખા જ હોય, તેમનામાં અધિક વિભુતિ હોવાથી જગતમાં મોટા ગણાયા છે.

**नीज अनुभव नहि निगम नेतीके, विमळ वेत नहि वचना ।**
**रहीत शास्त्र जीनुं पुरान पढीनके, जग जीव जनवीत सचना ।। (९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજકર્તાપદનો અનુભવ નહિ થવાના કારણને લઇ વેદોએ નેતિનો પોકાર કર્યો છે. છતાં નેતિના વચનો નિજલક્ષની જાણ સિવાયના નિર્મળ નહિ હોવાથી નિજ કૈવલપદને જાણી શકયા નથી. તે શાસ્ત્રકારો અને પુરાણોના પંડિતો નિજકર્તા પદને જાણતા નથી તો પણ જગતના જનોને કહે છે કે, અમે જણાવીએ તેજ સાચું છે. એમ સમજાવીને જીવોને દૃઢ કરાવ્યું છે.

**पढीत पुराणज्ञान अभीमानीत, नीज गम नही लवलेशा ।**
**व्याक्रण वचन ववेचनकु घर, व्रणीत वेस उपलेशा ।। (१०)**

પુરાણોના અભ્યાસી પંડિતોએ ભણી ભણીને પુરાણોના જ્ઞાનનું અભિમાન ધારણ કર્યુ છે. પરંતુ નિજ સ્વરૂપના લક્ષની જાણ લેશમાત્ર નથી. છતાં વ્યાકરણના વિવેચનથી વાણી દ્વારા વેશ એટલે દેહધારી ઇષ્ટદેવોનું વર્ણન કરી જણાવ્યું છે.

**उपल उपलके वेश विश्वभर, सर करनन कालनके ।**
**नीज करतातो रहीत अवधसे, कुल कारन पालनके ।।** **(११)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે આચાર્ય જનો ! વિશ્વભરમાં જેટલા વેશધારી અવતારી પુરૂષો થયા તે ઉપલક દષ્ટિના હોય, તેને તમે પરમેશ્વર સ્થાપી જગતના જીવોને સર કરી લઈ તેમના તાબે કરી દીધા છે. પરંતુ સર્વજીવોના સજાતિય સકર્તા સ્વામિ સમસ્ત લોકના મુળ કારણ રૂપે ક્રત અક્રતથી ન્યારા રહેલા છે. તે સર્વેનું પાલન પોષણ કરવાવાળા નિજકર્તાને તમે જાણી શકેલા નથી.

**ओरु अलपके तन भव भरहीत, जेही जायल जुग सेती ।**
**अण जायल अविगत पती सरजन, जीनके नहि कोउ वेती ।।** **(१२)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," ભવભરના સર્વ તનુધારી સામાન્ય વિશેષ અંશો અલ્પજ્ઞ ગતિવાળા છે. તે તમામ શરીરો જન્મ પામેલા હોય, અલ્પ આયુષ્યવાળા છે. જેથી તેમને જગતના વહેવારનું જ્ઞાન છુટું છવાયું હોવાથી અજન્મા, અવિનાશી, અવિગત નિજ સકર્તાપતિને જાણી શકેલા નથી.

**विन सरजन सरजन के सरभर, थपीतव सब आचारु ।**
**अरे अभागी अरहीत तुमकी, केतीक भुल विस्तारु ।।** **(१३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે આચાર્ય જનો ! જેનામાં સર્જન કરવાની રેખમાત્ર ગતિ નથી. એવા અવતારી પુરૂષો અને બીજા કેટલાક દેવોને તમે સર્જનહારની બરાબર ગણીને સ્થાપનાઓ કરી. જેથી હે અભાગી સર્વ આચાર્યો તમારી ભુલનો વિસ્તાર કરીને હું કેટલું કહું ? તમે નિજકર્તાથી જીવોને વિમુખ કરી અનિત્ય દેહધારી નકલી ઇશ્વરોમાં વળગાડી દીધા છે.

**भुल भटक तुमकी कही तुमकु, पण कोउ उर नही धरहु ।**
**सकल न्याव जनवीत नहि मानत, कोहो हम क्या अब करहुं ।।** **(१४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે આચાર્ય જનો ! સર્વ જીવોને ભવભરમાં ભટકતા રાખવાની ભુલ જે કરી છે. તે ભુલ સબંધમાં તમને વારંવાર કહું છું છતાં તમે હૃદયમાં ધારણ કેમ કરતા નથી ? તે ભુલ સુધારવા તમને સર્વ પ્રકારના ન્યાય સહિત અનેક વચનો કહ્યા છે. તો મારું એક વચન પણ માન્યું નથી. તો હવે તમને કહી કહીને શું કહું ?

**अब तो हारीत भये तमनसे, कही कही कंठ थकानु ।**
**न्याय लगे पण मानत नहि सठ, तुम धरसे अभिमानु ।। (१५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે આચાર્ય જનો ! હું તમને કહી કહીને હારી ગયો. અને કંઠ પણ થાકી ગયો. મારા ન્યાય સહિતના વચનો તમે સાંભળીને સમજવા છતાં સાચા માન્યા નથી. કારણકે તમે સૃષ્ટિની આદ્યથી અભિમાની થઇ ગયેલા હોવાથી તમારા વંશ વારસો તમારૂંજ અનુકરણ અત્યાર સુધી કરતા આવ્યા હોય, અમારા વચનો કોઇએ ધ્યાનમાં લીધા જ નથી.

**जाही जाही जीनसे वाद करंता, हवीतव हार तुमेरी ।**
**जुगन जुगनके आडकठा तुम, अब मानीत क्यौं मेरी ।। (१६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્ર જન આચાર્યો ! જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જે જે જ્ઞાની, અનુભવી સંત પુરૂષોની સાથે તમે વાદ કર્યો છે. ત્યાં ત્યાં સર્વ પ્રકારે તમે હારી ગયા છો. છતાં મિથ્યા મત મુકતા જ નથી. યુગોયુગથી તમે આડા માર્ગે ચાલવાવાળા અને આડી અન્યાયની કથાઓ કરવાવાળા હોવાથી કોઇ પણ સંતનુ વચન માન્યું નથી. તો હવે મારો કહેલો સત્ય ઉપદેશ તમે કેવી રીતે માનવાના ?

**हम तो कहीत तुम काज तुमनके, जाणी सजन मोइ समधी ।**
**वेर वरगके वचन न वदीतव, जबते भवभर नमधी ।। (१७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! તમને સારા સજ્જન અને અમારા સ્વજાતિય સબંધી જાણી તમારા પરમ કલ્યાણ અર્થે અમારા "અગાધ બોધના" વચનો વારંવાર

તમને કહેલા છે. અમને કોઇની સાથે વેર-વરગ નહિ હોવાથી સમદ્રષ્ટિ રાખીને સમતા ભાવે પરોપકારના હેતુથી સત્ય વચનો બોલેલા છીએ. અમારા સત્ય વચનોનો ઉપદેશ ભવભરના જીવોને બંધનમાંથી મુકત કરી આપનપુ અને પતિપદની એકતાનો અનુભવ કરાવવાવાળા છે.

**सत भाषणके हम आद्य अंतके, कंचीत कीलमीस विनही ।**
**अवनी रची जबत्ये अब लग ल्यौं, मोई गति सबते भिनही ।। (१८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અમારા સ્વમુખના સત્ય વચનો જગતની આદ્યથી અંત સુધી જીવમાત્રનું પરમ કલ્યાણ કરવાવાળા છે. તે વચનોમાં યતકિંચિંત કિલમિસ નહિ હોવાથી અતિ નિર્મળ હોય જે કોઈ જન સાંભળીને ગ્રહણ કરી વિચારીને જુએ તો સારાસારને સમજી મુકતદશાને પ્રાપ્ત કરી શકે તેમ છે. જેથી અમારી અકળગતિ પૃથ્વી રચાય ત્યારથી અત્યાર સુધી કોઇપણ પ્રકારના આવ્રણ સિવાય ન્યારી ને ન્યારી જ રહેલી છે.

**जेही गति गम नहि त्रिगुण शकतमे, ईश अवतार समेतु ।**
**ब्रह्मज्ञान ज्योतिषके जनीतव, ओरकी कुन गनेतु ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર આદ્ય શકિત અને ઇશ્વરી અવતારો સહિત અમારી અકળ ગતિની ગમને જાણતા નથી. તેમજ બ્રહ્મદર્શી અને જ્યોતિષના જાણકાર અમારી અકળ ગતિની ગમ જાણવા સબંધમાં અજાણ રહેલા છે. તો પછી ભવભરના અલ્પજ્ઞ જીવો કેવી રીતે જાણી શકે ?

**ओरू आचारज सकल अनुभवसे, सगुण निगुण बरनेहु ।**
**ओरू कारन सबयन के कर्ता, तेही गति कोहुन जनेहु ।। (२०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સિર્ગુણના આચાર્યોનો અનુભવ અવતારી ઇશ્વરોથી લઈ ત્રણ ગુણના દેવો, આદ્યશકિત અને નિરંજન સુધીનો હોય, ત્યાં સુધીની જાણ જણાવે છે. તેમજ અકર્તા નિર્ગુણ બ્રહ્મના અનુભવી આચાર્યો એક બ્રહ્મ સિવાય બીજુ કંઈજ નથી. એમ કહીને

વિરામ પામ્યા છે. પરંતુ તે નિર્ગુણ સિર્ગુણના મુળ કારણ સકર્તા સર્જનહારની પરમગતિને કોઇએ જાણી નથી.

**निर्गुण तो निर्लेप अकर्ता, सगुण सकल करतवही ।**
**अेही उभयनमे नहि न सकर्ता, अेही भव कीनसे हवही ।। (२१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો ! તમારૂ માનેલું નિર્ગુણ બ્રહ્મ આકાશના જેવું નિર્લેપ અને નિષ્ક્રીય છે. અને જે સિર્ગુણ તે સમસ્ત સૃષ્ટિનો પસારો તેને ક્રત કહેવામાં આવે છે. તે બંનેમાં ભવભરનું સર્જન કરવાની સક્રિય ગતિ નહિ હોવાથી તેને સકર્તા કહેવાય જ નહિ. તો પછી આ સમસ્ત જગત કોની ઇચ્છાથી ઉત્પન્ન થયું છે ?

**हवे नहि कोउ कर्ता विहुनके, तुम नहि करीत तपासु ।**
**निज करतार नवेर कीये विन, भव फंदो क्यौं फांसु ।। (२२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે આચાર્ય જનો ! આ સમસ્ત જગત સકર્તા સર્જનહાર સ્વામિ વિના ઉત્પન્ન થયેલું નથી. તેની તમે જ્ઞાન દ્રષ્ટિએ તપાસ કરીને જોયું નથી. તે સકર્તા સત્ કૈવલનો ન્યાય સહિત નિર્ણય કર્યા વિના ભવભરના જીવોને માયાના ફંદરૂપી ફાંસામાં શા માટે નાંખ્યા છે ? તેનો જવાબ તમારે કોઈક વખતે આપવો પડશે. તેનો વિચાર તમે રેખમાત્ર કર્યો નથી.

**जेतने भर सिद्धांत तमनके, गये करत अकरतमे ।**
**तो भवभर जीव कांहां विलंबे, अंते काळ मरतमे ।। (२३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે આચાર્ય જનો ! તમારા સિર્ગુણ ક્રતના સિદ્ધાંતો અનિત્ય દેહધારી ઇષ્ટોના હોવાથી તે નાશ પામવાવાળા છે. અને નિર્ગુણના સિદ્ધાંતો અકર્તા બ્રહ્મના હોય, તે નિજજાણ સિવાયના અચેત અને જડવત્ છે. તે કોઇનું કંઇ સાંભળે કે ઉત્તર આપે તેમ નથી. તો પછી આ ભવભરના જીવો કયાં વિરામ પામશે ? અને અંતકાળે તેમની શી ગતિ થશે ?

**जबते अदबद अखिल सकलको, जुगधर जंत सबेही ।**
**मरी मरी जाय असंख्य काळके, विनु गति ज्ञान गमेही ।। (२४)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગત રચનાની આદ્યથી મોટા ગણાતા જ્ઞાની અને અનુભવી તથા આચાર્ય તેમજ સર્વે ભવભરના જીવો સહિત સમસ્ત બ્રહ્માંડના લોકો નિજકર્તાની જાણ વિના અત્યાર સુધી અદબદ જ રહ્યા છે. એ કારણને લઇ અસંખ્ય કાળથી જીવ માત્ર નિજ ઘરની ગમ ગતિ પ્રાપ્ત કર્યા સિવાય જન્મ મરણના ફેરા ફરતા જ રહ્યા છે.

**जीनकी करीत न खोज केहुनने, जबते ते अबलगही ।**
**गुणी ज्ञानी पंडित ज्योतिषमे, कोउकी पहोंच न पगही ।। (२५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જગતની આદ્યથી અત્યાર સુધી સર્વે અંશોના મુળ કારણ સ્વજાતિય સકર્તાની કોઇએ પણ શોધ કરી નથી. ગુણી, જ્ઞાની, પંડિતો તેમજ જ્યોતિષિયો વગેરે કોઈની પણ ગતિ મતિ નિજકર્તાના પદ સુધી નહિ પહોંચવાથી સર્વે અજાણ રહી ગયા છે.

**ओरू निगमादिक शास्त्र सकल मत, अे सब इतन इतनके ।**
**तन विलसीत जीव जात जीतनसे, कोउ नहि कळीत तीतनके ।। (२६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," વેદ અને શાસ્ત્રો તેમજ સર્વે મતના ઉપદેશકો અહિં ભવભરમાં થયેલા નામ, રૂપ, ગુણવાળા અવતારી ઇશ્વરોથી લઈ ત્રણ ગુણના દેવો આદ્ય શક્તિ અને નિરંજન સુધીનું વર્ણન કરી ગયા છે. પરંતુ શરીર છુટી ગયા પછી જીવોને 'તીત' એટલે નિજ ઘેર જવાની અકળ ગતિને જાણી કોઇ પણ જણાવી શકેલા નથી.

**उत ईतकी विनु करीत करामल, कुन अधिक मनु तनकी ।**
**लख चोरासी जीव जंतकी, जेही अधिपति सब तनकी ।। (२७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," લક્ષ ચોરાસી ઘાટોની આદ્યે અનેક શરીર પક્ષમાં મનુષ્યદેહ શ્રેષ્ઠ હોવાથી, સર્વેનો અધિપતિ ગણાય છે. તેજ મનુષ્યાદેહે આ બાજુ મૃત્યુલોક અને તે બાજુના દેવલોકને જાણવાની યુક્તિઓ પ્રાપ્ત ના કરી શકે, તો મનુષ્યદેહનું અધિકપણું શું લેખાય ?

**येसे परम पुनीत मनुषातन, सकल वस्तके ज्ञानु ।**
**आद्य अंत मध्य मरन जीवनकी, करीत न कोउ अविलानुं ।। (२८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ચોરાસી લાખ પ્રકારના ઘાટોમાં મનુષ્ય દેહ સર્વ શ્રેષ્ઠ હોઈ ભવભરની તમામ વસ્તુઓને જાણવાવાળો પરમ પવિત્ર ગણાય છે. છતાં આધ, મધ્ય અને અંતને જાણીને જીવન કેમ જીવવું અને કેવી રીતે શરીર છોડવું તેનો જ્ઞાન દ્રષ્ટિએ જોઇને કોઇએ પણ નિર્ણય કર્યો નથી.

**अेही विधके तन सुघड शिरोमण, तेही विधि करीत न कामु ।**
**चिंतामणि पारस पायनसे, करीत वणज बे फामु ।। (२९)**

એવી રીતે મનુષ્યાદેહ સુઘડ સર્વે તનુ પક્ષમાં શિરોમણી મળેલો હોવા છતાં પોતાના નિજ સ્વરૂપે થવાનું કાર્ય કરી શકયો નથી. જેમ કોઇ વ્યક્તિને પારસ અને ચિંતામણી પ્રાપ્ત થયો હોય, તેનાથી જે અમુલ્ય લાભ મળે છે. છતાં તેના જ્ઞાન વિના બેભાન થઈને ભૌતિક પદાર્થની પ્રાપ્તિ અર્થે નાના વિધ પ્રકારના શ્રમ કરે છે. તે જ ન્યાયે મનુષ્યા દેહ પારસ અને ચિંતામણિ સમાન મળ્યો છે. તેજ મનુષ્યા દેહથી નિજ સ્વરૂપે થવાય છે. પરંતુ તેના લક્ષની જાણ સિવાય નિજ સ્વરૂપ ભુલીને ઇન્દ્રિયોના વહેવારમાં મનુષ્યા દેહ વૃથા ગુમાવી દે છે.

**तेही चिंतामणीसे परबोधीत, निज तन करीत न काजु ।**
**क्यौं करी करो काज आपनेका, विन गुरू संत समाजु ।। (३०)**

જે મનુષ્ય દેહ ચિંતામણી સમાન મળેલો હોય, જેવું ચિતવન કરીએ તેવું ફળ આપવાવાળો હોવા છતાં ગુરૂ બનીને મોટા થવાની ઇચ્છાએ બીજાઓને બોધ કરવામાં આ દેહે પોતાનું કલ્યાણ કરી શકયા નહિ. કારણ કે સદ્‌ગુરૂ સંતોના સમાગમ વિના પોતાનું કલ્યાણ કરવાનો લક્ષ જાણી શકાતો નથી.

**ते तो तुम अभिमानी आद्यके, क्यौं करहो सत्संगु ।**
**जांही जांही जनसे हार हवे पण, त्यौं त्यौं धरो उमंगु ।। (३१)**

હે વિપ્રજન આચાર્યો ! તમો આદ્યથી જ જાતિ વરણનું તેમજ વેદ-શાસ્ત્રનું અભિમાન ધારણ કરીને બેઠેલા છો. તેથી સાચા સંતોનો સંત્સંગ કેવી રીતે કરી શકો ? જ્યાં જ્યાં જે સંતોની સાથે તમે વાદ વિવાદ કરીને હારી જાઓ છો. છતાં ઉમંગી બનીને ફરી ફરી વાદ વિવાદ કરવાની ઇચ્છા રાખો છો.

**पण उरमे कछु अरे धरो नहि, अभवीत अहंकारनसे ।**
**आद्य विचारंता बनीयातीक, नीची भोमके तनसे ।। (३२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! તમારા મિથ્યા અભિમાનના આચરણથી તમારો આત્મા અધોગતિએ જાય તેની દયા તમારા હૃદયમાં તમે ધારણ કરી નથી. તે કારણને લઇ જે અકર્તા બ્રહ્મથી કંઇ પણ ઉત્પન્ન થતું નથી. તેને પોતાનું સ્વરૂપ માની અહંકાર ધારણ કરી બેઠા છો. દેહ દ્રષ્ટિએ આદ્યનો વિચાર કરી જોતાં જણાય છે કે, તમારો દેહ રજબુંદથી બનેલો હોય, માતાના ગર્ભની નીચી ભુમિકામાં પરિપકવ થઇને જન્મ પામ્યા છો. માટે તે દેહને બ્રહ્મ કહેવાય નહિ.

**नीची भोमके असर गये विन, निचे निच पसाई ।**
**महाद्य पुरूषके शरण गये विन, कुल किलमीस नहि जाई।। (३३)**

હે વિપ્રજનો ! જે સ્થાનમાંથી તમારો દેહ ઉત્પન્ન થયો છે. તેની મલીન ભાવનાની અસર તમારા તનમન માંથી દુર ન થાય, ત્યાં સુધી તમારી વૃત્તિઓ તે મલીન વાસનામાં જ પચી ગયેલી રહેશે. તેથી તમે અધમ કર્મ કરીને અધોગતિને પામશો. તમે દેહનું અભિમાન છોડી દાસત્વ ભાવ ધારણ કરી, મહા અનુભવી સંતોના શરણમાં જઇ, તેમની સેવા ન કરો, ત્યાં સુધી સંતની કૃપા દ્રષ્ટિ થાય નહિ. અને તેની કૃપા વિના નિજલક્ષ પ્રાપ્ત થતો નથી. તે અધિકાર પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી કુળનું અભિમાન અને નિજ સ્વરૂપનું અજ્ઞાન નાશ પામતું નથી.

**सप्त धातुकी हवीत खरादीक, आप आपनी जातीनसे ।**
**जाते जात बेकाय सदायन, भावन पलटे भीनसे ।। (३४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," દ્રષ્ટાંતે જેમ સાત પ્રકારની ધાતુની જાત જુદી જુદી હોય છે. તેને કોઇ ખરીદવા આવે, ત્યારે જેની જે જાત હોય, તે પ્રમાણે તેની તેટલીજ કિંમત થાય છે. જ્યાં સુધી પારસથી ભિન્ન રહે, ત્યાં સુધી તેટલાજ ભાવમાં વેચાય છે. જેથી અધિક કિંમત મળતી નથી.

**तीनमे पारस परसे जीनकु, तेही कंचन होई जाई ।**
**धातनुके जेही मुल पलटके, कंचनके सम थाइ ।। (३५)**

ઉપર જણાવ્યા પ્રમાણે સાત પ્રકારની ધાતુમાં જે ધાતુને પારસનો સ્પર્શ કરવામાં આવે, તે ધાતુ સોનુ બની જાય છે. જે ધાતુ પલટાઈને સોનું બની ગયું, તે સદાના માટે સોનુ જ રહે છે.

**तेही परकारन बरन सकलको, धातनुके सम सोई;**
**परमगुरू पारस परसीतसे, बरन रहत नही कोई ।। (३६)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે વિશ્વભરના મનુષ્ય સમાજમાં ઘણા પ્રકારની જાતિ વરણ તે ધાતુ બરાબર છે. જે જે જાતિ વરણવાળો મનુષ્ય સર્વજ્ઞ પરમગુરૂ રૂપી પારસનો સ્પર્શ કરે, તો તેની જાતિ વરણ રૂપી ધાતુ પલટાઈને નિજ ચૈતન સ્વરૂપે સોનુ બની જાય છે. ત્યારે તેને દેહાભાવનું જાતિ અભિમાન સ્વપ્ને પણ થતું નથી.

**कहण हुती सो कही सकलको, भली लगीतके बुरी ।**
**समजी शको तो वचन बोधके, नहीन वदीत हम कुरी ।। (३७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે", હે સર્વે વરણના મનુષ્યો ! તમને જે કહેવાનું ઘટતું હતું, તે તમારા પરમ કલ્યાણ અર્થે હેત પુર્વક કહી બતાવ્યું છે. પછી ભલે તમને પ્રિય લાગે કે, અપ્રિય લાગે પરંતુ અમારા વચનો લક્ષજ્ઞાન બોધના હોવાથી તેને સમજીને ગ્રહણ કરશો, તો ભવબંધનમાંથી છુટી જશો. અમે તમારા સબંધમાં અઘટતુ કે ગેરસમજના વચનો બોલ્યા નથી.

**कुरी ते हम वदु केहुनकी, निजपति पखे बंधवही ।**
**ज्यौं साहेरके जंत बंधु सम, रतन सहित संधवही ।। (३८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અયોગ્ય વચનો હું કોને કહું ? દ્રષ્ટાંતે જેમ સમુદ્રમાં ઉત્પન્ન થયેલા મચ્છ મગરાદિક ઘણા પ્રકારના જળચરો, રત્નો તથા લુણ વગેરે એક જ સમુદ્રમાંથી થયેલા હોવાથી સર્વે ભાઇઓ જ છે. તેજ દ્રષ્ટાંતના ન્યાયે મહુર જંતુથી લઈ કીટ, પતંગ, પશુ, પંખી, સ્થાવર જંગમની આદ્યે પ્રકૃતિ અને પુરૂષ સુધી નિજપતિ પક્ષે જોતા સર્વેની સાથે બંધુઓનો સબંધ લાગે છે.

**अेही वचनके तोल करीत तुम, हम कोउके नहि वेरी ।**
**असंख्य जुगनकी मोइ गम गतियां, महा अनुभव गम घेरी ।। (३९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે નિજપતિના અંશો ! મારા સત્ય વચનોને જ્ઞાન દ્રષ્ટિએ જોઇને ન્યાય સહિત તેનો તોલ કરશો, તો તમને જરૂરથી સમજાશે કે, હું કોઇનો પણ વેરી નથી. પરંતુ તમે સર્વે પરમ પતિને ભુલી ગયા હોવાથી, તે નિજકર્તાને ઓળખાવવા માટે સત્ય વચનોનો બોધ કર્યો છે. મને અસંખ્ય યુગોનો અતિ ઉગ્ર અનુભવ હોય, મારી ગમગતિ ઘણી ગહેરી અને ગંભીર છે. જેથી જુઠ પ્રપંચનો સમાવેશ થતો જ નથી.

**कोट विरंची भये मोइ आगे, भव ओरू विष्णु समेतु ।**
**उस दिनके हम अगम गतिनके, तुमसे कहीत सहेतु ।। (४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે સંત સજ્જનો ! મારી નજર આગળ કરોડો બ્રહ્મા, વિષ્ણુ તથા શિવજી થઈ ગયા છે. તેજ દિવસનો હું અગમગતિનો આદ્ય પુરૂષ હોય, તમારા સર્વના ઉપર હેત લાવીને બોધના વચનો કહ્યાં છે. છતાં મારા અલૌક્કિ વચનોને સમજીને મને ઓળખી શકયા નથી.

**सबकु खबेर चतुर मुख अजकी, जीने पोकारीत नेती ।**
**नेतीनके पर परनेती पद, जीनके हम हे वेती ।। (४१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," બ્રહ્માજીએ ચાર મુખ દ્વારા ચાર વેદનો ઉચ્ચાર કરીને નેતિ પોકારી છે. તેને સર્વ કોઈ જાણે છે. પરંતુ તે નેતિની પાર પર નેતિ પદ નિજ પરમ પતિનું આવેલું હોય, તેનો હું સંપુર્ણ વેત્તા છું.

**प्रथम नेतीके लक्ष लखावहु, अविगत ब्रह्म अकरता ।**
**नेतीनके पर परनेती पद, व्याप विभु वित्त धरता ।। (४२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," વેદોએ જે પદની નેતિ પોકારી હોય, તે લક્ષ હું તમને જણાવું છું. જે અવિગત બ્રહ્મ અકર્તા નિજ જાણ સિવાયનું ભાવાભાવ રહિત અચેત અને જડ છે. તે સર્વ વ્યાપક હોવાથી વિદ્વાનો તેને છેવટનું પદ માને છે. તે નિજ કૈવલ કર્તાનો પરમ પ્રકાશ હોવાથી તે સર્જનહાર સ્વામિએ તેને ધારણ કરી રાખ્યુ છે. તે બ્રહ્મના પ્રકાશક પરમપતિને અત્યાર સુધીના જ્ઞાની, દર્શી કે અનુભવીઓ કોઈ પણ જાણી શકયા નથી.

**धरता सो निरमाल ब्रह्ममें, अहंग सधीर हंग सेतु ।**
**अेही सकल जीनुं शुद्ध संकल्पसे, परम पसार हवेतु ।। (४३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિર્માલ્ય અકર્તા બ્રહ્મને ધારણ કરી રાખનાર નિજ સકર્તા પતિનું શુદ્ધ અભિમાન હોય, તેના શિર પર સર્વજ્ઞ હંગ આવ્યું છે. તે સર્વજ્ઞ હંગની સચેતન સત્તા બ્રહ્મમાં વ્યાપક થઈને રહી હોવાથી, સક્રિયગતિ અને નિજપતિની ઇચ્છાના સંયોગે સમસ્ત જગતનો પસારો થયો છે. અહંગ હંગ અને ઇચ્છા તે પરમપતિના શુદ્ધ સંકલ્પની પરમ વિભુતિઓ હોય, તે સંકલ્પમાંથી જ નિજકર્તાએ સ્ફુરાયમાન કરી છે.

**निरसत ब्रह्म व्याप खग मग सम, जीनमे सकल पसारा ।**
**तेही पसार करन संकल्पी पत, सो निज खुद करतारा ।। (४४)**

નિજ કરૂણેશ પતિ કહે છે કે, નિરસત્વ બ્રહ્મ અને મહા શુન્યનો માર્ગ તે અપાર અને અનંત હોવાથી, એ બન્ને એક જ સરખા છે. હું પણ અથાહ ગતિવાળો હોય, સચેતન સક્રિય અને સુજાણ જાણવાળો છું. ત્યારે બ્રહ્મ અને શુન્ય અક્રિય, અચેત અને અજાણ રહ્યા છે. પરંતુ મારા શુદ્ધ સંકલ્પથી જે બ્રહ્મ અને શુન્યના વિષે સમસ્ત જગત અને સર્વે અંશોનો પસારો કર્યો છે. તે પસારાના કરનાર અમે શુદ્ધ સંકલ્પના સંકલ્પી સકર્તાપતિ સર્વથી ન્યારા રહ્યા છીએ.

**विनु कर्ता न हवे अेही नाटक, करीत विना नव होइ ।**
**अक्रत ब्रह्मनसे अेही भवभर, हवे नहि कीनु कोई ।। (४५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સમસ્ત જગતરૂપી નાટક તેના કરનાર કર્તા ના હોય, તો કરનાર વિના આપોઆપ બની શકતું નથી. કારણ કે અકર્તા બ્રહ્મ સક્રિયગતિ અને સુજાણ જાણ વિનાનું હોવાથી કંઇ પણ ઉત્પન્ન કરી શકતું નથી.

**तेही कर्ताके अंश आपनसे, विनुं संकल्प नहि बनही ।**
**जाग्रत सुपननके जेही जेही क्रत, कछु न हवे अमनही ।। (४६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આપણ જે સર્વે અંશો પ્રત્યેક શરીરોમાં આવેલા હોય, નિજ કૈવલપતિની અંતર વૃત્તિના શુદ્ધ સંકલ્પથી ઉત્પન્ન થયેલા છીએ. તે કરૂણેશપતિએ મહાદ સંકલ્પના વાનગી રૂપે નમુના સર્વે અંશોને આપ્યા છે. તેજ સંકલ્પ વડે ચૈતન અંશો જે જે શરીરોમાં વસેલાં છે. તે તે શરીરોમાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યાઅવસ્થા અને અંતસકરણ આદી તત્વોનું પરીવર્તન અને ક્રિયા અંશના સંકલ્પથીજ થાય છે. તે અંશના સંકલ્પની સ્ફુરણા વિના મન અંતસકરણ સક્રિય ગતિવાળું થઇ શકતું નથી.

**तो ब्रह्म मन संकल्प विनु विंदल, भवभर प्रजा न हीतही ।**
**करीत तपास आद्य मध्य हमने, न्यावे न्याव लखीतही ।। (४७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," તે અકર્તા બ્રહ્મ મન સંકલ્પ વગરનું હીજડા જેવું હોવાથી ભવભરની પ્રજા ઉત્પન્ન કરી શકતું નથી. અમે સંકલ્પની આદ્યથી લઈ મહાશુન્યના મધ્યમાં રહી વ્યાપક દ્રષ્ટિએ જોઇ તપાસ કરીને જગતની આદ્યથી અંત સુધીના સર્વે ન્યાયોના શિર સત્ય ન્યાયનાં વચનો લખી જણાવ્યા છે.

**न्याय विना कुण काज केहेणके, श्रोता हरदे न पतही ।**
**निज अनुभवथी नरख परखसे, कर्ता विविध विगतही ।। (४८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ન્યાય સિવાયના વચનોની કહેણીઓ કહેવાથી શ્રોતાજનોના સંશયોનું નિવારણ થયા વિના હૃદયમાં વિશ્વાસ આવતો નથી. એટલા જ માટે અમારા નિજ અનુભવની દ્રષ્ટિએ નિરખી પરખીને અદલ વચનો દ્વારા નિજકર્તાને પ્રાપ્ત કરાવવા જુદી જુદી પ્રકારના ખુલાસા કરી જણાવ્યા છે.

**तेही माटे हम असत वदीत नहि, कहीत महाद्य गति गमसे ।**
**मोइ अविगतकी गम न तुमनकु, तुम अविलोक ईतनसे ।। (४९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ દેવ કહે છે કે," એટલા જ માટે અમે અસત્યનો ઉચ્ચાર કદાપિ કરતા નથી. જેજે અમે ઉચ્ચાર કરીને જણાવીએ છીએ. તે અમારી મહાદ અનુભવની અગમગતિનો નિર્ણય કરીને કહીએ છીએ. પરંતુ અમારી અવિગત ગતિની જાણ સિવાય તમે આ બાજુ ભવભરનું અવલોકન કરવાવાળા હોવાથી અમારા અદલ વચનોનો તોલ કરીને સમજી શકયા નથી.

**इतन इतन सोई भव ब्रह्मादिक, प्रकृति पुरूष लग सेती ।**
**जीनुं पसारनमे तुम परवीन, ओरू नहि अगम जनेती ।। (५०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે મતપંથના આચાર્યો ! ઇતન ઇતન એટલે તમે આ બાજુ જગતની અંદર આવેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમજ આદ્ય શક્તિ અને નિરંજન સુધીના પુરા હિમાયતી છો. પરંતુ સર્વે અંશોના સજાતિ નિજસકર્તા સ્વામિ સિર્ગુણ નિર્ગુણથી પર રહેલા હોય, તેમની અગમ ગતિને તમે જાણી શકયા નથી.

**अगम निगमकी रहीत अनाहध, महारध परम निद्यानुं ।**
**शुद्ध संकल्पके सक्रत कर्ता, ब्राजीत करी अभीरानु ।। (५१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અગમ નિગમ એટલે વેદોએ ભવભર સહિત પ્રકૃતિ પુરૂષ સુધીનું વર્ણન કરી જણાવ્યું. અને જે અગમ્ય નિર્ગુણ બ્રહ્મ તેનો યથાર્થ નિર્ણય કરાવી શકયા નથી. તે સિર્ગુણ-નિર્ગુણની પાર રધ કહેતા અનંત સમૃદ્ધિના સાગરરૂપ શુદ્ધ સંકલ્પનાં કરનાર સંકલ્પી પરમ સકર્તાપતિ અવિગત રૂપે પોતાના સ્વધામમાં બિરાજમાન હોય, અખંડ પરમશાંતિના પરમાનંદમા તદ્દવત તદાકાર રહેલા છે.

**अब तिनसे कोउ नहि उपरीत पत, सकल परंतु पदही ।**
**अगणित मतके पति परमीत वित, सदा सदोदित कदही ।। (५२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સર્વે લોકની છેવટે સર્વોપરી સર્વાતિત સકર્તા સ્વામિ અવિગત રૂપે અચળ રહેલા છે. જેની પાર બીજો કોઈ પતિ જ નથી. એવા અનેક મતપંથોના જે પરમપતિ પરમ નેતિપદ સતવિત સ્વરૂપે મહાન મોટા મોભાવાળા અતિવિશાળ અને અમાપ ગતિવાળા હોવાથી, જેની બરાબરીમાં આવી શકે, એવું કોઈ જ નથી.

**आद्य अंत मध्य अवध विहुनके, अजन जोनी शुन्य समके ।**
**येही द्दष्टांत कोटी जड के दीन, कर्ता सचीत गति गमके ।। (५३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તાપતિ આદ્ય મધ્ય અને અંતથી રહીત હોય, જેને અવધિકાળ લાગતો જ નથી. જે મહાઆકાશની જેમ અજન્મા હોવાથી, અતિ ગુપ્તપણે સજાણ સ્વરૂપે ન્યારા રહેલા છે. તે સકર્તાપતિને યથાર્થ જાણવા અને ઓળખાવવા માટે કરોડો જડ દ્દષ્ટાંતો આપીને નિશ્ચય કરાવ્યો છે. તે નિજસકર્તા સ્વામિ સદા સદોદિત, સચેતન, અનંત ગમગતિવાળા, અતિ ઉજાગ્રત ગતિએ રહેલાં છે.

**आद्य अंत मध्य क्रतवनकी हुत, निजपद नहिन अंतु ।**
**सर्वातित सर्वज्ञ सदोदित, जीनुं निज सदन एकंतु ।। (५४)**

જે નિજપતિના શુદ્ધ સંકલ્પથી આદ્ય, મધ્ય અને અંત સુધીના ક્રતનો પસારો થયો છે. તે સર્વે ક્રત અંતવાળુ હોય, નિજ સકર્તા સ્વામિ અનંત ગતિવાળા હોવાથી જેના નિજપદનો અંત જ નથી. તે સદા સદોદિત સર્વજ્ઞ સજાણજાણ સ્વરૂપે સર્વાતિત સર્વના સાક્ષી પોતાના અવિનાશી એકાંત ધામમાં અચળ બિરાજે છે.

**जेही परकारन आद्य शुन्य वित्त, शबद शुन्य कांहा हवही ।**
**हवीत शब्द उदगोस विहुनके, कुनसे पवन प्रसवही ।। (५५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આદ્ય મહાશુન્યમાં નિજપતિના શુદ્ધ અહંમેવ રૂપી વિત્ત ભરેલું ના હોય તો, શબ્દ શુન્યનો મહા ધ્વની કેવી રીતે ઉત્પન્ન થાય ? અને મહાન ધ્વનિ ઉત્પન્ન ના થાય તો, પવનનો પસારો કેમ કરીને થઇ શકે ?

**मारूतकी आकंत हवीत तप, अप अमी अवन सीधानु ।**
**अेतने लग जीनुं हवीत पसारन, जो शून्य हुते निदानु ।। (५६)**

ઉપર જણાવ્યા પ્રમાણે તેજ પવનથી અતિ આક્રંતનું ઘર્ષણ થવાથી અગ્નિ તત્વ ઉત્પન્ન થયું છે. તે અગ્નિ તપવાથી અમી રૂપે પાણી પ્રગટ થયું. તે પાણીના જમાવથી પૃથ્વી થયેલી છે. અહિં પૃથ્વી તત્વ સુધીનો પસારો થયો તે સર્વે પસારાનું મુળ કારણ મહાશુન્ય હોય, નક્કિ પણે તે હતુ ત્યારે જ પસારો થયો છે.

**अेसेही कर्ता आद्य थकी हवीतव, अेही भव विविधि विजाती ।**
**परले हवीत फरी फेरी उपजावत, जदपी जो हुते सनाती (५७)**

એવી જ રીતે નિજ પરમપતિ આદ્યે પોતે એકલા જ રહીને સ્વ ઇચ્છાથી ઘણા પ્રકારની જાત ભાત વાળુ વિજાતિય જગત રૂપી કૃત ઉત્પન્ન કરે છે. જ્યારે જગતનો અવધિકાળ આવી રહે, ત્યારે સર્વનો પ્રલય થઇ જાય છે. છતાં નિજ સનાતનપતિ સચેતન અને સક્રિય ગતિવાળા હોવાથી તેજ પ્રકારનું ફરી ફરીને જગતનું સર્જન કરે છે.

**विनुं सनातनसे कुण करीतव, परलीत पीछे पसारा ।**
**जबत्ये अविचल कहत सदोदीत, सकरत सरजनहारा ।। (५८)**

તે સનાતન સકર્તાપતિ વિના સૃષ્ટિનો પ્રલય થયા પછી ફરીથી સર્જન કોણ કરી શકે ? એટલા જ માટે કહું છું કે, સકર્તા સર્જનહાર સ્વામિ સદા સદોદિત અચળ રહે છે.

**करीत विवेचन निज कर्ताके, देई द्रष्टांत अनंतु ।**
**क्यौं करी लहे तिनु भवभरके जन, जीनुं नहि जुग जनमंतु ।।(५९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," દ્રષ્ટાંત આપીને નિજ સકર્તા સ્વામિનું વિવરણ કરીને જણાવું છું. જેમ મહાઆકાશ અંત વિનાનું અનંત હોય તેવી જ રીતે નિજ પરમપતિ

અપરંપાર અથાહ ગતિવાળા છે. જેના શુદ્ધ સંકલ્પ દ્વારા બાહ્ય દ્રષ્ટિનું સમસ્ત જગત અને અંતરવૃત્તિના અંશો ઉપજાવીને પસારો કર્યો છે. તે સર્વે અંશો સંકલ્પ વૃત્તિના હોવાથી પંચતત્વના ઘાટોને વશ પડી જન્મ પામ્યા હોય, તે નિજપતિને જાણી શકતા નથી.

**जयेती जयेती जुग आद्य अजोनिक, जोनिक कदपिन हुतही ।**
**जेतने भर जोनिनके जायल, तिनु तन शक्त संजुकतही ।। (६०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે કરૂણેશ પતિ ! આપનો જય હો, જય હો, જય હો. આપનો અલૌક્કિ મહિમા વર્ણવી શકાય તેમ નથી. આપ જગતની આદ્યે સદા સદોદિત અજન્મા રહ્યા હોય, કદાપી જન્મ લેતા જ નથી. ભવભરના જેટલાં શરીરો માતાની જોની દ્વારા જન્મ પામ્યા હોવાથી, સર્વે શરીરો પ્રકૃતિ સંયુકત રહ્યા છે.

**समळ शकत जीनुं पुदगळ प्रासीत, तेही निज कर्ता न हुतही ।**
**जन्म मरण जीनके जुग जाहेर, ओरू तन भव सम भूतही ।। (६१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગત રચનાની આદ્યથી ભવભરના સર્વ શરીરો જનુનીથી પ્રસવ પામ્યા છે. તે પ્રકૃતિ સંયુકત પાપથી ઘેરાયેલા હોય, તે દેવ, દાનવ કે માનવ કોઈ પણ નિજકર્તા થઇ શકતા નથી. કારણ કે જે જન્મ પામેલા શરીરો જાહેર જગતમાં મરણ પામતા હોવાથી ભવભરનાં સર્વ ઘાટો પંચભુતના એક જ સરખા છે. એવા તત્વવાળા દેહધારી વિભુતિવાન હોવા છતાં કર્તા કૈવલની ઉપમા કોઇને લાગી શકતી નથી.

**भव समके भुत भवकी समोवड, जीमे अधिक प्राक्रमही ।**
**तिनुं आचारज करीत विलोकन, लखे ईष्ट भव ब्रह्मही ।। (६२)**

ભવભરના સર્વ જીવો પંચ ભુતના તનુધારી એક જ સરખા છે. પરંતુ કોઈક કોઇક અધિક પરાક્રમવાળા વિભુતિવાન જોઇને આચાર્યોએ તેમને પુર્ણ બ્રહ્મ ગણીને જગતના ઇષ્ટ તરીકે સ્થાપન કર્યુ છે.

**वारंवार कहीत हम तुमकु, जेही पुराण पढीनके ।**

**वेद शास्त्रकी गम नहि जीनकु, कर्ता लहे न भव भिन्नके ।। (६३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! હું તમને વારંવાર કહું છું કે, પુરાણો ભણી ભણીને વિશેષ કયો સાર કાઢવાના છો ? કારણકે વેદ શાસ્ત્રોનું અધ્યાયન કરી પારંગત થયેલા વિદ્વાનોને ભવથી ભિન્ન રહેલા નિજકર્તાની ખબર નથી. તો પછી તમે પુરાણો ભણીને નિજપતિને કેમ કરીને જાણી શકશો ?

**अब तुमसे तो कुण मरे पच, रूचीत न वचन हमेरा ।**

**कही कही भये हारीत अबहुत लग, जबते हवीत न मेरा ।। (६४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ! અમે દિવ્ય તનુ ધારણ કરીને અમારા સ્વમુખનાં કલ્યાણકારી વચનોનો ઉપદેશ કરવા છતાં તમને રૂચતું નથી. તો પછી તમારા માટે વૃથા વાણી ઉચ્ચારવાની મહેનત વારંવાર કોણ કરે ? તમને સમજાવવાના હેતુથી અત્યાર સુધી કહી કહી થાકી જઈને હારી ગયો, છતાં તમે અમારા થયા નથી.

**मेरे वचन सचनके सरलल, कोउ न भये तुम वेती ।**

**अब छेवटकी कहत जोरी कर, नमस्कार तुम सेती ।। (६५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે વિપ્રજનો ! અમારા વચનો સત્ય અને સરળતાવાળા હોવાથી જે કોઇ જાણી વિચારીને આચરણ કરે, તો જીવન મુકત થઈ, નિજાનંદના નિત્ય સુખને પ્રાપ્ત કરી શકે. છતાં તમે અમારા વચનોમાં ધ્યાન આપી ખોજ કરીને જાણકાર થયા નહિ. જેથી હવે તમને હું હાથ જોડી નમસ્કાર કરીને છેવટના વચનો કહું છું કે તમે જડ બુદ્ધિના હોવાથી અમારું એક પણ વચન ગ્રહણ કર્યું નથી.

**एतने लग स्तुति करीत जो, निज कर्ताकी जबही ।**

**तो मजरे आवत मनु तनकी, व्रथा वदीतकी सबही ।। (६६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! તમારા પરમ કલ્યાણ અર્થે સમજાવવા માટે મારા સ્વમુખે સત્ય વચનો ઉચ્ચારીને કેટલોક સમય વ્યતિત કર્યો છતાં તમને ઉપદેશ લાગ્યો નહિ તો અત્યાર સુધી મારું બોલેલુ વ્રથા ગયું જેથી તેમ નહિ કરતા મે સકર્તા સ્વામિની નિજ લક્ષ દ્વારા સ્તુતિ પ્રાર્થના કરી હોત, તો વાણી દ્વારા શ્રમ કરવો પડત નહી અને મનુષ્યાદેહનો પરમ હેતુ મજરે આવત.

**अब तो हुई ते हुई भुल भव, करामल कहत सरवकी ।**
**कोउ नहि कळीतव वचन न्यायके, परमीत पाग सरवकी ।। (६७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે કરૂણેશ પતિ ! ભવભરના જીવોની ભુલ અત્યાર સુધી થઇ તે થઇ છે તે કારણને લઇ તેમને સમજાવવાના પરમ હેતુથી સર્વ પ્રકારની યુક્તિઓ દ્વારા મેં ઉપદેશ કર્યો છે. છતાં જગતના જીવો મારા ન્યાય સહિતના વચનો વિચારીને કળી શકયા નથી. નહિ તો મારા અંતરનો આશય એ હતો કે ભવબંધનમાંથી મુકત કરી સર્વે અંશોને આપના પરમ શ્રેષ્ઠ પદમાં પહોંચાડી મહા સુખીયા કરવાની મતલબ હતી. પરંતુ મારો લક્ષ કોઇએ ગ્રહણ કર્યો નહિ.

**जेही पायग पति परम पवाईत, जाइत ईतन फेरीनसे ।**
**फेरी फरनन कुन कमती रहीतके, सब विधि काज सरीनसे ।। (६८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," આ જગતમાં જે કોઇ જન નિજપતિને પામવાની અંતરની અતિ આરતવાળો અધિકારી હશે. તેના ઉપર કરૂણા કરીને મારી ગુરૂગમ ગતિ દ્વારા કરૂણેશ પતિને પ્રાપ્ત કરાવીશ. તે કૈવલ ધામમાં ગયેલો અંશ ફરીથી આ ભવમાં આવતો નથી. તે શું કરવા આવે ? ત્યાં પરમપદમાં શું કમતી હોય, કે પરમ સુખદનો આનંદ તજીને અહી ભવમાં આવવાની ઇચ્છા કરે ?

**सब विधि काज आतम सहीतमके, कर्ता सेती विछरनकु ।**
**कोटीक कल्प विजोगीत मळीतव, सद पद सकल परनकु ।। (६९)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, નિજ કર્તાને વિસારી સર્વે અંશો કરોડો કલ્પ સુધી વિયોગી થઇને મહા દુઃખ ભોગવી રહ્યા હતા. તેમને અમારા સત્ય વચનોનો ઉપદેશ કરતાં જે જે અંશ જાગ્રત થયા તેમને આત્મ લક્ષ સમજાવી દ્રઢ કરાવ્યો. તે સર્વે પ્રકારનાં કાર્યોનું મૂળ કારણ જે પરમ અર્થે નિજ લક્ષ દ્વારા તેને સિદ્ધ કરી નિજ સ્વરૂપે થયા. ત્યારે સમસ્ત લોકની છેવટે, તે અંશો સર્વ શ્રેષ્ઠ સકર્તા પતિનું સદપદ પ્રાપ્ત કરીને અખંડ સુખનાં ભોકતા થાય છે.

**तेही पतिसे अब अहंग नमामीमे, सुरत नुरत अेकतासु ।**
**जेही सकलके परम पुरातन, भजत पुरीत अभिलासु ।। (७०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે જ્ઞાનગતિના અધિકારી અંશો ! તમારી સુરત નુરતમાં સમાવી, નુરતને લક્ષમાં જોડી, તમારા અંતર હંગના શુદ્ધ ભાવે આપણા સ્વજાતિ નિજ પરમપતિને વારંવાર નમસ્કાર કરવા. તે પરમપતિ સર્વને ઉત્પન્ન કરનાર અને કરૂણા દ્રષ્ટિ રાખનાર પરમ પુરાતન હોય, તેમને આરતપૂર્વક ભજવાથી પતિના પરમ પદને પામવાની અભિલાષાઓ પુરણ થાય છે.

**ओर भजनसे काज सरत नहि, निजपति विना कबेही ।**
**सदा अखंड विना कोण करे कज, जेही मरी गये सबेही ।। (७१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," પોતાના પરમ કલ્યાણની ઇચ્છાવાળા અંશો ! આપણા સ્વજાતિ કૈવલ કર્તા વિના જગતના સ્થપાયેલા બીજા ઇશ્વરોને ભજવાથી પરમ કૈવલ મોક્ષ પામવાનું કાર્ય કદાપી પુર્ણ થશે નહિ. તે અનિત્ય દેહધારી ઇશ્વરો સર્વે મરી ગયા. એટલા જ માટે આપણો ઉદય કરનાર અખંડ સનાતન પતિ આપણને શરણમાં લઇને કૈવલપદનું પરમ સુખ આપનાર હોવાથી તે નિજકર્તાનું ભજન કરવું જોઇએ.

**गये पीछे संदेश न भेजीत, तुम जीत हवो तेहुनके ।**
**तेही कहनकी खबेर विहुनके, तुम भव सम बेभुनके ।। (७२)**

પરમ કૃપાનિધિ કહે છે કે," જગતમાં થઇ ગયેલા ઇશ્વરો મરી ગયા પછી જ્યાં જ્યાં ગયા

હોય ત્યાંથી સંદેશો મોકલાવ્યો નથી. તો પછી તેમના ઉપાસક જનો કેવી રીતે જાણી શકે ? કે તે કયાં જઇને રહ્યા હશે ? તેમની કહેણ નહિ મોકલવાથી ખબર વિના મરી જનાર ઇષ્ટો અને તેમના ઉપાસક બંને બેભાન હોવાથી ભવભરના અજ્ઞાની જીવોના સરખા જ છે.

**भव समके बे भान सकल तुम, जनीत नहि उत ईतके ।**
**भवभरके तुम जंत समोवड, तो कज कुन करे मीतके ।।** **(७३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે અવતારી ઇશ્વરો ! તમે આ જગત માં જેટલી વાર દેહ ધારણ કરીને આવ્યા, તે જુદા જુદા નામધારી સર્વે ઇશ્વરો ભવભરના લોકો સમાન જ છે. જેથી તમને આ બાજુના મૃત્યુલોકની તેમજ તે બાજુના દેવલોકની જરાય જાણ નથી. તે કારણને લઇ તમે જગતભરના જીવો સરખા જ છો. તો કયા કાર્યના અર્થે તમારી સાથે મિત્રતા કરવી ?

**अरे अभागी आचारज तुम, निज करतार भुलाये ।**
**भवभरके जीव ईष्ट करीनके, अगणीत जन विलमाये ।।** **(७४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અરે ઓ અભાગી આચાર્યો ! તમે સ્વજાતિય નિજ કર્તાને ભુલાવીને અવતારી ઇશ્વરો જીવગતિના હોવા છતાં તેમને ઇષ્ટ મનાવી, જગતના અગણિત જીવોને તેમની ઉપાસનામાં વિરામ પમાડયા છે.

**जीनुं संकल्पसे असंख्य कोटी तन, वैराटनके जमही ।**
**अंतर उपले नेंन विना कीन, महुर अनलके समही ।।** **(७५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સર્વે સત્તાધિશ સકર્તા સર્જનહાર સ્વામિએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા અસંખ્ય કરોડ તનુઓનું સર્જન કરી વૈરાટની અંદર વસાવ્યા છે. પરંતુ આચાર્યજનો તેમનાં અંતર બાહ્ય ચક્ષુ ગુમાવી બેઠેલા હોવાથી નાનામાં નાના મહુર જંતુને આકાશગામી અનલ પક્ષીના સમાન ગણી મીથ્યા ઉપમાઓ આપી છે.

**अेही प्रकार थपे जीवके शीव, आद्य अंत विनु गमही ।**
**आद्य अंतकी पर परमीत वित, जीनुं गति अति सुक्ष्मही ।।** **(७६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," વેદ મતના આચાર્યોને જગતના આદ્ય કે અંતની ગમગતિ નહિ હોવાથી આસુરી માયાને વશ પડેલા જીવોને દૈવી માયાના અધિકારી શિવના જેવા ગણીને સ્થાપના કરી છે. અને આદ્ય અંતની પર જે પરનેતિ પદે એટલે પરમ વિત્ત હોય, જેની ગતિ સુક્ષ્મથી અતિ સુક્ષ્મ હોવાથી, તે સકર્તા પતિને અત્યાર સુધી કોઇ જાણી શકયા નથી.

**वारंवार कहत करूणाकर, तुम तो लहीत अकुरणा;**

**तो करूणा गई अफळ किंमत बिन, कोउ नहि हवीत सफुरणा ।। (७७)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, મેં વારંવાર કરૂણા કરીને અંશ અંશી પદની એકતાનાં વચનો કહ્યા. છતાં તમોએ ગ્રહણ કર્યા નથી. જેથી મારી કરૂણાનો તોલમોલ કર્યા વિનાં તમે અલ્પજ્ઞ ઇશ્વરોની ઉપાસનાં નહી ત્યજી શકવાથી, મારો આપેલો ઉપદેશ વ્યર્થ ગયો દેખાય છે. તે કારણને લઇ તમને સ્વજાતી નિજ કર્તાને મળવાની સ્ફુર્ણા થઇ નથી.

**हम तो पुरूष अनाद्य आद्यके, परम पतिनकी गतिया ।**

**सो विपुधर हम हवीत अवनपर, भवभर देन सुमतिया ।। (७८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અમો આદ્યની પહેલાં અનાદીના પુરૂષ હોય, પરમ પતિની અગાધગતિને જણાવવાના હેતુથી દિવ્ય તનુ ધારણ કરીને આ પૃથ્વી પર આવ્યા છીએ. જેથી ભવભરના જીવોને સુજાણજાણ લક્ષ આપીને માયાના બંધનમાંથી મુક્ત કરીશું.

**सो कोउने नहि धरीत करणकीत, रचे रसण रस रीतमे ।**

**सगुन निगुनकी करीत सरायन, पचे पसार अनीतमे ।। (७९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજપતિ પદને જણાવવાવાળા અમારા સત્ય વચનો કયાંય કોઈએ પણ કાને સાંભળીને ગ્રહણ કર્યા નથી. કારણકે જગતની આદ્યથી સિર્ગુણ અને નિર્ગુણની રસીક વાણીની રીતમાં રસબસ થઈ ગયા છે. જ્યાં સુધી સિર્ગુણ નિર્ગુણનો પસારો થયેલો છે. તેનાં જ વખાણ કરી જગતના જીવો અનિત્ય ઉપાસનાઓમાં પચી ગયા છે.

**बोहोत कहीतमे स्वारथ जनीतव, जीनुं उर न्याय विनाके ।**
**जीनकी लाहार सकल भव भुलीतव, कुवेर कहीत हम काके ।। (૮૦)**

આ જગત ભરના જનોને હું બહું વાર કહીને સમજાવવાનો આગ્રહ રાખું છું. છતાં તેમના હૃદયમાં મારા ન્યાય સહીતના વચનો સમજવાની બુદ્ધિ નથી. તેઓ મને સ્વાર્થની દ્રષ્ટિએ જુએ છે. કારણકે પ્રથમથી જ જગતના જીવો નિજ સ્વરૂપને ભુલેલા હોવાથી આચાર્ય જનોના લાહારામાં ચાલતા આવ્યા હોય, અત્યાર સુધી ચાલી રહ્યા છે. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, નિજ પતિના પરમ પદને પ્રાપ્ત કરવાના યથાર્થ લક્ષની ગમગતિ હવે હું કોને કહીને જણાવું ?

ઈતિશ્રી સકત ગતિ પરમ ગુરૂ અવતાર હાર્દ વર્ણનકો

દ્વાપંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ

## સિદ્ધાંત-૫૩

**અથ શ્રી સકત સ્તુતી તથા જગત નિર્ણયની લક્ષણાકો ત્રિપંચાશતમ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનિધિ ઉવાચ

**हे करतार पठवे तुम हमकु, भव पर मेहेर धरीनके ।**
**ते तो कही नहि मानत मुजकी, हारीत बोध करीनके ।। (१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે કરૂણેશ પતિ ! તમે જગતના જીવો ઉપર મહેર કરીને આપનું લક્ષ જ્ઞાન જણાવવા માટે આજ્ઞા કરીને મને મોકલ્યો છે. આપના કહેવા પ્રમાણે ઉપદેશ કરી કરીને હું હારી ગયો છતાં ભવભરના જીવો મારું વચન કોઇ પણ માનતા નથી.

**कहेशो ते कछु कसर करीतसे, जनीत नहि जुग जबही ।**
**हे हजरत तुम जानत हो सब, मोइ गफलतकी सबही ।। (२)**

"પરમ કૃપાનિધિને કરૂણેશપતિ કહે છે કે," જગતભરના જીવોને મારું લક્ષ જ્ઞાન જણાવવા સંબંધમાં તમે કંઇક કસર રાખી હશે, નહિતર તો ભવભરના જીવો કેમ ન જાણી શકે ? "પરમ વિશેષ વદે છે કે," હે પરમપતિ ! હાલ હજુર તમે સર્વજ્ઞ સુજાણ જાણવાળા હોય, મારા રોમેરોમ અને રગેરગની ગતિને જાણો છો. તો પછી તમારા અંશોને ઉપદેશ આપવામાં મેં કસર રાખી કે ન રાખી, એ મારે કહેવાનું કયાં રહે છે ?

**जेतने जनकु न्याव लगे उर, तुम सेती जनीतवके ।**
**तेतने भरकु करीत शरन तुम, भले रहो जीवभवके ।। (३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે કરૂણેશ પતિ ! જગતભરમાં જેટલા જન તેમના હૃદયની નિર્મળ બુદ્ધિએ આપના સજાતિય કૈવલપદને પામવાનો સત્ય ન્યાય સમજી શકયાં છે. તે અંશોને આપના કરતા પદની જાણનો લક્ષ મેં જણાવ્યો છે તે અંશોને આપના શરણમાં લેશો. જે જીવો આપના પરમપદને પામવાનો ન્યાય જાણી શકયા નથી. તે ભલે ભવમાં ભટકતા રહે કારણ કે તે આપનો લક્ષ ગ્રહણ કરી શકેલા નથી.

**जेतनेभर बनी आवत हमसे, अजन न करीत कहीतसे ।**
**सार असारकी बुज न जीनकु, कया करूं जंत वहीतसे ।। (४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," આ જગતમાંથી જેટલા જન અધિકારી બનીને મારા શરણમાં આવશે, તેમને નિજ કૈવલપદના અજાણ નહિ રાખતાં, સર્વ પ્રકારની જાણ, જણાવીને જાણકાર કરીશ. પરંતુ જે સાર કે અસારને સમજતાં નથી. અને અનીતિનું આચરણ કરવાવાળા હોય, એવા વહીતળ જીવોને હું કેમ કરીને સમજાવી શકું ?

**अहो कर्ता करूणेश करीत तुम ,अति करूणा जीव परही ।**
**आपने निज उरके हम अंशु, तेही भेजीत भव भरही ।। (५)**

અહો હે નિજ કર્તા કરૂણેશ પતિ ! આપે જગત જીવો ઉપર કરૂણા કરીને તેમને પરમ મોક્ષ પ્રાપ્ત કરાવવાના હેતુથી આપના અંતર હંગ રૂપી હૃદયનાં અતિ ઉમંગે પ્રથમ અમને પરમ વિશેષ અંશ રૂપ ઉત્પન્ન કરી, આજ્ઞા આપીને આ ભવમાં મોકલ્યા છે.

**भेजीत सो निज परम पतिनकी, जान जनावन काजु ।**

**करतवके करताय सराइत, तेही बादल करी बाजु ।। (६)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમગુરૂ કહે છે કે," આ જગતમાં કર્તાના કરેલા કૃત પૈકીનાં દેહધારી અવતારી ઇશ્વરો અને ઇષ્ટ દેવોની પ્રશંસા ભવભરના જીવો કરી રહ્યાં છે. તે બાદલ ઇષ્ટોને બાજુ પર ખસેડી, નિજપતિની અલૌકિક જાણ જણાવવાના હેતુથી કરૂણેશ પતિએ આજ્ઞા આપીને અમને અહિં ભુમંડળમાં મોકલ્યા છે.

**जबसे चकवे एक तमन विन, सर करहु सरवेही ।**

**जुठे दरब पर मोहोर राजकी, वरजीत दोषन केही ।। (७)**

પરમ વિશેષ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, હે કરૂણેશ પતિ ! આપ સર્વેશ્વર સર્વજ્ઞ ચકવે પતિ છો. છતાં આપને ત્યજી દઇ આપના સિવાયનાં નામથી થઇ બેઠેલા નકલી ઇશ્વરોએ બનાવટી મત પંથોની સ્થાપનાઓ કરી છે. તે આચાર્યોએ જુઠ્ઠા તાંબાના નાણા ઉપર રાજાની મહોર છાપ લગાવીને પોતાના વખાણ કરાવી રહ્યા છે. તેઓને આપના અદ્દભુત જ્ઞાન વડે સર કરી લઇને તે બનાવટી ઇષ્ટોનું ઉત્થાપન કરી તેમને દૂર કરી દેવાથી મને કોઇ પ્રકારનો દોષ લાગતો નથી.

**जो कहेशो सिद्धांत तमन हुत, नंद करंता जमही ।**

**तो जीवताय रहत हम ज्यौंसे, तेही परकार तुमेही ।। (८)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જો કદાચ મતપંથના સર્વે આચાર્યો મને એમ કહે કે, તમારો સિદ્ધાંત તો નિંદા કરવાવાળો છે. પરંતુ ન્યાયની દષ્ટિએ તમે નિર્ણય કરીને જુઓ તો અમે કોઇની પણ નિંદા કરી નથી. કારણ કે સત્યનું-સત્ય, અસત્યનું-અસત્ય, તેમજ વિનાશીનું-'વિનાશી અને અવિનાશીનું- અવિનાશી, તેવી જ રીતે સજાતિ-વિજાતિ જેવી રીતે હોય તેનો જ્ઞાન-વિવેકથી નિવેડો કરી જણાવ્યો છે અને તે પ્રમાણે અમે સત્ય જ્ઞાનનો પ્રકાશ ના કરીએ, તો સર્વે જનોની દેહભાવવાળી જીવદશા કદાપિ મટે નહિં, ત્યાં સુધી સ્વરૂપની સ્થિતિએ થવાતુ નથી અને સ્વરૂપ સ્થિતિના જ્ઞાન વિના નિજકર્તા જાણી શકાતા નથી.

**तिनकी निंदा हवीत न तुमसे, निगम नेति जीनुं परही ।**

**आवरण रहित अवय अवलोकित, लोकिक विनु अतरही ।। (९)**

પરમ કૃપાનીધિ આચાર્ય જનોને કહે છે કે, તે કૈવલ પદની નિંદા તમે કરશો. તો એક પણ અક્ષર ત્યાં પહોંચે તેમ નથી. કારણકે જે પદની વેદે નેતિ પોકારી છે. તે નેતિની પાર પરનેતિ પદ અવર્ણનીય હોય, જેનું વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી. તેવું રૂપરંગ રહિત અવ્યય એટલે દ્રશ્ય આકૃતિ વિનાનું અલૌક્કિ સર્વે લોકના અંતે વારપાર સિવાયનું નિજ કૈવલ પદ આવેલું છે.

**जिनके तंत पंचभुतनके, सवेव सकल शरीरु ।**

**ईन्द्रि अंतसकरण सहित गुण, ओरू अज्ञान भरीरु ।। (१०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જગતભરમાં સર્વે જીવોના શરીરો પાંચ તત્વોના અવયવવાળા છે. જેમાં ઇન્દ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ સહિતનો સમુદાય મળેલો હોવાથી, તેમાં નખશિખ સુધી અજ્ઞાન ભરેલું છે.

**तिनकु नंदिक हवे रगेरग, जीनुं अवधके अंतुं.**

**पण निजपति तो अवध विहुनके, जीनके नहिन तंतु।। (११)**

પરમ કૃપાનિધિ કહે છે કે, ભવભરની અંદર સર્વે જીવોનાં શરીર પાંચ તત્વોના અનિત્ય અવધિકાળવાળા હોય, તેમની નિંદા કરવામાં આવે, તો તેમને દ્વેષ ભાવ અને તામસ રોમેરોમ અને રગેરગમાં વ્યાપી જાય- છે કારણકે અલ્પજ્ઞ ગતિના જીવોને માન, અપમાન, રાગ દ્વેષ, હરખશોકના સુખદુઃખની અસર થાય છે. પરંતુ નિજકર્તાનું પદ તત્વાતીત સર્વે દોષોથી રહિત અવધિકાળ વિનાનું હોવાથી વાણી ઉચ્ચારનો એક પણ અક્ષર ત્યાં પહોંચતો નથી.

**तंत विना कीनुं नंद हवीत कांहा, जीनुं अंतस नव पहोंचे ।**

**विनु अंतसकी पोंच न पहोंचीत, तांहां कीत वाण विलोचे ।। (१२)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજકૈવલ પતિ સદા સદોદીત તત્વાતીત રહેલા હોવાથી, ત્યાં અંતસકરણની ગતિ પહોંચી શકતી નથી. તો પછી તે સર્વાતીત પદમાં વાણી ઉચ્ચારના શબ્દોનો લાગ કેવી રીતે લાગી શકે ?

**जेही निरवाणीक सगुण निगुण पर, सदचीद वायक न वेती ।**
**निगम सहित नरणेव न करीतव, गुरू विना नहि न जनेती ।। (१३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ચારે વાણીથી પર નિર્વાણી નિજ કર્તાનું અગમ્ય પદ સિર્ગુણ અને નિર્ગુણથી ન્યારું રહેલું છે. જેથી સદ, ચિદ અને આનંદ, જે રઘુવેદના મહાવાકયનું રટણ કરવાવાળા પણ જાણી શકયાં નથી. તે પદનો નિર્ણય ચાર વેદ નહિ કરી શકવાથી છેવટે નેતિ પોકારી છે. તે નેતિ પારનું પરનેતિ પદ સર્વજ્ઞ પરમગુરૂ વિના કોઇ જણાવી શકે તેમ નથી.

**गुरू परम परमेति वेती पद, कद कारणके छेकी ।**
**जेही अचरचर सकल अंशके, सरजनहार निज एकी ।। (१४)**

જે નિજ પરમપતિ પરનેતિની પાર આવેલા હોય, તેમને સર્વજ્ઞ પરમગુરૂ સંપૂર્ણપણે જાણે છે. તેમનું પરમ પુરાતન ધામ અતિ વિશાળ અને અથાહગતિ વાળું આવેલું હોવાથી, જેનો પાર પામી શકાય તેમ નથી. એવા અકળ અવિનાશી નિજ કર્તા સ્થાવર અને જંગમ આદી સર્વે અંશોના સ્વજાતિ સરજનહાર એક જ છે.

**ज्यौंते वनस्पति भार अढारन, प्रजन एकसे हुतही ।**
**अनंत प्रकारनके फळ फळीतव, सहित रसण समजुतही ।। (१५)**

પરમ દયાળુ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે દ્રષ્ટાંતે જેમ અઢાર ભાર સ્થાવર જાતિ એક જ વરસાદના પોષણથી ઉગી નીકળે છે. તેને ફૂલ ફળ આદી લાગતા હોય, સર્વે સ્થાવર જાતિના સમુહમાં અનેક પ્રકારના રસ અને ઔષધીઓ એકજ પાણીનાં પોષણથી ઉત્પન્ન થઇ તેમાં સંયુકત સમાઈને રહેલી છે.

**ओर सजीवन जड जातिनके द्रुम, नरके सिंघ हवीतकु ।**
**पुनी अगणित वैदक्की वितपन, लगीत अरथ दरदीतकु ।। (१६)**

"મહાન સમર્થ કરુણાસિંધુ કહે છે કે," સ્થાવર જાતિના વૃક્ષોની અંદર કોઇ કોઇ વૃક્ષમાં સજીવન બુટ્ટી તેમજ અમર બુટ્ટી અને કોઇ વૃક્ષની જડીના સેવનથી મનુષ્યનો સિંહ બની શકે છે. કેટલાંક વૃક્ષમાં ઔષધી ઉત્પન્ન થતી હોય, અનુભવી વૈદો તેની શોધ કરીને દરદીઓના રોગ નિવારણ અર્થે ઉપયોગ કરે છે.

**जेतने भर जीव जातीनके तन, उद्र भरनके अनही ।**
**अेतने भर स्थावरके तनकु, पोखीत अेक सघनही ।। (१७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરની અંદર જેટલા જીવ જાતીના શરીરો છે. તેમનો ઉદરનિર્વાહ અનાજથી થતો હોય, તે અનાજ પણ વનસ્પતિ જ છે. તેજ પ્રમાણે જંગમ જાતિના અનેક તનુધારી જીવોનાં ઉપયોગમાં આવે છે. તેમજ સ્થાવર જાતિના વૃક્ષો એક જ સઘન ઘનના પાણીથી પોષાયેલા છે.

**अेही परकार अखिल अेही भवके, सक्रत अेक सजानुं ।**
**देव दनुज मनु ईस अवतारन, कारन करन निद्यानुं ।। (१८)**

એજ પ્રકારે અનેક લોકની આદ્યે ભવભરના ઉત્પન્ન કરનાર એક જ સકર્તા સત્ કૈવલ સુજાણ જાણવાળા છે. તેજ સર્જનહાર સ્વામિ દેવ, દાનવ, માનવ, ઇશ્વરી અવતારોથી લઇ આદ્ય શક્તિ અને નિરંજન સુધીનાં ઉપાદાન કારણ સજાતિય સકર્તા એકજ છે.

**अेही विधके निजपति पुरंजन, तज अंजन पद पागे ।**
**सदगुरु कहत पोकार करीनके, उर नहि धरीत अभागे ।। (१९)**

પરમ કૃપાનિધિ કહે છે કે, એવી જ રીતે નિજ પરમ પતિ અસલ અનાદી પુરાણા પુરૂષને તજી દઈ જગતનાં જનો માયાનાં આવરણથી અવરાયેલા ઇશ્વરો અને ઇષ્ટ દેવો સુધી પહોંચીને

તેમનાં જ અનુરાગી થઇ રહ્યા છે. એટલા જ માટે સર્વજ્ઞ પરમગુરુ પોકાર કરી કરીને સજાતિ સકર્તા ધણીને ઓળખાવે છે. છતાં સત્ય વચનો સાંભળીને અભાગી જનો તેમનાં હૃદયમાં ધારણ કરતા નથી.

**तेही सतगुरू हम काज तुमनके, निजपति भेजीत भवमे ।**
**तेही माटे हम कहत पोकारीत, सकल सृष्टि बिच सवमे ।। (२०)**

તે મહાન સમર્થ સદગુરુ યાને સર્વજ્ઞ પરમગુરૂ તેજ અમે પરમ વિશેષ પોતેજ હોવાથી, તમારા સર્વે જીવોના પરમ કલ્યાણ અર્થે નિજ પરમ પતિએ અમને આ પૃથ્વી ઉપર મોકલ્યા છે. એટલાં જ માટે જગતની મધ્યે રહીને જાહેર પોકાર કરી કૈવલ લક્ષનું જ્ઞાન જણાવીએ છીએ. તે તમે સાંભળીને ગ્રહણ કરશો. તો જરૂરથી ભવબંધનમાંથી છુટી નિજ કૈવલ પદ પ્રાપ્ત કરી શકશો.

**जमी असमान अस्त उदये बीच, कोउन कहत अेही वचना ।**
**सुनकादीक सुखदेव कपील दत्त, करीत स्थापन सचना ।। (२१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સૃષ્ટિની આદ્યથી લઇ સનકાદીક, સુખદેવ, કપિલદેવ, દત્તાત્રય વિગેરે જ્ઞાની મહાપુરુષો આત્મા પરમાત્મા અને નિર્ગુણ બ્રહ્મ સુધીની સ્થાપના કરી ગયેલા હોય, અત્યાર સુધીના લોકો તેનેજ સાચુ માનતાઆવેલા છે. પરંતુ જગતની આદ્ય તે ઉદય તેનો અંત આવવો તે અસ્ત કહેવાય છે. તેની મધ્યે જમીન અને આસમાનની વચ્ચે રહી જે સર્વેના સજાતિય સકર્તા પતિને ઓળખાવનાર અલૌક્કિ વચનો અમોએ ઉચ્ચાર કરી જણાવ્યા છે. એવા વચનો ભવભરમાં આજ દીન સુધી કોઇ પણ કહી શકયા નથી.

**हमकी जनीत तेही हम तीनकी, देशी देस मलीतके ।**
**हद बेहदकी पारनके पद, जनीत नही जन इतके ।। (२२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જ્ઞાની, દર્શી, તત્વવેત્તા, પુરૂષોની ગતિ અમે યથાર્થ જાણીએ છીએ. તે બ્રહ્મ વેત્તાઓ સર્વે જાતે જાત મળીને જે નિર્ણય કર્યો છે, તે સિદ્ધાંતો

હદ અને બેહદના છે. પરંતુ અમારો સકર્તા સિદ્ધાંત હદ બેહદની પાર આવેલો હોય, આ બાજુના તત્વ વેત્તા હોવા છતાં કોઈ પણ જાણી શકેલા નથી.

**क्यौं करी जने सकल रजगुनके तन, ओरु भव सतो समेतु।**
**सो त्रिगुणातीतकी गुण ग्रहीतव, क्यौं करी हवे सवेतु ।। (२३)**

"પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ભવ ભરનાં સામાન્ય વિશેષ સર્વે અંશોનાં પંચ ભૌતિક શરીરોમાં ત્રણે ગુણના વિભાગ ન્યુનાધિક પોખાયેલા છે. તે કારણને લઈને જે ગુણનો વિભાગ જેનામાં વધારે પડતો હોઈ તેની દ્રષ્ટિ તેટલે સુધી પહોંચી શકે છે. એ ત્રણ ગુણનાં આવરણથી અવરાયેલા તત્વ વેત્તાઓ ત્રિગુણાતીત જે ૐકાર પ્રણવના લક્ષને ગ્રહણ કરી શકેલાં છે. જેમાં પ્રકૃતિ રસબસ થઇને રહેલી હોય તેની પાર તેમની દષ્ટિ નહિ પહોંચવાથી પોતાના નિજ સ્વરૂપને કેમ કરીને જાણી શકે ?

**जीनु अनुभव कोउके नहि पहोंचत, वेता वेद सहीतके ।**
**तो ओरकी कांहा लगत लगेजीत, जीनु वित जक्त समीतके ।। (२४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકર્તા પતિનાં સજાતિય અંશો સત્ત વિત્ત રૂપે ભવ ભરમાં સર્વે શરીરોમાં વસેલા છે. તે અંશના નિજ સ્વરૂપ સુધી વિદ્વાનો અને તત્વવેત્તાઓનો અનુભવ પહોંચી શકયો નથી. તો પછી ત્યાં નિજ સ્વરૂપને ઓળખવા સંબંધમાં અલ્પજ્ઞ જીવોનો લાગ કેવી રીતે લાગી શકે ?

**चीत, वीत ओरु, मन अहंकारनधी, अेही चतुर अंतसही ।**
**गुण ईन्द्रि अव्याक्रतके क्रत, जीमे हवीत रस बसही ।। (२५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," મન બુદ્ધિ અહંકાર અને ચિત એ ચાર અંતસકરણ તેમજ દસ ઈદ્રિયો અને ત્રણ ગુણ સહિત તે સર્વે અવ્યાક્રત માયાનું ક્રત છે. તે કારણને લઈ જગત ભરનાં ઉપાસકો ઈદ્રિયો અને અંતસકરણ દ્વારા જે જે ઇષ્ટની ઉપાસના કરે છે. તે સર્વે અવ્યાક્રતમાં રસબસ થઇને રહેલા હોય, કોઇની દ્રષ્ટિ તેની બહાર નીકળી શકી નથી.

**अेतने भरकी पहोंचन पहोंचत, सोही सकरत करूणेशु ।**

**अेसेही अविगत अकळीत दरसीत, परमगुरू उपदेशु ।। (२६)**

ઉપર જણાવ્યા પ્રમાણે ઈંદ્રિયો અંતસકરણ, ગુણ સહિત પ્રકૃતિના ઉપાસકોની દ્રષ્ટિ નિજપતિ પદમાં પહોંચી શકતી નથી. કારણકે તે સકર્તા પતિનું પદ સર્વની પાર આવેલું હોય અવિગત અને અકળગતિ વાળું હોવા છતાં સર્વજ્ઞ પરમગુરૂના લક્ષ ઉપદેશથી અંશની દિવ્ય દ્રષ્ટિએ દ્રષ્યમાન થાય છે.

**विना परमगुरू पाय विहुनके, कोटी कल्पभव भरही ।**

**ब्रह्मादिक भव विष्णु सहीतसे, छेवट काजन सरही ।। (२७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂને પ્રાપ્ત કર્યા વિના ભવના કરોડો કલ્પ વિતી જાય ત્યાં સુધી તેમજ બીજા અનેક ઉપાયો કરવા છતાં નિજ સકર્તા પતિનાં પદમાં પહોંચી શકાતું નથી. તેમજ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર સહીત મળીને કોઇ ઉપાસકને સહાય કરે તો પણ કૈવલ પદને પામવાનું કાર્ય સિદ્ધ થતું નથી.

**छेवटसे निज अखील सकलके, अंश उपावन हारा ।**

**जीनुं चिंतवन से हवीत अचरचर, सो सक्रत किरतारा ।। (२८)**

સમસ્ત લોકની છેવટે નિજ પરમપતિ આવેલા હોય, અનેક બ્રહ્માંડોની આદ્ય લઈ સર્વે અંશોને તેમણે જ ઉત્પન્ન કર્યા છે. જેના ચિંતવનથી સ્થાવર જંગમ સર્જાયેલ હોવાથી તેજ સર્વેના સકર્તા સરજનહાર છે.

**वारंवार पोकार कहतहु, अेक उपावन सबके ।**

**उदे अस्त ज्यौं तरूणी सकलमे, हवीत प्रकाशीत रबके ।। (२९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," દ્રષ્ટાંતે જેમ સુર્યનાં પ્રકાશની પુષ્ટી મળવાથી સર્વ તારા પ્રકાશીક થયેલા છે. તે કારણને લઈ સ્વતંત્ર પણે પોતે પ્રકાશીક નથી. પરંતુ પર પ્રકાશીક છે.

એ દ્રષ્ટાંતના ન્યાયે વારંવાર પોકાર કરીને પરમ ગુરૂ જણાવે છે કે, સમસ્ત લોકનું સર્જન કરનાર એકજ સરજનહાર હોવાથી, સૂર્ય સમાન સકર્તા સ્વામિના પરમ પ્રકાશની પુષ્ટી પામીને તારાઓ જેવા સર્વ દેવો સહીત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન સુધી ગતિવાળા થયેલા છે. એટલાં જ માટે બ્રહ્માંડ ભરના કોઇ પણ દેવ સ્વયં સ્વતંત્ર ગતિવાળા નથી. પણ નિજ કર્તાની ગતિનું પોષણ મળવાથી ચલિત ગતિવાળા ચૈતન થયેલા છે.

**सकल आचारजके थपीतवके, ईश्वर अल्पज्ञेही ।**
**जीनुं भरूसे रहही न कोउ जन, अंतर धरीत सनेही ।। (३०)**

"પરમ દયાનિધિ કહે છે કે," મતપંથના સર્વ આચાર્યોએ ભવભરમાં જેટલાં અલ્પજ્ઞ ઇશ્વરોની સ્થાપના કરી છે. તે કોઈ જીવોનું પરમ કલ્યાણ કરી શકે એવા સ્વતંત્ર ગતિવાળા નથી. એટલા જ માટે હે જગતનાં જનો તમારા અંતરનો સ્નેહ ધારણ કરીને તેમના નામ પર કોઇ વિશ્વાસ રાખશો નહિ.

**जीनके भजन करीत पसतावही, अंतकाळ सब जनही ।**
**अब आंहा मेरी कही न मानत, तांहा क्या करो सबनही ।। (३१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે ભવભરનાં જીવો તમે મારૂ વચન માનતા નથી. અને જુદા જુદા અલ્પજ્ઞ ઇષ્ટોનું ભજન કરો છો. પરંતુ જ્યારે દેહનો અંતકાળ આવશે ત્યારે પ્રાણ છોડીને જ્યાં જશો ત્યાં તમે સર્વે જીવો શું કરશો ? ત્યાં તમારે પસ્તાવાનો પાર રહેશે નહી.

**निश्चे करीत न जीवत मोक्षके, तो मरीतव कांहां जाई ।**
**पंचकोस पर गेल अवनके, विनु जनीतव नजवाई ।। (३२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," હે જગતના જનો અમારા જણાવેલાં નિજ લક્ષ દ્વારા જીવતા સદેહે પરમ મોક્ષનો નિશ્ચય ના કરી શકો તો મરી ગયા પછી તમે કયાં જશો ? જેવી રીતે પૃથ્વીના રસ્તા ઉપર ચાલવાથી આકાશમાં જવાતું નથી. તેજ પ્રમાણે સ્થુલ દેહની ઇન્દ્રિયો વડે

ઉપાસના કરવાથી પાંચ દેહના પંચકોશની પાર ગુરુગમ માર્ગ જાણ્યા વિના નિજ પદમાં જઈ શકાતું નથી.

**आ तो अकळ पंथ अविगतके, तिनके कुन अगवेती ।**
**भले भलेकु भाळ न जीनकी, निगम सहित कीयेनेति ।। (३३)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," કૈવલ ધામમાં જવાનો માર્ગ અવિગત અને અકળ હોવાથી, તેનો આગેવાન કોણ થઈ શકે તેમ છે ? જ્ઞાની, દર્શી અને તત્વવેત્તાઓ જેવા ભલા ભલા ઓને તે અવિગત માર્ગની ખબર પડી નથી. વેદ પણ નેતિ પોકારીને સ્પષ્ટ નહિ કહી શકવાથી હારી ગયા છે.

**अब तो मेरे वचन न मानत, पुराण पक्षके ज्ञानुं;**
**आपने चवे मिथ्या हवीतवसे, थपन रखन अभिमानु ।। (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પુરાણ પક્ષની જાણવાળા આચાર્યો મારા ન્યાય સહિતનાં સત્ય વચનો માનતા નથી. કારણકે પુરાણો માં વર્ણવી બતાવેલા નકલી ઇષ્ટોનું તેમણે સ્થાપન કર્યું છે. તે ઇષ્ટો જુઠ્ઠા છે. એવું જાણવા છતાં પોતાની કરેલી સ્થાપના ખોટી ન પડે અને તેમનુ મોટપણું જળવાય રહે. એવા મતલબથી અભિમાન રાખે છે.

**सत सत मोइ वचन शिरोमण, अनंत वाणी के परही ।**
**अब नहीं मानत कीये हमनके, पीछे विमासण करही ।। (३५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પુરાણો, શાસ્રો અને વેદ સહિત અનંત વાણીનો ઉચ્ચાર કરેલો છે. તે સર્વે વાણીની પાર મારા અદલ ઇન્સાફ વાળા સર્વ શિરોમણી સત્ય વચનો સિર્ગુણ નિર્ગુણના પક્ષકારો માનતા નથી. પરંતુ દેહના અંતકાળે કયાં જવું તે નિજ ઘરની ખબર નહી હોવાથી, વારંવાર પસ્તાવુ પડશે.

**अरे हाय अति कीये आपनकु, परम पुरुष दुःख मनवी ।**
**अनंत सिद्धांत वेती तेही परकी, विविधी विलोकीत जनवी ।। (३६)**

સર્વે મતપંથના આચાર્યો તેમના અંત વખતે બહુ પસ્તાવો કરતા કહે છે કે અરે હાય ! આપણું દુઃખ દૂર કરવા મનમાં લાગણી ધરાવીને આપણને ઘણો ઉપદેશ કર્યો છતાં સાક્ષાત પરમ પુરુષના સત્ય વચનો આપણે માન્યા નહી. તે પરમ પુરુષે આપણા ઉપર કરૂણા કરીને અનંત સિદ્ધાંતોના અનુભવની પાર છેવટ સકર્તા પતિનું અતિ અગમ્ય પદ આવેલું છે. તે જુદા જુદા પ્રકારે અવલોકન કરીને આપણને પ્રત્યક્ષ જણાવ્યું પરંતુ આપણે સ્વીકાર કર્યો નહી.

**परम पुरुष परमारथी परमीत, मरमीत सकल सरवके ।**
**ज्यौं पारसमणीके मही आवत, अंतही सकल दरवके ।। (३७)**

જેવી રીતે પારસ સર્વ શ્રેષ્ઠ પદાર્થ હોવાથી, અનંત પ્રકારના દ્રવ્યોનો અંત પારસમાં આવી જાય છે. તે પારસ જેને પ્રાપ્ત થાય તેને બીજું કંઇ દ્રવ્ય મેળવવાનું બાકી રહેતું નથી. તે દ્રષ્ટાંતના ન્યાયે પરમ પુરુષ સર્વજ્ઞ પરમગુરૂ સમસ્ત લોકના મર્મને જાણવાવાળા હોય, પોતે પરમ પરમાર્થી છે. જેથી નિજ પરમપતિનું પરમિત એટલે પરનેતિ પદ પ્રાપ્ત કરાવે છે. તેનુ જ નામ પરમાર્થ કહેવાય છે.

**अेही परकार कहीत आपनकु, देइ द्रष्टांत अनेकु;**
**अगणित ईष्ट ओलंगी अवधके, समजावही पद छेकु ।। (३८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમ ગુરૂદેવ આપણ સર્વે અંશો ઉપર કરૂણા કરીને અનેક દ્રષ્ટાંતો આપી સજાતિ સકર્તાપતિનું સર્વાતિત પદ નક્કી કરાવ્યું છે. તે પદ બ્રહ્માંડ ભરના તમામ અલ્પજ્ઞ ઇષ્ટોનાં અંતે જેને અવધિકાળ લાગતો જ નથી. એવું જે છેલ્લું કૈવલ પદ આપણને પ્રાપ્ત કરાવવા માટે સત્ય સમજાવ્યું છે.

**जब उनकु नही दोष दीयनके, पावन परम पुरुषकुं ।**
**आपनी भुलमे आप भमीत भव, समजी न शके दुरसकु ।। (३९)**

હે જગતના જનો ! તમને નિજપતિ પ્રાપ્ત કરવાની શુભ ઇચ્છા હોય, તો મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ તરફ દોષની દ્રષ્ટિએ જોશો નહિ. કારણકે આપણે મહાન ભુલોવાળા હોવાથી,

ભવ ભરમાં ભટકવું પડે છે. આપણી અંતર દ્રષ્ટિ મલિનતાવાળી હોય, જેથી શુદ્ધ ચોખ્ખુ સ્પષ્ટ સમજી શકતા નથી.

**दुरस सोइ मोइ वचन दुरसके, गफलत नही न वदीतके ।**
**जेही वचन मोइ अचळ अनादीक, साधीक सजीव सदीतके ।। (४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે ! સોઈ એટલે અમારૂ કૈવલ પદ પરમ પવિત્ર હોવાથી, અમારા સત્ય વચનો દુરસ્ત એટલે શુદ્ધ ચોખ્ખા અને અતિ નિર્મળ હોય, અમે સર્વજ્ઞ ગતિવાળા હોવાથી, બોલવામાં કિંચિત માત્ર ગફલત કરતા નથી. એટલા જ માટે અમારા વચનો અચળ અનાદીના સદા સદોદીત સજીવન ગતિવાળા છે. તેને ગ્રહણ કરી અમલમાં મુકીને અનુભવ સિદ્ધ કરે તો સદેહે જીવન મુક્ત થઈ પરમ પદની પ્રાપ્તિ કરી શકે છે.

**जीनु अविलोक करीत अविगत पद, सद पावही परमेसु ।**
**जन्म मरण जोखमके त्रासीत, सधरीत नहि भव भेसु ।। (४१)**

હે જગતના જનો ! તમે સર્વજ્ઞ પરમગુરૂના સજીવન સત્ય વચનો ગ્રહણ કરીને નિજ દ્રષ્ટિએ નિરખી પરખીને અનુસરશો. તો પરમ પુરુષ પરમેશ્વરનું અવિગત સત્ય પદ નિસંક પણે પ્રાપ્ત કરી શકશો. જેથી ભવભરનાં સઘળા ઘાટો ધારણ કરવા રૂપ જન્મ મરણનો મહાન ત્રાસ ભોગવવાનો સદાનાં માટે દૂર થઇ જશે.

**धरीत कुन भव भेसनके तन, परम मोक्ष पायनके ।**
**अंश मीले अंशीन अविगतमे, फेरी भव कुन आयनके ।। (४२)**

જે જે અંશોએ પરમગુરૂની કૃપાથી કૈવલ મોક્ષ પદ પ્રાપ્ત કર્યુ છે. તેને ભવભરનાં વેશરૂપ એક પણ ઘાટ ધારણ કરવો પડતો નથી. કારણકે જે અંશ અંશી કૈવલપદમાં જઈ મળ્યો તે પાછો આ ભવમાં શું કરવા આવે.

**अे तो मोक्ष परम छेवटके, सब धटके नहि सेतु ।**
**भवसर तन अगणित ओळंगीत, तेही पद पाय हमेतु ।। (४३)**

"પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ સકર્તા પતિનું પરમ કૈવલ પદ સર્વે લોકોની છેવટે આવેલું છે. તે કૈવલ મોક્ષ પદને પ્રાપ્ત કરવાની આરત સંયુકત જાણ મનુષ્ય દેહધારી સર્વ જીવોના હૃદયમાં નથી. પરંતુ કોઇક અંશ પરમગુરૂ લક્ષનો અધિકારી થયેલો હોય, તે ભવભરના અનેક શરીરોની વાસનાને ત્યજી દઇ અંતર બાહ્ય દ્રષ્ટિએ નિર્લેપ થયેલો હોય, તે અંશ નિજ કૈવલ પદને પ્રાપ્ત કરી હંમેશા નિજાનંદનો ભોકતા થાય છે.

**हमेत सोई हंमेश रहनके, कल्पो कल्प अखेहु ।**
**जो जुग तात अखेव विना कुण, भवकी भाल रखेहु ।। (४४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે, !" નિજ સકર્તા સ્વામિનું કૈવલ ધામ હંમેશા નિત્ય સત્ય અજરામર રહેલું હોવાથી અસંખ્ય કલ્પો વિતી જાય તો પણ તેને અવધિકાળ લાગતો નથી. તે અક્ષય ધામનાં નિવાસી સર્વે અંશોના પરમપિતા અવિનાશી ના હોય તો આ ભવભરની સંભાળ કોણ રાખે ?

**सकल पसारनकी मध्य सरजन, परजन वत पोखनके ।**
**सकल अंश पर महेर अलखकी, कोउ कीनुं नहि दोषीतके ।। (४५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જેવી રીતે વરસાદ એક સરખો જ વરસતો હોય તેજ ન્યાયે નિજ સર્જનહાર સ્વામિ સમસ્ત સૃષ્ટિના પસારાની મધ્યે રહીને સર્વનું પાલણપોષણ કરે છે. તે લેખ રહિત અલખ નિજકર્તાની કરૂણાદ્રષ્ટિ સર્વ અંશો પર એક સરખી જ હોવાથી કોઇપણ જીવના દોષ જોવા છતાં તેને ત્યજી દેતા નથી. પરંતુ સમ દ્રષ્ટિએ સર્વને નિહાળે છે.

**आप आपना अनुकरम भुगतता, भिन्न भिन्न लगे भवाटी ।**
**निज कर्ताकु दोषन जीनके, करीत न कोउकु अटाटी ।। (४६)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ જગતમાં જીવમાત્ર જે જેવા કર્મ કરે, તે અનુક્રમ પ્રમાણે કર્માનુસાર આ ભવ ભરમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં અનેક શરીરો ધારણ કરે છે. તેમાં સારા નરસા કર્મનાં ફળ સુખ અને દુઃખ ભોગવવા પડે છે. તે સબંધમાં નિજ કર્તાનો લેશ માત્ર

દોષ નથી. જગતભરમાં બીન ઉપયોગી નકામી કોઇ વસ્તુ નિજ કર્તાએ બનાવી નથી. પરંતુ કઇ વસ્તુનો કયાં અને કેવી રીતે ઉપયોગ કરવો તેનું જ્ઞાન નહિ હોવાના કારણને લઇ ઉલટો ઉપયોગ કરવાથી જીવો દુઃખી થાય છે.

**अेही परकार न्यावके सक्रत, अक्रत करत न केहु ।**
**परम पुरूष प्रतिपाल सबनके, कहो कुन जाग वसेहु ।। (४७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તેજ પ્રકારે સકર્તાપતિ જગતનાં ક્રતને કરનાર અને સર્વ અંશોને કરણી પ્રમાણે ફળ આપનાર અતિ ન્યાય વાન હોવાથી સમ દ્રષ્ટિએ સર્વને નિહાળતા હોય તે સર્વે જીવોનું રક્ષણ કરી રહ્યા છે. અકર્તા બ્રહ્મ નિષ્ક્રિય હોવાથી કંઇ પણ કરી શકતું નથી પરંતુ જે સકર્તા સ્વામિ કર્તા અને ધરતા તેમને તમે જાણતા હોય તો હે સિર્ગુણ નિર્ગુણના આચાર્યો તમે કહો કે તે કઈ જગ્યા પર વસે છે ?

**अभे अटल अविकास तखतपर, ब्राजीत समरत पतही ।**
**अखिल लोकके सरज सकरता, जीनुं कर गत अवगतही ।। (४८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અખિલ લોકનાં સર્જનહાર સકર્તા સ્વામિ મહા શૂન્યનાં મધ્યે અવિકાશમાં અભય રહેલા અટલ આસન પર અચળ બિરાજે છે. તે અનંત સામ્રથતાવાળા સર્વેનાં પરમપતિ હોય ગત અને અવિગત એટલે સિર્ગુણ અને નિર્ગુણ બન્નેને તેમનાં હાથમાં ધારણ કરી રાખ્યા છે.

**कोटी कोटी न्यायन से नरणीत, अद्वैत अेक सराई ।**
**ओर न कोउ कर्ता अणुभरके, देखीत परम पराई ।। (४९)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," કરોડો પ્રકારના ન્યાયથી નિર્ણય કરીને એક અદ્વૈત સકર્તાપતિની પ્રશંસા કરું છું. તે સૃષ્ટિ રચનાની આદ્યે પરંપરાથી મારી નિજ દ્રષ્ટિએ જોઇને જણાવું છું કે તે નિજપતિ સર્જનહાર સિવાય અણુ માત્ર કોઇથી પણ બન્યુ નથી.

**जीनुं स्तुति करनकु दोउ कर, अहंग सहंग उभयेहु ।**

**हंग शिर शरनन धरनेकु, अब कछु कया उबरेहु ।। (५०)**

પરમ કૃપાનિધિ કહે છે કે, અહંગ સહંગ રૂપી મારા બન્ને હાથ જોડીને નીજ કરૂણેશ પતિને વારંવાર સ્તુતિ કરૂં છું. સૌના ઉપર રહેલું સર્વજ્ઞ હંગ, જેણે શુદ્ધ અહંમ ભાવ રૂપી મસ્તક ધારણ કરેલુ હોય, તે શિર નિજ સકર્તા પતિનાં શરણમાં ધરીને હું સમપર્ણ થઇ જાઉં છું. જેથી હવે નિજ કૈવલ પતિ સિવાય કંઈ પણ ઉગરી શકતું નથી.

**अब उबरीतके अेक अंश हम, निज पद नेह रखनके ।**

**जो में हवु तेही सहीत समर्पण, निजपति कुन लखनके ।। (५१)**

"સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે,"! નિજ કરૂણેશ કૈવલ પતિના શરણમાં મારૂ સર્વ સમર્પણ કરી દેતા હું પરમ વિશેષ અંશ ઉગરતો એક જ રહું છું. કારણકે હું નિજ અંશ સ્વરૂપે સકર્તા પતિને સમપર્ણ થઇ જાઉં તો પરમપતિ સાથે પરમ હેત કોણ રાખી શકે ? અને નિજ પતિનો ન્યાય સહીત નિર્ણય કરાવનાર તેમજ સમસ્ત જગતમાં કૈવલ પતિનાં લક્ષનો ઉપદેશ કરનાર હું સમર્પણ થઇ જાઉં તો મારા સિવાય બીજો કોઇ છે જ નહી.

**सकल पुराण शास्त्रमे शोधीत, बोधीत समळ सकरता ।**

**तीनके तात निगम निरुपणमे, नेति कहीत विनु वरता ।। (५२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અઢાર પુરાણો અને છ શાસ્રોમાં સુક્ષ્મદ્રષ્ટિએ સર્વ પ્રકારે શોધ કરી જોતાં જણાયું કે, ભવ ભરની સાથે ભેગા મળેલા સર્વ દેવો તેમજ અવતારી ઇશ્વરોને સકર્તા ધણી ગણીને આચાર્યોએ સ્થાપન કર્યુ છે. અને વેદોએ નિજ તાતના સબંધમાં નેતિ પોકારી છે. પરંતુ નેતિની પારનાં પરમ અર્થને જાણીને પ્રાપ્ત કરવા તે વિચાર ને અમલમાં મુકી નહિ વર્તિ શકવાનાં કારણને લઇ સર્વ અંશોના પરમ પિતા ને જાણી શકયા નથી.

**अेही परकार सकलकी गम गत, ज्ञानी भर भव सेती ।**

**निराकार साकार थपीतके, निज करतार न लखेती ।। (५३)**

ઉપર જણાવ્યા પ્રમાણે તેજ પ્રકારે ભવ ભરના જાણકાર પુરુષો સગુણ પક્ષના પુરાણીઓ અને શાસ્રકારો સાકાર એટલે દેહધારી ઇષ્ટોને કર્તા મનાવી અવતારોથી લઈ સર્વ દેવો સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને નિરંજન સુધીના ઇષ્ટોની સ્થાપના કરી ગયા છે. એવી જ રીતે નિર્ગુણ પક્ષના જ્ઞાની દર્શીઓ નિરાકાર અકર્તા બ્રહ્મનુ પ્રતિપાદન કરીને તેના સિવાય બીજુ કોઇ જ નથી. એમ કહી ગયા છે. તે બન્ને સિદ્ધાંતોના ઉપદેશક આચાર્યો નિજ સકર્તા પતિને કોઇ જાણી શકયા નથી.

**जबते निज करतार विलोकीत, मोइ भेजीत भव भरमे ।**
**आपनी जाण करनकु जगमें, विलमें सकल अतरमे ।। (५४)**

જ્યારે નિજ સકર્તા સ્વામિએ પોતાની બાહ્ય અલૌક્કિ દિવ્ય દ્રષ્ટિએ જગતભરમાં નિહાળીને જોયું ત્યારે જણાયું કે, સર્વે અંશો મને ભુલી જઇ, ઇતર એટલે આ બાજુના દેહધારી અવતારોની આદ્ય લઇ સર્વ દેવોને ઇષ્ટ માની, અનેક પ્રકારની ઉપાસનાઓમાં વિરામ પામ્યા છે. તે કારણને લઇ સર્વ જીવોને ચેતાવી જાગ્રત કરવા કરૂણેશ પતિએ પોતાના કૈવલ પદની અલૌક્કિ જાણ જણાવવા, પરમ વિશેષ અંશ સર્વજ્ઞ પરમગુરૂને અહી ભૂમંડળમાં મોકલ્યા છે.

**अतर अतर विध्वंस करीनके, गतवुं पति परनमे ।**
**जो गत पाय परम पतकी जन, मन विलमीत नही अनमें ।। (५५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આ બાજુ ભવભરમાં સ્થપાયેલા અનેક મતપંથના ઇષ્ટોનો ન્યાય સહિત કૈવલ જ્ઞાનનાં શસ્ર વડે નાશ કરી નાખીશ. અને સર્વ જીજ્ઞાસુ જીવોને જડ ચૈતન સ્વજાતિ વિજાતિનું જ્ઞાન આપી. નિજ સ્વરૂપમાં જાગ્રત કરીને નિજ લક્ષ દ્વારા પરમ પતિની પરમ ગતિના જાણકાર કરીશ જેથી તે કદાપી આ બાજુ ભવ ભરના ઇષ્ટ દેવોમાં તેમનું મન વિરામ પામશે નહી.

**चिंतामणी पारस पायन से, धावन धातन धनमे ।**
**कुण अभागी अभे पद तजके, विलमीत वेश विपनमे ।। (५६)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે કે, જે કોઇ મનુષ્યને ચિંતામણી અને પારસ પ્રાપ્ત થયેલા હોય, તે જન બીજી ધાતુનાં ધનને લેવા કદાપી પ્રયત્ન કરતો નથી. એ દ્રષ્ટાંતના ન્યાયે સર્વજ્ઞ પરમગુરુ અને સકર્તા પતિ જેને પ્રાપ્ત થાય, એ બન્ને ને તજી એવો કોણ અભાગી જન હોય, કે ધાતુના દ્રવ્ય જેવા દેહધારી અવતારી પુરુષો અને ઇષ્ટ દેવો તરફ પ્રિતિ રાખીને તેમની ઉપાસનામાં વિરામ પામે ?

**एसेही अपरंपार परम पद, सद करतार सरवके;**
**तीनकी जाण भजन विना भवमें, कोउ नही काज करतके। (૫૭)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ પરમ પતિનું પરમ પદ અતિ અપરંપાર અનંત ગતિવાળું છે. જેથી પાર પામીને અંત લાવી શકાય તેમ નથી. એવા સાચા સકર્તા પતિ સમસ્ત સૃષ્ટિ સહિત સર્વે અંશોનો ઉદય કરનાર નિજ સકર્તા સ્વામિ છે. તેમના કૈવલ લક્ષની સત્ય જાણ વિના ક્રતમાં ઇષ્ટોનું સ્મરણ ધ્યાન કરવાથી પરમ પદ પ્રાપ્ત કરવાનું કાર્ય કદાપી સિદ્ધ થતું નથી.

**काज करे तेही गुण गोलकके, सगुन निगुन दरसावे ।**
**सगुननके फळ मुकत चतुर लग, निगुन अक्रत जनावे ।। (૫૮)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સિર્ગુણના ઉપદેશક આચાર્યોએ ઉપાસકોને દશ ઈંદ્રિયો અને અંતસકરણના દેવોને ઇષ્ટ મનાવી તેમની ઉપાસનામાં લગાડી દીધા છે. તેનું ફળ ચાર પ્રકારની મુકિતનું બતાવ્યું છે. ત્યારે નિર્ગુણના માર્ગદર્શીઓ અકર્તા બ્રહ્મનો ઉપદેશ આપી, તમારે કંઇ પણ કરવાનું નથી. એમ ઉપાસકો ને સમજાવે છે.

**तदपी सकलकी पोहोंचपायनमे, सक्रत रहे अलगही ।**
**खलक खेल मायाक्रत रसमे, सब कोई रहे वलगही ।। (૫૯)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જગત ભરના ઉપાસકોની ગતિમતિ નહી પહોંચી શકવાથી સકર્તા પતિ તેમની જાણ બહાર અલગ રહી ગયા છે. તેમની સત્ય જાણ વિના સર્વ જીવો

ખલકનો ખેલ જોઇ, જે માયાનું ક્રત ઇંદ્રિયો, અંતસકરણ અને ત્રણ ગુણ સહિત તેના સ્વાદમાં રસ બસ થઇને તેને વળગી પડી આનંદ માણી રહ્યા છે.

**अेसेही अंधाधंध देखीतसे, पति परमने सोई ।**
**महा अविगत गति करीके रचे भव, तेही मुज लहे न कोई ।। (६०)**

ઉપર જણાવ્યા પ્રમાણે એવી જ રીતે ભવભરમાં અજ્ઞાનરૂપી અંધાધુંધ પ્રસરી ગયેલું નિજ પરમપતિએ જોયું. ત્યારે તે વિચારવા લાગ્યા કે મારી મહાન અલૌકિક અવિગત ગતિ દ્વારા અટપટી સૃષ્ટિની રચના કરેલી હોવાથી કોઇ પણ જીવ મને જાણી શકયા નથી.

**तव उरमे धरी अहंग आपनपु, अरे नीष्ट करी हमकु ।**
**परभारे परमेश पताईत, दीये हाथन जीव जमकु ।। (६१)**

કરૂણેશ પતિએ જ્યારે જગતનાં જીવોને જ્યાં ત્યાં ફસાઈ ગયેલા જોયા ત્યારે આપોઆપ પોતાનાં અંતરમાં શુદ્ધ અભિમાન ધારણ કરીને કહેવા લાગ્યા કે આચાર્યજનોએ મારા સત્યપદને રદ કરી પર ભાર્યા અનિત્ય દેહધારી પરમેશ્વરો મનાવીને સર્વે જીવોને જમદૂતોનાં હાથમાં સોંપી દીધા છે.

**जीव जमरनकी अेकमेक गत, करम धरम भुगताई ।**
**अहीके अहीं नवेर करीनके, भव भर रहे फसाई ।। (६२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" આચાર્યજનોએ સર્વ જીવોને કર્મ ધર્મના માર્ગે વાળ્યા. ત્યારથી જ જમદુતોને વશ પડેલા હોય; પાપ કર્મોની શિક્ષા ભોગવવી પડે છે. અને ત્યાં સુધી ભવોભવ જમદુતોના હાથમાં જીવોને જકડાઈને રહેવું પડે છે. ધર્મ એટલે પુન્યનુ બળ વધી જાય ત્યારે આ ભવમાં તેને ભૌતિક સુખ પ્રાપ્ત થાય છે. તે એક બીજાના સબંધમાં જેવા જેવા પુન્ય પાપ કરે છે. તેનો બદલો આપી નિવેડો લાવવા માટે અનેક જન્મો લેવા પડે છે. આવી રીતે કર્મ ધર્મની જાળમાં ફસાયેલા હોય, આ ભવ ભરમાં જન્મ મરણનાં ફેરા ઘણાં કાળ સુધી ફરવા પડે છે.

**अेही परकारन देखी दीरघ दुःख, निजपति गति नैंननसे ।**
**हमकु तजीत भजीत सबयनकु, क्यौं रहे सुख चेननसे ।। (६३)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે જગત ભરનાં જીવોનું નિજ સકર્તા પતિએ પોતાની ગતિ દ્વારા દિવ્ય દ્રષ્ટિએ મહાન દિર્ઘ દુઃખ જોયું ત્યારે વિચારવા લાગ્યા કે, ભવભરના જીવો મને ત્યજી દઇ બીજા અનિત્ય દેહધારી અનેક ઇષ્ટોને ભજે છે. જેથી તેને અખંડ સુખની શાંતિ કયાંથી મળે ?

**मैं उपजावी अंश अखिलकु, देवन सुख सरवेसु ।**
**तेही सकल दुःख भरमे डोलत, अनहुतके उपदेशु ।। (६४)**

"નિજ કરુણેશપતિ કહે છે કે," મે અનેક અંશોને ઉત્પન્ન કરી સર્વે પ્રકારનું સુખ ભોગવવા વિશ્વમાં વસાવ્યા હતા. પરંતુ આચાર્યોના અનિત્ય જુઠ્ઠા ઉપદેશથી દેવદેવીઓ અને અવતારી પુરુષોને ભજવા લાગ્યા. ત્યારથી જ આ ભવમાં ખરેખર જન્મ મરણનું મહા દુઃખ ભોગવવા માટે ડોલતા ફરે છે.

**अनहुत सो आचारज सकलको, जनीतन निज करतारु ।**
**अेही अभवीत भव जीनु भवावन, तेही नहि करीत विचारू ।। (६५)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આચાર્યજનોએ નિજ કર્તા નહિ જાણી શકવાથી અનહુત એટલે પહેલા હતા નહિ ને પછી રહેવાના નથી. એવા અનિત્ય દેહધારી અવતારી ઇશ્વરોને તેમજ બીજા દેવોને ઇષ્ટ મનાવી આ તમારા કર્તા છે. એવું જગતના જીવોને જણાવ્યું છે. પરંતુ આદ્ય સકર્તા પતિ કદાપી જન્મ લઇને દેહ ધારણ કરતા જ નથી. જેણે પોતાની ઇચ્છાથી સમસ્ત ભવ ઉત્પન્ન કરેલો છે. તેમને જાણીને યથાર્થ ઓળખવા આચાર્યોએ જરા પણ વિચાર કર્યો નથી.

**ज्यौं त्ये कुप खेत जमी सिंचन, कहीतव ईन्द्र समानु ।**
**अेक पलकमे खलक भिजावत, सम कीये क्यौं अज्ञानु ।। (६६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જેવી રીતે એક કુવો અને કુવાના પાણીથી ખેતરની જમીનમાં વાવેતર કર્યું હોય, એને સિંચીને એકાદ ખેતરનો પાક પકવી શકે છે. તે કુવાને ઇન્દ્રની બરાબર ગણે છે. પરંતુ મહાન સઘન ઘન તો એક પલકમાં આખા ખલકને ભિંજાવીને રેલમછેલ કરી નાખે છે તો હે અજ્ઞાની જનો ! એ કુવાને મહાન મેઘ સમાન કેમ કહો છો ?

**तेही परकार खलकके खावन, रचीत सकल पल भरमे ।**
**आचारजके ईश थपीतके, खपीतव भव सरभरमे ।                (६७)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે તેજ પ્રકારે ખુદખાવન કૈવલ કર્તા એક પલક ભરમાં ખલક ભરનો ખેલ રચીને સઘનઘનની જેમ સર્વનું પાલનપોષણ કરે છે. પરંતુ આચાર્યો એ અવતારી ઇશ્વરોનું જે સ્થાપન કર્યું છે. તે કુવા સમાન જગત જીવોના સરખાજ હોવાથી જગતની અંદર જ ખપી જાય છે.

**भवसे भिन्न कहो ईश्वरकु, तेही जनवो मोई हेतु ।**
**खान पान ओरू अईश सहितमे, उपज खपीत सरखेतु ।।         (६८)**

"પરમ કૃપાનિધિ કહે છે કે" ! હે આચાર્યજનો તમારા માનેલા ઇશ્વર ભવ ભરથી ન્યારા છે એમ કહો છો. તો કેવી રીતે ન્યારા છે તે જણાવશો ? તમારા ઇશ્વરોનું ખાન પાન આયુષ્ય, હરવું, ફરવું અને જન્મવું, મરવું તે જગત જીવોનાં સરખું જ દેખાય છે. તો પછી પરમેશ્વર કેવી રીતે કહી શકાય ?

**परचा परची लखीत पुराणमें, अे सब जुठ घरेहु ।**
**साचे साचनकी जोवंता, किंचित नही न करेहु ।।              (६९)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, વ્યાસ મુનિએ પુરાણોમાં અવતારી ઇશ્વરોની પરચા પરચીની વાતો લખી છે. તે જુઠ્ઠી બનાવટ કરીને અનાહુત ઉપજાવીને અઘટીત ઉપમાઓ આપી છે. તેને તમે જ્ઞાન દ્રષ્ટિએ તપાસીને સાચે સાચું વિચારીને જુઓ, તો તમને જણાશે કે નિજ કર્તાનાં કરેલા કૃતમાં કિંચિતમાત્ર નવીન કાંઇ કર્યુ નથી.

**अेही परचा तो छुद्र देवके, भवभरकु भरमावा ।**
**अल्पज्ञे जेतने जीवनकु, देखावही विलमावा ।। (७०)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," ઉપદેશક આચાર્યોએ છુદ્ર દેવોની સાધના કરી તેના દ્વારા પરચાઓ આપી, ભવભરનાં અલ્પજ્ઞ જીવોને જુઠાનું સાચું મનાવી ભરમાવી દીધા છે. તે પરચાના દેખાવને જોઈ અજ્ઞાની જીવો પદાર્થની આશાવાળા હોવાથી તેમાંજ વિરામ પામ્યા છે.

**निज कर्ताके तो जुग जाहेर, परचा प्रगट पसारा ।**
**जमी असमान रचे रचना कुल, अगणित जीव विस्तारा ।। (७१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા પતિએ રચેલાં જગતમાં જાહેર પ્રગટ પરચાઓ સર્વ જનોની દ્રષ્ટિમાં પ્રત્યક્ષ દેખાય છે. જમીન અને આસમાનની વચ્ચે અનેક ઘાટો ઉત્પન્ન કરીને જડ ચૈતનનો યોગ મેળવીને સર્વ તનુઓમાં અંશોને વસાવી વિશ્વ ભરનો પ્રસારો કર્યો છે. તે એવી રીતે કે પંચ તત્વોનાં દેહ દ્રષ્ય રૂપવાળા હોઈ તેના જીવન રૂપે પ્રણવ અરૂપી સર્વ શરીરોમાં પ્રેરીને જતમત કર્યો છે. એ રૂપવાળું શરીર અને અરૂપી પ્રણવ એ બન્નેનો પ્રકાશક દ્રષ્ટા ચૈતન્ય અંશ ન્યારો હોવા છતાં રૂપઅરૂપની સાથે સબંધ રાખીને રહ્યો છે. એવા અદ્‌ભુત પરચા કોઇ સંત સજ્જનો જ્ઞાન દ્રષ્ટિથી જોઇને વિચાર કરનાર જ સમજી શકે છે.

**तेही सकलको खान पानकी, लेत सकल संभाळु ।**
**अेक बेरसे करीत रखे सब, सो साम्रत प्रतिपाळु ।। (७२)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," અનંત સામ્રથતાવાળા સરજનહાર સકર્તા પતિએ પોતાનાં શુદ્ધ સંકલ્પ દ્વારા એકી વખતે ભવ ભરનાં અનેક ઘાટો ઉત્પન્ન કર્યા છે. તે જ્યાં જ્યાં જે જે જાતીનાં જેવા ઘાટ ત્યાં તેજ પ્રકારનું ખાનપાન આપી રહ્યા છે. અને વ્યાપક દ્રષ્ટિથી સર્વની સંભાળ રાખી રહ્યા હોય હેતપુર્વક સર્વનું રક્ષણ કરે છે.

**तार पीछे कोउ कीन सृष्टकु, करीत नहि कोउ कीनही ।**
**साम्रथ अण साम्रथ अवतारीक, तेही भवसे नही भीनही ।। (७३)**

નિજ સકર્તા પતિ સરજનહારે સૃષ્ટિનું સર્જન કર્યા પછી યુગોયુગમાં અવતારી ઇશ્વરો થયેલા છે. તેમાં કોઇ વિશેષ સામ્રથતાવાળા ને કોઈ ઓછી સામ્રથતાવાળા થયા હોય, તેમણે કોઇ તત્વ પદાર્થ રજ માત્ર પણ નવીન કર્યું નથી. તે અવતારી ઇશ્વરો ભવની રચનામાં જ ઉત્પન્ન થયા, હોવાથી ભવનાં જીવોથી જુદા નથી.

**भवके तो रचनार अेक निज, बीज अंकुर करेहु ।**
**तेही के तेही जोनीनमें जनीतव, कोउ नहि नवीन धरेहु।। (७४)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ સર્જનહાર સ્વામિ એ પ્રથમ અંકુર સહિત અનંત બિજગોનું સર્જન કર્યું હોય, તેમાંથી સમસ્ત ભવ ઉત્પન્ન થયેલો છે. આદ્યથી એના એજ બિજગ અંકુરોની યોની દ્વારા દેવ, દાનવ અને માનવથી લઇ વિધવિધ પ્રકારનાં અગણીત તનુઓ ઉત્પન્ન થયેલા દેખાય છે. તે બિજગ અંકુરો સિવાય કોઇએ નવીન દેહ ધારણ કર્યો નથી.

**नवीन धरनकी वाच न कीनकु, निज करतार विहुनके ।**
**अवतारनकी करीत आचारज, उपमै जीनुं निहुनके ।। (७५)**

સર્વ સત્તાધીશ સકર્તા સ્વામિએ ચોરાસી લાખ પ્રકારનાં બિજગ અંકુરોના બિબા બનાવેલા છે. તે બિબા સિવાય નવિન દેહ કોઇ ધારણ કરી શકે એવું ન્યાયની દ્રષ્ટિએ જોતા સાબીત થાય છે કે, અનેક ઉપાયે કોઇ પણ દેહ ધારણ કરી શકે તેમ નથી. એટલા જ માટે નિજ કર્તાનાં બનાવેલા બિબા રૂપી યોની દ્વારા જન્મ લઇને અવતારી પુરુષો આવ્યા છે. છતાં ન્યાય વિના આચાર્યોએ અવતારી ઇશ્વરો જનમ્યા સિવાય આપોઆપ પ્રગટ થયેલા છે. એવું વૃથા વર્ણન કરી ગયા છે.

**तिनकी केहेते केहेत धरे जन, किरती कवित कहेहुं ।**
**परकी सुनी प्रेम पुलकीतसे, निज गम विनु लवेहु ।। (७६)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તે અવતારી પુરુષોનું મહત્વ વધારવા આચાર્યોએ જુઠી કહેણીઓ કહી, તે કહેતા કહેતી જગતનાં જનોએ સાંભળીને તેમનાં હૃદયમાં ધારણ કરી છે.

એવી જ રીતે કવી જનોએ તેમની કિર્તિનો ઓપ વધારી રસિક છંદોને રચીને જગતમાં જાહેર કર્યા. તે રસિક છંદોના રાગમાં ભવભરના લોકો આતુર અને પ્રેમ ઘેલા બનીને પારકી વાતોમાં વિશ્વાસ લાવી, તેમનાં યશ ગુણ ગાવા રૂપ લવારો કરવા લાગ્યા. કોઈને પણ નિજ ચૈતન સ્વરૂપની જાણ નહિ હોવાથી અત્યાર સુધીના લોકો પારકા જ વખાણ કરી રહ્યા છે.

**तेही पण जीव हुते अल्प गत, द्रढ करी लीये उरनमे ।**
**तिनकी शाख निश्चे करननकी, मळीतव पढीत पुरनमे ।। (७७)**

તે અવતારી પુરૂષોને પરમેશ્વર ગણી આચાર્યોએ અને કવિ જનોએ તેમની કિર્તીનાં બહુ વખાણ કર્યા છે. તેમના વચનો સાંભળી ભવભરના અલ્પજ્ઞ જીવોએ સાચા પરમેશ્વર માની હૃદયમાં દ્રઢ વિશ્વાસ લાવ્યા છે તે જીવોને વધારે નિશ્ચય કરાવવા માટે આચાર્યોએ જણાવ્યું કે, તમારે વારંવાર પુરાણો વાંચવા જેથી તમને સાચા પ્રભુ છે. તેનું પ્રમાણ મળી રહેશે, અને તમને શંકા રહેશે નહિ. એવું આચાર્યોએ જગતનાં જીવોને સમજાવ્યું છે.

**ज्यौं लरकेकी गमत रमतमें, राज रीत रचीतवके ।**
**शाह चोरकी पुरीत सहायथी, हवीत साच प्रतितवके ।। (७८)**

ઉપર દર્શાવેલા વિષયને સમજાવવા નીચે પ્રમાણે દ્રષ્ટાંત આપી ખુલાસો કરી જણાવું છું જેવી રીતે એક સરખા છોકરાઓ ભેગા મળીને એક રાજ રચનાની રમત ગમત ગોઠવે છે. તેમાં કોઈક હોંશિયાર છોકરાને રાજા બનાવી બીજા નાના મોટા અધિકાર પ્રમાણે ન્યાયાધિશ, ફોજદાર, પોલીસ વગેરે નક્કી કરે છે. જેમ કોઈક શાહુકાર ચોર અને તે પક્ષના સાક્ષી પુરાવા પણ ઉભા કરે.છે. જ્યારે બનાવટી ચોરની પાસે ચોરી કરાવી પોલીસો પાસે પકડાવીને ફોજદારના સન્મુખ હાજર કરે છે. ત્યારે ચોર અને શાહુકાર તરફના પુરાવા મળતા સાચો ચોર છે. એમ સાબીત થાય છે. જેથી તે સમયે તેને સજાનો હુકમ કરવામાં આવે છે. ત્યારે ચોર દિલગીર થઈને ગુનાની માફી માગે છે.

**अेही सकल सब ईतन इतनकी, गमत रमतके लगही ।**
**तो ससुके सरभर सब जुग जन, वरहीत रहे वळगही ।। (७९)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે છોકરાઓની જેમ રમતના જેવી રીત કરી બતાવનાર શાસ્રો અને પુરાણોનાં સર્વે આચાર્યો જાણવા. તેમના માનેલા રામ કૃષ્ણને રાજા તરીકે સ્થાપી વ્યાસ અને વાલ્મીક ને ન્યાયાધીશ બનાવવામાં આવ્યા. બીજા મતપંથનાં કેટલાય જગજાહેર આચાર્યો ગણાય છે. તેમને ફોજદાર પોલીસ ચોર અને શાહુકાર નક્કી કરી, જુઠ્ઠે જુઠ્ઠો વળ ભરીને છોકરાઓનાં જેવી રાજ રમતનાં જેવો ખેલ કરી, તે ખોટે ખોટા હોવા છતાં એ સાચા પરમેશ્વરો છે. એવું દ્રઢ કરાવી, જગતના જનોને તેમના નામની ઉપાસનામાં વળગાડી દીધા છે. પરંતુ છોકરાઓની રાજ રમત પુરી થતાં રાજા, ન્યાયાધીશ, ચોર, શાહુકાર વગેરે કરેલી ગોઠવણી ફોક થઇ જાય છે. તેજ પ્રમાણે અવતારી પુરુષો અને આચાર્યો સહીત તે સર્વેનાં દેહોનાં અંતકાળે એ રાજા અને ન્યાયાધીશ કયાં ગયા તે કોઇ કહી શકતું નથી.

**वळग रहे वितपन वहीवटमें, पट मुरती थपीतवमें ।**
**वंक नहि जीनुं जक्त जीवके, रचीत विप्रके चवमे ।। (८०)**

"પરમ કૃપાનિધિ કહે છે," અવતારી ઇશ્વરોની મુર્તિઓ સ્થાપીને તે પ્રભુ પ્રત્યક્ષ છે. એવી જુઠ્ઠી યુક્તિઓ કરીને મુર્તિઓની આગળ પડદો કરી રાખે છે. તેઓ મંગળા આરતીના અને શણગાર આરતીના સમયો નક્કી કરીને વિત્ત એટલે પૈસા લેવાની વ્યવસ્થાઓ ગોઠવી જગતના જનોને સમજાવવામાં આવ્યું છે કે અમુક સમયે પ્રભુને આટલું દાન અર્પણ કરવાથી એક ઘણું કરનારને હજાર ઘણું ફળ મળે છે. આવી રીતે વિપ્રજનોએ વાણીની જાળ રચીને જગતનાં જીવોને ફસાવી રાખ્યા છે. તે સબંધમાં જીવોનો કંઇ પણ દોષ નથી. છતાં સાચુ જ્ઞાન નહિ હોવાથી જુઠ્ઠા ઉપર વિશ્વાસ લાવી વળગી રહ્યા છે.

**केतीक कहु कछु पार न आवत, भुल भटक भव भरकी ।**
**समजी शके नहि वेत कुवेरकी, गति ससुके सरभरकी ।। (८१)**

ભવભરમાં કર્મકાંડની અને સિર્ગુણ નિર્ગુણની ઉપાસનાઓ કરવામાં નિજકર્તાને જાણવાની જે ભુલ પડી ગઇ છે. તેનો કહેતા પાર આવે તેમ નથી. સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, સર્વ આચાર્યો અને જગત ભરનાં જીવો બાળકનાં જેવી બુદ્ધિવાળા હોવાંથી કહી કહીને હું કેટલું કહુ ? અને કોને સમજાવુ ?

ઇતિશ્રી સકત સ્તુતિ તથા જગત નિર્ણયની લક્ષણાકો ત્રિપંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ

# સિદ્ધાંત-૫૪

**અથ શ્રી પરમગુરૂ સકર્તા કૃત છેક સમેટી લક્ષ નિરૂપણ નામનો ચતુઃ પંચાશતમ સિદ્ધાંત નિર્ણય**

કૃપાનીધિ ઉવાચ

**अति अथाह थाह नहि जीनकी, मोई अनुभवकी गतियां,**
**आद्य अंत मद्यकी मोई मालम, जबते जग उतपतीया ।। (१)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમારા અનુભવની ગતિ અતિ અથાહ હોવાથી તેનો કોઇપણ થાહ લાવી શકે તેમ નથી. જેથી અમને આદ્ય, મધ્ય અને અંતની સંપુર્ણ માલમ હોવાથી જ્યારથી જગત ઉત્પન્ન થયું ત્યારથી અમે સર્વ પ્રકારની હકીકત યથાર્થ જાણીએ છીએ.

**सकल सुज तेही ससम वेदमां, चवीतव अचर चरनकी;**
**अखिल तंत अंकुर उत्पन्नकी, भुलीत न तरण भरनकी ।। (२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અમારી અલૌક્કિ સુજ અને સ્વસુજ સંપુર્ણ પંચમ સુક્ષ્મવેદમાં જણાવેલી છે. તેજ સુજથી સ્થાવર જંગમની આદ્ય લઇ અનેક પ્રકારનાં શરીરોની રચનાના અનંત અંકુરોનું વર્ણન કરી બતાવ્યું છે. તેમાં એક તરણા જેટલી પણ ભુલ કરી નથી.

**ओही परकारनके हम अविगत, गत जीनुं अपरमपरही ।**
**कोई न लहे मोई गति अकळीतकी, वितकी सुरत सचरही ।। (३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," તે જ પ્રકારે અમે અવિગત પુરૂષ હોવાથી અમારી સુજાણજાણ ગતિ અતિ અપરંપાર છે. તે અમારી અકળ ગતિને કોઇ કળી શકે તેમ નથી. જે અમારુ પોતાનું મહાદ્દ ચૈતન પરમ વિશેષ અંશ સ્વરૂપ આવેલું હોય, તે સ્વરૂપની સચેતન સુરતા સમસ્ત લોકમાં પ્રસરી ગયેલી છે. જેથી સર્વ જીવોના શરીરોની અંતર બહાર થતી ક્રિયાને તેમજ રોમેરોમ અને રગેરગની હકીકત અમે સંપુર્ણ જાણીએ છીએ.

**सुरत सचरकी क्यौं करी होवत, जेही अति गति जनवावे ।**

**निज करता मोई हरदे रहीनके, अगम निगम उचरावे ।। (४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," મારી સુરતા સ્થાવર જંગમના સર્વે ઘાટોમાં વ્યાપક થઈને જે ગુપ્ત પ્રગટ હકીકતને આપોઆપ કેમ કરીને જાણી શકે ? એ પરમ શ્રેષ્ઠ પ્રતાપ નિજ પરમપતિનો હોય, અનંત કરૂણા કરીને નિજ કરૂણેશ પતિ મારા અંતર હંગમાં વસીને અગમ નિગમની જાણનો ઉચ્ચાર કરાવ્યો છે.

**अनंत सिद्धांत ओळंगीत आद्य पद, परम पुनीत पतवावे ।**

**परम पुरूष पतवावंता जीत, फेरी ईतनसे नावे ।। (५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અમારા સ્વમુખની અગાધ અનુભવ વાણીનો લક્ષ બોધ જે આરતવાન અંશોએ ગ્રહણ કર્યો, તે અનંત સિદ્ધાંતોને ઓળંગી આદ્ય કૈવલ ધામમાં જઇ વસે છે. તે અંશને સકર્તા પતિ શરણમાં લઇ અનંત જન્મના કર્મનો પતાવટ કરી, પોતાની હજુરમાં રાખે છે. જે અંશો સ્વધામમાં ગયાં, અને પરમપતિએ પરમ કૃપાવંત થઇ જન્મ મરણનાં ફેરામાંથી મુકત કર્યાં, જેથી તે અંશને ફરી આ ભવમાં આવવાનું રહેતુ નથી.

**तेही परमपद पतवावनके, सक्रत अेक सकरता ।**

**अवध अवध लग अलपावनके, फेरी फेरी सकल समरता ।। (६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જ્યારે ભવભરનો અવધિકાળ આવી રહે, ત્યારે સમસ્ત સૃષ્ટિનો લય કરી, આદ્ય સકર્તા પતિ મહાન અવ્યકત તત્વને સમાવી દઇ, સર્વ અંશોને પોતાના શરણમાં લઇ, પરમ પદમાં સ્થાપીત કરે છે. અને કેટલોક કાળ વીતિ જતાં પોતાને ઉપજણ થાય, ત્યારે ફરીથી જગત ઉત્પન્ન કરે છે. આવી રીતે જ્યારે જ્યારે સંકલ્પ થાય, ત્યારે જગતનું સર્જન કરે છે. અને સંકલ્પના અંતે વિસર્જન પણ કરે છે. તે જ પ્રમાણે ફરી ફરી ઉત્પન્ન અને લય કરતા જ રહે છે.

**आद्य अंत जोवंता जनीतव, कोउ करता नहि अनही ।**
**अनंत कोट वैराटनके घर, ज्यौंत्ये अेक गगनही ।। (७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતની આદ્યથી લઇ મધ્ય અને અંત સુધી ન્યાય સહિત જ્ઞાન દૃષ્ટિએ તપાસ કરી, જોતાં નિશ્ચય થાય છે કે, અનંત લોકના એક જ સર્જનહાર સકર્તા પતિ હોય, બીજો કોઈ કર્તા જ નથી. જેવી રીતે અનંત કોટિ બ્રહ્માંડોને રહેવાનું ઘર એક જ મહા આકાશ છે. તે જ ન્યાયે સમસ્ત સૃષ્ટિ સહિત અનેક અંશો સર્વજ્ઞ સકર્તાપતિની દૃષ્ટિમાં જ સમાયને રહેલા છે.

**त्यौंत्ये परम पुरूष परमेश्वर, ज्यौं स्वर सब घट अेकु ।**
**ब्रह्मादिक भव विष्णु सुरेसर, ओरू अवतार समेकु ।। (८)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સર્વે દેવલોકોની આદ્ય લઇ અવતારી ઇશ્વરો સહિત સમસ્ત સૃષ્ટિના અનેક ઘાટોનું જીવન એક જ પ્રણવ છે. તે પ્રણવના પોષણથી જીવન પામીને પ્રત્યેક શરીરો ચૈતનતાવાળા રહે છે. એવી જ રીતે નિજ દૃષ્ટિએ નિશ્ચય કરી જોતાં સર્વે અંશોના સ્વજાતિય એકજ સકર્તા સ્વામિ છે.

**जेही घट सजीव स्वास स्वरयनके, तेही घट भव सरभरके ।**
**विप्र लखीत तुम ईश अवतारन, तेही उबरीत कुन तरके ।। (९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજનો ! તમારા પંચતત્વના ઘાટમાં સ્વર એટલે શ્વાસ સરભર સમાઇને રહેલો હોય, તેના આધારે જ તમો જીવો છો. તે જ શ્વાસ રૂપી સ્વર ભવભરના સઘળા ઘાટોમાં એક સરખો જ વ્યાપી રહેલો હોવાથી અવતારોની આદ્યે ચૌદલોક સહિત આદ્યશક્તિ અને નિરંજન સુધી એક પણ શરીર શ્વાસ વિનાનું નથી. તો હે વિપ્રજન આચાર્યો ? તમારા સ્થાપેલા અવતારી ઇશ્વરોને સ્વતંત્ર કહો છો. તેમનું શરીર પણ શ્વાસ સિવાયનું હતું જ નહિં, તો તમારો તર્કવાદ ક્યાં ચાલે તેમ છે ?

**जेही तरकसे इस उबरीतके, तेही लक्ष लखावो हमकु ।**

**परचा परच रहीत वर्णवो वित, तो वेदवित कहु तमकु ।। (१०)**

હે વિપ્રજન આચાર્યો ! જે તર્કવાદથી ઉગરતા ઇશ્વર હોય, તેનો લક્ષ નક્કી કરીને તમે અમને જણાવો. જે પરચા પરચીના વર્ણન સિવાયના પરમેશ્વર નક્કી કરી અમને જણાવશો તો હું તમને સાચા વિદ્વાન ગણીશ.

**पण तेही सुज नहि तमयनकु, हमकु जवाप देयनकी ।**

**तुमेरी पहोंच पसारनके लग, गत नहि छेक छेवनकी ।। (११)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે વિપ્રજન આચાર્યો ? જે હું તમને પુંછુ છું. તેનો જવાબ આપવાની શુદ્ધ સમજ તમારી પાસે નથી. જ્યાં સુધી પુરૂષ પ્રકૃતિનો પસારો થયેલો છે. ત્યાં સુધીની જ તમને ખબર છે. પરંતુ જગતથી ન્યારા રહેલા છેવટ નિજ સકર્તા પતિના પદમાં તમારી ગમગતિ પહોંચેલી નથી.

**छेक छेवन तो अजन जोनी पत, महाद्य शुन्य घरगामी ।**

**अवर ईष्टके अंक वाळीके, सक्रत शेश सधामी ।। (१२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજ સકર્તા પતિ યોનિમાં ના આવે, એવા અજન્મા હોવાથી સર્વની છેવટે મહાશુન્યની મધ્યે પરમ પવિત્ર અગમ્ય ઘરમાં અખંડ બિરાજે છે. બીજા અનેક ઇષ્ટ દેવોના અંતે જ્યાં અક્ષર વાણીનો ઉચ્ચાર પહોંચી શકતો નથી. ત્યાં છેવટના સ્વધામમાં સ્વયં સકર્તા પતિ અકળ સ્વરૂપે એકલા જ રહ્યા છે.

**ब्रह्मादिक भव विष्णु सहितके, जीनुं गमगत नहि पाई ।**

**तो तिनसे तुम अल्पज्ञे सब, जीनकी कुन चलाई ।। (१३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજકર્તા પદની ગમગતિને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જેવા પ્રાપ્ત કરી શકયાં નથી. તો હે વિપ્રજન આચાર્યો ! નિજપતિ પદને ઓળખવા સંબંધમાં તમારૂં શું ચાલી શકે તેમ છે ?

**ब्रह्मादिक भव विष्णु आद्य लग, तेही गमगत नहि जनही ।**

**सृष्टि आद्य तन महाद्य जेहुनके, अवर देव कुन गनही ।। (१४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સૃષ્ટિની આદ્યથી મહાન વિભુતિવાળા ગણાય છે. છતાં નિજકર્તાને ઓળખવાની ગમગતિને જાણતાં નથી. તો તેમના સિવાય બીજા સર્વે દેવોની ગણત્રી કોણ માત્ર છે ?

**अवर देव तो सृष्ट समळता, जेही अज्ञान भरेहु ।**

**सेवत सेवत सब सृष्ट विलाईत, कीनु न काज सरेहु ।। (१५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજ સર્જનહાર સકર્તા સ્વામિ સિવાય બીજા સર્વ દેવો ચૌદ લોક સહિત બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર આદ્ય શક્તિ અને નિરંજન સુધી મોટી વિભુતિવાળા દેવોને સૃષ્ટિના ઉત્પન્ન કરનાર માને છે. પરંતુ તે મહા અજ્ઞાનથી ભરેલા હોય, પોતાના નિજ ચૈતન સ્વરૂપને જાણતાં નથી. તો પછી સકર્તા સ્વામિને કેવી રીતે જાણી શકે ? એવા દેવલોકોને ભવ-ભરના લોકો સર્જનહાર સમજીને તેમની સેવા, પુજા અને સ્મરણ ધ્યાન કરે છે. તે પણ તત્વોના દેહધારી હોવાથી સૃષ્ટિનો છેવટ અંતકાળ આવે, ત્યારે સર્વે ખપી જાય છે જેથી કોઇ પણ જીવનું કલ્યાણ કરી શકતાં નથી.

**काज सरावनके सदगुरू तन, जेही खुद कर्ता लखावे ।**

**तव जीवन तन जोन धरनकी, सब जंजाळ मटावे ।। (१६)**

જગતભરના સર્વ જીવોનું પરમ કલ્યાણ કરનાર મહાન સમર્થ સદ્દગુરૂનું તત્વ રહિત દિવ્ય શરીર છે. તે સદ્દગુરૂ સકર્તાપતિનો અલૌકિક લક્ષ લખાવી શકે છે. તે સદ્દગુરૂનાં શરણમાં આરતવાન જે જે જીવો આવે, તેમને નિજલક્ષ જણાવી પરમપતિની પરમ ગતિ સાથે એકતા કરાવે છે. જેથી અનેક ઘાટો ધારણ કરવાની જન્મ યોનીની જંજાળ મટાડીને ભવબંધનમાંથી મુકત કરી, કૈવલધામમાં પહોંચાડે છે.

**जब जीवन तन जोन जयंता, अग्रीत भये अनादि ।**

**अग माया अज्ञाननजीनकु, सक्रत भयो सनादि । (१७)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ અનાદી કેવલધામમાં નિત્ય અખંડાનંદનું પરમસુખ ભોગવતા હોવાથી પોતાના મુળ પદમાં કાયમ સ્થિર રહે છે. તે સર્વાતીત અને સર્વજ્ઞ ગતિવાળા હોય, તેમને કોઇ પ્રકારે માયાનું આવરણ કે અજ્ઞાન વ્યાપી શકતું નથી. એવા જે પરમવિશેષ અંશ સર્વ અંશોના શિરોમણી તેમણે જ્યારે આ બાજુ દિવ્ય દષ્ટિએ જોયું ત્યારે સર્વે જીવો જન્મમરણના ત્રાસમાં મહા દુઃખી થતાં દેખાયા. તે સર્વ જીવોને ભવબંધનમાંથી મુકત કરવા, અકળ તંત્વનું દિવ્ય તનુ ધારણ કરીને આ ભુમંડળમાં પધાર્યા છે. અગ્રીત એટલે સર્વ જીવોના આગેવાન થઈને ઘણાં જીવો પર જ્ઞાનનો પ્રકાશ પાડયો. ત્યારે જે જે જીવોના અંતરમાં નિજપતિને મળવાની આરત ઉત્પન્ન થઇ, તેમને સકર્તા પતિનો અમરમંત્ર લખાવી, પોતાના શરણમાં લઇને પરમપદે પહોંચાડયાં.

**सक्रत सो क्रत क्रत्य कारनमे, पारंगत पायनही ।**
**निजपदसे उपजीत ज्यौंको त्यौं, मळीत न फेरी आयनही ।। (१८)**

સક્રત સો એટલે સકર્તા પતિએ સ્વઇચ્છાથી સર્જેલા જગતરૂપી ક્રતમાં પોતાના સ્વજાતિય અંશોને વસાવ્યા છે. તે ક્રતની ક્રિયાના કારણ રૂપે સર્વે અંશો રહેલા હોય, જ્યારે જે જે અંશોના પુર્વના પુન્યનો ઉદય થાય, ત્યારે સર્વજ્ઞ પરમગુરૂનું શરણ ગ્રહણ કરીને, નિજ સ્વરૂપમાં જાગ્રત થઇ ક્રિયા અને ક્રતનો પાર પામી સકર્તા પતિને જઇ મળે છે. તે અંશો સકર્તાપતિના સ્વજાતિય હોવાથી જ્યાંથી ઉપજ્યા તે જ નિજપતિને મળવાથી તેમને ફરીને પાછા આ ભવમાં આવવાનું રહેતું નથી.

**अेही परकार मीलनके जेही जन, हाल परम पद पगही ।**
**नहितर भव भुगतही कलप भर, सकल समेटण लगही।। (१९)**

ઉપર જણાવ્યા પ્રમાણે તે જ પ્રકારે જે જે મનુષ્ય તનુધારી અંશોને નિજપતિને મળવાની આરત ઉત્પન્ન થાય, તે પરમગુરૂના શરણમાં જઇ, નિજલક્ષનો ઉપદેશ લઇને નિજસ્વરૂપને જાણશે. તે એક જ દેહે નિજપતિના પદમાં પહોંચી જશે. જે જે જીવ પરમગુરૂનું શરણ શોધશે નહિ, તે સર્વ જીવો આ ભવભરનો અંત આવે ત્યાં સુધી જન્મમરણનું મહાદુઃખ ભોગવશે. અને

જ્યારે નિજ સકર્તા પતિનો સંકલ્પ પુરો થશે. ત્યારે સમસ્ત સૃષ્ટિને સમેટી લીન કરી દેશે. તે સમયે સર્વે અંશો નિજ કર્તા કૈવલને મળી શકશે.

**सकल समेटन अखिल अंतही, निजपति लेत आपनमे ।**
**जीनुं संकल्पके अंश सकलको, जेही हुत जग व्यापनमे ।। (२०)**

જ્યારે નિજ સકર્તા સ્વામિનો સંકલ્પ પુરો થશે, ત્યારે સમસ્ત સૃષ્ટિને સમેટી સર્વે અંશોને પોતાની અંતરવૃતિમાં સમાવી લેશે. અને જ્યાં સુધી સંકલ્પ પુરો નહિ થાય ત્યાં સુધી જગત પસારામાં વ્યાપી રહેલી માયાને વશ પડી, સર્વ જીવો કર્મ અનુસાર સુખદુઃખ ભોગવશે.

**सकल समेट आप अविगत पति, अंते रहत अेकलही ।**
**जेतने लग रहे द्वैत विलासीक, ते तेही हुत न बेकलही ।। (२१)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા કૈવલપતિના શુદ્ધ સંકલ્પનો વેગ પુરો થાય, ત્યારે સમસ્ત સૃષ્ટિને સમેટી લઇ અવિગત સ્વરૂપે અદ્વૈતપણે એકલા જ રહે છે. અને જ્યાં સુધી સંકલ્પનો અંત આવે નહિ ત્યાં સુધી દ્વૈત ભાવે રહીને પોતાની અલૌક્કિ બાહ્ય દષ્ટિ દ્વારા હેતપૂર્વક સર્વને નિહાળે છે.

**महा शुन्यमां शुन्य मुन्य गत, रहत सदाय छेकनही ।**
**सकल सवेव पसार पात कर, स्वयंग सवेव मेकनही ।। (२२)**

નિજ સકર્તા પતિ છેવટે મહા શુન્યના મધ્યે સદા સદોદીત એકલમલ સ્વરૂપે મુનનાં મુન જ રહે છે. જે પોતાની બાહ્ય વૃત્તિ દ્વારા વય એટલે સર્વ શરીરોનો પસારો કરીને અંતરવૃતિનાં અંશો વસાવ્યા હતાં. તેને સંકલપનાં અંતે સમેટી લઇ, વયરૂપ તમામ શરીરોમાંથી અલગ થયેલાં અંશોને સ્વયં એટલે પોતાના સ્વરૂપમાં સમાવી એકમેક કરી, અદ્વૈત સ્વરૂપે એકલા જ રહે છે.

**कोई काळे कल्पंत हवीत रत, द्वैत करन पसरनही ।**
**आगे हवीत विलास जेहुनके, रखीत न उर कसरनही ।। (२३)**

"નિજ કરૂણેશ પતિ કહે છે કે," કલ્પના અંતે કેટલોક કાળ વીતિ જતાં મારા અંતરમાં આરત યુકત ઉપજણ ઉપજી આવે છે. ત્યારે વિધવિધ પ્રકારનો દ્વૈત વિલાસ રચીને સમસ્ત વિશ્વનો પસારો કરૂં છું. જેવી રીતે આગળ સૃષ્ટિ સર્જનનો વિલાસ કર્યો હતો. તે જ પ્રમાણે કોઇ પણ જાતની કસર રાખ્યા સિવાય જેવો હતો, તેવો જ ફરીથી વિલાસ ઉત્પન્ન કરું છું.

**ज्यौं तरूवर ऋतु हवीतव रतसे, उपजीत बीज अंकुरही ।**
**दुसरी बेर उपजीत रतुयनमे, हवीतव बीजग अपुरही ।। (२४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સ્થાવર જાતિના વૃક્ષોને જ્યારે જ્યારે આરત રૂપી ઋતુનો સમય આવે, ત્યારે તેને ઘણાં ઘણાં ફળ લાગે છે અને તેનો અંતકાળ આવતાં તે સર્વે ફળો ખરી પડે છે. પરંતુ તેની અંદર રહેલાં બિજગોની ગતિ અપુર્વ હોવાથી તેનો નાશ થતો નથી. તે કારણને લઇ ફરીથી બીજીવાર ઋતુ આવે, ત્યારે તેવાંને તેવાં તેટલાં જ ફળ લાગે છે.

**अेही द्रष्टांत क्रताय करतके, दीये सो हुते सलागी ।**
**पण कर्ता कारण सर्व करतके, करे सो चाह सरागी ।। (२५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ઉપર જણાવેલું વૃક્ષનું દષ્ટાંત ન્યાય પુર્વક લાગુ પડતું હોવાથી તે કહી બતાવ્યું છે. તે દષ્ટાંત ક્રતની અંદરનું હોય, તે જડ અને અંતવાળુ છે. પરંતુ નિજ સકર્તા પતિ સર્વે કારણોના કારણ સર્વ સત્તાધીશ, સચેતન, સક્રિય ગતિવાળા સર્વજ્ઞ સુજાણ જાણ સ્વરૂપે અનેક વિભુતિઓ સહિત સંપુર્ણ છે. જેથી જ્યારે જ્યારે દ્વૈત ઉમંગ ઉપજી આવે, ત્યારે તે જેવું ચાહે તેવું કરી શકે છે.

**अेही परकारनके निजकर्ता, करन समेट सफुरही ।**
**पुम परधान आद्य त्रीये गुण लग, कोउ कीनुं नहि मगदुरही ।।(२६)**

એવી જ રીતે નિજ સકર્તા સ્વામિ સૃષ્ટિનાં અવધિકાળે સર્વ રચના સમેટી લે છે અને ફરીથી પોતાના ચિંતવનની સ્ફુરણાથી સમસ્ત જગતનો પસારો કરે છે. જગતનાં સર્જન વિસર્જનનું અદ્દભુત પરાક્રમ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર શક્તિ અને નિરંજન જેવાની મગદુર નથી કે, સૃષ્ટિ સર્જન વિસર્જનનું કાર્ય કરી શકે ?

**निजकर्ता करतवके कारज, सारज हवीत सफुरा ।**

**ओर सकल विभुति विस्तावन, संकल्प पखे अधुरा ।। (२७)**

નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિ સમસ્ત જગત રૂપી ક્રતના કરનાર આપ એકલા જ હોવાથી પોતાના ચિંતવનની સ્ફુરણાથી સરજીને અનંત લોકનો પસારો કરે છે. તે પસારામાં મોટી વિભુતિઓવાળા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને પુરૂષ નિરંજનને વસાવ્યા છે. તેમનાં તનુઓમાં જેટલી સમૃદ્ધિ નિજકર્તાએ ભરેલી હોય, તેટલી જ કાઢીને વિસ્તાર કરે છે. પરંતુ સર્જનહાર સ્વામિના સંકલ્પ પક્ષે તે સર્વે અધૂરા જ છે. એટલે નવીન કાંઇ ઉત્પન્ન કરી શકતાં નથી.

**शुद्ध संकल्प विन हवे न सफुरीत, अनंत भातके तनही ।**

**ज्यौं परजापत विनुं संकल्प घट, छींन छींन होय न गगनही ।। (२८)**

દૃષ્ટાંતે- જેમ કુંભાર સંકલ્પ કર્યા વિના નાના મોટા વાસણો ઘડાઓની આદ્યે બહુ પ્રકારના બનાવી શકતો નથી. ત્યાં સુધી ઘટ આકાશ, મઠ આકાશ વગેરે નામ પડી શકે નહિં, એ દૃષ્ટાંતના ન્યાયે સકર્તાપતિના શુદ્ધ સંકલ્પની સ્ફુરણા સિવાય અનંત પ્રકારની જાત ભાતવાળા ઘાટોનું સર્જન થતું નથી. તે સર્જન કરવામાં ના આવે, ત્યાં સુધી વિશેષ કે સામાન્ય કોઇ અંશનું ભિન્ન નામ પડી શકતું નથી.

**तदपी अेक निज शुद्ध संकल्पके, पति पुरंजन पदही ।**

**ओर सकल ईश्वरीयनके कद, परीत सकल सब रदही ।। (२९)**

ઉપર જણાવ્યા પ્રમાણે એટલાં જ માટે નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિએ શુદ્ધ સંકલ્પ દ્વારા અનંત બ્રહ્માંડની આદ્યે સર્વે અંશોને ઉત્પન્ન કર્યા છે. તે પરમ પુરાતન એટલે જુનામાં જુના હોય, અગમ્ય અનાદી પુરૂષ હોવાથી તેમને આદી કે અંત લાગતાં નથી અને જગતપક્ષે જે જે ઇશ્વરો મોટા મોભાવાળા ગણાય છે. તે સકર્તા ધણીની બરાબરીમાં રેખમાત્ર નથી જેવી રીતે સૂર્યની સરખામણીમાં તારાઓની ગણત્રી કોણ માત્ર છે ? એમ જાણવું.

**रद परही तो भले परही रद, सद करी सकल सराये ।**
**कर्ता सेती विछराय जीवनकु, भवभर लग भरमाये ।। (३०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગત પક્ષમાં મોટા ગણાયેલા અને મનાયેલા ઇશ્વરો રદ એટલે ખોટાં પડે, તો ભલે પડે તેમને ખોટા પડી જવા દો. કારણકે જગતના જનોએ તેમનું સત્ય પદ માનીને જુઠી પ્રશંસાઓ કરી છે. તે નકલી ઇશ્વરોએ નિજપતિની અગમ્ય જાણને વિસારે પડાવી નકલીને અસલ મનાવી, ભવભરના જીવોને ભરમાવી દીધા છે.

**कोटी कोटी अपराध जेहुनके, जीव जंजाळी करेहु ।**
**उद्र निमीतके काज कृतज्ञी, अरेही उर न धरेहु ।। (३१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતભરમાં મતપંથના આચાર્યો અને તેમના મનાવેલા નકલી ઇશ્વરોએ સર્વ જીવોનો મહાન અપરાધ કરીને નિજકર્તાના પણ ગુનેગાર બનેલાં છે. કારણકે તેમણે સકર્તા ધણીને ભુલાવી, અનિત્ય ઇષ્ટોની ઉપાસનાઓ કરાવી જીવમાત્રને જન્મમરણની જંજાળમાં નાંખી દીધા છે. તે ભવભરનો અંત આવશે, ત્યાં સુધી સર્વ જીવો ચોરાસીના ફેરા ફરવાનું મહા દુઃખ ભોગવશે. તે જીવોને દુઃખી કરવા સબંધમાં તે આચાર્યો અને ઇશ્વરો મહા દુષ્ટ સ્વભાવના હોવાથી તેમના હૃદયમાં જરા પણ દયા આવી નથી.

**केती केती कही शकुं कुमतकी, सुमत न हुये सवेता ।**
**अब तो हारीत भये हळाहळ, तुम हम उभे अचेता ।। (३२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂદેવ કહે છે કે," હે કુબુદ્ધિનાં આચાર્યો અને ઇશ્વરો ! તમને સમજાવવાં સબંધમાં કહી કહી હું થાકીને છેવટે હારી ગયો છું. છતાં તમે સુબુદ્ધિવાળા સચેતન થઈને નિજકર્તાને જાણી શકયાં નહિ. પરંતુ બંને અચેતને અચેત જ રહ્યાં. હવે કહી કહીને હું તમને શું કહું ?

**तुम अचेत सोई कही न मानत, अति अथाहके वचना ।**
**समज विना निज सक्रतके पद, करी न शके कोउ सचना ।। (३३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે આચાર્ય જનો ! તમે અચેત ગતિના હોવાથી મારા અતિ અથાહ જ્ઞાનને આપવાવાળા સત્ય વચનોને સમજી શકયાં નથી. તે નહિ સમજી શકવાના કારણને લઇ સ્વજાતિય સાચા સકર્તા પતિને નહિ જાણી શકવાથી તમે અજાણ જ રહી ગયા છો.

**हम अचेत सोइ कही तमनकु, गीरा गमाईत वरथा ।**
**कही कही थके उंमर इतनी भर, कोउ न धरत शुद्ध सरथा ।। (३४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે આચાર્ય જનો ! તમે અચેત ગતિના છો. એવું મેં જે તમને કહ્યું તે એવી રીતે કે તમને નિજ સકર્તા પદ સમજાવવા માટે અનંત વચનો ઉચ્ચારીને મારી વાણી વૃથા ગુમાવી દીધી. અમારી આખી ઉંમર ભર તમને મેં બોધ કર્યો છે. છતાં તમારી શુદ્ધ સુરતાએ સાંભળીને મારું એક પણ વચન શુદ્ધ ભાવથી સરખી રીતે હૃદયમાં ધારણ કર્યું નથી.

**जो सुरता धरी होत हमन पर, वचन विलोकीत करना ।**
**तो भुल जात सकल भवोभवकी, पावत निजपति सरना ।। (३५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે આચાર્ય જનો ! અમારા ઉપર શુદ્ધ સુરતા ધારણ કરીને અમારા સ્વમુખના પરમ કલ્યાણ કારી વચનો વિલોકન એટલે નિરખી પરખીને ગ્રહણ કરી શકયાં હોત, તો તમને સદેહે નિજ સકર્તા સ્વામિનું શરણ પ્રાપ્ત થઇ શકત, અને પરમ પદના પરમ સુખને ભોગવી શકત, તેમજ આ ભવોભવમાં જન્મમરણનાં ફેરા ફરવાની ભુલ એટલે અજ્ઞાન સદાને માટે દુર થઈ જાત.

**निजपति सो कुल जीव जहांनके, अंश उपजावनहारा ।**
**तेही अंश अंशीनमे मीलता, हवीत जात एकतारा ।। (३६)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જગતભરના તમામ જીવોને એક જ નિજ કૈવલપતિ ઉત્પન્ન કરવાવાળા છે. તે અંશો સર્વજ્ઞ પરમગુરૂના લક્ષ દ્વારા નિજ સ્વરૂપમાં જાગ્રત થઇને સ્વજાતિય સકર્તા સ્વામિને જઈ મળે છે. ત્યારે તે અંશો એકમેક થઇને પરમપતિની પરમગતિમાં એકતા રાખીને અખંડ રહી શકે છે.

**जबते जाते जात मीले विन, मळीतव नहि विजाति ।**
**ज्यौं श्वानन मंजार भरीतसे, जीनुं हवीत उतपाती ।।** **(३७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સર્વે અંશો સકર્તા પતિનાં સ્વજાતિય હોવાથી, તત્વોનાં દેહધારી વિજાતિ ઇષ્ટો સાથે મળીને એકમેક થઇ શકતાં નથી. છતાં સજાતિનાં સત્ય જ્ઞાન વિના વિજાતિ ઇષ્ટોની ઉપાસના કરે, તેવા જનોની જે હકિકત બને છે. તે કહી બતાવું છું. જેવી રીતે કુતરો અને બિલાડી એ બન્ને વિજાતી ભેગાં થતાં મહાન ઉત્પાત મચાવે છે. એવી હાલત થાય છે.

**ज्यौं ते लवण पुरूष रचीतव पर, कपड लपेटण करही ।**
**तेही जळमांय जळेजळ हवीतव, साबज फेरी न फरही ।।** **(३८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેવી રીતે મીઠાનો પુરૂષ બનાવી, તેને કપડાંનો પોષાક પહેરાવીને સમુદ્રના પાણીનું માપ કાઢવા અંદર મુકવામાં આવે, ત્યારે તે ઓગળી જઇને પાણી થઇ જાય છે. જેથી તે સમુદ્રની હકીકત કહેવા જેવો હતો, તેવો સાબીત રહીને ફરી પાછો આવી શકતો નથી.

**पण जीनुं कापड विजाती न मळीतव, जाते जात विनाई ।**
**छते पिंड समळीत दरशीत पण, लक्षे परीत भिन्नाई ।।** **(३९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જેવી રીતે મીઠાના બનાવેલા પુરૂષને કપડાંનો પોષાક પહેરાવેલો હોય, તે કપડાં સાથે એકમેક દેખાય છે. પરંતુ જ્યારે તે મીઠામાંથી બનાવેલો પુરૂષ પાણીમાં પ્રવેશ કરે, ત્યારે વિજાતિ કપડાંનો પોષાક પાણીમાં મળી જતો નથી. અને તે મીઠાનો પુરૂષ પાણીનો સ્વજાતિય હોવાથી તેને જ્ઞાન દષ્ટિએ જોતાં પાણીમાં ઓગળીને પાણી રૂપ થઈ જતો હોય, જેથી તે પાણીમાં જુદો રહી શકતો નથી.

**तेही परकारन अंश सजातिक, कपड विजातिक तनही ।**
**अणुनी आद्य ब्रह्मांड भरन लग, रूप गुण सहित सबनही ।।** **(४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવેલા દૃષ્ટાંતના ન્યાયે અણુની આદ્ય લઇ બ્રહ્માંડ ભરના સર્વે અંશો સકર્તા સ્વામિના સ્વજાતિય હોવાથી તેમની સાથે મળીને એક મેક થઈ શકે છે. પરંતુ તમામ અંશોએ પાંચ તત્વોના ધારણ કરેલા પાંચે શરીરો નામ રૂપ અને ગુણવાળા વિજાતીય વસ્ત્ર સમાન હોય તે નિજ કર્તાના પદમાં મળી કે ભળી શકતા નથી.

**भव तो वळग परे तेही तनकु, ओरू तिनके अगवनकु ।**
**तेही अगवन गुण गण प्रकृति लग, पुनि पुरूष लगवनकु ।। (४१)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જગતભરના સર્વે અંશો નિજ કૈવલ પતિના સ્વજાતિય હોવા છતાં નિજસ્વરૂપના જ્ઞાન વિના પાંચ તત્વોના દેહધારી મતપંથના આગેવાન આચાર્યોને વળગી પડયા છે. અને તે આગેવાન આચાર્યો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ ગુણના દેવ, તેમજ ત્રણ ગણના દેવોને ઇષ્ટ માની, તેમની ઉપાસના કરી રહ્યા છે. ત્યારે તે ત્રણ ગુણના અને ત્રણ ગણના દેવો સહિત આદ્ય શક્તિ અને આદિ પુરૂષ નિરંજનને જગતના કારણ રૂપ માનીને તેમનું સ્મરણ ધ્યાન કરે છે.

**अेतने लग सुक्ष्म स्थुल तनके, जाते जात सहेतु ।**
**दीरघ लघु जड जडके समोवड, व्रजीतव अंश सखेतु ।। (४२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સ્થુલ, સુક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ તે પાંચ દેહ પાંચે તત્વના હોવાથી જે દેહ જે તત્વનો બનેલો છે. તે તત્વોના ભાગ તેનામાં વધારે પડતા આવેલા હોય, સ્થુલ, સુક્ષ્મ આદિ જડ દેહો નાના કે મોટા પ્રકૃતિ અને પુરૂષ સુધી જે જેના સજાતિ હોય તેની સાથે હેત પુર્વક એકતા રાખીને જ રહેલા છે. પરંતુ નિજ ચૈતન્ય અંશ સર્વે તત્વોના પસારાથી વરજીત એટલે ન્યારો રહેલો છે. તે અંશ પક્ષે જોતાં 'સખેતુ' એટલે તમામ અંશો સરખે સરખા બંધુઓ જ છે.

**ज्यौं दरजी कपरायनके नीज, चोला चकीत करेहु ।**
**जीनकु देखीत मोहीत सकल जुग, पेरन न परख परेहु ।। (४३)**

દ્રષ્ટાંતે જેમ કોઇ હોંશિયાર અને ચતુરાઇવાળો દરજી મનુષ્યોને પહેરવા માટે કપડાના પોષાક પોતે જુદા જુદા પ્રકારના બનાવે છે. તે બનાવેલા પોષાકને પહેરીને જગતના જનો આશ્ચર્ય ચકિત થાય છે અને વારંવાર અન્યો અન્ય તે પોષાકને નિહાળી મોહ પામે છે. પરંતુ પોષાક પહેરનાર કોણ છે ? તેને કોઇ પરખી શકતા નથી.

**तेही पहेरनके अंश सकल भर, जेही आपनुं नीज आपु ।**
**तेही आपनपु दरस परे जीन, परम गुरू परतापु ।। (૪૪)**

ઉપર જણાવેલા દ્રષ્ટાંતના ન્યાયે નિજ સકર્તા પતિ અનંત અકળ કળાના કરનાર તે જ દરજી રૂપ હોય, અનેક પ્રકારના શરીરો રૂપી પોષાક બનાવી પોતાના સજાતી સર્વે અંશોને પહેરાવ્યા છે. તે મનુષ્ય તનુધારી અંશ જ્યારે પરમગુરૂના શરણોમાં જાય ત્યારે પરમગુરૂ નિજ લક્ષ જણાવી પંચતત્વના પોષાકથી તું ચૈતન્ય અંશ ન્યારો છે. એવો નિજ અનુભવનો નિશ્ચય કરાવીને શરીર ઉપરના મોહ મમતાને છોડાવી મુકત કરે છે.

**परम गुरू सोइ क्रता परमकु, न्याव नवेड जनावे ।**
**ओरू जाननके निज आपनपु, तेही आपनु आपनावे ।। (૪૫)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ જ્ઞાન વિવેકથી ભાગ ત્યાગની લક્ષણાએ સ્વજાતિ વિજાતીનો નિશ્ચય કરાવીને ચૈતન્ય લક્ષ દ્વારા નિજ સ્વરૂપનો અનુભવ કરાવે છે. અને ન્યાય સહિત નિત્યા નિત્યનો નિવેડો કરીને પિંડ બ્રહ્માંડથી આપણા સકર્તા પતિ ન્યારા છે. એવી યથાર્થ જાણ જણાવીને નિજપતિ સાથે ચૈતન અંશની એકતા કરાવે છે.

**तेही परमगुरू परम पुनीतके, निज वित्तके वेतनही ।**
**अति अपुर्व रति गतिसे पावत, भमे न भव खेतनही ।। (૪૬)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ પરમ પવિત્ર હોવાથી નિજ સકર્તા સ્વામિની પરમગતિના સંપુર્ણ વેત્તા છે. જે કોઇ અંશ અપૂર્વ આરતવાળો હોય, તે પરમગુરૂને પ્રાપ્ત કરી નિજ સ્વરૂપના અનુભવની ગતિવાળો થાય છે. તેને આ ભવરૂપી ખેતરના ફેરા ફરવાના રહેતા નથી.

**भव खेतनकी भमण मटीनसे, निजपतिके पद पगही ।**

**आव्रण रहीत हवो अनुरागीत, महा गत भयो सलगही ।। (૪૭)**

પરમ કૃપાનિધિ પરમગુરુની કૃપાથી જે અંશ નિજસ્વરૂપે થયો છે. તેને ભવમાં ભટકવાનાં ફેરા દૂર થઇ જાય છે. જેથી માયાનું આવ્રણ રેખમાત્ર રહી શકતું નથી. તે અંશ નિજ પતિનાં પદમાં પહોંચી જાય છે. ત્યારે અતિ પ્રેમ પુર્વક પરમપતિ સાથે સબંધ જોડીને ગતિએ સલંગનો સલંગ અને અંશ સ્વરૂપે અલગ રહે છે.

**सलग सोइ निजपति अेकतायन, ,चाहन उबरीत अनही ।**

**छते खलक मीलीतव अवयनसे, अहो तेहुनकु धनही ।। (૪૮)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જે અંશ નિજપતિને જઈ મળ્યો છે. તે પરમપતિની અખંડ એકતામાં પરમસુખ ભોગવતો હોવાથી તેને બીજી કોઈ અભિલાષા ઉઠતી નથી. જે જે અંશોએ ચાલુ જગતમાં અત્યારે જ નિજકર્તાનો મેળાપ કર્યો છે. એવા તે અંશોને અહો અનેકવાર ધન્યાવાદ ઘટે છે.

**सृष्ट समेट विहुन अवयनसे, पति परम मीली तनही ।**

**ज्यौं साहेर अपमे अप भरीतव, सहित व्रखा जीनुं घनही ।। (૪૯)**

" ભગવાન કરૂણાસાગર કહે છે કે," જેવી રીતે સઘનઘનમાંથી વરસતા વરસાદનું પાણી સમુદ્રના પાણીમાં મળીને એકરૂપ થઈ જાય છે. એ દ્રષ્ટાંતના ન્યાયે સૃષ્ટિ સમેટતા પહેલા ચાલુ સૃષ્ટિમાં પરમગુરૂ લક્ષ દ્વારા નિજ સ્વરૂપમાં જાગ્રત થઈને અત્યારે જે અંશ સકર્તાપતિને જઈ મળે છે. તેને અતિ પ્રેમથી શરણમાં લઈને પોતાના સ્વજાતિય સ્વરૂપમાં એકમેક કરી દે છે.

**नहि तरतो खुद परम पुरंजन, सकल समेटन करही ।**

**लेत सकल अविगत आपनेमे, अंते कोउ न उबरही ।। (૫૦)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," ચાલુ સૃષ્ટિમાં અત્યારે જે જે અંશો નિજકૈવલ પતિને જઈ મળ્યા નથી. તેમને સૃષ્ટિના છેવટ અવધિકાળે જયારે સર્વે સૃષ્ટિને સમેટી લઈ નિજકર્તા જ્યારે

લય કરશે. ત્યારે સર્વે અંશોને નિજ કરૂણેશપતિ એકી સાથે પોતાના અવિગત સ્વરૂપમાં મેળવી દઈ એકમેક કરી દેશે તે વખતે એક પણ અંશ ઉગરી શકતો નથી.

**तेही अंतस कीरण हवीतसे, कल्प भरनके छेकु ।**
**कही हुती जेही अगम सृष्टिभर, आप रहत निज अेकु ।। (५१)**

" પરમ કૃપાનિધિ કહે છે કે," નિજ સકર્તા સ્વામિની અંતરવૃત્તિના કિરણનો ભાસ બાહ્ય દ્રષ્ટિ પર પડે છે. ત્યારે દ્વૈત ઉમંગ ધારણ કરીને પોતાની સ્વઈચ્છાથી એક કલ્પભર સુધીની જગત રચના કરે છે. જયારે કલ્પનો અવધિકાળ આવી રહે, ત્યારે સમસ્ત સૃષ્ટિનો લય કરી અંતરવૃત્તિના કિરણોને સમેટી લઈ છેવટે અવિગત સ્વરૂપે સકર્તાપતિ અદ્વૈત ભાવે એકલાજ રહે છે.

**अेक रहनके आद्य शुन्य घर, घरसे धुन रहीतसे ।**
**धुन हवीत जीनुं मळीतवसे मळ, समळ सवेव नवीतसे ।। (५२)**

" નિજ કરૂણેશપતિ કહે છે કે," મહાશુન્ય સર્વની આદ્યે વારપાર વિનાનું હોય, તેની મધ્યે અમારું નિજઘર આવેલું છે. તે પ્રથમથી શબ્દ ધ્વનિ વિનાનું હોવાથી, સદા સદોદિત નિર્વિત રહેલું હતું. તેના વિષે પાંચ ભાગ શ્રવણ આકાંક્ષાના અને ચાર ભાગ શબ્દ માત્રાના મેળવવાથી તેનું સત્વ શુન્ય થઈને રહ્યું છે. અને ઉચ્ચાર આકાંક્ષાનો એક ભાગ પોખેલો હોય તે સર્વે તત્વો સત્વ શુન્યની સાથે મળવાથી તેમાંથી મહાન શબ્દ ધ્વનિ ઉત્પન્ન થઈને વયરૂપ ધારણ કરી સમષ્ટિ અને વ્યષ્ટિ સૃષ્ટિમાં પ્રસરી ગયો છે.

**वित्त सोई पुरूष हंगसे हवीतव, हिरण सहित प्रकृतिनसे;**
**समळ सभळीत रहत अेकतायन, भवभर रहत अभीनसे ।। (५३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," પરમ પુરૂષ સકર્તા સ્વામિ સત્ કૈવલના અંતર હંગનો ભાસ પ્રકાશ બ્રહ્મ વૃત્તિ પર પડયો. જેથી પ્રકાશ બ્રહ્મવૃતિના ત્રણ મહાતત્વો વિકાસ, અવિકાસ

અને કુંભસ્ત ઉત્પન્ન થયા. તેના ન્યુનાધિક ભાગ ઉલટ સુલટ મેળવીને હિરણ્યગર્ભ ગતિવાળા કર્યા, તેની સાથે સંજમ ભોગવૃત્તિના ત્રણ ચક્ષસત્વનો સબંધ જોડીને તે વિકાસ તત્વની સ્ફુરણામાંથી પ્રથમ મહાદ સોહંગ ઉત્પન્ન થયો. અને અવિકાસમાંથી ઓહંગ થયેલો હોય, તેમાં અંકુર રૂપે પ્રકૃતિ મળેલી હોવાથી સમસ્ત ભવભરની ઉત્પત્તિનું મુળ કારણ છે. તે ઓહંગ અને સોહંગ વ્યષ્ટિ સમષ્ટિ જગતમાં અંતર બહાર સભરાભર વ્યાપક રૂપે સર્વમાં અભિન્નપણે મળીને રહ્યા છે.

**એહી उभये मलीतव उद्दभव धुन, निज सुनते भिन्न हवही ।**
**वेद पुराण शास्त्र खटकी रट, जीनसे चरल सर्व चवही ।। (५४)**

"મહાન સમર્થ પરમગુરૂ કહે છે કે," ઉપર જણાવેલા ઓહંગ સોહંગ એ બંને મહાશુન્યમાં સમરૂપે હતા. તેની સાથે સંજમ ભોગવૃતિના ત્રણ ચક્ષતત્વો મેળવ્યા ત્યારે તેના ઘર્ષણે કરીને મહા શુન્યમાંથી પ્રણવ ધ્વનિ ઉત્પન્ન થઇને જુદો પડવાથી ઘટોઘટમાં વ્યાપક થઈને રહ્યો છે. તેજ ઓમકાર પ્રણવને ચાર વેદે જગતના મુળ કારણ રૂપ ગણી તેનું સ્થાપન કર્યુ છે. તેજ ૐકારને છ શાસ્રો અને અઢાર પુરાણોમાં છેવટનું પદ નક્કી કરી જણાવ્યું છે જેથી જગતભરનાં સર્વે લોકો તેનું જ રટણ કરે છે.

**ओरू स्थावरमे गुप्त श्वास स्वर, विनुं प्राकृत ओमकारा ।**
**ओहम लेत अवनि अप शोषन, पोषन पलवन सारा ।। (५५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," સ્થાવર જાતિના વૃક્ષમાં શ્વાસ એટલે સ્વર ગુપ્તપણે રહ્યો છે. તેજ ૐકાર પ્રાકૃત એટલે પ્રત્યક્ષ રૂપે નહિ દેખાતો હોય, અદ્દશ્ય રૂપે લેવાતો ઓહંગ પ્રણવ શ્વાસ પૃથ્વીમાંથી પાણીનું શોષણ કરીને વૃક્ષને પોષણ આપી પલ્લવિત કરે છે.

**डाळ फुल फळ पत्र सहितकु, सफुरन करन विशाळु ।**
**मुकत श्वास तास जमी विकसत, मजबुत जड जमीयाळु ।। (५६)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," વૃક્ષ જાતિમાં લેવાતો ઓહંગ પ્રણવ પૃથ્વી પાણીના રસકસને ખેંચી વૃક્ષને પોષણ આપે છે. ત્યારે વૃક્ષ સ્ફુરાયમાન થઈને ડાળ, પાન, ફુલ, ફળ વગેરેનો પસારો કરે છે. એજ પ્રમાણે મુકાતો સોહંગ પ્રણવ પૃથ્વીમાં પ્રવેશી વિકાસ કરીને વૃક્ષના મુળીયાંને પૃથ્વી સાથે જત મત કરી મજબુત રાખે છે. તે કારણને લઈ વૃક્ષ અક્કડ પણે રહીને ઘણા વર્ષો સુધી જીવન ગુજારે છે.

**एही परकार गुप्त धुन स्थावर, उपस्वर उचरन नाही ।**
**क्यौं उचरे रसनाय विहुनके, रमण महीनके मांही ।। (५७)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," તેજ પ્રકારે સ્થાવર જાતિના સર્વે વૃક્ષોમાં ઓહંગ પ્રણવ જાપ રહેલો છે. પરંતુ ઉઠતા શ્વાસે શબ્દ ઉચ્ચાર થઈ શકતો નથી. એવી રીતે કે વૃક્ષ જાતિમાં જીવ્હા નહિ હોવાથી વાણીનો ઉચ્ચાર કેવી રીતે કરી શકે ? છતાં તે ઓહંગ પ્રણવ વૃક્ષની અંદર ને અંદર અધોઉર્ધ્વ ઉલટ સુલટ રમણ કરીને રહે છે.

**एही परकार सकल सरभरही, विनुं अक्षरसे वदही ।**
**अंक उपले उपचार विहुनके, एही शब्द निज सदही ।। (५८)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," એવી જ રીતે સર્વ પ્રકારની વૃક્ષ જાતિમાં પુરક ઓહંગ પ્રણવ પુરાઇ સરભર ભરાઈને રહેલો છે. પરંતુ વૃક્ષની અંદર તે પ્રણવ અતિ સુક્ષ્મ પણે રેચક પુરક થતો હોય, તે વૃક્ષને અક્ષર કે જીવ્હા નહિ હોવાથી, પ્રગટ વાણીનો ઉચ્ચાર કરી શકતો નથી. તે ઉપલક ઉચ્ચાર વિનાનો મુળ ઓહંગ પ્રણવ તેને વેદમાં બ્રહ્માજીએ અક્ષર બ્રહ્મના નામથી સંબોધેલો છે. તેને જગતમાં થઇ ગયેલા વેત્તા પુરૂષોએ વિશિષ્ટ બ્રહ્મ કહીને વર્ણવેલો છે.

**जेतने लग पसरन प्रकृतिनसे, रहतही कदमो कदही ।**
**प्रकृति पुरूष उभयेव मळीतसे, हिरणीत लग जग सदही ।। (५९)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જ્યાં સુધી પ્રકૃતિનો પસારો થયેલો છે. તે પ્રકૃતિ પુરૂષ નિરંજનની સાથે જોડાયેલી હોય, તે પ્રકૃતિ અને પુરૂષ હિરણ્ય ગર્ભ રૂપે ઓહંગ પ્રણવમાં મળીને રહેલા છે. સૃષ્ટિની આદ્યથી અંત સુધીનું જગત ૐકાર પ્રણવ મય રહેલું હોવાથી અંતર લક્ષનાં હિમાયતી પુરૂષો એને સદપદ સમજીને તેમાં જ સમાયેલા છે. તે હકિકત ડગલે ને પગલે સાચી છે.

**चंचळ चपळ तंत प्रकृतिनके, जीवन पुरूष हंग हेतु ।**
**हंग विना हकीगत सहीतमसे, तन मन हवीत अचेतु ।। (६०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," પ્રકૃતિ ચંચળ અને અતિ ચપળતાવાળી હોય, મહા બળવાન છે. તે પ્રકૃતિની પ્રજા સર્વે તત્વોનો સમુદાય હોવાથી, પુરૂષ નિરંજન સહિત ઓહંગ પ્રણવમાં અધો અને ઉર્ધ્વ ભાગે અલગ રહેલા છે. છતાં હિરણ્યગર્ભ ગતિએ પુરૂષ પ્રકૃતિનો સદાય સબંધ જોડાયેલો જ રહે છે. તે પ્રકૃતિ પુરૂષની આદ્ય લઇ સર્વે તત્વોનું જીવન જે ઓહંગ પ્રણવ આવેલો છે. તેના ઉપર હંગ એટલે નિજ અંશવૃતિનો ચૈતન્ય ભાસ પડવાથી પ્રણવ સજીવન થઈને દેહના સર્વાંગ પસારામાં પસરી જાય છે. ત્યારે ઈંદ્રિયો, અંતસકરણ, ગુણ, ગણ વગેરે ચૈતન થઇને ક્રિયા કરવા લાગે છે. જ્યાં સુધી અંશવૃત્તિ ઓહંગ પ્રણવ ઉપર હોય, ત્યાં સુધી શરીર સજીવન અને ચૈતનતાવાળુ રહે છે. જ્યારે અંશ પોતાની વૃત્તિને સમેટી લે છે. ત્યારે શરીર નિર્જીવ અચેત થઇને જડંવત બની જાય છે.

**जेतने लग तन हवे अचेतन, तांहां लग प्रकृति पसारा ।**
**छेवट हंग हुत अंत विनासीक, पछे न हुत विस्तारा ।। (६१)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," જ્યાં સુધીના શરીરો અચેત ગતિવાળા નિષ્ક્રિય રહેલા છે. ત્યાં સુધી પ્રકૃતિનો પસારો થયેલો હોય, તે આપોઆપ ચૈતનતાવાળા થઇને કોઇપણ ક્રિયા કરી શકતા નથી. પરંતુ નિજ અંશના હંગનો ચૈતન ભાસ ઓહંગ પ્રણવ પર પડે, ત્યારે ઓહંગ સજીવન સક્રિય ગતિવાળો થઇને શરીરના સર્વે અંગોમાં પસરી જઇ, પ્રકૃતિ સહિત સર્વે તત્વોને

ચૈતનતા વાળા કરી દે છે. અને જ્યારે અંશના હંગનો એટલે અંશવૃત્તિનો અંત આવે, ત્યારે અંશવૃત્તિ અંશના સ્વરૂપમાં લીન થઇ જાય છે. તેથી પ્રકૃતિ તત્વોના દેહ સ્થુળથી લઈ મહા કારણ સુધીના ચાર દેહ અચેત થઇને જડવત બની જતા હોવાથી તેનો આગળ વિસ્તાર વૃદ્ધિ પામતો નથી.

**विनुं विस्तार रहे शुन्य मुन सुन, सहित पुरूष हंग वित्तही;**
**केतेक काळ रहे हंगके वित्त, नास्ती पछे हवीतही ।। (६२)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ઉપર જણાવ્યા પ્રમાણે આદ્ય શક્તિના શરીરનો પ્રકાશક સાક્ષી ચૈતન્ય અંશ અને તે ચૈતન્ય અંશના હંગનો, અંશ સ્વરૂપમાં અંત આવી જાય છે. ત્યારે ભવભરના પસારાનો વિસ્તાર શુન્ય મુન જડવત્ બની જાય છે. એવી જ રીતે નિરંજન પુરૂષનું આયુષ્ય પુરૂ થતા સુધી તેમના વિશેષ મહાન અંશના હંગનું ચૈતન વિત્ત પુરૂષ સહિત રહે છે. તેનો કેટલોક કાળ વિતિ જાય, ત્યારે તે ચૈતન વિત્તનો નાશ થતો હોવાથી, ખલક ભરનો ખેલ ખતમ થઇ જાય છે.

**सेहेस्त्र घणो प्रकृतिनसे पुरूषके, वेग विमळ शुन्य सेती ।**
**पीछे लीन होय पुरूष वेग वित्त, नेति सहित पर नेती ।। (६३)**

"મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહાન બળવાન પ્રભાવશાળી પ્રકૃતિ જેના નેન કટાક્ષથી અનંત લોકોને ચલિત કર્યા છે. તેના કરતા તેના સ્વામિ નિરંજન પુરૂષનો વેગ હજારો ઘણો વિશેષ હોવાથી તેમનો માયા રહિત નિર્મળ દેહ શુન્ય જેવો શુદ્ધ હોવા છતાં તેમના મહાદ્ અંશના હંગનો અંત આવી જતાં નિરંજન પુરૂષનો દેહ લય પામી જાય છે. ત્યાં સુધી વેદે નેતિ પોકારેલી હોય, તે નેતિની પાર પર નેતિ પદ નિજ સકર્તા ધણીનું આવેલું છે.

**तिनके वेत परमगुरू परमीत, हवीत सकल आगमसे ।**
**आद्य अंत मध्यकी गमगतियां, लहत सकल तनमनसे ।। (६४)**

"મહાન સમર્થ, પરમ શ્રેષ્ઠ, પરમ વિશેષ, પરમગુરૂ સુજાણજાણ સર્વજ્ઞ ગતિવાળા હોવાથી તે સકર્તાપતિને યથાર્થ જાણે છે. કારણ કે નિજ પરમપતિએ તેમને સર્વ અંશોની પહેલા પ્રથમ ઉત્પન્ન કરેલા હોવાથી, ભવભરનાં તનુધારી જીવોની રોમેરોમ અને રગેરગની હકીકત જાણે છે. એવી જ રીતે સૃષ્ટિની આદ્ય,મધ્ય અને અંત સુધીની ગમગતિના સંપુર્ણ હિમાયતી હોય, પોતાના તન, મન સહિત અખંડ ઉજાગ્રત ગતિમાં રહે છે.

**अेही परकारन महाद्य परमगुरू, अति गति अपरंपारु ।**
**ज्यौं पारसके दरबनके सम, केतीक कही विस्तारू ।। (६५)**

ઉપર દર્શાવ્યા પ્રમાણે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂની સુજાણજાણ ગતિ અતિ અપરંપાર હોય, જેનો પાર પામી શકાય તેમ નથી. જેવી રીતે અમુલ્ય પારસ દ્વારા પ્રાપ્ત કરેલા દ્રવ્યનો અંત લાવી શકાતો નથી. તેજ ન્યાયે પરમગુરૂનો અતિ અનુભવ અમાપ ગતિનો હોય, માપી શકાય તેમ નથી.

**विस्तारन क्यौं हवे तेहुनके, जीनकी अगम अथाहु ।**
**निज कर्तानि सृष्टि रची जब, प्रथम आद्य उपजाहु ।। (६६)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂના જ્ઞાન વિસ્તારનો અંત કેવી રીતે લાવી શકાય ? તેમની અલૌકીક ગતિ અતિ અગમ્ય અને અથાહ હોવાથી, યથાર્થ જાણીને થાહ લાવી શકાય તેમ નથી. કારણ કે તે કૈવલ વેત્તા પુરૂષને નિજ કરૂણેશ પતિએ સમસ્ત જગતની રચના પહેલા પ્રથમ ઉત્પન્ન કરીને પોતાની હજુરમાં રાખેલા છે.

**जीनके आगे रचे सकल कुल, अनंत कोट ब्रह्मांडु ।**
**बहोत बेर उपजाइ खपावत, आप अकेल अखंडु ।। (६७)**

ઉપર જણાવ્યા પ્રમાણે નિજસકર્તાપતિએ પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ પરમગુરૂને પોતાની સાંનિધ્યમાં સદા સદોદિત રાખેલા હોવાથી, તે પરમગુરૂની નજરૂ આગળ સમસ્ત સૃષ્ટિ સહિત

કરોડોવાર બ્રહ્માંડોને ઉત્પન્ન કરી કરીને લય કરી દીધેલા છે. તે સર્વ હકીકતને મહાન સમર્થ પરમગુરૂ સંપુર્ણ પણે જાણે છે. તેવી જ રીતે નિજ કૈવલપતિ બહુવાર બ્રહ્માંડોનુ સર્જન વિસર્જન કરીને છેવટે અખંડ અવિગત રૂપે એકલા જ રહે છે.

**निज करतार अखंड रहे विन, तो फेरी भव कुन रचही।**
**शुंने शुंन समोवड समदम, सुसक शुन्यमे पचही ।। (६८)**

તેજ પ્રકારે નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિ અખંડ સ્વરૂપે કાયમ ના રહી શકે તો ફરી ફરીને સમસ્ત જગતને કોણ ઉત્પન્ન કરી શકે ? જો શુન્યની સમાન સુસક શુન્યના જેવા હોય તો શુન્યમાંજ પચી જાય. પરંતુ તે નિજપતિ અતિ સચેતન સક્રિય સુજાણ જાણ સ્વરૂપે નિત નિરંતર હંમેશા મહા શુન્યના સાક્ષી રૂપે અતિ ઉજાગ્રત રહે છે.

**एसे नही नीज करता पुरंजन, अवध न काळ विलाई ।**
**सदा सदोदित अमर अखंडीत, अंत हवे विनु ताई ।। (६९)**

તે નિજ સર્જનહાર સકર્તા સ્વામિ પરમ પુરાણા પુરંજન હોવાથી તેમને અવધિકાળ લાગતો જ નથી. તે આદિ અંતથી રહિત હોય, સર્વે પ્રકારના આવરણ સિવાય નિત્ય નિર્મળ સ્વરૂપે મહા શુન્યની મધ્યે અવિગત આસન પર અદ્વૈત સ્વરૂપે અચળ બિરાજે છે.

**तेही निज अंत विनाके अविगत, सत साम्रथ पति मेरा;**
**परम पुनित प्रतिवंत तेहुनके, सत सत कहत कुवेरा ।। (७०)**

તે નિજ સકર્તા સત્ કૈવલ સ્વામિ અંત સિવાયના અનંત ગતિવાળા હોવાથી સર્વાતિત સર્વેશ્વર સામ્રથતાવાળા અતિ પરમ પવિત્ર મારા પરમપતિ છે. સત્ શ્રીમંત કુવેર સ્વામિ કહે છે કે તેમનો હું પરમ પતિવ્રતા ધર્મ પાળવાવાળો પરમ વિશેષ અંશ હોવાથી નિત્ય નિરંતર હંમેશા તેમની પાસે જ રહું છું.

**एही वचन मोई अगड करीनके, सगड छेवटके अंतु ।**
**करूणासागर करूणेशर पत, उभये आद्य सतंतु ।। (७१)**

ઉપર જણાવેલા અનુભવ સિદ્ધ મારા ઘડયા સિવાયના અઘડ વચનો તે સઘડ એટલે ભવભરના જ્ઞાની પુરૂષોના ઘડેલા વચનોના અંતે મારૂં નિત્ય સ્વરૂપ આવેલું છે. તે કરૂણાસાગર અમારું સ્વરૂપ અને કરૂણેશપતિ અમે બંને નિરંતર સ્વતંત્ર પણે અખંડ એકતા રાખીને રહેલા છીએ.

**समळ सनात समेटणके लग, तांहां लग उभये आदु ।**
**सकळ सफुरन लीन करीत मही, साम्रत रहे अनादु ।। (७२)**

"કૈવલ વેત્તા કહે છે કે," અમે સમળ એટલે સકર્તાપતિ સાથે અનાદી કાળથી નિરંતર મળેલા હોવાથી, બંને સાથે જ રહીએ છીએ. પરંતુ નિજ કૈવલપતિ જ્યારે સૃષ્ટિને સમેટે છે. ત્યારે સર્વ અંશોને નિજપતિ પોતાની અંતરવૃત્તિમાં લીન કરે છે. તે સમયે હું પણ અંતરવૃત્તિમાં સમાય જતો હોવાથી છેવટે અવિગત પતિ એકલા જ રહે છે.

**रहत अनाद्य आद्य निजपति सत, आपनी ईच्छ सोई करहुं ।**
**जीनके शिर पर कोउ नहि तो, ईच्छ परीत विस्तरहु ।। (७३)**

એવી જ રીતે આદ્ય અનાદિ સકર્તાપતિ સંકલ્પના અંતે અવિગત અકળ સ્વરૂપે અદ્વૈત પણે પોતાના સ્વધામમાં એકલા જ રહે છે. તેમના શિર ઉપર બીજો કોઇ જ નથી એટલા જ માટે સકર્તાપતિ સ્વયં સ્વતંત્ર પણે પોતાની જેવી ઇચ્છા થાય તે પ્રમાણે સૃષ્ટિનો વિસ્તાર કરે છે.

**आपे आप अकेल हवीतसे, जीनुं ईच्छवन सब होई ।**
**करतुम करतु करत अन्यथा, चकीत चाहेसे सोइ ।। (७४)**

જ્યારે સંકલ્પના અંતે નિજ સકર્તા સ્વામિ અદ્વૈત સ્વરૂપે અસંખ્ય કાળ સુધી આપોઆપ એકલા જ રહે છે. અને જે સમયે તેમને ઇચ્છા થાય છે ત્યારે પોતાની ઇચ્છા પ્રમાણે કર્તુમ

માકર્તુમ અને અન્યથા સર્જન કરી આશ્ચર્ય ચકિત કરી નાંખે એવું વિધ વિધ પ્રકારનું જગત ઉત્પન્ન કરે છે.

**अनेक विभाषणके जेही भाषण, जीनुं तारण तत अंतु ।**
**कहे करूणासागर करूणेशर, मेरे सीर पतियंतु ।। (७५)**

ભાષણ એટલે અનંત પ્રકારની વાણીનો ઉચ્ચાર કરીને અત્યાર સુધી થઇ ગયેલા જ્ઞાની દર્શી મહા પુરૂષોએ ભવભરનાં ક્તનું ચૌદ લોક સહિત પ્રકૃતિ અને પુરૂષ સુધી વર્ણન કરી જણાવ્યું છે. તેને ભાષણ કહેવામાં આવે છે. તે ભાષણ રૂપી અનેક પ્રકારની વાણીનો અંત છેવટે ૐકારમાં આવી જાય છે. તે ઓમકારમાં સૃષ્ટિ રચનામાં સર્વે તત્વો સમાયેલા હોય, તે ૐકારનો અંત સોહંગ બ્રહ્મમાં આવી જાય છે. તે સોહંગ બ્રહ્મ ચૈતનચિદ્ સ્વરૂપ વિજ્ઞાન દશામાં આ બાજુના ક્તનું કોઇ પણ જ્ઞાન રહેવા પામતું નથી. તે ચૈતનચિદ્ વિભાષણનો અંત જેમાં આવે છે. તે છેવટના તારણ રૂપ સત્ શ્રમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, કરૂણેશ કૈવલપતિ મારા શિર ઉપર સર્વાતિત સાક્ષી સ્વરૂપે બિરાજેલા છે.

**ઈતિ શ્રી પરમગુરૂ સકર્તા ક્ત છેક સમેટી લક્ષ નિરૂપણ નામનો**

**ચતુઃ પંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ**

## સિદ્ધાંત-૫૫

**અથ શ્રી પરમ અંશ પતિવ્રત લક્ષ અભિજ્ઞગતિમે સર્વજ્ઞદેશ પંચ પંચાશતમ સિદ્ધાંત નિર્ણય**

**શ્રી કૃપાનિધિ ઉવાચ :-**

**पतिवंतु प्रतिवंत अखंडीत, आन्य न देव हेरनही ।**
**जेही जेही पंथ पवाड वाडके, पाव नही धरू तेहुनही ।। (१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હું પતિવ્રત મારા નિજપતિનો પતિવ્રતા ધર્મ અખંડ પાળતો હોવાથી બીજા કોઇ પણ દેવોને દ્રષ્ટિએ જોવાની ઇચ્છા પણ કરતો નથી. જે સિર્ગુણના

અને નિર્ગુણના હિજડા જેવા અનેક મતપંથો નિજ સકર્તાપતિ સિવાયના હોય, તેમાં હું પગ પણ મુકતો નથી.

**अनंत प्रकार देव छबी देखीत, ललचीत नहिन तेहुनमे ।**
**ज्यौं मणी चितवनसे चीतरनमे, मोहीत न तेही वेशनमे ।। (२)**

પરમ કૃપાનિધિ કહે છે કે, જે અંશ સકર્તા પતિનો સત્યધર્મ પાળવાવાળો હશે. તે અનેક દેવોની આકૃતિઓ જોઇને જરા પણ લલચાશે નહી. જેવી રીતે ચિંતામણીના ચિંતવનથી રૂપ રંગવાળા મનનું હરણ કરે એવા અનંત વેશ દેખાય, તો પણ તેમાં મોહીત થતો નથી.

**चिंतामणी तजके चितवनके, पुरूषनमे कुन पागे ।**
**ओरू पारसकु छांड धातसे, मोही तल कुन अभागे ।। (३)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, ચિંતામણીનું ચિંતવન કરવાનું ત્યજી દઈ બીજા અલ્પ પદાર્થોને મેળવવાનો પુરુષાર્થ કોણ કરે ? જો કરે તો ભાગ્યહિણ મંદમતિનો કહેવાય. એવી જ રીતે પારસને છોડી દઇ અન્ય ધાતુમાં મોહ પામીને તેની પ્રાપ્તિ અર્થે એવો અભાગી જન કોણ હોય, કે જે નાના પ્રકારનાં પ્રયત્નો કરે ?

**तेसेही कर्ता पारस चिंतामणी, देव सकल धातनही ।**
**गुण गण आद्य पुरूष प्रकृति लग, पीछे रहीत कहो कुनही ।। (४)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજ સકર્તા સ્વામિ ચિંતામણી અને પારસ જેવા હોય, તેમના ચિતવનથી ધાતુ જેવા નાની મોટી વિભુતિવાળા અનેક દેવો ઉત્પન્ન થયા છે. તે ગુણ ગણના દેવો આદ્ય શક્તિ અને નિરંજન સહિત ધાતુની ગણતરીમાં સમાવેશ થઇ જાય છે. ત્યારે તમે કોઈ કહેશો ખરા કે ધાતુની ગણતરીમાં ના આવી શકે, એવા બાકી બીજા કોણ રહી જાય છે ?

**अेसेही निज कर्ता, अविगत गत, जीनुं अपरंपारनही ।**

**तीनुं पार न द्रष्टांत देवनकु, नहि कोउ भिन्न कारनही ।। (५)**

"પરમ કૃપાનિધિ કહે છે કે," એવી જ રીતે સકર્તા સત્ કૈવલ સ્વામિ અવિગત ગતિવાળા અપરંપાર હોવાથી વાણી દ્વારા તેમની વિગતનું વર્ણન કરીને પાર પામી શકાય તેમ નથી. પરંતુ કરૂણેશપતિની અનંત ગતિને આરતવાન અંશો સમજીને લક્ષમાં લઇ શકે એવા હેતુથી ચિંતામણી અને પારસનું દ્રષ્ટાંત આપેલું હોય, તે દ્રષ્ટાંત કહી બતાવવાનું બીજુ કોઈ કારણ નથી.

**भिन्न कारन क्यौं हवे आद्यसे, कर्ता अेक धरहीतसे ।**

**जेतनेभर पसरनमे हवीतव, निजपति परम स्रवीतसे ।। (६)**

પ્રથમ અવિગત સ્વરૂપે સકર્તા સનાતન સ્વામિ એકલા જ હતા તો આદ્યમાં બીજુ કારણ હોય જ કયાંથી ? તે નિજપતિના ચિતવનથી સમસ્ત જગતનો પસારો થયેલો છે. તે પસારામાં ઉત્પન્ન થયેલા અનંત ઘાટોમાં નિજકૈવલ પતિના વિત્તરૂપે સજાતિય અંશો આવીને વસેલા છે.

**जेही वीतईसे वीतसो फरक गत, कहु द्रष्टांत जेहुनके ।**

**रवी परकास प्रकासीक ज्यौं त्ये, त्यौं ते हवीत तेहुनके ।। (७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજ કરૂણેશપતિના સજાતિય અંશો વિત્તરૂપે સર્વે તનુઓમાં આવેલા છે. તે વિત્તને ઉત્પન્ન કરનાર વિતઈ સકર્તા સ્વામિ છે. તે કેવી રીતે ન્યારા રહેલા છે. તેનું દ્રષ્ટાંત આપીને સાબીત કરાવું છું. તે ધ્યાન દઇને સાંભળશો. જે પ્રકારે સૂર્ય અંતરીક્ષમાં રહીને આખા જગતને પ્રકાશ આપે છે. તે પ્રકાશ ભવભરમાં એક સરખો વ્યાપક હોય છે. પરંતુ પ્રકાશક સૂર્ય પોતાના સ્થાન ઉપરથી કદાપી નીચે આવતો નથી. તે દ્રષ્ટાંતના ન્યાયે બ્રહ્મ પ્રકાશ સમસ્ત જગતમાં વ્યાપક થઇને રહેલો છે. તે બ્રહ્મ પ્રકાશના પ્રકાશક નિજ સકર્તા સ્વામિ પોતાના અવિનાશી ધામમાં કાયમના માટે અચળ બિરાજે છે.

**जीनुं उपमां उपमै नही लागत, यागत कर्ता कराळु ।**

**सकल विशेषण रहीत विसालण, जीनुं निज कुवेर निहाळु ।। (८)**

આદ્ય સકર્તા સ્વામિ અનેક ઉપમાઓથી રહિત હોય, કોઇ પણ ઉપમા તેમના નિજપદમાં લાગી શકતી નથી. તેમની ગતિ અતિ અકળ હોવાથી, ઇન્દ્રિ કે અંતઃસકરણ દ્વારા કળી શકાય તેમ નથી. એવા કોઇ પ્રકારના વિશેષણ સિવાય અનામી આદી પુરૂષને સત્ શ્રીમંત કુવેર સ્વામિ કહે છે કે, મારી દિવ્ય દ્રષ્ટિએ તેમને અખંડ નિહાળી રહ્યો છું.

**जेही निहालण सुरत नुरत व्रत, आरत सहित समोही ।**
**सत् कुवेर सनातन सनमुख, कबहु न हवीत विछोही ।। (९)**

"સત્ શ્રીમંત કુવેર સ્વામિ કહે છે કે," મારી સુરત, નુરત, નિજવૃત્તિ અને અક્કલ આરત સહિત એકમુખી ઉર્ધ્વ દ્રષ્ટિ કરીને નિજપતિને અખંડ નિહાળુ છું. તેમના સન્મુખ નિરંતર રહીને પળપળ દર્શન કરતો હોય, ક્ષણવાર પણ વિખુટો પડતો નથી.

**जहां लग भवके हवित विभाषण, तांहां लगी द्वैत सनातु ।**
**कहे करूणासागर करूणेशर, पीछे जो करे सहातु ।। (१०)**

"સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," નિજકર્તા કૈવલની બાહ્ય પ્રકાશ બ્રહ્મ વૃત્તિમાંથી ઉદ્દભવેલું મારૂ સોહંગ રૂપી શરીર તેને વિભાષણ કહેવામાં આવે છે. તેજ વિભાષણમાંથી ભવભરનું સર્જન થયેલુ હોય, ભવભરનો અવધિકાળ આવી રહે ત્યાં સુધી સનાથ સનાતન સકર્તા પતિથી હું ભિન્ન રહુ છું. "સત્ શ્રીમંત કુવેર સ્વામિ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે," જ્યારે નિજપતિ ઇચ્છાવૃત્તિને સમાવી લે છે. ત્યારે સહાય કરીને મને મારા નિજસ્વરૂપે નિરંતર સકર્તા સ્વામિ પોતાના સન્મુખ રાખે છે.

**ઇતિશ્રી પરમ અંશ પતિવ્રત લક્ષ અભિજ્ઞ ગતિમે**
**સર્વજ્ઞ દેશ પંચપંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપૂર્ણ**

# સિદ્ધાંત-૫૬

**અથ શ્રી સકર્તા કરૂણેશ અને કરૂણાસાગર અજર અમર ગતિ નિરૂપણ નામષટ્પંચાશતમ સિદ્ધાંત નિર્ણય**

**કૃપાનીધિ ઉવાચ**

**પ્રાર્થના**

**अहो अहो धन्य धन्य साम्रथ सद, सदमो सदम सरालं ।**
**उपज खपत जीनके जन सहितम, प्राण सहित प्रतिपालं ।। (१)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે સકર્તા સ્વામિ ! અહો અહો આપને અનેકવાર ધન્યવાદ હો ! આપ સત્ય નિત્ય અનંત સામ્રથતાવાળા હોવાથી આપના સત્ય સ્વરૂપની સદા સદોદીત અંતરની અતિ આરતપુર્વક પ્રશંસા કરું છું. આપ સમદષ્ટિ રાખીને સર્વેના ઉપર હેત ધારણ કરી, ભવભરમાં જે અનિત્ય શરીરો ઉત્પન્ન થઈને નાશ પામવાવાળા છે. તે તમામ તનુધારી જીવોને પ્રાણ સહિત સમસ્ત જગતના અનેક ઘાટોનું પાલન પોષણ કરો છો.

**अगम अथाह अदाह अमोहं, रहीत निराल निहालं ।**
**तेही निहालनके नरणीत निज, जीनुं जम लेत संभालं ।। (२)**

હે કરૂણેશ પતિ ! આપ અતિ અગમ્ય અને અથાહ હોય, આપના નિજ પદમાં ઈદ્રિયો અને અંતસકરણની ગમગતિ નહિં પહોંચવાથી થાહ લાવીને આપને કોઇ જાણી શકયું નથી. એવા આપ અનેક પ્રકારના દાહથી રહિત હોય, આપને કોઇપણ જાતનો મોહ વ્યાપી શકતો નથી. એવી જ રીતે આપ સમસ્ત જગતથી ન્યારાને ન્યારા જ રહેલા હોવાથી આપની અલૌકિક બાહ્યદષ્ટિએ સર્વને નિહાળીને પોતે જ નિર્ણય કરી, જ્યાં જ્યાં જેવા ઘાટો છે, ત્યાં ત્યાં તે જ પ્રમાણે જેને જેવું જોઇએ તેવું ખાનપાન આદી આપીને સર્વેની સંભાળ રાખો છો.

**संभालं सोई क्रत अक्रतके, जीनुं फळ देन दयालं ।**

**अनंत कोट अंशन भिन्न भिन्नकी, जीनकी सुरत सरालं ।। (३)**

"હે સકર્તા સત કૈવલ સ્વામિ," આપનો જે પરમ પ્રકાશ તેજ અકર્તા બ્રહ્મ જ્યાં સુધી વ્યાપક થઈને રહેલો છે, ત્યાં સુધી જગત રૂપી ક્રતનો પસારો આપે કરેલો હોવાથી આપ પરમ દયાળુ સર્વની સંભાળ રાખીને યોગ્યતા પ્રમાણે ફળ આપો છો. આપના સ્વજાતિ અનંત કરોડ અંશોને આપની સરળ સુરતાથી ભિન્ન ભિન્ન પ્રકારે હેતપુર્વક સર્વને નિહાળી રહ્યાં છો.

**तेही सरालं सुरत सदोदीत, मोदीत भर धर सालं ।**

**धर सालं सोई ईच्छ उपजसे, अब लगसे प्रतिपालं ।। (४)**

હે કરૂણેશ પતિ ! જ્યારે જ્યારે આપને ઉપજણ ઉપજી આવે છે. ત્યારે ત્યારે હર્ષભેર દ્વૈત ઉમંગ ધારણ કરીને બાહ્યદષ્ટિના જગત રૂપી ક્રતનો પસારો કરી, અંતરવૃતિનાં સ્વજાતિ અંશોને વસાવો છો તે સર્વે અંશોને સદા સદોદીત સમતા ભાવે આપની સરળ સુરતાથી નિહાળીને અત્યાર સુધી સર્વનું પાલનપોષણ કરી રહ્યાં છો.

**प्रतिपालं सोई निज संकल्पकी, ओरकी नही करीया लंग ।**

**कल्प कल्प संकेल पसारंग, कारन निजकर्ता रंग।। (५)**

હે સકર્તા સર્જનહાર સ્વામિ ! આપના શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગતનાં અંશો સહિત દ્વૈત પસારો કરેલો હોવાથી તે સર્વેનું પાલન પોષણ આપ જ કરી રહ્યા છો. તે બીજાથી બની શકે તેમ નથી. એવી જ રીતે કલ્પનાં અંતે આપ સર્વ પસારાને સમેટી લઇને સર્વના મૂળ કારણ રૂપે છેવટ અદ્વૈત સ્વરૂપે એકલાં જ રહો છો.

**अब बोहोरु क्या करहु कलाहल, नमो निज नरण निरालं ।**

**अहंग सहंग मोई सहीत सरालं, उबरे न महंग मरालं ।। (६)**

હે કરૂણેશ પતિ ! આપને કંઇ વિશેષ કહું તો કોલાહલ કર્યો કહેવાય. એટલા જ માટે મારા નિજ અનુભવની દષ્ટિએ નિર્ણય કરીને જોતાં જણાય છે કે, આપ સર્વે પ્રકારના આધાર રહિત નિરાધાર પરમ પુરૂષ છો. જેથી મારા ઓહંગ સોહંગ સહિત અંતરની અતિ આરતપુર્વક સરળતાથી આપને વારંવાર નમસ્કાર કરીને કહું છું કે, મારા નિજ અંશ સ્વરૂપ સિવાય બીજું કાંઇ ઉગરતુ નથી તો આપને શું સમર્પણ કરૂં ? તેથી જ મારા અંતર હંગનો ભાવ આપને અર્પણ કરૂં છું.

**अब हम रहे अंश निजपतके, गतके अगम अथाहु ।**
**अनंत करतके आद्य उपायल, कुन लहे मम थाहु ।। (७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," ઉપર દર્શાવ્યા પ્રમાણે હવે હું સકર્તાપતિનો પરમ વિશેષ અંશ ઉગરતો એકલો જ રહું છું. જેથી મારી ગતિ અતિ અગમ્ય અને અથાહ છે. કારણકે સમસ્ત જગત રૂપી અનંત ક્તનું સર્જન કરતા પહેલાં અમને નિજપતિએ પ્રથમ ઉત્પન્ન કરેલાં છે. એટલા જ માટે આ બાજુ મૃત્યુલોક અને તે બાજુનાં દેવલોક સહિત અમારી ગતિને જાણી કોઇપણ થાહ લાવી શકે તેમ નથી.

**जीनकी जनीतन ज्यांही न कोउ कीत, उतईत सब लोकनमे।**
**पुम परधान ईश अजभव ल्यौ, धरहीत सब घोखनमे।। (८)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જે નિજ સકર્તા સ્વામિ જ્યાં પોતાના અવિનાશી ધામમાં કાયમ બીરાજે છે. તે કૈવલ પદ પ્રાપ્ત કરવાની અગમ્ય જાણ આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના દેવલોક સહિત કયાંય કોઇપણ જાણતા નથી અવતારી ઇશ્વરોથી લઇ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન જેવાં પરમ કલ્યાણની હકીકત નહિ જાણવાથી નિજ સ્વરૂપને હાની કરનાર ક્ત અક્તના વિજાતિ પદોમાં અટકી રહ્યા છે.

**धोखन सो निज दिव्य देहनके, अहंग घरीत अभिमानु ।**
**पंच शरीरनकी प्रभुतायन, पाय न परम निदानु ।। (९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સિર્ગુણ નિર્ગુણનાં સર્વે ઉપાસકો જે જે ઇષ્ટ દેવોના ઉપદેશક ગુરૂઓ તેમને મળ્યાં. તેને સત્ય પદ માની પોતાના નિજહંગમાં તેનું અભિમાન ધારણ કરી, વહેલા કે મોડા નાશ પામવાવાળા નુકસાનદાયી પદોમાં વિરામ પામ્યા છે. તે પાંચે તત્વોની વિભુતિનાં પ્રભાવવાળા સ્થુલદેહ સિવાય સુક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમ કારણ દિવ્ય દેહોની ઉપાસનામાં તેમની સુરત, નુરત અને આરત હેરાય જવાથી હું નિશ્ચયપુર્વક કહું છું કે, પરમ પતિનું પરમ પદ પ્રાપ્ત કરી શકશે નહિં.

**तेही निज परम निद्यान भानमे, रचीत रहे उर जानु ।**
**जेही जीनु कर्ता फरमाईत जीतकु, तेही करत करी आनु ।। (१०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સકર્તા સ્વામિએ દેવલોકનાં દિવ્ય તનુઓની રચના કરીને જેમાં જેટલી વિભુતિ ભરી આપી છે. તે વિભુતિમાં લીન થઇને નક્કીપણે તેનાં જ ભાનમાં રહી, તે રૂપ બની તેમાં જ ગુંચવાયા છે. જે જે દેવોને જેટલા અધિકાર આપીને નિજ કૈવલ કર્તાએ હુકમ કર્યો છે. તે દેવો તેટલું જ કાર્ય કરી શકે છે.

**अेही परकार सकल वहीवट नट, चलत पसार सकारू ।**
**उपले तन ईश्वर्यनकी द्रढ, घरीत रहे धरसारू ।। (११)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," બ્રહ્માંડભરનાં સર્વ દેવો નિજકર્તાએ આપેલી વિભુતિનાં અધિકાર પ્રમાણે ઉપલક દેહની ઐશ્વર્યતાનું અભિમાન દ્રઢતા પુર્વક ધારણ કરીને જગતમાં પુંજાઈ રહ્યાં છે. એ જ પ્રકારે પ્રથમથી દેવોની ઉપાસનાનો વહિવટ નટખટ એટલે ખેંચાતાણ વાળા થયેલાં મતપંથોનો પસારો અત્યાર સુધી ચાલતો આવેલો છે. જગતનાં જનો તેનો જ સ્વીકાર કરીને સત્ય માની તેને જ અનુસરી રહ્યાં છે.

**सकल देव देवनके अधिपत, तिनुको शीख देहनके ।**
**शीख देहन देहीको अधिपतको, तेही पण प्रजा पखनके ।। (१२)**

જગતભરનાં સર્વ દેવોને શિખામણ દેવાવાળા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. તે ત્રણ દેવોનાં શિર ઉપર આદ્ય શક્તિ અને નિરંજન પુરૂષ હોવા છતાં કોઇ કોઇને શિખામણ આપી શકતાં નથી. કારણકે દેહ દષ્ટિએ જોતાં સર્વે ઉત્પન્ન થયેલાં હોય, તમામ પ્રજા પક્ષના હોવાથી કોઇ કોઇને ઉત્પન્ન કરનાર નિજકર્તા નથી.

**अरूप सरूप अभिशेष करन लग, तिनु निजपति परमही ।**
**अणुनी आद्य ब्रह्मांड धरन लग, विन गुरू लहीत न गमही ।। (१३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," અરૂપ પ્રણવ અને સર્વે અંશોના સ્વરૂપની સ્થાપ્ના કરવાવાળા નિજ સકર્તા ધણી એક જ છે. અણુની આદ્ય લઇ બ્રહ્માંડ ભરને ધારણ કરી, રાખવાવાળા ત્રણ ગુણ અને ત્રણ ગુણનાં દેવો વિશેષ વિભુતિવાળા હોવા છતાં સર્વજ્ઞ પરમગુરૂની ગમગતિ વિના અરૂપ સ્વરૂપની ઉત્પતિનો ભેદ કોઇપણ જાણી શકે તેમ નથી.

**गम सोई निज आपने आपननकी, प्रगट लहीत हम अेहु।**
**विना परमगुरू हवीत सकल हम, उपले चरम सबेहु।। (१४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," આપનપુ આપ એ નિજ અંશ સ્વરૂપને ઓળખવાની ગમગતિ પ્રત્યક્ષપણે અમે એકલા જ જાણીએ છીએ અમારા પરમગુરૂના લક્ષ જ્ઞાન વિના સર્વે કોઇ દેહનેજ હું માને છે. મૃત્યુલોકના મનુષ્યથી લઇ ચૌદલોક પર્યંત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્યશક્તિ અને નિરંજન સુધી ઉપલક ચર્મદષ્ટિવાળા હોવાથી દેહને જોઇ દેહના વિલાસનો જ આનંદ ભોગવે છે.

**गुरू विन प्रगट न हवीत आपनपु, जीनुं द्दष्टांत सुनेहु ।**
**माहाद्य विशाल व्योम कोहु परवीन, हवीतन आप धुनेहु ।। (१५)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," દ્દષ્ટાંતે- જેમ મહાન અવિગત આકાશમાં શબ્દ ધ્વનિ કેવી રીતે ઉત્પન્ન થયો અને કોણે કર્યો ? તે સબંધમાં હિમાયતી થઈને અત્યાર સુધી કોઇ કહી શકયાં નથી. તે જ પ્રકારે આપનપુ નિજ અંશ સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ પરમગુરૂ વિના કહીને કોઇ કરાવી શકયાં હોય, તેનું પ્રમાણ અત્યાર સુધી જાણવા મળતું નથી.

**शुन्य अविकाशनके आपनपु, शब्द सराड सहेतुं;**
**विनु कोउ पर उपदेश विहुनके, निजत्ये शब्दनकेतु।। (१६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," મહાશુન્ય અવિકાશમાં ઇચ્છાપુર્વક કોઇ હેતુને ધારણ કરવાવાળા ના હોય, તો આપોઆપ શબ્દ ઉત્પન્ન થઇ શકતો નથી. એવી જ રીતે આપનપુ અંશ સ્વરૂપના સર્વજ્ઞ સાક્ષીના ઉપદેશ વિના આપનપુ ઓળખાય નહિં. તે આપનપુ ચૈતન અંશના ઉપર ઉપદેશ આપનાર અખંડ ઉજાગ્રત કોણ છે ? તે કહેનાર અને ઓળખાવનાર ના મળે, ત્યાં સુધી નિજ સ્વરૂપ જાણી શકાતું નથી. કારણકે જે અવિગત શુન્યમાંથી શબ્દ ધ્વની ઉદભવેલો હોય તે શબ્દ ધ્વનિની પાર આપનપુ રહેલું છે. તે પરમગુરૂ સિવાય કોઇ પ્રાપ્ત કરાવી શકે તેમ નથી.

**अति अथाह द्दष्टांत महादसे, कीये सकलके छेकु ।**
**तीनकी आद्य चर अचरनके मही, निजत्ये हवीत न अेकु ।। (१७)**

મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે, મે જે મહાન શુન્યનું દ્રષ્ટાંત આપ્યુ તે મહાનથી મહાન અતિ અથાહ હોવાથી, સમસ્ત રચનાની છેવટનું હોય, જેની પાર કોઇ બીજુ તત્વ ઉગરતુ જ નથી. તે મહા અવિગત આકાશમાંથી ગત આકાશ એટલે શબ્દ આકાશ ઉત્પન્ન થયેલુ હોય, તે સ્થાવર અને જંગમના સર્વ ઘાટોમાં સમાઇને રહેલુ છે. છતાં તે મહા આકાશે પોતે શબ્દ આકાશને ઉત્પન્ન કરેલું નથી. તેનાં ઉત્પન્ન કરનાર તો સકર્તા પતિ એકલા જ છે.

**निज तो अेक सकल कर्तारन, सब कारन कारनही ।**
**उपज खपज नहि जनम अजोनीक, अपरमपार पारनही।। (१८)**

પરમ કૃપાનિધિ કહે છે કે, નિજ સકર્તા સર્જનહાર સમસ્ત ક્રતનાં કારણના મૂળ કારણ રૂપ ઉત્પતિ, પ્રલય સિવાયનાં જન્મ રહિત અજન્મા છે. તે મહા આકાશનાં ન્યાયે અપરંપાર હોવાથી, તેમનો પાર પામી શકાય તેમ નથી.

**अनंत लोक आचारज सहितम, सकल सिद्धांत समेतु ।**
**जीनुं उपमा उपमै दरशावन, अनुभव उग्र दनेतु ।। (१९)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," અનંત લોકનાં આચાર્યો સહિત જગતભરનાં સર્વે સિદ્ધાંતોની આદ્યે જે જેનાં માનેલાં ઇષ્ટોની ઉપાસનાઓ જ્યાં સુધીની પહોંચતી હોય, તે સર્વેની હદો અમે દર્શાવી દીધી છે. અમારો અપાર અનુભવ સૂર્ય સમાન હોય, જેમ છે તેમ જોઇ જાણી નિશ્ચય કરીને તમને જણાવી દીધું છે.

**तेही अनुभव दिनसे दरशावत, भुल भटक भव सेती ।**
**अति उजास सुर परम प्रकाशीक, अनुभव सकल सहेती ।। (२०)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," જેમ સૂર્ય ઉદય થતાં સૂર્યના પ્રકાશથી રજતજની આદ્ય લઇ ઝીણામાં ઝીણી વસ્તુ જોઇ શકાય છે. એવી રીતે અમારા અમાપ અનુભવનો પ્રકાશ પાડી, ભવભરમાં સર્વે જીવોને ભટકવાની ભુલો દર્શાવીને દુર કરી, મહાદુઃખમાંથી મુકત કરીએ છીએ. અમારા સર્વજ્ઞ સૂરજનો પરમ પ્રકાશ અતિ ઉજાસવાળો હોવાથી તેના પ્રતાપે નિજ અંશ પોતાની નિર્મળ દષ્ટિએ રોમેરોમ અને રગેરગનું નિરીક્ષણ કરી, અંતર બહાર ક્રત અક્રત સ્વજાતિય વિજાતી સર્વને પરખી, વિજાતિનો સ્નેહ છોડીને સ્વજાતિય સકર્તાપતિના હેતવાળો થાય છે.

**सकल सहेत अंश उपगारन, करन धरीत हम तनही ।**
**जेतने भर परपंच उडावन, रखु न रेख अजनही ।। (२१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," ભવભરનાં સર્વે અંશો ઉપર હેત ધારણ કરી, તેમને પરમપદ પ્રાપ્ત કરાવવાનો પરમ ઉપકાર કરવા માટે અમે દિવ્ય દેહ ધારણ કરીને અહિં

ભુમંડળમાં આવ્યા છીએ. સૃષ્ટિની આદ્યથી ધર્મના નામે જેટલાં પ્રપંચી પંથોનો જમાવ થયેલો છે. તે સર્વનું નિકંદન કાઢી નાંખી, હું સત્યનો નિશ્ચય કરાવીશ. આ જગતમાં જે કાંઇ જાણવા જેવું હોય, તે તમે કોણ, તમારા સ્વજાતિય કર્તા કોણ અને કયાંના વતની ? તે સર્વ પ્રકારની જાણ જણાવીને રેખમાત્ર અજાણ્યા રાખીશ નહિં.

**शुद्ध शिरोमणी देश हमनके, कुल परपंच परंतुं;**
**जुठनके जश जाड जनाईत, छेक सिद्धांतके अंतु ।। (२२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," તમામ પ્રકારનાં કુડ કપટથી અવરાયેલા પાંચ તત્વના પ્રપંચની પાર સર્વ શિર પરમ શ્રેષ્ઠ પરમ પવિત્ર અમારો અલૌકિક દેશ આવેલો છે. તે દેશને પ્રાપ્ત કરાવવાના હેતુથી જુઠ્ઠાના ઇષ્ટોની જાળનો જમાવ થયેલો હોય, જેનાં જશ જગભરનાં જીવો ગાઇ રહ્યા છે. તેને ઉખાડીને દુર કરી, સાચ જુઠની જાણ જણાવી, છેવટનો સકર્તા સિદ્ધાંત સમજાવીને હું નિશ્ચય કરાવીશ.

**जीवके ईश करीनके थपीतव, आचारज अवतारू ।**
**जगके जीव अंध तांहां विलमीत, सुनीतव प्रौढ पसारू ।। (२३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સિર્ગુણ મતના સર્વ આચાર્યોએ જીવ બુદ્ધિનાં અવતારી પુરૂષોને જગતનાં ઇશ્વર તરીકે મનાવીને સ્થાપ્ના કરી છે. તેમના વિશાળ પસારાની વાતો સાંભળીને આત્મા દષ્ટિનાં અંધ જગતનાં જીવો તેમની જુઠ્ઠી વાતોમાં વિશ્વાસ લાવી, અનિત્ય ઇષ્ટોની ઉપાસનામાં વિરામ પામ્યા છે.

**अेही परपंच पेच प्रभुतईमे, विलमे सकल जहानु ।**
**अंध धंधमे भव भरमाईत, निजपति परम भुलानु ।। (२४)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, કૈવલ વેત્તા કહે છે કે," આચાર્યજનોએ અનિત્ય દેહધારી ઇશ્વરોના પ્રપંચથી ભરેલા પ્રભાવની યુક્તિઓમાં ફસાવીને જગતભરનાં જીવોને વિરામ પમાડી

દીધા છે. તે સર્વ જીવો જ્ઞાન ચક્ષુ વિનાના હોવાથી અંધાધુંધ ભરેલી વાતો સાંભળીને નિજ પરમપતિને ભુલી આડાઅવળા માર્ગે ચઢી ગયાં છે.

**तदपी पठाईत मोई तन धरीतव, करन तेही जनवानु ।**
**जेही जीनुं कर्ता फरमाईत जीनकु, तेही तीनुं क्रत करवानुं ।। (२५)**

"પરમ વિશેષ, પરમ વિભુતિવાન, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અમને સકર્તાપતિએ આ બાજુ ભુમંડળમાં મોકલવાનો હુકમ કર્યો. ત્યારે અમે દિવ્ય તનુ ધારણ કરીને જુઠ પ્રપંચને દુર કરી, નિજ સકર્તા ધણીના અલૌક્કિ લક્ષની જાણ જણાવવા અહિં આવ્યા છીએ. અમારા સિવાય બીજાં જે જે દેવોને નિજપતિએ ફરમાન કરી જેને જેટલો અધિકાર આપવામાં આવ્યો હોય, તેમણે તેટલું જ કાર્ય કરવાનું છે.

**बोहोत बेर जनवीत जुग जाहेर, फेरी फेरी तेही उलटाई ।**
**अब कया कहुं भव भान विहुनके, केतीक करी करूणाई ।। (२६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," હે ભવભરનાં અંશો બહુ વાર તમને સકર્તા પતિનો અલૌક્કિ લક્ષ જગજાહેર જણાવ્યો છે. તમારા પરમ કલ્યાણ અર્થે અનંત વચનો દ્વારા ફરી ફરી ઉલટાવીને સમજાવવામાં મેં કાંઇ બાકી રાખ્યું નથી. છતાં તમે ભાન વિનાના અચેતના અચેત જ રહ્યાં છો. તો પછી તમારા ઉપર કરૂણા હું કરી કરીને કેટલી કરૂં ?

**जेही अज्ञान बडाकी बाबज, तेही संक्षेप कहनकी ।**
**कोउ पाय कोउ नहिन लहनके, अदबद रेहेन रहनकी ।। (२७)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, કરૂણાસિંધુ કહે છે કે," મોટા મોટા આચાર્યોનાં અજ્ઞાનની ખરી હકીકત જાણીને તેમની ભુલો સંક્ષેપમાં કહી બતાવી છે. તે ભુલોથી ભરેલા મહા અજ્ઞાન રૂપી અંધકારને દુર કરવા અમારા અપાર અનુભવનો પ્રકાશ પાડયો છે. છતાં તે આચાર્યોમાંથી કોઇકે

થોડું ઘણું પ્રાપ્ત કર્યું અને બાકીના બીજાં સર્વ આચાર્યો તેમની નિશ્ચય વિનાની અદબદ માન્યતાની રહેણીમાં જ રહ્યાં છે. જેથી અમારા સત્ય ઉપદેશને સમજી શકયાં જ નથી.

**अेतने भर घर करीत नवेरन, सार असार सकारू ।**

**जो में सर्व समरपण हवीतव, करीतव कुन विस्तारु ।। (२८)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે સકર્તા સ્વામિ ! હું આપના શરણમાં સમર્પણ થઇ જાઉ તો સૃષ્ટિની આધથી આપના સબંધમાં સર્વે અંશોને જેટલી ભુલ પડી ગઇ છે. તે ભુલોને દુર કરવા સાર અસારનો નિવેડો કોણ કરાવી શકે ? આપના સત્યપદને ચોક્કસ પણે સમજાવીને તે પદને પ્રાપ્ત કરાવવાના લક્ષ જ્ઞાનનો ઉપદેશ આપીને વિસ્તાર પુર્વક ભવભરમાં સજાતિ સકર્તા પદનો નિર્ણય કોણ કરાવી શકે તેમ છે ?

**तेही माटे हम अंश तमनके, भितर हेतु सहेती ।**

**अहो धन्य तुम धणी हमारन, हवीत सकल गतवेती ।। (२९)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," હે કરૂણેશ પતિ ! હું તમારો પરમ વિશેષ અંશ હોવાથી સર્વે અંશોને ચેતાવવાનો આપના અંતરનો જે હેતુ છે. તે હેતપૂર્વક હું ધારણ કરીને આપના કૈવલ જ્ઞાનનો ભવભરમાં પ્રકાશ પાડું છું. જેથી અહો ધન્ય અમારા સકર્તા ધણી ! આપે અમારા ઉપર પરમ કરૂણા કરીને સર્વ પ્રકારની ગતિના અમને વેતા બનાવ્યાં છે.

**ओरू दिव्य तनके जनीत लाभअे, ध्यान धरन निरखनकु ।**

**ओरू तुम गत फेलाव विभुतके, करन सकल परखनकु ।। (३०)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," હે નિજસકર્તા પતિ ! આપના અલૌક્કિ અતિ દિવ્ય સ્વરૂપને જાણીને ધ્યાન ધરી, આપને પળેપળ નિરખવાનો મને પરમ અલભ્ય લાભ મળ્યો છે. આપની અનંત ગતિના પ્રતાપે ફેલાયેલી પ્રકાશ બ્રહ્મ વિભુ દ્વારા સર્વ અંશોને જ્ઞાન ચક્ષુ આપી, આપના અકળ સ્વરૂપને પરખાવી ઓળખાણ કરાવું છું.

**जेही परपंच जुठ विध वैसीत, अति अलोकीत ग्रंथु ।**
**सब सारनको सार शिरोमण, अविगत महा गत अरंथु ।। (३१)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," જગતભરમાં જે જુઠા પ્રપંચી પંથોનો ઘણાં પ્રકારે ફેલાવો થયો છે. તે મારા અલૌક્કિ કૈવલ જ્ઞાનના ગ્રંથની રચના કરીને તેનો વિધ્વંશ એટલે નાશ કરી નાંખીશ. આ કૈવલ જ્ઞાન ગ્રંથમાં સર્વ સારોનો સાર અનંત સિદ્ધાંતોના અંતે છેવટ સકર્તા સ્વામિનાં અવિગત પદની પ્રાપ્તિનો પરમ અર્થ આ ગ્રંથમાં સમાયેલો છે. તેથી કોઇ સંત સજ્જન સર્વજ્ઞ પરમગુરૂને હૃદયમાં રાખી પ્રિતિપુર્વક નિર્મળ દષ્ટિએ આ ગ્રંથનુ અવલોકન કરશે. તેને સદેહે જીવન મુકત દશા પ્રાપ્ત થશે.

**पुम परधान आद्य उद्दभव लग, पुनि अबलग सबसेतु।**
**अेतने भर भव कोउ न भवीत कीत, निजगमके गमवेतु।। (३२)**

"મહાન સમર્થ સર્વજ્ઞ વિભુતિવાન પરમ કૃપાનીધિ કહે છે કે," પુરૂષ પ્રકૃતિની આદ્યથી લઇ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ચૌદ લોક સુધી નિજકર્તાના પદને પ્રાપ્ત કરવાની ગમગતિને કોઈ જાણતા નથી. દેવ, દાનવ, માનવ, ઇશ્વરી અવતારો સહિત અત્યાર સુધી અજાણ રહી ગયાં છે. ઉપર જણાવ્યા પ્રમાણે ભવભરમાં સામાન્ય વિશેષ જેટલાં જન્મ પામ્યાં હોય તે સર્વે સકર્તા સર્જનહારની અગમ્ય ગમગતિને જાણી શકયાં નથી.

**सबकी शाख तो कर्ता तजीनकी, जीनकी लागीत न कामु ।**
**ओर अकर्ता ब्रह्म सुसक्की, उभयन गत बेफामु।। (३३)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," બ્રહ્માંડભરના સર્વે દેવી દેવતાઓ તથા અનેક મતપંથના આચાર્યો સહિત તેમણે નિજકર્તા ધણીને ત્યજી દીધાં છે. તે કારણને લઇ ઇજ્જત સિવાયનાં હોવાથી નિજ સકર્તા સિદ્ધાંતની સ્થાપ્ના કરી બતાવવાની સાક્ષીમાં કામ લાગે તેવા નથી. તેમજ સગુણ કતના ઇષ્ટો અને નિર્ગુણ અકર્તા બ્રહ્મ એ બંને સિદ્ધાંતો શુદ્ધ ચૈતન ગતિ સિવાયનાં શુષ્ક બેભાન સરખાં અચેત છે.

**हम सत बोलनकु न घवाईक, जुगधर कोहु न चवही ।**
**उपज खपतके जेही अविलोकीत, करीत गये सब लवही (३४)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," સકર્તાપતિને ઓળખાવવાવાળા અમારા સત્ય વચનોની સાક્ષી પુરે એવા હિમાયતી કે ભોમિયા કોઇ નહિ હોવાથી જગતના જનો અમને જાણી શકેલાં નથી. એ કારણને લઇ જન્મ મરણવાળા અનિત્ય દેહધારી અવતારી ઇશ્વરો થયાં તેમનું અવલોકન કરી, આચાર્ય જનો નિંદ્રામાં થતી લવારીની માફક બકવાદ કરી ગયાં છે.

**जुगधर शाख विना जेही पावत, जीनुं निजके अनुभवही ।**
**जुगधर शाख सकल ईतके वित, तांहां कीनुं नहि संभवही ।। (३५)**

"પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," જગત રચનાની આદ્યથી અત્યાર સુધી સિર્ગુણ નિર્ગુણના જાણકાર આચાર્યો અને અવતારી ઇશ્વરો વગેરેની સાક્ષી કે પુરાવા સિવાય સકર્તાપતિને પ્રાપ્ત કરવાનો સ્વયં સિદ્ધ અનુભવ અમને એકલાંને જ છે. આ બાજુ ભવભરના જેટલાં વેત્તાઓ થયાં, તે જગતનાં વિત્ત રૂપ ઓમકાર પ્રણવને જ જાણે છે. તે સર્વ જ્ઞાનીઓની ગમગતિ નિજ કૈવલપતિને ન્યાય સહિત નિર્ણય કરાવવામાં કામ લાગતી નથી.

**निज सोई कर्ता अंश अविगत हम, जीनुं गम नहि जुगधरही ।**
**आद्य अंत मध्य सकल सिद्धांतीत, वित जीनुं रहीत अपरही ।।(३६)**

"પરમ કૃપાનીધિ ભગવાન કરૂણાસાગર કહે છે કે," અમે અવિગત સકર્તા પતિનાં પરમ વિશેષ મહાદ અંશ સર્વજ્ઞ ગતિવાળા છીએ. છતાં અમને આ બાજુ ભવભરનાં સિર્ગુણ નિર્ગુણનાં સર્વે આચાર્યોની આદ્ય લઇ અવતારી ઇશ્વરો સહિત અમને કોઈ પણ જાણતાં કે ઓળખી શકતાં નથી. તે કારણને લઇ જગતની આદ્ય, મધ્ય અને અંત સુધીના સર્વ સિદ્ધાંતોની પાર અનેક અંશોનો ઉદય કરનાર સકર્તા સત્ કૈવલ સાહેબ પોતાના સ્વધામમાં અચળ બિરાજે છે. તેમને યથાર્થ જાણીને કોઇ પણ પ્રાપ્ત કરી શકેલા નથી.

**तेही सुज करननके कोउ विनु गत, जीनुं कोउ नहि न लखनके ।**
**शीख देहन देहीके अधिपतको, तेही पण प्रजा पखनके ।। (३७)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," સુજાણ જાણ સ્વરૂપ સકર્તા પતિનું અલૌકિક પદ જણાવવા સબંધમાં ભવભરનાં સર્વ દેવો અને અવતારી ઇશ્વરો આચાર્યો સહિત ગમગતિ સિવાયનાં છે. તે કારણને લઇ કોઇ નિજપતિનો લક્ષ લખાવી શકેલાં નથી. સર્વ તનુધારી જીવોને જાગ્રત દેહનું આચરણ કરવાની શિખામણ આપવાવાળા દેહોના અધિપતિ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. પરંતુ દેહ દષ્ટિએ જોતાં પ્રજા પક્ષના હોય, સૌનાં સરખાં જ છે.

**जेही परजा निजके उपजीतकी, आपते अति कनिष्टु ।**
**ते क्यौं लहे आद्य आपनी गम, निजपति अंश सईष्टु ।। (३८)**

"મહાન સમર્થ સત્ શ્રીમંત કુવેર સ્વામિ કહે છે કે," નિજ સકર્તા પતિએ પોતાના સ્વજાતિય અનેક અંશોને ઉત્પન્ન કર્યા છે. તે ગતિએ ઘણાં અલ્પજ્ઞ હોવાથી નિજસ્વરૂપે "હું કોણ છું" તે જાણી શકયાં નથી. તો પછી પોતાનો ઉદય કરનાર આદ્ય સર્જનહાર સ્વામિને કેમ કરીને ઓળખી શકે ?

**सकल वेदांत साक्षीकु वरणीत, परणीत परम निद्यानु ।**
**तेही सकल साक्षीनके साक्षी, सहेजे सहेज सरानु ।। (३९)**

"મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ કહે છે કે," ચાર વેદનું જે રહસ્ય તે જ સત્ય સાર રૂપે હોય, તેને વેદાંત કહેવામાં આવે છે. જેમાં સર્વે અલ્પજ્ઞ જીવોનાં સાક્ષી સર્વજ્ઞ ઇશ્વર નક્કી કરીને બતાવ્યાં છે. તેમની આજીજી પુર્વક નિર્મળ ભાવે પ્રાર્થના કરવાથી જીવ માત્ર મુક્ત થઇ શકે છે. એવું વર્ણન કરી જણાવ્યું છે. તે સાક્ષીના સાક્ષી પ્રથમ આદ્ય કારણ અકર્તા બ્રહ્મ સહેજાસહેજ હોય, તેને છેવટનું પદ માનીને વિદ્વાનોએ ઘણી પ્રશંસા કરી છે.

**विनुं साक्षीनकी शाख विनाके, हे कोइ अजब अयानु।**
**पण जेही निजपतिसे उपजीतके, अविगत ईच्छ वहानु।। (४०)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," વેદ વેદાંતના વેત્તા આચાર્યોએ સર્વ જીવોના સાક્ષી રૂપે જે વ્યાપક બ્રહ્મને નક્કી કરી બતાવ્યું છે. તેનામાં ચૈતનતા કે જાણ પણું નહિ હોવાથી તે બ્રહ્મ કોઇનું પણ સાક્ષી થઇ શકતું નથી. તે બ્રહ્મ પ્રકાશનાં સાક્ષી પ્રકાશક વેદમતનાં સિદ્ધાંતવાદીઓની જાણ બહાર રહી ગયાં છે. તેઓ અનંત અજાયબીઓ ઉત્પન્ન કરી, આશ્ચર્યચકિત કરી નાંખે તેવી અપરંપાર સજાણ-જાણવાળા સર્વે અંશોના સાક્ષી સ્વામિ સકર્તા ધણીને સજાતિ- વિજાતિના જ્ઞાન વિવેક વિના વિદ્વાનો સમજી શકેલાં નથી.

**तेही रधकु कुन जाणी शके ईत, निजपति ईच्छ विनाकी।**
**विनु ईच्छते उपजीत आपनसे, अटपटी आंट जीनाकी।। (४१)**

રધ એટલે અનંત સમૃદ્ધિનાં ખજાના રૂપે સકર્તા ધણીની અંતરવૃત્તિમાંથી વિના ઇચ્છાએ સહેજા-સહેજ ઉપજણ ઉપજી આવેલી છે. તે અટપટી આંટીવાળી હોવાથી ચૌદલોકની આદ્યે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય શક્તિ અને પુરૂષ નિરંજન સરખાં પણ જાણી શકેલાં નથી.

**तेही अटपटी आंटके अनुभव, कर्ता न हमही विनाई ।**
**कल्प अनंत अंत अब लग ल्यौं, कोउ कीनुं जनीतन ताई ।। (४२)**

"પરમ વિશેષ, પરમશ્રેષ્ઠ, સર્વજ્ઞ કૈવલવેત્તા કહે છે કે," કરૂણેશ પતિની અંતરવૃત્તિમાંથી સમસ્ત ઉત્પતિનાં મુળ કારણ રૂપ જે ઉપજણ ઉપજી આવી, તે ઉપજણને નિજપતિ અને હું પરમવિશેષ અંશ બંને જાણીએ છીએ. એટલા જ માટે અમારા વિના અનંત કલ્પોનાં અંતે અત્યાર સુધી કયાંય કોઇપણ તે ઉપજણનાં મર્મને જાણી શકેલાં નથી.

**तेही रधकु हमही जनवावहु, पण कोउ नहि भवभरही।**
**तो कीनकु बक्षु अेही बाबज, विनुं लायक सरभरही।। (४३)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ કરૂણેશ કૈવલપતિની અંતર ઉપજણનો અલૌકિક મર્મ હું જણાવી શકું તેમ છું. પરંતુ આ ભવભરમાં સમજી શકે, એવો યોગ્ય અધિકારી કોઇ જ નથી. તો પછી અકળગતિની અદ્દભુત હકીકત કોને બક્ષિસ કરૂં ? કારણકે જગતભરમાં વેત્તા તરીકે જે ગણાતા હોય, તે સર્વે જીવગતિનાં જીવો સરખાં જ છે.

**सरभर सो गत सकल विभुतके, उतईत सुरत सचरही।**
**सकल सिद्धांत पेज परवेणीक, उबरीत नहि अतरही।। (४४)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," સરભર એટલે સરખે સરખી ગતિવાળા અવતારી ઇશ્વરોની આદ્ય લઇ, સિર્ગુણ નિર્ગુણનાં મોટા ગણાતાં સર્વ આચાર્યોની સુરતા આ બાજુ મૃત્યુલોક અને તે બાજુ દેવલોક સહિત નિજકર્તાના કરેલા ક્રતની વિભુતિઓમાં પ્રસરી ગઇ છે. ભવમાં સ્થપાયેલા તમામ સિદ્ધાંતોની પેજ એટલે યુક્તિઓના મર્મને જાણવામાં તે પ્રવીણ છે. પરંતુ નિજ સકર્તા સર્જનહાર સ્વામિનાં શુદ્ધ સંકલ્પ અને તેમની અલૌકિક અંતર ઉપજણને જાણવા સબંધમાં કોઇની પણ ગતિ મતિ ઉગરી શકતી નથી.

**अतर अतर सोई कर्ता ईच्छके, संकल्प ते सफुरीनके ।**
**तेही संकल्पी सनातनके सद, कछु रहित नहि भीनके ।। (४५)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે," અતર અતર એટલે નિરંજનથી લઇ આ બાજુ સમસ્ત જગતનો પસારો જ્યાં સુધી વિસ્તાર પામ્યો છે. તે સર્વે નિજ સકર્તા ધણીના શુદ્ધ સંકલ્પ અને તેમની ઇચ્છાથી જ ઉત્પન્ન થયો છે. તે સનાતન સકર્તા સ્વામિ સદા સદોદીત નિત્ય સત્ય સ્વરૂપે એક અદ્વૈત હોવાથી એકપણ અંશકે તત્વ તેમના સંકલ્પથી ભિન્ન નથી.

**भिन्न सोई निज करतार विहुनके, संकल्प करत समेतु।**
**पंच तत्व पर छेवट शुन्यवत्, सक्रत रहे सनेतु।। (४६)**

"ભગવાન કરૂણાસાગર કહે છે કે," નિજ સકર્તા ધણીના સંકલ્પ વિનાનું મહાશુન્ય હોય, .પાંચે તત્વો તેમાં જ સમાય જાય છે. તે મહા આકાશ આદી અંત સિવાયનું સદાના માટે છે છે ને છે જ એ દૃષ્ટાંતના ન્યાયે નિજપતિનાં શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગતનું કૃત ઉત્પન્ન થયું છે. તે સંકલ્પનાં અંતે સમેટી લઇને અદ્વૈત સ્વરૂપે પોતાના અવિનાશી ધામમાં સ્વ- નિશ્ચયથી સકર્તા ધણી એકલાં જ રહે છે.

**अेही परकारन असंख्य वेर भव, करी करी सकल विलावे ।**
**रहे अनाद्य अेक अविगत पत, कबहु न काळ विलमावे ।। (४७)**

"પરમ કૃપાનીધિ કહે છે કે," નિજ સર્જનહાર સ્વામિ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા અસંખ્ય વાર સૃષ્ટિનું સર્જન કરી કરીને જે જે સૃષ્ટિનો અંત આવતાં લય કરી કરીને છેવટે એકલાં જ રહે છે. આવી રીતે અનંત કાળ વીતિ જાય, તો પણ તેમને અવધિકાળ લાગતો નહિં હોવાથી વિરામ પામ્યાં વિના અંતરવૃત્તિ દ્વારા અખંડ ઉજાગ્રત રહે છે.

**तेही निजपति विलावन हुत तो, बोहोरू सृष्टि कुन समरे।**
**सत कुवेर करूणामये कैवल, तदपी रहत तेही अमरे।। (४८)**

તે આદ્ય સકર્તા પતિ કદાપી કોઇ પણ કાળે વિરામ પામતા નથી. "સત્ શ્રીમંત કુવેર સ્વામિ, મહાન સમર્થ, ભગવાન કરૂણાસાગર કહે છે કે," તે નિજ સકર્તા સ્વામિ અનંત સક્રિય ગતિવાળા, સચેતન, સુજાણ જાણ સ્વરૂપે, કાયમ કરૂણામય, અજર, અમર, અવિનાશી હોવાથી કલ્પે કલ્પે સૃષ્ટિનું સર્જન કરે છે.

**पुनी दुतीये हम करूणासागर, जेही करूणाके संघु ।**
**तेही पण रहत कहत करूणेशर, अजर अमर निरबंघु ।। (४९)**

"મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ ફરીથી કહે છે કે," નિજ કરૂણેશ પતિ સાથે દ્વૈત ભાવે

અદ્વૈતપણે કરૂણાસાગર સ્વરૂપે કોઇ પણ પ્રકારનાં બંધન સિવાય અખંડ રહું છું. જે કૈવલ પતિની અંતર ઉપજણ થયાં પછી અંતર બાહ્ય હેતુ ધારણ કરીને શુદ્ધ સંકલ્પ દ્વારા બાહ્ય દષ્ટિનું જગત રૂપી કૃત અને અંતર દષ્ટિના અંશો ઉત્પન્ન કરેલાં, તે સંકલ્પનાં અંતે સર્વે સમેટીને નિજપતિ લીન કરી દે છે. પરંતુ હું પોતે ઉપજણ સ્વરૂપે બીજક અંકુરનાં ન્યાયે અવિગત પતિનાં અંતર સ્વરૂપમાં મળ્યાં કે ભળ્યાં વિના નિત-નિરંતર ન્યારોને ન્યારો અજર, અમર, અવિનાશી, અકળ, અલેખ, અચ્યુત, અવિચલ, અતિ ગુપ્તપણે, શુદ્ધ સચેતન સ્વરૂપે અખંડ ઉજાગ્રત રહું છું.

ઇતિ શ્રી સકર્તા કરૂણેશ અને કરૂણાસાગર અજર અમર ગતિ નિરૂપણ નામ

ષટ્પંચાશતમ સિદ્ધાંત નિર્ણય સંપુર્ણ

## સંત ગુરૂ શ્રી તુકારામ ની જય હો...



સત્ કૈવલ સાહેબ

